## વિ. વેદાંતાચાર્ય-પુરાણેતિહાસાચાર્ય

## (એમ.એ. ફીલોશોફી)

## શાસ્ત્રી રાકેશ વિરચિત

# ‘‘પ્રમાણ સાહસ્ત્રી’’

## પ્રસ્તાવના

नमो नमः कारणवामनाय नारायणायामित विक्रमाय ।

श्री शार्ङ्गचक्रासिगदाधराय नमोऽस्तु तस्मै पुरुषोतमाय ॥

नमः पयोराशिनिवासकाय नमोऽस्तु लक्ष्मी पतययेऽव्ययाय।

नमोऽस्तु तेऽभीष्ट सुखप्रदाय नमो नमो भक्तमनोरमाय।।

नमो नमस्तेऽद् भुतकारणाय नमोऽस्तु ते मन्दधारकाय।

नमोऽस्तु ते यज्ञवराह नाम्ने नमो हिरण्याक्षविदारकाय।।

नमोऽस्तु ते वामन रुपमाजे नमोऽस्तु ते क्षत्र कुलान्तकाय।

नमोऽस्तु ते रावण मर्दनायनमोऽस्तु ते नन्दसुताग्रजाय॥

नमस्ते कमलाकान्त नमस्ते सुखदायिने।

श्रितार्तिनाशिने तुभ्यं भूयो भूयो नमो नमः॥ (स्कन्द)

કર્મઠને કર્મયોગ, જ્ઞાનીને જ્ઞાનયોગ તથા ભક્તને ભક્તિયોગનો ઉપદેશ આપવાની સાથે ગીતાચાર્ય શ્રીકૃષ્ણ વડે અવતાર તત્ત્વ સાધનાનો પણ ઉપદેશ અપાયો છે. સાધનાની આ પધ્ધતિ અર્જુને જાણવાની ઇચ્છા રાખી ન હતી. પરંતુ અકારણ કરૂણા વલય ભગવાન શ્રીકૃષ્ણે દયા લાવી આ ઉપદેશ આપી જ દીધો. પાર્થે સીધી રીતે આ બાબતમાં પુછેલું છે. ''अपरं भवतो जन्म परं जन्म विवस्वतः। कथमेतद् विजानीयां त्वमादौ प्रोक्तवानिति॥'' અર્થાત્ શ્રીકૃષ્ણ! આપ તો વાસુદેવનાં પુત્ર છો. આપ કહો છો કે આપ પહેલા વિવસ્વાનને આ યોગનો ઉપદેશ આપેલો, ત્યારે આપ ક્યાં હતા? (ગીતા ૪/૪)' આ પ્રશ્ન ના ઉત્તરમાં દયામયે પોતાનો પરિચય આપ્યો અર્થાત્ પોતાના સ્વરૂપનો પરિચય આપી જ દીધો. તેઓ પોતાને ગુપ્ત રાખી જ ન શક્યા પોતાનો સ્વભાવ તેઓએ બતાવવો જ પડ્યો. આ પ્રકરણ આવે છે.

ગીતાના ચર્તુથ અધ્યાયના આરંભમાં કેવલ પાંચ જ શ્લોકમાં આ પ્રકરણ છે. શ્લોક ૫ થી ૯ સુધી પ્રકરણ અધૂરૂ નથી પુર્ણ છે. ભગવાને પોતાનું હ્દય ખોલીને પોતાના પ્રિય સખા અને ભકત સામે રાખી દીધું. એટલું જ નહિ, તેઓએ સંસારને માટે પરમ પુરૂષાર્થનો અત્યંત સુલભ દ્રાર પણ ખોલી દીધો.

વાત કોઇ નવી નથી. પૌરાણીક અને ઘણી પૌરાણીક છે. અનન્ત અપૌરૂષેય વેદ ભગવાને ''अजायमानो बहुधा विजायते''- તે અજન્મા અનેક રૂપમાં જન્મ લે છે. (યજુ. ૩૧/૧૯) આમ કહી આ સાધનાનો ઉપદેશ આપેલો છે. પરંતુ વેદ ભગવાનના આ ઉપદેશે એક એવી મુશ્કેલી ઉપસ્થિત કરી દીધી કે જેને ઉકેલવામાં જ ઘણા વિદ્વાનો લાગી ગયા. શ્રુત્યાર્થ પ્રમાણે અજન્મા જન્મ ગ્રહણ કરે, સામાન્ય બુધ્ધિથી આ વાત સમજમાં આવતી નથી. આવવી પણ ન જોઇએ પણ વાત છે સંપુર્ણ સત્ય. આ શ્રુતિ વાકય છે, પણ સાધારણ પૌરુષેય વાકય નથી કે જેમા ભ્રમ, પ્રમાદ, વિપ્રલિપ્સા અને કર્ણાપાટવ જેવા દોષ સમ્ભવ હોય. શ્રુતિ વાકયમાં જે પણ કાંઇ કહેવાયુ છે તે કોઇ સામાન્ય વ્યકિતના સમ્બન્ધમાં નથી પણ સાક્ષાત પરંબ્રહમ પરમાત્માના સંબંધમાં છે. શ્રુતિ વાકયોની એ ઘોષણા છે કે તે સર્વેશ્વર અજન્મા હોવા છતા પણ અનેકો વખત જન્મ ગ્રહણ કરે છે. ભગવાન શ્રીકૃષ્ણે આ જ વાત પોતાના શબ્દોમાં અનુવાદ કરી છે. ભગવાનના આ શબ્દો સ્પષ્ટ છે. તેમાં કોઇપણ જાતની ઉલજન નથી તેઓએ કહ્યું.

''बहुनि मे व्यतीतानि जन्मानि.....।'' (ગીતા ૪/૫) અર્થાત્ 'મારા ઘણા જન્મ થઇ ચૂકેલા છે.' અને કોઇ હતે તો શ્રીકૃષ્ણને પુછતે કે 'આપે' કયાં કયાં જન્મોને ગ્રહણ કર્યા. કદાચ અર્જુનનુ પણ પુછી લે તે, પણ ભગવાને તેને માટે સમય જ કયાં આપ્યો? તેઓ તો કહેતા જ જતા હતા,

''अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन्।

प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥''     (ગી-૪/૬)

અર્થાત્ 'અર્જુન અવ્યકત, સમસ્ત ભૂતોનો ઇશ્વર અર્થાત સર્વેશ્વર હોવા છતાં હું પ્રકટ થાવ છું.' તે જ સમસ્યા પુનઃ આવી પડી અને પાછી વિશેષતા લઇને શ્રુતિ ભગવતી તો કેવલ અજન્માને જન્મ ગ્રહણ કરવાની વાત કરે છે. પરંતુ અહીં તો અજન્માને અવ્યકત અને સર્વેશ્વર પણ કહી દીધા, પણ આને સમસ્યા કેવી રીતે કહેવાય. કેમ કે ભગવાન શ્રીકૃષ્ણ તો સામે જ ઉભા હતા. જો તે સન્મુખ ન હતે અને એવુ ન કહે તે 'હું અજ, અવ્યય, સર્વેશ્વર હોવા છતા પણ પ્રગટ થાવ છું.' તો સંદેહને માટે અવકાશ હતે, પણ જયારે અજન્મા, અવ્યય, સર્વેશ્વર સામે ઉપસ્થિત હોય તો પછી અજન્માને જન્મ લેવામાં શંકાને સ્થાન જ કયાં રહયું. ભલે અજન્માનો જન્મ સંભવ ન હોય, પણ અજ અવ્યય, સર્વેશ્વરનું શ્રીકૃષ્ણના રૂપમાં પ્રગટ થવું એ સત્ય છે. અર્જુન આને સત્ય સમજતો હતો. ગીતા આજે પણ ડિંડિમઘોષ સાથે પોકારી પોકારીને આ સત્યની ઘોષણા કરે છે.

ઉપનિષદોમાં આવે છે કે 'પરમાત્મા પ્રવચનોથી નથી મળતા ન બહુ બુધ્ધિ કસવાથી મળે છે અને ન તુ ઘણુ સાંભળવાથી મળે છે, જે યોગ્ય અધિકારીનું દયા કરી પ્રભુ વરણ કરી લે છે. તેઓ સામે જ તેઓ પ્રગટ થાય છે.''नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमैवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्॥'' - આ પ્રમાણે જે સ્વયં જોઇ લે છે, તેને સંદેહ કેવી રીતે થાય? અર્જુનજીના મનમાં પણ સંદેહની સંભાવના નહી કરી શકાય. પરંતુ એ જાણવાની ઇચ્છા અવશ્ય રહી હશે કે 'આ અસમ્ભવ સમ્ભવ થાય છે કેવી રીતે?' ભગવાનના ઉપર્યુકત શબ્દોમાં આનું સમાધાન ઉપલબ્ધ છે. શ્લોકના ઉત્તરાર્થમાં ભગવાને કહયું છે કે 'હું મારા સ્વભાવનું અધિષ્ઠાન કરી સંકલ્પથી પ્રગટ થાવ છું' તાત્પર્થ એ નિકળે છે કે 'આ પ્રમાણે પ્રગટ થવું એ ભગવાનનો સ્વભાવ છે અને તે તેમનો પોતાનો સંકલ્પ છે.

જેને કારણે તેઓ પ્રકટ થાય છે' જે વ્યકિત પોતાની બુધ્ધિના વિશ્વાસથી ભગવાનને નથી જાણી શકતો, તે બુધ્ધિની કસોટી પર ભગવાનના સંકલ્પને ઓળખવા ઇચ્છે તો તે કયારેય પણ ઉચિત નથી. સર્વશકિતમાન પ્રભુના સંકલ્પની ભાળ કયારેય મળી શકતી નથી.

ભગવાન પ્રકટ થાય છે અને અર્જુનજીની સામે ભગવાન પ્રગટ રૂપમાં હતા. તેઓએ સમજી લીધુ કે ભગવાન પ્રગટ થાય છે અને તે મારી સામે ઉપસ્થિત છે. પરંતુએ આવશ્યક પ્રશ્ન હતો કે ''આ પ્રમાણે તેઓ કયારે કયા સમયે પ્રકટ થાય છે.'' આ પ્રશ્નનો ઉત્તર ભગવાને આ પ્રમાણે આપ્યો -

''यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।

अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥'' (ગી-૪/૭)

અર્થાત ''જયારે જયારે ધર્મનો હ્રાસ અને અધર્મની વૃધ્ધિ થશે ત્યારે ત્યારે હું પ્રગટ થાવ છુ.'' આનો અર્થએ નિકળે છે કે ભગવાનના પ્રાકટયનો કોઇ નિશ્ચિત સમય નથી. જયારે જયારે ધર્મના આદર્શથી સમાજ વિચલિત થઇ અધર્મ તરફ અગ્રેસર થાય છે ત્યારે ભગવાન પ્રગટ થાય છે. હવે પ્રશ્નએ થાય છે. કે ''તેઓના પ્રાગટયનું પ્રયોજન શું છે.?'' ભગવાને આ પ્રશ્નનો ઉત્તર પણ આપ્યો.

''परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।

धर्मसंस्थायनार्थाय सम्भवामि युगे युगे ॥ (गी. ४/८)''

અર્થાત્ સાધુઓના પરિત્રાણ, દુષ્ટોનો ઉધ્ધાર અને ધર્મની સંસ્થાપનાને માટે હું યુગ યુગમાં પ્રકટ થાવ છું.

ભગવાન પ્રકટ થાય છે સાધુઓના પરિત્રાણ માટે. સાધુ કોણ? જે ધર્મનિષ્ઠ છે તે સાધુ. જયારે ધર્મની સંસ્થાપનાને માટે ભગવાન પ્રકટ થાય છે, ત્યારે સાધુ પુરુષ ધર્મનું અનુષ્ઠાન કર્યા વગર સાધુ પુરુષોની કોટિમાં ગણાશે એ સંભવ નથી.

ધર્મનિષ્ઠ સાધુ પુરુષોના પરિત્રાણ માટે ભગવાન પ્રકટ થાય છે. અનિષ્ટની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિનું નામ ''પરિત્રાણ'' છે. ધર્મનિષ્ઠ સાધુ પુરુષ ભગવત્ પ્રાપ્તિને પોતાનું ઇષ્ટ અને ભગવાનની અપ્રાપ્તિને પોતાનું અનિષ્ટ સમજે છે. આવા ભક્તો ભગવાનના દર્શન માટે વ્યગ્ર થઇ જાય છે. ક્ષણ ક્ષણ નો વિયોગ પણ તેઓ માટે અસહ્ય થઇ જાય છે. આવા ભક્તોને દર્શન આપવા માટે ભગવાન પ્રકટ થાય છે. આ પ્રમાણે પોતાનો સાક્ષાત્કાર કરાવવો એ જ વાસ્તવિક પરિત્રાણ છે. આમ, જોવા જઇએ તો સામાન્ય રીતે પરિત્રાણનો અર્થ થાય છે. ''રક્ષા'' ભગવાન સાધુ પુરૂષોની રક્ષા માટે પ્રકટ થાય છે. આ કાર્યની પૂર્તિ માટે દુષ્ટોનો વિનાશ પણ આવશ્યક થઇ જાય છે. ભગવાન આને માટે પણ પ્રકટ થાય છે. પણ આ કાર્ય તો ભગવાન કેવલ પોતાના સંકલ્પ માત્રથી પણ કરી શકે છે, આને માટે પ્રગટ થવાની શુ આવશ્યકતા? વિચાર કરવામાં આવતા આ આવશ્કતામાં પણ ભગવાનની કૃપાની ઝાખી જોવા મળે છે. ભગવાન બધાના મિત્ર છે. તેઓ શત્રુઓ પ્રત્યે પણ વાત્સલ્ય ભાવ રાખે છે. આ પ્રમાણે તેઓ દ્વારા કરવામાં આવતો વિનાશ પણ વાસ્તવિક રીતે ઉધ્ધાર જ છે. તેઓના વરદહસ્ત મરનારા લોકો પણ વિષ્ણુ લોકમાં જ પહોંચી જાય છે. તાત્પર્થ એ નિકળે છે કે ભગવાન દુષ્ટોનો ઉધ્ધાર કરી તેઓની વાસ્તવિક રક્ષા કરે છે.

ઉપર્યુક્ત બે પ્રયોજનો સિવાય ભગવાનનું પ્રકટ થવામાં ત્રીજુ પ્રયોજન છે ''ધર્મની સંસ્થાપના'' ધર્મ છે તે સમસ્ત પદાર્થોનો ધારક પોષક અને સંરક્ષક અને ભગવાન છે ધર્મના સંસ્થાપક. કહેવુ ન પડશે કે આ ધર્મના સંસ્થાપનુ જ કાર્ય છે કે જેને માટે ભગવાને સાધુ પુરૂષોનું પરિત્રાણ અને દુષ્ટ પુરૂષોનો ઉધ્ધાર કરવો પડે છે. છતા પણ એ ન ભૂલવું જોઇએ કે જયારે દર્શન આપી ભગવાન સત્પુરૂષોની રક્ષા કરે છે અને દર્શન આપી દુષ્ટોનો ઉધ્ધાર પણ કરે છે, ત્યારે દર્શન આપીને જ ધર્મની

સંસ્થાપના પણ કરે છે. ભગવાનની આરાધનાએ પરમ ધર્મ છે. એને માટે ભગવાનનું દર્શન અપેક્ષિત છે. દર્શન આપી આરાધન કાર્યની આ આવશ્યકતાની પૂર્તિ ભગવાન કરે છે.

આ પ્રમાણે ભગવાને પોતાનું સ્વરૂપ પોતાનો સ્વભાવ પોતાનો પ્રકટ થવાનો સંકલ્પ, સમય અને પ્રયોજન બતાવી દીધુ. તેઓના સ્વરૂપમાં કર્મનું બંધન અથવા પ્રકૃતિનો સંસર્ગ સમ્ભવ જ નહી થઇ શકે. તેઓના સ્વભાવમાં સર્વજ્ઞતા અને સર્વ શક્તિમત્તા પ્રતિષ્ઠિત છે. તો પછી તેઓના સંકલ્પમાં સત્યતા કેમ ન હોય? સત્ય સંકલ્પ પ્રભુના પ્રાકટયનો સમય અને પ્રયોજન પણ એવો છે જેમાં અને જેને માટે તેઓનો અવતાર અનિવાર્ય થઇ જાય છે. ભગવાને એ પણ કહી દીધુ કે ''जन्मकर्म च मे दिव्यम् (गी . ૯)'' અર્થાત્ ''મારા જન્મ અને કર્મ દિવ્ય છે.'' સાંસારિક પુરૂષોના જન્મ અને કર્મમાં તથા ભગવાનના જન્મ અને કર્મમાં અન્તર છે. સાંસારિક પુરૂષોનો જન્મ અને કર્મ સાંસારિક હોય છે. તેમાં શરીરની દૃષ્ટિથી અવગતિ અને આત્માની દૃષ્ટિએ પ્રગતિનો ભાવ રહે છે. જયારે ભગવાનના જન્મ અને કર્મોમાં દિવ્યતા રહે છે આ દિવ્યતાથી અવતાર તત્ત્વ નિહિત છે.

આ અવતાર તત્ત્વની સાધનાને માટે આવશ્યક છે તેઓનું યથાર્થજ્ઞાન. જે આ પ્રમાણે ભગવાનના અવતાર તત્ત્વને સમજી લે છે, તેને માટે સાધનાની દીર્ઘ ચઢાઇ ચઢવી પડતી નથી. પ્રકરણનો ઉપસંહાર કરતા થકા ભગવાન કહે છે.

''एवं यो वेति तत्त्वत: । त्यक्त्वा देहं पुनर्जन्म

नैति मामेति सोऽर्जुन॥ (गीता म. /૯)''

અર્થાત્ '' આ પ્રમાણે જે પુરૂષ તત્ત્વથી જાણી લે છે તે આ શરીરનો ત્યાગ કરી પુન: જન્મને પ્રાપ્ત થતો નથી તે મને જ પ્રાપ્ત થાય છે.'' ભાવાર્થ એવો છે કે ''તેને આ જન્મ પછી પરમ નિ:શ્રેયસની પ્રાપ્તિ થાય છે.''

આ પ્રમાણે પ્રકૃત પ્રકરણનું અનુશીલન કરતાએ સિધ્ધ થાય છે કે અવતાર તત્ત્વનું ચિંતન ભગવત્ પ્રાપ્તિનું વિશિષ્ટ સાધન છે. ગીતાચાર્ય શ્રીકૃષ્ણ ભગવાને કર્મ યોગના પ્રસંગમાં ''मत्परः (२/६१),'' ''मयि सर्वाणि कर्माणि संन्यस्य (3/30),'' ''ज्ञात्वा मां शान्तिमच्छति (५/२९),'' જ્ઞાનયોગના પ્રકરણમાં ''सर्वभूत स्थितं यो मां भजति (६/३१)'' ''मद्गतेनान्तरात्मा (६/४७)'' તથા ભક્તિ યોગના પ્રકરણમાં ''मय्यावेश्य मनो येमांनित्ययुक्ता उपासते (१२/२) ઇત્યાદિ વચનો દ્વારા પોતાનો સમાવેશ કરી આજ અવતાર તત્ત્વ તરફ સંકેત કરેલો છે. ઉત્તમ પુરૂષ એવા પોતાના રૂપમાં ભગવતત્ત્વનુ સંબોધન આજ તત્ત્વના પ્રકાશન માટે જ છે અને અન્તમાં જયારે ભગવાને શરણાગતિ યોગને ઉપસ્થિત કર્યો તો ત્યાં પણ ''मामेकं शरणं ब्रज '' કહી આ જ અવતાર રૂપમાં શરણાગતિ કરવાની આજ્ઞા કરી છે. આવી સ્થિતિમાં અવતાર તત્ત્વની સાધનાની મહત્તાને સમજી તેનાથી લાભ ઉઠાવી શકાય છે. આ સાધનામાં ધર્મનિષ્ઠા અપેક્ષિત હોવાને કારણે ન તો અભ્યુદયમાં વિઘ્ન આવે છે અને ન તો ભગવત્ પ્રાપ્તિમાં કઠિનતા આવે છે. ભગવાનની કૃપા પર નિર્ભર રહેવાને કારણે આ સાધના બધા જ વિઘ્નોનું નિવારણ કરી સાધકને શ્રેય સુધી પહોંચાડે છે.

પ્રસ્તુત આ ગ્રંથમાં પણ ભગવાનના અવતાર તત્ત્વ પર જ પ્રકાશ પાડવામાં આવેલો છે. અને માન્ય ગ્રંથોના પ્રમાણો દ્વારા એ સ્પષ્ટરૂપે પ્રતિપાદન કરવામાં આવેલુ છે કે ગોલોક મધ્યે આવેલા અક્ષર ધામના અધિપતિ શ્રીદેવી ભૂદેવીથી વિભૂષિત ભગવાન શ્રીહરિના જે જે અવતારો થાય છે તે બધા જ અવતારો પૂર્ણ છે, અને બધા જ સર્વોપરી, સર્વાવતારી છે. આ ઉપરાંત માન્ય ગ્રંથોના પ્રમાણ દ્વારા બધા જ ધામોની એકતા તથા બધા જ અવતારોને શ્રી દેવી તથા રાધા દેવીનો અખંડ યોગ રહેલો છે એવુ પણ પ્રમાણ દ્વારા પ્રતિપાદન કરવામાં

આવેલુ છે. આશા છે કે આ ગ્રંથના અવલોકનથી કેટલાક મુમુક્ષુ ઓ જે અવતાર તત્ત્વ વિષે જે વિપરીત માન્યતા ધરાવે છે તેઓની તે પ્રમાણેની વિપરિત માન્યતા તે માન્યતાની આ ગ્રંથના અવલોકનથી દૂર થશે. અને તેઓને અવતાર તત્ત્વ વિષે યથાર્થ જ્ઞાન થશે. વિદ્વાનો આ ગ્રંથનું અવલોકન કરશે તો માનશુ કે તેઓએ આ ગ્રંથને ઉચિત ન્યાય આપ્યો અને અમારો પરિશ્રમ સાર્થક કર્યો.

**લિ.**

**ભક્ત પદરેણુ**

**શાસ્ત્રી રાકેશ**

**(વિ.વેદાન્ત, પુરાણેતિ-હાસ આચાર્ય,**

**એમ. એ. ફિલોસોફી)**

# :: <u>અનુક્રમણિકા</u> ::

૭.   શ્રી વારાહા અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૮.   શ્રીનૃસિંહ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૯.   શ્રીપરશુરામ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૦.  શ્રીહરિ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૧.  શ્રી વિરાટ નારાયણ સાથે શ્રીહરિની અનન્યતા

૧૨.  શ્રી વિષ્ણુ અવતાર  સાથે શ્રીહરિની અનન્યતા

૧૩.  શ્રી બુધ્ધ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૪.  શ્રી કલ્કી અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૫.  શ્રી નારદ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૬.  શ્રી સનકાદિક અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૭.  શ્રી કપિલ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૮.  શ્રી દત્તાત્રેય અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૧૯.  શ્રી યજ્ઞ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૦.  શ્રી ઋષભદેવ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૧.  શ્રી પૃથુ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૨.  શ્રી ધનવન્તરિ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૩.  શ્રી હયગ્રીવ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૪. શ્રી વેદવ્યાસાવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૫. શ્રી હંસાવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૬. શ્રી બલભદ્રાવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૭. શ્રીવાસુદેવાદિ વ્યુહાવતાર સાથે શ્રીહરિની અનન્યતા

૨૮. તિલ ચિહ્નો તથા શરીરના અંગ-ઉપાંગો પરથી ધામાધિપતિ શ્રીહરિ સાથે અવતારોની અભિન્નતા

(ગ) શ્રીહરિ તથા શ્રીકૃષ્ણ તથા બધા અવતારોના ધામની અભિન્નતા અર્થાત્ શ્રીહરિનું અક્ષરધામ તેજ શ્રીકૃષ્ણાદિ અવતારોનું અક્ષરધામ.

(ઘ) ભગવાન શ્રી હરિને દિવ્ય પત્નીયોગ

(ચ) 'શ્રીગોલોકના મધ્યે અક્ષરધામ' આ શબ્દમાં આવતા મધ્ય એટલે શું? તે શબ્દના અર્થનું વિવેચન.

(છ) શ્રીકૃષ્ણને મૂળ પુરૂષ માનનારાઓના મતનો પરિહાર.

## (ક) <u>શ્રીકૃષ્ણ તથા બીજા બધા જ અવતારોની સર્વોપરીતા, પૂર્ણબ્રહ્મતા તથા સર્વાવતારીતા ના પ્રમાણો</u>

### (૧) <u>શ્રીકૃષ્ણાવતારની સર્વોપરીતા,પૂર્ણબ્રહ્મતા તથા સર્વાવતારીતા ના પ્રમાણો :-</u>

- ''यस्मात्क्षरमतीतोऽहमक्षरादपिचोतमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरूषोत्तमः॥ '' હું ક્ષરથી પર છું અને અક્ષરથી ઉત્તમ છુ. એટલા માટે લોકમાં (ધર્મશાસ્ત્રોમાં) તથા વેદમાં પુરૂષોત્તમ નામથી પ્રસિધ્ધ છુ. (ગીતા/અ. ૧૫/૧૮ આથી શ્રીકૃષ્ણે સ્વમુખે પોતાની ક્ષર અક્ષર કરતા શ્રેષ્ઠતા - સર્વોપરીતા કહી.)
- ''मत्तः परतरं नान्यत्किंचिदस्तिधनंजय। मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव॥ '' હે ધનંજય! મારાથી શ્રેષ્ઠ - સર્વોપરી બીજુ કંઇ નથી દોરામાં મણકાની પેઠે આ બધુ મારામાં પરોવાયેલું છે (ગીતા ૭/૭ આથી સ્વમુખે શ્રીકૃષ્ણે પોતાની ઇતર સમસ્ત કરતા પોતાની શ્રેષ્ઠતા કહી)
- ''वासुदेवःपरंब्रहमश्रीकृष्णःपुरूषोत्तमः। '' વાસુદેવ પરંબ્રહમ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ (વાસુદેવ માહાત્મ્ય - ૨/૧૧ અહી વાસુદેવ શ્રીકૃષ્ણને જ જીવ, માયા, ઇશ્વર અને અક્ષરથી પણ પર પરંબ્રહ્મ પુરુષોત્તમ કહી તેઓની સર્વોપરીતા કહી.)
- ''नारायणं वासुदेवं परंब्रहमाखिलेश्वरम् । पुरूषोत्तममेवैकंविनास्यानापरःपति॥ '' વેદાદિ શચ્છાસ્ત્રોમાં જેને વાસુદેવ, પરંબ્રહમ, સર્વેશ્વર, પુરૂષોત્તમ આદિક ગુણાનુ ગુણ નામથી નિરૂપણ કર્યા છે તે એક નારાયણ ભગવાન વિના આ લક્ષ્મી કન્યાનો બીજો કોઇ પણ પતિ થવાને યોગ્ય નથી. [વાસુ./મહા/૧૪/૩૪ - આથી વાસુદેવ શ્રીકૃષ્ણને જ પરંબ્રહમ તથા સર્વેશ્વર ( સર્વ ઇશ્વરોના ઇશ્વર ) પુરૂષોત્તમ કહયા. પુરૂષોત્તમ શબ્દ એ સર્વોપરીનો પર્યાય છે જેમ ગીતા ૧૫-૧૮

માં ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છે ''यस्मात्क्षरमतीतोऽहमक्षरादपिचोतमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरूषोत्तमः॥'' અહીં શ્રીકૃષ્ણે સ્વમુખે જ ક્ષર અક્ષર કરતા પોતાની શ્રેષ્ઠતા- સર્વોપરીતા કહી છે. ]

- ''वासुदेवः परंब्रहम बृहत्यक्षरधामनि। आदावेकोऽद्वितीयोऽभून्निर्गुणो दिव्य विग्रहः॥ '' સૃષ્ટિના પૂર્વકાળમાં એક આદ્વિતીય નિર્ગુણ વાસુદેવ પરંબ્રહમ પરમાત્મા સર્વોકૃષ્ટ (સર્વોપરી) અક્ષર ધામમાં દિવ્યમૂર્તિથી વિરાજમાન હતા. (વાસુ. મહા. ૨૪/૨ આથી વાસુદેવ શ્રીકૃષ્ણની સર્વોપરીતા કહી.)
- ''न वासुदेवात् परमस्ति पावनं वासुदेवात् परमस्ति मङ्गलम्। न वासुदेवात्परमस्ति दैवतं न वासुदेवात्परमस्ति वाञ्छितम्॥ '' હે નારદ શ્રી વાસુદેવ શ્રીકૃષ્ણ થકી પર (સર્વોપરી) બીજુ પાવન કોઇ નથી. વાસુદેવ થકી પર મંગળ કોઇ નથી. વાસુદેવ થકી પર દૈવત કોઇ નથી. વાસુદેવ થકી વાંછિત કોઇ નથી એક વાસુદેવ ભગવાન જ પરમ પાવન પરમ મંગળ દૈવત અને પરંવાંછનિય છે. (વાસુ. મહા. ૨૫/૬૯ આથી વાસુદેવની સર્વોપરીતા કહી.)
- ''तमात्मनो मातुलेय सर्वकारणकारणम्। निशम्याश्चर्यजलधौ निमज्जमहामति॥'' મહા બુધ્ધિ યુધિષ્ઠિર પોતાના મામા વાસુદેવના પુત્ર વાસુદેવ શ્રીકૃષ્ણને સર્વ કારણના કારણ સાંભળી સમજીને પરમ આશ્ચર્ય સાગરમાં ડુબી ગયા. (વાસુ. મહા./૩૨/૧૩ આથી વાસુદેવ શ્રીકૃષ્ણની સર્વકારણતા (સર્વનિયંતા સર્વોપરીતા કહી.)
- ''यूयं नृलोके बत भूरिभागा, लोकं पुनाना मुनयोऽभियन्ति। येषां गृहानावसतीति साक्षाद्, गूढं परंब्रहम मनुष्यलिङ्गम्॥'' હે યુધિષ્ઠિર! આ મનુષ્ય લોકમાં તમારા બધાનું ભાગ્ય અત્યંત પ્રશંસનીય છે, કારણ કે તમારા ઘરમાં સાક્ષાત્ પરંબ્રહમ પરમાત્મા શ્રીકૃષ્ણનામ ધારણ કરી મનુષ્યરૂપે ગુપ્ત રીતે નિવાસ

કરે છે. તેથી જ સઘળા સંસારને પવિત્ર કરી દેનારા ઋષિમુનિઓ વારંવાર તેમનાં દર્શન કરવા માટે ચારે બાજુએથી તમારી પાસે આવતા રહે છે. (ભાગ. ૭/૧૫/૭૫ - આથી શ્રીકૃષ્ણની સાક્ષાત્ પરંબ્રહમતા કહી. પરંબ્રહ્મનો અર્થ કરતાં આચાર્ય રઘુવીરજી મહારાજ કહે છે 'જે જીવ, ઇશ્વર, માયા, અને અક્ષરબ્રહ્મ થકી પણ પણ સ્વરૂપ સ્વભાવાદિથી ઉત્કૃષ્ટ હોય તે પરંબ્રહ્મ કહેવાય- સર્વમંગલ સ્ત્રોત્રમ્ - રઘુવીરજી મહારાજજીકૃત ભાવપ્રબોધિનિ ટીકા પરંબ્રહ્મ શબ્દ સર્વોપરીનો બોધક છે.)

- ''श्रृत्वा कृष्णं परंब्रहम पार्थः परम विस्मितः।'' ભગવાન શ્રીકૃષ્ણ જ પરંબ્રહ્મ છે આ સાંભળીને યુધિષ્ઠિરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ (શ્રીમદ ભાગવત /૭/૧૫/૭૯ - આથી શ્રીકૃષ્ણની પરંબ્રહ્મતા કહી.)
- ''वसुदेवगृहे साक्षात् भगवान पुरूषः पर। '' વસુદેવજીના ઘરે સ્વયં પુરૂષોત્તમ ભગવાન પ્રગટ થશે. (ભાગ. ૧૦/૧/૨૩ - અહીં આવતા ભગવાન શબ્દમાં 'ગ કારનો' અર્થ જ રામાનુજાચાર્યના શિષ્ય પરાશર ભટ્ટાચાર્યે વિષ્ણુસહસ્રનામભાષ્યમાં ''नेता गमयितास्रष्टा'' કરેલો છે અને નેતાનો અર્થ ''નિયંતા'' એવો થાય છે. અને નિયંતાનો અર્થ કોશ પ્રમાણે ''ઉપરી'' થાય છે. અર્થાત્ જે બધાના ઉપરે હોય તે જ સર્વોપરી કહેવાય. અહીં શ્રીકૃષ્ણને ભગવાન્ કહ્યા હોય તેમની સર્વોપરીતા સ્પષ્ટ પણે પ્રતિપાદિત થાય છે.)
- ''एते चांशकलापुंस कृष्णस्तु भगवान स्वयम्।'' આ બધા ભવ, બ્રહમા, મનુ ઇત્યાદિ તો ભગવાનના અંશ-કલા અવતાર છે પણ શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે. (ભાગ. ૧/3/૨૮ - આથી શ્રીકૃષ્ણની ભગવાનતા કહી.)
- ''अर्हतिहृयच्युतः श्रैष्ठयं भगवान् सात्वतां पतिः। एषवै देवताः सर्वादेशकाला धनादयः। यदात्मकमिदं विश्वं क्रतवश्चयदात्मकाः। अग्निराहुतयो मन्त्रासाङ ख्यं

योगेश्व यत्पर: ॥ एकएवाद्वितीयोऽसावैतदात्म्यमिदंजगत्। आत्मानाऽऽत्मश्रय: सभ्या: सुजत्यवति हन्त्यज: ॥ विविधानीह कर्माणि जनयन् यदवेक्षया। इहते यदयं सर्व: श्रेयो धर्मादिलक्षणम्॥'' સહદેવ કહે છે. યાદવ શ્રેષ્ઠ ભકત વત્સલ ભગવાન સદસ્યોમાં સર્વશ્રેષ્ઠ તથા અગ્રપૂજાને પાત્ર છે કેમ કે તેઓ સમસ્ત દેવતાઓના રૂપમાં છે અને દેશ, કાળ, ધન વગેરે જેટલી પણ વસ્તુ છે તે બધાના રૂપમાં છે. આ સંપુર્ણ વિશ્વ શ્રીકૃષ્ણ રૂપમાં છે. આ સંપુર્ણ વિશ્વ શ્રીકૃષ્ણનું જ રૂપ છે. બધા યજ્ઞો તથા અગ્નિ, આહુતિ, મંત્રો રૂપે પણ તેઓ જ છે. જ્ઞાન માર્ગ તથા કર્મ માર્ગ પણ તેઓની જ પ્રાપ્તિમાં કારણ છે. શ્રીકૃષ્ણ જ સર્વ જગતના આત્મા છે તેઓ એક અદ્વિતીય છે. તેઓ પોતે જ પોતામાં સ્થિત છે અને જન્મ, અસ્તિત્વ વૃધ્ધિ વગેરે છ ભાવવિકારોથી રહિત છે તેઓ પોતાના સંકલ્પથી જગતની ઉત્પતિ સ્થિતિ (નિયમન) તથા પ્રલય કરે છે આ સંસાર શ્રીકૃષ્ણથી જ ધર્મ-અર્થ-કામ અને મોક્ષ આચાર પુરૂષોર્થને પ્રાપ્ત કરે છે. (ભાગ. ૧૦/૭૪ ૧૯ થી ૨૨ - અહીં ભગવાન શબ્દનો પ્રયોગ થયો છે તથા સ્થિતિ (નિયમન) શબ્દનો પ્રયોગ છે જે શ્રીકૃષ્ણની સર્વોપરિતાનો ધોતક છે.)

- ''त्वं ब्रह्म परमं साक्षात् अनाद्यन्तम् पावृतम्। सर्वेषामपि भावानां त्राण स्थित्यप्य योद्भव: ॥ '' ઉધ્ધવજી બોલ્યા હે પ્રભુ! તમો સાક્ષાત્ પરંબ્રહ્મ છો નથી તમારો કોઇ આદી કે નથી તમારો અંત, સમસ્ત પ્રાણીઓની ઉત્પત્તિ સ્થિતિ (નિયમન) તથા પ્રલય કરનાર પણ તમો જ છો. (ભાગવત-૧૧/૧૬/૧ -અહીં સ્થિતિ-નિયમન શબ્દ શ્રીકૃષ્ણની સર્વોપરીતાનો ધોતક છે.)
- सत्य सत्य पुन: सत्यमृद्वृत्य भुजमुच्यते। वेदाच्छास्त्रं परं नास्ति न देव:केशवात्पर: ॥'' ભગવાન વેદ વ્યાસ બોલ્યા હું હાથ ઉંચા કરીને વારંવાર

કહુ છુ કે વેદોથી કોઇ શ્રેષ્ઠ શાસ્ત્ર નથી અને કેશી નામના દૈત્યને મારનારા કેશવ શ્રીકૃષ્ણથી શ્રેષ્ઠ કોઇ દેવ નથી. (ગરૂડ-૧૦/૫૫)

- ''यत्तदक्षरमव्यक्तममृतं ब्रह्म शाश्वतम्। वदन्ति पुरूषव्याघ्र केशवं पुरूषर्षभम्॥ આ અવિનાશી પુરૂષોત્તમ શ્રીકૃષ્ણને જ અક્ષર, અવ્યકત, અમૃત અને સનાતન પરંબ્રહ્મ કહે છે. (મહાભારત/શાંતિપર્વ/૨૧૦/૧૪ આથી શ્રીકૃષ્ણને સનાતન પરંબ્રહ્મ કહયા આમ, અહીં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ કહી તેઓની સર્વોપરીતા કહી છે. - પરમ, ઉપરી, ઉત્તમ, શ્રેષ્ઠ આ બધા શબ્દો પર્યાયવાચી શબ્દો છે.)
- ''अनाद्यं तत्परंब्रह्म न देवा नर्षयोबिदुः। एकस्तद् वेद भगवान् धाता नारायणः प्रभुः॥'' તે શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ અનાદિ અને બધાથી પર છે તેઓને ન તો દેવતા જાણે છે ન ઋષિઓ. તેઓને તો એક માત્ર જગત પાલક નારાયણ જ જાણે છે. (મહા. શાંતિ/૨૧૦/૨૩ - આથી શ્રીકૃષ્ણની પરંબ્રહ્મતા તથા અનાદીતા કહી.)
- ''एष भूतपतिस्तात स्वध्यक्षश्चतथोत्यते।'' તાતકુન્તીનન્દન્ ! આ ભગવાન શ્રીકૃષ્ણ જ ભૂતનાથ અને બધાના અધ્યક્ષ નિયંતા કહેવાયા છે. (મહા. શાંતિ/૨૦૭/૪૧ - અધ્યક્ષનો એક અર્થ નિયંતા પણ કોશકારો એ કરેલો છે અને નિયંતાનો જ અર્થ ઉપરી થાય છે. આથી શ્રીકૃષ્ણની સર્વોપરીતા કહી.)
- ''योनिस्त्वमस्य प्रलयश्चकृष्ण, त्वमे वेदं सृजते विश्वमग्रे। विश्वं चेदं त्वद्वशे विश्वयोने, नमोऽस्तु ते शार्ङ्गचक्रा सिषाणे॥ '' હે શ્રીકૃષ્ણ આપ જ આ જગતના આદિ કારણ છે અને આપ જ તેના પ્રલયસ્થાન છે કલ્પના આરંભમાં આપ જ આ વિશ્વની સૃષ્ટિ કરે છે. વિશ્વના કારણ, આપને જ આધિન આ સંપુર્ણ જગત છે. હાથોમાં ધનુષ, ચક્ર અને ખંગ ધારણ કરવાવાળા પરમાત્મા આપને નમસ્કાર છે. (મહા. શાંતિ/૪૨/૧૬- અહી મૂળાં ''वश '' શબ્દ છે જેનો અર્થ

આધિન થાય છે. જે જગતના નિયંતા-ઉપરી હોય તેઓને જ સંપુર્ણ જગત આધિન હોય છે. આથી અહીં શ્રીકૃષ્ણની સર્વોપરીતા પ્રતિપાદિત થઇ.)

- ''भूतभृत् (महा.अनु./विष्णु सहस्र/श्लो. १६/६) આ નામની વ્યાખ્યા કરતા રામાનુજાચાર્યના શિષ્ય પરાશરભટ્ટાચાર્ય કહે છે. ''भूतानि विभर्तीति भूतभृत॥'' અર્થાત સંપુર્ણ જગતનું ધારણ અને પોષણ-સ્થિતિ (નિયમન્) કરવાને કારણે ભગવાન શ્રીકૃષ્ણ ભૂતભૃત શબ્દથી કહેવાય છે. (ભગવદ્ ગુણ દર્પણ ભાષ્ય/ અહીં સ્થિતિ શબ્દ નિયમનો વાચક છે. નિયમન એટલે ઉપરી., આથી શ્રીકૃષ્ણની સર્વોપરિતા કહી) તથા ''सत्त्वगुणमधिष्ठायभूतानि बिभर्ति पालयति धारयति पोषयतीतिवाभूतभृत॥'' અર્થાત્ સત્ત્વગુણના આશ્રયથી ભૂતોનું ભરણ-પાલન ધારણ અથવા પોષણ કરે છે એટલે શ્રીકૃષ્ણ ભૂતભૃત કહેવાય છે. (વિષ્ણુસહસ્રનામભાષ્ય/શાંકરભાષ્ય/૧૬/૬ - આથી ભરણ પોષણ અર્થાત્ નિયમન કરનારા શ્રીકૃષ્ણની સર્વોપરીતા કહી.)
- ''तदिदं ब्रह्म वार्ष्णेयम्।'' વૃષ્ણિકુળમાં (યદુકુળમાં) પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન છે. (મહા.ભા.શાં.મોક્ષ-૨૧૦/૧૧ અહીં ભગવાન શબ્દ શ્રીકૃષ્ણની સર્વોપરીતા સૂચવે છે.)
- ''कृषिर्भूवाचकः शब्दोणश्च निर्वृति वाचकः। तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते॥'' 'કૃષ' ભૂ, સત્તા, સત્યતા પરમેશ્વરના સત્યત્વ ગુણને કહે છે અને 'ણ' આનંદને કહે છે તે બંને ભાવની એકતા (સદાનંદ, સત્ય સ્વરૂપ, આનંદ સ્વરૂપ) કૃષ્ણ તે જ પરંબ્રહમ છે. (મહા. ભા. ઉ.પ. ૭૦/૫ આથી શ્રીકૃષ્ણની પરંબ્રહ્મતા રૂપ સર્વોપરીતા કહી.)

- ''अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा। मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जयः॥'' શ્રીકૃષ્ણ બોલ્યા સમસ્ત જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલયનું કારણ હું છું. હે ધનંજય મારાથી શ્રેષ્ઠ બીજુ કોઇ નથી. (મહા.ભા./ ભીષ્મપર્વ/ ગીતા - આથી ઉત્પત્તિ સ્થિતિ (નિયંતા) અને પ્રલયના કારણ શ્રીકૃષ્ણે પોતાને જ કહી પોતાની સર્વોપરીતા સ્વમુખે કહી)
- ''कृष्ण एव हि लोकानामुत्पतिरापि चाव्ययः। कृष्णस्य हि कृतेभूतमिदं विश्वं चराचरम्॥'' શ્રીકૃષ્ણ એ જ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના સ્થાન છે. શ્રી કૃષ્ણને માટે જ આ સ્થાવર જંગમ થયુ છે. (મહા. ભારત/સભા./૩૮/૨૩ - અહીં શ્રીકૃષ્ણને જગતની ઉત્પત્તિ સ્થિતિ (નિયંતા) અને પ્રલયના કારણ શ્રીકૃષ્ણને કહી તેઓની સર્વોપરિતા કહેવાય.)
- ''स्थित्युत्पत्त्यव्ययकरं यो मां ज्ञात्वा प्रयद्यते। अनुगृह्णाम्यहं त वै संसारान्मोचयामि च॥'' ભગવાન શ્રીકૃષ્ણ કહે છે જે મનુષ્ય મને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારનું કારણ સમજી મારૂ શરણ ગ્રહણ કરે છે. તેના પર કૃપા કરી હું તેને સંસાર બન્ધ નથી મુકત કરૂ છું. (મહાભારત/આશ્વ/અ. ૯૨-આમ શ્રીકૃષ્ણે સ્વમુખે પોતાની જગત કારણતા કહી પોતાની સર્વોપરીતા પ્રતિપાદન કરી.)
- ''त्वयि सर्वमिदं विश्वं यदिदं स्थाणु जङ्गमम्। त्वं हि सवँ विकुरूषे भूतग्रामं चतुर्विधम्॥'' આજે સ્થાવર જંગમ જગત છે, એ બધુ જ તમારામાં (શ્રીકૃષ્ણમાં) ઓતપ્રોત છે, પ્રતિષ્ઠિત છે. આપ જ ચાર પ્રકારના સમસ્ત પ્રાણિ સમુદાયની સૃષ્ટિ કરો છો. (મહા./આશ્વ./૯૨ - આમ શ્રીકૃષ્ણને જગત કારણ કહી તેઓની સર્વોપરિતા પ્રતિપાદન કરી.)

- ''क्रमणाद् व्यापहं पार्थ विष्णुरित्यभिसंज्ञितः।'' હે પાર્થ! મારી પ્રચુર કાન્તિ પૃથ્વિ અને અવકાશને વ્યાપ્ત કરીને સ્થિત છે. અથવા સર્વ ઠેકાણે ગમન કરવાથી હુ વિષ્ણુ કહેવાય છું. (મહા ભારત/૩૪૧/૪૨-૪૩-શાંતિપર્વ આથી શ્રીકૃષ્ણે સ્વમુખે પોતાની સર્વ વ્યાપકતા કહી જે જગત કારણ હોય તે જ સર્વાત્મા હોય.)
- ''वसन्ति त्वयि भूतानि भूतावास स्ततोभवान्।'' હે શ્રીકૃષ્ણ તમારામાં બધા જ ભૂતો રહેલા છે એટલે માટે તમો ભૂતાવાસ કહેવાવ છો (ઉત્તર મહાભારત (હરિવંશ) ૩/૮૮/૫૩ - જે સર્વેશ્વર હોય તેઓમા જ બધા ભૂતો રહેલા છે માટે જ શ્રીકૃષ્ણ સર્વેશ્વર કહેવાય છે. સર્વેશ્વર શબ્દ સર્વોપરીનો પર્યાયવાચક છે.)
- ''पिताहमस्य जगतः'' હું સંપુર્ણ જગતનો પિતા છું. એટલે સૃષ્ટિનો ઉત્પત્તિ કરનારો છુ. (મહાભારત/ભિષ્મપર્વ/ગીતા/૯/૧૭ અહીં સમસ્ત જગતની ઉત્પત્તિ કરનાર પોતાને કહી શ્રીકૃષ્ણે જગતનું નિયમન અને પ્રલય કરનાર પણ અધ્યાહારથી પોતાને કહે છે. નિયમન એ સર્વોપરીનો ધોતક છે.)
- ''कतमः परमो देवः कुतो मृत्यु र्बिभेति केनेदं विश्वं सञ्रातीति तदुहोवाच ब्राह्मणः कृष्णो वै परमं दैवतम्।'' બ્રાહ્મણે પુછ્યુ સર્વ શ્રેષ્ઠ દેવ કોણ છે? કાળ કોનાથી ડરે છે? કોના આધારે આ વિશ્વ ચાલે છે?ત્યારે તેઓને કહેવામાં આવ્યુ શ્રીકૃષ્ણ જ પરમ દૈવત છે. (અથર્વવેદ/ગોપાલ તાપનિય ઉપનિષદ્-૧/આથી વેદોએ શ્રીકૃષ્ણને જ પરમ (સર્વોપરી) દેવ કહ્યા.)
- ''विश्वं विभर्ति भुवनस्य नाभिः। '' જે પરમાત્મા શ્રીકૃષ્ણ સંપુર્ણ જગતના પોષક (સ્થિતિ કરનારા, નિયામક) તથા ધારક છે. (તૈત્તિરીયનારાયણોપનિષદ્ આમ શ્રુતિએ શ્રીકૃષ્ણનું નિયંતાપણુ કહી શ્રીકૃષ્ણની સર્વોપરિતા પ્રતિપાદન કરી.)

- ''स दाधार पृथिवीम्।'' તે પરમાત્મા શ્રીકૃષ્ણે પૃથ્વિને ધારણ કરી (યજુર્વેદ- ૪/૧/૮ - આથી શ્રીકૃષ્ણે સમસ્ત જગતના આધાર કહ્યા)
- દશમ સ્કંધનું તો તે રહસ્ય જે ઉપનિષદ્ વેદાંતને શ્રુતિ સ્મૃતિ તેમાં જે ને બ્રહ્મ, સૂક્ષ્મ, નિરંજન, ક્ષેત્રજ્ઞ, સર્વકારણ, પરંબ્રહ્મ, પુરૂષોત્તમ, વાસુદેવ, વિષ્ણુ, નારાયણ, નિર્ગુણ એવા નામે કરી જેને પરોક્ષપણેકહ્યા છે. તે તે આ પ્રત્યક્ષ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ વાસુદેવ છે.....(ગ.મ. ૩૯-અહીં શ્રીકૃષ્ણને જગત કારણ તથા પરંબ્રહ્મ કહી શ્રીહરિએ સ્વમુખે તેઓની સર્વોપરીતા કી. (ગ.મ. ૩૯)
- એ વાસુદેવ શ્રીકૃષ્ણ છે તે જ સર્વોપરી છે. (ગ.મ.૩૯)
- ''ह्दये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः। ज्ञेयः स्वतन्त्र इसोऽसो सर्वकर्मफलप्रदः॥'' અને તે ઇશ્વર છે તે જે તે જેમ હ્દયને વિષે જીવ રહયો છે તેમ તે જીવને વિષે અંતર્યામિ પણે કરીને રહયા છે. ને સ્વતંત્ર છે ને સર્વાજીવને કર્મફળ આપનારા છે એમ ઇશ્વરને જાણવા. (શિક્ષાપત્રી શ્લોક- ૧૦૭) આ પ્રમાણે અંતર્યામિ સર્વેશ્વરને નિરૂપીને એ સર્વેશ્વર બીજા કોઇ નહિ પણ શ્રીકૃષ્ણ જ છે એમ પ્રતિપાદવા ''स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरूषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्॥ '' અને તે ઇશ્વર તે કયા તો પરંબ્રહ્મ પુરૂષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે ઇશ્વર છે અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઇષ્ટદેવ છે ને ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વ અવતારના કારણ કે (શ્લો. ૧૦૮) આ શ્લોક છે. આ અર્થની પુષ્ટી માટે અર્થદીપિકા ટીકામાં ''एष वै भगवान साक्षात् '' ઇત્યાદિ પ્રમાણોનો ઉપન્યાસ કરી શ્રીકૃષ્ણની સર્વોપરીતા પ્રતિપાદન કરી.

- ''श्री कृष्णो भगवान् साक्षात् यो विष्णुः पुरूषोत्तमः। स एव सर्व भावेन सेवनीय मुमुक्षुभिः॥'' ભગવાન શ્રીહરિમાતા પ્રેમવતીને કહે છે કે હે માતે! જેને શ્રીકૃષ્ણ ભગવાન કહે છે વિષ્ણુ તથા પુરૂષોત્તમ કહે છે તે જ મુમુક્ષુઓએ સેવવા યોગ્ય છે. (સ.જી. ૧/૩૨/૯ આમ શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન કહી શ્રીહરિએ શ્રીકૃષ્ણની સર્વોપરિતા પ્રતિપાદી)
- ''श्री राधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ।'' શ્રીહરિ કહે છે જે રાધા રમણ સર્વેશ્વર છે જે બ્રહ્માદિક દેવોના પણ દેવ છે. (સ.જી. ૧/૫૨/૩ આથી શ્રીકૃષ્ણની સર્વેશ્વરતા તથા સર્વોપરિતા સ્વમુખે કહી.)
- કહીએ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ રે, વાસુદેવ વિષ્ણુ પરબ્રહ્મ રે. (ભક્ત ચિંતામણી/પ્ર. ૧૫૯/૬૩ - આમ શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ પરંબ્રહ્મ કહી નિષ્કુળાનંદ સ્વામીએ તેઓની સર્વોપરિતા કહી.)
- ''कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने। '' શ્રીકૃષ્ણથી પર કોઇ તત્ત્વ હોય તો તેને હું જાણતો નથી. (મધુસુદન સરસ્વતીકૃત મધુસુદની ગીતા. ટી./અ. ૧૩ આમ નિર્વિશેષ બ્રહ્મને ચરમ તત્ત્વ માનનારા અદ્વૈતમતના પ્રકાંડ પંડિત મધુસુદન સરસ્વતીએ પણ શ્રીકૃષ્ણને જ પરંતત્ત્વ સર્વોપરી તત્ત્વ માન્યા.)
- ''उपसंहार सर्वात्मन् रूपमेतच्चतुर्भुजम्। जानातु माक्षतारं ते कंसोऽयं दितिजन्मजः॥'' દેવકીજી ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા બોલ્યા હે બધાના આધાર ભૂત, તમારા આ ચતુર્ભુજ રૂપને સમેટીલો આ રાક્ષસ કંસ તમારા આ અવતારને જાણી ન લે (વિ.પુ. ૫/૩/૧૩ - આમ શ્રીકૃષ્ણને જગદાધાર કહી તેઓની સર્વોપરિતા પ્રતિપાદિત થઇ.)
- સિધ્ધાંત ને અનુરૂપ સર્વોપરી અને પરમ અનુપ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપોની સ્થાપના કરી. (હરિચરિત્રામૃત સાગર/૬/૭૮/૨૭)

- શ્રીરામ અને કૃષ્ણ આ બે અવતાર સર્વોપરી કહેવાય છે. (હરિચરિત્રામૃત સાગર-૧૬/૩૯/૧૨ આથી શ્રીકૃષ્ણશ્રી રામને સર્વોપરી કહયા.) ઇત્યાદિ આમ શ્રુતિ, સ્મૃતિ તથા સંપ્રદાયના પ્રબંધો પ્રમાણે શ્રીકૃષ્ણની સર્વોપરીતા પ્રતિપાદિત થઇ. હવે શ્રીકૃષ્ણની પુર્ણ બ્રહ્મતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

❖ ''अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्। यन्मित्रं परमानन्दं पूर्णँ ब्रह्म सनातनम्॥'' અહો, નન્દ વગેરે વ્રજવાસી ગોવાળોના ધન્ય ભાગ્ય છે. વાસ્તવમાં તેમનું અહો ભાગ્ય છે. કેમ કે પરમાનંદ સ્વરૂપ સનાતન પૂર્ણબ્રહ્મ એવા આપ તેમના સગાસંબંધી અને સુહુદ છો. (શ્રીમદ્ ભાગવત/૧૦-૧૪-૩૨) (ગ.અં.૨૮)

➢ ''रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। न चाणुमात्रं भिन्नानि तथाप्यस्मान् विमोहसि॥'' રામકૃષ્ણાદિ ભગવદરૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે તે રૂપોમાં અણુમાત્ર ભિન્નતા નથી. તથાપિ ભિન્ન હોય એમ અમને મોહ પમાડો છો. (નારદપુરાણ)

➢ ''परिपूर्णानि रुपाणि समान्यखिलरूपतः। तथाप्यपेक्ष्य मन्दानां द्रष्टि त्वामृषयोऽपि॥ परावरं वदन्त्येव ह्यभक्तानां विमोहनम्॥ '' રામ કૃષ્ણાદિ સમગ્ર રૂપો પરિપૂર્ણ છે. અને સર્વ પ્રકારે સમાન છે તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષા ઋષિઓ પણ અવર તમને કહે છે આ તો અભકતોને મોહ ઉપજાવવા માટે છે. પણ વસ્તુતાએ નથી. (ગરૂડપુરાણ)

➢ ''परिपूर्ण तमः साक्षाच्छीकृष्णो नान्त्र एव हि। एक कार्यार्थभागत्यकोटिकायँ चकारह॥ '' સ્વયં પરિપૂર્ણતમ ભગવાન શ્રીકૃષ્ણ જ છે. બીજો નથી. કારણ કે શ્રીકૃષ્ણે એક કાર્યના ઉદ્ધેશ્યથી અવતાર ધારણ કરી અન્યોન્યકરોડો કાર્યોનું સમ્પાદન કર્યુ. (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૧/૨૬)'

- ''कृष्णाय पूर्णपुरुषाय परात्पराय यज्ञेश्वराय परकारणकारणाय। राधावराय परिपूर्ण तमाय साक्षादू गोलोक धामधिषणाय नमः परस्मै॥'' ભગવાન શ્રીકૃષ્ણ ચન્દ્ર પૂર્ણપુરૂષ, પરથી પણ પર, યજ્ઞોના સ્વામી, કારણના પણ પરમકારણ પરીપૂર્ણ તમ પરમાત્મા અને સાક્ષાત્ ગોલોક ધામના અધિવાસી છે, એવા પરમપુરૂષ શ્રીરાધાવરને અમો આદર સહિત નમસ્કાર કરીએ છીએ (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૩/૧૫)
- ''धरधराय पूर्णाय स्वधाम्नेस्तरपाणये। सहस्त्र शिरसे नित्यंनमः संकर्षणायते। रेवतीरमणत्वंवे बलदेवोऽच्युताग्रजः। हलायुधः प्रलम्बध्नः प्राहिमां पुरूषोत्तम॥ '' આપ ધરણીધર પૂર્ણ સ્વરૂપ, સ્વયંપ્રકાશ, હસ્તમાં હલ ધારણ કરવાવાળા, સહસ્રમસ્તકોથી સુશોભિત તથા સંકર્ષણ દેવ છો, આપને નમસ્કાર રેવતી રમણ આપ જ બલદેવ તથા શ્રીકૃષ્ણના અગ્રજ છો. હતાયુધ તથા પ્રલંબા સુરનાનાશક છો. (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૧૦/૩૭ થી ૩૮/ આથી બલદેવજીને પૂર્ણ પુરૂષોત્તમ કહયા)
- ''परिपूर्ण तमं परात्परं कलवेणुध्वनिवाद्य तत्परम् ।'' તે પરિપૂર્ણતમપરાત્પર ભગવાન શ્રીકૃષ્ણ મધુર ધ્વનિથી વેણુ વગાડવામાં તત્પર હતા (ગર્ગ સહિતા/ગોલોક ખંડ/૧૧/૨૮)'
- ''नमः कृष्णचन्द्राय गोलोकपतये नमः। असंख्याण्डाधिपतये परिपूर्णतमाय ते॥'' ભગવન! આપ પરિપૂર્ણતમપરમાત્મા તથા અસંખ્ય બ્રહ્માંડોના અધિપતિ છો. આપ ગોલોકનાથશ્રીકૃષ્ણચન્દ્રને અમારા વારંવાર નમસ્કાર (ગર્ગસંહિતા/વૃન્દાવનખંડ/૧૨/૧૮)
- ''नमः श्रीकृष्ण चन्द्राय परिपूर्ण तमाय च। असंख्य ब्रहमाण्डभृते गोलोकपतये नमः॥'' શ્રીકૃષ્ણ ચન્દ્રને નમસ્કાર છે, પરિપૂર્ણતમપરમાત્મા તથા અસંખ્ય બ્રહ્માંડોનું

ભરણ-પોષણ કરવાવાળા ગોલોકાધિપતિને નમસ્કાર (ગર્ગસંહિતા/માધુર્યખંડ/૨૨/૫)''

- ''भूभारमाहर्तुमलं यदोःकुले जातौ युवांपूर्ण तमौ परमेश्वरौ। नमो युवाभ्यां मम दीनदीनं गृदं गताभ्यां जगदीश्वरौ परौ॥'' આપ બંને અર્થાત્ બલરામજી તથા શ્રીકૃષ્ણ પરિપૂર્ણતમ પરમેશ્વર છો અને ભૂતલનો ભાર ઉતારવા માટે આ યદુકુળમાં અવતરેલા છો. મારા જેવા અત્યંત દરિદ્રના ઘરે આવેલા આપને મારા નમસ્કાર આપ પરમાત્મા જગદીશ્વર છો. (ગર્ગસંહિતા/મથુરાખંડ/૬/૪)''
- ''नमः कृष्णाय कृष्णायै राधायै माधवाय च। परिपूर्णतमायै च परिपूर्णतमाय च॥ '' શ્રીકૃષ્ણ અને કૃષ્ણાને નમસ્કાર, શ્રીરાધા અને માધવને નમસ્કાર, પરિપૂર્ણ તમને નમસ્કાર (ગર્ગસંહિતા/મથુરાખંડ/૨૦-૪૯)''
- ''પુરણ બ્રહમ અખંડ અદ્વિત, જાણ્યા તમને જદુપતિ'' (દેવાનંદકાવ્ય/૬૧૩/૧૪)''
- ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ બ્રહમ છે. (હરિચરિત્રામૃતસા. ૧૦/૩૭/૨૫)''
- ''ભગવાન જે શરીર ધારણ કરે છે તેમા તેમનો પ્રતાપ તલભાર પણ ઘટતો નથી. (હરિ.ચ.સા. - ૨૦/૩૧/૧૧)''
- ''શ્રીકૃષ્ણ અને શ્રીરામ ભગવાન હતા (હ.સા./૮/૧૨/૧૧)''
- ''અને તે જ ભગવાન (અક્ષરધામના અધિપતિ) મત્સ્ય, કચ્છ, વરાહાદિકરૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે...... તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા.૧૮-આથી કૃષ્ણાવતાર પણ પૂર્ણ ઐશ્વર્ય અને પૂર્ણ શકિતથી યુકત જ હતો એમ શ્રીમુખે કહયું.)''

- ‘‘એવા કમલનયન શ્રીકૃષ્ણજી, તે અખિલ જગ આધારજી, એ છે અક્ષર કે શ આત્મા, સર્વજ્ઞ શ્રી ભગવાન (મુકતાનંદકાવ્ય/ધર્માખ્યાન/કડવુ. ૪ આથી શ્રીકૃષ્ણની સર્વજ્ઞા તથા પૂર્ણ બ્રહમતા કહી)’’
- ‘‘અક્ષર ધામના અખંડ નિવાસી, પૂરૂષોત્તમ પરબ્રહ્મ રે નિજ... સર્વના સાક્ષી ..... સર્વ નિયંતા સોઇ રે... સર્વને કર્મ ફળ દાતા, તે સમ અવર ન કોઇ રે, પરમાત્મા પરમેશ્વર.... એ આદિ નામે કરી નિગમે, કર્યું શ્રીકૃષ્ણ ગુણ ગાન રે,.... એવા કૃષ્ણ કૃપા નિધાનજી (મુકતાનંદ કાવ્ય/ધર્માખ્યાન/કડવુ-૩ થી ૫ આથી શ્રીકૃષ્ણની પૂર્ણ બ્રહ્મતા કહી) આમ સ્મૃતિઓ અને સાંપ્રદાયિક મુખ્ય પ્રબંધો પ્રમાણે શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહમ પ્રતિપાદન થયા હવે શ્રીકૃષ્ણની સર્વાવતારીતાના પ્રમાણો રજૂ કરીએ છીએ.
  - ‘‘જેમ કે મહા ભારતમાં ભગવાન શંકર જયદ્રથને ઉદ્દેશીને બોલ્યા - जलेन समनुप्राप्ते सर्वतः पृथिवी तले। तदा चैकार्णवे तस्मिन्ने काकाशे प्रभुश्चरन्॥ निशायामिवखद्योतः प्रावृट्काले समन्ततः। प्रतिष्ठनाय पृथिवीं मार्गमाणस्तदा भवत्॥ जलेनिमग्नां गांद्दष्ट्वाचोद्यतुँ मनसेच्छाति। किं तु रूपमहं कृत्वाखलिलादुद्वरेमहीम्॥ एवं संचिन्त्य मनसाद्दष्वा दिव्येन चाक्षुसा। जलकीडा भिरूचितं वाराहंरूपमस्मरत्॥ कृत्वा वराह वपुषं वाङ्मयं वेदसम्मितम्॥ महापर्वतवर्ष्माभं तीक्ष्णदंष्ट्रं प्रदीप्तिमत्। महामेघाघनिर्घोषं नीलजीमूतसंनिभम्॥ भूत्वायज्ञवराहो वै अपः सम्प्राविशत् प्रभुः। दंष्ट्रेणैकेन चोद्धृत्यस्वेस्थाने न्यविशन्महीम्॥ पुनरेव महाबाहुरपुवाँ तनुमाश्रितः। नरस्य कृत्वार्धतनुं सिंहस्यार्धतनुं प्रभुः॥ दैत्येंन्द्रस्य सभां पाणिं संस्पृश्यपाणिना। दैत्यानामा दिपुरुषः सुरारिर्दितिनन्दनः॥ द्दष्ट्वाचापूर्व पुरुषं क्रोधात् संरक्त लोचनः॥ शूलोद्य तकरः स्रग्वीहिरण्यकशिपुस्तदा। मेघस्तनितनिर्घोषो नीलाभ्रचयसंनिभः। देवारिर्दिजितो वारो नृसिंहं समुयाद्रवत्॥ समुपेत्य ततस्तीक्ष्णैर्मृगेन्द्रेण बलीयसा।

नारसिंहेनवपुषा दारितः करजैर्भृशम्॥ एवं निहत्य भगवान् दैत्येन्द्रंरिपुवातिनम्। भूयोऽन्यः पुण्डरीकाक्षः प्रभुर्लोक हिताय च॥ कश्यपस्यात्मजः श्रीमानदित्या गर्भधारितः। पूर्णे वर्षसहस्रे तु प्रसूता गर्भमुत्तमम्॥ दुर्दिनाम्भोदसद्दशो दीप्ताक्षो वामनाकृतिः। दण्डी कमण्डलुधरः श्रीवत्सोरसि भूषितः॥ जटी यज्ञोपवीती च भगवान् बालरूपधृक्। यज्ञवाटं गतः श्रीमान् दानवेन्द्रस्यवैतदा।। बृहस्पति सहायोऽसौ प्रविष्टो बलिनोमखे। तंद्दष्टवा वामनतनुं प्रहृष्टोबलिरब्रवीत्॥ प्रीतोऽस्मिदर्शने विप्रब्रूहि त्वं किं ददानि ते। एव मुक्तस्तु बलिना वामनः प्रत्युवाचह॥ स्वस्तीत्युक्त्वा बलिं देवः स्मयम्नानोऽभ्यभाषत। मेदिन्तं दानवपते देहि मे विक्रमत्रयम्॥ बलिर्ददौ प्रसन्नात्मा विप्रायामित तेजसे। ततो दिव्याद्भूततमं रुपं विक्रमतो हरेः॥ विक्रमैस्त्रिभिरक्षोभ्यो जहाराशु स मेदिन्तम्। ददौशक्राय च महीं विष्णुर्देवः सनातनः॥ एष ते वामनो नाम प्रादुर्भावः प्रकीर्तितः। तेन देवाः प्राडुरासन् वैष्णवं चोच्यते जगत्॥ असतांनिग्रहार्थाय धर्मसंरक्षणाय च। अवतीर्णो मनुष्याणामजायत् यदुक्षये॥ स एवं भगवान् विष्णुः कृष्णेति परिकीर्त्यते। अनाद्यन्तमजं देवं प्रभुं लोक नमस्कृतम्॥ यं देवं विदुषोगान्ति तस्य कर्माणि सैन्धव। यमाहुरजितं कृष्णं शङ्खचक्रगदाधरम्॥ श्रीवत्सधारिणं देवं पीतकौशेयवाससम्। प्रधानः सोऽस्रारिदुषां तेन कृष्णेव रक्ष्यते॥'' ભગવાન શંકર સિંધુરાજ જયદ્રજને કહે છે - સમસ્ત ભૂમંડલ બધી બાજુથી જલથી ડૂબેલુ હતું તે સમયે એકાવર્ણથી ઉપલક્ષિત એક માત્ર આકાશમાં પૃથ્વિને ખોળવા માટે ભગવાનએ પ્રમાણે વિચરણ કરી રહ્યા હતા, જેમ વર્ષાકાલિન રાત્રિમાં ખદ્યોત (આગિયો) બધી બાજુ ઉડતો ફરે છે. તેઓ પૃથ્વિને સ્થિર રૂપથી સ્થાપિત કરવા માટે તેની શોધ કરી રહ્યા હતા. પૃથ્વિને જલમા ડૂબેલી જોઇ ભગવાને મનમાને મનમા તેને બહાર કાઢવાની ઇચ્છા કરી. તેઓ વિચારવા લાગ્યા કયું રૂપ ધારણ કરી આનો જલથી ઉધ્ધાર કરૂં. આ પ્રમાણે મનમાને મનમાં

ચિન્તન કરી તેઓએ દિવ્ય દૃષ્ટિથી જોયુ કે જલમાં ક્રીડા કરવા યોગ્ય તો વરાહરૂપ છે. અતઃ તેઓએ તેજરૂપનું સ્મરણ કર્યુ. વેદતુલ્ય વૈદિક વાંગમય વરાહરૂપ ધારણ કરી ભગવાને જલની અંદર પ્રવેશ કર્યો. તેઓનુ તે વિશાલ કાય પર્વતાકાર શરીર સોયોજન લાંબુ અને દશયોજન પહોળુ હતું. તેની ડાઢ ખૂબ અણીદાર હતી. તેઓનું શરીર દેદીપ્યમાન થઇ રહ્યુ હતું. ભગવાનો કન્ઠસ્વર મહાન મોઘોની ગર્જના સમાન ગંભીર હતો. તેઓની અંગકાન્તિ નીલ જલધર સમાન શ્યામ હતી. આ પ્રમાણે યજ્ઞવરાહ રૂપ ધારણ કરી ભગવાને જલની અંદર પ્રવેશ કર્યો અને એક જ દાંતથી પૃથ્વીને ઉઠાવી તેને પોતાના સ્થાન પર સ્થાપિત કરી દીધી. તદન્તર મહાબાહુ ભગવાન શ્રીહરિએ એક અપૂર્વ શરીર ધારણ કર્યું. જેનુ અડધુ અંગતો મનુષ્યનું હતુ અને અડધુ સિંહનું આ પ્રમાણે નરસિંહરૂપ ધારણ કરી હાથથી હાથનો સ્પર્શ કરતા થકા દૈત્યરાજ હિરણ્યકશિપુની સભામાં ગયા દૈત્યોના આદિ પુરૂષ અને દેવતાઓના શત્રુ દિતિનન્દન હિરણ્યકશિપુ તે અપૂર્વ પુરૂષને જોઇ તેના નેત્રો ક્રોધથી લાલચોળ થઇ ગયા. તેણે એક હાથમાં શૂલ ઉઠાવી રાખેલુ હતુ. તેના ગળામાં પુષ્પોની માળા સુશોભિત થતી હતી. તે સમયે વીર હિરણ્યકશિપુએ, જેનો ધ્વનિ મેઘની ગર્જના સમાન હતો, જે નીલમેઘ સમાન શ્યામ હતો, જે દીતિનાગર્ભ થકી ઉત્પન્ન થઇ દેવતાઓનો શત્રુ બનેલો હતો, તેણે ભગવાન નૃસિંહ પર હુમલો કર્યો તે જ સમયે અત્યંત બલશાલી મૃગેન્દ્ર સ્વરૂપ ભગવાન નૃસિંહ તે દૈત્યની સમિપ જઇ તેને પોતાના તીક્ષ્ણ નખો દ્વારા અત્યંત વિદિર્ણ કરી દીધો. આ પ્રમાણે શત્રુ ઘાતી દૈત્યરાજ હિરણ્યકશિપુનો વધ કરી ભગવાન કમલ નયન શ્રીહરિ પુનઃ સંપુર્ણ લોકના હિત માટે અન્યરૂપમાં પ્રકટ થયા તે સમયે તેઓ કશ્યપજીના પુત્ર થયા. અદિતિ દેવીએ તેઓને ગર્ભમાં

ધારણ કર્યા હતા. એક હજાર વર્ષ સુધી ગર્ભમાં ધારણ કર્યા બાદ અદિતિએ એક ઉત્તમ બાળકને જન્મ આપ્યો. તે બાળક વર્ષાકાલીન મેઘ સમાન શ્યામ વર્ણનો હતો. તેના નેત્રો દેદીપ્યમાન થઇ રહ્યા હતા, ને વામનાકારે, દંડ અને કમન્ડલ ધારણ કરેલા હતા તથા તેના વક્ષઃ સ્થળમાં શ્રીવત્સનું ચિહન વિભુષિત હતું. તેના મસ્તક પર જટા હતી અને ગળામાં યજ્ઞોપવિત શોભી રહ્યું હતુ. તે સમયે તે બાળક શરીરધારી શ્રીમાન ભગવાન દાનવરાજા બલિની યજ્ઞશાળામાં પહોચ્યા. બૃહસ્પતિજીની સહાયતાથી તેઓનો બલિનાયજ્ઞ મંડપમાં પ્રવેશ થયો. વામનરૂપ ધારી ભગવાનના દર્શન કરી બલીરાજા ઘણા પ્રસન્ન થયા અને તેઓ બોલ્યા બ્રહ્મન! આપના દર્શન કરીને અમોને ઘણો આનંદ થયો. આપ અમને આજ્ઞા આપો અમો તમારી શી સેવા કરીએ? આમ બલી દ્વારા જયારે કહેવાયુ ત્યારે વામન ભગવાન બોલ્યા તમારૂ કલ્યાણ થાવ. આમ કહી તેઓએ બલીને આશીર્વાદ આપ્યા અને પ્રસન્ન વદને તેઓ પ્રત્યે બોલ્યા દાનવરાજ! અમને ત્રણ પગલા જમીન આપો બલીએ પ્રસન્નચિત્ત થઇ તે અમિત તેજસ્વી બ્રાહ્મણ દેવતાને તેમને મોહમાંગી વસ્તુ આપી. ત્યારે ભૂમિને નાપતા સમયે શ્રીહરિએ અત્યંત અદ્‌ભુત રૂપ પ્રકટ કર્યું. તે અક્ષોભ્ય સનાતન વિષ્ણુદેવે ત્રણ પગ દ્વારા શીઘ્રજ સમસ્ત વસુધાને માપી લીધી અને તે દેવરાજ ઇન્દ્રને સમર્પિત કરી. આ અમે તને ભગવાનના વામન અવતારની વાત કરી. રાજન! તે જ ભગવાન વિષ્ણુ કષ્ટોનું દમન કરવા અને ધર્મની રક્ષા કરવા માટે મનુષ્યો ની મધ્યે યદુકુલમાં અવતીર્ણ થયા છે જેને લોકો શ્રીકૃષ્ણ કહે છે. તેઓ અનાદી, અનન્ત, અજન્મા, દિવ્યસ્વરૂપ, સર્વસમર્થ અને વિશ્વ વન્દનિય છે. સિન્ધુરાજ! વિદ્વાન્ પુરૂષ તેઓના જ મહિમાનું ગાન કરે છે અને તેમના પાવન ચરિત્રોનુ વર્ણન કરે છે.

તેઓને જ અપરાજિત, શંખચક્ર ગદા ધારી, પીતપિતામ્બર વિભૂષિત, શ્રીવત્સધારી ભગવાન શ્રીકૃષ્ણ કહેવાય છે. અસ્ત્રવિદ્યાના વિદ્વાનોમાં શ્રેષ્ઠ નર અર્જુન તે જ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સુરક્ષિત છે. (મહાભારત/વનપર્વ/૨૭૨/૪૯-૭૪/ આથી ભગવાન શંકર દ્વારા શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહેવાય.)''

- ''वराहश्चैव सिंहश्व त्रिविक्रम गतिः प्रभुः। एष माता पिता चैव सर्वेषां प्राणिनां हरिः॥'' હે દુર્યોધન, તે જ ભગવાન શ્રીકૃષ્ણ સમય સમય પર વારાહ, નૃસિંહ, અને વામનના રૂપમાં પ્રગટ થયા છે. આ શ્રીહરિ જ સમસ્ત પ્રાણિઓના પિતા અને માતા છે. (મહા. ભારત/ભીષ્મપર્વ/અ. ૬૭/૧૭- આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)
- ''मत्स्योभूत्वाविरिञ्चाययेनवेदाः समाहृताः। रसातल गतः शीघ्रं तस्मै मत्स्यात्मने नमः॥ मन्दराद्रिर्धृतो येन प्राप्ते ह्यमृत मन्थेन। अति कर्कशदेहाय तस्मै कूर्मात्मने नमः॥ वाराहं रूपना स्थाय महीं सवनपर्वताम्। उद्धरत्येकदंष्ट्रेण तस्मै क्रोडात्मने नमः॥ नरसिंह वपुः कृत्वा सर्वलोकभयंकरम्। हिरण्यकशिपुं जघ्ने तस्मै सिंहात्मने नमः॥ वामनं रूपमा स्थाय बलिं संयम्य मायया। त्रैलोक्यं क्रन्तवान् यस्तु तस्मै क्रान्तात्मने नमः॥ जमदग्नि सुतो भूत्वा रामः शस्त्र भृतांवरः। महीं निःक्षत्रियां चक्रे तस्मै रामात्मने नमः॥ त्रिःसप्तकृत्वो यश्चेकोधर्मे व्यत्क्रान्त गौरवान्। जघानक्षत्रियान् संख्ये तस्मै क्रोधात्मने नमः॥ रामोदाशरथिर्भूत्वा पुलस्त्यकुलनन्दनम्। जज्ञान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः॥ योहली मुसली श्रीमान् नीलाम्बरः स्थितः। रामाय रौहिणेयाय तस्मै भोगात्मने नमः। शंङ्खिने चक्रिणे नित्यंशाङ्गिणे पीसवाससे। वनमाला धरायैव तस्मै कृष्णात्मने नमः॥ वसुदेव सुतः श्रीमान् क्रीडितोनन्दगोकुले। कंसस्य निधनार्थाय तस्मै क्रीडात्मने नमः॥ वासुदेवत्वमाणम्य यदो वँशसमुद्भवः। भूभारहरणं चक्रे तस्मै कृष्णात्मने नमः॥

सारथ्यमर्जुनस्याजौ कुर्वन् गीतामृतं ददौ। लोकत्रयोपकाराय तस्मै ब्रह्मात्मने नमः॥
दानवांस्तु वशे कृत्वा पुनर्बुद्धत्वमागतः। सर्गस्य रक्षणार्थाय तस्मै बुद्धात्मने नमः॥
हनिष्यति कलौ प्राप्तेम्लेच्छांस्तुरगवाहनः। धर्मसंस्थापको यस्तु तस्मै कल्क्यात्मने नमः॥
तारामये कालनेमिंहत्वा दानवपुङ्गवम्। ददौ राज्यं महेन्द्राय तस्मै मुख्यात्मने नमः॥''

ગંગા પુત્ર ભિષ્મ બોલ્યા - જેઓએ મસ્ય શરીર ધારણ કરી રસાતલમાં જઇ નષ્ટ થયેલા સંપુર્ણ વેદોને બ્રહમાજીને શીઘ્રજ લાવીને આપ્યા તે મત્સ્યરૂપ ધારી ભગવાનશ્રી કૃષ્ણને નમસ્કાર, જેઓએ અમૃતને માટે સમુદ્ર મંથનના સમયે પોતાની પીઠ પર મન્દરાચલ પર્વતને ધારણ કરેલો હતો તે અત્યન્ત કઠોર દેહધારી કચ્છયરૂપ ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર જેઓએ વરાહરૂપ ધારણ કરી પોતાના એક દાંતથી વન અને પર્વતો સહિત સમસ્ત પૃથ્વિનો ઉધ્ધાર કર્યો. તે વરાહરૂપ ધારી ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર. જેઓએ નૃસિંહરૂપ ધારણ કરી સંપુર્ણ જગતને માટે ભયંકર એવા હિરણ્યકશિપુ નામના રાક્ષસનો વધ કરેલો હતો. તે નૃસિંહ સ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર જેઓએ વામન રૂપ ધારણ કરી માયા દ્વારા બલિને બાંધી સમસ્ત ત્રિલોકીને પોતાના પગથી માપી લીધી હતી. તે ક્રાન્તિકારી વામનરૂપ ધારી ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર જેઓએ શસ્ત્રધારિઓમાં શ્રેષ્ઠ જમદગ્નિ નંદન પરશુરામરૂપ ધારણ કરી આ પૃથ્વિને ક્ષત્રિયોથી રહિત કરી દીધી. તે પરશુરામ સ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર જેઓએ એકાકીજ ધર્મના પ્રતિ ગૌરવનું ઉલ્લંઘન કરનારા ક્ષત્રિયોને યુધ્ધમાં એકવિસવાર સંહાર કર્યા તે ક્રોધાત્મા પરશુરામ સ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર છે. જેઓએ દશરથનન્દન શ્રીરામનું રૂપ ધારણ કરી યુધ્ધમાં પુલસ્ત્યનન્દન રાવણનો વધ કરેલો હતો. તે ક્ષત્રિયાત્મા શ્રીરામ સ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર છે. જે સદા હલ મૂસલ ધારણ કરી અદ્ભુત શોભાથી સમ્પન્ન થઇ રહયા છે. જેના

અંગો પર નીલ વસ્ત્ર શોભી રહ્યુ છે. તે શેષાવતાર રોહિણીનન્દન શ્રીરામને નમસ્કાર, જે શંખ, ચક્ર, સારંગ ધનુષ, પીતામ્બર અને વનમાલા ધારણ કરે છે. તે શ્રીકૃષ્ણ સ્વરૂપ શ્રીહરિને નમસ્કાર જેઓ કંસના વધને માટે વસુદેવના શોભાશાલી પુત્રના રૂપમાં પ્રગટ થયા અને નન્દરાયના ગોકુલમાં વિવિધ પ્રકારની લીલા કરતા રહ્યા. તે લીલામય શ્રીકૃષ્ણને નમસ્કાર જેઓએ યદુવંશમાં પ્રકટ થઇ વાસુદેવના રૂપમાં આવી પૃથ્વિનો ભાર ઉતાર્યો. તે શ્રીકૃષ્ણાત્મા શ્રીહરિને નમસ્કાર છે. જેઓએ અર્જુનના સારથી કરતા સમયે ત્રણેય લોકોનો ઉપકાર કરવા માટે ગીતા જ્ઞાનમય અમૃત જેણે પ્રદાન કરેલુ તે બ્રહમાત્મા શ્રીકૃષ્ણને નમસ્કાર. જેઓ સૃષ્ટિની રક્ષાને માટે દાનવોને પોતાને આધિન કરી પુનઃ બુધ્ધ ભાવને પામતા હતા. તે બુધ્ધ સ્વરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર. જે કલિયુગ આવતા ઘોડા પર અસવાર થઇને ધર્મની સ્થાપના ને માટે મ્લેચ્છરાજાઓનો વધ કરશે. તે કલ્કિરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર. જેઓએ તારકામય સંગ્રામમાં દાનવરાજ કાલનેમિનો વધ કરી દેવરાજ ઇન્દ્રને સમસ્ત રાજય પ્રદાન કરેલુ તે મુખ્યાત્મા શ્રીહરિને નમસ્કાર (મહાભારત/ શાંતિપર્વ /અ.૪૭ - ભિષ્મસ્તવરાજ આથી શ્રીકૃષ્ણથી સર્વાવતારીતા સ્પષ્ટ થઇ)''

- ''नम: कारण मत्स्याय प्रलयाब्धिचराय च। हयशीर्ष्णे नमस्तुभ्यं मधुकैटभत्यवे॥ अकूपाशय बृहते नमो मन्दरधारिणे। क्षित्युद्धार विहाराय नम: सूकरमूर्तये॥ नमस्तेऽद्भुत सिंहाय साधुलोके भयापह। वामनाय नमस्तुभ्यं कान्तत्रिभुवनाय च॥ नमो भृगूणां पतये दृप्तक्षत्र वनच्छिदे। नमस्ते रघुवर्याय रावणान्त कराय च॥ नमस्ते वासुदेवाय नम: सङ्कर्षणाय च। प्रद्युम्नायानिरुद्धाय सात्वतां पतये नम:॥ नमो बुद्धाय बोधने दैत्यदानवमोहिने, नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्मसूनवे। म्लेच्छप्रायक्षत्रहन्ते नमस्ते कल्किरुपिणे॥'' અક્રુરજી ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા બોલ્યા હે શ્રીકૃષ્ણ

આપે જ વિશાળ મત્સ્ય રૂપ ધારણ કરેલું હતુ અને પ્રલય સમુદ્રમાં સ્વચ્છંદ વિહાર કર્યો હતો. આપના તે મત્સ્યરૂપને હું નમસ્કાર કરૂ છું. આપે જ મધુ કૈટભ નામના અસુરનો સંહાર કરવા હયગ્રીવ અવતાર લીધો હતો. આપે જ વિશાળ કચ્છય રૂપ લઇને મંદરા ચળને ધારણ કરેલો. આપે જ પૃથ્વીના ઉધ્ધાર માટે વરાહરૂપ સ્વીકાર કર્યું હતું. પ્રહલાદ જેવા ભક્તોના ભયને દૂર કરનાર પ્રભુ આપના તે અલૌકિક નૃસિંહ રૂપને નમસ્કાર કરૂં છું અને વામન રૂપે આપે જ ત્રણ ડગલાથી ત્રણ લોકને માપી લીધા હતા. આપે જ પરશુરામ અવતાર ધારણ કરેલો. રાવણનો નાશ કરવા આપે જ રઘુવંશમાં ભગવાન શ્રીરામ રૂપે અવતાર ધારેલો. વૈષ્ણવો તથા યાદવોનું પાલન કરવા તમો જ વાસુદેવ-સંકર્ષણ-પ્રદ્યુમ્ન-અનિરૂધ્ધ-આચતુર્વ્યુહના રૂપમાં પ્રગટ થયા છો. દૈત્યો નાસ્તિકતાનો આધાર લઇ જ્ઞાન વડે દૈત્યો અને દાનવોને મોહિત કરવા માટે આપ બુધ્ધનું રૂપ ગ્રહણ કરશો, તથા **અહિંસામય યાગની પ્રક્રિયા પ્રવર્તાવા પૂર્વક વિશુધ્ધ એકાન્તિક ધર્મ પ્રવૃર્ત્તાવવા માટે તમો જ ધર્મ દેવના પુત્ર રૂપે હરિકૃષ્ણ નામ ધારણ કરી પ્રગટ થશો.** તથા પૃથ્વિના ક્ષત્રિયો જયારે મ્લેચ્છ જેવા થઇ જશે ત્યારે તેનો નાશ કરવા માટે આપ કલ્કિ રૂપે અવતરશો (શ્રીમદ્ ભાગનત/૧૦/૪૦/૧૭-૨૩ આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી. અહીં લીટી દોરેલ ''नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्मसूनवे'' આ ચરણ હાલની ભાગનતની પ્રતોમાં જોવા મળતુ નથી પણ પ્રાચીન ભાગવતની પ્રતોમાં જોવા મળે છે એવુ સદ્ ગોપાળાનંદ સ્વામી પોતાની દશમસ્કંધની નિગુઢ્ાર્થ બોધિકા ટીકામાં તથા ભગવદ્ પ્રસાદજી મહારાજ ભક્ત રંજની ટીકામાં કહે છે. જીજ્ઞાસુઓએ બંને ટીકાનું અવલોકન કરી લેવું. આથી શ્રીકૃષ્ણને ભૂતકાળમાં મત્સ્યાદિ અવતાર ધારણ કરનારા કહ્યાં અને તેઓને જ

ભવિષ્યમાં બુધ્ધાવતાર, હરિકૃષ્ણઅવતાર અને કલ્કિ અવતાર ધારણ કરનારા કહ્યાં.)

- ''सुरेष्वृषिष्वीश तथैव नृष्वपि तिर्यक्षु यादस्स्वपि ते ऽजनस्य। जन्मासतांदुर्मद निग्रहाय प्रभो! विधातः सदनुग्रहाय च॥'' હે શ્રીકૃષ્ણ! આપ જ સર્વ જગતના સ્વામી અને વિધાતા છો. અજન્મા હોવા છતાં આપ દેવતા, ઋષિ, મનુષ્ય, પશુ-પક્ષી તથા જળચર આદિ યોનિઓમાં અવતાર ગ્રહણ કરો છો. અને તે દ્વારા દુષ્ટોનો ગર્વ ઉતારો છો તથા સત્પુરૂષોના ઉપર અનુગ્રહ કરો છો. (ભાગ. ૧૦/૧૪/૨૦ આથી બ્રહમાજીએ શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)
- ''एष वै भगवान्साक्षात्।'' આ શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન - અવતારી છે. (ભાગ. ૧/૯/૧૮) (અર્થદીપિકા/શીક્ષાપત્રી/શ્લો. ૧૦૮)
- ''कृष्णस्तु भगवान स्वयम्।'' આ શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન છે, અવતારી છે. (ભાગ. ૧/૩/૨૮, શીક્ષા/અર્થ/શ્લો-૧૦૮)
- ''जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग! सहस्रशः। न शक्यन्तेऽनुङ्ख्या तुमनन्तत्वान्मयाऽपि हि॥ क्वचिद्रजांसि विममे पार्थिवान्यूरुजन्मभिः। गुण कर्माभिधानानि न मे जन्मानि कर्हिचित्॥ कालत्रयोपपन्नानि जन्म कर्माणि मे नृप! अनुक्रमन्तो नैवान्तं गच्छन्ति परमर्षयः॥ '' ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા હે મુચુકુન્દ! મારા જન્મ, કર્મ અને નામ હજારો છે. એ અનંત છે એટલે હું પણ તેની ગણતરી કરીને બતાવી શકું તેમ નથી. તે બની શકે છે કે કોઇ પુરુષ પોતાના અનેક જન્મમાં પૃથ્વીના નાના નાના રજકણોને ગણી નાખે, પરંતુ મારા જન્મ, ગુણ, કર્મ અને નામોને કોઇ પણ રીતે ગણી શકે નહિ. હે રાજન! સનક, સનંદન આદિ પરમર્ષિ ગણ મારા ત્રિકાળ સિધ્ધ જન્મો અને કર્મોનું વર્ણન કરતાં રહે છે. પરંતુ તેઓ ક્યારેય

તેનો પાર પામતા નથી. (ભાગવત-૧૦/૫૧/૩૭-૩૯- આથી શ્રીકૃષ્ણે સ્વમુખે મુચુકુંડ પાસે પોતાની સર્વાવતારીતા કહી.)

- ''स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरूषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्॥ '' આ શ્લોકની ટીકામાં શતાનંદ સ્વામી લખે છે. ''सर्वाविर्भावाणां - वासुदेवादि व्यूहानां वराहाद्यवताराणां च कारणं, यस्मात् सर्वे प्रादुर्भवा भवन्तीत्पर्थः। एवंभूतः स ईशः परमेश्वरः श्रीकृष्ण एव ज्ञेयो नत्वन्यः॥ '' 'વાસુદેવાદિ અને કેશવ આદિ વ્યૂહોનું તથા વરાહાદિ અવતારોનું કારણ છો- જેમાંથી સર્વ અવતારાદિ પ્રકટ થાય છે આવા ઇશ- પરમેશ્વર શ્રીકૃષ્ણને જ જાણવા. (શિક્ષા/અર્થ/શ્લો-૧૦૮)' તથા ''कृष्ण स्तदवताराश्च ध्येयास्तत् प्रतिमापि च'' આ શ્લોકની ટીકામાં ''कृष्णः साक्षात् स्वयं भगवान्। तथा तस्यावताराः - प्रादुर्भावाः। तथा तत्प्रतिमा तस्य श्रीकृष्णस्य प्रतिमा ध्येयाः॥'' ''સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ અને તે ભગવાનના અવતારો અને તેઓની પ્રતિમાઓ ધ્યાન કરવા યોગ્ય છે. આ પ્રમાણે બધા અવતારોના ધારણ કરનારા શ્રીકૃષ્ણ જ છે. (શિક્ષા/અર્થ/શ્લો ૧૧૫)'' તથા ''वामेयस्य स्थिता राधा '' - આ શ્લોકની ટીકામાં ''कृष्णस्तु भगवान स्वयम्'' શ્રીકૃષ્ણ તો સ્વયમ્ ભગવાન - અવતારી જ છે. (શિક્ષા/અર્થ/શ્લો. ૧) આથી શ્રીકૃષ્ણની અવતારીતા સ્પષ્ટ થઇ.
- 'એવું જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન જે તે સદાય વિરાજમાન છે.... અને વાસુ દેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચેવિશ મૂર્તિયો તથા વરાહાદિક અવતારએ સર્વના ધરનારા છે. (વચનામૃતમ્/ઉપોદ્ઘાત - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી).
- ''ભગવાન સ્વામિનારાયણ બોલ્યા- અમે વ્યાસજી કરેલા જે સર્વગ્રંથ તે સાંભળ્યાને પછી પૂર્વા પર વિચારીને જોયુ ત્યારે તેમાંથી અમને એમ સમજાયું જે

મત્સ્ય કચ્છ વરાહ નસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન છે. પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણ ભગવાન તે અવતાર નથી, તે તો અવતારી જ છે. (ગ.મ. ૬૪- આથી શ્રીકૃષ્ણની અવતારીતા સ્વમુખે શ્રીહરિએ કહી)''.

- ''શ્રીજી મહારાજ બોલ્યા - પાંચમાં આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન તે કેવી રીતે તો માયાના તમથી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષર ધામ તે ધામ તેના મધ્યને વિશે શ્રીકૃષ્ણ ભગવાન રહયા છે તે કોટી કોટી સૂર્યના સરખા પ્રકાશવાળા છે અને શ્યામ સુંદર છે તથા રાધાજી અને લક્ષ્મીજી સહિત રહયા છે. અને તે જ ભગવાન ચતુર્ભુજ, અષ્ટભુજ તથા સહસ્ત્રભુજ ધારે છે અને ચતુર્વ્યૂહ તથા ચોવિસ વ્યૂહને તથા વરાહ આદિક અનેક અવતારનો ધારે છે અને પોતે તો સદા દ્વિભુજ છે. (વર. ૧૮ આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા સ્વમુખે કહી.)''
- ''સર્વ કારણના પણ કારણને અક્ષરરાતીતને પુરૂષોત્તમ એવા વાસુદેવ ભગવાન..... અને તે અવતારો તો સર્વ વાસુદેવ ભગવાનના જ છે.... ને પુરૂષોત્તમ વાસુદેવ તો સર્વના સ્વામી છે. (ગ. મ. ૩૧ શ્રીકૃષ્ણનું એક નામ વાસુદેવ પણ છે આથી વાસુદેવ શ્રીકૃષ્ણની સર્વાવતારી કહી.)''
- ''શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદાદીવ્ય સાકાર મૂર્તિમાન રહયા છે..... તથા તે જ ભગવાન પૂજવા ભજવા તથા ધ્યાન કરવા યોગ્ય છે. અને તે જ ભગવાન રામકૃષ્ણાદિક અવતારોને ધારણ કરે છે. (વરતાલ-૨- આથી શ્રીકૃષ્ણની અવતારીતા સ્વમુખે પ્રતિપાદન કરી.)''

- ''અને તે સર્વથી પર જે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ તે જ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનીરૂધ્ધરૂપે થાય છે તથા રામ કૃષ્ણાદિક અવતારોનું ગ્રહણ કરે છે તે ધ્યાન કરવા યોગ્ય છે. (પંચાળા-૨ આથી સ્વમુખે શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી).
- ''અમે ઝાઝીવાર સુધી વિચાર કર્યોને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું ત્યારે એમ જણાયું જે શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શકિતએ યુકત બીજો કોઇ નથી. (પંચાળા -૬ - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા સ્વમુખે કહી.)''
- ''श्रीकृष्णो यः परंब्रह्म परमात्मा स कीर्तनः। अप्राकृत गुणो विष्णुर्निर्गुणश्चेश्वरेश्वरः। नारायणश्च भगवान् वासुदेवो च उच्यते॥ श्रेयसे भुविलोकानां योऽवतारान् विभर्ति च। अनेक कल्याण गुणः स ज्ञेयः पुरूषोत्तमः॥ '' - વેદ વેદાંતમાં જેમને પરંબ્રહમ કહીને વર્ણવ્યા છે. એ જ આનંદમય જે શ્રીકૃષ્ણ છે તે પરમાત્મા છે કલ્યાણકારી અનંત દિવ્ય ગુણ ગણ સંપન્ન તે ભગવાન નારાયણ નામથી પ્રસિધ્ધ છે. સર્વત્ર વ્યાપક હોવાથી વિષ્ણુ કહેવાય છે. માયાના ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ કહ્યા છે. સર્વ ઇશ્વરોના ઇશ્વર કહ્યા છે. છ પ્રકાર ઐશ્વર્યના નિધિ હોવાથી ભગવાન શબ્દથી કહ્યા છે તથા વિશુધ્ધ અંતઃકારણને વિષે દર્શન આપે છે તે હેતુથી વાસુદેવ એવા નામથી સંબોધન કરાય છે. તે શ્રીહરિ અનેક જીવોના કલ્યાણને અર્થે ધરતી ઉપર રામકૃષ્ણાદિ અવતારો ધારણ કરે છે. અનંક કલ્યાણકારી ગુણોના ધામ છે. સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ હોવાથી ભગવાન પુરૂષોત્તમ કહેવાય છે. (સ.જી.૧/૩૪/૯-૧૫ આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)''
- ''यथा श्रीकृष्णस्य सर्वाविर्भावकारणस्यावतारिणः। '' સર્વાવતારના કારણ અવતારી પરંબ્રહમ શ્રીકૃષ્ણ (શાન્ડિલ્યસૂત્રભાષ્ય નિત્યાનંદ સ્વામીકૃત/૨/૧/૩૦)

➢ ''श्री राधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ । ईष्टदेव: एवास्ति मम सच्छास्त्र संमत:॥ ब्रह्म धर्म शिवादीनां देवानामपि देवता। वराहाद्यवताराणां धर्ता कृष्ण: परं बृहत्॥ જે સર્વેશ્વર શ્રી રાધિકા પતિ ભગવાન શ્રીકૃષ્ણ છે તે જ મારા સત્શાસ્ત્ર સંમત ઇષ્ટદેવ છે, તે શ્રીકૃષ્ણ પરમાત્મા બ્રહ્મા, મહેશ વગેરે દેવોના પણ દેવ છે. વરાહ આદિ અવતારોના ધરનારા છે અને પરંબ્રહમ છે.'' (સ.જી. ૧/૫૨/૩-૪- આથી શ્રીહરિએ જ શ્રી કૃષ્ણની સર્વાવતારીતા સ્વમુખે કહી.)

➢ ''उक्तस्ते सम्प्रदायोऽथ श्रीकृष्णोऽस्तीष्टदेवता। परमात्मा परंब्रहम सर्वकारण कारणम्॥'' પ્રધાન પુરૂષાદિ સર્વ કારણોના કારણ, સર્વના અંતરાત્મા, પરંબ્રહ્મ સમસ્ત વેદાન્તવેદ્ય આનંદમય જે સર્વ અવતારોના કારણ છે તે શ્રી કૃષ્ણ જ અમારા ઇષ્ટદેવ છે. (સ.જી. ૨/૩૭/૯૬- આથી ભગવાન શ્રીહરિ એ જ શિવરામ વિપ્ર વિશે શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)

➢ ''सर्वावतार धर्तारं श्रीकृष्णं पुरूषोत्तमम्। - ખટવાંગ રાજા બોલ્યા - સર્વાવતારોને ધારણ કરનારા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ્ (સ.જી. ૨/૨૭/૧૪- આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)''

➢ ''अनेक कोटि ब्रह्माण्डा धारोऽनन्तोऽपि य: स्वयम्। नृणां नि: श्रेयसायैव धृतं मानुष विग्रह:॥ वासुदेवादयो यस्याद् व्यूहा: प्रार्दुभवन्ति च। चत्वार: केशवाद्याश्च चतुर्विँशति रीशितु:॥ व क्रीडाद्यवताराणां धर्ता वैराज पुरूष:। सहस्रशीर्षा य यतो –ह्यस्ति नारायणा ह्वय:॥'' નરોના નિ:શ્રેયસ માટે વાસુદેવાદિ ચાર વ્યૂહો અને વરાહ આદિ અવતારોને ધરનારા અનંત બ્રહ્માંડોના અધિપતિ પરંબ્રહ્મ પરમાત્મા શ્રી કૃષ્ણને કહ્યા છે. (સ.જી. ૧/૧/૩-૬ આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)

➢ વળી ધેનુએ શોભે ધામ રે, જેનું કહીએ ગોલોક નામ રે । તેમાં મૂર્તિ સુંદર શ્યામ રે, દીઠા શ્રીકૃષ્ણ પૂરણ કામ રે.... ક્ષરા ક્ષર પર અકલરે, રહો તે જ

પુંજને મંડલ રે, ધર્મ રક્ષા કરવા મુરાર રે, ધાર્યા મત્સ્યાદિક અવતાર રે, જય ગોલોક પતિ ગોવિંદ રે... (ભક્ત ચિંતામણી/પ્ર.૧૪/૩૬-૪૫- આથી પોતાની સન્મુખ પ્રગટ થયેલા શ્રીકૃષ્ણની મરિચ્યાદિક મુનિઓએ સર્વાવતારી તરીકે સ્તુતિ કરી.)

- જય ગોલોક ગુણાતીત જે હરે, માયા તમ પાર ધામ તે હરે । અચલ અનાદી દિવ્ય કહેવાય રે, શ્રી રાધાકૃષ્ણ રહે તે માય કે ॥ એવા ગોલોક મધ્યે સુંદર રે, શોભે રાધાકૃષ્ણનું મંદિર રે । તે જ પુંજતે મધ્યે અબાર રે, કોટી સૂર્યશશીથી અપાર રે ॥ તેનું અક્ષર બ્રહ્મ છે નામ રે, ગુણાતિત અચલ હરિ ધામ રે । એવા ધામમાંહિ સિંહાસન રે, પર્ય બેઠા કૃષ્ણ ભગવાન રે ॥ પીટ પર બે કર વંશી શોભે રે, મંદહાસ્યને માથે મુગટ રે । કહીએ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ રે, વાસુદેવ વિષ્ણુ પરબ્રહ્મ રે ॥ હરિ નારાયણ અંતર્યામી રે, ભગવાન પ્રભુ બહુનામી રે ।..... પરમાત્મા પરબ્રહ્મ જે હરે નિગમ નેતિ નેતિ કહે તે હરે ॥ નરનારાયણાદિ અનંત રે, દિવ્ય રૂપે રહે ભગવંત રે । (ભકત ચિંતામણી/પ્ર.૧૫૯/ ૬૩-૭૭- આથી શ્રીકૃષ્ણ ભગવાનની સર્વાવાતારીતા કહી.)
- રસિક શ્રીકૃષ્ણ સદા સુખકારીજી, પુરૂષોત્તમ પરબ્રહમ અનુપજી । વાસુદેવ વિષ્ણુ અઘહારીજી, હરિ નારાયણ અજ અવતારીજી.॥ (મુકતાનંદ કાવ્ય / ધામવર્ણન ચાતુરી/ચાતુરી-૧૩/૧ - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી)
- શ્રી કૃષ્ણ જ દરેક યુગને વિશે અવતાર ધારે છે. (મુકતાનંદ કાવ્ય અવધૂત ગીતા અ.૧/૧/૨)
- શ્રી કૃષ્ણ જ બધા અવતારના અવતારી છે (મુકતાનંદ કાવ્ય/અવધૂત - ગીતા/ અ.૧/૫ - આથી શ્રીકૃષ્ણની અવતારીતા કહી.)

- ઘનશ્યામ સજન સુખકારી, સુખ કે સાગર નટવર નાગર, વાલ્યમ જીવનવારી, અઘમ ઉધ્ધારન રીત્ય અનાદિ, ભવદુઃખ ભંજન ભારી, સબ અવતારન કે અવતારી, દુર્લભ દેવ મોરારી.... કલીમલ કૃષ્ણ કૃપા કરી કેશવ, વિકટ વાસનાટારી (દેવાનંદ કાવ્ય/પદ-૩૬૮/૧ - અહીં દેવાનંદ સ્વામીએ સર્વ અવતારોના અવતારી મોરારી શ્રીકૃષ્ણને કહ્યા.)
- જુગ જુગ પ્રગટ હોત જનકે હિત બ્રજપતિ કુંજ બિહારી (દેવાનંદ કાવ્ય/પદ-૭૧૮/૩ - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)
- જે શ્રીકૃષ્ણ ભગવાન ગોકુલવાસી કહેવાય છે તે સર્વ અવતારોનું કારણ છે (હરિ ચરિત્રામૃત સાગર -૪/૭૭/૨૪ - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)
- કૃપાસિંધુ જે કૃષ્ણ મુરારી રે, તે તો અવતારના અવતારી રે । જયારે કરવું હોય જેવું કામ રે, તન તેવું ધરે ઘનશ્યામ રે, ॥ (નિષ્કુળાનંદ કાવ્ય/યમદંડ/૧૯/૨૨ થી ૨૫ - આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)
- અવતારી શ્રીકૃષ્ણ કૃપા નિધિ (કીર્તનસાર સંગ્રહ ભાગ-૨/પૃષ્ઠ- ૨૧૪/પદ-૪)
- 'ગોવિંદ નામ ધર્યો ગિરધર કો, સ્તવન કિયો અતિભારી, મુકતાનંદ કે પ્રભુ મદગંજન, અકળ, ઇશ અવતારી (કીર્તન સાર ભાગ-૨/પૃષ્ઠ-૨૦૦/પ-૪)
- આમ શ્રુતિ સ્મૃતિ, અને સાંપ્રદાયિક પ્રબંધો પરથી એ સ્પષ્ટ પણે પ્રતિપાદિત થઇ જાય છે કે શ્રીકૃષ્ણ ભગવાન સર્વોપરી તથા સર્વાવતારી એવા પૂર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ છે. આ સાથે સંપ્રદાયના કેટલાક અજ્ઞાનિઓ એવી માન્યતા ધરાવે છે કે 'શ્રીકૃષ્ણતો પ્રકૃતિપુરૂષ છે' તેના મતનું પણ ખંડ ન થઇ જાય છે.

## (૨) રામાવતારની સર્વોપરીતા, પૂર્ણપુરૂષોત્તમતા તથા સર્વાવતારીતા :-

- तमसः परमो धाता शंङ्खचक्र गदाधरः। પ્રકૃતિ મંડળની ઉપર ભગવાન શ્રીરામ શંખચક્ર ગદા ધારણ કરનાર છે. (વાલ્મિકી રામાયણ/૬/૧૧૪/૧૫- આથી શ્રી રામને પ્રકૃતિ મંડળથી પણ ઉપર સર્વોપરી કહ્યા)
- यथा व्यक्तमेष महायोगी परमात्मा सनातनः। - આ રહસ્ય રૂપથી મહાયોગી, પરમાત્મા તથા નિત્ય છે. આથી રામને પરમાત્મા કહી તેઓની સર્વોપરીતા કહી. પરમાત્માનો અર્થ જ 'બધાના આત્મા પણ તેઓનો કોઇ આત્મા (સર્વશ્રેષ્ઠ) નથી' એવો થાય છે. (રામાયણ /૬/૧૧૪/૧૪)
- सर्वान् लोकान सुसंहृत्य संहृतान् सचराचरान् पुनरेव तथा सृष्टुं शक्तो रामो महाशरै॥ – સંપૂર્ણ લોકોનો સંહાર કરી તથા સંહ્રત સંપુર્ણ જગતને પુનઃ પોતાના બાણો દ્વારા સૃષ્ટ કરવામાં શ્રીરામ સમર્થ છે. (વાલ્મિકી. રામા. આથી શ્રીરામને સમસ્ત જગતની ઉત્પતિ સ્થિતિ તથા લય કરનારા કહી તેઓની સર્વોપરીતા કહી.)
- कर्ता सर्वस्य लोकस्य श्रेष्ठो ज्ञानविदां विभुः। શ્રીરામ સંપુર્ણ વિશ્વને ઉત્પન્ન કરનાર, જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ અને સર્વવ્યાપક છે. (વાલ્મિકી રામા. ૬/૧૧૬/૬ - આથી રામને સંપૂર્ણ જગતની ઉત્પત્તિ સ્થિતિ એ લયના કર્તા કહ્યા. સ્થિતિ શબ્દએ સર્વોપરીનો વાચક છે.)
- ब्रह्मा स्वयंभूश्चतुराननो वा। બ્રહ્મા અથવા ચતુરાનન એ કોઇ પણ શ્રી રામની સામે ટકી શકતું નથી. (વાલ્મિકી રામા. ૫/૫/૫૫ આથી શ્રી રામની સર્વોપરીતા કહી.)

- यत्तद्विशुद्धानुभवमात्रमेकं स्वतेजसा ध्वस्तगुण व्यवस्थम्। प्रत्यक् प्रशान्तं सुवियोपलम्भनं ह्यनामरुपं निरहं प्रपद्यै॥ – હનુમાનજી શ્રીરામની સ્તુતિ કરતા બોલ્યા -હે ભગવાન । તમે વિશુધ્ધ બોધ સ્વરૂપ અદ્વિતીય, પોતાના સ્વરૂપના પ્રકાશથી ગુણોના કાર્યરૂપ ત્રણેય અવસ્થાને ધ્વંસ કરનારા, સૌના અન્તરાત્મા, પરમશાન્ત, શુધ્ધ બુધ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય માયિક નામરૂપ વિનાના અને અહંકાર રહિત છો. હું તમારે શરણે છું. (શ્રીમદ્ ભાગવત-૫/૧૯/૩) અહી હનુમાનજીએ શ્રીરામ માટે અદ્વિતીય શબ્દનો પ્રયો કરી તેમની સર્વોપરીતા સ્પષ્ટ કરી.)
- रामस्तु भगवान स्वयम् । – રામએ સ્વયં ભગવાન છે. (અહીં ભગવાન શબ્દમાં આવતા 'ग' શબ્દનો અર્થ વિષ્ણુપુરાણમાં મહર્ષિ પરાશરે 'નેતા ગમયિતા સ્ષ્ટા' કરેલો છે. તેમા નેતાનો અર્થ સ્થિતિ કર્તા અર્થાત નિયંતા (ઉપરી) થાય છે. આનાથીએ સ્પષ્ટ થાય છે કે શ્રીરામ સર્વોપરી છે. મહા રામાયણ)
- राम विद्धि परंब्रह्म सच्चिदानन्दमद्वयम्। सर्वोपाधिविनिर्मुक्तं सत्तामात्रमगोचरम्॥ – જે સચ્ચિદાનંદ, અદ્વિતિય, સમસ્ત ઉપાધિઓથી રહિત, સત્તામાત્ર, અવાંગમન સગોચર, પરંબ્રહ્મ છે તે જ રામ છે એમ સમજો. (બ્રહ્માંડપુરાણ/ આધ્યાત્મ રામાયણ/બાલ-૧/૩૨ અહીં પરંબ્રહ્મ શબ્દ લખી ભગવાન વેદવ્યાસજીએ શ્રીરામની સર્વોપરીતા બતાવી.)
- ॐ यो वै श्रीरामचन्द्रः स भगवान् ये मत्स्य कूर्मावतारा भूर्भुवः स्वस्तस्मै वै नमोनमः॥ ॐ જે સુપ્રસિધ્ધ શ્રીરામચંદ્રજી છે તે અવશ્ય ભગવાન છે તથા જે મત્સ્ય કચ્છપ આદિ અવતાર અને ભૂ તથા સ્વર્ગાદિલોક, તે તેજ સ્વરૂપ છે તે ભગવાન રામને મારા વારંવાર નમસ્કાર (અથર્વવેદીય શ્રી રામોત્તરતાપનીયો

ઉપનિષદ્ /અહી રામને ભગવાન કહી વેદોએ શ્રીરામની સર્વોપરીતા પ્રગટ કરી.)

- भगवानेष साक्षाद् ब्रह्ममयो हरिः। – દેવતાઓની પ્રાર્થનાથી સાક્ષાત્ ભગવાન શ્રીહરિ જ રામરૂપે અવતર્યા (ભાગવત - ૯/૧૦-૨ અહીં રામને સાક્ષાત્ ભગવાન કહ્યા જે તેઓની સર્વોપરીતા બતાવે છે.)
- શ્રી વિષ્ણુ સહસ્રનામ સ્તોત્રના ભાષ્યમાં રામાનુજાચાર્યના શિષ્ય પરાચરભટ્ટાચાર્ય કહે છે. ''परावस्थम्यापि हि रामस्यावरसोमादि देव गुणैक देश निदर्शनं क्रियते॥ - શ્રી રામાવતારમાં ભગવાનના અન્ય અવતારોની અપેક્ષાએ અધિક કલ્યાણકારી ગુણોની સમૃધ્ધિ જોવા મળે છે અતઃ એવ શ્રીરામ 'પરદ્ધિ' કહેવાય છે. (વિ.સહસ્ર/ભગવદ્ ગુણ દર્પણ ભાષ્ય/શ્લો. ૫૫/૩૯૧ - આમ બીજા અવતારો કરતા રામાવતારમાં ગુણો પણ વધુ પ્રગટ થયા હોય આ અવતાર સર્વોપરી વિદિત થાય છે. આ ભાષ્યની કથા ભગવાનશ્રીસ્વામિનારાણે પણ કરાવેલી. જૂઓ સ.જી. પ્ર. ૪/૯/૩૨)
- ''કહહી રામ કહું બ્રહ્મ અનાદી-શ્રીરામ અનાદી બ્રહ્મ - ભગવાન છે' (રામચરિતામાનસ/બાલ કાંડ/૧૦૮/૩ - બ્રહ્મ શબ્દનો અર્થ કેવલ ભગવાન પરક જ છે. - ''ब्रह्म शब्दो मुख्यतया कृष्ण एव प्रवर्तते। – આ બ્રહ્મ શબ્દ કોઇ સ્વાર્થ ગુણ યોગથી પરમાત્મા શ્રીકૃષ્ણમાં જ મુખ્યપણે પ્રવર્તે છે. સ.જી. ૪/૨૧/૯'' બ્રહમશબ્દની વ્યાખ્યાપણ ''बृहतःइति महतः नाम धेयम् ब्रह्म। – જે સર્વત્ર, વ્યાપક, અતિશયમહાન, તત્વ હોય બ્રહ્મ કહેવાય છે' આમ રામએ જીવેશ્વર આદીથી મહાન સર્વોપરી તત્વ હોવાથી તુલસીદાસે તેઓને અહીં બ્રહમ અનાદી કહ્યા.)

- હારે હો પુરૂષોત્તમ પ્રભુ રઘુકુલ પ્રગટે, ચતુમૂર્તિ સુખદાઇ હો, રઘુવીર લછમન ભરત શત્રુહન **(**કીર્તનસાર સંગ્રહ- ભાગ-૨/પૃષ્ઠ-૧ અહીં પુરૂષોત્તમ શબ્દ એ જ સર્વોપરીનો ધોતક છે. ''यस्मात्क्षरमती तोऽहमक्षरादपिचोत्तमः। अतोऽस्मि लोके वेद च प्रथितः पुरूषोत्तमः'' હું નાશવંત જડસમુદાય ક્ષેત્રથી સર્વ રીતે અતીત છું અને અવિનાશી જીવાત્માથી પણ ઉત્તમ છું. માટે લોકમાં તેમ જ વેદોમાં પુરૂષોત્તમ નામે પ્રસિધ્ધ છું. (ગીતા)**)**
- શ્રી રામ અને કૃષ્ણ આ બે અવતાર સર્વોપરી કહેવાય છે. (હરિ ચરિત્રામૃત સાગર/૧૬/૩૯/૧૨) આમ શ્રુતિ સ્મૃતિ અને સાંપ્રાદાયિક પ્રબંધો પ્રમાણે શ્રીરામની સર્વોપરીતા પ્રતિપાદિત થઇ. હવે શ્રીરામની પૂર્ણબ્રહ્મતા પ્રતિમાદન કરવામાં આવે છે.

❖ परिपूर्णनि रूपाणि सामान्यखिलरूपतः। तथाप्यपेक्ष्यमन्दानां द्दष्टि त्वामृषयोऽपि हि॥ परावंर वदन्त्येव हयभक्तानां विमोहनम्॥ રામકૃષ્ણાદિ સમગ્ર રૂપો પરિપૂર્ણ છે અને સર્વપ્રકારે સમાન છે તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષા ઋષિઓ પણ પર, અપર તમને કહે છે આ તો અભક્તોને મોહ ઉપજાવવા માટે છે વસ્તુતાએ નથી (ગરૂડપુરાણ).

❖ रामकृष्णादि रुपाणि परिपूर्णानि सर्वदा । न चाणु मात्रं भिन्नानितथाप्यस्मान विमोहसि॥ રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે તે રૂપોમાં અણુમાત્ર પણ ભિન્નતા નથી તથાપિ ભિન્ન હોય એમ અમને મોહ પમાડો છો. (નારદ પુરાણ).

❖ राम कृष्णावतारौ च पूर्णरुपेण तौ धृतौ। – ભગવાન શંકર પાર્વતીજીને કહે છે રામ તથા કૃષ્ણ પૂર્ણ અવતાર છે. (આનંદ રામાયણ/સારકાંડ/સર્ગ-૪/૨૯૨).

❖ ''રામ બ્રહ્મ ચિન્મય અવિનાશી/શ્રી રામચંદ્રજી બ્રહ્મ છે, ચિન્મય (જ્ઞાનસ્વરૂપ છે.) (રામચરિત માનસ/બાલકાંડ/૧૨૦/૩)''

❖ ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ બ્રહ્મ છે. (હરિ ચરિત્ર મૃત સાગર/૧૦/૩૭/૨૫/આથી રામન પૂર્ણ બ્રહમતા કહી)''

❖ ''શ્રીકૃષ્ણ અને શ્રીરામ ભગવાન હતા (હસા ૮/૧૨/૧૧)''

❖ ભગવાન જે શરીર ધારણ કરે છે તેમાં તેમનો પ્રતાપ તલ ભાર પણ ઘટતો નથી. (હરિચરિત્ર સાગર/૨૦/૩૧/૧૧ આમ રામા અવતારમાં પણ ભગવાનનો પ્રતાપ તલ ભર પણ ઓછો થયો નથી. માટે રામએ પૂર્ણ બ્રહ્મ સિધ્ધ થયા)

❖ તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શકિત સહિત જ મત્સ્યકચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા ૧૮- આથી રામાવતાર પણ પૂર્ણ ઐશ્વર્ય અને પૂર્ણ શકિતએ યુકત જ હતો એમ શ્રીમુખે કહ્યું. આમ પુરાણ ઇતિહાસ તથા સાંપ્રદાયિક પ્રબંધોનું અવલોકન કરતા એ સ્પષ્ટપણે વિદિત થાય છે કે શ્રીરામ પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે. આથી જે લોકો શ્રીરામને પ્રધાનપુરુષનો અવતાર માને છે એવા અજ્ઞાની, અનિત્ય, અવૈદિક મતનો પરિહાર થઇ જાય છે.) હવે શ્રીરામ શ્રીરામની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ ॐ यो वै श्रीरामचन्द्रः स भगवान् ये मत्स्यकूर्माद्यवतारा भूर्भुवः स्वस्तस्मै वै नमो नमः ॥ ॐ જે સુપ્રસિધ્ધ શ્રીરામચન્દ્રજી છે તેઓ અવશ્ય જ ભગવાન છે તથા જેઓ મત્સ્ય, કચ્છય આદિ અવતાર અને ભૂ આદિ ત્રણેય લોક છે તે પણ તેઓનુ જ સ્વરૂપ છે. નિશ્ચય જ તે ભગવાન શ્રીરામને મારા વારંવાર નમસ્કાર (શ્રીરામ ઉત્તરતાપનીય ઉપનિષદ્ આમ પરમપ્રમાણ એવા વેદ ભગવાને સ્વમુખે શ્રીરામની સર્વાવતારીતા પ્રતિપાદન કરી.)

- भगवान्नारायणोदेवः श्रीमांश्चक्रायुधः प्रभुः। एक जृङ्गणे वराहस्त्वं भूतभव्यसपत्नजित्॥ अक्षरं ब्रह्म सत्यं च मध्ये चान्ये च राघव। लोकानां त्वं परो धर्मो विष्वक्सेनश्चतुर्भुजः॥ साङ्गींधन्वा हृषिकेशः पुरूषः पुरूषोत्तमः। अजितः खड्गधृग् विष्णुः कृष्णश्चैव बृहद्बलः। सेनानी ग्रामणीश्च त्वं बुद्धिः सत्वंक्षमा दमः॥ प्रभवश्चाप्ययश्च त्वमुपेन्द्रो मधुसूदनः॥ – બ્રહ્માજી શ્રીરામની સ્તુતિ કરતા બોલ્યા - તમો ચક્રધારણ કરવાવાળા સમર્થ નારાયણ દેવ છે, એક દાઢવાલા પૃથ્વિને ધારણ કરનારા વરાહ ભગવાન પણ તમો જ છો, તથા દેવતાઓના ભૂત તથા ભાવી શત્રુઓને જીતવા વાળા છો. હે રઘુન્દન તમો અવિનાશી પરબ્રહ્મ છો, તમો જ સૃષ્ટિના આદિ મધ્ય તથા અંતમાં સત્યરૂપે રહેલા છો. તમો જ લોકોના પરમધર્મ છો. તમો જ વિશ્વકસેન તથા ચતુર્ભુજ ધારી હરિ છો. તમો જ શારંગ ધારી ઋષિકેશ તથા અન્તર્યામી પુરૂષ અને પુરૂષોત્તમ છો. તમો કોઇનાથી પરાજીતન થનારા છો. તમો જ નન્દક નામની તલવાર ધારણ કરનારા વિષ્ણુ તથા મહાબલી કૃષ્ણ છો.... તથા તમો જ ઉપેન્દ્ર (વામન) તથા મધુ નામના દૈત્યને મારનારા મધુસુદન છો (વાલ્મિકી રામાયણ/યુધ્ધકાંડ/૧૧૭/૧૩-૨૩)આથી શ્રીરામની સર્વાવતારીતા કહી.
- राजराजं रघुवरं कौसल्यानंदवर्द्धनम्। भगँ वरेण्यं विश्वेशं रघुनाथं जगदगुरुम्॥ सत्यंप्रियं श्रेष्ठ जानकी वल्लभं प्रभुम्। सौमित्रिपूर्वजं शान्तं कामदं कमलेक्षणम्॥.... जामदग्न्यं तपोमूर्ति रामं परशुधारिणम्। वाक्पति वरदं वाच्यं श्रीपति पक्षिवाहनम्॥ श्रीशार्ङ्गी धारिणं रामं चिन्मयानंद विग्रहम्। हलधारिणमीशानं बलरामं कृपानिधीम्॥ श्री वल्लभं कलानाथं जगन्मोहनमच्युतम। मत्स्य कूर्म वराहादिरुप धारिणमव्ययम्॥ वासुदेवं जगद्योनिमनादिनिधनं हरिम्। गोविन्दं गोपतिं विष्णुं गोपीजनमनोहरम्॥ गोगोपिका समाकीर्ण वेणुवादन तत्परम्। कामरुपं कलावंतं कामिनां कामदं प्रभुम्॥

मन्मथं मथुरानाथं माधवं मकर ध्वजम्॥ જે રાજાઓના પણ રાજા છે રઘુવંશમાં શ્રેષ્ઠ છે. જે માતા કૌશલ્યાનો આનંદ વધારનારા છે... જેઓ જમદગ્નિના પુત્ર પરશુરામ છે, જેઓ મનોકામનાને પૂર્ણ કરનારા છે. જેઓ લક્ષ્મીજીના પતિ છે. એઓનું વાહન ગરૂડ છે. જેઓ હળમુસળને ધારણ કરનારા બલરામજી છે. જેઓ લક્ષ્મીજીને પ્રિય છે... જેઓ મત્સ્ય કૂર્મ-વરાહ આદિ રૂપને ધારણ કરનારા છે તથા જે અવિવાશી છે. જેઓ વસુદેવના પુત્ર, સંસારના સ્ષ્ટા, જન્મમરણ રહિત, ઇન્દ્રિયોને પ્રસન્ન કરવાવાળા, ઇન્દ્રિયોના પતિ, વિષ્ણુ સ્વરૂપ, ગોપિયોના મનને ચોરવાવાળા અને ગાયોના રક્ષક એવા રામકૃષ્ણને તથા જગન્મય ભગવાનને હુ પ્રણામ કરૂં છુ. જેઓ ગાયો અને ગોપીઓથી ઘેરાયેલા રહે છે. જેઓ વેણુનાદ કરવામાં તત્પર રહે છે. (મહર્ષિ વાલ્મિકીકૃત આનંદ રામાયણ/વિલાસ કાંડ/સર્ગ-૧/શ્લોક - ૨૯ થી ૩૭) આથી રામની સર્વાવતારીતા કહી.

- ''અતિ બલ મધુ કૈટભ જે હિં મારે । મહાબાર દિતિ સુત સંઘા રે । જેહિં બલિ બાંધિ સહજ ભુજ મારા । સોઇ અવતરે ઉહરનમહિ ભારા ॥'' જેણે મહા બળવાન મધુ તથા કૈટામ નામના બે દૈત્યોનો સંહાય કર્યો હતો, જેણે બલી રાજાને બાંધ્યા હતા, તથા જેઓએ હજાર હાથવાળા સહસ્ાર્જુનનો વધ કર્યો હતો, તે જ પ્રભુ ભૂમિનો ભાર ઉતારવા રામ રૂપે અવતર્યા/ ગોસ્વામી તુલસીદાસ કૃત /રામચરિતમાનસ /લંકાકાંડ-૬/૪ આથી રામની સર્વાવતારીતા કહી)
- ''દીનબંધુ દયાલ રઘુરાયા, દેવ કીન્હિ દેવન્હ પર દાયા । બિસ્વદ્રોહરત યહ ખલ કામી, નિજ અદા ગયઉ કુમારગામી ॥ તુમ્હ સમરૂપબ્રહ્મ અબિનાસી । સદા એક રસ સહજ ઉદાસી ॥ અકલ અગુન અજઅનઘ અનામય । અજિત

અમોઘ સકિત કરનામય ॥ માન કમડ સુકર નરહિર । બામન પરશુરામ બપુ ધરી ॥ જબ જબ નાથ સુરન્હ દુઃખયાયો । નાના તનુ ધરિ તુમ્હઇ નસાયો ॥ હે ગરીબોના બેલી! હે દયાળુ' હે રઘુનાથજી આપે તો દેવતાઓ પર મહાન ઉપકાર કર્યો છે. રાવણ જેવો જગતનો દ્રોહ કરનારો, ખલ,કામી, તથા કુમાર્ગી હતો, તે પોતાના પાપોને લીધે જ મૃત્યુના શરણે થયો છે. આપ તો સર્વજ્ઞ, અવિનાશી, અખંડ, એકરસ, સર્વદા નિર્લેપ, વિભાગોથી રહિત, નિર્ગુણ, નિર્દોષ અને અવિદ્યાર્થી રહિત પરબ્રહમ છો. આપ જ દેવતાઓ પર કરૂણા કરીને પ્રસંગે પ્રસંગે અનિત અને અમોઘ શકિતવાળા અવતારો ધરો છો. હેનાથ, જયારે જયારે દેવતાઓ દુઃખ પામ્યા, ત્યારે ત્યારે આપે અનેક શરીર ધારણ કરીને તેમના દુઃખો દૂર કર્યા છે. આપે જ મત્સ્ય, કચ્છય, વરાહ, નૃસિંહ, વામન, તથા પરશુરામ આદિ શરીર ધારણ કર્યા (રામચરિત્ર માનસ/લંકાકાંડ/૧૧૦/૨-૪ આથી રામની સર્વાવવતારીતા કહી)

- શ્રી રામ અને કૃષ્ણ આ બે અવતાર સર્વાપરી અને સર્વાવતારી કહેવાય છે. (હરિચરિત્રામૃત સાગર/૧૬/૩૯/૧૨)
- ''तमुपेयस्तत्रतत्र पौरा अर्हणपाणयः। आशिषोजुर्देव पाहीमां प्राकृत्वयोद्धृताम्॥'' અયોધ્યાના રહેવાસીઓ પોતાના હસ્તમાં જાત જાતની ભેટો લઇને ભગવાન શ્રી રામ પાસે આવ્યા અને તેઓને પ્રાર્થના કરતા કહેવા લાગ્યા હે પ્રભુ! પહેલા આપે જ વરાહ રૂપે પૃથ્વિનો ઉધ્ધાર કર્યો હતો હવે આપ જ આ પથ્વિનું પાલન કરો. (ભાગ ૯/૧૧/૨૯ આથી રામની સર્વાવતારીતા કહી)

''एष एव रजोयुक्तो ब्रह्माभूद्विश्वभावनः। सत्वाविष्टस्तथा विष्णुस्त्रिजगत्प्रतिपालकः॥ एष रुद्रस्तामसोऽन्ते जगत्प्रलयकारणम्। एष मत्स्यः पुरा भूत्वा भक्तं वैवस्वतं मनुम्॥ नाव्यरोप्य लयस्यान्ते पालयामास राघवः। समुद्रमथने

पूर्व मन्दरे सुतलं गते॥ अधारयत्स्वपृष्ठेऽद्रिं कूर्मरूपी रघूत्तमः। मही रसातलं याता प्रलये सूकरोऽभवत्।। तोलयामास दंष्ट्राग्रे तां क्षोणीं रघुनन्दनः। नारसिंहं वपुः कृत्वा प्रह्लादवरदः पुरा॥ त्रैलोक्यकण्टकं रक्षः पाटयामास तन्नखैः। पुत्रराज्यं हृतं द्दष्ट्वा ह्यदित्वा याचितः पुरा॥ वामनत्वमुपागम्य याञ्चया नाहरत्पुनः। दुष्टक्षत्रियभूभारनिवृत्त्यै भार्गवोऽभवत्। स एव जगता नाथ इदानीं रामतां गतः। रावणादीनि रक्षांसि काटिशो निहनिष्यति॥ રજોગુણથી યુક્ત થઇને શ્રી રામ જ વિશ્વરચેયીતા બ્રહ્માજી થયા છે અને સત્વગુણ વિશિષ્ટ થતા તેઓ જ ત્રિલોકી રક્ષક ભગવાન વિષ્ણુ થાય છે તથા કલ્પાંતમાં તમોગુણનો આશ્રય કરી તેઓ જ જગતનો પ્રલય કરવાવાળા રુદ્ર થાય છે. પૂર્વકાળમાં આજ રઘુનાથજીએ મત્સ્યરૂપ થઇને પોતાના ભક્ત વૈવસ્વત મનુની નાવમાં બિરાજમાન થઇ પ્રલયકાળના સમયે રક્ષા કરી હતી. સમુદ્ર મંથનના સમયે જ્યારે મન્દરાચલ પાતાળલોકમાં જવા લાગ્યો ત્યારે આજ રઘુનાથજીએ કુર્મરૂપે થઇ તેને પોતાની પીઠ ઉપર ધારણ કરેલો હતો. પ્રલયકાળમાં જ્યારે પૃથ્વી રસાતળમાં જતી રહી ત્યારે તેઓ વરાહરૂપે થયા હતા અને એ પૃથ્વીને પોતાની દાઢો ઉપર ધારણ કરી હતી. એજ પ્રમાણે એક વખત પ્રહ્લાદજીને વર આપવા માટે તેઓએ નૃસિંહ રૂપ ધારણ કરેલું અને ત્રણેયલોકના કંટકરૂપ દૈત્યરાજ હિરણ્યકશિપુને પોતાના નખથી ફાડી નાંખેલો હતો. એક વખત પોતાના પુત્ર ઇન્દ્રનું રાજ્ય જતુ રહ્યું જોઇ જ્યારે અદિતિએ પ્રાર્થના કરી ત્યારે તેઓએ વામનરૂપ ધારણ કરી બલી પાસે પૃથ્વીની યાચના કરી તેને પુનઃ ઇન્દ્રને પ્રદાન કરી. તેઓએ પૃથ્વીના ભારરૂપ ક્ષત્રિયગણોનો સંહાર કરવા માટે ભૃગુપુત્ર પરશુરામનું રૂપ ધારણ કરેલું. તે જ જગત્પ્રભુ આ સમયે રામરૂપે પ્રગટ થયા છે અને હવે તેઓ રાવણાદિ કરોડો રાક્ષસોનો વધ કરશે.

(બ્રહ્માંડપુરાણ અંતર્ગત આધ્યાત્મિક રામાયણ/ અયોધ્યાકાંડ/ સર્ગ-૫/શ્લોક-૧૩ થી ૨૦ આથી રામની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ છે.)''

- ''आगमिष्यामि नोचेम्नां दारयिष्यति सायकैः। श्रीरामो वज्रकल्पैश्च ततो गच्छामि तत्पदम्। तदात्वया मे कर्तव्या क्रिया मच्छासनात्प्रिये। सीतां हत्वा मया सार्धं त्वं प्रवेक्ष्यसि पावकम्॥ एवं श्रुत्वा वचस्तस्य रावणस्वातिदुःखिता। उवाच नाथ मे वाक्यं श्रृणु सत्यं तथा कुरु॥ शक्यो न राघवो जेतुं त्वया चान्यैः कदाचन। रामो देववरः साक्षात्प्रधानपुरुषेश्वरः॥ मत्स्यो भूत्वा पुरा कल्पे मनुं वैवस्वतं प्रभुः। ररक्ष सकलापद्भ्यो राघवो भक्तवत्सलः॥ रामः कूर्मोऽभवत्पूर्वं लक्षयोजनविस्तृतः। समुद्रमथने पृष्ठे दधार कनकाचलम्॥ हिरण्याक्षोऽतिदुर्वृत्तो हतोऽनेन महात्मना। क्रोडरूपेण वपुषा क्षोणीमुद्धरता क्वचित्। त्रिलोककण्टकं दैत्यं हिरण्यकशिपुं पुरा। हतवान्नारसिंहेन वपुषा रघुनन्दनः॥ विक्रमैस्त्रिभिरेवासौ बलिं बध्वा जगत्त्रयम्। आक्रम्यादात्सुरेन्द्राय भृत्याय रघुसत्तमः॥ राक्षसाः क्षत्रियाकारा जाता भूमेर्भरावहाः। तान्हत्वाबहुशो रामो भुवं जित्वा ह्यदान्मुनेः॥ स एव साम्प्रतं जातो रघुवंशे पतात्परः। भवदर्थे रघुश्रेष्ठो मानुषत्वमुपागतः॥ રાવણ મંદોદરી પ્રત્યે બોલ્યો ક્યાં તો લક્ષ્મણ સહિત રામને મારી ને જ આવીશ અથવા શ્રીરામ જ પોતાના વજ્રસદૃશ બાણોથી મને છિન્ન ભિન્ન કરી દેશે ત્યારે હું તેમના પરમપદ ને પ્રાપ્ત થઇશ. હે પ્રિયે! મારી આજ્ઞાથી તું મારે માટે એક કામ કરજે તું સીતાને મારી મારા શબ સાથે અગ્નિમાં પ્રવેશ કરી જજે. રાવણના વચન સાંભળી મંદોદરી અતિદુઃખીત થઇ રાવણ પ્રત્યે બોલી- હે પ્રભો! હું આપને જે વાત યથાર્થરૂપે કહું તે સાંભળી તમે તે જ પ્રમાણે કરો. રામ તમારાથી અથવા બીજા કોઇ થકી પણ જીતી શકાય એમ નથી. દેવાધિદેવ ભગવાનશ્રી રામ સાક્ષાત્ પ્રકૃતિ પુરુષના નિયામક છે. ભક્તવત્સલ રઘુનાથજીએ જ કલ્પના

આરંભમાં મત્સ્યરૂપ થઇને વૈવસ્વત મનુની સમસ્ત આપત્તિઓ થકી રક્ષા કરી હતી. ભગવાન રામ જ પૂર્વકાળમાં એકલક્ષ યોજન વિસ્તારવાળા કચ્છપરૂપે થયા હતા અને સમુદ્રમંથનના સમયે તેઓએ જ પોતાની પીઠ ઉપર સુમેરૂ પર્વતને ધારણ કરેલો હતો. કોઇ સમયે વારાહરૂપ ધારણ કરી પૃથ્વીનો ઉદ્ધાર કરતા સમયે એજ મહાત્માએ મહાદુરાચારી હિરણ્યાક્ષ દૈત્યને મારેલો હતો. આ રઘુનંદને જ નૃસિંહ શરીરથી ત્રિલોકિના કંટકરૂપ હિરણ્યકશિપુ દૈત્યને મારેલો હતો અને આ જ રઘુશ્રેષ્ઠે વામન અવતારમાં બલી રાજને બાંધી સંપૂર્ણ ત્રિલોકીને ત્રણ પગોથી માપી પોતાના સેવક ઇન્દ્રને આપી દીધી હતી. જે સમયે રાક્ષસગણ ક્ષત્રિયરૂપ થી ઉત્પન્ન થઇ પૃથ્વીના ભારરૂપ થયા ત્યારે તેઓ જ પરશુરામરૂપે થઇ કેટલીય વાર સંગ્રામમાં તેઓનો સંહાર કરી પૃથ્વીને જીતી તે કશ્યપ મુનીને આપી હતી. આ સમયે તે જ પરાત્પર પ્રભુ રઘુવંશમાં રામરૂપે અવતીર્ણ થઇ તમારે માટે મનુષ્યરૂપ થયા છે.'' (બ્રહ્માંડપુરાણ અંતર્ગત આધ્યાત્મિક રામાયણ/ યુદ્ધકાંડ/ સર્ગ-૧૦/શ્લોક-૪૨ થી ૫૨ આથી મંદોદરીએ રામની સર્વાવતારીતા કહી.)

- ''को वा ज्ञातुं त्वामतिमानं गतमानं, मायाशक्तो माधव शक्तो मुनिमान्यम्। वृन्दारण्ये वन्दितवृन्दारकवृन्दं, वन्दे रामं भवमुखवन्द्यं सुखकन्दम्॥ नानाशास्त्रैर्वेदकदम्बैः प्रतिपाद्य, नित्यानन्दं निर्विषयज्ञानमनादिम्। मत्सेवार्थं मानुषभावं प्रतिपन्नं, वन्दे रामं मरकतवर्णं मथुरेशम्॥ હે લક્ષ્મીપતે! આપ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પર તથા સર્વથા નિર્માન છો. માયામાં આસક્ત કયો પ્રાણી તમોને જાણવા માટે સમર્થ થઇ શકશે? તમો મહર્ષિઓના માનનીય છો તથા કૃષ્ણાવતારના સમયે વૃંદાવનમાં સમસ્ત દેવસમુહની વંદના કરતા છતાં પણ રામરૂપથી શિવઆદિ દેવતાઓના પણ વંદનીય છો તેવા આપ આનંદઘન ભગવાન રામને હું પ્રણામ કરુ છું. જે

નાનાશાસ્ત્રો અને વેદસમુહથી પ્રતિપાદિત નિત્ય આનંદસ્વરૂપ નિર્વિકલ્પ જ્ઞાનસ્વરૂપ અને અનાદિ છે તથા જેઓએ મારૂ કાર્ય કરવા માટે મનુષ્યરૂપ ધારણ કરેલું છે તે મરકટમણી સમાન નીલવર્ણ મથુરાનાથ (શ્રીકૃષ્ણ) ભગવાન રામને હું પ્રણામ કરુ છું. (બ્રહ્માંડપુરાણ અંતર્ગત આધ્યાત્મિક રામાયણ/ યુદ્ધકાંડ/ સર્ગ-૧૩/શ્લોક- ૧૬ થી ૧૭ આથી શ્રીકૃષ્ણરૂપ ધારણ કરીને પણ શ્રી રામ જ પધારવાના હોવાથી શ્રીરામની સર્વાવતારીતા કહી.)

- સચ્ચિદવ્યાપકાનંદ પરંબ્રહ્મ-પદ વિગ્રહ-વ્યક્ત લીલાવતારી । (વિનયપત્રિકા/પદ-૪૩/શ્રીરામ સ્તુતિ/ અહીં ગોસ્વામી તુલસીદાસજીએ શ્રી રામને સર્વાવતારી કહ્યાં.)

આમ શ્રુતિ, સ્મૃતિ અને સાંપ્રદાયિક ગ્રંથો પરથીએ સ્પષ્ટપણે પ્રતિપાદિત થઇ જાય છે કે શ્રીરામ સર્વોપરી, સર્વાવતારી તથા પૂર્ણબ્રહમ પરમાત્મા છે.

## (3) <u>નરનારાયણ દેવની સર્વોપરીતા પૂર્ણપુરૂષોત્તમતા તથા સર્વાવતારીતા :-</u>

- ''वेदेषु सपुराणेषु साङ्गोपाङ्गेषु गीयसे । त्वमेव शाश्वको धाता नियन्तामृतमच्युत॥ त्वं विधाता च सततं त्वयि सर्वमिदं जगत्॥ - હે અચ્યુત! ચારવેદો, તેના શિક્ષાદિ અંગો, ભારત, પાંચ રાત્ર રામાયણાદિક ઉપાંગો, પુરાણો, ઉપપુરાણો ઇત્યાદિ સમગ્ર શાસ્ત્રોમાં તમો એક નરનારાયણ જ અનેક પ્રકારે ગાન કરાવો છો કેવી રીતે? તો શાશ્વત, ધાતા, નિયંતા (સર્વના અંતઃ પ્રવિષ્ટ નિયામક પણે), અમૃત, વિધાતા પણે તમો એક જ નિરંતર વર્ણન કરાવો છો. આ ચેતનાત્મક સમસ્ત જગત સર્વાંતર્યામી તમારે આધારે રહ્યુ છે. તમો સર્વના આધાર છો

(વાસુદેવ મહાત્મ્ય/અ-૩/૧ અહીં આવ તો નિયંતા શબ્દએ સર્વોપરીનો દ્યોતક છે સર્વોપરીમાં આવતા ઉપરી શબ્દનો અર્થ કોષકાર 'નિયંતા' કરે છે.)

- श्रुतं मया देव ! समं त्वयोक्तमृत्याकृतिच्छादितभूरिधाम्ना। तवैव लीला सकलेयंमीश! सर्वेश्वर स्येति विदामि चित्ते॥ **હે દેવ! આપે કહેલુ સર્વ અમોએ સાંભળી લીધુ ઋષિના જેવી મનુષ્યાકૃતિનું અનુસરણ કરીને સર્વાધિક તેજ ઐશ્વર્યને ઢાંકીને વર્તો છો. તેથી આવા અમોને જણાવો છો. પરંતુ તમો પરંબ્રહ્મ વાસુદેવ જ સાક્ષાત્ છો. હે ઇશ! જે આ તપ ધર્માચરણાદિક છે તેતો સર્વેશ્વર આપની લીલા જ લોકશિક્ષણાર્થે છે. એમ હું ચિત્તમાં જાણુ છું (વા.માહા. /૪/૨ અહીં મૂળ માં 'ઇશ' શબ્દ છે તેનો અર્થ નિયંતા થાય છે અને સર્વોપરીમાં આવતા 'ઉપરી' શબ્દનો અર્થપણ નિયંતા થાય છે. આમ અહીં નારદજી દ્વારા નરનારાયણ દેવની સર્વોપરીતા પ્રતિપાદિત થઇ છે.)**
- नमो नमस्ते भगवान्! जगद्गुरो ! नारायणा प्राकृत दिव्यमूर्ते! ।अनन्त कलयाण गुणा करस्तवं दासे मदि प्रीततर: सदा स्या: ॥ નારદજી નરનારાયમ દેવની સ્તુતિ કરતા બોલ્યા હે ભગવાન, હે જગદ્ગુરો, હે નારાયણ, હે અપ્રાકૃત દિવ્ય મૂર્તે! અનંત કલ્યાણ ગુણરૂપ રૂપ રત્નો ની ખાણરૂપ એવા તમને વારંવાર નસ્કાર છે. તમો દાસ ભૂત મારી ઉપર સદાય અત્યંત પ્રસણ્ન થાવ. (વા.મા.અ. ૩૧/૧૦ અહીં ભગવાન શબ્દમાં આવતા 'ભગ' શબ્દનો અર્થ 'નેતા ગમમિતા અને સ્રષ્ટા' થાય છે. નેતાનો અર્થ થાય છે નિયમન કરનારા, જે સર્વોપરી નોદ્યોતક છે. વળી અહીં ભગવાનને અપ્રાકૃત દિવ્ય વપુવાળા કહીં અવતારરૂપોની પણ દિવ્યતા પ્રતિપાદન કરી.)

❖ तस्यावितुः स्थिरचरेशितुरङ्घ्रिमुलं। હે નરનારાયણ દેવ! આપ ચરાચરનું પાલન અને નિયમન કરવાવાળા છો. (ભાગવત-૧૨/૮/૪૨) આથી નર નારાયણ દેવની સર્વોપરીતા કહી.)'

❖ तयोराह्निक वेलायां तस्यु कौतूहलं त्वभूत। इदं तदास्पदं कृत्स्नं यस्मिल्लोकाः प्रतिष्ठिताः॥ सदेवा सुरगन्धर्वाः सकिन्नरमहोरगाः। જયારે ત્યાં ભગવાન નર અને નારાયણના નિત્ય કર્મોનો સમય થયો, તે સમયે નારદજીને તેમનાં દર્શન માટે મનમાં અત્યંત ઉત્કંઠા થઇ. તેઓ વિચારવા લાગ્યા 'અહો ! આ એજ ભગવાનનું સ્થાન છે, જેની અંદર દેવતા, અસુર, ગન્ધર્વ, કિન્નર અને મહાન નાગો સહીત સંપુર્ણ લોક નિવાસ કરે છે.' (મહાભારત/શાંતિપર્વ/અ-૩૩૪/૧૫ $^{૧}/_{૨}$ આથી નર નારયણ દેવમાં સમસ્ત જગત રહેલું છે, એમ કહું જે સર્વાધાર, સર્વના નિયંતા હોય તેમાં જ સમસ્ત લોક સ્થિતિ થઇને રહેઃ આમ અહીં નારદજી દ્વારા નરનારયણ દેવની સર્વોપરીતા પ્રતિપાદિત કરાય.)

❖ ''સર્વોપરી શ્યામ છે. નરવીર નામ, સુંદર સુખડાનું ધામ રે'' (કીર્તન સાર ભાગ-૧/પૃષ્ઠ-૫૩૭/પદ-૨ - સ્વામિનારાયણ નામ વ્હાલું લાગે....)

❖ जानीमस्त्वां वयं सर्वे ऋषयो जगदीश्वरम्। ब्रह्माण्डानामनेकानामीश्वरं हि नरोत्तम!॥ મચ્ચિરયાદિક ઋષિઓ બોલ્યા હે નરોત્તમ! અમે સર્વે ઋષિઓ જદગીશ્વર તમોને અનેક બ્રહ્માંડના નિયંતા નિશ્ચે જાણીએ છીએ. (સ.જી. ૧/૫/૪૮ - અહીં નિયંતા શબ્દ સર્વોપરીનો બોધક છે. આથી નરનારાયણ દેવની સર્વોપરીતા કહી.)

❖ सर्वेशः सफलतात्मा सुरनरमुनिपाता स्वामी सम्मत एकस्त्वमतोऽखिलधाता। मामिति शरणायातं ह्युद्धर भवसिन्धोर्नारायण! बदरीश्वर! देव! सिन्धो! जय देव....॥

ભગવાન શ્રીનરનારાયણ દેવની સ્તુતી કરતા બોલ્યાં હે પ્રભુ! તમો સર્વોના ધાતા, અદ્વિતીય સ્વામી, સકલ સુરનરોનાં સંરક્ષક, નારદાદિ મુનિમંડળના પરિપોષક, સર્વોના અંતરાત્મા અને સર્વેશ્વરેશ્વર છો. હે દયાસિંધો! હે બદરીશ્વર! હે નારાયણ! હે દેવ! તે તમો શરણાગત મારી આ ભવસાગર થકી રક્ષા કરો. (સ.જી.૩/૫૭/૩૦ અહી સર્વેશ્વર શબ્દ એ સર્વોપરીનો ધોતક છે.) આમ, ઇતિહાસ પુરાણ અને સાંપ્રદાયિક પ્રબંધોપરથી એ સ્પષ્ટપણે વિદિત થાય છે કે શ્રી નરનારાયણ દેવ સર્વોપરી છે. હવે નરનારાયણ દેવની પૂર્ણતાના પ્રમાણે રજૂ કરીએ છીએ.

- ❖ परिपूर्णानि रुपाणि सामान्यखिल रुपतः। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે ને સર્વદા પરિપૂર્ણ છે. (ગરૂડપુરાણ- અહીં આદી કહેવાથી નરનારાયણવતાર પણ પરિપૂર્ણ છે એમ કહ્યું.)

- ❖ रामकृष्णादि रुपाणि परिपूर्णानि सर्वदा । રામકૃષ્ણાદિ ભગવદ્  ભગવદ્ રૂપો કે સર્વદા પરિપૂર્ણ છે. (નારદપુરાણ- અહી આદી શબ્દ નરનારાયણાદિ બીજા અવતારો તરફ સંકેત કરી તેમની પણ પૂર્ણતા બતાવે છે)

- ❖ ભગવાનના બધા અવતારો પૂર્ણ છે (હરિચરિત્રામૃત સાગર-૧૦/૩૭/૨૫ બધા કહેવાથી નરનારાયણ પણ આવી જાય છે.)

- ❖ તેજ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શક્તિ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮- અહી આદી શબ્દેથી નરનારાયણ આદી બધાજ અવતારોને પૂર્ણ કહેવાનો શ્રીહરિનો અભિપ્રાય છે. આથી બધાજ અવતારની પૂર્ણતા શ્રીહરિએ સ્વમુખ કહી.) આમ, પુરાણો તથા સંપ્રદાયના પ્રબંધોનું અવલોન કરતા એ સ્પષ્ટપણે વિદિત થાય છે કે, આદી સત્યુગમાં

ધર્મપ્રજાપતિ અને તેમની પત્ની મૂર્તિ થકી પ્રગટ થનારા નરનારાયણ એ પૂવર્ણવતારજ હતો) હવે નરનારાયણ દેવની સર્વાવતારીતાના પ્રણામો રજુ કરીએ છીએ.

- कस्त्वांजेतुप्रभोशक्त्य: पुरूषोऽधिक: त्वं हि नारायणोऽनन्त: षीतवासा जनार्दन:॥ त्वंदेव: पुण्ऽरीकाक्षस् त्वं विष्णु: शार्ङ्गचापधृक। त्वमव्ययो महेशान: शाश्वत: पुरूषोत्तम:॥ त्वं योगिनश्चिन्तयन्तिचार्चयान्ति मनीषिण:। जपन्तिस्नातकास्त्वां च यजन्तित्वां च याजिका:॥ त्वमच्युतो हृषीकेशश्चक्रपाणिर्धराधर:। महामीनो ह्यशिरास्त्वमेव वरकच्छप:॥ हिरण्याक्षरिपु: श्रीमान् भगवानय सूकर:। मत्पितुर्नाशनकरो भगवान्पिनृकेशरी॥ એક દિવસ પ્રહલાદજી તીર્થ યાત્રા કરતા થકા બદરીકા શ્રમમાં આવ્યા ત્યાં નર નારાયણ દેવને પોતાના હસ્તમાં ધનુષબાણ ધારણ કરી બેઠેલા જોયા. એટલે પ્રહલાદજી ક્રોધિત થઇ. તેઓ પ્રત્યે બોલ્યા કે ''બ્રહમચારી થઇને તમો હથિયાર ધારણ કરો છો, માટે હથિયાર મૂકી દો'' ત્યારે નરનારાયણ દેવ બોલ્યા ''તારા જેવા અહંકારીનો મદ ચૂરચૂર કરવા અમે હથિયાર ધારણ કરેલા છે.'' તેઓનું આવું કહેવું સાંભળી પ્રહલાદજી ક્રોધિત થઇ ગયા અને તેઓએ પોતાનું ધનુષ સજ્જ કર્યુ અને તેઓ નરનારાયણ દેવ સાથે યુધ્ધે ચઢયા. નરનારાયણ દેવ પણ પોતાના ધનુષ બાણને સજજ કરી યુધ્ધના મેદાનમાં આવ્યા. બન્ને વચ્ચે ઘણા દિવસો સુધી યુધ્ધ ચાલ્યુ પણ પ્રહલાદજી થી નરનારાયણ દેવ જીતાતા નથી. તેઓ મનોમન વિચાર કરવા લાગ્યા કે ''નૃસિંહ ભગવાની કૃપાથી સુરાસુર આદિ કોઇ પણ મારી સામે અડધી ઘડી પણ યુધ્ધમાં ટકી શકતું નથી. પરંતુ આ બે કેટલાએ દીવસોથી મારી સાથે યુધ્ધ કરે છે.'' એટલામાં આકાશવાણી થઇ અને તેણે પ્રહલાદજીને સંબોધીને કહ્યુ ''પ્રહલાદ તુ જેને

જીતવા ઇચ્છે છે તે નરનારાયણ દેવ સ્વયં પરમાત્મા છે, તેઓને આજસુધી કોઇ જીતી શકયુ નથી.'' તે પછી પ્રહલાદજીએ એ પોતાના હથિયાર નીચે મુકી દીધા અને વિનિત ભાવે તેઓના શરણમાં ગયા અને તેઓને પ્રણામ કરી તેઓની સ્તુતિ કરતા બોલ્યા. ''પ્રભુ તમોને કોણ જીતી શકે, તમારાથી મહાન કોણ છે, તમો અનન્ત નારાયણ પીતામ્બર ધારી જનાર્દન છો, તમો જ કમલ નયનધારી શારંગ ધનુષ ધારણ કરનારા વિષ્ણુ છો. તમો જ અવ્યય મહેશ્વર તથા શાશ્વત પરમ પુરૂષ છો.  યોગિજન તમારૂ જ ધ્યાન ધરે છે. વિદ્વાન્ પુરૂષ તમારી જ પૂજા કરે છે. વેદજ્ઞ તમારા જ નામનો જ જપ કરે છે. તથા યાજ્ઞિકજન તમારૂ જ યજન કરે છે. તમો જ અચ્યુત, ચક્રપાણિ, ધરાધર વરાહ, મહામત્સ્ય, હયગ્રીવ, તથા કૂર્મ અવતારી છો. તમો જ હિરણાક્ષ દૈત્યને મારનારા વરાહરૂપ છો. તમો જ હિરણ્યકશિપુનો નાશ કરનારા નરસિંહ ભવાન છો. (વામન પુરાણ/અધ્યાય-૮ શ્લો-૪૮ થી પર આથી નરનારાયણ દેવની સર્વાવતારીતા કહી.)

❖ સ્વાયંભુ મુનીની પુત્રી પ્રસુતીના લગ્ન બ્રહમાજીના માનસપુત્ર અને પ્રજાપતિઓમાં અન્યતમ એવા દક્ષપ્રજાપતિ સાથે થયા હતા. આ દક્ષપ્રજાપતિને પ્રસૂતિ થકી સોળ કન્યાઓ થઇ હતી. તેમાંથી તેર કન્યાઓ તેઓએ ધર્મપ્રજાપતિને આપી હતી, એક પિતૃઓને, એક અગ્નિને અને એક ભગવાન શંકરને આપી હતી. ધર્મ પ્રજાપતિને જે તેર કન્યા આપી હતી તે તેર કન્યાઓ માંથી વયે કરીને કનિષ્ઠ પણ ગુણે કરીને સર્વોત્તમ એવી મૂર્તિ દેવી થકી નરનારાયણ દેવનું પ્રાગટ્ય આદી સત્યુગમાં થયુ હતુ. અને તે નર અને નારાયણ જ કુરૂકુળમાં અનુક્રમે અર્જુનજી રૂપે અને યદુકુળમાં શ્રી કૃષ્ણ રૂપે પ્રગટ થયા - ''તાવિમૌ વૈ ભગવતો હરે રંશા વિહાગતૌ। भारव्यायाय च भुवः

कृष्णौ यदु कृष्णौ यदुकुरुद्वहौ॥ (भाग- ४/२/५९)'' આથી નરનારાયણ દેવની સર્વાવતારી કહી.

❖ मूर्ती इमे भगवतो भगवंस्त्रिलोक्या:, क्षेमाय तापविरमाय चाऽमृत्यु जित्यै। नाना विभर्ष्यवितुमन्यतनूर्यथेदं,सृष्टवापुनर्ग्रससिसर्वमिवोर्णनाभि: ॥ માર્કંડેય ઋષિ પોતાની સન્મુખ પ્રગટ થયેલા નરનારાયણ દેવની સ્તુતિ કરતા બોલ્યા - પ્રભુ! આપે માત્ર વિશ્વની રક્ષા માટે મત્સ્ય કૂર્મ વગેરે અવતારો લીધા છે, તે જ પ્રમાણે આપે આ બન્ને રૂપ ત્રિલોકીના કલ્યાણ માટે તેમના દુઃખની નિવૃત્તિ અને સંસારના પ્રાણીઓને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરાવવા માટે ગ્રહણ કર્યો છે. આપ રક્ષાતો કરો જ છો. એ કરોળિયાની જેમ પોતાનામાંથી જ આ વિશ્વને પ્રગટ કરો છો અને પછી સ્વયં પોતાનામાં જ લીન પણ કરી લો છો. (ભાગવત -૧૨/૮/૪૧ આથી નરનારાયણ દેવની સર્વોપરિતા કહી.)

❖ નરનારાયણ દેવ બોલ્યા ''હે ધર્મદેવ! તમે એ નિશ્ચિત માનો કે હું હરિ આવે નામે તમારો પુત્ર થઇશ'' (હરિ ચરિત્રામૃત સાગર/૧/૧૧/૨૮ આથી નરનારાયણની સર્વાવતારીતા કહી.)

❖ શ્રી નારાયણ બોલ્યા- જયારે જયારે અમે અવતાર લીધો છે ત્યારે ત્યારે કોઇ નિમિત્ત લીધુ જ હતું. (હરિ ચરિત્રા. સા. ૧/૧૧/૧૪ આથી શ્રી નરનારાયણની સર્વાવતારીતા કહી.)

❖ प्रवृत्तोऽस्त्यधुना भूयान धर्मो भूवि सर्वत:। कलेर्बलं सामासाद्यपीडयन्ते तेन मानवा: ॥ अत स्त्वत्पुत्रतां भूयो हरिनामाऽहमाप्यतम्। सर्वतो नाशयिष्यामि पालयन्साधुपूरूषान्॥ धर्मज्ञान विरागाढ्यां भक्तिं भुवियथा पुरा। प्रवर्तयिष्ये युष्मामि: सहैव विचरन्नहम्॥ શ્રી નરનરાયણ દેવ દુર્વાશાના શાપથી દગ્ધપ્રાય થયેલા મરિચ્યાદિક

મુનિઓને ધીરજ આપતા થકા બોલ્યા- હમણાં અધર્મ કળિયુગનું બળ પામીને અતિશય વૃધ્ધિ પામીને ધરા ઉપર સર્વ દેશોમાં સારી રીતે પ્રવર્ત્યો છે. તેવા અધર્મે મારા ભકત મનુષ્યોને પીડા પમાડી છે માટે ફરીથી પણ તમારા પુત્ર પણાને પામીને હું હરિ નામથી પ્રસિધ્ધ થઇને મારા સાધુજનોનું પાલન કરવા પૂર્વક અધર્મનું બળ સર્વથા મૂળમાંથી નાશ કરીશ. તમારી સાથે જ ભૂમિ ઉપર વિચરીને હું ધર્મ, જ્ઞાન. અને વૈરાગ્યે સહિત એવી એકાંતિકી ભકિત પૃથ્વિ ઉપર કૃષ્ણાવતારની પેઠે પ્રવર્તાવીશ. (સ.જી. ૧/૯/૩૯-૪૧ આથી નરનારાયણ દેવની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ.)

❖ દુર્વાશા ઋષિના શાપથી અતિ શોક પામેલા મરિચ્યાદિક ઋષિઓને ધીરજ આપતા થકા ભગવાન નારાયણ તેઓ પ્રત્યે બોલ્યા-''તમે શોક મ કરો લગાર/ઇચ્છા અમારે એવી હતિ, અવનિએ લેવા અવતાર ॥ મારી ઇચ્છા વિના એવી વાત, ન થયા માનજયો મારા તાત । આવ્યા ઋષિને કરી જે રાવ, ત્યારનો મેં માંડયો છે ઉપાવ ॥ આવ્યા દુર્વાશા મારી ઇચ્છાયે, આવી ન પામ્યા સન્માન કાંયે । દીધો શાપ મે ન વાર્યા તેને, બોલ્યા જેમ તે બોલાવ્યા એને ॥ જાણું નિમિત્ત વિના નિરધાર, કેમ લઇએ સહુ અવતાર । માટે ચિંતા કરશોમાં કાંએ, શાપ થયો છે મારી ઇચ્છાએ. ॥ (ભકત ચિંતામણી/પ્ર.૮/૪-૮ આથી નરનારાયાણ દેવની સર્વાવતારીતા કહી.)''

❖ ''વેદ પુરાન પોકારે, સુનહુ સબ વેર પુરાન પોકારે,

નરનારાયણ દેવ ભજયા બીન, ભવ જળ કો ઉ ન તારે.... (૧)

અનંત ભવન કે ઇશહે તદપિ, અધિક ભરત ખંડ રાજા,

નિજ તપ ફળ દે ભરત ખંડ મધ્ય, કરત સબન કો કાજા.... (૨)

જુગજુગ વેદ વચન પ્રતિપાલન, ઇશધરત અવતારા,

રામ કૃષ્ણ આદિક વયુ ધારિકે, પતિત કિયે ભવપારા ....(૩)

એહી પ્રભુ અકળ રૂપ અવતારી, એહી સબ અંતર જામી

પ્રગટ પ્રમાણ બિરાજત ભૂપર, મુક્તાનંદ કે સ્વામી ....(૪)''

(આથી નરનારાયણની સર્વાવતારીતા કહી.)

આમ પુરાણ ઇતિહાસ તથા સંપ્રદાયના પ્રબંધોનું અવલોકન કરતા એ સ્પષ્ટ પણે વિદિત થાય છે કે નરનારાયણ દેવ સર્વોપરી તથા સર્વાવતારી એવા પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન છે. હવે નૃસિંહ ભગવાનની સર્વોપરીતા તથા સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમના પ્રમાણો રજુ કરીએ છીએ.

**(૪) <u>નૃસિંહ ભગવાનની સર્વોપરિતા પૂર્ણબ્રહમતા તથા સર્વાવતારિતા :-</u>**

- नतोऽस्म्यनन्ताय दुरन्तशक्तये विचित्रवीर्याय पवित्र कर्मणे। विश्वस्य सर्ग स्थिति संयमान् गुणैः स्वलीलया सन्दधते ऽव्ययात्मने॥ બ્રહમાજી નૃસિંહ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - હે પ્રભુ! આપ અનંત છો. આપનું પરાક્રમ અદ્‌ભુત અને કર્મ પવિત્ર છે. જો કે ગુણો વડે આપ લીલા પૂર્વક જ સમસ્ત વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય યથા યોગ્ય રીતે કરો છો, તો પણ આપ તેની સાથે કોઇ સંબંધ રાખતા નથી અને સ્વયં નિર્વિકાર રહો છો. હું આપને નમસ્કાર કરૂ છુંય (ભાગવત્/૭/૮/૪૦) આમ અહીં બ્રહમાજીએ નરસિંહ ભગવાનને સમસ્ત જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલય કરનારા કહ્યા આમા સ્થિતિ શબ્દએ ઉપરી (સર્વોપરી)નો પર્યાય છે. આથી નૃસિંહ ભગવાનની

સર્વોપરીતા કહી. હવે નૃસિંહ ભગવાનની પૂર્ણ બ્રહમતાના પ્રમાણ રજુ કરીએ છે.

- रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा । રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે. તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદપુરાણ - અહીં આદી કહેવાથી નૃસિંહાવતાર પણ પૂર્ણ છે. એમ કહ્યુ)
- ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હ.ચ.સા. ૧૦/૩૭/૨૫)
- તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮ અહીં આદી શબ્દથી નૃસિંહાવતારનું પણ ગ્રહણ કરી લેવુ. એટલે નૃસિંહાવતાર પણ અનંત શકિત અને અનંત ઐશ્વર્યથી યુકત પૂર્ણ હતો એમ ભગવાન શ્રી હરિએ કહ્યું) હવે નૃસિંહની સર્વાવતારીના પ્રમાણો જોઇએ.
- भक्त्या तुतोष भगवान् गजयूथयाय ! પ્રહલાદજી બોલ્યા - હે નૃસિંહ પ્રભુ! આપ ગજેન્દ્ર પર પણ સંતુષ્ટ થયા હતા (ભાગવત/૭/૯/૯ આથી ગજેન્દ્ર માટે હરિ અવતાર ધારીને પણ નૃસિંહ ભગવાન જ આવેલા એવું પ્રહલાદજીનું કહેવું છે.)
- क्षेमाय भूतय उतात्मसुखाय चास्य विक्रीडितं भगवतो रूचिरावतारैः॥ પ્રહલાદજી બોલ્યા હે નૃસિંહ પ્રભુ! આપ મોટા-મોટા સુંદર સુંદર અવતાર ગ્રહણ કરીને આ જગતના કલ્યાણ અને અભ્યુદય માટે અનેક પ્રકારની લીલા કરો છે. (ભાગ. ૭/૯/૧૩ આથી પ્રહલાદજી એ નૃસિંહ ભગવાનને સર્વાવતારી કહ્યા.) આમ ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથો તથા વ્યાસજીના ગ્રંથોનું અવલોકન કરતાએ વાત સ્પષ્ટ થાય છે કે નૃસિંહ ભગવાન સર્વોપરી, પૂર્ણ પુરૂષોત્તમ સર્વાવતારી

છે. હવે વિષ્ણુ ભગવાનની સર્વોપરીતા, પૂર્ણ પુરૂષોત્તમતા અને સર્વાવતારીતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૫) વિષ્ણુની સર્વોપરીતા, પૂર્ણપુરૂષોત્તમતા તથા સર્વાવતારીતા :-

- एवमेव जगत्स्न्रष्टा जगत्पाता तथा जगत। जगद्भक्षयिता देवः समस्तस्य जनार्दनः॥ सृष्टि स्थित्यन्तकालेषु त्रिधैवं सम्प्रवर्तते। गुण प्रवृत्त्या परमंयदं तस्या गुणं महत्॥ આ પ્રમાણેએ ભગવાન વિષ્ણુ જ સમસ્ત સંસારની ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર કરનારા છે તથા તેઓ જ સ્વયં જગત રૂપ પણ છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને અન્તના સમયે તેઓ આ પ્રમાણે ત્રણેય ગુણોની પ્રેરણાથી પ્રવૃત્ત થાય છે, છતા પણ તેઓનું પરમ પદ મહાન નિર્ગુણ છે. (વિષ્ણુપુરાણ/અંશ. ૧/૨૨/૪૦-૪૧ અહીં સ્થિતિ શબ્દનો અર્થ થાય છે નિયામક - નિયંતા અને નિયંતાનો અર્થ થાય છે ઉપરી અર્થાત્ સર્વના ઉપરી સર્વોપરી આથી વિષ્ણુની સર્વોપરીતા કહી.)

- विष्णुः स्थिति व्यापार लक्षणः। સ્થિતિ કારક ભગવાન વિષ્ણુ (વિ.પુરાણ/૩/૨/૫૫)

- एवमेतज्जगत्सर्वँ शश्वत्पाति करोति च। हन्ति चान्तेष्वनन्तात्मा नास्त्यस्माद् व्यतिरेकि यत्॥ તે જ પ્રમાણે અંતરઆત્મા ભગવાન વિષ્ણુ નિરન્તર આ સંપૂર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરતા રહે છે. આ સંસારમા એવી કોઇ વસ્તુ નથી જે તેઓથી ભિન્ન હોય. (વિષ્ણુપુરાણ/૩/૨/૬૦) આથી વિષ્ણુની સર્વોપરીતા કહી.)

- મહાભારતના ઉદ્યોગ પર્વમાં ''गतिश्च नस्त्वं देवेषु पूर्वजो जगतः प्रभुः। रक्षार्थं सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्॥'' આમા કહ્યા મુજબ સ્વયં પરમાત્માના સર્વ ભૂતોની રક્ષા માટેના એક અવતાર ભૂતવિષ્ણુને સમઝવા ''सर्वे वेदा यत्पदमामन न्ति.....तत्ते पदं संङ्ग्रहेण ब्रवीम्योम'' આ વાકયને આરંભીને ''सोऽध्वनः परमाप्नोति तद्विष्णोः परमं पदम्'' આ પર્યંતના વાક્યોએ સર્વ વેદાંત પ્રતિપાદ્ય પરમ પ્રાપ્ય જે વસ્તુ તે વિષ્ણુ સ્વરૂપ છે એમ સ્પષ્ટ શબ્દોથી નિર્ણય કર્યો છે. એવા વેદાંત વાક્યો સોએ સો છે. વિસ્તાર ભયથી લખ્યા નથી. વિ.પુ. ''परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः। विष्णुनामा स वेदेषु वेदान्तेषु च गीयते॥ विष्णोः सकाशादुद्भूतं जगत्तत्रैव च स्थितम्। स्थिति संयम कर्ताऽसौ जगतोऽस्य जगच्चसः॥ एवं प्रकार ममलं नित्यं व्यापकमक्षयम्। समस्तहेयरहितं विष्ण्वाख्यं परम पदम्॥'' વિષ્ણુ ધર્મોત્તર ''श्रूयतां तू नरव्याघ्र! वेदवेदान्तनिश्चयः। यज्ञोशो यज्ञपुरूषः पुण्डरीकाक्षसंज्ञितः। स विष्णुः परंबह्मो यतो नावर्तते पुनः॥'' ''स एव सृज्यःस च सर्वकर्ता स एव पात्यत्ति च पाल्यते च। ब्रह्माद्यवस्थाभिरशेष मूर्ति र्विष्णुर्वरिष्ठो वरदो वरेण्यः॥ '' ઇત્યાદિ બહુ વચનો વિષ્ણુને જ જગત કારણ પરંબ્રહમ પરમાત્મા પણે નિરૂપે છે. એમ હોવાથી જ ''न ते विष्णो! जायमानो न जातो देव महिम्नः परमन्तमाप'' આ શ્રુતિ વિષ્ણુના મહીમાને ભવબ્રહ્માદિ કોઇપણ પામ્યો નથી અને પામસે નહી એમ કહે છે. આ અર્થ ''यन्नदेवा न मूनयो न चाहं न च शङ्करः। जानन्ति परमेशस्य तद्विष्णोः परमंपदम्'' આ સ્મૃતિમાં અતિ સ્પષ્ટ છે આથી ભગવાન વિષ્ણુની પરંબ્રહ્મતા (સર્વથી પરતા) સ્પષ્ટ થાય છે. હવે વિષ્ણુની પૂર્ણતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરીપૂર્ણ છે. (નારદ પુરાણ અહીં આદી શબ્દ બીજા વિષ્ણુ આદી ભગવત્ રૂપોની પૂર્ણતા તરફ સંકેત કરે છે.)

❖ परिपूर्णानि रूपाणी सामान्यखिल रूपतः। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (ગરૂડપુરાણ- અહીં આદી કહેવાથી બીજા વિષ્ણુ આદી બધા જ રૂપો પરિપૂર્ણ માનવા)

❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ ચરિત્રા મૃત સાગર/૧૦/૩૭/૨૫ બધા કહેવાથી વિષ્ણુ અવતાર પણ આવી જાય છે. આથી વિષ્ણુની પણ પૂર્ણતા કહી.)

❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮ અહી પણ આદી કહેવાથી વિષ્ણુ અવતાર પણ પૂર્ણ છે એમ ભગવાનનું કહેવું છે.)

❖ ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી. (હરિ ચ.સા. ૧/૭૭/૪૩ - અર્થાત્ તેમા સામર્થ્ય અને ઐશ્વર્ય પૂર્ણ હોવાથી ભેદ નથી.)

❖ મૂર્તિમા ભેદ નથી (હરિ ચ.સા. ૧/૮૦/૨૮ - બધી મૂર્તિઓ પૂર્ણ હોવાથી તેમા ભેદ ન હોવો આભાવિક છે.) આમ સચ્છાસ્ત્રોના પ્રમાણોનું અવલોકન કરતા એ સ્પષ્ટ પણે પ્રતિત થાય છે કે વિષ્ણુ અવતાર પણ પૂર્ણાવતાર છે. હવે વિષ્ણુની અવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ અર્થાત્ ભગવાન વિષ્ણુ પણ રામ કૃષ્ણાદિકોની જેમ સર્વાવતારોના અવતારી જ છે. તેના પ્રમાણો રજુ કરીએ છીએ.

- यो मृगेन्द्ररूपेण भयं दर्शयतेऽग्रतः। तमहं शरणं प्राप्तो नरसिंह भयापहम्॥ જે ભગવાન મોટા સિંહના રૂપે મારી આગળ ભય દર્શાવે છે, તે સર્વ ભયનો નાશ કરનાર શ્રીનરસિંહને હું શરણે ગયો છું. मदमत्तो महाकायो वनहस्ती समागतः। गजलीलागतिं देवं शरणागतवत्सलम्॥ गजास्यं ज्ञानसंपन्नं सपाशाङ्कुशधारिणम्। कालास्यं गजतुण्डं च शरणं सुगतोऽस्म्यहम्॥ જે મદોન્મત્ત, મોટા શરીરને ધારણ કરનાર જંગલી હાથીના રૂપે અહીં મારી સામે આવ્યા છે, તે હાથીના જેવી વિલાસયુક્ત ગતિવાળા અને શરણે આવેલા પર પ્રેમાળ દેવ શ્રીવિષ્ણુને હું શરણે ગયો છું. જે ભગવાન હાથીના જેવા મુખવાળા, જ્ઞાનસંપન્ન, પાશ સહિત અંકુશને ધારણ કરનાર, કાળના જેવા તથા હાથીના જેવા મુખવાળા છે તે શ્રીવિષ્ણુને હું શરણે ગયો છું. हिरण्याक्षप्रहर्तारं वाराहं शरणं गतः। वामनं तं प्रपन्नोऽस्मि शरणागतवत्सलम्॥ જેમણે હિરણ્યાક્ષનો વધ કર્યો છે, તે વરાહસ્વરૂપધારી શ્રીવિષ્ણને હું શરણે ગયો છું, તેમ જ શરણે આવેલ ઉપર પ્રેમ ધરાવનાર તે શ્રીવામન ભગવાનને હું શરણે ગયો છું. ह्रस्वास्तु वामनाः कुब्जाः प्रेताः कूष्माण्डकादयः। मत्युरूपधराः सर्वे दर्शयन्ति भयं मम। अमृतं तं प्रपन्नोऽस्मि किं भयं मे करिष्यति॥ જેઓ ટૂંકા, વામન, કુબડા, પ્રેતો તથા કૂષ્માંડો વગેરે બધા મૃત્યુ જેવું ભયાનક રૂપ ધરી મને ભય દર્શાવી રહ્યા છે, પરંતુ તે અમૃતસ્વરૂપ શ્રીવિષ્ણુને હું શરણે ગયો છું. તો (એ હરકોઇનો) ભય મને શું કરવાનો છે? ब्रह्मयो ब्रह्मदो ब्रह्मा ब्रह्मज्ञानमयो हरिः। शरणं तं प्रपन्नोऽस्मि भयं किं मे करिष्यति॥ શ્રીહરિ, બ્રાહ્મણો ઉપર પ્રેમાળ, બ્રહ્મજ્ઞાન દેનારા, બ્રહ્મારૂપ તથા બ્રહ્મજ્ઞાનમય છે, તે શ્રીહરિને હું શરણે ગયો છું. તો ભય મને શું કરશે? अभयो यो हि जगतो भीतिघ्नो भीतिदायकः। भयरुपं

प्रपन्नोऽस्मि भयं किं मे करिष्यति॥ જે શ્રીવિષ્ણુ અભયરૂપ હોઇ જગતના ભયનો ખરેખર નાશ કરનાર છે, તેમ જ હરકોઇ ભયને કાપનાર હોઇ ભયરૂપ છે, તેમને હું શરણે ગયો છું. તો ભય શું કરશે? तारकः सर्वलोकानां नाशकः सर्वपापिनाम्। तमहं शरणं प्राप्तो धर्मरूपं जनार्दनम्॥ જે શ્રીવિષ્ણુ ભગવાન સર્વ લોકોને તારનાર તથા સર્વ પાપીઓનો નાશ કરનાર છે, તે ધર્મરૂપ જનાર્દન શ્રીવિષ્ણુને હું શરણે ગયો છું. सुरारणं यो हि रणे वपुर्धारयतेऽद्‌भुतम्। शरणं तस्य गन्तास्मि सदा गतिरयं मम॥ જે શ્રી ભગવાન રણસંગ્રામમાં દેવોને ખરેખર શરણરૂપ હોઇને અદ્‌ભુત રૂપને ધારણ કરે છે, તેમને હું શરણે જાઉં છું. અને એ શ્રી ભગવાન મારી ગતિરૂપ થાઓ. (પદમપુરાણ/ભૂમિખંડ/અ./૧૬ આથી વિષ્ણુની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ.)

- अङ्ग उवाच। त्वं गतिः सर्वभूतान्तं भूतभावन पावन। भूतात्मा सर्वभूतेश नमस्तुभ्यं गुणात्मने॥ અંગ મુનિ બોલ્યાઃ હે પ્રાણીમાત્રનું રક્ષણ કરનાર! અને હે સર્વને પાવન કરનાર, તમે સમગ્ર પ્રાણી-પદાર્થોની ગતિરૂપ છો, હે સર્વ ભૂતોના ઇશ્વર! તમે પ્રાણીઓના આત્મા છો અને ગુણો સ્વરૂપ છે., તે તમને નમસ્કાર હો. गुणरुपाय गुह्याय गुणातीताय ते नमः। गुणाय गुणकर्त्रे च गुणाढ्याय गुणात्मने॥ તેમ જ ગુણોરૂપ સર્વની હૃદયગુફામાં ગુપ્ત રહેલા, ગુણોથી પર તમને નમસ્કાર હો. તમે જ ગુણરૂપ, ગુણોના કર્તા, ગુણોથી યુકત તથા ગુણોના આત્મા તમને નમસ્કાર હો. भवाय भवकर्त्रे च भत्कानां भवहारिणे। भवोद्भवाय गुह्याय नमो भवविनाशिने॥ તમે જ સંસારસ્વરૂપ, સંસારના કરનાર, ભક્તોના સંસારને હરનાર, સંસારને ઉત્પન્ન કરનાર, સર્વમાં ગુપ્ત તથા સંસારનો વિનાશ કરનાર તમને નમસ્કાર હો. यज्ञाय यज्ञरूपाय यज्ञेशाय नमो नमः।

यज्ञकर्मप्रसंगाय नमः शंखधराय च॥ તમે જ યજ્ઞરૂપ, યજ્ઞોનું રૂપ ધરનારા યજ્ઞોના ઇશ્વર, અને યજ્ઞકર્મોનો પ્રસંગ ધરાવનાર તમને નમસ્કાર હો, તેમ જ શંખને ધારણ કરનાર તમને નમસ્કાર હો. नमो नमो हिरण्याय नमो रथाङ्गधारिणे। सत्याय सत्यभावाय सर्वसत्त्वमयाय च॥ સુવર્ણ જેવા તેજસ્વી તમને નમસ્કાર હો, ચક્રને ધારણ કરનાર તમને નમસ્કાર હો., સત્યરૂપ, સત્યભાવયુક્ત અને સર્વ સત્ય-પ્રાણી-પદાર્થમય એવા તમને નમસ્કાર હો. धर्माय धर्मकर्त्रे च सर्वकर्त्रे च ते नमः। धर्माङ्गाय सुवीराय धर्माधाराय ते नमः॥ તમે જ ધર્મરૂપ, ધર્મના કર્તા અને સર્વના કર્તા તમને નમસ્કાર હો., તેમજ ધર્મના અંગરૂપ, અતિશય વીર તથા ધર્મના આધાર તમને નમસ્કાર હો. नमः पुण्याय पुत्राय ह्यपुत्राय महात्मने। मायामोह विनाशाय सर्वमायाकराय च॥ વળી પુણ્યરૂપ, પુત્રરૂપ, પુત્રથી રહિત તથા મહાત્મા હોઇ માયા તથા મોહનો વિનાશ કરનાર અને સર્વ માયાઓને કરનાર તમને નમસ્કાર હો. मायाधराय मूर्ताय त्वमूर्ताय नमो नमः। सर्वमूर्तिधरायैव शंकराय नमो नमः॥ માયાને ધારણ કરનાર, પ્રકટ સ્વરૂપ તથા મૂર્તિ રહિત તમને નમસ્કાર, નમસ્કાર હો. તે છતા સર્વ મૂર્તિઓને ધારણ કરનાર તથા શંકરસ્વરૂપ હોઇ સર્વનું કલ્યાણ કરનાર તમને નમસ્કાર, નમસ્કાર હો. ब्रह्मणे ब्रह्मरूपाय परब्रह्मस्वरूपिणे। नमस्ते सर्वधाम्ने च नमो धामधराय च॥ બ્રહ્મારૂપ, બ્રહ્મ-પરમાત્મારૂપ, પરબ્રહ્મ - પરમેશ્વર સ્વરૂપ ધારી તમને નમસ્કાર હો., સર્વના તે જ રૂપ તમને નમસ્કાર હો. અને સર્વ તેજને ધારણ કરનાર તમને નમસ્કાર હો. श्रीपते श्री निवासाय श्रीधराय नमो नमः। क्षीरसागरवासाय चामृताय च ते नमः॥ હે શ્રીલક્ષ્મીજીના પતિ! શ્રી, શોભા તથા શ્રીલક્ષ્મીના નિવાસ-રહેઠાણ તથા શ્રીશોભા-સંપત્તિ તથા

લક્ષ્મીને ધારણ કરનાર તમને નમસ્કાર, નમસ્કાર હો., તેમ જ ક્ષીરસાગરમાં વસનાર તથા અમૃતસ્વરૂપ તમને નમસ્કાર હો. महौषधाय घोराय महाप्रज्ञाधराय च। अकूराय प्रमेध्याय मेध्यानां पतये नमः॥ મોટાં ઔષધરૂપ, ભયંકર, મહાબુદ્ધિને ધારણ કરનાર, ક્રૂરતાથી રહિત અથવા 'અક્રૂર' નામના યાદવરૂપ, પ્રકૃષ્ટ પવિત્ર અથવા ઉત્તમ ''મેધા નામની બુદ્ધિશક્તિથી યુક્ત અને બુદ્ધિને હિતકારી પદાર્થોના પતિ તમને નમસ્કાર હો.'' अनन्ताय ह्यशेषाय चानघाय नमो नमः। आकाशस्य प्रकाशाय पक्षिरूपाय ते नमः॥ અંતરહિત, શેષનાગરહિત હોઇ સર્વાંશપૂર્ણ તથા પાપરહિત તમને નમસ્કાર નમસ્કાર હો., આકાશના પ્રકાશરૂપ તથા સર્વ પક્ષીઓ સ્વરૂપ કે ગરુડસ્વરૂપ તમને નમસ્કાર હો. हुताय हुतभोक्त्रे च हवीरुपाय ते नमः। बुद्धाय बुद्धरूपाय सदाबुद्धाय ते नमः॥ હોમેલાં હવિષરૂપ, હોમદ્રવ્યના ભોક્તા, તથા હવિષરૂપ તમને નમસ્કાર હો., બુદ્ધદેવરૂપ અથવા હરકોઇ જ્ઞાનીરૂપ, બુદ્ધના રૂપને ધારણ કરનાર તથા સર્વકાળે બુદ્ધ - જ્ઞાની એવા તમને નમસ્કાર હો. नमो हव्याय कव्याय स्वधाकाराय ते नमः। स्वाहाकाराय शुद्धाय अव्यत्काय महात्मने॥ હવ્ય અથવા દેવોને ઉદ્દેશી અગ્નિમાં હોમાતાં હોમદ્રવ્યરૂપ તથા કવ્ય એટલે કે પિતૃઓને અર્પણ કરતાં પિતૃપિંડાદિરૂપ તથા સ્વધાકાર એટલે કે પિતૃઓને ઉદ્દેશી દ્રવ્યો અર્પણ કરતી વેળા ઉચ્ચાર કરાતા ''સ્વધા શબ્દરૂપ તમને નમસ્કાર હો, તે જ પ્રમાણ દેવોને ઉદ્દેશી અગ્નિમાં હોમ કરતી વેળી ઉચ્ચાર કરાતા ''સ્વાહા'' શબ્દરૂપ, શુદ્ધ અપ્રકટ પ્રકૃતિસ્વરૂપ તમને મહાન આત્માને નમસ્કાર હો. व्यासाय वासवायैव वसुरूपाय ते नमः। वासुदेवाय विश्वाय वहिनरुपाय ते नमः॥ વ્યાસ, ઇન્દ્ર તથા વસુ નામના દેવોરૂપ તમને નમસ્કાર હો., તેમજ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણસ્વરૂપ અથવા સર્વમાં વસનાર (આત્મા) દેવરૂપ, આ

વિશ્વરૂપ અથવા સર્વમાં વ્યાપી રહેલા પરમાત્મારૂપ તથા અગ્નિદેવરૂપ તમને નમસ્કાર હો. हरये केवलायैव वामनाय नमो नमः। नमो नृसिंहदेवाय सत्त्वपालाय ते नमः॥ ભક્તોનાં દુ:ખ હરનાર-શ્રીહરિ કેવલ શુદ્ધ આત્મારૂપ તથા ''વામન અવતાર ધારણ કરનાર તમને નમસ્કાર નમસ્કાર હો., શ્રીનૃસિંહદેવરૂપ તમને નમસ્કાર હો., અને પ્રાણી માત્રનું પાલન-રક્ષણ કરનાર તમને નમસ્કાર હો. नमो गोविन्द गोपाय नमः एकाक्षराय च। नमः सर्वाक्षरायैव हंसरूपाय ते नमः॥ ગાયોને રક્ષનાર ગોવાળ-શ્રીકૃષ્ણસ્વરૂપ તમને નમસ્કાર હો., એક જ અક્ષર-ઓમ્ કારસ્વરૂપ તમને નમસ્કાર હો, તેમ જ સર્વ અક્ષરોરૂપ અથવા સંપૂર્ણ અક્ષર, અવિનાશી તમને નમસ્કાર હો., તેમ શુદ્ધ પરમાત્મારૂપ તમને નમસ્કાર હો. वितत्त्वाय नमस्तुभ्यं पञ्चतत्त्वाय ते नमः। पञ्चविंशतितत्त्वाय तत्त्वाधाराय ते नमः॥ વિશેષ તત્ત્વરૂપ અથવા સર્વ તત્ત્વોથી રહિત તમને નમસ્કાર હો., તેમ જ પાંચ (આકાશાદિ) તત્ત્વોરૂપ તમને નમસ્કાર હો., તેમ જ પચ્ચીસ તત્ત્વોરૂપ અને સર્વ તત્ત્વોના આધાર તમને નમસ્કાર હો. कृष्णाय कृष्णारूपाय लक्ष्मीनाथाय ते नमः। नमः पद्मपलाक्षाक्ष आनन्दाय पराय च॥ શ્રીકૃષ્ણરૂપ તથા કૃષ્ણા-દ્રૌપદીસ્વરૂપ તથા લક્ષ્મીના નાથ તમને નમસ્કાર હો., કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા તથા આનન્દરૂપ અને સર્વથી પર-શ્રેષ્ઠ અથવા સર્વોત્કૃષ્ટ આનંદરૂપ તમને નમસ્કાર હો. नमो विश्वंभरायैव पापनाशाय वै नमः। नमः पुण्यसुपुण्याय सत्यधर्माय ते नमः॥ આ સમસ્ત જગતનું ભરણપોષણ કરનાર તથા પાપનો અવશ્ય નાશ કરનાર તમને ખરેખર નમસ્કાર હો., તેમ જ પુણ્ય કરતાં પણ અતિ પુણ્ય-પાવનસ્વરૂપ તમને નમસ્કાર હો., અને સત્યધર્મરૂપ તમને નમસ્કાર હો. नमो नमः शाश्वत अव्ययाय। नमो नमः सर्वनभोमयाय॥ श्रीपद्मनाभाय महेश्वराय। नमामि ते केशव

पादपद्मम्॥ હે સનાતન અવિનાશી તથા નિર્વિકાર તમને નમસ્કાર નમસ્કાર હો, સર્વ આકાશમય તથા આકાશ કે અવકાશ સ્વરૂપ તમને નમસ્કાર, નમસ્કાર હો તથા શ્રીપદ્મ એટલે શોભાયુકત (લોક) કમળ જેમની નાભિમાંથી પ્રકટ થયું હતું - તે શ્રીનારાયણસ્વરૂપ હોઇ પરમેશ્વર તમને નમસ્કાર હો, હે કેશવ ! આ 'કેશવ' શબ્દની વ્યાખ્યા અમરકોશની ટીકામાં આમ મળે છે- केशाः सुन्दराः संति अस्य अथवा कश्च ईशश्च केशौस्त पुत्र-पौत्रौ अस्य अस्मिन् वा इति केशवः આ વ્યાખ્યા અનુસાર અહીં અર્થ આપ્યો છે. એટલે કે સુંદર કેશવાળા તથા 'ક' એટલે બ્રહ્મા અને ઇશ બંને જેમના પુત્ર-પૌત્ર છે, અથવા બ્રહ્મા તથા શંકર પણ જેમનામાં રહેલા છે, એવા હે પરમેશ્વર! તમારા ચરણ કમળને નમસ્કાર કરું છું. आनन्दकन्द कमलाप्रिय वासुदेव। सर्वेश ईश मधुसूदन देहि दास्यम्॥ पादौ नमामि तव केशव जन्मजन्म। कुपां कुरुष्व मम शान्तिद शंखपाणि॥ હે આનન્દના કન્દ, મૂલસ્વરૂપ! હે લક્ષ્મીના પ્રિય પતિ! હે વસુદેવના પુત્ર-શ્રી વાસુદેવ-શ્રીકૃષ્ણ! હે સર્વના ઇશ્વર! હે ઇશ સર્વના નિયંતા! હે મધુસૂદન! હે વિષ્ણો! તમારૂં દાસપણું તમે આપો., હે કેશવ ભગવાન હું તમારાં ચરણોમાં નમન કરું છું, તમે જન્મે જન્મે મારી ઉપર કૃપા કરજો, હે શંખને હાથમાં ધારણ કરનાર! તમે મને શાંતિ આપનાર થાઓ. संसारदारूणहुताशनतापदग्धं। पुत्रादिबन्धुमरणैर्बहुशोकतापैः॥ ज्ञानाम्बुदेन मम प्लावय पद्मनाभ। दीनस्य मच्छरणरूप भवस्य नाथ॥ હે મારા શરણરૂપ અને હે સંસારના નાથ! આ સંસારરૂપી તીવ્ર અગ્નિના તાપથી દાઝેલા અને પુત્ર આદિ બંધુઓનાં મરણોના કારણે ઘણા જ શોકના સંતાપથી પણ બળી રહેલા દીન-દુ:ખી મારા મનને હે કમળથી યુકત નાભિવાળા તમે જ્ઞાનરૂપી વરસાદના

પાણી વડે શાંતિ પમાડો. (પદમપુરાણ/ભૂમિખંડ/ આથી ભગવાન વિષ્ણુની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ.)

- चतुर्यूगेऽप्यसौ विष्णु: स्थिति व्यापार लक्षण:। युग् व्यवस्थां कुरूते यथा मैत्रेय तच्छृतु॥ कृते युगे परंज्ञानं कपिलादि स्वरूपधुक्। ददाति सर्व भूतात्मा सर्वभूत हितेरत:॥ चक्रवर्त्ति स्वरूपेण त्रेतायामपि स प्रभु:। दृष्टानां निग्रहं कुर्वन्परिपति जगत्त्रयम्॥ वेदमेकं चतुर्भेदं कृत्वा शाखाशतैर्विभु:। करोति बहुलंभूयो वेदव्यास स्वरूपधुक्॥ वेदांस्तुद्वापरे व्यस्य कलेरन्ते पुनर्हरि:। कल्किस्वरूपी दुर्वृत्तान्मार्गे स्थापयति प्रभु:॥ - પરાશર ઋષિ કહે છે. હે મૈત્રેય! સ્થિતિકારક ભગવાન વિષ્ણુ ચારેય યુગોમાં જે પ્રમાણે વ્યવસ્થા કરે છે, તે સાંભળો સમસ્તપ્રાણિઓના કલ્યાણમાં તત્પર તેઓ સર્વભૂતાત્મા સત્યુગમાં કપિલ આદિરૂપ ધારણ કરી પરમ જ્ઞાનનો ઉપદેશ કરે છે. ત્રેતાયુગમાં તે સર્વસમર્થ પ્રભુ ચક્રવર્તી ભૂપાલ (રામ) થઇ દુષ્ટોનું દમન કરી ત્રિલોકીની રક્ષા કરે છે. ત્યારબાદ દ્વાપર યુગમાં તેઓ વેદ વ્યાસ રૂપ ધારણ કરી એક વેદના ચાર વિભાગ કરે છે. અને હજારો શાખામાં તેને વિભાજીત કરી તેનો વિસ્તાર કરે છે. આ પ્રમાણે દ્વાપરમાં વેદોનો વિસ્તાર કરી કલિયુગનાં અન્તમાં ભગવાન કલ્કિરૂપ ધારણ કરી દુરાચારી લોકોને સન્માર્ગ તરફ પ્રવૃત્ત કરે છે (વિષ્ણુ પુરાણ/૩/૨/૫૫-૫૯ આથી વિષ્ણુ સર્વાવતારી સિધ્ધ થયા)''

- ''त्वया भूमि: पुरा नष्टा समुद्रात् पुष्करेक्षण। वराहं वपुराश्रित्य जगदर्थे समुवृता॥ आदि दैत्यो महावीर्यो हिरण्यक रिपु: पुरा। नारसिंहं वपु: कृत्वा सूदित: पुरूषोत्तम॥ अवध्य: सर्व भूतानां बलिश्चापि महासुर:। वामनं वपुराश्रित्य त्रैलोकयाद् भ्रंशि तस्त्वया॥'' દેવતાઓ ભગવાન વિષ્ણુની સ્તુતિ કરતા બોલ્યા - હે

કમલનયન! પૂર્વકાળમાં આપે વરાહ રૂપ ધારણ કરી સંપૂર્ણ જગતના હિત માટે સમુદ્રના જળમાં ખોવાયેલી પૃથ્વિનો ઉધ્ધાર કર્યો હતો. હે પુરૂષોત્તમ! પ્રાચિન કાળમાં આપે જ નરસિંહ શરીર ધારણ કરી મહાપરાક્રમિ આદિ દૈત્ય હિરણ્ય કશિપુનો વધ કરેલો હતો. સંપૂર્ણ પ્રાણિઓ માટે અવધ્ય મહાદૈત્ય બલિને પણ આપે જ વામન રૂપ ધારણ કરી ત્રિલોકીના રાજ્ય થકી વંચિત કરેલો હતો. (મહાભારત/વનપર્વ/૧૦૨/૨૧-૨૩ આથી વિષ્ણુની સર્વાવતારીતા કહી.)

- ऊचुश्चसर्वे देवेशं विष्णुं वृषभयार्दिता:। त्रयो लोकास्त्वया क्रान्तास्त्रिभि र्विक्रमणै: पुरा॥ अमृतं चाहतं विष्णो दैत्याश्च निहतारवे। बलिं बद्ध्वामहादैत्यं शक्रो देवाधिप: कृत:॥ – અર્થાત્ દેવતાઓ ભગવાન વિષ્ણુની સ્તુતિ કરતા બોલ્યા - હે પ્રભો! આપે પૂર્વકાળમાં પોતાના ત્રણ ડગલા દ્વારા સંપૂર્ણ ત્રિલોકીને માપી લીધી હતી. હે વિષ્ણો! આપે જ મોહીની અવતાર ધારણ કરી દૈત્યોના હાથથી અમૃત છીનવી લઇ તેઓનો યુધ્ધમાં સંહાર કર્યો હતો તથા મહા દૈત્ય બલીને બાંધી દેવતાઓને રાજા બનાવેલા (મહાભારત/ઉધોગપર્વ/અ.૧૦/૬-૭ આથી વિષ્ણુ ભગવાનની સર્વાવતારીતા કહી)

- नमस्तस्मै वराहाय लीलयोद्धरते महीम्। सुर मध्यगतो यस्य मेरू: खणखणायते॥ दंष्ट्राग्रेणोद्धृता गौरूदधिपरिहता पर्वतैर्निम्नागामिर्भक्तानांभातिहानौ सुरनरकदशास्यान्तक: क्रोऽरूपी। विष्णु:सर्वेश्वरोऽयं यमिह हतमलालीया प्राप्नुवन्ति त्यक्वात्मानोनपापे प्रभवतु मुदिता रातिप क्षक्षिती राम॥ यस्मिन् काले क्षिति: पूर्वकल्पेवराह मूर्त्तिना। उद्धृता च यथा भक्त्यापप्रच्छ परमेश्वरम्॥ धरण्युवाच कल्पे कल्पे भवानेव मां समुद्धरते भवान्। न बाहुश्चेष्टते मूर्त्तिर्मादृशीं गाश्च केशव॥ वेदेषु

चैव नष्टेषु भूत्वा रसातलम्। प्रविश्य तनथोत्कृष्यब्रह्मणे दत्तवानसि॥ अन्यद् देव कूर्मरूपस्त्वं समुद्रस्यमन्थने । धृतवानसि कार्येण मन्दरं मधुसूदन॥ पुनर्वराह रूपेण मां गच्छन्तीं रसातले। उज्जहारैकदंष्ट्रेण भवानेव महार्णवात्॥ अन्यद्धिरण्यकशिपुर्वरदानेन दर्पितः। असावपि नृसिंहेन वपुरास्थायनासितः॥ पुनर्निः क्षत्ररूपेण त्वयाऽहं विकृता पुरा। जामदग्न्येन रामेण त्वया द्दष्टा सकृत प्रभो। पुनश्च रावणो रक्षःक्षयितं स्वेन तेजसा। बलिश्च बद्धो भगवान् त्वया वामनरुपिणा॥ न च जानाम्यहं देव तव किञ्चिद्विचेष्टितम्। उद्धृत्य मां कथं देव सृजसे किञ्च कारणम्॥ सृष्टवा किमादिशः सर्वा न प्राज्ञायत किञ्चन्। न वाति पवन स्तत्र न चैवाग्निर्न वाति च॥ अंशवश्च न विद्यन्ते न नक्षत्रा न वा ग्रहाः॥ ॐ ભગવાન વરાહને નમસ્કાર છે. બ્રહ્માજીના પુત્ર મુનિ સનત્કુમારને નમસ્કાર છે. પરબ્રહ્મ સ્વરૂપ ભગવાન લીલાથી વરાહનું સ્વરૂપ ધારણ કરીને રસાતલમાં ગયેલી પૃથ્વિનો ઉધ્ધાર કરી રહ્યા છે તે વખતે જેમની ખરીઓથી મધ્યમાં આવી ગયેલો મેરૂ પર્વત પણ હચમચી રહયો છે તે ભગવાનને નમસ્કાર છે. ભકતોના ભયનો નાશ કરવા માટે નરકાસુર તથા રાવણના કાળરૂપ સર્વના ઇશ્વર ભગવાન વિષ્ણુએ વરાહ અવતાર ધારણ કરીને પર્વતો અને નદીઓથી યુકત તથા સાગરથી ઘેરાયેલી પૃથ્વિનો દાંતના અગ્ર ભાગથી ઉધ્ધાર કર્યો છે. (તે લાવીને મારો ઉધ્ધાર કર્યો) તે ભગવાન વિષ્ણુને કામ ક્રોધ આદિ મળોથી રહિ નિષ્પાય મહાનુભાવો અનાયાસે પ્રાપ્ત કરે છે. પોતાના ભકતોથી આનંદ પામનારા ભગવાન વિષ્ણુ શત્રુ પક્ષના રાજાનો વિનાશ કરવા માટે સદા સમર્થ છે. પૂર્વ કલ્પમાં ભગવાન વિષ્ણુએ વરાહ અવતાર ધારણ કરીને પૃથ્વિનો ઉધ્ધાર કર્યો, ..... ધરણી બોલ્યા વેદો નાશ પામ્યા ત્યારે આપ મત્સ્ય રૂપ ધારણ કરીને રસાતલમાં ગયા અને ત્યાંથી વેદોને બહાર લઇ આવી આપે તે બ્રહ્માને આપ્યા બીજી

વખત હે મધુસુદન! સમુદ્ર મંથન સમયે આવે કૂર્મરૂપથી મંદરાચલને ધારણ કર્યો. જયારે હું રસાતળમાં ગઇ ત્યારે વળી ફરીથી વરાહ રૂપ ધારણ કરીને આપે એક જ દાંતથી મહાસાગરમાંથી મને બહાર લાવીને મારો ઉધ્ધાર કર્યો. શિવજીએ આપેલા વરદાનથી ગર્વિષ્ટ થયેલા હિરણ્યકશિપુના શરીરનો આપે એકબીજા પ્રસંગે નૃસિંહ રૂપથી વિનાશ કર્યો. વળી તે પછી આપે મને ક્ષત્રિયોથી રહિત કરી, ત્યારે હે પ્રભુ! જમદગ્નિના પુત્ર પરશુરામના અવતારમાં એક વાર મેં આપના દર્શન કર્યા એ જ રીતે ફરી આપે રામનો અવતાર લઇને આપના પોતાના પરાક્રમથી રાવણનો નાશ કર્યો. વામન રૂપ ધારણ કરી આપે બલિને પ્રતિજ્ઞાથી બાંધી લીધો હે દેવ! હું આપની કોઇ ચેષ્ટા કે આપના કોઇ વર્તનને જાણતી નથી. હે દેવ! મારો ઉધ્ધાર કર્યા પછી આપ સૃષ્ટિનું સર્જન શા માટે કરો છો? તેનું શું કારણ છે? સર્જન કર્યા પછી આપનો શો આદેશ હોય છે. વગેરે બાબતો વિશે કંઇ જ જ્ઞાન થતુ નથી. (વરાહપુરાણ/અ.૧૧૩ આથી વિષ્ણુની સર્વાવતારીતા કહી).

- निःश्रेयसायजीवानां श्रोविष्णुर्भगवान् स्वयम्। आविर्भवति भूलोके स्वतन्त्रः करूणानिधिः॥ नरनारायणो दत्त ऋषभः कपिलादयः। रामकृष्णा दयश्चास्यावताराः सन्ति भूरिशः॥ હે રાજન! સ્વતંત્ર કરૂણાનિધિ, સર્વાન્તર્યામી, સવયં ભગવાન વિષ્ણુ જીવોના આત્યંતિક કલ્યાણ માટે આ મૃત્યુ લોકમાં પ્રગટ થાય છે. વિષ્ણુના નરનારાયણ દત્તાત્રેય, ઋષભદેવ, કપિલ, રામ, કૃષ્ણ આદિક અનેક અવતારો થયા છે. (સ.જી. ૩/૨૪/૧૦-૧૧ આથી વિષ્ણુની સર્વાવતારીતા સ્વમુખે કહી.)

➢ मूर्तयश्चावताराणां श्री विष्णोः प्रतिपादिताः। જેમા ભગવાન વિષ્ણુના અવતાર ભૂત શ્રીરામ શ્રીકૃષ્ણ આદિક અને તેમના સંબંધિ દિવ્ય ચરિત્રનું પ્રતિપાદન કર્યુ હોય (સ.જી. ૩/૨૬/૩૯ - આથી વિષ્ણુની સર્વાવતારીતા કહી.)

આમ ઉપરોક્ત પુરાણ ઇતિહાસ તથા સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે વિદિત થાય છે કે ત્રિદેવોમાના એક વિષ્ણુએ સાક્ષાત્ સર્વાવતારી સ્વયં પરમાત્મા છે. આથી જેઓ ભગવાન સ્વામિનારાયણના વચનોને ''બ્રહ્માંડ રૂપ જે ગામ તેના મુખ્ય પટેલ તો બ્રહ્મા વિષ્ણુ અને શિવ છે. (પં. ૪)'' આગળ ધરી વિષ્ણુ ભગવાનની પરંબ્રહ્મતા નકારે છે તેવા અજ્ઞાનિઓના મતનું ખંડન ઉપરોક્ત પ્રમાણોથી થઇ જાય છે.

ઉપરોક્ત વચનોમાં વામન, રામ, કૃષ્ણ, નૃસિંહ, કૂર્મ આદિક અવતારોનો આવિર્ભાવ સમ્બન્ધ શ્રી વિષ્ણુ સાથે વર્ણવેલો હોવાથી તેમને કર્મવશ ભવ બ્રહમાદિ સમાનપણે (ગૌણ) કહી શકાય નહિ. જો સમાન પણે કહેવામાં આવે તો રામકૃષ્ણાદિકની પણ સમાનતા આવે. ''ભવ બ્રહ્મા ઇન્દ્રાદિ દેવાધિદેવ શ્રીકૃષ્ણુને શરણે વૈકુંઠમાં ગયા, વૈકુંઠનાથે રક્ષાણનું વરદાન આપ્યુ, વરદાનને અનુસારે આ લોકમાં અમુક રૂપથી અવતર્યા અને તે કાર્ય કરીને પાછા સ્વધામ સીધાવ્યા.'' એવી કથાઓ બહુધા છે. વામન ભગવાન માટે ''इदं विष्णुर्विचक्रमे (पु.सु)'' આશ્રુતિ જ પ્રમાણ છે. શ્રીરામ માટે વાલ્મિકી - રામાયણમાં ''स हि देवैरुदीर्णस्य रावणस्य वधार्थिभिः। अर्थितो मानुषे लोके जज्ञे विष्णुः सनातनः।'' ''अधिकं मेनिरे विष्णम्'' ''व्यक्तमेष महायोगी परमात्मा सनातनः'' ઇત્યાદિ અનેક વચનો છે શ્રીકૃષ્ણ માટે ભાગવતમાં - ''स त्वं साक्षात् विष्णुरध्यात्मदीपः'' ઇત્યાદિ અનેક વચનો છે. ઇષ્ટદેવ ભગવાન શ્રીહરિને પણ ''अहं तु साक्षात् श्री विष्णोरवतारं कलावपि्'' ''पूजने सेवने

विष्णोः श्रद्धास्यात् तस्य भूयसी (ह.सु.सि.त. ८१/१२) અહીં આવતા વિષ્ણુ નામનો અર્થ ટીકાકાર રઘુવીરજી મહારાજે પ્રત્યક્ષ પ્રમાણ શ્રીહરિ પર ઘટાવ્યો છે. ''विष्णोः साक्षाच्छ्रीहरेः'' આમ સાક્ષાત્ વિષ્ણુ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા હતા અથવા ભગવાન વિષ્ણુ એ જ શ્રીહરિ છે. એમ આ વચનોથી સ્પષ્ટ થાય છે. બીજા નૃસિંહાદિક માટે પણ તે તે પુરાણોમાં એવા અનેક વચનો છે, તે તે ભાગવતદિ પુરાણો તે તે કૃષ્ણ નૃસિંહ વામન મત્સ્ય કૂર્માદિ અવતારોના નિરૂપણ પર પ્રવર્ત્યા છે. વિષ્ણુનામસહસ્રમાં કહેલા સહસ્રનામો જે તે ગુણ કર્માદિકના યોગથી વિષ્ણુ સાથે જ સંબંધ ધરાવનારાં છે. ''यज्ञो वै विष्णुः'' આ શ્રુતિમાં યજ્ઞ શબ્દથી વિષ્ણુને જ કહીને તેમની જ સર્વકર્મો વડે સમારાધ્યતા જણાવી છે. ''यज्ञैस्त्वमिज्य से नाथ सर्वदेवमयाच्युत'' એવુ વચન છે. શ્રી વિષ્ણુનાં પરમાપત્ની પણ વેદાદિકમાં વર્ણવેલા લક્ષ્મીજીનો અવિના ભાવ સંબંધ ''विष्णोर्देहानुरुपां वै करोत्येषाऽऽत्मनस्तनुम्। राघवत्वेऽभवत्सीता रूक्मिणी कृष्णजन्मनि'' એમ શ્રીરામ શ્રીકૃષ્ણ સાથે વર્ણવ્યો છે તેમ મત્સ્ય, કૂર્મ, નૃસિંહ, સ્વામિનારાયણ આદિ સાથે પણ વર્ણવ્યો છે (તે આગળ પ્રતિપાદન કરવામાં આવશે). વિષ્ણુના પરિજનો તરીકે વર્ણવેલા ગરૂડ વિશ્વક્સેન શેષ આદિકનો સંબંધ રામકૃષ્ણાદિક સાથે પણ વર્ણવ્યો છે. ''ऊर्ध्वपुड्रं च तुलसी माला चक्रादि धारणम्। शालग्राम शिलार्चा च लिङ्गं विष्णु जनस्य हि॥'' ઊર્ધ્વપુંડ્ર, તુલસીમાળા, તપ્તમુદ્રા, શાલગ્રામ પૂજા, ઇત્યાદિ વિષ્ણુ ભક્તોને ધારવાનાં કહેલાં ચિહ્નો રામ, કૃષ્ણ, સ્વામિનારાયણ ઇત્યાદિ અવતારોના ભક્તોની સાથે પણ સંબંધ ધરાવે છે અને એ ભક્તોને વૈષ્ણવ સંજ્ઞાથી ખાસ સંબોધવામાં આવે છે. આ દૃષ્ટિથી જોઇએ તો વિષ્ણુને કોઇ રીતે ભવ બ્રહમાદિકને સમાન પણે કે અવતારોથી ન્યૂનપણે કહી શકાય નહિ. ભગવાન શ્રીહરિએ વિષ્ણુ માટે ''પટેલિયા'' શબ્દ વાપરેલો છે તે પોતા માટે જ વાપરેલો છે. અર્થાત્ આ એક બ્રહમાંડમાં પોતાની જ સર્વોપરીતા છે. હવે આ બાબતમાં કોઇ

શંકાને સ્થાન નથી. (આ બાબતનું વિસ્તૃત વિવેચન આગળ કરવામાં આવેલું છે તે ત્યાંથી દૃષ્ટવ્ય છે.)

## (૬) **ધ્રુવજી અને ગજેન્દ્રનો ઉધ્ધાર કરવા માટે પ્રગટ થયેલા શ્રીહરિ અવતારની સર્વોપરીતા, સર્વાવતારિતા તથા પૂર્ણપુરૂષોત્તમતા :-**

- एकस्त्वमेव भगवन्निदमात्म शक्त्या, मायाख्य योरूगुणया महदाद्यरोषम्। सृष्ट्वानुविश्य पुरूषस्तदसद् गुणेषु, नानेव दारुषु विभावसुवद्विभासि॥ હે ભગવાન્! આપ એક જ છો, પરંતુ પોતાની અનંત ગુણમયી માયા શકિતથી આ મહાતત્ત્વ વગેરે સઘળો પ્રપંચ રચીને અંતર્યામી રૂપે તેમા પ્રવેશ કરી જાઓ છો અને પછી તેના ઇન્દ્રિયો વગેરે અસદ્ ગુણોમાં તેમના અધિષ્ઠાતા દેવતાઓ રૂપે સ્થિત થઇને અનેક રૂપવાળા દેખાઓ છો, બરાબર એવી જ રીતે કે જેમ જાત જાતનાં લાકડાંઓમાં પ્રગટેલા અગ્નિ પોતાની ઉપાધિઓ અનુસાર ભિન્ન ભિન્ન દેખાય છે. (ભાગવત/૪/૯/૭/ અહીં ભગવાન શબ્દ આવે છે જેમાં ''ભગ'' નો અર્થ ''નેતા સ્રષ્ટા અને ગમયિતા થાય છે. નેતાનો અર્થ ''સ્થિતિકર્તા'' થાય છે. સ્થિતિ કર્તાએ નિયંતા-ઉપરીનો પર્યાયવાચી શબ્દ છે.)

- कल्पान्त एतदखिलं जठरेण गृह्णन् शेते पुमान् स्वद्दगनन्तसखस्तदङ्के। यन्ना भिसिन्धुरूहकाञ्चन लोकपद्म, गर्भेद्युमान् भगवते प्रणतोऽस्मि तस्मै॥ હે ભગવન્! કલ્પનો અંત થવાથી યોગનિદ્રામાં સ્થિત જે પરમપુરૂષ આ સમસ્ત વિશ્વને પોતાના ઉદરમાં લીન કરીને શેષજીની સાથે તેમના ખોળામાં શયન કરે છે તથા જેમના નાભિ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા સર્વલોકમય સુવર્ણવર્ણના કમળમાંથી તેજોમય બ્રહમાજી ઉત્પન્ન થયા તે આપ જ છો એવા આપ

ભગવાનને અમો પ્રણામ કરીએ છીએ. (ભાગ. ૪/૯/૧૪ - અહીં ભગવાન શબ્દ આવે છે જે સર્વોપરીપણાનો બોધક છે.)

- यः स्वात्मनीदं निजमाययाऽर्पितं, क्वचिद्विभातं क्व च तत्तिरोहितम्। अविद्धदृक्र साक्ष्युभयं तदीक्षते, स आत्ममूलोऽवतु मां परात्परः॥ આ વિશ્વપ્રપંચ તેઓની માયાથી તેઓમાં રહેલો છે. આ વિશ્વનું તેઓ ક્યારેક લીલા પૂર્વક નિર્માણ કરે છે તો ક્યારેક તેને નષ્ટ પણ કરે છે પણ તેમની દૃષ્ટિ બન્ને સ્થિતિમાં જેમની તેમ (સમાન) રહે છે. અર્થાત્ તેઓ આના મૂળ કારણ છે. પરંતુ તેઓનું કોઇ કારણ નથી. તે પરાત્પર પ્રભુ મારૂ રક્ષાણ કરો. (ભાગવત/૮/૩/૪ - ગજેન્દ્ર સ્તુતિ અહીં પરાત્પર શબ્દ સર્વોપરીનો બોધક છે.)

- सोऽहं विश्वसृजं विश्व विश्वं विश्ववेदसम्। विश्वात्मानमजं ब्रह्म प्रणतोऽस्मि परंपदम्॥ તેથી હું તે પરબ્રહ્મના શરણે થયો છુ. કે જેઓ વિશ્વને રચનારા અને વિશ્વ સ્વરૂપ છે અને સાથો સાથ જ જેઓ વિશ્વના અંતરાત્મારૂપે વિશ્વરૂપી સામગ્રીથી ક્રીડા પણ કરતા રહે છે. તે અજન્મા, પરમ પદ સ્વરૂપ બ્રહમને હું નમસ્કાર કરૂ છું. (ભાગ-૮/૩/૨૬/ અહીં પરબ્રહમ શબ્દ આવે છે જે સર્વોપરીતાનો ઘોતક છે.)

- જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ જાણવું. (હરિચ.સા. ૪/૨૮/૪૮- આમ ધ્રુવ ગજેન્દ્રને શ્રીહરિ પ્રગટ પ્રમાણમાં મળ્યા એટલે તેઓ માટે તે સર્વોપરી થયા) આમ શ્રીમદ ભાગવત્ તથા સંપ્રદાયના ગ્રંથો પરથી ગજેન્દ્ર તથા ધ્રુવને માટે પ્રગટ થયેલ હરિ અવતારએ સર્વોપરી વિદિત થાય છે. હવે શ્રીહરિની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.)

❖ तमक्षरंब्रहम परं परेश, मव्यक्तमाध्यात्मिक योग गम्यम्। अतीन्द्रियं सूक्ष्ममिवातिदूर, मनन्तमाद्यं परिपूर्णमीडे ॥ જેઓ અવિનાશી, સર્વ શકિતમાન, અવ્યક્ત, ઇન્દ્રિયાતીત અને અતિ સૂક્ષ્મ છે જેઓ અત્યંત પાસે હોવા છતા પણ ઘણા દૂર જણાય છે, જેઓ આધ્યાત્મિક યોગ એટલે કે જ્ઞાન યોગ અથવા ભકિત યોગ દ્વારા પ્રાપ્ત થાય છે તે જ આદિપુરૂષ, અનંત અને પરિપૂર્ણ પરબ્રહમ પરમાત્માની હું (ગજેન્દ્ર) સ્તુતિ કરૂ છું. (ભાગવત. ૮/૩/૨૧ અહીં ગજેન્દ્ર એ શ્રીહરિને પરિપૂર્ણ કહયા.)

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ-અહીં આદી કહેવાથી હરિ આદી બીજા અવતારો પણ પરિપૂર્ણ કહ્યા.)

❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ ચરિત્રામૃત સાગર ૧૦/૩૭/૨૫ - બધા કહેવાથી શ્રીહરિ અવતાર પણ પૂર્ણ છે. એમ આધારાનંદ સ્વામીનું કહેવાનું તાત્પર્થ છે.)

❖ મૂર્તિમા ભેદ નથી. (હરિ ચરિત્રામૃત સાગર/૧/૮૦/૨૮ - બધી જ મૂર્તિઓ ઐશ્વર્ય અને સામર્થીથી પૂર્ણ હોવાથી તેમાં ભેદ ન હોવો એ સ્વાભાવિક છે. આમ સચ્છાસ્ત્રોનું અવલોકન કરતા એ સ્પષ્ટપણે પ્રતિત થાય છે કે શ્રીહરિ અવતાર પણ પૂર્ણ છે હવે હરિ અવતારની સર્વાવતારીતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

➢ नमो हिरण्यगर्भाय सर्वसृष्टिविधायिने। हिरण्यरेतसेतुभ्यंसुहिरण्य प्रदायिने॥ नमो हरस्वरूपाय भूतसंहारकारिणे। नमः स्थितिकृतेभ्यंविष्णवेप्रभविष्णवे तृष्णहराय कृष्णाय महाभारसहिष्णवे॥ नमः श्रीपते तुभ्यंनमश्चक्रधराय च। धराधराय वाराहरूपिणे

परमात्मने॥ नमस्ते पद्मनाभाय पांचजन्यधरायन। वासुदेवनमतुभ्यंदेवकी नंदनाय च। गोपी प्रियायकेशिघ्ने गोर्वधन धराय च। रामायरघुनाथाय राघवाय नमो नमः॥ नमस्ते धर्मरूपाय नमः सत्त्व गुणाय च। नमः सहस्र शिरसेपुरूषाय पराय च॥ विष्णक्सेननमस्तुभ्यं जगन्मय जनार्दन। त्रिविक्रमाय सत्यायनमः सत्यप्रियाय च॥ સમસ્ત જગતની સૃષ્ટિ કરવાવાળા હિરણ્યગર્ભ સ્વરૂપ તમને નમસ્કાર. સમસ્ત ભૂતોનો સંહાર કરવાવાળા હર સ્વરૂપ આપને નમસ્કાર (આથી પોતા સામે વર્તમાનમાં સ્થિત હરિ અવતાર કહયો) સર્વ શકિતમાન અથવા જગતની ઉત્પત્તિ, સ્થિતિ કરનારા આપ ભગવાન વિષ્ણુને નમસ્કાર (આથી ત્રિમૂર્તીમાના એક એવો વિષ્ણુ અવતાર કહયો) વિષયોની તૃષ્ણ હરવાવાળા સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ સ્વરૂપ તમોને નમસ્કાર (આથી ભવિષ્યમાં થનારો કૃષ્ણાવતાર કહયો) લક્ષ્મીજીના સ્વામી અને સુદર્શન ચક્ર ધારણ કરનારા તમોને નમસ્કાર. પૃથ્વિને પોતાની દાઢો પર ધારણ કરનારા આપ વરાહરૂપધારી પરમાત્માને નમસ્કાર (આથી ભૂતકાળમાં થયેલો વરાહ અવતાર કહયો) તમારી નાભિમાંથી બ્રહમાંડ રૂપિ કમળ પ્રગટ થયુ છે એવા આપને નમસ્કાર. (આથી આદ્ય વિરાટાવતાર કહયો) આપ પાંચ જન્ય શંખ ધારણ કરો છો આપને નમસ્કાર. વસુદેવના પુત્ર વાસુદેવ એવા તમોને નમસ્કાર તથા દેવકીના પુત્રને નમસ્કાર (આથી ભવિષ્યમા થનારો કૃષ્ણાવતાર કહયો.) ગોપાલ રૂપધારી બંશી વગાડનારા તથા ગોપી વલ્લભ ગોવર્ધન ધારી એવા આપને નમસ્કાર. રઘુકુળના સ્વામી હોવાથી રઘુનાથ છો તથા રઘુવંશમાં અવતાર ગ્રહણ કરવાને કારણે આપ રાઘવ કહેવાયો છે. એવા આપને વારંવાર નમસ્કાર. (આથી ભવિષ્યમા થનારો રામાવતાર કહયો) ધર્મ સ્વરૂપ આપને નમસ્કાર સત્વગુણનું ધારણ કરવાવાળા આપને

નમસ્કાર આપના સહસ્રો મસ્તક છે આપ પરમ પુરૂષ પરમેશ્વરને નમસ્કાર (આથી સંકર્ષણાવતાર કહયો) વિષ્વકસેન આપને નમસ્કાર, જગન્મય જનાર્દનને નમસ્કાર આપ આપના ત્રણ પગોથી ત્રિલોકીને માપી લેનારો છે, સત્ય સ્વરૂપ તથા સત્યપ્રિય છો આપને નમસ્કાર (સ્કંધ પુરાણ/કાશીખંડ/પૂર્વાર્ધ/અ.૨૧/ આથી ધ્રુવની સામે પ્રગટ થનારા શ્રીહરિ અવતારની ધ્રુવજીએ સર્વાવતારી તથા સર્વકારણ પણે સ્તૂતિ કરી.)

આમ પુરાણો અને સંપ્રદાયના પ્રબંધોનું અવલોકન કરતા એ સ્પષ્ટ પણે વિદિત થાય છે. શ્રીહરિ અવતાર પણ સર્વોપરી સર્વાવતારી તથા પૂર્ણ પુરૂષોત્તમ છે. હવે વરાહ અવતારની સર્વોપરીતા સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૭) <u>વરાહ અવતારની સર્વોપરીતા પૂર્ણ પુરૂષોત્તમતા તથા અવતારીતા :-</u>

- नमस्ते परमात्मन्पुरूषात्मन्न मोऽस्तु ते। प्रधान व्यक्त भूतायकालभूताय ते नमः ॥ त्वं कर्ता सर्वभूतानां त्वं पाता त्वं विनाशकृत। सर्गादिषु प्रभो ब्रह्म विष्णु रुद्रात्मरूपधृक्॥ त्वमाराध्यं परंब्रह्म याता मुक्तीं मुमुक्षवः। वासुदेवमनाराध्यको मोक्षं समवाप्स्यति॥ પૃથ્વિદેવી વરાહ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા હે પરમાત્મસ્વરૂપ! તમોને નમસ્કાર! હે પુરૂષાત્મન્! તમોને નમસ્કાર! હે કાળ સ્વરૂપ તમોને નમસ્કાર, હે પ્રધાન અને વ્યકત રૂપ તમોને વારંવાર નમસ્કાર હે પ્રભો! જગતની સૃષ્ટિ આદિને માટે બ્રહમા વિષ્ણુ અને રૂદ્રરૂપ ધારણ કરવાવાળા આપ જ સંપૂર્ણ ભૂતોની ઉત્પત્તિ, પાલન અને નાશ કરનારા છો. તમો પરંબ્રહમની જ આરાધના કરી મુમુક્ષુજન મુકત થાય છે. ભગવાન વાસુદેવની આરાધના કર્યા વિના કોણ મુકત થાય છે. (વિષ્ણુ પુરાણ/અંશ-૧/૪/૧૪-૧૫-૧૮ અહીં

પૃથ્વિદેવીએ વરાહ ભગવાનને પરમાત્મા, તરીકે સમ્બોધેલા છે. પરમાત્મા શબ્દમાં રહેલ ''પરમ'' શબ્દ એ સર્વોપરીનો દ્યોતક છે અને તથા તેઓને જ પૃથ્વિદેવીએ ''પરબ્રહમ'' તરીકે સંબોધેલા છે. પરબ્રહમ માં ''પર'' શબ્દ એ સર્વોપરીનો દ્યોતક છે અને અંતે તેઓને જ જગતની ઉત્પત્તિ, પાલન, અને પ્રલય કરનારા કહયા છે. અહીં પાલનનો અર્થ નિયમન કરનારા નિયમનનો અર્થ થાય છે ''ઉપરી'' આથી વરાહ અવતારની સર્વોપરીતા સ્પષ્ટ થઇ)

- જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યું હોય તે જ તેણે સર્વોપરી જાણવું (હરિ ચ.સાગર. ૪૨૮/૪૮) આમ પુરાણો અને સાંપ્રદાયિક પ્રબંધો પરથી વરાહ અવતારની સર્વોપરીતા સ્પષ્ટ થઇ હવે તેઓની પૂર્ણતાના પ્રમાણો જોઇએ.

❖ परिपूर्णानि रूपाणि सामान्य खिल रूपतः। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે (ગરદપુરાણ અહીં આદી શબ્દથી વરાહાદિ બધા રૂપો પરિપૂર્ણ જાણવા.)

❖ ભગવાનના બધા અવતારો પૂર્ણ છે. (હરિચરિત્રામૃતસાગર/૧૦/૩૭/૨૮ બધા કહેવાથી વરાહ અવતાર પણ પૂર્ણ કહયો.) (આમ સચ્છાસ્ત્રોનું અવલોકન કરતા સ્પષ્ટ રૂપે વિદિત થાય છે કે વરાહ અવતાર પણ પૂર્ણ અર્થાત્ સર્વ ઐશ્વર્ય અને સર્વ સામર્થીથી યુકત છે.) હવે વરાહાવતારથી સર્વાવતારીતના પ્રમાણ અવલોકન કરીએ.

➢ દેવતાઓ શ્રીવરાહ ભગવાનની સર્વાવતારી તરીકે સ્તુતિ કરતા બોલ્યા- '' नताः स्मविष्णं जगदादिभूतं सुरासुरेन्द्रं जगताप्रपालकम्। यन्नाभिपद्मात् किल पद्मयोनिर बभूव तं वै शरणं गताःस्म॥ नमोनमो मत्स्यवपुर्धराय नमोऽस्तु ते

कच्छपरूपधारिणे। नमः प्रकुर्मश्चनृसिंहरूपिणे तथा पुनर्वामनरुपिणे नमः॥ नमोऽस्तुते क्षत्रविनाशनाय रामाय दशास्यनाशिने। प्रलम्बहन्ते शितिवाससे नमोनमोऽस्तु बुद्धाय च दैत्यमोहने॥ म्लेच्छान्तकायापि च कलिकनाम्ने नमः पुनः क्रोऽवपुर्धराय। जगद्धितार्थँ च युगे युगे भवान् विभर्ति रूपं त्वसुशभवाय॥ यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाभ्यहम्। परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे॥ पातात्वमेवास्य युगे युगे च रुपाणि धत्से सुमनोहराणि। त्वमेवकालाग्नि हरश्चभूत्वा विश्वं क्षयं नेष्वसि चान्तकाले॥ अतो भवानेव च विश्वकारणम्॥ न तेऽपरं जीवमजीवमीश। यत् किं च भूतं च भविष्य रूपं प्रवर्तमानं च तथैव रूपम्॥ જગતના આદિરૂપ શ્રી વિષ્ણુને અમે નમ્યા છીએ, જે વિષ્ણુ દેવતાઓના તથા અસુરોના પણ ઇન્દ્ર છે, સમગ્ર જગતનું અત્યંત રક્ષણ કરનાર છે, જેમના નાભિ કમળમાંથી જ ખરેખર શ્રી બ્રહ્મા પ્રગટ થયા છે. તેમને અમે શરણે ગયા છીએ. મત્સ્યાવતારી તમને નમસ્કાર હો, કચ્છપાવતારી તમને નમસ્કાર હો, તેમજ નૃસિંહનું રૂપ ધારણ કરનારા તમને અમે નમસ્કાર કરીએ છીએ, તથા વામનરૂપ ધરનારા તમને નમસ્કાર હો. ક્ષત્રિયોનો નાશ કરનારા શ્રીરામ સ્વરૂપ તમને નમસ્કાર હો, તેમજ પ્રલંબાસુરનો નાશ કરનારા શ્યામ વસ્ત્ર ધારી શ્રી બલરામને નમસ્કાર હો અને દૈત્યોને મોહ પમાડનાર શ્રી બુધ્ધાવતારી તમને નમસ્કાર હો મ્લેચ્છોને નાશ કરનારા કલ્કીનામના અવતારી તમને નમસ્કાર હો. તે પછી વરાહ અવતારી તમોને નમસ્કાર હો એમ તમે જગતનું હિત કરવા માટે તથા અસુરોનો વિનાશ કરવા માટે પણ યુગે યુગે રૂપને ધારણ કરો છો, આજ આશયથી આપે ગીતામાં કહ્યું છે કે જયારે જયારે ધર્મની ક્ષીણતા થાય છે અને અધર્મનું ઉત્થાપન અથવા વૃધ્ધિ થાય ત્યારે હે અર્જુન! ધર્મનું સ્થાપન

કરવા માટે તથા સજજનોનું રક્ષાણ કરવા માટે તેમજ દુષ્ટકૃત્યો કરનારા દૃષ્ટોનો વિનાશ કરવા માટે હું પોતાના રૂપને ધારણ કરૂ છુ. અને યુગે યુગે હું પ્રગટ થયા કરૂ છુ. એ માટે તમો જ આ જગતનું કારણ છો. હે ઇશ્વર! તમારાથી જુદુ બીજું કોઇ જીવંત તથા અજીવંત તત્ત્વ નથી. એમ એકંદરે જે કંઇ બની ગયુ છે, ભવિષ્યમાં બનશે અને વર્તમાન કાળમાં જે કંઇ વર્તી રહ્યુ છે કે હયાત છે તે બધુય તમારૂ રૂપ છે. એથી જ તમારા સિવાય કંઇ પણ ભાસતુ નથી (પદમ્ પુરાણ/સૃષ્ટિખંડ/અ. ૭૭/શ્લોક - ૯૧-૧૦૦ આથી વરાહ અવતારની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ)

- भवतो यत्परं तत्वं तन्न जानातिकश्चन्। अवतारेषु यद्रूपं तदर्चन्ति दिवैकसः॥ પૃથ્વિદેવી વરાહભગવાનની સ્તુતિ કરતા બોલ્યા હે પ્રભો! તમારુ જે પરમતત્વ છે તેને તો કોઇ જાણતું નથી, અતઃ આપનુ જે રૂપ અવતારોમાં પ્રગટ થાય છે તેની જ દેવલોકો પૂજા કરે છે. (વિષ્ણુપુરાણ/૧/૪/૧૭- આથી વરાહઅવતારની સર્વઅવતારિતા કહી.)

- दीक्षाऽनुजन्मो पसदः शिरोधरं। ઋષિઓ ભગવાન વરાહની સ્તુતિ કરતા બોલ્યા - વારંવાર અવતાર લેવોએ યજ્ઞ સ્વરૂપ આપની દીક્ષણીય ઇષ્ટિ છે. (ભાગવત/3/૧૩/3૭- આથી વરાહવતારની સર્વાવતારીતા કહી.) આમ ભગવાન વેદ વ્યાસ રચિત શ્રીમદ્ ભાગવત આદી પુરાણો પરથી વરાહ ભગવાનની સર્વોપરીતા, પૂર્ણ બ્રહ્મતા તથા સર્વાવતારીતા પ્રતિપાદન થઇ હવે વામન ભગવાનની સર્વોપરીતા સર્વાવતારીતા અને પૂર્ણતાના પ્રમાણો અવલોકન કરીએ.

**(૮) <u>વામન અવતારની સર્વોપરીતા પૂર્ણપુરૂષોત્તમતા તથા સર્વાવતારીતા :-</u>**

- विश्वाय विश्व भवन स्थिति संयमान्। અદિતિ ભગવાન વામન, ની સ્તુતિ કરતા બોલ્યા હે પ્રભુ! આપ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ છો. (ભાવગત-૮/૧૭/૯ અહીં સ્થિતિ શબ્દ નિયંતાનો દ્યોતક છે, નિયંતા એટલે ઉપરી)

- अदितेर्धिष्ठितं गर्भं भगवन्तं सनातनम्। જ્યારે બ્રહ્માજીને આ વાત ની જાણ થઇ કે અદિતિના ગર્ભમાં તો સ્વયં અવિનાશી ભગવાન સ્થિત થયા છે. (ભાગ ૮/૧૭/૨૪ અહીં ભગવાન્ શબ્દમાં આવતો 'ભગ! શબ્દનો અર્થ ''નેતા ગમયિતા અને સ્રષ્ટા'' થાય છે. નેતાનો અર્થ થાય છે ''સૃષ્ટિના નિયંતા'' નિયંતા શબ્દ સર્વોપરીનો પર્યાયવાચી છે.)

- जगद्रुयं जगत्यालं तं वन्दे पद्मसाधवम् । અદિતિ બોલ્યા હે પ્રભુ! આપ જગદ્ રૂપ, જગતપાવન કરવાવાળા લક્ષ્મી પતિ વામને હું પ્રમાણ કરૂ છુ. (પદમપુરાણ- અહી જગતપાલન એ સ્થિતિ નિયંતા નો બોધક છે) આથી વામનને ભગવાનની સર્વોપરીતા સ્પષ્ટ થઇ હવે વામન ભગવાનની પૂર્ણતાના પ્રણામ અવલોકન કરીએ.

❖ તેજ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શક્તિ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮ અહી આદી કહેવાથી વામન અવતાર પણ પૂર્ણ ઐશ્વર્ય સામર્થી યુક્ત હતો એમ શ્રીમુખે કહ્યું.)

❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ.ચ.સા. ૧૦/૩૭/૨૫ બધા કહેવાથી વામન અવતાર પણ પૂર્ણ છે. એમ કહ્યું.)

❖ राम कृष्णादि रुपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે (નારદ પુરાણ- અહીં આદી કહેવાથી વામન આદી બીજા અવતારો પણ પૂર્ણ છે એમ કહ્યું.) આમ પુરાણ તથા સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી સ્પષ્ટપણે વિદિત થાય છે કે વામનાવતાર પણ પૂર્ણ છે. હવે વામનાવતારની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ रूपस्य चक्षुर्ग्रहणे त्यगेषा स्पर्शग्राहित्री रसना रसस्य। घ्राणं च ग्रन्ध ग्रहणे नियुक्तं न घ्राणचक्षुः श्रवणादि तस्य ॥ .... येनैक दंष्ट्रेण समुद्धृतेयं धरा चला धारयतीह सर्वम्। शेते ग्रसित्वा सकलं जगद् यस्तमीत्रमीशं प्रणतोऽस्मि विष्णुम्॥ બ્રહ્માજી વામન ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - જે પરમેશ્વરે રૂપ જોવા આંખ, સ્પર્શ જ્ઞાન માટે ત્વચા, રસગ્રહણ કરવા જીવ્હા અને સુગંધ દુર્ગંધ ગ્રહણ કરવા નાસિકા આપેલી છે પણ સ્વયં જેને નાક કાન આદિ નથી અર્થાત જેમના નાક, કાન, આંખ, આદિ માયિક નથી પણ દીવ્ય છે ..... જેના દ્વારા એક વિશાલ તથા મોટા દાંતથી ઉદ્ધાર કરાયેલી ચિરસ્થાયિની પૃથ્વિ ધારણ કરવા માટે સમર્થ છે તથા જે સમસ્ત સંસારને પોતાનામાં સ્થાન આપી સુવર્ણનો સ્વાંગ (રૂપ) ધારણ કરે છે તે સ્તુતિ કરવા યોગ્ય વામન રૂપ ધારી, વિષ્ણુ ભગવાનની અમો સ્તુતિ કરીએ છીએ. તથા તેમને પ્રણામ કરીએ છીએ. (વામન પુરાણ/અ. ૨૯/૨૪-૨૮- અહીં પૃથ્વિનો વરાહ રૂપ ધારી ઉધ્ધાર કરનારા વામન ભગવાને કહ્યા આથી તેઓની સર્વાવતારીતા પ્રતિપાદિત થઇ.)

➢ नमस्ते पुश्निगर्भाय वेद गर्भाय वे धसे। त्रिनाभाय त्रिपुष्ठाय शिचिविष्ठाय विष्णवे ॥ બ્રહમાજી વામન ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા પુશ્નિના પુત્ર પુશ્નિ ગર્ભ રૂપે પ્રગટ થનારા અને વેદોના સમસ્ત જ્ઞાનને પોતાની અંદર સમાવિષ્ટ રાખનારા

હે પ્રભુ! વાસ્તવમાં આપ જ સૌના વિધાતા છો, આપને હું વારંવાર નમસ્કાર કરૂ છું. આ ત્રણેય લોક આપની નાભિમા રહ્યા છે. ત્રણેય લોકોથી પર વૈકુંઠ લોકમાં આપ નિવાસ કરો છો. જીવોના અંતઃ કરણમાં આપ સદૈવ વિરાજમાન રહો છો. એવા સર્વ વ્યાપક આપ વામન રૂપધારી વિષ્ણુને હું નમસ્કાર કરૂ છું. (ભાગ. ૮/૧૭/૨૬ આમ પુશ્નિગર્ભ અવતાર તથા વિરાટ નારાયણ અવતાર ધરનારા પણ વામન ભગવાન જ હતા. એમ કહ્યું., આથી વામન ભગવાનની સર્વાવતારીતા કહી.)

- નામથી જ ભિન્નતા જણાવી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યું હોય તેને જ તેણે સર્વોપરી અને સર્વાવતારી જાણવું (હરિ ચરિત્રામૃત સાગર/૪/૨૮/૪૮ આથી વામનાવતારની પણ સર્વાવતારીતા કહી.) આમ પુરાણો તથા સંપ્રદાયના ગ્રંથોના પ્રમાણોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ રૂપે વિદિત થાય છે કે વામન અવતાર પણ સર્વોપરી, સર્વાવતારી તથા પૂર્ણ બ્રહમ પરમાત્મા જ છે.) હવે કપિલાવતારની સર્વોપરીતા સર્વાવતારીતા તથા પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

**(૯) <u>કપિલ અવતારની સર્વોપરીતા પૂર્ણ બ્રહમતા તથા સર્વાવતારીતા :-</u>**

- परं प्रधानं पुरुषं महान्तं, कालं कविं त्रिवृतं लोकपालम् । आत्मानुभूत्याऽनुगत प्रपञ्चं, स्वच्छन्द शक्तिं कपिलं प्रपद्ये॥ કર્દમજી કપિલજી પ્રત્યે બોલ્યા - હે ભગવન્! આપ પરબ્રહમ છો, સઘળી શકિતઓ આપને આધીન છે, પ્રકૃતિ, પુરૂષ, મહતત્ત્વ, કાળ, ત્રિવિધ અહંકાર, સમસ્ત લોક પોતાના રૂપમાં આપ જ આ સઘળા પ્રપંચ (સંસાર) ને ચેતના શકિત વડે પોતાનામાં લીન કરી લો છો. તેથી એ બધાંથી પર (સર્વોપરી) પણ આપ જ છો. હું આપ, ભગવાન

કપિલનું શરણ લઉં છું. (ભાગવત/૩/૨૪/૩૩ - અહીં ભગવાન, પરંબ્રહ્મ તથા પર શબ્દ આવે છે તે કપિલ ભગવાનની સર્વોપરીતાના દ્યોતક છે.)

- य आद्यो भगवान् पुंसामीश्वरो वै भवान् किल । लोकस्य तमसान्धस्यचक्षुः सूर्य इवोदितः॥ તમો સમસ્ત જીવોના ઇશ્વર ભગવાન આદિ પુરૂષ છો તથા અજ્ઞાનરૂપી અંધકારમાંથી પાર ઉતરવા અંધ મનુષ્યો માટે નેત્ર સ્વરૂપ સૂર્યની જેમ ઉદય પામ્યા છો. (અહીં માતા દેવહુતીએ કપિલજીને ઇશ્વર તથા ભગવાન કહ્યા છે. ઇશ્વરનો અર્થ નિયમન કરનાર તથા ભગવાનમાં આવતા ભગ શબ્દનો અર્થ થાય છે ''નેતા ગમયિતા અને સ્રષ્ટા'' આમા નેતાનો અર્થ નિયમન કરનારા જેનો અર્થ ઉપરી થાય છે. ઉપરી શબ્દ સર્વોપરીનો દ્યોતક છે ૩/૨૫/૯ - ભાગવત)
- नान्यत्र मद भगवतः प्रधान पुरुषेश्वरात्। आत्मनः सर्वभूतानां भयं तीव्रं निवर्तते ॥ કપિલજી દેવહુતિ પ્રત્યે બોલ્યા હુ સાક્ષાત્ ભગવાન છુ, પ્રકૃતિ અને પુરૂષનો પણ નિયંતા છુ તથા સમસ્ત પ્રાણીઓનો આત્મા છુ. મારા સિવાય અન્ય કોઇનો પણ આશ્રય લેવાથી મૃત્યુરૂપી મહાભયમાંથી છુટકારો મળી શકતો નથી. (ભાગવત/૩/૨૫/૪૧ અહીં કપિલ દેવે પોતાને જ ભગવાન તથા ઇશ્વર કહી પોતાનું સર્વોપરી પણુ સ્વમુખે કહ્યું.)
- નારાયણ પોતાને ઐશ્વર્ય કરીને સર્વોપરિ છે. (વ.મૃત. લોયા-૧૩ કપિલ ભગવાનએ સાક્ષાત નારાયણ હોવાથી તેઓ પોતાના ઐશ્વર્યે કરીને સર્વોપરી સિધ્ધ થયા.) આમ શાસ્ત્રોક્ત પ્રમાણોથી ભગવાન કપિલની સર્વોપરીતા સ્પષ્ટ થઇ. હવે તેઓની પૂર્ણતાના પ્રમાણો રજુ કરીએ.

❖ परि पूर्णानि रुपाणि सामान्य खिल रुपतः । રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (ગરૂડ પુરાણ - અહીં આદી કહેવાથી કપિલાવતારની પૂર્ણતા કહી.)

❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮ અહીં પણ આદી કહેવાથી કપિલાવતારની પણ પૂર્ણતા સ્વમુખે કહી.)

❖ ભગવાનના બધા જ અવતાર પૂર્ણ છે (હરિ. ચરિ. સા. - ૧૦/૩૭/૨૫ આથી કપિલાવતારની પણ પૂર્ણતા કહી.) આમ પુરાણો તથા સંપ્રદાયના ગ્રંથોનું અવલોકન કરતાએ સ્પષ્ટપણે વિદિત થાય છે કે કપિલાવતાર પણ પૂર્ણ છે હવે કપિલાવતારની સર્વાવતારીતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

➢ तान्येव तेऽभिरुपाणि रुपाणि भगवंस्तव। यानि यानि च रोचन्ते स्वजनानामरुपिणः ॥ કર્દમ ઋષિ બોલ્યા હે ભગવન્! આપ પ્રાકૃત રૂપથી રહિત છો, આપનાં ચતુર્ભુજ વગેરે અલૌકિક રૂપ છે તે જ આપને યોગ્ય છે તથા મનુષ્ય સદ્દશ જે રૂપો આપના ભકતોને પ્રિય લાગે છે તે પણ આપને રૂચિકર પ્રતિત થાય છે. (ભાગવત/૩/૨૪/૩૧ આથી ચતુર્ભુજ તથા મનુષ્ય સમાન અવતારોને ધારણ કરનારા કપિલ ભગવાને કહી તેઓની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ.)

➢ अथाप्यजोऽन्तः सलिले शयानं, भूतेन्द्रियार्थात्ममयं वपुस्ते। गुण प्रवाहं सदशेषबीजं दध्यौ स्वयं पञ्जकाराब्जजानः॥ स एव विश्वस्य भवान् विधत्ते गुणप्रवाहेन विभक्तवीर्यः। सर्गाद्यनीहोऽवितयाभि सन्धि, रात्मेश्वरोतर्क्य सहस्र शकितः॥ स त्वं भृतो मे जडरेणनाथ कथं नु यस्सोदर एतदासीत् । विश्वं युगान्ते वटपत्र एकःशेतेस्म मायाशिशुरङ् ध्रिपानः॥ त्वं देहतन्त्रः प्रशमीय पाप्मनां निदेशभाजां च विभो विभूतये

यथावतारास्तव सूकरादय स्तथायमप्यात्मपथोपलब्धये॥ માતા દેવહુતી ભગવાન કપિલ દેવની સ્તુતિ કરતા બોલ્યા હે ભગવન્! બ્રહમાજી તમારા નાભી કમળમાંથી પ્રગટ થયા છે. (એટલે ઋગ્વેદમાં જેની સહસ્રશિર્ષા પુરૂષ કહી સ્તુતિ કરવામા આવી છે તથા શ્રીમદ્ ભાગવતમાં જેને વિરાટ નારાયણ ભગવાનના પ્રથમ અવતાર કહ્યા છે જેની નાભી સરોજ માંથી બ્રહમાજી પ્રગટ થયા છે.) તેઓએ પ્રલય કાળમાં જળમાં શયન કરવા વાળા તમારા પંચભૂત ઇન્દ્રિય, શબ્દાદિ વિષયો, મનોમય વિગ્રહ, જે સત્વાદિ પ્રવાહથી યુકત છે, સત્ય સ્વરૂપ અને કાર્ય અને કારણ બન્નેનું બીજ છે તેનું ધ્યાન કરેલુ. (આથી વિરાટ નારાયણ તરીકે પણ કપિલ ભગવાન જ પ્રગટ થયા હતા એમ કહ્યું.) તમો નિષ્ક્રિય, સત્ય સંકલ્પ, સંપૂર્ણ જીવોના પ્રભુ, તથા સહસ્ર અચિંત્ય શકિતથી સંપન્ન છો. પોતાની શકિતને ગુણ પ્રવાહ રૂપથી બ્રહ્માદી અનંત મૂર્તિઓમાં વિભકત કરીને તેના દ્વારા તમો સ્વયં જ વિશ્વની રક્ષા કરો. હે નાથ! આ કેવી વિચિત્ર વાત છે કે જેમના ઉદરમાં પ્રલય કાળ આવતા સમસ્ત જગત લીન થઇ જાય છે અને જે કલ્પાન્તમાં પોતાની યોગ માયાથી બાળકનું રૂપ ધારણ કરી પોતાના ચરણના અંગૂઠાને મુખમાં સૂસતા થકા એકાકી વટવૃક્ષના પત્રમાં શયને કરો છો તેને અમોએ (દેવહુતીએ) ગર્ભમાં ધારણ કરેલા (આથી માર્કેન્ડેયજીને પણ પ્રલયા વસ્થામાં અલ્પ એવા વટપત્રમાં દર્શન આપનારા ભગવાન કપિલ જ હતા એમ માતા દેવહુતીએ કહ્યું) હે વિભો! તમો પાપીઓનું દમન અને પોતાના આજ્ઞાકારી ભકતોના અભ્યુદય અને કલ્યાણ માટે સ્વેચ્છાથી દેહ ધારણ કરો છો. અતઃ જે પ્રમાણે તમોએ વરાહ આદિ અવતાર ધારણ કરેલા તે પ્રમાણે આ કપિલાવતાર પણ જ્ઞાન માર્ગ

બતાવવા માટે થયો છે. (ભાગવત - ૩/૩૩/૨-૫ આથી કપિલ ભગવાનને જ વરાહાદિ સર્વ અવતારોને ધારણ કરનારા કહ્યા.)

➢ નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યું હોય તેને જ તેણે સર્વોપરી અને સર્વાવતારી જાણવું (હરિચરિત્રા મૃતસાગર/૪/૨૮/૪૮ આથી કપિલાવતારની પણ સર્વાવતારીતા કહી.) આમ શ્રીમદ્ ભાગતવ તથા સંપ્રદાયના ગ્રંથોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ પણે વિદિત થાય છે કે કપિલ ભગવાન સર્વોપરી, સર્વાવતારી તથા પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન છે. હવે પૃથુ અવતારની સર્વોપરીતા, સર્વાવતારીતા તથા પૂર્ણપુરૂષોત્તમતાના પ્રમાણે રજુ કરીએ છીએ.

## (૧૦) **પૃથુ અવતારની સર્વોપરીતા, સર્વાવતારીતા તથા પૂર્ણપુરૂષોત્તમતા :-**

- येनाहमात्मायतनं विनिर्मिता, धात्रा यतोऽयं गुणसर्गसङ्ग्रहः। स एव मां हन्तुमुदायुधः स्वरा, डुपस्थितोऽन्यं शरणं कमाश्रये॥ य एतदादावसृजच्चराचरं, स्वमायया ऽऽत्माश्रययावितर्क्यया। तयैव सोऽयं किल गोप्तुमुद्यतः, कथं नु मां धर्मपरो जिघासति॥ नूनं बतेशस्य समीहितं जनै स्तन्माययादुर्जययाकृतात्मभिः। न लक्ष्यते यस्त्वकारोदकारयद् योऽनेक एकः परतश्च ईश्वरः॥ પૃથ્વિદેવી પૃથુરાજાની સ્તુતિ કરતા બોલ્યા - હે પ્રભુ! તમો સમસ્ત જગતના વિધાતા છો, તમો એ જ ત્રિગુણાત્મક સૃષ્ટિ રચેલી છે અને મને સમસ્ત જીવોનો આશ્રય બનાવેલી છે. તમો સર્વથા સ્વતંત્ર છો. હે પ્રભુ! જયારે તમે જ અસ્ત્રશસ્ત્ર લઇને મને મારવા માટે તૈયાર થઇ ગયા છો ત્યારે હું બીજા કોના શરણમાં જાઉં? કલ્પના આરંભમાં તમે પોતાને આશ્રયે રહેનારી માયા થકી જ આ ચરાચર જગતની રચના કરી હતી. અને તે માયા વડે જ તમે તેનું પાલન પોષણ કરવા માટે

તૈયાર થયેલા છો, તમો ધર્મ પરાયણ છો, તો પણ ગાયનું રૂપ ધારણ કરી રહેનારી મને શા માટે મારવા ઇચ્છો છો.? તમે એક છો તેમ છતાં માયાને લીધે અનેક રૂપમાં જણાઓ છો તથા તમે સ્વયં બ્રહમાજીની રચના કરીને તેમના દ્વારા વિશ્વની રચના કરાવી છે તમો સાક્ષાત્ સર્વેશ્વર છો. તમારી લીલાઓને અજિતેન્દ્રિય લોકો કેવી રીતે જાણી શકે? તેમની બુધ્ધિ તો તમારી દુર્જય માયાથી વિક્ષિપ્ત રહે છે. (ભાગવત/ ૪/૧૭/૩૦-૩૨- અહીં પૃથ્વિ દેવી એ પૃથુ ભગવાનને સાક્ષાત્ ઇશ્વર કહ્યા છે ઇશ્વર એટલે સર્વના નિયંતા, નિયંતાનો અર્થ જ ઉપરી-સર્વોપરીતા થાય છે. આથી પૃથુ ભગવાનની સર્વોપરીતા કહી.)

- નારાયણ પોતાને ઐશ્વર્ય કરીને સર્વોપરિ વર્તે છે. (લોયા-૧૩- પૃથુ ભગવાનએ સાક્ષાત્ ભગવાન નારાયણ છે '' एष विष्णोर्भगवतः कलाभुवन पालिनी (ભાગ. ૩/૧૫/૩)'' ''अयं तु साक्षाद् भगवांस्त्र्यधीशः कूटस्थ आत्मा कलयावतीर्णः (ભાગ ૩/૧૬/૧૯)'' આથી પૃથુ નારાયણની સર્વોપરીતા સ્વમુખે કહી.)

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ/અહીં આદી કહેવાથી પૃથુ અવતાર પણ પૂર્ણ છે એમ કહ્યું.)

❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્યકચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા. ૧૮ અહીં પણ આદી કહી પૃથુ આદી બધા અવતારોની પૂર્ણતા સ્વમુખે પ્રતિપાદન કરી) આમ પુરાણો અને સંપ્રદાયના ગ્રંથોના આધારે એ વાત સ્પષ્ટ થાય છે કે પૃથુ અવતાર પણ સર્વોપરી અને

પુર્ણ સામર્થીથી યુકત જ છે. હવે પૃથુ અવતારની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

- नमः परस्मै पुरूषाय मायया, विन्यस्तनानातनवे गुणात्मने। પૃથ્વિ દેવી પૃથુ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - તમે સાક્ષાત્ પરમ પુરૂષ છો તથા પોતાની કૃપાથી અનેક પ્રકારના અવતાર લઇને ગુણ મય જેવા જણાઓ છો. (ભાગ. ૪/૧૭/૨૯ - આથી પૃથુ અવતારની સર્વાવતારીતા પ્રતિપાદીત થઇ.)
- નામથી જ ભિન્નતા જણાવી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરી અને સર્વાવતારી જાણવું (હ ચિ. ચ.સા. ૪/૨૮/૪૮ આથી પૃથુ અવતારની સર્વાવતારીતા કહી.) આમ શાસ્ત્રોક પ્રમાણોથી એ સ્પષ્ટ પણે પ્રતિતિ થાય છે કે પૃથુ અવતાર પણ સર્વોપરી તથા સર્વાવતારી પૂર્ણ પુરૂષોત્તમ છે. હવે ઋષભદેવ અવતારની સર્વોપરીતા સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

## (૧૧) <u>ઋષભાવતારની સર્વોપરીતા સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમતા :-</u>

- अर्हसि मुहुरर्हत मार्हणम स्माकमनुपथानां नमो नम इत्येतावत् सदुपशिक्षितं कोऽर्हति पुमान् प्रकृति गुण व्यतिकरमतिरनीशईश्वरस्य परस्य प्रकृति पुरूषोरर्वाक्तनाभिर्नाम रूपाकृतिभी रुपनि रूपणम्॥ ઋત્વિજો ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા હે પૃજયતમ! અમે આપના અનુગત ભકતો છીએ. તમે અમારા વારંવાર પૂજનીય છો, પરંતુ આપની પૂજા કરવાનું અમે શુ જાણીએ? અમે તો વારંવાર આપને નમસ્કાર કરીએ છીએ - આટલું જ અમને મહાપુરૂષોએ શીખવ્યું છે. આપ પ્રકૃતિ અને પુરૂષથી પણ પર છો, તો પછી પ્રાકૃત ગુણોના કાર્યભૂત આ પ્રપંચમાં બુધ્ધિ ફસાઇ જવાથી, આપના ગુણ-ગાન કરવામાં

સર્વથા અસમર્થ એવો કયો મનુષ્ય છે કે જે પ્રાકૃત નામ, રૂપ અને આકૃતિ વડે તમારા સ્વરૂપનું નિરૂપણ કરી શકે? આપ સાક્ષાત્ પરમેશ્વર છો. (ભાગવત/ ૫/3/૪ - અહીં ઋષભદેવ ભગવાનને પ્રકૃતિ પુરૂષથી પર પરમેશ્વર કહ્યાઃ ઇશ્વર શબ્દનો અર્થ નિયંતા થાય છે. નિયંતા શબ્દ એ ઉપરીનો પર્યાય વાચી છે. આમ ઋષભદેવ ભગવાનની સર્વોપરીતા કહી.) હવે તેઓની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

- राम कृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ - અહીં આદી કહેવાથી ઋષભદેવ અવતાર પણ પૂર્ણ છે એમ કહ્યું.)

- ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ. ચરિત્રા. સાગર. ૧૦/૩૭/૨૫ અહી બધા જ અવતારો પૂર્ણ કહ્યા એટલે ઋષભદેવ અવતાર પણ પૂર્ણ છે એમ કહ્યું)

- मया सद्दशो भूयादिति। ભગવાન ઋષભદેવ બ્રાહમણો પ્રત્યે બોલ્યા કે મારા જેવો તો કેવળ હું જ છું, કારણ કે હું અદ્વિતીય છુ. (ભાગ. ૫/3/૧૭-આથી ઋષભ દેવજીની ઇતર સમસ્ત કરતા અદ્વિતીયતા તથા પૂર્ણતા કહી) હવે તેઓની અવતારીતાના પ્રમાણ નિહાળીએ.

- इदं शरीरं मम दुर्विभाव्यं सत्त्वं हि मे हृदयं यत्र धर्मः। पृष्ठेकृतो मे हृदयं यत्र धर्मः॥ ઋષભદેવ ભગવાન બોલ્યા મારા આ અવતાર શરીરનું રહસ્ય સાધારણ મનુષ્ય માટે બુધ્ધિ ગમ્ય નથી (આથી ઋષભદેવ ભગવાને સ્વમુખી પોતાની સર્વાવતારી કહી.) ભા. ૫ ૫/૧૯)

➢ નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરી તથા સર્વાવતારી જાણવું (હરિચરિત્રામૃત. સાગર/૪/૨૮/૪૮ આથી ઋષભદેવ અવતારની પણ સર્વોપરીતા પ્રતિપાદિત થઇ.) આમ શ્રીમદ્ ભાગવત આદી પુરાણો તથા સંપ્રદાયના માન્ય ગ્રંથોનું અવલોકન કરતા એ સ્પષ્ટ પણે વિદિત થાય છે કે ઋષભદેવ અવતાર પણ સર્વોપરી સર્વાવતારી તથા પૂર્ણ છે.) હવે કૂર્મા અવતારની સર્વોપરીતા સર્વાવતારીતા તથા પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૧૨) કૂર્માવતારની સર્વાવતારી સર્વોપરીતા તથા પૂર્ણતાના પ્રમાણો :-

- ॐ नमो भगवते अकूपाराय सर्व सत्त्वगुण विशेषणाया नुपलक्षित स्थानाय नमो वर्ष्मणे नमो भून्ने नमो नमोऽवस्थानाय नमस्ते॥ જે કૂર્મ ભગવાન સર્વ સત્ત્વગુણોથી યુકત છે, જળમાં વિચરતા રહેવાને કારણે જેમના સ્થાનનું કોઇ નિશ્ચિતપણું નથી તથા જેઓ કાળની મર્યાદાથી બહાર છે તે ઓંકાર સ્વરૂપ સર્વાધાર ભગવાનને મારા વારંવાર નમસ્કાર (ભાગવત-૫/૧૮/૩૦ - અહીં કૂર્મને ભગવાન તરીકે સંબોધાયા છે. ભગવાનમાં આવતા 'ભગ' શબ્દનો અર્થ 'નેતા ગમયિતા અને સ્રષ્ટા' થાય છે. નેતાનો અર્થ નિયંતા એવો થાય છે. અને નિયંતાને જ ઉપરી સર્વોપરી કહેવાય છે.)

- નારાયણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે છે. (લોયા -૧૩. કૂર્મએ સ્વયં નારાયણ જ છે માટે તેઓ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તેએ યથાર્થ જ છે.) આથી કૂર્માવતારની સર્વોપરીતા કહી હવે તેઓની પૂર્ણતાના પ્રમાણો નિહાળીએ.

❖ परिपूर्णानि रूपाणि सामान्य खिल रूपतः। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે પરિપૂર્ણ છે. (ગરૂડ પુરાણ/અહીં આદી કહી કૂર્મવતારની પણ પુર્ણતા પ્રતિપાદિત થઇ.)

❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપોને ધારણ કરે છે. (લોયા. ૧૮ આથી કૂર્માવતાર પણ અનંત ઐશ્વર્ય અનંત શક્તિએ યુકત પૂર્ણ અવતાર જ હતો એમ શ્રી મુખે કહ્યું. આમ શાસ્ત્રોના પ્રમાણથી કૂર્માવતારની પૂર્ણતા પ્રતિપાદિત થઇ હવે તેઓની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ यस्मिन्नसङ्ख्येमविशेषनाम रूपा कृतौ। પિતૃરાજ અર્થમા ભગવાન કચ્છપ-કૂર્મની સ્તુતિ કરતા બોલ્યા - તમો અસંખ્ય નામો, રૂપો અને આકૃતિઓ વાળા છો. (ભાગવત - ૫/૧૮/૩૩ આથી કૂર્માવતારની સર્વાવતારીતા કહી.)

➢ નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળેલુ હોય તે જ તેણે સર્વોપરી અને સર્વાવતારી જાણવું. (હરિ ચરિત્ર સાગર/ ૪/૨૮/૪૮ - આથી પિતુરાજ અર્થમા આદીને જે કૂર્મ અવતારે પ્રાપ્ત થયા તે તેઓ માટે સર્વોપરી તથા સર્વાવતારી) આમ શાસ્ત્રોક્ત વચનાનુસાર સ્પષ્ટ પણે વિદિત થાય છે. કે કૂર્માવતાર પણ સર્વોપરી સર્વાવતારી તથા પૂર્ણ ઐશ્વર્યથી યુકત છે. હવે મત્સ્યાવતારની સર્વોપરીતા, સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમતાના પ્રમાણ અવલોકન કરીએ.

## (૧૩) મત્સ્યાવતારની સર્વોપરિતા સર્વાવતારીતા અને પૂર્ણ પુરૂષોત્તમતા :-

- नमस्ते पुरूषश्रेष्ठ स्थित्युत्त्ययेश्वर। भक्तानां नःप्रयन्नानां मुख्योह्यात्मगतिर्विभो॥ હે ઇશ્વર! આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના સ્વામી છો. આપને હું નમસ્કાર કરૂ છું. હે પ્રભુ! અમ શરણાગત ભક્તો માટે આપ જ આત્મા અને આશ્રય છો. (ભાગવત/ /૮/૨૪/૨૮ અહી સત્યવ્રત રાજાએ મત્સ્ય ભગવાન માટે ઇશ્વર શબ્દનો પ્રયોગ કરેલો છે અને તેઓને જ જગતની ઉત્પત્તિ સ્થિતિ (નિયમન) અને પ્રલય કરનારા કહે છે. ઇશ્વરમા આવતો ઇશ શબ્દ નિયમન ઉપરીનો બોધ કરાવે છે.)

- જેને જે સ્વરૂપ પ્રકટરૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ સર્વાવતારી જાણવું (હરિ ચરિત્રા મૃતસાગર/ ૪/૨૮/૪૮ - આથી મત્સ્યાવતારની સત્યવ્રત રાજાને પ્રાપ્તિ થઇ તે તેને માટે સર્વોપરી એમ કહ્યું.) આથી મસ્યાવતારની પણ સર્વોપરીતા કહી હવે તેઓની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ- અહીં આદી કહી મત્સ્યાવતારની પણ પરિપૂર્ણતા કહી.)

❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપોને ધારણ કરે છે (લોયા-૧૮- આથી મત્સ્યવતાર પણ અનંત ઐશ્વર્ય અને અનંત શકિતથી એ યુકત પૂર્ણ જ અવતાર હતો એમ શ્રીમુખે ભગવાને કહ્યું)

❖ च्यवनोत्पत्ति युक्तेषु ब्रह्मेन्द्रवरुणादिषु। यस्मान्नच्यवनेस्थानात्॥ અર્થાત્ રામકૃષ્ણાદિ વિવિધ અવતારોને ગ્રહણ - ધારણ કરવા છતા પણ ભગવાન બ્રહ્મા આદિ સમાન કયારેય પણ પોતાના ઐશ્વર્યથી સ્ખલિત થતા નથી. તે તે અવતારોમાં પણ તેઓનું ઐશ્વર્ય પૂર્ણ રૂપથી રહે છે (વિષ્ણુ સહસ્ર

નામ/પરાશર ભટ્ટાચાર્ય કૃત ભગવદ્ ગુણ દર્પણ ભાષ્ય/ શ્લો- ૪૮/૩૨૦ આથી રામકૃષ્ણ મત્સ્યાદિ બધા જ અવતારોમાં પૂર્ણ ઐશ્વર્ય હતુ એમ કહયું.) આમ, મસ્યાવતારની પણ પૂર્ણતા પ્રમાણિત થઇ હવે તેઓની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

- सर्वेलीलावतारास्ते भूनानां भूति हेतवः। ज्ञातुमिच्छाम्यदो रूपं यदर्थँ भवता धृतम्॥ સત્યવ્રત રાજા મત્સ્ય ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - આપના બધા જ લીલા અવતારો પ્રાણીઓના અભ્યુદય માટે જ થાય છે, તો પણ હું એ જાણવા ઇચ્છું છું કે આપે આ રૂપ શા ઉદ્દેશ્યથી લીધું છે. (ભાગવત/ ૮/૨૪/૨૯ - આથી મત્યાવતારની પણ સર્વાવતારીતા કહી.)

- નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યુ હોય તે જ તેણે સર્વોપરી સર્વાવતારી જાણવું (હ.ચ.સા./ ૪/૨૮/૪૮ - આથી સત્યવ્રત રાજાને મત્યના રૂપમાં ભગવાન સાક્ષાત્ મળ્યા એટલે માટે તેઓ માટે મત્સ્યાવતાર સર્વોપરી સર્વાવતારી એમ કહ્યુ.) આમ શાસ્ત્રોકત પ્રમાણો એ પ્રતિપાદિત થઇ જાય છે કે મત્યાવતાર પણ સર્વોપરી સર્વાવતારી પૂર્ણ ઐશ્વર્ય શકિતથી યુકત હતો એમ કહયું. હવે હયગ્રીવ અવતારની સર્વોપરીતા સર્વાવતારીતા અને પૂર્ણ પુરૂષોત્તમના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૧૪) <u>હયગ્રીવ અવતારની સર્વોપરિતા સર્વાવતારીતા તથા પુર્ણ પુરૂષોત્તમતા :-</u>

- ॐ नमो भगवते धर्मायात्म विशोधनाय नम इति ॥२॥ अहो विचित्रं भगवद्विचेष्टितं, घ्नन्तं जनोऽयं हि मिषन्न पश्यति। ध्यायन्नसद्यर्हि विकर्म सेवितुं, निर्हृत्य पुत्रं पितरं जिजीविषति॥ ચિત્તને વિશુધ્ધ કરનારા ઓંકાર-સ્વરૂપ ભગવાન ધર્મને નમસ્કાર, અહો ભગવાન હયગ્રીવની કેવી વિચિત્ર લીલા છે, જેને કારણે આ

જીવ સમસ્ત લોકોનો સંહાર કરનારા કાળને જોવા છતાં પણ જોતો નથી. એ તુચ્છ વિષયોનું સેવન કરવા માટે પાપમય વિચારોમાં રચ્યો પચ્યો રહે છે, પોતાના જ હાથે પોતાના પુત્ર, પિતા વગેરેના શબને બાળવા છતાં પણ પોતે જીવતો રહેવાની ઇચ્છા કરે છે. (ભાગવત/ ૫/૧૮/૧-૨ અહી હયગ્રીવને ભગવાન શબ્દથી સંબોધ્યા છે ભગવાન શબ્દમાં આવતા 'ભગ' નો અર્થ 'નેતા ગમતિયા અને સ્રષ્ટા' થાય છે અને નેતાનો અર્થ 'નિયંતા' 'ઉપરી - સર્વોપરી' થાય છે.)

- विश्वोद्भव स्थान निरोधकर्म ते, ह्यकर्तुरङ्गीकृतमप्ययावृतः। युक्तं न चित्रं त्वयि कार्य कारणे, सर्वात्मनि व्यतिरिक्ते च वस्तुतः॥ હે પરમાત્મા! તમે અકર્તા છો અને માયાના આવરણથી રહિત છો તો પણ, જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય એ તમારા જ કર્મ માનવામાં આવ્યાં છે તે તો બરાબર જ છે., આમાં કોઇ આશ્ચર્યની વાત નથી, કારણ કે સર્વાત્મા - રૂપે તમે જ સઘળાં કાર્યોના કારણ છો અને પોતાના શુધ્ધ સ્વરૂપમાં આ કાર્ય કારણ ભાવથી સર્વથા પર છો. (ભાગ/ ૫/૧૮/૫ અહી હયગ્રીવ ભગવાનને જગતની ઉત્પત્તિ સ્થિતિ (નિયમન) અને પ્રલય કરનારા કહ્યા છે. અહી આવતો સ્થિતિ શબ્દ સર્વોપરીનો બોધક છે.)

- નારાયણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે છે (લોયા-૧૩- હયગ્રીવ ભગવાન પણ સાક્ષાત્ નારાયણ છે એટલે તેઓ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે એ સ્વાભાવિક છે.) આથી હયગ્રીવાવતારની સર્વોપરીતા પ્રતિપાદિત થઇ હવે તેઓની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

- ❖ परिपूर्णानि रूपाणि सामान्य खिल रूपतः। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે પરિપૂર્ણ છે (ગરુદ પુરાણ/અહીં આદી કહી હૈયગ્રીવાવતારની પણ પૂર્ણતા કહી)

- ❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપો ધારણ કરે છે. (લોયા - ૧૮ અહી આદી કહી હયગ્રીવ અવતારને પણ પૂર્ણ કહ્યો.) હવે હયગ્રીવ અવતારની સર્વાવતારીતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

- ➢ वदन्ति विश्वं कवयः स्म नश्वरं, पश्यन्ति चाध्यात्मविदो विपश्चितः। तथापि मुह्यन्ति तवाज मायया, सुविस्मितं कृत्यमजंनतोऽस्मि तम्॥ ભદ્રશ્રવા હયગ્રીવ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - વિદ્વાનો જગતને નશ્વર બતાવે છે અને સુક્ષ્મદર્શી આત્મજ્ઞાનીઓ એવુ જ જુએ પણ છે, તો પણ હે અજન્મા! તમારી માયાથી લોકો મોહિત થઇ જાય છે. તમે અનાદિ છો તથાં તમારાં કાર્ય ઘણા વિસ્મય જનક છે. હું તમને નમસ્કાર કરૂં છુ. (ભાગવત- ૫/૧૮/૪ અહીં ભદ્રશ્રવાએ હયગ્રીવ માટે 'અજન્મા' શબ્દનો પ્રયોગ કરેલો છે. અજન્મા એટલે જેનો કયારેય પણ જન્મ થયો નથી. આમ ''અજન્મા હોવા છતા અનેક રૂપોમાં અવતાર ધારણ કરે છે. - अजायमानः बहुधाविजायते (યજુર્વેદ/૩૧/૧૯)'' આથી હયગ્રીવ ભગવાનની સર્વાવતારીતા કહી.)

- ➢ નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરી સર્વાવતારી જાણવું (હ.ચ.સા. ૪/૨૮/૪૮) આમ શાસ્ત્રોક્ત પ્રમાણ દ્વારાએ સ્પષ્ટ પણે વિદિત થાય છે કે હયગ્રીવાવતાર પણ સર્વોપરી, સર્વાવતારી તથા પૂર્ણપુરૂષોત્તમ સિધ્ધ થાય છે. હવે પરશુરામ

ભગવાનની સર્વોપરીતા, સર્વાવતારીતા તથા પૂર્ણપુરૂષોત્તમતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૧૫) <u>ભગવાન પરશુરામની સર્વોપરિતા સર્વાવતારીતા તથા પૂર્ણ પુરૂષોત્તમતા :-</u>

- स जामदग्न्यो महतां महीयान्स्रष्टुं तथा पालयितुं निहंतुम्। તે પરશુરામ તો મહાન પુરૂષોમાં પણ મહાન હતા અને આ સંસારનું સર્જન - પાલન (નિયમન) અને પ્રલય કરવામાં પૂર્ણ સમર્થ હતા. (બ્રહમાંડ પુરાણ - અહીં ભગવાન પરશુરામને જગતનું નિયમન કરનારા કહ્યા. નિયમન એટલે નિયંતા જે સર્વોપરીનો પર્યાયવાચી છે.)

- नारायणात्परो देवो न भूतो न भविष्यति। નારાયણથી પર દેવ કોઇ હતો નહિ અને થશે પણ નહિ. (અહીં પર શબ્દ સર્વોપરીનો ઘોતક છે પરશુરામ ભગવાન શ્રીમન્નારાયણનો જ અવતાર છે કહયુ પણ છે ''यमाहुर्वासुदेवांश हैहयानां कुलान्तकम्। હૈહયવંશનો અંત કરવા માટે સ્વયં નારાયણે જ પરશુરામના રૂપમાં અવતાર લીધો - (ભાગવત - ૯/૧૫/૧૪)

- નારાયણ પોતાના ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે. (લોયા-૧૩- પરશુરામએ સાક્ષાત્ નારાયણ છે એટલે તેઓ પણ પોતાના સામર્થ્યે કરીને સર્વોપરી છે. એમ શ્રીમુખે કહ્યું.) આ પ્રમાણે પરશુરામ ભગવાનની પણ સર્વોપરીતા સ્પષ્ટ થાય છે. હવે તેઓની પૂર્ણતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ થાય છે. (નારદ પુરાણ/અહીં આદી શબ્દ કહી પરશુરામ અવતારને પણ પૂર્ણ કહયો.)

❖ તે જ  ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિતએ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપો ધારણ કરે છે. (લાયો. - ૧૮ અહીં આદી કહી પરશુરામ પણ અનંત ઐશ્વર્ય અને અનંત શકિતએ યુકત પૂર્ણ અવતાર જ હતો એમ કહ્યું.)

❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ ચરિત્રામૃત સાગર/ ૧૦/૩૭/૨૫ - આમ 'બધા' કહી પરશુરામ અવતારની પણ પૂર્ણતા કહી.)

❖ परिपूर्णानि रूपाणि सामान्य खिल रूपतः।  રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે પરિપૂર્ણ છે. (ગરૂડ પુરાણ/અહી આદી કહી પરશુરામ અવતારની પણ પૂર્ણતા કહી.) આમ પરશુરામ ભગવાનની પણ પૂર્ણતા સ્પષ્ટ થાય છે. હવે તેઓની સર્વાવતારિતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ विशोकायनमः पादो जानुनी विश्वरूपिणे॥ उग्रायचततोऽप्यूरूकटी दामोदराय च॥ ४९॥ उदरं पद्मनाभाय उरः श्री वत्सधारणि॥ चक्रिणेवामबाहुं च दक्षिणगदिने नमः ॥५०॥ वैकुण्ठायनमः कण्ठमास्यं यज्ञमुखाय वै॥ नासां विशोकनिधये वासुदेवाय चाक्षिणी॥ ५१॥ ललाट वामन येति रामायेति भ्रुवौनमः॥ सर्वात्मनेतुतच्छीषँनम इत्य भिपूजयेत॥ ५२॥ इति पूजामन्तः॥ ततो देवाधिदेवाय अर्धँ चैवप्रदाषयेत्॥ फलेन चैव शुभ्रेण भक्ति युक्तेन चेतसा॥ ५३॥ नमस्ते देव देवेशजामदग्नय नमोऽस्तुते॥ અર્થાત - ''ॐ विशोकाय नमः पादौ'' - શોકરહિત શ્રીપરશુરામને નમસ્કાર હો, હું તેમના બેય પગનું પૂજન કરું છું.'' એમ બોલી તેમના બેપગલને પુજવા, પછી ''विश्वरूपिणे नमः जानुनी'' વિશ્વસ્વરૂપધારી શ્રીપરશુરામને નમસ્કાર હો, તેમના બેય ઢીંચણોને પૂજું છું, એમ બોલી તેમના બેય ઢીંચણોને પૂજ્યા તે પછી ''उग्राय नमः उरु''- ઉગ્રસ્વરૂપ પધારી શ્રીપરશુરામને નમસ્કાર હો. હું તેમના બે સાથળોનુ પુજું છું એમ બોલી તેમના બેય સાથળોને પૂજવા, તે

પછી ''दामोदरराय नमः कटीम्- શ્રીદામોદરને-કૃષ્ણસ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો. હું તેમની કેડને પુજું છું.'' એમ બોલી વ્રત કરનારે તેમની કેડને પૂજવી . તે પછી ''पद्मनाभाय नमः उदरम्'' -સૃષ્ટિની પહેલા જેમની નાભિમાં પ્રથમ લોકકમળ પ્રકટયું હતું, એવા શ્રી નારાયણ સ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો, હું તેમના પેટને પુજું છું. એમ કહી વ્રત કરનારે તે શ્રીપરશુરામના પેટને પૂજવું તે પછી ''श्री वत्सधारिणे नमः उरुः - શ્રીવત્સનું ચિહ્ન છાતીમાં ધારણ કરતા વિષ્ણુસ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો, હું તેમની છાતીને પુજું છું.'' એમ બોલી તે શ્રીપરશુરામની છાતીને પૂજવી, ''चक्रिणे नमः वामबाहुम्-ડાબા હાથમાં ચક્રને ધારણ કરેલા શ્રીવિષ્ણુસ્વરૂપ પરશુરામને નમસ્કાર હો. હું તેમના ડાબા હાથને પુજું છું,'' એમ બોલી તે શ્રીપરશુરામના ડાબા હાથને પૂજવો. તે પછી ''गदिने नमः दक्षिणबाहुम्-જમણા હાથમાં ગદાને ધારણ કરતા શ્રીવિષ્ણુસ્વરૂપ પરશુરામને નમસ્કાર હો. હું તેમના ગદાધારી જમણા હાથને પૂજું છું.'' એમ બોલી તે શ્રીપરશુરામને ગદાધારી જમણા હાથને પૂજવો તે પછી ''कण्ठाय नमः कण्ठम्- શ્રીવૈકુંઠધામસ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો, હું તેમના કંઠને પૂજુ છું.'' એમ બોલી વૈકુંઠધામવાસી હોઇ, તેધામસ્વરૂપ શ્રીપરશુરામના કંઠની-પૂજા કરવી. તે પછી यज्ञमुखाय नमः आस्यम्- યજ્ઞસ્વરૂપ મુખવાળા શ્રીવિષ્ણુ સ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો.'' એમ કહી તે શ્રીપરશુરામના મુખને પૂજવું. તે પછી ''विशोकनिधये नमः नासाम्- શોકરહિત સ્વરૂપના ભંડાર શ્રીવિષ્ણુસ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો, તેમના નાકને પૂજું છું. એમ બોલી તે પરશુરામના નાકને પૂજવું. તે પછી ''श्रीवासुदेय नमः अक्षिणी- શ્રીવાસુદેવ-કૃષ્ણસ્વરૂપ શ્રીપરશુરામને નમસ્કાર હો, હું તેમના બેય નેત્રોને પૂજું છું, એમ

બોલી શ્રીકૃષ્ણરૂપ શ્રીપરશુરામનાં બેય નેત્રોને પૂજવા. તે પછી ''वामनाय नमः ललाटम्–શ્રીવામનસ્વરૂપ અવતારરૂપ શ્રીપરશુરામના લલાટને પૂજવું, તે પછી ''रामाय नमःभ्रुवौ– તે પછી દશરથપુત્ર શ્રીરામસ્વરૂપ પરશુરામને નમસ્કાર હો, હું તેમની બેય ભ્રુકૂટીને પૂજું છું.'' એમ બોલી શ્રીરામસ્વરૂપ શ્રીપરશુરામની બેય ભમ્મરની પૂજા કરવી.'' તે પછી ''सर्वात्मने नमः तच्छीर्षम् – સર્વના આત્મારૂપ શ્રી પરશુરામને નમસ્કાર હો. હું તેમના મસ્તકને પૂજુ છું.'' એમ બોલી સર્વના આત્મારૂપ શ્રીપરશુરામના મસ્તકને પૂજવું. એમ તે તે મંત્રોચ્ચાર કરી શ્રી પરશુરામના પ્રત્યેક અવયવની પૂજા કરવી. તે પછી પરશુરામજીને અર્ઘ્યપ્રદાન કરવું તે પછી દેવાધિ દેવ શ્રી પરશુરામને શ્વેત ફળ અર્પણ કરવુ અને તે પછી દેવાધી દેવ પરશુરામને નમસ્કાર કરવા. (પદમપુરાણ/ઉત્તરખંડ/અ. ૪૬) ( આથી પરશુરામ ભગવાનની સર્વોવતારીતા સ્પષ્ટ થઇ.)

➢ નામથી જ ભિન્નતા જણાવી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યું હોય તેને જ તેણે સર્વોપરિ સર્વાવતારી જાણવું (સાગર-૪/૨૮/૪૮ - આથી પરશુરામ અવતારની પણ સર્વોપરિતા, સર્વાવતારિતા તથા પૂર્ણ પુરૂષોત્તમતા પ્રતિપાદન થઇ) હેવે બલભદ્ર - બલરામ અવતારની સર્વોપરિતા અને સર્વાવતારિતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

## (૧૬) <u>બલભદ્ર-બલરામ અવતારની સર્વોપરિતા સર્વાવતારિતા તથા પૂર્ણ બ્રહમતા :-</u>

- स्थित्युत्पत्त्यप्ययानांत्वमेको हेतु र्निराश्रयः। કૌરવો બળદેવજીની સ્તુતિ કરતા બોલ્યા - આપ જગતની સ્થિતિ, ઉત્પતિ અને પ્રલયના એક માત્ર કારણ છો. (ભાગ- ૧૦/૬૮/૪૫ - અહીં બળદેવજીને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય

કરનારા કહ્યા. આમા આવતો સ્થિતિ શબ્દએ નિયંતાનો પર્યાયવાચક છે. નિયંતાનો અર્થ ઉપરી - સર્વોપરી થાય છે.)

- कोपस्तेऽखिल शिक्षार्थँ न द्वेपान्न च मत्सरात्। विभ्रतो भगवान् सत्त्वं स्थिति पालन तत्पर:॥ કૌરવો બોલ્યા ભગવાન! આપ જગતની સ્થિતિ અને પાલન માટે વિશુધ્ધ સત્ત્વમય શરીર ધારણ કરી રહ્યા છો. આપનો ક્રોધ દ્વેષ અથવા મત્સરને લીધે નથી. પરંતુ આ તો સમસ્ત પાણીઓને ઉપદેશ આપવા માટે છે. (ભાગવત/ ૧૦/૬૮/૪૭ - અહીં બળદેવજી માટે ભગવાન શબ્દનો પ્રયોગ થયો છે. જેમા આવેલ ભગ શબ્દનો અર્થ ''નેતા ગમયિતા અને સ્રષ્ટા'' થાય છે. નેતાનો અર્થ સ્થિતિ કરનાર, નિયમન કરનાર નિયમન કરનારાને જ ઉપરી - સર્વોપરિ કહેવાય.)

- નારાયણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે છે. (લોયા-૧૩-બલભદ્ર પણ નારાયણનો જ અવતાર હોય તેઓ પણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરી વર્તે છે એમ સ્વમુખે કહ્યું) આથી બલભદ્રની સર્વોપરિતા કહી હવે તેઓની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

❖ धराधराय पूर्णाय स्वधाम्ने सीरपाणये। सहस्र शिरते नित्यं नमः संकर्षणाय ते॥ દુર્યોધન બળદેવજીની સ્તુતિ કરતા બોલ્યો - હે પ્રભુ! આપ પૃથ્વિને ધારણ કરવાવાળા, પરિપૂર્ણબ્રહ્મ, સ્વયં પ્રકાશમાન, હાથમાં હળ લીધેણ, હજાર મસ્તકથી યુકત સંકર્ષણ છો. (ગર્ગસંહિતા/અ. ૧૧/૪ - ગર્ગાચાર્યકૃત આથી બળદેવજીને પૂર્ણબ્રહ્મ કહ્યાં.) (આ વાત ગર્ગસંહિતા/ગોલોક ખંડ/અ.૧૦/૩૭ માં પણ કહી છે.)

❖ रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ/અહીં આદી કહેવાથી બલભદ્ર અવતાર પણ પરિપૂર્ણ છે એમ કહયુ.)

➢ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ. સા. ૧૦/૩૭/૨૫ અહીં બધા કહી બલભદ્રા અવતાર પણ પૂર્ણ છે એમ કહ્યું.) આમ શાસ્ત્રોક્ત પ્રમાણથી એ સ્પષ્ટ થાય છે કે બલભદ્રાવતાર પણ પૂર્ણવતાર છે- હવે તેઓની સર્વાવતારીતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ ગર્ગસંહિતા (બલભદ્રખંડ/સ.૧/શ્લો. ૨૪-૨૯) માં બલભદ્રજીની સહસ્ર નામથી સ્તુતિ કરવામાં આવી છે અને અહી તેઓને જ સર્વાવતારી કહ્યા છે. ''(૧૭૧) कृष्ण (१७२) विष्णु (१७३) महाविष्णु (१७४) प्रभ विष्णु (१७५) विशेषवित् (१७६) हंस (१७७) योगेश्वर (१७८) कूर्म (१७९) वराह (१८०) नारद (१८१) मुनि (१८२) सनक (१८३) कपिल (१८४) मत्स्य (१८५) कमठ (१८६) देवमङ्गल (१८७) दत्तात्रेय (१८८) पृथु (१८९) बुद्ध (१९०) ऋषभ (१९१) भार्गवोत्तम (१९२) धन्वन्तरी (१९३) नृसिंह (१९४) कल्कि (१९५) नारायण (१९६) नर (१९७) रामचन्द्र (१९८) राघवेन्द्र'' આથી બલભદ્રની સર્વાવતારીતા કહી.

➢ નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ સર્વાવતાની જાણવું. (હ.ચ.સાગર. ૪/૨૮/૪૮ - આથી બલભદ્રાવતારની પણ સર્વાવતારિતા કહી.) આમ શાસ્ત્રોક્ત પ્રમાણોથી એ સ્પષ્ટ પણે વિદિત થાય છે કે બલભદ્રાવતાર પણ સર્વોપરી

સર્વાવવતારી તથા પૂર્ણબ્રહ્મ છે. હવે પ્રદ્યુમ્ન ભગવાનની સર્વોપરી સર્વાવતારીતા તથા પૂર્ણબ્રહમના પ્રમાણ રજુ કરીએ છીએ.

**(૧૭) પ્રદ્યુમ્ન ભગવાનની સર્વોપરિતા સર્વાવતારિતા તથા પૂર્ણ બ્રહમતા :-**

- ह्रां ह्रीं ह्रूँ ॐ नमो भगवते हृषीकेशाय सर्व गुण विशेषैर्विलक्षितात्मने आकूतीनां चित्तीनां चेतसां विशेषाणां चाधिपतये षोडशकलायच्छान्दोमयायान्नमयायामृतमपाय सर्वमयाय  सहसे ओजसे बलाय कान्ताय कामाय नमस्ते उभयत्र भूयात्॥ જેઓ ઇન્દ્રિયોના નિયંતા અને તમામ શ્રેષ્ઠ વસ્તુઓના ભંડાર છે, ક્રિયાશકિત, જ્ઞાનશકિત અને સંકલ્પશકિત વગેરે ચિત્તના ધર્મોના અને તેમના વિષયોના અધીશ્વર છે, અગિયાર ઇન્દ્રિયો અને પાંચ વિષયો - એ સોળ કળાથી યુકત છે, વેદોકત કર્મો કરવાથી પ્રાપ્ત થાય છે. તથા અન્નમય, અમૃતમય અને સર્વમય છે. તે માનસિક, ઐન્દ્રિયિક તેમજ શારીરિક બળ - સ્વરૂપ પરમસુંદર ભગવાન કામદેવ પ્રદ્યુમ્નને ''ॐ हं। ह्रीं हूं'' આ બીજ મંત્રો સહિત સર્વ બાજુથી નમસ્કાર છે. (ભાગવત/ ૫/૧૮/૧૮ - અહીં પ્રદ્યુમ્ન માટે ભગવાન શબ્દોનો પ્રયોગ થયો છે. જેમા ''ભગ'' શબ્દ એ ''નેતા ગમતિયા અને સ્રષ્ટા'' નો વાચક છે. નેતાનો અર્થ નિયંતા (ઉપરી)'' થાય છે. આથી પ્રદ્યુમ્ન ભગવાનની સર્વોપરિતા પ્રતિપાદિત થઇ.)
- નારાયણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરિ છે (લોયા-૧૩-ભગવાન પ્રદ્યુમ્નએ નારાયણના જ વ્યૂહ અવતાર હોય તેઓ પણ પોતાના ઐશ્વર્ય કરીને સર્વોપરિ છે.) આથી પ્રદ્યુમ્ન ભગવાનની સર્વોપરિતા કહી હવે તેઓની પૂર્ણતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

- रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદ પુરાણ/અહીં આદી કહેવાથી વ્યૂહ એવા પ્રદ્યુમ્ન વ્યૂહની પણ પૂર્ણતા કહી.)

- ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે (હ.ચ.સા. ૧૦/૩૭/૨૫ અહી બધા કહી પ્રદ્યુમ્ન વ્યૂહની પણ પૂર્ણતા કહી.) આમ શાસ્ત્રોક્ત પ્રમાણથી પ્રદ્યુમ્ન ભગવાનની પણ પૂર્ણતા પ્રતિપાદિત થાય છે. હવે તેઓની સર્વાવતારિતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

- नमो भगवते तुभ्यं वासुदेवाय वेधसे। प्रद्युम्नायानिरूद्धाय नमः संकर्षणाय च॥ नमो मत्स्याय कुर्माय वराहाय नमो नमः। नमः श्री रामचन्द्राय भार्गवाय नमो नमः॥ वामनाय नमस्तुभ्यं नृसिहाय नमो नः। नमो बुद्धाय शुद्धाय कल्कये चार्तिहारिणे॥ વિભિષણનું પ્રદ્યુમ્ન ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - આપ સાક્ષાત્ વાસુદેવ તથા બધાના સ્રષ્ટા છો તમોને નમસ્કાર, તમો જ સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂધ્ધ છો તમોને પ્રણામ છે. મત્સ્ય, કૂર્મ અને વરાહાવતાર ધારણ કરનારા આપ પરમેશ્વરને વારંવાર નમસ્કાર છે. શ્રી રામચન્દ્રજીને નમસ્કાર ભૃગુકૂલ ભૂષણ પરશુરામજીને વારંવાર નમસ્કાર આપ ભગવાન વામનને નમસ્કાર. આપ જ સાક્ષાત્ નરસિંહ છો, આપને વારંવાર નમસ્કાર છે. બધાની પીડા હરિલેનારા આપ કલ્કિ ભગવાનને મારા નમસ્કાર (ગર્ગસંહિતા/ વિશ્વજિતખંડ/અ.૧૩ /૪૮-૫૦- આથી ભગવાન પ્રદ્યુમ્ને સર્વાવતારિ કહ્યા.)

- નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ સર્વાવતારિ જાણવું (હ.ચ.સાગર/૪/૨૮/૪૮ આથી

પ્રદ્યુમ્ન ભગવાનની સર્વાવતારીતા સ્પષ્ટ થઇ.) આમ શાસ્ત્રોક્ત પ્રમાણોથી સ્પષ્ટતા થાય છે કે પ્રદ્યુમ્ન ભગવાનન પણ સર્વોપરી સર્વાવતારી તથા પૂર્ણબ્રહ્મ છે.) હવે સંકર્ષણ ભગવાનની સર્વોપરિતા સર્વાવતારિતા અને પૂર્ણ બ્રહમતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

## (૧૮) સંકર્ષણ ભગવાનની સર્વોપરિતા સર્વાવતારિતા અને પૂર્ણ બ્રહમતા :-

- यमाहु रस्य स्थिति जन्मसंयमं, त्रिभिर्विहीनं यमनन्तमृषयः। ભગવાન શંકર સંકર્ષણ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા - વેદમંત્રો તમને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ બતાવે છે, પરંતુ તમે સ્વયં આ ત્રણે વિકારોથી રહિત છો. (ભાગવત/ ૫/૧૭/૨૧ અહીં સંકર્ષણને ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ કહ્યા છે આમાં સ્થિતિ શબ્દને નિયંતા ( ઉપરી ) નો વાચક છે.)

- नमस्तुभ्यं भगवते सकलजगत्स्थितिलयोदयेशाय। ચિત્રકેતુ સંકર્ષણ દેવની સ્તુતિ કરતા બોલ્યા હે ભગવાન! તમારી જ અધ્યક્ષતામાં સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. (ભાગવત/૬/૧૬/૪૭- અહી સંકર્ષણ દેવ માટે ભગવાન શબ્દનો પ્રયોગ થયો છે. આ ભગવાન શબ્દમાં 'ભગ' શબ્દનો અર્થ 'નેતા ગમતિયા અને સ્રષ્ટા' થાય છે. નેતાનો અર્થ થાય છે નિયંતા ઉપરી (સર્વોપરી) આથી સંકર્ષણની સર્વોપરીતા કહી.) હવે તેઓની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હ.ચ.સાગ- ૧૦/૩૭/૨૫ જગતની રક્ષા માટે અક્ષરધામના અધિપતિ જ વ્યૂહ રૂપે પ્રગટ થતા હોય તેઓ પણ પૂર્ણ ઐશ્વર્યથી યુકત જ છે.)

❖ परिपूर्णानि रूपाणि सामान्य खिल रूपतः। રામકૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે પરિપૂર્ણ છે. (ગરૂડપુરાણ - અહીં આદિ શબ્દ કહી વ્યૂહ રૂપ પણ પરિપૂર્ણ કહ્યું. આથી સંકર્ષણ ભગવાનની પૂર્ણબ્રહ્મતા કહી. હવે તેમની સર્વાવિવતારીતા ના પ્રમાણો રજૂ કરીએ છીએ.)

➢ तव विभवः खलु भगवान्, जगदुदयस्थितिलयादीनि। विश्वसृजस्तेंऽशांशास्तत्र मृषास्पर्धन्ते पृथगभिमत्या॥ ચિત્રકેતુ રાજા સંકર્ષણની સ્તુતિ કરતા બોલ્યા હે ભગવાન! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તમારી લીલા-વિલાસ છે. વિશ્વ નિર્માતા બ્રહમાજી વગેરે તમારા અંશના પણ અંશ છે. તે પણ તેઓ પોતાને અલગ અલગ રીતે પોતાને જગતના કર્તા માનીને વૃથા પરસ્પર સ્પર્ધા છે. (ભાગ. ૬/૧૬૩૫ - આથી સંકર્ષણની સર્વરૂપતા કહી.) આમ ભગવાન સંકર્ષણની પણ સર્વોપરિતા, સર્વાવતારિતા તથા પૂર્ણ બ્રહમતા પ્રતિપાદિત થાય છે.

જેમ ''परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्। धर्म संस्थापनार्थाय सम्भवामि युगे युगे (गीता /४/८)'' આમા કહ્યા પ્રમાણે અવતાર રૂપોનું મુખ્ય પ્રયોજન ભકતોનો ઉધ્ધાર, દુષ્ટોનો વિનાશ અને ભાગવત ધર્મની સ્થાપના છે તેમ ભગવાનનું વ્યૂહ રૂપે રહેવાનું મુખ્ય પ્રયોજન તો ''उपासकानुग्रहार्थँ जगतो रक्षणाय च'' આમાં કહ્યા મુજબ પ્રયોજન તો ઉપર અનુગ્રહ અને જગતનું રક્ષાણાદિ કાર્ય છે. વળી આ વ્યૂહોનો સાક્ષાત સંબંધ અન્તર્યામિ સર્વેશ્વર પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સાથે કહ્યો છે. જેમ કે શિક્ષાપત્રી (શ્લો. ૧૦૮) ''सर्वाविर्भावकारणम्'' આ શ્લોકની ટીકામાં ''सर्वेषामाविर्भावाणां वासुदेवादि केशवादिव्यूहानां कारणं - અર્થાત્ સર્વ અવતારો - વાસુદેવાદિ અને કેશવ આદિ વ્યૂહોનું તથા વરાહાદિ અવતારોનું

કારણ'' (આથી વ્યૂહોનો સાક્ષાત સંબંધ અક્ષરધામાધિપતિ સાથે કહ્યો.) ''वासुदेवादयो यस्मादूव्यहाः प्रादुर्भवन्ति च। चत्वारः केशवाध्याश्च चतुर्विँशतिरीशितुः। અર્થાત્ સર્વના પ્રશાસિતા, પરાત્પર, અક્ષરાધિ પતિ, જે શ્રીકૃષ્ણ થકી જ વાસુદેવાદિક ચાર અને કેશવાદિ ચોવિસ વ્યૂહ મૂર્તિઓ પ્રકટ થાય છે. (સ.જી.૧/૧/૫)'' ''श्रीवासुदेवप्रभुखाश्चतस्रस्तस्यमूर्तयः। चतुर्विँशतिसंरव्याकाः केशव प्रमुखास्तथा॥ અર્થાત્ જે વાસુદેવાદિ ચાર વ્યૂહો છે તથા વ્યૂહના અવાંતર ભેદો કેશવાદિક ચોવિસ મૂર્તિઓ છે તથા જે પદ્મનાભ વરાહ આદિક મૂર્તિઓ છે આ સર્વે પણ શ્રીકૃષ્ણના જ પ્રાદુર્ભાવ વિશેષો છે. (સ.જી. ૨/૩૭/૧૦૦) આથી ચાર અને ચોવિસ વ્યૂહોનો સંબંધ સાક્ષાત્ મૂળ પરંબ્રહમ સાથે જણાવ્યો. વચનામૃતમાં પણ ''અને વાસુદેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવિસ મૂર્તિઓ.... એ સર્વના ધરનારા છે. (વ.મૃ.ઉપો.)'' '' એક પુરૂષોત્તમ નારાયણ છે તે જ વાસુદેવ સંકર્ષણ અનિરૂધ્ધ પ્રદ્યુમ્ન એ ચર્તુવ્યુહ રૂપે થાય છે (ગ.મ.૫૨)'' ''અનિરુદ્ધ, પ્રધ્યુમ્ન સંકર્ષણ અને વાસુદેવએ જે ચતુર્વ્યુહ તથા કેશવાદિક જે મૂર્તિઓ.... એ સર્વેના કારણ (ગ.પ્ર.૭૮) ''અને જે ભગવાન છે તેણે આ જગતની ઉત્પત્તિને અર્થે અનિરૂધ્ધ એવું સ્વરૂપ ધાર્યુ છે જેને વિષે સ્થાવર જંગમ રૂપ વિશ્વતે સાવકારો કરીને રહયુ છે. અને  સંકર્ષણ રૂપે કરીને જગતનો સંહાર કરે છે અને પ્રદ્યુમ્ન રૂપે કરીને જગતની સ્થિતિ કરે છે (લોયા-૭ આથી કાર્ય ભેદ અને વ્યૂહોનો પર રૂપ સાથે સાક્ષાત્ સંબંધ કહ્યો.)'' ''અને એ સર્વેથી પર જે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ તે જ વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરૂધ્ધ રૂપે થાય છે. (આથી પરાત્પર શ્રીકૃષ્ણની જ વ્યૂહરૂપતા કહી)'' ''વાસુદેવ સંકર્ષણ અનિરૂધ્ધને પ્રદ્યુમ્નએ જે ચતુર્વ્યૂહને જે ચોવીસ વ્યૂહએ સર્વે રૂપને ધારે છે.(વર.૧૮)'' ઇત્યાદિ.

આ રીતે શિક્ષાપત્રી, સત્સંગિજીવન, વચનામૃતમાં સમસ્ત વ્યૂહોનુ મૂળ અક્ષરધામાધિપતિ પરાત્પર પરંબ્રહમ પુરૂષોત્તમ સર્વેશ્વર શ્રીકૃષ્ણને જ કહે છે. આથી જે કોઇ અર્ધદગ્ધ અલ્પશ્રુતો વ્યૂહોનો પરસ્વરૂપ થકી અત્યંત જુદા પાડીને અત્યંત અર્વાચિન ઇશ્વરકોટિમાં ઘાલી દે છે તેનું ખંડન થઇ જાય છે. આ રીતે પરંબ્રહ્મ પરમાત્માએ જે તે તે સૃષ્ટિ આદીક કાર્ય માટે તે તે આકારો સ્વેચ્છીથી લીલા માટે જ અને લોક કલ્યાણ માટે ધારેલા છે. આ સર્વે સ્વતઃ નિર્ગુણ હોવાથી મોક્ષાકાંક્ષાવાળાએ ધ્યેય છે. વિષ્ણુ નામ સહસ્રમાં આ સંકર્ષણદિનામોને ભગવાનના મુખ્ય વાચકપણે લીધા છે. અને ભાષ્યાદિકમાં એના અર્થોપણ શાસ્ત્રા ધારે ભગવત્ પર ઘટાવ્યા છે.''સ.જી.પ્ર.૩.અ.૫૫'' માં મુનિ વગેરેએ અષ્ટોત્તરશતનામોથી સ્તુતિ કરતા ભગવાન સ્વામિનારાયણના મંગળ નામો તરીકે ''સંકર્ષણાદિનામો'' લીધા છે અર્થ એવો છે કે ''संकर्पण'' સંકર્ષણ વ્યૂહ રૂપે સંહાર સમયે છે ચિદચિદાત્મક સમસ્ત પ્રપંચને પોતાનામાં એક સાથે અવિભાગથી આકર્ષે છે. અથવા આશ્રિતોના સંસાર દુઃખને હરે છે અથવા નારદાદિ ચતુર્વ્યૂહોપાસનામાં ગણે છે માટે ''સંકર્ષણ'' નામથી કહ્યા છે. ''अनिरुद्ध'' સમસ્ત લોકોના જીવન રૂપ નિત્ય નિર્દોષ દિવ્ય ચરિત્ર કોઇથી પણ નિરોધ કરી શકાતું નથી અથવા પ્રાદુર્ભાવમાં કોઇથી પણ નિરૂધ્ધ થતા નથી માટે ''અનિરૂધ્ધ'' નામથી નિરૂપ્યા છે. '' प्रद्युम्न'' - પ્રકૃષ્ટ ધમ્ન - સ્વયં પ્રકાશ સ્વભાવવાળા છે અને ચતુર્વ્યૂહમાં એક વ્યૂહ રૂપ છે માટે પ્રદ્યુમ્ન નામથી અન્વર્થ કહ્યા છે. આ રીતે આનામોનો ભગવત્પર અર્થ જોતા પરંબ્રહમની જ સાક્ષાત્ વ્યૂહરૂપતા સ્વીકાર કરવી પડે આ વ્યૂહનો આવિર્ભાવ પરરૂપને ઉદ્દેશીને હોવાથી એને જ વ્યૂહના નિદાન પણે કહે છે.

આ પ્રમાણે શાસ્ત્રોક્ત પ્રમાણથીએ સ્પષ્ટ થઇ જાય છે કે સંકર્ષણ આદી વ્યૂહ રૂપોનો પણ સાક્ષાત્ સમ્બન્ધ પરરૂપ સાથે જ છે એટલે માટે જ તેઓને

મળનારા ભકતોએ તેઓની સર્વાવતારી અને સર્વ કારણના કારણ તા પૂર્ણ બ્રહમ રૂપે સ્તુતિ કરી છે. હવે ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિતા સર્વાવતારિતા અને પૂર્ણ પુરૂષોત્તમના પ્રમાણ અવલોકન કરીએ.

## (૧૯) ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિતા, સર્વાવતારિતા અને પૂર્ણબ્રહમતા :-

- यो विश्वस्य प्रतिष्ठा प्रभवति य यतो लीयते यत्र चैतत, योऽनन्ताश्चर्यशकितस्त्रिविध चिद चितामान्तरो यो नियन्ता। ...... सोऽयं त्रय्यन्तवेद्या निदसतु हृदये स्वामिनारायणो नः॥ જે પરમાત્મા આ સકળ વિશ્વના પ્રતિષ્ઠારૂપ આધારભૂત છે., જેના થકી આ સકળ વિશ્વ ઉત્પન્ન થાય છે, તેમજ આ સકળ વિશ્વ જેમાં લય પણે છે. જે આશ્ચર્યકારી અનંત શકિતઓથી ભરપૂર છે. બધ્ધ, મુકત, અને નિત્યયુકત, અથવા જીવ, ઇશ્વર અને બ્રહ્મ એમ ત્રણ વિભાગથી વિલક્ષણ એવા - ચેતન તત્ત્વને અંદર રહીને નિયમન કરે છે.... એવા તે આ પ્રત્યક્ષ ભગવાન શ્રી સ્વામિનારાયણ અમારા ઇષ્ટદેવ અમારા હ્રુદયમાં અખંડ નિવાસ કરીને બિરાજમાન રહો. (ગીતા /ગોપાળાનંદ સ્વામી/કૃત ભાષ્ય/મંગલાચરણ અહીં ગોપાળાનંદ સ્વામી ભગવાન સ્વામિનારાયણને સમસ્ત જગતના નિયંતા કહે છે. નિયંતાનો અર્થ ઉપરી સર્વોપરિ થાય છે. આથી સ્વામિનારાયણની સર્વોપરિતા કહી.)
- विश्वसर्ग स्थिति लयैर्विहरन्नाविरस्ति यः। मस्तु मे सहजानन्दे तस्मिन् भक्तिर्पतोऽमृतम्॥ શ્રુતિ સ્મૃતિઓએ જગજ્જન્માદિક અસાધારણ લક્ષણોથી લક્ષિત કરાતા જે પરમાત્મા પરંબ્રહમ ભગવાન સકળ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરવા રૂપ વિહારોથી વિહારો કરતા થકા સ્વસ્વરૂપથી

અપૃથક્સિધ્ધ વિશેષભૂત એવા સ્વશરીર રૂપ આ જગતરૂપે આવિર્ભાવ પામે છે - પ્રત્યક્ષ વર્તે છે અથવા પોતાના દિવ્યબ્રહ્મ ધામમાં વ્યતિરેક સ્વરૂપથી અખંડ વિરાજમાન રહે છે. અથવા આ લોકમાં અવતાર ધારણ કરે છે એવા તે સહજ સિધ્ધ નિરવધિક પરમ આનન્દમય પરમાત્મા શ્રીહરિ શ્રી સહજાનંદ સ્વામી વિષે મારી એકાંતિકી ભકિત અખંડ રહો - કે જે ભકિત થકી અમૃત સ્વરૂપ મુકિત મળે છે. (શાંડિષ્ય સૂત્ર ભાષ્ય/નિત્યાનંદ સ્વામીકૃત/ મંગલા ચરણ - અહીં સહજાનંદ સ્વામીને જ નિત્યાનંદ સ્વામીએ જગતની ઉત્પત્યાદિ કરનારા કહી તેઓની સર્વોપરિતા પ્રતિપાદન કરી.)

- नैकाण्डोद्भवपालनादिकरपुंमाया नियन्ता स्वराट्। कारूण्याम्बुनिधिर्नमामि तमहं श्री स्वामिनारायणम्॥ અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ સ્થિતિ અને લયને કરનારા, પ્રકૃતિ અને પુરૂષના સ્વતંત્ર પણે નિયંતા એવા કારૂણ્યના સમુદ્રની નીધિરૂપ સ્વામિનારાયણને હુ ભગવત પ્રસાદ નમન કરૂ છું. (શ્રીમદ્ ભાગવત/ભકતરંજની ટીકા/ભગવતપ્રસાદજીકૃત/મંગલા ચરણ શ્લો-૧ અહીં આચાર્ય ભગવત પ્રસાદજીએ શ્રીહરિને પ્રકૃતિ પુરૂષ આદીના નિયંતા કહ્યા નિયંતા શબ્દ ઉપરીનો વાચક છે.)

- विश्वसृष्टि स्थितिलयं त्रय्यन्ते श्रूयते यत:। तमानन्द घनं ब्रह्म स्वामिनारायणं श्रये॥ ‘‘जन्माद्यस्ययत:’’ ‘‘यतो वा इमानि भूतानि जायन्ते...... तद्ब्रह्म’’ એ વિગેરે શ્રુતિ-સૂત્રો જગજજન્માદિ અસાધારણ લક્ષણોથી લક્ષિત કરાતા જે પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનારા છે એવુ વેદોમાં સંભળાય છે. તે આનંદ ઘન બ્રહ્મ શ્રી સ્વામિનારાયણને શરણે હું જાવ છું. (મુકતાનંદ સ્વામી કૃત વ્યાસ સૂત્રનુ ભાષ્ય/બ્રહ્મની માંસા/ મંગલાચરણ શ્લોક-૧ અહીં

મુક્તાનંદએ ભગવાન સ્વામિનારાયણને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયને કરનારા કહ્યા સ્થિતિનો અર્થ નિયંતા થાય છે. નિયંતાએ ઉપરીનો પર્યાયવાચી છે.)

- वेदाः स्तोतु प्रवृत्ता यदनवधिमहानन्दमालक्ष्य दूरात्, प्रत्यावर्तन्तसर्ग स्थिति लयमखिलस्यास्य येनामनन्ति। स्थाने दिव्येऽक्षरे यो निवसति सततं नित्यमुक्तानुषक्तः सोऽयं कृष्णः कृपालुः स्वयमवति निजान्स्वामिनारायणो नः॥ આ સમગ્ર જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય જે કરે છે, એવા પરમાત્માની સ્તુતિ કરવા પ્રવર્તેલા વેદો પણ જેના અવધિ વિનાના થતા આનંદને જોઇને દૂરથી જ પાછા ફર્યા યથાર્થ જેના મહિમાના પારને પામી શક્યા નહિ. જે દિવ્ય અક્ષર ધામમાં હંમેશાં નિત્યમુક્તોએ સેવાએલા નિવાસ કરે છે તે આ ભક્તોના દુઃખનો નાશ કરનારા કૃપાળુ શ્રીકૃષ્ણ એવા સ્વયં શ્રી સ્વામિનારાયણ ભગવાન પોતાના ભક્તો જે તે અમારૂ રક્ષાણ કરે છે. (ઇશાવાસ્ય ઉપનિષદ્/ગોપાલાનંદ સ્વામી કૃત ભાષ્ય/મંગલા ચરણ શ્લો-૧ અહીં ભગવાન સ્વામિનારાયણને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કરનારા કહ્યા અહી સ્થિતિ શબ્દ નિયંતા (સર્વોપરી) નો ધોતક છે.)

- તમે છો અનંત બ્રહમાંડના કર્તા સહજાનંદજી રે, તમે છો અગણિત લોકના ઇશ સહજાનંદજી રે. (કીર્તનસાર/ભાગ.૧/પૃષ્ઠ-૫૭૮ તમારે ચરણે શીશ નમાવું.... અહીં મંજુકેશાનંદ સ્વામી સહજાનંદ સ્વામીને અનંત કોટી બ્રહમાંડની ઉત્ત્પતિ સ્થિતિ અને લયના કરનારા કહ્યા.)

- અગણિત વિશ્વની ઉત્પત્તિ, પાલન, પ્રલય થાય. (ઓરડાના પદો- ૩ અહીં શ્રીહરિએ સ્વમુખે પોતાને જ અગણિત વિશ્વની ઉત્પત્ત્યાદિ કરનારા કહ્યા.

અહી પાલનનો અર્થ નિયંતા થાય છે અને નિયંતા શબ્દએ ઉપરીને પર્યાયવાચી શબ્દ છે.)

- પોતે પરંબ્રહ્મ રે સ્વામી સહજાનંદ (સુખદાયક રે..../પદ-૪/૧ અહીં મુક્તાનંદ સ્વામી સ્વામી સહજાનંદને પરંબ્રહ્મ કહે છે આ પરંબ્રહ્મ શબ્દએ સર્વોપરિનો બોધક છે.)

- સુખદાયક રે સ્વામી સહજાનંદ પ્રગટ પુરૂષોત્તમ શ્રીહરિ (મુક્તાનંદ સ્વામીએ અહી શ્રીહરિ માટે પુરૂષોત્તમ શબ્દનો પ્રયોગ કરેલો છે. જે સર્વોપરીનો બોધક છે.)

- પુરૂષોત્તમ પ્રગટનું જે દર્શન કરશે, કાળ કર્મથી છુટી.... (જય સદ્‌ગુરુ સ્વામી. અહીં પુરૂષોત્તમ શબ્દ સર્વોપરિનો દ્યોતક છે.)

- પુરૂષોત્તમ પરબ્રહ્મને રે જોવા મળ્યુ સર્વે જકત.... (ધર્મકુવર હરિકૃષ્ણ નીરે..../પદ-૨ - અહીં પ્રેમાનંદ સ્વામી એ શ્રીહરિને પુરૂષોત્તમ પરંબ્રહ્મ કહ્યા જે સર્વોપરિના દ્યોતક છે.)

- પોતે વર પુરૂષોત્તમ ભગવાન રે..... (સર્વેસખી જીવન જોવા.... પદ-૪ અહીં ભૂમાનંદ સ્વામીએ શ્રીહરિ માટે પુરૂષોત્તમ અને ભગવાન શબ્દનો પ્રયોગ કરેલો છે. જે સર્વોપરિનો દ્યોતક છે.)

- મંગલમૂર્તિ મહાપ્રભુ, શ્રી સહજાનન્દ સુખરૂપ/ભક્તિ ધર્મ સુત શ્રી હરિ, સમરૂં સદાય અનુપ ॥૧॥ પરમ દયાળુ છો તમે શ્રીકૃષ્ણ સર્વાધીશ/પ્રથમ તમને પ્રણમું, નામું વારમવાર હું શીષ ॥૨॥ અતિસુંદર ગોલોક મધ્યે, અક્ષર એવું જેનુ નામ છે/કોટિ સૂર્ય ચન્દ્ર અગ્નિ સમ પ્રકાશક દિવ્ય ધામ છે. ॥૩॥ .....

એવા અક્ષર ધામમાં તમે, રહો છો કૃષ્ણ કૃપાલ/ પુરૂષોત્તમ વાસુદેવ નારાયણ, પરમાત્મા પરમ દયાળ ॥૫॥ પરબ્રહ્મ પરમેશ્વર, વિષ્ણુ ઇશ્વર વેદ કહે વળી/એહ આદિ અનંત નામે, સુંદર મૂર્તિ શ્યામળી. ॥૬॥ ક્ષર અક્ષર સર્વજ્ઞ છો, સર્વકર્તા નિયંતા અંતર્યામી/ સર્વ કારણના કારણ નિર્ગુણ, સ્વયંપ્રકાશ સહુના સ્વામી ॥૭॥ (ભકત ચિંતામણી/પ્ર.૧ અહીં નિષ્કુળાનંદ સ્વામીએ પુરૂષોત્તમ, પરમાત્મા, પરબ્રહ્મ, ઇશ્વર સર્વકારણના કારણ આ શબ્દોનો સહજાનંદ સ્વામી માટે પ્રયોગ કરેલો છે જે સર્વોપરીનો બોધ કરાવે છે.)

- ब्रहमाण्डकोटिप्रभवादि हेतुस्त्वं कारणानामपि कारणं हि। सर्वाश्रयः सर्वपतिस्त्वमेव....॥ સંતો ભગવાન સ્વામિનારાયણની સ્તુતિ કરતા બોલ્યા - જે આ કાર્ય બ્રહમાંડ છે એવા અનંત કોટી બ્રહમાંડની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણ આપ જ છો. પ્રકૃતિ મહદાદિ જે કારણ છે તેના પણ કારણ આપ જ છો. આ સર્વ સૃજયના આધાર પણ તમો જ છો. માટે આપ જ સર્વના પતિ (સ્વામી) છો. (સ.જી. ૩/૨૨/૪૭ - અહીં શ્રીહરિને જ અનંત કોટિ બ્રહમાંડની ઉત્પત્તિ સ્થિતિ (નિયમન) અને પ્રલય કરનારા કહ્યા અહીં સ્થિતિ શબ્દ સર્વોપરીનો બોધ કરે છે.)

- क्षरादक्षराचोत्तमः पूरुषस्त्वं कृपानाथ। ક્ષર અક્ષર થકી ઉત્તમ પુરૂષ - પુરૂષોત્તમ તમે જ છો. (સ.જી. - ૨/૧૮/૨૦ - અહીં ભગવાન શ્રીહરિને પુરૂષોત્તમ કહ્યા, પુરૂષોત્તમ શબ્દ સર્વોપરીનો બોધક છે.)

- भगवंस्त्वं कालमायेश्वरः सर्वेषां च नियामको ऽक्षरपरो दिव्याकृतिः स्वप्रभः। સુંદરજી ભાઇ શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા - હે પ્રભુ! હે ભગવન્! તમો ગોલોકના ઇશ અને પરનાપણપર છો., પુરૂષોત્તમ પણ તમે જ છો. (સ.જી. ૨/૧૮/૩૭

અહીં શ્રીહરિને માટે ભગવાન્, પરાત્પર શબ્દનો પ્રયોગ કરેલો છે. જે સર્વોપરીનો બોધ કરાવે છે. કારણ કે ભગવાન્માં ''ભગ'' શબ્દનો અર્થ 'નેતા ગમયિતા અને સ્રષ્ટા'' થાય છે. નેતાનો અર્થ ''નિયંતા, ઉપરી'' થાય છે.)

- प्रीत्या प्रणम्याथ तमाहुरेते साक्षात्त्वमीशोऽसि न संशयोऽत्र। કાશીના પંડિતો શ્રીહરિને પ્રેમપૂર્વક પ્રણામ કરી કહેવા લાગ્યા - તમે તો સાક્ષાત ઇશ્વર છો એમા અમને કોઇ પ્રકારનો સંશય નથી. (હરિ દિગ્વિજય/૧૦/૧૦૩ અહી શ્રીહરિને પંડિતોએ ''ઇશ્વર'' કહ્યા છે ઇશ્વર શબ્દનો અર્થ નિયંતા થાય છે. જે સર્વોપરિનો પર્યાય છે.)

- નમો ઇશતણા મહાઇશ, નમો ભક્તપતિ જગદીશ! નમો પુરૂષોત્તમ પ્રકટીબહુ વાવરિસામર્થ્ય! જો રે લેવા જીવ શરણે, એ જ સારવા અર્થ ॥...... પરાપર જે પૂરણબ્રહ્મ, જેને નેતિનેતિ કહે નિગમ ॥ તે જ સુખદાય સહજાનંદ, જગજીવન જે જગવંદ । જે કોઇ સર્વે કારણના કારણ તેણે કર્યુ છે તન ધારણ (ભક્તચિંતામણી/પ. ૧૦૩/પ. ૧૧ અહીં નિષ્કુળાનંદ સ્વામીએ શ્રીહરિને ઇશ્વર પુરૂષોત્તમ નામથી સંબોધેલા છે જે સર્વોપરિના ધોતક છે.)

- नैकाण्ड स्थिति सर्गादि हेतवेऽनन्तरूपिणे। नमो वेदादिवेद्याय स्वामिनारायण ते॥ सर्वान्तर्यामिणे स्वामिन् परात् परतराय च। આપ અનંત કોટિ બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે, આપ અનંત રૂપોને ધારણ કરો છો. વેદ વેદાન્તાદિ શાસ્ત્રથી જેનું જ્ઞાન થાય છે, એવા આપ શ્રી સ્વામિનારાયણને અમે નમન કરીએ છીએ. હે સ્વામિન્! આપ સર્વના અન્તર્યામિ છો અને પરતત્ત્વ કરતાં પણ પરતર છો. (હરિ

ચરિત્રમ્/૨/૧૯/૧૨-૧૩ અહીં અખંડાનંદ બ્રહ્મચારી ભગવાન સ્વામિનારાયણને અનંત કોટી બ્રહમાંડની ઉત્પત્યાદિ કરનારા તથા પરાત્પર તરીકે કહે છે. પરાત્પર શબ્દએ સર્વોપરિનો બોધક છે.)

- અને તે અક્ષર ધામને વિષે રહ્યા જે એ ભગવાન તે જે તે તે મુક્ત પુરૂષ તેમણે દિવ્ય એવા જે નાના પ્રકારના ઉપચાર તેણે કરીને સેવ્યાથકાને તે મુક્ત પુરૂષને પરમ આનંદને ઉપજાવતા થકા સદા વિરાજમાન છે અને એવા સર્વોપરિ જે પુરૂષોત્તમ ભગવાન તેજ દયાએ કરીને જીવોના કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રકટ થયા થકા સર્વજનના નયન ગોચર વર્તે છે. (ગ.અં.૩૮) આથી સ્વામિનારાયણની સર્વોપરિતા પ્રતિપાદિત થઇ.

અહીં એક વાત સ્પષ્ટ થાય છે કે રામકૃષ્ણાદિક બધા જ અવતારોને પ્રત્યક્ષ પ્રમાણમાં મળેલા ભક્તોએ તેઓની સ્તુતિ કરતા પ્રગટ પ્રમાણ રામકૃષ્ણાદિક માટે પરબ્રહ્મ પુરૂષોત્તમ, પરાત્પર, ઇશ્વર, અનંત કોટિ બ્રહ્માંડની ઉત્પત્ત્યાુદ કરનારા, નિયંતા આદી શબ્દોનો પ્રયોગ કરેલો છે જે બધા જ શબ્દો સર્વોપરિના પર્યાયવાચી શબ્દો છે. હવે શંકાએ થાય છે કે ''બધા જ ભક્તો પોતાને પ્રાપ્ત થયેલા પરમાત્માને સર્વોપરિ કહેવાનો દાવો કરતા હોય તો સર્વોપરિ કોણ.?'' તો આનો ઉત્તર આવતા થકા આધારાનંદ સ્વામી કહે છે. ''જેન જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ જાણવું (હરિ ચરિત્રામૃત સાગર-૪/૨૮/૪૮)'' અર્થાત્ રામકૃષ્ણાદિ અવતારોને તે તે સમયે જે જે ભક્તો મળ્યા તેને માટે તે તે રૂપ સર્વોપરિ એમ સ્વામીનું કહેવું છે. આપણે સ્વામિનારાયણના રૂપમાં તે પરમાત્માની પ્રાપ્તિ થઇ છે એટલે આપણે માટે સ્વામિનારાયણએ સર્વોપરિ અને આવાત તો શ્રીહરિએ સ્વમુખે કહી છે. ''એવા જે સર્વોપરિ જે પુરૂષોત્તમ ભગવાન તે જ દયાએ કરીને જીવોના

કલ્યાણને અર્થે આ પૃથ્વીને વિષે પ્રકટ થયા થકા સર્વજનના નયન ગોચર વર્તે છે. (ગ.અં. ૩૮)''

કેટલાક અલ્પ શ્રુતોનું એવું કહેવુ છે કે ''પૂર્વે કોઇ આચાર્યો કે વિદ્વાનોએ પોતાના પ્રબંધોમાં સર્વોપરિ શબ્દનો પ્રયોગ કરેલો નથી એટલે તેઓએ અર્થ સમજતાન હતા'' પણ તેઓનું આ જલ્પન યોગ્ય નથી. પૂર્વે થયેલા આચાર્યોએ આ સર્વોપરિ અર્થને જણાવવા માટે જ ભગવાન માટે ''પરંબ્રહ્મ, પરમાત્મા, પરમ પુરૂષ, પુરૂષોત્તમ, ભગવાન, નારાયણ, પરાત્પર, ઇશ્વર, વાસુદેવ'' આદિક શબ્દો પ્રયોગ કરેલા છે. કેમકે સર્વોપરિપણામાં ઉપયોગી અવયવાર્થએ શબ્દોમાં છે. સર્વોપરી શબ્દમાં એવો કોઇ ખાસ અવયવાર્થ નહિ હોવાને લીધે એ શબ્દ તેઓએ બહુધા લીધો નથી. અર્થ શો છે એ પ્રથમ સમજવાની જરૂર છે.

હવે પ્રસંગપાત સર્વોપરિ શબ્દનો અર્થ જોઇએ. તો આ ''સર્વોપરિ'' શબ્દ ''સર્વ + ઉપરી'' આ બે પદનો બનેલો છે. ''ઉપરી'' પદનો અર્થ થાય છે. ''સત્તાધીશ'' વિશેષ સત્તાને શકિતથી અન્યને અંકુશમાં રાખનાર શાસક ''ઉપરી'' કહેવાય. નબળા સબળાનું નિયમન કરનાર ''નિયામક'' પણ કહેવાય. પોતાને તાબે રહેલાઓને પ્રવૃત્તિમાં જોડવાની પ્રેરણા આપનારને ''પ્રેરક'' કે ''ઉપરી'' પણ કહેવાય. (કોશકારોએ આવો જ અર્થ કરેલા છે.)

''સર્વ'' પદનો અર્થ થાય છે. ''સમસ્ત, બધાજ, સંપૂર્ણ'' આ 'સર્વ' શબ્દમાં બધ્ધ, મુકત અને નિત્ય જીવો, વિરાટ આદિ ઇશ્વરો, અચેતન પ્રકૃતિ, કાળ આદિ જે કાંઇ પરબ્રહ્મ પરમાત્મા સિવાયનું આ અખિલ સમગ્ર સૃષ્ટિના સર્ગ-વિસર્ગમાં છે તે યત્કિંચિતનો સમાવેશ થઇ જાય છે. આ રીતે સર્વના ઉપરી એટલે કે

નિયંતા પરમાત્મા છે. આ રીતે પરમાત્માને સત્ શાસ્ત્રોમાં સર્વશક્તિમાન, સર્વના નિયંતા, સર્વોપરિ કહેવામાં આવે છે.

વિશિષ્ટા દ્વૈત મતાવ લંબીઓ શતેપંચાસતનન્યાયથી જીવ, માયા અને ઇશ્વર આ ત્રણ તત્ત્વો સ્વિકારે છે. ( भोक्ता भोग्यं प्रेरितारं च. - श्वे. ३ ) અને પાંચ ભેદો પણ સ્વિકારે છે. આ પાંચ ભેદો છે ''જીવ, ઇશ્વર, માયા, બ્રહમ અને પરંબ્રહમ'' ''जीवा ईशाब्रह्म माया परमेश्वर इत्यमी। अनादयो भवनत्येव पञ्चचापि न संशयः ॥ (હ. સુ. સિં./૨૩૩/૨૯)'' આ પાંચેય ભેદો અનાદી છે. જીવ, ઇશ્વર, માયા અને બ્રહ્મ એ ચારેયમાં ભગવાન અંતર્યામિ પણે વ્યાપી રહ્યા છે. એ ચારેય તત્ત્વો પરમાત્માને આધિન વર્તે છે માટે ભગવાનએ ચારેયના પ્રેરક, નિયામક, પ્રવર્તક ને ઉપરી છે. આ બાબતનું ઇષ્ટદેવ શ્રીહરિના વચનો જ સમર્થન કરે છે જેમ કે -

''પુરૂષોત્તમ ભગવાન.... સર્વના પ્રેરક છે, સ્વતંત્ર છે, નિયંતા છે, સકળ ઐશ્વર્ય સંપન્ન છે તે પર થકી જે પર એવું જે અક્ષર તે થકી પર છે. (ગ.પ્ર.પ્ર. ૬૪)''

''તેમ પુરૂષોત્તમ નારાયણ તે સર્વકર્તા છે, સર્વ કારણ છે, સર્વ નિયંતા છે. (લોયા-૧૩)''

''અને પરમેશ્વર છે તેવો ઇશ, કાળ, કર્મ, માયા એ સર્વના પ્રેરક છે અને પોતાની ઇચ્છાએ કરીને દેશકાળાદિકનું પ્રધાનપણે રહેવા દેછે, પણ સર્વ પરમેશ્વરને આધારે છે.''

''દેશ, કાળ, કર્મ, માયા તેનું પરમેશ્વર ચાલવા દે તેટલું ચાલે પણ પરમેશ્વરના ગમતા બહાર અણુ માત્ર પણ ન ચાલે માટે સર્વ કર્તા ને પરમેશ્વર જ છે. (ગ.મ. ૨૧)''

‘‘અક્ષરબ્રહ્મ, ઇશ્વર, જીવ, માયા અને માયાનાં કાર્ય જે બ્રહ્માંડએ મને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામિ પણે કહેવા અને નિયંતાપણે કહેવા તે એ ભગવાનનું અન્વયપણું છે. (ગ.પ્ર.૭)’’

‘‘સર્વના નિયંતા છે, સર્વના અંતર્યામી છે, અનંત કોટિ બ્રહ્માંડના રાજાધિરાજ છે.... એવા અતિશય મોટા જે ભગવાન તેની મર્યાદાને વિષે કાળ, માયા, બ્રહ્મા, શિવ, સૂર્ય, ચંદ્રમાં ઇત્યાદિ સર્વ સમર્થ છે તે પણ નિરંતર વર્તે છે. (ગ. અં. ૩૨)’’

‘‘ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઇશ્વરના પણ ઇશ્વર છે. (ગ.અં. ૩૨)’’

ભગવાન સ્વામિનારાયણના આ પરમ સિધ્ધાંત સમા વચનોમાં પરંબ્રહ્મ પરમાત્માનું સર્વોપરિપણુ, નિયંતાપણું, સર્વેશ્વરપણું તેમજ ઇશ્વરેશ્વરપણું સરળતાથી સમજાવવામાં આવ્યું છે.

ઇષ્ટદેવ શ્રી હરિ એ આવી શાસ્ત્રીય પ્રણાલિકા પ્રવર્તાવી હોવા છતાં હાલ કેટલાક એવી સમજણ ધરાવે છે અને એવું સમજાવે છે કે ‘‘ભગવાનનાં અવતાર સ્વરૂપો ભગવાનથી ભિન્ન છે, અને જે ન્યૂનાધિક ઐશ્વર્યો તેમા દેખાય છે તે બીજા નાના-મોટા ભગવાનો જે જુદા જુદા ધામના અધિપતિઓ અવતરે તેના છે. અન્ય અવતારો તો ભગવાન સ્વામિનારાયણના ભક્તો છે.’’ કોઇ કોઇ અજ્ઞાનિઓ તો મર્યાદા મેલીને ‘‘નાના-મોટા બધા અવતારોનો એક સમુહ માની લઇ તે સર્વના (અવતારોના) ઉપરિ જે ભગવાન તે સર્વોપરિ’’ આ પ્રમાણે સર્વોપરિની વ્યાખ્યા કરે છે... પરંતુ તેઓની આ સમજણ શાસ્ત્રીય નથી. પણ વેદાદિ શાસ્ત્ર વિરૂધ્ધ આસુરી સમજણ છે. તેમજ સત્સંગને સુસંગતને ડહાપણ ભરી પણ નથી એટલું જ નહીં, પણ

ભગવાન સ્વામિનારાયણને સ્થાપેલ એકેશ્વર ઉપાસનાથી વિરૂધ્ધ અને અસંગત છે તથા કપોળ કલ્પિત છે.

ઇષ્ટદેવ શ્રીહરિના આ હ્દયગત ઉદ્‌ગારોમાં તેઓએ ભગવાનનું સર્વોપરિ પણું સુંદર રીતે નિરૂપણ કરેલું છે. ભગવાનની આ સર્વોચ્ચ સત્તા (સુપ્રિમ સત્તા) કેવી અદ્‌ભુત છે તથા પ્રભુ કોના નિયામક, ઉપરિ અને પ્રેરક છે એ બાબતોનો આમાં સ્પષ્ટ નિર્દેશ કરાયો છે.

ઉધ્ધવ સંપ્રદાયના સકલ રહસ્યના જ્ઞાતા તેમજ સચ્છાસ્ત્રના પારને પામી ગયેલા મુકતાનંદાદિ ચારેય સદ્‌ગુરૂઓ વચનામૃત ઉપોદ્‌ઘાત પ્રકરણમાં ઇષ્ટદેવ શ્રીહરિને પ્રકૃતિ પુરૂષ, કાળ, પ્રધાન પુરૂષને મહતત્ત્વાદિક જે શકિતઓ તેના પ્રેરક અને સ્વામી ગણાવે છે તદ્ ઉપરાંત વાસુદેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવિસ મૂત્તિઓ તથા વરાહાદિક જે અવતારો એ સર્વના ધરનારા ગણાવે છે.

આ બન્ને બાબતોમાં ભગવાનનું સર્વોપરિપણું અને સર્વાવતારિપણું સુસ્પષ્ટ રીતે વિભાગ કરીને નિરૂપવામાં આવ્યું છે. વચનામૃતમાં શ્રીજી મહારાજે પ્રસંગોપાત કહેલ જ્ઞાનવાર્તાઓનું આમા સરસ પ્રતિબિંબ પડેલું જોવા મળે છે.

ભગવાનના અવતારોની સંખ્યા અનંત છે. ''अवतारा: असंख्येया'' (ભાગ) છતા પણ તે અવતારોને બે ભાગોમાં વિભક્ત્ત કરવામાં આવે છે. ''મુખ્યાવતાર અને ગૌણાવતાર- मुख्यगौणपूर्णाँशावे शाख्यावन्तरभेदेन बहु प्रकारा: (યતિન્દ્રમતદીપિકા/અવતાર/૯)'' ''स्वयं तयावतीर्यते गुणैश्वर्यादिनां भगवता स्वैकान्तिक मुक्तेचिति व्युत्यत्त्यास्वकीय मुक्तभक्त द्वाराचेत्येवं द्वितिया अपि प्रादुर्भावा: ॥ ભગવાનના અવતારો બે રીતે થાય છે (૧) સ્વયં અવતારે- (જેમ રામકૃષ્ણ નૃસિંહ, નરનારાયણ, સ્વામિનારાયણ) અને (૨) પોતાના ગુણ ઐશ્વર્ય વડે પોતાના

એકાન્તિક ભક્ત મુક્તોમાં પ્રવેશ કરી અવતરે (જેમ નારદ સનકાદિક, પરશુરામ) (હરિવાક્ય સુધા સિંધુ/સેતુ માલા ટીકા/તરંગ-૧૩૨/શ્લોક-૫)'' ભગવાનના સાક્ષાત અવતાર મુખ્યાવતાર કહેવાય, અને આવેશાતારને ગૌણ અવતાર કહે છે રામકૃષ્ણાદિના રૂપમાં થનારા અવતારો સાક્ષાત અવતાર છે અત એવ એ અવતાર મુખ્યાવતાર છે અને પરશુરામ આદીમાં ગુણ ઐશ્વર્યનો આવેશ હોવાથી તે અવતારો ગૌણ- આવેશાવતાર કહેવાય છે. આ અવતારોમાં ઓછુ, વધુ, ઐશ્વર્યને પ્રતાપ જોવા મળે છે એતો ધરાતલ જે પરમાત્માની ઇચ્છા તેમજ કાર્યને લીધે હોય છે.

પરમાત્માને અવતાર ધારણ પાછળ કોઇ કર્માદિકનું બંધન તો ન હોઇ શકે એ ઓતો સર્વથા સ્વતંત્ર છે ફાવે ત્યાં ને ફાવે ત્યાંથી અવતાર ધરે. ધણીનો ધણી તો કોઇ ન હોઇ શકે. આમ છતાં પ્રભુના અવતારોના અવલોકનથી સદ્ નિષ્કુળાનંદ સ્વામીએ નીચે મુજબ તારણ કાઢેલુ છે. ---

''જયાં જયાં હરિ ધરે અવતાર રે, કહું સાંભળજો કરી પ્યાર રે,

ખગ મૃગ જળચર માંય રે, ધરે નર દેહ આપ ઇશ્વરાય રે,

વિપ્ર નૃપ જાણો જોગી માંય રે, થાય પ્રભુની પ્રગટ ત્યાંય રે ॥''

અર્થાત ખગ એટલે વ્યોમ વિહારી હંસાવતાર, મૃગ એટલે ભૂચર, પશુમાં વારાહ અને હયગ્રીવ, જળચરમાં મત્સ્ય અને કચ્છ ગણાય. આ બધા મનુષ્યેતર અવતારો ગણાય. મનુષ્યોમાં વિપ્રકુળમાં ભગવાન સ્વામિનારાયણ, વામનજી મહારાજ, નરનારાયણ દેવ, દત્તાત્રેય ભગવાન, નૃપકુળમાં પ્રભુ શ્રીરામચંદ્રજી, શ્રીકૃષ્ણ ભગવાન, ઋષભદેવ, યજ્ઞ નારાયણ, બળદેવજી, જોગીકુળમાં કપિલ ભગવાન, વ્યાસજી વગેરે અવતારો પરોક્ષરૂપે અગોચર રહેલ મૂળ રૂપમાંથી આવિર્ભાવ પામતા હોવાથી એને પરમાત્માના અવતારો કહેવાય છે, એટલે તો

ધામાધિપતિ શ્રીમન્નારાયણને સર્વ અવતારોના અવતારિ કહેવામાં આવે છે. ન. નુ શંકા કરવામાં આવે છે કે ''જો અક્ષર ધામનું મૂળરૂપ જ જો બધા અવતારનું કારણ હોય તો તે તે અવતારોને મળેલા ભકતોએ તેમની સર્વાવતારિ તરીકે સ્તુતિ કેમ કરી?'' તો આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે ''अवतरणम अवतार:सोऽस्त्यस्येत्यवतार પોતાની મૂળ સ્થિતિ પરથી કાર્યાનુસાર અનંત સામર્થ્ય અને અનંત ઐશ્વર્યથી યુકત થઇ સજાતિય દ્વિતીય રૂપ ધારી તે તે યોનિમાં અવતરનું તેને અવતાર કહેવાય. (હ. સુ. સે. ટી. ત. ૧૩૨/૫)'' આ વ્યુત્પત્તિ અનુસાર ભગવાન સજાતિય દ્વિતીય રૂપ ધારણ કરી ભૂતલ પર તે તે યોનિમાં પ્રગટ થાય તે અવતાર કહેવાય. ભૂતલ પર અવતાર ધારણ કરીને આવેલું રૂપ અને બ્રહ્મ ધામમાં બિરાજમાન એવું ભગવાનનું રૂપએ સ્વરૂપથી ઐક્ય હોવાથી અને ભૂતલ પર રહેલા ભક્તોને બ્રહ્મધામમાં (અક્ષરધામમાં) બિરાજમાન ભગવાનનું રૂપ એ ચક્ષુથી અગોચર હોવાથીએ બન્નેમાં સ્વરૂપથી કે ઐશ્વર્યથી સહેજ પણ ભિન્નતા ન હોવાથી તે તે ભકતોને પ્રાપ્ત થયેલા અવતારોની તેઓએ સર્વકારણના કારણ અને સર્વાવતારિ તરીકે સ્તુતિ કરી છે. આ બધી જ બાબતોનો સુક્ષ્મ વિચાર ભગવાન સ્વામિનારાયણે (સ.જી. ૩/૨૯) માં કરેલો છે આ અધ્યાય જે સ્વરૂપા દ્વૈત સાર્થક સંજ્ઞાથી સંબોધ્યો છે તેમાં ''ब्रह्मधामस्थिता द्विव्यात्स्वरूपान् मनुष्याकृतिः। भिन्नो भवत्यभिन्नो वा'' એમ મુકતાનંદ સ્વામીએ પુછતાં શ્રીહરિએ પરંબ્રહ્મનું અક્ષર ધામસ્ય દિવ્યરૂપ વર્ણવીને, પછીથી અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ મનુષ્યાકૃતિમાં કિંચિત પણ ભેદ નહિ સમજવા રૂપ વૈષ્ણવા ચાર્યોનો સત્સિદ્ધાંત કહીને, પછી ઘણી યુકિત પ્રયુકિત વાળી કૃષ્ણ કથાઓથી બન્નેની અત્યંત અભિન્નતા સવિસ્તાર કહેતાં ''तस्माद्दिव्याकृतिः कृष्णोन्नाकृतिश्चैक एव सः। भेदं य उभयोर्विद्युस्ते त्वज्ञानिन ईरिताः॥ अनेक रूपिणोऽप्यस्य ये जानन्त्येकरूपताम्। मानुष्येऽप्यस्य

दिव्यत्वं ते ज्ञेया ज्ञानिनो नरः॥'' એમ મૂળ દિવ્ય કૃતિ અને મનુષ્યાકૃતિની એકતા સકારણ કહીને, તે બન્ને વચ્ચે ભેદને જાણનારાને અજ્ઞાની અને અભેદને જાણનારાને જ્ઞાની કહીને ''इदक् सामर्थ्यवानेवन्नाकृतावपि स प्रभुः। भवतीत्यस्य दिव्यत्वं नृत्वं चैक्येन वर्णितम्। कृष्णस्यैतादृशस्यापि जन्म कर्म च विग्रहम्। प्राकृतं रूपभेदं ये वदन्त्यसुरा हि ते॥ એમ ભગવાનના જન્મ કર્મ વિગ્રહને દિવ્ય નહિ જાણનારાંને તથા તેને પ્રાકૃતપણે જાણનારા અને અક્ષરસ્થ દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ મનુષ્યાકૃતિને અભિન્ન નહિ જાણતાં ભિન્નપણે જાણનારાને ''અસુરો'' સમજવાનું કહે છે. આ રીતે આખા અધ્યાયમાં અક્ષરેશ પરમાત્મા શ્રીકૃષ્ણના જ અવતારો અને અવતાર અવતારીનો તત્ત્વથી અભેદ અને એમ માનીને અવતારોનું ઉપાસન કરવાથી મુક્તિ વગેરે બહુ બાબતો જ્ઞાતવ્ય સમર્થન કરી છે. આ બાબત સમાન ન્યાયે સર્વાવતાર સાધારણ સમજવી.

ઉપરનો તત્ત્વાર્થ પંડિત પ્રવર, નિત્યાનંદ મુનિએ ''तद्वाक्यशेषात् प्रादुर्भावेष्वपि सा. (૨/૧/૨૧)''આ શાંડિલ્યસૂત્રના ભાષ્યાં- ''दृश्यतेह्यवतारेष्ववतारिण ऐष्वर्यँ अवतारिकार्यकरत्वं च। न चावताराणामवतारि स्वरूपतो भेदः, यावत्प्रयोजनमैश्वर्यस्य प्रकाशनात्'' આવા વાક્યો લખ્યા છે. અર્થ એવો છે કે ''અવતારોમાં અવતારીનું ઐશ્વર્ય જે જ્ઞાન શક્ત્યાદિ અને કાર્ય જે મોક્ષપ્રદત્વાદિઅસાધારણ છે તે જોવામાં આવે છે અવતારોનો અવતારિ સ્વરૂપ થકી ભેદ નથી મત્સ્યાદિ અવતારોમાં ન્યૂનાધિક ઐશ્વર્ય જોવાય છે તેથી તેઓ જુદા જુદા હોવા જોઇએ એમ પણ નથી, કેમકે જેટલું પ્રયોજન હતું એટલું જ ઐશ્વર્ય પ્રકાશ્યુ છે. એ ઉપરથી એમાં ન હતું એમ કદાપિ કહેવાય નહિ. ભગવાન શ્રીહરિપણ ''તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શક્તિએ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપો ધારણ કરે છે. (લોયા - ૧૮)'' આધારાનંદ સ્વામી પણ ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે.'' (હરિ ચરિ.

સાગર-૧/૭૭/૪૩ - અર્થાત્ બધા જ અવતારો અનંત ઐશ્વર્ય સામર્થ્યથી યુક્ત હોવાથી તેમા ભેદ નથી.) ''મૂર્તિમાં ભેદ નથી (હ.ચ.સા. ૧/૮૦/૨૮)''

વળી, શાન્ડિલ્ય સૂત્ર (૨/૧/૩૦) ''एवं तत्तदालम्बनापि भक्तिः परा'' આ સૂત્રના ભાષ્યમાં નિત્યાનંદ સ્વામી કહે છે. ''यथा श्रीकृष्णस्य सर्वाविर्भावकारणस्यावतारिणः भक्तिः परापरमनिः श्रेयसकरी, एवं विभूत्यन्तर्गत येऽन्ये तदवतारा रामचन्द्रादयः, तदालम्बना तेषामवताराणां स्वरूपमवलब्य कृताया भक्तिः सा परैव-परमनिःश्रेयसप्रदैव। कुतः ? भगवदवताराणां जीवानांजन्ममरणनिवृत्तयेऽनन्ताव्यय सुखप्रदानाय च प्रादुर्भूतत्वादवतारावतारिणो रैक्याच्चेत्यर्थः॥'' એવા વાકયો લખ્યા છે અર્થ એ છે કે ''સર્વાવતારકારણ અવતારી શ્રીકૃષ્ણની ભકિત પરમ મોક્ષને આપનારી હોવાથી પરા છે. તેમ તેમના અવતાર સ્વરૂપોને અવલંબીને કરાતી ભકિત પણ પરમ મોક્ષને આપનારી હોવાથી પરા છે. અવતાર અવતારી બન્નેની ભકિત પરા શાથી? તો જે ભગવદવતારો છે તે જીવોના જન્મ મરણની નિવૃત્તિ કરવા અને અનંત અવ્યય સુખ આપવા પ્રાદુર્ભવ્યા છે અને વળી અવતાર અવતારીનું ઐકય છે આ રીતે અવતાર અવતારીનું ઐશ્વર્યાદિ ગુણથી અને મોક્ષપ્રદત્વાદિ કાર્યથી ઐકય અને તેથી અવતારોની પણ ભકિતથી મોક્ષ પ્રાપ્તિનું સમર્થન કર્યુ છે. આથી અવતારોની પરરૂપ સાથે સમતા જણાવી'' અને આ બાબત તે તે અવતારોને મળેલા ભક્તોને સ્પષ્ટપણે વિદિત હોવાથી પોતાને મળેલા સ્વરૂપની તેઓએ સર્વાવતારી તરીકે સ્તુતિ કરી હતી. માટે તમારી શંકા અસ્થાને છે.

કોઇ પણ જાતના શાસ્ત્રીય પુરાવા-પ્રમાણ વિના કેટલાક અજ્ઞાનિઓ એવું કહેતા ફરે છે ''રામકૃષ્ણાદિ બધા અવતારોના ઉપરીએ સ્વામિનારાયણ હોવાથી એઓ સર્વોપરી છે.'' પરંતુ તેઓની આ વ્યાખ્યા સંપૂર્ણ રીતે અશાસ્ત્રીય છે. જો

ભગવાને અવતારોના ઉપરી કહેવામાં આવે તો અવતારો અવતારી એવા પુરૂષોત્તમ નારાયણથી ભિન્ન ગણાશે. એ ભગવાન સિવાય અન્ય કોઇ બીજાનાં અવતરણો ગણવા પડે. આમને આમ કહેતા કે સમજાવતા રહીશુ તો પરમાત્મા પૂર્ણ પુરૂષોત્તમ નારાયણને અવતારના અવતારી કે સર્વાવતારી કહેવા, એ કેવી રીતે બંધબેસતું આવશે? વળી વિશિષ્ટાદ્વૈત મતમાં જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મ અને પરંબ્રહ્મ આ પાંચ ભેદ અનાદિ માન્યા છે જો અવતારોને પરંબ્રહ્મ ભગવાન શ્રીહરિથી ભિન્ન ગણીશું, તો બાકીના ચારમાં કયા ભેદ સાથે અવતારોનો મેળ કરીશું? આમ કરવા જતાં તો શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલ અવતારોની પૂજનીયતા અને ધ્યેયતા જરૂર જોખમાશે. એટલું જ નહિ પણ ઇષ્ટદેવ સહજાનંદ સ્વામીએ લખેલી શિક્ષાપત્રી શ્લોક -૧૧૫ ''कृष्णतदवतारश्च'' નો પણ ભંગ થશે તથા શિક્ષાપત્રી શ્લો. ૨૯ માં શ્રીકૃષ્ણ ભગવાન એને તેઓના અવતારોનું યુક્તિએ કરીને ખંડન કર્યુ પણ ગણાશે.

ભગવાન પુરૂષોત્તમ નારાયણ સર્વ અવતારના અવતારી છે એ બાબતે સરળતાથી સમજાવવા માટે શાસ્ત્રોમાં નટનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. જે પરમાત્માનું સર્વાવતારી પણું સમજાવવામાં ઘણું જ સુસંગત છે. જેમ નટ રંગ મંચ પર અભિનય કરતી વખતે પોતે જરૂરિયાત મુજબ વિવિધ વેશ ધારણ કરે છે, ત્યારે પોતાના મૂળરૂપ, સ્વભાવને છુપાવીને પોતે ધારણ કરેલ વેશ ભજવવા એને અનુરૂપ નકલ કરીને મૂળભૂત અભિનય કરે છે.

રાજવીનો વેશ લાવે ત્યારે નટ રાજાને છાજે એવી વેશભૂષા વર્તન ને મોભો દાખવે છે, સાધુના વેશમાં એ ત્યાગ વૈરાગ્યની છતા દેખાડે છે, વણિકના વેશમાં તોતડી બોલીને લડસડવી ચાલે ચાલે. ટૂંકમાં, જેવો વેશ હોય તેને અદ્દલ ભજવવા એનું તાન હોય જેને જોઇને બધા ભલભલા આશ્ચર્ય પામી જાય અને વાહવાહ પોકારી તાળીઓના ગડગડાતથી એને સન્માને છે.

રંગ મંચ પર અભિનય પૂર્ણથતા નટ પોતે ધારેલા વેષને ઉતારીને પોતાના મૂળ વેશમાં આવી જાય છે. તેમ નટની પેડે જગન્નિયંતા નટવર પણ જરૂરિયાત મુજબ જનહિતના વિશાળ કાર્ય માટે ધર્મ સ્થાપન, અધર્મઉચ્છેદન માટે તેમજ પોતાના પ્રેમી ભકતોને લાડ લડાવવા અવતાર ધારણ કરી અવનિ ઉપર આવે છે. અને પોતે જે કાર્ય નિમિત્તે દેહ ધારણ કર્યો હોય તેને સામર્થી છૂપાવીને અદલ ભજવે છે અને એ કાર્ય પૂર્ણ થઇ જતાએ દેહનો પણ પોતે ત્યાગ કરે છે. લોયાના - ૧૮ માં વ.મૃતમાં આ બાબત યથાર્થ રીતે સમજાવી છે. આમ અવિર્ભાવ તેમજ તિરોભાવ એ તો પોતે ધારેલા રૂપના હોય છે પણ મૂળ અક્ષરધામસ્થ રૂપના નહી. એતો અજન્મા અને અનાદિ છે. એમના જન્મ કર્મ પણ દિવ્ય છે. તેમજ દેહ ધારણ કરવાની અને મૂકવાની રીત પણ દિવ્ય છે.

આમ સર્વોપરી શબ્દનો અર્થ ઉપર જે પ્રમાણે કરી ગયા તે જ શાસ્ત્રીય અર્થ છે બીજો નહી. આ ઉપરાંત સર્વોપરી શબ્દનો બીજો પણ અર્થ થયેલો જોવા મળે છે જેમ કે સ.જી. (૩/૪૨/૨૮) માં મૂળજી બ્રહ્મચારી ભગવાન સ્વામિનારાયણની સ્તુતિ કરતા બોલ્યા ''ये दैत्यास्तु पुरा त्वया विनिहता रूपै नृसिंहादिभिस्ते देवारितया प्रसिद्धि मगमन्वेदे च लोकेऽखिले। एते तु प्रथिता भवन्त्य गणित ब्रह्मांडकोटि भ्रमज्जीवेशारय इत्यभून्हतवता सर्वोपरि स्थीयते॥'' હે હરે! પૂર્વે આપે નૃસિંહાદિ રૂપોએ કરીને દેવોના ફકત શત્રુપણે લોક વેદમાં પ્રખ્યાતિ પામેલા જે હિરણ્યકશિપુપ્રમુખ દૈત્યો હતા તેમનું હનન કર્યુ હતુ. હાલમાં તો સાક્ષાત્ પ્રાદુર્ભાવ પામેલા આપે અગણિત બ્રહ્માંડ મંડળના મધ્યમાં કર્મપરવશતાથી અતિશય ભટકયા કરતા સમગ્રસ્થાવર જંગમ જીવો અને ભવબ્રહમાદિ ઇશ્વરોના શત્રુપણે પ્રખ્યાતિ પામેલા તે આ અધર્મ વંશીય કામક્રોધાદિકનો વિનાશ કરેલો છે માટે નિરવધિ આપના અસાધારણ ઐશ્વર્યને આપ પ્રકાશ કરો છો, જેથી આપ સર્વોપરિ બિરાજો છો.'' આમ કોઇ પણ જાતની

ભાંગતોડ વગર સિધો સાદો સર્વોપરી શબ્દનો અર્થ કર્યો. માટે હવે આ બાબતમાં કોઇને કોઇ જાતની શંકા રહેવાનો અવકાશ રહેતો નથી. હવે ભગવાન સ્વામિનારાયણની પૂર્ણતાના પ્રમાણ રજુ કરીએ છીએ.

- ❖ राम कृष्णादि रूपाणि परिपुर्णानि सर्वदा। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. (નારદપુરાણ/અહીં આદિ કહેવાથી શ્રી સ્વામિનારાયણની પણ પૂર્ણતા કહેવાય.)
- ❖ परिपूर्णानि रुपाणि सामान्य खिल रूपतः। રામ કૃષ્ણાદિ ભગવદ્ રૂપો છે તે પરિપૂર્ણ છે. (ગરૂદ પુરાણ/ અહીં આદી કહી સ્વામિનારાયણ અવતારની પણ પૂર્ણતા કહી.)
- ❖ તે જ ભગવાન અનંત ઐશ્વર્ય અને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપો ધારણ કરે છે. (લોયા-૧૮ અહીં આદી કહી સ્વમુખે શ્રીહરિએ પોતાની પૂર્ણતા કહી.)
- ❖ ભગવાનના બધા જ અવતારો પૂર્ણ છે. (હરિ ચરિત્રામૃત સાગર/ ૧૦/૩૭/૨૫)
- ❖ તમે છો પોતે પૂરણ બ્રહ્મ સહજાનંદજી રે (તમારે ચરણે શિશ નમાવું/પદ/૨/૧/ અહીં મંજુકેશાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવ સહજાનંદ સ્વામીને પૂર્ણ કહ્યા.)
- ❖ પરાપાર જે પૂર્ણબ્રહ્મ, જેને નેતિ નેતિ કહે નિગમ ।। તે જ સુખદાય સહજાનંદ (ભકતચિંતામણિ/૧૦૧/૧૦)
- ❖ પછી સ્વામી સહજાનંદ જેહ, પૂરણબ્રહ્મ પ્રકટયા તેહ (ભકત ચિંતામણિ/પ્રકરણ/૧૨૮/૮)

❖ ॐ पूर्णमदः पूर्णामिदं पूर्णात् पूर्णमुदच्यते । પૂર્ણબ્રહ્મ પરમાત્માથી સ્વર્ગાદિ લોક પૂર્ણ છે આ દૃશ્યમાન જગત પૂર્ણ છે. (ઇશાવાસ્ય ઉપનિષદ્) આમ શ્રુતિ, સ્મૃતિ અને સાંપ્રાદાયિક પ્રબંધોના પ્રમાણથી ભગવાન સ્વામિનારાયણની પણ પૂર્ણતા પ્રતિપાદિત થઇ જાય છે.

આમ અહીં સચ્છાસ્ત્રોના પ્રબલ પ્રમાણોથી એ વાત સ્પષ્ટ થાય છે કે ભગવાનના બધા જ અવતારો જ્ઞાન શક્ત્યાદિ સમસ્ત ગુણે કરીને પરીપૂર્ણ જ હતા. તેઓમાં જે કોઇ અવતારોમાં ઓછુ વધુ ઐશ્વર્ય દૃષ્ટિ ગોચર થાય છે તે તેઓની ઇચ્છા પર જ આધારિત છે. કહ્યુ પણ છે ''ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી. (હરિ ચરિત્રામૃત સાગર/ ૧/૭૭/૪૩- આથી બધી જ મૂર્તિ પૂર્ણ કહી)'' ''મૂર્તિમાં ભેદ નથી. (હ.ચ.સાગર/ ૧/૮૦/૨૮)'' ''જયાં જેવું સામર્થ્ય પ્રકટ કરવાની જરૂર જણાય ત્યાં તેવું સામર્થ્ય પ્રકટ કરે છે (હ.ચ.સાગ-૧૦/૫/૧૩)'' ''અનંત અને અપાર અવતારો થાય છે, તેમને અલગન જોવા. (હ.ચ.સાગર/ ૧૧/૪૨/૧૭ - અર્થાત બધા જ અવતારો અનંત ઐશ્વર્ય અને શકિતથી પૂર્ણ હોવાથી સ્વરૂપ અને ગુણે કરીને એક સરખા જ છે.)'' ''ભગવાન જે શરીર ધારણ કરે છે તેમા તેમનો પ્રતાપ તલભાર પણ ઘટતો નથી. (હ.ચ.સાગર. ૨૦/૩૧/૧૧)'' આથી જેઓ એમ બોલતા ફરે છે કે ''શ્રીરામએ મર્યાદા પુરૂષોત્તમ છે, શ્રીકૃષ્ણએ લીલા પુરૂષોત્તમ છે અને સ્વામિનારાયણએ પૂર્ણ પુરૂષોત્તમ છે.'' એવી અશાસ્ત્રીય માન્યતા ધરાવનારાઓના મતનો સહેજ પણ અવકાશ રહેતો નથી. હવે સ્વામિનારાયણની સર્વાવતારિતાના પ્રમાણો રજુ કરીએ છીએ.

➢ अवतारी स्वयं साक्षाच्छ्री हरिः। અવતારી સાક્ષાત્ શ્રીહરિ (હરિચરિત્રમ્/૧/૪/૧૪)

- भूत्वा त्वया प्रकट आर्यगृहेऽवतारिन् उद्धारिताअगणितासृभृतोऽत्र भूमन्। હે અવતારિન્! ભૂમન્! ધર્મદેવને ઘેર પ્રકટ થઇને આપે આ સમાજમાં અસંખ્ય પ્રાણીઓનો ઉધ્ધાર કર્યો છે. (હરિચરિત્રમ્/ ૧/૪/૨૩)

- अनन्तरूपिणे । હે શ્રીહરિ આપ અનંત અવતારો ધારણ કરો છો. (હરિચરિત્રમ્ /૨/૧૯/૧૨)

- सर्वावतारधरमीसमहं भजे त्वाम्। વરાહાદિ સર્વ અવતારોને ધારણ કરનારા એવા આપ શ્રીહરિને હું ભજુ છુ (હરિચત્રમ્ 3/૪/૨)

- जय श्रीहरे स्वामिनारायण श्रीपते ब्रह्मधामन् प्रभोरामकृष्णादि सर्वावताराद्वहेतो परमात्मन्। कृपानीरधे धर्म भक्त्यात्मजस्त्वंसदासत्सभाभूषणात्मीय सर्वोत्तमानन्त शर्म प्रदोनीलकण्ठः॥ જયાં નંદવર્ણી બોલ્યા - હે બ્રહ્મધામન્! હે લક્ષ્મીપતિ પ્રભો! પરમાત્મન્! રામકૃષ્ણાદિ અવતારોનું મૂળ કારણ આપ શ્રીહરિ છો. કૃપાના સાગર છો સંતોની સભાનાં ખરા આભૂષણ છો. હે શ્રીહરિ સ્વામિનારાયણ ધર્મ ભકિતના પુત્ર છો. આપ પોતાના ભકતોને સર્વોત્તમ સુખ આપો છો. આવા નીલકંઠ નામે પ્રસિધ્ધ એવા આપનો સદા જય થાઓ (હરિ ચરિત્રમ્/ ૪/૩૫/૫)

- प्रभुणा मत्स्यरूपेण श्रुतयो ब्रह्मणेऽर्पिताः। हतः शङ्खासुरो यश्च छलवान् बलिनां वरः॥१॥ सोऽपि पराभवं कामलोभक्रोध मदादिभिः। नीतोऽन्तरारिभिस्तूर्णं तदधीनोऽसुरोभवत् ॥२॥ तेषां चातिबलिष्ठानां त्वं तु कृत्वा पराजयम्। निःसारयसि भक्तानां स्वान्तादस्यवतार्यतः॥३॥ धृत्वा कूर्मादिरूपाणि यदर्थँ मथितोऽर्णवः। तेऽपि देवासुरा लोभकामाद्यैर्ग्रसिताः सदा ॥४॥ तेषां ब्रह्मभवेन्द्रादिसर्वाभिभवकारिणाम्।

त्वयाऽद्याभिभवः स्वामिन् कृतस्ततोऽवतार्यसि॥५॥ वाराहेणावतारेण हिरण्याक्षो महाबलः। हतो यस्तं सुराः स्वर्गे वीक्ष्याऽऽयातं पलायिताः॥६॥ कञ्चित्कालं ततः सिन्धौ क्रीडित्वा वरूणान्तिकम्। गतो युद्धं ततोऽयाचच्छक्तोऽस्मै नार्पितुं स तत्॥७॥ युयुधे हरिणा तेन चैवं शूरोऽपि सोऽसुरः। कामक्रोधादिशत्रूणामधीनः सुतरामभूत्॥८॥ तेषां कामक्रुधादीनां कुर्वतां स्ववशेऽखिलान्। कुर्वन् पराभवं स्वीयस्वान्तात्त्वं त्ववतार्यसि॥९॥ नृसिंहाकृतिना भूम्ना हिरण्यकशिपुर्हतः। यः कृत्वोग्रं तपः क्रूरस्त्रिलोक्या अभवत् प्रभुः॥१०॥ अजेयश्चाभवद्दैत्यो देवदैत्यनरादिभिः। अमरत्वं तथा प्राप दुष्करात्मतपोबलात्॥११॥ गृहीत्वा लोकपालत्वं स्वदासांस्तांश्चकार सः। सर्वेषां यज्ञभागांश्चाग्रहीत् प्रतिमखं गतः॥१२॥ एवं पराक्रमान्विष्टः सोऽप्यनाथो ह्यवर्त्तत। लोभमोहस्मरक्रोधमन आदीन्द्रियाग्रतः॥१३॥ तेषां क्रूरतराणां त्वं विधाप्याभिभवं जनैः। स्वीयैरानन्दयंस्तान् स्वान् परात् परोऽवतार्यसि॥१४॥ तथोपेन्द्रावतारेण व्यधाद्रक्षां सुरेशितुः। शचीशः स ऋषेः पत्नीं प्राप्याभूद् दुःखितो भृशम्॥१५॥ वामनो रक्षिता यस्य तमिन्द्रं चाजयत् स्मरः। क्रूरं सर्वाद्विषं कामं दुष्पूरं तं महाशनम्॥१६॥ विनाश्य मूलतः स्वीय भक्तान्तःकरणाद्धरे। हेतुः सर्वावताराणां त्वं सर्वोपरि वर्त्तसे॥१७॥ पर्शुरामा वतारेण क्षत्रिया हैहयादयः। हताः स दत्तशिष्योऽपि लोभेर्ष्या क्रुध्मदादिभिः॥१८॥ अभूत् पराजितः शश्वत् तांस्तु लोभादि वैरिणः। अन्विष्याऽभिभवस्येवनाथ त्वं चावतार्यसि॥१९॥ रामो दाशरथिर्भूत्वा रावणं लोकरावणम्। अवधीद्भगवान् युद्धे महाहङ्कारिणं खलम्॥२०॥ लङ्केशो योऽजयत् स्वर्गँ पातालं मोदिनीमिमाम्। दिगीशान् यमराजादीन् ग्रहान् सर्वाँस्तथैकलः॥२१॥ सोऽभ्यभावि मुहुः क्रुरः कामाद्यन्तरशत्रुभिः। अपि चक्रे जगत्प्रस्वां कुदृष्टिं यर्हि स क्षतः॥२२॥ महादुष्टं तु तं कामं हेलया त्वं पराजयन्। असङ्ख्यात्मजनस्वान्तात्

सर्वोपर्यवतार्यसि ॥२३॥ आविर्भूय प्रभुः शौरेर्लीलाः कुर्वन्ननेकधा। अवधीद्भूरिशो दुष्टान् महामायाविनोऽसुरान् ॥२४॥ शिशुपालजरासन्धादयो ये चातिदुर्मदाः। देहच्छाया अपि येषां नानमंस्तादृशोद्धताः ॥२५॥ तेषामपि स्मरक्रोधलोभमोहादयोऽरयः। कृत्वा पराजयं भूयः स्वाधीनांस्तान् व्यधुर्भृशम् ॥२६॥ दोषान्क्रूरतरांस्तांस्तु स्वभक्तद्वारतोऽखिलान्। त्वं पराभावयंश्चासि सर्वावतार कारणम् ॥२७॥ અર્થાત્ શ્રીમુક્તાનંદ સ્વામી વગેરે મુનિઓ બોલ્યા- ભગવાને મત્સ્યરૂપે બ્રહ્માને વેદ લાવી આપ્યા તથા મહાન્ બળવાન અને છળી શંખાસુરને માર્યો. ૧. શંખાસુર પણ કામ, લોભ, ક્રોધ તથા મદ આદિ અંતઃ શત્રુ આગળ હારી ગયો. તેથી તુરંત તે અંતઃ શત્રુઓને આધીન થઇ ગયો. ૨. આપ તો તે અતિશય બળવાન અંતઃશત્રુઓનો પરાજય કરીને, તેને ભક્તોના હ્દયમાંથી કાઢી મૂક્ો છો. માટે આપ અવતારી છો. ૩. કૂર્મ વગેરે અવતારો લઇને જે દેવો અને અસુરો માટે સમુદ્રમંથન કર્યું, તે દેવતાઓ અને અસુરો પણ લોભ કામાદિ અંતઃશત્રુઓથી હારેલા હતા. ૪. બ્રહ્મા, શંકર તથા ઇંદ્રાદિકનો પરાભવ કરનારા કામ, લોભ આદિ અંતઃશત્રુઓનો પરાજય આજે આપે કર્યો છે, તેથી આપ અવતારી છો. ૫. ભગવાને વારાહ અવતાર લઇને મહાન બળવાન દૈત્ય હિરણ્યાક્ષને માર્યો હતો. ઇંદ્રાદિક દેવતાઓ તે દૈત્યને સ્વર્ગમાં આવેલો જોઇને ભાગી ગયા હતા. ૬. ત્યારબાદ તે દૈત્ય થોડીવાર સમુદ્રમાં જળક્રીડા કરીને વરુણદેવ પાસે ગયો. તેણે વરુણ પાસે દ્વન્દ્વ યુદ્ધ માગ્યું, પણ વરુણ તેની સાથે યુદ્ધ કરી શકે તેમ નહોતા. ૭. પછી તે દૈત્ય વારાહ ભગવાનની સાથે લડયો. તે દેત્ય મહાન્ બળવાન હોવા છતાં કામ ક્રોધાદિ અંતઃશત્રુઓને એકદમ વશ થઇ ગયો. ૮. બ્રહ્માથી લઇને સ્થાવર પર્યંત સૌને પોતાને વશ કરનારા તે કામ ક્રોધાદિ અંતઃશત્રુઓને પોતાના ભક્તના

હૃદયમાંથી હઠાવનારા આપ તો અવતારી છો. ૯. ભગવાને નૃસિંહ અવતાર ધારીને હિરણ્યકશિપુને માર્યો ક્રૂર સ્વભાવનો જે દૈત્ય ઉગ્ર તપ કરીને ત્રિલોકીનો પતિ-રાજા બન્યો હતો. ૧૦. પોતાના દુષ્કર તપોબળથી તે અમર થયો. દેવ, દૈત્ય તથા મનુષ્યઆદિથી અજેય બન્યો. ૧૧. તેણે ઇંદ્રાદિ લોક પાળોના અધિકાર લઇ લીધા અને તેમને પોતાના દાસ કરી લીધા. પ્રત્યેક યજ્ઞમાં સ્વયં પહોંચીને તે લોકપાળોના યજ્ઞભાગ પણ પોતે જ લેવા લાગ્યો. ૧૨. આવો મહાન્ પરાક્રમી તે હિરણ્યકશિપુ લોભ, મોહ, કામ, ક્રોધ તથા માન આદિ ઇન્દ્રિયોની આગળ અનાથ થઇ ગયો. તેને આધીન થઇ ગયો. ૧૩. અત્યંત નિર્દય તે લોભ આદિનો પોતાના ભક્તોદ્વારા પરાજય કરાવીને તે ભક્તોને આનંદ આપનારા આપ પરાત્પર અવતારી છો. ૧૪. ભગવાનને વામન અવતાર ધારીને ઇંદ્રની રક્ષા કરી હતી, શચીપતિ આ ઇંદ્ર ગૌતમ પત્ની અહલ્યામાં ભ્રષ્ટ થઇને ખૂબ જ દુઃખી થયો. ૧૫. જેના રક્ષક ભગવાન વામન રહ્યા છે તે ઇંદ્રને કામે જીત્યો. હે હરે! નિર્દય સ્વભાવના, સર્વ પ્રાણીઓના શત્રુ, જેની પૂર્તિ કરી ન શકાય એવા આ કામરૂપ મહાન્ વિષયભોગને પોતાના ભક્તના અંતઃકરણમાંથી જડમૂળથી ઉખાડી નાખીને સર્વ અવતારોનું કારણ આપ સર્વોપરિ વિરાજો છો. ૧૬. ૧૭. પરશુરામ અવતાર ધરીને ભગવાને સહસ્રાર્જુન આદિ ક્ષત્રિયોનો વિનાશ કર્યો હતો. તે સહસ્રાર્જુન ભગવાન દત્તાત્રેયનો શિષ્ય હતો છતાં લોભ, ઇર્ષ્યા, ક્રોધ અને મદ આદિ અંતઃશત્રુઓથી હારી ગયો. હે નાથ! આપ સર્વત્ર વિજયી થયેલા લોભાદિ અંતઃશત્રુઓને ખોળીને તેનો નિરંતર પરાભવ કરી રહ્યા છો, તેથી અવતારી છો. ૧૮. ૧૯. દશરથ પુત્ર રામરૂપે ભગવાન પ્રકટયા. તેમણે મહાન્ અહંકારી, ખળ અને લોકોને રુદન કરાવનારા લંકાપતિ રાવણને યુદ્ધમાં

માર્યો. ૨૦. જે એકલા રાવણે સ્વર્ગ, પાતાળ અને આ ભુલોકને જીત્યા, યમરાજ આદિ દિક્પાળોને તથા સૂર્ય આદિ ગ્રહોને પરાજિત કર્યા. ૨૧. ક્રૂર તે રાવણ પણ કામ આદિ અંતઃશત્રુઓ આગળ વારે વારે હારી ગયો. જયારે તેણે જગત માતા સીતા ઉપર પાપદૃષ્ટિ કરી ત્યારે તેનો વિનાશ થયો. ૨૨. મહાન્ દુષ્ટ તે કામને તો આપે અસંખ્ય સ્વભકતોના અંતઃકરણમાંથી તુચ્છકારીને રમતમાત્રમાં પરાજિત કર્યો તેથી આપ સર્વોપરિ અવતારી છો. ૨૩ ભગવાન શ્રીકૃષ્ણ વસુદેવને ઘેર અવતર્યા. તેમણે અનેક ચરિત્ર કર્યાં. માયાવી અને દુષ્ટ આવા ઘણા અસુરોને માર્યા. ૨૪. શિશુપાળ અને જરાસંઘ આદિ અત્યંત ગર્વિષ્ઠ હતા. જેના શરીરનો ઓછાયો પણ કોઇની આગળ નમે નહિ, આવા તે ઉદ્ધત હતા. ૨૫. કામ, ક્રોધ, લોભ અને મોહ આદિ અંતઃશત્રુઓએ તે ઉદ્ધત શિશુપાળ આદિનો પણ વારે વારે પરાજય કરીને, તેને એકદમ વશ કર્યા હતા. ૨૬. આપ તો એ અત્યંત ક્રૂર, બધા જ કામાદિ દોષોને પોતાના ભકતોદ્વારા પરાજિત કરાવી રહ્યા છો, માટે આપ સર્વ અવતારોનું કારણ છો. ૨૭. (હરિચરિત્રમ્/ ૩/૨૬)

- ઇત હરિ કૃષ્ણ સખા સબ સજ કે,

  આયે ઇશ અવતારી....

  (કીર્તનસારસંગ્રહ- ભાગ-૨

  પૃષ્ઠ-૨૩૮/ ૧/૩/હોરિ આઇ...)

- ગુણ સાગર જન સુખ કંદ, વાલો ઘનશ્યામ વરી....

જુગ જુગ જનમ ધરત, જગજીવન તેહીસંગલાગ.

લતાન. ( દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ. ૧૭/પદ-૩૩/૩)

- સુમર્થ નર સહજાનંદ સુખકારી, ધર્મ ભક્તિ કે લાલ.

પુરૂષોત્તમ અવતારી. (દેવાનંદ કાવ્ય/પદ-૧૦૭૫/૧)

- દસ અવતાર ધર્યા હરિકૃષ્ણે, વેદ પુરાન બતાવે રે.

(દેવાનંદ કાવ્ય/પદ-૧૧૦૫/૩- આથી સ્વામિનારાયણની સર્વાવતારી કહી.)

- મૂર્તિ તમારી સુખકારી, જીવન જાણું છું! છો અવતારના

અવતારી (હરિસ્મૃતિ/ચિંતામણી-૫/૩ - નિષ્કુળાનંદ કાવ્ય - અહીં સ્વામીએ શ્રીહરિને સર્વાવતારિ કહ્યા.)

- પ્રગટે શ્રીહરિકૃષ્ણ અવતારી

પ્રગટ પ્રતાપ છાયો ત્રિભુવનમે, ગાવત અજ ત્રિપુરારી.

જેહિ પ્રતાપ અવલોકી કંપે અરિ, કામ લોભાદિક ભારી...

(પ્રેમાનંદ કાવ્ય/ ભક્તિ વિલાસ/ પદ- ૨૮૬/૧-૨

અહીં પ્રેમાનંદ સ્વામીને શ્રીહરિ કૃષ્ણને સર્વાવતારી કહ્યા.)

- તમે ભક્તને અરથેરે, ધરી તનુ મીન તણી;

ધારયો ગિરિ મંદરરે, પ્રભુ તમે કુર્મ બની. ૧

અવની ઓધારીરે, વરાહ વપુ ધારી;

પ્રહ્લાદ ઉગાર્યોરે, દાનવ મોટો મારી. ૨

વામન વપુ ધારયુંરે, તમે બલિને છલવા;

ફરસી કર ધારીરે, વીરવનને દલવા. ૩

તમે રઘુકુળ પ્રગટી રે, રાવણ કુળ નાશ કર્યું;

તમે કંસ નિકંદનરે, કે કૃષ્ણ સ્વરૂપ ધર્યું. ૪

તમે અસુરવિમોહનરે, કે બુદ્ધ સ્વરૂપ થયા;

તમે કૌતુક કલકીરે, હરિ નવ જાઓ કહ્યા. ૫

એમ જુગ જુગ માંહીરે, ધરો રૂપ બહુનામી;

તમે કારણ સહુનારે, પ્રેમાનંદના સ્વામી. ૬; **(પદ-૭૨૪)**

સ્વામી પુરૂષોત્તમરે, તમે છો કૃષ્ણ હરિ;

બહુ નામ તમારારે, ફરો બહુ રુપ ધરી. ૧

તમે રુકિમણિ સંગેરે, લક્ષ્મીનારાયણ;

તમે રાધાકૃષ્ણરે, પતિત ભવતારાયણ. ૨

તમે અર્જુન સંગેરે, નરનારાયણ કહાવો;

તમે બલભદ્ર સંગેરે, ભકતજન મન ભાવો. ૩

તમે ભકિત ધર્મનીરે, કે અરજી ઉર ધારી;

તમે મુનિના મનનીરે, કે વાત હરિ વિચારી. ૪ **(પદ-૭૨૫)**

('પ્રેમાનંદ સ્વામી /ભક્તિવિલાસ/ અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરીને સર્વઅવતારી કહ્યા છે.')

➢ ભક્તસો અધિક આન કોઉ નાહી, હરિકે ભકતસોં અધિક

આન કોઇ નાહી, યેહી સ્વભાવ સદાઇ; ભકત. ટેક.

કૃષ્ણ કૃપાળ ભકતકે કારન, દેહ ધરતહે આઇ;

કૃપાસિંધુ ભકત કે પીછે, ફીરત જયું દેહકી છાઇ. ભકત. ૧

તનિક કષ્ટ કાઉ દેત ભકતકું, દેખીકે જાત દુખાઇ;

તાકો મૂલ ઉખારી હરિવર, કરત ભકતકી સહાઇ. ભક્ત. ૨

અમરીષ  નીજ ભકતકું દીનો, દુઃખ દુવાઁસા જાઇ;

તાકે પાછે છોડી સુદરશન, જાઇરી કેકુક પરાઇ. ભકત. ૩

ખંભફારી હરનાકુસ માર્યો, લીયો પ્રહ્લાદ બચાઇ;

પ્રેમાનંદ શ્રીધર્મકુંવરકી, ભકતવત્સલતા ગાઇ. ભકત. ૪ **(પદ-૮૧૩)**

કરત હરિ હરિજનકી રખવારી, કરત હરિ હરિજનકી રખવારી;

સદય રુદય સુખકારી; કર. ટેક

નીજ જન કારન સદા સાંવરો, સહત કષ્ટ અતિ ભારી;

કરત સહાય સદા નીજ જનકી, રુપ વિધ વિધ ધારી. કર. ૧

બુડતહી બ્રજ રાખી લીયો હરિ, અહિં નાથ્યો ગહી કારી;

કુંતીસુતહીત લઇ લરાઇ, રથ ચઢી કૃષ્ન મોરારી. કર. ૨

બાંધી સેતુ સિંધુપર મહાબલ, કપિ સંગ કીની ચારી;

મહા સંગ્રામ કરી હરિ સીતા, લાયે લંકંપતિ મારી. કર. ૩

ધરયો રૂપ નરસિંઘ ભક્તહીત, બલી છળ્યો હોય ભીખારી;

પ્રેમાનંદ ઘનશ્યામ તીહારી, કરૂનાપર બલિહારી. કર. ૪ **(પ૬-૮૧૪)**

(પ્રેમાનંદ કાવ્ય/ભક્તિ વિલાસ. અહી પ્રેમાનંદ
સ્વામીએ શ્રીહરી સ્વામિને સર્વઅવતારી કહ્યા.)

- અનેક લીલા અનેક ચરિત્ર, કરી કર્યો જનનો ઉદ્ધાર ॥

સુંદર નિગુર્ણ મૂરતિ, તેને વંદું હું વારમવાર ॥૧॥

અનેક નામના નામી સ્વામી, સર્વના સુખધામ ॥

અનેક એકની મૂરતિ, અનેક એકનાં નામ ॥૨॥

તે પ્રભુ પ્રકટપણે ફરે, કરે જીવનાં કલ્યાણ ॥

મનોહર મૂર્તિ મહારાજની, તેને પ્રણમું જોડી હું પાણ ॥૩॥

પુરૂષોત્તમ પૂરણ પોતે, અઢળક ઢળ્યા આ વાર ॥

તેનાં ચરિત્ર પવિત્ર અતિ, વળી કહું કરી વિસ્તાર ॥૪॥

એક સમે મુનિ સહુ મળી, આવિયા પ્રભુજી પાસ ॥

અતિ હેતે સ્તુતિ કરવા, હૈયે થયા છે હુલાસ ॥૫॥

નમો કૃષ્ણ નમો નારાયણ, નમો જીવશ્રેયપરાયણ ॥

નમો બળવંત બહુનામી, નમો અકળ અંતરજામી ॥૬॥

નમો સહુ જીવના સુખકારી, નમો દીનબંધુ દુઃખહારી ॥

નમો દાસના ત્રાસવિનાશ, નમો સહુના આદિ અવિનાશ ॥૭॥

નમો પુરુષોત્તમ સહુપાર, નમો અક્ષરધામઆધાર ॥

નમો નિર્ગુણ સગુણ સ્વામી, સર્વે ધામ તણા તમે ધામી ॥૮॥

નમો અપરમપાર અકળ, નમો સર્વના શ્યામ સબળ ॥

નમો ક્ષરઅક્ષર નિયંતા, નમો ગુણપાર ગુણવંતા ॥૯॥

નમો અવતારના અવતારી, નમો સંત તણા સુખકારી ॥

નમો દીનના બંધુ દયાળ, નમો ભક્તવત્સલ પ્રતિપાળ ॥૧૦॥

નમો કૃપાના સિંધુ કૃપાળુ, નમો દયાના નિધિ દયાળુ ॥

નમો પ્રભુજી પૂરણકામ, નમો સંત તણા સુખધામ ॥૧૧॥

નમો ઇશ તણા મહાઇશ, નમો ભક્તપતિ જગદીશ ॥

નમો પરમેશ્વર પરબ્રહ્મ, નમો ભવતારણ ત્રિકમ ॥૧૨॥

નમો વાસુદેવ વરદેણ, નમો કેશવ કમળનેણ ॥

નમો ગોપાળ ગોકુલચંદ, નમો ગોપીવલ્લભ ગોવિંદ ॥૧૩॥

નમો નાથ ગોવર્ધનધારી, નમો બાળમુકુંદ મુરારિ ॥

નમો પદ્મનાભ પીતાંબર, નમો પુનિત પરમેશ્વર ।।૧૪।।

નમો પવિત્ર પરમાનંદ, નમો પદ્માક્ષ પૃથવિવંદ ।।

નમો નારાયણ નિર્વિકાર, નમો નૃસિંહ નરકનિવાર ।।૧૫।।

નમો નરોત્તમ નરવીર, નમો નાગનાથણ સુધીર ।।

નમો રઘુનાથ રામચંદ્ર, નમો રાઘવ સુખસમુદ્ર ।।૧૬।।

નમો રાજીવલોચન રામ, નમો રમાપતિ રાજનામ ।।

નમો વામનજી વિશ્વેશ્વર, નમો વિશ્વરૂપ વિશ્વંભર ।।૧૭।।

નમો વિશ્વેશ વિષ્ણુ ને વ્યાસ, વેદવલ્લભ વાણીપ્રકાશ ।।

નમો દામોદરજી દયાળ, નમો દેવ દેવકીજી બાળ ।।૧૮।।

નમો દીનાનાથજી દૈત્યારિ, નમો દેવેશ દેવ મુરારિ ।।

નમો માધવ મધુસૂદન, નમો મુકુંદ મુષ્ટિકમર્દન ।।૧૯।।

નમો મહાબાહુ મંજુકેશ, નમો મહાધીર શ્રીદેવેશ ।।

નમો કેશવ કરુણાધામ, નમો મહાધીર નામ ।।૨૦।।

નમો કામેશ કૃષ્ણ દયાળ, નમો કૌસ્તુભપ્રિય કૃપાળ ।।

નમો ભૂધર ભુવનાનંદ, નમો ભૂતનાથ ભવવંદ ।।૨૧।।

નમો ભુવનૈક ભુજગેશ, નમો ભવનસાવણ ઇશ ।।

નમો જનાર્દન જદુરાય, નમો જગન્નાથ તવ પાય ।।૨૨।।

નમો જકત જાડયન વિનાશ, નમો જગદાધાર અવિનાશ ॥

નમો સચ્ચિદાનંદ ચરાચર, નમો ચતુર્ભુજ ચક્રધર ॥૨૩॥

નમો શ્રિયનાથ શ્રિયપતિ, નમો શ્રીવરપ્રદ છો અતિ ॥

નમો શ્રીધર શ્રીસુરેશ્વર, નમો સૌમ્ય શ્રીવત્સાંકધર ॥૨૪॥

નમો યોગેશ જીવનપ્રાણ, નમો યશોદાનંદ સુજાણ ॥

નમો યમુનાજળ કિલોલ, નમો સંપૂરણ કળા સોળ ॥૨૫॥

નમો શ્રીહરિજી શાલગ્રામ, શુદ્ધ શંખ ચક્રધર નામ ॥

નમો સુરાસુર સદા સેવ, નમો સાધુવલ્લભ અભેવ ॥૨૬॥

નમો ત્રિવિક્રમ તપોઇન્દ્ર, નમો ત્રિસ્થળ તીર્થરાજેન્દ્ર ॥

નમો લીલાધર લક્ષ્મીવર, નમો લોકવંદ લોકેશ્વર ॥૨૭॥

નમો અનંત અચ્યુત અનાદિ, અઘહર આનંદરૂપ આદિ ॥

નમો હરિ હળધરભ્રાત, નમો હિરણ્યાક્ષહન નાથ ॥૨૮॥

નમો અક્ષરધામ આધાર, તમે સંતના સુખભંડાર ॥

સંત હેતે ધરી અવતાર, કરો અનેક જીવ ઉદ્ધાર ॥૨૯॥

જયારે જયારે જેવું પડે કામ, ત્યારે તેવું તન ધરો શ્યામ ॥

નમો મત્સ્ય તમને મુરારિ, નમો કચ્છરૂપ સુખકારી ॥૩૦॥

નમો તમને વારાહરૂપ, નમો તમને નરહરિ ભૂપ ॥

નમો તમને વામન નામ, નમો તમને પરશુરામ ॥૩૧॥

નમો તમને શ્રીરામચંદ્ર, નમો તમને રાજયરાજેંદ્ર ॥

નમો તમને કૃષ્ણ કૃપાળુ, નમો દેવકીનંદ દયાળુ ॥૩૨॥

નમો બુદ્ધ તમે બહુનામી, નમો અકળ અંતરજામી ॥

નમો કલ્કિ કરૂણાધામ, ધરો તન કરો જનકામ ॥૩૩॥

તમે ધરી પુરુષઅવતાર, બ્રહ્મા આધે રચ્યો આ સંસાર ॥

તમે સુયજ્ઞ શરીરધારી હરિ ત્રિલોકપીડા નિવારી ॥૩૪॥

ધર્યું કપિલ તન માત કાજ, કહ્યું સાંખ્યતત્ત્વ મુનિરાજ ॥

તમે થઇ દત્તાત્રેય નાથ, કર્યા યદુ હૈહય સનાથ ॥૩૫॥

તમે સનકાદિક તનધારી, આત્મતત્ત્વની વાત વિસ્તારી ॥

તમે નારાયણ તપ કરતા, કામ ક્રોધ લોભ મદ હરતા ॥૩૬॥

વળી ધરી તન ભગવાન, દીધું ધ્રુવને તમે વરદાન ॥

તમે જયારે પૃથુતન ધર્યું, ત્યારે પૃથિવીદોહન કર્યું ॥૩૭॥

તમે ઋષભરૂપે હરિ થયા, પુત્ર બોધી પરમહંસ રહ્યા ॥

તમે હયગ્રીવતનધારી, વેદમય વાણીઓ ઉચ્ચારી ॥૩૮॥

જયારે હરિ અવતાર ધાર્યો, ત્યારે ગ્રાહથી ગજ ઉગાર્યો ॥

થયા હરિ હંસરૂપ જેવા, બ્રહ્મા નારદને જ્ઞાન દેવા ॥૩૯॥

તમે ધન્વંતરિ તનધારી, ટાળ્યો રોગ આયુષ વધારી ॥

તમે ધરી વ્યાસ અવતાર, કર્યા એક વેદ વદી ચાર ॥૪૦॥

તમે નારદનું તન લહ્યું, નૈષ્કર્મ્ય સાત્ત્વત્તંત્ર કહ્યું ॥

એવા બહુ ધરી અવતાર, કર્યા અનંત જીવ ઉદ્ધાર ॥૪૧॥

તમે મત્સ્ય થઇને મુરારિ, લાવ્યા વેદ શંખાસુર મારી ॥

થઇ કૂર્મરૂપે તે અકળ, ધર્યો પીઠ પર મંદ્રાચળ ॥૪૨॥

ધરી વારાહરૂપ દયાળ, રાખી પૃથવિજાતિ પયાળ ॥

તમે નૃસિંહતન ધરી નાથ, હણ્યો હિરણ્યકશિપુ હાથ ॥૪૩॥

કર્યું પ્રહ્લાદનું પ્રતિપાળ, દાસ ત્રાસ નિવાર્યો દયાળ ॥

વામનરૂપ ધરીને મહારાજ, બળિ છળ્યો ઇન્દ્રરાજય કાજ ॥૪૪॥

ધરી પરશુરામ અવતાર, હણ્યા ક્ષત્રી એકવીશ વાર ॥

તમે રામરૂપે થઇ રાજ, માર્યો રાવણ બાંધી સિંધુપાજ ॥૪૫॥

તમે ધરી કૃષ્ણ અવતાર, કર્યાં ચરિત્ર અપરમપાર ॥

મારી પૂતના ભાંગ્યું શકટ, માર્યો તૃણાવંત તે વિકટ ॥૪૬॥

યમલાર્જુન મૂળ ઉખાડી, માર્યો વત્સ બક ચાંચ ફાડી ॥

કાળી નાથી પીધો દાવાનળ, માર્યો ધેનુક તે મહાખળ ॥૪૭॥

થયા બાળ વત્સ તમે વળી, ભૂલ્યો બ્રહ્મા શકયો નહિ કળી ॥

ધારી ગિરિ ઇન્દ્રદર્પ મોડયો, વ્યાળ વરુણથી નંદ છોડયો ।।૪૮।।

શંખચૂડ વૃષભ ને કેશી, તમે માર્યો વ્યોમાસુર દ્વેષી ।।

હણ્યો કંસ તે અંશ અસુર, માર્યો અઘાસુર મહાભૂર ।।૪૯।।

માર્યો કાળયવન જરાસંઘ, બાણ ભૌમ માર્યો મહાઅઘ ।।

માર્યો શાલવ ને શિશુપાળ, હણ્યો દંતવક્રને દયાળ ।।૫૦।।

એવું કરી કૃષ્ણ અવતારે, માર્યા દુષ્ટ બહુ તેહ વારે ।।

કરી ચરિત્ર ગોકુળચંદ, આપ્યાં નિજ જનને આનંદ ।।૫૧।।

તમે ધરી બુદ્ધ અવતાર, દેખ્યું અવનિએ અઘ અપાર ।।

હણ્યા દૈત્ય બોધ્યા બહુ જીવ, તે તે પાર કર્યા તતખેવ ।।૫૨।।

પેખી પાખંડી ભૂવે અપાર, તમે લેશો કલ્કિ અવતાર ।।

આદ્ય અંતે મધ્યે અવતાર, સર્વે તમારા તે નિરધાર ।।૫૩।।

જે જે કર્યાં પૃથ્વી પર કાજ, તે તો સર્વે તમે મહારાજ ।।

વળી થાશે થાય છે જે કાંય, તે તો સર્વે તમારી ઇચ્છાય ।।૫૪।।

માટે નમો નમો નાથ તમને, મોટે ભાગ્યે મળિયા છો અમને ।।

એમ સ્તવન કર્યું જોડી હાથ, ત્યારે બોલિયા શ્રીમુખે નાથ ।।૫૫।।

પૂર્વછાયો : જે જે જન તમે કહ્યું, તે સર્વે સાંભળ્યું કાન ।।

એહ માંચલું અમે ન કર્યું, તમે કેમ જાણ્યા ભગવાન ।।૫૬।।

(ભક્તિ ચિંતામણી પ્ર. ૧૦૩, આથી ભગવાન સ્વામિનારાયણની સર્વાવતારીતા કહેવાય.)

- અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે. (ગ.અં.૩૮ - આથી શ્રીહરિએ પોતાના સ્વમુખે પોતાની સર્વાવતારીતા કહી.)

- स श्रीकृष्ण: परंब्रह्म भगवान् पुरूषोत्तम:। उपास्य इष्टदेवो न: सर्वाविर्भाव कारणम् ॥ અને તે ઇશ્વર તે કયા તો પરંબ્રહ્મ પુરૂષોત્તમ એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે ઇશ્વર છે. અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઇષ્ટદેવ છે અને ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વાવતારના કારણ છે. (શિક્ષાપત્રી - ૧૦૮)

આ શ્લોકની અર્થદીપિકા ટીકાના અંતમાં શતાનદ સ્વામી લખે છે. '' य साक्षाद् भगवान् क्षराक्षरपर: कष्ण: स एव स्वयं भक्तौ धर्मत आस भूरिकृपया श्री स्वामिनारायण:। मानुष्यं भुवि नाट्यन्निजजनाचार्यत्वधर्म स्थित: कृष्ण प्राह परोक्षवन्न तु ततोऽन्य: सोऽस्ति यत्स स्वयम्॥ જે ક્ષર અને અક્ષરથી પર પુરૂષોત્તમ સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણને કહ્યા, તે જ સ્વયં અપાર કૃપા કરીને શ્રીસ્વામિનારાયણ રૂપે પ્રકટ થયા થકા પૃથ્વિ ઉપર મનુષ્ય લીલા કરીને પોતાના ભકતજનોના આચાર્યપણાના ધર્મમાં રહયા આ શિક્ષાપત્રીમાં તેમણે પરોક્ષપણે જે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યુ તે તો સ્વયં પોતે જ છે પણ તેનાથી ભિન્ન નથી. અર્થાત્ આ શ્લોકમાં ભગવાન સ્વામિનારાયણે જે શ્રીકૃષ્ણને સર્વ અવતારના અવતારી કહ્યા તે શ્રીકૃષ્ણએ પોતે જ છે. (આથી ભગવાન સ્વામિનારાયણની સર્વાવતારીતા કહી.)

- अवतारी – મત્સ્ય કૂર્માદિ અવતારો જે શ્રીહરિના છે, સકળ અવતારોને ધરનારા (સર્વ મંગલ સ્તોત્રમ્/૧૧૧/૫૭૫/આચાર્ય રઘુવીર કૃત ભાવપ્રબોધિની વ્યાખ્યા.)

- જય શ્રી મહારાજ શ્રી હરિ ધર્માત્મજ,

        જયશ્રી કૃષ્ણ લીલા વિહારી,

    જયશ્રી જુગ જુગ પ્રતિ ધર્માવનાય,

        ધરત લીલા વપુ જય તુમારી,

    જય ભૃગુ કુલ તિલક જયશ્રી રઘુનંદન,

        જયશ્રી કૃષ્ણ બુધ કલકી હતારી,

    જય શ્રી નારદ વ્યાસ પૃથુ હરિ હંસ,

        દત્ત ધનવંતરી મનુ હય રૂપ ધારી,

    જય ચોબિસ વપુ ધૃતાકૃતી માધવ,

        જય શ્રી હરન ભવ દુઃખ હારી,

    જય શ્રી અવતારી ઘનશ્યામ તવ,

        નામ પર જાત પ્રેમાનંદ વારી.

(પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/ભકિત વિલાસ પદ /૧૪૮ પુષ્ઠ -૪૧ - ૪૨ અહીં પ્રેમાનંદ સ્વામીએ સર્વાવતારી તરીકે શ્રીહરિને કહ્યા.)

➢ કરત બાત અસ અંતર જામી, સબ કર મનસિ જાગત સ્વામી ॥ જેહી પ્રભુ શકુલી તન ધારા, જેહી પ્રભુ લિન કૂર્મ અવતારા ॥, જેહિ પ્રભુ શુકર તનું લીના નરહરિ રૂપ પ્રભુ પ્રવિના ॥ જેહી પ્રભુબને વામન રૂપા, ભ્રગુપતિ રઘુપતિ ભયે અનુપા ॥ હલ ધર બુધ્ધ કલ્કી વપુ ધારી, સબ કરકારન કૃષ્ણ મુરારી ॥ સોઉ આજય તુહરે ઘરે આયે, નેતિ નેતિ કહી નિગમહી ગાયે ॥ શ્રીમદ્ ભાગવત માંહિ બહુ ભાંતિ, બર્નિ વ્યાસ કિર કરી ખાંતિ ॥ સોઉ શ્રીકૃષ્ણ કરી અનુરાગા, ભુવન તુમારે આયે બડભાગા ॥ યામંહિ ઝુંડ રંચ જિન જાતો, બચન હમારા સત્ય કરી માનો ॥ તબ તિનહી નિશ્ચે કરી જાના, સો યહ સ્વામી શ્રી ભગવાના ॥ અર્થાત્ અંતર્યામિ પ્રભુ શ્રીહરિ સહુનાં મનની વાત જાણીને તે સમયે બોલવા લાગ્યા કે જે પ્રભુએ મત્સ્ય અવતાર તથા કૂર્મ અવતાર ધારણ કર્યો હતો, વળી જે પ્રભુ વરાહ અને પરમ નિપુણ નરસિંહરૂપે થયા હતા, તેમજ વામન, પરશુરામ અને અનુપમ રઘુપતિ રામચંદ્ર રૂપે થયા હતા, હળધર બલરામજી અને બુધ્ધ સ્વરૂપે ધાર્યું હતું અને જે કલ્કિ સ્વરૂપને ધારણ કરશે. જેને વેદો નેતિ નેતિ કહીને ગાય છે તે બધાના કારણ એક મોરારી શ્રીકૃષ્ણ પ્રભુ છે. તે પ્રત્યક્ષ ભગવાન આજ તમારે સહુને ઘરે આવ્યા છે. શ્રીમદ્ ભાગવત પુરાણમાં અનેક રીતે વ્યાસ મુનિ અને શુકદેવજી એ ખંત કરીને જે વાતનું વર્ણન કર્યુ છે તે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાન પ્રમેથી આજે તમારા સહુના ઘરે આવ્યા છે. આ અમે જે કહ્યું તેમાં રંચ માત્ર પણ મિથ્યા ભણવું નહિ અમારી વાતને તમો સત્ય માનો. શ્રી હરિનાં આવાં વચન સાંભળીને સહુ દરબારોએ મનમાં નિશ્ચિતપણે જાણ્યુ કે અહીં કહ્યુ તે જ આ પ્રકટ ભગવાન સ્વામી સહજાનંદ છે. (પ્રેમાનંદ સ્વામી કૃત હરિકૃષ્ણનારાયણ ચરિતામૃત/૪૬/૧૦-૧૪ પ્રકાશક જ્ઞાનજીવન સ્વામી

કુંદળ - અહીં શ્રીહરિએ સ્વમુખે પોતાની અને શ્રીકૃષ્ણની સર્વાવતારીતા કહી.)

- મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુધ્ધ અને કલ્કી રૂપ અવતાર સુખધામ એવા શ્રીહરિએ ધર્યા છે અને બીજા અનેક અવતારો અસુરોનું માન હરવા માટે તેઓ જ ધારશે. (હરિ-ચરિત્રમૃત સાગર/ ૧/૧/૨૫- પ્રકાશક - જ્ઞાનજીવન સ્વામી કુંડળ)

- શ્રીહરિ વનવિચરણ દરમ્યાન ઋષિકેશ લક્ષ્મણજીના મંદિર પધાર્યા. પોતાના પ્રભુ પોતાને ત્યાં પધાર્યા એટલે લક્ષ્મણજીએ તુરંત ગાળેલુ જળ લાવી શ્રીહરિને અર્પણ કર્યું. તે શ્રીહરિએ હેતથી પીધું. આમ લક્ષ્મણજીનુ શ્રીહરિની સેવા કરવા લાગ્યા પછી શ્રીહરિએ પ્રેમ લાવીને ભાવથી લક્ષ્મણજીને પુછ્યુ આપણે બાર વર્ષ સુધી રામાવતારમાં સાથે રહ્યા વનમાં જાનકીજી પણ સાથે હતા ત્યારે તમોએ અમારી ઘણી સેવા કરી હતી. દિન પ્રતિ દિન અધિકાધિક આવતા દુઃખને પણ ખૂબ જ સહન કર્યા (હરિ ચ.સા. ૨/૧૪/૨૫-૨૭- આથી રામાવતાર ધારણ કરી શ્રીહરિ કૃષ્ણ જ પધારેલા આથી શ્રી હરિની સર્વાવતારીતા આધારાનંદ સ્વામીએ કહી.)

- શોભા રામ શાસ્ત્રી શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા - પ્રભુ પથ્થર જેવા કઠોર અને અધમ એવા અમારો ઉધ્ધાર કરવા માટે અત્યારે આપ ભગવાન પ્રગટ થયા છો આપે ઘણા મનુષ્યોનો ઉધ્ધાર કર્યો છે. પશુ, પક્ષી અને વૃક્ષ સુધી ન સાંભળ્યા હોય તેવા જીવોનો પણ ઉધ્ધાર કર્યો છે. અને અત્યારે પથ્થર જેવા કઠોર જીવોનો પણ ઉધ્ધાર કર્યો છે. પથ્થરના રૂપમાં રહેલી અહલ્યાનો આપે ઉધ્ધાર રામ રૂપે કર્યો હતો અને શ્રીકૃષ્ણ રીપે પોતાના હાથથી ગોવર્ધન

પર્વતને ધારણ કર્યો હતો. (હરિચરિત્રામૃત સાગર/૧૮/૪૮/૩૯-૪૧ આથી રામકૃષ્ણ વપુધારી શ્રીહરિ જ પધાર્યા હતા.)

- જયારે શ્રીહરિએ કૃષ્ણાવતાર ધારણ કર્યો હતો ત્યારે ગોપીઓ અને ગોવાળોનો ભાવ જોઇ ઉધ્ધાર કર્યો હતો. (હરિચરિત્રા.સા. ૨૭/૪૦/૩૯)

- ગોપીઓ અને ગોવાળોની જેણે રક્ષા કરી હતી તે જ આપ સત્ય સ્વરૂપ હરિ છો. આપે દ્રોપદી અને પાંડવોની સહાયતા કરી હતી. ઝુંડના મુખમાંથી આપે હાથીને છોડાવ્યો હતો આવો અનંત પ્રતાપ ગ્રંથોમાં લખાયો છે. (હરિ. ચ.સા. ૬/૩૯/૧૨-૧૩ આથી શ્રીહરિની સર્વાવતારીતા કહી.)

- मत्स्यादयोऽवताराभवन्ति दिव्याकृतेयस्य। सोऽयं स्वयमवतीर्ण: स्वामी नारायणो जयति॥ મત્સ્યાદિ અવતારો જે દિવ્ય સ્વરૂપમાંથી થાય છે તે સ્વયં પ્રેમવતી તથા હરિ પ્રસાદ વિપ્રથી પ્રગટ થયેલા અવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાન સર્વોત્કૃષ્ટપણે વિરાજે છે. (આથી સ્વામિનારાયણની સર્વાવતારીતા કહી - રઘુવીરાચાર્યકૃત શીક્ષાપત્રી ભાષ્ય/મંગલા ચરણ શ્લોક-૨)

- स्वावतारस्य भक्तिज:। नरनारायण स्यार्हा कृत्वा। શ્રીહરિએ ઉત્તર ફાલ્ગુની નક્ષત્રમાં પોતાના અવતારરૂપ નરનારાયણ ભગવાનની પૂજા કરી (હરિ ચરિત્રમ્/ ૨/૫/૩)

- आदौ मध्येऽवसाने ये येऽवताराश्च सर्वश:। हरेऽभवन् भवन्तीश भविष्यन्ति तवैव ते॥ હે સ્વામિન્! ભૂતકાળમાં પુરૂષ આદિ અવતારો લઇને જે જે કાર્ય કર્યુ તે બધુ આપે જ કર્યુ હતુ, વર્તમાનમાં જે જે થઇ રહ્યું છે તે બધુ આપ જ કરો છો

અને ભવિષ્યમાં જે થશે તે આપ જ બધુ કરશો. (હરિ ચરિત્રમ્/ ૩/૨૪/૫૧ આથી શ્રીહરિની સર્વાવતારીતા કહી.)

- त्वं चावतारी भगवन्नसिध्रुवं ततोऽवतारैश्चरितानि यानि वै। कृतानि तानीश तवैव सत्यतेर्जानम एव कृपया वयं ते॥ હે સર્વ નિયામક ઇશ! હે ભગવન્! આપ ચોક્કસ અવતારી છે. તેથી અવતારી છો, તેથી અવતારોએ કરેલા જે ચરિત્રો છે, તે આપના જ છે. આમ અમે આપની કૃપાથી સમજીએ છીએ. (હરિ ચરિત્રમ્/ ૩/૨૬/૫૯)
- पुरा पूर्वँ त्वया इहलोके कृष्णरूपतः श्रीवासुदेवावतारेण निजाः। स्वभक्ता मा गोप्यो वल्लव्यस्तासामवनं रक्षणम् असुरेभ्यः शङ्खचूडाघासुरादिभ्यः इव॥ જીવુબા આદિ બહેનો ભગવાન શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા હે પ્રભુ! પૂર્વે તમો આ લોકમાં શ્રીકૃષ્ણ રૂપે અવતરી પોતાના ભકત એવા ગોપ ગોપીઓનું વનમાં શંખચૂડ અઘાસૂરાદિ અસુરો થકી રક્ષણ કર્યુ હતુ. (હરિ ચરિત્રમ્/ કૃષ્ણ પ્રસાદ સુરીકૃત/તત્ત્વાર્થ બોધિની વ્યાખ્યા/ ૩/૩૧/૨૬)
- अहमक्षर धामेश ईरेशः पुरूषोत्तमः। सर्वावतार हेतुश्च सदा सर्वोपरि स्थितः॥ ભગવાન શ્રીહરિ બોલ્યા - હું જ અક્ષરધામનો અધિપતિ, ઇશ્વરનો ઇશ્વર, પુરૂષોત્તમ, સર્વાવતારનું કારણ અને સદા સર્વોપરીપણે રહેલો છુ. (હરિ વાકય સુધા સિંધુ/તરંગ-૧૬૮/શ્લો-૨૪) આ શ્લોકની વ્યાખ્યા કરતા રઘુવીરજી મહારાજ ''સેતુમાતા ટીકા'' માં લખે છે. अहमति। अहम्। अक्षरधामेशः सर्व परात्युत्कृष्टाक्षरधामाधिपतिः। ईशेशोमहापुरूषादीश्वरेश्वरः। पुरूषोत्तमः। सर्वावतार हेतुः रामकृष्णादि सकलावताराणां कारणम्। सदा सर्वकालम्। सर्वोपरि। स्थितश्च। मत्तः परतरः कोऽप्यधिकोनास्तीत्यर्थः॥२४॥ અર્થાત્ -

''આનીજ સ્પષ્ટા બે શ્લોકથી કરે છે'' હું જ અક્ષર ધામેશ ''સર્વથી પર અતિ ઉત્કૃષ્ટ અક્ષરધામાધિપતિ'' ઇશ્વરનો ઇશ્વર ''મહાપુરૂષાદિ ઇશ્વરનો પણ ઇશ્વર'' પુરૂષોત્તમ, સર્વ અવતારનું કારણ ''રામકૃષ્ણાદિક સકલ અવતારોનું કારણ'' અને સદા ''સર્વકાળ'' માં સર્વોપરી પણે રહેલો છુ. અમારાથી કોઇપણ પર કે અધિક નથી. (શ્લો. ૨૪) આથી ભગવાન શ્રી હરિએ સ્વમુખે જ પોતાની સર્વાવતારીતા તથા સર્વોપરીતા કહી.

- જયશ્રી હરન ભવ દુઃખ ભારી, જય શ્રી અવતારી દાન શ્યામ, તવ નામ પર, જાત પ્રેમાનંદ પ્રાત વારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ/પદ-૧૪૮/પૃષ્ઠ-૪૧-૪૨ અહીં પ્રેમાનંદ સ્વામીએ ઘનશ્યામ - શ્રીહરિને સવાવતારી કહ્યા)

- ભવ જન તારન, ભવજન તારન, હોજી તુન તારન હો, ભવજન તારન.... વિમલ જ્ઞાન વૈરાગ કે, પિયા દિનદિન દેવન હાર, એસે સંતસુજાત હીત પિયા પ્રગટ ત પ્રાણ આધાર (દેવાનંદ કાવ્ય - ૩૭૨/-૧) તવ શરાનાગત આવતે પિયા સુધાર્યો સબ વિધ કાજ, ગીધ ગુન્યકા ગજ કાજકુ, પિયા દીન મોક્ષકો દાન.... ભરત ખંડ ભૂતલ વિષે પિયા આપ ધર્યો અવતાર, દેવાનંદ ભવ દુઃખથી પિયા સેજતરત સંસાર (પદ-૩૭૩/૨) સુખ કે સાગર સુખકે સાગર, હોજી તુમ સુખ કે સાગર હો, સુખ કે સાગર, સુખ કે સાગર શ્રીહરિ, પિયા ભકતવત્સલ ભગવાન, પતિત પાવન પ્રગટી કે, પિયા દેત અભે પદ દાન (પદ-૩૭૫/૪ અહીં દેવાનંદ સ્વામી પદ-૩૭૨ થી ૩૭૩ માં સંતો ભકતો અર્થે તથા ગીધ ગણિકા ગજને અર્થે પ્રગટ થનારા કોણ તે કહેતા નથી પણ પદ-૩૭૫ માં તેઓ સ્પષ્ટપણે આ બધાનો જ ઉધ્ધાર કરનારા પ્રગટ પ્રમાણ શ્રીહરિને કહે છે. અર્થાત્ તે તે સમયે અવતાર ધારણ કરી શ્રીહરિએ જ આ

બધાનો ઉધ્ધાર કરેલો એવું સ્વામીનુ કહેવુ છે. આથી સ્વામિનારાયણની સર્વાવતારીતા કહી.)

 જુગજુગ પ્રતિ ધર્મ દૃઢ સ્થાપવા રે, કહ્યું ગીતામાં તે પ્રમાણ

જાણ સહજાનંદજી શ્રીહરિ રે,

વાલો અધરમને ઉથાપવા રે,

કરવા સાધુનું પરિત્રાણ, જાણ. (૧)

વળી બલી રામને પોતે બે મળી રે,

મથુરામાં કર્યુ તું પરિયાણ, જાણ ...

તે જ પોતે તે પોતાનાં વેણ પાળવા રે,

હમણાં પ્રગટ્યાનાં એ એંધાણ, જાણ ... (૨)

સાચા સાધુની વાતું સાંભળી રે,

કરી લેને તેથી ઓળખાણ, જાણ...

શુક નારદ સનકાદિ સંગે લઇ કરી રે,

આવ્યા પૂર્ણાનંદનો પ્રાણ, જાણ... (૩)

(શ્રી પૂર્ણાનંદ કાવ્ય /સદ્પુર્ણાનંદ સ્વામીનું જીવન અને કવન પૃ. ૧૨૪, પદ-૩૫/ પદ-૩ અહીં પૂર્ણાનંદ સ્વામીએ શ્રીહરિને સર્વાવવતારી કહ્યાં)

 ઘનશ્યામ નામ આઠું જામ રટુંગી અમટ લટકારો. ઘન.

નારદાદિ અનાદિ મુનિ જેતે, સબ અજહું રટત હે તેતે. ધન . ૧

જ્યાકું શેષ રટત ત્રિપુરારી નિસ વાસર નામ ઉચારી. ધન. ૨

લીયે જુગજુગ પ્રતિઅવતારા નિતનિમિત્ત વારમવારા. ધન. ૩

પૂર્ણાનંદ કે સબકે સ્વામી, મોહે મીલે પ્રગટ બહુનામી. ધન. ૪

(શ્રી પૂર્ણાનંદ કાવ્ય/સદ્. પુર્ણાનંદ સ્વામીનું જીવન અને કવન પૃ. ૧૭૯, પદ-૭૨/ પદ-૪, અહીં પૂર્ણાનંદ સ્વામીએ શ્રીહરિને સર્વાવતારી કહ્યાં.)

➢ પાજ ધર્મની આજ સુબાંધી, લીધી અરિની લાજ;

ધન ત્રિય ત્યાગી સાધુ કીધા, સર્વોપરી મહારાજ. હે હરિ૦ (૪)

વિશ્વવિહારી અજ અવિકારી, અવતારી અલબેલ;

કલ્પતરૂ છો સુખ દેવામાં, છોગાળા સંગછેલ. હે હરિ૦ (૫)

(આચાર્યેન્દ્ર શ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત /શ્રી કીર્તન કૌસ્તુભમાળા/ શ્રીજી મહારાજની પ્રાર્થના વિશે પૃ. ૧૨૭ અહીં વિહારી લાલજી મહારાજે શ્રીહરિને સર્વાવતારી કહ્યાં.)

➢ ગરવ નથી ગમતોરે હરિને, ગરવ નથી ગમતો;

વિવેગ ઉર જો તું વિચારી, ગરવ નથી ગમતો. (ટેક)

નીચુ કાંધ કરી સાધુને, કદી નથી નમતો;

ભુંડાઇનો ભાર ભરી શિર, ભવમાંહિ ભમતો. ગરવ૦ (૧)

હીરણ્યકશીપુ ગરવ ધરીને, દેવને નિત્ય દમતો;

નરસિંહરૂપે પ્રગટ થઇ, કર્યો રણમાંહિં રમતો. ગરવ૦ (૨)

રાવણ રૉબ કરીને ધરતો, ઉરમાં ઉજમતો;

રામ થઇ તેની કરી નાથે, વેળા વીશમતો. ગરવ૦(૩)

કંસ તથા શિશુપાલ તે કરતા, ગરવ ધરી ગમતો;

કૃષ્ણરૂપે થઇ કાઢયો અસુરનો, અધિકો ઉધમતો. ગરવ૦ (૪)

ગરવ કરો નહીં કોય કદી એમ, ઉચ્ચરે આગમ તો;

રઘુવીરસુત સુત શ્રીહરિ શરણે, વિનયથી વિરમતો. ગરવ૦ (૫)

(શ્રી કીર્તન કૌસ્તુભમાળા /આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/અહીં પૃ. ૧૪૦/ અહીં વિહારીલાલજી મહારાજે શ્રીહરિને સર્વાવવતારી કહ્યાં.)

- આરતી ધર્મકિશોરકી કીજે; ભાવથી લા'વ અલૌકિક લીજે. આરતી૦ (ટેક)

  ....દશ અવતાર તણા અવતારી; તેની ચરણ રજ શિશ ધરીજે. આરતી૦(૫)
  (શ્રી કીર્તન કૌસ્તુભમાળા/ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/પૃ. ૨૦૮/ અહીં વિહારીલાલજી મહારાજ શ્રીહરિને સર્વાવતારી કહ્યાં છે.)
- ઉભા સખી શ્રીજી સુખકારી; ઉન્મતગંગા કિનારે મોરારિ. ઉભા૦ (ટેક)

  ભગવતસુતને સુખ દેનારા; અખિલેશ્વર સખી આ અવતારી. ઉન્મત્તગંગા (૫)
  (શ્રી કીર્તન કૌસ્તુભમાળા/ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/પૃ. ૧૫૧/ અહીં વિહારીલાલજી મહારાજ શ્રીહરિને સર્વાવતારી કહ્યાં છે.)
- જયજય ધરમકુલચંદ; ઇશ્વર અવતારી હરિરે.

સુખકારી શ્રી સહજાનંદ. ઇશ્વર૦ (ટેક)

સદા કોમલ હ્રદય કૃપાલ; ઇશ્વર૦

બહુનામી છો ભક્તિના બાળ. ઇશ્વર ૦ (૧)

તમે મચ્છનું ધરીને સ્વરૂપ; ઇશ્વર ૦

માર્યો શંખાસુર દૈત ભૂપ. ઇશ્વર૦ (૨)

ધરી કચ્છનો સ્વચ્છ અવતાર; ઇશ્વર૦

ધાર્યો મંદ્રાચળ તણો ભાર. ઇશ્વર ૦ (૩)

વા'લા ધરી વારાહનો વેશ; ઇશ્વર૦

લાવ્યા પૃથ્વી તમે પરમેશ. ઇશ્વર૦ (૪)

નાથ નરસિંહનું ધરી તન; ઇશ્વર ૦

માર્યો હિરણ્યકશિપુ રાજન. ઇશ્વર૦ (૫)

તમે વામન થઇ મહારાજ; ઇશ્વર ૦

બળિને છળિ કર્યું દેવકાજ. ઇશ્વર ૦ (૬)

પરસુરામનો લઇ અવતાર; ઇશ્વર ૦

હણી ક્ષત્રી હર્યો ભૂમિભાર. ઇશ્વર ૦ (૭)

થઇ સીતાપતિ રૂડા રામ; ઇશ્વર ૦

માર્યો રાવણ દુઃખનું ધામ ઇશ્વર ૦ (૮)

થઇ મોહન બાલમુકુંદ; ઇશ્વર ૦

આપ્યો વ્રજવાસીને આનંદ ઇશ્વર ૦ (૯)

બુદ્ધ રૂપે થઇ હરિ શુદ્ધ; ઇશ્વર ૦

આપે મોહ પમાડયા અબુદ્ધ. ઇશ્વર ૦ (૧૦)

કલકી રૂપ ધરીને રમેશ; ઇશ્વર ૦

તમે મારશો મ્લેચ્છ નરેશ. ઇશ્વર ૦ (૧૧)

દશ રૂપનો કહ્યો મેં વિવેક; ઇશ્વર ૦

પણ આપ ધરો છો અનેક. ઇશ્વર ૦ (૧૨)

જય ધર્મધુરંધર ધીર; ઇશ્વર ૦

સુખદાયક શ્યામશરીર. ઇશ્વર૦ (૧૩)

વિશ્વવ્યાપક વિહારીલાલ; ઇશ્વર ૦

સદા પ્રણતજનપ્રતિપાળ. ઇશ્વર ૦ (૧૪)

(શ્રી કીર્તન કૌસ્તુભમાળા/ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/પૃ. ૧૫૫/ 'દશાવતારરૂપે શ્રીજીમહારાજની સ્તુતિ' અહીં વિહારીલાલજી મહારાજ શ્રીહરિને સર્વાવતારી કહ્યાં છે.)

- ''સુમર્ય ન સહજાનંદ સુખકારી, ધર્મ ભક્તિ કે લાલ મનોહર, પુરૂષોત્તમ અવતારી......'' (દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ-૪૦૧/પદ-૧૦૭૫/૧ અહીં દેવાનંદ સ્વામીએ ભગવાન સ્વામિનારાયણને સર્વાવતારી કહ્યા.)

- ''દશ અવતાર ધર્યા હરિ કૃષ્ણે (દેવાનંદ કાવ્ય/પદ-૧૧૦૫/૩ પૃષ્ઠ - ૪૧૧- અહીં દેવાનંદ સ્વામીએ સર્વાવતારના અવતારી હરિ કૃષ્ણને કહ્યા.)

- નાથ તુમ જુગ જુગ જન પ્રતિપાર્યો,

આયે શરનહી અધમ ઉધારો...ના....

જબ કોપે સુરરાજ ગોકુલ પર, ચાહત મુલ ઉખાર્યો,

ગિરિ ગોવરધન કર પર ધરીકે, ઇન્દ્રકો માન ઉતાર્યો. ના. ૧

જન પ્રહ્લાદ જાની પ્રભુ અપનો, ગિરિસે ભુ પર ડાર્યો,

તાકો રક્ષન કીયો હે રમાપતિ, અશરન શરન ઉગાર્યો. ના. ૨

થંભ ફોરી તુમ નરસિહ પ્રગટે, હીરન કશપુ તેહી માર્યો,

બહુ વરદાન દેવકે સત્ય કર્યા, નખ કરી ઉદરહી ફાર્યો. ના. ૩

નીભાકે મહી બાલ બલીકે, તાકુ અનલ પ્રજાર્યો,

દેવાનંદ કહે રાખે અગનસે, તાકો કષ્ટ નિવાર્યો. ના. ૪ **(પદ-૬૭૨)**

નાથ તેરો અચલ ભરોસો આયો, નિજ દાસકો ત્રાસ મિટાયો... ના...

ઉતરાકે ઉદર મેં પરિક્ષીત, પાંડવ વંશ રહાયો,

તાકે પરોહીત માર્યો બ્રહ્મા, તુમ જાઇ ગરભ બચાયો. ના. ૧

પાંડવ સો લાખા ગ્રહ જારે, અનલ અરધ નિશિ ધાયો,

અગ્રિકો ઉતપાત દેખીકે, સહદેવે બીલ બતાયો. ના. ૨

બીલહુંસે બાહીર ચલી નીકસેં, પરમાનંદ સુખ પાયો,

દુરયોધનકી દુષ્ટ હી કરની, જગ દેખી શીશ ડોલાયો. ના. ૩

પાસા રમતેં પાંડવ હારે, નારી ધન રાજ ગવાયો,

દેવાનંદ કહે દ્રુપદ સુતાકું, સભા મધ્ય શોક નસાયો. ના. ૪ **(પદ-૬૭૩)**

નાથ નિજ જનકી સદા પ્રતિ પારી, એસી અવિચલ ટેક તુમારી.... ના...

દુશાસન દુષ્ટન દુરયોધન, કર ગ્રહી રાજકુમારી,

અંગકો ચીર ઉતારન લાગે, ખેંચી ખેંચી રયે હારી.   ના. ૧

અક્ષયપાત્ર ધોયો જમી દ્રુપદી, દુર્વાસા દુઃખકારી,

એક હજાર શિંષ્ય લે સંગમેં, આયો અચાનક ભારી.   ના. ૨

જાયો નદી પર સ્નાન ધ્યાન કરો, હોત રસોઇ ત્યારી,

એસો ઉતર દ્રુપદી દેકે, ધાયે કહત ગિરધારી.   ના. ૩

હસત વદન તબ આયે કૃષ્ણ હરિ, પાત્રમેં દેખ્યો વિચ્યારી,

દેવાનંદ કહે તીલભર નીકસી, ભાજીમેં વિશ્વ જીમારી.   ના. ૪ **(પદ-૬૭૪)**

નાથ તેરી કરૂણા બરની ન જાઇ, શેષ શારદ પાર ન પાઇ... ના...

ગૌતમ નારી ચરનરજ પરસત, સુર પુરમેં પઠવાઇ,

તુમ હો એસે પતિત જન પાવન, શરનાગત સુખદાઇ.  ના. ૧

જનક વિદેહી કઠીન પન લીનો, તોરે ધનુષ જો આઇ,

તાકું પરનત કુંવરી હમારી, જયમાલા પહીરાઇ.   ના. ૨

સો સુનીકે તુમ આયે જનકપુર, પ્રીતિ પુરાતન છાઇ,

તોર્યા પૈનાક તીન કીયે ટુકરા, જનક સુતા પરનાઇ.  ના. ૩

ફરશુરામ સુની શબ્દ ભયંકર, ક્રોધ અનલ પ્રગટાઇ,

દેવાનંદ કહે આપે ફરશુધર, બોધસે ક્રોધ બુઝાઇ.   ના. ૪ **(પદ-૬૭૫)**

(દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ - ૨૫૪-૨૫૬ અહીં દેવાનંદ સ્વામી ''નાથ તુમ જુગ જુગ પ્રતિ પાર્યો'' આ પ્રમાણે કહે છે આમા ''તુમ'' શબ્દ સ્વામીએ પ્રગટ પ્રમાણ શ્રીહરિને ઉદ્દેશીને કહ્યો છે અને તેઓએ જ યુગે યુગે રામકૃષ્ણાદિ અવતારો ધારણ કરી ભકતોનો ઉધ્ધાર કરેલો એવું સ્વામીનું કહેવું છે આમ કહી તેઓએ આ પદોમાં શ્રી હરિની સર્વાવતારિતા પ્રતિપાદન કરી છે.)

- સર્વે અવતારના અવતારી, તેજ સહજાનંદ સુખકારી (ભ.ચિ.પ્ર-૧૦૧/૧૨)

- તવ પદ મહિમા કહાં વરનવું, પારન પાવત શેષ ।। નિગમાગમ નેતિ કહે, જાનત અક્ષર લેશ ।। કાલીય વિષધર ગંજન્, રંજત મુનિ વર મરાલ ।। દીન ચર અનુગ સુર પુજિત, તવ પદ અનુજ ક્રિપાલ ।। તવ પદ રજ પાવનકારી, અતહી કટિલ અઘકારી પથરમિટિપાવન ભઇ નવજોબન દ્વિજનારી ।। રામ પ્રતાપ ભાઇ ભગવાન શ્રીહરિના વિરહમાં બોલ્યા - હે કૃપાલુ! મારા નાના ભાઇ ઘનશ્યામ આપના ચરણોએ ભયંકર ઝેરીલા કાલીયનાગનો ગર્વ ઉતાર્યો હતો (આથી કૃષ્ણાવતાર કહયો) અને હંશોના જેવા મુનિજનોને ખુશ કર્યા હતા જે ચરણોથી આપ ગાયની પાછળ ચાલતા હતા તે આપના ચરણોને દેવતાઓ પૂજે છે વળી આપના પાવનકારી ચરણોની રજ અતિશય કુટિલતાપને હરનારી છે એ ચરણ રજથી દ્વિજ ગૌતમની પત્ની અહલ્યા પથ્થર મટીને નવ યુવક નારી બની હતી. (પ્રેમાનંદ સ્વામીકૃત/હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃત/અ. ૧૬/૧૨૭-૧૩૦ - આથી રામ અને કૃષ્ણરૂપ ધારીને પણ શ્રીહરિ જ આવ્યા હતા એમ કહ્યું.)

- નાથ કહે સહુ સાંભળો, જેણે કરી કહ્યા ભગવાન ।।

  આ તને તે નવ કર્યું, અમથું કરો છો અનુમાન ।।૧।।

વેદ અમે વાળ્યા નથી, નથી શંખાસુર આદિ મારિયા ॥

જેણે કરી ભગવાન જાણો, તે મત્સ્ય પ્રભુ મોર્યે થિયા ॥૨॥

પીઠ ઉપર ગિરિ ધરી, નથી મથિયો અમે મે'રાણ ॥

ચૌદ રત્ન લીધાં તે તો, કૂર્મ પ્રભુ પ્રમાણ ॥૩॥

હિરણ્યાક્ષ હણી પૃથવી, વાલિ નથી આ વાર ॥

જેહ પ્રાક્રમે પ્રભુ કહ્યા, એ તો વારાહ અવતાર ॥૪॥

હિરણ્યકશિપુ મારીને, કરી જન પ્રહ્‌લાદની સાર ॥

એહ પ્રતાપે પ્રભુ ખરા, તે તો નૃસિંહ અવતાર ॥૫॥

પંડ વધારી ભરી પૃથિવી, બળિ છળીને લીધું રાજ ॥

તેહ અમે કીધું નથી, એ તો વામનજી મહારાજ ॥૬॥

તાતને હેતે હણ્યા ક્ષત્રી, ફેરી ફરશી એકવીશ વાર ॥

તે પ્રતાપે પ્રભુ કહો તો, એ તો પરશુરામ અવતાર ॥૭॥

ખર દુખર ને કુંભકર્ણ, નથી માર્યા મેં રાવણ રાજ ॥

એ તો પ્રભુ રઘુનાથજી, બાંધી પાજ પત્ની કાજ ॥૮॥

કાળી નાથી કર ગિરિ ધરી, ઇન્દ્રનું માન ઉખાડિયું ॥

બ્રહ્માને મનભંગ કરી, વિશ્વ માને મુખમાં દેખાડિયું ॥૯॥

અઘાસુર બકાસુર કેશી, વત્સ ધેનુકાસુર વૃષભ ॥

વ્યોમાસુર ભૌમાસુર વળી, મુરદાનવ મધુકૈટભ ॥૧૦॥

કંસ ને વળી કાળયવન, શંખચૂડ ને શાલવ સહી ॥

બાણાસુર શિશુપાળ સરખા, જરાસંઘ જેવા કહી ॥૧૧॥

દંતવક્રાદિ દુષ્ટ દમ્યા, રમ્યા વ્રજયુવતી સંગ ॥

એહ પ્રાક્રમે કૃષ્ણ પ્રભુ, તે તો અમે ન કર્યાઁ અંગ ॥૧૨॥

જોઇ દુષ્ટ યજ્ઞ કરતા, મદ્ય ને માંસારી થયા ॥

તેને મોહ પમાડી જીવ તાર્યા, તે પ્રભુ બુદ્ધજી કહ્યા ॥૧૩॥

પાખંડી બહુ પ્રકટી, સત્યધર્મ નાશ કરશે ॥

જીવને શુદ્ધ બોધ દેવા, કલ્કિતન ધરશે ॥૧૪॥

એહ આદિ અનંત દેહ, ધર્યા ધરણી ઉપરે ॥

ખળબળ ખંડન કરી, તાર્યા જન બહુ એણી પેરે ॥૧૫॥

એમ અનેક અવતારમાં, બહુ બહુ કરિયા કાજ ॥

એહમાંયલું અમમાં, કહો શું દીઠું તમે આજ ॥૧૬॥

એહ પ્રાક્રમે પ્રભુપણું, અમ માંહી એકે નથી ॥

ન માનો તો જુઓ નજરે, કહું તમને હું શુ કથી ॥૧૭॥

એમ વાત કરી હરિ, સર્વે સંત સાંભળતા ॥

સુણી વચન વા'લા તણાં, મુનિ મરકી બોલ્યા વળતા ॥૧૮॥

નભ કહે હું નભ નહિ, કહે પવન હું નહિ પવન ॥

તેજ કહે હું તેજ નહિ, એમ કહ્યું શ્રીભગવન ॥૧૯॥

જળ કહે હું જળ નહિ, ધરા કહે હું ધરા સહી ॥

સિંધુ કહે હું સિંધુ શાનો, તેમ પ્રભુ કહે હું પ્રભુ નહિ ॥૨૦॥

સૂર્ય કહે હું સૂર્ય શિયો, શસી કહે હું શશી નથી ॥

એનો ઉત્તર એક ન મળે, જને વિચાર્યુ મનથી ॥૨૧॥

એમ આવ્યું એ વાતમાં, સંતજને સમજી લયું ॥

આપણે તો આનંદ છે, પણ બીજાનું તો ઘર ગયું ॥૨૨॥

એવું સુણી સંત સરવે, લાગ્યા શીશ ડોલાવવા ॥

કેવી વાત કરી હરિ, દુષ્ટ જન ભુલાવવા ॥૨૩॥

હરિજન મન હરખિયાં, જોઇ જીવનની જુગતી ॥

આવી વાતે અન્ય જનનું, અવળું થાશે અતિ ॥૨૪॥

મસ્ત જાતિ ભગવાનની, ઇચ્છા આવે તેમ ઓચરે ॥

સંત સુણી સુખ પામે, અસંતને અવળું કરે ॥૨૫॥

સંત સર્વે લીલા જાણી, ચિત્તમાં નિત્ય ચિંતવે ॥

અસંત કહે આપણા જેવા, મનુષ્ય કરી મન લેખવે ॥૨૬॥

મનુષ્ય જાણી મોટા મોટા, ભ્રમીને ભૂલા પડ્યા ॥

આપબુદ્ધિએ અનુમાન કરી, થડ મૂકી ડાળે ચડયા ।।૨૭।।

મનુષ્યચરિત્ર જોઇને, પારવતી નવ પ્રીછિયાં ।।

રોતા દેખી શ્રીરામને, ભવાની ભૂલી ગયાં ।।૨૮।।

પનંગારિ પાર્ષદ મોટો, નિત્ય રહે હરિને સંગે ।।

નાગ પાસે નાથ બાંધ્યા, દેખીને ભૂલ્યો અંગે ।।૨૯।।

બ્રહ્મા આવ્યા ભાળવા, ભૂલ્યા અન્ય આચારમાં ।।

ચરિત્ર જોઇ મહારાજનાં, વિધિ પડયાં વિચારમાં ।।૩૦।।

હર્યાં વત્સ વળી બાળકાં, પછી આવીને પેખિયું ।।

બહુવિધિએ વિલોકિયું, પણ અણુ ન્યૂન ન દેખિયું ।।૩૧।।

એવા એવાને એમ થયું, તો અવરનો શિયો આશરો ।।

ચરિત્ર જોઇ ચળે નહિ, તેહ ભક્ત હરિનો ખરો ।।૩૨।।

(ભક્ત ચિંતામણી પ્ર. ૧૦૮ આથી સ્વામિનારાયાણની સર્વાવવતારીતા કહી.)

- नमोस्तु जगदीशाय नरनारायणाय ते। सहार्जुनाय कृष्णाय धर्मसंस्थापनाय च।। त्वं हि साक्षात् परंब्रह्म क्षराक्षरपरं विभू।। अनेक कोटी ब्रह्मडोदय स्थित्यन्त कारणम्॥ गोलोकाधिपति र्दिव्य वृन्दावन विहारकृत्। अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम्॥ શ્રી મહાદેવજી નિલકંઠવર્ણીની સ્તુતિ કરતા બોલ્યા અખિલ જગતના અધીશ્વર આપને નમસ્કાર છે. નર-નારાયણઋષિ તથા અર્જુનના સખા શ્રીકૃષ્ણ પણ તમો જ છો. તે તે સમયમાં ગ્લાનિ પામેલા ધર્મની સ્થાપના

કરનારા પણ આપજ છો. તમો જ સંપૂર્ણ અંડોની ઉત્પત્તિ પાલન અને પ્રલય કરનારા ક્ષરાક્ષરથી વિલક્ષણ, વિભુ સાક્ષાત્ પરંબ્રહ્મ છો. ગોલોકાધિપતિ તમો જ છો. તેમાં રહેલા દિવ્ય વૃંદાવનમાં તમો જ આત્માનંદરૂપ દિવ્ય વિહાર કરો છો. માટે તમો જ અક્ષરધામમાં અખંડ રાસલીલામાં ભરપુર રાધારમણ છો. (સ.જી.૧/૪૯/૮૮ થી ૯૦ આથી નિલકંઠ જ શ્રીકૃષ્ણ અવતાર તથા નર-નારાયણરૂપ ધારણ કરી આવ્યા હતા એમ કહ્યું).

- त्वमेश! मत्स्य कूर्मो वराहो नृसिंहस्तथा वामनः पर्शुरामः। अभूत्स्वं हि रामश्च कृष्णोऽपितुं स्वान् कृपानाथ॥ પ્રાગજી પુરાણી ભગવાન સ્વામિનારાયણે સ્તુતી કરતા બોલ્યા સર્વાવતારોને ધારણ કરનારા તમો છો. હે ઇશ! પોતાના ભક્તોની રક્ષા કરવા મત્સ્યમૂર્તિ તમો જ થયા હતા. કુર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ ઇત્યાદિ અવતારોને ધારણ કરનારા તમો છો. (સ.જી.૨/૧૮/૨૧ આથી સ્વામિનારાયણની સર્વાવવતારીતા કહી.)

- मत्स्यं कूर्मं वहाह कपिलमथ हरिं, वासुदेव च वैन्यं दुत्तात्रेय च हंसनरहरिमृषभं वामनं पर्शुरामम्। यज्ञं रामं कुमारं हयशिरसम् यो नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धं धृतपुरुवपुर्ष नैमि नारायणं त्वाम्।। મુકુંદાનંદ બ્રહ્મચારી શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા હે પ્રભો! સર્વ અવતારોના અવતારી હું તમોને નમસ્કાર કરુ છું. તમોએ પૂર્વે મત્સ્ય, કુર્મ, વરાહ, નૃસિંહ, હયગ્રીવ, વામન, પરશુરામ, રામ, શ્રીકૃષ્ણ ઇત્યાદિ રૂપે તે તે સમયે અવતરીને વેદોનો ઉદ્ધાર, પૃથ્વીનો ઉદ્ધાર આદિ રૂપ ધર્મરક્ષણ કર્યુ છે અને કપિલ, હરિ (ગજેન્દ્રનો ઉદ્ધાર કરવા માટે ધારણ કરેલ હરિ), ઋષભ, યજ્ઞ, સનકાદિક, દત્તાત્રેય, નારદ, રાજરાજનરનારાયણ, ધનવંતરી અને વ્યાસાદીરૂપે તે તે ભક્તોના

અભિલષિત ને પરીપૂર્ણ કરવા પૂર્વક ધર્માદિ ચારપુરુષાર્થોનો પંથ પ્રતિષ્ઠિત કર્યો છે અને બુદ્ધરૂપે પ્રગટીને અસુરોને મોહ પમાડેલા હતા. તે તમો હાલમાં ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરીને રહેલા નારાયણને હું કાય વાણી અને મનથી પ્રણામ કરું છું. (સ.જી. ૩/૧૭/૨ આથી શ્રીહરિની સર્વાવવતારીતા કહી).

- अव्या कृताभिमतिरीश्वर आदरात्त्वां सङ्कर्षणं ह्यथ विराऽभिमान्युपास्ते। प्रद्युम्नमच्युत उताब्जभवोऽनिरूद्धं सूत्रात्ममान्यखिल नाथ! नमामि तुभ्यम्॥ હે શ્રીહરિ તમો સંકર્ષણ રૂપે થઇને અવ્યાકૃત શરીરના અભિમાની ઇશ્વરે આદરથી ઉપાસના કરાઓ છો અને પ્રદ્યુમ્ન રૂપે થઇને વિરાટ શરીરના અભિમાની વિષ્ણુએ ઉપાસના કરાયા છો અને અનિરૂધ્ધ રૂપે થઇને સૂત્રાત્મા શરીરના અભિમાની બ્રહમાએ ઉપાસના કરાઓ છો એ રીતે સર્વના નાથ તે તમોને હું નમસ્કાર કરૂ છું. (સ.જી. ૩/૧૧/૧૭ - આથી સંકર્ષણ આદી વ્યૂહ રૂપે પણ શ્રીહરિ જ થયા છે એમ કહ્યુ.)

- मात्स्यं रूपमलौकिकं भुवि दधत्कल्पान्तकाले नृपं, साकं भूतरणौ महर्षिभिरपात्सत्यव्रतं तोयगः। तस्मै मत्स्यपुराणमाह च हयग्रीवं निहत्यासुरं, धात्रेऽदान्निगमांश्च यः स हरतात्कष्टं समग्रं हरिः॥ જે ભગવાન્ શ્રીહરિએ કલ્પને અંતે નૈમિત્તિક પ્રલય સમયે ભૂમિ ઉપર દિવ્ય મત્સ્ય અવતાર ધાર્યો હતો. પ્રલયાર્ણવમાં જ ભૂમિરૂપી નૌકામાં સપ્તર્ષિઓની સાથે સત્યવ્રત રાજાની રક્ષા કરી અને તે રાજાને મત્સ્યપુરાણ સંભળાવ્યું તથા વેદોને લઇ ગયેલા હયગ્રીવ નામના અસુરને મારીને બ્રહ્માને ફરી વેદો પાછા આપ્યા હતા. તે શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને દૂર કરો. (૧) पीयूषाय पयोनिधिं स्वमहसा देवासुराणामना

धारंचोन्मथतां तु मन्दरगिरिं मज्जन्तमम्भोनिधौ। पृष्ठे कूर्मतनुर्दधार सहसा कारूण्यतो यो जगौ, सद्धर्माँश्च मुनिभ्य एष हरतात्कष्टं समग्रं हरिः ॥ દેવો તથા અસુરો જયારે અમૃત મેળવવા આપ બળે જ ક્ષીર સમુદ્રને મથતા હતા ત્યારે તે ક્ષીર સાગરમાં રવૈયારૂપ મન્દ્રાચળ ડૂબવા લાગ્યો ત્યારે કરૂણા કરીને જે શ્રીહરિએ કૂર્માવતાર ધારણ કર્યો અને પોતાની પીઠ ઉપર તે નિરાધાર ડૂબતા પર્વતને ધારણ કર્યો અને નારદાદિ મુનિઓને સદ્ધર્મોનો ઉપદેશ કર્યો હતો તે શ્રીહરિ મારાં સમસ્ત દુ:ખોનું નિવારણ કરો. (૨) यो वाराहतनू रसातलगतां क्षोणीं क्षणादुद्दधौ, दैतेयं च जधान संयति हिरण्याक्षं तनुस्थाध्वरः। धर्मानाह भुवेऽभवाय च नृणां यज्ञान्वितत्याखिलान्, कल्पादौ प्रतिवासरं स हरतात्कष्टं समग्रं हरिः॥ જે યજ્ઞમૂર્તિ વરાહ ભગવાને રસાતળ પહોંચાડેલી ભૂમિને એક ક્ષણવારમાં જ ઊંચે જળ ઉપર સ્થાપન કરી, યુદ્ધમાં હિરણ્યાક્ષનામના દૈત્યને માર્યો હતો. કલ્પના (બ્રહ્માના પ્રત્યેક દિવસના) પ્રારંભમાં સમસ્ત યજ્ઞોને ચોતરફ પ્રવર્તાવીને ભૂમિ ઉપરના લોકોના કલ્યાણ માટે જ ભૂમિને સદ્ધર્મને કહે છે તે શ્રીહરિ મારાં બધા જ કષ્ટોનો નાશ કરો. (૩) दैत्यानामधिपं हिरण्यकशिपुं हत्वा नृसिंहाकृतिः, प्रह्लादं च ततोऽभिरक्ष्य परमं भक्तं निजं निर्जरान्। इन्द्रादीन् सुरसद्मसौख्यमुदितांश्चके य उग्रेक्षणो, भक्ताभिष्टफलप्रदः स हरतात्कष्टं समग्रं हरिः॥

પોતાના ભકતોને અભીષ્ટ ફળ આપનારા અને ભયંકર નેત્રવાળા એવા નૃસિંહ ભગવાને દૈત્યોના અધિપતિ હિરણ્યકશિપુને મારી તેનાથી પોતાના શ્રેષ્ઠ ભકત પ્રહ્લાદની રક્ષા કરી હતી. વળી ઇન્દ્રાદિ દેવોને સ્વર્ગનું સુખ આપીને રાજી કર્યા હતા. તે મહાપ્રભુ શ્રીહરિ મારાં બધા જ કષ્ટોને ટાળો.(૪) याचित्वा त्रिपदच्छलेन च बलिं त्रैलोक्यमिन्द्राय यः, प्रादाद्वामनमूर्तिरस्य च

पुनर्दौवारिकत्वं स्वयम्। चक्रेऽथ त्रिदिवस्थितोऽपि च मनोर्वैवस्वतस्यावनं, सुत्रामावरजः स मेऽपहरतात्कष्टं समग्रं हरिः॥ વામન સ્વરૂપ જે ભગવાન શ્રીહરિએ બલિરાજા પાસેથી ત્રણ પગલા ભૂમિ માગવાના છળથી ત્રિલોકીનું રાજય માગીને ઇન્દ્રને આપ્યું હતું અને પછી પોતે તે બલિરાજાનું દ્વારપાળપણું કર્યું. વળી સ્વર્ગમાં ઉપેન્દ્રપદ ઉપર રહીને વૈવસ્વત મનુની રક્ષા કરી હતી તે શ્રીહરિ મારાં સમગ્ર કષ્ટોનું નિરાવણ કરો. (૫) क्षत्रं घोरतरं च कापथगतं त्रिःसप्तकृत्वश्च यो, हत्वा सान्वयकार्तवीर्यनृपतिप्राणापहृद्भार्गवः। रामः पर्शुकरो धरामरकरप्रत्तासमुद्रक्षितिः, सिद्धर्षिस्तुतसद्यशाः स हरतात्कष्टं समग्रं हरिः॥ ભૃગુકુલમાં જમદગ્નિના પુત્ર પરશુરામરૂપે પ્રકટેલા જે ભગવાને હાથમાં પરશુ ધારીને કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુન રાજાનો વંશે સહિત નાશ કર્યો હતો અને તે નિમિત્તે જ અત્યન્ત કુમાર્ગે ચઢી ગયેલા મહાભયંકર ક્ષત્રિયોના કુળનો એકવીશ વાર પૃથ્વી ઉપર ફરીને વિનાશ કર્યો હતો. તે સમયે જેણે સમુદ્ર સુધીની બધી જ ભૂમિ બ્રાહ્મણોનાં હાથમાં સોંપી દીધી હતી. વળી મોટો સિદ્ધો તથા ઋષિઓએ જેના સુયશને ખૂબ જ વખાણ્યો હતો. એવા ભગવાન શ્રીહરિ મારાં બધાં જ દુઃખોનો વિનાશ કરો. (૬) धर्मात्मा पितुराज्ञया सदयितासौमित्रिराप्तो वनं, बद्धवा सेतुमपांनिधौ स्वमहसा लङ्कैश्वरं सान्वयम्। योषाहारिणमाशु यो निहतवान् धर्मेण सर्वाः प्रजाः, रामः स्मावति पुत्रवत्स हरतात्कष्टं समग्रं हरिः॥ સ્વયં ધર્માત્મા જે ભગવાન્ શ્રીરામચન્દ્રજીએ પિતાની આજ્ઞાથી સીતાજી અને લમક્ષ્ણની સાથે વનવાસ કર્યો હતો. પછી પોતાના પ્રતાપથી સમુદ્ર ઉપર સેતુ બાંધીને પોતાની પત્ની સીતાનું અપહરણ કરનારા લંકાપતિ રાવણનો વંશે સહિત વિનાશ સત્વરે કર્યો હતો. પછી અયોધ્યા આવીને બધી જ પ્રજાનું પુત્રની જેમ પાલન કર્યું હતું. તે રામચન્દ્રરૂપ પરમાત્મા શ્રીહરિ મારા

સમસ્ત કષ્ટોને હરો. (૭) कंसादीनसुरान्निहत्य नृपतीन्भारान्भुवो भूरिशो, गोभूसाधुधरामरामरवृषान् पाति स्म यः सर्वतः। लोकक्षेमकरस्वरूपचरितो विघ्नौघविद्रावणः, श्रीकृष्णः स यदूत्तमोऽपहरतात्कष्टं समग्रं हरिः॥ જે ભગવાને પૃથ્વીના ભારરૂપ કંસ આદિ અનેક રાજારૂપ અસુરોનો વિનાશ કર્યો તથા ગાયો, ભૂમિ, સાધુ, પુરૂષો, બ્રાહ્મણો, દેવો તથા ધર્મ આ બધાનું બધી રીતે રક્ષણ કર્યું. લોક કલ્યાણકારી સ્વરૂપ તથા ચારિત્રોવાળા તથા વિઘ્નોના અનેક સમૂહોનો વિનાશ કરનારા એવા યાદવોમાં શ્રેષ્ઠ ભગવાન શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિ મારા સમસ્ત દુઃખોનો વિનાશ કરો. (૮) श्रीबुद्धोऽसुरबुद्धिमोहचरितः सद्धर्मसंस्थापकः, पाषण्डादवितात्मभक्तनिकरः कारूण्यवारांनिधिः। हिंसाहीनमखप्रर्वतनयशा यः शुद्धबुद्धिप्रदः, संसारार्णवतारकः स हरतात्कष्टं समग्रं हरिः॥ પોતાનાં ચરિત્રથી અસુરોની બુદ્ધિમાં મોહ પેદા કરનારા શ્રીબુદ્ધ ભગવાન્ થયા. જે સદ્ધર્મનું સ્થાપન કરનાર હતા. જેણે પોતાના ભક્તોના સમુદાયને પાખંડથી બચાવ્યા હતા. જે કરૂણાના તો સાગર હતા. અહિંસામય યજ્ઞ કરવાથી તેમનો સુયશ પ્રવર્ત્યો હતો. જે શુદ્ધ બુદ્ધિની સમજણ આપનારા અને સંસાર સાગરને તારનારા હતા તે ભગવાન્ શ્રીહરિ મારાં સમગ્ર કષ્ટોને હરો. (૯) आरूह्याश्वममर्त्यदनत्तमवनौ निस्त्रिंशपाणिश्चरन्, कल्की पापिनराधिपांश्च बहुशो हत्वाऽवसाने कलेः। धर्मँ स्थापयिता विशुद्धमखिलं यः स्वाङ्गसङ्गानिल स्पर्शोच्छिन्नकुबुद्धिरेष हरतात्कष्टं समग्रं हरिः॥ વર્તમાન કળિયુગને અંતે કલ્કીરૂપે પ્રકટી હાથમાં તલવાર ધારી દેવોએ આપેલા ઘોડા ઉપર બેસીને પૃથ્વી ઉપર ફરશે. તે સમયે ઘણા જ પાપી રાજાઓને હણી નાખશે. પછી પોતાના સ્વરૂપનાં સ્પર્શવાળા શુદ્ધવાયુના સંપર્કથી લોકોની કુબુદ્ધિનો વિનાશ કરશે અને છેલ્લે સંપૂર્ણ વિશુદ્ધ ધર્મનું સ્થાપન કરનારા

થશે આવા ભગવાન્ શ્રીહરિ મારા સમસ્ત સંકટોનો વિનાશ કરો. (૧૦) (સ.જી. ૨/૨૬- આથી ભગવાન શ્રીહરિની સર્વાવતારીતા કહી.)

- त्वं ह्येवास्यखिलावतारधृदजः स्वातन्त्र्यतः सर्वदा, धर्म स्थापन साधु रक्षण धराभारानुत्यैमुहुः। स त्वं साम्प्रतमत्रवाऽवकुले स्वैश्वर्य जुष्टः स्वयं, जातेऽसि स्वपदोपसन्न जनता सैख्यातिरेकपदः॥ નિરંતર ધર્મનું સ્થાપન કરવું, સાધુઓનું રક્ષણ કરવું, પૃથ્વિનો ભાર ઉતારવો એ માટે જ તમો જ વારેવારે પૃથ્વિ પર અજન્મા કર્માધિનતાથી રહિત છો તથા પણ સ્વતંત્રતાથી જ તમારી ઇચ્છા પ્રમાણે તે તે સમયમાં રામ કૃષ્ણાદિ સર્વ અવતારો ધરનારા છો. તે જ તમો સર્વાવતારી ભગવાન પુરૂષોત્તમ હાલ સમયમાં આ લોકમાં બ્રાહમણ કુળમાં પોતાના અસાધારણ ઐશ્વર્યએ યુકત થકા જ સ્વયં પ્રકટ થયેલા છો અને પોતાના ચરણ કમળના આશ્રિત જન સમૂહને અતિ અપાર સુખ આપતા થકા આ લોકમાં વિચરો છો. (હરિદિગ્વિજય/૪૮/૭)

- ‘‘જુગ જુગ પ્રતિ ધર્મ દૃઢ સ્થાપવા રે, કહ્યું ગીતમાં તે પ્રમાણ જાણ સહજાનંદજી શ્રીહરિ રે, વાલો અધરમને ઉથાપવા રે, કરવા સાધુનું પરિત્રાણ, જાણ. (૧) વળી બલી રામને પોતે બે મળી રે, કરવા સાધુનું પરિત્રાણ, જાણ .... તે જ પોતે તે પોતાનાં વેણ પાળવા રે, હમણાં પ્રગટ્યાનાં એ એંધાણ, જાણ.... (૨) સાચા સાધુની વાતું સાંભળી રે, કરી લેને તેથી ઓળખાણ, જાણ.... શુક નારદ સનકાદિ સંગે લઇ કરી રે, આવ્યા પૂર્ણાનંદનો પ્રાણ, જાણ .... (૪) (શ્રી પૂર્ણાનંદ કાવ્ય/સદ્‌ગુરૂ શ્રી પૂર્ણાનંદસ્વામીનું જીવન અને કવન / પ્રકાશક શ્રી સ્વામિનારાયણ વિદ્યાર્થી ભુવન-ગુરૂકુલ- સુરેન્દ્રનગર. પદ-૩૫/૩ અહીં પૂર્ણાનંદ સ્વામી એમ કહી રહ્યાં છે કે જેણે ગીતામાં યુગેયુગે અવતાર લેવાનું કહ્યું છે તે જ શ્રીકૃષ્ણ સહજાનંદ રૂપે પ્રગટ થયા છે.)’’

''ઘનશ્યામ નામ આઠું જામ રટુંગી અમટ લટકારો. ઘન. નારદાદિ અનાદિ મુનિ જેતે, સબ અજહું રટત હે તેતે. ઘન. (૧) જ્યાકું શેષ રટત ત્રિપુરારી નિસ વાસર નામ ઉચારી. ઘન. (૨) લીયે જુગજુગ પ્રતિઅવતારા, નિતનિમિત્ત વારમવારા. ઘન. (૩) પૂર્ણાનંદ કે સબકે સ્વામી, મોહે મીલે પ્રગટ બહુનામી. ઘન. (૪) (પૂર્ણાનંદ કાવ્ય પદ-૭૨/૪ અહીં પૂર્ણાનંદ સ્વામીએ શ્રીઘનશ્યામને સર્વાવતારી કહ્યાં છે)

આ રીતે સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી ભગવાન સ્વામિનારાયણની પણ સર્વાવતારીતા સ્પષ્ટ થાય છે.

**શંકા** :- ''શ્રીરામ કૃષ્ણાદિ તે તે અવતારોને પ્રત્યક્ષ પ્રમાણ પ્રાપ્ત થયેલા ભક્તોએ તેઓની સર્વાવતારના અવતારી તરીકે સ્તુતિ કરી ભગવાન સ્વામિનારાયણને પણ પ્રગટ પ્રમાણ જે ભક્તોએ પ્રાપ્ત કર્યા ત્યારે તેઓએ પણ તેમની સર્વાવતારી તરીકે સ્તુતિ કરી. તો આ બધા જ અવતારોમાં સર્વાવતારી કોણ?'' તો તમારી શંકાનો ઉત્તર આપતા થકા આધારાનંદ સ્વામી કહે છે. ''નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ અને સર્વાવતારી જાણવું (હરિચરિત્રામૃત સાગર/૪/૨૮/૪૮)'' ''જે ભક્તને જે સ્વરૂપ મળ્યુ હોય તે જ તેને માટે સર્વોપરિ અવતાર છે. (હરિ.ચ.સાગર- ૧૧/૧૮/૪૦)''

ભગવાનના અવતારો શક્તિ ઐશ્વર્યાદિ સમસ્ત આત્મગુણોએ સંપન્ન હોવાથી અને દિવ્યાકાર પરમાત્મા થકી અનન્ય હોવાથી પરરૂપ તથા પરમાત્માના અહમર્થ સ્વરૂપમાં રહેલો જે અવતારીપણાનો મહિમા તે તુલ્યપણે અવતારોમાં પણ તે તે સ્થળે વર્ણવેલો હોવાથી અવતારોને પણ અવતારી કહેવાની યોગ્યતા છે માટે જ અવતાર

ભૂત શ્રીકૃષ્ણ શ્રીહરિને તેમજ ''अवतारी रघुत्तमः'' એમ શ્રીરામને અને બીજા નર નારાયણ નૃસિંહાદિકને પણ અવતારી પણે નિરૂપ્યા છે. એક અવતારે અન્ય અનેક રૂપો પ્રદર્શાવેલા હોવાથી એની અપેક્ષાએ અવતારી કહી શકાય. સર્વમાં અહમર્થ ચેતન સ્વરૂપ જો ભિન્ન ભિન્ન કહે તો ઘટતુ આવે નહિ. માટે સર્વમાં એક જ ચેતન તત્ત્વ સમજવુંએ મુખ્ય મુદ્દો શાસ્ત્રીય સત્ય છે. જેમ પરમાત્માના જ્ઞાન શકિત ઐશ્વર્યાદિ ગુણોનો પ્રકાશ પરરૂપ દ્વારા થાય છે તેમ અવતાર રૂપો દ્વારાપણ થાય છે, જેમ પર રૂપ દિવ્ય દ્રવ્યનું તેમ અવતાર રૂપો પણ દિવ્ય દ્રવ્યના છે જેમ પરમાત્મા સ્વરૂપ પરરૂપ વિશિષ્ટ છે તેમ અવતાર રૂપ વિશિષ્ટપણ છે. આ દૃષ્ટિએ દેખીએ તો પરરૂપમાં અને અવતાર રૂપોમાં અને તે બંનેમાં અંતરાત્મા પણે રહેલા પરમાત્મ સ્વરૂપમાં કોઇ પણ પ્રકારનો સ્વરૂપથી કે રૂપથી કે ગુણોથી ભેદ કહી શકાય નહિ. ભેદ કહેવામાં કોઇ વ્યાજબી કારણ નહિ હોવાથી બહુ બહુ વિચારીને છેવટે સર્વ શાસ્ત્રો લોયા-૧૪ ''અવતાર અવતારી ભેદ નથી'' લોયા-૧૧ ''પણ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી.'' એમ અભેદમાં તાત્પર્ય લઇ જાય છે.

કેટલાક અખતર ડાહયાઓ એવું કહેતા ફરે છે કે ''શ્રીરામ મર્યાદા પુરૂષોત્તમ છે, શ્રીકૃષ્ણએ લીલા પુરૂષોત્તમ છે અને સ્વામિનારાયણ પૂર્ણ પુરૂષોત્તમ છે.'' અર્થાત્ શ્રી સ્વામિનારાયણ એક જ પૂર્ણ પુરૂષોત્તમ છે. બીજા નહી. હવે આ બાબતનો થોડો વિચાર કરીએ. તો આધ્યાત્મ રામાયણ કહે છે. ''रामस्तु स्वयं भगवान् - રામએ સ્વયં ભગવાન છે.'' અહીં સ્વયં શબ્દએ પૂર્ણનો વાચક છે, શ્રીમદ્ ભાગવત (૯/૧૦/૨) કહે છે. ''एष साक्षाद् ब्रह्ममयो हरिः। દેવતાઓની પ્રાર્થનાથી ભગવાન શ્રીહરિ જ રામરૂપે અવતર્યા'' અહી સાક્ષાત્ શબ્દ પણ બીજા આવેશ આદી અવતારોનો નિષેધ કરી શ્રીરામની પૂર્ણતાનો વાચક છે. તથા રામ ચરિત માનસ (બાલકાંડ/ ૧૦૮/૩) શ્રીરામએ અનાદી ભગવાન છે. - ''કહહી રામ કહુ બ્રહમ

અનાદી'' અહી ભગવાન શબ્દપણ શ્રી રામની પૂર્ણતાનો વાચક છે તથા વેદ પણ કહે છે. ''ॐ योवैश्रीरामचन्द्रः स भगवान् - ॐ જે સુપ્રસિધ્ધ શ્રીરામચન્દ્ર છે તે અવશ્ય ભગવાન છે. (અથર્વવેદ/ શ્રી રામોત્તરતાપનીય ઉપ.)'' ''શ્રીરામચન્દ્રજી અને શ્રીકૃષ્ણ ભગવાન હતા એમા કાંઇ સંશય નથી (હરિચરિત્રામૃત સાગર/૮/૧૩/૧૫-૧૬)'' '' તે જ ભગવાન મત્સ્ય કચ્છ વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે.... તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શકિતએ સહિત જ મત્સ્યકચ્છાદિક રૂપને ધારણ કરે છે. (વ.મૃ.ત.લો. ૧૮- અહીં અનંત શકિત ઐશ્વર્યએ રામની પૂર્ણતા બતાવે છે.) ઇત્યાદિ પ્રમાણો સ્પષ્ટ રૂપે રામની પુર્ણ બ્રહમતા પ્રતિપાદિત કરે છે. તો પછી શાસ્ત્રોકારોએ એઓને મર્યાદા પુરૂષોત્તમ કેમ કહ્યા? તો તેનો ઉત્તર આપતા ભારત વર્ષના મુર્ધન્ય વિદ્વાન માધ્વાચાર્ય શાસ્ત્રી પોતાના ગ્રંથમાં લખે છે. કે ''માનવ મર્યાદાની સીમા નિર્ધારિત કરવાને કારણે ભગવાન રામચંદ્રજી મર્યાદા પુરૂષોત્તમ કહેવાયા. (પુરાણ દીગ્દર્શન/ભાગ-૧ પૃષ્ઠ/૫૨૬)'' આમ માનવ જીવનની મર્યાદાની સીમા નિર્ધારિત કરી હોવાથી શ્રીરામ મર્યાદા પુરૂષોત્તમ કહેવાયા પણ એનો અર્થ એવો નથી કે તેઓમાં કોઇક અંશે ઐશ્વર્ય ન્યૂન હતુ કે હતુ જ નહી. ઉપરોકત પ્રમાણો પરથી એ સ્પષ્ટ પણે સિધ્ધ થઇ જાય છે કે શ્રીરામએ પૂર્ણ બ્રહ્મ હતા. હવે શ્રીકૃષ્ણ ભગવાનની વાત કરીએ તો શ્રીમદ્ ભાગવત આદી શાસ્ત્રો તથા સંપ્રદાયના માન્ય પ્રબંધો સ્પષ્ટ પણે ભગવાન શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ કહે છે જેમકે ''एते चांशकलापुंस कृष्णस्तु भगवान् स्वयम्। આ બધા ભવ બ્રહ્મા મનું ઇત્યાદિ તો ભગવાનના અંશ - કલા અવતાર છે પણ શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે. (ભાગવત/૧/૩/૨૮- શિક્ષાપત્રી અર્થ દિપિકા શ્લો. ૧૦૮, અહીં ભગવાન શબ્દ શ્રીકૃષ્ણની પૂર્ણતાનો ધોતક છે.)'' ''अर्हतिह्यच्यत: श्रैष्ठयंश्रीकृष्णं भगवान् सात्वतां पति:। સહદેવજી બોલ્યા યાદવ શ્રેષ્ઠ

ભકત વત્સલ ભગવાન શ્રીકૃષ્ણ સદસ્યોમાં શ્રેષ્ઠ તથા અગ્ર પૂજાને પાત્ર છે. (ભાગ./૧૦/૭૪/૧૯-અહીં ભગવાન શબ્દ શ્રીકૃષ્ણની પૂર્ણતાનો બોધ કરાવે છે.)'' ''अहोभाग्यमहो भाग्यं नन्दगोपव्रजौक साम्। यन्मित्रं परमानन्दं पूणं ब्रह्म सनातनम्॥ અહો નન્દ વગેરે વ્રજવાસી ગોવાળોના ધન્ય ભાગ્ય છે, વાસ્તવમાં તેઓનું અહો ભાગ્ય છે કેમ કે પરમાનંદ સ્વરૂપ સનાતન પૂર્ણ બ્રહ્મ એવા આપ શ્રીકૃષ્ણ તેમના સગાસંબંધી અને સુહદ છે. (ભાગ. ૧૦/૧૪/૩૨, ગ.અં. ૨૮)'' અહીં બ્રહમાજીએ સ્પષ્ટપણે શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ કહ્યા. ''परिपूर्णतमः साक्षाच्छीकृष्णो नान्य एव हि। સ્વયં પરિપૂર્ણ પરિપૂર્ણતમ ભગવાન શ્રીકૃષ્ણ જ છે. (ગર્ગ સંહિતા/ગોલોકખંડ/૧/૨૬)'' પુરણ બ્રહમ અખંડ અદ્વિતીય જાણ્યા તમને જદુરાય. (દેવાનંદ કાવ્ય પદ- ૬૧૩/૧૪)'' ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ બ્રહમ છે. (હરિચરિત્રામૃત સાગર/૧૦/૩૭/૨૫)'' ઇત્યાદિ પ્રમાણોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે પ્રતિત થાય છે કે દેવકી નંદન શ્રીકૃષ્ણએ પૂર્ણ બ્રહ્મ પરમાત્મા જ છે તો પછી તેઓને માહાત્માઓએ લીલા પુરૂષોત્તમ કેમ કહ્યા.? તો આનો ઉત્તર આપતા રામાનુજ સંપ્રદાયના વેદ ભાષ્યકાર પંડિતવતંગ શ્રી માધવાચાર્ય શાસ્ત્રીજી કહે છે. ''પ્રેમાભકિતની પરાકષ્ઠાના એકમાત્ર પ્રતિનિધિ હોવાને કારણે શ્રીકૃષ્ણ ભગવાન લીલા પુરૂષોત્તમ કહેવાય છે.'' (પુરાણ દિગ્દર્શન/ભાગ. ૧/પૃષ્ઠ-૫૨૬)'' અને બીજુએ પણ કે ''ભગવાન શ્રીકૃષ્ણે જે લીલાઓ કરી છે. તેવી લીલા બીજું કોઇ કરી શકતુ નથી- પરીક્ષિત! તેઓ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના પરમકારણ છે - यानीह विश्वविलयोद्‌भववृत्ति हेतुः, कर्माण्यनन्य विषयाणि हरिश्चकार (भाग. ૧૦/૬૯/૪૫)'' માટે તેઓને લીલા પુરૂષોત્તમ કહ્યા છે આમ ઉપરોકત પ્રમાણોને નિહાળતા ભગવાન શ્રીકૃષ્ણએ પૂર્ણ બ્રહ્મ જ હતા. આથી શ્રીકૃષ્ણને કેવળ લીલા પુરૂષોત્તમ અને શ્રીરામને કેવળ મર્યાદા પુરૂષોત્તમ કહેનારાઓના મતનું પૂર્ણ રૂપે

ખંડન થઇ જાય છે. પુરાણો તો ત્યાં સુધી કહે છે કે ''राम कृष्णादिरूपाणि परिपूर्णानि सर्वदा। न चाणुमात्र भिन्नानि तथाप्य स्मान् विमोहसि॥ (नारदीये), परिर्पूणानि रूपाणि सामान्यखिलरूपतः। तथाप्येपक्ष्य मन्दानां द्दष्टिं त्वामृषयोऽपि हि। परावरं वदन्त्येव ह्यभक्तानां विमोहनम्॥ (गारुडे)'' ભાવાર્થ એવો છે કે- રામકૃષ્ણાદિ સમગ્ર રૂપો, સર્વદા જ્ઞાનાદિ ગુણપરિપૂર્ણ છે અને સર્વ પ્રકારે સમાન છે અને અણુમાત્ર પણ રૂપથી ભિન્ન નથી., તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષાએ ''આપર છે આ અવર છે'' એમ ઋષિઓ પણ કહે છે. પરંતુ આ તો અભકતોને મોહ ઉપજાવા માટે છે પણ વસ્તુતાએ નહિ. આથી તેઓ વચ્ચે ''આ મર્યાદા પુરૂષોત્તમ છે આ લીલા પુરૂષોત્તમ છે આ પૂર્ણ પુરૂષોત્તમ છે'' એવો ભેદ માનનારાને મંદ અભકત જણાવ્યા.

આમ ઉપરોકત સંપ્રદાયના માન્ય પ્રબંધો તથા ભગવાન વેદ વ્યાસ રચિત ભાગવતાદિ પુરાણો, મહાભારત તથા રામાયણ શાંડિલ્ય સૂત્ર ભાષ્ય ઇત્યાદિ પ્રમાણો દ્વારા એ વાત સ્પષ્ટ પણે વિદિત થાય છે કે ભગવાન સ્વામિનારાયણ અને તેમના બધા જ અવતારો સર્વોપરી, સર્વાવતારી અને પૂર્ણ બ્રહ્મ છે.

જેને ઉધ્ધવ સંપ્રદાય પોતાની ગુરૂ પરંપરામાં પ્રાચાર્ય તરીકે માને છે એવા શેષાવતાર શ્રી રામાનુજાચાર્યે ''परावस्था तु देवस्य दीपादुपादुत्पन्नदीपवत् (पद्म/उ.खं.अ. २५७)'' તથા दीपादुत्पद्यते दीपो यथा तद्वत् भविष्यति। परावस्थाः परेशस्य व्यूहाश्च विभवादयः॥ (पद्म/उ.खं. २५८)'' આ પદમ પુરાણના વચનો પોતાના ગ્રંથમાં ઉધ્ધૃત કરીને વાસુદેવાદિ વ્યૂહ અને અવતારો પરેશની એક પરાવસ્થા તરીક કહે છે. આ વચનમાં દીપ થકી ઉત્પન્ન થયેલા દીપને દૃષ્ટાંત તરીકે લીધુ છે એમ કહી એકતત્વાત્મકને નિરૂપણ કરે છે જેમ દીપ થકી ઉપજેલા દિપમાં ભેદ નથી બધા જ સમાન-સરખા છે, તેમ પર રૂપને ઉદ્દેશીને થયેલા વ્યૂહો, અવતારો વિગેરેમાં

સ્વરૂપથી કશો જ ભેદ નથી. આ પ્રમાણે પ્રાચાર્ય રામાનુજનો સિધ્ધાંત છે અને એજ સિધ્ધાંત તે શ્રી હરિએ વચનામૃતમાં 'અવતારોમાં કોઇ ભેદ નથી' અને તેમના શિષ્યોએ ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ બ્રહ્મ છે. (હરિ. સાગર. ૧૦/૩૭/૨૫)'' માન્ય કરેલો છે. માટે હવે આ બાબતમાં કોઇને કાંઇ સંશય રહેવાનો અવકાશ નથી.

## (ખ) શ્રીહરિ અને તેમના અવતારોની અનન્યતા :-

### (૧) શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અનન્યતા :-

સાંપ્રદાયિક પ્રાદુર્ભાવ પ્રક્રિયા એવી છે કે - શ્રી કૃષ્ણ જ આસુર રાક્ષસ પ્રકૃતિવાળા, નૃપ અને ધર્મગુરૂનો વેષ ધરી રહેલાઓએ ધર્મમાર્ગને ગ્લાનિ અને અધર્મમાર્ગને અભિવૃધ્ધિ પમાડતાં, કલિયુગમાં પોતાના જ સર્વ ઐશ્વર્ય વિશિષ્ટ રૂપથી ભકિતધર્મ માતા-પિતા થકી પોતાના એકાંતિક ભકતોની રક્ષા અને ધર્મ દ્રોહિઓનો પરાભવ કરવા પ્રગટ થયા છે. પ્રગટ થયેલાએ ભગવાન હરિકૃષ્ણ, નારાયણ મુનિ, સહજાનંદ સ્વામી, સ્વામિનારાયણ ઇત્યાદિ મંગળ નામોથી સંબોધ્યા છે એ શ્રીહરિનો પ્રાદુર્ભાવ ''अन्योऽपि धर्म रक्षायै दैहः सम्भ्रियते मया। विरामायाप्य धर्मस्य काले प्रभवतः क्वचित्'' (ભાગ-૧૦/૫૦/૧૦) આ શ્રીકૃષ્ણ વચનથી સૂચવાય છે આ શ્લોકનું વિવરણ ગૂઢાર્થ દીપિકા ટીકામાં ગોપાળાનંદ સ્વામિએ શ્રીહરિના પ્રાદુર્ભાવ વિષય પણે કર્યુ છે. कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम्। कलौखलुभविष्यन्ति नारायणपरायणाः॥'' (भाग ૧૧/૫/૩૮) આ શ્લોકની ગોપાળાનંદ સ્વામીકૃત કૃષ્ણાભિપ્રાય બોધિની ટીકીમાં ''યુધ્ધાર્થે મથુરાં આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણ પોતાના અવતારનું પ્રયોજન વિચારતાં '' अन्योऽपि धर्मरक्षायै'' એમ બીજા અવતારનો નિશ્ચય કર્યો હતો એ જ અવતારને આ શ્લોકની

જણાવતા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે.'' આવુ પ્રતિક આપીને '' कलौ एकान्तिकधर्म रक्षार्थँ श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्ति धर्मात्मजो भविष्यति'' (શ્રીકૃષ્ણ જ નારાયણ મુનિ નામથી પ્રકટ થશે.) '' श्रीकृष्णे न धर्मज्ञान वैराग्य सहितैकान्तिकी भक्तिरुद्धव प्रत्युक्ता सा तु अत्रागत रामानन्दाख्योद्धव सहितेन भक्ति धर्मसुतेन श्री नारायण मुनिनैवात्र प्रवर्तिता नान्यैः, अतो 'देहः सम्भ्रियते मया' इत्येकवचनेन प्रोक्तः श्री नारायण मुनिरैव स्वयं श्रीकृष्णः'' (શ્રી કૃષ્ણને સાંગ એકાંતિકી ભકિત ઉધ્ધવજીને કહેલી, તેનો ઉધ્ધવાવતારભૂત રામાનંદે સહિત શ્રીનારાયણ મુનિ એ જ અહીં પ્રવર્તાવી છે. બીજા કોઇએ નહિ, માટે '' देहः सम्भ्रियते मया'' આ એક વચનથી શ્રી નારાયણ મુનિ જ શ્રીકૃષ્ણ છે.) ઉધ્ધવજી શા માટે આવેલા? તો શ્રીકૃષ્ણે જ પોતાના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા. '' श्री कृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थतया धर्मदेवगृहे स्वयं प्रादुर्भाव इति बोध्यम्'' (શ્રીકૃષ્ણ '' अन्योऽपि'' આ કૃત પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉધ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટયા.) ઇત્યાદિ વાકયો લખી ''વસુદેવ સુત શ્રીકૃષ્ણનો જ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી અવતાર થયો છે.'' એમ સ પ્રમાણ સયુકિત સમર્થન કર્યુ છે.

'' अन्योऽपि'' આ શ્લોકની શ્રી ભગવત્પ્રસાદા ચાર્ય વિરચિત ભકત રંજની ટીકામાં શ્લોકાર્થને કહી વધારમાં આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા ગ્રંથમાં કહ્યો છે? તો વાસુદેવ માહાત્મ્યમાં '' मयाकृष्णेननिहता'' ઇત્યાદિ શ્લોકોથી કહ્યો છે. એમ કહીને વળી ''એક જ કૃષ્ણનો બે વાર અવતાર કેમ થશે?'' એવી શંકા કરીને '' मत्स्य द्वयकूर्मद्वयवराहद्वय धन्वन्तरित्रियादिवत् घटते। જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અવતાર ઘટે છે. અને ધનવંતરીનો ત્રણ વાર અવતાર થયો છે તેમ શ્રીકૃષ્ણનો બે વાર અવતાર ઘરે છે.'' આ બધી જ બાબતો લઘુ ભાગવતામૃતમાં વિસ્તારથી

લખેલી છે તે તે થકી જાણવી - ''एतत् प्रपञ्चो लघु भागवतामृतात्स विस्तारं बोध्य:।'' આ શ્લોકની શ્રી વિહારી લાલજી મહારાજ વિરચિત ટીટપણીમાં ''क्वचितकाले प्रभवतो धर्मस्य दुर्वास:शाप प्राप्ता वसरोत्यन्न धर्मदेवस्य या विशिष्टा चासौ रामा च विरामा श्रेष्ठ पत्नी बहु पत्नीषु भक्त्य परपर्याया या मूर्त्ति रित्यर्थ:। तां आप्य गर्भत्वेन संप्राप्य। यत्तदोर्नित्य संबन्धात् धर्मरक्षायै अन्योऽपि देह: क्षत्रियाऽपेक्षयाऽन्यो ब्राह्मण देह, श्री स्वामिनारायणाख्योऽवतारमया संश्रियते इति व्याख्या नं तु वयं बूम:॥ કોઇક કાળમાં આપાયેલા ધર્મદેવનું દુર્વાશાના શાપથી પ્રાપ્ત થયેલા સમયમાં ધર્મદેવની જે રામાવિરામા આદિ શ્રેષ્ઠ અને સુંદરથી પણ અતિ સુંદર ઘણી પત્નીઓમાં ભક્તિદેવી જેનુ અપરનામ મૂર્તિ છે તે મૂર્તિદેવીમાં પ્રવેશ કરી ગર્ભને સારી રીતે પ્રાપ્ત કરી જે તે યોનિ સંબંધથી ધર્મ રક્ષા કરવા માટે બીજો એવો બ્રાહ્મણ દેહ શ્રી સ્વામિનારાયણ નામથી કહેવાતો અવતાર મારા વડે ધારણ કરાશે આ પ્રમાણે અમો (શ્રીકૃષ્ણ) કહીએ છીએ.'' આ રીતે વિશેષ જણાવ્યો છે. સ્કંધ - ૧૦ ની ભક્તરંજની ટીકામાં ઉપરોક્ત અર્થની સ્પષ્ટતા મંગળમાં જ ''अन्यं सतामवन हेतव एव देहं धास्ये प्रतिश्रुतमितीह बलाग्रतो यत्। सत्यं विधातु मुद भूद्ययास कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुंनमामि॥ य: पूर्वरूपमदधान्नृपभावयुक्तमन्यत्तु साधुजनभावयुतंसदीश:। तं च द्विरुपधर मेक गुण स्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि।'' આ રીતે કરી છે. આમાં શ્રીકૃષ્ણનાં નૃપ ભાવવાળું અને સાધુ ભાવવાળું એમ બે રૂપો કહયાં છે. અ. ૯૦/શ્લો-૫૦ ની ટીકામાં અંત્ય મંગલા ચરણમાં '' धर्माङ्गभूर्धर्मपर: सदीश: श्री स्वामिनारायण नाम धारी। कृष्णावतारो धरणीतलाद्योऽधर्मँ समूलंजपताद्धरन वै'' એમ શ્રીકૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અવતાર કહયો છે. વળી સ્કંધ-૧૦/૧/૩ ની ટીકામાં '' तदवतार द्वय सत्त्वेन पूर्वावतारकृष्ण चरितानि, भविष्यतो द्वितीयस्य तदवतार

चरितानि'' એમ શ્રીકૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી સ્કંધ-૧૦/૨/૨૮ ની ટીકામાં ''कृष्ण हरिकृष्णयोरेकावतारत्वाच्च'' એમ કૃષ્ણ હરિકૃષ્ણની એકાવતારતા નક્કી કરી છે. આ ઉપરાંત શ્રીકૃષ્ણ ભગવાને અક્રુરજીને યમુનાના ધરામાં દિવ્ય રૂપે દર્શન આપ્યા ત્યારે અક્રુરજી તેઓની સ્તુતિ કરતા બોલ્યા. ''नमो बुद्धाय बोधने दैत्यदानव मोहिने। नमस्ते हरिकृष्णाय शुद्धायधर्मसूनवे। म्लेच्छप्रायक्षत्रहन्ते नमस्तेकल्किरुपिणे॥ અર્થાત દૈત્ય અને દાનવોને મોહિત કરવા વેદવિરૂધ્ધ બોધ આપવા માટે બુધ્ધરૂપે થનારા ભગવાનને નમસ્કાર, શુધ્ધએ એકાંતિકધર્મ સ્થાપન કરવા માટે પ્રગટ થનારા ધર્મના પુત્ર શ્રીહરિકૃષ્ણને અને મ્લેચ્છ જેવા થઇ ગયેલા ક્ષત્રિયોને હણવા માટે કલ્કિ રૂપ ધારણ કરનારા કલ્કિ ભગવાનને નમસ્કાર. (શ્રીમદ્ ભાગવત/ ૧૦/૪૦/૨૨ આ શ્લોક આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતની પ્રાચિન પ્રતોમા જોવા મળે છે. પણ હાલમાં ઉપલબ્ધ થતી પ્રતોમાં ''नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्म सूनवे'' આ ચરણ જોવા મળતુ નથી) આ શ્લોકની વ્યાખ્યા કરતા ઉધ્ધવસંપ્રદાય (સ્વામિનારાયણ સંપ્રદાય) ના પ્રસિધ્ધ ટીકાકાર પ.પૂ.ધ.ધુ. આચાર્યશ્રી ભગવત્ પ્રસાદજી અને યોગીવર્ય સદ્ ગોપાળાનંદ સ્વામી લખે છે. - ''अत्र गोपालानन्द स्वामिचरणास्तु दैत्यदानवमोहिने बुद्धायनमः,। दैत्यदानवमोहिने दैत्यांशदानवांशगुरुनृप संमोहनायु तेषां दुराचार प्रदर्शन पूवँ मोहोत्पादकायेति यावत्। शुद्धाय चतुष्पादशुद्धैकान्तिकधर्म प्रवर्त्तकाय परम पवित्राय धर्मतनयाय श्रीहरये नमः इति व्याचख्युः। अत्र केषुचित् प्राचीन पुस्तकेषुं 'नमो बुद्धाय बोधने दैत्यदानवमोहिने' 'नमस्ते हरिकृष्णाय शुद्धायधर्मसूनवे म्लेच्छप्रायक्षत्रहन्ते नमस्तकल्किरुपिणे' इति षाट्पदः श्लोक द्दश्यत। तद्व्याख्यानमपि, बोधने नास्तिकाऽवलम्बितार्थ बोधनेन दैत्यदानवमोहिने बुद्धाय ते नमः। शुद्धायाऽहिंस्रयाग प्रक्रिया प्रवर्तन पूँव विशुद्धमेकान्तिकधर्मः प्रर्वत्तयितुमित्यर्थः। धर्मसूनवे

धर्मपुत्रतांप्राप्ताय हरिकृष्णाय श्री हरिकृष्णनाम्ने। ते नमः। म्लेच्छप्रायक्षत्रहन्ते कल्किरुपेण, ते नमः। इति दृश्यते तत्र मध्यमार्द्ध त्यागिनां कोऽभिप्राय इति ज्ञायते ॥२२॥'' અર્થાત્ ભગવદ્ પ્રસાદજી મહારાજ કહે છે. - શ્રીમદ્ ભાગવત સ્કંધ-૧૦/૪૦/૨૨ ની ટીકા લખતા સદ્ ગોપાળાનંદ સ્વામી કહે છે - ''દૈત્યો અને દાનવોને મોહિત કરનારા બુધ્ધ ભગવાને નમસ્કાર દૈત્ય દાનવોને મોહ પમાડનાર દૈત્ય અને દાનવોના અંશથી ઉત્પન્ન થયેલા ગુરૂઓ અને રાજાઓને મોહ પમાડવા માટે, તેઓના દૂરાચારને બતાવવા પૂર્વક મોહને ઉત્પન્ન કરનારૂ શરીર-દેહ જેનો છે એવો બુધ્ધાવતારને નમસ્કાર તથા 'शुद्धाय' ધર્મજ્ઞાન વૈરાગ્યથી યુકત ભકિત આ ચાર પાદવાળા શુધ્ધ એકાંતિક ધર્મ પ્રવર્તાવવા માટે પરમ પવિત્ર ધર્મના પુત્ર શ્રીહરિ કૃષ્ણને નમસ્કાર. આ પ્રમાણે ગોપાળાનંદ સ્વામીની વ્યાખ્યા છે. અહીં કેટલીક પ્રાચિન પ્રતોમાં અર્થાત્ કેટલીક પ્રાચિન ભાગવતની પ્રતોમાં ''દૈત્ય અને દાનવોને મોહિત કરવા વેદવિરૂધ્ધ બોધ આપવા માટે, શુધ્ધ એકાંતિક ધર્મ સ્થાપન કરવા માટે ધર્મના પુત્ર હરિકૃષ્ણને, અને મ્લેચ્છ જેવા થઇ ગયેલા ક્ષત્રિયોને હણવા માટે કલ્કિ રૂપ ધારણ કરનારા કલ્કિ ભગવાનને નમસ્કાર'' આવો છ પાદવાળો શ્લોક જોવા મળે છે. તેની પણ વ્યાખ્યા જ્ઞાન કરાવવા માટે કરૂ છું. ''નાસ્તિકતાનો આશ્રય ગ્રહણ કરી નાસ્તિકાનુ જ્ઞાન આથી દૈત્યો અને દાનવોને મોહ પમાડનારા બુધ્ધાવતારને નમસ્કાર, 'शुद्धाय' - અહિંસામય યજ્ઞોની પ્રવૃત્તિ કરાવવાપૂર્વક શુધ્ધ એકાંતિક ધર્મ પ્રવર્તન કરવા માટે શ્રીહરિકૃષ્ણ જે ધર્મના પુત્ર રૂપે પ્રાપ્ત થવાના છે એવા હરિકૃષ્ણને નમસ્કાર, મ્લેચ્છ જેવા થઇ ગયેલા ક્ષત્રિયોને હણવા માટે કલ્કિરૂપ ધારણ કરનારા કલ્કિરૂપ ભગવાનને નમસ્કાર'' આ પ્રમાણે દેખાય છે આ ષડ્પદ વાળા શ્લોકમાંથી મધ્યમપદ જે 'नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्म सूनवे' આ પદ અત્યારની પ્રતોમાંથી જે કાઢી નાખવામાં આવેલા છે તે કાઢી નાખવામાં કયો અભિપ્રાય છે? (શ્રીમદ્

ભાગવત/ભકત રંજનિટીકા/આચાર્ય ભગવદ્ પ્રસાદ કૃત- ૧૦/૪૦/૨૨)''. સદ્ ગોપાળાનંદ સ્વામી આ શ્લોકની વ્યાખ્યા કરતા કહે છે. ''दैत्य दानव मोहिन बुद्धाय बुद्धावताराय नमः, नमः शुद्धाय बुद्धावतार विलक्षणाय चतुत्पाद शुद्धैकान्तिकधर्मप्रवर्त्तकाय परमपवित्राय नारायणमुनये नमः। वामनाय नमस्तुभ्यं क्रांत त्रिभुवनाय चेति यदुकुलोत्पन्नचतुर्व्यूह भिन्नाः पुरुषा कृति वामनादिकल्क्यं तापे पुरूषोत्तमावतारास्ते विशेष्य विशेषण भावेन द्विद्विनामभिरेवोक्ताः अतोऽत्र शुद्धायेति तृतियं नामनं विशेषणं कितुं नारायणमुनि नामनाभिप्राय परं बोध्यं कुतः समाधिस्थाऽक्रूरस्य भविष्यावतार ज्ञान संभवात्॥ श्रीमद् भागवत/१०/४०/२२/ ગોપાળાનંદ સ્વામી ત નિગુદ્રાર્થબોધિકા ટીકા)'' અર્થાત્ દૈત્ય અને દાનવોને મોહિત કરવા માટે પ્રગટ થનારા બુધ્ધાવતારને નમસ્કાર. ''नमः शुद्धाय'' બુધ્ધાવતારથી વિલક્ષણ બતાવવા માટે ધર્મ જ્ઞાનવૈરાગ્ય સહિત ભક્તિ આચાર પાદ વાળા એકાંતિક ધર્મનુ પ્રવર્ત્તન કરાવવા માટે પૃથ્વિ પર પ્રગટ થનારા એવા નારાયણ મુનિને નમસ્કાર. આગળના ઓગણીસમાં શ્લોકમાં આપે વામન રૂપ ગ્રહણ કરીને પોતાના ત્રણ ડગલાથી ત્રણ લોકોને માપી લીધા હતા. એવા આપને હુ નમસ્કાર કરૂ છું તથા એકવિશમાં શ્લોકમાં ''યદુકુલમાં ઉત્પન્નથનાર વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂધ્ધ આચતુર્વ્યૂહોથી ભિન્ન પુરૂષાકૃતિ વામનાદિ...... તે બધા પુરૂષોત્તમ અવતારો વિશેષણ અને વિશેષ્ય ભાવથી બે બેનામો વડે કહેવાયા છે. પરન્તુ તે વિશેષણ ભવિષ્યમાં થનારા સ્વામિનારાયણ અવતાર અર્થાત્ નારાયણ મુનિને નમસ્કાર કરવાના અભિપ્રાયથી જાણવું. શા માટે? તો સમાધિમાં સ્થિત એવા અક્રૂરજીને ભવિષ્યનું જ્ઞાન સંભવ હોવાથી - (ગોપાળાનંદ સ્વામી કૃત નિગુઢાર્થબોધિકાટીકા - ભાગવત - ૧૦/૪૦/૨૨ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિકૃષ્ણ રૂપે પ્રગટ થયા એમ કહ્યું.) આ ઉપરાંત જરાસંધના કારાવાસમાંથી મુકત થયેલા રાજાઓ ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા બોલ્યા -

''श्री कृष्णाय वासुदेवाय हरये परमात्मने। प्रणत क्लेश नाशाय गोविन्दाय नमो नमः॥'' (भाग. १०/७३/१६) અર્થાત્ શ્રીકૃષ્ણ શ્રીહરિ પરમાત્મા તથા પ્રણામ કરનારાના કલેશનો નાશ કરનારા ગોવિન્દને અમારા વારંવાર નમસ્કાર. આ શ્લોકની વ્યાખ્યા કરતા આચાર્ય ભગવદ્ પ્રસાદજી મહારાજ લખે છે - नमस्कुर्वन्ती कृष्णायेति। वासुदेवाय वासुदेवपुत्राय, कृष्णाय, हरये भविष्यत्स्वजन्मनि हरिनाम धारिणे, उभयावतारधारित्वेऽपिपरमात्मनेऽजहत्स्वस्वभावत्वात्परमात्म स्वरूपायैवेत्यर्थः। प्रणतानां प्रणतिमात्रं ये क्लेशास्तेषां नाशायनाशकाय, गोविन्दाय, नमोनमः॥ અર્થાત્ વાસુદેવ 'વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ,' હરિ 'ભવિષ્યમાં પોતે હરિનામ (સ્વામિનારાયણ નામ) ધારણ કરી પ્રગટથવાના છે તે હરિ' ''અર્થાત્ બે અવતાર ધારણ કરવા છતા એટલે કે શ્રીકૃષ્ણ અને હરિ અવતાર ધારણ કરવા છતા પણ'' પરમાત્મા ''પોતાનો સ્વભાવ નહિ ત્યાગ કરનારા એવા પરમાત્મા'' તથા પ્રણામ કરવાવાળાના જે કલેશ તેનો નાશ કરનારા ગોવિંદને અમારા વારંવાર નમસ્કાર (શ્રીમદ્ભાગવત/ ભકતરંજની ટીકા/ ૧૦/૭૩/૧૬- ઉધ્ધવ સંપ્રદાય પ્રમાણે આ શ્લોક પંદરમો છે.) આ ઉપરાંત નલ કુબેર અને મણીગ્રીવ ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા બોલ્યા - तस्मै तुभ्यं भगवते वासुदेवाय वेधसे। आत्मद्योतगुणच्छन्नमहिम्ने ब्रह्मने नमः॥ અર્થાત્- સમગ્ર સૃષ્ટિના સર્જક આપ સર્વમાવસીને રહેલા ષડ્વિધ ઐશ્વર્ય સમ્પન્ન આપણા પ્રકાશથી ત્રણ ગુણોના કાર્યરૂપ એવા શરીર વડે મત્સ્ય, કૂર્મ, વામન વગેરે અવતારો ધારીને આપનું ઐશ્વર્યને છુપાવીને વર્તો છો તેથી અજ્ઞાની મનુષ્યો આપનો મહિમા જાણી શકતા નથી. આપ સર્વત્ર વ્યાપક છો એવા બ્રહ્મને માટે નમસ્કાર. (શ્રીમદ્ભાગવત/૧૦/૧૦/૩૩). આ શ્લોકની ટીકા કરતા આચાર્ય ભગવદ્ પ્રસાદજી લખે છે - ''एवमुक्तविधस्य भगवतः सर्वज्ञत्वं जीवैर्दुर्ज्ञेयत्वं चानुसंदधतौ नमस्कुरूतः॥ तस्माइति॥ तस्मै कृष्ण कृष्णेत्यादिनोक्त गुण विशिष्टाय, भगवते षाड्गुण्यपूर्णाय, वासुदेवाय

साधुपरित्राणार्थँ वसुदेवात्मजत्वेनावतीर्णाय, ननु मम वसुदेवात्मजत्वेऽसुख्यापादनादौ प्रवृत्त्या सत्परित्राणं सम्यक् न भवेतेति चेतत्राहतु:। विदधातिसत्परित्राणार्थमन्यद्धरिकृष्ण संज्ञंजन्मदेवनाम्ना प्रसिद्धधर्मात् प्रेमवत्याख्यपत्न्यां धारयतीति वेधास्तस्मैवेधसे, विपूर्वात् ‘धाञोवेध च’ इतिवेधादेशेऽ सिप्रत्ययान्तो वेध: शब्द:। एतदपि स्वयं भगवतैव वक्ष्यते ‘अन्योऽपि धर्म रक्षायै देह: संभ्रियते मया’ इति। आत्मद्योता: स्वस्य प्रकाशमाना ये गुणास्तै: छन्नो महिमा यस्य तस्मै, जीवानां दुखबोधमहिम्ने इत्यर्थ:। ब्रह्मणे स्वरूपेण गुणैश्च निरतिशय बृहते तूभ्यंनम:’’ અર્થાત્ ‘‘આમાં કહ્યા પ્રમાણે ભગવાનનું સર્વજ્ઞ પણુ છે તે જીવાત્મા વડે દુર્જ્ઞેય હોવાથી તેના અનુસંધાનમાં નમસ્કાર છે.’’ સમસ્ત સૃષ્ટિના સર્જક એવા આપ શ્રી કૃષ્ણ ભગવાન ‘‘ષડ્વિધ ઐશ્વર્ય સમ્પન્ન’’ સર્વમાં વસીને રહેલા વાસુદેવ અથવા સાધુઓની રક્ષા માટે વસુદેવના પુત્ર રૂપે પ્રગટ થનારા એવા વાસુદેવ ‘‘ન.નુ. મારાથી વસુદેવના પુત્ર પણામાં અસુરોનો નાશ કરવામાં પ્રવૃત્તિ થઇ હોવાથી સંતોની યથાર્થ રીતે રક્ષા નથી શકી’’ જોએવું કહેતા હોય તો કહીએ છીએ કે ‘‘સંતોની રક્ષા કરવાને અર્થે બીજો હરિકૃષ્ણ નામ ધારણ કરી આપ દેવશર્માના નામે પ્રસિધ્ધ એવા ધર્મદેવ અને તેમના પત્ની પ્રેમવતી - ભક્તિ - દેવી થકી જન્મ ધારણ કરનારા છો આ વાત આપ ભગવાન સ્વયં જ આગળ (ભાગ. ૧૦/૫૦/૧૦) માં ‘‘अन्योऽपि धर्मरक्षायै देह: संभ्रियते मया’’ આ વચનથી કહેશો એવા આપ આપના પ્રકાશથી ત્રણે ગુણના કાર્યરૂપ શરીર વડે, મત્સ્ય-કૂર્મ વામન-રામ આદિ અવતારો ધારીને આપ આપનું ઐશ્વર્ય છુપાવીને વર્તો છો. તેથી અજ્ઞાની મનુષ્યોને તમારો મહિમા દુર્બોધ હોવાથી ‘‘સ્વરૂપ - અભાવ - ગુણથી નિરશિય બૃહદ્ હોવાથી બ્રહમને’’ માટે નમસ્કાર (શ્રીમદ્ ભાગવત/આચાર્ય ભગવદ્ પ્રસાદજી કત ભકત રંજની ટીકા. / ૧૦/૧૦/33 આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે પ્રગટ થયા. આથી બન્નેની અનન્યતા સ્પષ્ટ થઇ.) આ ઉપરાંત કલિયનાગની સ્તુતિમાં

પણ - ''प्रतिलब्धेन्द्रियप्राणः कालियः शनकैर्हरिम् । कृच्छ्रात समुच्छ्वसनदीनः कृष्णं प्राहकृत्ताञ्जलिः॥ અર્થાત્ ત્યારપછી ઘણીવારે એ સર્પ શુધ્ધિમાં આવ્યો અને તેની ઇન્દ્રિયો સચેત થઇ. એટલે દીન થયેલો એ સર્પ મુશ્કેલીથી શ્વાસ લેતો બે હાથ જોડીને ધીરે રહીને શ્રીકૃષ્ણ શ્રીહરિને કહેવા લાગ્યો. (શ્રામદ્ ભાગવત/૧૦/૧૬/૫૪.)'' આ શ્લોકની ટીકા કરતા ભગવદ્ પ્રસાદજી કહે છે. ''प्रतीति॥ ततः शनकैः, प्रतिलब्धानीन्द्रियाणि प्राणाश्च येन तथाभूतः कालियः कृच्छ्रात, समुच्छ्वसन् श्वासं मुञ्चन्, दीनो दीनतां प्राप्तः कृताञ्जलिः सन् कृष्णं हरिं सांप्रतं कृष्णावतारमितोऽग्रे हर्यवतारं धरिष्यन्तमेतमेव भगवन्त मित्यर्थः। प्राह॥૫૫॥ અર્થાત્ ત્યારપછી ઘણીવારે કલિયનાગની ઇન્દ્રિયો અને પ્રાણોમાં થોડી થોડી ચેતના આવી. તે સર્પ બહુજ કઠણતાથી શ્વાસ લેવા લાગ્યો અને થોડી વાર પછી અત્યંત નમ્રતાથી બે હાથ જોડીને શ્રીકૃષ્ણ, શ્રીહરિને કહેવા લાગ્યો ''અર્થાત્ હમાણા જે કૃષ્ણાવતાર અને ભવિષ્યમાં થનારા શ્રીહરિ અવતાર (સ્વામિનારાયણ ભગવાનનું મૂળનામ હરિ, હરિકૃષ્ણ છે. એવા શ્રીહરિ અવતાર) ધારણ કરનારા ભગવાનને કહેવા લાગ્યો.'' (શ્રીમદ્ ભાગવત/આચાર્ય ભગવત પ્રસાદકૃત ભકતરંજનિટીકા. ૧૦/૧૬/૫૫ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિકૃષ્ણ રૂપે પ્રગટ થવાના એમ કલિયનાગે જાણ્યું. આથી શ્રીકૃષ્ણ સાથે હરિકૃષ્ણની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' આ ઉપરાંત લક્ષ્મીજી પણ શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા બોલ્યા - ''तं त्वाऽनुरूपम भजं जगतामधीशमात्मा मनत्र च परत्र च काम पूरम्॥ स्यान्मे तवाङ्घ्रिररणं सृतिभिर्भ्रमन्त्या यो वै भजन्त मुपयाव्यनृतापवर्गः॥ અર્થાત્ લક્ષ્મીજી કહે છે - હે પ્રભુ! આપ સંપૂર્ણ જગતના એકમાત્ર સ્વામી છો. આપ જ આ લોક અને પરલોકમાં સઘળી આશાઓની પૂર્તિ કરવાવાળા અને આત્મા છો. મે આપને અનુરૂપ સમજીને જ આપનું વરણ કર્યુ છે. મારે પોતાના કર્મો અનુસાર વિભિન્ન યોનિઓમાં ભટકવું પડે તેની મને પરવા નથી.

મારી એક માત્ર અભિલાષાએ છે કે, હુ હંમેશા આપ પરમેશ્વરના શરણમાં જ રહું. (શ્રીમદ્ ભાગવત/૧૦/૬૦/૪૩)'' આ શ્લોકની વ્યાખ્યા કરતા આચાર્ય વિહારી લાલજી મહારાજ લખે છે. - ''अत्र कृष्णावतारे, परत्र हरिकृष्णावतारे च, द्वितीय चकारोऽप्यर्थे। कामपूरंमन्मनोरथ पूरकं, यद्वा अस्मिन् जन्मनिस्मर पूरकं अन्यस्मिन् जन्मनि आत्मानिआत्मरूपेण नैष्ठिकब्रह्मचर्येण वत्तर्मानं, तं त्वां अनुरूपं यथा तथा अभजं, अनुवृत्तं अनुवर्त्तयिष्ये इति भाव:॥ (आचार्य विहारीलालकृत टिप्पण्याम्) અર્થાત્ અહી કૃષ્ણાવતારમાં અને બીજા હરિકૃષ્ણ અવતારમાં પણ એમ દ્વિતીય ચકારનો અર્થ છે, મારા મનોરથને પૂર્ણ કરનારા અથવા આ જન્મમાં પ્રેમ કરવા પૂર્વક અથવા બીજા જન્મમાં આત્મરૂપ થઇ નૈષ્ઠિક બ્રહમચર્યનું પાલન કરવા પૂર્વક તમારે અનુરૂપ જે તે રીતે થઇ તમારૂ વરણ કરીશ. (શ્રીમદ્ ભાગવત ૧૦/૬૦/૪૩ આચાર્ય વિહારી લાલજી કૃત ટિપ્પણી આથી શ્રીકૃષ્ણ જ હરિકૃષ્ણરૂપે પ્રગટ થવાના એમ કહ્યું). આ રીતે આ ટીકા ટીપ્પણીમાં ''વસુદેવ સુત શ્રીકૃષ્ણ જ ધર્મસુત પણે દ્વિતીય અવતાર છે.'' એમ સપ્રમાણ નિરૂપણ કર્યુ છે.

વાસુદેવ મહાત્મ્યમાં - ''मया कृष्णेन निहता: सार्जुनेनरणेषु ये। प्रवर्त यिष्यन्त्यसुरास्ते त्वधर्मँ यदा क्षितौ॥ धर्म देवात्तदा मूर्तौ नरनारायणात्मना। प्रवृत्तेऽपि कलौ ब्रह्मन्! भूत्वाहं सामगो द्विजः। मुनि शापान्नृतां प्राप्तं सर्षि जनकमात्मनः। ततोऽविता गुरुभ्योऽहं सद्धर्मँ स्थापयन्नज॥'' ભગવાન પુરૂષોત્તમ બ્રહ્માજીને વર આપતા બોલ્યા - હે બ્રહ્મન્' અર્જુને સહિત મેં શ્રીકૃષ્ણે યુધ્ધમાં હણેલા. (એટલે હું જે અસુરોને મારા હાથથી હણીશ અને જેઓ અર્જુને હણાયા થકા મને જોતા થકા મૃત્યુને પામશે તે તો મોક્ષને પામી જશે. અહીં તહીં અર્જુનાદિ કે હણેલા) જે અસુરો તે જ અસુરગુરુનૃપાદિ રૂપથી જયારે પૃથ્વિ ઉપર અધર્મને પ્રવર્તાવશે ત્યારે હે બ્રહમન્! હું કલિકાળની પુષ્કળ પ્રવૃત્તિમાં પણ ધર્મદેવ થકી તેમની ભકિત જેનું બીજુ નામ છે

એવી મૂર્તિ પત્નીમાં નરનારાયણ નિમિત્ત કરીને સામવેદી વિપ્રરૂપથી પ્રાદુર્ભાવીને હે અજ! હું સદ્ધર્મની સ્થાપના કરતો થકો મુનિ સહિત મારાં માતા પિતા ધર્મભક્તિની તે અસુરાંશ ગુરુ થકી રક્ષા કરીશ. (વાસુદેવ મહાત્મ્યમ્/અ.૧૮/૪૨-૪૪ આથી શ્રી કૃષ્ણના બીજા અવતાર રૂપ સ્વામિનારાયણાવતાર કહયો) આ રીતે અક્ષર ધામાધિપતિ શ્રીકૃષ્ણે બ્રહ્માજી પ્રત્યે ભવિષ્યમાં થનારા અવતારોને કહેતાં બીજો શ્રીહરિરૂપથી પણ પોતાનો અવતાર સૂચવ્યો છે.

શિક્ષાપત્રીમાં - શ્લોક - ૧૦૭ માં અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને એ, સર્વેશ્વર શ્રી કૃષ્ણ જ છે પણ બીજા કોઇ નહિ એમ પ્રતિપાદવા ''स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरूषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्'' આ ૧૦૮ શ્લોક છે આ તત્ત્વાર્થ નિરૂપણ પ્રસંગે ૧૦૮ ની ટીકામાં અંતે શતાનંદ મુનિએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ સર્વથા અભેદ જણાવવા રૂપ નિર્ગલિતાર્થ આ રીતે કાઢયો છે. -''यः साक्षात् भगवान क्षराक्षरपरः कृष्णः स एव स्वयं भक्तौ धर्मत् आस भूरिकृपया श्री स्वामिनारायणः। मानुष्यं भुवि नाटयन्निजजनाचार्यत्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्न तु ततोऽन्यःसोऽस्तियत्सस्वयम्। જે ક્ષર અને અક્ષરથી પર પુરૂષોત્તમ સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણને કહ્યા, તે જ સ્વયં અપાર કૃપા કરીને શ્રી સ્વામિનારાયણ રૂપે પ્રકટ થયા. પૃથ્વી ઉપર મનુષ્ય લીલા કરીને પોતાના ભકત જનોના આચાર્ય પણાના ધર્મમાં રહયા થકા આ શિક્ષાપત્રીમાં તેમણે પરોક્ષપણે જે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યું તે તો સ્વયં પોતે જ છે પણ તેનાથી જુદા નથી.'' તથા આ શ્લોકના ભાષ્યનાં અંતે ભાષ્યકાર આચાર્ય રઘુવીરે પણ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો અભેદ જણાવવા. ''यः परंब्रह्म कृष्णो विश्वाविर्भावहेतुः स जयतु भगवान् स्वामिनारायणोऽयम्॥ જે જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણ છે તે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ તે આ સ્વામિનારાયણનો જય થાઓ'' આવા શબ્દો લખેલા છે. (આથી શિક્ષાપત્રીમાં પ્રતિપાદેલા જે

રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃન્દાવન વિહારી પરંબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ એ જ શ્રીહરિ છે. એમ અનન્યપણું જાણવાનું કહયું)

સત્સંગિ જીવનના મંગળના પ્રથમ શ્લોકમાં જ ''श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षात् धर्मनन्दनः। જે સર્વ અવતારના કારણ અક્ષર ધામના અધિપતિ પરંબ્રહ્મ પુરૂષોત્તમ છે એ સાક્ષાત્ શ્રીકૃષ્ણ શ્રીહરિને હું શતાનંદ મુનિ નમસ્કાર કરૂં છું. (એમ શ્રીકૃષ્ણને અને શ્રીહરિને એક પણે કહે છે.)'' ''સ.જી. (૧/૧૯/૩૬) - अतोऽहमेव पुत्रत्वं दन्पत्योर्यु वयोर्वृष। प्राप्य तन्निग्रहं सम्यक् कारिष्यामि न संशयः॥ ધર્મદેવ ભક્તિમાતા તથા મરિચ્યાદિ મુનિઓની આરાધનાથી પ્રસન્ન થઇ તેઓ સન્મુખ રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થયેલા ભગવાન શ્રીકૃષ્ણ તેઓ પ્રત્યે બોલ્યા - ''હે ધર્મ! તમો દુષ્ટ દૈત્યગણથી ભય પામશો નહી અક્ષરાધિપતિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ હું જ દંપતી તમારા પુત્ર પણાને પામીને સારી રીતે તે અસુરોનો નિગ્રહ કરીશ. એમા સંશય નથી.'' (આથી શ્રીકૃષ્ણ જ ધર્મસુત શ્રીહરિરૂપે પ્રગટ થયા છે. એમ સ્પષ્ટ થાય છે. )'' સ.જી. (૧/૨૨/૨૬) - गोलोक एवाक्षरधाम्निदिव्येऽनन्ते च याद्दग्रमते स नित्यम्। तं ताद्दशं तं ददृशुर्द्विहस्तं निनादयन्तं मुरलीं मुकुन्दम्॥ અપ્રાકૃ દેશવિશેષ ગોલોકની અંદર વર્તનારા દિવ્ય અનંત - અપાર અક્ષર ધામમાં જેવા રૂપથી શ્રીકૃષ્ણ સદાકાળ નિત્યમુકતોએ અનુસેવ્યા થકા આનંદથી નિત્ય મુકતોની સાથે ક્રીડા કરે છે તેવા જ રૂપવાળા, વંશીને મધુર સ્વરથી વજાડતા, દ્વિભુજ, મુકુંદ શ્રીકૃષ્ણને બ્રહ્માદિકોએ જોયા. (એમ જન્મ સમયે બ્રહ્માદિ દેવોને પ્રકટ થયેલા શ્રીહરિનું ગોલોકાંતર્વતિ અક્ષરના અધિપતિ દ્વિભુજ મુરલીધર શ્રીકૃષ્ણરૂપે દર્શન્ થયાનું કહ્યું છે. આથી અક્ષર ધામી મુરલીધર શ્રીકૃષ્ણ જ ધર્મસુત શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થાય છે.)'' ''સ.જી. (૧/૨૨/૨૮) - वृन्दावने यांद्दश आत्मना प्रागाराध्य द्दष्टः परिवार युक्तः। तं

तत्र तौ तादृशमेव दृष्ट्वा निश्चिक्युतः कृष्ण इति स्वचिते॥ વળી વૃંદાવનમાં પોતે પૂર્વે કરેલા સમારાધ નથી પ્રસન્ન થયેલા પ્રત્યક્ષ ભગવાન્ જેવા સ્વરૂપથી અને જેવા રમારાધાદિ પરિવારથી જોયા હતા તેવાને તેવા જ રૂપ પરિવાર વાળા શ્રીકૃષ્ણને તે સમયમાં સાક્ષાત્ જોઇને ‘‘વૃન્દાવનમાં પ્રત્યક્ષ નિરીક્ષણ કરેલા શ્રીકૃષ્ણ જ આ ભગવાન છે.’’ એવો ચિત્તમાં દૃઢ નિશ્ચય કરીને બન્ને દંપતી પરમાનંદને પામ્યાં (એમ પુત્રપણે પ્રાદુર્ભાવેલા શ્રી હરિનો ધર્મ ભક્તિ ને વૃંદાવનમાં પ્રત્યક્ષ દર્શન આપી વરદાન આપનારા ગોલોકાધિપતિ શ્રી કૃષ્ણપણે નિશ્ચય કર્યાનું કહે છે - આથી શ્રીકૃષ્ણનો જ શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ નક્કી થાય છે.)’’ ‘‘સ.જી. (૧/૨૬/૬૩) बालोऽपि नैव खलु मायिक विग्रहोऽसौ नारायणः स्वयमृषिर्धुतमर्त्य नाट्यः। वृन्दावने वरद एष हि नौ स्वकीयं जातो वरं सफलयन् भुवि नौ निकेते॥ આ આપણા કુમાર લૌકિક બીજા બાળક જેવો જણાય છે પણ માયામય આકાર વાળા નિશ્ચે નથી. કિંતુ સ્વયં જે નારાયણ ઋષિ રૂપે અવતર્યા હતા એ જ ભગવાન છે. એમણે જ આપણને વૃંદાવનમાં ‘‘હું તમારો તનય થઇશ’’ એવું વરદાન દીધુ છે સત્યપતિજ્ઞ પોતે આપેલું વરદાન સફળ કરવા સારૂં આ ભગવાન્ પૃથ્વિ ઉપર આપણા ભવનમાં હાલ મનુષ્ય ભાવથી અવતર્યા છે. (એમ કાલીદત્ત અસુરના સંહાર પ્રસંગે ધર્મદેવે ‘‘વૃંદાવનમાં વરદાતા શ્રી રાધાકૃષ્ણ જ પોતાનું વરદાન સફળ કરવા મારા ગૃહમાં પ્રગટ થયા છે’’ એમ કહ્યું છે. આથી દેવકી નંદન શ્રી કૃષ્ણનો જ ફરીથી શ્રી સ્વામિનારાયણ રૂપે પાદર્ભાવ કહ્યો.)’’ ‘‘સ.જી.(૧/૩૬/૯૧) स तु कृष्ण सत्वनेवासि हरि नामाऽत्र साम्प्रतम। निश्चयेनेति जानामि त्वद्वाक्यैर्नष्टसंशया॥ જેમણે પૂર્વે યદુવંશમાં અવતરીને અર્જુનના નિમિત્તથી ઉપનિષદનું પરમ રહસ્ય ગીતા દ્વારા પ્રકાશ કર્યુ હતુ એ જ તમો કૃષ્ણ હાલમાં આ લોકમાં હરિનામાથી પ્રકટ થયા છો એમ હું નિશ્ચયથી જાણું છુ માટે તે વખતે અર્જુન જ જેમ આપના વચનથી વિનિષ્ટસંશય થયા હતા તેમ તમારા આ વચનથી હાલમાં હું સંશય

રહિત થઇ છું. અને મારો મોહ નિવૃત્તિ પામ્યા છે અને મને સ્મૃતિ પ્રાપ્ત થઇ છે. (એમ ભક્તિ માતાને પુત્ર શ્રીહરિનો શ્રીકૃષ્ણપણે નિશ્ચય થયો.)'' ''સ.જી. (૧/૩૭/૧૦) सोऽथ स्वमेवश्रीकृष्णं जानन्तीं निश्चयेन ताम्। तद्रुपं दर्शयामास साश्चर्यँ सा तमैक्षत॥ તે પછી ભગવાન શ્રીહરિએ ''જે પ્રત્યક્ષ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મા છે. એ જ શ્રીહરિકૃષ્ણરૂપે પાદુર્ભાવ પામ્યા છે.'' એનો દૃઢ નિશ્ચય જેમને થયો છે એવા ભક્તિમાતાને અક્ષર ધામમાં વિરાજમાન એ જ શ્રીકૃષ્ણ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. તે પ્રેમવતી માતા શ્રીહરિને પ્રકટ કરેલા દિવ્યરૂપ શ્રીકૃષ્ણ સ્વરૂપને આશ્ચર્યપૂર્વક પ્રેક્ષણ કરવા લાગ્યા. (એમ શ્રીહરિને જ શ્રીકૃષ્ણ પણે નિશ્ચયથી જાણતાં ભક્તિ માતાને શ્યામ સુંદર પિતામ્બર મુરલીધર શ્રીકૃષ્ણરૂપનાં દર્શન આપ્યા - આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે અવતર્યાનો ભક્તિ માતાનો નિશ્ચય કહ્યો.)'' ''ब्रह्मज्योतिश्चये तत्र विहरन्तं बृहद्वने। यथापुरैक्षितं कृष्णं ददर्श मुरलीकरम्॥ तद्दर्शनानन्दसमुद्रमग्नः संहृष्टरोमाऽश्रुकलावृताक्षः। ससम्भ्रमं दण्डवदानमत्तं तस्थौ ततः प्राञ्जलिरग्रेताऽस्य॥ तं वीक्षमाणः सहसा हरिमेवैक्षतात्मजम्। कृष्ण तुल्या खिलाकारं वर्णिवेषम स्थितम्॥ अवतीर्णो निजगृहे श्रीकृष्णो हरि संज्ञया। अस्तीत तत्क्षणे तस्य स्मृतिशसीन्नरूधिय॥ यावदाश्लिष्यति प्रेम्णा तं तावत्स तिरोदधे। व्युत्थितोऽसौ ददर्शाग्रेनिजसेवा परं हस्मि्॥ तं गाढंश परिष्वज्य पुलकाङ्गेऽश्रुलोचन। प्रणम्य प्रार्थयामास नृनाट्यपिहितैश्वरम्॥ धर्मउवाच - ज्ञातोऽस्यद्य हरे! मायाऽखिल जगत्स्वामी त्वमेक प्रभुर्मत्प्रेष्ठो वरदोजगद्गुरुरजंश्रीकृष्ण एव स्वयम्। भक्ताभीष्टफलप्रदस्तनुभृतां सेव्यः सदाश्रेयसे माययाः परतः पराय विभवे तस्मै नमस्तेऽस्तुमे॥ स एव कृष्णो भगवांस्त्वमीशः साक्षात्परं ब्रह्म हि निर्गुणं यत्। ऋतं विधातुं निजवाक्यमत्र मत् पुत्र नाट्यं धरशि स्वतन्त्रः॥ ધર્મદેવ અંતકાળે શ્રીહરિની ઇચ્છાથી એકદમ સમાધિ અવસ્થાને પામી ગયા - તે સમાધિમાં પૂર્વે વૃંદાવનમાં જેવા દિવ્યરૂપવાળા શ્રીકૃષ્ણ ભાળ્યા હતા એવાને એવા જ

બ્રહ્મજયોતિમંડળના મધ્યમાં રહેલા હાથમાં દિવ્ય મુરલીધારી રહેલા, શ્રીકૃષ્ણને ધર્મદેવે ભાળ્યા ।।૧૩।। શ્રીકૃષ્ણના દર્શનથી ઉત્પન્ન થએલા નિરવધિ આનંદરૂપ સમુદ્રમાં નિમગ્ન થએલા, રોમાંચિતગાત્ર થઇ ગયેલા, આનંદની અશ્રુધારાથી વ્યાપ્ત નેત્ર જેમનાં છે, એવા ધર્મદેવ સંભ્રમ - આદરથી કે વેગથી ઉઠીને દંડવતપ્રણામ કરીને બે હાથ જોડીને તેમની આગળ ઉભા રહ્યા ।।૧૪।। શ્રીકૃષ્ણને એકાગ્ર દૃષ્ટિથી પ્રીતિપૂર્વક નિરીક્ષણ કરતા ધર્મદેવના નેત્ર આગળ તે શ્રીકૃષ્ણ તે જ ક્ષણમાં શ્રીહરિકૃષ્ણરૂપે દેખાયા. તે પછી કૃષ્ણને તુલ્ય અખિલ આકાર જેમનો છે, વર્ણિવેષને ધારી રહેલા, પોતાની આગળ જ બેઠેલા શ્રીહરિને પુત્રરૂપે નિહાળવા લાગ્યા ।।૧૫।। ''હે નરાધિપ! અક્ષરધામાધિપતિ સ્વયં શ્રીકૃષ્ણ જ મારા મંદિરમાં હરિકૃષ્ણરૂપથી પ્રકટયા છે'' એવી ધર્મદેવને તે સમયે સ્મૃતિ થઇ આવી ।।૧૬।। એ રીતે દિવ્ય આવિર્ભાવની સ્મૃતિ પામેલા ધર્મદેવ સ્નેહાતિશથી જેટલાકમાં પુત્રરૂપ શ્રીહરિને આલિંગન કરવા જાય છે. તેટલાકમાં તે ભગવાન્ અંતર્ધાન થઇ ગયા. તે પછી સમાધિમાંથી બહાર આવતાં પોતાની પાદપરિચર્યામાં તત્પર એવા શ્રીહરિને પોતાની પાસે દેખ્યા ।।૧૭।। તે ધર્મદેવ પ્રમેરસાર્દ્ર હૃદયવાળા થઇને, નરનાટયરૂપ પડદાથી પોતાનો પારમેશ્વર સ્વભાવ જેમણે ઢાંકી દીધો છે એવા શ્રીહિરને ગાઢ આલિંગન કરીને, રોમાંચિત ગાત્રવાળા અને પ્રેમાશ્રુપરિપૂર્ણ લોચનવાળા થઇને પ્રણામ કરીને પ્રાર્થના કરવા લાગ્યા ।।૧૮।। હે હરે! તમોને આજજ તત્ત્વથી મેં જાણ્યા. આટલા કાળસુધી તો તમોને પુત્રભાવને લીધે બંધાએલા સ્નેહથી માનુષ માનીને બધા દિવસે વ્યર્થજ નિર્ગમન કર્યાઁ. સમસ્ત જગતના નિરૂપાધિક સ્વામી અને પ્રભુ - અનન્યાધિપતિ (જેનો કોઇ અધિપતિ નથી) તમો એક જ છો. ''पतिं विश्वस्य आत्मेश्वरं'' એવી શ્રુતિ છે. મારા પરમપ્રેમાસ્પદ અને ''પુત્રરૂપે પ્રકટ થઇશ'' એવો વર આપનારા જગદ્ગુરુ અજન્મા સ્વયં શ્રીકૃષ્ણ તમો જ છો. અને ભક્તોને

અભીષ્ટ ફળ આપનારા આપ જ છો. બ્રહ્માદિ તમામ તનુધારીઓએ શ્રેયસારૂ સદા સેવનીય તમો જ છો. (જો ન સેવે તો તનુધારી નથી પરંતુ પવનથી પુરેલી ધમણવિશેષધારી છે) માયાથકીપણ પર એવા અક્ષરથકી પણ પર અને વિભુ-એ સર્વેમાં અંતર્યામીપણે વ્યાપીને રહેવા તે તમોને મારા નમસ્કાર છે ।।૧૯।। પર અક્ષરથકી પણ પર જે પુરૂષોત્તમ છે તે શ્રીકૃષ્ણ તમો જ છો. ભગવાન જ્ઞાનશક્ત્યાદિ ષટ્ ગુણોથી પરિપૂર્ણ આપ જ છો. ઇશ-સર્વના અંતરાત્માપણે નિયંતા તમોજ છો. જે નિર્ગુણ-સમગ્ર હેયવિરોધિ પરબ્રહ્મ છે તે સાક્ષાત્ તમો જ છો. વૃંદાવનમાં મારી ઉપર પ્રસન્ન થઇને આપે જે વર આપ્યો હતો તેને સત્ય કરવા આ ધરાઉપર મારા પુત્રપણાનું નાટય ધારી રહ્યા છો. આટલા માનુષ અવયવની સમતામાત્રથી આપ પરતંત્ર નથી પરંતુ સ્વતંત્રજ છો એટલે પોતાના પારમેશ્વરભાવની પ્રચ્યુતિ નથી '' अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्'' એમ ગીતામાં કહ્યું છે ।।૨૦।। (સ.જી. ૧/૩૮/૧૩-૨૦- એમ ''અક્ષરાધિપતિ સર્વજગતત્પતિ પરંબ્રહમ નિર્ગુણ માયા પર ભગવાન મુરલીધર શ્રીકૃષ્ણ જ પોતે આપેલા વરદાનને સફળ કરવા મારા મંદિરમાં મારા પુત્ર હરિકૃષ્ણના રૂપથી પ્રગટ થયા છે.'' એવી ધર્મદેવને સ્મૃતિ થઇ આવી આથી શ્રીકૃષ્ણ જ ક્ષીહરિરૂપે અવતર્યાનો ધર્મદેવને નિશ્ચય કહયો. અર્થાત્ જે દેવકી નંદન શ્રીકૃષ્ણની હું આઠે જામ ઉપાસના- ભકિત કરૂ છું. એ શ્રીકૃષ્ણ બીજા કોઇ નહિ પણ મારા પુત્ર હરિકૃષ્ણ જ છે. એમ નિશ્ચય મનમાં થયો આથી દેવકીનંદન શ્રીકૃષ્ણ જ પુનઃ ધર્મનંદન હરિકૃષ્ણરૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થશે.) ''उपासनं धस्य कुर्मो वयं श्रीराधिकापतेः। स एव हरिनामाऽयं वर्तने सोदरो हि वाम्॥ अतोऽद्यदिनतो भक्तिः स्वधर्मेण यमैःसह। निरछद्माऽस्यैव कर्तव्या स्थेयं वाचि सदाऽस्य च॥ कृष्णार्चायाः प्रतिदिनं यस्याः कुर्मश्च पूजनम्। साप्यस्यैवेति हि ज्ञात्वा पूजनीया यथाविधि॥ युवाभ्यामुपदिष्टैा प्राङ्मन्त्रौकृष्णस्य यौ मया। तावस्यैवेति विज्ञाय जपनीयाव भीवदौ॥ અન્તકાળે ધર્મદેવે

પોતાના બંન્ને પુત્રો રામપ્રતાય અને ઇચ્છા રામને પોતાની સમીપ બોલાવી ઉપદેશ આપતા કહ્યું હે પુત્રો! જે શ્રીરાધિકાપતિ શ્રીકૃષ્ણની સેવા આપણે પ્રતિદિન કરીએ છીએ તે તમારા સહોદર (એક માતાના ઉદરમાં થયેલા ભાઇ) ભાવથી અહિં હરિનામ ધારીને રહેલા છે. માટે તમારે આદિવસને આરંભીને સ્વધર્માદિ અંગે સહિત નિષ્કપટ ભકિત આ સહોદર શ્રીહરિકૃષ્ણ વિષે જ કરવી અને એમની આજ્ઞામાં અખંડ અનુવર્તવું જે શ્રી કૃષ્ણ પ્રતિમાનું પ્રતિદિન પૂજન આપણે કરીએ છીએ તે પણ આ સહોદર શ્રીહરિનું જ છે. એમ ધારીને યથા વિધિ કરવું. મે પ્રથમ જે શ્રીકૃષ્ણના અષ્ટાક્ષર શરણ મંત્ર તમોને ઉપદેશ કર્યા છે તે પણ આ સોદર્ય શ્રી હરિના જ છે એમ જાણીને જપવા. (સ.જી. ૧/૩૯/૨-૬ એમ ધર્મદેવે ''જે રાધિકાપતિ શ્રીકૃષ્ણની ઉપાસના આપણે કરીએ છીએ એ જ હરિનામના આ તમારા ભાઇ છે.'' એમ બીજા પુત્રોને કહ્યું છે - આથી શ્રી રાધાકૃષ્ણ જ શ્રીહરિકૃષ્ણ છે એમ સ્પષ્ટ થયું.)'' ''वर्णीन्द्रं च हिरं साक्षान्नारायणमृषीश्वरम् अवैत्तदिच्छयैवासौ भक्तिं तस्मिंस्ततोऽकरोत्॥ વનમાં શ્રીહરિની અષ્ટાંગ યોગ શિખવતા ગોપાળયોગી ભગવાનના કૃપા મૂળક સંકલ્પથી ''જે સાક્ષાત્ બ્રહ્મ ધામના અધિપતિ શ્રીકૃષ્ણ છે એજ લોકોના ઉપકાર માટે કૃપાથી પૃથ્વિ પર આ વર્ણીન્દ્રરૂપે અવતર્યા છે.'' એવું વિજ્ઞાન પામ્યા. જ્ઞાન થયા પછી  આ શ્રીહરિ વિષે જ પરા ભક્તિથી મનની એકાગ્રવાળા થયા. (સ.જી. ૧/૪૬/૫૮ - આમ ગોપોળ યોગીને જ્ઞાન થયુ કે ''આ વર્ણી છે તે જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે.'' આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' '' त्वं हि साक्षात् परंब्रह्म क्षराक्षर परं विभु। अनेक कोटि ब्रह्माण्दोदय स्थित्यन्त कारणम्। गोलोकधिपति र्दिव्यवृंदावन विहारकृत॥ अखण्डरासलीलस्त्वं राधिका रमणः स्वयम्॥ વનમાં નિલકંઠવર્ણીની સ્તુતિ કરતા મહાદેવજી બોલ્યા - તેમજ અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પતિ પાલન અને પ્રલય કરનારા, ક્ષરાક્ષરથી વિલક્ષણ, વિભુ

સાક્ષાત્ પરંબ્રહ્મ છો, ગોલોકાધિપતિ પણ તમો જ છો, તે ગોલોકમાં રહેલા દિવ્યવૃંદાવનમાં તમો જ આત્માનંદ રૂપ દિવ્ય વિહાર કરો છો. માટે તમો જ અક્ષર ધામમાં અખંડ રાસ લીલા ભરપૂર રાધા રમણ છો. (સ.જી. ૧/૪૯/૯૮-૯૦ - એમ વનમાં શ્રીહરિની શંકર પાર્વતિએ ''સાક્ષાત્ પરંબ્રહ્મ ક્ષરા ક્ષર પર જગત્કારણ ગોલોકાધિપતિ વૃંદાવન વિહારી રાસ લીલા કરનારા રાધા રમણ જ તમે ભક્તિ ધર્મ થકી પ્રગટ થયા છો'' એવી સ્તુતી કરી આથી ગોલોકાધિપતિ રાધારમાના પતિનો જ અવતાર શ્રીહરિ છે એમ સ્પષ્ટ થાય છે.'' ''गोलोक संस्थाक्षर दिव्य धाम्नि यादृक् स्वदृष्टश्चबृहद्वनादौ। विलोक्य तं तादृशमेव कृष्णमानन्दवार्धौ निमभज्ज सद्यः॥ આ લોકમાં રહેલા વૃંદાવનાદિ ક્ષેત્રોમાં નિવાસ કરી રહેલા પોતાના ધ્યાન કાળમાં હૃદય વિષે સ્ફુરણાયમાન થયેલા, ગોલોકની અંદર રહેલા દિવ્ય અક્ષર ધામમાં જેવા સ્વરૂપવાળા શ્રીકૃષ્ણ ભગવાનને પ્રત્યક્ષ ભાળીને રામાનંદ સ્વામી તત્કાળ પરમાનંદના સાગરમાં નિમગ્ન થઇ ગયા. (સ.જી. ૧/૫૯/૯૩ - એમ રામાનંદ સ્વામીએ ''ગોલોકાંતર્વતિ અક્ષર ધામના અધિપતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે અવતર્યા છે.'' એવો નિશ્ચર્ય જાહેર કર્યો આથી શ્રીકૃષ્ણનો જ અવતાર શ્રીહરિ છે. એમ સ્પષ્ટ થયું.)'' ''मुकुन्दमुक्तानन्दाद्या औद्धवा अपि तस्य तत्। ऐश्वर्यमद्‌भुतं दृष्टवा निश्चक्युः कृष्णमेव तम्॥ ततस्तस्यैव ते भक्तिं चक्रुः प्राप्ता मुदुं पराम्। तदा ज्ञायामवर्तन्त नित्यदा च नराधिप॥ શ્રીહરિએ માંગરોળ પુરમાં સમાધિ પ્રકરણ ચલાવ્યા બાદ શ્રી રામાનંદ સ્વામીના સમાશ્રિત મુકુંદાનંદ બ્રહ્મચારી, મુકતાનંદ સ્વામી, આદિ સમગ્ર શિષ્યો પણ ભગવાન સહજાનંદ સ્વામીનું પૂર્વોક્ત અત્યદ્‌ભૂત અલૌકિક ઐશ્વર્ય દેખીને તેમને જ પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ અક્ષરરાધિપતિ સાક્ષાત્ ધર્મનંદન રૂપે અવનિ પર અવતરેલા નિશ્ચય કરીને નિરંતર તેમની આજ્ઞાપરાયણ થઇ તેમની અનન્ય ભક્તિ કરતા થકા પરમાનંદને પામ્યા. (સ.જી. ૨/૫/૨૯-૩૦- આમ મુકતાનંદાદિ સંતોને

પણ ભગવાન શ્રીહરિનું અલૌકિક ઐશ્વર્ય જોઇને નિશ્ચય થયો કે આ સહજાનંદ સ્વામી છે તે જ શ્રીકૃષ્ણ ભગવાન છે. આથી શ્રી કૃષ્ણ ભગવાન છે તે જ સહજાનંદ નામ ધારણ કરી આ ધરાતલ પર પ્રગટ થયા એમ નિશ્ચય થયો.)'' ''परमेश्वर एवायं नारायणमुनिः स्वयम्। श्रीकृष्णोऽस्तीति साश्चर्यँ वदन्ति स्म समुत्सुका:॥ ઉધ્ધવાવતાર ભૂત શ્રી રામાનંદ સ્વામિના શિષ્ય નરનારીઓ, દેશાંતરમાંથી આવેલા મરીચ્યાદિ મુનિઓ, નગર નિવાસી જનો અને બીજા પણ જે કોઇ ત્યાં સભામાં હતા તે સર્વે આશ્ચર્ય પૂર્વક ''પરાત્પર પરમેશ્વર સ્વયં શ્રીકૃષ્ણ જ નારાયણ મુનિરૂપે અમારા લોચન ગોચર પ્રકાશે છે.'' એમ સમુત્સાહથી કહેવા લાગ્યા. (સ.જી. ૨/૬/૨૪ - આમ રામાનંદ મુનિના શિષ્યોએ ''આ નારાયણ મુનિ જ સ્વયં પરમેશ્વર શ્રીકૃષ્ણ જ છે'' એવો દૃઢ નિશ્ચય થયો. આથી શ્રીકૃષ્ણનો જ અવતાર શ્રીહરિ છે એમ કહ્યું)'' ''तदा प्रभुः स कृपयैवैच्छज्ज्ञानं ममाञ्जसा। एतेषां स्यादिति ततस्ते तमित्थंव्यलोकयन् ॥१६॥ एकैकाङ्गस्रवत्कोटिभास्करतेजसम् घनश्यामं पीतपटं बर्हिबर्हकिरीटिनम्॥१७॥ कौस्तुभं वैजयन्तीं च मालिकां विभ्रतं गले। सद्रत्नहेमरशनं मकरश्रुतिभूषणम्॥१८॥ पदोर्नुपुरशोभाढ्यं कटकाङ्गदभूषितम्। गन्धपुष्पाञ्चिततनुं किशोरवयसं प्रभुम्॥१९॥ दोर्भ्याँ वेणुं वादयन्तमधरोष्ठधृतं तथा। नटवेषं तमालक्ष्य श्रीकृष्णं ते मुदं ययुः॥२०॥ तत्र केचिन्निर्निमेषदृशस्तस्मिंश्च लेभिरे। समाधिमन्तरे केचिदिस्थं तस्थुर्घटीद्वयम्॥ २१॥ ततस्तमेवतेऽपश्यन् यथापूर्वमवस्थितम्। वर्णिवेषं चाल्पजटं श्यामं विशदवाससम्॥२२॥ एणाजिनधरं शान्तं करात्तजपमालिकम्। नारायणमुनिं वीक्ष्य नेमुः साष्टाङ्गमाशु ते॥२३॥ परमेश्वर एवायं नारायणमुनिः स्वयम्। श्रीकृष्णोऽस्तीति साश्चर्यं वदन्ति स्मसमुत्सुका:॥२४॥ औद्धवीयाश्च ऋषयः पौराश्चान्ये च तत्र ये। जना आसन्सभायां ते सर्वे चक्रुस्तदाश्रयम्॥२५॥ ततो वयं त्वदीया: स्म इति प्राञ्जलयोऽवदन्॥ तावज्जातमुषः स्वामी स्नात्वा कृष्णं समार्चयत्॥२६॥ અર્થાત્ તે સમયમાં શ્રીહરિને કોઇપણ એવો કૃપૈકમૂળક સંકલ્પ થયો

કે મારે વિષે અત્યંત નિષ્કપટ પ્રતિવાળા આ સર્વે ભક્તો હું હમણાં પ્રકાશ કરીશ એવા મારા સાક્ષાત્ સ્વરૂપને તત્ત્વથી જુઓ. એવો ભગવાને સંકલ્પ કર્યો ત્યાંતો તેમના મુખકમળ સામી સ્થિર દૃષ્ટિ વાળા તે સર્વજનોએ શ્રીહરિને આવા રૂપે જોયા ।।૧૬।। એજ દિવ્ય રૂપનું વર્ણન કરે છે - જેમના એકએક અંગમાંથી એકસાથે ઉદય પામતા અનંત કોટિ સૂર્યના તેજ જેવું પ્રકાશમાન તેજ નીકળે છે, નવીન મેઘ સરખો શ્યામ વર્ણ જેમનો છે, હળદર જેવાં પીળાં વસ્ત્રોને પહેરી તથા ઓઢી રહેલા, મુકુટના પ્રાંત ભાગમાં મોરનાં પિછાંને ધારી રહેલા, કૌસ્તુભ મહામણિ અને વૈજયંતી માળાથી શોભાયમાન દિવ્ય વક્ષઃસ્થળ જેમનું છે, દિવ્ય રત્નજડિત સુવર્ણમય કટિમેખળાથી અલંકૃત કટિતટ જેમના છે, મકરાકાર કુંડળથી અલંકૃત કર્ણપાશ જેમના છે. મણિમય બાજુબંધ તથા કડાંથી શોભાયમાન જાનુપર્યંત લાંબા બે બાહુ જેમના છે. નૂપુર અલંકૃત ચરણ કમળ જેમના છે, દિવ્ય ચંદનનો લેપ ધારી રહેલા, દિવ્ય પુષ્પોના હાર ધારી રહેલા, કિશોર (સોળ વર્ષનું વય) આકૃતિવાળા, અધરોષ્ઠ પુટના આસ્વાદથી પ્રફુલ્લિત થએલી મુરલીને બે હાથથી પકડીને વારંવાર વજાડતા, નટવરના જેવા વેષવાળા, આવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને જોઇને તે સર્વે ભક્તો અનિર્વચનીય આનંદને પામ્યા ।।૧૭-૨૦।। તેમાં કેટલાક મટકાએ રહિત દૃષ્ટિ વડે શ્રીહરિને નિરખતા થકા ચિત્તવૃત્તિની એક તદાકારતા સંપાદન કરી તત્કાળ નેત્ર મીંચીને નિષ્પન્ન સમાધિવાળા થતાં હૃદયની અંદર જેવા નિહાળ્યા હતા એવા ભગવાનનો બે ઘટિકાપર્યંત અનુભવ કરવા લાગ્યા ।।૨૧।। એવી રીતે સર્વોપરી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને, પછીથી યોગમાયાથી અંતર્ધાન થઇ જતાં પ્રથમની પેઠે રહેલા, વર્ણિવેષથી રમણીય, મસ્તકે નાની જટા ધારી રહેલા, મેઘ સરખા શ્યામ સુંદર શરીરવાળા, શ્વેત વસ્ત્ર ધારી રહેલા, કૃષ્ણ મૃગચર્મને ધારી રહેલા, પ્રશાંત ગંભીર આકાર વાળા, હાથમાં તુલસીની જપમાળા ધારી રહેલા, એવા એજ

શ્રીહરિને તેમણે જોયાં. આવા નારાયણમુનિને નિહાળીને એકદમ ઉઠીને પરમ પ્રેમથી સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા ॥૨૨-૨૩॥ ઉધ્ધ્વાવતારભૂત શ્રીરામાનંદસ્વામીના શિષ્ય નરનારીઓ, દેશાંતરમાંથી આવેલા મરીચ્યાદિમુનિઓ, નગરનિવાસી જનો અને બીજા જે કોઇ ત્યાં સભામાં હતા તે સર્વે આશ્ચર્યપૂર્વક ''પરાત્પર પરમેશ્વર સ્વયં શ્રીકૃષ્ણ જ નારાયણમુનિરૂપે અમારા લોચનગોચર પ્રકાશે છે'' એમ સમુત્સાહથી કહેવા લાગ્યા. આવો દૃઢ વિશ્વાસ પામેલા સર્વેએ તેમનો જ સર્વ પ્રકારે આશ્રય કર્યો અને ''અમો સર્વે આપના જ દાસ છીએ અને આપની આજ્ઞાને વશ વર્તનારા છીએ'' એમ બે હાથ જોડીને નિવેદન કર્યું. તેટલાકમાં રાત્રિ વીતિ ગઇ એટલે ભગવાન્ પ્રાતઃકાળમાં સ્નાન કરી નિત્યકર્મ કરી ભગવાન્ શ્રીકૃષ્ણની પૂજા કરવા લાગ્યા. ॥૨૪-૨૬॥ (સ.જી. ૨/૬/૧૬-૨૬- આમ ''પરાત્પર પરમેશ્વર સ્વયં શ્રીકૃષ્ણ જ નારાયણમુનિ રૂપે અમારા લોચનગોચર પ્રકાશે છે'' એમ સમુત્સાહથી કહેવા લાગ્યા'' આમ શ્રી શ્રીકૃષ્ણ જ નારાયણ મુનિ નામ ધારણ કરી પ્રગટ થયા એમ સ્પષ્ટ થયુ.)'' ''नमो दिव्यगोलोक धाम्निप्रकाशे समंराधिका गोपिकाभिर्विलासम्। सदा तन्वते वेणुवाद्याय तस्मै कृपानाथ! तुभ्यं नमस्त्वं प्रसीद॥ પ્રાગજી પુરાણી શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા હે કૃપાનાથ! દિવ્ય જે ગોલોક ધામમાં પ્રકાશમાન અક્ષરધામમા વર્તતા રાધિકા અને ગોપિકાઓની સાથે હંમેશા વિલાસ કરનારા આમ વાંસળી વગાડતા તમોને નમસ્કાર કરૂ છું. (સ.જી. ૨/૧૮/૧૬ - એમ પ્રાગજીત વિપ્રએ શ્રીહરિની ગોલોકાંતર્વતિ અક્ષરધામના અધિપતિ રાધાપતિ વંશીધર શ્રીકૃષ્ણ પણે સ્તુતિ કરી. - આથી શ્રીકૃષ્ણ અને શ્રીજીની અત્યંત આભિન્નતા જણાવી)'' ''सर्वावतार धर्तारं श्रीकृष्णं पुरूषोत्तमम्। तमेव जानन् खट्वाङ्गस्तुष्टाव प्राञ्जलिस्ततः॥ તે પછી તે આ ખટ્વાંગ રાજા શ્રીહરિને જ ''આજ સર્વ અવતારોના ધર્તાપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે.'' એવો દૃઢ નિશ્ચય કરીને બે હાથ

જોડીને સ્તુતિ કરવા લાગ્યા. (સ.જી. ૨/૨૭/૧૬ - એમ ખટ્વાંગ રાજાએ ''મુરલી ધારી સર્વાવતાર ધર્તા પુરૂષોત્તમ શ્રી કૃષ્ણના દર્શન પામતા એ જ આ શ્રીહરિ છે.'' એવો જ નિશ્ચય કરીને સ્તુતિ કરી છે. - આથી બન્ને વચ્ચે તત્ત્વતઃ અભેદ સિધ્ધ થાય છે.'' ''ब्रह्मसंज्ञेतत्रधाम्नि दिव्ये वृन्दावने वने। रासमण्डलमध्य तं कीडन्तं कृष्णमैक्षत्॥ निनादयन्तं मुरलीं किशोरं श्याम सुन्दरम्। मयूरवर्हमूकुटं राधावक्रेन्दु लोचनम्॥ તે બ્રહ્મ સંજ્ઞિત તેજો મય ધામમાં દિવ્ય વૃંદાવન નામના વનમાં રાસ મંડળ મધ્યે ક્રીડા કરતા કૃષ્ણેને જોયા એટલે શ્રીહરિને શ્રીકૃષ્ણરૂપે જોયા કરકમળમાં લાડ લડાવેલી અધોરોષ્ટને ચુંબન કરતી દિવ્યવંશીને વજાડતા, કિશોરવયમાંવર્તતા, નવીન મેઘ સમાન શ્યામ સુંદર, મોરના પિંછા વડે અલંકૃત કરેલા મુકુટને ધારી રહેલા, રાધાના મુખચન્દ્રને ચકોરની પેઠે લોચન યુગલથી જોઇ રહેલા જોયા. (સ.જી. ૨/૩૧/૧૯-૨૦ એમ એભલ ખાચરે શ્રીહરિને બ્રહ્મ સંજ્ઞિત તેજોમય ધામમાં દિવ્યવૃંદાવનમાં રાસ મંડળ મધ્યે ક્રીડા કરતા મુરલી ધર શ્યામ સુંદર મયૂર પિચ્છ મુકુટ ધારી રાધાપતિ ગોપિ મંડળથી વેષ્ટિત શ્રીકૃષ્ણ રૂપે જોઇને તેઓના સંપૂર્ણ મનોરથ પૂર્ણ થયા.) અને ત્યારબાદ તેઓની સ્તુતિ કરતા બોલ્યા- ''अभय उवाच- सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्यवेषम्। नवाम्बुदश्यामलसुन्दराङ्गं वन्दे हरिं धर्मसुतं च कृंष्णम्॥२४॥ शान्तान्तरस्वाश्रितमण्डलस्थं श्रृङ्गारिगोपीगणमण्डलस्थम्। सरोजपत्राभविलोलनेत्रं वन्दे0 ॥२५॥ वृन्देन्धनस्रग्धरपद्मपाणिं वृन्दावने सुस्वरवेणुपाणिम्। विचित्रपुष्पोत्तमचारूहारं वन्दे0॥२६॥ समाधिविस्मापितसर्वलोकं रासक्रियाचित्रितदेवलोकम्॥ कन्दर्पदर्पोत्खननातिदक्षं वन्दे0 ॥२७॥ स्वभक्तसत्सद्मबिराजमानं वृन्दावनाक्रीडसुशोभमानम्। स्वानां हरन्तं हृदयानि दृष्टवा वन्दे0॥२८॥ शिर:पटापीडनिजात्मलोभं मयूरपत्रालिकिरीटशोभम्। पद्मादिलक्ष्माङ्कितपादयुग्मं वन्दे0॥२९॥ स्वदत्तभूषा: सहसा ददानं स्वाङ्गेषु भूषा विविधा दधानम्। सकालमायाभयदाभिधानं

वन्दे0 ॥३०॥ भक्तान्तरारिक्षपणप्रतापं गोगोपगोपीरिपुदैत्यतापम् । पादानमत्स्वीयजनैकबन्धुं वन्दे0॥ અભય રાજા સ્તુતિ કરે છે - હે ભગવન્! તમો જ ધર્મનંદન અને યદુનંદન છો, ધર્મનંદનરૂપે શ્વેત વસ્ત્રને ધારી રહેલા, નૈષ્ઠિક વર્ણિવેષને ધારી રહેલા આજ સર્વ જનોના નયનગોચર થયા છો. પરમ કૃપા કરીને પ્રાક્તન એજ પીતાંબર નટવર વેષથી મને આજ નયનગોચર થયા છો. આવા વર્ણિવેષરમણીય, નટવરવેષરમણીય, નવીન મેઘસદૃશ શ્યામ સુંદર અવયવવાળા એવા શ્રીહરિ તથા શ્રીકૃષ્ણ તમોને પ્રણામ કરૂં છું. (આ શ્લોકને આરંભીને આઠ શ્લોકોમાં પ્રથમ પાદથી શ્રીહરિકૃષ્ણનું વર્ણન કર્યું છે. દ્વિતીય પાદથી સમાધિમાં શ્રીહરિએ પ્રદર્શાવેલા શ્રીકૃષ્ણસ્વરૂપનું વર્ણન કર્યું છે. તૃતીય પાદથી તે બન્નેમાં રહેલા સમાનવિશેષણથી વર્ણન કર્યું છે. ચતુર્થ પાદથી અત્રેના નામનો નિર્દેશ કરવાપૂર્વક પ્રણામ કર્યો છે. એવું વિવેચન જાણી લેવું) ।।૨૪।। પ્રશાંત મનવાળા સ્વચરણનાજ એક આશ્રયવાળા મુનિમંડળના મધ્યમાં વિરાજમાન, શૃંગાર રસવિશેષરૂપ વિલક્ષણ પ્રેમરસથી વ્યાપ્ત અંતઃકરણવાળા ગોપીજનમંડળના મધ્યમાં વિરાજમાન, કમળદળ સમાન વિશાળ દિવ્ય વિલોચનવાળા તમો ધર્મતનય શ્રીહરિ અને યદુનંદન શ્રીકૃષ્ણને હું પ્રણામ કરૂં છું. ।।૨૫।। જે તમો વૃંદાવનમાં સુસ્વર વેણુથી સમલંકૃત કરકમળવાળા હતા. તેજ તમો આજ તુલસીકાષ્ઠના મણકાની માળાથી સમલંકૃત કરકમળવાળા છો. વિવિધ ઉત્તમ પુષ્પોના મનોહર હારો વડે શોભાયમાન એવા ધર્મતનય તમો શ્રીહરિ અને વસુદેવતનયાકૃતિ શ્રીકૃષ્ણને હું પ્રણામ કરું છું ।।૨૬।। ધર્મનંદનરૂપે તમોએ સંકલ્પમાત્રથી બહુજનોને સમાધિ કરાવીને સર્વ સુરનરાદિકને વિસ્મિત કર્યા છે અને યદુનંદનરૂપે તમોએ રાસલીલા વડે દેવોને વિસ્મિત કર્યા છે. કામનો ગર્વ ઉતારવામાં અતિશય સમર્થ એવા તમો શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું. કૃષ્ણરૂપે સૌન્દર્યાતિશયથી કામનો ગર્વ ઉતાર્યો હતો. ધર્મનંદનરૂપે તો સર્વના કામને મૂળમાંથી

ઉખેડી નાંખે એવા પોતાના આશ્રયપ્રભાવથી કામનો ગર્વ ઉતાર્યો છે ।।૨૭।। ધર્મનંદનરૂપે તમો પોતાના ભકતજનોની પ્રાર્થનાને સફળ કરવા ભકતજનોના ભવનમાં વિરાજો છો. યદુનંદનરૂપે તો પોતાના વિહરણને સમુચિત વૃંદાવનને કલ્પીને તેમાં વિહરણ કરવાથી શોભો છો. સમગ્ર જનોના મનને હરનારા દિવ્ય કટાક્ષવાળા ધર્મસુત શ્રીહરિ તમોને તથા શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું ।।૨૮।। ધર્મતનયરૂપે તમોએ શિરઃપટ (પાઘ) માં ધારેલા બહુવિધ પુષ્પના તોરાઓથી નિજ જનોનાં મનને હરો છો. યદુનંદનરૂપે તો તમોએ મોરના પિંછાંથી અલંકૃત દિવ્ય મુકુટથી સર્વ જનોના મન હરી લીધાં હતાં. કમળાદિ દિવ્ય રેખારૂપ ચિહ્નોથી ચિહ્નિત ચરણકમળયુગવાળા એવા ધર્મસુત શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું વંદન કરું છું. ।।૨૯।। ધર્મતનય તમો પોતાને ભકતોએ અર્પેલા અનેક અલંકાર તત્ક્ષણ વિપ્રોને આપી દ્યો છો. યદુનંદનરૂપ તમોએ તો આભૂષણોને પોતાના અંગનો સંશ્લેષ કરાવીને આભૂષિત કર્યા હતાં. કાળ માયાના ભયને નાશ કરનારૂં નામ જેમનું છે એવા ધર્મનંદન શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું. ।।૩૦।। તમોએ તો યદુનંદનરૂપે ગો ગોપીઓના બાહ્ય રિપુ અસુરો હણ્યા હતા. ધર્મનંદનરૂપે તમો તો હમણાં પોતાના આશ્રિતોના અંતરના સતત ગુઢપણે અનુર્વતતા કામાદિરિપુઓને હણો છો. ચરણકમળમાં પ્રણામ કરતા સ્વજનોના એક બન્ધુ એવા ધર્મસુત શ્રીહરિ તમોને અને શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું. ।।૩૧।। (સ.જી. ૨/૩૧/૨૪-૩૧ ઇત્યાદિ આઠ શ્લોકથી વસુદેવ સૂત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નપણે સ્તુતિ કરી છે. આમા પ્રથમ પાદમાં શ્રીહરિને મળતાં વિશેષણો, બીજા પાદમાં શ્રીકૃષ્ણને મળતા વિશેષણો, ત્રીજા પાદમાં બન્નેને મળતાં વિશેષણો અને ચતુર્થપાદમાં બન્નેના નામ નિર્દેશ સાથે પ્રણામ છે - આ ઉપરથી તો શ્રીકૃષ્ણનો અને શ્રીહરિનો અત્યંત અભેદ નકકી થાય છે.)'' ''પુલહાશ્રમમાં ચાર મહિના સુધી સૂર્યનારાયણની આરાધનાથી

પ્રસન્ન થયેલા સૂર્યનારાયણે શ્રીહરિને પોતાના પ્રત્યક્ષ દર્શન આપી તેઓને વરદાન માંગવા કહ્યુ ત્યારે શ્રીહરિએ તેઓ પાસે ''અમારા અંતઃશત્રુ એવા કામ ક્રોધથી અમારી રક્ષા કરો'' આ વર માંગ્યો. સૂર્ય દેવે પણ શ્રીહરિને પ્રશન્ન થઇ તથાસ્તુ કહ્યુ અને તેઓ પ્રત્યે બોલ્યા ''साक्षात्कृष्णस्त्वमेवासिजानामीति हरे। हृदि॥ तथापि नरनाट्येनमामित्थं याचसि प्रभो!। यानयाचसि गुणांस्ते तु सन्ति सिद्धाः सदा त्वयि॥ સાક્ષાત્ સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણભૂત શ્રીકૃષ્ણ તમો જ છો તથાપિ નરનાટયથી આ રીતે યાચના કરો છો. એમ હું હ્રદયમાં નિશ્ચયથી જાણું છું. હે પ્રભો! તે મહાગુણો તો તમારે વિષે નિત્ય સિધ્ધ જ છે. અને દુર્ગુણોનો ત્રિકાલમા પણ નથી. (સ.જી. ૧/૪૪/૩૨-૩૩ આથી દેવકીનંદન શ્રીકૃષ્ણ છે તે જ શ્રીહરિ છે એમ સૂર્યદેવે કહ્યું આથી બન્નેની અભિન્નતા કહી.)'' ''स्वपूर्व रुपादपि वर्णिरूपे स्वस्मिंस्तु भावातिशयं तदीयम्। विबुध्य भूतोऽपि ददौ स तेभ्यो मूर्तिं निजांचापि पृथक्पृथक् वै॥ ततः प्रहृष्टः स्वसृभिः सहैव नृपपुपूजानु दिनं हरिं तम्। तत्पूर्वरूपेण सहेव भक्त्या भेदं तयोस्त्वात्मनि न व्यजानात्॥ ઉત્તમરાજાને ભગવાન શ્રીહરિએ રાધાકૃષ્ણનું સ્વરૂપ પૂજયા માટે આપ્યુ. અને તે પછી શ્રીહરિએ પોતાના પૂર્વ પ્રાદુર્ભાવ ભૂત રાધાકૃષ્ણ સ્વરૂપ થકી પણ હમણા પ્રકટ થયેલા વર્ણિરૂપ એવા પોતા વિષે તો તેઓનો પ્રતિ પ્રકર્ષ લક્ષમાં લઇને પાત્રભૂત તેઓને ફરી પોતાની પણ પ્રતિમાં પૃથક્ પૂજવા આપી. તે પછી ઉત્તમ નૃપ પ્રહર્ષ પામીને પોતાની બહેનો સાથે જ તે પ્રતિમા રૂપ શ્રીહરિકૃષ્ણને તેમના પૂર્વ પ્રાદુર્ભાવ રૂપ રાધાકૃષ્ણની મૂર્તિની સાથે જ પ્રતિદિન પ્રેમથી પૂજા કરવા લાગ્યા પણ તેઓ શ્રીરાધાકૃષ્ણ અને શ્રીહરિકૃષ્ણના સ્વરૂપમાં ભેદને તો ન જ જાણતા હતા. (સ.જી. ૩/૧/૧૨-૧૩ - આથી ઉત્તમરાજા અને તેમનો પરીવાર રાધાકૃષ્ણ છે તે જ હરિકૃષ્ણ છે. એમ જાણતા હતા. એવું કહ્યું - આથી પણ રાધાકૃષ્ણ અને હરિકૃષ્ણની અભિન્નતા કહી.)'' ''श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं

जानन्तस्तदपि च धाम तस्य राजन्। તે પછી તે સમસ્ત ભક્ત જનો 'તે આ શ્રીહરિકૃષ્ણ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે' એમ નિશ્ચયથી જાણીને 'તે આ બ્રહ્મ પુર ધામ પણ તે હરિકૃષ્ણનું જ છે' એવો નિશ્ચય કર્યો (સ.જી. ૩/૪૧/૬૧ એમ શ્રીહરિએ કહેલા ગોલોકાંતવર્તિ અક્ષર ધામનું સ્વરૂપ સમજેવા ભક્તોએ 'તેઆ હિરકૃષ્ણ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે' એવો નિશ્ચય કર્યો. આથી શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણ વચ્ચે ભેદ નથી એમ સ્પષ્ટ થયુ.)'' ''ते सर्वेऽपि तदैश्वर्यँ दृष्टवा श्रुत्वा च विस्मिताः। मेनिरे वासुदेवं तमात्म बन्धु नराकृतिम्॥ અયોધ્યાથી આવેલા રામપ્રતાપ આદિ શ્રીહરિના સગા સમ્બન્ધિઓએ ભગવાનનું અતિમાનુષ ઐશ્વર્ય અનુક્રમે અવલોકી અને ભક્તો થકી સાંભળી વિસ્મય પામતા થકા આત્મબન્ધુપણે નરાકારથી અવતરેલા શ્રીહરિકૃષ્ણને જ વાસુદેવ શ્રીકૃષ્ણ માનવા લાગ્યા (સ.જી. ૩/૪૯/૨૯- આમ અયોધ્યાથી વડતાલ પધારેલા શ્રીહરિના બાન્ધવોને પણ ''મારા ભાઇ હરિકૃષ્ણએ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ છે'' એવો નિશ્ચય થયો. આથી દ્વાપર અને કલી ની સંધિમાં પ્રગટ થયેલા દેવકીનંદન શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''नमो नमोऽस्तु कृष्णाय वासुदेवाय ते प्रभो। नारायणाय मुनये स्वामिने धर्मसूनवे॥ પંચાળા ગામમાં શ્રીહરિએ પોતાના મૂળરૂપ રાધાલક્ષ્મી સહિત શ્રીકૃષ્ણના સંતોને દર્શન કરાવ્યા ત્યારે સંતો સ્તુતિ કરતા બોલ્યા હે પ્રભુ! વાસુદેવ કૃષ્ણ, નારાયણમુનિ, ધર્મસૂત તમને વારંવાર નમસ્કાર (સ.જી. ૪/૨૨/૨૭ આથી સંતોએ વાસુદેવ શ્રીકૃષ્ણ અને ધર્મસૂત નારાયણ મુનિની એકતા  સ્પષ્ટ થઇ.)'' ''यः साक्षाद् भगवान् कृष्णः स तु दुर्गपुरे स्वयम्। विराजते हरिः सोऽत्र वर्तते हि चतुर्भुजः॥ '' જે સાક્ષાત્ ભગવાન કૃષ્ણ હરિ છે તે તો સ્વયં દુર્ગપુરમાં વસે છે. તે જ દ્વારકામાં ચર્તુભુજ દ્વારકાધિશરૂપે બિરાજે છે. (સ.જી. ૪/૩૦/૨૨ - આમ સચ્ચિદાનંદ મુનિને નિશ્ચય થયો કે જે દુર્ગપુરમાં હરિકૃષ્ણરૂપે બિરાજે છે. તે જ દ્વારકામાં ચતુર્ભુજ દ્વારકાધિશરૂપે બિરાજે

છે. આમ બંનેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''एवं स्वयं स भगवान् स्वस्यैवागमनादिकम्। लीलया दर्शयामास ना तो ज्ञेयो तयोर्भिदा॥ સુવ્રત ઋષિ પ્રતાપ સિંહ રાજા પ્રત્યે બોલ્યા - હૈ રાજન્ આ પ્રકારે તે આ નરનાટક પ્રગટ કરી રહેલા સ્વયં ભગવાન દ્વારકાધિશ શ્રીહરિ ભકત પરવશતાને લીધે પોતાનું સાક્ષાત્ આગમનાદિક લીલાઓ કરીને જ સર્વભકતોને પ્રદર્શાવ્યુ માટે ભગવાન પ્રગટતાને પામેલા શ્રીહરિ અને દ્વારકાધીશ શ્રીકૃષ્ણનો ભેદ ન જ જાણવો કારણ બન્ને પ્રકારે દેખાય છે. પણ એક જ જાણવા (સ.જી. ૪/૩૨/૪૨ - આથી દ્વારકાધિશ શ્રીકૃષ્ણ અને બીજા પણ બહું વાક્યો અભેદને કહેનારાં છે.

વ.મૃ.ત. લોયા-૧૧ ''અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમ નારાયણની રામકૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું.... પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી. (આથી રામ કૃષ્ણાદિની ધ્યેયતા અને અભિન્નતા કહી)'' ''ગ.મ. ૬૪ - અમે વ્યાસજીના કરેલા જે સર્વે ગ્રંથ તે સાંભળ્યાને પછી પૂર્વા પર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી શ્રીકૃષ્ણ ભગવાન છે પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણ ભગવાન તે અવતાર નથી તે તો અવતારી જ છે. એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે આપણા ઇષ્ટદેવ છે. અને તે શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધને વિષે સંપૂર્ણ કહ્યા છે. માટે આપણા ઉધ્ધવ સંપ્રદાયને વિષે અમે દશમ સ્કંધને અતિશય પ્રમાણ કર્યો છે.... ભગવાન શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડ મૂર્તિ છે. અને પોતાનું અક્ષરધામરૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે.... અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકીજી થકી જે જન્મ તે તો કથનમાત્ર છે અને શ્રીકૃષ્ણ તો સદા અજન્મા છે..... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે... માટે સર્વકળાએ

સંપન્ન તો એક શ્રીકૃષ્ણ ભગવાન છે... એવી રીતે પરોક્ષપણે પોતાના પુરૂષોત્તમપણાની વાર્તા શ્રીજી મહારાજે કરી તેને સાંભળીને સર્વે હરિ ભકત એમ જાણતા હવા જે એ જ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તે જ આ ભકિત ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે. (આથી વાસુદેવસુત શ્રીકૃષ્ણને પરંબ્રહમ પુરૂષોત્તમ અવતારી ઇષ્ટદેવ પણે કહીને તેમની સાથે ધર્મસુત શ્રી હરિની સર્વ પ્રકારે અભિન્નતા કહી.)''

''વરતાલ-૧૮- અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા અને સ્થાનક સેવકને કાર્ય તેને ભેદ કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણુ છે તેને જાણવું અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષ રૂપને પ્રત્યક્ષ રૂપ તેને જાણવાં. તેમાં પરોક્ષ રૂપ તે કેવી રીતે તો માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે. તે દ્વિભુજ છે ને કોટિ કોટિ સૂર્ય સરખા પ્રકાશ માન છે. ને શ્યામ સુંદર છે ને રાધિકાનું ને લક્ષ્મીજીએ સહિત છે ને નંદ સુનંદને શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે.... તે ભાગવતને વિષે સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણ ભગવાનને જ અધિકપણે કહ્યા છે અને સર્વ અવતારના ધરનારા જે છે તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે... અને તે વ્યાસજીએ એમ સિધ્ધાંત કર્યો છે જે 'સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે. ને બીજા જે અવતાર તે આના છે'..... માટે શ્રીકૃષ્ણ ભગવાન તો નિર્ગુણ છે... અને એ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વર પણાની પ્રતીતિને અર્થે ચતુર્ભુજ રૂપ દેખાડયું.... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુને સત્સંગી તે એમ સમજતા હતા જે 'એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન કહ્યા તે જ આ ભકિત ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે પણ એ થકી પર કોઇ નથી એ જ આપણા ઇષ્ટદેવ છે ને ગુરૂ પણ એ જ છે' (આથી વસુદેવ સુત શ્રીકૃષ્ણની અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પુરૂષોત્તમતા અને સર્વાવતારિતા સ્પષ્ટ કહેવા પૂર્વક તેમની સાથે શ્રીહરિની

સર્વથા અભિન્નતા કહી.)''' વચનામૃતના ઉપોદ્ઘાતમાં ''શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષર ધામ છે. તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન જે તે સદાય વિરાજમાન છે અને મધુર સ્વરે કરીને વેણુને વજાડે છે અને રાધિકાજીને લક્ષ્મીજી તેમણે પૂજ્યા છે..... અને મૂર્તિમાન એવાં જે સુદર્શનાદિક આયુધ તથા નંદ સુનંદને શ્રીદામાદિક જે અસંખ્ય પાષર્દ તેમણે સેવ્યા છે..... અને વાસુદેવદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવિશ મૂર્તિઓ તથા વારાહાદિક અવતારએ સર્વેના ધરનારા છે.... એવા જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તે કોશળ દેશને વિષે પ્રગટ થયા હતા. એક સમયે મરીચ્યાદિ ઋષિઓ તથા ધર્મ મૂર્તિ શ્રી નરનારાયણનાં દર્શન કરવા બદરીકાશ્રમમાં આવ્યાં. દુર્વાસાએ શાપ આપ્યો. અંતે વરદાન આપ્યું કે 'આ નારાયણ ઋષિ તમારા પુત્ર થશે અને શાપથી તથા કષ્ટથી મુકાવશે' નારાયણે ધર્મ દેવને સાંત્વના આપી કે 'હું તમારો પુત્ર થઇને તે અસુરોનો નાશ કરીશ અને તમારી રક્ષા કરતો થકો એકાંતિક ધર્મને પ્રવર્તાનીશ.' શ્રીકૃષ્ણ ભગવાનની આરાધના કરતાં હવાં તેણે કરીને તે ભગવાન એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષરધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મ ભક્તિ પ્રત્યે બોલતા હવા જે 'હે ધર્મ ભક્તિ! તેમને કષ્ટના દેનારાજે અસુર તેમણે પૂર્વે મેં કૃષ્ણ અવતારને વિષે માર્યા હતા તે મારી ઉપર એમને વૈર છે માટે તેમને મારા જાણીને પીડે છે તે અસુરના નાશને અર્થે હું જ તે નરનારાયણ રૂષિ રૂપે તમારા થકી પ્રગટ થઇને હરિકૃષ્ણ નામે વિખ્યાત થઇશ અને તમારી ને ઋષિની અસુરના કષ્ટ થકી રક્ષા કરીશ એમ કહીને શ્રી કૃષ્ણ ભગવાન અંતર્ધાન થઇ ગયા અને ધર્મના હૃદય કમળને વિષે વિરાજમાન થયા.' અને પછી શ્રીકૃષ્ણ ભગવાન પ્રકટ થતાં હવા.... પછી શ્રીજી મહારાજ નાના પ્રકારનું ઐશ્વર્ય તેને દેખાડતા હતા. તેમાં કેટલાક મનુષ્યને તો ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધિકા

અને શ્રીદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હતાં.' (આ બધો સત્સંગિજીવનને મળતો વચનામૃતના સાર રૂપ ઉપોદ્ઘાત જોતાં ગોલોકાંતર્વતિ અક્ષરધામના અધિપતિ મુરલીધર રાધા લક્ષ્મી વિશિષ્ટ સર્વાવતારી શ્રીકૃષ્ણ પરસ્વરૂપ તથા અવતાર રૂપ શ્રીકૃષ્ણ સ્વરૂપ તથા નરનારાયણ ઋષિ સ્વરૂપ તથા અવતાર રૂપ શ્રીહરિકૃષ્ણ સ્વરૂપ, એ સર્વની સર્વથા અભિન્નતા સ્પષ્ટ જણાય છે. આ રીતે આગ્રંથમાં શ્રીકૃષ્ણની સર્વોપરિતા અને તેમની સાથે શ્રીહરિને અભિન્નતા અતિ સ્પષ્ટ છે.)

શ્રીહરિની પરાવાણી રૂપ વચનામૃતનું સંસ્કૃતમાં અનુવાદ ભગવાન શ્રીહરિની આજ્ઞાથી શતાનંદ સ્વામીએ કરેલું છે. (જુઓ. સ. જી. ૫/૬૮/૭૯-૮૨- જે સંપ્રદાયમાં હરિવાક્ય સુધાસિંધુ નામથી પ્રચલિત છે. આ ગ્રંથ પર આચાર્યશ્રી રઘુવીરજી મહારાજે સેતુમાળા નામની ટીકા રચેલી છે તેમા પણ સ્થાન સ્થાન પર દેવકીનંદ શ્રીકૃષ્ણ સાથે ધર્મનદંન હરિકૃષ્ણની એકતાના અનેકો વચન જોવા મળે છે. જેમ કે 'હરિવાક્ય સુધાસિંધુ (તરંગ-૧/૨૫) માં 'श्रीहरिः स्वयं साक्षात् श्रीकृष्णः - આ શ્રીહરિ સાક્ષાત્ સ્વયં શ્રીકૃષ્ણ છે'' (સેતુ માળા ટીકા.)' '(૫૫/૪) कृष्णस्य ते' આની ટીકામાં ટીકાકાર 'कृष्णस्य। ते तव- શ્રીકૃષ્ણ એવા તમારા' આવો અર્થ કરે છે. તરંગ (૫૮/૪) માં 'कृष्णस्य तव ध्यानम् શ્રીકૃષ્ણ એવા તમારા ધ્યાન કરતા સમય' (સેતૂમાળા) આવા શબ્દો ટીકાકારે લખેલા છે.' 'તરંગ (૫૯/૧૧) માં कृष्ण महत्वादि' આ શબ્દનો અર્થ ટીકાકારે 'कृष्णस्य तव महात्म्य - શ્રીકૃષ્ણ એવા તમારા માહાત્મ્ય' આવો કરેલો છે.' ''તરંગ (૬૫/૯) માં ''हरि'' શબ્દનો અર્થ ટીકાકારે ''साक्षात् श्रीकृष्ण'' એવો કરેલો છે.'' તરંગ (૬૫/૨૩) માં આવતા ''त्वयि'' શબ્દનો અર્થ ટીકાકાર રઘુવીરજી એ ''सर्व शक्ति स्वामिनि श्रीकृष्णे - સર્વ

શક્તિઓના સ્વામિ એલા ભગવાન શ્રીકૃષ્ણ તમો જ છો.'' આવો કરેલો છે.'' ''તરંગ (૭૮/૫) માં આવતાં ''तव भक्तानां'' આ શબ્દનો અર્થ ટીકાકારે ''साक्षाच्छी कृष्णस्य तवोपासकानां– સાક્ષાત્ શ્રી કૃષ્ણ એવા તમારા ભક્તોને'' આવા શબ્દો લખેલા છે.'' ''તરંગ (૮૦/૪) માં આવતા ''साक्षात कृष्णे त्वयि'' આ શબ્દનો અર્થ ટીકાકારે- ''प्रत्यक्षे श्रीकृष्ण भगवति हरौ – સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ એવા તમો શ્રીહરિમાં'' આવા શબ્દો લખેલા છે.'' '' તરંગ (૮૦/૧૪) મા આવતા ''तवगुणान्'' આ શબ્દનો અર્થ કરતા ટીકાકાર લખે છે. ''साक्षात कृष्णस्य तव – સાક્ષાત્ એવા તમો પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાન વિષે'' આવા શબ્દો લખેલા છે.'' ''તરંગ (૮૧/૩) ''कृष्णं साक्षान्नराकृतिम् त्वाम् – સાક્ષાત્ શ્રીકૃષ્ણ એવા તમારી'' ''તરંગ (૮૩/૪) ''कृष्णस्य जगदात्मनः'' આ શબ્દની ટીકા કરતા રઘુવીરજી મહારાજ લખે છે. ''सफलजगदेकनाथस्य कृष्णस्य तव – સકલ જગતના એકનાથ શ્રીકૃષ્ણ એવા તમો'' આવા શબ્દો લખેલા છે.'' '' તરંગ (૮૯/૪) ''श्रीकृष्णस्य तव – શ્રીકૃષ્ણ એવા તમારી.'' ''તરંગ (૧૧૧/૭) - ''कृष्णेत्वयि – શ્રીકૃષ્ણ એવા તમારામાં'' ''તરંગ (૧૩૪/૨૧) માં રઘુવીરજી ટીકામાં લખે છે. ''यद्यपि स्वयं श्रीहरिस्तु साक्षात् पुरूषोत्तमः श्री कृष्णः – જો કે સ્વયં ભગવાન શ્રીહરિ સાક્ષાત્ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ જ છે.'' ''તરંગ- (૧૬૮-/૨૩) ની ટીકામાં આચાર્ય રઘુવીરજી મહારાજ લખે છે. ''अत्र कुत्रचित् परोक्षतया क्वच प्रत्यक्ष तया स्वंब्रुवनयः परोक्षः कृष्णः स प्रत्यक्षोऽहमेवा स्मीति..... । અહીં કોઇક સ્થાને પરોક્ષપણે અને કોઇક સ્થાનપર પ્રત્યક્ષપણે શ્રીહરિ પોતાને કહે છે. એટલે જે કૃષ્ણ છે તે જ પ્રત્યક્ષ એવો શ્રીકૃષ્ણ તે હું જ છું.'' ઇત્યાદિ આવા વાક્યો લખેલા છે. આવા આવા તો કેટલા એ વાક્યો ટીકામાં તથા મૂળમાં જોવા મળે છે જે શ્રીહરિ અને શ્રીકૃષ્ણની અભિન્નતા બતાવે છે.

સંપ્રાદાયના શ્રીજી માન્ય ગ્રંથ એવા હરિદિગ્વિજયમાં ભગવાન દ્વારકાધિશ શ્રીકૃષ્ણે ઉધ્ધવજી પ્રત્યે ''प्रत्यक्षमप्यत्र सहत्वयाऽस्मिस्थाताऽल्यकालेन महासुखाय। तस्मान्न चिन्ता भक्ता विधेयामद्वियोगस्य तवान्तिकेऽस्मि ॥ હે ઉધ્ધવ! તમને મહાસુખ આપવા તમારી સાથે થોડા સમયમાં જ આ લોકમાં હું પ્રત્યક્ષ થઇ રહીશ. તો મારા વિયોગની ચિંતા તમારે કરવી નહિ હું સદાય તમારી, સમીપે જ છું. આ રીતે શ્રીકૃષ્ણે ફરીથી પ્રગટ થવાનું કહ્યું. (ઉલ્લાસ/૧/૭૮)'' ''વળી દુર્વાશાનો શાપ થતાં શાપિત ધર્માદિક સર્વનીશાંતિમાટે ભગવાન શ્રીકૃષ્ણે ''सामान्यो मुनिशापोऽयमतोऽहमपि मानवः। भूत्वा धमँ स्थापपिष्ये रक्षन् वोऽसुरपीडनात्॥ मज्ज्ञानदानाचार्यत्वं प्राप्तः प्रागयमुद्धवः। धर्मरक्षां विधातादौ ततश्चैव गुरुर्भुवि। आवि र्भूय ततश्चाहं युष्माभिः सह भूतले। अधर्मोच्छेदनं कुर्वन् विचरिष्यामि सर्वतः॥ ભગવાન બોલ્યા, હે મુનિઓ! દુર્વાસાનો શાપ બધાયને સમાન પણે થયેલો છે. માટે હું પણ મુનુષ્યાવતાર ધારણ કરીને અસુરોના કષ્ટ થકી તમારી રક્ષા કરતો થકો ધર્મનું સ્થાપન કરીશ. આ ઉધ્ધવજી પ્રથમ મારા સ્વરૂપનું જ્ઞાન આપનાર આચાર્યપણાને પામેલા છે, તે માટેએ ઉધ્ધવજી પૃથ્વિ ઉપર પ્રથમ ધર્મ પ્રવર્તક આચાર્ય થઇને ધર્મની રક્ષા કરનારા થશે. ત્યારપછી પૃથ્વિ ઉપર તમો બધાની સાથે હું પ્રગટ થઇને, અધર્મનો ઉચ્છેદ કરતો થકો સર્વ ઠેકાણે વિચરીશ. (હરિદિગ્વિજય/ઉલ્લાસ/૨/૭૬-૭૮ આથી શ્રીકૃષ્ણ જ પુનઃ હરિકૃષ્ણ નામથી પ્રગટ થયા એમ કહ્યું. આથી દેવકીનંદન શ્રીકૃષ્ણ અને ધર્મનંદન હરિકૃષ્ણની એકતાની સ્પષ્ટતા થાય છે.)'' '' प्राप्यैव ते धर्म । सुतत्वमात्मना जुस्टो निजैश्वर्य गणैरशेषितैः। रक्षां करिष्यामि हि वो महात्मनां साकं भवद्भिविहरन् सुखप्रदः॥ ધર્મ દેવ તથા ભક્તિમાતા અને મરિચ્યાદિક ઋષિઓની આરાધનાથી વૃંદાવનમાં ભગવાન શ્રીષ્ણ પોતાની રાધાદિક પત્નિ તથા પરિવાર સાથે પ્રગટ થયા અને વરદાન આપતા કહ્યું - હે ધર્મદેવ મારા સર્વ ઐશ્વર્યો અને

ગુણો એ યુક્ત થકો હું મારા સ્વરૂપથી તમારા પુત્રપણાને પામીને તમારી સાથે વિહાર કરતો, અને તમને સુખ આપતો થકો મારામાં ચિત્ત વૃત્તિ રાખનારા તમારી સર્વની રક્ષા કરીશ - (આમ શ્રીકૃષ્ણ જ શ્રી સ્વામિનારાયણ રૂપે પ્રગટ થયા શ્રીહરિદગ્વિજય-૪/૩૪-૪૦)'' ''भूमौ बहुनि पदकानि तथा विधानि संवीक्ष्य नैव हि नरोऽयमिति स्वचिते। निश्चित्य तस्य मतिमप्यतिमानवीं ते रूपं मनोहरमवेक्ष्य च कृष्णमाहु:॥ અયોધ્યાના લોકોએ પૃથ્વિ પર પડેલા સોળ ચિન્હોથી યુક્ત પગલા જોઇને આ મનુષ્ય ન હોવા જોઇએ એમ પોતાના મનમાં નિશ્ચય કરીને તેમજ તે શ્રીહરિની સર્વ મનુષ્યોની બુધ્ધિને અતિક્રમણ કરીને જણાતી શ્રેષ્ઠ બુધ્ધિ જોઇને અને અતિમનો હર રૂપ જોઇને આ પોતે કૃષ્ણ જ છે એમ કહેવા લાગ્યા (શ્રી હરિદિગ્વજય ૪-૫)'' ''अस्मिन् शिशावपि समग्रगुवा भवन्ति सामुद्रिकोक्त बहुशोभनलक्षणानि। सन्त्यत्र वै निखिलसाधुगुणाश्च तस्मान्नायं नर: किमुत कृष्ण इति प्रतिम:।'' અયોધ્યામાં રહેતા વૃધ્ધ પુરૂષો કહેવા લાગ્ય- આ બાળક એવાએ ધર્મદેવના પુત્રમાં સમગ્ર ગુણો પરમેશ્વરભાવને સૂચવનારા રહેલા છે તેમજ સામુદ્રિકશાસ્ત્રમાં કહેલા સર્વ શુભ લક્ષણો આ બાળકમાં રહેલા છે તથા સર્વ સાધુ ગુણો રહેલ છે માટે આ મનુષ્ય નથી પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ છે. (હરિ.દિ. ૬/૬) ''वृन्दावने सविधिविष्णुमखेन कृष्ण आराधित: खलु मया सह भार्ययैव। तुष्टस्ततो वरभदाद्वरदेश्वरो मे पुत्रोऽहमेव भवितास्मि तवेति साक्षात् ॥ तद्विस्मृतं खलु ममास्य हि माययैव युष्मद्वच: श्रवणतोऽद्य तु संस्मृतञ्च। श्री राधिकारमण एष हरि: स्वयै वै नास्त्यत्र कोऽपि खलु संशय इत्यवैत॥ श्रुत्वेति धर्मवचनं मदितास्तु पौरास्तं स्नेहनिर्भुतदृशैव निभालयन्त:। तंव ब्रह्मधाम निलयं मुरली निनादं कुर्वन्तमर्कमहसं सहसा व्यपश्यन्॥ ધર્મદેવ અયોધ્યાવાસીઓને કહે છે હે બુધજનો! મારી ભાર્યા ભક્તિદેવીએ સહિત અમોએ વૃંદાવનમાં જઇને વિધિપૂર્વક વિષ્ણુયાગથી શ્રીકૃષ્ણની આરાધના કરી હતી, તે મારી આરાધનાથી પ્રસન્ન થયેલા વરદાન

આપનારાઓમાં સર્વશ્રેષ્ઠ તે શ્રીકૃષ્ણ પરમાત્માએ 'હું પોતે જ તમારો પુત્ર થઇશ' એવો વર આપ્યો હતો. તે વાત મને આ ભગવાનની માયાથી વિસરાય ગય હતી. પરંતુ તમારા વચન શ્રવણ કરવાથી હમણાતો તે વાત અમોને યાદ આવી છે કે આ મારા પુત્ર 'શ્રી હરિ સ્વયં શ્રી રાધારમણ પોતે જ છે' એમ તમો જાણો એમાં કોઇ સંશય નથી. પુરવાસીજનોએ આ પ્રકારે ધર્મદેવના વચન સાંભળીને તે શ્રીહરિને સ્નેહભરી દૃષ્ટિથી જોતાં જોતાં એકદમ તે શ્રી હરિને જ બ્રહ્મધામમાં બિરાજમાન કોટિ કોટિ સૂર્ય સરખા મહાતેજોમય મૂર્તિ, મુરલીને બજાવતા એવા જોયા -આ પ્રમાણે શ્રીકૃષ્ણે જ શ્રીહરિ રૂપે અવતાર લીધો હતો (હરિદિગ્વિજય. ૬/૬૦ થી ૬૭)'' ''समाधिं प्राप तं पश्यन् सहसाऽसौ तदिच्छया। तमेव साक्षाच्छ्रीकृष्णं तत्र तेजः स्थमैक्षत॥ व्यथितोऽथ तमेवासौ स्वन्तिके ब्रह्मचारिणम्। वीक्ष्य प्रणम्य तत्तत्वं जानंस्तुष्टाव चाञ्जसा॥ તે સમયમાં શ્રી હરિની ઇચ્છાથી ધર્મદેવ તે શ્રીહરિને જોતાજોતા એકદમ સમાધિ પામી ગયા અને તે સમાધિમાં મોટા તેજના સમૂહમાં વિરાજમાન એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને જોયા અને સમાધિમાંથી ઉઠયા ત્યારે તો તેજ શ્રીહરિને પોતાની પાસે બેઠેલા બ્રહ્મચારી રૂપે જોઇને નમસ્કાર કરીને  તેમના સ્વરૂપને યથાર્થપણે જાણતા થકા ખરી રીતે અંતઃકરણથી સ્તુતિ કરવા લાગ્ય - આમ ધર્મદેવને નિશ્ચય થયો કે મારા પુત્ર એ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ છે. (હરિદિગ્વજય- ૧૧-૧૧/૧૨)'' ''तत्तपो वीक्ष्य सर्वेऽपि तपस्विषु महात्तमाः। सूर्यश्च विस्मयं प्रापुस्तत्प्रशंसां महुर्व्यधुः॥ त्वमेव साक्षाच्छ्री कृष्णो भवसीत्येव विद्महे। स्वेच्छयात्र नराकारश्चरसीत्यादितुष्टुवुः॥ - શ્રીહરિ નું પુલહાશ્રમમાં અતિ દારૂણ તપજોઇને ત્યાં રહેનારા તપસ્વિઓ પણ વિસ્મય પામી ગયા અને સૂર્યદેવ  પણ પોતે વિસ્મય પામી ગયા અને શ્રીહરિની પ્રશંસા વારંવાર કરવા લાગ્યા અને તમે સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો એમ જાણીએ છિએ અને સ્વેચ્છાથી આમ મનુષ્યાકારે વિચરો છો એ આદિક ઘણી સ્તુતિઓ કરવા લાગ્ય-

આમ સૂર્યદેવને પણ નિશ્ચય થયો કે આ શ્રીહરિ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે. (હરિદિગ્વિજય-૧૩/૬૩-૬૪)'' ''एकदा तौ सेवमानौ निशितं दृढभक्तितः। श्रीकृष्णमेक्षतां सद्यः साक्षादेव तदिच्छया॥ संसेव्यमानं बहुभिःस्वशक्तिभीराधादि भिश्चचन्दनमल्लिकादिभिः। श्री दाममुख्यैर्बहुभिश्चपार्षदैरैश्वर्यमुख्यैश्चभगैः परात्परम्॥ दृष्ट्वा भुरां विस्मितमानसौ तौ तमीश्वरेशं बहुधा प्रणम्य। सतृष्णदृष्टया तमवेक्षमाणौ मुहूर्तमास्तां गतदेहभानौ॥ तदिच्छया तावथ वर्णिवेषं तमेव दृष्टवा मुदितौ प्रणम्य। बद्धाञ्जली ऊचतुरीश्वरेशं त्वां कृष्णमावां शरणं प्रपन्नौ॥- બુટ્ટોલપત્તનના રાજા મહાદત્ત તથા તેની રાણી માયારાણીને ભગવાનને સમાધિ કરાવી - એક વખત તે બંને અતિદૃઢ ભક્તિથી શ્રીહરિની સેવા કરતા હતા ત્યારે શ્રીહરિની ઇચ્છાથી જ સાક્ષાત્ શ્રી કૃષ્ણ ભગવાનને એકદમ તે બંનેએ જોયા તે શ્રીકૃષ્ણ ભગવાન પોતાની રાધિકાદિક રાણી શક્તિઓએ ચંદન અને મોગરા આદિકના પુષ્પોથી આદર પૂર્વક પૂજેલા તેમજ શ્રીદામાવિગેરે ઘણાક પાર્ષદોએ અને મૂર્તિમાન એવા ઐશ્વર્ય વિગરે છ ભગોએ સેવેલા અને સર્વથી પર એવા અક્ષરથી પણ પરસ્વરૂપે રહેલા આવા શ્રીકૃષ્ણ ભગવાનને જોઇ અતિવિસમ્ય પામ્યુ છે મન જેમનું એવા તે બન્ને ઇશ્વરના પણ ઇશ્વર એવા તે શ્રીકૃષ્ણ ભગવાનને બહુ પ્રકારે નમસ્કાર કરીને અતિતૃષ્ણાવાળી દૃષ્ટિથી જોતા થકા બે ઘડીવાર દેહનું ભાન ભૂલી ગયા ત્યાર પછી શ્રીહરિની ઇચ્છાથી તે બંને તે શ્રીકૃષ્ણ ભગવાનને જે વર્ણિવેષ એવા શ્રી નિલકંઠરૂપે જોઇને આનંદ પામ્યા થકા નમસ્કાર કરીને હાથ જોડીને ઇશ્વરના પણ ઇશ્વર શ્રીહરિને કહેવા લાગ્યા સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ એવા તમારા શરણને અમો પામેલા છિએ. (હરિદિગ્વિજય-૧૪/૧૬-૧૯) ''साक्षात् कृष्णोऽव्यमेवात इत्येव प्रतिभाति मे। निरगसि प्रहर्त्तारः खल्वेते त्वसुरांशजाः॥ માનસપત્તમ નામના શહેરમાં આખી રાત્રી વૈરાગી ઓએ ભગવાન પર પથ્થરો તેમને મારી નાખવા વરસાવ્યા પણ તે દુષ્ટોના લાખેલા પથ્થરોથી નિલકંઠવર્ણીને કંઇપણ ક્ષતિ નહી થવાથી ત્યાના રાજા

સત્રધર્મા રાજાએ નિશ્ચય કર્યો કે - આ વર્ણી જ સાક્ષાત્ શ્રી કૃષ્ણ છે. એમ જ મને જણાય છે અને નિરપરાધી એવા વર્ણીપર પ્રહાર કરનારા નિશ્ચેત એજ એ અસુરાંસથી થયેલા દૈત્યોજ છે. (હરિદિ-૧૭/૧૦)'' ''ध्यायन्तो विजने कृष्णं सन्तः केचद्धम्बुजे। तं राधिकेशं ददृशुस्तेजः स्थं दिव्यविग्रहम्॥ क्वचितं हृदये द्रष्टवा वर्णिरुपं क्षणान्तरे। तथैव ददृशुः सन्तो नारायणमृषिं पुनः ॥ अलौकिकत्वमित्यं ते तस्य दृष्टवा तमीश्वरम् । मनिरेऽथ नृनाट्येन तस्य ते विस्मुतिं ययुः॥ –લોજપુર ના સંતો ધ્યાનમાં બેસતા ત્યારે નિલકંઠવર્ણી ક્યારે ક્યારેક પોતાનું ઐશ્વર્ય બતાવતા હતા- કેટલાક સંતો એકાંતમાં બેસીને પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતા તે હરિને તેજનાં મંડળમાં વિરાજયમાન દિવ્યમૂર્તિ રાધિકાપતિ રૂપે દેખાતા હતા. વળી કેટલાક સંતો તે શ્રીહરિને વર્ણિરૂપે હૃદયમાં જોઇને બીજીજ ક્ષણે સાક્ષાત્ નારાયણઋષિરૂપે તે શ્રીહરિને જ જોતા હતા. આવી રીતનું શ્રીહરિનું  અલૌકિકપણુ જોઇને તે સંતો તે શ્રીહરિને સાક્ષાત્ ઇશ્વર છે એમ માનવા લાગ્યા - પણ તે શ્રીહરિના નરનાટ્યથી, તેઓ પાછા ભૂલી જતા. (હરિદિગ્વિજય- ૧૮/૫૩-૫૪-૫૫) - આ પ્રમાણે શ્રીહરિ જ રાધાપતિ શ્રીકૃષ્ણ તથા નારાયણઋષિ હતા) ''वाचयित्वा स वृत्तान्तं बुद्धवा सर्वं तमागतम्। एतल्लक्षणसम्पन्नो बदरीपतिरित्यवैत– મુક્તાનંદ સ્વામીએ ભુજનગર રામાનંદ સ્વામિને પત્ર લખેલો તે પત્રમાં વર્ણીના ગુણોનો ઉલ્લેખ કરેલો. તે ગુણોને વાંચી રામાનંદ સ્વામીએ નિશ્ચય કર્યો કે આવા લક્ષણોથી  સંપન્ન હોવાથી નીલકંઠવર્ણી સાક્ષાત્ બદ્રીપતિ ભગવાન ચે - આમ શ્રીહરિ જ નરનારાયણ ઋષિ હતા - (હરિદિ-૧૯/૫), ''दारिध्रं च नुनां ततः प्रचलितं पापत्मनां वैश्मसु कर्त्तुं वासमदुद्रुवत्त्व सहसा सम्पद्विद्धाऽभवत्। विद्वांसोऽप्यधनाः समुद्धिमतुलां साश्चर्यमापुः परां साक्षाच्छ्रीरमणे महासनगते धर्मद्रुहां शास्तरि॥ – સારાધર્મવાળા મનુષ્યોનું દરિદ્રપણું તેમના ઘર થકી ચાલી જઇને પાપી જનોના ઘરમાં વાસ કરવા દોડી ગયુ અને તુરત જ સંપદાઓ

વૃધ્ધિ પામી અને વિદ્વાનો નિર્ઘનીઆ હતા તે પણ આશ્ચર્ય પૂર્વક શ્રેષ્ઠ અતુલ સમૃધ્ધિને પામ્યા, આ પ્રમાણે ઘર્મદ્રોહિઓને શિક્ષણ કરનારા સાક્ષાત્ શ્રી લક્ષ્મી પતિ ભગવાન પોતાના અનાદિ સિધ્ધ મહાસન-આચાર્ય પદ ઉપર વિરાજમાન થયા ત્યારે વર્તવા લાગ્યા આ વચન પ્રમાણે શ્રીજી લક્ષ્મીપતિ નારાયણ હતા એવું સિધ્ધ થયું. (હરિદિ-૨૦/૧૭)''. ''गुरौ कुर्वति कृष्णर्त्वां प्रत्यहं तत्समीपगः। उपानीयोपहारांश्च तस्मै कृष्णः प्रयच्छति॥ प्रतिमायौ दीयमानांस्तेन तान्भगवान्स्वयम्। गृह्णाति प्रीतये तस्य राधिकारमणोऽन्वहम्॥ साक्षात्कृष्णायोपहारनेकदा स ददद्दिवा। वर्णीवेषंनिलकण्ठं तं ददर्श यथास्थितम्॥ तं च सेवारतं द्रष्ट्वा तमेव च तथविधम्। दृष्टवा क्षणान्तरे तं च राधिकेशमवैक्षत॥ निनाद यन्तं मुरलीं द्विभुजं भूरितेमसम्। राधादिभिः सेव्यमानं श्रीदामाध्यैश्च पार्षदैः॥ क्षणान्तरे नीलकण्ठं तमेवालोक्य बुद्धिमान्। साक्षात्कृष्णोऽयमेवेति निश्चिकाय दृढंहृदि॥ सध्धर्मस्थापनं कर्तुं विनाशं च दुरात्मनाम्। वृन्दावने प्रतिज्ञातं तेनातः स्वयभागतः॥ मुनि शापापदेशेन मानवीं तनुमाश्रितः। एष प्रतिज्ञां स्वां सत्यां करिष्यति न संशयः ॥ एवं निश्चित्य तं कृष्णं तस्य भक्तं स्वमुद्धवम्। दुर्वासः शापतो जातं मनुष्यमिति हृद्यवैत्। ऋषिणां मुनि शप्तानां सर्वेषामपि रक्षिता। सुखंदास्यत्येषइति तच्चिन्तारहितोऽभवत्॥ -તે વખતે ગુરુ રામાનંદ સ્વામી શ્રીકૃષ્ણની નિત્યપૂજા કરે ત્યારે તેમની સમીપે રહેલા શ્રીહરિ પૂજામાં ઉપયોગી ચંદન આદિ વસ્તુઓ લાવીને રામાનંદ સ્વામીને આપતા હતા. શ્રીકૃષ્ણની પ્રતિમાને રામાનંદ સ્વામીએ અર્પણ કરેલા તે ચંદનપુષ્પાદિકને નિત્ય રાધિકારમણ - ભગવાન સ્વયં શ્રીકૃષ્ણ તે રામાનંદ સ્વામીની પ્રીતી માટે પ્રત્યક્ષપણે ગ્રહણ કરતા હતા. એક સમયે રામાનંદસ્વામીએ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ને ચંદનપુષ્પદિક સામગ્રી દિવસના વખતમાં અર્પણ કરતા હતા ત્યારે તે શ્રીકૃષ્ણને વર્ણીવેષ નીલકંઠ જેવા હતા તે પ્રમાણે જોયાઅને વળી તેજ સ્વરૂપે પોતાની સેવામાં તત્પર રહેલા જોઇને તેજ નીલકંઠને તેવી રીતના જોઇને વળી થોકીકવાર પછી તે શ્રી નીલકંઠવર્ણી ને સાક્ષાત્

રાધિકાપતિ રૂપે જોયા તે રાધિકાપતિ ભગવાન મહાતિજોમય દ્વિભૂજ મૂર્તિ હતા અને મોરલી બજાવતા હતા. રાધિકા આદિક શક્તિઓએ અને શ્રીદામા આદિક પર્ષદોએ સેવેલા હતા. તેજ શ્રીકૃષ્ણને બીજી જ ક્ષણમાં શ્રીનીલકંઠ રૂપે જોઇને બુધ્ધિમાન એવા રામાનંદ સ્વામીએ આ શ્રી નિલકંઠ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે એમ હ્દયમાં નિશ્ચય કર્યો. સધર્મનું સ્થાપન કરવા માટે અને દુરાત્માનો વિનાશ કરવા માટે તે ભગવાને વૃન્દાવનમાં પ્રતિજ્ઞા કરેલી હતી મોટે તે પોતે જ આવ્યા છે. દુર્વાસા મુનિના શાપનિમિત્તે કરીને મનુષ્ય શરીરને આસરેલા એ શ્રીકૃષ્ણ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરશે એમાં સંશય નથી. આમ નિશ્ચય કરીને શ્રી નિલકંઠવર્ણીને આ શ્રીકૃષ્ણ છે અને પોતે તેમના ભક્ત ઉધ્ધવજી છે તે દુર્વાસાના શાપથી મનુષ્યરૂપે અવતરેલા એમ હ્દયમાં જાણ્યું અને દુર્વાસામુનિના શાપને પામેલા સર્વ ઋષિઓનું રક્ષણ કરવા શ્રીકૃષ્ણ બધાને સુખ આપશે એમ ધારીને ચિંતાથી રહિતપણે વર્તવા લાગ્યા - આમ રામાનંદસ્વામીએ જાણ્યુ શ્રીનીલકંઠ વર્ણી જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે અને હું ઉધ્ધવ છું આમ સિધ્ધ થાય છે શ્રીકૃષ્ણ જ શ્રી હરિ અને રામાનંદ સ્વામી જ ઉધ્ધવ હતા- (હરિદિ-૨૦/૨૩ થી ૩૨)'' ''प्रहाथ नीलकण्ठस्तंश्रीकृष्णं स्मर मां हृदि। तेने पापविनिर्मुक्तः सध एव भविष्यसि॥ इत्युक्तस्तेन विप्रोऽसौ ब्रहुनां पश्यतां नृणाम्। त्वमेव साक्षात् कृष्णोऽसीत्युक्त्वाऽ पश्यत्तमेवहि॥ मूहूर्तार्द्धं स तं पश्यत् गौरवर्णोऽभवद्विजः॥- સિધ્ધપુરમાં તૈલંગ બ્રાહ્મણે હાથીનુ દાન લેવાથી તેનો વર્ણ શ્યામ થય ગયો. ત્યારે તે નીલકંઠના શરણમાં ગયો અને શ્રી નિલકંઠે તેને કહ્યુ - મને શ્રીકૃષ્ણ જાણી હ્દયમાં સ્મરણ કરો. તેનાથી તુરત જ તમો બધા પાપોથી મુક્ત થય જશો. શ્રીહરિએ આમ કહેતા તે બ્રાહ્મણે બધા મુષ્યોને જોતા જ ''તમે જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો'' એમ કહીને તે શ્રી હરિની સામુ જોતાજ તેનો વર્ણ હાથીના દાન લેવાથી શ્યામ થઇ ગયો હતો તે શ્વેત પહેલા જેવો થય ગયો. (હરિદિ-૧૪/૬૭/૭૪ અહીં તો નિલકંઠવર્ણીએ

સ્વયં શ્રીમુખે પોતાને શ્રીકૃષ્ણ કહ્યાં છે.) ''तत स स्वाश्रितान्सर्वानुच्चैरुद्धर्वकरोऽब्रवीत्। साक्षात् श्रीकृष्ण एवायं स्वमुक्त्यै श्रीयतामिति॥ પિબેક ભૈરવે શ્રીજીને મારવા બધાજ તાંત્રિક પ્રયોગ કર્યા છતા નિષ્ફળ ગયા- ત્યારબાદ પોતાના આશ્રિતોને પિબેક બ્રાહ્મણ ઉંચો હાથ કરીને કહેવા લાગ્યો ''આ નિલકંઠવર્ણી સાક્ષાત્ શ્રીકૃષ્ણ પોતે જ છે માટે પોતાની મુક્ત માટે તેનો આશ્રય કરો- આમ પિબેકને પણ ખબરપડી કે આ શ્રીનિલકંઠ જ શ્રીકૃષ્ણ શ્રીહરિ છે. (હરિદિ-૧૫/૪૫)'' ''मुहूर्त्तमी क्षमाणास्ते प्रेमनिर्भृतमानसाः। भूरितेजो मण्डलस्थं श्रीकृष्णं तं व्यचक्षत॥ सकलैश्वर्य सम्पन्नं सर्वशक्तिनिषेवितम्। यथाश्रुतं पुराणादौ तं वीक्ष्य पुनरानमन्॥ यावत्स्तुवन्ति तावत्तं वर्णिवेषं यथापुरा। दृष्टवा त ऊचुः साक्षात्वं कृष्ण एवासि निश्चितम्॥- નવલખા પર્વત પર શ્રીનીલકંઠ પધાર્યા બધા સિધ્ધો આશ્ચર્યથી તેના દર્શન કરતા રહ્યા -આમ બે ઘડી જોતા થકાતે સિદ્ધો એ પ્રેમથી અતિશય ભરાય આવ્યા છે અંતઃકરણ જેમના એવાથકા તે શ્રીહરિ ને અતિશય તેજના સમુહમાં રહેલા શ્રીકૃષ્ણ રૂપે જોયા. પુરાણાદિક સત્શાસ્ત્રોમાં જેવા શ્રવણ કરવામાં આવ્યા હતા તેવા જ સકલ ઐશ્વર્યથી સંપન્ન અને સર્વશક્તિઓ એ સેવેલા તે શ્રીહરિને જોઇને તે સિદ્ધો ફરીથી વારંવાર નમસ્કાર કરવા લાગ્ય અને કેટલાક સ્તુતિ કરવા લાગ્યા. ત્યાતો શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રથમની પેટે જ વર્ણિવેષ જોઇને બધા સિધ્ધો કહેવા લાગ્યા કે તમોતો નિશ્ચેજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો. (આમ સિધ્ધોને નિશ્ચય થયો કે શ્રીનીલકંઠ જ સાક્ષાત્ શ્રીકૃષણ છે- <u>હરિદિગ્વિજય-૧૬-૭થી૯)</u>'' ''सर्वान्तरः स भगवानथ धर्मेसूनुःस्वस्मिन्सतीं परमभक्तिमवेक्ष्य रताः। तां प्रीणयन्प्रकटित स्वपरस्वरुपः कृष्णात्माना स बभुजे नितरां प्रसन्नः॥ तं राधया च रमया परिचर्यमाणं सर्वेश्वरेश्वरमनन्तमहाविभूतिम्। अश्नन्त मादरत आत्मसमर्पितं तदालोक्य विस्मयमसौ ललिताप्रपेदे॥ - ભગવાન શ્રી હરિ એ લલીતાને પોતાનું સ્વરૂપ પૂજવા માટે આપેલુ તે સ્વરૂપમાંથી જ શ્રીહરિપોતાના પરમસ્વરૂપ

શ્રીકૃષ્ણ રૂપે થઇ અન્નકૂટ આરોગવા લાગ્યા અને રાધા તથા રમા તેમની સેવા કરવા લાગ્યા- ત્યારે સર્વાન્તરાત્મા એવા ધર્મપુત્ર શ્રીહરિ ભગવાન તે લલીતાની પોતાને વિષે સત્યભૂત એવી પરમભક્તિ જાણીને તેને પ્રશન્ન કરતા થકા પ્રગટ કર્યુ છે પોતાનું પરાત્પર દિવ્યિસ્વરૂપ જેમણે એવા પણ અત્યંત પ્રસન્ન થઇને ભગવાન કૃષ્ણની પ્રતિમા રૂપે સાક્ષાત્ જમવા લાગ્યા. ત્યારે તે લલીતા તે પ્રત્યક્ષ શ્રીહરિને રાધિકા અને રમાદેવી એ પરીચર્ચા કરેલા. સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર અનન્ન અનેક મહાવિભૂતિઓથી સમ્પન્ન અને પોતે સમર્પણ કરેલુ અન્ન તેને આદર પૂર્વક જમતા એવા પ્રત્યક્ષ પ્રમાણ જોઇને બહુ વિસ્મય પામ્યા (હરિદિગ્વિજય- ૩૭/૧૪૧-૧૪૨- આ સાથે પર રૂપે જે શ્રીકૃષ્ણ રાધા રમા સાથે છે તે જ શ્રીહરિ છે- આ કથાનો વધુ વિસ્તાર સત્સંગિજીવન પ્રકરણ-૩ માં અધ્યાય-૧૯ માં પણ છે ત્યાં પણ આજ લીલા નુ વર્ણન છે)'' ''स्तुत्वाथबद्धञ्जलिराह नाथ। त्वमेव साक्षाज्जगदीश्वरोऽसि। अधर्मसर्गोत्खननाय भूमौजातोऽसि धर्माद्धरिनामधेयः॥ – સચિંદાનંદસ્વામી દ્વારકાદર્શન કરવા ગયા. ત્યાં તેમને ભગાવવના દર્શન દ્રવ્યન આપવાથી ન કરવા દીધા, તથા તત્તપમુદ્રાપણ ન આપી તેથી તેઓ ધ્યાને લગાવી દ્વારકાધીશની આરાધના કરવા લાગ્યા. તેમની આરાધનાની પ્રસન્ન થયેલા દ્વારકાધિસે પોતાની સહસ્ર પત્નિ પરિવાર સાથે તેમને પોતાના દર્શન આપ્યા ત્યારે સચ્ચિદાનંદસ્વામી સ્તુતિ કરતા કહે છે- હે નાથ, તેમોજ સાક્ષાત્ જગત નિયંતા પ્રભુ છો અને તે તમે હાલમાં અધર્મ સર્ગને મૂળમાંથી જ નાશ કરવા માટે પૃથ્વી પર ધર્મ દેવ થકી હરિ એવા નામથી પ્રગટ થયા છો (હરિદિ-૪૦-૨૭)- આ પ્રમાણે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ જ ધર્મદેવ થકી પ્રગટ થયેલા શ્રીહરિ છે.)'' ''तन्मध्यमे मन्दिर आत्ममूर्ति श्री द्वारकाधीशमतिष्ठिपत्सः। ततश्च राधारमणरव्य मूर्तिमस्थापयत् दक्षिणमन्दिरेऽस्मात् –જૂનાગઢ મંદિરની શ્રીજીએ પ્રતિષ્ઠા કરી- તેમાં મધ્યમંદિરમાં તે શ્રીહરિએ પોતાની મૂર્તિ રણછોડ ત્રિકમ

(ત્રિવિક્રમ) નામે શ્રી દ્વારકાધીશ ભગવાનની સ્થાપના કરી અને તે દ્વારકાધિશની જમણીબાજુના મંદિરમાં શ્રી રાધારમણ નામે પોતાની મૂર્તિ સ્થાપના કરી -(હરિદિ-૪૭-૧૭ - આ પ્રમાણે જે દ્વારકાધિશ છે તેજ શ્રીહરિ છે એમ સિધ્ધથયુ)'"'त्वंह्येवास्यखिलावतार धुदजः स्वातन्त्र्यतसर्वदा, धर्मस्थापनसाधुरक्षणधराभारापनुत्यैमुहुः। स त्वं साम्प्रतमत्र वाडवकुले स्कैश्वर्यजुष्टः स्वयं, जातोऽसि स्वपदोप सन्नजनतासौख्यातिरेकपदः॥ -નિરંતર ધર્મનું સ્થાપન કરવું સાધુઓનું રક્ષણ કરવુ પૃથ્વીનો ભાર ઉતારો એ માટે તમો વારેવારે પૃથ્વીપર અજન્મા કર્માધિનતાથી રહિત છો તથા પણ સ્વતંત્રતાથી જ તમારી ઇચ્છા પ્રમાણે તે તે સમયમાં રામકૃષ્ણાદિક સર્વ અવતારો ધરનારા છો તે જ તમો સર્વાવતારી ભગવાન પુરૂષોત્તમ હાલ સમયમાં આ લોકમાં બ્રાહ્મણકુળમાં પોતાના અસાધારણ ઐશ્વર્યોએ યુક્ત થકા જ સ્વયં પ્રગટ થયેલા છો અને પોતાના ચરણ કમળના આશ્રિત જનસમૂહને અતિ અપાર સુખઆપતા થકા આ લોકમાં વિચારો છો. (હરિદિગ્વિજય. ૪૮/૭- આ પ્રમાણે સર્વ રામકૃષ્ણાદિક રૂપે પણ શ્રી હરિ જ હતા એ સિધ્ધ થાય છે. ''विणा मृदङ्गकास्याद्यैः सह तद्गुणकीर्त्तनम्। निशीथावधि चक्रुस्ते सन्तस्तदनुरागिणः॥ तद्भक्तानां सदः स्थानां सर्वेषामपि चेतसि। सङ्कल्प इत्थम् भवत्पश्यतां तं च सादरम्॥ अहो अयं स्वयं कृष्णो गोलोकाधिपति प्रभुः। नृणां निःश्रेय सायैव चरतीह नराकृतिः॥ अपि स्वरूपं दिव्यं तत्परिवार निषेवितम्। दर्शयिक्ष्यति किं साक्षात्कृपयास्मामिन्नजाश्रितान्॥ इति तेषां स सङ्कल्पं विदित्वा भक्तवत्सलः। दर्शयामासदिव्यं स्वं स्वरूपं काम मोहनम् ॥ राधालक्ष्म्याद्यूपेतं च सकलैश्वर्यसेवितम्। दिव्य विग्रह धर्मेण सह स्त्रिभिरूपासितम्। कोटि सूर्यप्रतीकाशं तद्दृष्ट्वा तेऽतिहर्षिताः। परमानन्द निभृता आसन्पूर्ण मनोरथाः॥ -પંચાળા ગામમાં ફાગણવદી પાપમોચની એકાદશીને દિવસે શ્રીહરિએ પોતાના ભક્ત સંતો સહિત ખાખરાના વનમાં ઉપવાસે સહિત રાત્રીએ જાગણ કર્યું

હતુ. તેમાં તે શ્રીહરિમાં જ એક સ્નેહવાળા સંતો મધ્યરાત્રી સુધિ વીણા, મૃદંગ, કાંસી વગેરે સહિતતે શ્રીહરિ આગળ ગુણગાન ગાતા હતા ત્યારે સભામાં બેઠેલા અને આદરપૂર્વક તે શ્રીહરિના સામું જ જોઇ રહેતા તે સર્વે ભક્તજનોના મનમાં આ પ્રમાણે સંકલ્પ થવા લાગ્યો અહો ? આ શ્રીહરિ તો અતિસમર્થ ગોલોકાધિપતિ સ્વયં શ્રીકૃષ્ણ પરમાત્મા જ છે, તે આ લોકામાં મનુષ્યોના કલ્યાણ માટે જ નરાકૃતિ ધારણ કરીને વિચરે છે. તો પોતાની શક્તિઓ અને પાર્ષદાદિ પરિવાર સહિત એવું પોતાનું દિવ્ય સ્વરૂપ તેમના આશ્રિત એવા આપણે કૃપા કરીને સાક્ષાત્ બતાવશે? તે ભક્તોનો આવો સંકલ્પ જાણીને ભક્તવત્સલ ભગવાન શ્રીહરિએ કોટિ કંદર્પને પણ મોહ પ્રમાદે એવા પોતાના અલૌકિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. તે સ્વરૂપ રાધાલક્ષ્મીઆદિક દિવ્ય શક્તિઓએ, તથા મૂર્તિમાન સકળ ઐશ્વર્યોએ સેવેલું તેમજ શ્રધ્ધાઆદિક બાર પત્નિઓએ સહિત દિવ્ય સ્વરૂપ એવા મૂર્તિમાન ધર્મદેવે ઉપાસના કરેલું હતુ. આવું કોટિ સૂર્યના સરખુ તેજોમય તે શ્રીહરિનું સ્વરૂપ જોઇ અતિ હર્ષ પામેલા મુક્તાનંદાદિક સંતો પરમઆનંદથી જેમના હૃદય ભરાઇ આવ્યા છે એવા અને જેમના મનોરથ પૂર્ણ થયા છે એવા થયા હતા - આ પ્રમાણે શ્રીહરિ જ રાધાલક્ષ્મના પતિ શ્રીકૃષ્ણ છે એવું સિધ્ધ થાય છે. (હરિદિગ્વિજય-૨૬/૧૮-૨૫)''

''शाकं कर्त्तुमयोद्युक्तं तं द्रष्टुं घर्मयोषितः। तत्रेयुर्दिव्यभावेन श्रद्धाया मातरो हरिः॥ दिव्यभावेन कृष्णस्य रूक्मिव्याद्याः स्त्रियस्तथा। आयन् विलोक्य तं तत्र शांन्ति प्रायंस्तया विधम्॥.... मूर्तिमुदा दधि प्रादत्तस्मै भक्तप्रियाय वै। हरि:मन्थं च सप्पिष्ठं रूक्मिणी प्रददौ मुदा॥ स ततः सिन्धुजं मेधा हरिद्रादीनि चाक्षिपत्। तस्मै विचित्रपात्राणिः ततः सत्यादयो ददुः ॥– લોયાગામમાં શ્રીહરિ શાક બનાવે છે ત્યારે શ્રીહરિની માતાઓ શ્રધ્ધાઆદિક ધર્મદેવની પત્નીઓ શ્રીહરિના દર્શન કરવા માટે દિવ્યરૂપે ત્યા આવી તેમજ રૂકમણી વિગેરે શ્રીકૃષ્ણની પટ્ટાંગનાઓ પણ દિવ્યરૂપે ત્યાં આવી ત્યાં શ્રીહરિને શાક

બનાવવા તત્પર જોઇને પરમશાંતિને પામી ..... મૂર્તિદેવીએ ભક્તપ્રિય ભગવાન શ્રીહરિને આનંદપૂર્વક દહી આપ્યુ રૂક્મિણીદેવીએ આનંદથી સુંદર ચણાનો લોટ આપ્યો તે પછી શ્રીહરિએ મીઠુ હળદર વિગેરે એ બધુ શાકમાં નાખ્યું અને તે પછી સત્યભામા આદિક કૃષ્ણાંગનાઓએ તે શ્રીહરિને પિરસવામાં ઉપયોગી એવા અનેક પાત્ર આપ્યા (હરિદિગ્વિજય-૩૮-૧૫/૨૬ - અહી કૃષ્ણ ભગવાનની પત્નિઓ શાક બનાવવામાં ઉપયોગી પદાર્થ શ્રીહરિને અર્પણ કર્યા, આજ ગ્રંથમાં ઉલ્લાસ પચ્ચીસમાં પંચાળાગામમાં શ્રીહરિએ સંતોને પોતાના ધામસ્થ મૂળરૂપ રાધારમા ઇત્યાદિ પોતાના સમસ્ત પરિકર સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાના દર્શન કરાવેલા. તેજ ભગવાન જ્યારે લોયા ગામમાં શાકોત્સવ કરતા હતા ત્યારે તેમની પત્નીઓએ શાક બનાવવાના વિવિધ પદાર્થો શ્રીહરિને અર્પણ કર્યા, આમ શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ હોવાથી પત્નીઓએ શાક બનાવવાનો સામાન આપ્યો)'' ''जातोऽथमन्दिरवरे सुमुहूर्तमेव निश्चित्य वैदिकवरानुपहूय विप्रान्। प्रतिष्ठिपच्चसहराधिक चैव गोपीनाथाभिधानमथ तत्र निजस्वरुपम्।। - જ્યારે ગોપીનાથજીનું મંદિર પૂર્ણ થયું ત્યારે સારા મુહૂર્તનો નિર્ણય કરી વેદિયા બ્રાહ્મણોને બોલાવીને તે મંદિરમાં શ્રીરાધિકા સહિત એવા પોતાના સાક્ષાત્ સ્વરૂપ શ્રી ગોપીનાથ નામે ભગવાનની પ્રતિષ્ઠા કરી (હરિદિ-૪૭-૩૯- આમ ગોપીનાથ છે તે જ શ્રીહરિ છે એમ અભિન્નતા સિધ્ધ થાય છે.'' ''सम्पाद्य सम्भारयं विधिजुविप्रोक्तरीत्या च सुभे मुहूर्ते। तत्र प्रतिष्ठापयति स्म कृष्णं राधासमेतं च निजस्वरुपम्॥-ધોલેરાગામમાં પ્રતિષ્ઠાવિધિને જાણનારા કહેવા પ્રમાણે બધી જોઇતી સામગ્રીઓ સમ્પાદન કરીને શ્રીહરિએ મંદિરમાં શુભમુહૂર્તમાં રાધિકાએ સહિત એવા પોતાના સ્વરૂપભૂત શ્રીકૃષ્ણ ભગવાનની સ્થાપના કરી (હરિદિગ્વિજય-૪૬/૩૧- આ પ્રમાણે શ્રીકૃષ્ણ તેજ શ્રીહરિ હતા એમ સ્પષ્ટ થયું)'' ''अत्रैव द्वारका यात्रा कलं सर्वं भविष्यति। एतानि मम रुपाणि सर्वाण्यत्र न संशय:॥ રણછોડ રાય દ્વારકાથી વરતાલ

આવ્યા ત્યારે શ્રીહરિ સંતો ભક્તો પ્રત્યે બોલ્યા- હે ભક્તજનો! દ્વારિકાની યાત્રાનું સઘળું ફળ અહીં આ વૃત્તાલયમાં જ પ્રાપ્ત થશે અને આ લક્ષ્મીનારાયણ આદિક સર્વ પ્રતિમાઓ તે મારા જ સ્વરૂપ છે એમાં સંશય નથી (હરિદિગ્વિજય-૪૭/૧૮ આમ શ્રીહરિએ સ્વમુખે લક્ષ્મીનારાયણ આદીને પોતાના સ્વરૂપ કહી તેની સાથે પોતાની અભિન્નતા કહી)'' ''एतत्सामान्यतः प्रोक्तं विशेषेणास्मदीश्वरः। ज्ञेयः कृष्णावतारत्त्वात्कृष्ण एव न संशय ॥९२॥ ननु कृष्णः कथं भूयो जातो भुवि नराकृतिः। अवतारधृतौ हेतुस्तस्य को वास्ति साम्प्रतम् ॥९३॥ इति चेच्छूयतां विष्णोःप्रयोजनवशाद्भुवि। एकनामावतारोऽपि पुनः प्रादुर्भवत्यपि ॥९४॥ द्विराविरासीन्मत्स्यो हि वराहश्च तथा पुनः। द्विश्च धन्वन्तरिर्जातो वामनस्त्रिश्च भूतळे॥९५॥ त्रयो बुद्धावताराश्च जातास्तुल्यक्रिया भुवि। कथाविस्तार एतेषां ज्ञेयो भागवतामृतात् ॥९६॥ तथा कृष्णोऽप्यसौ भूयः प्रादुर्भूतो निजेच्छया। अत्र तस्यैव वचनं प्रमाणमपि वर्त्तते॥९७॥ जरासन्धो यदायातो मथुरायां महाचमूः। तदा युयुत्सुस्तेनासौ बलभद्रमभाषत ॥९८॥ आवयोरवतारोऽत्र भूभारहरणाय च। अधर्मोच्छित्तये धर्मस्थित्यै सद्रक्षणाय च ॥९९॥ तत्र रक्षा सतां या सा तदा सम्यक् कृता भवेत्। यदा मया सहैवैषां संवासः प्रायशो भवेत् ॥१००॥ ते हि मद्दर्शनस्पर्शपूजासम्भाषणादिभिः। प्राप्नुयुः परमं सौख्यमेतत्तज्जीवनं परम् ॥१०१॥ दुर्जनोपद्रववशात्साम्प्रते तन्न जायते। तस्मादद्य तु भूभारदैत्यांशा नाश्यतां नृपाः ॥१०२॥ अक्षीणवासनत्त्वातु पुनरेते महीतले । नृपगुर्वादिरूपेण सम्भविष्यन्ति पापिनः॥१०३॥ मद्यं मांसं पारदार्यमभक्ष्य भक्षणादिकम्। अधर्मं वर्त्तयिष्यन्ति स्वाश्रितादिषु भूरिशः ॥१०४॥ तदा सद्धर्मरक्षार्थमधर्मोच्छित्तये तथा। अहं प्रादुर्भविष्यामिपुनर्भुव नराकृतिः॥१०५॥ ततश्च कृतकृत्योऽहं भविष्यम्येव सर्वथा। एतदथो भागवते श्लोकस्तेनैव कीर्त्तितः॥१०६॥ अन्योऽपि धर्मरक्षायै देहः सम्भ्रियते मया। विरामाया प्यधर्मस्य काले प्रभवतः कचित्॥१०७॥ तस्मात्कृष्णावतारोऽयं सप्रमाण इतीयताम् ।

कृष्णस्यैव हि दृश्यन्ते लक्ष्माण्यसिम्मन्नशेषतः ॥१०८॥ ध्वजवज्रांकुशादीनि रेखाचिह्नानि षोडश। पादयोरस्य वर्त्तन्ते कृष्णस्येव स्फुटानि हि ॥१०९॥ कथेयं कृष्णसन्देर्भे पाद्मोक्ता लिखितास्ति हि। विरञ्चिर्नारदायाह कृष्णलक्ष्मबुभुत्सवे ॥११०॥ अवतारा ह्यसंख्याताः कथिता मे तवानघ!। परं सम्यक्प्रक्ष्यामि कृष्णस्तु भगवान् स्वयम् ॥१११॥ यैरवं ज्ञायते देवो भगवान्भक्त वत्सलः। तानि लक्ष्माण्यहं वेद सत्यमेतन्मयोदितम् ॥११२॥ षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदोः। दक्षिणे नव चिह्नानि इतरे सप्तसंख्यया॥११३॥ ध्वजः पद्मं तथा वज्रमंकुशो यव एव च। स्वस्तिकश्चोर्ध्वरेखा च अष्टकोणं च जम्बवम् ॥ ११४॥ ......एतावांस्त्वत्र भेदोऽपि ज्ञाताव्यः कृष्णयोर्द्वयोः। एको गृही क्षत्रधर्मा वर्ण्यन्यो ब्रह्मधर्मभाक ॥१४०॥ અને વળી આ તો સમાન્યપણે ઇશ્વર લક્ષણ કહ્યું, પરંતુ વિશેષણપણે કરીને તો અમારા સ્વામી શ્રીહરિ કૃષ્ણનો જ અવતાર હોવાથી સ્વયં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમજ છે. એમાં કાંઇ સંશય નથી. ॥૯૨॥ (પંડિતો મધ્યે શંકા કરે છે) હે મુક્તાનંદમુને! શ્રીકૃષ્ણ પરમાત્મા પૃથ્વી ઉપર ફરીથી કેમ નરાકૃતિ ધારણ કરીને પ્રગટ થયા છે? અને તેમને હાલ સમયમાં અવતાર ધારવામાં શો હેતુ છે? તે કહો. ॥૯૩॥ એમ જો તમે કહેતા હો તો સાંભળો? પ્રયોજનનાવશપણાથી પૃથ્વી ઉપર વિષ્ણુ-ભગવાનના અવતારો એક નામના પણ વારંવાર પ્રદુર્ભાવ પામે છે. એમ શાસ્ત્રમાં પ્રમાણસિદ્ધ છે. ॥૯૪॥ જેમ કે -મત્સ્યાવતાર બે વખત આવિર્ભાવ પામેલો છે. તેમજ વહાર અવતાર ફરીથી થયેલો છે. ધન્વંતરિ અવતાર બે વખત થયેલો છે. તેમજ વામનાવતાર પૃથ્વી ઉપર ત્રણ વખત થયેલો છે. ॥૯૫॥ પૃથ્વી ઉપર સમાન ક્રિયાવાળા ત્રણ બુદ્ધાવતાર થયેલા છે. આ બધા અવતારોની કથાઓનો વિસ્તાર ભાગવતામૃત નામે પ્રસિદ્ધ ગ્રંથ થકી જાણવો. ॥૯૬॥ તેજ પ્રમાણે આ શ્રીકૃષ્ણ પરમાત્મા પણ પોતાની ઇચ્છાથી જ ફરીને હાલ કાળમાં પ્રાદુર્ભાવ પામેલા છે. આ વાર્તામાં પ્રમાણભૂત તેમનું પોતાનુંજ વચન વર્તે છે. ॥૯૭॥ મોટા સૈન્યથી વીંટાયલો જરાસંઘ જ્યારે મથુરામાં આવ્યો ત્યારે

તેની સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ પરમાત્માએ બળદેવજીને આ પ્રમાણે કહ્યું હતું- ''હે બળભદ્ર! આ ભૂતળમાં આપણો અવતાર પૃથ્વીનો ભાર હરવાને માટે, તથા અધર્મના ઉચ્છેદને માટે, ધર્મના સ્થાપન માટે અને સત્પુરૂષોના રક્ષણ માટે થયેલો છે. ાા૯૮-૯૯ાા તેમાં મારા ભક્ત-સાધુઓની જે રક્ષા કરવી તે તો ત્યારે સમ્યક્ પ્રકારે કરી શકાય કે- જ્યારે એમનો મારી સાથે જ ઘણું કરીને સમીપવાસ થાય. કારણ કે-તે સંતો મારૂં દર્શન, મારો સ્પર્શ, મારી પૂજા અને મારી સાથે સંભાષણ એ આદિકથીજ પરમ સુખ પામે, કેમકે- મારા દર્શનાદિક એજ તેમનું જીવન છે. ાા૧૦૦-૧૦૧ાા અને હમણાં તો આ જરાસંઘ જેવા દુર્જનોના ઉપદ્રવને લીધે તે બને તેવું જ નથી, માટે હમણાં તો ભૂમિના ભારભૂત દૈત્યાંશથી જન્મેલા રાજાઓનો નાશ કરો. ાા૧૦૨ાા અને આ વખતે મારેલા પાપી અસુરો તો તેમની દુર્વાસનાઓનો ક્ષય નહિ થવાથી પૃથ્વી ઉપર રાજાઓ અને ગુરુઓ આદિકરૂપે કરીને ફરીથી ઉત્પન્ન થશે. ાા૧૦૩ાા અને મદ્યપાન, માંસભક્ષણ, તથા પરદારાગમન, તેમજ અભક્ષ્ય વસ્તુઓનું ભક્ષણ. એ આદિક અધર્મને પોતાના ઘણાક આશ્રિત વિગેરે જનોમાં પ્રવર્ત્તાવશે. ત્યારે સદ્ધર્મની રક્ષા માટે તથા અધર્મના ઉચ્છેદ માટે પૃથ્વી ઉપર હું નરાકૃતિ ધારણ કરીને ફરીથી પ્રાદુર્ભાવને પામીશ-પ્રગટ થઇશ. અને તેમ કરવાથીજ હું સર્વથા કૃતકૃત્ય થઇશ. એટલે કે મારૂં કાર્ય પુરૂં થશે.'' આ અર્થને પ્રકાશ કરનારો શ્લોક શ્રીમદ્ભાગવતમાં તે શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ કહેલો છે- કાળે કરીને ક્યારેક વૃદ્ધિ પામતા અધર્મના વિશાશ માટે, તેમજ સનાતન સદ્ધર્મની રક્ષા માટે હું બીજો પણ દેહ-અવતાર ધારણ કરીશ. ાા૧૦૪-૧૦૭ાા મુક્તાનંદમુનિ કહે છે- હે પંડિતો! ભગવાન કૃષ્ણ પરમાત્માએજ આ પ્રમાણે કહેલું છે. માટેજ આ શ્રીસ્વામિનારાયણ કૃષ્ણનોજ સપ્રમાણ અવતાર છે એમ તમે જાણો! અને વળી- આ શ્રીહરિને વિષે કૃષ્ણનાજ લક્ષણો સમગ્રપણે પ્રત્યક્ષજોવામાં

આવે છે. ।।૧૦૮।। (તે લક્ષણો કહે છે- ધ્વજ, વજ અને અંકુશ વિગેરે રેખારૂપ સોળેય ચિન્હો આ શ્રીસ્વામિનારાયણના બંને ચરણકમળમાં શ્રીકૃષ્ણના ચરણમાંજ જેમ એમ સ્પષ્ટપણે વર્તે છે. ।।૧૦૯।। પદ્મપુરાણમાં કહેલી આ કથા કૃષ્ણસંદર્ભમાં લખેલી છે. કૃષ્ણના લક્ષણો જાણવાને ઇચ્છતા નારદજીને બ્રહ્માએ તે કથા કહી છે- હે નિષ્પાપ નારદ! મેં તમને અસંખ્યાત અવતારો કહી બતાવ્યા, પરંતુ-હવે હું તમને ખરેખરૂં કહું છુ કે- કૃષ્ણ તો સ્વયં ભગવાન સર્વાવતારી પુરૂષોત્તમજ છે. ।।૧૧૦-૧૧૧।। અને વળી દિવ્યમૂર્તિ એવાતે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ જે લક્ષણોથી જાણવામાં-ઓળખવામાં આવે છે, તે લક્ષણો પણ હું જ જાણું છું. અને આ વાત મેં ખરીજ કહેલી છે. ।।૧૧૨।। કારણ કે- તે કૃષ્ણના ચરણોમાં મેં તો સોળેય ચિહ્નો નજરે જોયેલાં છે. તેમાં જમણા ચરણમાં નવ અને ડાબામાં સાતની સંખ્યાથી જોયેલાં છે. (તે આ પ્રમાણે જાણવાં-) ધ્વજ, કમળ તથા વજ, અંકુશ અને યવ, તેમજ સ્વસ્તિક, ઊર્ધ્વરેખા, અષ્ટકોણ અને જાંબુ, તથા ધનુષ, ત્રિકોણ, કળશ, અર્ધચંદ્ર, આકાશ, મત્સ્યનું ચિન્હ તથા ગોપદ, એમ સોળ જાણવાં ।।૧૧૩-૧૧૫।।  અને વળી હે પંડિતો! આ બંને કૃષ્ણાવતારમાં આટલો ભેદ જાણવો કે- એક ગૃહસ્થાશ્રમી હોઇને ક્ષત્રિયધર્મને અનુસરનારા હતા. અને બીજા બ્રહ્મચર્યાશ્રમમાં રહીને બ્રાહ્મણધર્મને અનુસરનારા છે. ।।૧૪૦।। (હરિદિવિગ્વજય/ઉલ્લાસ ૪૨ આમ ‘‘ભગવાન ધર્મસુત શ્રીહરિ વસુદેવ સુત શ્રીકૃષ્ણનો જ બીજો અવતાર છે.’’ એમ મુક્તાનંદ સ્વામીએ વટપત્તનની રાજસભામાં આગ્રહથી બહુરીતે ઉઘાડુ સમર્થન કર્યુ છે. અહીં આ હરિદિગ્વિજય ગ્રંથમાં નિત્યાનંદ સ્વામી પાને પાને એવું પ્રતિપાદન કરે છે કે જે દેવકીનંદન શ્રીકૃષ્ણ છે તે જ ધર્મનંદન હરિકૃષ્ણ છે. આથી જે લોકો નિત્યાનંદ સ્વામીના નામપર જે પણ કંઇ બંડવાત ચલાવતા છે કે ‘‘જ્યારે સત્સંગિ જીવન ગ્રંથની રચના થઇ રહી હતી. ત્યારે નિત્યાનંદ સ્વામી વિવાદમાં ઉતરેલા કે

આ સત્સંગિ જીવન ગ્રંથમાં શ્રીજી મહારાજને શ્રીકૃષ્ણ જેવા કેમ લખાય. બધા સંતો એવું કહેતા હતા કે ભગવાન શ્રીકૃષ્ણ છે તે જ શ્રીજીમહારાજ છે અને એક નિત્યાનંદ સ્વામી જ આ બાબતનો વિરોધ કરતા હતા. આ વિવાદ સાત દિવસ સુધી ચાલ્યો. અંતે શ્રીજી મહારાજ નિત્યાનંદ સ્વામીને બાથમાં લઇને મળ્યા અને કહ્યું કે 'એક તમારી સમજણ જ સત્ય છે અને બીજા બધાની સમજણ અસત્ય છે.' આ વાતનો પણ પરિહાર થઇ જાય છે. કારણ કે શ્રીજી મહારાજની ઉપસ્થિતિમાં રચાયેલા અને ભગવાન સ્વામિનારાયણે જેના એક એક ઉલ્લાસો અને શ્લોકો વાંચી, વંચાવી માન્ય કરેલા એવા આ પ્રસાદીના ગ્રંથમાં તો નિત્યાનંદ સ્વામી સ્થાન સ્થાન પર જે દેવકીનંદન શ્રીકૃષ્ણ છે તે જ પ્રગટ પ્રમાણ શ્રી સ્વામિનારાયણ છે એમ કહે છે. માટે નિત્યાનંદ સ્વામીના નામ પર ચાલતો  આ બંડમત સંપૂર્ણ રીતે નિત્યાનંદ સ્વામીના આ શ્રીજી માન્ય પ્રબંધથી વિરુદ્ધ પ્રતિત થાય છે. જો નિત્યાનંદ સ્વામી સત્સંગિ જીવન ગ્રંથની રચના કરતા સમયે વિરોધમાં ઉતરતા હતે તો તેઓ આ ગ્રંથમાં શ્રીકૃષ્ણ છે તે જ સ્વામિનારાયણ છે. એવું શા માટે લખત? માટે આ વાત પાયાવગરનો હોવાથી અમાન્ય થઇ જાય છે.'')

જેના એક એક પ્રકરણો ભગવાન સ્વામિનારાયણે સ્વયં વાચી મંજુર કરેલા છે એવું ઐતેહ્ય પ્રમાણથી અને વૃધ્ધોની પરંપરાથી જાણવા મળે છે એવી ભક્તિચિંતામણીમાં પણ નિષ્કુળાનંદસ્વામી લખે છે. ''અતિસુંદર ગોકોલ મધ્યે અક્ષર એવું જેનું નામ છે ।। એવા અક્ષરધામમાં તમે રહો છો કૃષ્ણ કૃપાલ ।। એવા શ્રીકૃષ્ણ કિશોર મૂર્તિ । આપ ઇચ્છાએ અવતરી યુગોયુગ જનનાં કરજ કરો । પ્રથમ મૂર્તિ ધર્મથી પ્રગટ્યા પુરણકામ ।। નરનારાયણ નાથજી । તમે રહ્યા બદ્રીકા ધામ । ત્યારપછી વસુદેવ દેવકીથી પ્રગટ્યા મથુરામાંય । અનંત અસુર સંહારવા । કરવા નિજસેવકની સાંય । ત્યારપછી વળી જગમાં । અધર્મવાધો અપાર । ભક્તિ ધર્મને

પીડવા । અસુરે લીધા અવતાર । તારે તમે પ્રગટ્યા । કોશલ દેશમાં ઘનશ્યામ (ભક્ત ચિંતામણી- પ્ર. ૧- આ રીતે મંગળમાંજ ગોલોક મધ્યે અક્ષરધામ કહીને, તે શ્રીકૃષ્ણ નાજ અવતાર શ્રીહરિને કહે છે, આ ઉપરથી સર્વનો અભેદ સ્પષ્ટ થાય છે)'' દુર્વાસાના શાપથી ભૂમિમાં અવતરેલા ધર્મમૂર્તિ મરીચ્યાદિ ઋષિઓ દૈવયોગે વૃંદાવનમાં ભેગા થઇ શ્રીકૃષ્ણનું આરાધન આદરતાં પ્રસન્ન શ્રીકૃષ્ણએ બ્રહ્મ તેજમાં નંદ યશોદા ગોપ ગોપી રાધારમા અષ્ટ પટરાણી સાથે ''વણી ધેનુંએ શોભે એ ધામરે । જેનું કહીએ તે ગોલોક નામ રે । તેમાં મૂર્તિ સુંદર શ્યામ રે । દીશ શ્રીકૃષ્ણ પૂરણ કાન રે ।'' આ રીતે દર્શન આપતા તેઓએ ''ક્ષર અક્ષર પર અકલરે । રહો તેજ પુંજને મંડલ રે । ધર્મ રક્ષા કરવા મુરાર રે । ધર્યા મત્સ્યાદિક અવતાર રે । જય ગોલોક પતિ ગોવિન્દ રે । જય રાધાપતિ રસરૂપ રે'' (પ્ર-૧૪) ''પ્રસન્ન થયેલા પ્રત્યક્ષ શ્રીકૃષ્ણે ''ત્યારે શ્રીકૃષ્ણ કહે સુણો ધર્મ રે । એતો સર્વે જાણું છું હું મર્મરે । ધર્મ તમે ભક્તિ ને આ ઋષિ રે । સહુ રહો આનંદમાં ખુશિ રે । હરિનામે હું થાઇશ બાળ રે ।।'' (ભ.ચિ.પ્ર. ૧૫- આ રીતે શ્રીહરિ નામે અવતાર ધરવાનું વરદાન આપી શ્રીકૃષ્ણ ભગવાન સ્વસ્થાને ગયા) (આ કથા જોતાં ગોલોક પતિ રાધારમા પતિ શ્રીકૃષ્ણનો જ હરિ રૂપે અવતાર થયાનું સ્પષ્ટ થાય છે.)'' વરદાનને અનુશારે દિવ્યરૂપથી અવતરેલા બાળ કૃષ્ણે ''હેમવસ્ત્ર વાંસળી છે હાથ રે । નંગ જડિત મુગટ છે માથે રે । કહે તમે છો કૃષ્ણ કૃપાળ રે । વ્રજ મળ્યા હતા તે તમે બાળ રે (ભ.ચિ.પ્ર. ૧૬)'' એવા દર્શન આપતાં માતાપિતા એ અક્ષરધામી અવતારી પણે સ્તુતિ કરતા. ''માતા ચિંતામાં કરો । થાસે ધાર્યું તમારું જેહ । વ્રજની વાત સંભારવા મે રૂપ દેખાડ્યું તેહ ।। એમ કહી અર્ભકતનાં, કર્યા ચરિત્ર દીન દયાલ । અલૌકિકરૂપ ગોપ્ય કરી ને, બાળ બન્યા તતકાલ ।। ધર્મને ધીરજ આવી, દેખી એવા દિવ્યબાળ । જાણ્યું સંકટ સર્વે ગયાં, થયો અસુરનો કાળ (ભ.ચિ. ૧૭/૧-૩ આથી શ્રીકૃષ્ણ જ

શ્રીહરિ રૂપે પ્રકટ થયા એમ સ્પષ્ટ થયું)- ભક્તિમાતાને અંતકાળે શ્રીહરિએ હરિગીતાનો ઉપદેશ આપી તેઓએ માતાને સાક્ષાત્ પોતાની પ્રાપ્તિનો ઉપાય બતાવ્યો- ઉપદેશ સાંભળ્યા બાદ ભક્તિમાતા ભગવાન શ્રીહરિ પ્રત્ય બોલ્યા - ''એવી રીતે હરિગીતા ક'ઇ રે, સુણી માતાએ તે શ્રુતિ દઇ રે ।। પછી પુત્ર પ્રત્યે બોલ્યા માત રે, સુણો હરિ પ્રભુ મારી વાત રે ।।૨૩।। તમે કૃષ્ણને વિશે ભગતિ રે, કહ્યુ કરવી હેતેશું અતિ રે ।। <u>તેહ શ્રીકૃષ્ણ છો સુત તમે રે, નિશ્ચય કરીને જાણ્યા છે અમ રે ।।૨૪।। કૃષ્ણ કહીએ જે ગોલોક ધામ રે, તે તમે થયા છો હરિ નામ રે ।। પ્રભુ તમારે વચને વળી રે, મારા સર્વે સંશય ગયા ટળી રે ।।૨૫।।</u> મારી વૃત્તિ તમમાં ઠેરાણી રે, કાળ માયાના ભયથી મુકાણી રે ।। હવે જાઉં છું તમારે ધામ રે, એમ કહીને પામ્યા વિશ્રામ રે ।।૨૬।। પછી ધર્યું પ્રભુજીનું ધ્યાન રે, તેણે કરી ભૂલ્યાં તનભાન રે ।। એમ કરતાં અર્ક ઉદે થયા રે, ત્યારે પ્રભુજી ના'વાને ગયા રે ।।૨૭।। પછી નિત્યકર્મને કાજ રે, આવ્યા અગ્નિશાળામાં મહારાજ રે ।। ત્યારે માતાજીને તેહ વાર રે, દેખાણા પ્રભુ હૃદય મોઝાર રે ।।૨૮।। પ્રસન્ન વદન વર્ણીને વેશ રે, બાંધ્યો છે સારો અંબોડો શીશ રે ।। ચંદ્રકાંતિ સમ મુખ શોભે રે, નયણાં નવીન કમળ ઉભે રે ।।૨૯।। ઘનશ્યામ સુંદર છે તન રે, પહેર્યું કોપીન પર આછાદન રે ।। ખભે શ્વેત વસ્ત્ર લીધું ધારી રે, કંઠે માળા બે સુંદર સારી રે ।।૩૦।। પંચ ઊર્ધ્વપુંડ્ર છે પુનિત રે, પહેરી શ્વેત સારી ઉપવીત રે ।। એવી મૂર્તિમાં ચિત્ત ચોંટયું રે, પામ્યા અંતરમાં સુખ મોટું રે ।।૩૧।। પછી દીઠો પોતાનો આતમા રે, તેજ તેજ તેજની છે સીમા રે ।। મન પ્રાણ ગુણ ઇન્દ્રિય દેહ રે, તેહ પર પ્રકાશક જેહ રે ।।૩૨।। એવો નિજ આતમાપ્રકાશ રે, તેનો થયો બ્રહ્મશું વિલાસ રે ।। તેહ બ્રહ્મતેજ માંહી માત રે, દીઠા હરિ તે કૃષ્ણ સાક્ષાત રે ।।૩૩।। મનોહર સુંદર ઘનશ્યામ રે, છબિ જોઇ લાજે કોટિ કામ રે ।। કોટિ કોટિ ઇંદુનો ઉજાસ રે, અંગ અંગ પ્રત્યે છે પ્રકાશ રે ।।૩૪।। હેમ સમ શોભા વસનની રે,

કટિમેખળા છે રતનની રે ॥ મોરમુગટ જડયો મણિએ રે, મકરાકૃત કુંડળ ગણીએ રે ॥૩૫॥ કંઠે કૌસ્તુભમણિનો હાર રે, મોતીમાળા શોભે છે અપાર રે ॥ વેઢ વીંટી કડાં કર ઉભે રે, બાજુ કાજુ ને સાંકળાં શોભે રે ॥૩૬॥ પગે શોભે સુંદર નૂપુર રે, સારીકોમળાવસ્થા કિશોર રે ॥ ચર્ચી ચંદન પહેર્યા છે હાર રે, તોરા ગજરા શોભે અપાર રે ॥૩૭॥ પહેલી વૈજયંતી સુંદર માળા રે, તેણે લાગે છે અતિ રૂપાળા રે ॥ શોભે વાંસળી સારી સુંદર રે, એવા દીઠા માયે નટવર રે ॥૩૮॥ નીર્ખી હર્ષ પામ્યાં મહેતારી રે, પછી દીઠા તેણે બ્રહ્મચારી રે ॥ કૃષ્ણ હરિ હરિ તે જ કૃષ્ણ રે, એવું થયું માતાજીને દૃષ્ણ રે ॥૩૯॥ પછી કર જોડી દીન થઇ રે, બોલ્યા કૃષ્ણ પ્રત્યે માતા રઇ રે ॥ કર સ્તુતિ કહે છે એમ માય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૦॥ સાધુ દેવતા ને સત્ય ધર્મ રે, તેને પાળો છો પૂરણબ્રહ્મ રે ॥ વળી રક્ષક બ્રાહ્મણ ગાય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૧॥ કરવા નિજ જનની પ્રતિપાળ રે, આવ્યા ગોલોક થકી દયાળ રે ॥ થઇ પુત્ર કરી મારી સહાય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૨॥ વળી અજ્ઞાનરૂપી જે તમ રે, તેને ટાળવા સૂરત સમ રે ॥ ધર્મ એકાંતિક ધાર્યો સદાય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૩॥ વળી એક હાથે વર આપો રે, એક હાથે અભય કરી સ્થાપો રે ॥ પાપ વનદહન નામદાય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૪॥ પાષંડ ધર્મને ખંડવા કાજ રે, તમે પ્રકટયા પંડિતરાજ રે ॥ શરણાગતના સુખ સીમાય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૫॥ જ્ઞાન ભક્તિ વૈરાગ્ય ભંડાર રે, અહિંસાદિક ધર્મ અપાર રે ॥ એવા બહુ ગુણ તમમાંય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૬॥ તમે અકળરૂપ અવતારી રે, હમણાં વર્ણવેષ રહ્યા ધારી રે ॥ એમ કરે છે સ્તુતિને માય રે, ધન્ય ધન્ય કૃષ્ણ હરિરાય રે ॥૪૭॥'' (સદ્ નિષ્કુળાનંદ સ્વામીકૃત ભક્ત ચિંતાણી પ્રકરણ-૨૪ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પુનઃ પ્રગટ થયા એવો ભક્તિ માતાને નિશ્ચય થયો. આથી શ્રીકૃષ્ણ અને શ્રી હરિની અભિન્નતા થઇ)

‘‘શ્રાદ્ધ સારી જમાડયા વિપર, કર્યો માસીસો સારો સુંદર ॥ પછી માસે માસે નિરાધાર, જમ્યા દ્વિજ હજારોહજાર ॥૧૧॥ એમ કરતાં સાત માસ થયા, જમી બ્રાહ્મણ તે ઘેરે ગયા ॥ પછી પોતે પોતાના સંબંધી, જમ્યા ભેળા બેસી ભલી વિધિ ॥૧૨॥ પછી ધર્મદેવને તે દિને, આવ્યો તાવ પીડા થઇ તને ॥ ત્યારે એમ વિચાર્યું છે મન, આવ્યું મૃત્યુ હવે થોડે દન ॥૧૩॥ પછી સર્વે પદારથમાંય, પ્રીતિ રહેવા દીધી નહિ ક્યાંય ॥ શ્રીકૃષ્ણધ્યાને જોડયું છે મન, આવ્યો એકાદશીનો ત્યાં દન ॥૧૪॥ તે દી શ્રીકૃષ્ણની પૂજા કીધી, તેડી બ્રાહ્મણને ભલી વિધિ ॥ એમ કરતાં આથમિયો દન, પડી રાત્ય આવિયાં સ્જન ॥૧૫॥ સર્વ સંબંધી રહ્યા છે સુઇ, હરિ વિના બેઠું નથી કોઇ ॥ એકાદશીના જાગરણ કાજ, એક જાગે પોતે મહારાજ ॥૧૬॥ નિજ તાતનાં ચાંપે છે ચરણ, એમ કરે છે આપે જાગરણ ॥ તાત પામ્યા પીડા તાવ તેણે, નથી આવતી નિદરા નેણે ॥૧૭॥ પછી હરિની ઇચ્છાએ કરી, વૃત્તિ અંતર માંહી ઊતરી ॥ સમાધિમાં જોયું બ્રહ્મતેજ, દીઠો તેજસમૂહ સહેજ ॥૧૮॥ જોયુ વૃંદાવન તે મોઝાર, દીઠા કૃષ્ણ ત્યાં કરતા વિહાર ॥ સુંદર મોરલી હાથે છે એવા, દીઠા પૂર્વે દીઠા હતા જેવા ॥૧૯॥ નીરખી શ્રીકૃષ્ણ વાધ્યો આનંદ, થયા મગ્ન દેખી સુખકંદ ॥ હુવાં રોમાંચિત ગાત્ર તેણે, આવ્યાં હર્ષ તણાં આંસુ નેણે ॥૨૦॥ પછી ધર્મે સંભ્રમે કરીને, કર્યા દંડવત બહુ હરિને ॥ કરી નમસ્કાર જોડીને પાણ, ઊભા આગળ્યે ધર્મ સુજાણ ॥૨૧॥ કરતા દર્શન ત્યાં તતકાળ, દીઠા કૃષ્ણ પોતાના તે બાળ ॥ કૃષ્ણ હરિ હરિ તે જ કૃષ્ણ, એવું જાણીને કરે છે દ્રષ્ણ ॥૨૨॥ કૃષ્ણ સમ દેહનો આકાર, ફરે નહિ વેશ બ્રહ્મચાર ॥ પછી ધર્મને સર્વે સાંભર્યું, કૃષ્ણે હરિ નામે દેહ ધર્યું ॥૨૩॥ મારે ઘેર્ય પ્રકટયા એ કૃષ્ણ, થઇ પોતે ભગવાન પ્રસ્ન ॥ એમ જાણીને પ્રેમવશ થયા,પછી હરિને મળવા ગયા ॥૨૪॥ ત્યાં તો અંતર્ધાન થયું રૂપ, દીઠું સમાધિમાં જે અનુપ ॥ જાગ્યા સમાધિથી ધર્મદેવ, ત્યાં તો પાસે કરતા દીઠા સેવ ॥૨૫॥ તેને મળ્યા કરી અતિ પ્રીત,

તેણે થયા પોતે રોમાંચિત ॥ આવ્યાં હર્ષનાં આંખ્યમાં આંસુ, જાણ્યું આવી મંડાણું ચોમાસું ॥૨૬॥ પછી નમસ્કાર કરી ઘણું, કર્યું પ્રારથના પ્રભુ તણું ॥ કહે નરનાટયક તમે ધરી, ઢાંકી રાખ્યું છે ઐશ્વર્ય હરિ ॥૨૭॥ તમે સર્વે જગતના સ્વામી, કૃષ્ણદેવ તમે બહુમાની ॥ મારા ઇષ્ટદેવ કૃષ્ણ જેહ, પૂરણ પુરુષોત્તમ તમે તેહ ॥૨૮॥ કરવા સત્ય પોતાનું વચન, મારા પુત્ર થયા ભગવન ॥ તમે સ્વતંત્ર છો ભગવાન, પૂર્વે આપ્યું'તું મુજને જ્ઞાન ॥૨૯॥ સાક્ષાત્કાર જનમસમે, મને જણાણા'તા પ્રભુ તમે ॥ તેહ જ્ઞાન કાળવેગે કરી, મેને વીસમી ગયું'તું હરિ ॥૩૦॥ હવે આજ થકી જ્ઞાન એહ, વીસરી મ જાજ્યો માગું તેહ ॥ કહું તમને સુણો દયાળ, આવ્યો છે સમીપે દેહકાળ ॥૩૧॥ પાંચ છો દિન તન છૂટશે, કાચો કુંભ તે નિશ્ચય ફૂટશે ॥ તેનો ભય નથી મન મારે, દૃઢ આશ્રયે કરી તમારે ॥૩૨॥ પણ એક ખેદ મનમાંય, વિરહ તમારો નહિ સહેવાય ॥ માટે ફરી જન્મ થાઓ મારો, પણ વિયોગ થાઓ તમારો ॥૩૩॥'' (ભક્ત ચિંતામણી પ્ર.૨૫ આથી ધર્મદેવ ને પણ નિશ્ચય થયો કે ગોલોક ધામના અધિપતિ શ્રીકૃષ્ણ ભગવાન જ મારા પુત્ર હરિરૂપે પ્રગટ થયા છે આથી શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટથઇ) તદનન્તરશ્રી ધર્મદેવ પોતાના બન્ને પુત્ર ઇચ્છારામભાઇ અને રામપ્રતાપભાઇને પોતાની સમીપ બોલાવ્યા અને તેના પ્રત્યે બોલ્યા -: ''પછી તેડાવિયા સુત દોય, આવી બેઠા વંદન કરી સોય ॥ જ્યારે પુત્ર લાગ્યા આવી પાય, તેહ પ્રત્યે બોલ્યા ધર્મરાય ॥૫॥ હે પુત્ર! તમે મારું વચન, હિતકારી છે માનજ્યો મન ॥ કહું રહસ્ય તણી વાત એહ, ધારો હૃદયમાં કરી સ્નેહ ॥૬॥ મારાં વચન માંહી પ્રતીત, હોય તો તમે ધારજ્યો ચિત્ત ॥ ત્યારે કર જોડી કહે બેઉ ભ્રાત, અમે માનશું કહો તમે તાત ॥૭॥ જે જે કહેશો આ સમે વચન, તે તે સત્ય માનવા છે મન ॥ ત્યારે ધર્મ કહે સુતશ્રેષ્ઠ, રાધાકૃષ્ણ જે આપણા ઇષ્ટ ॥૮॥ જેને ઉપાસું છું આઠું જામ, તે જ કૃષ્ણ આ શ્રીહરિ નામ ॥ મારા સુત ને તમારા ભાઇ, તે જે કૃષ્ણ માનો મનમાંઇ ॥૯॥

હરિરૂપ આ કૃષ્ણ સાક્ષાત્, તેની ભક્તિ કરજ્યો બેઉ ભ્રાત ॥ રહેજ્યો એના વચનમાં નિત્ય, કરજ્યો સેવા કરી બહુ પ્રીત્ય ॥૧૦॥ વળી કૃષ્ણની પ્રતિમાં જેહ, આપણે પૂજીએ છીએ તેહ ॥ તે આ હરિની નિશ્ચે બુજ્જ્યો, એમ જાણી વિધિએ પૂજ્જ્યો ॥૧૧॥ વળી પ્રથમ તમને મેં પુત્ર, કહ્યા શ્રીકૃષ્ણના જે બે મંત્ર ॥ અષ્ટાક્ષર મંત્ર પામ્યા આપ, તે પણ આના જાણી કરો જાપ ॥૧૨॥ (ભક્તચિંતામણી પ્ર-૨૬ આથી દેવકી નંદન, રાધાપતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયુ અને અષ્ટક્ષર મંત્રો પણ શ્રીહરિના જ છે એમ સ્પષ્ટ થયુ) - ભગવાન શ્રીહરિને આષ્ટાંગયોગ શિખવનારા ગોપાલયોગીને નિશ્ચય થયો કે આ નિલકંઠ જ ગોલાકાધિપતિ શ્રીકૃષ્ણ ભગવાન છે. ''ગુરૂ ગોપાલ યોગિને હરિ રે, જોઇ ગુરૂ કરે છે વિચારે રે । નોય મનુષ્ય આ નિરાધાર રે આતો કૃષ્ણ છે ગોલોક પતિ રે ॥ આવ્યા છે પોતે ધરી મૂરતિ રે .... માટે જાણુંરૂ ગુરૂ જરૂર કૃષ્ણ રે, એવે ભાવે કરે નિત્ય દ્રષણ રે । (ભક્ત ચિંતામણી-પ્ર-૩૧/૩૬-૩૯ આથી શ્રીકૃષ્ણ છે તે જ શ્રીહરિ છે એમ સ્પષ્ટ થયું)'' ''સંતદાસના છે સત્ય બોલ, કહે દીઠો મે બ્રહ્મ મહોલ । તેમા મૂરતિ દીઠી મેં દોય, ઉધ્ધવને શ્રી કૃષ્ણની સોય ॥ ઉધ્ધવ તે રામાનન્દ રૂપ, શ્રી કૃષ્ણ તે આ શ્રહરિ સ્વરૂપ ॥ (ભક્ત ચિંતામણી - પ્ર-૪૯/૬૧-૬૨- ઉધ્ધવજીનો શ્રીકૃષ્ણ સાથે પૂર્વે દ્વારકાના સમ્બન્ધ જોતા અને ઉધ્ધવ સંપ્રદાય શબ્દાર્થ જોતા શ્રીકૃષ્ણનો જ ફરી અવતાર શ્રીહરિ છે એમ સુદૃઢ થાય છે.)'' ''ગોલોક ગુણાતીત જે હરે । માયા તમપાર ધામ તે હરે । અચલ અનાદિ દિવ્ય કહેવાય રે । શ્રી રાધાકૃષ્ણ રહે તેહમાંય રે । એવા ગોલોક મધ્યે સુંદર રે । શોભે રાધાકૃષ્ણનું મંદિર રે । તેજ પુંજ તે મધ્યે અંબાર રે । કોટિ સૂર્ય રાશિથી અપાર રે । તેનું અક્ષર બ્રહ્મ છે નામ રે । ગુણાતીત અચલ હરિધામ રે । એવા ધામમાં હિ સિંહાસન રે । તે પર્ય બેઠા કૃષ્ણ ભગવાન રે । પીટ પટ બે કરબંશી શોભે રે । મંદહાસ ને માથે મુગટ રે ।

કહીએ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ રે । વાસુદેવ વિષ્ણ પરબ્રહ્મ રે । હરિ નારાયણ અંતર્યામી રે । ભગવાન પ્રભુ બહુનામી રે । રાધા રમા રહે દોય પાસે રે । જુએ શ્રીકૃષ્ણ હેતે કટાક્ષ રે । પરમાત્મા પર બ્રહ્મ જે હરે । નિગમ નેતિ નેતિ કહે તેહ નરનારાયણાદિ અનંતરે । દિવ્યરૂપે રહે ભગવંત રે । તેને આશ્રિત હોય જે જનરે । પામે ગોલોકને તે સહુ જન રે । હરિધરી પોતે અવતાર રે । એહ ધામનું ઉઘાડયું દ્વાર રે । જે કોઇ સતસંગી નરનાર રે । કર્યા એ ધામનાં અધિકાર રે । જેને મળ્યા સ્વામી સુખરાશિરે । તેતો સર્વે એ ધામના વાસિ રે । કહે કવિશુણો શુભમતિ રે । કહી સતસંગિની પ્રાપ્તિ રે (ભક્તચિંતામણી-પ્ર-૧૫૯)'' ''કરી કાજ મહારાજ મોટા । ગયા પોતે ગોલોક ॥ (ભ.ચિ. ૧૬૨)'' આ પ્રમાણે ગોલોકાંતર્વતિ અક્ષરધામના અધિપતિ, રાધાલક્ષ્મી વિશિષ્ટ, મુરલીધર, શ્રીકૃષ્ણને વર્ણવીને ''જે પોતે હરિ રૂપે અવતર્યા છે.'' એમ કહીને, આશ્રિતોને એ ધામના અધિકારી કરવાનું ઐશ્વર્ય વર્ણવ્યું છે. આ બધો ગ્રંથનો ઉપક્રમ ઉપસંહાર તત્ત્વ દૃષ્ટિ એ જોતાં શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો સર્વપ્રકારે અભેદપ્રકટ થાય છે આ રીતે આ ગ્રંથનો અભિપ્રાય, નક્કી થયો.

ભગવાન સ્વામિનારાયણે જેને સ્વમુખે ગ.મ. ૫૮ માં ''તમે પણ પોતાના સંપ્રદાય સંબન્ધી ને પોતાના ઇષ્ટદેવ સંબંન્ધી જે વાણી તથા શાસ્ત્ર તે જે દેહપર્યંત કર્યા કરજ્યો અને તમારે દેહ રહે ત્યાં સુધી તમને એજ આજ્ઞા છે'' એવી આજ્ઞા કરી હતી એવા સંપ્રદાયના અગ્રગણ્ય વિદ્વાન સદ્. મુક્તાનંદ સ્વામી મુક્તાનંદકાવ્યમાં કહે છે. ''અક્ષરધામના અખંડ નિવાસી, પુરુષોત્તમ પરબ્રહ્મરેનિજ । સામર્થ્ય સોતા નિત્ય રસિયો, મહામુનિ જાણે છે મર્મરે ॥અક્ષ-૧॥ સર્વના સાક્ષી શુદ્ધ અનુપમ, સર્વનિયંતા સોઇરે । સર્વને કર્મતણાં ફલ દાતા, એ સમ અવર ન કોઇ રે ॥અક્ષ૦૨॥ પરમાત્મા પરમેશ્વર શ્રુતિ કહે, અંતરજામિ અનંતરે । વાસુદેવ નારાયણ વિષ્ણુ, શ્રીહરિ અજ ભગવંતર ॥અક્ષ૦૩॥ એ આદિક નામે કરી નિગમે,

કર્યું શ્રીકૃષ્ણ ગુણગાનરે । મુક્તાનંદના પ્રભુ બહુમાની, રસિયોજી રુપ નિધાનરે ।।અક્ષ૦૪।। **પદ ।।૧।।** એવા શ્રીકૃષ્ણ કૃપાનિધિ જેહજી, પ્રથમ ધર્મથી મૂર્તિમાં તેહજી । નરનારાયણ ઋષીને રુપજી, પ્રગટ થયા પ્રભુ પરમ અનુપજી ।।૧।। -પ્રગટિયા પરમારથી, મુનિરુપ પરમ ઉદાર । ભરતખંડની પ્રજા સૌને, એજ સુખદાતાર ।।૨।। બદરિકાશ્રમમાં રહ્યા, પોતે તપ કરે છે દયાલ । તે તપનું ફ્લ પ્રજા સૌને, આપે છે તતકાળ ।।૩।। તેના તેજ શ્રીકૃષ્ણજી, હરવાને ભૂમિભાર । જાદવકુળમાં પ્રગટયા, પ્રભુ અખિલ જગ આધાર ।।૪।। દ્વાપર કળીની સંધિમાં, મધુપુરવિષે સુખકંદ । વસુદેવથી શ્રીદેવકીમાં, પ્રગટયા વ્રજચંદ ।।૫।। ભાર ઉતાર્યો ભૂતણો, નિજ ભક્તના સુખકાજ । મુક્ત કહે અગણિત પરાક્રમ, કીધાં શ્રીમહારાજ ।।૬।। **કડવું ।।૫।।** વળી તેહજ શ્રીકૃષ્ણ કૃપાળજી, કળિકૃત અઘ દેખી વિકરાળજી । અસુર અંશ ગુરુ કળિમાં જેહજી, અતિ અધર્મ પ્રવર્તાવે તેહજી ।।૧।। ઢાળ -અતિ અધર્મ દેશિકેં, પ્રવર્તાવ્યો અધર્મ ઘોર । તેના તે મૂળ ઉખાડવા, કરી ઇચ્છા આપ સજોર ।।૨।। ધર્મને દૃઢ સ્થાપવા, કરવા તે જન નિષ્કામ । ધર્મથી ભક્તિ વિષે, પ્રગટયા તે શ્રીઘનશ્યામ ।।૩।। કોશળ દેશમાં અવતર્યા, હરિકૃષ્ણ જેહનું નામ । અનંત પતિત ઉદ્ધારવા, પ્રવર્ત્યા તે કરુણાધામ ।।૪।। ધર્મ ભક્તિ કૃષ્ણનાં, શુભ જન્મ કર્મ છે જેહ । તેને સંક્ષેપે કરીને કહું, સુણતાં ટળે સંદેહ ।।૫।। ધર્મકુળ આશ્રિત સદા, એવા અચલ હરિના દાસ । કહે મુક્ત તેને આનંદકારી, કરું તે ગ્રંથ પ્રકાશ ।।૬।।'' **કડવું ।।૬।।** <u>(મુક્તાનંદ કાવ્ય/ધામ વર્ણન ચાતુરી</u> - આમ મુક્તાનંદ કાવ્યમાં મુક્તાનંદ સ્વામીનો કહેવાનો અભિપ્રાય એવો છે કે 'જે શ્રી કૃષ્ણ ભગવાન છે તેજ શ્રીહરિ રૂપે ભૂતલપર પ્રગટ થયા છે') આ ઉપરાંત ધર્મખ્યાન પદ-૧૪૧ થી ૧૫૦ માં.... ''ધર્મ ભક્તિ ઋષિ મળી મહાકષ્ટ ટાળવા કાજ । વિષ્ણુ જાગ આદર્યો, શ્રીકૃષ્ણ સેવા સાજ ।। ધર્મભક્તિ ઋષિવૃંદ મળીને, કરે છે ઉપાસના ભારી । દૃઢ મન જાય જપે શ્રીહરિને જેમ રીજે

ગિરિધારી ॥... એમ આરાધના કરતા ક્ષેમજી, ધર્માદિકને વધ્યો પ્રેમજી । તેને તે રીઝયા શ્રી ભગવાનજી, ભકત કલ્પતરૂ તેજ નિધાનજી ॥ તેજ નિધાન શ્રીકૃષ્ણજી, મહા સુંદરતાનું ધામ । શોભા અલૌકિક શ્યામની, જોઇ લાજે કોટિક કામ ॥૨॥ વૈશાખ સૂદી એકાદશી, મોહિની જેનું નામ । તેદી પ્રગટ દર્શન આપિયું, શોભાનિધિ ઘનશ્યામ ॥ પ્રથમ સૌએ બ્રાહ્મ મુહૂર્તે કોટિક ભાનુ સમાન । તેજનો મહાપુંજ દીઠો, સુખત શાંતિ નિધાન ॥ તેજ મધ્યે શ્રીકૃષ્ણનાં, દરશન થયાં તતકાળ । ધર્માદિક મુનિવૃંદને, આનંદ વધ્યો વિશાળ ॥ ધર્માદિક મહામુનિવરે, નિર્ખ્યા શ્રીકૃષ્ણ અનુપ । ... નવનીરદ સમ સૂંદર શ્યામજી, કોટિક ચંદન મદહર સુખધામન ॥'' (આમ ધર્મદેવઆદિએ ગોલોકાધિ પતિ શ્રીકૃષ્ણની આરાધના કરતા તેઓએ પોતાની રાધા આદિ પત્નિઓ સાથે તેઓને પ્રત્યક્ષ દર્શન આપ્યા) ''ગોપિયો રાધા આદિ અનંતજી, તેહનાં મંડળ મધ્ય ભગવંતજી । અખંડ રાસ રમતા ઘનશ્યામજી, અધિક વિરાજે શોભાધામજી ॥૧॥ શોભાધામ શ્રીકૃષ્ણને, જોઇ ધર્માદિક મુનિવૃંદ । અષ્ટ અંગે પ્રણામ કીધા, પામ્ય અતિ આનંદ ॥૨॥ વેદમંત્ર ઉચ્ચારીને, કર્યું સ્તવન પ્રેમ સમેત । નિજ દાસનાં દુઃખ ટાળવા, રીઝિયા કૃપાનિકેત ॥૩॥ પછી તે શ્રીહરિ ધર્મને, કહેતા હવા એમ વાત । હવે હું તમપર રીઝિયોં, વર આપવા વિખ્યાત॥૪॥ મનવંછિત વર મુ થકી, તમે માગો કરીને વિચાર । તતકાળ હું તેમજ કરું, એમ બોલ્યા પરમ ઉદાર ॥૫॥ પછી ધર્મ શ્રીકૃષ્ણ પ્રત્યે, બોલતા હવા એમ । મુક્તાનંદના પ્રભુ અમારું, અસુરથી કરો ક્ષેમ ॥૬॥ **કડવું ॥૪૩॥** દારુણ રુપ અસુર જગ જેહજી, અમને તો અતિશે પીડે તેહજી । માટે તમારે શરણે અમે નાથજી, નિજ જન જાણીને સાહો હાથજી ॥૧॥ હાથ ગ્રહી મહા અસુરના, દુઃખથી ઉગારો દાસ । એજ અમારી વિનંતી, સૂણી ઉર ધરો અવિનાશ ॥૨॥ દીન થઇ દુઃખ ત્રાસ સોતા, બોલિયા જે ધર્મ । તે પ્રત્યે શ્રીકૃષ્ણ બોલ્યા, જાણીને સઘળો મર્મ ॥૩॥ ધર્મ તમે ડરશો માં, એ અસુરનું દુઃખ

જેહ । હું કરીશ રક્ષા તે થકી, તેમાં તે નહિ સંદેહ ।।૪।। અસુર સૌને પૂર્વનું, મુજ સંગ વેર પ્રચંડ । મારો પરાભવ થાય એવું, ઇચ્છે તે દુષ્ટ અખંડ ।।૫।। તમને મારા જાણીને, આપે છે કષ્ટ અપાર । મુક્તાનંદ શ્રીમુખે કહ્યું, એ અસુર ભૂનો ભાર ।।૬।। **કડવું ।।૪૪।।** ધર્મને કહે છે રે સમર્થ શ્રીહરિરે, અસુરનો દોષ દેખાડી અપાર । હવે એને કુંભ ભરાણો છે પાપનોરે, માટે એનો થાશે તે સદ્ય સંહાર ।।ધર્મ૦।।૧।। પાપ પોતાનાંરે ઢાંકે છે દંભે કરીને, બકસમ ધરીરે બેસે ધ્યાન । એવા એવા અસુર સિદ્ધ સમ થઇ ફરેરે, તેનું તેનું હુંજ હરીશ અભિમાન ।।ધર્મ૦।।૨।। અધમય અસુરને હણવા કારણેરે, મુજ વિના સમર્થ અવર ન કોય । અવશ્ય કર્યા નુંરે કારજ આવિયુંરે, લીધું મેં મનમાં વિચારી સોય ।।ધર્મ૦।।૩।। બદ્રિવનમાંરે પ્રથમ તમો સર્વનેરે, થયો ઋષિ દુર્વાસાનો શાપ । તે તમ ભેળોરે હું પણ આવીયોરે, એમ તમે જાણો મનમાં આપ ।।ધર્મ૦।।૪।। માટે હું તમારોરે સુત થઇને પછીરે, અસુરના વંશનો કરીશ વિનાશ । મોહ પમાડીરે દૈત્યને મારતાંરે, મુજને તે લેશ ન થાય પ્રયાસ ।।ધર્મ૦।।૫।। તમને મુકાવીશ મુનિના શાપથીરે, થઇશ હું ભૂમિ વિષે વિખ્યાત । ધર્મ એકાંતિક પામ્યો છે ક્ષીણતારે, સ્થાપીશ હું તેમને પણ સાક્ષાત ।।ધર્મ૦।।૬।। એવી રીતે વચન કહીને શ્રીહરિરે, પછી પ્રભુ થઇ ગયા અંતરધાન । મુક્ત કહે છે રે એવા એ શ્રીકૃષ્ણજીરે, નિજ જન રંજન શ્રી ભગવાન ।।ધર્મ૦।।૭।। **પદ ।।૧૧।।** ધર્મને ઉર થયો હર્ષ વિશાલજી, વ્રતની સમાપ્તિ કરી તતકાળજી । બ્રાહ્મણ સાધુ જમાડી અનંતજી, પોતે પારણા કર્યા બુદ્ધિવંતજી ।।૧।। પારણાં કરીને પછી, સઉ ઋષિ ને ધર્મ ઉદાર । મળી પરસ્પર પ્રેમસું, ચાલ્યા રે ગુણભંડાર ।।૨।। ઋષિ તે નિજ નિજ સ્થાનકે, જાતા હવા લખી મર્મ । સર્વે મનોરથ પામિયાં, એવાં છે ભક્તિ ધર્મ ।।૩।। તે બેઉ પણ નિજ ભવન જાવા, ત્યાર થયાં તતકાળ । વૃંદાવનથી નિસર્યા, સંગે ન કોઇ વૃદ્ધ બાળ ।।૪।। તે મારગમાં ચાલતાં, આવ્યુ નૈમિષારણ્ય ઘોર । સિંહ વ્યાઘ્ર ને અસુરનું, વન મધ્યે અતિશે જોર ।।૫।।

મારગમાં સામા મળ્યા, મહા અસુર અતિ વિકરાળ । મુક્ત કહે ભયથકી ત્યાગ્યો, તે મારગ તતકાળ ॥૬॥ **કડવું ॥૪૫॥** રાજમાર્ગ એમ ત્યાગ્યો તેઉજી, આડે વગતે ચાલ્યાં બેઉજી । એમ વનમાં ભમે ભક્તિ ધર્મજી, માર્ગનો ક્યાંય ન જડયો મર્મજી ॥૧॥ મર્મ નહિ મારગતણો, તેમ ના'વ્યું કોઇ ગામ । રવિ પણ થયા અસ્ત ત્યારે, રાત પડી દુઃખધામ ॥૨॥ ભૂખ તરષના કષ્ટથી, બેઉ પીડાણાં છે અપાર । અંધારું અતિશે થયું, માટે બેઠા કરીને વિચાર ॥૩॥ તેજ સમે એક તપસ્વીને, દીઠો વન મોઝાર । મેઘસરખો શ્યામ છે, દ્રગ રાતાં જેમ અંગાર ॥૪॥ જટાધારી બ્રહ્મચારી, અતિ ભયંકર દેહ । તાલ પડી છે શીરવિષે, એવો તપસ્વી તેહ ॥૫॥ તેને જોઇને ધર્મદેવે, માન્ય સિદ્ધ ઉદાર । મુક્ત કહે કર જોડીને, કર્યું વંદન વારમવાર ॥૬॥ **કડવું ॥૪૬॥** પછી તે ધર્મ પ્રત્યે તતકાળજી, બોલ્યો તપસ્વી અતિ વિકરાળજી । નારી સહિતનું તું કોણ છે તાતજી, નિશિ મધ્ય વનમાં સ્થિર સાક્ષાતજી ॥૧॥ રાતમાં મહા વનવિષે કેમ ભમે છે તજી ગૃહી રીત । તે પ્રત્યે હવે ધર્મ બોલ્યા, સાંભલો કરી પ્રીત ॥૨॥ સરવરિયા બ્રાહ્મણ અમે, મારો કૌશલ દેશ નિવાસ । ધર્મ એવું નામ મારું, અંતર દ્રઢ રિપુત્રાસ ॥૩॥ દુઃખ ઘણું દારિદ્રયનું, તે કષ્ટ ટાળવા કાજ । ઘર તજીને વૃંદાવનમાં, ગયો હું મુનિરાજ ॥૪॥ તિહાં જપાત્મક વિષ્ણું કેરો, જાગ કરી તતકાળ । આરાધ્ય શ્રીકૃષ્ણને, પછી રીઝ્યા દીનદયાળ ॥૫॥ મનવાંછિત શ્રીકૃષ્ણથી, હું પામિયોં વર જેહ । મુક્તાનંદ ધર્મે કહ્યું, અતિ આનંદકારી તેહ ॥૬॥ **કડવું ॥૪૭॥** રાજી થકો ઘેર જાઉં છું જેહજી, વન મધ્યે મારગ ભુલ્યો તેહજી । તમને દેખતાં ઋષી રાયજી, મગન થયો છું કરજો સહાયજી ॥૧॥ કરો સહાય તે માહેરી, જાણી શ્રીહરિનો દાસ । મારે મન શ્રીકૃષ્ણ કેરાં, વચનનો વિશ્વાસ ॥૨॥ એવી રીતે શ્રીકૃષ્ણનું, સુણતાં તે નામ અનૂપ । અતિ ક્રોધ ઉપન્યો ઉરવિષે, થયો વર્ણી રુદ્રસ્વરૂપ ॥૩॥ આતુર થઇને ધર્મ પ્રત્યે, બોલ્યો તપસ્વી એહ । તમે જે વર પામ્યા

શ્રીકૃષ્ણથી હવે કહો મુજને તેહ ।।૪।। તે પ્રત્યે હવે ધર્મ બોલ્યા; સાંભળો મુનિ વાત । મને રાજી થઇ પોતે ભજ્યા, શ્રીકૃષ્ણ પ્રભુ સાક્ષાત ।।૫।। પછી મેં તે પ્રભુ આગળે, કહ્યુ મારું કષ્ટં વિશાળ । મુક્તાનંદનો નાથ મુજ સંગ, બોલ્યા જનપ્રતિપાળ ।।૬।। **કડવું ।।૪૮।।** અતિ કરુણા કરી કૃષ્ણજી બોલિયા, સાંભળો ધર્મ કહુ સત્ય વાણી । તમને જે ભૂમિપર કષ્ટ દેનાર તે , અસુર સર્વે થાશે ધૂળધાણી ।।અતિ૦।।૧।। કળિતણો પ્રગત અવતાર જે સુયોધન, તેહની ભીર કરનાર ભારી । પૂર્વ અસૂરો તે યુદ્ધમાં આવિયા, દુષ્ટ કૌરવ તણો પક્ષ ધારી ।।અતિ૦।।૨।। ભારત યુદ્ધમાં ભીમ અરજુન કને, મરાવ્યા મેંજ કેટલાક પાપી । કંઇકને મેં ને બલરામે સંહારિયા, મારીને કંઇકને મુક્તિ આપી ।।અતિ૦।।૩।। તેમાં જે અસુર અતિ વૈરભાવ કરી, માહેરો પ્રગટ સંબંધ પામ્યા । દર્શ સ્પર્શાદિકે મુક્તિને પામીયા, જન્મ મૃત્યુતણાં કષ્ટ વામ્યા ।।અતિ૦।।૪।। કંઇક તો વિષય સુખમાંજ લોભાઇને, મુજ સંગ વૈર વિદ્વેષ કીધા । મુક્તાનંદનો પ્રભુ કહે તેમણે, હમણાંજ ભૂમિપર જન્મ લીધા ।।અતિ૦।।૫।। **પદ ।।૧૨।।** મૂર્તિમાન એવા તમે ધર્મજી, તેનો તે અસુર જાણ્યો મર્મજી । તમને તે જાણીને મારું રુપજી, અતિશે દુઃખ દે છે ખલ ભૂપજી ।।૧।। ખલતણા ભૂપાણ છે, એ અસુર ભૂમિ ભાર । બીજા અમારા સંત જનને, આપે કષ્ટ અપાર ।।૨।। વૈર લેવાને માયરું, ઇચ્છે તે અસુર ગમાર । તમથી પ્રગટ થઇને તેહનો, હું કરીશ સંઘ સંહાર ।।૩।। એમ વર દઇ શ્રીહરિ, પછી પામ્યા તે અંતરધાન । હવે હું આંઇ આવિયો, તમે દીધું દરશન દાન ।।૪।। એવી રીતે શ્રીકૃષ્ણનો, વર્ણવ્યો પ્રબળ પ્રતાપ । પોતાના પક્ષિ અસુરનો, કીધો અધિક ઉથાપ ।।૫।। એવાં વચન સૂણિ ધર્મનાં, ઉર ઉઠી ક્રોધની ઝાળ । મુક્તાનંદ કહે તે તપસ્વિ, થયો અતિ વિક્રાળ ।।૬।। **કડવું ।।૪૯।।** ક્રોધે નયન રક્ત કરી ભાળેજી, જાણીએ ધર્મને હમણા બાળેજી । એવો તપસ્વિ કુળ અંગારજી, દાંતે કરી ડસ્યો અધર અપારજી ।।૧।। દાંતે દાબી અધરને, બોલિયે દારુણ રુપ । વિપ્રવર

શ્રીકૃષ્ણ તારા, થાશે પુત્ર અનૂપ ।।૨।। કૃષ્ણના ગુણ દોષને, હું જાણું યથાર્થ જેમ । મુજ વિના ભૂમિ વિષે, બીજો ન જાણે તેમ ।।૩।। હમને પ્રાણ સમાન વ્હાલો, દુર્યોધન ભૂપાલ । તેનુંજ ભૂંડુ કરણહારો, કૃષ્ણ કપટનું જાળ ।।૪।। પારથ કેરો સારથી, એવો જે કૃષ્ણ કઠોર । મને પણ મહા કષ્ટ દીધું, પાંડુસુતને જોર ।।૫।। દુર્યોધનનો સખા હું છું, રાજગુરુ બદ્ધિવાન । મુક્તાનંદને નાથે મારું, કીધું અતિ અપમાન ।।૬।। **કડવું ।।૫૦।।** વલી તે તપસ્વિ કહે છે વાતજી, સાંભળ બ્રાહ્મણ કહું સાક્ષાતજી । દ્રોણાચાર્ય તણ સુત જેહજી, પ્રગટ હું કૃષ્ણતણો રિપુ તેહજી ।।૧।। શત્રુ પ્રગટ શ્રીકૃષ્ણનો, માટે મારા મિત્ર અપાર । અસુર સૌનું રુડું કરવા, કરુંછું ઉપકાર ।।૨।। પ્રથમનું શ્રીકૃષ્ણ સંગે, વૈર લેવા કાજ । શાપ દઉં છું તુંજને, જેમ રહે દૈત્યનું રાજ ।।૩।। વિપ્ર તારા પુત્ર તે, આયુધ ન ધારે કોય । જો ધારો તો રિપુથકી, પામો પરાભવ સોય ।।૪।। શસ્ત્રવોણો પુરુષ તે, નિજ શત્રુ હણવા માંઇ । કેવલ નિજ બુદ્ધિબળે, પ્રવર્ત્યો ન દીઠો કાંઇ ।।૫।। એવી રીતે મહા શાપ દઇને, અશ્વસ્થામાં એહ । મુક્તાનંદ કહે ભૂત જેવો, થયો અદૃશ્ય તેહ ।।૬।।'' **કડવું ।।૫૧।।** (મુક્તાનંદ કાવ્ય/ધર્માખ્યાન. આમશ્રીકૃષ્ણે આપેલા આશીર્વાદથી અને અશ્વસ્થામાંએ આપેલા શાપથી એ સ્પષ્ટપણે પ્રતિત થાય છે કે દેવકી નંદન શ્રીકૃષ્ણજ પુનઃ ધર્મનંદન હરિકૃષ્ણ રૂપે પ્રગટ થયા)

આમ સંપ્રદાયના શ્રીજી માન્ય મૂળ પ્રબંધોને નિહાળતા એ વાત સ્પષ્ટ પણે વિદિત થાય છે કે ''ભગવાન સ્વામિનારાયણ એ દેવકીનંદન શ્રીકૃષ્ણનો જ અપર અવતાર છે.'' હવે બીજા કેટલાક પ્રબંધો જે ભગવાન શ્રીહરિએ માન્ય કરેલા પ્રબંધોથી કેટલાય અંશે વિરોધ આવે છે, એવા ગ્રંથો જે ''વિરોધા ધિકરણ ન્યાય'' થી ગ્રાહ્ય છે. (વિરોધા અધિકારણન્યાય એટલે ''શ્રુતિ-વેદની સાથે સ્મૃતિ -ધર્મ શાસ્ત્રનો વિરોધ આવે તો સ્મૃતિ કરતા શ્રુતિનું પ્રમાણ પ્રથમ ગ્રહણ કરવું કારણ કે શ્રુતિ શીઘ્ર જ જ્ઞાન કરાવે છે અને તે નિરપેક્ષ પ્રમાણ પણ છે તેની સામે સ્મૃતિ

વિલમ્બથી જ્ઞાન કરાવે છે. અર્થાત તે પાછળથી રચાય છે અને તે પોતે મૂળ શ્રુતિની અપેક્ષા રાખીને પ્રમાણિત થાય છે એટલે સ્મૃતિ અને શ્રુતિમાં વિરોધ આવતા શ્રુતિનું પ્રમાણ પ્રથમ ગ્રહણ કરવું તેમ શ્રી મહારાજે પોતાની હયાતીમાં જે ગ્રંથ રચાવી માન્ય કરેલા છે તે ગ્રંથો તેમના પછી રચાયેલા ગ્રંથો કરતા પ્રથમ પ્રમાણ તરીકે ગ્રહણ કરવા પડે. જો શ્રીજી માન્ય ગ્રંથોની સામે ઇત્તર તેમના પછી રચાયેલા ગ્રંથોનો વિરોધ આવે તો શ્રીજી માન્ય ગ્રંથો નિરપેક્ષ પ્રમાણ હોવાથી એને પ્રથમ ગ્રહણ કરવા) આવા ગ્રંથોમાં પણ શ્રીહરિ અને શ્રીકૃષ્ણની અભિન્નતા ના પ્રમાણે વિપુલ પ્રમાણમાં છે તે નિહાળીએ.

બાળઘનશ્યામનો અદ્ભુત પ્રતાપ જોઇ અયોધ્યાવાસ્તઓ ધર્મ દેવને કહે છે - ''अस्मदीय हृदि तद्ध्ययमेल ब्रह्मधामसमधिष्ठित कृष्ण: । स्वेच्छया धृतनराकृतिरत्रेत्यस्ति निश्चतय हृदि त्वमवेहि॥ श्रुत्वा सुबुद्धपुरवासिवचोऽतिरूष्टस्तानाह निष्कपटमेव स धर्मदेव:। सत्यं भवद्भिरुदितं हृदये यथावत्संचिंतयाम्यहमपि ध्रुवमेवमेव्॥ वृन्दावने सविधि विष्णुमखेनकृष्ण आराधित: खलु मया सहभार्ययैव। तुष्टस्ततो वरमदाद्वरदेश्वरो मे पुत्रोऽहमेव भविता स्मि तवेति साक्षात् ॥ तद्विस्मिृतं खलु ममास्य हि माययैव युष्मद्वच: श्रवणतोऽद्य तु संस्मृतं च । श्री राधिकारमण एष हरि:स्वयं वैनास्त्यत्र कोऽपिखलु संशय इत्यवैत॥'' અયોધ્યાના નિવાસ્તઓ ધર્મદેવને કહે છે- અમારા હ્દયમાં તો આ બાળક જ બ્રહ્મ ધામના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણ જ પોતાની ઇચ્છાથી ધારણ કરેલી છે નરાકૃતિ જેમણે એવા નિશ્ચે છે એમ તમો જાણો. તે ધર્મદેવ અયોધ્યાપુરના નિવાસી જનોનું કપટ રહિત વચન સાંભળીને અતિપ્રસન્ન થયા અને તેઓને કહેવા લાગ્ય છે તમો સત્ય કહો છો યથાર્થ પણે મારા હ્દયમાં હું પણ નિશ્ચે આ પ્રકારે જ ચિન્તન કરુ છુ. અને સ્ત્રી સાથે નિશ્ચે વૃંદાવનમાં વિધિ સહિત વિષ્ણુયાગથી શ્રીકૃષ્ણ ભગવાનનું આરાધન કર્યુ હતુ. તેથી તે પ્રસન્ન થયેલા વરદાન આપવામાં સમર્થ શ્રીકૃષ્ણે મને કહ્યું હતુ કે

હું જ પ્રત્યક્ષ તમારે પુત્ર થઇશ એમ વરદાન આપ્યુ હતુ. પરંતુ આમની માયાથી નિશ્ચે તે વિસ્મરણ થઇ ગયુ હતુ પરંતુ તમારા વચન સાંભળવાથી હાલમાં તો સંભારી આવ્યું છે કે આ મારા પુત્ર શ્રીહરિ શ્રીરાધિકારમણ નિશ્ચે પોતે જ છે એમાં કોઇને પણ સંશય નથી. (હરિલીલા પ્રદીપ- ૧/૧૭/૫૪ થી ૫૭ આચાર્ય ભગવદ્ પ્રસાદજીકૃત)'' ''एकदा पुण्यक्षेत्रेऽस्मिन्राजनः पुण्यशालिनः। आयातास्ते विलोक्यै नं ज्ञात्वैक्षंत प्रभुं शनैः ॥ ऊर्ध्वरेखाष्टकोणा ब्जयवान्केत्वं कुशाशनीन्। स्वस्तिजंबूफलेदक्षे तत्पदे ते व्यलोकयन् ॥ त्रिकोणं कलशं चापं व्योमगोपत्तिमीस्तथा। अर्द्धचंद्रं पदेवामे तस्य ते ददृशुर्हरेः॥ एवं विधांघ्रिलक्ष्माणि तस्य सर्वातिशायिनीम्। बुद्धिं चानुपमं रुपं दृष्ट्वेवं ते व्यतर्कयन्॥ न वै मनुष्यबालोऽयं सर्वविश्वैकभूषणम्॥ विद्यते कृष्ण एवासौ निश्चयं चेतिते व्यधुः। सामुद्रिकागमप्रोक्तैः सर्वैः सलक्षणैर्यूतः। नास्त्यमं मनुजैस्तुल्यो भगवत्वस्य सूचकैः॥ श्रेष्ठं तस्य शुभंरूपं गुणान्सर्वोत्तमांस्तथा। पुण्यलक्ष्माणि वीक्ष्येति निश्चिक्युस्तेतमच्युतः॥ એકવખત અયોધ્યામાં પુણ્યશાળી રાજાઓ આવ્યા હતા તે શ્રીહરિને જોઇને તેઓનું સુક્ષ્મતા પૂર્વક અવલોકન કરતા થકા તેઓને નિરખવા લાગ્યા. શ્રીહરિના જમણા ચરણ કમળમાં ઊર્ધ્વરેખા અષ્ટકોણ, કમળ, જવ, ધ્વજ, અંકુશ, વજ, સ્વિસ્તિક, જાંબુફળ, એ નવ ચિહ્ન જોતા હતા. આવા પ્રકારના ચરણના ચિહ્નો તથા તેમની સર્વના કરતા અતિશય બુદ્ધિ તથા અનુપમરૂપ જોઇને તે રાજાઓ તર્ક કરવા લાગ્યા. સર્વ વિશ્વના એક અલંકાર સ્વરૂપ આ મનુષ્ય બાળક નથી આ કૃષ્ણ જ છે એવો તેમણે નિશ્ચય કર્યો. સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા ભગવાનના સૂચક સર્વ સત્ લક્ષણોથી યુક્ત મનુષ્ય સમાન આ બાળક નથી. તેમનું શ્રેષ્ઠ શુભ રૂપ તથા સર્વોત્તમ ગુણો તથા પવિત્ર ચિહ્નો જોઇને પણ આ અચ્યુત જ છે એમ નિશ્ચય કર્યો. (હરિલીલા પ્રદીપ /૧/૨૦/૮ થી ૧૪)'' ''भूपतिः सुमतिर्नाम्ना तत्र बुद्ध्वा तमच्युतम्। कृत्वा दृढश्रयं तस्य तं सिषेवे निरंतरम्॥'' જનાર્દન નામના તિર્થક્ષેત્રમાં રહેતા સુમતિ નામના રાજાએ

શ્રીહરિને શ્રીકૃષ્ણ ભગવાન જાણી તેમનો દૃઢ આશ્રય કરતા થકા તેમની નિરન્તર સેવા કરતા હતા. (હરિલીલા પ્રદીપ/૧/ ૨૬/૪૦)'' ''तस्माद्गोपा यथागावः प्राक्कृष्णेनवशीकृताः। वशं नीतास्तथैतेन साक्षात्कृष्णोऽस्त्ययंगतः॥ સુરાખાચરના કહેવાથી ભગવાન શ્રીહરિને વાંસળી વગાડીને ગાયોને પોતા પાસે બોલાવી તે ગાયો ગોવાળોએ રોકવા છતા રોકાય નહી ત્યારે ગોપો બધા ગાયો જ્યાં હરિને વિંટળાઇને ઉભી હતી ત્યાં આવ્યા અને એકબીજાને કેહવા લાગ્યા- હે ગોપો! જેમ પહેલા શ્રીકૃષ્ણ ચંદ્રએ ગાયોને વશ કરી હતી તેવી રીતે આ સાક્ષાત્ કૃષ્ણ છે માટે તેઓએ ગાયને વશ કરી. (હરિલીલા પ્રદીપ/૨/૨/૩૨)'' ''स निराज्याय स्वस्वार्च्येनरनारायणाभिधे। तस्यौपश्यन्मुहूर्तं ते तयोरग्रे स्थिरो भृशम् ॥ પછી શ્રીહરિનીરાજન કરી નરનારાયણનામની પોતાની મૂર્તિઓની આગળ અત્યન્ત સ્થિર થઇને તે બન્ને મૂર્તિઓને જોતા થકા બે ઘડી ઉભા રહ્યા. (હરિલીલા પ્રદીપ - ૩/૧/૪૨ અહીં શ્રીનગર અમદાવામાં શ્રીહરિએ નરનારાયણ દેવની પોતાની મૂર્તિ સ્થાપિ આથી નરનારાયણ છે તે જ સ્વામિનારાયણ છે એણ સિદ્ધ થાય છે.)''

''द्वादश्यां सोऽय रमया सार्द्धं स्वार्च्चाँ व्यतिष्ठिपत्। मध्यमे मंदिरे रम्ये यशाशास्त्रं तथाऽऽर्चयत् ॥ राजिते अथोत्तरे मूर्तिं मंदिरे स्वां शुभांहरिः । भक्ति धर्माऽन्वितां चक्रे स्थापयित्वा महार्च्चनम्॥ તે પછી કાર્તક સુદ બારસ ના દિવસે મધ્યમ મન્દિરમાં શ્રીલક્ષ્મીજી સાથે પોતાની મૂર્તિ શાસ્ત્ર પ્રમાણે શ્રીહરિએ સ્થાપિત કરી તથા તેની મહાપૂજા કરી તથા શોભાયમાન ઉત્તર મન્દિરમાં ભક્તિ ધર્મ સહિત પોતાની શુભમૂર્તિ સ્થાપન કરી. (હરિલીલા પ્રદીપ/૩/૩/૩૮-૩૯ શ્રીહરિએ વડતાલમાં લક્ષ્મીજી સાથે પોતાની મૂર્તિ સ્થાપિ આથી સ્વામિનારાયણ અને લક્ષ્મીનારાયણની એકતા સિધ્ધ થાય છે)'' ''त्रयोदश्यामय स्वर्च्चां मदनमोहना भिधाम्। वेदोक्त विधिना तत्र संराधां स ह्यतिष्ठपत्॥ વૈશાખ સુદ-૧૩ ના દિવસે મદન મોહન નામની પોતાની

મૂર્તિ રાધિકાએ સહિત વેદોક્ત વિધિથી શ્રીહરિ સ્થાનપન કરતા હતા. (હરિલીલાપ્રદીપ ૩/૧૪/૪૬ શ્રી હરિએ ધોલેરાનગરમાં પોતાનું રાધાકૃષ્ણનું સ્વરૂપ પધરાવ્યું)'' ''संपूज्यायोपचारैस्ते नीराज्यैनं प्रणम्य च। तुष्टुवुः सोऽभयं तेभ्योददौ ते चाप्नुवन्मुदम्॥ स्वान्स्वांस्ते च ययुर्देसान्स्मरंस्तं तदाज्ञया। मुकुंदमुक्तानंदाद्यास्तरथुः प्रेम्णास्यसन्निद्यै॥ सर्वे ते स्वेष्टदेवं तं ज्ञात्वा कृष्णं सिषेविरे। स तद्भक्तार्पितं सर्व ब्राह्मणेभ्यो ददौ प्रभुः॥ રામાનંદ સ્વામીએ જ્યારે ધર્મધુરા શ્રીહરિને આપી ત્યારે ભક્તોએ નાનાવિધિ ઉપચારોથી શ્રીહરિનું પૂજન કરી આરતી કરી તથા પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. પછી શ્રીહરિ એ તે ભક્તોને અભયદાન આપ્યુ. તે ભક્તો આનંદ પામ્યા. શ્રીહરિની આજ્ઞાથી તે પોત પોતાના દેશમાં શ્રીહરિનું સ્મરણ કરતા સતા ગયા તેઓ સર્વે શ્રીહરિને પોતાના દૃષ્ટિ દેવ શ્રીકૃષ્ણ જાણી સેવા કરતા હતા. (હરિલીલા પ્રદીપ /૧/૧૯/૪૫ થી ૪૭ રામાનંદ સ્વામીના શિષ્યો પહેલા શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસના કરતા હતા તેઓ બધા શ્રીહરિને જ પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ જાણીને પ્રત્યક્ષપણે શ્રીહરિનું ભજન કરવા લાગ્યા. આથી શ્રીકૃષ્ણ છે તેજ શ્રીહરિ એમ સ્પષ્ટ થાય છે.)'' ''राधाकृष्ण द्वितीयायां मध्यनेमंदिरेहरिः। स्थापयत्यात्ममूर्त्ती स्मरणछोडत्रिविक्रमौ॥23॥ दक्षिमे मंदिरे तस्यामद्राधारमण संज्ञिकाम्। स्वमूर्त्तिं स्थापयामास दर्शनाद् दुरितक्षयाम्॥ જૂનાગઢમાં વૈશાખવદી બીજને દિવસે મધ્યે મંદિરમાં પોતાની મૂર્તિ સ્વરૂપ રણછોડજી તથા ત્રિવિક્રિમની સ્થાપના શ્રીહરિએ કરી. તેનાથી દક્ષિણ મંદિરમાં શ્રીહરિએ રાધારમણનામવાળી દર્શનથી પાપોનો નાશ કરનારી પોતાની મૂર્તિની સ્થાપના કરી. (હરિલીલા પ્રદીપ ૩/૨૪/૨૩-૨૪ શ્રીહરિએ જૂનાગઢ માં પોતાની રણછોડ ત્રિવિક્રમ અને રાધારમણની મૂર્તિ સ્થાપી આથી શ્રીકૃષ્ણ તથા રણછોડ ત્રિકમરાય સાથે પોતાની એકતા સિધ્ધ થઇ).'' ''द्वादश्यां समतिष्ठिपत्सविधिवद्राधाऽन्वितां संगवे गोपीनाथ समाह्वयां निजतनुं स्वामिनारायणः॥

દુર્ગપુરમાં બારસના દિવસે વિધિ સહિત શ્રીસ્વામિનારાયણે સંગળકાળે રાધાસહિત ગોપીનાથ નામની પોતાની મૂર્તિની મધ્ય મંદિરમાં સ્થાનપના કરી. (હરિલીલા પ્રદીપ/૩/૨૬/૨૪ આથી ગોપીનાથ અને શ્રીહરિનું એકત્વ થયું)''

''तत्राऽऽकर्ण्य स्वमित्राणामसुराणां स तुक्षये। हेतोरत्रैव कृष्णस्य प्रादुर्भावं ययौक्रुधम् ॥ ધર્મદેવે કહેલું વૃત્તાન્ત સાંળભીને, પોતાના મિત્ર દુર્યોધનનો કુટુંબ સહિત વિનાશ કરનાર શ્રીકૃષ્ણ જ આધર્મ ને ઘેર અવતાર ધારણ કરશે તેમ જાણી અશ્વસ્થામાંને અતિક્રોધ થયો. (હરિલીલા કલ્પતરૂ /૧/૨૫/૮ આથી અશ્વથ્થામાં જેવા અસુરને પણ એ વાત વિદિત થઇ ગઇ કે દેવકીનંદન શ્રીકૃષ્ણ જ સ્વામિનારાયણ રૂપે પ્રગટ થવાના છે આથી સ્પષ્ટ થયુ કે શ્રીકૃષ્ણ તેજ સ્વામિનારાયણ છે)'' ''विधीयमानां पित्रा तां कृष्ण भक्तिं विलोक्य सः। तां कृष्णोऽपि स्वयं चक्रे तथैवार्भकलीलया॥ પોતાના પિતા ધર્મદેવને કૃષ્ણ ભક્તિ કરતા જોઇને શ્રીહરિ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ છે તો પણ બાળલીલા થી કૃષ્ણભક્તિ કરવા લાગ્યા (હરિલીલા કલ્પતરૂ/૨/૭/૩૪ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ છે એમ સ્પષ્ટ થયું)'' ''पूर्वशत्रुर्हि वःकृष्णो धर्मात् कोशलदेशजात् । વિંધ્યાવાસીની દેવીએ અસુર કાલીદત્તને કહ્યુ તમારા પૂર્વનો શત્રુ શ્રીકૃષ્ણ કોશળ દેવશમાં ધર્મદેવ થકી ભક્તિ દેવીને વિષે પ્રગટ થશે. (હરિલીલા કલ્પતરૂ/૧/૨૬/૧૨- આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે પ્રગટ થશે એમ કહ્યુ.)'' ''तस्याद्येन पुरामल्लाः श्रीकृष्णोनात्र निर्जिताः॥ प्रादुर्भाव प्रादुर्भूतः स एव त्वमित्यन्तः प्रतिभातिनः॥ મલ્લો શ્રીહરિકૃષ્ણ સાથે મલ્લક્રિડા કરવા તૈયાર થયા શ્રીહરિ હજુ બાળ અવસ્થામાં હતા છતા પણ તેઓ મલ્લો વડે જીતાયા નહિ ત્યારે મલ્લો વિચારવા લાગ્યા- પૂર્વે શ્રીકૃષ્ણે ચાણૂર વગેરે મલ્લોને જીત્યા હતા તે શ્રીકૃષ્ણ તેજ ધર્મદેવના ગૃહમાં આવિર્ભાવ પામ્યા છે, એવો અમારા અંતરમાં ભાસ થાય છે. (હરિલીલા કલ્પતરૂ/૨/૨૦/૭૫)'' ''एवं विधानि ते दृष्ट्वा तत्पदाङ्कानि भूतले। सर्वातिशायिनी प्रज्ञां रुपंतस्य मनोरमम् ॥ न

वैमानवबालोऽयं सर्वलोकैक मण्डनम्। कृष्ण एवैषइत्यं हि निश्चिक्युर्मतिशालिनः॥ અયોધ્યાનગરી ના નિવાસીઓએ શ્રીહરિના ચરણ કમળના સોળ ચિન્હો જોઇને તેજ શ્રીહરિની અતિશયબુધ્ધિ તથા મનોહર રૂપ જોઇને સર્વલોકોના અલંકાર સ્વરૂપ શ્રીહરિ, મનુષ્યબાળક જેવા નથી પરન્તુ આ શ્રીકૃષ્ણ જ છે એમ નિશ્ચય કર્યો. (શ્રીહરિલીલાકલ્પતરૂ/૨/૨૧/૬-૭)'' ''कृष्णार्चाया वयं यस्या पूजनं कर्म हे सदा। ज्ञात्वा साप्यस्य वै पूज्याविधिवत् सर्वदा सुतौ॥ ધર્મદેવ પોતાના બન્ને પૂત્રોને બોલાવીને કહ્યુ અમો જે શ્રીકૃષ્ણની મૂર્તિનું હંમેશા પૂજન કરીએ છીએ, તે મૂર્તિ પણ આ શ્રીહરિની જ છે, એમ જાણીને હે પુત્રો । સર્વદા વિધિ સહિત તમારે તે મૂર્તિ પૂજવી (હરિલીલા કલ્પતરૂ/૨/૩૪/૩૫ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે હતા એ સ્પષ્ટ થયું.)'' ''सोऽथ पश्यत्सुपौरेषु त्वं कृष्णोऽसीत्युदीर्युतम्। नत्वा स्तुत्वाऽऽश्रयं तस्य कृत्वाऽगात्स्वालयं मुदा॥ તૈલંગી બ્રાહ્મણ મહાદાન ગ્રહણ કરવાથી શ્વેત વર્ણનો હતો તે શ્યામર્વનો થઇ ગયો તે પછી શ્રીહરિની કૃપાથી પુનઃ શ્વેતવર્ણનો થઇ ગયો ત્યારે તે શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યો હે હરે! તમો શ્રીકૃષ્ણ વાસુદેવ છો, આ પ્રમાણે કહીને, નમસ્કાર કરીને, સ્તુતિ કરીને શ્રીહરિનો આશ્રય કરીને હર્ષ પૂર્વક પોતાના સ્થાને ગયો. (હરિલીલા કલ્પતરૂ ૨/૪૫/૫૪)'' ''श्रीकृष्ण एव भगवांस्तदयं समग्रा गोपास्तदीयगमन्निति निश्चयं। શ્રીહરિને ઘોડા પર જતા જોઇ સીમમાં ગાયો ચરાવતા ગોવાળો બોલ્યા- આ ઘોડા ઉપર બેઠેલા પુરુષ શ્રીકૃષ્ણ ભગવાન જ છે એમ સમગ્ર ગોવાળોએ શ્રીહરિ માટે નિશ્ચય કર્યો. હરિલીલા કલ્પતરૂ/૪/૩૯/૨૭ - આથી શ્રીહરિ જે છે તેજ શ્રીકૃષ્ણ છે એમ સ્પષ્ટ થયું.)''

''सांप्रतंहरिनामाऽहं जातोऽस्मि ब्रह्मणालये। श्रेयसे देहिनाभद्र! स्वाक्षर मुक्त संयुतः। द्वादशक्रोशमस्माच्वपुरं वृत्तालयाभिधम्। स्थितोऽस्म्यत्रमहाबुद्धे सहजानन्दसंज्ञया॥ श्री વલ્લભરામ નામના એક વૈષ્ણવ દર પુનમે પગપાળા ચાલીને ડાકોર રણછોડરાયના

દર્શન કરવા જતા એક દિવસ રણછોડરાય પ્રસન્ન થયા અને તેઓને પ્રત્યક્ષદર્શન આપીને બોલ્યા- હે પવિત્ર બ્રાહ્મણ! હમણા હું લોકોનું આત્યંતિક કલ્યાણ કરવા માટે અક્ષરમુક્તો ને લઇ બ્રાહ્મણના ઘરે 'હરિ' આવા નામે પ્રગટ થયો છું. હે મહાબુદ્ધે! અહીંથી બારકોશ વડતાલ નામે ગામ છે, ત્યાં હું સહજાનંદ નામે રહ્યો છું. (ઉતન્મત્તગંગા મહાત્મ્ય/૧૨૫/૪૨ આથી રણછોડરાય જ શ્રીહરિરૂપે પ્રગટ થયા એમ સિદ્ધ થયું.)'' ''तत्राऽश्रृणोदसावित्थं स्वामिनारायणाह्वयः। पुरेवृत्तालये कृष्णः स्वाश्रितैराजतेऽधुना॥ તેવા સમયમાં તેમણે (ત્રિતમુનિએ) સાંભળ્યું કે શ્રીકૃષ્ણ ભગવાન, સ્વામિનારાયણ નામે વડતાલ ગામમાં પોતાના ભક્તોની સાથે બિરાજે છે. (ઉન્મત્તગંગામાહાત્મ્ય/૮૩/૨૬)''

''श्रुतः समेऽधुना कृष्णः स्वामिनारायणारव्यया। प्रकटो भुविजातो हि कच्छ देशेषुराजते॥ અને સાંભળ્યું છે કે તે કૃષ્ણ ભગવાન અત્યારે પૃથ્વી ઉપર સ્વામિનારાયણ નામે પ્રગટ થયા છે અને અત્યારે કચ્છમાં બિરાજે છે. (હરિચરિત્રમ પરિચ્છેદ ૧/3/3૫)'' ''अथोत्थाप्याह तं धार्मिरुच्यतां यत्त्वयेक्षितम्। तदाह सत्यवाक् साधुर्निर्मायो निर्ममश्चसः॥ ब्रह्मधाम मयादृष्टं दिव्यं तेजोमयं महत् । मूर्त्तिद्वयं तथा तत्र श्रीकृष्णस्योद्धवस्य च॥ उद्धवस्तत्र यो दृष्टो रामानन्दः स तु स्वयम्। यः श्रीकृष्णस्त्वयं साक्षाद् धर्मजः श्रीहरिः स्वयम् ॥ પછી શ્રીહરિ એ સંતદાસજીને સમાધિમાંથી ઉઠાડયા અને કહ્યું તમે સમાધિમાં જે જોયું તે બોલો ત્યારે મામતા વિનાના સત્યવાદી સંતદાસજી બોલ્યા કે અમે મહાન્ તેજોમય દિવ્ય અક્ષરધામના દર્શન કર્યા અને તેમાં અમે શ્રીકૃષ્ણ અને ઉધ્વના બે સ્વરૂપના દર્શન કર્યા. તેમાં જે ઉધ્ધવજીને જોયા તે સ્વયં સાક્ષાત્ સદ્ ગુરુરામાનંદ સ્વામી છે અને શ્રીકૃષ્ણના દર્શન કર્યા તે આ ધર્મપુત્ર સાક્ષાત સ્વયં શ્રીહરિ છે. (હરિચરિત્ર-૧/૧૦/૧૭ આથી શ્રીકૃષ્ણ ભગવાન તેજ શ્રીહરિ અને ઉધ્ધવજી છે તે જ રામાનંદ સ્વામી છે એમ સ્પષ્ટ થયું.) ''सद्यः तत्र

श्रीवासुदेव मन्दिरे गत्वाकृताञ्जलिः सन् स्वार्चामूर्तिं प्रणनाम्। સદ્ય શ્રીહરિ શ્રીવાસુદેવ નારાયણના મંદિરમાં ગયા અને બે હાથ જોડી પોતાની અર્ચામૂર્તિને પ્રમાણ કર્યા (હરિચરિત્રમ્/તત્વાર્થ/૨/૯/૩૫- આથી શ્રીહરિ જ વાસુદેવ રૂપે છે એમ સ્પષ્ટ થયું) ''सुखाय स्वीयानां ध्रुतवरमनुष्याकृतिरिहाऽवतारी श्रीकृष्णः स्वयममृतधामावृष सुतः॥ અક્ષરધામના અધિપતિ અવતારી સ્વયં શ્રીકૃષ્ણ આલોકમાં પોતાના ભક્તોને સુખી કરવા માટે મનુષ્ય રૂપે પ્રગટ થયા તે ધર્મપુત્ર (હરિચરિત્રમ/૨/૩૦/૩૪)'' ''आदौ मध्येऽवसाने येयेऽवताराश्चसर्वशः। हरेऽभवन् भवन्तीश भविष्यन्ति तवैव ते ॥ હે સ્વામિન્! ભૂતકાળમાં પુરુષ આદિ અવતારો લઇને જે જે કાર્ય કર્યુ તે બધુ આપે જ કર્યુ હતું. વર્તમાનમાં જે જે થઇ રહ્યું છે તે બધું આપ જ કરો છો અને ભવિષ્યમાં જે થશે તે આપ જ બધું કરશો.'' (હરિચરિત્રમ્ ૩/૨૪/૫૧ આથી બધા અવતારો સાથે શ્રીહરિને અભિન્નતા થઇ.) ''त्वंचावतारी भवगन्नसि ध्रुवं ततोऽवतारैश्चरितानि यानि वै। कृतानि तानीश तवैव सत्पतेर्जानम एवकृपयावयं ते॥ સર્વનિયામકઇશ હે ભગવાન આપ ચોક્કસ અવતારી છો. તેથી અવતારોએ કરેલા જે ચરિત્ર છે તે આપના જ છે. આમ અમે આપની કૃપાથી સમજીએ છીએ. (હરિચરિત્રમ્/૩/૨૬/૫૯ આથી બધા અવતારોની શ્રીહરિ સાથે એકતા થઇ)'' ''असुरेभ्यइवत्वयापुराह्यवतारिन्निह कृष्ण रुपतः। निजगोप्यवनं कृतं तया बहु संरक्ष्य न आर्पितं सुखम्॥ હે અવતારિન્। પૂર્વો આપે શ્રીકૃષ્ણ રૂપે ભૂમિ ઉપર પ્રગટ થઇને પોતાની ભક્ત ગોપીઓનું રક્ષણ અસુરોથી જેમ કર્યુ હતુ તેમજ અમારૂ રક્ષણ પણ ઘણી વાર કરીને સુખ આપ્યુ છે. (હરિચરિત્રમ્/૩/૩૧/૨૬ આથી શ્રીકૃષ્ણરૂપેશ્રી હરિજ આવેલા એમ સ્પષ્ટ થયું)'' ''साक्षात् कृष्णो ब्रह्मपुरेश्वरः। બ્રહ્મધામના અધિપતિ એવા આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો.) (હરિચરિત્રમ્/૩/૩૮/૨૫)'' ''द्वादश्यांस्थापयामास मन्दिरे मध्येहरिः। इन्दिरासहितां स्वार्चां चकारैतनम्महार्चनम्। अथयोत्तरतस्तस्मान्मन्दिरे प्रतिमां निजाम्। पितृभ्यां भक्ति

धर्माभ्यां सहित भक्ततुष्टये। प्रतिष्ठाप्यार्चयत् तां स ततो दक्षिणमन्दिरे। राधया सहितां स्वार्चां कृष्णः संस्थाप्यचार्चयत॥ શ્રીહરિએ સંવત ૧૮૮૧ ના વર્ષમાં કાર્તિક સુદિ-૧૨ ની તીથિએ વડતાલમાં મધ્ય મંદિરમાં લક્ષ્મીજી સાથે શ્રીનારાયણનામે પોતાની મૂર્તિ પધરાવી અને તેમની મહાપૂજા કરી. તેના ઉત્તર તરફના મંદિરમાં ભક્તોના સંતોષ માટે શ્રી ભક્તિદેવીની સાથે પોતાની મૂર્તિ વાસુદેવ આવાનામે પધરાવી અને તેની મહાપૂજા કરી. તે પછી વચલા મંદિરની દક્ષિણ તરફના મંદિરમાં રાધિકાએ સહિત વૃંદાવન વિહારી નામે પોતાની મૂર્તિ પધરાવી (શ્રીહરિચરિત્રમ્/૪/૬/૪ થી ૭ આથી લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ અને વાસુદેવ સાથે શ્રીહરિએ પોતાની એકતા બતાવી)'' ''हरेस्तस्या वततारौऽसौकृष्णोऽत्राविरभूत पुरा। स द्वारिकाधीशो मह्यं दास्यत्येवात्मदर्शनम् ॥ શ્રીહરિના અવતાર રૂપ શ્રીકૃષ્ણ પૂર્વે મથુરામાં પ્રકટ થઇને અહી રહ્યા  હતા તે દ્વારકાધિશ શ્રીકૃષ્ણ મને (સચ્ચિદાનંદ મુનિને) પોતાના દર્શન આપશે (હરિચરિત્રમ્/૪/૧૩/૧૯ આથી શ્રીહરિ જ શ્રૃીષ્ણ રૂપે પ્રગટ થયા હતા એમ સિધ્ધ થાય છે)'' ''एवं स भगवान् सर्वान् स्वस्यैवागमनादिकम्। लीलयाऽदर्शयच्चापि नास्त्येव श्रीहरेः पृथक् ॥ આ રીતે શ્રૃીષ્ણભગવાને સૌ લોકોને પોતાની દ્વારિકાથી આગમન વગેરે લીલાથી બતાવ્યું છે. પણ તે શ્રીહરિથી કોઇ અલગ નથી અર્થાત બન્ને એકજ છે. (હરિચરિત્રમ્/૪/૧૩/૮૧ આથી દ્વારકાધિશ અને શ્રીહરિની એકતા સિદ્ધ થઇ)'' ''वैशाखाद्यत्रयोदश्यां सन्मुहूर्तऽयमन्दिरे। तस्मिन् वेदोक्तविधिनास्वार्चाम् स्थापयद्धरिः॥ શ્રીહરિએ ધોલેરા ગામના નૂતન મંદિરમાં વિ.સં.૧૮૮૨ ના વૈશાખ સુદી ૧૩ ના દિવસે શુભ મુહૂર્તમાં વેદોક્ત વિધિથી પોતાની મૂર્તિ પધરાવી (હરિચરિત્રમ્/૪/૨૦/૪૪-આથી મદનમોહન સાથે શ્રીહરિની એકતા સિદ્ધ થઇ)'' ''एकादशी नभस्यस्य शुक्ला पद्माभिधाहरे। तस्यां कृष्णावतारेण दाणलीला त्वयाकृता॥ હે હરે! ભાદરવા સુદિ એકાદશી જે પદમા નામથી કહેવાય છે તે દિવસે આપે

કૃષ્ણવતારમાં ઘણલીલા કરી હતી. (હરિચરિત્રમ્/૪/૨૬/૩- આથી કૃષ્ણઅવતાર ધારણ કરી શ્રીહરિ જ આવ્યા હતા. એમ સ્પષ્ટ થયું)'' ''राधाकृष्ण द्वितीयायां मध्यमे मन्दिरे हरि:। स्थापयत्यात्ममूर्त्तिस्म ऋणच्छोडत्रिविक्रमौ॥ दक्षिणे मन्दिरेतस्यमाद्राधारमणसंज्ञिकाम्। स्वमूर्तिं स्थापयामास दर्शनाद्दुरिततक्षयाम्॥ વિક્રમ સંવત ૧૮૮૫ના વૈશાખ વદિ બીજને દિવસે વચ્ચેના મંદિરમાં શ્રીહરિએ રણછોડરાય અને ત્રિકમરાય નામે પોતાની બે મૂર્તિઓ પધરાવી તે વચ્ચેના મંદિરની જમણી બાજુએ અર્થાત પૂર્વ તરફના મંદિરમાં દર્શન માત્રથી જ પાપનો નાશ કરે તેવી રાધિકાજી એ સહિત શ્રીરાધારમણ દેવ નામની પોતાની મૂર્તિ પધરાવી (હરિચરિત્રમ/૪/૪૦ ૨૩ ૨૪ આથી રણછોડ ત્રિકમરાય અને રાધારમણ સાથે શ્રીહરિની એકતા સિદ્ધ થઇ.)'' ''ससङ्गवे द्वाद शिकादिने श्रीमन्मन्दिरे राधिकयायुतंस्वम्। मध्ये प्रतिष्ठापयति स्म गोपीनाथाभिधंप्रोढतनुमनोज्ञम्॥ वेदध्वनिर्वैदिकभूसुराणां माङ्गल्यवाद्यातिरवस्तदाऽऽस्तत्। महोपचारैः स्वयमेव स स्वं सम्पूज्य द्दष्टया स्थिरयाऽऽलुलोके॥ શ્રીહરિએ વિક્રમ સંવત ૧૮૮૫ ના આસોસુદી-૧૨ ના દિવસે સવારમાં લગભગ નવ વાગ્યે સુંદર મધ્ય મંદિરમાં મનોહરઅને પ્રોઢ સ્વરૂપશ્રી ગોપીનાથજી મહારાજની રાધિકાજીની સાથે પ્રતિષ્ઠા કરી. તે વખતે વૈદિક બ્રાહ્મણો વેદ મંત્રો બોલતા હતા, મંગળમય વાજિંત્રો વાગતા હતા, ત્યારે સ્વયં શ્રીહરિએ પોતાની મૂર્તિશ્રી ગોપીનાથજી મહારાજને સર્વોત્તમ ઉપચારથી પૂજીને સ્થિર દ્રષ્ટિથી તે મૂર્તિ સામે જોઇ રહ્યા (હરિચરિત્રમ/૪/૪૧/૧૩-૧૪ અહીં મૂળમાં 'सस्वं' શબ્દ છે. જેનો અર્થ થાય છે 'પોતાની' અર્થાત્ શ્રીહરિએ દુર્ગપુરમાં 'શ્રીગોપીનાથ' નામની પોતાની મૂર્તિ પધરાવી આથી શ્રીગોપીનાથ અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.) ''सतदाह रधुवीरमृण च्छोडाभिधांमम। मूर्ति स्थापयविधिना लक्ष्मी नारायणान्तिके॥ તે સમયે શ્રીહરિએ શ્રીરઘુવીરજી મહારાજને કહ્યુ કે ''શ્રીરણછોડરાય નામે મારી મૂર્તિ તમે

વડતાલમાં શ્રીલક્ષ્મીનારાયણ દેવની પાસે વૈદિક વિધિથી પધરાવજો.( હરિચરિત્રમ્/૪/૫૩/૨૬ આથી રણછોડરાય સાથે શ્રીહરિએ પોતાની અભિન્નતા સ્પષ્ટ કરી)'' આમ હરિલીલા પ્રદીપના રચેયિતા ભગવદ્ પ્રસાદજી, હરિલીલી કલ્પતરૂના રચેયિતા આચાર્ય રઘુવીર, ઉન્મત્તગંગા માહાત્મ્યના રચેયિતા આચાર્ય વિહારીલાલજી મહારાજ તથા હરિચરિત્રમ્ ગ્રંથના રચેયિતા અખંડાનંદ બ્રહ્મચારીનું કહેવું છે કે ''જે દ્વાપર અને કલિની સંધિમા મથુરા પુરીમાં દેવકી વસુદેવથકી પ્રકટ થયેલા શ્રીકૃષ્ણ જ ઘોરકલીકાલની પુષ્કળ પ્રવૃત્તિમાં ઉત્તર કોશલ દેશમાં આવેલા છપૈયા નામના ગામના શ્રીધર્મદેવ અને ભક્તિમાતા થકી હરિકૃષ્ણ નામધારણ કરી પુનઃ પ્રગટ થયા.'' આમ કહી તેઓ એવું કહેવા માંગે છે કે ''કૃષ્ણ છે તે જ હરિ છે અને હરિ છે તે જ કૃષ્ણ છે.'' હવે કેટલાક પ્રાકૃત પ્રબંધોને નિહાળીયે.

પોતા વિષે જેની ઉત્કૃષ એવી પ્રેમલક્ષણા ભક્તિ જોઇ શ્રીહરિએ જેનું પ્રથમ નામ ''નિજબોધાનંદ'' હતુ એ મિતાવી દઇ ''પ્રેમસખી'' રાખેતુ એવા પ્રેમના મૂર્તિમાન સ્વરૂપ પ્રેમાનંદ સ્વામી પોતે રચેલા. ''હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં શ્રીકૃષ્ણ અને ધર્મનંદન હરિકૃષ્ણની અભિન્નતા બતાવતા કહે છે. ''તવપદમહિમા કહા વરનવુ, પારનપાવતશેષ ॥ નિગમાગમ નેતિ કહ, જાનત અક્ષરલેશ ॥ કાલીય વિષધર ગંજન, રંજનમુનિ વરમરાલ ॥ તૃનચરઅનુગ સુરપુજિત, નવપદ અનુજ ક્રિપાલ ॥ તવપદરજપાવનકારી, અતહી કુટિલ અઘકારી, પથર મિટિ પાવન ભઇ, નવજોબન દ્વિજનારી ॥ રામ પ્રતાપભાઇ ભગવાન શ્રીહરિના વિરહમાં બોલ્યા- હે કૃપાલુ! મારા નાનાભાઇ ઘનશ્યામ! આપના ચરણોએ ભયંકર જેરીલા કાલીય નામનો ગર્વ ઉતાર્યો હતો. (આથી કૃષ્ણાવતાર કહ્યો) અને હંસોના જેવા મુનિજનોને ખુશી કર્યા હતાજે ચરણોથી આપ ગાયની પાછળ ચાલ્યા હતા તે આપના ચરણોને

દેવતાઓ પૂજે છે. વળી આપની પાવનકારી ચરણોની રજ અતિશય કુટિલ પાપને હરનારી છે. એ ચરણરજથી દ્વિજ ગોતમની પત્ની અહલ્યા પથ્થરને મટીનેનવયુવક નારી બની હતી. (<u>હરિકૃષ્ણનારાયણચિરત્રામૃત/અ ૧૬/૧૨૭ થી ૧૩૦ </u>આથી કૃષ્ણ અવતાર અને રામાવતાર સાથે શ્રીહરિની એકતા સ્પષ્ટ થાય છે)'' ''જયું કાલી શિર કૃષ્ણને કીના પાદપ્રહાર ॥ કાલિય મદમર્દન હરી, સોઉ તુમ હો મુરારી॥ જે શ્રીકૃષ્ણ ભગવાને કાલીયનાગના માથા ઉપર પગની પાટુ મારીને તેનામદને તોડયો હતો તો હે મુરારી । આપ હરિકૃષ્ણ પણ તે પરમેશ્વર જ છો. (<u>હરિકૃષ્ણનારાયણ ચરિત્રામૃત/૨૨/</u>૧૬)'' ''સૂનીબાત અસુરન જબ, મનસીનિશ્ચે કીન ॥ જાના પૂર્વ હમારા રિપુ, કૃષ્ણજન્મ પુનિલીન ॥ તેહિ બિનઅવરન હોઇ અસ અસુરસંહારનહાર ॥ બનજ જલજ સુર મનુષ્ય મહીં,લેત બિવિધ અવતાર ॥ કીન નિકંદનયેહિ, અસુરવંશ પૂર્વહિ સકલ ॥ મહાસુભટતર જેહિ, કીન પરાભવ ઇનહિ સબ ॥ રાવન કુંભકરણ, ઇન્દ્રજીત આદિક સુભઢ ॥ પાયે બીરમરન, ઇનહિ હને ધરી રામ તન ॥ કંસ બંસ દુર્યોધન કુલા, જરાસંઘ શિશુપાલ સમૂલા ॥ દંતવક્ર શાલવરનધીરા, કાલ યવન આદિક શૂરવીરા ॥ બાંકે સુભટ કૃતાંત સરીએ, અવનિપાલ જસવંત સુન્તકે ॥ ઐસે નરેન્દ્રા ઇનહિ સંહારા, સોઇ યહ કૃષ્ણ રિપુ હમારા ॥ જ્યારે કાલીદત આદિ અસુરોએ આવી વાત સાંભળી ત્યારે તેમણે મનમા નિશ્ચય કરીને માન્યુ કે આપણા પૂર્વના શત્રુ શ્રીકૃષ્ણે જ ફરીવાર જન્મ લીધોછે તે જળચર અને પશુઆદિ જાતિમાં અનેક પ્રકારે અવતારોને લેતો રહે છે. એ શ્રીકૃષ્ણે પૂર્વ પણ બધા જ અસુરવંશનુ નિકંદન કર્યુ હતુ. અમે અસુરોમાં મહાન યોદ્ધાઓ હતા તે બધાનો પરાભવ પણ શ્રીકૃષ્ણ એજ કર્યો હતો. રાવણ, કુંભકરણ, ઇન્દ્રજીત, આદિક મહાનવીર યોધ્ધાઓને તે વિષ્ણુએ અને કાળયવન વગેરે રણધીર શૂરવીર હતા તે બધાનો શ્રીકૃષ્ણ ભગવાનેસમૂળગોનાશ કર્યો. જે યમ દૂતોના જેવા બાંકડા, યશસ્વી

યુદ્ધ કરનારા રાજાઓ હતા તેને સાંભળીને તે બધાને એ શ્રીકૃષ્ણે જ માર્યા હતા અને તેજ આ કૃષ્ણ (હરિકૃષ્ણ) અમારો શત્રુ છે. (હરિકૃષ્ણનારાયણ ચરિત્રામૃત/અ-૨૫-૧૫-૨૦ આથી કાલિદત્ત આદિ અસુરોને પણ ખબર પડી ગઇ કે અમારો પૂર્વ શત્રુ શ્રીકૃષ્ણ જ ધર્મદેવના ઘરે હરિકૃષ્ણ નામધારી પ્રગટ થયો છે. આમ, અહીં પણ રામકૃષ્ણ અને હરિકૃષ્ણ ની એકતા સિદ્ધ થઇ.)'' ''ભવબ્રહ્માદિ દેવ કરદેવા, તેહિકર કરત હું ધ્યાનરુ સેવા ॥ વારાહાદિક અનંત અપારા, તેહિ સબ જે કર અવતારા ॥ અખિલ ભુવન જનિ પાવન નાસા, જાસ યહ લીલા સોઇ અવિનાશી ॥ ઐસે કૃષ્ણ પર બ્રહ્મ જાનો, તેહી કર ધ્યાન મોર ઉરમાનો ॥ ભગવાનશ્રી હરિમુક્તાનંદાદિક સંતોને કહે છે - રાધાકૃષ્ણ પ્રભુ ભવ અને બ્રહ્મા આદિક દેવતાઓના પણ દેવ છે અને તેટલા માટે જ હું તેમનું ધ્યાન તથા સેવા પુજા કરુ છું અને વરાહ ઇત્યાદિક બધા અનંત અને અપાર અવતારો પણ તેમના જ છે સમગ્ર બ્રહ્માંડોની ઉત્યત્તિ, સ્થિતિ અને પ્રલય, જે અવિનાશી પ્રભુની લીલારૂપ હોય છે તે શ્રીકૃષ્ણને તમે સહુ પરંબ્રહ્મ સમજો અને તેથી જ હુ મારા હૃદયમાં તેમનું ધ્યાન કરુ છું એમ સમજો (હરિકૃષ્ણનારાયણ ચરિત્રામૃત/૨૯/૩૬-૩૭ આથી શ્રીકૃષ્ણની સર્વાવતારિતા અને પરંબ્રહ્મતા સ્વમુખે જ કહી)'' ''હે શ્રીકૃષ્ણ, અક્ષરપતિ અચરન શરન ॥ કવિ કહે છે કે હે વર્ણિરાજ શ્રીહરિ અક્ષરાધિપતિ અશરણ શરણ એવા પોતે શ્રીકૃષ્ણ જ છે. (હરિકૃષ્ણનારાયણ ચરિતામૃત/૩૨/૫૯)'' '' આદિ નારાયણ આપે હોઇ- શ્રીહરિ પોતે તો આદિનારાયણ છે. (હરિકૃષ્ણનારાયણ ચિરત્રામૃત/૩૨/૬૩)'' ''કિન ચિકીછા મનમહીજીના, હે શ્રીકૃષ્ણ નાંહી કોઇ આના ॥ રામાનંદસ્વામી એ મનોમન વિચાર કરી જાણી લીધુ કે પત્ર  લખનારા વર્ણી સાક્ષાત શ્રીકૃષ્ણજી છે. (હરિકૃષ્ણચરિત્રામૃત/૩૭/૧૦)'' અક્ષરનિવાસી શ્રીધનશ્યામા, સો તુમ આયે પૂરણકામ ॥ કૃષ્ણ ક્રિપા કરી ધરી પુનિ દેહા, લિનેનાથ

હેરિ કરી નેહા ॥ રામાનંદસ્વામી પત્રનો ઉત્તર આપતા લખે છે કે-આપ અક્ષરાધિ પતિ શ્રી ઘનશ્યામ છો, પૂર્ણકામ છો તે અત્યારે અહીં આવ્યા છો. હે કૃષ્ણ! તમે કૃપા કરીને ફરી આ મનુષ્ય દેહાધાર્યો છે. (હરિકૃષ્ણચરિત્ર/૩૩/૫૧-૫૨ આથી શ્રીકૃષ્ણ તેજ શ્રીહરિ છે એમ રામાનંદ સ્વામી એ જાણ્યા)'' ''બર્નિરૂપ, ઉરઆની, ધરી ઘ્યાન વરચરન કર ॥ ઇષ્ટદેવ નિજ જાંની, કૃષ્ણકમલ દૃગ બરની હરિ ॥ રામાનંદસ્વામીએ વર્ણીના રૂપને પોતાના હ્દયમાં ધાર્યુ અને તેમના ચરણનું ધ્યાન કર્યુ ત્યારે તેમને કમણનયન પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ જ આ વર્ણિ રૂપ શ્રીહરિ છે તેમ જાણ્યુ (હરિકૃષ્ણ ચ/૩૪/૪૩)'' ''ચઢીબાની બહુનામી પ્રભુ, વિષ્ણુ શ્રી બિનિકેત ॥ પરંતુ બહુનામી શ્રીનિવાસ પ્રભુ વિષ્ણુરૂપ શ્રીહરિ અશ્વ ઉપર સવાર થયા (હરિકૃષ્ણ ચ ૫૬/૪૬ આથી વિષ્ણુ એજ શ્રીહરિ એમ સિદ્ધ થયું)'' ''આદિપુરીષ નારાયણ કહાવે, જાહિ શ્રુતિ ઉપનિષદ ગાવે ॥ સો પ્રભુ પ્રગટધરી દેહી, અટન  કરનમંહિ વિશ્વસનેહિ ॥ જેને આદિપુરુષ તથા નારાયણ કહેવાય છે તથા જેને શ્રુતિઓ અને ઉપનિષદો ગાય છે, તે પ્રભુ સાક્ષાત્ મનુષ્ય દેહ ધારીને પ્રગટ થયા છે જે સમગ્ર વિશ્વના સ્નેહી શ્રીહરિ ભૂમિ ઉપર વિચરી રહ્યા છે (હરિકૃષ્ણ ચ. ૬૮/૧૪)'' ''કરત બાત અસ અંતરજામી, સબકરમનસિ જીવતસ્વામી ॥ જેહી પ્રભુ શકુલી તનુ ધારા; જેહી પ્રભુ નિલ કુર્મ અવતારા ॥ જેહિ પ્રભુ શુકર તનું લિના, નરહરિ રૂપ પ્રભુ ભયે પ્રવિના ॥ જેહી પ્રભુ બને વામન રૂપા, ભ્રુગ પતિ રઘુપતિ ભયે અનુપા ॥ હલધર બુદ્ધ કલ્કી વપુધારી, સબ કરકારન કૃષ્ણ મુરારી ॥ સોઉ આજ્ય તુહરે ઘરે આયે, નેતિ નેતિ કહી નિગમ હી ગાયે ॥ શ્રીમદ્ ભગવત માંહિ બહુભાંતિ, બર્નિ વ્યાસ કિર કરી ખાંતિ ॥ સોઉ શ્રીકૃષ્ણ કરી અનુરાગા, ભુવન તુમારે આયે બડભાગા ॥ યામં હિ ઝુંઠ રંચ જિન જીતો, બચન હમારા સત્ય કરી માનો ॥ તબ જિનહી નિશ્ચે કરી જાના, સો યહ સ્વામી શ્રી

ભગવાના ॥ અર્થાત અંતર્યામી પ્રભુ શ્રીહરિ સહુનાં મનની વાત જાણીને તે સમયે બોલવા લાગ્યા કે જે પ્રભુએ મત્સ્ય અવતાર તથા કૂર્મ અવતાર ધારણ કર્યો હતો. વળી જે પ્રભુ વરાહ અને પરમ નિપુણ નરસિંહ રૂપે થયા હતા તેમજ વામન, પુરશુરામ અને અનુપમ રઘુપતિ રામચંદ્રરૂપે થયા હતા. હળધર બલરામજી અને બુદ્ધ સ્વરૂપ ધાર્યુ હતુ અને જે કલ્કિ સ્વરૂપને ધારણ કરશે. જેને વેદો નેતિનેતિ કહીને ગાય છે. તે બધાના કારણ એક મુરારિ શ્રીકૃષ્ણ પ્રભુ છે તે પ્રત્યક્ષ ભગવાન્ આજ તમારે સહુને ઘરે આાવ્યા છે. શ્રીમદ્ ભાગવત પુરાણમાં અનેક રીતે વ્યાસ મુનિ અને શુકદેવજીએ ખંત કરીને જે વાતનું વર્ણન કર્યુ છે તે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાન પ્રેમથી આજે તમારા સહુના ઘરે આવ્યા છે. આ મે જે વચન કહ્યુ તેમાં રંચ માત્ર પણ મિથ્યા જાણવું નહિ. અમારી વાતને તમો સત્ય માનો. શ્રીહરિના આવા વચન સાંભળીને સહુ દરબારોએ મનમાં નિશ્ચયપણે જાણ્યું કે જે અહીં કહ્યું તે જ આ પ્રગટ ભગવાન સ્વામી સહજાનંદ છે. <u>(હરિકૃષ્ણ ચ. ૪૬/૧૦-૧૪ </u>-આથી શ્રીકૃષ્ણ શ્રીહરિ અભિન્નતા સ્પષ્ટ થઇ)'' ''કરત સકલ પુર બાસિ પરશંસા, સો યહ પ્રભુ જીનમાર્યો કંસા ॥ ઔર હિ અનેક અસુર સંહારે, અપને જન કર કાજ સુધારે ॥ ગામના બધા લોકો પ્રશંસા કરતા બોલ્યા કે આ તો એ પ્રભુ છે કે જેણે કંસ માર્યો હતો જેણે બીજા પણ અનેક અસુરોનો સંહાર કરી પોતાના ભક્તજનનું કાર્ય સુધારી દીધુ હતું. <u>(હરિકૃષ્ણ ચ./૫૦/૬)''</u> ''કહતપરસ્પર જન મતવાદી, જાહિ કહત શ્રુતિ અગમ અનાદિ ॥ યો યહ પુરુષ દૃગન ભરી દેખો, સફલ જન્મ ભયા આજયુ વિશેષ ॥ મતવાદી લોકો પરસ્પર વાતો કરતા હતા કે જેને વેદની શ્રુતિઓ આદિ નારાયણ કહે છે તે પરમ પુરુષ પ્રગટ પુરુષોત્તમ નારાયણને આજે આપણે ખાસ દૃષ્ટિ ભરીને જોયા છે, તેથી ચોક્કસ આજે આપણો જન્મ સફળ થયો છે. <u>(હરિકૃષ્ણનારાયણ ચરિત્રામૃત/૫૩/૩૯-</u>૧૦ પ્રકાશક જ્ઞાનજીવન દાસજી કુંદળ - અનુવાદક- વેદાંતાચાર્ય

જ્ઞાનપ્રકાશદાસજી ગાંધીનગર ગુરુકુલ આથી જે આદિનારાયણ શ્રીકૃષ્ણ નામથી કહેવાય છે તેની શ્રીહરિ સાથે અભિન્નતા સિધ્ધ થઇ.)''

નિષ્કુળાનંદ કાવ્યની અંતર્ગત ગણાતા પુરૂષોત્તમ પ્રકાશમાં ''શ્રીગોલોક ધામમોઝારરે । અક્ષર ધામ છે હરિનું સાર રે । એમા સદાય શ્રીહરિનો વાસ રે । જોઇ રૂપ છતા સુખદાઇ રે । રમા રાધા કરે સેવા કાઇ રે । એવા કૃષ્ણ કમળ દળ નેણ રે । મુખ મધુર મનોહર વેણ રે । એમ ગોપ ગોપીના નાથ રે । શ્રી દામા દિ સખા છે સાથ રે । ભૂમિ પર એકાંતિક ધર્મ રે । તેને પ્રવર્તાવવો એ છે મર્મ રે । બદરીકા શ્રમને માંય રે । થયો શાપ અતિ દુઃખ દાય રે । ઋષિ દુર્વાસાના શાપે કરી રે । ભૂવિ પ્રગટયા મનુષ્ય તનુ ધારિ રે । એમ પૂર્ણ પુરુષોત્તમ રાય રે । દીધો કોલ વૃંદાવને માંય રે । ભક્તિ ધર્મને આપ્યું વચન રે । સત્ય કીધું તે જગજીવન રે । કોસલદેશ અયોધ્યા પ્રાંત રે । પ્રભુ પ્રગટ થયા ખાંત રે । ધર્યો નરવિગ્રહ સ્વચ્છન્દ રે । પરમપાવન પરમાનંદ રે । શ્રી નારાયણ ઋષિ રૂપ રે । થયા પ્રગટ તે પરમ અનુપ રે । થયા ભક્તિ ધર્મના બાળ રે । શ્રીકૃષ્ણ ભક્ત પ્રતિપાળ રે । (પુરુષોત્તમ પ્રકાશ /પ્રકરણ ૧-૪- આ રીતે ગોલોકની અંદર અક્ષર ધામ કહિ તેના અધિપતિ રાધારમાવિશિષ્ટ મુરલીધર શ્રીકૃષ્ણને કહીને તેમને નરનારાયણ ઋષિ રૂપ કહીને તેમનો અવતાર શ્રીહરિ રૂપે થયો છે એમ સ્પષ્ટ કહે છે. આ ઉપરથી બન્નેનો અભેદ નિશ્ચત થાય છે.)'' ''કૃપાસિંધુ જે કૃષ્ણમુરારી રે, તેતો અવતારના  અવતારી રે । જ્યારે કરવું હોય જેવું કામ કરે, તન તેવું ધરે ઘનશ્યામ રે । પણ સહુનું કારણ રે, તેનુ દુર્લભ સર્વને દૃષણ રે । તેતો સ્વયં પ્રભુ શ્રીહરિ દેવ રે.... (યમ દંડ/નિષ્કુળાનંદકાવ્ય/૧૯/ ૨૨-૨૫- આથી શ્રી કૃષ્ણની સર્વાવતારીતા કહી અને તેથી શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ રીતે કહી.)''

પાશ્ચાત્ય પ્રબન્ધ હરિલીલામૃતમાં ''ગોલોક નામે સુપ્રસિધ્ધ ધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે । બે છે ભુજા ને ધરી બંસિ હાથ માં, રાધા વિરાજે સજિ રૂપ સાથમાં । વૃંદાવને જે વરદાન આપીયું, જ્યારે શ્રીધર્મે હરિનામ જાપ્યું । તે દંપતીએ દિલ એમ ધારિયું , તે રૂપ છે આજ પધારિયું (હરિલીલામૃતમ્/૨/૨/૩૧-૩૩)'' આ રીતે જન્મીને પ્રત્યક્ષ થયેલા શ્રી હરિની સ્તુતિ કરતા દેવો એ મુરલીધર શ્રીકૃષ્ણ અને શ્રીહરિ તથા તેમના ગોલોક અક્ષરધામની અભિન્નતા સ્પષ્ટ જણાવી છે. વળી ધર્મભક્તિ એ ''નિજકર મોરલી ધરણ, રાધિકારમણ'' (હરિલીલામૃતમ્ કળશ - ૨/૩)'' એમ સ્તુતિ કરી એટલે શ્રીકૃષ્ણ ભગવાન તેઓ પ્રત્યે બોલ્યા- ''બોલ્યા મહાપ્રભુ મુખે પછિ ધર્મ પાસ, પૂર્વે દીધેલ વરદાન કર્યું પ્રકાશ ॥ હે ધર્મદેવ સુણિલ્યો શુણ વાત મારી, આ ભક્તિ પત્નિ પણ પૂરવની તમારી । વૃંદાવને મખ કરી મુખ માગિ લીધું, ત્યાં મે પ્રસિદ્ધ તમને વરદાન દીધું. ॥ જે આદિ રૂપ મુજ અક્ષરધામ માંય તે રૂપથી જ તમને વર દત્ત ત્યાંય । થૈય પુત્ર અત્ર તવ રક્ષણ હું કરી, ભૂભાર રૂપ ખલનો ક્ષય આદરીશ ॥ તે વાતની સ્મૃતિ થયા તમને પિતાજી, દેખાડિયું સ્વરૂપ આ કારિને કૃષ્ણ જી । એવું કહી ધરિ સુબાલક રૂપ ત્યાંય, પોઢયા પ્રભુ જનનિ પાસ પલંગ માય ॥ (હરિલીલામૃતમ્ ૨/૩/૨૨-૨૫ આમ મોરલી ધારક રાધિકા પતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' વળી ''જે કાલ નામે યવન પ્રતાપી, શ્રીકૃષ્ણનો શત્રુ પ્રસદ્ધિ પાપી । શ્રીકૃષ્ણ સાથે મથુરા પુરીએ, જુધ્ધે ગયો તે મતિ આસુરીએ । મરાવિયો ત્યાં મુચુકુન્દ પાસે, પામ્યો ના મુક્તિ અતિ તિવ્ર આરો । તે કૃષ્ણનો ઉધ્ધવ આજ જાણી, પાપી થયો તત્પર ગર્વ આણી ॥ (હરિલીલામૃતમ્/૨/૪/૧૧-૧૪ - આ કાળયવન ના અવતાર કાળીદત્તની કથા જોતાં વસુદેવ સુત શ્રીકૃષ્ણ નો જ ધર્મસુત શ્રીહરિ રૂપે પ્રાર્દુભાવ નિશ્ચિત થાય છે)'' ''વૃંદાવનમાં આરાધન કરતાં પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે રામાનંદ સ્વામીને દર્શન

આપીને તેમના પૂર્વભવનું જ્ઞાન આપીને કહ્યું- 'કૃષ્ણે મહામંત્ર આપીને, વળી ઉધ્ધવને કહ્યું એમ । ભક્તિ ભલી પ્રવર્તાવજો તે ધર્મ સહિત હોય જેમ ।। કરો સોરઠમાં જૈ નિવાસ, ઘણા ત્યા આવસે દૈવી પાસ । ઋષિ શાપથી મુનિઓ જેહ ધરામાં ધર્યા છે નરદેહ, તેઓ પણ ત્યાંજ આવીને મળશે, તમારા સંપ્રદાયમાં ભળશે । હું નર દેહ ધરીશ, આવિ સોરઠમાં મળીશ ।।'' (હરિલીલામૃતમ્/કળશ-૪/૧૦ ૧-૩ આ બધી ઉધ્ધવ સંપ્રદાયની બંધારણીય મૂળ તાત્વિક કથા જોતાં શ્રીકૃષ્ણ જ ફરીથી શ્રીહરિ રૂપે પ્રાદુર્ભાવ પામ્યા છે. એમ સુદૃઢ થાય છે. સંપ્રદાયની આવી વ્યવસ્થા જ આ રીતની નક્કી કરી છે તે આ પ્રકરણની નિશ્ચિત થાય છે.) વળી ''(હરિલીલામૃતમ્/૪/૧૮/૧૮-૨૦) ચોપાઇમાં ''નારાયણજીની સ્ત્રી રુકમાઇ, જેની માતા છે લાડકી બાઇ । તેણે કહી નીજ માતાને વાત, જે આ વર્ણિ રૂપે સાક્ષાત્ ।। જ્યારે હું જ સમાધિમાં જતી, આને વનમાં હિ દેખાતી હતી । એમ કહેતા સમાધિ થઇ, રુકમાઇ ગોલોકમાં ગઇ ।। રાધાકૃષ્ણના દર્શન કરી, આવી દેહમાં તે પાછી ફરી । નિજમાતાને તે કહી વાત, જાણ્યા વર્ણિ પ્રભુ સાક્ષાત્'' (આ વાત જોતાં ગો લોક પતિ રાધાકૃષ્ણની હરિકૃષ્ણ સાથે અભિન્નતા સ્પષ્ટ થાય છે) વળી ''હરિલીલામૃતમ્-૮/૫૧/૩૬) માં શ્રીજીએ ધોલેરા માં મનદ મોહન જીને પોતાનું સ્વરૂપ કહી પધરાવેલુ છે. ''રૂપ મદનમોહન જાણો મારૂ, પૂજવાથી આશા પુરનારૂ'' તેમ સત્સંગીઓને નિત્ય પૂજવા માટે ચિત્રપ્રતિમાં આપતા સમયે ''રાધાકૃષ્ણ હરિકૃષ્ણ રૂપ, સમજી બેય મારા સ્વરૂપ(હરિલીલામૃતમ્ ૮/૩૬/૭- એમ રાધાકૃષ્ણ હરિકૃષ્ણ એક સ્વરૂપ સમજવાનું કહે છે.)'' વળી ગોપીનાથજીની મૂર્તિની પ્રતિષ્ઠા સમયે ''શ્રીગોપીનાથની મૂર્તિ માંહી, રહીશ સતત કાલ અહિ, તે માટે સર્વે જન એમ જાણો, એમાં અમોમાં નહિ ભેદ આણો (હરિલીલામૃતમ્ /૮/૬૩/૨૪ આથી પોતાનામાં અને ગોપીનાથજીમાં ભેદ નહી જાણવાનું કહ્યુ. આથી પોતાની અને ગોપીનાથજીની

અભિન્નતા સ્પષ્ટ કરી)'' વળી સ્વધામગમન સમયે ''મૂર્તિ લક્ષ્મીનારાયણ કેરી, નરનારાયણાદિ ઘણેરી, મારે હાથે મે સ્થાપિ છે જેહ ... તે વિષે હું સદૈવ ઠરીશ, અંગિકાર પૂજાઓ કરીશ (હરિલીલામૃતમ્-૧૦/૪/૨૩-૨૪- આમ નરનારાયણ, લક્ષ્મીનારાયણમાં સદાનિવાસ કરી રહેવાનું કહી તે સ્વરૂપોની પોતાની સાથે અભિન્નતા કહી.)'' આ રીતે આ પ્રબન્ધમાં એવી ઘણી બાબતો છે એમાં કોઇ મહિમા વાક્ય ભેદવાદી હોય તો તેની સંગતિ ઉપરના અનુસંધાનથી તેમજ બીજા પ્રાચિન પ્રમાણિક પ્રબંધોના અનુસંધાનથી કરવી જોઇએ નહિ તો પરસ્પર વિરોધ આવે.

આજ પ્રમાણે અભિન્નતા હિન્દી સાહિત્યના સૌથી મોટા ગ્રંથ એવા ''હરિચરિત્રામૃતસાગર''ના રચેયિતા સદ્ આધારનાનંદ સ્વામી પણ બતાવી છે. જેમ સ્વામી કહે છે. ''અહિંયા પોતાની નજર સમક્ષ જે અનુપમ વર્ણિના સમાન વેષધારી રહેલ હતા તે શ્રીહરિને શતાનંદ સ્વામીએ અક્ષરધામના મધ્યમાં શ્રીકૃષ્ણ સ્વરૂપે દેખ્યા આવી શ્રીહરિની અલૌકિક રીતિ જોઇને શતાનંદજી મહામૂનિ ખૂબ જ આનંદ પામ્યા અને તેમણે શ્રી સહજાનંદસ્વામી સમાન બીજા કોઇ ગુરૂને જાણ્યા નહી. રામાનંદ સ્વામી ઉધ્ધવજીનો અવતાર હતા. તેમજ શ્રીકૃષ્ણના સખા અને નિષ્કામી સંત ના રૂપમાં દેખ્યા (આથી શ્રીકૃષ્ણ તેજ હરિ અને ઉધ્ધવજી તે જ રામાનંદ સ્વામી એમ સ્પષ્ટ થયું. આધારાનંદ સ્વામી કૃત/ હરિચરિત્રામૃત સાગર/ પુર/ ૧/ તરંગ/ ૩/ ચોપાઇ-૧૫-૧૭ પ્રકાશક જ્ઞાનજીવનદાસજી- કુંદળ, અનુવાદક- વેદાંતાચાર્ય શાસ્ત્રી જ્ઞાનપ્રકાશ દાસજી, ગાંધીનગર-ગુરૂકૂલ)'' ''પોતા સામે અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા ત્યારે ધર્મ દેવ તેઓ પ્રત્યે બોલ્યા- હે ભગવાન્! અમને આપના સમાન પુત્ર થાય. ત્યારે ભગવાન પોતાના હ્દયમાં વિચારવા લાગ્યા અને તેમને સમાન અન્ય કોઇ જણાયુ નહિ, ત્યારે

તેઓએ ધર્મને કહ્યું ''તથાऽસ્તુ'' ''હરિચરિ. સાગર-૧/૩૪/૩૦/૩૩)'' અને આજ વાત સત્ય કરવા ભગવાન શ્રીકૃષ્ણ ચૈત્ર સુદ -૯ ના શુભ દિવસે ધર્મદેવના ઘરે પ્રગટ થયા તે સમયે ધર્મદેવ તેઓની સ્તુતિ કરતા બોલ્યા ''આપ ભૂમિનો ભાર ઉતારવા માટે પૂર્વે યદુકુળમાં વસુદેવ દેવકીને ઘરે મનોહર સ્વરૂપે મથુરામાં પ્રગટ થયા હતા અને કંસના ભયથી વસુદેવ આપને તત્કાળ ગોકુળ પહોંચાડતા હતા... આમ ભગવાનની સ્તુતિ કર્યાબાદ તે સમયે બતાવેલું દિવ્ય રૂપ અદૃશ્ય કર્યુંને તત્કાળ શ્રીકૃષ્ણબાળ સ્વરૂપ થઇ ગયા. (હરિચરિત્રામૃત સાગર/પુર-૧/તરંગ -૩૭-૩૮-આથી ભગવાન શ્રી કૃષ્ણ જ શ્રીહરિ નામ ધારણ કરી પ્રગટયા એમ સ્પષ્ટ થયું, ''શ્રીહરિ પોતાના પિતાના ચરણકમળોમને ખૂબ જ પ્રેમ સાથે દબાવતા હતા. ધર્મદેવનું શરીર અતિશય તપેલુ હતુ. પણ ચિત્ત શાંત હતુ. તે સમયે શ્રીહરિની ઇચ્છાથી ધર્મદેવને અંતદૃષ્ટિ પ્રાપ્ત થઇ. તત્કાળ તેમને બ્રહ્મતેજ દેખાયુ. તે તેજમાં સુખમય વૃંદાવન દેખાયુ, જ્યાં શ્રીષ્ણ ભગવાનનો અખંડ વિહાર હોય છે તેની શોભા કહી શકાતી નથી. હાથમાં સુંદર મુરલી ધારી છે. તે શોભા દેખીને કરોડો કામદેર પણ લજ્જિત થઇ જાય છે ગોપીઓ અને ગોવાળોની સાથે સુખના મૂળ શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન થવાથી અપાર આનંદ થયો. સમગ્ર શરીર રોમાંચિત થઇ ગયું આંખોમાંથી હરસના આંસુઓ ઝરવા લાગ્યા. શ્રીકૃષ્ણ અને પોતાના પુત્ર સુખધામ ઘન તે બંને એક જ સ્વરૂપ છે તેમ દેખ્યુ. આવા દર્શનથી ધર્મદેવ મનમાં વિહવળ થઇ ગયા. શ્રીહરિને દંડવત પ્રણામ કર્યા પછી શ્રીહરિ પોતાના આગળ ઉભા હતા તેમને બે હાથ જોડીને નમસ્કાર કર્યા. કૃષ્ણ પોતાના બાળક રૂપે દેખ્યા, ધર્મદેવ પરમ અનુપમ શ્રીકૃષ્ણને શ્રીહરિરૂપે દેખતા હતા અને શ્રીહરિને શ્રીકૃષ્ણ સ્વરૂપે દેખ્યા. આવુ જોવાથી મહાન આશ્ચર્ય થયુ. ધર્મદેવને તે પછી યાદ આવ્યું કે 'શ્રીકૃષ્ણ જ મારા પુત્ર રૂપે થયા છે.' 'મારા ઘરે મારા પુત્ર ઘનશ્યામ છે તે રૂપે શ્રીકૃષ્ણ જ પ્રગટયા છે.' એવી સમજણ

આવી. મારા જેવો બીજો કોઇ અજ્ઞાની નથી. કારણ કે મેં શ્રીકૃષ્ણને મારા પૂત્ર સમાન દેખ્યા. આવું મનમાં વિચારી તેઓ પ્રેમ વિવશ થઇ ગયા અને શ્રીહરિને વારંવાર ભેટીને મળવા લાગ્યા. પછી ધ્યાનમાં જે સ્વરૂપ દેખ્યું હતુ તે તુરંત અદૃશ્ય થઇ ગયુ. ધર્મદેવે જે મહાન આશ્ચર્ય દેખ્યુ હતુ તે બધુ સમાધિમાંથી જાગ્યા પછી કહ્યું. ધ્યાનમાં જે કૃષ્ણના દર્શન થયા હતા તેને તોપોતાની સેવા કરતા હોય તેમ જોયા. પરમ સ્નેહથી પ્રગટ ભગવાનને ભેટયા. તેમના પ્રત્યેક અંગ રોમાંચિત થઇ ગયા. હૃદયમાં અપાર આનંદ થયો. ચોમાસામાં જેવી પાણીની ધારાઓ ચાલે તેવી આંખોમાંથી આસુંની ઝડીઓ વરસવા લાગી. બંને હાથ જોડીને વારંવાર નમસ્કાર કર્યા. અને બોલ્યા 'સમગ્ર જગતાના નાથ જે શ્રીકૃષ્ણ તે જ આપ શ્રીહરિ મારા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ આપ પ્રકટ થયા છો. જે પૂર્ણ પુરૂષોત્તમ કહેવાય છે તેજ આજ મારે ઘરે પ્રગટ થયા છે.' (હરિચરિત્રામૃતસાગર/૧/૭૫/૧૪-૩૦ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સિદ્ધ થયુ)'' ''શ્રી ધર્મદેવે પોતાના બન્ને પૂત્રોને બોલાવીને કહ્યુ - શ્રી રાધાકૃષ્ણ મારા ઇષ્ટ દેવ છે. જેની સેવા હું દિનરાત કરતો રહ્યો છું. જે અનંત અવતારના અવતારી છે તે જ મહાસમર્થ આ ભગવાન શ્રીહરિ છે. તે તમારા ભાઇ થયા છે. (હરિચરિત્રામૃતસા. ૧/૭૬/૩૩-૩૪)'' ''અને જે તમને પ્રથમ મંત્ર કહાય છે (અષ્ટાક્ષરમંત્ર) તે આ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ ભગવાનના છે એમ જાણજો અને તે અષ્ટક્ષરમંત્ર નો આવૂ સમજીને તમે નિત્ય જપ કરજો. (હરિચરિત્રામૃત. સા. ૧/૧/૭૭/૪)'' ''વન વિચરણ દરમ્યાન શ્રીહરિએ બાજીરાવ પેશ્વાના દિવાનને સમાધિ કરાવી તે સમાધિમાં તેના હૃદયમાં અતિશય તેજ દેખાયુ અને તે તેજ મા વર્ણીના વેશમાં શ્રીહરિના દર્શન થયા.વૃંદાવનમાં જે રાસ કર્યો હતો તે વૃંદાવન વિહારીની મૂર્તિ પાસે જ દેખી ત્યારે તે દિવાને મનમાં નિશ્ચય કર્યો કે આ વર્ણી જ પરંબ્રહ્મ શ્રીકૃષણ ભગવાન છે. (હરિચરિત્રામૃત સા. ૨/૫૦/૫-૭)'' ''શ્રીરામાનંદ

સ્વામીએ પોતાને ઉધ્ધવ જાણ્યા અને શ્રીહરિને પોતાના સ્વામી ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન જાણ્યા. (હરિચરિત્રામૃત સા. ૩/૭/૩૦)'' ''મનોહર મૂર્તિ તે શ્યામસુંદર તે શ્રીકૃષ્ણ ગોલોકમાં રહે છે અને તેમને અખંડધારી રહ્યા છીએ. તેમને એકપળવાર પણ અમે અલગ કરતા નથી. , ઉઠતા, બેસતા, ખાતા, પિતા, ચાલતા, સૂતા તેલની ધારાની જેમ અખંડ તેમને અમે એક ધારા ધારી રહ્યા છીએ. તેઓ અમારા જીવનપ્રાણ છે. અમે તેમની સાથે એક જીવ કરીને રહ્યા છીએ તે બધી વાત હું (શ્રીહરિ) તમોને કહું છું. દેહ વિના જીવ ન રહે અને જીવ વિના દેહ ન રહે, તેમ અમે તેમના વિના એકપળ પણ રહેતા નથી તેમ અમે એક થઇને રહીએ છીએ. એમનામાં અને અમારામાં બિલકુલ જુદાઇ નથી. એકજ શરીર અને એકજ આત્મા છે, એકજ ખાવાનું અને એકજ પીવાનું છે. (હરિચારિત્રામૃત સા. ૩/૪૩/૬-૯ આથી શ્રીહરિ એ શ્રીૃષણની પોતા સાથે એકતા સ્વયં શ્રીમુખે કહી.)'' ''નામથી જ ભીન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યું હોય તેને જ તેને સર્વોપરિ જાણવું. (હરિચારિત્રામૃત સા. ૪/૨૮/૪૮ આથી બધાજ અવતારોની સર્વોપરીતા સિધ્ધ થઇ.)'' ''જે કૃષ્ણ ભગવાન ગોકુલવાસી કહેવાય છે. તે જ સર્વ અવતારોનું કારણ છે. (હરિચારિત્રામૃત /૪/૧૭/૨૪- આથી શ્રીકૃષ્ણની સર્વાવતારીતા સિદ્ધ થઇ)'' ''જેમને ગોકુળ અને મથુરામા રહીને અનેક ચરિત્ર કર્યા, અનંત અસુરોને માર્યા અને દ્વારકાનું નિર્માણ કર્યુ, મુનિવર વ્યાસજીએ જેમને વેદોમાં અનાદિ કૃષ્ણ કહ્યા છે તે શ્રીકૃષ્ણ ભગવાન અત્યારે કળિયુગમાં પ્રગટ થયા છે. જેટલો પોતાનો પ્રતાપ છે તેને બતાવવા માટે સ્વયં પ્રગટ થયા છે. અત્યારે જીવને પાપ કર્મથી મુક્ત કરવા માટે ભૂમિ ઉપર ચારે ધામમાં વિચરણ કરી રહ્યા છે. જીવનો ઉધ્ધાર કરવા દરેક પુરગામમાં જાય છે. જેના સદ્ ભાગ્ય હોય તેને તેઓ ઓળખાય છે. જેઓ તેમને નથી માનતા ઓળખતા તેઓ જ યમપુરીમાં જાય છે.

(હરિચરિત્રામૃત સાગર/૫/૨૫/૧૩-૧૬- આથી શ્રીકૃષ્ણની અનાદીતા સ્પષ્ટ થઇ અને તેજ શ્રીહરિ છે એમ સ્પષ્ટ થયું અને તેઓને આ પ્રમાણે ઓળખનારાને જ સદ્‌ભાગ્યશાળી અને આમ ન ઓળખનારા કમભાગી એમ અધ્યાહારથી કહ્યા.)'' ''ગોપીઓ અને ગોવાળોની જેણે રક્ષા કરી હતી, તેજ આપ સત્યસ્વરૂપ શ્રી હરિ છો, આપે દ્રૌપદી અને પાંડવોની સહાય કરી હતી. (હરિચરિત્રામૃતસાગર-૬/૩૯/૩૨-૧૩ આથી શ્રીકૃષ્ણ અને શ્રીહરિની એકતા સ્પષ્ટ થઇ)'' ''ગોવાળો બોલ્યા- અમો શ્રીકૃષ્ણ અવતાર સમયની જેવી વાત સાંભળી હતી, તેવી સ્થિતિ આજે અમારી સાક્ષાત્ આંખોથી દેખી છે. આમ કહી તેઓ બધા શ્રીહરિના ચરણોમાં નમી પડ્યા અને બોલ્યા કે આપ સાક્ષાત્ શ્રી કૃષ્ણ જ અહીં પધાર્યા છો, તે અમે અમારી દૃષ્ટિથી જ દેખીને નિશ્ચય કર્યો છે. (હરિચરિ. સા. ૭/૪૨/૨૬-૨૭- આથી શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''શ્રીકૃષ્ણ અને શ્રીહરિ વસ્તુગતે એક જ છે પણ નામ થી ભિન્ન જણાયા હોય છે. વર્ણ અને જન્મ સ્થાન ભિન્ન જણાયા હોય છે વર્ણ અને જન્મ સ્થાન ભિન્ન હોવા છતા ધર્મના સંસ્થાપનને માટે એક સમાન મૂર્તિ ધારી છે. પરમાત્મા યુગે કરીને તો એક જ છે જે સમયે જેવુ કાર્ય આવ્યું હોય તે સમયે તેવું રૂપ પરમાત્માએ ધારણ કર્યુ હોય છે. (હરિચરિત્રામૃત સાગર/૮/૫૭/૮-૧૦- આમ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની એકતા પ્રતિપાદિત થાય છે.)'' ''ગોલોકવાસી શ્રીકૃષ્ણમાં જેવો જાદુ હતો તેવો જાદુ આપનામા છે કે જેનાથી આપ આખા બ્રહ્માંડની રચનાકરો છો, આપે ગોકુળમાં પ્રગટ થઇને આશ્ચર્યકારી ચરિત્રો કર્યા હતા તેજ આપ અત્યારે પ્રગટ થઇને લોકોને સુખ આપવા માટે ભૂમિ પર વિચરણ કરો છો. (હરિચ.સા.૯/૧૨/૩૭-૩૮ - આથી કૃષ્ણા અવતારમાં આશ્ચર્યકારી ચરિત્રો કરનારા શ્રીહરિ જ હતા આમ કહી શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''આધારાનંદ સ્વામી કહે છે- જ્યાં સુધી હરિ ચરિત્રામૃત સાગરના એક

લાખ શ્લોકો થાય ત્યાં સુધી આ ગ્રંથ અન્ય અવતારોના જેવો છે. જ્યારે આ ગ્રંથ એક લાખ શ્લોક ઉપર જશે ત્યારે શ્રીહરિનો અવતાર સર્વોપરી કહેવાશે. (હરિચારિત્રામૃતસાગર/૨૫/૨૯/૩૮-૩૯ પરંતુ અફસોસ આધારાનંદ સ્વામી ''૯૮૧૪૫'' દોહા ચોપાઇ સચીને જ ભગવાનના ધામમાં ગયા આથી એમના વચનો પ્રમાણે જ ભગવાન સ્વામિનારાયણ પણ બીજા રામકૃષ્ણાદિ અવતાર જેવા જ થયા કરે પણ શુ શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા હતા એટલે તેઓને એકલાખ શ્લોક કરતા જ અટકાવી દીધા)'' ''શોભારામ શાસ્ત્રી બોલ્યા- પ્રભુ પથ્થર જેવા કઠોર અને અધમ એવા અમારો ઉધ્ધાર કરવા માટે અત્યારે આપ ભગવાનન પ્રગટ થયા છો. આપે ઘણા મનુષ્યોનો ઉધ્ધાર કર્યો છે. પશુ, પક્ષી અને વૃક્ષ સુધીન સાંભળ્યા હોય તેવા જીવોનો પણ ઉધ્ધાર કર્યો છે. પથ્થરનાં રૂપમાં રહેલી અહલ્યાનો આપે ઉધ્ધાર રામરૂપે કર્યો હતો અને શ્રીકૃષ્ણ રૂપે પોતાના હાથથી ગોવર્ધન પર્વતને ધારણ કર્યો હતો. (હરિચરિ.સા. ૧૮/૪૮/ ૩૯ થી ૪૧ આથી રામકૃષ્ણ રૂપે શ્રીહરિ જ પધાર્યા હતા અને તેઓને મળેલા ભક્તોનો તેઓએ ઉધ્ધાર કરેલો)'' ''શ્રીહરિ સંતો આગળ વાત કરી કે -આજે આપણા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાનનો દિવસ છે. તે ભગવાન સર્વોપરી છે, તેનાથી પર કોઇ નથી, તેમનું ધામ પણ સર્વોપરી છે (હરિચરિ સા. આથી સ્વમુખે જ શ્રીહરિએ શ્રીકૃષ્ણની અને તેમના ધામની સર્વોપરીતા કહી /૨૩/૧૧/૧૭-૧૮)'' ''રામાનંદ સ્વામીએ ધર્મદેવને દીક્ષા આપીને તેમને જ્યારે વૃંદાવન મોકલ્યા ત્યારે તેમણે શ્રીકૃષ્ણ ભગવાનની જેવી મૂર્તિ હતી તેવા દર્શન કર્યા પછી પાંચ દિવસ સુધી જ્યારે શ્રીકૃષ્ણ નું ધ્યાન ધર્યું ત્યારે ધ્યાનમાં શ્રીકૃષ્ણ ભગવાને દર્શન દીધા અને ધર્મદેવની આગળ બોલ્યા કે હું તમારે ત્યાં પુત્ર રૂપે થઇશ. (હ.ચરિ.સા.૨૪/૪૮/૧૧-૧૨ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)''"'દ્વારકાધિશ સચ્ચિદાનંદ સ્વામી પ્રત્યે બોલ્યા- અમે અને

તમારા ગુરુશ્રીહરિ એક જ છીએ, એમ તમે સાક્ષાત્ જાણો અમારા અનંત રૂપ હોવા છતાંપણ અમે એક જ છીએ. જે મંદબુધ્ધિના લોકો છે તે તેમાં પોતાની બુધ્ધિ પ્રમાણે તર્ક કરે છું. આવા લોકોને અમારૂ જ્ઞાન લેશ માત્ર નથી અમારી બાબાતમાં જેટલા તર્ક કરતા હોય છે તે બધા બાળબુધ્ધિના -મુર્ખ છે બ્રહ્માથી લઇ અક્ષર પર્યંત અમારી બાબતમાં બાળક ગણાય છે.(હ.ચ.સાગર -૨૬/૨૭/૬-૮ આથી દ્વારકાધિશે સ્વમુખે પોતા સાથે શ્રીહરિની અભિન્નતા કહી અને તેઓને ભિન્નમાનનારાને મૂઢ બુધ્ધિના કહ્યા) ''જ્યારે શ્રીહરિએ કૃષ્ણાવતાર ધારણ કર્યો હતો ત્યારે ગોપ ગોપીઓનો ભાવ જોઇ તેઓનો ઉધ્ધાર કર્યો હતો. (હ.ચ.સાગર ૨૭/૪૦/૩૯/ આથી કૃષ્ણાવતાર ધારણ કરી શ્રીહરિ જ આવ્યા હતા એમ સ્પષ્ટ થયું.)'' હરિચરિત્રામૃતસાગર ના રચિયતા સદ્ ગુરૂ આધારાનંદ સ્વામી આ ગ્રંથના '૨૮-પુર, ૨૯ મા પુરના ત્રણ તરંગો અને ચતુર્થ તરંગની અઠ્ઠાવીસ ચોપાઇઓ (કુલ ૯૮,૧૪૫ ચોપાઇઓ) પૂર્ણ કરી આ ગ્રંથને અધુરો મુકી ભગવાન શ્રીહરિ સાથે ભગવદ્ ધામમાં પધાર્યા. ત્યારબાદ છેક ૧૪૬ વર્ષ પછી આ ગ્રંથને કુંડળ અને વડોદરા શ્રીસ્વામિનારાયણ મંદિર કારેલીબાગના મહંત આદરણીય સદ્ગુરૂ જ્ઞાનજીવનદાસજીએ પૂર્ણ કરેલો છે. જેની અંદર પણ સ્થાન સ્થાન પર તેઓએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે. જેમ 'પુર-૨૯/૧૩/૧ માં સ્વામી લખે છે- મુરારી પ્રગટપ્રભુ શ્રીહરિ વાસુદેવ નારાયણને ઓરડે પધાર્યા.' (અહીં સ્વામીએ મુરારી શબ્દનો પ્રયોગ કરેલો છે. મુરારીનો અર્થ 'મુર નામના દૈત્યનો વધ કરેલો હતો એટલે શ્રીકૃષ્ણ મુરારી કહેવાયા.' આમ અહીં ગ્રંથ પુર્ણ કરનાર જ્ઞાનજીવન સ્વામી મુરારી શબ્દનો પ્રયોગ કરી મુરારી શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરેલ છે.) 'પુર-૨૯ તરંગ-૫૮, ચોપાઇ-૨૬ માં - હું ગોપીનાથજીની મૂર્તિમાં સદાય નિવાસ કરીશ. તથી તમે બધાં જ એમ માનો કે

શ્રીગોપીનાથજી અને અમે બંને એક છીએ.' (અહીં પણ જ્ઞાનજીવન સ્વામીએ શ્રી ગોપીનાથજી સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.) 'પુર-૨૯, તરંગ-૯૦, ચોપાઇ-૩૫ માં - પછી શ્રીહરિ ધીરતાથી એવું બોલ્યા કે, હે રઘુવીરજી! હવે તમે સાંભળો આ ગોપીનાથજીની જે મૂર્તિ છે તેને મારૂં સ્વરૂપ જાણજો.' (અહીં પણ જ્ઞાનજીવન સ્વામીએ શ્રી ગોપીનાથજી સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.) 'પુર-૨૯, તરંગ-૯૭, ચોપાઇ-૨૦ માં - હવે તમે બધા શાંતિથી રહો અને ગોપીનાથજીના મંદિરમાં જાઓ. તેમના દર્શનથી તમે સુખી રહેજો અને તે મૂર્તિને મારૂં સ્વરૂપ જાણજો.' (અહીં પણ જ્ઞાનજીવન સ્વામીએ શ્રી ગોપીનાથજી સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.) આથી હરિચરિત્રામૃત ગ્રંથ પ્રમાણે પણ શ્રીહરિ સાથે શ્રીકૃષ્ણની અભિન્નતા સ્પષ્ટ થાય છે.

ભગવાન સ્વામિનારાયણ બોલ્યા ''આજ રાત્રિએ સુતા પછી અને સ્વપ્ન થયું જે અમે ગોલોકમાં ગયા હતા ત્યાં ભગવાનના અનંતપાર્ષદો દીઠા તેમાં કેટલાક તો ભગવાનની સેવામાં રહ્યા છે તે તો સ્થિર સરખા જણાયા અને કેટલાક તો પરમેશ્વરના કીર્તન ગાય છે તે કીર્તન પણ મુકતાનંદ સ્વામી ને બ્રહ્માનંદ સ્વામીના ગાય છે. (ગ.મ.૧૯)'' આના ઉપર હરિવાક્ય સુધાસિંધુમાં સંસ્કૃતમાં ''केचित्तु कृष्णपद्यानि सवाद्यं सुस्वरं मुदा। दृष्टा मया तु गायन्तो मुक्तादि ग्रथितानिवै॥'' આવા શબ્દો છે આની ટીકા કરતા ટીકાકાર રઘુવીરજી મહારાજ કહે છે.''केचिन्सहस्रशो लक्षशश्च केचनापि पार्षदाः। मुक्तादि ग्रथितानि मुक्तानन्द मुनि ब्रह्मानन्द मुनि प्रेमानन्दादिमुनि सन्दृष्धानि। कृष्ण पद्यानि। सवाद्यम्। सुस्वरं यथातथा। मुदा। गायन्तः सन्तः। मया। दृष्टाः। वै ॥ તેમા કેટલાક ''સહસ્ર અને લાખો મુક્તોમાં કેટલાક'' તો મુક્તાનંદાદિ સંતોએ બનાવેલા ''મુક્તાનંદ મુનિ, બ્રહ્માનંદ મુનિ, પ્રેમાનંદ મુનિ, દેવાનંદ મુનિ, નિષ્કુળાનંદમુનિ, યોગાનંદ મુનિ, મંજુકેશાનંદ મુનિએ બનાવેલા'' શ્રીકૃષ્ણ પદો

વાજિંત્રો સહિત સુસ્વરે જેમતેમ ખૂબ પ્રેમથી ગાતા હતા, એવા અમે નજરે જોયા'' આમ મુક્તાનંદાદિ મહામુનિઓએ બનાવેલા શ્રીકૃષ્ણના પદો માયાથી પેલે પાર દિવ્ય ગોલોક ધામમાં પણ ગવાય છે એવા તે સંતો પોતાના કીર્તનોમાં સ્થાન સ્થાન પર શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા પ્રગટ કરે છે. હવે તેનું અવલોકન કરીએ. ''જયશ્રી મહારાજ શ્રીહરિ ધર્માત્મજ, જય કૃષ્ણ લીલા વિહારી (જયશ્રી નારાયણ સર્વકારણ.../પદ-૨/ અહી પ્રથમ ધર્માત્મજ શબ્દ અને પછી કૃષ્ણ વિહારી શબ્દ પ્રયોજેલો છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ બન્નેની અભિન્નતા પ્રતિપાદી છે. કીર્તન સાર સંગ્ર ભાગ-૧) ''ભજ મન ધર્મતનય નંદનંદન (પદ-૧/૧) ધર્મતનય ભજ નંદ કીશોર (પદ-૨/૧), ધર્મતનય સોઇ પ્રભુનંદ લાલ, શ્રીનારાયણ કૃષ્ણ કહાયકે, ગ્વાલન સંગ ખેલત ગોપાલ (પદ-3/૧) બદ્રિનાથ બને નંદ કુમાર.... સોઇ પ્રભુ સહજાનંદ વિરાજત (પદ-૪/૧-3) (કીર્તનસાર-ભાગ-૧ અહી આ ચારેય પદમાં પ્રથમ ધર્મતનય -ધર્મના પુત્ર અને પછી નંદનંદન શબ્દ પ્રેમાનંદ સ્વામીએ યોજેલો છે અને અંતે સહજાનંદ શબ્દ યોજેલો છે આમ કહી તેઓએ નંદ નંદન અને ધર્મતનયની એકતા પ્રતિપાદી છે)'' ''જબ જબ તુમ વપુ ધરત, હરિ વારી તરત અધમ ઓધાર, અજામિલ ગનીકાદિક લાલા, તારે પતિત અપારરે । નિરબળ બળતુમ હીહો, વારી નિરધન કે ધનમાલ, સંતન કે સરવસ તુમવારી, સુનો નંદ કે લાલ (કીર્તન સાર/ભાગ-૧/પદ-3/3-૪ અહી પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિને જ સર્વાવતારી કહી તેઓને જ તે તે કાર્યવસાત ધરાતલ પર આવી અજામિલઆદી નો ઉધ્ધાર કરનારા કહાય છે અને અંતે સ્વામીએ તેઓને જ નંદલાલ તરીકે કહ્યા છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ અહી શ્રીહરિ અને નંદનંદનની અભિન્નતા પ્રતિપાદી છે.)'' ''ફુલ બની રે શોભા ફુલની બની સખી શ્યામળિયાને અંગે શોભા ફુલની બની ॥ ટેક ॥ ફુલડાની સુંદર હરિએ પે'' રી સુંથણી, પ્રેમાનંદ કે' ફુલ મોજ કી

પેરી સુંથણી (૧/૪) ફુલ નીઘણી રે શોભા ફુલની ઘણી, નખશીખ શોભા હરિની નિરખી ફુલની ઘણી (૨/ટેક), ફુલની જોઇરે સોભા ફુલની જોઇ, હરિની નખશિખ શોભઆ સુંદર ફુલની જોઇ. (૩/ટેક) ધર્મતણા કુમાર શોભે ધર્મતણા કુમાર, ફુલડામાં ફુલી રહ્યા ધર્મતણા કુમાર (પદ-૪/ટેક), બલિ હારી રે જાઉ હુંતો બલિહારી જાઉં, હરિની સાંવરી સુરત પર હું બલિહારી જાઉં (પદ-૭/ટેક), મોરલી વાઇ રે વાહલે મોરલીવાઇ, સખીમારૂમન મોહી વહાલે મોરલી વાઇ, આવીને હુ ઉભી અટારી જોવા જદુરાઇ, સાંજ સમે શ્યામળિયો વહાલો, આવ્યા વ્રજમાંઇ (પદ-૮)-(કીર્તનસારસંગ્રહ ભાગ-૧/પૃષ્ઠ-૧૩૪-૧૩૭ ''ફુલનીબની રે શોભા ફુલની'', અહીંઆ પદ નો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ હરિ શબ્દથી કરેલો છે તથા ચતુર્થ પદના પ્રારંભમાં એજ હરિને સ્વામી ધર્મકુમાર તરીકે કહે છે તથા સાતમાં પદમાં એજ ધર્મકુમારને મુરારી તરીકે કહે છે (મુરનામના અસુરનો નાશ કરવાથી શ્રીૃષ્ણ મુરારી કહેવાયા જુઓ ભાગ-૧૦/૫૯) તથા આઠમાં પદમાં એજ મુરારીને સ્વામીએ જુદારાય (યાદવોના રાજા) તરીકે સંબોધ્યા છે આમ કહી સ્વામીએ અહીં શ્રીહરિ સાથે જદુરાયની એકતા પ્રતિપાદન કરી છે)'' ''એનું રૂપ જોઇને રે કે મન મારૂં મોહી રહ્યું, મારે હરિ વિના બીજું રે કે સુખવીખ તુલ્ય થયું. (પદ-૧/૨) કરૂણા કરી પૂરણ રે કે હરિવર ગૃહી હાયે (પદ-૨/૧) હું તો થઇ બડભાગી રે કે, હરિ સંગ હેત કરી, વ્હાલો મુક્તાનંદનો રે કે વરી વ્રજરાજ હરિ. (કીર્તનસાર સંગ્રહ ભાગ-૧/પૃષ્ઠ-૧૭૩-૧૭૪, 'મારે પ્રીત બંધાણી રે ....' અહી મુક્તાનંદ સ્વામીએ પ્રથમ પદની બીજી કળીમાં તથા દ્વિતિય પદની પ્રથમ કળીમાં હરિ શબ્દનો પ્રયોગ કરીલો છે અને તૃતીયપદની અંતિમ કળીમાં ''વ્રજરાજ'' (ગોકુલના અધિપતિ) શબ્દ પ્રયોજેલો છે અને અંતે પાછો સ્વામીએ ''હરિ'' શબ્દ યોજેલો છે આમ કહી સ્વામી એવું કહે છે કે શ્રીકૃષ્ણ છે તેજ હરિકૃષ્ણ છે અને હરિકૃષ્ણ છે તેજ શ્રીકૃષ્ણ છે.)'' ''ગુણવંત

ગિરધારી પ્રગટ થયા ગુણવંત ગિરધારી (૧/૧) ભક્તિધર્મ સુત શ્રી પુરૂષોત્તમ, શ્યામળો સુખકારી (પદ-૧/૨) કૃષ્ણ સ્વરૂપહરિ પ્યારા મને કૃષ્ણસ્વરૂપ હરિ, શ્રીઘનશ્યામ સદા સુખ સાદર, નીરખું પ્રેમભરી (પદ-૩/૧), (કીર્તન સાર સં.ભા.૧/પૃષ્ઠઃ ૧૭૯-૧૮૦ 'ગુણવંત ગિરધારી....' અહી મુક્તાનંદ સ્વામીએ ગોવર્ધનપર્વતને પોતાના કરકમલ પર ધારણ કરનાર ગિરિધારી શબ્દ પ્રથમપદની પ્રથમ કળીમાં યોજેલો છે અને પ્રથમપદની બીજી કળીમાં તેઓને જ ભક્તિ ધર્મના પુત્ર કહે છે અને ત્રીજા પદમાં તે જ શ્રીહરિને સ્વામિ શ્રી કૃષ્ણ સ્વરૂપ શ્રીઘનશ્યામ કહે છે. આમ કહી સ્વામીએ આ પદમાં ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની શ્રીહરિ સાથે એકતા બતાવી છે.)'' ''એને ઉધ્ધવ સંગાથે અતિ પ્રીતડી રે, જાણી ઉધ્ધવને આશરે સંત, રણછોડરાય વડતાલ આવીયારે, (પદ-૧/૧)..... જેમ શ્વેતદ્વીપથી પધાર્યા દ્વારકા રે, તેમ દ્વારકાથી આવ્યા વડતાલ (પદઃ ૧/૪), વાલે કળિ મધ્યે અતિ કરૂણા કરી રે, તેનો મર્મ ના જાણે મતિ મંદ, વાલો મુક્તાનંદનો નાથજી રે, પોતે વાસુદેવ જયવંદ (કીર્તનસાર/ભાગ-૧/ પૃષ્ઠ-૨૦૦ અહી મુક્તાનંદ પ્રથમ પદની પ્રથમ કળીમાં કહે છે કે, દ્વારકાધિશ રણછોડરાય સચ્ચિાદનંદ સ્વામીની ભક્તિને વશ થઇ  વરતાલ પધાર્યા અને એજ પદની આઠમી કળીમાં સ્વામી કહે છે તે જ દ્વારકાધિશ કળી મધ્યે અતિ કરૂણા કરી હરિકૃષ્ણનામે પ્રગટ થયા અને તે વાસુદેવ જ અમારા સ્વામી છે. આમ કહી સ્વામીએ રણછોડ રાય અને શ્રીહરિની અહીં અભિન્નતા સ્પષ્ટ કરી છે.)'' ''સખી ધન્ય ધન્ય ગોપ ગોવાળ, હરિના સંગી રે, જેને સંગે શ્યામ સુજાણ, રમે બહું રંગી રે (પદ-૧/૪), સખી ધન્ય ધન્ય  આપણા ભાગ્ય હરિવર મળિયા રે, હવે ખોયેલા દીવસના ખંગ, સરવે વળિયારે (પદ ૧/૫), સખી વૃંદાવનની ભૂમિ, શ્રેષ્ઠ કહેવાણી રે, જી હાં ચરણ ધરે સુખ રૂપ, સારંગપાણી રે (પદ-૩/૫), સખી જે નિસદીન હરિસંગ, મહારસ માણે રે (પદ-૪/૪) સખી

આપણાં ભાગ્ય અપાર, હરિસંગ રમતા રે (પદ-૪/૬) (કીર્તનસાર સંગ્રહ ભા. ૧/પૃષ્ઠ-૨૦૯ થી ૨૧૩ ''સખી ધન્ય ધન્ય વ્રજનો વાસ ...'' અહીં આ ચારેય પદો સંપૂર્ણ રીતે વૃંદાવનના મહિમાં પરક છે જેમાં મુક્તાનંદ સ્વામીએ વ્રજની ભૂમિ તથા વ્રજ ભક્તોનો ભગવાનના સંબંધે કરીને મહિમાં ગાયો છે. સ્વામીએ પ્રથમ શ્રીહરિના સંબંધે કરી ગોપ ગોવાળ ને ધન્ય ભાગી કહ્યા છે અને એજ પદની પાંચમી કળીમાં ''સખી ધન્ય ધન્ય આપણાં ભાગ્ય હરિવર મળિયારે'' આવા શબ્દો યોજી સ્વામી એવું બતાવે છે જે ગોપ ગોવાળો સાથે રમતા ભમતા હતા તેજ અમોને પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણના રૂપમાં મળ્યા છે તે પછી પદ -૪/૭ માં ''સખી આપણા ભાગ્ય અપાર હરિસંગ રમતા રે'' આવા શબ્દો યોજી સ્વામી કહે છે કે જે ગોપ ગોપીઓ સાથે રમણ કરતા હતા તેઓજ ઘોર કલિયુગમાં હરિકૃષ્ણરૂપે પ્રગટ થઇ આપણી સાથે રમે ભમે છે. આમ કહીં સ્વામીએ અહીં શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ કરી છે.)_''રસિક સંગ લાગી રંગ ઝડી રે, રસિક સંગ લાગી રંગ ઝડી રે, છેલછબીલો શ્રી ગિરિધારી, ન્યારા ન મેલું એક ઘડી રે (પદ-૩/૧), મોહન મારૂ લીધુ છે મનડુ હરિ રે, મોહન મારૂ લીધું છે મનડું હરિ રે (પદ-૪/૧) ('જાઇશ હું તો જળ ભરવા', કીર્તનસાર સં.ભા.૧ પૃષ્ઠ-૨૧૫-૨૧૬ અહીં આ પદમાં આવતા નંદનંદન, વ્રજરાજ, શ્રીગિરિ ધર આ બધા જ શબ્દો મુક્તાનંદ સ્વામીએ ચતુર્થ પદમાં શ્રીહરિ પર ઘટાવી શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા બતાવી છે.)'' ''રસિયાવર કુંજવિહારી હું તો વાલમ તમ પર વારી (પદ-૧/૧) મુક્તાનંદ ના નાથ મુરારી, રાખુ ઉર પર શ્રીગિરિધારી (પદ-૧/૫), મારે તમને જોયા વિના વા'લા પળકલ્પ તુલ્ય નંદલાલા (પદ-૩/૨), તમે બ્રહ્માદિકના સ્વામી, મને પ્રગટ મળ્યા બહુનામી (પદ-૪/૨) ('રસિયાવર કુંજવિહારી'/કીર્તનસાર સંગ્રહ ભાગ-૧/પૃષ્ઠ ૨૧૬-૨૧૭ અહીં આ ચારેય પદોમાં મુક્તાનંદ સ્વામીએ કુંજવિહારી, શ્રીગિરિધારી, નંદલાલ આ શબ્દો

યોજી તેના તેજ ભગવાન સ્વામી કહે છે અમને પ્રગટ શ્રીહરિના રૂપમાં મળેલા છે. આમ કહી નંદનંદન અને પ્રગટ શ્રીહરિની તેઓએ એકતા બતાવી છે.)'' ''પ્રભુ વિના ટેક ધરે જે પ્રાણી, તે સર્વે જુઠી થાય રે, તે માટે અમે હરિવર વરિયા, સમજી સમજી મનમાંય રે (પદ-૩/૩), નંદનવન મારે જીવન દોરી, નિમિષન મેલું ન્યાય રે (પદ-૪/૧) ('આજ મારૂ ભાગ્ય અલૈકિક સજની'/ કીર્તનસાર- ભાગ-૧ પૃષ્ઠ-૨૧૮-૨૧૯ અહીં મુક્તાનંદ સ્વામી ૩/૩ માં હરિવર વરિયા એમ કહે છે અને પદ-૪/૧ માં નંદનંદન મારે જીવન દોરી આ શબ્દો યોજી તેઓ એવું કહે છે. એમ જે હરિવરને વરેલા છે તેજ નંદનંદન છે.)'' ''ધ્યાન ધરિને બેઠા હોય હરિ પોતે સંત હરિજન રે (પદ-૨/૫) સાંભળ સજની રે દિવ્ય સ્વરૂપ મુરારિ કરે ચરિત્ર રે (પદ/૫/૧), બેસે શ્રીઘનશ્યામ ક્યારેક બેસેરે (પદ-૫/૩), ક્યારેક આપે રે, હારતોરા ગીરધારી ક્યારેક આપે રે (પદ-૫/૯) લુહીંને સારંગપાણી કોરા ખેસનેરે (પદ-૮/૨) કેદી એવુ નિયમધર્મકુંવરની રે (પદ-૧૦/૬), જાગે સુંદર શ્યામ કોણ છે? પુછે રે (પદ-૧૦/૮) (પ્રેમાનંદ સ્વામીકૃત નિયમ ચેષ્ટા/ કીર્તનસાર ભા.૧/પૃષ્ઠ-૨૨૦-૨૨૪ અહી પ્રેમાનંદ સ્વામીએ આ દશેય પદોમાં શ્રીહરિની સ્વાભાવિક ચેષ્ઠાનું વર્ણન કરેલુ છે જેમાં શ્રીહરિ, ઘનશ્યામ, ધર્મકુમાર આ શબ્દો હરિકૃષ્ણના બોધ પરક છે, મુરારી શબ્દ મુરનામના દૈત્યને મારનારા શ્રીકૃષ્ણ પરક છે, સારંગપાણી શબ્દ એ સારંગ નામના ધનુષને ધારણ કરનારા રામ પરક છે અને સુંદર શ્યામ એ રામશ્યામ અને ઘનશ્યામએ ત્રણેય પરક છે. આમ સ્વામીએ અહીં પદોમાં મુરારી, સારંગપાણી અને શ્યામસુંદર આ શબ્દો યોજી એવું પ્રતિપાદન કરેલું છે કે શ્રીહરિ જ મુરારી છે અને તેઓ જ સારંગપાણી શ્રીરામ છે.)'' ''વંદુ સહજાનંદ સ્વરૂપ, અનુપમસારને રે લોલ (પદ-૧/૧) વાહલા મને વશ કીધી વ્રજરાજ, વાલમ તારા તારા વહાલમારે રે લોલ (પદ-૩/૧) કટિલંક જોઇને જાદવરાય મન રંગ ચોળ છે રે લો (પદ-૭/૨) (પ્રેમાનંદ

સ્વામી કૃત વંદુ સહજાનંદ । કીર્તનસાર ભા-૧ પૃષ્ઠ- ૨૩૨ થી ૨૩૫ અહીં પ્રેમાનંદ સ્વામીએ વંદુ ના પદનો પ્રારંભ સહજાનંદ શબ્દથી કરેલો અને પદ -૩/૧ માં ''વ્રજરાજ- વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણ'' શબ્દ અને પદ-૭/૨ માં જાવરાય શબ્દ સ્વામીએ યોજેલો છે આમ કરી સ્વામી એવું કહેવા માંગે છે કે જે સહજાનંદ છે તેજ વ્રજરાજ છે અને તેઓજ જાદવોના રાજા છે)'' ''પ્રગટ હરિ મુજબને મળ્યારે લોલ કોઇ કહ્યામાં ના વે વાત, મારી બેની (પદ-૧/ટેક) એ તો રાધા રમાના વર છે રે લોલ (પદ-૧/૨), મહામુક્ત પૂજે એની પાદુકારે લોલ, એવા પુરૂષોત્તમ મહારાજ, મારી બેની (પદ-૧/૪), પ્રભુ પ્રકટ થયા છે આ સમેરે લોલ, શ્રીકૃષ્ણ કમળદણ નેણ, અવિનાશી (પદ-૨/ટેક), જેને સુરપતિ નરપતિ સહુન નમે રે લોલ, એવા ધર્મકુંવરસુખ દેવ,અવિનાશી ॥ (પદ-૨/ટેક), જેને સુરપતિ નરપતિ સહુ નમે રે લોલ, એવા ધર્મકુંવર સુખદેવ અવિનાશી (પદ-૨/૧), જે ગોકુલનો નંદ લાડીલોરે લોલ, તેજ ભક્તિ ધર્મ સુત શ્યામ, અવિનાશી (૨/૨), પાવન કરવા ભક્તિ ધર્મકુળ અવિનાશી (પદ-૨/૪), બ્રહ્મમહોલ વાસી હરિરાય અવિનાશી (પ્રગટ-પદ-૨/૪), હરિકૃષ્ણ નારાયણ નામ, અવિનાશી (પદ-૨/૫), પ્રેમાનંદનો સ્વામી ઘનશ્યામ અવિનાશી (પદ-૨/૫), વહાલે ઘોર કળીમાં કરૂણા કરી રે લોલ, લીધો ધર્મગૃહે અવતાર, અલબેલે (પદ-૪/૨), એવા દિવ્ય ચરિત્ર ગિરિધારીના રે લોલ, પ્રેમાનંદ જોઇને વારી જાય, અલબેલ (પદ-૪/૫), (કીર્તન સારસંગ્રહ-ભા.૧, પૃષ્ઠ-૨૩૮-૨૪૧, પ્રગટ હરિમુજબને મળ્યા રે.... અહીં પ્રેમાનંદ સ્વામીએ આપદનો આરંભ ''પ્રગટ હરિ મુજબને મળ્યા રે લોલ'' આમ હરિ- પોતાના ઇષ્ટદેવ હરિકૃષ્ણ મહારાજથી કરેલો છે, અને તેઓને જ (પદ-૧/૨) માં રાધારમાના વર કહેલા છે અને તેઓને જ (પદ-૨/૨) ગોકુળના લાડિલા શ્રીકૃષ્ણ કહ્યા છે અને તેઓએ જ ઘોર કળી કાળમાં ધર્મદેવના ઘરે અવતાર ધારણ કરેલો છે એવું પદ-૪/૨ માં કહી

સ્વામી એવું કહેવા માંગે છે ''કૃષ્ણ છે તે જ હરિ છે અને હરિ છે તેજ કૃષ્ણ છે.)'' ''સુંદર હસીત વદનની વાળી, સુણતા વ્રજવનિતા લલચાણી, જોઇને મોહિ અણિયાણી ચંચલ આંખડી. (પદ-૨/૨), શ્રી ઘનશ્યામ છબીના ધામ, પ્રેમાનંદ ભજે આઠો જામ (પદ/૪) (રૂડા લાગો છો રાજેન્દ્ર /કીર્તનસાર ભાગ-૧ -પૃષ્ઠ-૨૪૩ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે જેની વાણી સાંભળીને વ્રજવનિતા લલચાતી હતી તેજ મારા ઇષ્ટદેવ ઘનશ્યામ છે એવું તેઓનું કહે છે.)'' ''શોભાશી કહુ રે રૂડી, વરણન કરતા જાય ચિત બૂડી.... નાભી ઉંડી રે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી.... હરિએ ઉપવિત રે ધારી (પદ-૧/૧ થી ૪), સુંદર શોભે રે શરીરે, પીતપટ પહેરયા છે બળવીરે (પદ-૨/૨), રંગનો ભીનો રે જોઇ, હરિના જુગલ ચરણ પર મોહી.... શોભિત શોભા રે ધામ, વ્રજવનિતાના પુરણ કામ (પદ-૩/૧ થી ૨) શેષ સંભારે મનમાં, પૂજે ગોવાળ વૃંદાવનમાં, કુચને કુમકુમ રે સંભારી, ઉર ઉપર પર રાખે વ્રજની નારી (પદ-૫-૩,૪), શ્રી નારાયણ રે સ્વામી, હું તો એ જોઇને આનંદ પામી (પદ-૬/૨) (શોભા શી કહું રે .... કીર્તન સાર. ભા. ૧. પૃ. ૨૪૪ થી ૨૪૬ અહીં આ છ એ પદોમાં પ્રેમાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિની મૂર્તિ'' નુ પૃથક પૃથક વર્ણન કરેલું છે તેમાં નાભીનું વર્ણન કરતા તેઓ કહે છે કે ''બ્રહ્મા બેસે ત્યાં આસનવાળી'' આ પંક્તિ લખી પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિની વિરાટનારાયણ સાથે એકતા બતાવી છે. સૃષ્ટિના બીજ રૂપ જે કમળ છે તે વિરાટ નારાયણની નાભીમાંથી પ્રગટ થયું હતુ. પ્રેમાનંદ સ્વામી એવું કહે છે તે વિરાટ રૂપે મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ રહેલા છે એટલે જ તેઓએ પદ-૧ ની ચતુર્થકળીમાં ''હરિએ ઉપવિતરે ધારી'' આમ હરિ શબ્દ યોજેલો છે તે પછી પદ-૨/૨ માં બળવીર શબ્દ યોજેલો છે આમ લખી સ્વામીએ બલભદ્રવીર રૂપે પણ મારા ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ જ રહ્યા છે એવું કહ્યું છે તે પછી ચરણનું વર્ણન કરના પદ-૫/૩ માં સ્વામી કહે છે ''પૂજે ગોવાળ

વૃંદાવનમાં'' અર્થાત મારા ઇષ્ટદેવ શ્રીહરિના જ ચરણ ગોવાળો વૃંદાવનમાં પૂજતા હતા આવા શબ્દો લખી શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા સ્વામીએ બતાવી છે તે પછી ''ઉર પર રાખે વ્રજની નારી'' આ પંક્તિ લઇ સ્વામી એવું કહે છે કે મારા ઇષ્ટદેવશ્રી હરિના જ ચરણારવિંદો વ્રજની નારી પોતાના હૃદયકમળ પર પધરાવી તેમના વિયોગ જન્ય પીડાથી મુક્ત થતી હતી, અને અંતે સ્વામી ''શ્રીનારાયણ રે સ્વામી'' આ શબ્દો યોજી એવું કહે છે કે જે વિરાટરૂપે રહેલા છે, જે બલભદ્રજીની સાથે રહેવાથી બલવીર કહેવાય છે તથા જે શ્રીકૃષ્ણના ચરણારવિંદો ગોવાળો પૂજે છે તથા ગોપાંગનાઓ પોતાના હૃદય પર ધારણ કરે છે. ''એ બીજુ કોઇ નથી પણ મારા ઇષ્ટદેવ દેવ સ્વામિનારાયણ છે.)'' ''વંદુ પુરૂષોત્તમ પરબ્રહ્મ, અનાદિ દેવને રે લોલ, ... વંદુ કૃષ્ણ કમળ... સકળ સુખધામ ને રે લોલ, વંદુ ગોલોક પતિ રાય, તે જ્યોતિથી શ્યામને રે લોલ... ગાવુ સુંદર કૃષ્ણ સ્વરૂપ હરખ અતિદાસને રે લોલ .... (પદ-૧), વરણવુ પૂરણ બ્રહ્મદયાળ નારાયણ મૂરતિ રે લોલ .... સોભે સુંદર શ્યામ શરીર હરિહસી હેરતા રે લોલ .... સુંદર કમળનીમાળાનાથ હાથમાં ફેરતા રે લોલ (પદ-૨), હરિનું કેસર ચંદન ચરચન રૂડું ભાલ છે રે લોલ .... તારા શોભિત મુનિમન  લોભિત છે બલવીર ના રે લોલ.... વ્રજવનિતાના જીવન પ્રાણ કે તાપ સમાવતા રે લોલ .... વારે પ્રેમ સખી લેઇ પ્રાણ હરિને મળી મળી રે લોલ (પદ-૩) (અહીં આ પદના પ્રારંભમાં પ્રેમાનંદ સ્વામી પુરૂષોત્તમ પરબ્રહ્મ અનાદિ દેવ આ શબ્દ પ્રયોજે છે અને તે પુરૂષોત્તમ પરબ્રહ્મ અનાદિ દેવ કોણ? તો સ્વામી કહે છે ગોલોક ધામાધીપતિ શ્રીકૃષ્ણ છે તેજ તે છે અને તે જ શ્રીહરિ છે એવું સ્વામી કહે છે એટલે માટે તેઓએ હરિશબ્દ પ્રયોજેલો છે અહીં શંકા થાય કે ''હરિ શબ્દથી તો વિષ્ણુ સહસ્ર નામમાં શ્રીકૃષ્ણને પણ કહ્યા છે?'' તો હરિ શબ્દથી અહીં પ્રેમાનંદ સ્વામીએ પ્રત્યક્ષ પ્રણામ એવા પોતાના ઇષ્ટદેવ ભક્તિ ધર્માત્મજ શ્રીહરિને જ કહેલા છે કારણ

કે હરિરૂપ શ્રીકૃષ્ણ પોતાના વરદહસ્તમાં ચક્ર ધારણ કરતા હતા. પણ માળા નહીં જ્યારે આ ભક્તિધર્માત્માજ શ્રીહરિ પોતાના વરદ હસ્તમાં કમળની માળા ધારણ કરતા છે કહ્યુ પણ છે. ''वन्देन्धनस्त्रग्धर पद्मपाणिं वृन्दावने सुस्वरवेणु पाणिम् ॥ જે તમો વૃંદાવનમાં સુસ્વર વેણુંથી સમલંકૃત કરકમળવાળા હતા. તેજ તમો આજ તુલસી કાષ્ઠના મણકાથી સમાલંકૃત કરકમળવાળા છો-સત્સંગિજીવન/અભય ભૂપતિકૃત શ્રીહરિની સ્તુતિ/૨/૩૧/૨૬ એટલે માટે સ્વામીએ ''સુંદર કમળની માલા નાથ હાથમાં ફેરતા રે લોલ (પદ-૨)'' આ પદ પ્રયોજયુ છે અને તે પછી ત્રીજા પદમાં સ્વામી એ શ્રીહરિ માટે બલવીર શબ્દ અને વ્રજવનિતાના જીવનપ્રાણ આ શબ્દ પ્રયોજાયેલો છે આમ કહીં સ્વામી એવું કહેવા માંગે છે જે ગોલોકધામ અધિપતિ શ્રીકૃષણ  છે તેઓજ શ્રીકૃષ્ણ છે અને તેઓજ હરિ છે અને હરિ છે તેજ બલભદ્રના કનિષ્ટ ભ્રાતા અને વ્રજનિ ગોપિઓના સર્વસ્વ હતા આમ પ્રેમાનંદ સ્વામી શ્રીષ્ણ અને શ્રીહરિની અહીં અભિણ્નતા બતાવે છે વંદુ પુરૂષોત્તમ પરંબ્રહ્મ અનાદિ દેવ .... કીર્તનસાર સંગ્રહ ભા.૧/પાના નં. ૨૪૬ થી ૨૪૮)'' ''ધર્મકુંવર હરિકૃષ્ણની, મૂરતિ મારે મન માની (પદ-૧)... કનક હિંદોળે હિંચતારે, શોભે છે ધર્મનો લાલ .... વ્રતપુરિના ચોક માંરે, જાદવરાય જોવાય (પદ-૨).... હિંડોળામાં શ્રીહરિ રે, શોભે છે સૂર્ય સમાન, કરે લીલા ભાતભાત ની રે, પુરૂષોત્તમ ભગવાન (પદ-૩) કનક છડી લઇ કરમાંરે, ઉભા હિંડોળે નાથ ધર્મ સુરત લાડિલો રે ..... કેટલાક કે છડીયે કરી રે, હાર હરિ ધનશ્યામ (પદ-૪) (અહીંયા આ પદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ ધર્મકુવર હરિકૃષ્ણથી કરેલો છે અને તેઓને જ બીજા પદમાં સ્વામીએ જાદવરાય-યાદવોના રાજા કહ્યા છે અને તેઓને જ પુનઃ ત્રીજા અને ચતુર્થ પદમાં ધર્મકુવર શ્રીહરિ તથા ધનશ્યામ સ્વામીએ કહ્યા છે એટલે ધર્મકુંવર છે તેજ યાદવોના રાજા શ્રીકૃષ્ણ છે અને યાદવોના રાજા જે છે તેજ શ્રીહરિ છે એમ સ્વામીનું કહેવું છે -

ધર્મકુંવર હરિકૃષ્ણની.... કીર્તન સાર પ્ર.૨૪૮ ભા.૧)'' ''અલબેલાને મારા ઉર પર રાખુ, હરિવર હાર હજારીને (પદ-૧), કા'ન કેસરીયાને જોઇ હું લોભાણી રે, કાન જોઇને લોભાણી મીઠી વાણી રે .... વનમાળી રે વા'લમ નો ભરીયો, રસિયો સારંગપાણી રે. (પદ-૩) (કીર્તન સાર-૧/રાખુ લોચ નિયાંમે જીવન મારાનાખું... પૃ. ૨૬૧-૨૬૨ અહીં આપદ-૧ માં પ્રેમાનંદ સ્વામીએ હરિવર શબ્દ પ્રયોજેલો છે અને તેઓને જ શ્રીજાપદ માં સ્વામીએ ''કાન'' આ નામથી કહ્યા છે અને તેઓને જ સારંગપાણી રામ તરીકે શ્રીજાપદમાં સ્વામીએ કહ્યા છે અર્થાત્ સ્વામી કહે છે જે મારા હરિ છે તેજ કાનકુવર શ્રીષ્ણ છે અને તેઓ જ સારંગ નામના ધનુષને પોતાના વરદહસ્તમાં ધારણ કરનારા શ્રીરામ છે આમ કહી સ્વામીએ રામ શ્યામ અને ઘનશ્યાનું એકાત્મ પણું બતાવેલું છે.)'' '' હો મહારાજ તેરો બદન બતાજારે, (પદ-૧), શરણ તિહારી મેં શ્યામ આગ્યાકારી, મન કર્મ વચન મોરારી .... આઠો જામ રટું નામ તેરા અવિનાશી નંદ કુંવર ઉરધારી (પદ-૨), ભલા નંદલાલ પ્યારે અબતો નીભાય લે રે .... ભવસાગર સુ કૃપાનિધિ કેશવ, બાંહ ગ્રહીકે બચાય તેરે (પદ-૩), ભલા બંસી વારે પ્યારે પીરને જાંનદાવે (પદ-૪) (કીર્તનસાર સંગ્રહ. ભાગ.૧, હો મહારાજ તેરા બદન બતાની... પૃષ્ઠ -૨૬૩-૨૬૪ અહીં પ્રેમાનંદ સ્વામીએ આ પદના પ્રારંભમાં મહારાજ શબ્દ પ્રયોજેલો છે. જે મહારાજ શબ્દથી બહુધા શ્રીજી મહારાજનો વ્યપદેશ થયો છે જેમ કે શતાનંદ સ્વામી સર્વમંગલ સ્તોત્રમાં ભગવાનશ્રીહરિને જ મહારાજ તરીકે સંબોધે છે ''महाराज नृपार्चित'' એટલે પ્રેમાનંદ સ્વામીએ પણ અહીં શ્રીહરિને જ મહારાજ તરીકે સંબોધેલા છે અને શ્રીહરિને જ સ્વામી બીજા પદમાં મૂરનામના દૈત્યને મારનાર મોરારી તરીકે કહે છે. મુરનામના દૈત્યનો વધ ભગવાન શ્રીકૃષ્ણ એ કરેલો જેથી તો મુર નામના દૈત્યને મારવાથી મુરારી કહેવાયા જેનું વર્ણન શ્રીમદ્ ભાગવત ૧૦/૫૯ છે. અને તેઓને જ

બીજા અને ત્રીજા પદમાં નંદલાલ અને કેશી નામના દૈત્યને મારા નારા હોવાથી શ્રીકૃષ્ણ કેશવ કહેવાયા (જેનું ચરિત્ર શ્રીમદ્ ભાગવત ૧૦/૩૭ માં વર્ણવેલુ છે) એમ કેશવ તરીકે સંબોધે છે આમ કહી પ્રેમાનંદ સ્વામી એ શ્યામ અને ઘનશ્યામની એકતા બતાવી છે)'' ''મેં તો તેરે બીરૂદ ભરો સેં બહુનામી, સેવા સુમરન કછુવેન જાનુ, સનિયે પરમ ગુરુસ્વામી .... ગજ અરુગીધ તરીકે ગનીકા, કુટીલ અજામિલ કામી ...... ગૌતમ નારી તારી જડ જાની, (પદ-૧), ગનીકા શોધ અજામિલ આદીક કીતને ગીનું મહારાજ (પદ-૩) (કીર્તનસાર સં. ભાગ-૧ પૃષ્ઠ-૨૬૪-૨૬૫. 'મે તો તેરે બીરૂદ ભરો ....' અહીં પ્રેમાનંદ સ્વામી પ્રથમ પદમાં સ્વામી શબ્દનો પ્રયોગ કરેલો છે જે બહુધા શ્રીહરિ માટે જ ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથોમાં જોવા મળે છે. ''स्वामी ब्रह्म परंब्रह्म'' (સર્વમંગલ) અને તેઓને જ ગજેન્દ્ર ગીધ જટાયુ અને જીવંતિની વૈશ્યા, અજામીલ અને ગૌતમની પત્ની અહલ્યાનો ઉધ્ધાર કરનારા પદ-૧,૩ માં કહ્યા છે આમ કહીં પ્રેમાનંદ સ્વામીએ પોતાના ગુરુ સ્વામી શ્રીહરિને જ તેતે અવતાર ધારણ કરી તેતે ભક્તોનો ઉધ્ધાર કરનારા કહ્યા)'' ''મને મળીયા સહજાનંદ સ્વામી, સચ્ચિદાનંદ અંતર જામી (પદ-૧), એ છે કૃષ્ણ નારાયણ દેવ, સુરમુનિ કરે નિત્યે સેવ (પદ-૩) ('મનમળીયા સહજાનંદ'-કીર્તન સારા ભા.૧/ પૃષ્ઠ- ૨૭૦-૨૭૧- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં સહજાનંદ શબ્દ પ્રયોજેલો છે અને તેઓને જ ત્રીજાપદમાં કૃષ્ણનારાયણ દેવ કહ્યા છે આમ કહી સહજાનંદ સ્વામી સાથે શ્રીકૃષ્ણનારાયણની એકતા તેઓએ બતાવી છે.)'' ''જય જય મંગળ કરતા પ્રભુ, મંગળમય તવ નામ, હરત અમંગળ ભક્ત કે, શ્વેત ભુવન પતિ શ્યામ (દોહો-૧) જય છત્ર મૃગચરણ ધર, ઉર્ધ્વ બાહુ મુદુહાસ, નિજ જનહિત નિત્ય કરતા તથા, જય જય મૂર્તિ પ્રકાસ (દોહો-૨ઃ શાંત સદા તેજોમય. યુક્ત બિરવન અપાર પૂજત ચરન સરોજ તવ, મલીયે વિધિ ઉપચાર (દોહા-૮) જુગજુગ પ્રતિપ્રભુ

ધરત તુમ, લીલારૂપ અપાર, ભક્તિસહિત સદા ધર્મ કો પાલક વારમવાર (દોહો-૧૧), નિજ આશ્રિત કું, બ્રહ્મ ગતિ, દેત હો શ્યામ સુજાન, પ્રગટન પ્રતિ યુગનાથ તુમ, નીજજ્ઞાન કમળ કે ભાન (દોહો-૧૨), કર્મપાસ નાનાવિધ, બાંધે જીવ અનંત મુક્તિકારન તુમહિ હો, સહજાનંદ ભગવાન (દોહો-૧૩), સુપુર્ણ તુમ યોગેશ્વર, ધર્મ વંશ પ્રતિપાલ, હંસ વિષ્ણુ મહાપુરૂષ તુમ, પૂરન પરમ દયાળ (દોહો-૧૪), વૈકુંઠ સત્ય અક્ષર તુમ, પુરૂષોત્તમ પદ શ્યામ, બ્રહ્મલોક પતિનાથ તુમ, નીલકંઠસુખધામ(દોહો-૧૫) (જયજય મંગલ કરન પ્રભુ... કીર્તનસાર ભા.૧/પૃષ્ઠ-૨૭૩-૨૭૪ અહીં આ પદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ શ્વેતધામના અધિપતિથી કરેલો છે અને તેઓને જ ૮ થી ૧૨ દોહામાં સર્વ અવતારી કહ્યાં છે અને તેઓનેજ હંસ, વિષ્ણુ, મહાપુરૂષ રૂપે કહ્યા છેઅને તઓનેજ વૈકુંઠલોક, સત્યલોક, અક્ષરધામ, અને બ્રહ્મલોક ના અધિપતિ અને તેઓને તેરમાં દોહામાં સ્વામીએ સહજાનંદ નામથી સમ્બોધેલા છે. આમ કહી શ્વેતદ્વીપવાસી વાસુદેવ અને સહજાનંદ સ્વામીની પ્રેમાનંદ સ્વામીએ એકતા બતાવી છે અને  તે તે ધામના ધામી પણ તે ઓને જ કહ્યા છે)''  ''બલિહારી શ્રીગિરિધર લાલની રે, વહાલો તેજો નિધો સખકંદ, સદા સાકાર બિરાજે બ્રહ્મમોલ મારે (પદ-૧) .... પ્રેમાનંદ સ્વામી ઘનશ્યામ રે, વ્રજજીવન નંદકુમાર (પદ-૧), .......છેલ ઝબીલો કુંવરનંદનોરે, અતિશોભે છે આનંદકંદ, અલબેલો બિરાજે નંદ આંગણે રે....  વહાલો સોળકળા જુક્ત શ્રી હરિરે, નવરસમય નટવરલાલ (પદ-૨) (બલિહારી શ્રી ગિરિધરલાલ કીર્તનસાર ભા.૧/પૃષ્ઠ-૨૭૮-૨૭૯- અહી પ્રેમાનંદ સ્વામીએ કિર્તનનો પ્રારંભ શ્રીગિરિધર લાલથી કરેલો છે અને તેઓને જ સ્વામીએ પોતાના સ્વામી ઘનશ્યામ કહ્યા છે તથા વ્રજજીવન નંદનંદન કહ્યા છે. ગિરીધર શબ્દ અને વ્રજજીવન નંદનંદનથી બધા ભક્તોએ બહુધા શ્રીકૃષ્ણનું સંબોધન કરેલું છે. આમ કહીં સ્વામીએ પોતાના સ્વામી

ઘનશ્યામ અને નંદનંદનની એકતા બતાવી છે)'' ''રંગભીનો રણછોડરાય, આવ્યા વરતાલે .... હરિ દ્વારિકામાં દેવ, આવ્યા વરતાલે .... વાલો પ્રેમાનંદનો નાથ. આવ્યા વરતાલે (પદ-૧) વહાલો ભક્તિધર્મ સુત શ્યામ, વરતાલના વાસી, તેનું રણછોડ કેશવ રામ વરતાલના વાસી (પદ-૪) (રંગભીનો રણછોડરાય.... કીર્તનસાર-૧ પૃષ્ઠ-૨૮૨ થી ૨૮૪- અહી આ પદનો આરંભ પ્રેમાનંદ સ્વામીએ રણછોડ શબ્દથી કરેલો છે અને તેઓને જ ચતુર્થપદમાં ભક્તિધર્મના પુત્ર કહી સ્વામીએ રણછોડરાય અને શ્રીહરિની અભિન્નતા બતાવી છે)'' ''જે શ્રીરણછોડ છેલ છબિલોરે, ભલે આવ્યા વરતાલ રસનારે ગિલારે, .... જે જે શ્રી રણછોડ ધર્મના લાલ, ભલે નિજધામ કીધા વરતાલ (પદ-૧) (જેજે રણછોડ છેલછબિલો... કીર્તનસાર-૧ પૃષ્ઠ-૨૮૪ અહીં પ્રેમાનંદ સ્વામીએ રણછોડરાયને જ ધર્મનો લાલ કહી બન્ને ની અભિન્નતા પ્રગટ કરી છે)'' ''આજ મારે હરિ પરોણા ઘેર આવ્યા, હારે મેં તો મોતીડાં ને લેરખે વધાવ્યા (પદ-૧) , એવા સંત તે હરિને ગમે, .... બ્રહ્મસ્વરૂપ થઇ ભજે ગિરિધારી, ભક્તિ ભજન કરે નિરંહકારી...., નિસ્પ્રેહી નિર્લોભી નિષ્કામ, નિર્માન્ત થઇ ભજે રે રામ, (પદ-૨) ('આજમારે હરિ પરોણા...', કીર્તનસાર ભા.૧ પૃષ્ઠ-૩૦૫, અહીં પદનો આરંભ પ્રેમાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવ હરિથી કરેલો છે અને તેઓને જ તેમણે ગિરિધારી કહ્યા છે અને તેઓને જ પદ-૨ માં રામ તરીકે સંબોધ્યા છે. આમ કહી તેઓએ રામ શ્યામ અને ઘનશ્યામની એકતા બતાવી છે)'' ''શ્યામ પધારો ઘનશ્યામ પધારો, શ્યામપધારો ફુલવાડી રે... ફુલડાં ભરીને બાંધ્યો ફુલ હિંડોળો. હરિવર હેતે ઝુલાડીયે.... (પદ-૧) .... પ્રેમાનંદનો પ્રાણ જીવન ધન્ય, રાણી રાધાનો ભરતા (પદ-૨), શ્યામ સનેહી ઘનશ્યામ સનેહી, હેતે હરિ ઘેર આવીયા (પદ-૩- શ્યામ પધારો ઘનશ્યામ... કીર્તનસાર. ભા.૧/પૃ-૩૦૭.... અહીં પ્રેમાનંદ સ્વામીએ આ પદનો પ્રાસંભ ઘનશ્યામ

શબ્દથી કરેલો છે અને પદ-૨ માં પ્રેમાનંદ સ્વામી કહે છે જે રાધારાણીના ભર્તા છે તેજ મારા જીવન પ્રાણ છે. રાધારાણીના ભર્તા જે શ્રીકૃષ્ણ હતા તેઓજ શ્રી ઘનશ્યામ રૂપે આ ભૂતલ પર પ્રગટ થયા છે એટલે માટે પ્રેમાનંદ સ્વામીએ આ શબ્દ નિયોજેલા છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ શ્રીરાધાજીના ભર્તા એવા પોતાના ઇષ્ટ ઉપાસ્યદેવ ભગવાન સ્વામિનારાયણ સાથે તેઓનું એકાત્મપણું બતાવેલું છે.)'' ''સજની શ્રીજી મુજબને સાંભર્યા રે, હૈદે હરખ રહેયો ઉભરાય..... સુંદર મૂર્તિશ્રી મહારાજની રે, સુંદર કમળસરીખાં નેહ (પદ-૧), શ્યામકટિ જોઇ જાદવરાયની રે, નિત્યનિત્ય નૈતમ ઉપજે પ્રિત (પદ-૨) ('સજની શ્રીજી મુજને સાંભર્યા'- કિર્તન શારસં.ભા.૧ પૃ-૩૨૩-૩૨૪- અહીં આ પદ પ્રેમાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિના સ્વધામ ગયા બાદ તેમના વિરહમાં ગાયુ છે. સ્વામીએ આ પદનો પ્રારંભ શ્રીજી શબ્દથી કરેલો છે અને સ્વામી ભગવાનની નયન રમ્ય કોટીકોટી કામદેવના મદને નષ્ટ કરનારી મર્તિના એક એક અંગે નું વર્ણન કરતા કહે છે ''શ્યામકટિ જોઇ જાદવરાય નીરે, નિત્ય નિત્ય નૈતમ ઉપજે પ્રિત'' અર્થાત્ જાદવરાય શ્રીહરિની કેસરીસિંહના મદને હરનારી કટી જોઇને મને નિત્ય નિત્ય તેઓમાં સ્નેહની વૃધ્ધિ થાય છે. અહી પ્રેમાનંદ સ્વામીએ જાદવરાય શબ્દ પ્રયોજેલો છે આમ કહીં તેઓએ જાદવરાય શ્રીકૃષ્ણ સાથે શ્રીજી ની એકતા બતાવી છે.)'' ''ક્યારે હવે મળશે રે પ્યારા, ઘનશ્યામ સનેહિ મારા .... નારાયણ નટવર ધર્મદુલારા (પદ-૧) કૃપા કરીને કેશવ મારા, મંદિરિયામાં રે' જો (પદ-૨) (કીર્તનસાર-૧, પૃ-૩૩૯, 'ક્યારે હવે મળશે રે પ્યારા ....' અહીં આ પદની શરૂઆતમાં પ્રેમાનંદસ્વામીએ ઘનશ્યામ શબ્દ નિયોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિને વાચક છે તથા પદના અંતે નારાયણ નટવર ધર્મ દુલારો- આ શબ્દ યોજેલો છે અને બીજાપદમાં એજ ધર્મદુલારાને કેશવ શબ્દથી સ્વામી સંબોધે છે કેશવ નામ શ્રીકૃષ્ણનું છે કેશીનામના દૈત્યને મારનારા હોવાથી શ્રીકૃષ્ણ

કેશવ કહેવાયા હતા. આમ અહીં સ્વામીએ આ કેશવ શબ્દયોજી ધર્મકુમાર અને વસુદેવ કુમારની એકતા બતાવી છે.)'' ''ઉધ્ધવજી કહેજો જાઇ હરિને સંદોશે રે .... વાલમજી વીના વ્રજનાર હિયામાં કલપે રે... વહાલા સુફલ કરો મારા નેણ નાગર નંદા રે, વહાલા હરોને હૈયાના તાપ ગોકુલ ચંદા રે .... વહાલા પ્રેમ સખીના શ્યામ સંગે રમાડે રે (પદ-૧), લટકાળા મોહન લાલ ગિરિધર ઘેલા રે .... ગોવાળોને સંગ શ્યામ મોરલીવાલાઓ રે વાંસલડીને નાદે નાથ ધેન બોલાવો રે .... આવી પ્રેમ સખીના શ્યામ દરશન દેજો રે (પદ-૨), મન માન્ય મોહનલાલ કુંજવિહારી રે, વહાલા વ્રજવનિતા પ્રાણ છો ગિરધારી રે .... વહાલા પ્રેમસભીના પ્રાણ કે ભોગી ભ્રમરા રે (પદ-૩), રંગભીનાસુંદર છેલ આવોને વહાલારે, રસિકના જીવન પ્રાણ છો નંદલાલા રે.... તમ સાથે સુંદર શ્યામ પ્રીત બંધાણી રે, તમને જોઇને જાદવરાય હું લોભાણી રે.... જોઇને પ્રેમ સખીના શ્યામ વજાડોને ઠમકે રે.... (પદ-૪) (કિર્તનસાર ભાગ-૧ પૃષ્ઠ ૩૪૦-૩૪૧ 'ઉધ્ધવજી કહેજો જોઇ હરિને સંદેશો....' અહીં પ્રેમાનંદ સ્વામીએ આ ચારેય પદોમાં નાગર નંદા, ગોકુલ ચંદા, ગિરીધર, કુંજવિહારી, નંદલાલા, જાદવરાય આ બધાજ શબ્દો શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહ્યાં છે અને ચારેય પદને અંતે સ્વામીએ તેઓને જ પોતાના શ્યામ, અને પોતાના પ્રાણ તરીકે કહ્યા છે. આમ કહેવાનું તાત્પર્ય તેઓ એમ સમજતા હતા કે ''ધર્મનંદન અને યદુનંદન એ તત્ત્વથી અભિન્ન છે અને એમ સમજીને જ તેઓ પ્રભુ સાથે સ્નેહ કરતા હતા કહ્યું પણ છે 'ધર્મદેવને ઘેર શ્રીહરિ પ્રગટ થયા અને વસુદેવના ઘેર શ્રીકૃષ્ણ પ્રગટ થયા તે શ્રીહરિ અને કૃષ્ણને સદાય પ્રગટ જાણીને સંતો અને હરિભક્તો ઘણાજ હેતથી તેમનું ભજન કરે છે.'' (હરિચરિત્રામૃત સાગર ૧૧/૩૯/૨૩-૨૪)) ''સખી કઠણ હૈયાનો કહાન મેલીને ચાલ્યા રે, હવે શ્યોરે કરુ ઉપાય કેમ રહે ઝાલ્યા.. સખી વનમાં મોહન મોરલી કોણ વાશેરે, રસિયા વિના મહીનો ધણી હવે

કોણ થાશે રે.... સખી પ્રેમ સેખીનો નાથ આવીને મળશે રે (પદ-૧) સખી વ્રજવાસીના પ્રાણજીવન કેમના' વ્યારા રે, કોઇ ધૃતારીનાર તેણે લલચાવ્યા રે, સખી પ્રેમસખીનો નાથ મળે તો ઘણુ સારૂ (પદ-૨) અબળાની અરજી નાથજી સાંભળ જો રે, વિચારીને પ્રાણજીવન કે વહેલા વળજો રે.... મનડા માં મોહનલાલજી વિચારજો રે, ક્યાંઇ વિલંબ ન કરશો નાથ ગોકુળ પધારજો રે.... દુઃખ મેટલ દીન દયાળ છો ગિરીધારી રે.... અમ કારણ સુંદરશ્યામ ગોવર્ધન ધારવો રે, સઉ દેખંતા વ્રજરાજ કંસને માર્યો રે, દાવાનળ પીધો નાથ માસી મારી રે, અમ કારણ વનમાં માત્ર ગાયો ચારી રે.... વહાલા પ્રેમસખીના નાથ વહેલા મળજો રે (પદ-૩) (કિર્તનસાર સંગ્રહ ભાગ-૧ પૃ. ૩૪૨-૩૪૩ 'સખી કઠણ હૈયાનો કહાન....' અહીં પ્રેમાનંદ સ્વામીએ કહાન, મોહન, ગિરિધારી આદિ શબ્દો શ્રીકૃષ્ણને ઉદ્દેશી કહ્યા છે. અને પદ-૩ માં શ્રીકૃષ્ણ ભગવાનની ગોવર્ધનધારણ, કંસ ઉધ્ધારણ આદિ લીલાઓનું વર્ણન કરેલું છે અને પદના અંતે તેઓને જ પોતાના નાથ કહી શ્યામ અને ઘનશ્યામની એકતા તેઓએ બતાવી છે.) ''સમરથ થઇને શ્રીહરિએ, નિજ આશ્રિતને હીત, ત્રિકમ કેમ તરછોડીયાં, જેમ કાઢે સાગરથી મીન (પદ-૧) કરૂણા તે રસમય મૂરતિ રે, દયા વરસે છે નેણ કરૂણાસાગર કુંવર ધર્મના, કરૂણા ભરયાં છે વેણ (પદ-૨) ધર્મકુંવર હરિકૃષ્ણજી રે, મારા પ્રાણ આધાર, જીવન જાશોમાં વિસારી, હરિવર હૈયાના હાર (પદ-૩) (કીર્તનસાર સં.ભા. ૧/ પૃષ્ઠ/૩૫૪-૩૫૫ 'નવલસનેહી નાથજી રે, આવડો....' અહીં પ્રેમાનંદ સ્વામીએ પ્રથમ પદમાં પોતાના ઇષ્ટદેવના અસાધારણ નામ એવા હરિ શબ્દનો પ્રયોગ કરેલો છે અને તે પછી તેઓને જ સ્વામી 'ત્રિકમ' નામથી કહે છે. વિષ્ણુ સહસ્ર નામમાં ગંગાપુત્ર ભિષ્મએ શ્રીકૃષ્ણ માટે ત્રિકમ શબ્દ યોજેલો છે. અને તે ત્રિકમને જ સ્વામી ત્રીજા પદમાં ધર્મ કુંવર હરિકૃષ્ણ કહે છે. આમ કહી આ પદોમાં સ્વામી એવું કહે છે કે જે શ્રીહરિ કૃષ્ણ છે તેઓજ ત્રિકમ

શ્રીકૃષ્ણ છે અને જે ત્રિકમ છે તેજ શ્રીહરિ છે)''  ''બલહારિ કૃષ્ણ દિનેશ પ્રગટયા પૂરવમાં, જેને ગાવે શારદા શેષ પ્રગટયાં પૂરવમાં, અક્ષર પરશ્રી વાસુદેવ થયા ભક્તિ ધર્મના બાળ રે, શ્રી પુરૂષોત્તમ પૂરણ પોતે કેશવ દીન દયાળ .... હરિપ્રસાદ તે તાત ધર્મતનુ ભક્તિ પ્રેમવતી નામ રે.... ચૈત્ર શુક્લ નવમીએ પ્રગટયા પાંડે શ્રી ઘનશ્યામ (પદ-૧) (કીર્તન સાર ભા. ૧. પૃ. ૨૬૪-૨૬૫ 'બલિહારી કૃષ્ણ દિનેશ....' અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે કે જે અક્ષર ધામના  અધિપતિ શ્રી વાસુદેવ કૃષ્ણ જ ઘોર કલી કાલમાં ચૈત્ર શુકલ - ૯ ના દિવસે ધર્મ ભક્તિ થકી ઘનશ્યાન નામ ધારણ કરી પ્રગટ થયા આથી શ્રીકૃષ્ણ જ શ્રી_હરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' ''હો ગિરિધરલાલ મારગડામેલીને વેગળા રહોને.... તમે ડાહ્યા થઇને નંદલાલ સહુ વ્રજવાસીને છો વહાલા....પ્રેમાનંદ કે નંદનુંઘર જાશો, મારૂ દાણ લઇને જાચામિહ્યાં કૃષ્ણ તને રાખી ઝાલી, પાછી ગરજ હોય તો આવતો આલી.... દા' ડે આવી છું આજ હાથે, થયો ઝગડો ગોવાલણીને સાથે સાહયો પાલ પ્રેમાનંદને નાથ (પદ-૧,૨) તમે નંદના નંદન જાણીને નથી બોલાતી મલાજો આણીને, જાઇ કરીશ જશોદા રાણીને .... તમે વનમાં ચારી જાણો ઢોર, શું જાણો દાણમાં ચિતચોરા, પ્રેમાનંદના વહાલા વિણીખાવો બોરા (પદ-૩) (કીર્તનસાર /ભાગ.૧/ પૃષ્ઠ-૩૭૩-૩૭૪ ''હો ગિરિધરલાલ, મારગન મેલી રે ....' અહીં આ પદોમાં પ્રેમાનંદ સ્વામીએ ભગવાન શ્રીકૃષ્ણની દાણ લીલાનું વર્ણન કરેલું છે, પ્રેમાનંદ સ્વામી બીજા પદના અંતે ''પ્રેમાનંદના નાથે'' આ શબ્દ યોજે છે. આમ આ શબ્દ યોજી તેઓ એવું કહેવા માંગે છે કે આ દાણલીલા કરનારા પણ મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ હતા આ વાતનું પ્રમાણ આપતા અખંડાનંદ બ્રહ્મચારી જી કહે કે ''एकादशनभस्तस्य शुक्ला पद्माभिधारहरे। तस्यां कृष्णावतारेण दानलीला त्वया कृता॥ હે હરે! ભાદરવાસુદી એકાદશી પદ્મા નામની કહેવાય છે તે દિવસે આપે કૃષ્ણાવતારમાં દાણલીલા કરી

હતી. (હરિચરિત્રમ્ /૪/૨૬/૩)'' ''આજ મેં તો ભેટયારે, અંકભર પ્રગટ હરિ .... કરૂણા નિધિમુજ કારણે, મારે મંદિર પધાર્યા મોરાર (પદ-૧) અદ્‌ભુત રૂપ અજબ આ ભૂષણ, નટવર નંદકુમાર, બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમ પર, વારી વારંવાર (પદ-૨) પ્રગટ પ્રમાણ હરિ પુરુષોત્તમ, સાધુ જાનત ભેદ (પદ-૩) હરિજન સંગેરે, સ્વેહરિ તરત મળે (પદ-૪) (કીર્તનસાર ભાગ-૧/પૃ. ૩૯૪-૩૯૬- ''આજમે તો ભેટયારે....'' અહીં બ્રહ્માનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિથી કરેલો છે અને બીજાપદમાં તેઓને જ સ્વામી નંદનંદન કહીને સંબોધે છે અને તે નંદ નંદન ને જ તૃતીયપદમાં સ્વામી પ્રગટ પ્રમાણ હરિ પુરૂષોત્તમ કહે છે આમ કહી સ્વામીએ અહીં શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ કરી છે.)'' ''શેરી ભલી પણ સાંકડી રે, નગર ભલુ પણ દૂર રે કેસરિયા, એકવાર ગઢડે પધારજો રે .... સહજનાનંદજી સુજાણ છોરે, બ્રહ્માનંદ નાથ રે (પદ-૧) સુણો કહું એક વિનતિ રે, સહજાનંદ સુખધામ રે શ્યામળિયા (પદ-૨).... પૂર્વે કહ્યુ તું ઉધ્ધવને રે, લઇશ બીજો જન્મ રે, તે તમે ભક્તિ ધરમથી રે , ભૂપર ધર્યો અવતાર (પદ-૩) (કીતનસાર નં. ભા. ૧ /પ. ૪૦૧ થી ૪૦૩- શેરી ભલી પણ સાંકળી .... અહીં આ ત્રીજા પદમાં સ્વામી કહે છે કે ''પૂર્વે કહ્યુ તું ઉધ્ધવને રે લઇશ બીજો જનમ, તે તમે ભક્તિધરમથી રે....'' આ પંક્તિ લખી બ્રહ્મમુનિ એવું કહે છે કે યાદવ સ્થલી કરતા પહેલા શ્રી કૃષ્ણ ભગવાને ઉધ્ધવજીને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપી બદરિકાશ્રમમાં મોકલ્યા અને કહ્યુ ''હવે આપણે થોડા જ સમયમાં પ્રત્યક્ષ થશુ'' તે વચન પાળવા શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ સ્વામિનારાયણના મધારણ કરી પ્રગટ થયા. આ પ્રસંગનું વર્ણન કરતા નિત્યાનંદ સ્વામી કહે છે. ''प्रत्यक्षमप्यत्र सह त्वयाऽस्मि स्थाताऽल्पकालेन महासुखाय। तस्मान्न चिन्ता भवता विधेया मद्विप्रयोगस्य तवान्तिकेऽस्मि॥ ભગવાન શ્રીકૃષ્ણ ઉધ્ધવ પ્રત્યે બોલ્યા- થોડાજ સમયમાં તમારી સાથે તમને મહાસુખ આપવા

માટે આ લોકમાં પ્રત્યક્ષપણે વર્તીશ, માટે તમારે મારા વિયોગની ચિંતા કરવી નહિ, હું તમારી પાસે જ છુ (હરિદિગ્વિજય/ઉ.૧/૭૮)'' એટલે માટે બ્રહ્માનંદ સ્વામી આ પ્રમાણે ''પૂર્વે કહ્યું તુ ઉધ્ધવન....'' ગાય છે. આનાથી એ સ્પષ્ટ થાય છે કે શ્રીકૃષ્ણ જ સ્વામિનારાયણ રૂપે પ્રગટ થયા.)'' ''રેશમ દોરી કરગ્રહી, ઝુલાવે વ્રજરાય, ગુણડાગિરિધર લાલના, આગે ઉભી ગાય, અનિ હાંહારે ઝુલો સુંદર શ્યામ વિહારી, અનિહાહા રે રાખુ નિરખી નેણામે મુસારી, આવો નટવર નિરખુ પ્રેમ કરી, અનિહાંહાં રે ઝુલો હિંડોળે ઘનશ્યામ, અનિહાંહાં રે ઝુલાવું પૂરણકામ (પદ-૩) શોભાશ્રી ઘનશ્યામની, રસ્ના કહી ન જાય .... છબી શ્યામ સુંદર ઘનશ્યામ પિયા, અનિ હાંહાં રે વ્રજનારી દેખીને દીવાની .... ઘનશ્યામ સહજાનંદ નામ ઉપર, અનિહાંહાં રે જાય પ્રેમાનંદ કુરબાની (પદ-૪) (કીર્તનસાર સંગ્રહ ભાગ-૨-પૃષ્ઠ- ૫૭ થી ૫૯ ''સુંદરઋતુ સોહામણી....'' અહીઆ પદોમાં બાળવીર વ્રજરાય, ગિરિધર નામથી જે કહેવાય છે પ્રેમાનંદ સ્વામી કહે છે તે નામથી મારા ઇષ્ટદેવ ઘનશ્યામ સહજાનંદ જ કહેવાય છે એટલા માટે જ તેઓ ચતુર્થપદના અંતે ''ઘનશ્યામ સહજાનંદ'' શબ્દ યોજે છે અર્થાત્ ગિરિધર, બલવીર આદિ નામધારી જે શ્રીકૃષ્ણને વ્રજની નારીઓ વૃંદાવનમાં હિંડોળામાં ઝુલાવતી હતી તે બીજા કોઇ નહિ પણ મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ હતા એવું સ્વામીનું કહેવું છે આમ કહી તેઓએ આ પદોમાં શ્રી કૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ કરી છે)'' ''વૃંદાવનમેં હિંડોળે ઝુલે પ્યારો, નવલ હિંડોરે ઝુલટ નટવર, નંદ કુંવર દ્રગન તારો ..... બરસત બચન સુધા સુબદનતે, હિચકો હારહરિવર હજારો, પ્રેમાનંદ હરિકૃષ્ણ છબી પર, ત્રિભોવન કો સુખવારીડારો (પદ-૧), નંદનંદન ભ્રુખભાન નંદિની, ઝુલત હિંદોરે કદમ છૈયાં..... પ્રેમાનંદ કે જુગલ છબી નીરખી, મન્મથ કોટિ પરત પૈયાં (પદ-૨) દોઉ ઝુલે હિંડોરે જુગલ જોરી .... મદન મદમોચન, રૂપકી રાશી રાધે ગોરી.... શ્રીઘનશ્યામ માધુરી

સૂરતી, પ્રેમાનંદ કી હે જીવન દોરી (પદ-૩) ઝુલે શ્યામ ઝુલાવે રાધા પ્યારી.... પ્રેમાનંદ ઘનશ્યામ ઘટાપર, તનમન પ્રાન જાત વારી. (પદ-૪) (કીર્તનસાર ભાગ-૨/પૃ- ૭૦-૭૧- ''વૃંદાવનમેં હિંડોરે....'' અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં નટવર નંદ દુલારો આ શબ્દ પ્રયોજેલો છે અને પ્રથમ પદના અંતમાં તેઓને જ સ્વામી હરિકૃષ્ણ નામથી કહે છે તથા બીજા પદમાં તે હરિકૃષ્ણને વૃષભાન કુંમારી શ્રી રાધાસાથે ગોપીઓ વૃંદાવનમાં ઝુલાવે છે એવું સ્વામીનું કહેવું છે. અને તૃતીય તથા ચતુર્થ પદના અંતે પ્રેમાનંદ સ્વામી ઘનશ્યામ શબ્દ યોજી એવું કહેવા માંગે છે કે જે શ્રીકૃષ્ણ નંદનંદન છે તેજ હરિકૃષ્ણ છે અને તેઓજ ઘનશ્યામ છે.) ''આજ હે દેવ દિવારી, અનુપમ આજ હે દેવદિવારી મનમોહન મેરે મહેલ પધારે, રસિકરાય સુખકારી .... વ્રજવિનતા અતિ પ્રેમ મન હોઇ, પૂજેલાલ ગિરિધારી, મંદિરમહિ પધરાયે શ્યામ રો, કુસુમની સેજ સમારી... (પદ-૧) દેવ દિવારી ભઇ હે, આજ મેરે દેવદિવારી ભઇ હે, શ્યામ સુંદર સંગ પ્રીત અલૌકિક, ઉરમેં છાઇ રઇ હે, રસીક રાયવ્રજ રાજુ લાડિલા કંદ મેં બાંહ દઇ હે.... (પદ-૨) નૌતમ આજ દિવારી, શ્યામ સંગ નૈતમ આજ દિવારી , રસિક છેલ વ્રજરાજ લાડિલા, મંદિર આયે મુરારી .... હિયરો હાર કરી રાખુ ઉર પર, ગુણસાગર ગિરિધારી (પદ-૩) દેવ દિવારી સોઇ, કૃષ્ણ મિલે દેવ દિવારી સોઇ, અતિશે કૃપા કિનિહે કેશવ, ઓરન કારન કોઇ સબ સાધનકો ફૂળ હરિ દરશન, શ્રુતિ પુરાન સબ ગાવે, જાકું પ્રગટ મિલે મનમોહન, સોઇ બડાભાગી કહાવે, પ્રભુકો હરશ ભયો સોઇ પરમપદ, જાનત મુનિ વિજ્ઞાનિ, ઇન સે ઓર પરમ પદ માનતુ એહિ મૂરખ અજ્ઞાની, અવતારી શ્રીકૃષ્ણ કૃપાનિધિ, ધર્મ કે સ્વામી (કીતર્નસાર ભાગ-૨/પૃ. ૨૧૩-૨૧૪- 'આજ હે દેવ દિવારી ....' અહીં આ ચારેય પદમાં જે ગિરિધર, મુરારી, શ્યામસુંદર, કૃષ્ણ આદીનામો જે આવે છે તે બધાજ નામો દેવકી નંદન શ્રીકૃષ્ણના વાચી છે તેને જ ચતુર્થ પદના અંતમાં

મુક્તાનંદ સ્વામી ''અવતારી શ્રીષ્ણ કૃપાનિધિ ધર્મતનય બહુનામી'' આ પંક્તિ લખી પોતાના ઇષ્ટદેવ પરઘટાવે છે અર્થાત્ સ્વામી કહે છે, જેને અમે આ પદમાં ગિરિધર, મુરારી આદી નામથી કહ્યા છે તેજ અવતારી શ્રીકૃષ્ણ કલિકાલમાં ધર્મતનય હરિકૃષ્ણના નામથી ધરાતલ પર પ્રગટ થયા થકા પોતાના જનનું હિત કરવા વિચરણ કરી રહ્યા છે.)'' ''આજ વસંત પ્રથમ દિન આવ્યો, સહુ જનને સુખ કારી... વનતરૂલતા વેલી પ્રેમાતુર નવ પલ્લવ થઇ સારી, કુંજકુંજ પ્રતિ કોકિલા સુંદર, બોલ વસંત ખુમારી, શ્રી ઘનશ્યામ પિયાસંગ રમવા, અતિ આતુર વ્રજનારી અંગો અંગ ફુલી સઉ અબળા, નૈતમ નેહ વધારી (પદ-૧) ચાલો સખી સહી વસંત વધાવા, ધર્મવંશને દ્વારે, જોતાં વદન શ્રીધર્મ કુંવરનું, મટે અંગ મહન વિકાર, શ્રીફળ આંબા મોર ........... લઇ પૂજન ધર્મકુમાર.... પ્રેમાનંદ, ઘનશ્યામ, પિયાસંગ, વાધ્યો પ્રેમ અપાર (પદ-૨), વસંત રમે વૃંદાવન વાસી, ધર્મતનય, ઘનશ્યામ, જોઇ જોઇ શોભા અંગોઅંગની, લાજે કોટિક કામ.... જ્યાં શ્રીકૃષ્ણ ત્યાં જ વૃંદાવન, વસંત ઋતુ તે કામ, તે શોભા નિત્ય જોઇ પ્રેમાનંદ, આનંદ આઠો જામ (પદ-૩), વસંત રમે મોહન મુનિ સંગે, શ્યામસુંદર સુખ રાશી, ધર્મકુંવર ઘનશ્યામ મનોહર, વૃંદાવનના વાસી....(પદ-૪) (કીર્તનસાર સં. ભાગ-૨ પૃષ્ઠ- ૨૩૨-૨૩૪- 'આજ વસંત પ્રથમ દિન....' અહીં આ પદનો પ્રારંભ પ્રેમાનંદસ્વામી વ્રજમાં ગોપીઓ સાથે હોળી રમનારા ઘનશ્યામથી કરે છે અને તેઓને જ બીજા પદમાં સ્વામી ધર્મકુવર ઘનશ્યામ કહે છે અર્થાત્ વ્રજની અંદર ગોપાંગનાઓ સાથે હોળીનો ખેલ કરનારા મારા ઘનશ્યામ જ હતા એવું સ્વામી કહે છે અને ત્રીજા પદમાં આની દ્રઢતા કરવા પ્રેમાનંદ સ્વામી ''વસંત રમે વૃંદાવનવાસી, ધર્મતનય ઘનશ્યામ'' આ પદ યોજે છે. આમ કહી સ્વામી શ્યામ અને ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરે છે.)'' ''સ્વામિનારાયણ કૃષ્ણ હરિ ભજ, કાઢય કુમતિ સર્વન્યારી રે, હરિજન શું કર્મ હેત

કપત તજી, તો રીઝે ગિરિધર.... (કીર્તનસાર ભા. ૨- પૃ. ૨૯૪- 'સ્વામિનારાયણ કૃષ્ણ ....' અહી મુક્તાનંદ સ્વામી પ્રારંભમાં સ્વામિનારાયણ કૃષ્ણ હરિ શબ્દ પ્રયોજે છે. અને તે પછી ગિરિધર શબ્દ પ્રયોજે છે. સ્વામિનારાયણ કૃષ્ણ હરિ એ હરિકૃષ્ણ વાચક છે અને ગિરિધર શબ્દ શ્રીકૃષ્ણનો વાચક છે આમ કહી સ્વામીએ બન્નેની એકતા બતાવી છે.)'' ''ભજ મન રસિક શ્યામ સુજાન, ભજમન.... જેહિ ભજન ભવ તાપ નાશે, પાવે પદ નિરવારન.... સુખકરન દુઃખ હરન શ્રીહરિ, ધરત મુનિવર ધ્યાન અલપ સેવા અધિખ માલત, દેત નિજપદ દાવ (પદ-૧), ભજ મન નંદનંદન ચરન,ભજ મન, તરન ભવજળ પોત પૂરન, પતિત પાવન કરના ..... હરિ ચરન કર્યુ પ્રીત પૂરન, મોહજળધિ તરન .... પ્રગટ રૂપ અનુપ ભૂ પર, એઇ હે અભરા ભરન (પદ-૨)કમળ નયન શ્રીકૃષ્ણ પદ રતિ, રહત એહિ અભ્યાસ.... (પદ-૩) (કીર્તનસાર ભા.૨- પૃ- ૨૯૬-૨૯૭- 'ભજ મન રસિક શ્યામ ....' અહીં મુક્તાનંદ સ્વામી પ્રથમ પદમાં પોતાના ઇષ્ટદેવનો વાચ્ય એવો હરિ શબ્દ યોજે છે. અને બીજા પદમાં તેઓને નંદનંદન કહે છેઅને પુનઃ તેજ પદમાં તેઓને સ્વામી હરિ કહે છે અને તૃત્યપદમાં તેઓને જ શ્રીકૃષ્ણ કહે છે આમ કહી મુક્તાનંદ સ્વામી એવું કહેવા માંગે છે કે ''જે કૃષ્ણ છે તેજ હરિ છે અને જે હરિ છે તેજ કૃષ્ણ છે.'') ''મનવા ભજવ્રજચંદ રે, મનવા ભજ વ્રજચંદરે, લોકલાજ બકવાદ વિચારીને, રહો આઠો પહોર આનંદ, હરિના ચરણ તજી જે કાંઇ ચિંતવે તે તો તુંજને જમ કૂંદરે.... મુક્તાનંદ પધાર્યા પરબ્રહ્મ, સાથે લઇ સંતોનાં વૃંદ રે (પદ-૧), મુક્તાનંદ લીધુ મન લટકે, વ્રજપતિ અધિક વિકારી રે (પદ-૪) (કીર્તનસાર. ભા-૨ પૃ-૨૯૭ - 'મનવા ભજ વ્રજ ચંદરે', અહીં મુક્તાનંદ સ્વામીએ પદનો પ્રારંભ વ્રજચંદ શબ્દથી કરેલો છે અને તેઓને જ તેઓ શ્રીહરિ કહે છે અને અંતે તેઓને જ વ્રજપતિ કહે છે આમ કહી સ્વામી કૃષ્ણ તે જ હરિ હરિ તેજ કૃષ્ણ એમ પ્રતિપાદન કરે છે.)'' ''ભજી લેને

ભાવ શું ગિરિધારી, નહિ તો થાશે ફજેતી ભારી (પદ-૧) ભજો વ્રજરાજ શ્રીવન માળી રે, નહી તો રહેશે માથે ટીલી કાળી .... કહે મુક્તાનંદ એ સાચું રે, હરિ ભજન વિના સર્વ કાચુરે, સખા ત્રિકમ નામની તાળી (પદ-૨), રાખો હરિરૂપમાં મન પ્રોઇરે, નહીતો જાશો જનમ વગોઇ.... હરિવિમુખની સંગતિ ટાળો રે, સાધુ સંગમાં હુ પદ ગાળો રે, રહેજો મોહનને સંગે મોકે (પદ-૩), મોહનસંગ નાથ જે મન સાચું રે, નહી તો કામ થાશે સર્વે કાંચુ, પાસે સમજ જે સારંગપાણી રે, બોલે સમજિ વિચારીને વાણીરે, કરજે જગપતિ સાચા સમર્થ જાણી (કીર્તનસાર સંગ્રહ ભાગ-૨/ પૃષ્ઠ-૩૦૮, ૩૦૯ .... 'ભજી લેને ભાવ શું ગિરિધારી ....' અહીં મુક્તાનંદ સ્વામીએ પ્રથમ પદના પ્રારંભમાં ગિરિધારી શબ્દ પ્રયોજ્યો છે અને બીજા પદના પ્રારંભમાં વ્રજરાજ શબ્દ યોજેલો છે જે બન્ને શ્રીકૃષ્ણના વાચી છે, તથા બીજા પદના અંતમાં સ્વામીએ ત્રિકમ શબ્દ પ્રયોજેલો છે જે વામન ભગવાનનો વાચ્ય છે, તથા ત્રિજા પદમાં સ્વામીએ હરિ શબ્દ પ્રયોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ સ્વામિનારાયણનો વાચ્ય છે અને ચતુર્થપદમાં સારંગપાણી શબ્દ પ્રયોજેલો છે જે શ્રીરામનો વાચ્ય છે આમા આ ચારેય પદમાં સ્વામીએ રામ, શ્યામ અને ઘનશ્યામ તથા ત્રિકમની પરસ્પર અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''કરમન સહજાનંદ પદ પ્રીત, તજ અભિમાન અશુભ આશાસુખ મોહન કરલે મીત, અસુર યોનિ પ્રહલાદ વિભીષણ છાંડી સફલ અનીત, સાદર ચરન સુમરી શ્રીપતિ છે કીની જગમે જીત ગજ અરૂ ગીધ બનચર હોઉ સમરે શ્યામ પટ પીત, અજામીલ ગનીકા ઉતરે ભવચરન કમળ ધરી મીત, ધ્રુવ અમરીષ અચળ પદ પાયે કીની અચળ પ્રતીત, પ્રેમાનંદ નાથ સોનાતો કલ લે નેહ સહીત (કીર્તનસાર ભા.૨- પૃ. ૩૧૨- 'કરમન સહજાનંદ પદ પ્રીત ....' પ્રેમાનંદ સ્વામી કહે છે પૂર્વે પ્રહ્લાદ માટે નૃસિંહરૂપ, વિભિષણ અર્થે રામ રૂપે, ગજેન્દ્ર માટે હરિરૂપ , ધ્રુવ માટે હરિ (પુશ્નિગર્ભ) રૂપે મારા ઇષ્ટદેવ પ્રગટ પ્રમાણ સહજાનંદ પધાર્યા હતા એટલે માટે

સ્વામીએ પદની શરૂઆતમાં સહજાનંદ શબ્દ યોજેલો છે)'' ''કેશી મથન મુરારી, ભજ મન કેશી મથન મુરારી રી, જતન કરી જઠરામેં રાખ્યો, જમકી ત્રાસ નિરારી .... એસે હરિકું ક્યારે વિસારે, સોવત પાંઉ પ્રસાદી.... પ્રેમાનંદ માની શીખ મેરી, ભજ લે ગિરિવરધારી (પદ-૧) સુખકે સાગર સ્વામી, ભજનર સુખકે સાગર સ્વામી, એસે પ્રભુ કું ક્યૂંરે વિસારે મૂરખ લુણહરામી.... પ્રેમાનંદ કહે આવા હરિ ચરને ચરણ કમળ શિરનામી (પદ-૨) કમળ નયન જદુરાઇ, ભજનર કમળનયન જદુરાઇ, જમબેરિ ગરજત શિર ઉપર, લોહકીસાંગ ફેરાઇ (પદ-૩) વ્રજચંદ નંદકુમાર ભજનર વ્રજચંદ નંદકુમાર, જુગ જુગમે હરિ પ્રગટ હોત હે, પતિત ઓધારન હાર, અધમ અજામિલ દાસી કુબજા, ગનિકા પાપ પહાર, ગિધ ગયંદ દયાબિધિ કેશવ, લીને સબહિતાર, રંકા બંકા વિપ્ર સુદામા, શબરી અહલ્યાનાર, હરિકે ચરણ કમળ ઉપર ધરકે, ઉતરે ભજજળવાર (પદ-૪) (કીર્તનસાર સંગ્રહ-ભા-૨ પૃષ્ઠ-૩૧૪-૩૧૫ - 'કેશી મથન મુરારી'.... અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના આરંભમાં કેશી મથન અર્થાત્ કેશવ શબ્દ પ્રયોજ્યો છે અને તે પછી મુરારી શબ્દ પ્રયોજેલો છે તે બન્ને નામથી શ્રીકૃષ્ણનો વ્યપદેશ થયો છે તે પછી સ્વામીએ હરિ શબ્દ પ્રયોજેલો છે. જેનાથી બહુધા સ્વામિનારાયણ ભગવાનનો વ્યપદેશ થયો છે. તદનન્તર બીજા પદમાં પ્રેમાનંદે સ્વામી શબ્દ પ્રયોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે તે પછી, સ્વામીએ તૃતીય પદમાં જુદુરાય અને ચતૂર્થ પદમાં વ્રજચંદ નંદનંદન શબ્દ પ્રયોજ્યો છે તે શ્રીકૃષ્ણ વાચી છે અને એજ પદમાં જે યદુનંદન, વ્રજચંદ, સ્વામી તથા હરિ નામથી કહેવાય છે તેને સ્વામી એ યુગે અવતાર ધારણ કરી ગીધ, ગણિકા, શબરી, અજામિલ આદીનો ઉધ્ધાર કરનારા કહ્યા છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ કૃષ્ણ એજ હરિ હરિ તેજ કૃષ્ણ કહી તેને સર્વવતારી તથા એકબીજાથી અપૃથક કહ્યા છે.)'' ''રટ મન નામ ઘનશ્યામ, પુરન

પુરૂષોત્તમ હરિ સુખધામ, અક્ષર પતિ અખિલ જગકારન, અધમ ઓધાર પતિત જન તારન, ધર્મ કુંવર સુંદર સુખદાયક સંતન કે વિશ્રામ, આદિ પુરૂષ ઇશ્વર અવતારી, કૃષ્ણ કમળદ્રગ કુંજવિહારી, સ્થાપન ધર્મ અધર્મ ઉથાપન આવન પૂરન કામ.... (પદ-૧), ભજ મન સહજાનંદ સ્વામી સમરથ સુખદાયક હરિ બહુનામી, જાતો ધ્યાન ધરત બ્રહ્મ અક્ષર, મહાપુરૂષ મહામુક્ત મુનીશ્વર, વિશ્વાધાર વિશ્વકે કારન ઇશ્વર અંતરજામી (પદ-૨) હો સહજાનંદ સુખદાઇ, પ્રગટે સુરરાઇ દ્વિજ કુળ આઇ, અધમ ઓધારણ પતિત જન પાવન, જનમ મરન દુઃખ તરતનસાવન અશરન શરન શરનાગત વત્સલ ભજત ભક્ત ઉરલાઇ.....પરમકૃપાળ સકળજનત્રાળા, અતિહિંઉદાર અભય વરદાતા, સદય કૃપાનિધિ કેશવ ભરનત નિગમ બડાઇ .... પ્રેમાનંદ પ્રગટ હરિ ઉપર થરબાર બાર બલજાઇ (પદ-૩) સ્વામિનારાયણ ગાવે, સુરમુનિ સદ્ભાવે નિત્ય ઉર લાવે, વ્યાસ વિરિંચી શેષ શિવ સારદ, શુકસનકાદિક વાલ્મિક નારદ, આગમ નિગમ મુક્ત મુનિ મહિપતિ પણ એકના વિસરાવે.... સર્વાધાર ચરાચર સ્વામી કોઉ જાકો પારન પાવે કરી કરૂણા દ્વિજવપુ ધારયો, ધર્મકુળ કો જશ વિસ્તારયો, શ્રીઘનશ્યામ ચરનનખ છબી પર પ્રેમાનંદ બલજાવે (પદ-૪) (કીર્તનસાર ભાગ-૩ /પૃષ્ઠ-૩૧૫, ૩૧૬- રટમન નામ ઘનશ્યામ... અહી પ્રથમ પદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ ઘનશ્યામ અને હરિ શબ્દથી કરેલો છે અને તેઓને જ ધર્મકુંવર, આદિ પુરૂષ ઇશ્વર અવતારી, કૃષ્ણ તથા કુંજવિહારી શ્રીકૃષ્ણ શબ્દથી સ્વામી કહે છે અને તેઓનું જ અખંડ સ્મરણ ભવ બ્રહ્માદિક દેવો કરે છે એવું સ્વામી ચતુર્થપદમાં કહી છે પ્રથમ પદમાં તેઓને કૃષ્ણ અને કુંજવિહારી કહી સ્વામીએ ઘનશ્યામ શ્રીહરિ સાથે તેઓની અભિન્નતા બતાવી છે)'' ''ગોવિંદ ગાવરે, ભલાબુદ્ધિવંત સમજ ધરીયે, જનમવ્યર્થ ગયો લેખી ચેરે નર બાવરે .... સ્વર્ગમૃત્યુ પાતાળ કાળ બસ જાની હાંરે ચિતજાની માની નર્કતુલ્ય સબહરિ ચરને

બસતભાવરે, પ્રેમાનંદ ઘનશ્યામ ચરન વિન પ્રાનીહારે હોપ્રાની. (પદ-૧) (કીર્તનસાર ભાગ ૨/ પૃ. ૩૧૭/ 'ગોવિંદગાવરે ....' અહીં પ્રેમાનંદ સ્વામીએ પદ નો પ્રારંભ ગોવિંદથી કરેલો છે જે ગોવિંદ છે તેજ શ્રીહરિ છે એવું સ્વામીનું કહેવું છે.)'' ''શરનઘનશ્યામનું લેને લેને રે, મુખથી આમ પંપાળ તજીને રે, કૃષ્ણ કૃષ્ણ નિત્ય કહે ને રે, મોહનલાલ મનોહર મેલીને, શીદને બાઝે છે જેને તેને રે... બ્રહ્માનંદ કહે ફેલ તજીને, રાધાવરનો તુ થઇ રહે ને રે (પદ-૨) (કીર્તનસાર ભાગ-૨/ પૃષ્ઠ-૩૫૨-૩૫૩- ''મેલીને સર્વે એકલા જાવું જાવું રે.... '' અહીં બ્રહ્માનંદ સ્વામી પદનો ઉપક્રમ પોતાના ઇષ્ટદેવ એવા શ્રીહરિના અસાધારણ નામ ઘનશ્યામ શબ્દથી કરે છે અને તેઓને જ આગળ નંદનંદન કૃષ્ણ અને રાધા વર કહે છે. આમ કહી સ્વામીએ અહી ઘનશ્યામ ને જે શ્રીકૃષ્ણ તથા રાધાજીના પતિ કહ્યા.)'' ''ભજ મન નવલ નંદ કિશોર, શ્યામ સુંદર આશકી, એક નેહજગ એ તો રે, પેટ કારણ પાપ કીને, ભયા હરિ કા ચોર, કબુ એસા તોલાન કરે, જાઉંગા કુંન ઠોર (પદ-૧) કર મન પ્રગટ હરિપદ પ્રીત, કુમતિ પર હર શીખ ઉપર ધર, સમજ સુલટી રીતે (પદ-૨) કરમન પ્રગટ હરિ પદ નેહ ભાવ જુત ગોવિંદ ભજીલે, જન્મ કો ફળ એહ (પદ-૩) પ્રગટ હરિ કા ધ્યાન ધરે જો, ફીરન નરતન ધાર, બ્રહ્માનંદ ચઢ નામ નૌકા, ઉતર પર લે પાર (પદ-૪) (કીર્તનસાર-ભાગ/૨, પૃષ્ઠ-૩૫૯-૩૬૦- અહીં બ્રહ્માનંદ સ્વામી એ પ્રથમ પદમાં નવલનંદ કીશોર શબ્દ પ્રયોજેલો છે જે શ્રીકૃષ્ણનો વાચક છે અને બીજા ત્રીજા તથા ચતુર્થ પદમાં સ્વામી તેઓને જ પ્રગટ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિ કહે છે આમ કહી બ્રહ્માનંદ સ્વામી એવું કહે છે કે જે નંદનંદન કહતા તેજ પ્રગટ શ્રીહરિ સ્વરૂપ મારા ઇષ્ટદેવ છે.)'' ''સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ, વ્યાસ મુનિએ જે પૂર્વે કહીતી તે વાત સાચી કરી, કૌસળ દેશમાં પ્રગટયા પોતે, દ્વિજકુળ દેહધરી (પદ-૧) (કીર્તનસાર ભાગ-૨ ''સહજાનંદ હરિ પ્રગટ થયા''- અહીં

નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''अन्योऽपि धर्मरक्षायै (भाग-१०/५०/१०)'' ''नमो हरिकृष्णय शुद्धाय धर्मसूनवे (भाग-१०/४०/२३)'' ''कृतादिषु प्रजाराजन् (भाग-११/१५)'' ''मयाकृष्णोन नहिता (वा.मा. १८/४२-४४)'' આ શ્લોકોથી જે વ્યાસ મુનિએ ''ઘોર કલિકાલમાં અક્ષર ધામાધિ પતિ શ્રીકૃષ્ણ ભગવાન શ્રીનારાયણ મુનિ નામ ધારણ કરી પ્રગટ થવાના છે.'' એવી જે ભવિષ્યવાણી કરેલી તે ભવિષ્યવાણી ચરિતાર્થ કરવા એજ શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ શ્રીહરિ, નારાયણ મુનિ નામ ધારણ કરી પ્રગટ થયા. આમ કહી સ્વામી અહીં નંદનંદન છે તેજ ધર્મનંદન એવું કહે છે.)'' ''આવો રૂડો અવસર રે, ઓળખવા એક હરિ, મોંઘો મનુષ્ય તન રે, નાવે તારે ફરી ફરી.... સૌમ્ય સ્વભાવ પરમ સુખસંપતિ એક પામ્યાનો ઉપાય, પ્રગટ સ્વરૂપને ઓળખજે, એવું દુર્લભ દેવ ગલાય, એવું તન આવ્યું રે, લેજે વ્રજરાજ વરી (પદ-૧) કાયા માયા કુડી રે, રાખી તારી રહેશે નહિ જોને તુ વિચારી રે, ઘેલા કેમ અક્કલ ગઇ..... ભજ ભગવાન માન તન મેલી, બેલી કર બળવીર, લાલચ રાખો લક્ષ્મીવરની ઘર જે મનમાં ધીર (પદ-૩) પ્રભુ ભજને પ્રાણી રે, કે કીધી નરદેહ દયા, શ્રીહરિ હિતકારી રે, તારે સારૂ પ્રગટ થયા .... રાખો ધર્મ રમાપતિ રીઝે, કીધે સુકૃતિ કાજ, માન બડાઇ મોટપ મેલી, ફોકટ ફેલ તજ આજ (કિર્તનસાર ભા. ૨. પુ. ૪૦૬-૪૦૮- 'આવો રૂડો અવસર રે....' અહીં દેવાનંદ સ્વામી પ્રથમ પદનો પ્રારંભ શ્રીહરિ શબ્દથી કરે છે. જે સ્વામીના ઇષ્ટદેવ શ્રીહરિનું રૂઢ નામ છે અને તેઓને જ તેઓ પ્રગટ ભગવાન કહે છે તથા બીજા પદમાં સ્વામીએ બલવીર શબ્દ પ્રયોજેલો છે જે નામ ભગવાન શ્રીકૃષ્ણનું છે. (બલરામજીના નાનાભાઇ હોવાથી શ્રીકૃષ્ણ બલવીર કહેવાય છે.) અને પાંચમાં પદમાં પુનઃ હરિ શબ્દ સ્વામીએ પ્રયોજેલો છે અને ત્યાં પોતાના ઇષ્ટદેવ શ્રીહરિને સ્વામીએ રમાપતિ (લક્ષ્મીપતિ) કહે છે અર્થાત્ જે પ્રગટ શ્રીહરિ છે તેઓજ બળવીર છે અને તેઓજ રમાપતિ છે એવું સ્વામીનું કહેવું છે.)''

‘‘આદિત વારે ઉદય થયા, સુરજ સહજાનંદ, મારગ બતાવ્યો મોક્ષનો, મળ્યાં મુનિનાં વૃંદ, અવસર અમુલખ આવીયો (પદ-૧), મંગળકારી હરિ મૂરતી, ભેટ્યભવ દુઃખ જાય, સમરણ કરી શ્રી ગોવિંદનું, ફોગટ ફેરો ન થાય (પદ-૨) આરત રાખીને ઓળખો, ગિરિધર ગોપીઓના શ્યામ, સર્વે દેવોના દેવ છે, અંત્યે એનું છે કામ, સેવક થાને ઘનશ્યામનો, ટળશે તનડાનાતાપ (પદ-૪) (કીર્તનસાર-ભા-૨ પૃષ્ઠ-૪૨૧-૪૨૨- અહીં દેવાનંદ સ્વામીએ પદના આરંભમાં સહજાનંદ શબ્દ પ્રયોજેલો છે અને બીજા પદમાં તેઓને જ ગોવિંદ અને ગિરિધર તથા ગોપીઓના શ્યામ કહે છે અને ચતુર્થ પદમાં અંતમાં તેઓને જ ઘનશ્યામ કહે છે આમ કહી કૃષ્ણ છે તે હરિ છે અને હરિ છે તેજ કૃષ્ણ છે એમ સ્વામીનું કહેવું છે.)’’ ‘‘ગાયે ગાયે ન ગિરિધર તાલ રે, નર પલ ગયે પીછતાઇ, અતિ માદમાતા દેશમેં બાતા, દેવાનંદ પ્યારે હરિ ઉરધારે, તજી દીધો જગ જંજાલ (પદ-૨) મેરી મેરી કરત મતિમંદ રે, વ્રજચંદ દીયે વીસવાઇ (પદ-૩) દેવાનંદ ભારી ચમને મુરારી, સ્નેહ તરે સંસાર (પદ-૪) (કીર્તનસાર -ભાગ-૨, પૃષ્ઠ- ૪૨૪, ૪૨૫ - ‘જુઠી જુઠી જગતકી આશરે.....’ અહીં દેવાનંદ સ્વામી દ્વિતીય પદના પ્રારંભમાં ગિરિધર શબ્દ પ્રયોજે છે અને ચર્તુથ પદના અંતે મુરારી શબ્દ પ્રયોજે છે આમ કહી સ્વામી એવું કહે છે જે ગિરિધર છે તેજ શ્રીહરિ છે અને જે હરિ છે તેજ વ્રજચંદ તથા મુરારી છે આમ કહીં સ્વામી અહીં શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિવાદે છે.)’’ ‘‘ જડબુદ્ધિજીવ, પહોંચ્યાના પરમાણા અવિશળ આવીયા, જે મુક્ત થયા, વ્યાસમુનિએ વિસ્તારી ભેદ બતાવીયા, ધ્રુવપામ્યા પ્રભુના ધામ ને, તે તજ્યા કપટ છળ, કામને, પામ્યા વૈકુંઠ માં વિશ્રામને, જોને ઉધ્ધવ લોમશ અમર રહ્યા, મુનિ માર્કંડેય કાગ ભુષંડી કહ્યા, ભજી કૃષ્ણ કલ્પ બહું વીતી ગયા, સનકાદિક નારદ સરલમતિ, પ્રહલાદ વિભીષણ જોગી યતિ, જેણે પુરુષોત્તમને કીધાપતિ, એતો ઇશ્વર કોટિમાં ભળિયા, ભજીને પ્રગટ પ્રભુ

થયા બળીયા, જેને દેવાનંદનો સ્વામી મળ્યા (કીર્તન સારભાગ-૨ ૫-. ૪૨૫- ‘જડબુદ્ધિ જીવ....’ અહીં દેવાનંદ સ્વામી કહે છે ધ્રુવ, ઉધ્ધવ, લોમશ, માર્કંડેય, કાગભુષંડી સનકાદિક, નારદ જે પ્રગટ ભગવાનને ભજી પરમપદ ને પામ્યા તે મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ હતા એટલે દેવાનંદ સ્વામીએ પદાંતે ‘‘દેવાનંદ નો સ્વામી ’’ આ પદ યોજેલું છે)’’ ‘‘દુસરો કોન સુખદાઇ શ્યામ બીન દુસરો કોન સુખ દાઇ રે, ધીરજતા ધ્રુવકી ઉપર ધારી, અચળ પદ દીઓ આઇ રે, ઝુંડે જબહી પકર્યો ગજકું, છીન મેંલીઓ છોડાઇ રે, પ્રહલાદ કી અતિ પીડા પીછાની પ્રગટ ભએ સ્થંભ માંઇરે, હિરણ્યકશિપુ કો માર્યો હરિએ, નૃસિંહ વેશ બનાઇ રે, પાંડવકું લાક્ષાગૃહ જ્યારે, તાસું લીને બસાઇ રે, પંચાલી કે ચીર પુરન કું, ધીર તજીઓએ ધાઇરે, જ્યાં જ્યાં ભીડ પડત ભક્તનકું, ત્યાં ત્યાં હોત સહાઇ રે, દયાનંદ કો નાથ દયાળુ, ભજો ભાવ ઉરલાઇરે (પદ-૧) એસે હરિ ઉપકારી બિચારી ચાલીયો સંસાર લારે રે.... (પદ-૨) (કીર્તનસાર ભાગ-૨/ પૃષ્ઠ- ૪૩૪-૪૩૫ દુસરો કોન સુખ દાઇ શ્યામ- અહીં દયાનંદજીકહે છે જેણે ધ્રુવને અચળ પદ આપ્યુ, પ્રહલાદ, ગજેન્દ્ર, પાંડવો, પાંચાલી આદીની જેણે રક્ષા કરી તે બીજુ કોઇ નહિ પણ તે માર નાથ શ્રીહરિ જ હતા. આમ કહી દયાનંદજી એવું કહેવા માંગે છે કે તે તે સમયે ભક્તોની રક્ષકા કરવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ અવતાર ધારી પધાર્યા હતા.)’’ ‘‘અદ્‌ભુત રસભર કે જો ઉઠાવત, પ્રીતમપ્રાણ પિયા પિચકારી, ખેતલ લાલ ગુલાલ લિયે કર, નિરખ નિહાલ ભઇ વ્રજનારી, બલભદ્રવીર અબીર ઉડાવત, ભીર કતોહલ હોયત ભારી (પદ-૧) પ્રીતમ પ્રાણ પ્રિય પિચકારી, જવું ડાર સબે સખી આરંગડારી, ખ્યાલ રચે ચરસે રંગ કેશર, ધૂમમચે વિલસે ગિરિધારી (પદ-૨) ખેલત સંગ સખીનકે મોહન, હાથ બંસી સોઇ નાથ હમારે, વસન સુરંગ સુસંગ આભૂષણ, લખછબિ અંગ અનંગ લજારે, ખેલ મચ્યો રંગરેલ પિયાસંગ, લાજ તજે જનહો મતવારે, બ્રહ્માનંદ, વસો ઉપર આયકે,

પ્રીતમ શ્યામ સહજાનંદ પ્યારે (૪) (બ્રહ્માનંદ કાવ્ય ભાગ-૧/ પ્રકાશક મૂળીમંદિર/ પૃષ્ઠ-૬૩-૬૪- ''અદ્‌ભુત રસભર કે ....'' અહીં બ્રહ્માનંદ સ્વામીએ પ્રથમ અને દ્વિતીય પદમાં વ્રજયુવતીઓ સાથે હોળી રમતા શ્રીકૃષ્ણને બલભદ્રવીર અનેગિરિધર, તરીકે સંબોધેલા છે અને ચતુર્થ પદમાં તેઓનેજ સ્વામી પોતાના ''પ્રીતમ શ્યામ સહજાનંદ'' કહે છે. આમ કહી સ્વામીએ અહીં શ્રીકૃષ્ણ અને સહજાનંદની એકતા સ્પષ્ટ કરી છે.)'' ''નવલ પ્રીતમ ગલ બાંઇયાં હમારી.... મોય અચાનક મીલગયો મોહન, બંસીધર, બનકુંજ બિહારી, સહજાનંદ શ્યામ સુંદરવર, બ્રહ્માનંદ જાત બલિહારી (બ્રહ્માનંદ કાવ્ય/ ભક્તિવિલાસ/ પદ-૩ /''નવલ પ્રીતમ...'' અહી બ્રહ્માનંદ સ્વામી મોહન, બંસીધર, કુંજવીહારી ને જ સહજાનંદ કહે છે.)'' ''સાંવરે સલૂણે માઇ મોહી, જંત્રમંત્ર કરચોર લીયો ચિત, મેં ચાકી ગતિ કછૂયક થાઇ.... નંદકિશોર ચોર ચિત્તલીનો, કહાકીનો કલપરતનકાંઇ, એહી બસગતિ ભઇમેરે મનકી, અબતનકી, સુધબુધ બિસરાઇ (પદ-૧) સાંવરી સલૂણી છબી લાગત પ્યારી, મંદ મંદ ગતિ ચાલ, બિરાજત ભાલ તિલ ઉપમા બની ભારી ....... શોભિત મુકુટ પ્રગટ પ્રીતમ કે, કુંડર જટિલ ઘટિત છબી ન્યારી, અશત અસાર વિકાર વિસાર કે ધારી લીયે અંતર ગિરધારી, મોહન શ્યામ મનોહર મૂર્તિ શ્યામ, સુરતકી મેં જાઉ બલિહારી, સો નેનસે શુધ્ધબુધ્ધ હરી લીની, વસકીની મોહી, કુંજ બિહારી એહી બિનું સજનિ જન્મ અલેખે, બિનું દેખે ઉરહોત વિચારી, બ્રહ્માનંદ આનંદ હોત દિલ, સહજાનંદ મીલે હે સુખકારી (પદ-૨) (બ્રહ્માનંદકાવ્ય/ ભાગ-૧/પૃષ્ઠ-૨૨૭-૨૨૮/ ભક્તિવિલાસ/ ''સાંવરે સલૂણે....અહીં બ્રહ્માનંદ સ્વામી જે પોતાના ચિત્તને ચોરનારાને નંદકિશોર ગિરિધારી, કુંજવિહારી કહે છે તેને જ બીજા પદના અંતમાં 'સહજાનંદ' કહે છે. આમ કહીં ગિરિધારી અને સહજાનંદની સ્વામીએ એકતા પ્રતિવાદન કરી છે.)'' ''ધર્મકુળ તજીકે, દુજેકો જો શરતો લઇ હું

જાઇકે, તો મેં નીચ ખરો, સાચી નિશ્ચે વાત કહું સમ ખાઇ કે, સંપ્રદાય ઉધ્ધવકી છોડી કે, જાઉ દુજે મતમે દોડીકે, તો પગ ડાર મેરા તોડી કે, વિના કૃષ્ણજગતકે ઇશકું, ઇષ્ટ જાન નમાવું શિશકું, તો મેરા શિર કાટો કરી રીશકું, બ્રજરાજ નવસ વિસારકે, રહુ ધ્યાન ઓરન કે ધારકે (પદ-૧) મત ઉધ્ધવ વિના, ઓર ડોર મોય સત્ય પ્રતીત ન આવહી.... તજી ધર્મવંશકી રીતકું, અધર્મને બાંધું જો પ્રીતકું, તમોઇ જાશે જ્ઞાતિ સહિતકુ, મત ઇષ્ટ જો કૃષ્ણ વિના મનમેં, અરુ વૈર બુધ્ધિ જો હરિ જનમે, તો મોય સિંઘકું દેવો જાય વન મેં (પદ-૨), મેરે અંતરકે, ધર્મવંશકી, દૃઢતા કબકુના ટરે, કોઉ શિર કાયે, ભાવે જેસી આપકે તન વિપતા પરે, જો હટકે મન ઘનશ્યામ તે, જો રાજી રહું અન્ય મતતે (પદ-૩), ઘનશ્યામ વિના, ઇષ્ટજાન શિર મોરો કોઇ કું નાન મેં, દેવ દેવ અનેક ઓર ડોર મન મેરો કબહું ના ભમે, જો રીઝું ઘન ત્રિય સત્રમેં, જો પરે ફેર મેરે ત્યાગમેં, તો ડારીદીયો મોકું આગમેં (પદ-૪) (બ્રહ્માનંદ કાવ્ય/ ભા.૧/ ભક્તિ વિલાસ.... 'ધર્મકુળ તજીકે ....' અહીં બ્રહ્માનંદ સ્વામી પ્રથમ પદમાં તથા બીજા પદમાં વ્રજરાજ શ્રીકૃષ્ણને પોતાના ઇષ્ટદેવ કહે છે અને તૃતીયપદમાં તેઓને જ ઘનશ્યામ નામથી કહે છે. ઘનશ્યામએ ભગવાન હરિનું રૂઢ નામ છે અને ત્યાં તેઓ ઘનશ્યામને જ પોતાના ઇષ્ટદેવ કહે છે આમ કહી સ્વામી વ્રજરાજ શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા બતાવે છે.'' ''મોહન! મૂરતિ રે મુને તારી વહાલી લાગે કુંજ વિહારી, લાવણ જોઇને રે લોભાણી, પ્રીતે પરવશ થઇ પ્રોવાણી.... બ્રહ્માનંદના રે હરિ બેલી, તમને રાખ્યા સહુને મેલી (પદ-૩), મીઠા બોલા રે મોરારી, છબી તારી લાગે છે અતિ પ્યારી તમ પર વારી રે અલબેલા, સાચા પ્રાણસનેહી છેલા... જોયુ મે તો છોનું રે હરિતારું, લાગે મુને બીજું સરવેનઠારૂ.... બ્રહ્માનંદના રે રંગ તેરી, ગિરધર વેણ વજાડો ગેરી (પદ-૪) ''(બ્રહ્માનંદ કાવ્ય /ભા.૧ પૃ. ૨૯૦.... 'વેણવજાડો રે હરી ....' અહીં બ્રહ્માનંદ સ્વામીએ ત્રીજા પદનો

પ્રારંભ કુંજવિહારી શબ્દથી કરેલો છે અને પદાન્તે સ્વામી કુંજવિહારીને જ પોતાના ઇષ્ટદેવ હરિ નામથી કહે છે તેજ પ્રમાણે ચતુર્થ પદનો આરંભ સ્વામીએ મોરારી શબ્દથી કરેલો છે અને તેજ પદના મોરારીને જ સ્વામી હરિ કહે છે અને અંતે હરિનેજ ગિરધર કહે છે આમ કહીં સ્વામી એવું કહે છે કૃષ્ણ છે તે જ હરિ છે અને હરિ છે તે જ શ્રીકૃષ્ણ છે)'' ''મારા નેણ તણા શણગાર રે, મંદિર પધારો તમે માવજીરે, હારે વહાલા તમ રે વિના ગમતુ નથી રે, મારા હરિવર હૈયાના હાર રે, (પદ-૧) મારા મનડાના માનેલ માવરે, સેજ પધારો તમે શ્યામળારે, (પદ-૨), મારા છોગાવાળા ઘનશ્યામરે, કરૂણાના સાગર કહાનજી રે, હાં રે વહાલા છોગું તમારું ચિત્તડે વસ્યુ રે (પદ-૩) વંશીલાળા રૂપાળા બલવીર રે, આવી બીરાજો મારે ઓરડે રે (પદ-૪) (બ્રહ્માનંદ કાવ્ય ભા.૧ /પૃ -૩૪૭-૩૪૮- મારા નેણ તણા શણગાર.... અહીં બ્રહ્માનંદ સ્વામી એ પદના પ્રારંભમાં પોતાના ઇષ્ટદેવ નો મુખ્યવાચ્ય હરિ શબ્દ પ્રયોજેલો છે અને તેઓને જ બીજા પદમાં શ્યામ (શ્રીકૃષ્ણ) કહે છે અને તેઓને જ ત્રીજા પદમાં ઘનશ્યામ કહે છે અને ચતુર્થ પદમાં તેઓને જ બલવીર કહે છે આમ કહી સ્વામી એવું કહે છે કે જે હરિ છે તેજ કૃષ્ણ છે અને કૃષ્ણ છે તેજ હરિ છે.)'' ''નંદકિશોર અતિ નીઠોર, ફીરત હે અઇ શેરી, સહજાનંદ જાસું નામ, તાકે સે સબહી કામ, આષ્ટજામ ધામમેં, વિરામહું ન હોસેરી, બિછુરે બલભદ્રવીર, ધરીયે કહો કે સેં ધીર (પદ-૨) વિકસિત લોચન વિશાલ, શોભિત અતિ તિલક ભાલ, ગ્વાલબાલ સંગ લાલ, ખ્યાલ મેં ખુશી હેરી અદભુત શોભા અનૂપ, મોહિત સબ દેખી ભુપ, સહજાનંદ રૂપ નિરખી, લજ તહુ શશિ હેરી (પદ-૩ /બ્રહ્માનંદ કાવ્ય ભાગ-૨/ 'એરીરી, સાંવરે નેનસે...' અહીં દ્વિતીય પદમાં બ્રહ્માનંદ સ્વામી જેને નંદકિશોર , બલભદ્રવીર કહે છે તેને જ તે પદમાં તથા ચતુર્થ પદમાં સ્વામી સહજાનંદ નામથી સંબોધે છે આમ કહી સ્વામી કહે છે જે નંદનંદન છે તેજ મારા ઇષ્ટ દેવ સહજાનંદ

છે. પૃ. ૪૧૪-૪૧૫)'' ''સહજાનંદ સલુની સુરત મૂર્તિ મોમનભાવે, સુંદર શ્યામ સબે સુખ દાયક, મુખનીરખત દુઃખ જાવે, ભવ-વિરંચિ તેહી ભેદ નહિ પાવત, વેદનેતિ કહિ ગાવે, સો યહ લાલ ગ્વાલ બાલન સંગ, ખ્યાલ કરતા હુલ સાવે ..... બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમકું નીરખુ સુખ પાવે (પદ-૧) હો સહજાનંદ શ્યામ સુરટ સે, રટન લાગી હે મેરી, સો નહિ છુટત સબ સજની કોટ ઉપાય કીયે રી, બિન દેખે બલભદ્રકે વીર પીરા હોત ધનેરી.... બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમ કું, તન-મન -ધન અરપેરી (બ્રહ્માનંદ સ્વામીએ પ્રથમ પદનો આરંભ સહજાનંદ શબ્દથી કરેલો છે જે ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે અને એજ પદમાં તેઓને વ્રજબાળકોની સાથે ખેલ કરનારા (શ્રીકૃષ્ણ) કહે છે અને બીજા પદમાં સહજાનંદને જ સ્વામી બલભદ્ર શ્રીકૃષ્ણ નમથી સંબોધે છે અને બીજા પદના અંતે તેઓને જ પોતાના પ્રગટ પ્રીતમ તરીકે સ્વામી કહે છે આમ કહી સ્વામી એવું કહે છે જે સહજાનંદ છે તેજ બલભદ્રવીર શ્રીકૃષ્ણ છે અને તે જ મારા પ્રગટ પ્રીતમ છે.)'' ''છબી સુલભ સલૂને, બંકી કલંગી હરિ લિયેવે ચિત્ત.... સહજાનંદ મનોહર મૂરતિ, બ્રહ્માનન્દ કે ચિત્તવે (પદ-૧), રંગભીને રસીલે લાલકી અજબ રૂપ છબિ બની હે આજ .... સહજાનન્દ પ્રગટ ભયે, સમ્રથ બ્રહ્માનંદ કે કજિએ (પદ-૨) સંતનભીર અલિ લહાં સતત, રતવસંત જદુ રાય વે, બ્રહ્માનંદ લાલ છબિ નિરખત, પ્રેમમગન સુખ પાય વે (પદ-૩)'' (બ્રહ્માનંદ કાવ્ય /ભા-૨/ પૃષ્ઠ-૬૪૬-૬૪૭- ''છબી સુભગસલૂને શ્યામ કી....'' અહી પ્રથમ અને દ્વિતિય પદમાં બ્રહ્માનંદ સ્વામી જેને સહજાનંદ કહે છે તેઓને જ ત્રિજા પદમાં ''સંતોની ભીડ જ્યાં હોય છે ત્યાં અખંડ વસનારા જદુરાય શ્રીકૃષ્ણ કહે છે'' આમ કહી બ્રહ્માનંદ સ્વામીએ આ પદમાં સહજાનંદ સ્વામી અને જદુરાય શ્રીકૃષ્ણની એકતા બતાવી છે.)'' ''પ્રાત સમે શ્રી ધર્માત્મજ કો, શ્રીકૃષ્ણ પ્રભુ કો, ઉઠતહિં રસનારટિયે નામ, મંગલદાયક સબગુણ નાયક, કરના સિંધુ આનંદ સુખ ધામ, મીન કુરમ વામન

યોહ, નરહરિ ભૃગપતિ પેહિ હે રામ, યેહિ શ્રીકૃષ્ણ બુધ મન રંજન, ધરી હે કલકિ રૂપ ઘનશ્યામ (પદ-૮૨) (પ્રમાનંદકાવ્ય/ ભક્તિવિલાસ/ પૃષ્ઠ-૨૨/ ''પ્રાતઃ સમે....'' અહીં પ્રેમાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવ ભગવાન શ્રીહરિ ને જ રામ કૃષ્ણાદિ અવતારોને ધારણ કરનારા કહ્યા છે.)'' ''જયશ્રી મહારાજ શ્રીહરિ ધર્માત્મજ, જયશ્રી કૃષ્ણ લીલાવિહારી, જયસિ જુગજુગ પ્રતિ ધર્માવનાથ, ધરત લીલાવપુ, જય તુમારી, જયધૃતમીન વરાહ કમઠાકૃતિ, જયશ્રી કૃષ્ણ બુધ કલકી હતારી, જયશ્રી નારદ વ્યાસ પૃથુ હરિ હંસ, દત્ત  ધનવંતરી.... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભ.વિ.પૃ. ૪૧-૪૨/પદ-૧૪૮- અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રી હરિને સર્વાવતારી કહી, બધા આવતારો સાથે તેમની એકતા કરી.)'' ''જયજય કૃષ્ણ દિનેશ પ્રતાપ, ઉદય ભયો પુરબ ધરમાત્મજ, પશ્ચિમ વિસ્તારયો આઇ કે,.... પ્રેમાનંદ કૃષ્ણ હરિ કો જસ, છાયો બઉ બાધ ત્રિભુવન વ્યાપ (પદ-૧૫૪), જય જય કૃષ્ણ શ્રીરાજાધિરાજ, પ્રગટ ભયે કલિમેં પુરૂષોત્તમ, પરમ દયાલ સો નીજ જન કાજ (પદ-૧૫૫) બેઠે સભા શ્રીરામ ઘનશ્યામ, તહાંમલ આય અખાડો મચાયો, અતિપાવન નીજ ગોકુલધામ.... બોલે સુભટરાધા પતિઓ, સુનો હો મુનિ આભુખાન રામ, તુ મારે પ્રતાપ સકલ હમ જીતે, પ્રેમાનંદ કે પ્રબુ દેહો ઇનામ (પદ-૧૫૬) શ્રીકૃષ્ણ દયાલ જાસું કર જોડી, કરહું અભય મોટો અધમ ઓધારન (પદ-૧૫૭) (પ્રેમાનંદ કાવ્ય/ભક્તિવિલાસ/ પૃ- ૪૪-૪૫ 'જયજય કૃષ્ણ દિનેશ' અહીં પ્રેમાનંદ સ્વામીએ પદની શરૂઆત દેવકીનંદન શ્રીકૃષ્ણ ના નામથી કરી છે અને તેઓ જ ભક્તિ ધર્મના બાળ તરીકે પ્રગટ થયા એવું સ્વામીએ કહ્યુ છે તથા પદ-૧૫૬ માં તેઓને જ સ્વામીએ કૌશલ્યા નંદન રામ તરીકે સંબોધેલા છે અને પદ-૧૫૭ માં તેઓને જ પુનઃ સ્વામીએ શ્રીકૃષ્ણ કહ્યા છે. આમ કહી પ્રેમાનંદ સ્વામીએ રામશ્યામ અને ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરી છે.)''  ''તુમબીન એસૌ કોન દયાલુ,

ભક્તિધર્મ સુત કૃષ્ણ પ્રભુ પ્રગટે કલિમે અધમ પ્રતિપાલ. (પદ-૧૫૦) જયજય ઘનશ્યામ તમારી.... અંતર મહિ મહારાજ વિરાજે કૃપાસિંધુ ગોવરધનધારી, કરી કરૂના જુધારયો. માનુષ તનુ ઘોર કલિ મહિં કુંજ બીહારી, પ્રેમાનંદ કે'' પંચ પાપમય ઉધ્ધારે અગનીત નરનારી (પદ-૧૫૧), સુખદાયકજયજય ઘનશ્યામ, સદા પ્રસન્ન કરૂનામય, મૂરત ધર્મતનય સંતન વિશ્રામ..... પ્રેમાનંદ ઘનશ્યામ નાથ કે હાથ બેઠા વો બીનહી ઠામ (પદ-૧૫૧) (પ્રેમાનંદ કાવ્ય/૧ ભક્તિ વિલાસ/પૃષ્ઠ -૪૩-૪૪- 'તુમ બીન એસૌ કોન ....' અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે શ્રીકૃષ્ણ જ ભક્તિ ધર્મ સુત કૃષ્ણનામ ધારણ કરી ઘોર કલિ કાલમાં ભક્તિ ધર્માત્માજ તરીકે પ્રગટ થયા આમ દેવકી નંદન શ્રીકૃષ્ણ જ પોતે સ્વયં ધર્મ દેવના બાળક થઇ પ્રગટ થયા હોવાથી પ્રેમાનંદ સ્વામીએ પદ-૧૫૧ માં કુંજ વિહારી અને ગોવરધન ધારી આ નામથી શ્રીહરિને સંબોધેલા છે આમ કહીં સ્વામીએ એહી આ પદમાં શ્યામ ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરેલી છે.'') ''મેરી તકસીર કહીયો માફ, હો હરિ જગદવ્યાપ, બહુત બની તકસીર મેરેસે, સબ વીધી જાનત આપ.... થાપન ધર્મ ધર્મકુલ પ્રગટે અધર્મ કરન ઉપાય, પ્રેમાનંદ તરયો ભવસાગર, તેરે ચરન પ્રતાપ (૧૭૬) હમ હે પતિત તુમ પતિત કે પાવન, ગિરિધર ગરિબ નિવાજ.... પ્રેમાનંદ કે'' પ્રભુ પ્રગટે ધર્મકુલ, અધમ ઓધારન કાજ (પદ-૧૭૭) મે તો દીન તેરા ગુનેગાર, હો ધર્મ કુમાર....અપને બરદ બિચારી કે કેશવ, લીજે મોહન મેરી સાર, પ્રેમાનંદ ઘનશ્યામ નામપર, બાર બાર બલીહારી (પ્રેમાનંદ કાવ્ય-૧/ ભક્તિ વિલાસ/ પૃષ્ઠ-૫૧-૫૨/ મેં તો ગુનેગાર તેરા રે, .... અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ હરિ શબ્દથી કરેલો છે અને તેઓને જ ધર્મ કુળના ધર્મદેવના ઘરે પ્રગટનારા કહ્યા છે. તે પછી પદ-૧૭૬માં સ્વામીએ ગિરિધર શબ્દ પ્રયોજેલો છે જે શ્રીકૃષ્ણનો વાચક છે અને તે ગિરિધર શ્રીકૃષ્ણને જ ધર્મકુળમાં પ્રગટ થનારા કહ્યા છે તે પછી

પદ ૧૭૭ માં સ્વામીએ ધર્મકુવર શબ્દ પ્રયોજેલો છે અને તે પછી કેશવ શબ્દ યોજેલો છે જે શ્રીકૃષ્ણ સાથે સબંધ ધરાવે છે આમ કહી સ્વામી એવું  કહે છે કે કૃષ્ણ છે તે જ હરિ છે અને હરિ છે તે જ કૃષ્ણ છે.)'' ''ડારી મોહની દીવ ઘરને યારને, ડારી નટવર ધર્મકુમારને યારને, મોહની લગાય મેરી મન હરલીના, કીના જાદુ કીરતારને યારને, કિં કરું દાનામેં મંડાદીલ ભરમાયા, ગોકુલ કે સીરદાર ને યારને .... પ્રેમાનંદ ઘનશ્યામ લટકપર, જહીંયાંમે બારબાર બારને પારને (પદ-૧૯૪) (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧/ 'લટી રટના ઘનશ્યામ ....' પૃષ્ઠ-૫૬- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં નટવર ધર્મકુમાર શબ્દ યોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે અને તે પછી ''ગોકુળ કે સરદાર,'' આ શબ્દ યોજેલો છે જેનો અર્થ થાય છે ગોકુલના રાજા આ શબ્દ શ્રીકૃષ્ણ સાથે સંબંધ ધરાવે છે અને તે પછી અંતે સ્વામીએ ઘનશ્યામ શબ્દ યોજેલો છે જે શબ્દ શ્રીહરિનો વાચક છે આમ કહીં પ્રેમાનંદ સ્વામી એવું કહે છે જે હરિ છે તેજ કૃષ્ણ છે અને કૃષ્ણ છે તે જ હરિ છે.)'' ''એ નઇ છબી નિત્ય પ્રતિ નવલ બિહારી જ્યુંકી, નયે યે ભુખન ધરત મન ભાવતેં.... નિરખી નંદકુમાર, કોટી કામ લજથી પાવ તે, પ્રેમાનંદ બ્રજચંદ હસત બદન મંદ મંદ (પદ-૨૯૨) નવરસ નંદકુમાર કરત અંગીકાર આપ પ્રેમાનંદ ત્રિવિધ તાપ હરત છિન છિનમેં (પદ-૨૯૩) નહેરો નીભાવન નાથ નેક સુન લીજે, દીજે યે દરશ શ્રી સ્વામિ સહજાનંદ,.... ધર્મ ભક્તિ કે કુમાર સંતજન કે સીંગાર, પ્રેમાનંદ કે આધાર એક બ્રજચંદ જ્યું (પદ-૨૯૪) (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ 'એ નઇ છબી નિત્યપ્રતિનવલ....' પૃષ્ઠ -૮૩-૮૪- અહીં પદ ૨૯૨ માં તથા પદ-૨૯૩ માં સિંગાર, હાસ આદિ નવરસ ધારણ કરનારા શ્રીકૃષ્ણ ને જ સ્વામી ૨૯૪ માં પદમાં સહજાનંદ સ્વામી તરીકે કહે છે અને એજ પદમાં અંતે તેઓને બ્રજચંદશ્રી કૃષ્ણ કહે છે. આમ કહી અહીં સ્વામી એ શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા બતાવી છે.)'' ''રહો

જ્યુમોરે નેનોમે સહજાનંદ, સહજાનંદ, સહજાનંદ સુખદ મન ભાવન, પાવન કરૂના કંદ, પ્રગટે ધર્મકુલ શ્રીપુરૂષોત્તમ, મેટન ભવદુઃખ ફંદ, દીનાનાથ દયા કે સાગર, વાસુદેવ જગદેવ, પ્રેમાનંદ ઓધારન કારન, પ્રગટે વ્રજચંદ (પદ-૩૧૬) (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ 'રહો જયુંમોરે નેનોમે ....' પૃ. ૮૯ અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ સહજાનંદ નામ થી કરેલો છે અને તેઓને જ ધર્મકુળમાં પ્રગટ થયેલા પુરૂષોત્તમ તરીકે સ્વામી કહે છે અને અંતે તેઓનેજ વ્રજચંદ્ર શ્રીકૃષ્ણ તરીકે સ્વામી કહે છે. અર્થાત જે વ્રજચંદ્ર શ્રીકૃષ્ણ છે તેઓ જ સહજાનંદ નામ ધારણ કરી ધર્મકુળમાં પ્રગટ થયા એવું સ્વામીનું કહેવું છે.)'' ''ઘનશ્યામ પુરણકામ પર, કરૂં તન મન કુરબાણ રે, શ્યામ છોગાળો મોતીડાવાલો, મારે જીવન પ્રાણ રે, નટવર નાગર સુખનો સાગર, સુંદર શ્યામ સુજાણ રે, નંદનો કુંવર ડોલરીયો, મારા દીલડાં નો દિવાણ રે .... પ્રેમાનંદના નામ સાથે મારે થઇ અતિ સુવાણરે (પદ-૩૩૩, વારેવારે હું તો વારણે જાઉં રે .... પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧, પૃષ્ઠ-૯૪ અહીં પ્રેમાનંદ સ્વામીએ પદની શરૂઆત પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ રૂઢ નામ એવા ઘનશ્યામથી કરી છે અને તેઓનેજ આગળ નંદકુમાર -નંદનંદન તરીકે સ્વામી સંબોધે છે આમ કહી સ્વામીએ અહી આ પદમાં નંદનંદન અને ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરી છે. અર્થાત્ નંદનંદન છે તેજ ધર્મનંદન છે એવું સ્વામીનું કહેલું છે.)'' ''હમારે તારન તરન પરમ સુખ સંપત, ભક્તિધર્મ કુમાર, શ્રીનારાયણ અખિલ ભુવન પતિ, લીન મનુષ્ય અવતાર, વરણી વેષ નૈષ્ઠીક મુનિ પુંગવ, સકલ કલાશીરદાર.... ન અસ્વાભવ સદાય ધીરજધર, સૌમ્યરૂપ મોરાર.... રાધાવર ગોલાકનિવાસી મહીમા અગમ અપાર, પ્રેમાનંદ ધર્મનંદન પર, વારવાર બલીહાર (પ્રેમાનંદ કાવ્ય-ભાગ-૧/ ભક્તિવિલાસ/ પૃષ્ઠ/૧૧૩/ પદ-૪૧૦ - 'હમારે શ્રી ઉધ્ધવ મત કે ....' અહીં આ પદના પ્રારંભમાં પ્રેમાનંદ સ્વામીએ ભક્તિ ધર્મકુમાર શબ્દ

પ્રયોજેલો છે જે શ્રીહરિનો વાચક છે અને તેઓનેજ આગળ સ્વામી મોરારી તથા રાધાવર કહે છે અને અંતે તેઓનેજ ધર્મનંદન કહે છે. આમ કહી સ્વામી એવું કહે છે જે વ્યક્તિ ધર્મકુમાર છે તેજ રાધાજીના પતિ મુરારી છે અને તેઓને જ ધર્મનંદન છે આમ કહી પ્રમાનંદ સ્વામી એવું કહે છે જે ભક્તિ ધર્મ સુત છે તેજ મોરારી શ્રીકૃષ્ણ છે અને તેઓજ રાધાજીના પતિ ધર્મનંદન શ્રીહરિ છે.)'' ''દીન દયાલકે ગુન ગાયે દીન દયાલ કે, ભક્તિધર્મ સુરત વાસુદેવ પ્રભુ, શરણાગત પ્રતિપાલ કે, પુરન કામ અખિલ સુખદાયક, નાયક માયા કાલકે, શ્વેત દ્વીપપતિ નવલ સાવરો, મેટન ભવજ જાલકે, પરમ ક્રિપાલ પ્રગટ ભયે કલી મેં, દ્વિજ કુલતિલક વિશાલકે, કેશવ નામ સકલ દુઃખ મોચન, રોચન મુનિતમરાલકે, શ્રીઘનશ્યામ મનોહર મૂરતિ, શોભીત ઉર બનમાલ કે, પ્રેમાનંદ કે નાથ નારાયન, આયે વસો ઉપર ચાલકે (પદ-૪૨૪/ પ્રેમાનંદ કાવ્ય-ભાગ-૧/ પૃષ્ઠ-૧૧૮- 'દીનદયાલ કે ગુણ' અહી પ્રેમાનંદ સ્વામી પદનો પ્રારંભ ભક્તિ ધર્મસુત વાસુદેવ શબ્દથી કરે છે. વાસુદેવ નામથી ભગવાન સ્વામિનારાયણનો પણ વ્યપદેસ થયેલો જેવો મળે છે. ''(श्रीकृष्ण श्रीवासुदेवो-जनमंगल)'' તથા તેઓને જ શ્વેત દ્વીપ પતિ તથા દ્વિજકુલ તિલક વિશાલાપતિ નરનારાયણ તતા દેવકીનંદન કેશવ તરીકે સ્વામી કહે છે. આમ કહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિ સાથે શ્વેતદ્વિપપતિ વાસુદેવની, વિશાલાપતિ નરનારાયણ ની તથા દેવકીંદન શ્રીકૃષ્ણ -કેશવ સાથે એકતા પ્રતિપાદન કરી છે.)'' ''જે જે શ્રી કૃષ્ણ સ્વામી બહુનામી, ભલે તુમનર તનુ ધારયો, કલી મધ્યે ક્રિપા કરી પ્રગટે હો આપ હરિ, અધર્મ મૂલ ઉખારિયો, જ્ઞાન વૈરાગ્યકું તરુન તુમ કીને, ધર્મ ભક્તિ કે અતિ જસ વિસ્તારયો, પ્રેમાનંદ કે નાથ દીન જનગ્રહેહાથ, રવિ સુતકો કાગદ ફારયો (પદ-૪૨૯), જેજે શ્રીકૃષ્ણ દેવ દીન બંધુ, પ્રગટ ભયેજન તારત, દિવ્ય સ્વરૂપ સદા સાકાર હરિ, આદી પુરૂષ જગ કારન ધર્મકુલ મંડન કલિધર્મ ખંડન,

નિજ જન દુઃખ નિવારન, પ્રગટે જ્ઞાન ભાન પુરૂષોત્તમ ભગવાન, પ્રેમાનંદ ઉધારન (કર્તન પદ-૪૩૧/ પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧/ભક્તિ વિલાસ/ 'જે જે શ્રીકૃષ્ણ સ્વામિનારાયણ બહુનામી....' પૃષ્ઠ -૧૨૦- અહીં પ્રેમાનંદ સ્વામી આ બન્ને પદોમાં એવું કહે છે કે જે દેવકીનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે તેઓ જ કલીકાલમાં શ્રીહરિનામ ધારણ કરી પ્રગટ થયા આમ કહી સ્વામીએ શ્રીહરિ સાથે શ્રીકૃષ્ણની અભિન્નતા અહીં પ્રતિ પાદન કરી છે.)'' ''પ્રભુતુમ મેરે જીવન પ્રાન હો, શ્રીભક્તિ ધર્મ સુત લાડીલે, દ્વિજ કુલ આય કરી પ્રગટે, કુંજવિહારી કહાન હો ...... કલિમલ મત અતિ ધ્વાંત વિનાસન, ઉદયે ધર્મકુલ બાર હો,.... પ્રેમાનંદ કહે ચિરંજીવ રહો, ભુવ પ્રગટ કૃષ્ણ ભગવન (પદ-૪૩૮ પ્રેમાનંદ કાવ્ય. ૧/ભક્તિવિલાસ/ પૃષ્ઠ-૧૨૨- 'પ્રભુતમ મેરે જીવન પ્રાન હો.....' અહી પ્રેમાનંદ સ્વામી એવું કહે છે કે જે કુંજવિહારી શ્રીકૃષ્ણ છે તેજ ઘોર કલિકાલમાં ધર્મકુળમાં હરિનામ ધારણ કરી પ્રગટ થયા)'' ''ચરન શરન ઘનશ્યામ તીહારે ..... કાલ કલી કે ભયસુ હમકું, તુમ બીના ઓરન કોઉં ઉગારે, ગોલોક પતિ ગિરિધર ઠાકોર, પેહીકારન દ્વિજકુલ તનુ ધારે (પદ-૪૪૨) જો શ્રીકૃષ્ણ સોઇ હે ધર્મસુત, જી ન સંદેહ ધરો નરનાર (પદ-૪૪૫- 'ચરન શરન ઘનશ્યામ' /પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧- પૃષ્ઠ -૧૨૩- ૧૨૪ ભક્તિવિલાસ /અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે જે ગોલોકવાસી ગિરિધર શ્રીકૃષ્ણ છે તેઓજ દ્વિજકુળમાં શ્રીહરિ નામ ધારણ કરી પ્રગટ થયા એટલે માટે જ સ્વામી પદ-૪૪૫ મા કહે છે. ''જે શ્રીકૃષ્ણ છે તેજ ધર્મસુત છે એમાં કોઇ જીવ સંશય ન કરશો'' આમ કહી સ્વામી એ શ્રીકૃષ્ણ જ શ્રીહરિનામ ધારણ કરી પ્રગટ થયા એમ અહીં કહ્યું છે.)'' ''થાપન ધર્મ અધર્મ ઉથાપન, પ્રગટ ધર્મકુલ ગરૂડગામી (પદ-૪૪૮/ 'નેન મેં રાખૂં બેનમેં ....' / ભક્તિવિલાસ પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ પૃષ્ઠ-૧૨૫. અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે જે ગરૂડ પર ગમન કરનાર નારાયણ છે તેઓજ અધર્મનું ઉત્થાપન કરી સત્ધર્મનું

સ્થાપન કરવા ઘોરકલીકાલ માં શ્રીહરિનામ ધારણ કરી પ્રગટ થયા આમ કહી સ્વામીએ શ્રીહરિને નારાયણના અવતાર કહ્યા)'' ''પરબ્રહ્મરાય પરબ્રહ્મ રાય, અખિલભુવન પ્રતિનાથ, નારાયણ અગમ નિગમ નેતિ નેતિ કહી ગાય, શ્રીહરિકૃષ્ણ કેશવ માધવ મોહન મધુરિપુ મુરલીધરન વાસુદેવ વિષ્ણુ નારાયણ, પુરૂષોત્તમ અખિલજગકારન, દીનાનાથ  દીન દુઃખભંજ, કરતસદાસહાય, અક્ષર બ્રહ્મ નિવાસી, પરાત્પર પુરણ બ્રહ્મ પ્રગટ પુરૂષોત્તમ, નટવરનાગર નવલ મનોહર, નવઘન નવ સુંદરનાથ, આનંદ કંદ કૃષ્ણ કમલલોચર, કિરતાર, તનતારન ભરનપોષન, ભજન સંત સદા ઉરલાય, રાધારમણ કમનીયવર, કુંજવિહારી મોરલીધર, મન્મથદર્થ વિમર્દન શ્યામ, રાજીવ લોચન  પૂરણકામ ગરિધિર ગરુડગામી ગોવિંદ, નંદનંદન ગોકુલચંદ, કાલીયમર્દન કંસારી, ભક્તવત્સલ હરિ ભવભયહારી, ધર્મધુંરધર, શ્રીભક્તિ ધર્મસુત જયજય, શ્રીહરિ શ્રીકૃષ્ણ શ્રીઘનશ્યામ, વસતહે જનઉરઆય, ક્ષરઅક્ષર પર આદિનારાયણ પુરૂષોત્તમ સ્વામી, ધર્મતનય કૃષ્ણહરિ, પ્રગટભયે કરૂણા કરી, પ્રેમાનંદ તનમન ધન તુમ પર બલજાયે (પ્રેમાનંદ કાવ્ય ભાગ.૧/ ભક્તિવિલાસ/પદ-૪૭૨ 'પરબ્રહ્મરાય પરબ્રહ્મ...' - પૃષ્ઠ-૧૩૨ અહી પ્રેમાનંદ સ્વામી જેને નારાયણ માધવ મોહન નંદનંદન, રાધારમણ, કુંજવિહારી, પુરૂષોત્તમ પરંબ્રહ્મ કહે છે. તેઓને જ અંતે હરિકૃષ્ણ નામ ધારણ કરી પ્રગટ થનાર કૃષ્ણહરિ કહે છે. આમ કહી પ્રેમાનંદ સ્વામીએ નારાયણ રાધારમણ નંદનંદન સાથે શ્રીહરિની એકતા પ્રતિવાદન કરી છે)'' ''શ્યામ સુંદર સુખ દાઇ રે, સુન મોહન મેરે, તજ દેઆસ અસત જગત કેરી, ચરન કમલ ચીત લાઇરે, શ્રીહરિકૃષ્ણ નારાયણ સ્વામી, લેરસના ગુન ગાઇ રે, તજ આલસ પરમાદ મોહમદ, ભજ મન ક્રમ જદુરાઇ રે, પ્રેમાનંદ કે નાથ સુનેહા, કરલે પ્રીત ઉપજાઇરે (પદ-૪૮૬, પ્રેમાનંદ કાવ્ય / 'શ્યામસુંદર સુખદાયીરે...' ભક્તિવિલાસ/પૃ. ૧૩૬ અહીં પ્રેમાનંદ

સ્વામી જ શ્રીહરિકૃષ્ણ નારાયણનું આળસ પ્રમાદ આદી ત્યાગ કરી ભજન સ્મરણ કરવાનું કહે છે તેને જ તેઓ જદુરાઇ તરીકે સંબોધે છે.)'' ''બરદ બીચ્યારોરે અવિનાથ અપને.... જબ જબ તુમ વપુ ધરત હરિવારી, કરત અધમ ઓધાર, અજામેલગનીકાદીક લાલા, તારે પતિત અપાર રે, નિરબલ કે બલ તુમહી હોવારી, સંતન કે સરવસ તુમ વારી, સુનો નંદ કે લાલ રે .... (પદ-૫૧૬, પ્રેમાનંદ કાવ્ય ભક્તિવિલાસ પૃષ્ઠ-૧૪૫ અહીં પ્રેમાનંદ સ્વામી દરેક યુગમાં પ્રગટ થઇ અજામિલ આદીનો ઉધ્ધાર કરનારા પોતાના ઇષ્ટદેવ હરિનેજ સર્વાવતારી કહે છે અંતે તેઓને જ નંદનંદન કહે છે આમ કહી શ્રીહરિ સાથે નંદનંદન ની અભિન્નતા સ્વામીએ આ કીર્તનના પદમાં પ્રતિપાદન કરી છે.)'' ''મે તેરા ગુન ગાંવુ રે તેરે ગુનનકી માલા મોહન, જપતી રહું આઠો જામરે (પદ-૫૩૧), મે તેરી બલજાઉ રેં મહારાજ રે, ગરીબ નિવાજરે, એક આશ વિશ્વાસ હે તેરો, તુમ કું હે મેરી લાજ રે, પુરૂષોત્તમ તુમ પ્રગટ હો કલીમેં, પતિત ઓધારન કાજરે (પદ-૫૩૨) જપુ તેરા નામ કી માલા રે મે તો, પ્યારે નંદલાલ રે, રાત દિવસ મો યે ધ્યાન હે તેરા, ગુનસાગર ગોપાલ રે, (પદ-૫૩૩) નોય પાર ઉતારો રે પ્યારી, ભલાબંસીવારે, બાંહે ગ્રહીતુ ન છોડો બીચમે, નાગર નંદ દુલારે .... પ્રેમાનંદ કહે નાથ હરો સબ, સંકટ શ્યામ હમારે (પદ-૫૩૪) (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧, ભક્તિવિલાસ - પૃષ્ઠ-૧૪૯-૧૫૦ અહી પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવના રૂઢ નામ એવા ઘનશ્યામ થી કરેલો છે અને તેઓને જ કલીકાલમાં અતિકરૂણા કરી અનંત જીવોનો ઉદ્ધાર કરવા પ્રગટ થનારા કહ્યા છે અને તેઓને જ પદ-૫૩૩-૫૩૪ માં નંદનંદન, ગોપાલ અને નંદ દુલારા કહી સ્વામીએ સંબોધેલા છે અને અંતે તેઓને જ સંસારકી પાર ઉતારવા સ્વામી વિનંતી કરે છે. આમ કહી સ્વામીએ શ્રીહરિ અને દેવકીનંદન શ્રીકૃષ્ણની અહીં એકતા બતાવી છે)'' ''સહજાનંદ સહજાનંદ સ્વામિનારાયણ,

કરૂણાનિધિ કેવલ સુખકંદ, અક્ષરપતિ, અખિલજગ કારન, ભવતારન, મેટન દુઃખ દ્રઢ; માપન ધર્મ અધર્મ ઉથાપન, તાપ નીવારન ત્રિભુવનવંદ, અશસનશરન આનંદકરન, હરન કલીમલ મતરૂપ ફંદ, કરૂનાસાગર રૂપ ઉજાગર પ્રેમાનંદ કે ઇષ્ટદેવ બ્રજચંદ (પદ-૫૪૧) શ્રીઘનશ્યામ શ્રીઘનશ્યામ કામ મદમોચન, લોચન સુખ નિધિ પુરનકામ, અભય કરન હરિહરન દુઃખ, ભજ ભજરે મને આઠોજામ શ્રીહરિકૃષ્ણ હરિકેશવ, નીલકંઠ નારાયણ નામ (પદ-૫૪૩) ભજભયહારી, ભજભય-હારી, નારાયણ નરહરિ ગોપીનાથ ગોવરધન ધારી, કેશવકૃષ્ણ કમલદલ લોચન, મધુસૂદન મુકુંદ મોરારી કેશીયમથન કાલીકે મર્દન, કંસબંસનીકંદન કારી, ગરૂડપતિ ગોવિંદ ગદાધર, સુમરત સમગજ લીનો ઉતારી, પુરૂષોત્તમ પરબ્રહ્મ પરમગુરૂ, પ્રેમાનંદ કે ઇષ્ટ અવતારી (પદ-૫૪૪-પ્રેમાનંદકાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ/ પૃષ્ઠ-૧૫૧-૧૫૨- ‘સહજાનંદ સહજાનંદ...’ - અહીં પ્રેમાનંદ સ્વામી પરદની શરૂઆત સહજાનંદ તથા સ્વામિનારાયણ થી કરે છે અને તેઓ ને જે બ્રજચંદ, ગોવિંદ, નારાયણ, ગોપીનાથ, ગોવરધનધારી, કૃષ્ણ મધુસુદન, મોરારી, કંસબંસ નિકંદન આદી નામથી કહે છે કે જે નામો દેવકી નંદન શ્રીકૃષ્ણના છે તેજ નામથી સહજાનંદ સ્વામીનો વ્યપદેશ કરે છે અને અંતમાં તેઓને જપોતાના ઇષ્ટ તથા અવતારી કહે છે આમ કહી સ્વામી સહજાનંદ અને શ્રીકૃષ્ણની અહી એકતા પ્રતિપાદન કરે છે.)'' ''બસત વરતાલ તખત ઘનશ્યામ, ધર્મકુંવર, પરમ કામકમલાપતિ રૂપ સરાલ, ધવલનગરમે મદનમોહન, ગઢપુર ગોપીનાથ, જીરનનગર રાધારમન લાલ, શ્રીનગર ભુજપુર નરનારાયન, સુંદર મૂળીમે શ્રીકૃષ્ણ ક્રિપાલ પ્રેમાનંદ કહે જો ઓહી ધામ પરસે, તાક નાસ હોત સકલ દુઃખ મુક્ત હોત તતકાલ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/પદ-૫૫૫, ભક્તિ વિલાસ પૃષ્ઠ -૧૧૬ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે જે વરતાલમાં મુખ્ય મંદિરમાં ધર્મકુવર કમલાપતિ ઘનશ્યામ

બીરાજે છે તેઓ જ ધોલેરામા મદનમહારાજ રૂપે ગઢપુરમાં ગોપીનાથ રૂપે, જૂનાગઢમાં રાધારમન રૂપે તથા શ્રીનગર અને ભુજનગરમાં નરનારાયણ રૂપે અને મૂળીમાં શ્રીકૃષ્ણ રૂપે બિરાજે છે આમ કહી પ્રેમાનંદ સ્વામી એવું કહે છે કે ''अतश्चास्यस्वरुपेषु भेदोज्ञेयो न सर्वथा'' આમાં કહ્યા મુજબ આ સ્વરૂપો ભગવાન શ્રી હરિનાજ છે માટે તેમાં ભેદ ક્યારેય પણ ન જાણવો. **''મંગલમૂરતી માધુરી સહજાનંદ મહારાજ, દ્વિજકુલમહીં પ્રગટે, ભયે પુરૂષોત્તમ અધમ ઓધારન કાજ, જો શ્રીકૃષ્ણ ગોકુલમાંહી પ્રગટે કંસનીકંદ, સોઇ અબ પ્રગટે ધર્મકુલ સ્વામી સહજાનંદ, તબ યદુનંદન પ્રગટ હોઇ ઉતારયો ભુવિભાર, અબકલીમેં સતજુગ કીઓ અધર્મ મૂલ ઉખાર, તબ બંદાબન ગોપીસંગ કીનો રાસ બિલાસ અબ નૈષ્ઠિક બ્રતધરી કીયે કામાદિક રીપુનાસ, નંદકુંવર સોઇ ધરમસુત એક જાનીકરો નેહ, પ્રેમાનંદ તેહી યેહી હૈ યેહી નેહી કછુ ન સંદેહ** (પદ-પ૬૪/ પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ ભક્તિ વિલાસ - પૃષ્ઠ-૧૫૯/ અહીં પ્રેમાનંદ સ્વામી દીવા જેવું સ્પષ્ટ કહે છે કે જેઓ યદુકુલમાં કંસનો નિકંદન કરવા માટે પ્રગટ થયા હતા તેઓ જ પુનઃ ધર્મ નંદનહરિકૃષ્ણ નામ ધારણ કલિયુગમાં પ્રગટ થયા માટે તેઓ બન્નેને અભિન્ન જાણો કોઇપણ જાતની શંકા રાખ્યા વિના તેઓ સાથે પ્રેમ કરો આમ આ પદમાં સ્વામી ધર્મનંદન અને વસુદેવ નંદનની એકતા પ્રતિવાદન કરે છે.)'' ''જીવન પ્રાણ હમારે, ભક્તિ ધર્મ સુત વાસુદેવ પ્રભુ, જુગ જુગ પ્રતિ તનુ ધારે, નિગમ પુરાન સકલ ભારત શ્રુતિ, ગાવત જસ વિસ્તારે (પદ-પ૯૧) ગિરિધર હાર મોરે હીયા કે, હીયકો હાર સ્યામ ઘન સુંદર, જીવન પ્રાણ જીયા કો (પદ-પ૯૨) એરીબીનું દામકું બેકાની નિરખી રૂપ ગિરિરાજ ધરન કો....(પદ-પ૯૩- પ્રેમાનંદ કાવ્ય/ ભા.૧/ ભક્તિ વિલાસ/ પૃ. ૧૬૮ અહી પ્રેમાનંદ સ્વામીએ જુગે જુગે અવતાર ધારણ કરનારા જે શ્રીહરિને કહ્યા છે તેઓને જ સ્વામી પદ-પ૯૨ ગિરિધર શ્રીકૃષ્ણ કહે છે. આમ કહી સ્વામીએ અહીં

શ્રીહરિ સાથે શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદી છે.)'' **<u>''સહજાનંદજી રે શ્રીકૃષ્ણ તણો અવતાર સમખાઇ કહું છું રે, ખોટી મા જાણો લગાર, એમાં પ્રીતિરે, જે કોઇ કરશે નરનાર, પ્રેમાનંદ કહે છે રે, નિશ્ચે થાશે ઓધાર (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧ ભક્તિવિલાસ/ પૃષ્ઠ-૨૧૨- 'આ પદમાંહી રે, ગાયા છે....' અહીં તો પ્રેમાનંદ સ્વામી સોગંદ ખાઇને કહે છે કે સહજાનંદ સ્વામીએ કૃષ્ણનો જ અવતાર છે અને વધારામાં પાછુ કહે છે આ પ્રમાણે જાણી જે તેઓ સાથે પ્રીતી કરશે તેઓનું જ નિશ્ચે કલ્યાણ થશે. પણ બીજાનુ નહિ એનું સ્વામી મર્મમાં કહે છે)''</u>** ''વંદુશ્રી સ્વામી રે ધર્મકુળ મુગટમણિ, પ્રણતિ ઉરધારો રે, દયાનિધિ દાસતણી (પદ-૭૨૩) તમે ભક્તને અરથેરે, ધરી તનુ મીન તણી, ધારયો ગિરિમંદિર રે, પ્રભુ તમે કુર્મબની, અવની ઓધારી રે, વરાહ વપુધારી, પ્રહલાદ ઉગાર્યો રે, દાનવ મોટો મારી, વામનવપુ ધારયું રે, તમે બલિને છલવા તમે રઘુકુળ પ્રગટી રે, રાવણ કુળ નાશ કર્યુ તમે કંસ નિકંદનરે, કે કૃષ્ણ સ્વરૂપ ધર્યુ, તમે અસુર વિમોહનરે, કે બુધ્ધ સ્વરૂપ થયા, તમે કૌતુક કલકીરે, હરિ નવ જાઓ કહ્યા, એમ જુગ જુગ માંહી રે, ધરો રૂપ બહુનામી, તમે કારણ સહુનારે, પ્રેમાનંદ ના સ્વામી (પદ-૭૨૪), સ્વામી પુરૂપોત્તમ રે, તમે છો કૃષ્ણહરિ બહુ નામ તમારા રે, ફરી બહુ રૂપ ધરી, તમે રૂકમણિ સંગેરે, લક્ષ્મી નારાયણ, તમે રાધાકૃષ્ણ રે, પતિત ભવતારાયણ, તમે અર્જુન સંગેરે કે નરનારાયણ કહાવો, તમે બલભદ્ર સંગેરે, ભક્તજન મન ભાવો (પદ-૭૨૫) (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧/ ભક્તિવિલાસ/ પૃષ્ઠ-૨૧૨ થી ૨૧૪- અહી પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ નામ એવા સ્વામી થી કરેલો છે અને તેઓને જ પદ-૭૨૪ માં સર્વાવતારી તરીકે સ્વામી કહે છે અને તેઓને જ રૂક્મિણી સંગે રહેલા હોય ત્યારે લક્ષ્મીનારાયણ અર્જુનરૂપી નરની સાથે હોય ત્યારે નરનારાયણ, વૃષભાનુ દુલારી રાધાની સાથે હોય ત્યારે શ્રીરાધાકૃષ્ણ

અને શેષરૂપ બળદેવજીની સાથે હોય ત્યારે બળભદ્ર વીર સમજવાનું સ્વામી કહે છે અર્થાત્ સ્થાનક અને સેવકના ભેદે કરીને ભગવાન શ્રીહરિની મૂર્તિનું બહુપણુ ભલે હોય પણ સ્વામી તરીકે તો એકના એકજ તેઓ રહેલા છે એવું પ્રેમાનંદ સ્વામી ગુઢાર્થમાં સમજાવે છે.)'' ''મોરે મહારાજ મે તો તારી બલિહારી, કરી કરૂના ઘરયો માનુષ વિગ્રહ, પ્રગટ કલિમે શ્રીકૃષ્ણ મોરારી (પ્રેમાનંદ કાવ્ય ભ.૧ પૃ. ૨૪૭/પ. ૭૯૩/ અહી સ્વામી કહે છે શ્રીકૃષ્ણ જ હરિકૃષ્ણ નામ ધારણ કરી પ્રગટ થયા.)'' ''ભક્તએ અધિક આન કો ઉનાહી, હરિ કે ભક્ત સો અધિક આન કોઉ નાહી, યેહી સ્વભાવ સદાઇ, કૃષ્ન કૃપાળ ભક્ત કે કારન, દેહ ધરત હે આઇ, કૃપાસિંધુ ભક્ત કે પીછે ફીરત જયું દેહકી છાઇ .... ખંભ ફારી હરનાકુસ માર્યો, લીયો પ્રહલાદ બચાઇ, પ્રેમાનંદ શ્રી ધર્મકુંવરકી, ભક્ત વત્સલતા ગાઇ (પદ-૮૧૩) બુડતહી બ્રજ રાખીલોયો હરિ, અહિનાપ્યો ગહીકારી, કુંતી સુતહીત લઇ વરાઇ, રથ ચઢી કૃષ્ણ મોરારી, બાંધી સેતુ સિંધુપર મહાબલ, કપિસંગ કીની યારી, મહાસંગ્રામ કરી હરિ સીતા, લાયે સંકાપતિ મારી, ધરયો રૂપ નરસિંઘ ભક્તહીત, બલી છળ્યો હોય ભીખારી, પ્રેમાનંદ ઘનશ્યામ તીહારી, કરૂનાપર બલિહારી (પદ-૮૧૪), (પ્રેમાનંદ કાવ્ય, ભાગ-૧/ભક્તિ વિલાસ, પૃષ્ઠ-૨૫૩-૨૫૪- અહી પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ કૃષ્ણ નામથી કરેલો છે અને તેઓને જ સ્વામીએ ધર્મકુંવર કહ્યા છે અને તેઓનેજ સમય સમય પર અવતાર ધારણ કરી ભક્તોની રક્ષા કનારા કહ્યા છે આમ કહી પ્રેમાનંદસ્વામી એવું કહેવા માંગે છે કે ભૂતકાળમાં જે પણ કોઇ કામકૃષ્ણાદિ અવતારો થયા હતા એ બધાજ અવતારો મારા ઇષ્ટદેવ પ્રત્યક્ષ પ્રમાણ શ્રીહરિના જ હતા આમ કહીં સ્વામીએ અહીં શ્રીહરિની સર્વાવતારીતા તથા અવતાર સાથે પોતાના ઇષ્ટ દેવ શ્રીહરિની અભિન્નતા પ્રદિપાદન કરી છે.)'' ''ત્રિભુવન નાયક સબ સુખ દાયક, જુગજુગ પ્રતિ તનુ ધારે, થાપત ધર્મ, અધર્મ

ઉથાપન, ગૌ બ્રાહ્મણ પ્રતીપારે, ધર્મ સુનંદન, સુખ જગબંદન, પ્રેમાનંદન કે દ્રગતારે (પ્રેમાનંદ કાવ્ય /ભા.૧/પદ-૮૧૯.... ભક્તિવિલાસ પૃષ્ઠ-૨૫૫- 'હમારે સતસંગ કે ઉજીયારે...' અહી પ્રેમાનંદ સ્વામીએ ધર્મનંદન શ્રીહરિને જ સર્વાવતારી કહ્યા.)'' ''અખીયા ફરકન લાગી રે, અબરે સૈયા મોરી દૃગ ફરકત મોરી અંગીયા તરકત, સખી મેં સોવત જાગી રે .... પ્રેમાનંદ કહે હરિકૃષ્ણ કુંવર છબી, નીરખું મેં નેણા આગીરે (પદ-૮૨૧) તનકી તપત ગઇરે, અબરે ગઇયાં મોરી, નંદકુંવર મોયે અંક ભરી ભેદે, છતિયાં શીતલ ભઇરે (પદ-૮૨૨, પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ ભક્તિવિલાસ પૃષ્ઠ-૨૫૬- 'અકીયા ફરકન લાગી...', અહીં પ્રેમાનંદ સ્વામી પદ- ૮૨૧ માં જેને હરિકૃષ્ણ કહે છે તેને જ, પદ-૮૨૨ નંદનંદન કહે છે આમ કહી સ્વામી એ અહીં નંદનંદન અમે ધર્મનંદનની એકતા પ્રતિવાદન કરી છે.)'' ''સાંવરા સોભા બરનીન જાઇ, છબી બરનત ઘનશ્યામ વિહારી, શેષ સારદા સકુચાઇ.... પ્રેમાનંદ હરિકૃષ્ણ નવલ છબી, બરતન હેં પુલકાઇ (પદ-૮૩૫), હસની ચલની ચીતવની સુંદર, દેખી મોહી બ્રજનારી, સિંધુ સુતા રતિ સચી ગિરીજા સતી, બાંનકપર બલહારી (પદ-૮૩૬, પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧, ભક્તિ વિલાસ, પૃષ્ઠ-૨૫૯ અહી પ્રેમાનંદ સ્વામી જે હરિકૃષ્ણની છબી જોઇ પુલકિત થઇ જાય છે તેજ હરિકૃષ્ણની છબી જોઇ વ્રજની નારી પણ પુલકીત થઇ જતી હતી હવે અહીં શંકા થાય કે વ્રજની નારી તો શ્રીકૃષ્ણની છબી જોઇ પુલકિત થતી હતી તો અહીં પ્રેમાનંદ સ્વામીએ હરિકૃષ્ણ શબ્દ કેમ પ્રયોજયો? તો પ્રેમાનંદ સ્વામી ગુઢાર્થમાં એવું કહુ છે કે આજ હરિકૃષ્ણ કૃષ્ણવતારમાં વપુ ધારણ કરીને પધારેલા જેની છબી નિહાળી વ્રજાંગનાઓ પુલકિત થઇ જતી હતી આમ અહીં પ્રેમાનંદ સ્વામીએ મર્મમાં શ્રીહરિકૃષ્ણ સાથે દેવકી નંદન શ્રીકૃષ્ણની એકતા બતાવી છે.)'' ''સખી ધન્યધન્ય રે, ભૂતળભગવાન, પ્રગટ થઇ શ્રીહરિ વિચરે, વહાલો ગોલોક નારે અધિપતિ,'' રાધાજીવન રે રસિયો વર કહાન

.... પ્રેમાનંદ કે ધર્મકુળનો, જશ વિસ્તારયોરે ત્રિભુવનમાં વિશાલ (પદ-૮૬૩) પધારયારે મારે મંદિર આજ, આચારજ શ્રીધર્મવંશના, .... ધર્મવંશી ક્યાંથીમારે બારણે, જેને પૂજેરે શિવબ્રહ્મ શેષ, પ્રેમાનંદનો સ્વામિ જેના કુળમાં, થયા પ્રગટરે શ્રીકૃષ્ણ દીનેશ (પદ-૮૬૬, પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧ / ભક્તિ વિલાસ- પૃષ્ઠ ૨૭૪, ૨૭૫ - 'સખી ધન્ય ધન્ય રે....' અહીં પદના પ્રારંભમાં પ્રેમાનંદ સ્વામીએ હરિ શબ્દ યોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે અને પદ-૮૬૬ માં ''જેના કુળમાં થયા પ્રગટ રે શ્રીકૃષ્ણ દિનેશ'' આ પદ યોજી સ્વામી એવું કહે છે જે રાધાજીના વર શ્રીકૃષ્ણ છે તેઓજ ધર્મકુળમાં હરિનામથી પ્રગટ થયા આમ કહી પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતાર કહ્યા.)'' ''વંદુ શ્રીરાધાકૃષ્ણ સકલ જગ કારન, જુગ જુગ પ્રગટત શ્યામ પતિતજન તારન, નામરૂપ જાકે કર્મ નિગમ કહી ગાવહી, સારદ નારદ શેષ પાર નહી પાવહી, મચ્છ વપુ ધારી લાયે વેદ દૈત્ય મારેઉ, કમઠ તનુ ધરી પીઢ મંદરગિરિ ધારેઉં, ભયેએત શ્વેત વારાહ  દશન પર ભુવ ધરી, ધરયો રૂપનરસિંહ દૈત્ય મારયો હરિ, ધરી હરિવામન રૂપ ભૂપ બલિકું છવ્યો, ફરસી ધરી હરિહાથ, ક્ષત્રિબનકું છેદર, યદુકુલનલીન દિનેશ કંસ કુલ ભેદક, ભયે બુદ્ધ સોઇ કૃષ્ણ યદુકુલનંદન, ધરી હેક લકી રૂપસો દુષ્ટનિકંદન, ભક્તિધર્મ ગ્રહે આયે કૃષ્ણ કરૂણા કરી પ્રેમાનંદ ઘનશ્યામ રૂપ પ્રગટે હરિ (પદ-૮૭૩) પૂરબ અવધ સમીપ છપૈયા ગામ હે તહાં વસે ધરમ સ્વરૂપ હરિપ્રસાદ નામ હે, શ્યામ બેદ સરવરીયા જ્ઞાતિ બિચારકે, સુરનેતરાય કુલ પુજ્ય હે પાંડે ઇટાર કે, દંપતિ ભીક્તધર્મ બ્રંદાવન જાય કે, તપકીનો અતિ ઉગ્ર કૃષ્ણ ઉરલાય કે, રીઝે ગોકુલ ચંદ આય દરસન દીયો, પુત્ર હોઇ તુમ નાથ એહીં વર માગીયો, પ્રગટ ભયે શ્રીકૃષ્ણ કમલદલ લોચન (પ્રેમાનંદકાવ્ય /ભાગ-૧/ ભક્તિવિલાસ - પૃષ્ઠ-૨૭૯, વંદુ શ્રીરાધાકૃષ્ણ-પદ-૮૭૩, ૮૭૪ અહી પ્રેમાનંદ સ્વામીએ રાધાપતિ શ્રીકૃષ્ણને સર્વાવતારી કહ્યા તથા તેઓને જ

શ્રીહરિ રૂપ ધારી પ્રગટ થનારા કહ્યા.)'' ''અબતો સનેહી સુધ લીજે જરી, બાંહ ગ્રહી બીછુરે ના બનેગી, કૃપાસિંધુ હરિ, .... નિજ જન કારણ શ્રીનારાયણ આયે દેહ ધરી. (પ્રેમાનંદ કાવ્ય /ભાગ-૧, ભક્તિ વિલાસ/ પદ-૯૦૩ પૃષ્ઠ-૨૮૭ અહીં શ્રીહરિને પ્રેમાનંદ સ્વામીએ નારાયણ અવતાર કહ્યા.)'' ''ગોલોક પતિ કૃષ્ણ દેવ પ્રભુ, નિજજનહીત તનુ ધારે (પ્રેમાનદ કાવ્ય-૧/ ભક્તિવિલાસ/ પદ-૯૦૯, પૃષ્ઠ-૨૮૯ આથી ગોલોક પતિ શ્રીકૃષ્ણ જ ભક્તોના હિત માટે ભૂતલ પર અવતાર ધારણ કરનારા કહ્યા.)'' ''ધન્ય રે ભાગ્ય ભૃગુક્ષેત્રના, હરિકૃષ્ણ પધારયા દરશન દેઇ અલબેલડે, તન તાપ નિવારવા , બલભદ્ર કૃષ્ણ પધારિયાં, સ્વનાથના નાથ, ભવ સાગરમાં બૂડતાં, ઝીલવાને હાથ રેવતી રમણે કૃપા કરી, કળીજુગમાં ભારી, ભૃગુપરમાં એ પધારિયા તારવા નરનારી, અખિલ ભુવન પતિ આવિયા, હરિકૃષ્ણ મહારાજ ભૃગુપુરવાસી પ્રાણિના, સારવાને કાજ .... વૃંદાવનવાસી આવીયા ભૃગુપુર બેઉ ભાઇ, દીનેનાથ દયા કરી, દીન ઉપર ધાઇ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ- પદ-૧૦૦૪ પૃષ્ઠ -૩૩૮-૩૩૯, આપદ પ્રેમાનંદ સ્વામીએ ભૃગુપુર (ભરૂચ) મંદિરની પ્રતિષ્ઠાના ઉપલક્ષ્યમાં ગાયેલું છે સ્વામીએ પદનો પ્રારંભ હરિકૃષ્ણ નામથી કરેલો છે અને તેઓનેજ આગળ ''બલભદ્ર કૃષ્ણ પધારિયા'' કહે છે અર્થાત્ શ્રીકૃષ્ણનામથી સ્વામીએ હરિકૃષ્ણ નોજ ઉલ્લેખ કરેલો છે અને અંતે તે બલભદ્ર હરિકૃષ્ણ ને જ સ્વામી વૃંવાદનવાસી કહે છે આમ કહી સ્વામીએ આપદમાં શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણની એકતા પ્રતિપાદન કરેલી છે)'' '' જેની બ્રહ્મ ઋષિ એ વિનંતી કરીજીરે, ઉતારવા અવનિ ભાર, તે પ્રગટ થયા પ્રભુ ત્યાંયકી જી રે, ધર્યું રૂપ અનોપમ સાર, ભક્તિધર્મ થકી હરિ અવતરયા જીરે, શ્રીનારાયણ હરિકૃષ્ણ નામ, એનાં રૂપ અભેદપણે જાણવાનજી રે, રામા સંગે રાધાશ્યામ રૂક્મિણિ સંગે લક્ષ્મીનાથજી રે, અર્જુન સંગે તે નરનારાયણ, રહે બદ્રિકાશ્રમમાં હરિજી રે, તપ કરે

સદાબેઉ જન (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧ /ભક્તિવિલાસ/ ‘જેની બ્રહ્મઋષિએ ....’ પદ-૧૦૦૯ પૃષ્ઠ-૩૪૧ અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિકૃષ્ણને જ શ્રીનારાયણ ના અવતાર કહ્યા છે અને વધારામાં તેઓના સ્વરૂપ વિષે ભેદ ક્યારેપણ સમજવો નહિ એમ કહે છે.)’’ ‘‘શોભીત સહજાનંદ દેખો આજ શોભીત સહજાનંદ, પ્રફુલ્લીત બદન બેઠે કાન કાસન, કરૂણા નિધિ સુખકંદ, પ્રતમ અરગ જ્યા લેપન કીને, મલય સહિત સુગંધ, ઉર સોહત કરપુર કી માળા, કુંડળ અસ બાજુબંદ ફેંટો ગુલાબી તારો સોહે, નટવર ત્રિભુવન વંદ..... પ્રેમાનંદ લખી શોભા ઉર, પુરનગો કુલચંદ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ લીલા વર્ણન/ પદ-૧૦૭૩ પૃષ્ઠ-૩૬૦ અહીં પ્રેમાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવ એવા સહજાનંદ સ્વામીની શોભાનું વર્ણન કરેલુ છે અને અંતે તેઓને જ ગોકુલચંદ કહે છે આમ કહી સ્વામી એવું કહે છે જે સહજાનંદ છે તેઓ જ ગોકુલચંદશ્રી કૃષ્ણ છે.)’’ ‘‘છોગાવાળો છેલો જીવે આલબેલો, રંગડાનો રેલો હરિ, જીવે વહાલો રંગાનો રે લો હરિ, નંદનો કુંવર શોભે સુંદર, રાખું ઉરજતન કરી, ધરૂં ધ્યાન જતન કરી, મંદિર પધારે રાજ અમારે, વધન્યાં લેઉ વાલીડાના, મંદિર પધારે રાજ અમારે, વધન્યાં લેઉ વાલીડાનાં, દુધ હે પખાલું રે પાવલીયા, નટવર નાવલીયાના .... ઊર્ધ્વ રેખાવાળા સરણ રૂપાણા, ધર્મસુતના ધોઇ પીવું (પ્રેમાનંદકાવ્ય /ભાગ-૧/ લીલા વર્ણન/ પૃષ્ઠ-૩૬૫ અહી પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ નંદ કુંવર થી કરેલો છે અને અંતે તેઓને જ સ્વામી ધર્મસુત કહે છે આમ કહી સ્વામીએ નંદનંદન અને ધર્મકુમારની અહીં એકતા પ્રતિપાવન કરી છે.)’’ ‘‘ કહાન કેશરિયા કુંવર કહાન કેશરિયા.... રંગડાના ભરિયા ગીર ધરિયા ડોભરિયા, ધર્મકુમાર હરિ ધર્મકુમાર હરિ, આદિ અવતાર કરતાર ડોલરિયા (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧ ‘‘લીલાવર્ણન’’ પૃષ્ઠ-૨૭૦ ‘કહાન કેશરિયા કુવર’ -પદ-૧૧૦૪ અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ કહાનકુંવરથી કરેલો છે અને તેઓને

ગીરધર નામથી સ્વામી સંબોધે છે અને તેઓને જ ધર્મ કુમાર શ્રીહરિ કહે છે આમ કહી સ્વામીએ શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે)'' ''કુંવર મત પકરો કર બરજોરી બેરન દેખલ પરોસન મોરી, પનીયાકે માસ આઇ મુખ દેખન, સાસુનનંદકી ચોરી.... પ્રેમાનંદ કે'' ભેટી ભુજ ભરી, ચલી બ્રખભાન કિશોરી(પદ-૧૧૩૫), અદન બીનું દેખે વ્યાકુલ નેન, અબ પરત નાહીં પલચેન, સુંદર બદન શ્રીનંદનંદકો, અમૃત સમ મૃદુબેન.... પ્રેમાનંદ ઘનશ્યામ પીયા બીન, બીરહા લગો દુઃખ દેન (પદ-૧૧૩૬) દરદન જાને મેરા કોય, મોપે બીતત નિશદિન રોય, શ્રીહરિકૃષ્ણ બદન બીનું દેખે, જુગ સમ પલ છીંન હોય (પદ-૧૧૩૭/ 'કુંવરમત પકરોકર...' પ્રેમાનંદ કાવ્ય/ લીલાવર્ણન/ પૃષ્ઠ-૩૮૨-૩૮૩ અહીં પ્રેમાનંદ સ્વામીએ પદ-૧૧૩૫, ૧૧૩૬ માં જેને નંદનંદન કહે છે તથા રાધાજીના પતિ કહે છે તેનેજ પદ-૧૧૩૬ માં સ્વામી શ્રીહરિકૃષ્ણ કહે છે આમ કહીં સ્વામીએ નંદનંદન સાથે શ્રીહરિકૃષ્ણની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''બંસીવારો પ્યારો ધરમ દુલારોરી, શ્રી ઘનશ્યામ કામમદમોચન, લોચન નિધિ દેહ મોરારી, જીવન પ્રાન પ્રગટ પુરૂષોત્તમ, નટવર નેના ઉંકો તારોરી મોરી (પદ-૧૨૨૦), મુસકનીમેં મેરે મનબસકી નોરે, લલિત નલિન દલસમ નેનનકી, ચિંતવની ચીત હરલીનોરી, પરમ ચતુરવર ગિરિધર સુંદર, ધર્મકુંવર રંગભીનોરી (પદ-૧૨૨૨- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં ધર્મદુલારો શબ્દ યોજેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે અને આગળ મોરારી, ગિરિધર શબ્દ યોજેલો છે. જે શ્રીકૃષ્ણ સાથે સંબંધ ધરાવે છે અને અંતે સ્વામીએ પુનઃ ધર્મકુવર શબ્દ યોજેલો છે આમ કહી પ્રેમાનંદ સ્વામી કહે છે જે ઘનશ્યામ છે તેજ શ્યામ છે અને શ્યામ છે તેજ ઘનશ્યામ છે.)'' ''લગી નંદનલાલસું અખીયાં, હોમોરી સખિયાં, લગી અંખિયા ઘનશ્યામ સુંદરસું, પરતન પલપખિયાં, ચકીન ભઇ લખી રસિક છેલ છબી, જયું મધુ કી મખિયાં, હોત ન ન્યારી લખી

ગિરિધારી જ્યું જલસે કખિયા, પ્રેમાનંદ હરિકૃષ્ણ સુંદર છબી, લખી દ્રગમેં રખિયાં (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧/ લીલાવર્ણન/ પદ ૧૨૭૨ 'છબી બરની ન જાવેરી' પૃષ્ઠ-૪૨૬ અહીં આપદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ નંદનંદનથી કરેલો છે અને અંતે તેઓને જ સ્વામીએ હરિકૃષ્ણ કહ્યા છે આમ કહી આ પદમાં પ્રેમાનંદ સ્વામીએ નંદનંદન અને ધર્મનંદનની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''બિહારીલાલ બાંકે હો બિહારી લાલબાંકે, રંગભીને છેલ કહાં કે હો, બંદ્રાબનકી કુંજગલીમે, ફીરત મોહન મદ છાંકે, પઢી પઢી ટોના ડારત, મારત નેહ બાન નજરા કે, પ્રેમાનંદ કે પ્રભુ બરાગીયો દીલમેં, બાલમ બ્રજ અબલાકે (પદ-૧૩૮૬).... રંગીલે કહાન પ્યારે હો, રંગેલે કહાન પ્યારે, તુમ જીવન પ્રાન હમારે, પ્રાન હમારે નેનાકે તારે, નટવર ધર્મદુલારે, ધર્મદુલારે કરૂં નહિ ન્યારે, ઉરકે હારહજીરે, પ્રેમાનંદ ઘનશ્યામ છીબી પર, તનમન ધન લે વારે.... (પદ-૧૩૮૯.... 'બિહારી લાલ બાંકે ....' અહીં વૃંદાવનની કુંજગલીમાં વિચરનારા રંગભીના જે કૃષ્ણને કહે છે તેને જ સ્વામી અંતિમ પદમાં ધર્મદુલારા કહીને પોકારે છે- આમ કહીં સ્વાીએ આ પદમાં ધર્મદુલારા અને નંદ દુલારાની એકતા પ્રતિપાદન  કરી છે- પ્રેમાનંદનકાવ્ય/ ભાગ-૧/ લીલાવર્ણન/ પૃષ્ઠ-૪૬૧-૪૬૨)'' ''નરનાગરરી, બેન બજાય મનહર લીનો સુખ સાગરરહી, નિરખા થકીત ભઇ, તનકી તપત ગઇ, ભૂલ ગઇ ભરન જલ ગાગરરી. (પદ-૧૪૩૨), સુખદાયકારી, શ્રીઘનશ્યામ પૂરનકામ ત્રિભોવન નાથકરી, પરમ ઉધાર મનોહર મૂરત, સુંદરવેણ સબલાયકરી .... પ્રગટ હોત પ્રતિ જુગ, પતિત કરન ભવપાર, પ્રેમાનંદ શરન મનવચકાય કરી (પદ-૧૪૩૩) પદ પાવનરી, શ્રીજી મહારાજ કે, પરસત ત્રિવિધ તાપન અવનારી, ધર્મકુંવર ઘનશ્યામ, નાથજુકે ચરન, જનમ મરન દુઃખ સમાવનારી, ષોડસ ચિહ્ન જુગત, મુક્ત  મન ભાવન, ભક્તિ ધર્મચરન પ્રીત ઉપજાવનારી (પદ-૧૪૩૪) બલવીરરી, મોહનલાલ બાંસુરી બજાવે

જમુનાકે તીરરી, કરત અલાપસખી સુરતીન ગ્રામઉંકે, મૂર્છના સુનત છૂટ ગઇ ધીરરી.... પ્રેમાનંદ કહે ઘનશ્યા નાથજુકી બંસી, ખટકત ઉરમાનું તીરસી (પ્રેમાનંદ કાવ્ય/ પદ-૧૪૩૫- ‘ નટનાગરરી, બેન બનીય.....’ /લીલાવર્ણન / પૃષ્ઠ-૪૭૪-૪૭૫- અહીં પ્રેમાનંદ સ્વામી જેને વૃંદાવનમાં વાંસળીવગાળી વ્રજાંગનાઓના ચિત્ત ચોરનારા કહે છે તેઓને જ પ્રેમાનંદ સ્વામી શ્રીજી મહારાજ, તથા ધર્મકુંવર ઘનશ્યામ તરીકે કહે છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ અહીં શ્યામ અને ઘનશ્યામની એકતા પ્રતિપાવન કરી છે.)’’ ‘‘સોહત ઘનશ્યામ પૂરન કામ નામ ગોપીનાથ ગિરધર, હરલીનો મનકીનો સરસ સિંગાર, બરહાપીડ બનમાલ કેશરકો તિલક ભાલ, લોચન વિશાળ જુગલ કર્ણે કરણિકાર, નિજબરન બસન પીતનવલ ચરન પાદુકા, ચલત ગતલાલ રાધિકા ઉરહાર, બાંસરી બજાવે પ્રેમાનંદ મન બાવે, હસકે બોલાવે પ્યારો ધર્મકુમાર (પ્રેમાનંદ કાવ્ય /ભાગ-૧/ લીલાવર્ણન/ પદ-૧૬૧૬ પૃષ્ઠ -૫૨૮- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ શબ્દથી કરેલો છે અને તેઓએ તેઓને જ ગોપિનાથ તથા ગિરિધર કહ્યા છે અને અંતે તેઓને જ સ્વામી ધર્મકુમાર તરીકે સંબોધે છે આમ કહી સ્વામી એવું કહે છે જે શ્રીહરિ છે તેજ કૃષ્ણ છે અને કૃષ્ણ છે તેજ હરિ છે.)’’ ‘‘કુલમંડલી માંહી વિરાજત, રાધે માધો જોડ મનોહર, શોભા કહી હો ન જાય .... (પદ-૧૬૨૯) કુંલમંડલી ભારી બની આજ, કુલમંડલી બિચ બિચ જત શ્રી ઘનશ્યામ બિહારી.... કુલકે બસન આભૂષન પહિરે, શ્યામ રાધીકાપ્યારી, પ્રેમાનંદ હરિકૃષ્ણ રૂપછબી, રાખત ઉરબીચ ધારી (૧૬૩૦- પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૧/ પૃષ્ઠ-૫૩૨, ‘કુલમંડલી માંહિ વિરાજત....’ લીલાવર્ણન. અહીં પ્રેમાનંદ સ્વામીએ પદની શરૂઆતમાં રાધો માધો શબ્દ પ્રયોજેલો છે જેમાં માધો શબ્દ શ્રીકૃષ્ણ વાચી છે અને તેઓ નેજ પ્રેમાનંદ સ્વામી પદ -૧૬૭ માં ઘનશ્યામ અને શ્યામ તરીકે સંબોધે છે અને પદના અંતે તેઓને જ સ્વામી હરિકૃષ્ણ કહે છે આમ

કહી અહીં સ્વામીએ શ્યામ સાથે હરિકૃષ્ણની એકતા પ્રતિપાદન કરી છે.'' ''ગિરિધર ગોકુલચંદ વહાલા, સુંદરવર સુખકંદ વહાલાઃ ગિરિ. અમને તમારી આશ ઘણી છે, શામળિયા સુખપૂર વહાલા; દામ વિનાની દાસીતમારી, રાખો ચરણ હજૂર વહાલા. ગિરિ. પ્રિતમ પાવો અધર સુધારસ અમને, કેશવ પૂરો કોડ વહાલા; નવલા નેહ વધારો નટવર, રસિયા શ્રીરણછોડ વહાલા. ગિરિ. એ બંકવિલોકની રસભરીરે, વદનચંદ્ર છબી ચારુ; અમૃત દ્રષ્ટિ કુમોદિની, સિચો અબલા અભય ઉદારુ વહાલા. ગિરિ. ૧ એ વિષદહાસ્ય અવિલોકતાંરે, વાધે પૂરણ પ્રીત; કમળ કળી રવિ નિરખી,જેમ થાયે અતિ પ્રપુલ્લિત વહાલા. ગિરિ. ૨ એ રવિજાતટ રલિયામણરે,રમવા મન અભિલાખ; તમ સંગ રમવા કારણે, આવ્યાં સુરનારી તજી નાક વહાલા. ગિરિ. ૩ એ શરદસુધાકર ચાંદણીરે, પ્રફુલ્લિત કુમુદ કલ્હાર; પારિજાત પરિમલ લઈ,કરે મધુકર મત્ત ગુંજાર વહાલા. ગિરિ. ૪ એ બરહી બોલે મદભરયારે, કલરવ કોકિલા કીર; હંસ સારસ સ્વર સુણતાં, કરેમાનનીમદનતન પીર વહાલા. ગિરિ ૫ એ પ્રફુલ્લિત સુર તરુ શ્રીહરિરે, ચંપાબકુલ બહારા; માધવી માલતિ મલ્લિકા, વન તરુણી મારણહાર વહાલા. ગિરિ. ૬ એ કેશર કનડ ડંડ કર ગ્રહીરે, કેતકીકુંત લઇ હાથ; વૃંદાવન નિર્ભય ફરે, કરે કુસુમાયુધ રતિનાથ વહાલા. ગિરિ. ૭ એ પરમ પાવન રવિજા જલરે, ત્રિવિધી વહે સમીર; વૃંજાવન છબી વર્ણવી, થાક્યા શેષ શારદ મુનિ કીર વહાલા. ગિરિ. ૮ એ ઉદયો સુધાકર શરદનોરે, રજની થઇ પ્રફુલ્લિત; રંગભર રમવા કારણે, થયાં વ્રજ અબળા પુલકીત વહાલા. ગિરિ. ૯ એ કરૂણા વાણી કહાનજીરે, અબળા તણી ધરો ઉર; અધર સુધારસ પાઇયે, કરી પ્રીતિ શ્યામ સુખપુર વહાલા. ગિરિ. ૧૦ એ ચાતક તરસ ટળેનહિંયે, સ્વાંત વિના ઘનશ્યામ; તાંપ નિવારો તનના, કરો અબળા પૂરણકામ વહાલા. ગિરિ. ૧૧ સે લગની લાગી લાલજીરે, જેમ ગતિ ચંદ ચકોરા; અધર સુધારસ પાઈને, કરો અબળા

ત્રપત ચીતચોર વહાલા. ગિરિ. ૧૨ ઓ મોર મગન જોઇ મેઘનેરે, મીન મગન જળમાહ્ય; પરસી શ્યામ શરીરને, અબળા અતિ આનંદી થાયે વહાલા. ગિરિ. ૧૩ એ રવિ વિના દિવસ દીપેનહીંરે, જેમ ચાંદની વીના ચંદ; રવિ વીનામોતી ફીકું થયું, તેમ તમ વિના અબળા વંદ વહાલા. ગિરિ. ૧૪ એ જળ વિના કમળ શોભે નહિંરે, સુમન વિના મકરંદ; તમ વિના તેમ વ્રજવિનતા, જેમ અર્થ વિના શ્રુતિ છંદ વહાલા. ગિરિ. ૧૫ એ રાસરમણ રસ પાઇયેરે, નટવર નંદકિશોર; મે વૃંદાવન માલતિ, તમે ભોગી ભ્રમર રસચોર વહ્લા. ગિરિ. ૧૬ એ વિનતી સુણી વલ્લભા તણીરે, રાજી થયા રણછોડ; વૃંદાવન ચોકમાં, આવ્યા રમવા વહાલમ કરી કોડ વહાલા. ગિરિ. ૧૭ એ રસિક રમાપતિ રસ ભરયારે, રંગભીની વ્રજનાર; તજ ગ્રહી ધરે નિજ ઊર ઉપર, કરે ચુંબન વારમવાર વહાલા.ગિરિ. ૧૮ એ હાવ ભાવ વ્રીડા રસરે, હાંસી વચન વિવેક; ગ્રહી પાણી ભ્રમણ કરે, ત્રિયા સુખ જુગલ એક એક વહાલા. ગિરિ.૧૯ એ શરદનિશિ મધ્ય રહસિ વનરે, નારી નીક્રમહિં શ્યામ; રાખ્યો દૃઢ બ્રહ્મચર્યવ્રત, જીત્યા શ્રીહરિકૃષ્ણ કામ વહાલા. ગિરિ. ૨૦ એ સુમન વૃષ્ટિ સુરપતિ કરેરે, નિરખી નેણાં ભરી નાથ; કૃતાંજલિ નમ્રાનન, ધરી મનસા ચરણનીઝ માથ વહાલા, ગિરિ. ૨૧ એ લીલા રસ જે સુણેરે, ગાયે આણી આનંદ; પ્રેમાનંદ કહે તેમના, પૂરે કોડ વૃંદાવનચંદ વહાલા. ગિરિ.૨૧ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/પદ-૧૯૭૪/ પૃષ્ઠ-૫૪૬ થી ૫૪૮ લીલાવર્ણન- અહીં આ રાસલીલીના પદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામીએ ગિરિધર ગોકુલચંદ થી કરેલો છે અને પદના અંતે વીસમાં દોહામાં હરિકૃષ્ણ શબ્દનો પ્રયોગ કરેલો છે. અર્થાત પ્રેમાનંદ સ્વામી કહે છે વૃંદાવનમાં ગોપીઓ સાથે રાસક્રીડા કરી ઉર્ધ્વ રેતા બ્રહ્મચારી જે રહ્યા હતા તે મારા ઇષ્ટદેવ હરિકૃષ્ણ મહારાજ જ હતા આમ કહી પ્રેમાનંદ સ્વામી શ્રીકૃષ્ણ સાથે હરિકૃષ્ણની આ પદમાં એકતા બતાવી છે)''

''વૃષકુલનલિન દિનેશ વહાલા, અખિલભુવન અમરેશ વહાલા, રૂપ સુધારસપાન

કરાવો, નટવર ધર્મ કિશોર વહાલા ઘણારે દિવસનાં તરસ્યાં લોચન, ત્રપત કરોઘનશ્યામ વહાલા, નખશિખ રૂપ વિલોકી વારૂ, તનમન ધન સુખ ધામ વહાલા.... સુખનિધિ સીમા શોભાતણીરે, જુગલ ચરણની જોડ, કોડતે પ્રેમાનંદ તણા, પૂરો રમાપતિ રણછોડ વહાલા. (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ પદ-૧૬૭૫- પૃષ્ઠ-૫૪૮-૫૪૯ ''લીલાવર્ણન'' અહી પ્રેમાનંદ સ્વામીએ પદના આરંભમાં પોતાના ઇષ્ટદેવના વાચ્યનામએવા ધર્મકિશોર શબ્દનો પ્રયોગ કરેલો છે અને અંતે તેઓને તેજ રમાપતિ રણછોડ શ્રીકૃષ્ણ  સ્વામી કહે છે આમ કહી સ્વામીએ અહીં ધર્મકિશોર સાથે રણછોડરાય ની એકતા બતાવી છે.)'' ''આજ મોકું મીલેનાઇ મહારાજ, અક્ષર આદી રાધિકાસ્વામી, સુરીનર મુનિ શિરતાજ, દૃષ્ટિ કટાક્ષ માયાદિક નાટક, નાચત સકલ સમાજ, નટવર રૂપ ભુપદર્પગંજન, પ્રગટે ભક્તન કાજ લટકતી ચાલ લાલ પાઘ લટપટી, ભુવન આયેજ વ્રજરાજ, પ્રેમસખી હસી મીલી અંકભરી, છોડી લોક કુલ લાજ (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧ /પૃષ્ઠ-૫૫૬/પદ-૧૯૯૬- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ નામ એવા ''મહારાજ'' શબ્દથી કરેલો છે ઉધ્ધવ સંપ્રદાયના પ્રામાણિક ગ્રંથ એવા વચનામૃતમાં શ્રીહરિ માટે બહુધા મહારાજ શબ્દનો પ્રયોગ થયો છે. તથા સર્વ મંગલ સ્તોત્રમાં પણ શ્રીહરિના એક હજાર નામ પૈકી એક નામ મહારાજ પણ છે. (''महाराज नृपार्चितः'') એટલે પ્રેમાનંદ સ્વામીએ પણ અહીં પોતાના ઇષ્ટદેવશ્રી હરિ માટે જ મહારાજ શબ્દ યોજેલો છે અને તેઓને જ સ્વામી શ્રીરાધાજીના સ્વામી તથા વ્રજરાજ કહી સંબોધે છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ અહીં શ્રીમહારાજ સાથે વ્રજરાજ શ્રીકૃષ્ણની એકતા પ્રતિપાદી છે.)'' ''પ્રમુદિત મદન ગોપાલ, યમુનાતટરસાલ, સુંદર આલાપ કર, બંસી અધરધર, કહાન અવધર તાન, મોહનલાલ બજાઇ..... મનહર લિનો કહાન, પ્રેમાનંદ આનંદ ભઇ સકલ વ્રજવધુ, સુનત સકલ ઉઠધાઇ (પદ-

૧૭૧૭), નટવર ધરમકુમાર, ભરનપોષન હાર, તે મનવિચાર કર રચ્યો સકલ સંસાર (પદ-૧૭૨૦/ પ્રેમાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૫૬૧- ૫૬૨- 'પ્રભુદિતમદનગોપાલ...' લીલાવર્ણન અહીં પ્રેમાનંદ સ્વામી યમના તટ પર મધુર મધુર મોરલી બજાવી વ્રજાંગનાઓના મનને આકર્ષિત કરનારા ગોપાલ શ્રીકૃષ્ણનેજ ૧૭૨૦ માં પદમાં પોતાના ઇષ્ટદેવ ધર્મકુમાર કહે છે આમ કહીં સ્વામીએ આપદોમાં ધર્મનંદન શ્રીહરિ સાથે શ્રીકૃષ્ણની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''તમે  આવો ઓરા રે, કૃષ્ણ હરિ, જોઉં પાઘલડીમાં તો રારે, પાંપણપર  આંટો દઇરે, તમે બાંધી પાગ અનોખીજી, ફરતાં ખોશ્યા છોગલારે, મારા ચિતને રાખ્યું રોકડી (પદ-૧૯૯૯) તારી મૂર્તિ પ્યારી પ્યારી રે, હો ગીરધારી, છે અતિશે જાદુગારીરે, મૂર્તિ જોવા હું ગઇ રે, વહેલી ઉઠીને ધાઇ ધાઇ જી, રહું જાણું મને શુચે કરયું, હવે બીજું નથી ગોઠતું કાંઇ..... ધર્મકુંવર ધનશ્યામજી હું તો નિત્યતમ ચરણે લાગુંજી, પ્રેમાનંદ કહે નાથજી, ઉર અખંડ રહોએ માંગુ (૨૦૦૦) કેશવ કેડ ન મેલું તમારો, છોને કુટી મરતાં સંસારી રે, કેટલુંક છાંનુ રાખીએ વહાલા, વાત થઇ ગઇ ચાવીજી (પદ-૨૦૦૧) (પ્રેમાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૬૭૪-૬૭૫ 'તમે આવો ઓરા ઓરારે....' ''લીલાવર્ણન'' અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ કૃષ્ણ હરિ શબ્દથી કરેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ નો વાચક છે અને પદ-૨૦૦૦ માં શ્રીહરિને ગિરિધર નામથી સંબોધે છે અને એજ પદના અંતે સ્વામી આ ગિરિધર નેજ ધર્મકુંવર ઘનશ્યામ કહે છે અને પદ-૨૦૦૦ માં તેઓને જ સ્વામી કેશવ નામથી સંબોધે છે આમ કહી સ્વામી એવું કહે છે કે જે કૃષ્ણ છે તે જ હરિ છે અને હરિ છે તેજ કૃષ્ણ છે આમ બન્નેની એકતા સ્વામીએ અહીં પ્રતિપાવન કરી છે.)'' ''વહાલા લાગો છો વ્રજચંદ, કે પ્રીતમ પ્યારા રે, અલવીલા આનંદ કંદ, જીવન મારા રે, તમને જોઇ જાદવરાય , રહ્યુ મન માંહી રે, મારે હૈડે હરખ ન માયે, મનોહર જોઇ રે (પદ-૨૦૨૦) સુખી શ્યામળિયો શિરઘર, છે

જોયા જેવારે, નેણાંથી ન મેલીયે લગાર, સખા એ ઉરએવારે.... એની મૂરિત મહાસુખકારી, કે જાદુગારી રે, થઇ જોતાં ગોકુલનારી, ઘેલી બીચારી રે, અમરેશ્વર રૂપ અજીય, ઘરયુબહુનામીરે, પ્રેમાનંદ કહે ત્રિભુવન ભૂપ, પ્રગટ થયા સ્વામી (પદ-૨૦૨૩) (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/લીલાવર્ણન/ પૃષ્ઠ-૭૮૫-૭૮૬- ‘આવો અલબેલા આધાર....’ અહીં પ્રેમાનંદ સ્વામી પદ-૨૦૨૦ માં જેને વ્રજચંદ, જાદવરાય કહે છે તેઓને જ પદ -૨૦૨૨ માં પોતાને માટે પ્રગટ થયેલા સ્વામી તરીકે પ્રેમાનંદ સ્વામી સંબોધે છે. સ્વામી નામથી શ્રીહરિનો જ વ્યપદેશ બહુધા થયેલો છે. જેમકે ‘स्वामी ब्रह्म परं ब्रह्म- (सर्वमंगल)’ આમ કહી સ્વામીએ અહીં જાદવરાય સાથે શ્રીહરિની એક્તા અહીં પ્રતિપાદી છે.)’’ ‘‘રાજીવ લોચન રસ ભરી મૂરત, રસિયો રૂપમણી રણછોડ.... હરિવર ઉભેલા આવીને ઓસરી, દરશન દેવાદીનાનાથ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧ /પદ-૨૦૭૫/ લીલાવર્ણન -પૃષ્ઠ ૭૦૮ અહીં પ્રેમાનંદ સ્વામી પદના પ્રારંભમાં રણછોડ શબ્દ પ્રયોજે છે અને તેઓને જ સ્વામી પોતાના ઇષ્ટદેવ શ્રીહરિ કહે છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ અહીં રણછોડરાય સાથે શ્રીહરિને એક્તા પ્રતિપાદન કરી છે.)’’ ‘‘ઓરા આવો આલબેલડા રે, જોવું સુંદર રૂપ, વહાલા લાગો છે રંગ છેલડારે, ભૂપના છે ભૂપ..... જોઇ સુંદરતા મહારાજની રે, વાધ્યો ઉપરમાં ઉમંગ.... સાચું બોલે ને શ્રીનાથજીરે, કયાં પામ્યાસનમાન (પદ-૨૦૭૮) રૂડા શોભો છો બહુ રસિયા, રાજીવ લોચન રાજ, કેને મંદિર વહાલા વસિયા રે, દુઃખડા મોચન આજ, જોયા જેવા છોજી જાદવારે, મીઠા બોલો માવ, મોંઘા મૂલા છોજી માધવારે નૌતમ નટવર નાથ (પદ-૨૦૭૯/ પ્રેમાનંદકાવ્ય- ભાગ-૧/ ઓરા આવો અલબેલડા રે-પૃષ્ઠ-૭૦૯-૭૧૦ અહી પ્રેમાનંદ સ્વામી જે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિને મહારાજ શબ્દથી સંબોધે છે તેનેજ તેઓ શ્રીનાથજી લક્ષ્મીપતિ કહે છે અને તેઓ તેજ પદ-૨૦૭૯ માં જાદવ અને માધવ તરીકે કહે છે આમ કહીં પ્રેમાનંદ સ્વામીએ અહીં શ્રીજી મહારાજ

સાથે શ્રીકૃષ્ણને એકતા પ્રતિપાદી છે.)'' ''બ્રજરાજ કો રંગી લાઓઢે દુપટા પીલા ચલેચાલ અતિ અનોખી, મેરા મનમેં આયે બસીહે, ચંચલ વિશાલ નેનાબીચ રેખ સુખ દેતા (પદ-૨૨૩૫), બ્રજરાજ કો કનૈયા, ગિરિરાજ કો ધરૈયા, માધવાકો માન હરૈયા, હમરે જીવન હરિ હે.... બલ ભદ્રઉકો ભૈયા, કરે થૈયા થૈયા થૈયા, બ્રજબની તન સુખ દૈયા, ગોપી પ્રેમરસ ભરી હે (પદ-૨૨૩૬) હરિકૃષ્ણ સાંવરે કી ચલની ઉતાવરે કી, લખી લટકા રાવરેકી, દીલ દેખી સુખ ભયા હે, ઓઢે અજબ દુશાલા, ઉર મોતિયું કી માળા .... પ્રેમાનંદ રહ્યા લોભાઇ, ચરન નમે શિર નયા હે (પ્રેમાનંદ કાવ્ય- ભા/૧ પૃષ્ઠ-૭૬૦-૭૬૨, 'બ્રજરાજ કો કનૈયા....' પદ-૨૨૩૮/ લીલાવર્ણન ... અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ બ્રજરાજ શબ્દથી કરેલો છે જે શ્રીકૃષ્ણ ભગવાનનું નામ છે અને સ્વામી તેઓને જ બલભદ્ર કહે છે અને પદ-૨૨૩૮ માં તેઓનેજ સ્વામી હરિકૃષ્ણ કહે છે આમ કહી સ્વામી અહીં બલભદ્ર વીર એવા શ્રીકૃષ્ણ સાથે હરિ કૃષ્ણની એકતા પ્રતિપાવન કરે છે.)'' ''મારા મીઠડા બોલો મહારાજ રે, મોહન મુનિ મા વિસાર જોરે, હાંરે વહાલા એક તમારો મારે આશરો રે, તમ વડિયે માવા મારીલા જરે .... હારે વહાલા બીરદ વિચારોને પાછલું રે, થયા પ્રગટ પ્રેમાનંદ કાજ રે .... દયા આણીનેદીનદયાળ રે, એકવાર આવો અણે નેહડે હારે વહારા જે દિથી મેલી મથુરા ગયારે, તે દહાડાથી થઇ છું બેહાલ રે, હારે વહાલા દુઃખી ન શકો દાસને, સદા ભક્ત તણા પ્રતિપાળ રે હારે વહાલા લજ્જારાખી દ્રુવદી તણી, ગજ છોડાવ્યો તતકાળ રે, હારે વહાલા પ્રેમાનંદ ની સુણી વિનંતી રે, વહેલા લેજો સ્વામી સંભાર (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૨/ પદ-૫૨-૫૩ ''વિરહવિલાસ'' પૃષ્ઠ-૧૬- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ નામ એવા મહારાજ શબ્દથી કરેલો છે અને તેઓને જ રામકૃષ્ણાદી અવતાર ધારી ભક્તોની રક્ષા કરનારા કહ્યા છે.)'' ''નાથ હરે સુધ લીજ્યો રે હમારી, દીના નાથ

દીન દુઃખભંજન, દીન દયાળ દીન હિતકારી, સદય હૃદય સદા સરલ સુભાઊં, હોત દુઃખિત જન દુઃખનિહારી, દ્રુપદ સુતા પુનિ જનક સુતા હિત, મથે હો વિગટ દળ દાનવ મુરારી, પ્રેમાનંદ યુ કહત વ્રજબતી, કોન ચૂકહરિ હમહીં બીસારી. (પદ-૧૩૫)નેહ ભરે કબ નેના નિહારૂ, કરૂણારસ ભરે ધર્મ કુંવરહરિ, કોટિ મદન છબી નખ પર વારૂ (પદ-૧૩૬) લગ રહીરે મનમેં મીલ વેકી કબ મીલી હૈં ઘનશ્યામ સુંદરવર, રૂપનિધિ હરિ પરમ વિવેકી (પદ-૧૩૭) લે ગયો રે જશોદા સુત જીયરા, મધુસુદન મતલબ કો નીતવા, જાની નાહીરે મોરે જીયાદી પીયરા, પ્રેમાનંદ કે પ્યારે પીર ન પુછી, બડે બેદર હી એ શ્યામ અહીરા (પ્રેમાનંદ કાવ્ય - ભાગ-૨ ''વિહરવિલાસ'' પૃષ્ઠ-૪૧-૪૨ 'નાથ હરેસુધલી જ્યો....' અહીં આ પદ પ્રેમાનંદ સ્વામીએ વ્રજભક્તોના વિરહનું બનાવેલું છે, અને તેમાં સ્વામીએ દ્રૌપદી અને જનક સુતા માટે અસુરોને મારનારા શ્રીકૃષ્ણને જ કહ્યા છે, અને તેજ મુરારી શ્રીકૃષ્ણને સ્વામી પદ -૧૩૬ માં પોતાના ઇષ્ટદેવ ધર્મકુંવર શ્રીહરિ કહે છે અને તે પછી પદ-૧૩૮ માં તેઓને જ યશોદાસુત તથા મધુસુદન કહે છે આમ કહી સ્વામી અહીં શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા પ્રતિવાદન કરે છે.)'' ''બીસર ન જાજો મોરે પ્રાન, જો કેશન મોયે પલક શ્રીસારો, તો ધર્મદેવની આન, હે શ્રીકૃષ્ણ હરિ ધર્માત્મજ, વિનય કરૂંતજી માન પ્રેમાનંદ કે નાથ ભક્તિ હિત, પ્રગટ ભયે ભગવાન (પ્રેમાનંદ કાવ્ય- ભાગ-૨ /પદ-૧૪૧, પૃષ્ઠ-૪૩, 'વિરહ વિલાસ'- અહીં પ્રેમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં કેશવ શબ્દ પ્રયોજેલો છે જે શ્રીકૃષ્ણ નો વાચક છે અને તે પછી શ્રીકૃષ્ણ શબ્દ પ્રયોજે છે તે દેવકીનંદન શ્રીકૃષ્ણનો વાચક છે અને તે પછી સ્વામીએ હરિ ધર્માત્મજ શબ્દ પ્રયોજેલો છે જે શબ્દ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિ વાચક છે આમ પ્રથમ શ્રીકૃષ્ણ અને પછી હરિ શબ્દ પ્રયોજી સ્વામીએ અહી શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણ ની એકતા પ્રતિપાવન કરી છે.)'' ''સુરત મેરી લાગી રહી, ઘનશ્યામ

પિયાજીકે સાથ, બીનું દેખ કલના પરેરે, સુંદર નટવર નાથ...(પદ-૨૨૨) ધરમસુર સાંવરિયા, પિયા કબ મીલી હે સુખદેત રૂપસુંધાનિધિ સાંવરો રે, અરુન કમલદલ નેન (પદ-૨૨૩) કુંવર ઘનશ્યામ પિયા, મોયે બિસરત નાહી પલછીન, મન ભાવન આવન કહીરે, અવધ ગઇ ગીન ગીન (પદ-૨૨૪), દરદમેરા ના જાન્યો, પરયો બેદરદીસું  કામ, જાય બસ્યોં મધુપુરમેં રે, તજ દીધો ગોકુલ ગામ, નયોનેહ કીધોનાથ તેરે, રહ્યો કુબરી કે ધામ (પદ-૨૨૫- પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૨/ વિહરવિલાસ- પૃષ્ઠ-૬૬-૬૭. પ્રેમાનંદ સ્વામીએ આ ચારેય પદો ભગવાન શ્રીહરિના વિરહમાં ગાયા છે. એટલે પ્રથમ ત્રણપદોમાં તેઓએ ઘનશ્યામ તથા ધરમ કુંવર શબ્દનો પ્રયોગ કરેલો છે અને ચતુર્થ પદમાં પ્રેમાનંદ સ્વામી શ્રીકૃષ્ણાવતારમાં જે પ્રમાણે ગોકુલ છોડીને શ્રીહરિ મથુરા ગયા હતા તેનું વર્ણન કરે છે. અર્થાત્ સ્વામી કહે છે જેમ તમો કૃષ્ણાવતારમાં ગોપી તથા ગોવાળો નો ત્યાગ કરી મધુપુરીમાં કુબ્જાના ઘરે જઇ વસ્યા હતા તેજ તમો હાલમાં અમારો ત્યાગ કરી અમોને એકાકી છોડી સ્વધામ પધાર્યા છો આમ અહીં ચાર પદોમાં પ્રથમના ત્રણ પદોમાં પ્રેમાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવને માટે પોતાના વિરહ પ્રગટ કરેલો છે અને ચતુર્થપદમાં પોતાના જ ઇષ્ટદેવ શ્રીહરિએ કૃષ્ણાવતારમાં જે પ્રમાણે ગોપીઓનો ત્યાગ કરેલો તેનું વર્ણન કરેલું છે આમ કહીં પ્રેમાનંદ સ્વામી એવું બતાવવમાંગે છે કે જેઓએ આ શ્રીહરિ કૃષ્ણાવતારમાં જેમ અમારો ત્યાગ કરેલો છે તેમ તેઓએ કૃષ્ણાવતારમાં ગોપીઓનો પણ ત્યાગ કરેલો આમ શ્યામ અને ઘનશ્યામની ઉભયતા બતાવતુ આ કીર્તન સ્વામીએ બનાવેલું છે.)'' ''સામુ જુવો સ્વામી, દીન પરદયા આણી, દરશન દેજોરે, દાસ પોતાના જાણી, ભક્ત કલ્પતરૂ ભક્ત પતિ વળી, ભક્ત તણા પ્રતિપાળ, દીનબંધુ રે અધમઓ ધારણ, બરદ તમારૂ દયાળ, બેસોમાં આલસીરે, હરિ સારંગ પાણી.... પરદુઃખને દેખી નથી શકતા, એવા છો સહજાનંદ.... એવા જાણીને

સિંધુસુતા શ્રી, ક્ષણું નથી મેલતા ખ્યાલ,.... ગુણ અવગુણ જોઓમાં ગીરધર, બ્રાહ્મ ગ્રહ્યાની લાજ, પ્રેમાનંદ જોયેરે, ચરણપર કુરબાણી (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૨ ''વિહરવિલાસ''પદ-૨૫૦ પૃષ્ઠ-૭૩ - અહીં આ પદનો પ્રારંભ પ્રેમાનંદ સ્વામી પોતાના ઇષ્ટ દેવના અસાધારન નામ એવા સ્વામી શબ્દથી કરે છે અને તેઓનેજ પ્રેમાનંદ સ્વામી સારંગપાણી કહે છે સારંગપાણી નામ ભગવાન શ્રીરામનું છે અને તેઓનેજ સ્વામી ગિરિધર નામથી કહે છે ગિરિધર નામ શ્રીકૃષ્ણ ભગવાનનું છે આમ સારંગપાણી અને ગિરિધર શબ્દ યોજી સ્વામી એવું કહે છે કે જે શ્યામ છે તેજ રામ છે અને રામ છે તેજ ઘનશ્યામ છે.)'' ''દયા દીલ ધરો રે, ધર્મસુત શામળિયા, પાર ઉતારોરે, પ્રિતમ પાતળિયા, ધર્મ કુંવર ઘનશ્યામજી તમે, પરદુઃખ ભંજનહાર, નિજ જનને સુખ આપવા ધરો, જુગ જુગ પ્રિત અવતાર.... ભક્ત સામુ તમે શ્રીહરિ, પ્રભુસાગર બાંધી સેતુ, વનચર સાથે વન ચર સાથે વન ભમ્યા, એવા પ્રેમાનંદના હેતુ, ભક્તજન સારૂરે, બહુ દાનવ દળિયા (પ્રેમાનંદ કાવ્ય- ભાગ-૨/ પદ-૨૫૨ /''વિરહલીલા'' પૃષ્ઠ-૭૪ અહીં પ્રેમાનંદ સ્વામી પદનો પ્રારંભ ધર્મસુત શામળિયા નામથી કરે છે અને તેઓને જ ભક્તોના કષ્ટને નિવારણ અને ધર્મનું સ્થાપન કરવા યુગેયુગે અવતાર લેનારા કહે છે અને તેઓને જ ભક્ત એવા સીતાજી માટે સેતુ બાંધી રાવણને મારનારા કહે છે. આમ આ પદની અંદર પ્રેમાનંદ સ્વામી એવું પ્રતિપાદન કરે છે કે મત્સ્ય કચ્છપ, ધનવંતરી, હરિ, દત્તાત્રેય, રામ, કૃષ્ણ, મોહિની, વરાહ, ઋષભદેવ, નૃસિંહ, વિષ્ણુ, આદિ તમામ અવતારો ધારણ કરનારા પ્રગટ પ્રમાણ એવા મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ છે અને બધા જ અવતારો શ્રીહરિથી અભિન્ન જ છે.) ''મનમોહન મોહની મોંપે ઠારી ગયો રે, નટવર નાગર રૂપ ઉજાગર, સુખ સાગર નેના મારી ગયો, હસી મુસકાય કે નેહરો લગાય કે, જદુપતિ જીયારા ની કરી ગયોરે ..... પ્રેમાનંદ કહે પ્રીત બાલપન કી પરમ ચતુર બીસારી

ગયો રે (પદ-૪૩૩) ઘનશ્યામ સુંદરમન હરગયો રે, ચિન્તવનમેં મેરો ચીત હરલીનો, મુસકનીમેં જાદુ કર ગયોરે, સેનન મેં સમુજાય સેલોનો બેનમેં જુગર ગયો રે .... પ્રેમાનંદ  હરિકૃષ્ણ સુંદર વર, પ્રીત પુરાની બીસર ગયો (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૨/પૃષ્ઠ- ૧૨૬ ''વિરહ વિલાસ'' 'બાલપન એ બેરાગન કરી દીન્ત રે ....' અહીં પ્રેમાનંદ સ્વામીએ આ પદ ભગવાનના વિયોગમાં ગાયુ છે. પદ-૪૩૩ માં સ્વામી જદુપતિ શબ્દ પ્રયોજે છે અને તેઓને જ પદ-૪૩૪ માં હરિકૃષ્ણ કહે છે આમ કહી સ્વામીએ અહીં જદુપતિ અને હરિકૃષ્ણની એકતા પ્રતિવાદી છે.)'' ''લગની ઘનશ્યામસુ લાગી રે, ફીરત ઉદાસ આસ તજી જગસોં, રેવતી રમન અનુજ અનુરાગી (પદ-૪૫૦) કવની બિધિ ગઢપુર જાઉંરે, ગઢપુર જાઉં દુરગપુર જાઉં ... સત બિદેશ ધર્મકુલભુખન, કૈસેકે જાયે ચરન શીર નાઉંરે, ભરતઉં સ્વાસ ચિંતાતુર હલધર, ઉઠતહેં વિહર અનલ ઉર દાઉં રે (પદ-૪૫૧/ 'સંદેસવા કહીયો કનૈયાસુ ....' પ્રેમાનંદ કાવ્ય ભાગ-૨ ''વિરહવિલાસ'' પૃષ્ઠ-૧૩૧ અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ શબ્દથી કરેલો છે અને તેઓને જ સ્વામી રેવતી રમણ બલદેવજીના ભાઇ કહે છે અને પદ-૪૫૧ માં તેઓને જ સ્વામી ધર્મકુલભૂષણ કહે છે અને અંતે તેઓને જ સ્વાની હલધર કહે છે આમ કહી સ્વામીએ અહીં શ્યામ અને ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''કારત કે આવી કરૂણાસાગર, પુરો સહુના કોડ રે, મુનિવર તલખે મળવા સારુ, છોગાના રણછોડ, ભેટતાં ભુજ ભરીસંત મંડળને, માથેમે લતાં હાયરે.... એ સુખ ક્યારે દેખાડશો અમને, ધર્મકુંવર અલબેલ રે, પ્રેમાનંદ કહે દુધ સાકરની, વાળતાં હરિ રંગ રેલરે (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૨/ પદ-૪૭૪- પૃષ્ઠ  ૧૪૧ ''વિરહવિલાસ'' અહીં આ પદમાં પ્રેમાનંદ સ્વામીએ પ્રારંભમાં રણછોડ શબ્દ પ્રયોજેલો છે જે શ્રીકૃષ્ણ વાચી છે અને તે પછી ધર્મકુંવર હરિ શબ્દ સ્વામીએ પ્રયોજેલો છે. આમ કહી પ્રેમાનંદ  સ્વામીએ રણછોડ અને

શ્રીહરિની એકતા પ્રતિપાદન કરી છે)'' ''વૈશાખે વરતાલથી આવો, સોરઠવાસી શ્યામરે, સુંદર બરતમ વીના લાગે, સુનું ગઢપુર ધામ રે, ગોપીનાથ ગયા છો મેલી, તે નિદથી સહુ જન રે, આઠે પહોર ઉદાર રહે બહુ, સંભારી જીવન રે .... શ્રીઘનશ્યામ દયાની સાગર, શું રોવરાવો રાંક રે, પ્રેમાનંદના નાથ પધારો તો, વળી હરિ આકો આંક રે (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૨/ વિરહવિલાસ- પૃષ્ઠ-૧૪૩/ પદ-૪૮૦ અહીં ગોપીનાથનેજ સ્વામીએ પોતાના નાથ શ્રીહરિ કહ્યા)'' ''સુખના સાગર શ્રીહરિરે, સહજાનંદજી ધર્મકુમાર શ્યામ, ધર્મકુલપ્રગટ થયા શ્રીકૃષ્ણજી રે કરવા પામર પતિત ઓધાર શ્યામ, પશ્ચિમ ભોમી તેપાવન કરી રે .... (પ્રેમાનંદ કાવ્ય /ભાગ-૨/ પૃષ્ઠ-૧૪૭/ પદ-૪૮૭ અહીં તો પ્રેમાનંદ સ્વામી સ્પષ્ટપણે જ સહજાનંદ સ્વામીએ શ્રીકૃષ્ણના અવતાર કહે છે.)'' ''સનેહિ સુધ લેજોરે વ્રજપતિ વહાલા, દીન જાણી દરશન દેજોરે, ધર્મના લાલા (પ્રેમાનંદ કાવ્ય/ ભાગ-૨ પૃષ્ઠ/ ૧૫૨/પદ-૪૯૧ અહીં પણ પ્રેમાનંદ સ્વામી વ્રજપતિ શ્રીકૃષ્ણને ધર્મના પુત્ર કહે છે આમ કહીં સ્વામીએ અહી પણ શ્રીકૃષ્ણ શ્રીહરિની એકતા બતાવી છે.)'' ''લોચનિયા વ્યાકુળ વહાલારે વદન જોવાને.... વહાલારે મારા સંભારૂ હું ધર્મકુમાર તેણે આસુંની ધાર રે.... (પદ-૪૯૭) મારો નેહકો નિભાવોરે રણછોડ રાયાને વિસરીમાં જાજોરે ધર્મના જાયા (પદ-૪૯૮/ પ્રેમાનંદ કાવ્ય-૧/ પૃષ્ઠ-૧૫૪ -વિરહવિલાસ/- અહીં પ્રેમાનંદ સ્વામી પદ-૪૯૭ માં જેને ધર્મકુંવર કહે છે તેને જ સ્વામીપદ- ૪૯૮ માં રણછોડરાયશ્રી કૃષ્ણ કહે છે અને પુનઃ તેઓને જે સ્વામી ધર્મકુમાર કહે છે આમ કહી સ્વામીએ બન્નેની પરસ્પર અભિન્નતા બતાવી છે.)'' ''વાલમરે હો તમપર જાઉંવારી, તમપર વારી તમ પર જાઉં વારી, ધર્મકુંવર તમે પ્રાણ અમારા, અને છૈયે દાસીયું તમારી, દરશન આપો દીનાનાથ દયાળુ, ધર્મકુંવર સુખકારી, સુના લાગે છે મોહન મંદિર, તમ વિના કુંજવિહારી આવી બિરાજો ઓસરીએ પ્યારા, ધર્મકુંવર ગિરિધારી (પ્રેમાનંદ કાવ્ય/

ભાગ-ર પદ-૫૦૪/ પૃષ્ઠ-૧૫૬ ''વિરહવિલાસ'' અહીં પ્રેમાનંદ સ્વામી જેને ધર્મકુંવર કહે છે તેઓને જ કુંજવિહારી ગિરિધર શ્રીકૃષ્ણ કહે છે.)'' ''મરી જાવુરે કાયામાયા કુટુંબ મેલીને, સગા સંબંધી તારે સાથે ન આવે.... હારે હેતે હરિ ગુણ ગાતાં હરખાવું રે (૫દ-૧૦/૨), નવકીધુ રે કામ તજી કૃષ્ણજી ભજન, મારૂં મારૂં કહી ખોયો અમૂલખ માન્યખો.... હારે મુખે નારાયણ નામ નથી લીધુ રે (૫દ-૧૧/૨), સુખકારી રે ભજય નર ભુદર બાવેથી, મનમથ મોર્યઘનશ્યામ, છબી ઉરધાર્યે (૫દ-૧૨/૪ દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૫/ પ્રકાશક - મૂળીમંદિર -વિ.સ. ૨૦૨૫/ અહીં દેવાનંદસ્વામી પદ ૧૦ માં જેને હરિ કહે છે તેનેજ પદ-૧૧ માં શ્રીકૃષ્ણ અને નારાયણ કહે છે અને તેઓને જ પદ-૧૨ માં ઘનશ્યામ કહે છે આમ કહી સ્વામી કહે છે જે હરિ છે તેજ કૃષ્ણ છે અને કૃષ્ણ છે તેજ હરિ છે.)'' ''બરખા રીતુ આઇરે, બરખા રીતુ આઇ શામ બીના મોયે ભુવન લગત દુઃખ દાઇ રે.... દેવાનંદ હરિકૃષ્ણ દરસ બીના, ઓર કછુન સોહાઇ (પદ-૩૨૮/૨) મિલબીછુરે મતવારો રે, મિલ બીછુરે મતવારો જનમ સંગાતી, નાગર નંદર દુલારો રે.... (પદ-૩૩૦/૩- દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૧૨૦-૧૨૧ અહી દેવાનંદ સ્વામીએ આ પદો પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના વિયોગાં ગાયા છે પદ-૩૨૮ માં તેઓ જેને હરિકૃષ્ણ કહે છે તેઓને જ પદ-૩૩૦ માં નંદ દુલારો કહે છે આમ કહી સ્વામીએ ધર્મ કુંવર હરિકૃષ્ણની અને નંદનંદન શ્રીકૃષ્ણની આ પદોમાં એકતા પ્રતિપાદન કરી છે.)'' ''શ્રીઘનશ્યામ હો, સુભગુન ધામજી હો, ધરન અવતારજી હો હરન મહી ભારજી હો, મહા મનોહર મૂરતી, શ્રી નીરખે દ્રગનામરી સુરતી અક્ષરધામ સે આયકે હો વાસકીય વ્રજમાંઇ, ભક્તિ ધરમ સુરત સુતસો પ્રભુ હે, હરિકૃષ્ણ સુખદાઇ (દેવાનંદ કાવ્ય/ પદ-૨૦૧/ પૃષ્ઠ-૬૮-૬૯ - અહીં અક્ષર ધામમમાંથી ભગવાન શ્રીકૃષ્ણનું વ્રજમાં પ્રાગટ્ય કહ્યું અને તેઓનેજ સ્વામિએ ભક્તિધર્મ ના પુત્ર હરિકૃષ્ણ કહ્યા આમ કહી દેવાનંદ સ્વામીએ દેવકીનંદન શ્રીકૃષ્ણ

સાથે શ્રીહરિની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''પ્રગટ સ્વરૂપ ઓળખવા શ્રીહરિ, દુર્લભ દેહ ગવાય, એવું તન આપ્યુ રે, લેજે વ્રજરાજ વરી (દેવાનંદ કાવ્ય /પદ-૨૨૨/૧ પૃષ્ઠ-૭૭ અહીં પ્રગટ સ્વરૂપ શ્રીહરિને જ સ્વામીએ વ્રજનારજ શ્રીકૃષ્ણ કહ્યા) ''જમુના કિનાર આવી માંય મિલે ઘનશ્યામ, પાઘ સમારી છબી મતવારી, દરસપરસ બુરી પૂરન કામ.... નયન કમલ વ્રજરાજ કુંવર કે નીરખત સુઘ બિસરી ધનધામ (પદ-૩૬૪/૧), ગિરધારી મતવારી, કેરી મોરલી બજાઇ, અધરધરી અલબેલ અચાનક વ્રજવનિતા ધુની સુની લલચાઇ, (પદ-૩૬૫/૨) અપનાજી વૈ કનૈયા એરે, કોરે દિલજાન (પદ-૩૬૫/૩) રેરે દિલમે બસા હૈ તેરી છબી ચિત્તચૌર, ભાલ વિશાલ ભ્રકુટિ મન ભાવન શરદ કમલાદ્રગ રાતિ દોઉ કોર, કમલકપોલ નવલતીલ ઞાજું, મુનિધરત હે ધરમ કિશોર, દેવાનંદ વદન પરવારી, મધુર હસત હો મદન મદનોર (પદ-૩૬૬/૪) (દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ-૧૩૧-૧૩૨ અહીં દેવાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ શબ્દથી કરેલો છે અને તેઓને જ તેઓ વ્રજરાજ, ગિરિધર, કનૈયા નામથી કહે છે અને પદ-૩૬૬ માં તેઓનેજ ધર્મ કિશોર નામથી કહે છે આમ કહીં સ્વામીએ અહીં વ્રજરાજ શ્રીકૃષ્ણ સાથે ધર્મ કુંવર શ્રીહરિની એકતા પ્રતિ પાદન કરી છે)'' ''મૂર્તિ મનહર ધર્મકુમાર નીરે, નિરખી નયણાં ઞપ્ત ન થાય, કેસર કુમકુમ ચરચેલ ભાલ માંરે, ભ્રુકુટિવાંકી ભ્રમર લોભાય (પદ-૪૭૭/-૧) મોલીડું છાયું નૌતમ મોતીયેરે, રે રંગમાં મોલીડું લટબેર, ફુલના તોરા જૂકેલા પેચમાં રે, જોતાં મુજ સામુ કરી મેર.... દેવાનંદ કહ સહજાનંદ શ્યામને, નીરખી ઞપ્ત ન થાય મારા નેણ (પદ-૪૭૯/૩) રટના રાત દિવસ લાગી રહીરે, ઘડી એક વિસરત નહીં ઘનશ્યામ, કામીનું કામની માંમન ખુંતીયું રે, લોભીનું લલચાણું મનદાન.... ગોકુલ તજી મોહન મથુરા ગયા રે, નિર્દયી નટવર નંદકુમાર દેવાનંદ કહે હરિમન પ્રાણને રે, ચાલ્યા વૃષકુલના આધાર (પદ-૪૮૦/૪) (દેવાનંદ

કાવ્ય/પૃષ્ઠ-૧૬૯-૧૭૧- અહીં દેવાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ ના નામ એવા ધર્મકુમારથી કરેલો છે અને ૪૭૭થી ૪૭૯ આ ત્રણેય પદોમાં તેઓની રૂપ અનુપમ મૂર્તિનું વર્ણન તેઓ કરે છે અને પદ-૪૮૦ માં તેઓને જે દેવાનંદ સ્વામી નટવર નંદ કુમાર કહે છે આમ કહી દેવાનંદ સ્વામી એ અહીં ધર્મકુંવર અને નંદનંદન ની એકતા પ્રતિપાદન કરી છે.)'' જ્ઞાનકો રૂપ જથારથ જાનત, સંત સમાગમ કરી સુધ પાવે... જ્ઞા ... ભૂમિ આદિ પંચ ભૂત કહાવત, માત્રા પાંચ શબ્દાદિ રહાવે, કર્મ જ્ઞાન દશ ઇન્દ્રી ભેદ જુત, અંતસ કરન ચ્યાર ઉપજાવે. જ્ઞા૦ ૧ સ્થુલ અરૂ સૂક્ષ્મ કારન દેહ સો જાગ્રત સ્વપ્ન સુસપ્તિ આવે, આપું ભૂલી અજ્ઞાનિ બંધ હોઇ, જ્ઞાન ચૈતન રૂપ ભુલાવે. જ્ઞા૦ ૨ દેહ આત્મકી જાનત સવિધિ, ભીનભીન કરી ભેદ જનાવે, જ્ઞાનવાન સોઇ પુરુષ પ્રવીનો, તનકો માજી તજી મુક્ત કહાવે. જ્ઞા૦ ૩ <u>**અક્ષર પર પુરુષોત્તમ પુરન, બ્રહ્મ રૂપ કરીકે શ્રુતિ ગાવે,**</u> સો શ્રી કૃષ્ણ અવતાર ભૂમિ પર, દેવાનંદ ભક્ત મન ભાવે. જ્ઞા૦ ૪(૯૧૨ પદ-૨) બ્રહ્મ વૈરાગ જોકે ઉર ઉપજત, તન સુખ સુપન સમાન હી ભાસે... બ્ર... ખાનપાન કછુ ભોગ ન ભાવત, પંચ વિષે દુઃખ દાઇ કહાસે, માત તાત પ્રિયા સુત બંધવ, તા. સંગ પ્રીત સો નાંહી પ્રકાશે. બ્ર૦ ૧ ધામ ધરા ધન સંપતિ સજન, કુડો કુટુંબ નેહ નહીં તાસે, રાજ કાજ સુખ સાજ તુછ કરી, અંત કાલ તજીકે ઊઠી જાશે. બ્ર૦ ૨ હેત પ્રીત હરિજન સંગ કરીકે, ગોવિંદકે ગુન નિશદિન ગાવે, ચૌદ લોકકો સુખ કાલ ચવેનો, જુઠ હી જાનત નક્ર નિવાસે. બ્ર૦ ૩ કૃષ્ણકો ધ્યાન અહોનિશ ઉરમેં, પ્રેમ મગન હોઇ કૃષ્ણ ઉપાસે, દેવાનંદકો નાથ સુખદાયક, જાતન કોટિ જનમ અઘ નાશે. બ્ર૦ ૪ (૯૧૩ પદ-૩) ભુતલ ભક્તિ ભરતખંડ માંહી, સબ સાધનસે અતિ સુખકારી... ભુ ... કૃષ્ણ કથા સુની શ્રવન સુધાકર, કોટિ જનમ અઘ ઓઘ અપારી; તોકો નાશ કરત નટ નાગર, મંગલ રૂપ મૂર્તિ ઉર ધારી. ભુ૦ ૧ મન વરતી હરિ ચરનમેં રાખત, ગુન

કીરતન ગાવત નરનારી, હરિપ્રસાદકે લાલકી શોભા, શામલ ગાત છબી મતવારી. ભુ૦ ૨ હરિ કૃષ્ણ ચરનન ચિત ધારત, માલા ફેરત સુરત સંભારી, સેવા બનગી ભાવ ભજનમેં, કરી કરી થાલ ગોપાલ જીમારી. ભુ૦ ૩ અરચન ચંદન કરત કૃષ્ણકો, દાસ જાની વર દેત મુરારી, દેવનંદકે નાથ દયાનિધિ, ભક્તિ દાન જન પ્રાન પીયારી. ભુ૦ ૪ **(દેવાનંદ કાવ્ય :-** અહીં દેવાનંદ સ્વામી પદ-૯૧૨ માં કહે છે કે જે અક્ષર પરપુરૂષોત્તમ છે જેને બ્રહ્મ રૂપ તરીકે શ્રુતિ ગાય છે તેજ શ્રીકૃષ્ણ રૂપે ભૂતલ પર પ્રગટ થયા તથા પદ-૯૧૩ માં તેઓને જ ગોવિંદ તરીકે સ્વામી કહે છે. ગોવિંદનામ દેવકી નંદન શ્રીકૃષ્ણ છે અને તેઓને જ સ્વામી પદ -૯૧૪ ની બીજી કડીમાં હરિપ્રસાદ અર્થાત્ ધર્મદેવના પુત્ર કહે છે. આમ કહીં સ્વામી કહે છે જે અક્ષર પર પુરૂષોત્તમ છે જેઓએ  શ્રીકૃષ્ણ નામ ધારણ કરી ધરાતલ પર અવતાર ગ્રહણ કરેલો તેઓજ પુનઃ હરિપ્રસાદના પુત્રરૂપે  પ્રગટ થયા છે એટલે જ માટે સ્વામી એ પદ/૯૧૪ માં ''હરિપ્રસાદ કે લાલ''  આ શબ્દ યોજેલો છે/ દેવાનંદ કાવ્ય પૃષ્ઠ-૩૩૫-૩૩૬ આથી શ્રીકૃષ્ણ તથા શ્રીહરિ એકતા પ્રતિપાવન થઇ.)'' ''ઘનશ્યામ મીલન ચીત ચાઇરેમેં, કોન દિન દેખું રે જાઇ ...ઘ... મુખે દેખે બીનાં સુખ નહી મનમેં, અંતરમેં અકુલાઇ, જાદુ કરીકે ગયો હે મેરા જીયામેં, પ્રીત કરીકે પછતાઈ રેમેં. કો૦ ૧ બ્રહકે બાંને મારી બે દરદી, પીરના જાની પસાઇ, મોહનલાલ ગયો મધુપુરમેં, વ્યાકુલ ફીરૂં વ્રજમાઈ રેમે. કો૦ ૨ રાત્ય દિવસ રટના એહી લાગી પીયા બીન જીયા મુરઝાઈ, નયન ભરી કબ નીરખું નટવર, શામ સુંદર સુખદાઈ રેમેં કો૦ ૩ કપટી મીત ચીત ગયો ચોરી, અધર સુધારસ પાઈ, દેવાનંદ કહે અજહું ન આયો, નૌતમ નેહ લગાઈ રેમે. કો૦ ૪ (૯૨૫ - પદ-૧) મોકુ બાવરીશી કરી બનવારી મેં, બનબન ઢું ઢું ગિરધારી ... મો... શામ બીના કછુ કામ ન સુઝત, પ્રેમ પાસ ગલે ડારી, હેત સહીત મુખહાસ કરી કરી, બીરહ બીકલ બ્રજનારી રેમેં. બ૦ ૧ નવ

જોવન તન શામ કામ પ્રદ, બરતન રના હારી, યહ છબી આય બસી અખીયનમેં, કરૂના નિધિ સુખકારીરે મેં. બ૦ ૨ જમુના નીર ભરનકુ ભુલી, ભુરકી ડારી કછુ ભારી, બીન દેખે વ્રજરાજ રસિક વર, પીર ટરત નહી ટારી રેમેં. બ૦ ૩ કોઇ મીલવહું કાન જાન દિલ, પરવશ ભઇ પનીચારી, દેવાનંદ કહે દિલમાં અચાનક, નેંન બાન ગયો મારી રેમેં. બ૦ ૪ (૯૨૬ પદ-૨) હરિકૃષ્ણ દરશ કબ પાવું રેમેં, શામ મુખ દેખન કહાં જાવું હરિ... પીયા પરદેશ સંદેશ ન આવત, ધીરજ કેસે ધરાવું, બીછું રે પ્રાન જીવન ધન ગિરધર, નેંનસે નીર બહાવું રેમે. શા૦ ૧ હસની બોલની ચલની ચિતવતિ રહું, ઈન સંગમન લલચાવું, મનમોહનકે મુખકી બતીયાં, સુની સુની શ્રવન લોભાવું રેમેં. શા૦ ૨ નીરખત નયન ત્રપતિ નહી પાવત, રૂપ રસિક ઉર લાવું, પ્રફુલીત કમલ કોટિ શશી વારૂં, વદન હેરી હરખાવું રેમેં. શા૦ ૩ નાશા નીકટ શામ તીલ ત્રાજુ, ધરી ઉર ધ્યાન લગાવું, દેવાનંદ કહે અંક ભરી ભેટીકે, તનકે તાપ બુઝાવું રેમેં. શા૦ ૪ (૯૨૭ પદ-૩) જાદુ કરીકેગયો હે દિલજાની રેમેં, કોનપુર ખોજુ નંદરાની... જા... છેલ કુંવર તેરો લાલ કનૈયો, બોલત અમૃત બાંની, મંગલ રૂપ મનોહર મૂર્તિ, લાવનમેં લલચાની રેમેં. કો૦ ૧ ખેલ કરત રંગરેલ સખા સંગ દધી માખનકો દાની, વૃંદાવન કી કુંજ ગલીમેં, રાસ રમત ગ્રહી પાંની રેમેં. કો૦ ૨ કોમલ ગાત કમલ દલ લોચન, રૂપ સુધા રસ ખાંની, યહી છબી નીરખત ભઇ હું બાવરી, ગયો કહાં છેલ ગુમાની રેમેં. કો૦ ૩ પીયા બીન પ્રાન તજ બ્રજ બીનતા, સુન સખી પરમ સયાંની, દેવાનંદકો નાથ બીન દેખે, હો તન દુઃખકી હાંની રેમેં. કો૦ ૪ (૯૨૮ પદ-૪) **(દેવાનંદ કાવ્ય** / પૃષ્ઠ૩૩૯-૩૪૧ અહીં દેવાનંદ સ્વામીએ આ ચારેય પદો ભગવાનના વિયોગમાં ગાયા છે તેમાં તેઓને જે ગિરિધર શ્રીકૃષ્ણ ગોપીઓને છોડી મથુરા ગયા હતા તેજ શ્રીકૃષ્ણને તેઓ પદ-૯૨૭ માં હરિકૃષ્ણ તરીકે કહે છે અર્થાત સ્વામી કહે છે પ્રગટ પ્રમાણ શ્રીહરિકૃષ્ણ છે તેઓજ

કૃષ્ણાવતારમાં જેમ ગોપીઓને છોડી મથુરા જતા રહ્યા હતા તે જ આઅવતારાં અમોને છોડી નિજધામમમાં જતા રહ્યા છે. આમ અહીં દેવાનંદ સ્વામીએ શ્યામ અને ઘનશ્યામની એકતા બતાવી છે.)''  ''કરીયા નિરમોહી શું પ્રીત ચીત મેરો ચોરી ગયો...ક, મનહર ધર્મકુમારકીરે, રસિક સલોની રીત,પુરન શશી મુખ શામકો રે, નિરખત મદન લજીત, અધર સુધારસ આપકો રે, પાન કરાવત નીત, દેવાનંદ કહે બે દરદી કો, સુન્યો મધુર સ્વરગીય (દેવાનંદ કાવ્ય/પદ-૯૩૧/૩) મોરી પીયા ન જાનતપીર, ધીર કહો કે સે ધરૂં ....આતુર ચિત નીત નેહરે મેરે, બહુત દ્રગનસેં નીર, આપતો જાઇ મથુરાં બેસે હે, બંસીધર બલવીર, કુંજ બિહારી કબ ભેટીહું રે, નટવર નવલ અહીર દેવાનંદ કહે મુખ બચનકો રે, લગો કલેજેમેં તીર (દેવાનંદ કાવ્ય /પદ-૯૩૨/૪, અહીં દેવાનંદસ્વામી પદ-૯૩૧ માં જે ધર્મકુમાર છે તેનેજ પદ -૯૩૨માં બલવીર બંસી ધરમ શ્રીકૃષ્ણ કહે છે આમ કહી નંદનંદન અને ધર્મકુંવરની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''આ જગમેં નહી કોઇ, સગો નર ગાફલ તેરો... આ, ... હરિકુ વિસારીકે હોત મેં અતિસે, મુરખ જ્યું રયો મોઇ.... દેવાનંદ કહે કૃષ્ણકુ ભજીલે, ચરનકમલ ચિત્ત પ્રોઇ (પદ-૯૪૨), દો દિન મજમાંન, ચલન ન સાંજ સવેરી છે, વિષે સંબંધી વાત મેં વસ હોઇ, ગાફલ રહે ગુલતાન, .... દેવાનંદ કહે પ્રગટ હરિ ભજીલે ભવતારન ભગવાન (પદ-૯૪૩) ભજનર ગિરધરલાલ, કાલ તીરે શીર પર હાડો.... સુખદાયક હરિકૃષ્ણકો, શરનો કર્ય તજી જગત જંજાલ, દેવાનંદ કહે કાંઇ નહી અપનો, બીના ગોવિંદ ગોપાલ (પદ-૯૪૪)સુખદાયક હરિશરન, મરન જય ત્રાસ મીટાવન, અધમ ઉધારન શ્રીપતિ ભજીલે, કાલસે નિરભય કરવા ......દેવાનંદ કહે કરૂંના કરીકે, દેત  દરસ ગિરિધરન્ (પદ-૯૪૫.... દેવાનંદ કાવ્ય/૩૪૫- ૩૪૬ અહી દેવાનંદ સ્વામી પદનો આરંભ હરિ શબ્દથી કરે છે જેનામ શ્રીસ્વામિનારાયણ નું રૂઢ નામ છે અને તેઓને જ પદના અંતે સ્વામી કૃષ્ણ નામથી

કહે છે કૃષ્ણ નામ એ નંદનંદનનું રૂઢ  નામ છે અને તેઓને જ સ્વામી પદ ૯૪૩ માં પ્રગટ પ્રમાણ હરિ કહે છે અને પદ-૯૪૪ માં તે પ્રગટ પ્રમાણ શ્રી હરિનેજ સ્વામી ગિરિધર અને ગોવિંદ નામથી સંબોધે છે. ગિરિધર અને ગોવિંદનામ એ દેવકીનંદન શ્રીકૃષ્ણનું રૂઢ નામ છે. આમ કહી સ્વામી એવું કહે છે કે કૃષ્ણ છે તેજ હરિ છે અને હરિ છે તેજ કૃષ્ણ છે.)'' ''તારી છબી નૌતમ ઘનશ્યામ કામણગારી રે, શોભા નીરખીને નવલ કીશોર મોઇ વ્રજ નારી રે (પદ-૯૫૦/૧), ગુણસાગર ગિરિધરલાલ વરીવનમાલીરે, મારા પુણ્યતણો નહિ પાર ભુધર ભાલી રે, નિગમ નેતિ જશગાવહી સો અનંદ ભુવન કે દેશ હો, માનુષ તન ધરીમહી પર વિચરત, જોગેશ્વર જગદિશ, નટવરનાગર આપ નિરંજન, દેવત દરશન દાન હો, અધમ ઉધારન સબ જગકારન, ભવતારન ભગવાન, શોક હરન શુભ કરન સોઇ પ્રભુ, ભક્તિધર્મ કે બાલ હો, કલીમલનાસકરન નારાયન, પ્રિતમ પરમદયાલ, ભરત ખંડકો ભાગ્ય અલૌકિક, ઇશ્વર ઘરે અવતાર હો, દેવાનંદકો નાથ નવલ પીયા, જીવન જગ આધાર (પદ-૯૫૨/૩- દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૩૪૮-૩૪૯ અહીં પદનો પ્રારંભ દેવાનંદ સ્વામીએ ઘનશ્યામ નામથી કરેલો છે જેનામ સ્વામીના ઇષ્ટદેવ શ્રીહરિનું રૂઢ નામ છે અને તેઓના જ રૂપ ઉપર વ્રજનારી કૃષ્ણાવતારમાં મોહિત થઇને ફરતી હતી એવું સ્વામી કહે છે તથા તે ઘનશ્યામને જ પદ-૯૫૩ માં સ્વામી ગિરધર કહીને સંબોધે છે. ગિરધર નામ શ્રીકૃષ્ણનું છે અને તેજ પદમાં સ્વામી કહે છે તેઓજ અધમોનો ઉધ્ધાર કરણ ભક્તિ ધર્મના બાળ તરીકે ભરત ખંડમાં પ્રગટ થયા આમ કહી સ્વામીએ ઘનશ્યામ અને ગિરિધરની અહીં એકતા બતાવી છે.)''  ''પ્રગટ રૂપ પુરૂષોત્તમ પુરન, હરિ દુઃખ મેટન હારો, તાકો શરન લીયો સુખ સાગર, ગિરધર છેલ છોવારો (દેવાનંદકાવ્ય/ પદ-૯૬૬/૨ અહી શ્રીહરિને  'સ્વામી એ પ્રગટ પ્રમાણ પુરૂષોત્તમ કહી તેઓનેજ ગિરિધર શ્રીકૃષ્ણ કહે છે.') ''મેરે મનમેં બશા ઘનશ્યામ

રે, કામીકે મન વસત નારી, લોભી કે મન ધન, સંત કે મન વસંત ગિરધર, ભુપ કે ગઢ ગામ .... ભોગી કે મન ભોગ ઇછા, ચહત હે પર વામ ત્યું મેરે મન રહત વ્રજપતિ, જપહું આઠુ જામ. દેવાનંદ કે નાથ સુખ નિધિ, સંત કે નિશરામ, પ્રેમી જનકો પ્રિયખજીનો, સહજાનંદ સુખધામ (દેવાનંદ કાવ્ય/પદ-૯૭૫/પૃષ્ઠ-૩૫૮ અહીં દેવાનંદ સ્વામી કહે છે મારા મનમાં મારા ઇષ્ટદેવ ઘનશ્યામનો અખંડ વાસ છે અને તે ઘનશ્યામ ને જ આગળ જતા સ્વામી ગિરધર તથા વ્રજપતિ કહે છે અને અંતે તે જ પ્રજાપતિને સ્વામી સહજાનંદનંદ તરીકે કહે છે આમ કહી સ્વામી એવું કહે છે કે જે શ્રીહરિ છે તેજ ગિરિધર વ્રજપતિ શ્રીકૃષ્ણ છે અને જે શ્રીકૃષ્ણ છે તેજ શ્રીહરિ છે.)'' '' દુર્લભ સહજાનંદ સુખદાઇ, બરતન શાર દશેષ લજાઇ, અવિચલ અક્ષર ધામ છે રે, મુક્ત વસે તે માંઇ, ભાગવતી તનુ ભક્તનાંરે, દિવ્ય તેજ દરસાઇ કાલે તે નાશ ના કરી શકે રે, દેહ ગેહ પ્રભુતાઇ .... રાધાકાંત સંગ રંગ ભરે રે લગર મગન લેય લાઇ .... કરૂના દૃષ્ટિ કૃષ્ણજી રે, હેરત જન હરખાઇ, દેવાનંદનો નાથજી રે, જુગજુગ જનમત આઇ (દેવાનંદ કાવ્ય/પદ-૯૮૯/૧ પૃ. ૩૬૩ અહીં દેવાનંદ સ્વામી પદનો આરંભ સહજાનંદ નામથી કરે છે અને તેઓને જ સ્વામી રાધાજીના પતિ કહે છે અને અંતે તેઓને જ કૃષ્ણનામથી સંબોધે છે. આમ કહી આ કીર્તનમાં સ્વામીએ સહજાનંદ અને કૃષ્ણની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''મૂર્તિ મરમાળી ભાળી રે, કરૂણામાં ભીની, આંખડલીમાં રાતુ રેખું મદન ભરેલુ દેખું, કાજલ વિનાની કાલી રે .... દેવાનંદ કહે બલહારી રે, ધર્મકુંવર નિધિ મારી, વસ્યા ઉરવનમાલીરે, (પદ-૯૯૩/૨) 'આંખલડી છે જાદુગારી રે, અલબેલાજીની....' કામણીયા જાણે છે કાનો નજરમાં આવે છે નાનો ભુરકી નાખેલ ભારીરે, ગોકુલીયું કર્યુ છે ઘેલું, પ્રીત લગાડી પેલુંવેલું પ્રેમની કટારી મારી રે, મોરલી મધુરીવાઇ, ગેરે સુરેગાઇ ગાઇ વશ કીધી વ્રજનારી રે, દેવાનંદ કે વાલે, સામું જોયું નંદલાલે, મીટડલી છે મોહકારીરે (પદ-

૯૯૫/૪ દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ- ૩૬૪-૩૬૫ -અહી પદ-૯૯૩ માં જે ધર્મકુંવર હરિકૃષ્ણની રૂપાનું રૂપ મુર્તિનું દેવાનંદ સ્વામી વર્ણન કરે છે તે એનીજ નયનરમ્ય મૂર્તિપર વ્રજનારી ઘેલી થઇને ફરતી હતી એવું સ્વામી કહે છે અને પદના અંતે તેઓને જ સ્વામી નંદલાલ કહે છે આમ આ પદોમાં સ્વામી નંદનંદન અને ધર્મનંદન ની એકતા બતાવી છે.)'' ''કે 'દિ આવશે ગોકુલ કાન રે ઓધવ અલબેલો અમને દેવા દરસન દાન રે, રંગડાનો રેલો, .... વૈશાખે મારો રે વાયુ ઘેલો વૈશાખ મારે રે, વૈશાખે વાયુ ઘણો રે, વરસે ગ્રીષ્મકાળ, કેમ નાવ્યા હરિ કૃષ્ણજી, ગુણ સાગર છેલ ગોપાળ રે .... પોષ માસે રે પ્રીત કરી કરી પોષ માસેરે, પોષ માસે પ્રીત કીરે કીધી નંદ કુમાર .... ફાઘણમાસે ફુલીયાં રે, જાણું આવે જદુરાઇ, હોરી રમશું હેતમાં, ભેટી તનના તાપ બુઝાય .... અધિકમાસે રે આપ્યું વાલે અધિક માસે રે, અધિક માસે આપીયું રે, દુર્લભ દરસન દાન, હરિ કૃષ્ણ અતિ હેતમાં, મુને ભેટયા આવી ભગવાન રે.... દેવાનંદ કહે જીવતા.... કોટિ જન્મ મરણ દુઃખ જાય (દેવાનંદ કાવ્ય /પદ-૧૦૧૬ પૃષ્ઠ-૩૭૩-૩૭૫ અહીં દેવાનંદ સ્વામી આ પદ ભગવાનના વિરહમાં ગાય છે પદના આરંભમાં તેઓ પરમાત્માને હરિકૃષ્ણ નામથી કહે છે આ નામ સ્વામીના ઇષ્ટદેવનું નામ છે અને તે પછી તેજ હરિકૃષ્ણ ને દેવાનંદ સ્વામી નંદનંદન (નંદજીના પુત્ર) અને યદુનંદન (વસુદેવ નામના યાદવના પુત્ર) કહે છે અને પદાન્તે તે નંદનંદન ને જ સ્વામી હરિકૃષ્ણ નામથી સંબોધે છે. આમ કહી આ પદોમાં દેવાનંદસ્વામી ધર્મનંદન હરિકૃષ્ણ સાથે નંદનંદન યદુનંદન શ્રીકૃષ્ણની એકતા સ્પષ્ટ પણે પ્રતિપાદન કરી રહ્યા છે અર્થાત્ સદ્.દેવાનંદ સ્વામી કહે છે. જે દ્વાપર અને કલીની સંધિમાં મથુરી પુરી વિશે પ્રગટ થનારા દેવકી નંદન શ્રીકૃષ્ણ જ પુનઃ ઘોર કલીકાલની પુષ્કળ પ્રવૃત્તિ માં હરિકૃષ્ણનામ ધારણ કરી પ્રગટ થયા છે.)'' ''હેમ કળાં હાથે મોલીડું માથે રે, તેમાં તોરા પ્રીતમ મેરા શોભે ઘનશ્યામ.... જનમ ધરીને

પ્રગટ હરિને હું તો પામી નાથ બહુનામી ..... (પદ-૩૯૧/૧), ભુવન પધારો જનમ સુધારો રે દિલ જાનીતન કુરબાની દેવાનંદ દાસીચરન ઉપાસી રે ગિરિધર અખંડ ખુમારી (પદ/૩૯૪) (અહીં દેવાનંદ સ્વામી પદ-૩૯૨ માં જેને પ્રગટ શ્રી હરિ કહે છે તેઓને જ પદ-૩૯૪ માં ગિરિધર શ્રીકૃષ્ણ કહે છે આમ કહી સ્વામીએ તે બન્નેની અભિન્નતા અહીં પ્રતિપાદન કરી છે./ દેવા.કા./ પૃ. ૧૪૧/ ૧૪૨.)'' ''આજ મારૂં ભાગ્ય ઉદે થયું કોઇ જનમનું આવી, પ્રગટ મળ્યા ઘનશ્યામજી, વરણી વેશ બનાવી (પદ-૧૦૧૮/૨), આજ રે મેટયું દુઃખ મરણનું, મળીયા કૃષ્ણ મુરારી શોભાનિધિ ઘનશ્યામની, છબી અતિ સુખકારી.... રૂપનવલ વ્રજરાજ નું, જે જન ઉરધારે, દેવાનંદ કહે દેખતા, દિલમાં દોષ નિવાસે (દેવાનંદ કાવ્ય/ પદ-૧૦૨૦/૪- પૃષ્ઠ - ૩૭૫-૩૭૬ અહીં દેવાનંદ સ્વામી પદ-૧૦૧૮ માં જેને પ્રગટ ઘનશ્યામ કહે છે તેને જ પદ -૧૦૨૦/૪ માં કૃષ્ણમુરારી તથા વ્રજરાજ કહે છે આમ કહી સ્વામીએ અહીં પ્રગટ ઘનશ્યામ સાથે વ્રજરાજ શ્રીકૃષ્ણની એકતા બતાવી છે.)'' '' તેજ પ્રમાણે દેવાનંદ કાવ્યમાં :- ''સહજાનંદ સુજાન ભેટી ભ્રમના ભાંગી રે ... સ.... છબી અલૌકિક છેલની જોઇ જગથી ન્યારી રે, વશ થઇ ગઇ વાતમાં ચડી પ્રેમ ખુમારી રે. સ૦ ૧ આંખલડી અલબેલની, બીના કાજલ કાળી રે, ચોટ લગાડી ચિત્તમાં, મુજ સામું ભાળી રે. સ૦ ૨ મંગલકારી મુખડું હેત હાસ ભરેલું રે, કોટી શશી કરું વારણે, ઉરમા ધરેલું રે. સ૦ ૩ અધર બિંબ પ્રવાલાની, ઉપમા બજાવે રે, દેવાનંદના નાથની, મૂર્તિ મનમાં ભાવે રે. સ૦ ૪ **(૧૦૪૬)** સુખકારી ઘનશ્યામ દેવી દિલ લોભાણું રે ... સુ... રૂપ અતિ રળિયામણું; ચંચલતા ભારી રે, જમવા ટાણે જોઇને, છબી ઉરમાં ધારી રે. સુ૦ ૧ હાસ કરી કરી હેતમાં, મુજને બોલાવી રે, અંતરમાં અલબેલની, વસી મૂર્તિ આવી રે. સુ૦ ૨ લીલા અલૌકિક લાલની, નૌતમ નિહાલી રે, પીરસે લાડુ પંગત્યમાં, ભાવેથી ભાલી રે. સુ૦ ૩ વારે વારે વ્રજરાજને જોવાને જાયે રે, દેવાનંદના

નાથને સેવી સુખીયા થાયે રે. સુ૦૪ **(૧૦૪૭)** આજ સખી ઘનશ્યામ, જોયા જમુના તીરે રે ... આ ... સંત સખાની મંડલી, કરે જલમાં ક્રીડા રે, જોતા ટાલે જીવની, પરલોકની પીડા રે. આ૦૧ કાંઠડે ઊભી કામની ભૂલી ભરવું પાણી રે, રૂપ જોઇ રંગછેલનું, એક તગ લિખાણી રે,આ૦૨ સખી એ સુખની વારતા જન જોઇ તે જાણે રે, વણ દીઠે વ્રજરાને ક્યાંથી ધ્યાનમાં આણે રે. આ૦૩ મલ્યા પ્રગટ માવજી, રસ પૂરણા પીધો રે, દેવાનંદ કે દેખતાં જનમ સુફલ કીધો રે, આ૦૪ **(૧૦૪૮)** શોભાનિધિ ઘનશામ, રાખું આંખડી આગે રે... શો ... સંત સભામાં શામલો, બેઠા છે આવી રે, તારા પુન્યમ ચંદની ઉપરમાં લજાવી રે. શો૦૧ સાવ સોનેરી મોળીયું, તેમાં ફુલના તોરા રે, પેચ ઝૂંકેલા પાપણ્યે, હસે થોરા થોરા રે. શો૦૨ શામ કપોલે શોભતું, એક તીલનું ત્રાજુ રે, હૈયે હાર ગુલાબના, બાંધ્યા ફુલના બાજુ રે. શો૦૩ પીળું પીતાંબર પેરીયું, રેટે કમર કશી રે, દેવાનંદના દિલમાં છબી છેલની વસી રે. શો૦૪ (દેવાનંદકાવ્ય/ પદ-૧૦૪૬ થી ૧૦૪૯/૧-૪ પૃષ્ઠ-૩૮૮ -૩૯૦ એહીં દેવાનંદ સ્વામી પદ-૧૦૪૬ માં પ્રારંભમાં સહજાનંદ શબ્દ પ્રયોજેલો છે, અને તેઓને જ સ્વામી પદ-૧૦૪૭ માં સંતોની પંક્તિમા લાડુ પીરસનારા વ્રજરાજ- વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણ કહે છે અને તેઓને જ પદ-૧૦૪૮ માં સ્વામી ઘનશ્યામ કહે છે અને તે ઘનશ્યામનેજ સ્વામી યમુના તટે જલક્રીડા કરનારા વ્રજરાજ કહે છે આમ કહી સ્વામી એવું કહે છે જે કૃષ્ણ છે તેજ હરિ છે અને હરિ છે તેજ કૃષ્ણ છે.)'' ''બાવરીશી કરગયો બાસુરી બજાઇ, અધર ધરી અલબેલ અચનાક ગિરધર ગેરે સ્વર ગાઇ, યહ છબી આઇ બસી અંતરમેં, કોટિક કામ લજાઇ ભૂલ ગઇ જમનાકે જલ ભરનો, લાવનમેલલચાઇ, સુંદર બદન કમકલી શોભા, અખીયનમે અટકાઇ (પદ-૧૦૫૪/૧), શામરી સલોની છબી વિરસતનાંહી ધર્મકુમાર મનોહર મૂર્તિ, બસ રહી જીયરામાંય .... દેવાનંદ દરસકે લોભી, ચંદ ચકોર જયું ચાઇ (પદ-૧૦૫૫/૪

દેવાનંદ કાવ્ય / પૃષ્ઠ-૩૯૧-૩૯૨/ અહી દેવાનંદ સ્વામી જમના તીરે મધુરી સ્વરે વેણુવગાડનારા ગિરધારીને જ પદ ૧૦૫૫/૪ માં ધર્મકુમાર શ્રીહરિ કહે છે.)'' ''નિરમોહી ઘનશ્યામ રાજની, ચીત લે ગયો ચોરી , પડવે પ્રીત કરી પછતાઇ, બીરહ બીયાબરની નહી જાઇ, પરવશ પ્રાન કરી ગયો કાન, ચોરીમોહન ઉર મરમકે બાન ... છઠે છલ કરી ગયો છેલ, અજહું ન બ્રજ આયો અલબેલ.... નોમેનટવર અધર સુધા રસ પાવન હાર, આલિંગન ચુંબન સુખદાઇ, કરૂના નિધિ કબ કરહી આઇ, .... એકાદશી ઉપર તાપ અપાર, વિલખત વ્રજત્રિયા વારમવાર ..... બાર માસ બીતે બલવીર, અજકુંના આયે શામ શરીર.... ચૌદસે ચિંત ઉપર બઢી આઇ, હરિકૃષ્ણ બીના કછુના સુહાઇ.... ગુણાતીત ગોપીકાનું ગાન ગાવત સુનત સો કાન (દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૩૯૩-૩૯૫/ પદ-૧૦૫૮ અહીં દેવાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિના વિયોગમાં પંદર તીથિઓના પદની રચના કરી છે આ પદના જે જે સ્થાન પર શ્યામ, કાન, મોહન, બલવીર શબ્દો આવે છે તે શબ્દો શ્રીકૃષ્ણ વાચી છે અને અંતે તે જ શબ્દો ને સ્વામીએ હરિકૃષ્ણ પર ઘટાવેલા છે અર્થાત્ આ પદમાં સ્વામીએ ભગવાન શ્રીકૃષ્ણના વિયોગમાં જે ગોપીઓની દશાનું વર્ણન કરેલું છે તે દશા ગોપીઓને આપનારા પ્રગટ પ્રમાણ હરિકૃષ્ણ જ હતા એટલે કૃષ્ણાવતારમાં આ હરિકૃષ્ણ જ તેઓને ત્યાગ કરી મથુરા જતા રહ્યા હતા એમ સ્વામી મર્મમા કહે છે આથી શ્રીકૃષ્ણ  સાથે શ્રીહરિકૃષ્ણની એકતા આ પદમાં સ્વામીએ પ્રતિપાદન કરી છે.)''  ''ભજમન ધર્મકુવર સુખકારી, તેહી બની સુરમનિ અસુર નાગનર, ભવ ભટકત ગયે હારી, પામર પતિત નીચે અતિ નિરલજ, તેરે ભવ ભજી ગિરધારી ગીધ વ્યાઘ ગૌતમકી ઘરની, કૌલકીર પનગારી (દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ-૩૯૮/ પદ-૧૦૬૭ અહીં દેવાનંદ સ્વામીએ પદના આરંભમાં હરિકૃષ્ણ શબ્દનો પ્રયોગ કરેલો છે અને તે પછી એજ હરિકૃષ્ણને સ્વામીએ ગરિધર શબ્દથી સંબોધેલા છે અને તેઓનું

જ ભજન કરી ગીધ ગણિકા આદી ભગસાગર પાર ઉતરેલા છે એમ સ્વામી કહે છે આમ કહીં સ્વામી એવું કહે છે કે ગીધ ગણિકા આદિનો ઉદ્ધાર કરવા તેતે સમયે મારા ઇષ્ટદેવ હરિકૃષ્ણજ અવતાર ધારણ કરીને આવેલા હતા આથી બધા અવતારી સાથે હરિકૃષ્ણની એકતા પ્રતિપાદન થાય છે.)'' ''ગિરધર કરે ગુન નિશ દિન ગાવીયે, એકાગ્રહ મન કરી, ભજીયે પ્રગટહરિ (દેવાનંદકાવ્ય /પદ - ૧૦૮૨/૪- પૃષ્ઠ-૪૦૩ અહીં ગિરિધર નેજ સ્વામી પ્રગટ શ્રીહરિ કહે છે આમ કહીં શ્રીકૃષ્ણ શ્રીહરિની સ્વામીએ એકતા બતાવી છે.)'' ''નારાયણ મુનિ રટન કર્યુ, હરિકૃષ્ણ હિતકારી, ભાવસહિત ઘનશ્યામ ભજન કરી, તનમન તાપ નિવારી, નવધા ભક્તિ નેમ ધર્મ જુત, શ્રવન મનન કરી ભારી, પતિત હોત ભવ પાર્યનાર્યનર, ગુત બરનત ગિરધારી, સુમરન શ્વાસ ઉશ્વાસે કરી કરી, વ્રજપતિ કુંજ બિહારી (દેવાનંદકાવ્ય/ પદ-૧૧૧૨/૨ પૃષ્ઠ-૪૧૩/ અહી દેવાનંદ સ્વામી જે નારાયણ મુનિ, હરિકૃષ્ણ ઘનશ્યામનું રટન કરવાનું કહે છે તેને જ આગળ ગિરધારી તથા કુંજવિહારી કહે છે આમ કહીં હરિકૃષ્ણ અને કુંજવિહારીની એકતા અહીં સ્વામીએ પ્રતિપાદન કરી છે.)'' ''હે ઘનશ્યામ પ્યારે, તુમ તો દયા મેરો, જીવન સુધારે.... હે દુઃખ ટારન ભક્ત કે, સંકટહારી વિઘ્ન નિવારન હે, દ્રપદ સુતાકી લાજ, સભામે રાખી મહારાજ, નયેનયે ચીર પધારન, ગજહીત ધાયે નાથ, હરિ ચક્ર લીયે હાથ, ડેર સુની જુંડકું વીડારન, દેવાનંદ કહે કાન કરૂના નિધાન જાન, કામ ક્રોધરીપુ મોહ રીપુ મારન (દેવાનંદ કાવ્ય/ પદ-૧૨૦૪/૩ પૃ. ૪૪૩ અહી દેવાનંદ સ્વામી કહે છે કૃષ્ણાવતારમાં દ્રૌપદીની લાજ તથા હરિ અવતારમાં ધારણ કરી ગ્રાહના મુખમાંથી ગજેન્દ્રને છોડાવનારા મારા ઇષ્ટદેવ ઘનશ્યામ જ હતા આથી બધા અવતારો સાથે શ્રીહરિની એકતા સ્પષ્ટ થઇ.)'' '' તુમસે કોન કૃપાનિધિ કૈહું શ્રીઘનશ્યામ દયાકે સાગર, તવશરના ગતયૈહુ (પદ-૧૨૧૦/૧), અધમ ઉધારન તુમ

અવિનાશી, કોટી ગુના મેટન ગિરધરજી, પ્રગટ રૂપ પ્રકાશી, ગુનકા ગીધ ગૌતમકી ઘરની,  અજામેલ, અઘરાશી, તવપદ રજત પરસત જગ પાવન, ભયે વૈકુંઠ કે વાસી, ગોકુલ કી નારી વ્યભીચારી , તવપદ રટન કુલાસી, પ્રેમલક્ષણા ભક્તિ થાઇ કે, ભવતવ ચરનન ઉપાસી, વાંદર રીછ જાનવર જાતી, પ્રભુસંગ પ્રેમ પીયાસી, રાવન સાથ લરી જુધમેં, રઘુનંદન સો રીઝાસી, કૃપાનિધાન પ્રાનતે પ્યારે, ભક્ત વચ્છલ મન ભાસી, દેવાનંદ કહે તવ પદ પંકજ, રહત કોટી ગયા કાશી (દેવાનંદ કાવ્ય/પદ-૧૨૧૨/૨ પૃષ્ઠ-૪૪૫-૪૪૬ અહીં દેવાનંદ સ્વામી કહે છે પ્રગટ પ્રમાણ મારા ઇષ્ટેવ ઘનશ્યામે, જ તે તે સમયે રામકૃષ્ણાદિક અવતારો ધારણ કરેલા અને તેઓનું પ્રગટ પ્રમાણ ભાવે ભજન કરી ગીધ, ગૌતમની પત્ની, અજામિલ તથા વ્રજની ગોપીઓ, તેઓના  પરમપદને પામી હતી આમ કહી દેવાનંદ સ્વામીએ અહીં રામકૃષ્ણાદિ બધા અવતારો સાથે શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ કરી.)'' ''કૃષ્ણ કૃપા કરી આવિયે, જોવું વાલાજી વાટ, મેલી ગયા છો માનજી, મુને મળવાનો ઘાટ, શ્રાવણ માસે ફૂલી રહી, કાજુ કેટકી કેલ, મોર ચકોર ચાતક કરે, બહુ આનંદ ખેલ .... વાટ જોઇ રહી વિઠલા, આવો જાદવરાય (પદ-૧) લાડલડાવો લાડીલા નંદજીના હોલાલા.... સુખના પદારથ શામળા, થયા છે દુઃખના દેનારુતમેરે વિના ઘનશ્યામજી, યોગાનંદના આધાર.... (પદ-૨) માગસર માસે કૃષ્ણજી, કુલ્યા રોદ્ય પુન્નાગ, કુલની વેલ્યું ફૂલી રહી ઉપજાવે છે રાગ.... કેશવ કરૂણા રે કાજીએ, મૂકી માધવ માન (પદ-૩),માઘમાસેરે મુંઘા થયા નાવ્યા નંદકુંમાર, ભૂંડી લાગે સુખ સંપત્તિ, ભુંડું લાગે આગાર (પદ-૪) દોષ સામુંરે ન દેખશો, દીન જાણી દયાલ, દર્શન દઇ દુઃખ ટાળિયે ગિરધારી ગોપાલ .... સુખ સંપત્ત તમે શામળા, ઘનશ્યામ સુજાણ, ઝાઝું શુ કહિએ જાદવા યોગાનંદના રે પ્રાણ (પદ-૫) પ્રાણજીવન પધારિયા, કેવો કરું રે ઉપાય, જોયા વિના ઘનશ્યામને, મુને શાંતિ ન થાય .... પ્રાણજીવન

ઘનશ્યામજી, જુવે નિજ્જન સાથ, આવો વેલા નંદલાલજી, યોગાનંદ ના નાથ (યોગાનંદ સ્વામીનું જીવન કવન /પૃષ્ઠ-૨૪૯-૨૫૨ પદ-૧ થી ૬/ પ્રકાશક ગાંધીનગર ગુરૂકુલ/ અહી યોગાનંદ સ્વામીએ ભગવાન સ્વામિનારાયણના વિરહમાં બાર માસના પદ બાવેલા છે. પદનો પ્રારંભ તેઓએ કૃષ્ણ શબ્દથી કરેલો છે અને તેજ પદમાં તેમને વિઠ્ઠલ અને જાદવ નામથી સ્વામીએ સંબોધેલા છે તે પછી બીજા પદમાં તેઓને જ સ્વામી ઘનશ્યામ નામથી સંબોધે છે. શ્રીકૃષ્ણ તથા જાવદ અને વિઠ્ઠલ નામ દેવકીનંદન શ્રીકૃષ્ણનું છે અને ઘનશ્યામ નામ ભગવાન સ્વામિનારાયણનું છે તે પછી પદ-૩ માં તેજ ઘનશ્યામને સ્વામી કેશવ નામથી સંબોધે છે કેશવ નામ શ્રીકૃષ્ણું છે (કેશીનામના દૈત્યનો વધ કરેલો હોવાથી શ્રીકૃષ્ણ કેશવ કહેવાયા.) તે પછી તે કેશવને જ સ્વામી ચતુર્થપદમાં નંદનંદન કહે છે, તથા પાંચમાં પદમાં તે નંદનંદન નેજ સ્વામી ગિરિધારી કહે છે અને તેજ પદમાં ગિરિધારીને સ્વામી ઘનશ્યામ કહે છે તથા છઠ્ઠા પદમાં તેજ ઘનશ્યામને સ્વામી નંદનંદન કહે છે આમ આ પદોમાં સ્વામીનો કહેવાનો ભાવાર્થ એ છે કે શ્રીકૃષ્ણ છે તેજ શ્રીહરિ છે અને હરિ છે તેજ શ્રીકૃષ્ણ છે આમ આ છ એ પદો નંદનંદન અને ધર્મ નંદનની એકતા પરક સિદ્ધ થાયછે.)'' ''સુખ સાગર શ્રી ઘનશ્યામ પ્યારા રે, મારે દોયલી વેળાનું દામ ન રહો ન્યારે રે .... (૧) તમ સંગ મનડું માનીયું રે છોગાળા રંગ છેલ, આવીશ હું અલબેલડા ગુણવંતા તમારે ગેલ. પ્રીતમ (૨) જીવન સામું જોઇને રે ચિત્તડું લીધું ચોર, નટવર તારા નેણમાં કાંઇ જાદુભરીઅલ જોર. પ્રીતમ (૩) તન મન ધન તમ ઉપરે રે કીધું અમે કુરબાન પૂર્ણાનંદ કે પ્રીતડી લાગી તમથી જીવન પ્રાન. પ્રીતમ (૪) (પદ નં. ૮/૧) તારી આંખલડી અલબેલ કામણગારી રે, કાંઇ કામણ મુજને કરેલ થઇ જગ ન્યારે રે;... કાં .... (૧) રૂડી અલોકીક રાતડી માંઇ રેખડલી રંગ ચોલ, ડગમગ દીલડું ડોલીયું જોઇ કાજલ રેખા કપોલ ... કાં ... (૨) સામું ન જોતાં

શામળા હું તો ઘેલી થઇ ગુલતાન, રસબસ તારા રગમાં ભૂલી તનડા કેરૂં ભાન ... કાં ... (૩) નાથ તમારા નેણની રે શોભા કહી નવ્ય જાય, પૂર્ણાનંદ કે પ્રીતડી લાગી જોતાં જાદવરાય... કાં ... (૪) (પદ-૮/૨/ શ્રી પૂર્ણાનંદ કાવ્ય / સદ્‌ગુરૂ પૂર્ણાનંદ સ્વામીનું જીવન કવન /પ્રકાશક શ્રી સ્વામિનારાયણ વિદ્યાર્થી ભુવન -ગુરુકુલ. અહીં પૂર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ નામથી કરેલો છે. જે નામ ભગવાન સ્વામિનારાયણ સાથે સંબંધ ધરાવે છે અને બીજા પદના અંતે તેઓને જ સ્વામી જાદવરાય તરીકે સંબોધે છે. આમ કહીં ઘનશ્યામ અને જાદવરાયની અભિન્નતા સ્વામીએ પ્રતિપાદન કરી છે.) ‘‘ભક્તિ ધરમ સુત સુખદ સુજાન શ્રી નારાયણ નરકનિવારણ, નિજ જન તારણ નામ નિધાન ... ભક્તિ. (૧) શ્વેત ભૂવનપતિ સબ સુખદાયક, ધરમ સહાયક પ્રગટ પ્રમાણ ... ભક્તિ. (૨) તપ વલ્લભ તુમ તપ રત સ્વામી, તપ કારન તુમ તપ મનમાન... ભક્તિ. (૩) પૂર્ણાનંદ તવ મુખ પંકજ પર, તન મન ધન પુની જાન કુરબાન... ભક્તિ. (૪) (પદ-૧૦/૩) શ્વેત ભૂવનપતિ અતિ સુખકંદ શેષ સહસ્રમુખ પાર ન પાવત, નેતિ નેતિ કહી ગાવત છંદ ... શ્વેત. (૧) નિજ જન મન અતિ આનંદકારી, મથુરા ભયે તુમ ગોકુળચંદ... શ્વેત. (૨) અગનીત જન ઉધારન કારન, ગોકુળ ગયે તુમ ગોકુળચંદ ... શ્વેત. (૩) પૂર્ણાનંદ તવ ચરન શરનસે, અભય ભયો ગયો ભવદુઃખ ફંદ... શ્વેત. (૪) (પદ-૧૦/૪ શ્રી પૂર્ણાનંદ કાવ્ય / સદ્‌ગુરૂ પૂર્ણાનંદ સ્વામીનું જીવન કવન /પ્રકાશક શ્રી સ્વામિનારાયણ વિદ્યાર્થી ભુવન -ગુરુકુલ. અહીં પૂર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ભક્તિધર્મસૂત શબ્દથી કરેલો છે. આ ભક્તિધર્મસૂત તરીકે તેઓએ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિકૃષ્ણને સંબોધેલા છે અને તેઓને જ પદ-૩ માં શ્વેત ભૂવનના પતિ વાસુદેવ તરીકે સંબોધે છે અને પદ-૪ માં તેઓને જ મથુરામાં પ્રગટ થયેલા ગોકુલચંદ શ્રીકૃષ્ણ તરીકે સંબોધે છે. આમ કહીં સ્વામીએ અહીં હરિકૃષ્ણ, શ્વેતભૂવન પતિ

વાસુદેવ અને ગોકુલચંદ શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરે છે.)'' ''તેરશે તનડુ તપે ઘણું વિરહ અનલને તાપ, નાથ તમારા નામનો જપીએ નિરંતર જાપ. (૧) હે હરિકૃષ્ણ હજુરમાં રે રે' શું જોડી રે હાથ, આવો હવે અમ ઉપરે નજર કરો તમે નાથ. (૨) વાલા તમારા વિજોગનો લાગો અંતરઘાવ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૪) ચૌદશે ચુંપે આવોને વાટ જોયે વ્રજરાજ, કાજ સુજે નહિ ઘરતણું દુઃખદ થયો સુખ સાજ. (૧) આતુરતા ઘણી અંતરે દીલડું દાઝે દિનરેણ, તે દુઃખમેટો માવજી, શામળીયા સુખ દેણ. (૨) કરૂણા સાગર કાનજી કરુણ તમારો સ્વભાવ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૫) પૂન્યમેં પંથ નિહાળતાં વિત્યા ચારે પોર, તમ વિના તડફતાં ઠરવાનો નઇ ઠોર. (૧) શીતલ ચંદ સોચાંમણો જલ થલ શીતલ સેજ, અનલ સમાન છે અંતરે તમ વિના વાલમતેજ. (૨) કામ પડે કોડાંમણાં સાચવીયો સદાય, પૂર્ણાનંદના. (૩) (પદ ૩૦/૬) પડવે પલ પલ જગ સમ વિતે છે અમને વીર, રે'તી નથી રસિયાવર તમ વિના અંતર ધીર. (૧) યાદ કરી હરિ વાતડી છાતડી ભરી આવે જોર, હાસ વચન અતિહેતનાં નઇ વિસરે નિશભોર. (૨) જીવન તમને જોયે તો અંતર થાય જો ઉછાવ, પૂર્ણાનંદના (૩) (પદ ૩૦/૭) બીજે બોલ સંભારતાં હૈડું જોર ન રહે હાથ, વાલા અમે હવે તમ વિના નાથ થયાં રે અનાથ. (૧) જીવન સામું જોઇને હેતે હસતાં નેણ, તે દિન કે'દી દેખાડશો સાચા સનેહી સેણ. (૨) મોહન મુખડું દેખાડવા લેવા આવો વ્રજરાજ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૮) ત્રિજે તમ વિના વાલાજી મનડું મારું અકુલાય, દુઃખડું તમારા વિયોગનું મુખડે વરણ્યું ન જાય ... (૧) દોયલો વિતે દિવસને રોતાં રજની જાય, આકુલ વ્યાકુલ અંતરે તમ વિના ત્રિભુવનરાય ...(૨) વાર કરોમાં વિઠલા એવોશું અટકાવ, પૂર્ણાનંદના... (૩) (પદ -૩૦/૯) ચોથે ચતુરવર ચટકતી રૂડી તમારી ચાલ, આવી વસી મારે અંતરે લટકત પ્યારી ચાલ. (૧) મૂરતિ તમારી મોહની છોગાલા ઘનશ્યામ, જોઇ જોઇને અમે

જીવીએ પ્રીતમ પૂરણ કામ. (૨) તમ વિના જંપ ન જીવમાં એવો અમારો ગણાવ, પૂર્ણાનંદના. (૩) (પદ -૩૦/૧૦) પાંચમે ઉઠી પ્રભાતમેં હેરૂં તમારો પંથ, જાણ્યું જે જીવન આવશે કોડીલો મારો કંથ. (૧) ત્યાર કરી હરિ તમ સારૂં ખાંતે હીંડોલા ખાટ, વેલેરા આવો વાલમા વળી વળી જોઉં વાટ. (૨) પ્રાંણ જીવનજી પૂજશું પ્રેમે તમારા પાવ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૧૧) છઠયે તે છેલ છબીલડા અમને તમારા ઉચાટ, નાવ્યા હજુ નંદલાલજી શામળીયા શા માટ. (૧) રાત દિવસ રસિયાવર રટીએ તમારૂં નામ, અંતરજામી આવીને પુરો હૈયાની હામ. (૨) પ્રીતમ તમથી પ્રીતનો જીવડલામા જમાવ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૧૨) સાતમે શાંતિ વળે નહિ તમ વિના સુંદર શામ, લલચાવો શું લાલજી દોયલીવેળાનાં દામ. (૧) અનડું ન બાવે ઉચાટમાં વાટમાં અટકી આંખ, ધાંખ ધરી હરિ ભેટવા પ્રભુ તમે ના'પી વાંખ. (૨) કષ્ટ પડે કેમ સાંભળી દ્રુપદીની તમે ધાવ પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૧૩) આઠમે કાગ ઊડાડીએ ઊડે જો એકવાર, તો અમને દરશન આપશે આવશે પ્રાણ આધાર. (૧) રૂપાની પાંખ કરાવસું સોનાની ચાંચ અનુપ, ઉડે ફરી હરિ આવજો રસિયો સુંદર રૂપ. (૨) શી વિધિ કરીએ શામળા તનડામાં થાય છે તણાવ, પૂર્ણાનંદના. (૩) (પદ-૩૦/૧૪ શ્રી પૂર્ણાનંદ કાવ્ય / સદ્ગુરૂ પૂર્ણાનંદ સ્વામીનું જીવન કવન /પ્રકાશક શ્રી સ્વામિનારાયણ વિદ્યાર્થી ભુવન -ગુરુકુલ. અહીં પૂર્ણાનંદ સ્વામી ચતુર્થ પદમાં હરિકૃષ્ણ શબ્દનો પ્રયોગ  કરે છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ શ્રીહરિનુ અસાધારણ નામ છે. પદ-૫ માં તેઓને જ કાનજી, પદ-૮  માં તેઓને જ વ્રજરાવ, પદ-૯ માં તેઓને જ વિઠલા નામથી સંબોધે છે. આ કાનજી, વ્રજરાવ અને વિઠલા નામથી બહુધા શ્રીકૃષ્ણનો વ્યપદેશ થાય છે. પદ-૧૦ માં સ્વામી એજ વ્રજરાવ ને ઘનશ્યામ, પદ-૧૧ માં હરિ તરીકે સંબોધે છે અને પદ -૧૨ માં એ ઘનશ્યામ અને હરિ ને નંદલાલજી તરીકે અને પદ-૧૩ માં તેઓને સુંદર શ્યામ તરીકે સંબોધે છે અને

તેઓને જ દ્રૌપદીની લાજ બચાવનારા કહે છે અને પદ-૧૪ માં તેઓને જ હરિ તરીકે સંબોધે છે. આમ અહીં આ પદોમાં પૂર્ણાનંદ સ્વામીએ શ્રીહરિકૃષ્ણ અને નંદનંદન શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''ઝૂલત ધર્મ કુમાર હિંડોરેમે ઝૂલત ધર્મકુમાર, જોઇ પૂરણ વાધે પ્યાર ... હિંડોરેમે, પ્રીતે પ્રેમી ઝુલાવત જાવત વારણીયે... હિંડોરેમે. (૧) ગજગામીની મીલી ભામીની ગાવત, મંગલ ગીત અપાર... હિંડોરેમે. (૨) સહજાનંદ સલુની મૂરત ડોલરિયો દિલદાર... હિંડોરેમે. (૩) પૂર્ણાનંદ એ પ્રાન પિયા સંગ, સુરત લગી એક તાર ... હિંડોરેમે. (૪) (પદ-૪૬/૧) ઝુલદ શ્રી વ્રજરાજ હિંડોરેમે ઝૂલત શ્રી વ્રજરાજ, સખી દેખન કો આયો દાવ, હીરા માનિક મોતી મનોહર, નૌતમ નંગ જરાવ... હિંડોરેમે. (૧) થંભ અનુપમ કંચન કે દોઉ, બેહદ રૂપ બનાવ... હિંડોરેમે. (૨) પુરવાસી નરસારી જુ નિરખન આવત નૌતમ ભાવ ... હિંડોરેમે. (૩) પૂર્ણાનંદ પ્રીતમ ગુણ ગાવત, લેત અલૌકિક લાવ ... હિંડોરેમે. (૪) (પદ-૪૬/૩ પૂર્ણાનંદ કાવ્ય. અહીં પૂર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ધર્મકુમારથી કર્યો છે અને તેઓને જ તેઓ પદ-૧ માં સહજાનંદ તરીકે સંબોધે છે અને પદ-૩ માં તેઓને વ્રજરાજ- કૃષ્ણ તરીકે સંબોધે છે. આમ કહીં સ્વામીએ અહીં સહજાનંદ સાથે વ્રજરાજ શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''લાડીલા લાગો છો વાલા અટકાળ લાલા મારા પ્રાણ સનેહી પ્યારા સનાન કરો સુખસાગર નટવર, દેખી ચા દાસ તમારા રે. લાડી. (૧) પાટ કનકને નાવા પ્રીતમ આવી બેસો ધર્મ દુલારા રે, પેલું તેલુ કુલેલ ચોળીને, પછે ધીરે લહી જલ ધારા રે. લાડી. (૨) (પદ-૫૭/૩) મુખ જોઇને તારૂં મનડું લોભાણું મારું, કેશવ કુંજ વિહારી રે, મુખ. પ્રીતમ વસ્ત્ર પેરાવું અલોકિક, આભૂષણ અતિ ભારી રે. મુખ (૧) (પદ-૫૭/૪- પૂર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ધર્મદુલારાથી કર્યો છે અને તેઓને જ તેઓ પદ-૪ માં કેશવ કુંજવિહારી તરીકે સંબોધે છે  ધર્મદુલારા શબ્દ શ્રીસહજાનંદ સાથે સંબંધ

ધરાવે છે અને કેશવ અને કુંજવિહારી એ દેવકીનંદન શ્રીકૃષ્ણ સાથે સંબંધ ધરાવે છે. આમ સ્વામીએ તૃતીય પદમાં ધર્મદુલારા શબ્દનો પ્રયોગ કર્યો છે અને ચતુર્થ પદમાં કેશવકુંજ વિહારી શબ્દનો પ્રયોગ કરી કેશવકુંજ વિહારી સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' '' તેરે નેનમે ટોનાં પિયા નેક નજર ભર જોનાં હો પિયા તેરે નેનન. (૧) તુમ બિન મોકું કછુ ન સોહાવે, પલ એક રહ્યો નહી જાવે, હો. (૨) નેન નજારો શામ તિહારો, ગિરધારી ગુજારો હમારો, હો. (૩) (પદ-૭૩/૧) તેરી બંસી જાદુગારી કાના, મોઇ સકલ વ્રજનારી હો કાના તેરી. (૧) અજબ અલોકીક મોરલી બજાઇ, મરમાળાતે મોહની લગાઇ હો, કાં (૨) (પદ-૭૩/૩) તેરે લીયે જોગન ભૈ હું, સ્વામિનારાયણ નારાયન કૈ હું હો, સ્વા. (૧) યા તનબનમેં મગન ફીરૂંગી, કછુ ધડક ન મનમેં ધરૂંગી હો, સ્વા. (૨) (પદ ૭૩/૪ પૂર્ણાનંદ કાવ્ય/ અહીં પુર્ણાનંદ સ્વામીએ પદ-૧ માં ગિરધારી શબ્દનો પ્રયોગ કર્યો છે અને પદ-૩ માં કાના શબ્દનો પ્રયોગ કર્યો છે. આ બન્ને શબ્દો શ્રીકૃષ્ણ સાથે સબંધ ધરાવે છે તથા પદ-૪ માં સ્વામીએ સ્વામિનારાયણ શબ્દનો પ્રયોગ કરી ગિરધારી શ્રીકૃષ્ણ સાથે સ્વામિનારાયણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''શોભા અથાગ, નિરખંત પાગ, અનુરાગ, જાગ, જન ધન્ય ભાગ. (૪૬) સોઇ ધર્મનંદ, આનંદ કંદ, નૈષ્ઠિક વૃંદ, ભવહરત ફંડ. (૪૭) અતિસે દયાલ, જન પ્રતિપાલ, કંપત કાલ, આજ્ઞા સંભાલ. (૪૮) સોઇ કૃષ્ણદેવ, આપે અભેવ, ધરી એસી ટેવ, નર કરત સેવ. (૪૯) (પુર્ણાનંદ કાવ્ય- ઘનશ્યામાષ્ટક છંદ-૨ /ધ્યાન ચિંતામણી / અહીં પૂર્ણાનંદ સ્વામીએ પદ-૪૭ માં ધર્મનંદન શબ્દનો પ્રયોગ કરેલો છે અને પદ-૪૯ માં કૃષ્ણદેવ શબ્દનો પ્રયોગ કરી ધર્મનંદન અને કૃષ્ણદેવની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''તમે વ્રજરાજ, થઇ મહારાજ, દઇત હણ્યાજ, ઘણાજ ઘણાજ, લીધી અરિ લાજ, ત્રિભુવન તાજ, ધુરંધર આજ, દીધો સુખસાજ. (૧૪) (આચાર્યેન્દ્ર શ્રી

વિહારીલાલજી મહારાજ વિરચિત/ શ્રીકીર્તનકૌસ્તુભમાળા/પૃ. ૪/ષોડશદળ કમળ પ્રબન્ધ/ અહીં વિહારીલાલજી મહારાજ એવું કહી રહ્યાં છે કે કૃષ્ણ અવતાર ધારણ કરીને પણ પ્રગટપ્રમાણ શ્રીહરિકૃષ્ણ મહારાજ જ પધારેલા, આમ કહીં આચાર્ય શ્રીએ અહીં શ્રીહરિ અને શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.) '' ''પછી રઘુવીરજી મહારાજે, દેવ સ્થાપ્યા નિજજનકાજે; કામ કહું તેનાં શિરનામી. ભૃગુપુર (૨) કૃષ્ણ બળદેવ જે પરમાણો, શ્રીજી રામપ્રતાપજી જાણો; (૩) (આચાર્યેન્દ્ર શ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/ શ્રીકીર્તનકૌસ્તુભમાળા/પૃ. ૧૦૪/ ભરૂચના ઠાકોરજી વિષે / અહીં વિહારીલાલજી મહારાજ એવું કહી રહ્યાં છે કે આચાર્ય રઘુવીરજી મહારાજે ભરૂચ મંદિરમાં જે કૃષ્ણ અને બળદેવજીની પ્રતિષ્ઠા કરી છે તેમાં કૃષ્ણ છે તે જ શ્રીજી મહારાજ છે અને બળદેવજી છે તેજ રામપ્રતાપભાઇ છે. આમ કહીં આચાર્ય શ્રીએ અહીં શ્રીજી અને શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''દ્રૌપદીની સભામાં રાખી લાજ, પૂર્યા વસ્ત્ર તમે મહારાજરે; અમે આ આપદાથી મૂકાવો. મારા ૦ (૪) પાંડવોએ જો તમને સંભાર્યા, લાક્ષાગ્રહથી બળતા ઉગાર્યારે; એમ આજ આ તાપ ઓલાવો. મારા૦ (૫) ભગવત સુતના સુખકંદ, જય જય જય સહજાનંદરે; હરિ આવીને આજ હસાવો. મારા૦ (૬) (આચાર્યેન્દ્ર શ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/ શ્રીકીર્તનકૌસ્તુભમાળા/પૃ.૧૪૬/ 'વા'લા વિનતી વાંચીને વહેલા આવો...'/અહીં વિહારીલાલજી મહારાજ એવું કહી રહ્યાં છે કે કૃષ્ણ અવતાર ધારણ કરીને પણ પ્રગટપ્રમાણ શ્રીહરિકૃષ્ણ મહારાજ જ પધારેલા અને તેઓએ જ દ્રૌપદી અને પાંડવોની રક્ષા કરી હતી, આમ કહીં આચાર્ય શ્રીએ અહીં એવું કહે છે કે શ્રીકૃષ્ણ અવતાર ધારણ કરીને શ્રીહરિ જ પધારેલા હતા. આમ તેઓએ અહીં શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ''આનંદ કંદ મૂરતિ વૃષકુલચં, છે મંદ મંદ હસતુ સુમુખારવિંદ; જેનું કરે સ્તવન છંદ અને મુનિંદ, વંદુ હું

તેહ હરિનું ચરણારવિંદ. (૧૦) જેપાદપદ્મ થકી ઇંડ કટાહ ફોડયું, જે પાદપદ્મ શકટાસુર માન તોડયું; જે પાદકંજથી કર્યો દુઃખી કાળી નાગ, તે પાદપંકજ તણો મહિમા અથાગ. (૧૧) (આચાર્યેન્દ્ર શ્રી વિહારીલાલજી મહારાજ વિરચિત/ શ્રીકીર્તનકૌસ્તુભમાળા/પૃ. ૨૪૩/ અહીં વિહારીલાલજી મહારાજે પદનો પ્રારંભ વૃષકુલચંદ થી કરી રહ્યા છે અને તે વૃષકુલચંદ શ્રીહરિએ જ કૃષ્ણ અવતાર કરી શકટાસુર અને કાળીનાગનું માન હરેલું હતું, એમ કહી રહ્યાં છે. આમ કહીં આચાર્ય શ્રીએ અહીં શ્રીહરિએ જ કૃષ્ણ અવતાર ધારણ કરેલ હતો. આમ કહી અહીં શ્રીહરિ અને શ્રીકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)'' ઇત્યાદિ અનેક પ્રાચિન પ્રામાણિક પદો વસુદેવ સુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિના અત્યંત અભેદને જણાવનારા ઉઘાડાં છે. ''અહીં કોઇ શંકાકાર એવી શંકા કરે કે 'હરિચરિત્રામૃત સાગર/૫/૨૫/૧૪- વેદોમાં અનાદીકૃષ્ણ કહ્યા છે.' 'હરિલીલામૃતમ્/૨/૨/૩૧ માં -મૂરતિ અનાદિ શાસ્ત્રો કહે છે...' ઇત્યાદિ પ્રમાણોથી જે શ્રીકૃષ્ણ છે તેજ દ્વાપર કલીની સંધિમાં મથુરાપુરી વિશે પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ નહીં પણ અનાદિ શ્રીકૃષ્ણ નામધારી છે તે શ્રીકૃષ્ણ ઘોરકલીકાલની પુષ્કળ પ્રવૃતિમાં શ્રી સ્વામિનારાયણ નામ ધારી પ્રગટ થયા તેની વાત અહીં કરવામાં આવી છે.'' જો કોઇ આવી શંકા કરે તો તેઓને કહેવાનું કે જે 'હરિચરિત્રામૃત સાગર- ૫/૨૫/૧૪/ ની તમો વાતો કરો છો તે જ ગ્રંથમાં આજપુર આજ તરંગમાં ''જેમણે ગોકુળ અને મથુરામા રહીને અનેક ચરિત્રો કર્યા અનંત અસુરોને માર્યા અને દ્વારકાનું નિર્માણ કર્યુ. એ શ્રીકૃષ્ણ ભગવાન અત્યારે કળયુગમાં પ્રગટ થયા છે. જેટલો પોતાનો પ્રતાપ છે એને બતાવવાને માટે સ્વયં પ્રગટ થયા છે.'' આવા વાક્યો જોવા મળે છે તથા શ્રીહરિલીલામૃતમ્ '૨/૨/૩૧' નું પ્રમાણ આપી તમો વાત કરો છો ત્યાં પણ ''ગોલોક નામે સુપ્રસિધ્ધધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે । જે રૂપ સાક્ષાત સદૈવ ત્યાં

રહે, મૂર્તિ અનાદી શ્રૂતિ શાસ્ત્ર સૌ કહે ॥ બે છે ભુજા ને ધરિ બંસી હાથમાં રાધા બિરાજે સજિ રૂપ સાથમા । સર્વે સુરોએ પ્રભુ એમ દેખીયા, ભાવે અનન્યે નિજ ઇષ્ટ લેખિયા ॥ વૃંદાવને જેવર દાન આપિયું જ્યારે, શ્રીધર્મે હરિનામ જાપિયું । તે દંપતિએ દિલ એમ ધારિયું, તે રૂપ છે આજ અહીં પધારિયું ... એવું વિચારી સ્તુતિ દેવ ઉચ્ચરી, બે હાથ જોડી બહુ નમ્રતાધરી । હે રાજરાજેશ્વર ભક્તરંજન, શ્રીરાધિકાનાથ નમોનિરંજન ॥'' આ પ્રમાણેના વાક્યો જોવા મળે છે. જ્યાં સ્પષ્ટરૂપે જોવા મળે છે કે એજ અનાદિ શ્રીકૃષ્ણ મથુરામાં પ્રગટ થયા હતા અને તેઓએ ગોકુલ-મથુરા અને દ્વારકા માં અનેક ચરિત્રો કર્યા હતા અને તેજ ઘોરકળિકાલમાં શ્રીહરિ રૂપે પ્રગટ થયા એટલે મથુરા ઇત્યાદિ સ્થાનોમાં ચરિત્રો કરનારા શ્રીકૃષ્ણ જ પુનઃ શ્રીહરિ રૂપે પ્રગટ થયા. એમ ત્યાં સ્પષ્ટપણે કહ્યું છે તથા હરિલીલામૃત માં જે અનાદિ શ્રીકૃષ્ણ કહ્યાં છેતેની સાથે પણ રાધાજીનો યોગ નીરંતર વર્ણવેલો છે. એવું ત્યાંજ '૨/૨/૩૨' માં કહ્યું છે અને આજ બાબતની સત્સંગિજીવન '૧/૧૯/૧૭ થી ૨૮' માં કરેલી પ્રેમવતી માતાની સ્તૃતિ તથા સત્સંગિજીવન '૨/૩૧/૨૪ થી ૩૧ માં આવતી અભય રાજાની સ્તુતિ તથા ભક્તચિંતામણી પ્રકરણ-૧૬, તથા હરિચરિત્રામૃત સાગર-૧/૩૭/૨૯ થી ૪૦, ૧/૩૮/૧ થી ૨૩ પણ પૂર્ણ ટેકો આપે છે અને ત્યાં પણ સ્તુતિ કરનારાઓએ સ્પષ્ટપણે એ અનાદિ શ્રીકૃષ્ણની મથુરામાં પ્રગટ થઇ વિવિધ ચરિત્રો કરનારા દેવકીનંદન શ્રીકૃષ્ણે રૂપે જ સ્તુતિ કરી છે. અને વધારામાં તે જ આપ શ્રીહરિ છો એમ કહ્યું છે આમ અનાદિ રાધાજી સાથે રહેલા શ્રીકૃષ્ણ છે તેજ દેવકીનંદન શ્રીકૃષ્ણ અને દેવકીનંદન શ્રીકૃષ્ણ તેજ શ્રીહરિ એમ સ્પષ્ટપણે કહ્યું છે માટે તમારી શંકા નિર્મુળ થઇ જાય છે.

## (૨) <u>શ્રીરામ અને શ્રીહરિની અનન્યતા :</u>

ભગવાન શ્રીરામના પ્રાગટ્યની કથા એવી છે કે અયોધ્યાનું રાજસિંહાસન શૂન્ય થવા જઇ રહ્યુ હતુ. શુ મહારાજ રઘુની સંતતિ -પરમપરાનો આ પ્રમાણે ઉચ્છેદ થઇ શકે છે? મહારાજ દશરથે ત્રણ વિવાહ કર્યા, અવસ્થા અધિક થઇ ગઇ. પરંતુ તે ચક્રવર્તી સામ્રાજ્યનો ઉત્તરાધિકારી કોઇ રાણીની ગોદમાં ન આવ્યો. રઘુવંશના પરમ રક્ષક તો મહર્ષિ વશિષ્ઠ હતા મહારાજ દશરથે પોતાના કુલગુરૂની શરણાગતિ ગ્રહણ કરી ગુરૂદેવની આજ્ઞાથી શ્રુંગી ઋષિને આમન્ત્રિત કરવામાં આવ્યા. તેઓએ રાજા પાસે પુત્ર કામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. સાક્ષાત્ અગ્નિ દેવતાએ પ્રગટ થઇ રાજાને ચરૂ પ્રદાન કર્યો એ દિવ્ય ચરૂને ગ્રહણ કરી રાણીઓ ગર્ભવતી થઇ.

દેવતાઓ લંકાધિપતિ પુલસ્ત્ય ઋષિના પૌત્ર રાક્ષર રાજ રાવણથી સંત્રસ્ત થઇ ગયા હતા પોતાના ઐશ્વર્યમાં મત થયેલ કુબેરનો નાનો ભાઇ રાણ વેદજ્ઞ હોવા છતા રાક્ષશ થઇ ગયો. દાનવેન્દ્ર મયે પોતાની પુત્રી મન્દોદરીના તેની સાથે વિવાહ કહી દીધા એટલે શ્વસુર કુળ સાથે તેની પ્રકૃતિ એક થઇ ગઇ. ઋષિઓ, દેવતાઓ, બ્રાહ્મણો તથા ધર્મનો તે શત્રુ થઇ ગયો. યજ્ઞોને બાળજબરીથી રોકી દેવામાં આવ્યા, પૂજન સ્થળ ધ્વંશ કરી દેવામાં આવ્યા તપોવનોને રાક્ષસોએ સળગાવી દીધા ઋષિમુનિઓ રાક્ષસોના આહાર થઇ ગયા દેવરાજ ઇન્દ્ર પરાજિત થઇ ગયા હતા. લોકપાલ ગણ રાવણની આજ્ઞા માનવા માટે વિવશ હતા. અન્તતઃ ધરા આ અધર્મ ભાર કયાં સુધિ સહન કરે. પૃથ્વિની આર્ત પોકાર, દેવતાઓની પ્રાર્થના, બ્રહ્માજીની ચિંતા આ બધાએ તે અક્ષરધામના અધિપતિ શ્રીહરિને આકૃષ્ઠ કરી દીધા અયોધ્યા નરેશ ચક્રવર્તી મહારાજ દશરથની જયેષ્ઠ મહિષિ રાણી કૌશલ્યાજીની ગોદમાં ચૈત્ર માસની નવમીના મંગળવારના દિવસે પુનર્વશુ નક્ષત્રમાં મધ્યાહન સમયે અક્ષરાધિશ શિશુ બની આવી ગયા.

ભગવાન શ્રીરામ મર્યાદા પુરૂષોત્તમ છે હિન્દૂ-સંસ્કૃતિની પૂર્ણ પ્રતિષ્ઠા તેઓના ચરિત્રમાં જોવા મળે છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રને માટે તેઓ આદર્શ છે ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટપણે ઉલ્લેખ કરાયો છે કે ત્રેતાયુગ માં શ્રીરામનામ ધારણ કરી સાક્ષાત્ ભગવાન્ શ્રીહરિ જ (સ્વામિનારાયણ જ) પ્રગટ થયેલ.

જેમ કે જે પ્રબંધને શ્રીહરિએ પોતાની આજ્ઞા આપી રચાવેલો તથા જેમ એક એક શ્લોકો સ્વયં વાંચી માન્ય કરેલા એવા સંપ્રદાયના અતિપ્રામાણીક સત્સંગિ જીવનમ્ ગ્રંથમાં શતાનંદ સ્વામી કહે છે - ''स हि रामचन्द्रस्य दृढ भक्तोऽनुवासरम्। तद्दर्शनं करोतिस्म स्वेष्टदेवं विदन् हितम्॥ અર્થાત હનુમાનજી શ્રીરામચંદ્રજીના અનન્ય ભક્ત છે પણ આ હરિકૃષ્ણ સાક્ષાત્ સવેષ્ટદેવ રામચંદ્રજી નિશ્ચય જાણીને પ્રતિદિન ધર્મદેવને ઘેર આવીને આ શ્રીહરિનું દર્શન કરતા (આમ શ્રીરામ જે હતા તેઓ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા છે એવું હનુમાનજી જાણતા હતા. - સ.જી. ૧/૪૨/૩૦)'' ''जानामि त्यामहं साक्षदिष्टदेवं मम प्रभो। सीतापतिं रामचन्द्रं पुरेऽत्रवरदं च मे॥ હનુમાનજી નીલકંઠની સ્તુતિ કરત બોલ્યા- હે પ્રભુ! આપશ્રીહરિને મારા ઇષ્ટદેવ સીતા પતિ શ્રીરામચંદ્રજી જ જાણું છું અને આ અયોધ્યા પુરીમાં ચિરંજીવી પણાનો વર આપનારા પણ આપ જ છો એમ નિશ્ચયથી જાણુ છું. (સ.જી. ૧/૪૨/૩૭/ આથી શ્રીહરિ જ અયોધ્યામાં રામ રૂપે પ્રગટ થઇ હનુમાનજીને ચિરંજીવી પણાનું વરદાન આપનારા હતા એમ સ્પષ્ટ થયું.)'' ''धर्मात्मा पितु राज्ञया सदयिता सौमित्रिराप्तो वनं बद्धवा सेतुमपांनिधौ स्वमहस्त लङ्केश्वरं सान्वयम्। योषाहारिणमाशु यो निहतवान् धर्मेणा सर्वाः प्रजाः, रामः स्मावति पुत्र वत्स हरतात्कष्टं समग्रं हरिः। સ્વયં ધર્માત્મા જે ભગવાન્ શ્રી રામચંદ્રજીએ પિતાની આજ્ઞાથી સીતાજી અને લક્ષ્મણજીની સાથે વનવાસ કર્યો હતો પછી પોતાના પ્રતાપથી સમુદ્ર ઉપર સેતુ બાંધીને પોતાની પત્ની સીતાનું અપહરણ કરનાર લંકાપતિ રાવણનો વંશ સહિત વિનાશ સત્વરે કર્યો હતો. પછી અયોધ્યા

આવીને બધી જ પ્રજાનુ પુત્રની જેમ પાલન કર્યુ હતુ. તે રામચંદ્ર સ્વરૂપ પરમાત્મા શ્રીહરિ મારા સમસ્ત કષ્ટોને હરો. (સ.જી. ૨/૨૬/૧૫/ આમ ખટવાંગ રાજાએ શ્રીહરિ ને જ રામરૂપે પ્રગટ થનારા કહ્યા.)'' ''त्वमेवेश! अभूस्त्वं हि रामश्च कृष्णौऽपितुं स्वान् कृपानाथ। હે ઇશ! પોતાના ભક્તની રક્ષા કરવા તમો જ શ્રીરામ, શ્રીકૃષ્ણ અવતાર ધારણ કરનારા છો. (સ.જી. ૨/૧૮/૨૧ આમ પ્રાગજી પુરાણીએ શ્રીહરિને જ રામાવતાર ધારણ કરનારા કહ્યા.)'' ''राम कुमारं .... धृत पुरुवपुर्ष नौमि नारायणं त्वाम्। શ્રીરામ સનકાદિક રૂપે તે તે ભક્તોના અભિલષિત ને પરીપૂર્ણ કરવા પૂર્વક ધર્માદિ ચાર પુરૂષાર્થોનો પંથ પ્રતિષ્ઠિત કર્યો છે તે તમો હાલમાં ભૂમિમાં સ્વરૂપરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરી રહેલા નારાયણને હું કાયાવાળી મનથી પ્રણામ કરુ છું. (સ.જી. ૩/૧૭/૨/ આમ મૂળજી બ્રહ્મચારી એ શ્રીહરિને જ રામરૂપે પ્રગટ થઇ મર્યાદા સ્થાપન કરનારા કહ્યા.)'' ''रामदाशरथिर्भूत्वा रावणं लोकरावणम्। अवधीद्भगवान्युद्धे महाहङ्कारिणंखलम्॥ દશરથ પુત્ર રામ રૂપે ભગવાન પ્રગટયા. તેમને મહાન અહંકારી, ખળ અને લોકોને રૂદન કરાવનારા લંકાપતિ રાવણને યુધ્ધમાં માર્યો (હરિચરિત્રમ/૧/3/૨૦ આમ મુક્તાનંદાદી સંતોએ શ્રીહરિને જ રામ રૂપે પ્રગટ થઇ રાવણને મારનારા કહ્યા.)''

સંપ્રદાયના માન્ય પ્રબંધ એવા હરિચરિત્રામૃત સાગરમાં આધારાનંદ સ્વામી કહે છે ''શ્રીહરિ વનચિરણ દરમ્યાન ઋષિકેશ લક્ષ્મણજીના મંદિર પધાર્યા, પોતાના પ્રભુ પોતાને ત્યાં પધાર્યા એટલે લક્ષ્મણજીએ તુરંત ગાળેલુ પાણી લાવી શ્રીહરિને અર્પણ કર્યુ અને શ્રીહરિએ તે હેતથી પીધુ. આમ લક્ષ્મણનું શ્રીહરિની સેવા કરવા લાગ્યા તે પછી  શ્રીહરિએ પ્રેમ લાવીને ભાવથી લક્ષ્મણજીને પુછયું, ''આપણે ચૌદ વર્ષ સુધી રામાવતારમાં સાથે રહ્યા, વનમાં જાનકીજી પણ સાથે હતા. ત્યારે તેઓએ અમારી ઘણી સેવા કરી હતી.'' (આથી સ્વયં શ્રીહરિ એ પોતે કહ્યું કે હુજ

રામાવતરમાં રામ સ્વરૂપધારણ કરી આવ્યો હતો અને આમ કહી પોતાની શ્રીરામ સાથે અભિન્નતા સ્વમુખે કહી. હરિચરિત્રામૃત સાગર/૨/૧૪/૨૫-૨૭)'' ''જેઓ અયોધ્યામાં રામ રૂપે જનમમ્યા હતા, જેઓ જ આ બાલમુકુંદ શ્રીહરિ છે. (હરિ. સાગર ૧૩/૩૩/૪૦)'' ''શોભારામ શાસ્ત્રી બોલ્યા હે પ્રભુ ! હેશ્રીહરિ ! પથ્થર જેવા કઠોર અને અધમ એવા અમારો ઉધ્ધાર કરવા માટે અત્યારે આપ ભગવાન પ્રગટ થયા છો.... પથ્થરના રૂપમાં રહેલી અહલ્યાનો આપે ઉધ્ધાર રામ રૂપે કર્યો હતો. (હરિચરિત્રામૃત સાગર/૧૮/૪૮/૩૯-૪૧- આથી શ્રીહરિ જ રામરૂપે પ્રગટ થયા હતા એવું આ વચન પરથી સ્પષ્ટ થયું.)'' હરિચરિત્રામૃત સાગર ગ્રંથને પુર્ણ કરનાર કુંડળ મંદિરના મહંત આદરણીય સદ્ગુરૂ જ્ઞાનજીવનદાસજી પણ 'હરિચરિત્રામૃત સાગર-૨૯/૨૯/૫ માં - 'મુહૂર્ત નો દિવસ ઘણો દૂર છે એમ સમજીને સારંગપાણી શ્રીહરિએ હે ભક્તો! અમે આટલા બધા દિવસ અહીંયા નહીં રહીએ, એટલે અમે અત્યારે ચાલીએ છીએ' તથા 'હરિચરિત્રામૃત સાગર- ૨૯/૩૬/૧૦- માં રઘુવીરજી મહારાજના અર્જુન નામે એક પાર્ષદ હતા તેના હૃદયની વાત જાણીને સારંગપાણી શ્રીહરિ તેને પુછવા લાગ્યા' 'હરિચરિત્રામૃત સાગર- ૨૯/૩૬/૨૨ માં - સારંગપાણી શ્રીહરિ જમીને તૃપ્ત થયા. પછી ત્યાંથી કારીયાણી જઇ ધર્મકુમાર શ્રીહરિએ વાસ્તા ખાચરના દરબારમાં ઉતારો કર્યો અને ત્યાં રાત રહ્યાં.' ઇત્યાદિ જગ્યાએ પ્રગટ પ્રમાણ ભગવાન સ્વામિનારાયણ માટે સારંગપાણી શબ્દ પ્રયોજી પ્રગટ પ્રમાણ શ્રીહરિ અને દશરથ નંદન શ્રીરામ સાથે અભિન્નતા પ્રતિપાદન કરે છે. સારંગપાણી નામ શ્રીરામનું છે- જુઓ આનંદ રામાયણ અંતર્ગત આવેલ 'રામસહસ્ર નામ')

સંપ્રદાયના માન્ય ગ્રંથ એવા હરિલીલા કલ્પતરૂમાં આચાર્ય રઘુવીરજી મહારા કહે છે કે હનુમાનજી મહારાજ ભગવાન શ્રીહરિ પ્રત્યે બોલ્યા ''प्रभो मदिष्ट देवस्य दर्शनं तव मे प्रियम्। चिरंजात महं तेन शान्ती प्राप्तोऽस्मि भूयसीम॥'' હે પ્રભો! મારા

ઇષ્ટદેવ એવા તમોશ્રી રામ, તે તમારા દર્શન મને ઘણા સમયે થયા તેથી ઘણી શાન્તિ થઇ. (સ્કંધ-૨/૩૯/૨૪ આથી શ્રીહરિ તથા શ્રીરામની અભિન્નતા સ્પષ્ટ થઇ.)''

કીર્તનોમાં પણ ''કરૂણા કરી જનને જુવે હરિ, દાસના દોષ હરિન હૈયે ન લાવે, જયંત જેવો કોઇ પાપી ન પેખીયે, સીતા ચરણે ચંચુ પ્રહાર કરી, લોક ચૌદ આવ્યો ફરી, દયા કરી તેને દિવ્ય દૃષ્ટિ ॥ અધમ અહલ્યા શલ્ય આપે થઇ, ગૌતમ ગૃહિણી જણ જાણે, તમારા પદ રજથી સદા શ્રાપ ટળી મળ્યો દેવ દેહ તેણે ચણે (કીર્તનસાર/ભાગ-૧/૫દ-૧ થી ૩ અહીં નિષ્કુળાનંદ સ્વામી કહે છે રામાવતારમાં શ્રીહરિએજ ઇન્દ્ર પુત્ર જયંત અને અહલ્યાનો ઉધ્ધાર કર્યો હતો.)'' '' અલબેલાને મારા ઉર ઉપર રાખું, હરિવર હાર હજારીને .... વનમાળી રે વા'' લપનો ભરીયો, રસિયો સારંગપાણિરે (કીર્તનસાર ભાગ-૧/ પૃષ્ઠ-૨૬૧-૨૬૨ અહી પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિને જ સારંગપાણી કહ્યા સારંગપાણી નામશ્રી રામનું છે. કારણ કે 'સારંગ નામનુ ધનુષ પોતાના હાથમાં ધારતા હોવાથી રામ સારંગપાણી કહેવાય છે.' આથી શ્રીહરિ અને શ્રીરામની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''મે તો તેરે બીરૂદ ભરો સેં બહુનામી, સેવા સુમરન કછુવેન જાનું, સુનિયો પરમગુરૂ સ્વામી.... ગજ અરૂગીધ તારીકે ગનીકા, કુટીલ અજામિલ કામી.... ગૌતમ નારી તારી જડ જોની (કીર્તનસારસંગ્રહ ભાગ-૧/પૃષ્ઠ-૨૬૪ અહી પ્રેમાનંદ સ્વામી પોતાના ઇષ્ટદેવ સ્વામીને જ ગીધ ગણિકા અને અહલ્યાને  તારનારા કહે છે અને આમ કહી અહીં શ્રીરામ સાથે સ્વામી શ્રીહરિની પ્રેમાનંદ સ્વામીએ એકતા પ્રતિપાદન કરી છે.)'' ''આજ મારે હરિ પરોણા ઘેર આવ્યા, હારે મેં તો મોતીડાનેં લેરખે વધાવ્યા... એવા સંતને હરિને ગમે.... બ્રહ્મ રૂપ થઇ ભજે ગિરિધારી....નિસ્પ્રેહી નિર્લોભી, નિષ્કામી, નિર્માની થઇ ભજે તે રામ (કીર્તનસાર ભાગ-૧/પૃષ્ઠ-૩૦૫- અહી પ્રેમાનંદ સ્વામીએ

શ્રીહરિનેજ રામ તરીકે કહ્યા.)‘‘ ‘‘ નિત્ય લાડલડાવે ભક્તિમાતા ભક્તિ પ્રેમ કરી.... પ્રાણ થકી પળ એક ન મેલે ન્યારા સારંગપાણી રે (અહીં શ્રીહરિને જ પ્રેમાનંદ સ્વામીએ સારંગપાણી કહ્યા અને એને જ ભક્તિમાતા લાડ લડાવનારા કહ્યા - કીર્તનસાર ભાગ-૧/ પૃષ્ઠ-૨૬૪-૨૬૫)’’ ‘‘પધારે વત્તપત્ત ન સ્વામી, સહજાનંદ મહારાજ .... (પદ-૧), પ્રેમાનંદ કહે તાકે ઉરમે, વાસ કરત સારંગપાણી (પદ-૧૫) (અહીં પ્રેમાનંદ સ્વામી પ્રથમ પદમાં જેને સહજાનંદ કહે છે તેઓને જ પંદરમાં પદમાં સારંગપાણી કહે છે આમ અહીં સહજાનંદ સ્વામી સાથે સારંગપાણીની એકતા પ્રતિપાદન કરી- કીર્તનસાર સંગ્રહ-૧, પૃષ્ઠ -૩૬૬ થી ૩૭૧)’’ ‘‘હારે હો વંદુ સહજાનંદ ચરનરજ, તિરથ સકલ નિવાસ હો, મંગળધામ કામ સબપૂરન કરત અમંગળનારા હો (પદ-૧) રઘુકુળ જદુકુળ પ્રગટહઇ, પ્રભુ અવનિમાં ઉતારે હો, મારે અસુર કૃષ્ણ વેરી, સોવેર લેન તનું ધારે હો, તિરોભાવ ભયે જાની જદુપતિ, અસુર કોપ કરી થાયે હો, સાધુ વિપ્રકુ દેત મહાદુઃખ અધરમ ભયો સહારે હો, કંપત ધર્મ ભક્તિ દ્વિજસાધુ, અવનિ ત્રાહિ પુકારે હો, પ્રેમાનંદ નાથ પ્રગટ હોઇ કબ અસુરન સંહારે હો (પદ-૨) (અહીં પ્રેમાનંદ સ્વામીએ પોતાના ઇષ્ટદેવની સહજાનંદને જ રઘુકુલ જદુકુલમાં અવતાર ધારણનારા કહીં  રામ કૃષ્ણ સાથે તેઓની અભિન્નતા પ્રતિપાદન કરી. (કીર્તના સારસંગ્રહ ભાગ-૨, પૃષ્ઠ-૨૦-૨૧)’’ ‘‘હારે હો નૃપ દશરથ ઘર બાજત બધાઇ, કૌશલ્યા સૂત જાઓ હો.... મુક્તાનંદ કો નાથ પ્રગટ જહાપરમધામ સોઇ કહાવે હો (પદ-૧) હાંરે હો પુરૂષોત્તમ પ્રભુ રઘુકુળ પ્રગટે, ચતુર્મૂર્તિ સુખદાય હો, રઘુવીર લછમન ભરત શત્રુહન, શોભાબરનીન જાઇ હો, મુક્તાનંદ કો નાથ નિરખી સબ, પરમ સુખી ભયે પ્રાની હો (પદ-૨) (અહીં મુક્તાનંદ સ્વામી ‘‘મુક્તાનંદકો નાથ’’ આવા શબ્દો લખે છે અને એવું કહે છે મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ શ્રીરામ રૂપે રઘુકુળમાં પ્રગટ થયા છે.)’’ ‘‘કરમન સહજાનંદ પદ

પ્રીત, તજ અભિમાન અશુભ આશાસુખ મોહન કરલે મીત, અસુર યોનિ પ્રહલાદ વિભીષણ છાંડી, સકળઅનીત, સાદર ચરન સુમરી શ્રીપતિ કે, કીની જગમેં જીત .... પ્રેમાનંદ નાથ સોના તો કર લેહ સહીત (પદ-૧) (કીર્તનસાર ભાગ-૨ પૃષ્ઠ-૩૧૨ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે પૂર્વે પ્રહલાદ માટે નરસિંહ તથા વિભિષણ અર્થે રામ રૂપે મારા ઇષ્ટદેવ શ્રીહરિ પધાર્યા હતા અને તેઓ તેમના ચરણનું સ્મરણ કરી ભવસાગર પાર થયા હતા આથી શ્રીહરિની રામ સાથે અભિન્નતા પ્રતિપાદન થઇ.)'' ''જુગજુગ મે હરિ પ્રગટ હોત હે, પતિત ઓ ધારન હાર, અધમ અજામિલ દાશી કુબજા, ગનિકા પાપ પહાર, ગિધ ગયંદ દયાનિધિ કેશવ, લીને સબહિનાર, રેંકાબંકા વિપ્ર સુદામા, શબરી, અહલ્યાનાર, હરિકે ચરણ કમળ ઉપર ધરકે, ઉતરે ભવજળ પાર (કીર્તન સાર ભાગ-૨/પદ-૪ પૃષ્ઠ- ૩૧૪-૩૧૫ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે ગિધ, ગણિકા, અહલ્યાનો શ્રીરામ રૂપે ઉધ્ધાર કરનારા પ્રગટ પ્રમાણ શ્રીહરિ જ હતા આમ કહી શ્રીહરિ સાથે શ્રીરામની અભિન્નતા સ્વામી એ પ્રતિપાનદ કરી છે.)'' ''મનમોહ ટળે રામમળે, નિર્મળ હરિજનના સંગથી, ઉરગ્રંથી મળે, અવિધાના આવ્રણ સર્વનાશે અંગથી, નિત્ય સંત સભા મહી રામ રટે (પદ-૧) જેમૈથુન અષ્ટ પ્રકાર તજે, નિત્ય સારાસાર મરમ, સમજે ભજે તને જે હરિ પ્રગટ ભજે (પદ-૩) (કીર્તનસાર ભાગ-૨ પૃષ્ઠ-૩૬૪ -૩૬૫ અહીં બ્રહ્માનંદ સ્વામી પદનો પ્રારંભ રામ નામથી કરે છે અને દ્વિતિય પદમાં તેઓનેજ પ્રગટ પ્રમાણ શ્રીહરિ કહે છે આમ કહી અહીં રામ સાથે પ્રગટ પ્રમાણ શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદિત થાય છે.)'' '' રે હરિ વિના હેતુ નથી તારૂ, સમરસદા માન્યવચન મારૂ રે (પદ-૧) રે ઉત્સાહ અંતરમાં આણી સંભાર્યા નહિ સારંગપાણી.... ભૂમાનંદ કહે ઉર વિચાર (પદ-૨) (કીર્તનસાર ભાગ-૨ પૃષ્ઠ-૪૪૮ અહી ભૂમાનંદ સ્વામી પ્રથમ પદમાં શ્રીહરિ કહે છે તેનેજ દ્વિતિય પદમાં સારંગપાણી રામ કહે છે.)'' ''તનડાનીમમતા તુ તજ

જે રે, કે રૂડા રઘુવીરને ભજજેરે, વિચારી જો કાયા તારી રે.... બ્રહ્માનંદ કહે તન છે ખોટુ રે, લેને હરિ શરણુ મોટુ રે (બ્રહ્માનંદ કાવ્ય /ભાગ-૨ અહી બ્રહ્માનંદ સ્વામીએ પદના પ્રારંભમાં રઘુવીર શબ્દ યોજેલો છે જે રામનો વાચક છે અને તેઓને જ અંતમાં સ્વામી શ્રીહરિ કહે છે.)'' ''લગી રહી દિનરેન, રટન દિલ રામકી, એકટેક ઉરમાંહી, પ્રગટ પિયાનામકી, પ્રગટ હરિ પ્રતાપ, તાપ તન સબ રટયા (પદ-૬) (બ્રહ્માનંદ કાવ્ય ભાગ-૨. અહીં બ્રહ્માનંદ સ્વામી પદના પ્રારંભમાં રામ શબ્દ યોજે છે અને તેઓને જ પ્રગટ પ્રમાણ હરિ અંતમાં કહે છે. આમ કહી સ્વામીએ અહી શ્રીરામ સાથે શ્રીહરિની એકતા પ્રતિપાદન કરી છે.)'' '' હરિ સારંગપાણી.... પરદુઃખ ને દેખી નથી શકતા એવા છો સહજાનંદ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૨/ પદ-૨૫ અહીં શ્રીહરિને જ પ્રેમાનંદ સ્વામીએ સારંગપાણી રામ કહ્યા.)'' ''દયાદીલધાર રે ધર્મસુત શામળિયા, પાર ઉતારો રે, પ્રિતમપાતળિયા ધર્મકુંવર ઘનશ્યામ જી તમે, પરદુઃખ ભંજનહાર, નિજજનને સુખ આપવા ધરે, જુગજુગપ્રતિ અવતાર.... ભક્ત સામુ તમે શ્રીહરિ, પ્રભુસાગર બાંધી સેતી, વનચર સાથે વનચર સાથે વન ભમ્યા, એવા પ્રેમાનંદના હેતુ, ભક્તજન સારૂરે, બહુ દાનવ દળિયા (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૨/ પદ-૨૫૨/ પૃષ્ઠ-૭૪ અહીં પ્રેમાનંદ સ્વામી પદનો પ્રારંભ ધર્મસુત શામળિયા નામથી કરે છે અને તેઓનેજ ભક્તોના કષ્ટ માટે યુગેયુગે અવતાર લેનારા કહે છે અને તેઓને જ ભક્ત એવા સીતાજી માટે સેતુ બાંધી રાવણને મારનારા કહે છે આમ કહી પ્રેમાનંદ સ્વામીએ અહીં ધર્મસુતશ્રી હરિ સાથે શ્રીરામની અભિન્નતા બતાવી છે.)'' ''શ્રીઘનશ્યામ દીન જાની સુખધામ સનેહી સુધ લીજે.... દીનાનાથ દયા આની કૃપાસિંધુ સારંગપાણી, કમલનયન મોયે નેક દરસ દીજે (પ્રેમાનંદકાવ્ય/ ભાગ-૨/પદ-૩૦૦ પૃષ્ઠ-૮૯-૯૦ અહી પ્રેમાનંદ સ્વામી પોતાના ઇષ્ટદેવ ઘનશ્યામ નેજ સારંગપાણી શ્રીરામ કહે છે.)'' ''ઉત્તમ આજ મનુષ્ય જનમ આવ્યો, ગાફલતે તો

એળે ગુમાવ્યો, ઇચ્છાતન દેવ હરિ ભજવા, પામી તેને પાપ કરમ તજવા.... સુમર જે હરિ સારંગપાણી (દેવાનંદ કાવ્ય /પદ-૨૫/૧ -પૃષ્ઠ- ૧૦ અહી દેવાનંદ સ્વામીએ શ્રીહરિને જ સારંગપાણી રામ કહ્યા.)'' ''રાધીકારમન ઘનશ્યામ, પ્રગટ મિલે રાધીકારમન ઘનશ્યામ.... જેહી પદ શ્રી ઉરસંતત સેવત, નારદ નિગમ જશ ગાયો, પદરજ પરસી પતની ગૌતમકી, સબ વિધિશ્રાપ ગમાયો (દેવાનંદ કાવ્ય -પદ -૩૮૮-૩૮૯- પૃષ્ઠ-૧૪૦ અહીં પ્રગટ પ્રમાણ રાધિકાવર ઘનશ્યામ ને જ ગૌતમની પત્ની અહલ્યાનો ઉધ્ધાર કરનારા દેવાનંદ સ્વામી એ કહ્યાં આમ કહી અહીં રામ અને ઘનશ્યામની એકતા પ્રતિપાદન કરી.)'' ''શ્રી સહજાનંદ શામ હરિ.... રામાનંદ સંપ્રદા સેવક રામચંદ્ર કે દરશ કરી, સોના કે સિંહાસન બૈઠે, રામ લખન સીયે રૂપ હરિ એસૌ અદ્‌ભુત આશ્ચરજ દેખી, દશરત સુત ભયે પ્રગટ હરિ, સહજાનંદ અવતાર ભૂમિ પર, જાને મુમુક્ષુનિવરો કરી (દેવાનંદ કાવ્ય/ પદ-૫૯૯/ પૃષ્ઠ-૫૧૬ અહીં દેવાનંદ સ્વામી કહે છે પ્રગટ ભગવાન શ્રીહરિ જ્યારે વિભિન્ન મતાવલંબિઓ ને સમાધિ કરાવતા ત્યારે તેઓ સમાધિમાં પોત પોતાના ઇષ્ટદેવરૂપે સહજાનંદ સ્વામીનેજ જોતા હતા અને તેમાં પણ રામાનંદી મતના અનુયાયિઓએ તો સમાધિમાંથી બહાર આવી એવો નિશ્ચય કર્યો કે દશરથ નંદન શ્રીરામ છે તેજ શ્રીહરિ સહજાનંદ નામ ધારણ કરી પ્રગટ થયા છે. આમ કહી દેવાનંદ સ્વામીએ અહીં શ્રીરામ સાથે સહજાનંદ સ્વામીની એકતા બતાવી છે.)'' ''ભજ મન ધર્મકુંવર સુખકારી, તેહી બની સુરમુનિ અસુર નાગનર, ભવ ભટકત ગયે હારી, પામર પતિત નીચ અતિ નિરલજુ તેરે ભવ ભજી ગિરધારી ગીધ વ્યાધ ગૌતમકી ધરની, કૌલ કરીપન ગારી, (દેવાનંદ કાવ્ય/ પૃષ્ઠ-૩૯૮/ પદ-૧૦૬૭- અહીં દેવાનંદ સ્વામી કહે છે ગીધ જટાયુગીધ અને ગૌતમની નારી અહલ્યા નો શ્રીરામ રૂપે ઉધ્ધાર કરનારા શ્રી હરિજ હતા.)'' ''શ્રીઘનશ્યામ દયાકે સાગર તવ શરનાગત યેહુ

(પદ-૧૨૧૦/૧) અધમ ઉધારન તુમ અવિનાશી, કોટી ગુનામેટન ગિરધરજી, પ્રગટ રૂપ પ્રકાશી, ગુનકા ગીધ ગૌતમ કી ઘરની.... તવ પદરજત પરસત જગપાવત, ભયે વૈકુંઠ કે વાસી. (દેવાનંદ કાવ્ય/ પદ-૧૨૧૨/ ૨/પૃષ્ઠ-૪૪૫-૪૪૬ અહીં દેવાનંદ સ્વામી કહે છે જે પ્રગટ પ્રમાણ ઘનશ્યામ જ શ્રીરામાવતારમાં જટાયુ ગીધ, જીવંતિની વેશ્યા અને અહલ્યાનો ઉધ્ધાર કરેલો આમ કહીં અહી દેવાનંદ સ્વામીએ ઘનશ્યામ સાથે શ્રીરામની એકતા પ્રતિપાદન કરી.)''

ભક્ત ચિંતામણી માં પણ ''નમો રઘુનાથ રામચંદ્ર, નમોરાઘવ સુખસમુદ્ર ॥ નમો રાજીવલોચન રામ.... (ભ.ચિ. /પ્ર. ૧૦૩/૧૬-૧૭ આમ ભગવાન શ્રીહરિની જ સંતોએ રામરૂપે સ્તુતિ કરી છે.)''

હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં પણ ''ભ્રગુપતિ રઘુપતિ ભયે અનુપા/ આપશ્રીહરિ જ પરશુરામ અને અનુપમ રઘુપતિ રામચંદ્ર રૂપે થયા હતા. (હરિ.ચ. ૪૬/૧૨ આમ પ્રેમાનંદ સ્વામી પણ શ્રીહરિ જ રામ રૂપે થયા હતા એવું કહે છે. (પ્રકાશક- સદ્‌ગુરૂ જ્ઞાનજીવન દાસ- કુંડળ, અનુવાદક - વેદાંતાચાર્ય જ્ઞાનપ્રકાશ દાસજી, ગાંધીનગર ગુરૂકુલ)

હરિવાક્ય સુધા સિંધુની સેતુમાળ ટીકમાં પણ ''सर्वावतार हेतुः'' આનો ''रामकृष्णादि सकलावताराणांकारणम् । રામકૃષ્ણાદિક સકલ અવતારોનું કારણ'' આ પ્રમાણે રઘુવીરજી મહારાજે અર્થ કરેલો છે. આમ કહી તેઓએ શ્રીહરિને જ રામ રૂપે પ્રગટ થનારા કહ્યા છે. (હ.સુ.સે.ટી.-૧૬૮/૨૪)''

વાસુદેવાનંદ બ્રહ્મચારીપણ ''रावणनाश करो भुवि रामो । यशः सेतुं दधेह भवदमनीयमे॥ भजहरिमाविरतं धावतु मा ॥ પૃથ્વિઉપર રામરૂપે પ્રગટ થઇને જેણે રાવણ જેવા રાક્ષસનો નાશ કર્યો હતો અને જગતમાં શુભ યશરૂપ સેતુ બાંધ્યો હતો, સંસારનું દમન કરનારા શ્રીહરિને તું ભજ. (વાસુદેવાનંદ બ્રહ્મચારી કૃત અષ્ટપદી/

અહીં વા.બ્ર.પણ શ્રીરામ રૂપે શ્રીહરિ જ પ્રકટ થયા હતા એવું કહે છે.)'' ઇત્યાદિ અનેક પ્રાચિન પ્રમાણિક ગ્રંથો તથા પદો કૌશલ્યાનંદન શ્રીરામ અને ભક્તિનંદન શ્રીહરિ ની અભિન્નતા જણાવનારા ઉઘાડા છે.

## (૩) **શ્રી નરનારાયણ અને શ્રીહરિની અનન્યતા :-**

અક્ષરધામના અધિપતિ ભગવાન શ્રીહરિ એજ સૃષ્ટિ ના આરંભમાં બ્રહ્માજીના પુત્ર રત્ન એવા ધર્મપ્રજાપતિ ની શહધર્મિણી દક્ષ કન્યા મૂર્તિ દેવી થી બે રૂપોમાં અવતાર ધારણ કર્યા. તેઓ પોતાના મસ્તક પર જટા મંડલને ધારણ કરતા હતા. તેઓના હસ્તમાં હંસનું ચિહ્ન ચરણોમાં ચક્રાદિ ઓગણિશ ચિહ્નો અને વક્ષઃ સ્થળ શ્રી વન્સના ચિહ્નથી સુશોભિત હતુ તેઓની જાનુ પર્યન્ત લાંબી ભુજાઓ, મેઘ સમાન ગંભિરસ્વર, ધનુષ સમાન ભ્રકુટિ, સુંદર ચિબુક, વિશાળભાલ, સુંદર મુખ અને સુંદર નાસિકા હતી. તેઓનો સંપૂર્ણ વેષ તપસ્વિઓના જેવો હતો તેઓ અત્યંત તેજસ્વિ,રૂપ, રંગ અને સ્વભાવમાં એક સમાન હતા તે વરદાતા તપસ્વિઓના નામ હતા. ''નર અને નારાયણ''

અવતાર ગ્રહણ કર્યા બાદ તે અવિનાશી નર-નારાયણ બદરિકાશ્રમમાં જતા રહ્યા અને તેઓ ત્યાં ગન્ધમાદન પર્વતપર એક વિશાલ બદરી વૃક્ષની નીચે બેસી ભરતખંડના મુમુક્ષુ ઓનો અભ્યુદય માટે તપસ્યા કરવા લાગ્યા દીર્ઘ કાળની તપશ્ચર્યાના અંતે એક સમયે મરિચયાદિક ઋષિઓ તિર્થાતન કરી માનુષ્ય વિગ્રહધારી નરનારાયણ દેવના દર્શન કરવા બદરીકાશ્રમમાં આવ્યા ભગવાનના દર્શન કરી તૃપ્ત થયેલા તેઓ બધા નરનારાયણે આવકાર અપાયેલા આસનો પર બિરાજમાન થઇ ભગવાનના અમૃતવચનોનું પાન કરતા હતા વાતવાતમાં સર્વજ્ઞ એવા નારાયણ ભગવાને ઋષિઓને ભારત વર્ષમાં રહેતી પોતાની પ્રજાના ખબર અંતર પુછયા ત્યારે ઋષિઓ પ્રભુને હાલના સમયમાં ભરતવર્ષનમાં કલિયુગે પોતના

સામ્રાજ્યનો વિસ્તાર જે પ્રમાણે કરેલો છે તે બધી વાત વિસ્તારથી તેઓને કરતા હતા તે સમયમાં કૈલાસ પર્વત થતી દુર્વાસા મહર્ષિ નારાયણ ઋષિના દર્શન કરવા આવ્યા. પણ ભગવાનના વચનામૃતપાન કરવામાં એકલીન થયેલા તેઓ બધાથી દુર્વાસાનું સન્માન થયું નહિ. એટલે ક્રોધે ભરાયેલા દુર્વાસા તેઓ બધાને શામ આપતા બોલ્યા ''મારા અપમાનના કરનારા જે તમે સર્વે તે ભરત ખંડને વિશે મનુષ્યપણાને પામો અને ત્યાં અસુર થકી અપમાનને કષ્ટ સહન કરો.'' એવો શાપ જ્યારે બધા ઋષિમુનિઓએ સાંભળ્યો ત્યારે બધાએ પાછળ ફરીને જોયું તો ક્રોધમુર્તિ દુર્વાસાને ઉભેલા જોયા. બધા ઋષિઓ તથા ધર્મભક્તિ દુર્વાસા પાસે ગયા અને તેઓને મનાવવા લાગ્યા કે ''અમો તો ભગવાન નારાયણ મુનિના વચન સાંભળવામાં એકલીન હતા એટલે તમારૂ સન્માન કરી ન શકયા માટે અમો બધાને ક્ષમા કરો અને તમારો શાપ પાછો લઇ લો.'' ત્યો દુર્વાસા ઋષિ તેઓ પર અનુગ્રહ કરતા બોલ્યાઃ ''नान्यथा मे भवेच्छापः किन्तु नृत्वेऽपि वाऽखिलान्। एष नारायणः कष्टादासुरान्मोचयिष्यति ॥ ६९ ॥ तवैव पुत्रो भूत्वाऽसावल्पकालेन तत्र वः। सखेव दास्यति सुखं शापमुक्तान् करिष्यति ॥७० ॥ इत्युक्त्वा तञ्च तान्नत्वा ययौ दुर्वसनो मुनिः। श्रुत्वा शापं निर्निमित्तमुद्धवः प्रार्थयत्प्रभुम् ॥७१ ॥ शापोऽयं निर्निमित्तोऽभूत्त्वदीयानां हि नः प्रभो!। अधर्मोद्वृत्तमर्त्येषु क्व वर्तिष्यामहे वयम् ॥७२ ॥ त्राता नस्त्वदृते कोऽपि नान्योऽस्तीत्यपि वेत्स्यतः। यथायुक्तं कुरु स्वामिन्नित्युक्तो धार्मिरब्रवीत् ॥७३ ॥ चिन्ता न कार्या युष्माभिः स्वैरपि मदाश्रितैः। मदिच्छयैव शापोऽयं यतो जातोऽस्ति नान्यथा ॥७४ ॥ अतश्चिन्तां विहायैव नृषूत्पंद्यत मा चिरम्। धर्मसंस्थानपने यूयं सहाया मे भविष्यथ॥७५ ॥ सामान्यो मुनिशापोऽयमतोऽहमपि मानवः। भूत्वा धर्मं स्थापयिष्ये रक्षन् वोऽसुरपीडनात्॥७६ ॥ मज्ज्ञानदानाचार्यत्वं प्राप्तः प्रागयमुद्धवः। धर्मरक्षां विधातादौ ततश्चैष गुरूर्भुवि ॥७७ ॥ आविर्भूय ततश्चाहं युष्माभिः सह भूतले। अधर्मोच्छेदनं कुर्वन् विचरिष्यामि सर्वतः ॥७८ ॥

इत्युक्तास्ते भगवता ऋषयो धर्म उद्धवः। उदपध्यन्त सर्वेपि द्विजातिषु यथा रुचि ॥७९॥

संसिद्धदेहोऽजन्मापि मुनेः शापात्स उद्धवः। नारायणेच्छयाऽयोध्यानगरेऽजनि वाडवात्॥८०॥

હે ધર્મદેવ! મારો આપેલો શાપ મિથ્યા તો નહિજ થાય, પરંતુ મનુષ્યાવતારમાં પણ આ શ્રીનારાયણઋષિ તમારા બધાયની અસુરોના કષ્ટ થકી રક્ષા કરે. ॥૬૯॥ હે ધર્મદેવ! આ શ્રી નારાયણઋષિ ભગવાન પોતે થોડાજ સમયમાં તમારાજ પુત્ર થઇને ત્યાં તમોને સખાની પેઠે સુખ આપશે, અને મારા શાપ થકી મુકાવશે. ॥૭૦॥ આમ કહીને દુર્વાસામુનિ તે ધર્મદેવાદિક સર્વને નમસ્કાર કરીને ગયા, તે પછી આમ નિમિત્ત સિવાય થયેલો સાપ સાંભળીને ઉદ્ધવજી ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા ॥૭૧॥ હે પ્રભુ! તમારા આશ્રિત એવા અમોને આ શાપ વિના કારણે થયેલો છે, માટે અધર્મથી ઉધ્ધત બની ગયેલા મનુષ્યોમાં અમો ક્યાં કેવી રીતે વર્તીશું? ॥૭૨॥ હે ભગવન્ ! તમારા સિવાય બીજો કોઇ અમારી રક્ષા કરનાર નથી, એમ પણ આપ જાણો છો, માટે હે સ્વામિન્! જેમ આપને યોગ્ય લાગે તેમ કરો, આમ પ્રાર્થના કરેલા ધર્મપુત્ર શ્રીનારાયણઋષિ ઉધ્ધવજીને કહેલા લાગ્યા. ॥૭૩॥ હે ઉધ્ધવજી! મારા આશ્રિત તમો બધાને કોઇ પ્રકારની ચિંતા કરવી નહિ, કેમકે મારી ઇચ્છાથીજ આ શાપ થયેલો છે, નહિ તો બનેજ નહિ. ॥૭૪॥ માટે ચિંતા છોડી દઇનેજ ત્રણ વર્ણના મનુષ્યોમાં અવતાર ધારણ કરો, વિલંબ કરશો નહિ, ધર્મસ્થાપન કરવામાં તમો બધા મને સહાય કરનારા થશો. ॥૭૫॥ હે મુનિઓ! દુર્વાસાનો આ શાપ બધાયને સમાનપણે થયેલો છે, માટે હું પણ મનુષ્યાવતાર ધારણ કરીને અસુરોના કષ્ટ થકી તમારી રક્ષા કરતો થકો ધર્મનું સ્થાપન કરીશ. ॥૭૬॥ આ ઉધ્ધવજી પ્રથમ મારા સ્વરૂપનું જ્ઞાન આપનાર આચાર્ય પણાને પામેલા છે, તે માટે એ ઉધ્ધવજી પૃથ્વી ઉપર પ્રથમ ધર્મ પ્રવર્તક આચાર્ય થઇને ધર્મની રક્ષા કરનારા થશે. ॥૭૭॥ ત્યાર પછી પૃથ્વી ઉપર તમો બધાની સાથે હું પ્રગટ થઇને, અધર્મનો ઉચ્છેદ કરતો થકો સર્વ

ઠેકાણે વિચરીશ. ॥૭૮॥ આ પ્રમાણે ભગવાને કહેલા તે મરીચ્યાદિક મુનિઓ, ધર્મદેવ, અને ઉધ્ધવજી એ બધાય પોત પોતાની ઇચ્છા પ્રમાણે દ્વિજાતિઓમાં ઉત્પન્ન થયા. ॥૭૯॥ સર્વથા સિધ્ધ દશાને પામેલા, અને તેથીજ અજન્મા એવા ઉધ્ધવજી પણ ભગવાનની ઇચ્છાથી દુર્વાસા મુનિના શાપે કરીને, અયોધ્યાનગરમાં અજ નામે બ્રાહ્મણ થકી પ્રગટ થયા ॥૮૦॥ (નિત્યાનંદ સ્વામીકૃત/ હરિદિગ્વજય/ ઉલ્લાસ ૨)'' આથી નર-નારાયણ દેવજ શ્રી નારાયણ મુનિ નામ ધારણ કરી પ્રગટ થયા એમ સ્પષ્ટતા થાય છે.

સત્સંગિ જીવનમાં પણ - ''મરિચ્યાદિ મહર્ષિઓને દુર્વાસાએ શાપ આપ્યા પછી તેમની સાંત્વના માટે ધર્મમૂર્તિ પ્રત્યે નરનારાયણ કહે છે ''अतस्त्वत्पुत्रतां भयो हरि नामाऽहमाप्यतम्। सर्वतो नाश युष्यामि पालयन् साधुपुरुषान्॥ धर्मज्ञानविरागाढ्यां भक्तिं भुवि यथा पुरा। प्रवर्तयिष्ये पुष्माभिः सहैव विचरन्नहम्॥ માટે ફરીથી પણ તમારા પુત્રપણાને પામીને હુ હરિ નામથી પ્રસિદ્ધ થઇને મારા સાધુ જનોનું પાલન કરવા પૂર્વક અધર્મનું બળ સર્વથા મૂળમાંથી નાશ કરીશ. તમારી સાથેજ ભૂમિ ઉપર વિચરીને હું ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય સહિત એવી એકાંતિકી ભક્તિ પૃથ્વિ ઉપર કૃષ્ણાવતારની પેઠે પ્રવર્તાવીશ (સ.જી. ૧/૯/૪૦-૪૧ આથી નરનારાયણ દેવ જ શ્રીહરિ નામ ધારણ કરી પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' ભગવાનના પ્રત્યક્ષ દર્શન કરી તેઓની અખંડ સેવામાં રહેવાની ઇચ્છાથી તેઓની આરાધનામાં પ્રવર્તેલા શતાનંદસ્વામીની સામે પ્રગટ થયેલા નરનારાયણ દેવ તેઓ પ્રત્યે બોલ્યા ''कन्त्वहं साम्प्रतं भूमौ कोसलेषूत्तरोष्विह। जातोऽस्मि धर्मतो भक्तौ हरिनाम्नो हि विश्रुतः॥ वर्ते पश्चिमे पञ्चालदेशेऽधूना। सोऽहं त्वामान्तिके स्वस्य रक्षिष्यामि न संशयः। હે મુને! મારી સમીપ સેવા રૂપ જે તમારો નિશ્ચય છે તે બહુ સારો છે પરંતુ હું જ હમણા ભૂમિ ઉપર ઉત્તર કૌશલ દેશમાં ધર્મ ભક્તિના પુત્ર રૂપે પ્રગટ થઇને હરિનામથી પ્રખ્યાતિ પામ્યો છુ તેજ

હું હાલમાં પશ્ચિમ પંચાળ દેશમાં આવેલા દુર્ગપુરમાં રહ્યો છું. તો તમોને તે રૂપથી રહેલો હું તે મારી પાસે રાખીશ એ વાતમાં સંશય નથી.'' (સ.જી.- ૧/૩/૧૬-૧૭- આથી નરનારાયણ દેવજ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' અમદાવાદમાં નર-નારાયણ દેવની પ્રતિષ્ઠા કર્યા બાદ ભગવાન સ્વામિનારાયણ સભામાં બિરાજમાન પોતાના આશ્રિતો પ્રત્યે બોલ્યા ''सर्वे श्रृण्वन्तु मद्वाक्यं जना! वच्मि हिंत हि वः। अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णः पुरुषोत्तमः॥ तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि।श्रेयसे सर्व भूतानां प्रादुर्भुतोऽस्ति भूतले ॥ धर्मदेवेन मूर्त्या च ध्यातोऽति दृढभक्तितः। प्रादुर्भूतस्तयोरङ्गाद्द्विरूपो वर्णिवेषधृत्॥ वददानेन सन्तोष्य तौ ततः श्रेयसे नृणाम्। नरनारायणाख्योऽसौ बदरीवनमागमत्॥ कर्मभूमौ भारतेऽत्र मनुष्याणां स्वसंश्रयम्। प्राप्तानां भुक्तिमुक्त्यर्थं तपः कुर्वन्विराजते ॥ भूमेर्भारापुनुत्यर्थे ब्रह्माद्यैः पार्थितःस तु। श्रीकृष्णो यादवकुले कृपाऽऽविर्बभूव ह ॥ नरोऽर्जुनाख्यया जातः कुरुवंशे सखा हरेः। तेनार्जुनेन युक्तोऽसौ नरनारायणः स्मृतः॥ ગોલોકમાં અક્ષર નામના તેજોમંડળના મધ્યમાં જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ આપણા ઇષ્ટદેવ વિરાજે છે તે જ પોતે ભૂતલ ઉપર સર્વે ભૂતોના શ્રેય માટે ધર્મપ્રજાપતિ અને તેમની મૂર્તિ નામની પત્નીએ અતિદ્રૃધ ભક્તિપૂર્વક ધ્યાન કરતા તેમની ઉપર પ્રસન્ન થઇને તેમના અંગ થકી પ્રાદુર્ભાવ પામતા નર-નારાયણ એવાં બન્ને રૂપધારીને વર્ણિવેષરમણીય ધરાલતમાં વિરાજે છે. તે ધર્મ મુર્તિને વાંછિત વરદાનથી સંતોષ પમાડીને પછી નરોના નિઃશ્રેયશ માટે નર-નારાયણ ભગવાન બદરીવનમાં પધારેલા. કર્મોનું વિલંબ વિના ફલ આપનારા આ ભરતખંડમાં પોતાના ચરણના સમાશ્રયને પામેલા મનુષ્યના ભોગની સિધ્ધિમાટે સ્વયં તપશ્ચર્યા આચરતા થકા અધ્યાપિ બદ્રિકાશ્રમમાં વિરાજે છે. હે જનાઃ ! એજ બદરી પતિ નારાયણરૂપ ધારી રહેલા ગોલોકાક્ષાર ધામવાસી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન દેવોએ પ્રાર્થના કરતાં ભૂમિનો ભાર ઉતારવા યાદવકુળમાં કૃપાથી આવિર્ભાવ પામ્યા

અને નારાયણના સખા તે નર કુરુઓના વંશમાં અર્જુન નામથી પ્રગટ થયા. માટે તે અર્જુને યુક્ત આ યુદનંદન શ્રી કૃષ્ણ નર-નારાયણ નામથી કહ્યા છે. (સ.જી/૪/૨૫/૮૨ થી ૮૮ આમ નરનારાયણ દેવ એ બીજા કોઇ નથી પરંતુ સાક્ષાત ગોલોક મધ્યેઆવેલા અક્ષર ધામના અધિપતિ શ્રીકૃષ્ણ ભગવાન જ છે.)

''સ્વધામગમન સમયે શ્રીહરિ સભામાં બેઠેલા બધા જનો પ્રત્યે બોલ્યા ''नरनारायणाख्योऽहं वर्त श्रीनगरे। ...एतेसां सेवनं वेद्मि साक्षान्मत्सेवनं खलु। શ્રીનગર (અમદાવાદ) માં હું નરનારાયણ રૂપે વર્તુ છું....આ મૂર્તિનું સેવન જે છે તે સાક્ષાત મારૂ સેવન છે (સ.જી.૫/૬૮/૩૮, ૪૧ આથી શ્રીહરિએ સ્વમુખે પોતા સાથે નરનારાયણની અભિન્નતા કહી.)''

હરીલાલા કલ્પતરૂમાં પણ મરિચ્યાદિક ઋષિમુનિઓની અને ધર્મની પ્રાર્થનાથી કોમલ હૃદયવાળા થયેલા દુર્વાસા ઋષિ તેઓ પ્રત્યે બોલ્યા ''भविष्यत्येव शापोऽयं नाऽन्यथाममकर्हिचित् तथापि धर्मं युष्माकं करोम्येवमनुग्रहम्॥ भविष्यत्यापि मानुष्ये पत्नी मूर्तिस्तव त्वियम् । पुत्रौ नारायणः साक्षाद् भूयस्ते भविता विभुः॥ स युवामविता दैत्याऽधर्मकष्यत् तथा मुनीन्। पोषणं सर्वथएण भूमौ विधाता युवयोर्भुशम्॥ पूत्रीभू हरौ तस्मिन्, स्नेहाधिक्येन वै युवाम्। निरुद्धचित्तौ मोक्ष्यये हयल्यकालतः॥'' હે ધર્મ! આ મારો શાપ ક્યારેય  પણ અન્યથા નહીંજ થાય તો પણ તમારા ઉપર હું અનુગ્રહ કરું છું, હે ધર્મ! તમો મનુષ્ય ભાવ પામશો તો પણ આ મૂર્તિ તે તમારી જ પત્ની થશે વિભુ પ્રત્યક્ષ નારાયણ ફરીથી પણ તમારા પુત્ર થશે, તમારા પુત્ર થયેલા નારાયણ દૈત્યો તથા દૈત્યોના અંશથી ઉત્પન્ન થયેલા રાજાઓ, ગુરુઓ, અધર્મ તથા કષ્ટથી તમારા બન્નેનું તથા મુનિઓનું પણ રક્ષણ કરશે. તમારા પુત્ર રૂપ શ્રીહરિમાં સ્નેહથી આસક્ત થયેલા ચિત્તવાળા તમો બન્ને અમારા શાપ થકી મુક્ત થાશો. પછી હે ધર્મ!

તમારી ઇચ્છિત દિવ્ય ગતિ તમો પામસો. (હરિ. કલ્પ./૧/૧૯/૨૨-૨૬ અને આજ વચન સત્ય કરવા શ્રી નર-નારાયણદેવ જ શ્રીહરિકૃષ્ણ નામધારી પ્રગટ થયા.)''

''ભક્ત ચિંતામણિમાં પણ - ''અતિ સુંદર ગોલોક મધ્યે અક્ષર એવું જેનું નામ છે ।। એવા અક્ષરધામમાં તમે રહો છો. કૃષ્ણ કૃપાલ ।। એવા શ્રીકૃષ્ણ કિશોર મૂર્તિ । આપ ઇચ્છાએ અવતરી યોગોયુગ જનનાં કારજ કરો । પ્રથમ મૂર્તિ ધર્મથી પ્રગટયા પૂરણ કામ ।। નરનારાયણ નાથજી । તમો રહ્યા બદ્રીકાધામ । ત્યાર પછી વસુદેવ દેવકી થી પ્રગટયા મથુરા માંય । અનંત અસુર સંહારવા । કરવા નિજ સેવની સા'ય । ત્યારપછી વલી જગમાં । અધર્મ વ્યાપ્યો અપાર ભક્તિ ધર્મને પીડવા । અસુરે લીધા અવતાર । તારે તમે પ્રગટયા । કૌશલ દેશમાં ઘનશ્યામ ।। (ભ.ચિં. ૧/૧ થી ૧૪)'' આ રીતે મંગળ માં જ ગોલોક મધ્યે અક્ષરધામ કહીને, તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કહીને, તેના અવતાર નરનારાયણ તથા શ્રીકૃષ્ણને તેનાજ અવતાર શ્રીહરિને છેવટે કહે છે. (આ ઉપરથી સર્વનો અભેદ સ્પષ્ટ થાય છે.), પ્ર.પ. બદરિકાશ્રમમાં નરનારાયણ સમીપે મરીચયાદિ મહર્ષિઓ આવ્યા. પ્રક. ૬ માં તેઓએ નરનારાયણદેવની ''જય અક્ષરધામી અકામી । જય સર્વતણાતજો સ્વામી । જય અવતારના અવતારી .... । દીઠું અક્ષરધામ અલોકિ । તેમાં બેઠા દિઠા બહુનામી ।, જેહ અક્ષરધામના ધામી । જેવા અક્ષરધામમાં દીઠા તેવા દીઠા સન્મુખ બેઠા (ભ.ચિ.પ્ર.૬) (આરી રીતે નરનારાયણ ને અક્ષરધામી અને અવતારી સ્પષ્ટ કહ્યા.)'' પ્ર. ૭ - નરનારાયણદેવ પાસે ધર્મદેવ અને મૂર્તિ આવ્યા. તેઓ બધા નરનારાયણ દેવની વાક્ સુધા પાન કરવામાં એકલીન ચિત્ત વાળા હતા તેવામાં ત્યાં દુર્વાસા આવ્યા, તેઓનું સન્માન ન થતા તેઓ બધાને તેઓએ શાપ આપ્યો અને તેઓ પર અનુગ્રહ કરતા મહર્ષિ દુર્વાસા તેઓ પ્રત્યે બોલ્યા ''ભક્તિ ધર્મ થાશો દો દંપતી । થાશે પુત્ર આ બે બદ્રી પતિ તારે શાપનો તાપ ટળશે । કહ્યુ ઋષિ ઉધ્ધવને

તે વાર । તમે લેજો દ્વિજમાં અવતાર । પછી નરવીરના સખા થાશો । મારા શાપથી તુર્ત મુકાશો । (ભ.ચિ. પ્ર.૭/૫૦-૫૨)'' આવું વરદાન આપ્યુ પ્ર. ૮- બધા ચિંતાતુર થતા નારાયણ તેમના પ્રત્યે બોલ્યા ''માટે ચિંતા કરશો માં કાંએ । શાપ થયો છે મારી ઇચ્છાએ । માટે પુત્ર તમારો થાઇશ । હરિ નામે નિશ્ચે કહેવાઇશ । મારા સાધુની રક્ષાને સારું થાશે । ભૂમિએ વિચરવા મારૂં । ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિ । પ્રવર્તાવીશ ભૂમિએ  અતિ ॥ (ભ.ચિં. /પ્ર. ૮- ૬-૮)'' આથી નરનારાયણ દેવજ શ્રીહરિ કૃષ્ણના રૂપમાં પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.

મુક્તાનંદ કાવ્યમાં પણ ''એવા શ્રીકૃષ્ણ કૃપા નિધિ જેહજી પ્રથમધર્મ મૂર્તિમાં તેહજી, નરનારાયણ ઋષી ને રૂપે, પ્રગટ થયા પ્રભુ પરમ અનુપજી.... તેના તેજ શ્રીકૃષ્ણજી, હરવાથી ભૂમિભાર, જાદવ- કુળમાં પ્રગટયા, પ્રભુ અખિલ જગ આધાર, દ્વાપર કળીની સંધિમાં, મધુપુર સુખ કંદ, વસુદેવ થી શ્રીદેવકીમાં વ્રજચંદ .... વળી તેહજ શ્રી કૃષ્ણજી કૃપાળજી, કળિકૃત અઘ દેખી વિકરાળજી, અસુર અંશ ગુરૂકળિમાં જેહજી, અતિ અધર્મ પ્રવર્તાવે તેહજી.... ધર્મ દૃઢ સ્થાપવા, કરવા તે જન નિષ્કામ, ધર્મભક્તિ વિશે પ્રગટયા તે શ્રીઘનશ્યામ, કોશળ દેશ માં અવતર્યા, હરિકૃષ્ણ જેહનું નામ (મુક્તાનંદ કાવ્ય/ ધર્માખ્યાન/ કડવું - ૬-૭ આમ ધામધિપતિ શ્રીકૃષ્ણનાજ અવતાર નરનારાયણ ને કહી તેનાજ અવતાર શ્રીકૃષ્ણ અને હરિકૃષ્ણને કહ્યા.)'' આરતીમાં પણ પ્રારંભમાં ''જય સદગુરુસ્વામી પ્રભુ જય સદ ગુરુસ્વામી, સહજાનંદ દયાળુ''.... આમ સહજાનંદથી આરંભ કરી  તેઓને જ ''નારાયણ નરભ્રાતા દ્વિજકુલ તનુધારી'' આમ કહી સહજાનંદ સ્વામીને મુક્તાનંદ સ્વામીએ નરનારાયણ અવતાર કહ્યા.

હરિલીલાપ્રદીપમાં પણ ''स निराज्याय स्वस्यार्च्ये नरनारायणा भिधे। तस्यौ पश्यन्मुहूर्तं ते तयोरग्रे स्थिरो भृशम् ॥ શ્રીનગરમાં મૂર્તિ પ્રતિષ્ટા સમયે શ્રીહરિ નિરાંજન

(આરતી) કરી નરનારાયણ નામની પોતાની મૂર્તિઓની આગળ અત્યન્ત સ્થિરથઇ તે બન્ને મુર્તિ' ઓને જોતા થકા બે ઘડી ઉભા રહ્યા (હરિલીલા પ્રદી/ ૩/૧/૪૩- અહીં શ્રીનગર- અમદાવામાં શ્રીહરિએ નરનારાયણ દેવનામે પોતાની મૂર્તિ સ્થાપી એમ કહી નરનારાયણ દેવ અને સ્વામિનારાયણ અભિન્નતા સ્પષ્ટ થઇ.)''

નિષ્કુળાનંદ કાવ્યમાં પણ ''બદરીકાશ્રમને માંયરે, થયો સાપ અતિ દુ:ખદાઇરે ॥ ઋષિદુર્વાસાને શાપે કરી રે, ભુવિ પ્રગટયા મનુષ્ય તનુ ધરી રે । નિજ એકાંતિક ભક્ત જાણિ રે, ભક્તિ ધર્મ ઉપર હેત આણિ રે ॥ વળિ મરીચ્યાદિક ઋષિરાજરે, હરિના એકાંતિક ભક્ત સમાજરે । અસુર ગુરુ નૃપથકિ ભારિ રે, તેમની રક્ષા કરવાને મુરારિ રે ॥ ભક્તિ ધર્માદિકને દયાળ રે, સુખ આપવા પરમ કૃપાળ રે, નિજ બુદ્ધિ બળે મુક્તરાય રે ॥.... કરવા કરૂણા કળિમધે ભારીરે, દીન બંધુ દયા દિલ ધારી રે । મોટો અર્થ વિચાર્યો છે એહરે, કરવા અભય નારી નર તેહરે ॥ .... કોસલદેશ દેશ અયોધ્યા પ્રાંતરે, પ્રભુ પ્રગટ થયા કરી ખાંતરે । ધર્યો નર વિગ્રહ સ્વંછદરે, પરમ પાવન પરમાનંદરે ॥ શ્રી નારાયણઋષિ રૂપ રે । થયા પ્રગટ રે પરમ અનુપ રે । થયા ભક્તિ ધર્મના બાળ રે ॥ (નિ.કાવ્ય/ પુરૂષોત્તમ પ્રકાશ/ પ્રકાર-૪/૯-૨૦/ આથી નરનારાયણ દેવ જ ઉત્તર કોશલ દેશમાં ભક્તિ ધર્મ થકી અવતારને ગ્રહણ કરતા હતા એમ સ્પષ્ટ થયું.)''

પ્રેમાનંદ સ્વામી પણ ''નારાયણ ઋષિ તુમ્હારો, હોઇ હે અવશ્ય પુત્ર દૃગ તારે॥ તુમ કું પુનિઋષિ ગનુકં આઇ, અસુર કષ્ટ સુ લઇ હે બચાઇ ॥ દુર્વાસા ઋષિએ મરિચ્યાદિક ઋષિઓને શાપ આપ્યો, ત્યારબાદ તેઓ બધા પર અનુગ્રહ કરતા તેઓ પ્રત્યે બોલ્યા કે - આ નારાયણ ઋષિ છે તે તમારી આંખોના તારા જેવા પુત્ર અવશ્ય થાશે અને પુત્ર રૂપે આવીને તમારી બધાની અસુરોના કષ્ટ થકી રક્ષા

કરશે. (હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃત/અ.૪/ ૨૬/ પ્રકાશક- જ્ઞાનજીવન દાસજી કુંદળ- આથી નરનારાયણ ઋષિ જ શ્રીહરિરૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)

શ્રી હરિચત્રમ્ માં પણ ''स्वावतारस्य भक्तिजः। नरनारायणस्यार्हा कृत्वा । શ્રીહરિએ ઉત્તર ફાલ્ગુની નક્ષત્રમાં પોતાના અવતારરૂપ નરનારાયણ ભગવાનની પૂજા કરી (હરિચરિત્રમ્ /૨/૫/૩- આથી નરનારાયણ શ્રીહરિના અવતાર છે. એમ સ્પષ્ટ થયું.)'' '' स्वावतार श्रीनरनारायणार्त्वनम्। શ્રીહરિએ પોતાના અવતાર સ્વરૂપ શ્રીનરનારાયણ ભગવાનની પૂજા કરી. (હરિચરિત્રમ્/૨/૭/૬)'' આથી શ્રીનરનારાયણ શ્રીહરિના જ અવતાર કહ્યા. ''अस्थापयत् तृतीयायां रम्यां नारायणाभिधाम्। स्वमूर्ति मन्दिरे तस्मिन्नरेण सहितां हरिः ॥ વિક્રમ સંવત ૧૮૭૮ ના ફાગણસુદ ત્રીજને દિવસે હરિએ નવા કરાવેલા મંદિરમાં નરસહિત નારાયણ નામે પોતાની મૂર્તિ પધરાવી (હરિચરિત્રમ્/૪/૨/૯ આથી શ્રીહરિ એ નરનારાયણ નામે પોતાનું જ સ્વરૂપ અવમદાવાદમાં પધારાવ્યુ આમ કહી પોતાની અને નરનારાયણની અભિન્નતા સ્પષ્ટ કરી.)'' ''ततो वैशाखमासाद्य पञ्चम्यां विधिपूर्वकम्। नरेण सहितां स्वार्चां मन्दिरेऽस्थापयद्धरिः॥ શ્રીહરિએ ભૂજમંદિરમાં વિ.સં.૧૮૭૯ ના વૈશાખ સુખલ પંચમીને દિવસે નરે સહિત નારાયણ નામે પોતાની મૂર્તિ વિધિપૂર્વક પધરાવી (હરિચરિત્રમ્/અખંડાનંદ બ્રહ્મચારીકૃત/ ૪/૪/૫- અહી શ્રીહરિ નરનારાયણ નામે પોતાની મૂર્તિ પધરાવી આમ કહી શ્રીહરિ સાથે શ્રી નરનારાયણની અભિન્નતા સ્પષ્ટ થઇ.)''

હરિચરિત્રામૃત સાગરમાં પણ ''અવિનાશી અક્ષરપતિ પુરૂષોત્તમ ઋષિ રૂપ શરીર ધારીને નર-નારાયણ રૂપે ભરત ખંડમાં રહ્યા છે (હ.ચ.સાગર /૧/૬/૨- આથી નરનારાયણ દેવ અને અક્ષરધામના અધિપતિ શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''બદરીકાશ્રમમાં પોતાના દર્શન કરવા આવેલા નારાયણે ઋષિઓને

સમાધિ કરાવી અને તે સમાધિમાં મુનિઓએ અલૌકિક અક્ષરધામમાં અનંત અને અપાર તેજ દેખ્યું અને તેની મધ્યે ભવ્ય સિંહાસન જોયું તે સિંહાસન પરઅક્ષરધામના ધામી પરમકૃપાળુ શ્રી નારાયણ ભગવાન વિરાજયા હતા.... પછી જ્યારે સમાધિમાંથી બહાર આવ્યા ત્યારે જે મૂર્તિ પોતે સમાધિમાં દેખી હતી તેજ બહાર (નર નારાયણ રૂપે બહાર) છે, એમ અનુભવ્યુ (હ.ચિ. સા. ૧/૮/૨૭-૩૧/ પ્રકાશક- સદ્. જ્ઞાનજીવન સ્વામી- કુંડળ/ આથી અક્ષરધામના અધિપતિ અને નરનારાયણ દેવની અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' ''ચૈત્ર સુદ -૯ ના દિવસે પોતાની સન્મુખ પ્રગટ થયેલા અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરતા માતા ભક્તિ બોલ્યા હે પ્રભુ! સૌના દુઃખ હરે એવું આપનું હરિનામ છે, આપ પ્રગટ ભગવાન છો, સુખના ધામ છો, માટે આપને હાથ જોડી વારંવાર નમસ્કાર કરૂ છું. અને આપતો પોતાના અશ્રિત જે ભક્ત જન હોય તેના સમષ્ટ કષ્ટોનું નિવારણ કરનારા છો, આપ સાક્ષાત્ નારાયણ ઋષિ છો. (હરિ.ચ.સા.૧/૫૩/૬/ આથી ભક્તિમાતાએ પણ જાણ્યું કે અક્ષરધામ ના અધિપતિ શ્રી કૃષ્ણ ભગવાન્ અને નારાયણ ઋષિએ અભિન્ન છે અને સ્તુતિ કર્યા બાદ તેઓ જ ભક્તિમાતાની ગોદમાં રમવા લાગ્યા આમ અહીં અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણ છે તેજ નરનારાયણ દેવ છે અને તેઓ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું.)'' ''દુર્વાસાએ શાપ આપ્યો ત્યારબાદ નરનારાયણ તેઓને શાંતવના આપતા બોલ્યા હે ધર્મ દેવ । તમો એ નિશ્ચિત માનો કે હું નરનારાયણ હરિ આવે નામે તમારો પુત્ર થઇશ. (હ.ચ.સાગર /૧/૧૧/૨૮ આથી શ્રી નરનારાયણ દેવ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયું)'' ''બધાજ આશ્રમોનું રૂપ બ્રહ્મચર્યા શ્રમ છે એમ ધારીને આપ શ્રીહરિબ્રહ્મચારી થયા છે બ્રહ્મચારીમાં વામન નર-નારાયણ અને તે પછી આપ શ્રીહરિ આ ચતુર્થ મૂર્તિ થયા છો. આપની કળાઓને અમો સૌથી અધિક સમજીએ

છીએ. સૂર્યની આગળ કરોડો મશાલો કરવામાં આવે તો શું? અવતારો ની દૃષ્ટિએ આપસૌ એક છો, તેમાં તલ જેટલો પણ ફેર નથી પણ આપની જેવી મહેર હોય તે પ્રમાણે સમાર્થ્યમાં અધિક ન્યૂન ભાવ કહે છે (હ.ચુ.સાગર/૭/૪૩/૧૨-૧૪ આથી નરનારાયણ તથા શ્રીહરિની એકતા સ્પષ્ટ થઇ તથા બધા અવતારોની શક્તિ સામર્થ્યાદિકથી અભિન્નતા સ્પષ્ટ થઇ)'' હરિચરિત્રામૃત સાગર ગ્રંથને પૂર્ણ કરનારા આદરણીય કુંડળના સદ્‌ગુરૂ જ્ઞાનજીવન સ્વામી 'હરિચરિત્રામૃત સાગર-૨૯/૯૯/૧-૨' માં- 'શ્રીહરિએ કહ્યું હે સ્વામી! મે અમદાવાદ, વરતાલ અને ગઢડા આદિક સ્થળોએ મોટા-મોટા મંદિર બંધાવ્યા છે તે બધાને શ્રેષ્ઠ ધામો કર્યા છે. અનેક જીવોનો ઉદ્ધાર કરવા માટે તે મંદિરમાં અમે અમારી મુર્તિઓ પધરાવી છે અને તેમાં અમે અખંડ રહ્યાં છીએ.' આમ લખી તેઓએ પણ શ્રીનરનારાયણ દેવ અને શ્રીહરિકૃષ્ણની અભિન્નતા પ્રતિપાદન કરી છે.

પુર્ણાનંદ કાવ્યમાં પણ ''આદિત્ય શ્રીહરિ સ્વામી રે રવિ રૂપ પ્રકાશો, નર-નારાયણ બહુનામી રે... રવિ .... (૧) (પદ-૫/૧) બૃહસ્પતિ અતિ મતિ વંદ રે, સ્વામી દેવ ગુરુ છે, સહજાનંદ સ્વછંદ રે... સ્વામી (૧) સ્થિર કરીને રે ધરમના જો થાપણ અધરમના જો ઉથાપણ રે ... સ્વામી (૨) મોટપ માન સુજાનતા આપે, કોટીક કષ્ટકને કાપે રે ... સ્વામી (૩) પ્રૌઢ રતિ અતિ તેજ પ્રતાપી, મુનિ શકે નહિ પામી રે .... સ્વામી (૪) સંત અનંત મહા દૃઢ ધીર, તેના પતિ નરવીર રે .... સ્વામી (૫) પૂર્ણાનંદ કે પૂરણ પ્રીતે ગાવું તેના ગુણ ગીત રે ... સ્વામી (૬) (પદ-૫/૫-પુર્ણાનંદકાવ્ય / અહીં પુર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ શ્રીહરિ સ્વામીથી કરેલો છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનું છે અને પદ-૧ માં તથાપદ-૫ માં તેઓને પૂર્ણાનંદ સ્વામી નર-નારાયણ તરીકે સંબોધે છે. આમ કહી સ્વામીએ અહીં પ્રગટ પ્રમાણ શ્રીહરિ સાથે નર-નારાયણ દેવની અભિન્નતા પ્રતિપાદી છે.)''

‘‘શ્રી ઘનશ્યામ હમારે જીવન શ્રી ઘનશ્યામ હમારે, નિશદિન નામ રટું અબ યાકો, ન કરું પલ એક ન્યારે .... જીવન (૧) ચારે જુગમે ચ્યાર વરણ જે, શ્વેત રક્ત પિતકારે, નરનારાયણ રૂપ સદા સો, નિત નિમિત્ત તનુધારે .... જીવન. (૨) મચ્છ કચ્છ વાહાર ઋષભ, નરસિંહ વામન પ્યારે, પરશુરામ રઘુરામ કૃષ્ણ હોય, અગનીત જન ઉદ્ધારે .... જીવન (૩) સો અબ-ભક્તિ ધર્મસુત સુંદર, સહજાનંદ મતવારે, પૂર્ણાનંદ કે પ્રગટ હોય કે, ધરમવંશ વિસ્તારે.... જીવન (૪) (પદ-૩૭/૩- પુર્ણાનંદકાવ્ય / અહીં પુર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ નામથી કરેલો છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનું છે અને આગળ જતાં તેઓને પૂર્ણાનંદ સ્વામી નર-નારાયણ તરીકે સંબોધે છે. અને એ નર-નારાયણ જ ભક્તિધર્મના સુત સહજાનંદ નામ ધારણ કરી પ્રગટ થયા એમ કહે છે. તથા તેજ નર-નારાયણ યુગ યુગ પ્રત્યે અવતાર ધારણ કરી ધરાતલ પર પધારેલ છે. આમ કહી સ્વામીએ અહીં પ્રગટ પ્રમાણ શ્રીહરિ સાથે નર-નારાયણ દેવની અભિન્નતા પ્રતિપાદી છે. તથા નર-નારાયણની સર્વાવતારીતા પ્રતિપાદન કરી છે)’’ ‘‘શ્રી સહજાનંદ અંતરજામી, અંતરજામી તમે બહુનામી, શ્રી... આ છબી અંતરમાંહી ધરી અમે, ખોયલા દિવસની વાળી છે ખામી શ્રી... (૧) સ્વામિનારાયણ નામ જપે તેનાં, જનમમરણ દુઃખ નાખો છો વામી, શ્રી... (૨) નર રે નારાયણ નામ તમારું ભક્તિ ધરમસુત સુંદર સ્વામીશ્રી,... (૩) પૂર્ણાનંદ કે પ્રાણ સનેહી, છો તમે અક્ષરધામના ધામી, શ્રી ... (૪) (પદ-૫૯/૩- પુર્ણાનંદકાવ્ય / અહીં પુર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ સહજાનંદ નામથી કરેલો છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનું છે અને તેઓને જ સ્વામી આજ પદમાં નર-નારાયણ દેવ તરીકે સંબોધે છે. આમ કહી સ્વામીએ અહીં પ્રગટ પ્રમાણ શ્રીહરિ સાથે નર-નારાયણ દેવની અભિન્નતા પ્રતિપાદી છે.)’’ ‘‘ધર્મ તનય ઘનશ્યામકી, છબી બરની નહિ

જાય, ઝૂલત સુંદર શામરો, હરિત હિંડોરા માંય ...(૧) હરિત હિંડોરે, હો ઝૂલત શ્રી ઘનશ્યામ, હરિત હીંડોરે, નરનારાયણવાકો નામ, હરિત હીંડોરે, હો ઝુલત જન અભિરામ, હરિત હીંડોરે, હો ઝુલત સબ સુખ ધામ, હરિત-(૧) અની હાંહાં રે સુખધામ સુખધામ પૂરન કામસો, નરનારાયણ નાથકો, પ્રેમી ઝુલાવત પ્રીત કરકે, દેત હિંચકો હાથકો, અની હાંહાંરે હો સુભગ ભૂખન બરાન તનપર, ધરી રહે અંગ મોરકે, તેહી દાસ પૂર્ણાનંદ દેખત એક ટગ દૃગ જોરકે (પદ-૬૦/૧- પુર્ણાનંદકાવ્ય / અહીં પુર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ થી કરેલો છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ ભગવાન શ્રીહરિકૃષ્ણ નું છે અને એજ પદમાં એજ ઘનશ્યામને સ્વામી નર-નારાયણ તરીકે સંબોધે છે. આમ કહી સ્વામીએ અહીં પ્રગટ પ્રમાણ શ્રીહરિ સાથે નર-નારાયણ દેવની અભિન્નતા પ્રતિપાદી છે.)'' ''ફૂલ્યો હિંડોરો ફુલકો, ફુલે શ્રી ઘનશ્યામ, ભક્તિ ધર્મ કે લાલસો, નરનારાયણ નામ... (૧) ... અની હાંહાંરે હોં સંત ફૂલે શામકો સુખ બેરબેર જુ હેરકે, તેહી દાસ પૂર્ણાનંદ ફૂલ્યો, ગાત ગુન મુખ ટેરકે, (પદ-૬૦/૪- પુર્ણાનંદકાવ્ય / અહીં પુર્ણાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ઘનશ્યામ નામથી કરેલો છે. જે નામ સ્વામીના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનું છે અને એજ પદમાં પૂર્ણાનંદ સ્વામી તેઓને નર-નારાયણ તરીકે સંબોધે છે. આમ કહી સ્વામીએ અહીં પ્રગટ પ્રમાણ શ્રીહરિ સાથે નર-નારાયણ દેવની અભિન્નતા પ્રતિપાદી છે.)'' આમ પૂર્ણાનંદ સ્વામીની દૃષ્ટિએ પણ નર-નારાયણ છે તેજ સ્વામિનારાયણ છે.

હરિલાલામૃતમાં પણ જ્યારે દુવાસા ઋષિ એ મરિચ્યાદિઋષિને શાપ આપ્યો અને ઋષિઓએ પણ દુર્વાસા ઋષિને અનુગ્રહ કરવા જણાવ્યું ત્યારે દુર્વાસા બોલ્યા ''નહિ નહિ ઋષિ અંગિરા હું થાઉં, નહિ નહિ ગૌતમ તુલ્ય હું ગણાઉં । પ્રલય કરણ રૂદ્ર અંશ હું છું, સુરનરગર્વ સદૈવ હું હરું છું ॥ ફરી નવ કરશો અયોગ્ય આમ તજિ

મરજાદ કદાપિ આવું કામ । અનુગ્રહ બદરીશ થી કરાશે, મુનિ વૃષ તો મુજ શાપથી મુકાશે ॥ પછી ઋષિ વિચર્ચા મહેશવાસ વૃષ મરીચ્યાદિ થયા ઘણા ઉદાસ । પછિ પ્રભુ બદરીશ જ્ઞાનવાન, ઘર્યુનિજ મૂળ સ્વરૂપ કેરું ધ્યાન । વચન સુપુરુષોત્તમે ઉચાર્યુ, જનમ ઘર્યાનું અમે આજ ધાર્યુ ॥ મિષ ઋષિવર શાપનો પ્રમાણો, મુજ રુચિ હેતુ જરૂર સર્વ જાણો ॥ બહુ મુજ કળ અંશ કળ અંશ જન્મ લીધા, નહિ બહુ જીવ અનન્ય મુક્ત કીધા, અથિ કળિબળ આજ ટાળી દૈશ, સકર કળાધરિ હું જ જન્મ લૈશ ॥ વૃષ મુનિ સહુને સુધૈર્ય આપો, કહિ મુજવાત ઉદાસિ સર્વ કાપો । વળિ વૃષપ્રતિ બોલજો વિશેષે, તવગૃહ કૃષ્ણ અનાદિ જન્મ લેશે ॥ બદરિશ પછિ ધ્યાનમાંથિ જાગ્યા, મુનિમન કષ્ટ મટાડવા લાગ્યા । ઉદિત વચન અક્ષરેશ જેહ સકલ કથા સહુને સુણાવિતેહ ॥ (હરિલીલામૃતમ્/કળશ-૪/ ૮/૨૪-૩૦)''

ન.નુ.શંકા- ''સત્સંગિજીવન, ભક્તિચિંતામણી, હરિચરિત્રમ્, મુક્તાનંદકાવ્ય હરિચરિત્રામૃતસાગર ઇત્યાદિ ગ્રંથોમાં દર્વાસા ઋષિ એ મરિચ્યાદિક ઋષિઓને શાપ આપ્યા બાદ નરનારાયણ દેવે તેઓ બધાને ધિરજ આપતા કહ્યું કે ''હું જ હરિનામ ધારણ કરી ધર્મભક્તિ થકી પ્રગટ થઇ તમારા બધાની અસુરોના કષ્ટ થકી રક્ષા કરીશ.'' જ્યારે અહીં હરિલીલામૃતમ્માં તો 'નરનારાયણ દેવે પોતાના મૂળસ્વરૂપ એવા અક્ષરધામાધિ પતિ શ્રી કૃષ્ણનું ધ્યાન ઘર્યુ અને તેઓએ પ્રગટ થવાનું કહ્યું.' આમ હરિલીલામૃતમ્ નો અન્ય ગ્રંથો સાથએ વિરોધ આવે છે તેનું શું?''

તો આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે -અવતાર માત્રનું ઉદ્‌ગમ સ્થાન એ ભગવાત્ ધામનું મૂળ સ્વરૂપ છે કહ્યુ પણ છે. ''અક્ષરાતીત જે પુરૂષોત્તમ્ ભગવાન છે તે જ સર્વે અવતારનું કારણ છે, અને સર્વ અવતાર પુરૂષોતમ્ માંથી પ્રગટ થાય છે (ગ.મ.૧૩)'' પરંતુ અવતાર માંથી અવતાર ક્યારેય થતા નથી નર-નારાયણ દેવ પણ અક્ષરધામના અધિપતિ એવાશ્રી કૃષ્ણના અવતાર જ છે.

તો પછી તેઓએ મરિચ્યાદિ ઋષિઓને સાંત્વના આપતા એમ શા માટે કહ્યું કે ''હું જ ધર્મ ભક્તિના ઘરે પ્રગટ થઇશ'' જો અવતાર માત્રને માત્ર ધામસ્થ મૂળ રૂપમાંથી થતા હોય અને અવતારમાંથી અવતાર થતાં જ ન હોય તો નરનારાયણનું આ પ્રમાણે બોલવું અયોગ્ય ગણાય તો''. તમારી આ શંકા પર કહીએ છીએ કે - ધામસ્થ અવતારી એવા મૂળ રૂપ અને અવતાર રૂપો એ બન્ને અભિન્ન જ છે આ વાત સ્વયં શ્રીહરિએ ''इद्दक् सामर्थ्य वानेनन्नाकृतावपि स प्रभु। भवती त्वंस्य दिव्यत्वं नृत्वं चैक्येन वर्णितम्॥'' આવા સમાર્થ્યવાળા તે આ પરાત્પર અક્ષરધામાધિપતિ શ્રી કૃષ્ણ નરનાટ્યનો સમાશ્રય કરે તો પણ અસાધારણ અખિલ ઐશ્વર્ય સંપન્ન જ છે. તો માનવ રૂપથી થતા પ્રાદુર્ભાવમાં પણ એમનું દિવ્યપણું વિશ્લેષ પામતુ નથી માટે ''એજ આ છે એમ બન્નેનું એકપણું વર્ણવ્યું છે. (સ.જી. ૩/૨૯/૮૩)'' એમ આ વાત આ વચનથી શ્રીમુખે કહી છે આમ બન્ને રૂપોની સ્વરૂપ સામર્થ્યે કરીને અભિન્નતા હોય નરનારાયણ દેવે કહ્યું કે ''હું ધર્મભક્તિ થકી પ્રગટ થઇ તમારા બધાની અસુરો થકી રક્ષણ કરી'' એ ધામસ્થ મૂળ રૂપે કહ્યા બરાબર છે વળી ધામસ્થ મૂળ અવતારી રૂપ અને ભૂમિસ્થ અવતાર રૂપની ઐક્યતા હોવાથી આ બાબત ઘટી શકે છે અવતારી અને અવતાર રૂપની ઐક્યતા બતાવતા નિત્યા નંદસ્વામી ખહે છે. ''भगवदवताराणां जीवनां जन्मरण निवृत्तयेऽनन्ताव्यय सुखप्रदानाय च प्रादुर्भूतत्वादवतारावतारिणौरैक्याच्चेत्यर्थः।'' અર્થાત્ જે ભગવાનના અવતારો છે તે જીવને જન્મમરણની નિવૃત્તિ કરવા અને અનંત અવ્યય સુખ આપવા પ્રાદુર્ભવે છે અને વળી અવતાર અવતારીનું ઐક્ય છે (શાન્ડિલ્યસૂત્ર ભાષ્ય-૨/૧/૩૦)''

ભગવાન શ્રી હરિકૃષ્ણના પ્રાગટ્યની જેમજ કૃષ્ણાવતારનું પ્રાગટ્ય પણ આજ પ્રમાણે છે. જ્યાં પોતાના સ્થાન એવા ધરાતલ પર અસુરો એ અતિશય અધર્મ પ્રવર્તાવ્યો જેના ભારથી અતિશય દુઃખી થયેલી પૃથ્વીદેવી બ્રહ્માજીના શરણમાં ગઇ

અને બ્રહ્માજી બધા દેવોને લઇ ક્ષિરસાગરમાં જેનો નિત્ય નિવાસ છે એવા ક્ષીરોદકશાયી ભગવાન નારાયણ પાસે ગયા અને બ્રહ્માજીએ દિવ્ય વેદમંત્રોની ઋચા દ્વારા ભગવાનનું સ્તવન કર્યુ ત્યારે ભગવાને તેઓને દર્શન આપી પૃથ્વિ પર પ્રગટ થવાનું તેઓને વચન આપ્યુ આ બધો પ્રસંગ (શ્રીમદ્ ભાગવત-૧૦/૧) માં જોવા મળે છે, આમ ક્ષીરોદકશાયી એ ધરાતલ પર પ્રગટ થવાનું વરદાન આપ્યુ (આ ક્ષીરોદકશાથી પણ ભગવાનનો એક અવતાર વિશે, છે તઓએ વરદાન આપ્યુ) અને પ્રગટ થયા ગોલોકાદિકશ શ્રીકૃષ્ણ. કહ્યુ પણ છે. ''ગોલોક વાસી જે રાધિકા સહિત શ્રીકૃષ્ણ તે તો પોતે જ હતા. (વ.મૃ.પં.૬)'' આમ શ્રીહરિ એજ શ્રીમુખે કહ્યું છે અને અવતાર કાર્ય પૂર્ણ થયા બાદ લીન પણ થયા પોતાના ધામસ્થ મૂળ સ્વરૂપમાં કહ્યુ પણ છે''સર્વે અવતારો પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછી પુરૂષોત્તમનોવિશે લીન થાય છે. (ગ.મ.૧૩)'' તથા મહાભારતમાં પણ ભગવાન સ્વયં કહે છે ''अतिक्रान्ताः पुराणेषुश्रुतास्ते यदि वा क्वचित्। अतिक्रान्ताश्च बहवः प्रादुर्भावा ममोत्तमाः॥ लोककार्याणिकृत्वा च पुनःस्वां प्रकृतिंगताः। મારા જે અવતારો અત્યારસુધિમાં વ્યતિત થઇ ચૂકેલા છે, તે તમોએ સમ્ભવતઃ પુરાણોમાં સાંભળેલા હશે. મારા કેટલાએ ઉત્તમોત્તમ અવતાર થઇ ચૂકેલા છે. તે અવતારો લોકહિતનું કાર્ય સમ્પન્ન કરી પુનઃ પોતાના મૂળ સ્વરૂપમાં લીન થઇ ગયા છે. (મહા.શાંન્તિપર્વ/૩૩૯/૧૦૬-૧૦૭)'' આમ બધાજ અવતારો ભગવત્ ધામસ્થ મૂળ સ્વરૂપમાંથી પ્રગટ થાય છે અને અંતે તે ધામસ્ય મૂળ રૂપાં જ લીન થઇ જાય છે. એમ સ્પષ્ટ થયું ભલે તે પછી બદરિકાશ્રમ નિવાસી નર-નારાયણ હોય કે ક્ષીરોદકશાયી નારાયણે ભૂતલ પર પ્રગટ થવાનું વરદાન આપ્યુ હોય પણ અવતાર માત્ર પ્રગટ થાય છે ધામસ્થળ મૂળ રૂપમાંથી જ. તો પછી ''નરનારાયણે અને ક્ષીરોદકસાથીએ પ્રગટ

થવાનું વરાદન કેમ આપ્યુ?'' તો ધામસ્ય મૂળ રૂપ સાથે અભિન્નતા હોવાથી તેઓએ આ પ્રમાણે વરદાન આપેલુ.

ન.નુ.શંકા. અહી ધામાધિપતિશ્રી કૃષ્ણ કહે છે ''બહુમજકલઅંશ જન્મ લીધા, નહિ બહુ જીવ અનન્ય મુક્ત કીધા । અતિ કલિબળઆજ ટાળી દૈશ, સકલ કલાધરિ હું જ જન્મ લૈશ । વૃષમુનિ સહુને સુધૈર્ય આપો, કહિ મુજવાત ઉદાસિ સર્વ કાપો । વળિ વૃષ પ્રતિ બોલજો વિશેષ, તવ ગૃહ કૃષ્ણ અનાદિ જન્મ લેશે ।।' અહીં સ્પષ્ટ રૂપે ગ્રંથકાર કહે છે કે ''પૂર્વ જે રામ કૃષ્ણાદિક અવતારો હતા તેઓ અંશ કે કલા હતા પણ પૂર્ણ નહિ જ્યારે હાલ કકિલાક માં સ્વામિનારાયણ, હરિકૃષ્ણ નામ ધારણ કરીને જે પ્રગટ થયા તે જ સકલકલાથી પૂર્ણ પરિપૂર્ણ અવતા છે.'' જ્યારે ભગવાન્ શ્રીહરિને જેને વચનમાં દ્રધ પ્રતિતિ છે ''વ્યાસજી તેના જે વચન તે સર્વ આચાર્યના વચન કરતાં અતિ પ્રમાણ છે (ગ.અં.૧૦)'' એવા વ્યાજી તો પોતાના ગ્રંથોમાં ''पूर्ण ब्रह्म सनातनम् પૂર્ણબ્રહ્મ એવા આપ શ્રીકૃષ્ણ તેમના સગા સબંધી છો. (ભાગ. ૧૦/૧૪/૩૨)'' ''रामकृष्णादि रुपाणिपरिपूर्णानि सर्वदा। રામકૃષ્ણાદિ ભગવદ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે (નારદ પુરાણ- આમ કહીં મત્સ્ય કચ્છપ આદિ બધા રૂપોને પરિપૂર્ણ કહ્યા)'' આ પ્રમાણે કહે છે તથા ભગવાન સ્વામિનારાયણ પણ વચનામૃતમાં ''તે જ ભગવાન અનંત ઐશ્વર્ય ને અનંત શક્તિ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે. (લોયા-૧૮ અહીં આદિ કહેવાથી રામકૃષ્ણાદિક ને પણ ગ્રહણ કરી લેવા આથી બધા જ અવતારો પૂર્ણ સાર્મથી થી યુક્ત જ હતા એમ સ્પષ્ટ થયું)'' આ પ્રમાણે શ્રી હરિ સ્વમુખે કહે છે તથા સંતો પણ ''ભવાનના બધા અવતારો પૂર્ણ બ્રહ્મ છે.'' (હરિ ચ. સાગર /૧૦/૩૭/૨૫)''તો અહી વિહારી લાલજી મહારાજ આ બધાથી ભિન્ન કેમ પડી જાય છે.

તો તમારી આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે ''જ્યારે એક ઋષિના વાક્યનો બીજા ઋષિના વાક્યની સાથે વિરોધ આવે ત્યારે તેના નિવારણ માટે તાત્પર્ય વિશેષ રૂપ ''સામાન્યન્યાય'' ની કલ્પના કરી પડે.'' અહીં વિહારીલાલજી મહારાજ જે અંશ કલા શબ્દનો પ્રયોગ કરેલો છે તેનો અર્થ એવો લેવાનો છે કે, રામકૃષ્ણાદિક અવતારો જે કાર્ય કરવા માટે ધરાતલ પર અવતાર ધારણ કરી પધાર્યા હતા તે કાર્યવશાત્ તેઓએ તેટલી સામર્થીનો ઉપયોગ કરેલો પણ એવું ન હતુ કે તેઓમાં સમાર્થ્ય ન હતુ. હતુ જ, પણ તે તે કાર્યવશાત્ તેઓએ તેટલી સમાર્થીનો ઉપયોગ કર્યો જ્યારે આ સમયના અવતારમાં ભગવાને અનંત સામર્થ્યનો પ્રયોગ કરવાનો હતો એટલે માટે તેઓએ આ પ્રમાણેના શબ્દો લખેલા છે. આ ગ્રંથના કર્તા વિહારી લાલજી મહારાજે પણ આ ગ્રંથમાં ''જે કાલ નામે યવન પ્રતાપિ, શ્રીકૃષ્ણનો શત્રુ પ્રસિધ્ધપાપી । શ્રી કૃષ્ણ સાથે મથુરાં પુરીએ, જુધ્ધે ગયો તે મતિ આસુરીએ । મરાવિયો ત્યાં મુચુકુન્દ પાસે, પામ્યો ન મુક્તિ અતિ તીવ્ર આશે । તે કૃષ્ણનો ઉદ્ધવ આજ જાણી પાપી થયો તત્પર ગર્વ આણી । (હરિલીલામૃત- ૨/૪/૧૧-૧૪)'' ''રાધાકૃષ્ણ હરિકૃષ્ણ રૂપ, સમજી બેય મારાં સ્વરૂપ (હરિ.લી. ૮/૩૬/૭)'' ઇત્યાદિ સ્થાનોમાં ભગવાન સ્વામિનારાયણને સાક્ષાત્ શ્રીકૃષ્ણના અવતાર તરીકે પ્રિતિપાદન કરેલા છે તથા સત્સંગિ જીવનમ્ ગ્રંથની ભાવપ્રબોધીનિ ટીકામાં પણ વિહારીલાલજી મહારાજ કહે છે ''हे भगवंस्त्वमेवासि धर्मनन्दनो यदुनन्दनो- તમો જ ધર્મનંદન અને યદુનંદન છો. (સ.જી. ૨/૩૧/૨૪)'' ''स एवासीस्त्वं वृन्दावने समलङ् कृतवेणुपाणिः सएवाद्य तूलसीमणिमालासमलङ् कृतपाणि कमलोऽसि.... જે તમો વૃંદાવનમાં સુસ્વરવેણુથી સમલંકૃત કરકરમણવાળા હતા તેજ તમો આજ તુલસીકાષ્ઠનામણકાની માળાથી સમલંકૃત કરકમળવાળા છો. (સ.જી./ભાવપ્રબોધિનિ ટીકા ૨/૩૧/૨૬)'' ઇત્યાદિ સોએ સો વાક્યો શ્રીકૃષ્ણ અને

સ્વામિનારાયણની એકતાપરક જોવા મળે છે. તો પછી ''વિહારીલાલજી મહારાજે અહીં આમ હરિલીલામૃતમ્ ગ્રંથ-૪/૮/૨૪-૩૦ માં બીજા બધા અવતારો કરતા સ્વામિનારાયણ અવતારને જ કેમ શ્રેષ્ઠ અને પરિપૂર્ણ કહ્યો?'' તો તમારી આ શંકાના ઉત્તરમાં કહીએ છીએ કે- દરેક ગ્રંથકારો જ્યારે ગ્રંથ ની રચના કરતા હોય ત્યારે તેઓ પોતાના ઉપાસ્યની જ બીજા બધા કરતા પ્રધાનતા બતાવતા હોય છે જેમ કે શ્રીમદ્ ભાગવતમાં વ્યાજીએ સંપૂર્ણ ગ્રંથમાં શ્રીકૃષ્ણની જ પ્રધાનતા બતાવી છે અને બીજાની ન્યૂનતા ''एतेचांशकला:पुंसः कृष्णस्तु भगवान् स्वयम्।'' આ બધા અવતારો તો ભગવાનના અંશ તથા કલા અવતાર છે પરંતુ ભગવાન શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે. (ભાગ ૧/૩/૨૮)'' તથા ગર્ગસંહિતા ગર્ગાચાર્યજીએ ''अंशांशोंऽसस्तथाऽऽवेश कलापूर्ण प्रकथ्यते। व्यासाद्यैश्च स्मृतः षष्ठः परिपूर्णतमः स्वयम् ॥ अंशांसस्तु मरीच्यादिरंशा ब्रह्मादयस्तथा। कलाः कपिल कूर्माद्य आवेशा भार्गवदयः॥ पूर्णोनृसिंहा रामश्च श्वेतद्वीपाधिपोहरिः। वैकुण्ठोऽपि तथा यज्ञो नरनारायणः स्मृतः॥ परिपूर्णतमः साक्षाच्छ्रीकृष्णो भगवान् स्वयम्। વ્યાસઆદિ મુનિઓએ અંશાશ, અંશ, આવેશ, કલા, પૂર્ણ અને પરિપૂર્ણ આ છ પ્રકારના અવતાર બતાવેલા છે. તેમા મરીચિ આદી ''અંશાંશાવતાર'', બ્રહ્માઆદિ ''અંશાવતાર'' કપિલ અને કૂર્મ પ્રભુતિ ''કળાવતાર'' અને પરશુરામઆદિ ''આવેશાવતાર'' કહેવાયા છે. નૃસિંહ, રામ, શ્વેતદ્વીપાધિપતિ હરિ, વૈકુંઠ, યજ્ઞ અને નરનારાયણએ ''પૂર્ણાવતાર છે અને શાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ જ ''પરિપર્ણતમ'' અવતાર છે. (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૧/૧૬-૧૯)'' આ બંન્ને ગ્રંથો શ્રીકૃષ્ણપરક છે અને બન્નેવ ગ્રંથમાં બીજા બધા અવતારો કરતા શ્રીકૃષ્ણની જ ઉત્કૃષ્ટતા બતાવી છે તતા વાલ્મિકી રામાયણ માં ''व्यक्तमेव महोयोगी परमात्मा सनातनः। अनादिमध्य निधनो महतः परमो महान् ॥'' નિશ્ચય જ આ શ્રીરામચંદ્રજી મહાન્ યોગી અને સનાતન

પરમાત્મા છે તેઓને આદિ મધ્ય અને અન્ત છે જ નહિ. (વા.રા.યુધ્ધ. ૧૧૧/૧૧)" "रामस्तु भगवान् स्वयम्- રામ એ તો સાક્ષાત્ ભવાન છે. (મહારામાયણ)" "पूर्णः पूर्णावतारश्च श्यामोरामो रघूद्वहः ।अंशाःनृसिंहकृष्णाद्याराघवोभगवान्स्वयम् (યાજ્ઞવલ્ક્યીયસંહિતા- અહીં નૃસિંહ અને શ્રીકૃષ્ણાદિ શ્રીજી અવતારો ને અંશ કહી શ્રીરામને પરિપૂર્ણ સાક્ષાત્ ભગવાન કહ્યા) આ ત્રણેય ગંથો શ્રી રામપરક છે માટે આમા ગ્રંથકારોએ પોતપોતાના આરાધ્ય શ્રીરામની સર્વોત્કૃષ્ટતા બતાવી છે તેમ હરિલીલામૃતમ્ ગ્રંથ એ સ્વામિનારાયણપરક હોયને ગ્રંથકારે આ ગ્રંથમાં ભગવાન સ્વામિનારાયણની સર્વોષ્કૃષ્ટતા પ્રતિપાદી છે. ગ્રંથકારોની આવીજ શૈલી હોય છે. અથવા તેઓ પોતાના આરાધ્ય દેવનો મહિમા કહેવા જતા તેઓ કંઇક વધુ પણ કહીં દેતા હોય છે આને અતિશ્યોક્તિ કહેવાય છે માટે શંકાનો કોઇ અવકાશ નથી.

ન.નુ. સ્વામિનારાયણ રૂપે તો અનાદિકૃષ્ણ પ્રગટ થયા "તવ ગૃહ કૃષ્ણ અનાદિ જન્મ લેશે" એમ હરિલીલામૃતમ '૨/૨' માં કહ્યું છે.

તો તમારી આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે અનાદિ કૃષ્ણપણ પોતાના વરદ હસ્તમાં વેણુ લઇને જ ઉભા છે અને પડખામાં રાધાજી પણ તેઓની સાથે જ છે એવું આજ ગ્રંથકાર કહે છે જેમ કે- "ગોલોક નામે સુપ્રસિદ્ધ ધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે/ ભુજાને ધરી બંસી હાથમાં, રાધા બિરાજે સજિ રૂપ સાથમાં ।। (હરિલીલામૃતમ્)/૨/૨/૩૧-૩૨)" "એમ કહેતા સમાધી થઇ, રૂકમાઇ ગોલોકમાં ગઇ । રાધાકૃષ્ણના દર્શન કરી, આવી દેહમાં તે પાછી ફરી ।।" (હરીલીલામૃતમ્-૪/૧૮/૧૯)

આમ પ્રબલ પ્રમાણોથી એ સ્પષ્ટ થઇ જાય છે કે ભગવાન નું અવતાર રૂપ અને ધામસ્થ ભગવત્રૂપ એ અભિન્ન જ છે પછી ભલે બદરીકાશ્રમનિવાસી નરનારાયણ દેવ ભૂમિ ઉપર પ્રગટ થવાનું વરદાન આપે છે, ક્ષીરોદકસાયી ભૂમિ

ઉપર પ્રગટ થવાનું વરદાન આપે કે ધામસ્થ ભગવત્ સ્વરૂપ ભૂમિપર પ્રગટ થવાનું વરદાન આપે તે બન્નેની અભિન્નતા હોવાની તેઓમાં શંકા કે કુશંકા કરવાનો સહેજપણ અવકાશ રહેતો નથી.

હવે જે સંતોના કીર્તનો ગોલોકમાં પણ (ભગવત્ ધામ એવા ગોલોકમાં પણ) ગવાય છે. તે સંતોએ પોતાના કીર્તનોમાં શ્રીનરનારાયણ દેવ અને સ્વામિનારાયણની અભિન્નતા નિરૂપણ કરી છે. તેના પ્રમાણો નિહાળીયે.

''પ્રગટ ભએ દોવીર, બદ્રીપતિ પ્રગટ ભર દો વીર, નરનારાયણ રૂપ અલૌકિક, સુંદર ગૌર શરીર, ચૈત્રશુકલ નવમી કી નિશિ, સબ જગહારી પીર, બ્રહ્મમુહૂર્ત જોગ સિધ્ધિ રવિશુભ, જન્મે શ્યામ સુધીર...... બ્રહ્માનંદ કહે હરિ પ્રગટે, અગણિત ભુવન અમીર. (પદ-૧)'' ''ભયેઉ પ્રગટ દોઉભ્રાત, ધર્મધર ભયેઉ પ્રગટ હોઉ ભ્રાત, નરનારાયણ પુત્ર નિરખકે, હરખે અહિંસામાત..... (પદ-૨)'' ''નરનારાયણ શ્યામ, પ્રગટ ભયે નરનારાયણ શ્યામ, બાજત બાજાં અધિક બધાઇ, ધર્મ ઋષિકે ધામ'' (પદ-૩) ''નરનારાયણ હોય, પ્રગટ ભયે નરનારાયણ હોય, ધર્મઋષિ કે સહન અલૌકિક, આનંદ ઉત્સવ થાય.'' (પદ-૪) (ર્કીતન સાર સંગ્રહ ભાગ-૨ પૃષ્ઠ - ૩૧/૩૨/ 'ભયેઉ પ્રગટ દેઉભ્રાત...' અહીં સદ્ગુરુ કવિરાજ બ્રહ્માનંદ સ્વામી કહે છે કે જે આદિ સત્યુગમાં બ્રહ્માજીના પુત્ર ધર્મ પ્રજાપતિ અને દક્ષ પ્રજાપતિની તેરમી કન્યા ''મૂર્તિદેવી'' ના ગર્ભ થકી નરનારાયણ રૂપમાં જેઓએ અવતાર ધારણ કરેલો તેના તે જ નરનારાયણ દેવ બદરીકાશ્રમમાં દુર્વશા ઋષિએ  મરિચ્યાદિ ઋષિઓને જે શાપ આપેલો તે શાપ થકી તેઓ બધાની રક્ષા કરવા અને ભૂતલ પર એકાંતિક ધર્મની પ્રતિષ્ઠા કરવા માટે ચૈત્ર શુકલ નવમીના દિવસે શ્રીહરિ કૃષ્ણ નામ ધારણ કરી ધર્મદેવ અને ભકિતમાતા થકી અવતારને ધારણ કરતા હતા. આમ કહી સદ્ બ્રહ્માનંદ સ્વામી એવુ કહેવા માંગે છે. કે ''જે

બદરિકાશ્રમ નિવાસી નરનારાયણ છે તે જ મારા ઇષ્ટદેવ શ્રીહરિ છે'' આમ કહી બ્રહમાનંદ સ્વામીએ અહીં નરનારાયણ અને શ્રીહરિની અભિન્નતા પ્રતિવાદન કરી છે.)'' ''સુખદાયક રે સ્વામી સહજાનંદ, પ્રગટ પુરૂષોત્તમ શ્રીહરિ! જેનું સ્વામિનારાયણ નામ છે. (પદ-૧/૧), પ્રેમે પ્રગટયા રે સૂરજ સહજાનંદ (પદ/૨-ટેક/૩/ટેક) પોતે પરંબ્રહ્મરે સ્વામી સહજાનંદ, બદ્રીપતિ પ્રબળ પ્રતાપ છે, વ્હાલો ભરત ખંડનાં નરનારી ને, પોતે તપ કરી રે આપે ફળ સોય (પદ-૪/૧), હરિના તપ કેરાપુણ્ય પ્રતાપથી, થયાં શુધ્ધ મન રે હરિજન સર્વ કોઇ (પદ-૪/૨) (સુખદાયક રે સ્વામી સહજાનંદ/કીર્તનસાર/ભાગ-૧ પૃષ્ઠ-૧૫૦-૧૫૧- અહીં મુક્તાનંદ સ્વામીએ પદનો પ્રારંભ સ્વામી સહજાનંદ પ્રગટ પુરૂષોત્તમ શ્રીહરિથી કરેલો છે અને ચતુર્થ પદની પ્રથમ પંક્તિમાં તેઓને જ બદ્રીપતિ નરનારાયણ કહે છે. આમ કહી સ્વામીએ સહજાનંદ સ્વામી સાથે બદ્રીપતિ નરનારાયણની એકલી બતાવી છે.)'' ''સ્વામિનારાયણ દેવ રે, ભજમન નરનારાયણ દેવ રે, શિવ સનકાદિક નારદ સરખા, નિત્ય કરે છે જેની સેવ, વિશાળા વાસી સબ સુખરાશી, જોગ અભ્યાસી અભેવ (પદ-૧).... સ્વામિનારાયણ નામ રે, વહાલું લાગે સ્વામિનારાયણ નામ રે..... સર્વોપરિ શ્યામ છે નરનારાયણ, સુંદર સુખડાનું ધામ રે (પદ-૨), સ્વામિનારાયણનાથ રે મારે શીર સ્વામિનારાયણ નાથ રે.... ભરતખંડના ભૂપને ભાળી, હવે શીદને રહું અનાથ રે (પદ-૩) (કીર્તન સાર. ભાગ-૧/૫૩૬-૫૩૭- 'સ્વામિનારાયણ દેવ રે....' અહીં સ્વામીએ પદનો પ્રારંભ સ્વામિનારાયણ શબ્દ થી કરેલો છે અને તેઓને જ નિષ્કુળાનંદ સ્વામીએ નરનારાયણ રૂપે ભરત ખંડમાં તપશ્ચર્યા કરનારા કહયા અને તેઓને જ સ્વામીએ સર્વોપરી કહયા આમ કહી સ્વામીએ નરનારાયણ સ્વામિનારાયણની અહીં એકતા બતાવી છે.) ''નારાયણ નામ લેને તું પ્રાણી રે બદ્રીનાથ પ્રગટ જગ જાણી, નરદેહ દીધો તુને નાથે રે, હોય

ધન તો વાપર તારે હાથે રે, પડયું રહેશે નાવે કોકી સાથે... (પદ-૧), બદ્રીપતિ નાથનું લેને શરણું રે, મટે મહાદુઃખ જનમ ને મરવું, તાકે પરધનને પરનારી રે નથી ભજતો તુ દેવ મુરારી રે, આગે શી ગતિ થાશે તારી. (પદ-૨), ઓળે બદ્રીનાથનું તું રહેને રે, નર સહિત નારાયણ કહેને, જમ હાથ જરૂર જ જાવો રે, પછી થાશે તુને પસ્તાવો રે, પ્રાણી અવસર નહીં મળે આવો.... કર પ્રીતિતું સંત સમાજે રે, જેમાં પ્રગટ હરિ નિત્ય રાજે રે, બ્રહ્માનંદ કહે તારે કાજે. (પદ -૩) પ્રાણીનર દેહ સુંદર પામી રે, ભજ નરને નારાયણ સ્વામી.... સાચા સંતને સંગ કરીને, દૃઢ અંતર ધીર ધરીને રે, ભજ પ્રકટ પ્રમાણ હરિને....... (કીર્તન સાર. ભા. ૨/પૃ. ૩૩૪-૩૩૫ અહીં બ્રહ્માનંદ સ્વામી પદને પ્રારંભ નારાયણ અર્થાત્ સ્વામિનારાયણથી કરે છે અને તેઓને જ સાક્ષાત બદ્રીપતિ નારાયણનો અવતાર કહે છે. તથા બીજા પદમાં તેઓને મુરારી (મુરનામના દૈત્યને મારનારા હોવાથી શ્રીકૃષ્ણ મુરારી) કહે છે અને ચતુર્થ પદમાં તેઓને જ પ્રગટ પ્રમાણ શ્રીહરિ કહે છે આમ કહી સ્વામીએ નરનારાયણ દેવ છે, તે જ સ્વામિનારાયણ છે અને સ્વામિનારાયણ છે તે જ મુરારી શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણ છે તે જ શ્રીહરિ છે એમ કહ્યુ છે આમ કહી શ્યામ, ઘનશ્યામ અને નરનારાયણની એકતા સ્વમીએ પ્રકટ કરી છે.) ''જયાંકી પ્રભુ પદ મેં નહિ પ્રીતિ, તો પિતુ ભ્રાત ગુરૂ સુત ભરતા, તજીએ કોટી શત્રુ કી રીતિ, તાત તજયો પ્રહ્લાદ મહાબળ, હરિ પ્રતિકૂળ લખી અસુર અનીતિ, અતિશય હિત કરી નિજ જનની, કેકૈ ભરત વૈરી સમકીતી, તજયો બંધુ નિજ ભકત વિભીષણ, લંકા નગરી કુટુંબ ભરીતી, નિજ પ્રતિ ત્યાગ ક્રિધો કે, દૃઢ ભકિત ભાવ સહીતી (પદ-૧) નરનારાયણ જાહી મટ્યારે સો નર ખર શૂકર કુકુર સમ, જીવતપ્રેત જયુંહી તનુ ધારે..... (પદ-૩) (કીર્તનસાર ભાગ. ૨ પૃષ્ઠ - ૩૫૫ - 'જયા કી પ્રભુ પદ મેં નહિપ્રીતિ....' અહી બ્રહમાનંદ સ્વામીએ પદના પ્રારંભમાં પ્રભુ શબ્દ યોજેલો છે. અને તે પ્રભુને જ સ્વામી

પોતાના ઇષ્ટ દેવ શ્રીહરિ કહે છે. ભગવાન શ્રીહરિનું એક નામ પ્રભુ પણ છે 'नरनारायणः प्रभुः (जनमंगल स्तोत्रम्)' અને તેઓને જ ત્રીજા પદના આરંભમાં સ્વામી નરનારાયણ કહે છે. આમ કહીં સ્વામીએ શ્રીહરિ અને નરનારાયણની એકતા બતાવી છે.) ''હરિ ભજી લે ને તુ પ્રાણી રે, હરિ ભજી લેને તુ પ્રાણી રે, પ્રાણી રે અંતર માંહી મત આણી (પદ-૧) ભજીલે ગિરિવરધારી રે, ભજી લે ગિરિવરધારી, ધારી રે કુબુધ્ધિ કામ વિસારી (પદ-૨) શિખામણ માની લેને રે, શિખામણ માની લેને, લેને રે નરનારાયણ કહેને (પદ-૩) નરનારાયણ સેવો રે, નરનારાયણ સેવો, સેવો રે મનપણે સુફળ કરી લેવો, નરનારાયણ ભજતાં પામીશ, મહા અમુલખ મેવો. (પદ-૪) (કીર્તન સાર સં. ભા. ૨ પૃ. ૩૬૩-૩૬૪ - 'હરિ ભજી લેને તુ પ્રાણી......' અહીં બ્રહમાનંદ સ્વામી પ્રથમ પદમાં હરિ શબ્દ યોજે છે તે પોતાના ઇષ્ટદેવ શ્રીહરિનો વાચક છે, બીજા પદમાં ગિરિવર શબ્દ યોજે છે તે શ્રીકૃષ્ણનો વાચક છે. અને ત્રીજા તથા ચતુર્થ પદમાં સ્વામીએ નરનારાયણ શબ્દ પ્રયોજેલો છે આમ કહી સ્વામી એવું બતાવે છે કે શ્રીહરિ છે તે જ શ્રીકૃષ્ણ છે અને તેઓ જ નર અને નારાયણ દેવ છે.)'' ''ઋષિનારાયણ જેહ, અક્ષરધામી આપે એહ, કૃષ્ણરૂપ થયા સ્વચ્છંદ, તે છે સ્વામી સહજાનંદ પ્રગયા પૂર્વછપૈયા તેહ (કીર્તન સાર ભાગ-૨/પૃષ્ઠ - ૪૩૯-૪૪૦ - 'કકાકળિયામાં એ છે સાર કહી....' - અહીં ભૂમાનંદ સ્વામી કહે છે. જે અક્ષરધામના અધિપતિ છે તે જ નરનારાયણ રૂપે પ્રગટ થયા અને તેઓ જ પૂર્વોત્તરમા આવેલા છપૈયા ગામમાં શ્રી સહજાનંદરૂપે પ્રગટ થયા આમ કહી ભૂમાનંદ સ્વામી શ્યામ ઘનશ્યામ અને નરનારાયણનું એકાત્મપણું કહે છે.)'' ''નર-નારાયણ સ્વામી પોઢે નર-નારાયણ સ્વામી, રસિક શ્યામ સુંદર વર વજની, બહુત ગઇ બહુ નામી (પદ-૧), નરનારાયણ દેવા પોઢે છે, નર-નારાયણ દેવા, અકળ અપાર સદા અવિનાશી, કોઉ નહિ જાનન ભેવા.... શ્યામ મનોહર સુખ સજજા, પર

પોઢે હરિ તતખેવા, બ્રહ્માનંદ એકાંતિક ચાકર, કરત કમલ પદ સેવા (બ્રહ્માનંદકાવ્ય - ભા. ૧/પૃ-૪૫ 'શયનપદ.... નરનારાયણ સ્વામી....' અહીં બ્રહ્માનંદ સ્વામીએ પદનો ઉપક્રમ નરનારાયણ સ્વામીથી કરેલો છે. અને અંતે તેઓને જ સ્વામી શ્રીહરિ કહે છે આમ નરનારાયણ દેવ સાથે શ્રીહરિની એકતા સ્વામીએ બતાવી છે.)'' ''ભજમન નર-નારાયણ સ્વામી, પરમ દયાલ પ્રગટ બહુનામી, સબકે કારન સબસે ન્યારે, દીન દયાલ દિવ્ય દિવ્યતનુ ધારે.... જુગ જુગ પ્રગટે દેવમુની રાજા, પ્રેમાનંદ ઓધારન કાજ (પદ-૧૧૨) નરનારાયણ જન સુખદાઇ, પ્રાત સમે સુમિરો હો મન ભાઇ, ચઉ જુગ તનુ ધરી બિચરત દોઇ, તાકે ચરિત્ર સુનાવહું નાઇ, પ્રથમ કૃપાલ મીન તનુ ધારયો, નિગમહું લાયે સ્વજશવિસ્તારયો, દુતિયે કમઠ ધરયો વિપુલ શરીરા, ધારેઉ ધરણી સુજસ નરવીશ, શુકર રૂપ ધરયો મનભયો, પ્રેમાનંદ પુનિત જશ ગાયો (પદ ૧૧૩) નરનારાયણ અકલ અજીતા, મંગલ રૂપ ભજેઉંમન મીતા, મારયો અસુર સિંધુવપુ ધારી, જન પ્રહ્લાદ ભકત હિતકારી, બટુક વિપ્ર બને વામન રૂપા, બલી છલી ભયેઉં રસાતલ ભૂપા, ભ્રગુપતિ રૂપ હરિ જ બલીને, ક્ષત્રિય વાર રહિત ભવ કીને, રઘુપતિ ભયેઉ દશાનન અંતા, પ્રેમાનંદ ઓધારન જંતા (પદ-૧૧૪) ભજમન પ્રાત ઉઠી નરવીર, આનંદ કરન હરન ભવપીરા કૃષ્ણ સ્વરૂપ ધર્યો સુખ ખાંનિ, ગાવત જશ કવિ કોવિદગ્યાની, પ્રગટેઉ બુધમુનીન મનમાની, કલિમલરૂપ ખંડેઉ સત નાના, કલકી સ્વરૂપ કલિકે અંતા, દુષ્ટા સંહારી તારી હે સંતા, અગનિત નામરૂપ ગુનધાયી, પ્રેમાનંદએ નારાયણ સ્વામી (પ્રેમાનંદ કાવ્ય/ભકિત વિલાસ/પ--૧૧૨ થી ૧૧૫ - 'ભજમન નરનાયાણ....' પૃષ્ઠ - ૩૨-૩૩ અહીં પ્રેમાનંદ સ્વામીએ ચારેય પદોમાં નરનારાયણ દેવને સર્વાવતારી કહ્યા છે અને ચતુર્થ પદાન્તે તે નરનારાયણને જ સ્વામિ નારાયણ કહ્યા છે આમ કહી નરનારાયણ સ્વામિનારાયણની એકતા

પ્રેમાનંદ સ્વામીએ અહીં પ્રતિપાદન કરી છે.)'' વંદુશ્રી સ્વામી રે. ધર્મકુળ મુગટમણિ, પ્રણતિ ઉરધારો રે, દયાનિધિ દાસ તણી (પદ-૭૨૩) તમે ભકતને અરથેરે, ધરી તનુ મીન તણી, ધારયો ગિરિ મંદરરે, પ્રભુ તમે કુર્મ બની, અવની ઓધારી રે, વરાહ વપુ ધારી, પ્રહલાદ ઉગાર્યો રે, દાનવ મોટો મારી, વામન વપુ ધારયુ રે, તમે બલિને છલવા, તમે રઘુકુળ પ્રગટી રે, રાવણ કુળ નાશ કર્યુ તમે કંસ નિકંદન રે, કે કૃષ્ણ સ્વરૂપ ધર્યુ, તમે અસુર વિમોહનરે, કે બુધ્ધ સ્વરૂપ થયા, તમે કૌતુક કલકીરે, હરિ નવ જાઓ કહ્યા, એમ જુગ જુગ માંહી રે, ધરો રૂપ બહુનામી, તમે કારણ સહુના રે, પ્રેમાનંદના સ્વામી (પદ-૭૨૪), સ્વામી પુરૂષોત્તમ રે, તમે છો કૃષ્ણહરિ, બહુનામ તમારા રે, ફરો બહુરૂપ ધરી, તમે રૂકિમણી સંનેરે, લક્ષ્મી નારાયણ, તમે રાધા કૃષ્ણ રે, પતિત ભવનારાયણ, તમે અર્જુન સંગે રે, કે નરનારાયણ કહાવો, તમે બલભદ્ર સંગેરે, ભકત જન મન ભાવો (પદ-૭૨૫) (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/ભકિત વિલાસ/પૃષ્ઠ ૨૧૨ થી ૨૧૪ - અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ પોતાના ઇષ્ટદેવ શ્રીહરિના અસાધારણ નામ એવા સ્વામી શબ્દથી કરેલો છે અને તેઓને જ પદ - ૭૨૪ માં સર્વાવતારી તરીકે સ્વામી કહે છે અને તેઓને જ રૂકિમણી સંગે રહેલા હોય ત્યારે લક્ષ્મી નારાયણ અર્જુનરૂપી નરની સાથે હોય ત્યારે નરનારાયણ, વૃષભાનુ દુલારી રાધાની સાથે હોય ત્યારે શ્રીરાધાકૃષ્ણ અને શેષરૂપ બળદેવજીની સાથે હોય ત્યારે બળભદ્રવીર સમજવાનું સ્વામી કહે છે. અર્થાત્ સ્થાનક અને સેવકના ભેદે કરીને ભગવાન શ્રીહરિની મૂર્તિનું બહુપણુ ભલે હોય પણ સ્વામી તરીકે તો એકના એક જ તેઓ રહેલા છે એવુ પ્રેમાનંદ સ્વામી ગુઢાર્થમાં સમજાવે છે.)'' ''કલિ મે સાચો સતયુગ આયો, નરનારાયણ દેવ પ્રગટ ભયે, મુનિ સંગ મરમ જનાયો. (દેવાનંદ કાવ્ય/પદ-૨૮૫ પૃષ્ઠ - ૧૦૧ - અહીં નરનારાયણ દેવ જ કલયુગમાં શ્રીહરિના રૂપમાં પ્રગટ થયા

એવું દેવાનંદ સ્વામી કહે છે. આમ કહી શ્રીહરિ અને નરનાયાણની અભિન્નતા કહી.)'' ''કલયુગ કેબલ અઘરમકારી, વરન અઢાર એક સંગ બાવત, વટલત નર વ્યભિચારી, ઉંચનીચ કુલ જાત કુજા તકી, નરચાહન પરનારી..... દેવાનંદ કુ મિલે હરિકૃષ્ણજી, યાહી તે લીયે હે ઉગારી. (પદ-૧૦૦૭/૧) કલિમે સાચો સત્તયુગ આયો, નરનારાયણ દેવ પ્રગટ ભયે, મુનિસંગ મરમ જનાયો, ચાર વરન કે ધર્મ સનાતન, વેદ પુરાન બતાયો, પ્રેમ સહિત પાલત નરનારી, ભવ જલ પાર પમાયો.... દેવાનંદ કો નાથ દયાનિધિ, ભકતન કે મન ભાયો (દેવાનંદ કાવ્ય/પદ-૧૦૦૯/પૃષ્ઠ - ૩૬૯-૩૭૧ અહીં દેવાનંદ સ્વામી એ પદ-૧૦૦૭ માં હરિકૃષ્ણ નામનો પ્રયોગ કરેલો છે અને પદ-૧૦૦૯ માં તેઓને જ સ્વામી નરનારાયણ દેવના અવતાર કહે છે. આમ કહી સ્વામીએ અહીં નરનારાયણ દેવ સાથે શ્રીહરિની અભિન્નતા બતાવી છે.)'' ઇત્યાદિ બધા જ માન્ય ગ્રંથો તથા નંદ સંતાનો પ્રાચિન પ્રમાણિક પદો, આદી સત્યુગમાં ધર્મ પ્રજાપતિ થકી પ્રગટ થયેલા નરનારાયણ અને કલિકાલમાં દુર્વાશાના શાપથી પ્રગટ થયેલા તે જ ધર્મ પ્રજાપતિ અને મૂર્ત્તિ ભકિતદેવી થકી પ્રગટ થયેલા ભગવાન શ્રીહરિની અત્યંત અભિન્નતા જણાવનારા ઉઘાડાં છે.

હવે બીજી એક વાત જે ચાલતા પ્રસંગથી વિપરીત છે પણ અત્યંત જરૂરી હોવાથી તેનો પણ ખુલાસો કરી દેવો જરૂરી છે. એટલે કરીએ છીએ. વાત એવી છે કે આજથી લગભગ એશી વર્ષ પહેલા અમદાવાદ - સરસપુરના રહેવાસી ''રતિલાલ એ. પંડયા'' એ ''સર્વોપરી શુધ્ધ ઉપાસના દર્શન અશ્વર ધામનો નકશો'' એવુ એક ચિત્ર અતિવિચિત્ર બહાર પાડેલુ. આ નવિન નકશાને છાપવાની આજ્ઞા આપનારા અમદાવાદના ધ.ધુ.પ.પૂ. આચાર્ય શ્રી દેવેન્દ્ર પ્રસાદજી મહારાજ હતા. આ નકશો બહાર પડયો તે પહેલા બીજો એક નકશો બહુધા આજ નમુનાનો જરાનાનો બહાર પડેલો હતો. તેમાં સંપાદક કડીના ''છોટાલાલ'' હતા આનું નામ

''ઉપાસના દર્પણ'' એવું ઉત્તમ રાખેલુ છે. આમા પણ આચાર્યશ્રીની આજ્ઞા લખી છે. આ નકશાના અર્ધા ભાગમાં ગોળાકાર નકશો છે અને અંદર સમજુતી આપતુ લખાણ છે. બીજા અર્ધા ભાગમાં વિગત સમજાવતું આખુ લખાણ છે. મધ્ય ભાગે એક ગોળાકારનું નાનું કુંડાળું કાઢયુ છે. તેના મધ્યે ભગવાન સ્વામિનારાયણને સાવ સામાન્ય વેષભુષામાં બેસાર્યા છે. એમના ચરણારવિંદ પાસે અનાદિ મુક્તોનું મુખ્ય નિત્ય સ્થાન ગોઠવ્યુ છે. કુંડાળામાં અક્ષરધામ, અંતર્યામિ શકિત, બ્રહ્મતેજ, એવા ત્રણ શબ્દો લખેલા છે. એમના ફરતા ચારે બાજુ પરમ એકાંતિકનો નંબર નિરાળો નોંધ્યો છે. (આ નંબરો અબજી બાપાવાળાના કહેવાય છે. એકાંતિક નંબર ત્રીજો પણ છે.) તેમના પછી ચારેબાજુ ''અક્ષર'' એવા શબ્દથી નંબર નોંધ્યો છે. (આ નંબર ગુણાતીતાનંદ વાળાનો કહેવાય છે.) તેના પછી નીચે ચારેબાજુ વાસુદેવ બ્રહ્મ શબ્દ લખ્યો છે. (આ કોણ હશે તે વાસુદેવ જાણે) તે પછી નરનારાયણ (૧) મહાકાળ (૨) શ્રીકૃષ્ણ (૩) આ ત્રણ નંબરો ચારે તરફ નોંધ્યા છે. આટલાનો ગોળાકાર પૃથક પાડયો છે. આ કુંડાળામાં જે આવ્યા તેને અચળ સૃષ્ટિ કહે છે. સુખાદિકમાં ન્યૂનાધિકતાને માને છે. (સંપ્રદાયને આ માન્ય નથી.) આમા છેક છેલ્લા શ્રીકૃષ્ણે ગુલામ હાલતમાં મૂકયા છે. પછીથી મોટું કુંડાળું ચિતર્યું છે, તેમાં પ્રકૃતિને પ્રારંભીને પાતાળ પર્યંતના સઘળા લોકોની લાંબી નોંધ કરી છે. એમ નવ્ય નકશો પુરો કર્યો છે.

હવે આ નકશાની બાબતમાં સર્વેએ જાણવા જેવું વિચિત્ર કહીએ તો આ નકશામાં નકશો બનાવનારાએ શ્રીકૃષ્ણ ભગવાનને નકશામાં આઠમા ક્રમાંકે મૂકેલો છે. (નંબર મળ્યો એટલા ભાગ્યશાળી) એટલે શ્રીજીથી એકાત્મ એમનું અંતર બહુ છેટું પડયું. વચ્ચે જાત જાતના મુકતો અને અક્ષરો અને વાસુદેવ બ્રહ્મ, નરનારાયણ, કાળપુરૂષ, વિગેરે ધકાવીને ઘુંશી ગયા. (ભોળા ભાવના શ્રીકૃષ્ણ

બધો જ હકક કબજો અક્ષરધામ સુધનો ખોઇ બેઠા.) ભલેએ બધો આક્રામક વર્ગ આપ મેળે મોટો થઇ બેસે અને શ્રીકૃષ્ણને એક ખૂણે છેલ્લે જાણે ઉપરના સર્વેના તાબેદાર ગુલામ તરીકે રાખ્યા હોય તેની પણ ચિંતા નથી. સંપ્રદાયના મુખ્ય શાસ્ત્રો કે જે શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ પરમાત્મા અવતારી તરીકે પ્રતિપાદનારા છે તે પણ મિથ્યા નિરર્થક થાય તેની પણ ચિંતા નથી. સ્વતંત્ર તંત્ર વાળાને એની ચિંતા ન હોય એ સહજ છે.

હવે નરનારાયણની વાત કરીએ તો આ નકશામાં તેઓને છઠે નંબરે સ્થાન આપ્યુ છે. નરનારાયણ એ જ સ્વામિનારાયણ છે એવો તો ઉધ્ધવ સંપ્રદાયના તમામ માન્ય ગ્રંથોનો ઉપોદ્‌ઘાત છે. અને એ પ્રમાણે સર્વત્ર પ્રચાર પણ છે ખૂદ અમદાવાદ દેશમાંથી બહાર પડેલા વધારાના વચનામૃતોમાં પણ આ બાબત જોવા મળે છે. જેમકે અમદાવાદ વ.મૃત-૪ ''અને નટની વિદ્યાના જાણ તલની મતિ નથી ભ્રમતી, તેમ પુરૂષોત્તમ એવા જે શ્રી નારાયણ તે અનેક દેહ ધરીને નટની પેઠે તે દેહનો ત્યાગ કરે છે તે એ શ્રી નરનારાયણ સર્વે અવતારના કારણ છે તે શ્રી નરનારાયણને વિષે જે મરણ ભાવ કલ્પે છે તેને અનેક દેહ ધરવા પડે છે. ને ચોરાસીનાં દુ:ખનો ને યમપરીનાં દુ:ખનો તેને પાર આવતો નથી. અને જે શ્રી નરનારાયણને વિષે અજર, અમરપણું સમજે છે. તે કર્મ થકીને ચોરાસી થકી મુકાઇ જાય છે. માટે આપણા ઉધ્ધવ સંપ્રદાયના સર્વે સત્સંગી, સાધુ ભગવાનની મૂર્તિયું જે થઇ ગઇ ને હમણા છે ને આગળ થશે, તેને વિષે મરણ ભાવ કોઇ કલ્પશોમાં અને આ વાર્તા સૌ લખી લેજયો. એમ કહીને શ્રીજી મહારાજ પોતાનું પ્રગટ પણું જણાવતા હતા. (અમદાવાદ-૪ આથી શ્રીહરિએ સ્વમુખે નરનારાયણની મહત્તા કહી અને પોતા સાથે તેઓની અપૃથકતા કહી.)'' અમદાવાદ-૬ ''શ્રી કૃષ્ણ ભગવાન પોતે શ્રી નરનારાયણ રૂપે થઇને ધર્મને ભકિત થકી પ્રગટ થયા છે તે માટે આ શ્રી નરનારાયણને અમે અમારૂ

રૂપ જાણીને અતિ આગ્રહ કરીને સર્વેથી પ્રથમ આ શ્રીનગરને વિષે પધરાવ્યા છે. માટે આ શ્રીનરનારાયણને વિષે ને અમારે વિષે લગાર પણ ભેદ સમજવો નહિ. અને બ્રહ્મ ધામના નિવાસી એ જ છે. (આથી શ્રીકૃષ્ણ જ નરનારાયણ રૂપે પ્રગટ થયા એમ કહ્યું અને નરનારાયણ અને હું સ્વામિનારાયણ અભિન્ન છુ. એમ શ્રીમુખે કહી પોતાની નરનારાયણ સાથે અપૃથકતા કહી અને બ્રહ્મ ધામનો અધિકારી પણ તે જ જે પોતા સાથે નર-નારાયણની અભિન્નતા સમજે એમ અંતે શ્રીમુખે કહયું. પણ જે ભિન્ન સમજે તે નહી એમ અધ્યાહારથી જણાય છે.) અમદાવાદ - ૭ ''અને વળી હું કેવો છું તો મારા પગને અંગુઠે કરીને પૃથ્વિને ડગાવું તો અસંખ્ય બ્રહ્માંડની પૃથ્વિ ડગવા લાગેને તેજે કરીને સૂર્ય, ચંદ્રમાં, તારા આદિક સર્વ તેજાયમાન છે. એવો હું તે મારે વિષે એમ સમજીને નિશ્ચય કરે તો ભગવાન એવો જે હું તે મારે વિષે મન સ્થિર થાયને કોઇ કાળે વ્યભિચારને પામે નહિ. તે જે જે જીવ મારે શરણે આવ્યા છે ને એમ સમજશે તેને સર્વેને હું સર્વોપરી એવું જે મારૂ ધામ જે તેને પમાડીશ અને તે સર્વેને અંતર્યામી જેવા કરીશ. ને બ્રહ્માંડોની ઉત્પત્ત્યાદિક કરે એવા સમર્થ કરીશ. પણ પછી સામર્થી પામીને એમ જાણે જે હું જ મોટો છું એમ જાણીને ઋષિ રૂપ એવા જે પ્રત્યક્ષ શ્રીનરનારાયણ તેને ગણવા જ નહિ એવો અહંકાર આવવા દેવો નહિ ને એમ જાણવું જે શ્રીનરનારાયણની કરૂણાએ કરીને હું મોટપ પામ્યો છું. (અહીં પણ શ્રીહરિ પોતાને જ પ્રત્યક્ષ નરનારાયણ કહે છે.)'' ''અશ્લાલી - ૧- માટે આપણે તો સર્વે પ્રગટ પ્રમાણ શ્રી નરનારાયણ તેની નિષ્ઠાવાળા છીએ માટે ઉત્તમ છીએ એમાં કાંઇ સંશય નથી. (અહીં પણ પ્રગટ પ્રમાણ એવા પોતે નરનારાયણ વિષે જ નિષ્ઠા રાખવાનું કહી પોતાની નરનારાયણ સાથે અભિન્નતા કહી)'' ''અને શ્રી પુરૂષોત્તમ એવા જે શ્રીનરનારાયણ તેમની નિરંતર ખટકે સહિત ભકિત કરવી. (જેતલપુર - ૩ અહીં નરનારાયણને પુરૂષોત્તમ કહયા અને તેમની ભકિત કરવાની કહી.)'' ''જે

પ્રત્યક્ષ શ્રીનરનારાયણ  ઋષિનો તમારે દૃઢ આશરો છે ને તે શ્રી નરનારાયણ ઋષિ તમારી સભામાં નિરંતર વિરાજે છે. (જેતલપુર-૪ આથી સ્વમુખે પોતે જ પ્રકટ પ્રમાણ નરનારાયણ છે એમ સ્વમુખે કહયું.)'' ''જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ અક્ષરધામના ધામી જે શ્રીનરનારાયણ તે જ આ સભામાં નિત્ય વિરાજે છે., તે સારૂ મુખ્યપણું લાવીએ છીએ, અને તે સારૂ અમે અમારૂં રૂપ જાણીને લાખો રૂપિયાનું ખરચ કરીને શિખર બંધ મંદિર શ્રી અમદાવાદમાં કરાવીને શ્રી નરનારાયણની મૂર્ત્તિયું પ્રથમ પધરાવી છે અને એ શ્રીનરનારાયણ તો અનંત બ્રહ્માંડના રાજા છે. અને તેમાં પણ આજે ભરતખંડ તેના તો વિશેષ રાજા છે અને પ્રત્યક્ષ શ્રીનરનારાયણ તેને મેલીને અને આ ભરતખંડના મનુષ્ય બીજા દેવને ભજે છે, તે તો એમ વ્યભિચારિણી સ્ત્રીઓ હોય તે પોતાના ધણીને મેલીને બીજા જારને ભજે તેમ છે. અને શ્રી નરનારાયણ ભરતખંડના રાજા છે. તે શ્રીમદ્ ભાગવતમાં કહયું છે. અને એમ આ સંત સહિત જીવોના કલ્યાણને અર્થે પ્રગટ થયા છીએ. (જેતલપુર - ૫ - આથી અક્ષર ધામના અધિપતિ શ્રીકૃષ્ણને કહી તેઓને જ નરનારાયણ કહી તે નરનારાયણ જ હું પોતે છુ એમ શ્રીહરિએ સ્વમુખે કહ્યું.)'' અમદાવાદમાં પહેલ વહેલા નરનારાયણ દેવ પધરાવ્યા ત્યારે આ નરનારાયણ દેવ કયા? તો તેમનું પૂર્વેનું ખરૂ ઓળખાણ મહાસભામાં આ રીતે શ્રીહરિ આશ્રિતોને હિતાર્થે કહે છે. ''अस्माकमिष्ट देवोऽस्ति श्रीकृष्ण: पुरुषोत्तम:। तेजोमण्डलमध्यस्थो गोलोके य: स एव हि। श्रेयसे सर्व भूतानां प्रादुर्भूतोऽस्ति भूतले॥ धर्मदेवेन मूर्त्या च ध्यातोऽतिद्रढ भक्तित:। प्रादुर्भूतस्तयोरङ्गाद्द्विरूपोवर्णिवेषधृत॥ वरदानेन सन्तोष्य तौ तत: श्रेय से नृणाम्। नरनारायणाख्याऽसौ बदरीवनमागमत्॥ कर्म भूमौ भारतेऽत्र मनुष्याणां स्वसंश्रयम्। प्राप्तानां भुक्ति मुकत्यर्थँतप:कुर्वन्विराजते॥ भूमेर्भारायनुत्यर्थँ ब्रह्माद्यै: प्रार्थित: स तु। श्रीकृष्णो यादवकुले कृपयाऽऽविर्बभूव ह॥ नरनारायण: सोऽयमाम् सुस्थापि तो मया। भक्त्यै तस्य

नृणां श्रेयो भविष्यति न संशयः॥ ગોલોકમાં  અક્ષરધામના તે જો મંડળના મધ્યમાં જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ આપણા ઇષ્ટદેવ વિરાજે છે. એ જ પોતે ભૂતળમાં સર્વ લોકોના શ્રેય માટે ધર્મ પ્રજાપતિ અને તેમની મૂર્તિ નામની પત્નીએ દૃઢ ભકિત ધ્યાન કરતાં, તેમની ઉપર પ્રસન્ન થઇને તેમના અંગથકી પ્રાદુર્ભવતા, નર-નારાયણ એવાં બન્ને રૂપો ધારીને ધરા તળમાં વિરાજે છે. માતા પિતાને વાંછિત વરથી સંતષીને નરોના નિઃશ્રેયસ માટે ભગવાન શ્રી નરનારાયણ બદરીવને પધાર્યા. આ ભરતખંડના મનુષ્યોના મોક્ષાદિ માટે સ્વયં તપ કરતા થકાએ અદ્યાપિ બદરીકા શ્રમમાં વિરાજે છે. એ જ નરનારાયણ રૂપધારી ગોલોકાક્ષરધામ વાસી શ્રીકૃષ્ણ ભગવાન બ્રહ્માદિ દેવોની પ્રાર્થનાથી ભૂભાર ઉતારવા યદુકુળમાં પ્રાદુર્ભવ્યા માટે તે અર્જુનને યુકત શ્રીકૃષ્ણ નર-નારાયણ એવા નામથી કહયા છે. તે આ નરનારાયણ પ્રતિમા રૂપથી મે હાલમાં પધરાવ્યા છે. એમને વિષે અનન્ય ભકિત સર્વ જનોનું શ્રેય થશે એમાં સંશય નથી. (સ.જી. ૪/૨૫/૮૨-૮૯ આ રીતે ગોલોકાક્ષર ધામી મૂળ પરંબ્રહ્મના અવતાર ભૂત ધર્મ મૂર્તિ પુત્ર નરનારાયણની પ્રતિમા પધરાવવાની કહે છે.)'' અને આજ શ્રીહરિ સ્વધામ જતા સમયે ભરાયેલી મોટી સભામાં કહે છે. ''नरनारायणाख्योऽहं वर्ते श्रीनगरे तथा।.... मयि चैतेषु रूपेषु भेदो नास्त्येव किञ्चन। अहमेवास्मि वै साक्षादेतद्रूपो हि भूतले॥ एतासां सेवनं वेद्मि साक्षान्मत्सेवनं खलु॥ શ્રીનગર-અમદાવાદમાં હું નરનારાયણ રૂપે વર્તુ છુ. આમારા રૂપથી આ અર્ચારૂપો ભિન્ન નથી હું જ સાક્ષાત્ આમૂર્તિરૂપે આ ભૂતળ ઉપર વર્તુ છુ. આ મુર્તિઓનું સેવન જ સાક્ષાત્ મારૂં સેવન છે. (સ.જી.૫/૬૮/૩૭-૪૧)'' આમ, સાક્ષાત પરંબ્રહ્મ પરમાત્મા નરનારાયણ દેવને પણ ઉપાસના દર્શન નકશામાં આ લોકોએ છઠ્ઠું સ્થાન આપ્યુ એ કેટલું અતિસ્યોકિત ભરેલુ કહેવાય. ઉત્તર દેશ (અમદાવાદદેશ) ના નિવૃત્ત આચાર્ય તેજેન્દ્ર પ્રસાદજી મહારાજ તથા વર્તમાન આચાર્ય પ.પૂ.ધ.ધુ. ૧૦૦૮ શ્રી કૌશલેન્દ્ર પ્રસાદજી પોતાના

પ્રવચનોમાં ઠેર ઠેર ''શ્રી નર-નારાયણદેવ છે તે જ ભગવાન સ્વામિનારાયણ છે. અને જે એ બંનેમાં ભેદ જાણે છે તેને અમો વિમુખ જાણીએ છીએ....'' એવુ ઉચ્ચ સ્વરે બોલતા જોવા મળે છે. અને આજ દેશના લોકો નરનારાયણ દેવને સાવ તુચ્છ જાણી ઉતારી પાડતા જોવા મળે છે એ એક આશ્ચર્ય ઉપજાવે એવી વાત છે. આમ શાસ્ત્રોક્ત પ્રમાણોથી એ વાત સ્પષ્ટ થઇ છે કે નરનારાયણ શ્રીહરિ એક જ છે.

**(૪) શ્રીવામન ભગવાન અને શ્રીહરિની અનન્યતા :-**

વામન ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે એક સમયે ભૃગુવંશી બ્રાહમણોની કૃપાથી અસુરોના રાજા બલી ત્રિણોકીના અધિપતિ થયા. અને ઇન્દ્રાદિ બધા દેવોને તેઓએ પોત પોતાના અધિકારથી વંચિત કરી દીધા. આથી દેવતાઓની સ્થિતિ અતિશય દયનિય થઇ ગઇ. પોતાના પુત્રોની અતિદયનિય અવસ્થા જોઇ દેવમાતા અદિતિ પોતાના પતિ કશ્યપજીના શરણમાં ગયા. અને તેઓને સેવા દ્વારા સંતુષ્ટ કરવા લાગ્યા. ઘણા વર્ષોની સેવાથી સંતુષ્ટ થયેલા કશ્પય ઋષિએ જયારે અદિતિને વરદાન માંગવા કહયુ ત્યારે અદિતિએ પોતાના પતિ કશ્યપ ઋષિને પોતાના પુત્રોની બધી વાત માંડીને કરી અદિતિની વાત સાંભળી કશ્યપ ઋષિએ દેવતાઓનું સંકટ ટાળવા તેઓને ''પયોવ્રત'' નો ઉપદેશ કર્યો. અને આ વ્રતનું અનુષ્ઠાન કરવાની અદિતિને આજ્ઞા કરી. માતા અદિતિએ ભગવાની આરાધના કરવા પૂર્વક વિધિ પૂર્વક આ વ્રત કર્યુ અને વ્રતના અન્તે સાક્ષાત્ ભગવાન શ્રીમન્નારાયણ તેઓ સન્મુખ પ્રગટ થયા. પોતા સન્મુખ પ્રગટ થયેલા ભગવાનની સ્તુતિ કર્યાબાદ પ્રસન્ન થયેલા ભગવાને તેઓને વર માંગવા કહયું. ત્યારે માતા અદિતિએ પોતાના પુત્રને સંકતમાંથી ઉગારવા માટે પોતાના ઘરે પુત્ર રૂપે પ્રગટ થવાનું વરદાન માંગ્યું. ભગવાને પણ તેઓને ''તથાસ્તુ'' કહયું. અને પોતે પોતાના અંશ દ્વારા કશ્યપ ઋષિના મનમાં પ્રવેશ્યા અને તે પછી વૈઘદીક્ષા

દ્વારા કશ્યપજીના મનમાંથી અદિતિના ઉદરમાં તેઓ પધાર્યા અને સમય આવતા ભાદરવા સુદી - ૧૨ ના દિવસે મધ્યાહન સમયે શ્રીમન નારાયણ ભગવાન વામન રૂપ ધારી અદિતિની સન્મુખ પ્રગટ થયા. આ પ્રમાણે વામનાવતારના પ્રાગટયની કથા શ્રીમદ્ ભાગવતના અષ્ટંમ સ્કંધમાં જોવા મળે છે. ઉધ્ધવ સંપ્રાદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટપણે ઉલ્લેખ જોવા મળે છે કે આ વામન રૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા તો હવે તેના પ્રમાણો નિહાળીયે. જે નિહાળવાથી શ્રીહરિ અને વામન ભગવાનની અભિન્નતા સ્પષ્ટ થશે.

સ.જી. (૨/૧૮/૨૧)માં પ્રાગજી પુરાણી ભગવાન સ્વામિનારાયણની સ્તુતિ કરતા બોલ્યા- ''त्वमेवेश मत्स्य कूर्मो वराहो नृसिंहस्तथा वामनः पर्शुरामः। अभूस्त्वं हि रामश्चकृष्णोऽपितुं स्वान् कृपा नाथ॥ હે ઇશ! તમો જ સર્વાવતારોને ધારણ કરનારા છો પોતાના ભકતોની રક્ષા કરવા મત્સ્યમૂર્તિ તમો જ થયા હતા. કૂર્મ, વરાહ, નૃસિંહ, <u>વામન</u>, પરશુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ ઇત્યાદિ અવતારોને ધારણ કરનારા તમો જ છો.''. સ.જી. (૩/૧૭/૨) માં મુકુંદાનંદ બ્રહમચારી શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યા ''मत्स्यं कूर्मँ वराहकपिलमथ हरिं, वासुदेव वैन्यं दत्तात्रेय च हंस नरहरिमृषभं वामनं पर्शुरामम्। यज्ञं रामं कुमारं हयशिरसमथो नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धंधृतपुरूवपुर्षनौमि नारायणं त्वाम्॥ હે પ્રભો! સર્વ અવતારોના અવતારી હું તમોને નમસ્કાર કરૂં છું. તમોએ પૂર્વે મત્સ્ય-કુર્મ-વરાહ-નૃસિંહ-હયગ્રીવ-<u>વામન-</u>પરશુરામ-રામ-શ્રીકૃષ્ણ ઇત્યાદિ રૂપે તે તે સમયે અવતરીને વેદોનો ઉધ્ધાર પૃથ્વિનો ઉધ્ધાર અદિરૂપ ધર્મ રક્ષણ કર્યુ છે. અને કપિલ હરિ-ઋષભ-યજ્ઞ-સનકાદિક-નારદ-રાજરાજ નરનારાયણ-ધન્વંતરી અને વ્યાસાદિ રૂપે તે તે ભકતોના અભિલષિતને પરીપૂર્ણ કરવા પૂર્વક ધર્માદિ ચાર પુરૂષાર્થોનો પંથ પ્રતિષ્ઠિત કર્યો છે. અને બુધ્ધરૂપે પ્રકટીને અસુરોને મોહ પમાડેલો હતો તે તમો હમણા ભૂમિમાં સ્વ સ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ

કરીને રહેલા નારાયણ ને હું કાય વાણી મનથી પ્રણામ કરૂ છું. (સ.જી. ૩/૧૭/૨- આથી વામનાવતાર ધારણ કરીને પણ શ્રીહરિ જ આવ્યા હતા એમ કહ્યું.)''

''याचित्वात्रिपदच्छलेन च बलिं त्रैलोक्यमिन्द्राय यः, प्रादाद्वामनमूर्त्तिरस्य च पुनर्दौवारिकत्वं स्वयम्। चक्रेऽथ त्रिदिव स्थितोऽपि च मनोर्वैवस्वतस्यावनं सुत्रामावरजः स मेऽपहरतात्कष्टं समग्रं हरिः॥ વામન સ્વરૂપ જે ભગવાન શ્રીહરિએ બલિરાજા પાસેથી ત્રણ પગલા ભૂમિ માગવાના છળથી ત્રિલોકીનું રાજય માંગીને ઇન્દ્રને આપ્યું હતું અને પછી પોતે તે બલિરાજાનું દ્વારપાળપણું કર્યુ. વળી સ્વર્ગમા ઉપેન્દ્ર પદ ઉપર રહીને વૈવસ્વતમનુની રક્ષા કરી હતી તે શ્રીહરિ મારા સમગ્ર કષ્ટોનું નિવારણ કરો. (સ.જી. ૨/૨૬/૧૩ આથી વામન રૂપે પણ શ્રીહરિ જ પધારેલા એમ કહયું.)''

ભકત ચિંતામણીમાં ''નમો તમને વામનનાથ, નમો તમને પરશુરામ.... (ભ. ચિ. ૧૦૩/૩૧)''

હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં ''જેહી પ્રભુ બને વામન રૂપા/જે હિરકૃષ્ણ પ્રભુએ વામન અવતાર ધારણ કરેલો. (હ.નારા.અ. ૪૬/૧૨)''

હરિલીલાપ્રદીપમાં ''राधाकृष्ण द्वितीयायां मध्यमे मंदिरे हरिः स्थापयत्यात्ममूर्त्तौ स्मरणछोडत्रिविक्रमौ॥ જૂનાગઢમાં વૈશાખ વદી બીજને દિવસે મધ્યમંદિરમાં શ્રીહરિએ પોતાની મૂર્તિ સ્વરૂપ રણછોડજી તથા ત્રિવિક્રમની સ્થાપના કરી. (હ.લી. ૩/૨૪/૨૩ અહીં શ્રીહરિના પૌત્ર ભગવત પ્રસાદજી મહારાજે શ્રીહરિ માટે ''પોતાની મૂર્તિ'' શબ્દ યોજી ત્રિવિક્રમ - વામન સાથે શ્રીહરિની એકતા પ્રતિપાદન કરી. ત્રિકમનો અર્થ કરતા આધ જગદ્ગુરુ શંકરાચાર્યજી કહે છે. ''त्रयोविक्रमास्त्रिषुकान्ता यस्य स त्रिविक्रमः। જેઓ ત્રણ ડગલામાં સમસ્ત જગતમાં વ્યાપ્ત થઇ ગયા એટલે તે ભગવાન ત્રિવિક્રમ છે. (વિષ્ણુ સહસ્રનામ ભાષ્ય/૩૧/૫૩૦)'

હરિ ચરિત્રમ્માં ''तथोयेन्द्रवतारेण व्याधाद्रक्षां सुरेशितु:। ભગવાન શ્રીહરિએ વામન અવતાર ધારીને ઇંદ્રની રક્ષા કરી હતી. (હ.ચરિ.૩/૧૫ આથી શ્રીહરિ જ વામન વતાર ધારી પધારેલા એમ સ્પષ્ટ થયુ)'' ''त्वंचावतारी भगवन्नसि ध्रुवं ततोऽवतारैश्चरितानि यानि वै। कृतानि तानीश तवैव सत्यतेर्जानाम एवकृपयां वयं ते॥ હે સર્વનિયામક ઇશ! હે ભગવાન! આપ ચોક્કસ અવતારી છો. તેથી અવતારોએ કરેલા જે ચરિત્ર છે તે આપના જ છે. આમ અમે આપની કૃપાથી સમજીયે છીએ. (હરિ ચરિત્ર/૩/૨૬/૫૯ આથી વામન આદી અવતારોમાં ચરિત્રો કરનારા શ્રીહરિને કહી અખંડાનંદ બ્રહમચારીએ વામનાદી અવતારો સાથે શ્રીહરિની એક્તા બતાવી.)'' ''राधाकृष्ण द्वितीयायां मध्यमे मन्दिरे हरि:। स्थापयत्यात्ममूर्त्तिस्म ऋणच्छेडत्रिविक्रमौ॥ વિક્રમ સંવત ૧૮૮૪ ના વૈશાખ વદિ બીજને દિવસે જુનાગઢ મંદિરમાં મધ્ય ખંડમાં શ્રીહરિએ રણછોડરાય અને ત્રિકમરાયનામે પોતાની બે મૂર્તિઓ પધરાવી. (હરિચરિત્ર/૪/૪૦/૨૩ - અહીં અખંડાનંદ બ્રહમચારીઓ ''आत्ममूर्त्ति –પોતાની મૂર્તિ'' શબ્દ યોજેલો છે આમ કહી વામન ભગવાન સાથે શ્રીહરિની અભિન્નતા તેઓએ પ્રતિપાદી છે.)''

હરિ ચરિત્રામૃત સાગરમાં ''બધા જ આશ્રમનુ મૂળ બ્રહમચર્યાશ્રમ છે એમ ધારીને આપ બ્રહમચારી થયા છો. બ્રહમચારી માં વામનજી, નર, નારાયણ અને તે પછી આપશ્રી હરિ આ ચોથી મૂર્તિ થયા છો..... અવતારો ની દૃષ્ટિએ આપ સહુ એક છો., તેમા તલ જેટલો ફેર નથી. (હરિ.ચ.સા. ૭/૪૩/૧૨-૧૪ આથી વામન આદી બધા અવતારો સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી)'' હરિ ચરિત્રામૃત સાગર ગ્રંથને પૂર્ણ કરનારા સદ્ગુરૂ જ્ઞાનજીવન સ્વામી કુંડળવાળા પણ (હરિ ચરિત્રામૃત સાગર- ૨૯/૫૬/૬-૭) માં ''પછી મહારાજાધિરાજ શ્રીહરી એમ બોલ્યા કે આ મંદિરનું કામ પુરૂં થઇ ગયું. ભક્તો! ગઢપુરનું આ ધામ દુબળી ભટ્ટે બધુજ પુરૂં

કરી દીધું છે. આનું સમર્પણ કાંઇ ઓછું નથી. બલિરાજા કરતાં પણ સવા ગણું છે. બલિરાજા પાસે તો અમે બધુ માગ્યું હતું. આ કથા પુરાણોમાં સાંભળી હશે. આ વાત આ ભટ્ટનાં દાન કરતાં ન્યુન છે. કેમ જે તેની પાસે અમે જ્યારે માંગ્યું હતું ત્યારે તેણે બધું ત્યાગ્યું હતું. અહીં 'બલિરાજા પાસે તો અમે (શ્રીહરિએ) બધુ માંગ્યુ હતુ.'' આ પ્રમાણેના શબ્દો લખી શ્રીવામન ભગવાન સાથે પ્રગટ પ્રમાણ શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)

''આનંદ કંદ મૂરતિ વૃષકુલચંદ, છે મંદ મંદ હસતુ સમુખારવિંદ; જેનુ કરે સ્તવન છંડ અને મુનિંદ, વંદુ હું તેહ હરિનું ચરણારવિંદ. (૧૦) જે પાદપદ્મ થકી ઇંડ કટાહ ફોડયું; જે પાદપદ્મ શકટાસુર માન તોડયું; જે પાદકંજથી કર્યો દુઃખી કાળીનાગ, તે પાદપંકજ તણો મહિમા અથાગ. (૧૧) ( આચાર્ય વિહારીલાલજી મહારાજકૃત કિર્તનકૌસ્તુભમાળા પૃ. ૨૪૩ અહીં 'જે પાદપદ્મ થકી ઇંડ કટાહ ફોડયું' આ શબ્દો યોજી આચાર્ય વિહારીલાલજી મહારાજ એવું કહે છે કે વામન અવતાર ધારણ કરીને પણ પ્રગટ પ્રમાણ શ્રીહરિ જ પધારેલા અને તેઓએ જ પોતાના પાદપ્રહારથી બ્રહ્માંડને વિદિર્ણ કરેલ હતું. આમ કહીં વિહારીલાલ મહારાજે અહીં વામન ભગવાન સાથે શ્રીહરિની અભિન્નતા પ્રતિપાદન કરી છે.) ''બટુક વિપ્રબને વામન રૂપા, બલી છલી ભયેઉં રસાતલ.... અગનિત નામરૂપ ગુનધામી, પ્રેમાનંદએ નારાયણ સ્વામી'' (પ્રેમાનંદ કાવ્ય/ભકિત વિલાસ/પદ-૧૧૨-૧૧૫-પૃષ્ઠ-૩૨-૩૩ અહી પ્રેમાનંદ સ્વામી વામનાવતાર ધારણ કરીને પણ સ્વામિ નારાયણ જ આવ્યા હતા. એવું કહે છે.) ''હરિ જોઇ રે સખી હરિને જોઇ, મારો જનમ સફળ થયો હરિને જોઇ (૧) મોહનજીનું મુખડું જોતા રહી છું મોઇ, હું તો ત્રિકમજીને લોલ, બિજુ! દેખુ કોઇ (૨)..... દરદિડાંની વાતુ જાણે દરદિડાંની સોઇ, હરિને નિમખન દેખુ ત્યાં તો મરૂ છું રોઇ (૪) (કીર્તન સાર. સંગ્રહ/ભા. ૧/પા. ૧૨૨-૧૨૩ 'આજની

ઘડી રે ધન્ય....' અહીં મુક્તાનંદ સ્વામીએ પદનો પ્રારંભ હરિ નામથી કરેલો છે જે પોતાના ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણનું રૂઢ નામ છે અને મધ્યમાં તે એને જ સ્વામી ત્રિક્રમ-વામન કહે છે આમ કહી મુક્તાનંદ સ્વામીએ અહીં શ્રીહરિ સાથે વામનની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''મારૂ શ્યામના સંગાથે મન મોહયુ રે, મે તો જડુ સગપણ મોહયું રે (પદ-૧), મારૂ ઉદય થયું ભાગ્ય સુખકારી રે, વર વરિયામે કુંજ વિહારી રે (પ- ૧/૩), મેં તો લોકડાંની લજજા ટાળી રે, મને લાગી ત્રિક્રમ સંગ ટાળી (પદ-૩/૨), મેં તો સગપણ કીધું હરિ સંગે રે, અતિ આનંદ વાધ્યો છે મારો અંગે (પદ-૪/૧), મારા જનમ સુફળ કર્યોવા'લે રે આપ્યો અખંડ સુહાગ નંદલાલે (પદ-૪/૩) (કીર્તન સાર સંગ્રહ ભા. ૧-પૃષ્ઠ-૧૯૫-૧૯૬ અહીં મુક્તાનંદ સ્વામીએ પ્રથમ પદની ત્રીજી કળીમાં કુંજ વિહારી શબ્દ પ્રયોજેલો છે અને પદ ત્રણ બે માં ત્રિક્રમ શબ્દ યોજેલો છે જે વામન ભગવાનનો વાચક છે અને પદ ચાર એકમાં હરિ શબ્દ યોજેલો છે. જે ભગવાન સ્વામિનારાયણન વાંચક છે. આમ કહી સ્વામી એવુ કહે છે જે નંદલાલ કુંજ વિહારી છે તે જ વામન-ત્રિક્રમ છે અને ત્રિક્રમ છે તે જ પ્રગટ પ્રમાણ શ્રીહરિ છે આમ કહી સ્વામીએ અહી ત્રણેયની અભિન્નતા સ્પષ્ટ કરી છે.)'' ''શ્રી વામન સુખધામ, પ્રગટ ભયે શ્રી વામન સુખધામ, કશ્યપતાત અદિતિ માત, કિં ને હે પૂરન કામ.... મુક્તાનંદ કો પ્રભુ સુખ સાગર, વાસુદેવ જગવંદ (પદ-૧) પ્રગટ હે વામન રૂપ, રમાપતિ પ્રગટે હે વામન રૂપ, સુરપતિ કાજ કરના હિત, કેશવ લયે બ્રહ્મચારી અનુપ.... મુક્તાનંદ કો નાથ વિપ્રવર, એહિ અખિલ જગ સ્વામિ.... (પદ-૩) દેન લાગ્યો જણ દાન, શ્રીહરિકું દેન લાગ્યો (કીર્તન સાર સંગ્રહ ભાગ-૨/પૃ. ૧૪૮-૧૭૯ 'શ્રી વામન સુખ ધામ.....' અહીં મુક્તાનંદ સ્વામીએ વામના વતારની લીલાનું વર્ણન ચાર પદોમાં કરેલુ છે. ચતુર્થ પદના અંતે મુક્તાનંદ સ્વામી તેઓને જ પોતાના નાથ શ્રીહરિ કહી સંબોધે છે આમ કહી તેઓએ અહી વામનાવતાર સાથે

શ્રીહરિની અભિન્નતા પ્રતિ પાદી છે.)'' ''મોહનને આવો મને મળવા, આવો મને મળવા ચાલે હરિ હળવા, પેરો ચટકતી ચાખડીલી હરિ, લાકડલી લ્યો હાથ (પદ-૬૩૯) કેશવ કે દહાડાની કહુ છુ, કે દહાડાની કહું છું ને કર જોડી રહુ છુ..... તલખે છે જોવા ત્રિકમ તમને રસિયા નંદ કુમાર (પદ-૬૪૦) (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ પૃષ્ઠ-૧૮૨-૧૮૩.... અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ હરિ શબ્દથી કરેલો છે અને તેઓને જ પદ-૬૪૦ માં ત્રિકમ કહી સ્વામી સંબોધે છે આમ કહી સ્વામીએ અહીં શ્રીહરિ સાથે ત્રિકમની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''ધરી હરિ વામન રૂપ ભૂપ બલિકું છવ્યો (પ્રેમાનંદ કાવ્ય ભાગ. ૧/પદ- ૮૭૩ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે મારા ઇષ્ટદેવ શ્રીહરિ વામન રૂપ ધારણ કરી આધરાતલ પર પધાર્યા હતા આમ કહી પ્રેમાનંદ એવું કહેવા માંગે છે કે વામન છે તેજ શ્રીહરિ છે અને શ્રીહરિ છે તે જ વામન છે.)'' ''ભજી લેને ભાવ શું ગિરિધારી, નહિ તો થાશે ફજેતી ભારી (પદ-૪) ભજો વ્રજરાજ શ્રીવનમાળી રે, નહી તો રહેશે માથે ટીલી કાળી.... કહે મુકતાનંદએ સાચું રે, હરિ ભજન વિના સર્વ કાચુરે, સખા ત્રિક્રમ નામની તાળી (પદ-૨), રાખો હરિરૂપમાં મન પ્રોઇ રે, નહી તો જાશો જનમ વગોઇ ...... હરિ વિમુખની સંગતિ ટાળો રે, સાધુ સંગમાં હુ પદ ગાળો રે, રહેજો મોહનને સંગે મોઇ. (પદ-૩), મોહન સંગ રાખજે મન સાચું રે, નહી તો કામ થાશે સર્વે કાંચુ, પાસે સમઝજે સારંગ પાણી રે, બોલે સમઝિ વિચારીને વાણી રે, ડરજે જગપતિ સાચા સમર્થ જાણી. (કીર્તન સાર સંગ્રહ ભાગ. ૨/પૃષ્ઠ-૩૦૮-૩૦૯.... 'ભજી તેને ભાવ રહું ગિરિધારી....' અહીં મુકતાનંદ સ્વામીએ પ્રથમ પદના પ્રારંભમાં ગિરિધારી શબ્દ પ્રયોજયો છે અને બીજા પદના પ્રારંભમાં વ્રજરાજ શબ્દ યોજેલો છે. જે બન્ને શ્રીકૃષ્ણના વાચી છે, તથા બીજા પદનાં અંતમાં સ્વામીએ ત્રિક્રમ શબ્દ પ્રયોજેલો છે જે વામન ભગવાનનો વાચ્ય છે, તથા ત્રિજા પદમાં સ્વામીએ હરિ શબ્દ પ્રયોજેલો છે

જે પોતાના ઇષ્ટદેવ સ્વામિનારાયણનો વાચ્ય છે. અને ચતુર્થ પદમાં સારંગ પાણી શબ્દ પ્રયોજેલો છે. જે શ્રી રામનો વાચ્ય છે આમા આ ચારેય પદમાં સ્વામીએ રામ, શ્યામ અને ઘનશ્યામ તથા ત્રિક્રમની પરસ્પર અભિન્નતા પ્રતિપાદન કરી છે.)''

સ્તોત્રમાં - ''त्रिपदमात्र मितक्षितियाचनं छल तया वर वामनरूपिणी। छल यितुं बलिमेव तनूर्धृता भुवि भजे हरिकृष्ण महं हृदि॥ આ પૃથ્વિ ઉપર જેણે બલિરાજાને છળવા માટે <u>વામન રૂપ શરીર ધારણ કર્યું હતું.</u> અને બલિ પાસે કપટથી ત્રણ ડગલા જેટલી ભૂમિ માગી હતી, તે હરિ કૃષ્ણ મહારાજને હું મારાં હ્દયમાં ભજુ છુ. (દીનાનાથ ભટ્ટકૃત દશાવતાર સ્તોત્રમ્ - અહીં દીનાનાથ ભટ્ટજીએ શ્રીહરિ કૃષ્ણને જ વામન રૂપ ધારણ કરી બલી રાજા પર અનુગ્રહ કરનારા કહયા.)'' ''वसुधा दापयितुं शचीपतये। बलिं विप्रोययाच फल जमनीय मे भजहरिम विरतं धावतु मा॥ ઇન્દ્રને ત્રિલોકીનું રાજય અપાવવા માટે જેણે વિપ્ર બટુ વેષે બલિરાજાની પાસે ત્રણ પગલા પૃથ્વી માગી હતી તે ફળને જમનારા એવા તે શ્રીહરિકૃષ્ણને નિરંતર ભજુ છુ (શ્રી સ્તોત્ર સંગ્રહ /વાસુદેવાનંદ વર્ણી વિરચિતાષ્ટ પદી/શ્લો. ૫- આથી હરિકૃષ્ણે જ વામન રૂપ ધારણ કરી ત્રણ ડગલામાં સમસ્ત ત્રિલોકીને માપી લીધુ હતુ એમ સ્પષ્ટ થયુ.)'' ઇત્યાદિ અનેક પ્રાચિન પ્રામાણિક પ્રબંધો તથા નંદ સંતોના કીર્તનોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ રીતે વિદિત થાય છે કે અદિતિનંદન વામન-ઉપેન્દ્ર અને ભકિતનંદન હરિકૃષ્ણએ અભિન્ન તત્ત્વ છે. આધારાનંદ સ્વામી પણ કહે છે - ''ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી ભેદ તો ભકતોની અલગ અલગ સમજણમાં છે. (હરિ ચરિત્રામૃત સાગર/૧/૭૭/૪૩- આથી રામકૃષ્ણાદિ બધી જ મૂર્તિઓમાં કોઇ ભેદ નથી બધા એક જ છે એમ સ્પષ્ટ થયુ.)''

## (૫) શ્રી મસ્ય ભગવાન અને શ્રીહરિની અનન્યતા :-

મત્સ્યાવતારના પ્રાગટયની કથા એવી છે કે - ચાક્ષુષ મન્વંતરના અંતિમ દિવસો ચાલતા હતા. તે સમયે ભૂમંડલના અધિપતિ સત્યવ્રત રાજા રાજપાતનો ત્યાગ કરી વનમાં તપશ્ચર્યા પરાયણ જીવન વિતાવતા હતા. એક દિવસ તેઓ પ્રાતઃ કાળે નદીમાં સ્નાન કરી સૂર્યનારાયણ દેવને અર્ધ્ય આપતા હતા ત્યાં તેઓની અંજલિમાં એક મત્સ્યનું બચ્ચુ એકાએક આવી ગયુ. રાજા તેને જયાં પાણીમાં છોડવા જતા હતા ત્યાં મસ્ત્ય મનુષ્યની વાણીમાં રાજા પ્રત્યે બોલ્યુ ''હે રાજન! તમે પરમ કરૂણામય છો. તમે જાણો જ છો કે- જળમાં રહેલાં જંતુઓ પોતાની જાતનાં જંતુઓને પણ ખાઇ જાય છે. હું તેઓના ભયથી વ્યાકુળ થઇ રહી છું. તમે મને ફરીથી આજ નદીના જળમાં શા માટે છોડીઇ છે.?'' રાજા સત્યવ્રતને એ વાતની ખબર ન હતી કે સ્વયં ભગવાન જ મારા પર પ્રસન્ન થઇને કૃપા કરવા મત્સ્યરૂપે પધારેલા છે, તેથી તેમણે તે મસ્ત્યનું રક્ષણ કરવાનો મનોમન સંકલ્પ કર્યો અને તેને પોતાના કમંડલમાં મૂકી દઇ તેને પોતાના આશ્રમમાં લઇ આવ્યાં.

આ તરફ આશ્રમમાં લવાયા પછી એક જ રાત્રિમાં તે મત્સ્ય કમંડલમાં એટલું મોટું થઇ ગયું કે તેમાં તેને રહેવાની જગ્યા જ રહી નહી ત્યારે તેણે રાજાને કહયું. ''હે રાજન્! હવે તો આ કમંડલમાં હું કષ્ટપૂર્વક પણ રહી શકું એમ નથી. તો મારે માટે કોઇ વિશાળ જગ્યા નિયત કરી દો કે જયાં હું સુખપૂર્વક રહી શકું'' રાજા સત્યવ્રતે મત્સ્યને કમંડલમાંથી બહાર કાઢીને પાણીના એક ખૂબ જ મોટા માટલામાં મૂકી દીધુ. પરંતુ ત્યાં મૂકયા પછી તે મત્સ્ય બે જ ઘડીમાં ત્રણ હાથ જેટલું મોટું થઇ ગયું. રાજાએ તેને ત્યાંથી લઇ એક સરોવરમાં મૂકી દીધુ. ત્યાં પણ થોડો સમયમાં તે મત્સ્યે આખા સરોવરને ઘેરી લીધુ તે પછી સત્યવ્રત રાજાએ એક પછી એક એમ કેટલાંય અપાર જળ ભર્યા સરોવરમાં તેને લઇ ગયા. પરંતુ સરોવર જેટલું મોટું હોય

તેટલા જ મોટા તેઓ બની જતા હતા. અંતે તેમણે તે લીલા મત્સ્યને સમુદ્રમાં છોડી દીધો. સમુદ્રમાં છોડતી વખતે મત્સ્ય ભગવાને સત્યવ્રતને કહયું- ''હે વીર! સમુદ્રમાં મોટા મોટા બળવાન મગર વગેરે રહે છે, તેઓ મને ભરખી જશે. તેથી તમો મને સમુદ્રના જળમાં ન છોડો.

મત્સ્ય ભગવાનની આ મધુર વાણી સાંભળીને રાજા સત્યવ્રત મોહમુગ્ધ થઇ ગયા અને તેમણે કહયુ ''મત્સ્યનું રૂપ ધારણ કરીને મને મોહિત કરનારા તમો કોણ છો.? તમે એક જ દિવસમાં ચારસો કોસના વિસ્તાર વાળું સરોવર ઘેરી લીધું આજ સુધી આવી શકિત ધરાવતો જળચર જીવ નથી તો મે કયારે જોયો નથી તો તેના વિષે કશું સાંભળ્યું અવશ્ય આપ સાક્ષાત્ સર્વ શકિતમાન, સર્વાન્તર્યામી અવિનાશી શ્રીહરિ છો. જીવો પર અનુગ્રહ કરવા માટે જ આપે જળચરનું રૂપ ધારણ કર્યુ છે.'' સત્યવ્રતની પ્રાર્થના સાંભળી મત્સ્ય ભગવાન પોતાના મૂળ રૂપમાં આવ્યા અને તેઓ રાજા પ્રત્યે બોલ્યા ''હે પરંતપ! આજથી સાતમે દિવસે ભૂર્લોક વગેરે ત્રણલોક જયારે પ્રલય કાલીન જળરાશિમાં ડૂબવા લાગશે ત્યારે મારી પ્રેરણાથી તમારી પાસે એક ઘણી વિશાળ નૌકા આવશે. તે સમયે તમે સમસ્ત પ્રાણિઓમાં સૂક્ષ્મ શરીરોને લઇ સપ્તર્ષિઓ સહિત તે નાવ પર ચઢી જજો. તે સમયે એક માત્ર મહા સમુદ્ર લહેરાતો હશે, અને જયારે પ્રચંડ વાવાઝોડું ફૂંકાવાને કારણે નૌકા ડગમગવા લાગશે ત્યારે હું આજ રૂપમાં ત્યાં આવી જઇશ અને તમે બધા વાસુકી નાગ વડે તે નૌકાને મારા શ્રૃંગ સાથે બાંધી દેજો.'' આમ કહી ભગવાન અંતરધાન થઇ ગયા. તે પછી જયારે સાતમો દિવસ આવ્યો ત્યારે સમુદ્રે સમસ્ત જગતને પોતાનામાલીન કરી દીધુ. ત્યારે સત્યવ્રત રાજા ભગવાનના નિર્દેશ અનુસાર આવેલી નૌકામા ચઢી ગયા. તે સમયે ભગવાન પણ મત્સ્ય રૂપ ધારણ કરી તેઓ પાસે આવ્યા. એટલે સત્યવ્રત રાજાએ ભગવાને પહેલા જેવો આદેશ આપ્યો હતો તે પ્રમાણે

નૌકાને વાસુક્રિ નાગ વડે ભગવાનના શ્રૃંગમાં બાંધી દીધી. અને શ્રીહરિ પણ જયાં સુધિ પ્રલયાવસ્થા પૂર્ણ ન થઇ ત્યાં સુધિ તેઓને લઇ વિચરતા રહયા. આ મત્સ્યાવતારની કથાનો ઉપક્રમ છે. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટ પણે ઉલ્લેખ જોવા મળે છે કે આ મત્સ્ય અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા. તો હવે તેના પ્રમાણો નિહાળીયે, જેનું અવલોકન કરવાથી મત્સ્ય ભગવાન અને ભગવાન સ્વામિનારાયણની અભિન્નતા સ્પષ્ટ થશે.

વચનામૃત-લોયા-૧૮ ‘‘અને તે જ ભગવાન મત્સ્ય-કચ્છ-વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે.’’ તથા ગ.મ.૩૫ માં ‘‘વળી પરોક્ષ જે શ્રીકૃષ્ણ - રામ ચંદ્રાદિક (આદી તરીકે મત્સ્ય કચ્છપાદિ પણ લઇ લેવા) ભગવાનના અવતાર તેમનાં જે ચરિત્ર તે જયાં જયાં કહયાં હોય તેને પણ સાંભળવા ને ગાવવા’’ તથા ગ.અં.૩૮ ‘‘અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે. ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે તે સર્વોપરી વર્તે છે. ને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વેને એકાંતિક ભાવે કરીને ઉપાસના કરવા યોગ્ય છે અને ભગવાનના જે પૂર્ણેઘણાક અવતાર થાય છે. તે પણ નમસ્કાર કરવા યોગ્ય છે ને પૂજવા યોગ્ય છે.’’ (અહીં લોયાના - ૧૮ માં વ.મૃતમાં ‘‘ભગવાન મત્સ્ય-કચ્છાદિ રૂપને કોઇક કાર્ય નિમિત્તે ધારણ કરે છે’’ એમ શ્રીહરિ કહે છે. તથા ગ.મ. ૩૫ માં શ્રીકૃષ્ણ - રામચંદ્રાદિક ભગવાનના અવતાર તેના ચરિત્રો ગાવાની આજ્ઞા કરે છે. પણ આ બે વચનામૃતમાં ભગવાન કોણ તેનો ખુલાસો શ્રીહરિ કરતા નથી પણ ગ.અં. ૩૮ માં શ્રીહરિ સ્પષ્ટ પણે કહે છે ‘‘હું જ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન છુ અને પૂર્વે જે અવતાર થઇ ગયા તે મારા જ છે અને તે અવતારો પણ પૂજવા યોગ્ય તથા તેના ચરિત્રો ગાવા યોગ્ય છે’’

આમ કહી મત્સ્યાદિ બધા અવતારોના સાથે શ્રીહરિએ પોતાની અભિન્નતા પ્રતિપાદન કરી.)

હરિ ચરિત્રમ્માં '' प्रभुणा मस्त्य रूपेण श्रुतयो ब्रह्मणेऽर्पिताः। हतः शङ्खासुरो यश्च छलवान बलिनां वरः॥ ભગવાન શ્રીહરિએ મત્સ્ય રૂપે બ્રહમાજીને વેદ લાવી આપ્યા તથા મહાન બળવાન અને છળી શંખાસુરને માર્યો (હ.ચરિ. ૩/૨૬/૧)''

સત્સંગિ જીવનમાં '' मात्स्यं रूपम लौकिकं भुविदधत्कलपान्ताकाले नृपं, साकं भूतरणौ महर्षि भिरपात्सत्यव्रतं तोयगः। तस्मै मत्स्यपुराण माह च हयग्रीवं निहत्या सुरं धात्रेऽदान्निगमांश्च यः स हरतात्कष्टं समग्रं हरिः॥ જે ભગવાન શ્રીહરિએ કલ્પને અંતે નૈમિતિક પ્રલય સમયે ભૂમિ ઉપર દિવ્ય મત્સ્ય અવતાર ધાર્યો હતો. પ્રલયાર્ણવમાં જ ભૂમિરૂપી નૌકામાં સપ્તર્ષિઓની સાથે સત્યવ્રત રાજાની રક્ષા કરી અને તે રાજાને મત્સ્ય પુરાણ સંભળાવ્યું તથા વેદોને લઇ ગયેલા હયગ્રીવ નામના અસુરને મારીને બ્રહ્માજીને વેદો પાછા આપ્યા હતા. તે શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને દૂર કરો. (સ.જી. ૩/૨૬/૯ આથી શ્રીહરિકૃષ્ણે જ મત્સ્યાવતાર ધારણ કરેલો એમ સ્પષ્ટ થયુ.)''

ભક્તિ ચિંતામણીમાં ''જયારે જયારે જેવું પડે કામ, ત્યારે તેવું તન ધરો શ્યામ, નમો મત્સ્ય તમને મુરારિ.... આદ્ય અંતે મધ્યે અવતાર, સર્વે તમારાતે નિરધાર (ભ.ચિં.પ્ર. ૧૦૩ અહી નિષ્કુળતાનંદ સ્વામી સ્પષ્ટ પણે કહે છે કે શ્રીહરિ જે સમયે જેવુ કાર્ય હોય તે પ્રમાણે તેવું વપુ ધારણ કરે છે. મત્સ્યાવતાર પણ તેઓએ જ ધારણ કરેલો હતો.)''

હરિ લીલામૃતમમાં ''થઇ મત્સ્ય સ્વચ્છ પ્રબલ ખલ શંખાસુર હણ્યો, ઉગાર્યા વેદોને જલજ સુત તે તો જશ ભણ્યો/ તમારી તે શક્તિ નિરખિ જન ભક્તિ ભલિ

કરે, બિરાજો આઠામે ધરમમય ધામે મન ઠરે. (હરિ. લીલા/૮/૨૮/૪૭ આમ પ્રગટ પ્રમાણ હરિકૃષ્ણે જ મત્સ્યાવતાર ધારણ કરેલો એવું સ્પષ્ટ થયું.)''

સ્તોત્રમાં ''प्रथमतः शकुलाकृतिरादधेश्रुति गणोद्धरणाय धरातले। पटुतरासुरसङ्घविनाशने भुवि भजे हरिकृष्णमहं हुदि॥ વેદોને અસુરો પાસેથી આ ભુમિ ઉપર લાવવા માટે સહુ પ્રથમ જેણે મત્સ્યાવતાર ધારણ કર્યો હતો તથા યુધ્ધ ભૂમિમાં અત્યન્ત નિપુણ એવા અસુરોના સમુદાયનો નાશ કરનારા શ્રીહરિકૃષ્ણ મહારાજને હું મારુ હુદયમાં ભજું છુ. (દીનાનાથ ભટ્ટકૃત દશાવતાર સ્તોત્રમ/શ્લો. ૧)'' ''तत्तोवरेह निगमं कायजलघौ। तमानिन्ये विधाय ततो नमनीयमे। भजहरिम विरतं धावतु मा॥ જે કલ્યાણકારી લીલા કરનારા ભગવાને સાગરમાં મત્સ્ય રૂપે પ્રકટ થઇને હયગ્રીવ અસુરને મારીને બ્રહ્માજીને વેદ લાવી આપ્યા હતા. માટે આવા નમન કરવા યોગ્ય શ્રીહરિને તુ ભજ. (વાસુદેવાનંદ વર્ણી વિરચિત અષ્ટપદી શ્લો. ૧)'' આથી શ્રીહરિ જ મત્સ્ય રૂપે પ્રગટ થયા હતા એમ સ્પષ્ટ થયુ.

કીર્તનમાં - ''આજ મહોત્સવ મંગળ ગાવત, સુર નર મુનિ સુખદાઇ હો, પ્રગટ ભયે ધરી મત્સ્યરૂપ હરિ, કમળાપતિ સુખરાઇ હો, ચૈતરી શુદીત્રિજ ઉજીયારી, શુભમુર્હુત શુભવાર હો, પ્રાદૂર્ભયે પ્રાત નારાયન, અખિલ ભવન આધાર (પદ-૧) (કીર્તન સાર સં.ભા. ૩. પૃ. ૩૩- અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે. મારા ઇષ્ટદેવ શ્રીહરિને કમલાપતિ છે તેઓ જ મત્સ્ય રૂપ ધારણ કરી સત્યુગમાં પ્રગટ થયા હતા આમ કહીં મત્સ્યા આવતાર સાથે શ્રીહરિની એકતા પ્રતિપાદન કહી.)'' ''જયદેવ જયદેવ મંગળકારી, આરતી ઉતારૂ ચરણે ચિત્તધારી, નારાયણ મત્સ્યા કૃતિ નિજ જન સુખદાયી.... સોઇ પ્રાગટ ભયે ધર્માત્મજ હરિ અંતર જામી, પ્રેમાનંદ કે ઉર મે

અખંડ રહો સ્વામી (કીર્તન સાર. ભા. ૨/૩૫ મત્સ્ય ભગવાનની આરતી અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે. ધર્મના પુત્ર શ્રીહરિ જ મત્સ્ય રૂપ ધારણ કરી પ્રગટ થયા.)''

ઇત્યાદિ પ્રાચિન અનેક પ્રામાણિક પ્રબંધો તથ નંદ સંતોના કીર્તનો, સ્તોત્રોનું અવલોકન કરતા સ્પષ્ટપણે વિદિત થાય છે કે મત્સ્ય રૂપ ધારણ કરીને પણ પ્રગટ પ્રમાણ શ્રીહરિ જ પધાર્યા હતા. એટલે મત્સ્ય ભગવાન અને શ્રીહરિએ બન્ને વસ્તુતાએ એક જ છે. આધારાનંદ સ્વામી પણ કહે છે કે ''મૂર્તિમાં ભેદ નથી ભેદતો ભક્તની રૂચિમાં છે. (હરિચરિત્રામૃત સાગર- ૧/૮૦/૨૮ - આથી બધા જ અવતારોની મૂર્તિ સ્વરૂપ સામર્થ્યે કરી એક જ છે એમ આધારાનંદ સ્વામી કહે છે. ફક્ત કાર્યવશાત્ તેઓનું રૂપ અને ચરિત્રો ભિન્ન ભિન્ન છે. પણ આત્મતત્વે કરીને તો બધા જ ભગવાનના વપુઓ એકના એક જ છે. એમ સ્વામી કહે છે.)''

## (૬) **<u>શ્રી કુર્મા અવતાર સાથે શ્રીહરિની અનન્યતા :-</u>**

શ્રી કુર્મ-કચ્છય અવતારની કથા એવી છે કે એક સમયે કશ્યપ પુત્રો સુરાસુર અમૃત પ્રાપ્તિના ઉદ્દેશ્યથી મંદરાચલને મથાની અને વાસુ કી નાગને રવચ્યું બનાવી સમુદ્ર મંથન કરતા હતા પરંતુ એક લાખ યોજન ઉંચો મન્દાચલ પર્વત સમુદ્ર નીચે કોઇ આધાર ન હોવાથી નીચે નીચે ધસવા લાગ્યો. તે સમયે દેવાસુર કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત જોઇ ભગવાન શ્રીહરિએ કચ્છપરૂપ ધારણ કરી મંદરાચલને પોતાની પીઠ ઉપર ધારણ કરી લીધો હતો. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટપણે વિદિત થાય છે કે કચ્છપ અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા.

જેમ કે ભકત ચિંતામણીમાં નિષ્કુળતાનંદ સ્વામી કહે છે ''નમો કચ્છરૂપ સુખકારી.... જે જે કર્યાં પૃથ્વિ પર કાજ, તે તો સર્વે તમે મહારાજ. (ભ.ચિ.પ્ર. ૧૦૩)'' આથી કચ્છય રૂપ ધારણ કરનારા શ્રીહરિ જ હતા એમ કહયું.

હરિચરિત્રમ્ માં અખંડાનંદ બ્રહમચારીજી કહે છે.'' धृत्या कूर्मादिरूपाणि - જે શ્રીહરિએ કૂર્મ વગેરે અવતારો ધારણ કર્યા (હરિ.ચ. ૩/૨૬/૪)

સર્વમંગલ સ્તોત્રમાં (૧૧૧/૫૭૫) માં શતાનંદ સ્વામીએ શ્રીહરિને '' अवतारी'' નામથી સંબોધેલો છે તેનું નિવર્ચન કરતા રઘુવીરજી મહારાજ કહે છે. ''મત્સ્ય કૂર્માદિ અવતારો જે શ્રીહરિના છે., સકળ અવતારોને ધરનારા ( સર્વ મંગલ સ્તોત્રમ્/ભાવ પ્રબોધિની વ્યાખ્યા.)

સત્સંગિ જીવનમાં ખટ્વાંગ રાજાએભલ ખાચરને દશાવતાર સંકટ હરન સ્તોત્રનો ઉપદેશ આપતા બોલ્યા '' पीयूषाय पयोनिधिंस्वमहसा देवासुराणामनाधारं चोन्मथतां तु मन्दारगिरिं मज्जन्तमम्भोनिधौ। पृष्ठे कूर्म तनुर्दधार सहसा कारूण्यतो यो जगौ सद्धर्मांश्च मुनिभ्य एष हरतात् कष्टं समग्रं हरिः॥ દેવો તથા અસુરો જયારે અમૃત મેળવવા આપ બળે જ ક્ષીર સાગરને મથતા હતા ત્યારે તે ક્ષીર સાગરમાં રવૈયારૂપ મન્દરાચળ ડૂબવા લાગ્યો ત્યારે કરૂણા કરીને જે શ્રીહરિએ કૂર્માવતાર ધારણ કર્યો એ પોતાની પીઠ ઉપર તે નિરાધાર ડૂબતા પર્વતને ધારણ કર્યો અને નારદાદિ મુનિઓને સધ્ધર્મોનો ઉપદેશ કર્યો હતો તે શ્રીહરિ મારાં સમસ્ત દુઃખોનું નિવારણ કરો. (સ.જી. ૨/૨૬/૧૦)

સ્તોત્રમાં ''अतुल मन्दरभूत्कमठाकृतिस्तिलमिवाथदधे धरणीतलम्। सगिरि येन लसद्दशनाञ्चले भुवि भजे हरिकृष्ण महं हृदि॥ અમાપ વજનના મંદરાચળ પર્વતને પોતાની પીઠ ઉપર ધારણ કરનાર કૂર્મરૂપે જે પ્રકટ થયા હતા..... તે શ્રીહરિકષ્ણ મહારાજને

હું મારા હ્રુદયમાં ભજું છં. (સ્તોત્ર સંગ્રહ/ દીનાનાથ ભટ્ટ વિરચિત દશાવતાર સ્તોત્રમ્)'' ''तिष्ठति कमठमये धरणीयं। यस्य पृष्ठे चपल भय शमनीयमे। भजहरिमविरतं धावतुमा॥ કૂર્મરૂપે પ્રકટેલા જે ભગવાનની પીઠ ઉપર આ ભૂમિ રહી છે. તેઓ અનેક પ્રકારના ભયને સત્વરે નષ્ટ કરી દે છે. માટે હે મન! તુ તે શ્રીહરિને ભજ (વાસુદેવાનંદ બ્રહમચારીકૃત/અષ્ટપદી)

વચનામૃતમાં ''અને તે જ ભગવાન મત્સ્ય - કચ્છ વરાહાદિક રૂપને તથા રાકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે. (લોયા-૧૮-અહીં કયા ભગવાન આ મત્સ્યાદિ અવતારને ધારણ કરે છે. તે શ્રીહરિ કહેતા નથી.)'' પણ ગ.અં. ૩૮ માં શ્રીહરિ કહે છે ''અને એવા જ આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિ સર્વના નિયંતા છે, ઇશ્વરના પણ ઇશ્વર છે,... ને સર્વ અવતારના પણ અવતારી છે.'' (આથી મત્સ્ય કચ્છાદિ બધા અવતારો મારા જ છે. એમ શ્રીહરિએ સ્વમુખે જ કહ્યું. આમ કહી કચ્છાદિ બધા અવતારો સાથે પોતાની અભિન્નતા કહી.)

હરિ લીલામૃતમ્માં ''મથ્યો સિંધુ જયારે કમડતન ત્યારે ધરિ હરિ, ધર્યો પીઠે પોતે ગણિ અલપ મંદ્રાચલ ગિરી/રૂડાં કાઢયાં રત્નો અધિક કરી યત્નો સહુ મળી, તમારૂં ઐશ્વર્ય પ્રભુ જિ ન શકે કોઇ જ કળી. (હરિ. લી.મૃ. ૮/૨૮/૪૫)''

કીર્તનમાં ''હારે હો કચ્છપ રૂપ ધર્યો સુરહિત હરિ, કરી લીલા અઘહારી રે (પદ-૨) (કીર્તન સાર ભાગ-૨/પૃ-૧૮/ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે. કચ્છપ રૂપ ધારણ કરીને પણ મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ પધારેલા હતા)'' ''જયદેવ જયદેવ જયકરૂણા સિંધો, જય કરૂણાસિંધો, કચ્છપ વપુ મુરારી... ધારત રૂપ વિવિધ નિજ જન સુખકારી, પ્રેમાનંદ કે સ્વામી શ્રીહરિ અવતારી. (કીર્તન સા.ભા. ૨/પૃ. ૩૯/કૂર્મ

ભગવાનની આરતી/અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે કે સર્વાવતારી શ્રીહરિ એ જ કૂર્માવતાર ધારણ કરેલો.)'' તમે ભક્તને અથ્થે રે... ધારયો ગિરિ મંદર રે, પ્રભુ તમે કૂર્મ બની. (પ્રેમાનંદ કાવ્ય/ભાગ. ૨ ભક્તિ વિલાસ/પદ-૭૨૪)'' ''જય શ્રી મહારાજ શ્રીહરિ ધર્માત્મ જ જયસિ જુગ જુગ પ્રતિ ધર્માવનાય, ધરતી લીલા વપુ જય તુમારી, જય ધૃત મીન વરાહ કમઠા કૃતિ (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/પદ-૧૪૮ અહીં પ્રેમાનંદ સ્વામી ભક્તિ ધર્માત્મ જ પ્રગટ પ્રમાણ શ્રીહરિને જ સમય સમય પર કચ્છાદિ અવતાર ધારનારા કહયા.)'' આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે કચ્છય રૂપ ધારણ કરીને ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા અને તેઓમાં અને કચ્છપ અવતારમાં કોઇ ભેદ નથી આ વાત શ્રીહરિએ શ્રીમુખે જ કહી છે. ''ભગવાનની મૂર્તિયોને વિષે ભેદ નથી.( લોયા-૧૧ )''

## (૭) શ્રી વારાહાવતાર સાથે શ્રીહરિની અનન્યતા :-

સૃષ્ટિની ઉત્પત્તિના સમયની વાત છે. સ્વાયંભૂ બહ્માજી ભગવાન શ્રીમન્નારાયણની નાભિ માંથી પ્રકટ થયેલા કમળ પર આવીર્ભાવ પામ્યા. અને ભગવાન શ્રી મન્નારાયણની આજ્ઞાથી તપસ્યા પરાયણ થયા. દીર્ઘકાળની તપશ્ચર્યાના અંતે ભગવાને તેઓને દર્શન આપી સૃષ્ટિ રચવાનું સામર્થ્ય આપ્યુ. અને તે પ્રમાણે તેઓએ સૃષ્ટિની રચના કરવાનો આરંભ કર્યો. પરંતુ તે સમયે દીતિ અને કશ્યપથી પ્રગટ થયેલો દૈત્ય હિરણ્યાક્ષ ''મર્ત્યલોકમાં રહેવાવાળા પુરૂષો પૃથ્વી પર રહી દેવતાઓનું યજન કરશે, જેનાથી તેઓનું બલ, વીર્ય અને તેજ વધી જશે'' એવુ વિચારી પૃથ્વિને રસા તળમાં લઇ ગયો. બ્રહ્માજીએ સૃષ્ટિ રચવાનો આરંભ તો કર્યો પણ ઉત્પન્ન થયેલી પ્રજાને રાખવી કયાં? પૃથ્વિ તો હિરણ્યાક્ષ રસાતળમાં લઇ ગયો છે. હવે રસાતળમાંથી તેનો ઉધ્ધાર કોણ કરે? બ્રહ્માજી આમ વિચારતા હતા. ત્યાં જ તેઓને છીંક આવી અને તેઓની નાસિકામાંથી એક અંગૂઠાના તેરવા જેટલુ

વરાહનું બચ્ચુ પડયુ. અને જોત જોતામાં તેણે પર્વતાકાર દેહ ધારણ કરી લીધો. બ્રહ્માજીને ખબર પડી ગઇ કે આ શ્રીમન્નારાયણ ભગવાન જ છે. તેઓએ રસાતલ માંથી પૃથ્વિનો ઉધ્ધાર કરવાની પ્રભુને પ્રાર્થના કરી અને વરાહ ભગવાન રસાતળમાં જઇ હિરણ્યાક્ષ અસુરને મારી પૃથ્વિને રસાતલમાંથી બહાર કાઢી લાવ્યા. આ વરાહ અવતારની કથા છે. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે વિદિત થાય છે કે વરાહ રૂપે પણ શ્રીહરિ જ પ્રગટ થયા હતા એટલે વરાહ ભગવાન અને ભગવાન સ્વામિનારાયણ એ એક જ તત્ત્વ છે તો હવે તેના પ્રમાણો રજુ કરીએ છીએ.

''વારાહાદિક અવતાર એ સર્વના ધરનારા છે. (વ.મૃત/ઉપોદ્ઘાત)'' અહીં નંદ સંતો અક્ષર ધામના અધિપતિને વારાહાદિક સર્વ અવતારોને ધારણ કરનારા કહે છે. અને (ગ.અં. ૩૮) માં તે અક્ષર ધામના અધિપતિ એ સ્વયં હું જછુ અને હું જ સર્વ અવતારોને ધારણ કરનારો છુ. એમ શ્રીહરિ સ્વમુખે ''એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે. ઇશ્વરના પણ ઇશ્વર છે સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરી વર્તે છે અને સર્વ અવતારના અવતારી છે.'' આ વચનથી કહે છે.

''નમો તમને વરાહરૂપ, નમો તમને નરહરિ ભૂપ ॥ (ભક્ત-ચિંતામણી/૧૦૩/૩૧)'' આથી શ્રીહરિને જ વરાહરૂપ ધારણ કરી પ્રગટ થનારા કહયા.

''वाराहेणावतारेण हिरण्याक्षो महाबल: हत:। જે શ્રીહરિએ વારાહ અવતાર લઇને મહા બળવાન દૈત્ય હિરણ્યાક્ષને માર્યો. (હરિ ચરિત્રમ્/૩/૨૦/૬)''

''મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુધ્ધ અને કલ્કી રૂપ અવતાર સુખધામ એવા શ્રીહરિએ ધર્યા છે'' અને બીજા અનેક અવતારો અસુરોનું માન હરવાને માટે તેઓ જ ધારશે. (હરિ ચરિત્રામૃત સાગર/૧/૧/૨૫ - આથી બધા અવતારો ધારણ કરનારા શ્રીહરિને કહ્યા અને અવતારો શ્રીહરિ પોતે જ ધારતા હોવાથી શ્રીહરિ સાથે અવતારોની અપૃથક્તા કહી.)''

यो वाराहतनू रसातलगतां क्षोणीं क्षणादद्दधौ, दैतेयं च जघान संयति हिरण्याक्षं तनु स्थाध्वरः। धर्मानाह भुवेऽभवाय च नृपां यज्ञान्वितत्याखिलान्, कल्पादौ प्रतिवासरं स हरतात्कष्टं समग्रं हरिः॥ જે યજ્ઞમૂર્તિ વરાહ ભગવાને રસાતળ પહોંચાડેલી ભૂમિને એક ક્ષણવારમાં જ ઊંચે જળ ઉપર સ્થાપન કરી, યુધ્ધમાં હિરણ્યાક્ષ નામના દૈત્યને માર્યો હતો. કલ્પના આરંભમાં સમસ્ત યજ્ઞોને ચોતરફ પ્રવર્તાવીને ભૂમિ ઉપરના લોકોના કલ્યાણ માટે જ ભૂમિને સધ્ધર્મ કહે છે તે શ્રીહરિ મારાં બધા કષ્ટોનો નાશ કરો. (સ.જી. ૨/૨૬/૧૧)''

સ્તોત્રમાં ''तिलमिवाथदधे धरणीतलम्। सगिरि येन लसद्दशनाञ्चले भुवि भजे हरिकृष्ण महं हृदि॥ જેમણે પ્રલયકાળ પૂર્ણ થયા બાદ વારાહ રૂપ ધારણ કરી પહાડોએ સહિત આ ધરાતલને પોતાના સુશોભિત દાઢના અગ્રભાગ ઉપર ધારણ કર્યુ હતુ તે શ્રીહરિ કૃષ્ણ મહારાજને હુ મારાં હ્રુદયમાં ભજું છું. (દીનાનાથ ભટ્ટ વિરચિત દશાવતાર સ્તોત્રમ્-શ્લો ૩)'' 'वराहरूपधरोऽवनये सा। दत्ता दैत्यं जघान हि नमनीयमे भजहरिमविरतं धावतु मा॥ જે ભગવાન પૃથ્વીની રક્ષા માટે વરાહ રૂપ ધાર્યું હતું. તેમણે હિરણ્યાક્ષ દૈત્યને મારીને પૃથ્વીનું દાન કર્યુ હતુ. તે હરિને હુ ભજુ છુ. (વાસુદેવાનંદ વર્ણી વિરચિત/અષ્ટપદી/શ્લો-૩)''

''શુકરરૂપ ધરયો મન ભયો..... પ્રેમાનંદએ નારાયણ સ્વામી (પ્રેમાનંદ કાવ્ય/ભકિત વિલાસ (પદ-૧૧૪), જયશ્રી મહારાજ શ્રીહરિ ધર્માત્મજ, ધરત લીલા વપુ જય તુમારી જય ધૃત મીન વરાહ કમઠા કૃતિ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/પદ-૧૪૮ અહીં પ્રેમાનંદ સ્વામી શ્રીધર્માત્મજ શ્રીહરિને જ વરાહરૂપ ધારણ કરનારા કહે છે.)'' ''રે સગપણ હરિ વરનું સાચું બીજુ સર્વે ક્ષણભંગુર કાંચુ..... રે ભૂધર ભેટયા ભય ભાગ્યો, રે સૌ સાથે તોડયો ધાગો (પદ.....૧) રે નકરૂ હુ લોક તણી લાજે રે શિર ઉપર ગિરિધર ગાજે, આ દેહ ધર્યો નટવર કાજે.... રે હરિ વિના બીજાને વરવું રે ગજ તજી ખર ચડીને ફરવું (પદ-૨) (કીર્તનસાર ભાગ. ૧/પૃષ્ઠ - ૩૮૧-૩૮૨ 'રે સગપણ હરિવરનું સાચુ....અહીં બ્રહ્માનંદ સ્વામીએ પ્રથમ પદનો પ્રારંભ હરિ શબ્દથી કરેલો છે અને તેઓ શ્રીહરિને જ ભૂધર તરીકે સંબોધે છે ભૂધરમાં 'ભૂ' નો અર્થ ધરા અને 'ધર' નો અર્થ ધારણ કરનાર અર્થાત્ ધરાતલને પોતાના દંતશૂલો પર ધારણ કરનાર વારાહ ભગવાન અને બીજા પદના અંતે તે ભૂધરને જ સ્વામી શ્રીહરિ તરીકે સંબોધે છે. આમ કહી બ્રહ્માનંદ સ્વામીએ અહીં ભૂધર અને શ્રીહરિની અભિલ્નતા પ્રતિપાદન કરે છે.)'' ''દૃઢ મન આંટી રે ધારી, વરી હું તો નટવર કુંજવિહારી, હરિવર વરિયારે હેલી, મેં માથાની લાલચ મેલી.... શંકા જગની રે મેટી, ભાવે હું તો ભૂધરજીને ભેટી, બ્રહ્માનંદનો રે સ્વામી, પૂરણ પુણ્ય કરીને પામી (પદ-૩) (કીર્તન સાર સં. ભાગ. ૧-પૃષ્ઠ - ૩૮૪-૩૮૫- અહીં બ્રહ્માનંદ સ્વામી પદનો પ્રારંભ કુંજ વિહારી શબ્દથી કરેલો છે જે શ્રીકૃષ્ણનો વાચક છે, તથા તેઓને જ સ્વામી હરિવર શબ્દથી સંબોધે છે હરિનામ ભગવાન સ્વામિનારાયણનું છે અને અંતે તે જ હરિને સ્વામી ભૂધર તરીકે સંબોધે છે. ભૂધર શબ્દ વરાહ ભગવાન સાથે સંબંધ ધરાવે છે આમ અહીં સ્વામી નંદનંદન ધર્મનંદન અને વરાહ ભગવાનની અભિલ્નતા પ્રતિપાદન કરે છે.)'' ''ભૂતલ ભુધર રે છે માનુષ દેહ ધરે, નટવર

નિરખી રે, કે જીવન સફલ કરે.... ગુણ સાગર ગિરિધર રે કે ભાવે કૃષ્ણ ભજવા (પદ-૪૮૭/૩) કરતા હરિકૃષ્ણ જી રે કે જીવમાં જાણીને, મમતામાં મુરખ રે કે, મરીશીદ તણી રે... મિથ્યા જગમાની રે કે સતસંગત કરવી, દેવાનંદ કહે બહુધા રે, પ્રભુ ભજી પર હરવી (પદ-૪૮૮/૪/દેવાનંદ કાવ્ય/પૃષ્ઠ - ૧૭૪-૧૭૫ અહીં દેવાનંદ સ્વામીએ પદનો પ્રારંભ ભૂધર શબ્દથી કરેલો છે જે વારાહ ભગવાન સાથે સંબંધ ધરાવે છે અને તે ભૂધરને જ સ્વામી આગળ જતા ગિરિધર શ્રીકૃષ્ણ કહે છે અને પદ-૪૮૮ માં એ જ ગિરિધરને સ્વામી હરિકૃષ્ણ નામથી સંબોધે છે આમ કહી દેવાનંદ સ્વામી કહે છે જે ભૂધર છે તે જ ગિરિધર છે અને જે ગિરિધર છે તે જ હરિકૃષ્ણ છે આમ અહીં સ્વામીએ ત્રણેયની અભિન્નતા પ્રતિપાદન કરી છે.)''

હિરણ્યાક્ષે દુષ્ટે સુર સકલને સંકટ કર્યું, તમે ત્યાં તે તેવા રે વપુ નીજ વરાહ પ્રભુ ધર્યુ/ ધરાડાઢે ધારી સમર કરિમાર્યો અસુરને, તમે તેવારાહ પ્રભુ સકલ કાઢો કસુરને'' (હરિ લીલામૃતમ્/૮/૨૮/૪૨)''

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે વારાહ રૂપ ધારણ કરીને પણ શ્રીહરિ જ પધાર્યા હતા. અને તેઓ બન્ને પરસ્પર અભિન્ન તત્ત્વ જ છે. કહ્યુ પણ છે ''અવતારોમાં કોઇ ભેદ નથી પણ ચરિત્રોમાં બહુ ભેદ છે જેને જે અવતારનો જોગ થયો હોય તેને માટે તે સર્વોપરી છે. (હરિચરિત્રામૃત સાગર/૮/૧૩/૧૫-૧૬)'' ''ભગવાનની મૂર્તિયાને વિષે ભેદ નથી. (વ.મૃત. લોયા-૧૧)''

## (૮) <u>શ્રી નૃસિંહ ભગવાન સાથે શ્રીહરિની અનન્યતા :-</u>

નૃસિંહ ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે દૈત્યરાજ હિરણ્યાક્ષના મૃત્યુ બાદ દૈત્યરાજ હિરણ્યકશિપુએ ઉગ્ર તપશ્ચર્યાનો આરંભ કર્યો તેનો તપ કરવાનો

ઉદેશ્ય અમરત્વની પ્રાપ્તિ હતી. હજારો વર્ષની તપસ્યાના અંતે અમરત્વને બાદ કરતા બ્રહ્માજી પાસેથી મનોવાંછિત વર પ્રાપ્ત કરી હિરણ્યકશિપુ ત્રિલોકીનો અધિપતિ બની ગયો. હિરાણ્યકશિપુને આમ તો અનેક રાણીઓ હતી પણ તેઓમાં મુખ્ય પટરાણી કયાધુ હતી. હિરણ્યકશિપુને કયાધુ થકી સંહ્લાદ, અનુહ્લાદ, હ્લાદ અને પ્રહ્લાદ નામના ચાર પુત્રો અને સિંહિકા નામની એક પુત્રી થઇ. એમા સૌથી નાનો પુત્ર પ્રહ્લાદ હતો. સૌથી નાનો હોવાથી હિરણ્યકશિપુનો પ્રેમ પણ તેના મા અધિક હતો. પ્રહ્લાદજી જયારે માતાના ગર્ભમાં હતા તે સમયથી જ નારદજીના યોગથી તેઓને ભાગવત તત્વનું જ્ઞાન થયું હતુ. એટલે તેઓએ તેમના પિતાના માર્ગનું અનુશરન ન કર્યુ. હિરણ્યકશિપુએ પ્રથમ તો સામ નીતિનો આશ્રય કરી પ્રહ્લાદજીને ભગવદ્ માર્ગનો ત્યાગ કરવા સમજાવ્યા. પણ પ્રહલાદજીએ ભગવદ્ માર્ગનો ત્યાગ ન કર્યો એટલે હિરણ્યકશિપુએ દંડનીતિનો આશ્રય લઇ પ્રહ્લાદજી પર અમાનુષિ જુલમો આચરવા માંડયા પરંતુ ભગવાન શ્રીહરિની કૃપાથી પ્રહ્લાદજીનો વાળ પણ વાંકો થયો નહી. પણ જયારે હિરણ્યકશિપુના જુલમો સિમાતીટ થઇ ગયા ત્યારે ભગવાન શ્રીહરિએ બ્રહ્માજીએ આપેલા વરદાનની મર્યાદાનું ઉલ્ઘ્ઘ નહી કરતા થકા નર અને સિંહ અર્થાત માનવ અને પશુ આ બન્નેનું ભેગુ રૂપ ધારણ કરી હિરણ્યકશિપુને મોતને ઘાટ ઉતારી દીધો. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એવુ સ્પષ્ટ પણે વિદિત થાય છે કે નરસિંહ રૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પ્રકટ થયા હતા એટલે નરસિંહ ભગવાન અને ભગવાન સ્વામિનારાયણએ એક જ તત્ત્વ છે જેમકે -

‘‘કીર્તન સાર સંગ્રહ ભાગ-૨/પૃ-૪૪/પદ-૧’’ માં પ્રેમાનંદ સ્વામી ગાય છે. ‘‘નરહરિ રૂપ ધર્યો મુરારી, સાયંકાળ સમે સુરનાયક, સ્તંભ ફારી પ્રગટે ભયહારી, મહાભય ભીત રૂપ હરિ લીનો કીનો શબ્દ અસુર ભયકારી.... પ્રેમાનંદ કે નાથ

અસુર કો, ઉદર વિદારી આંત ઉર ધારી'' (અહીં પ્રેમાનંદ સ્વામીએ પદનો પ્રારંભ મુરારી શબ્દથી કરેલો છે જે બહુધા શ્રીકૃષ્ણનો વાચક છે અને તે પછી સ્વામીએ હરિ શબ્દ પ્રયોજેલો છે જે બહુધા સ્વામીના ઇષ્ટદેવ સ્વામિનારાયણનો વાચક છે. અને પદાન્તે સ્વામીએ 'પ્રેમાનંદ કે નાથ' આ પદ પ્રયોજેલું છે આમ કહી સ્વામી એવું કહે છે કે જે શ્રીકૃષ્ણ મુરારી છે તે જ શ્રીહરિ છે અને તેઓ જ સ્વયં નરસિંહ રૂપે પ્રગટ થયા હતા. આમ કહી સ્વામીએ અહીં શ્રીકૃષ્ણ શ્રીહરિ અને નરસિંહ ભગવાનની અભિન્નતા પ્રતિપાદન કરી છે. ''કીર્તન સાર ભાગ-૨/પૃષ્ઠ-૪૫)'' ''આરતી કે જે નૃસિંહ દેવકી અભય અજીત હરિ અલખ અભેવ કી, પરમકૃપાળુ ભકત હિતકારી સ્તંભ ફારી પ્રગટે ભયહારી, અતહિ અવધ્ય અસુર ગ્રહી માર્યો, અપનો જન પ્રહ્લાદ ઉગાર્યો, આરતી કરત દેવ મુનિ આઇ, બર ખત હરખિ સુમન ઝર લાઇ, સુર સાધુ દ્વિજ નિજજન કારન, જુગ જુગ પ્રગટત પ્રેમાનંદ તારન. (અહીં આરતીમાં પ્રેમાનંદ સ્વામી શ્રીહરિને જ નરસિંહ રૂપ ધારણ કરી પ્રગટ થનારા કહે છે.)''

હરિચરિત્રમ્ ''नृसिंहाकृतिना भूम्ना हिरण्यकशिपुर्हतः। ભગવાન શ્રીહરિએ નૃસિંહ અવતાર ધારીને હિરણ્યકશિપુને માર્યો (હ.ચ.૩/૨૬/૧૦)''

હરિ લીલામૃતમ્માં ''નૃસિંહાખ્ય શ્રીમાન સુરનરરિપુ મારણ નમો, ઉગાર્યો પ્રહ્લાદ પ્રણત જન પાલ પ્રભુ તમો/ ભલાં એવાં કામો અધિક કરવા અંતર ધરો, સહૂ સત્સંગીનાં સદ્યહૃદયે સંકટ હરો. (હ.લી.મૃ. ૮/૨૮/૪૩)''

ભકત ચિંતામણીમાં ''નમો તમને નરસિંહ ભૂપ'' (ભ.ચિં.પ્ર.૧૦૩/૩૧/ અહીં નિષ્કુળાનંદ સ્વામી પોતાના ઇષ્ટદેવ શ્રીહરિને નૃસિંહરૂપ ધારણ કરનારા કહે છે.)

ભક્તિ વિલાસમાં ''તમે ભક્તને અર્થે.... પ્રહ્લાદ ઉગાર્યો રે, દાનવ મોટો મારી (પદ-૭૨૪)' (અહીં પ્રેમાનંદ સ્વામી શ્રીહરિને જ નૃસિંહ રૂપ ધારણ કરનારા કહે છે.)

દેવાનંદ કાવ્યમાં ''જન પ્રહ્લાદ જાની પ્રભુ અપનો, ગિરિસે ભુ પર ડાર્યો, તાકો રક્ષન કીયો હે રમાપતિ, અશરન શરન ઉગાર્યો થંભ ફોરી તુમ નરસિંહ પ્રગટે, હીરનકશપુ તેહી માર્યો. બહુ વરદાન દેવકે સત્ય કર્યા, નખ કરી ઉદરહી ફાર્યો (દે.કા.પદ-૬૭૨)''

હરિ ચરિત્રામૃત સાગરમાં ''મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુધ્ધ અને કલ્કી રૂપ અવતાર સુખ ધામ એવા શ્રી હરિએ ધર્યા છે. (હ.ચ.સા. ૧/૧/૨૫)''

સ્તોત્રમાં ''दूतो नखैर्हरिणा नरहरिणा। दितिपुत्रो द्विरद इव गमनीयमे॥ भजहरिमविरतं धावतु मा। જે ભગવાને નૃસિંહરૂપ ધારીને દિતિપુત્ર હિરણ્યકશિપુને સિંહ જેમ હાથીને ચીરી નાખે તેમ નખોથી ચીરી નાખ્યો હતો તે શરણ લેવા યોગ્ય શ્રીહરિને ભજ. (વાસુદેવાનંદવર્ણી વિરચિત અષ્ટ પદિ/શ્લો. ૪)'' ''सपदि येन नवातिशितैर्नखैरसुराराड्दितिजः प्रतिचस्करे। तदुरसोऽतिविधाय विदारणं भुवि भजे हरिकृष्ण महंहृदि॥ પૃથ્વિ ઉપર જેણે અસુરોનો રાજા અને દિતિના પુત્ર એવા હિરણ્યકશિપુની છાતીને પોતાના તાજા અને તીખા નખોથી તત્કાળ ચીરી નાખીને તેને મારી નાખ્યો હતો. તે શ્રીહરિકૃષ્ણ મહારાજને હું મારાં હ્રુદયમાં ભજું છું. ( દિનાનાથ ભટ્ટ વિરચિત દશાવતાર સ્તોત્રમ્)''

સત્સંગિજીવનમાં ''दैत्यानामधिपं हिरण्यकशिपुं हत्वा नृसिंहाकृतिः प्रह्लादं च ततोऽभिरक्ष्य परमं भक्तं निजं निर्जरान्। इन्द्रादीन् सुर सद्मसौख्यमुदितांश्चक्रे य उग्रेक्षणो,

भक्ताभिष्ट फलप्रदः स हरतात्कष्टं समग्रं हरिः॥ પોતાના ભક્તોને અભિષ્ટ ફળ આપનારા અને ભયંકર નેત્રોવાળા એવા નૃસિંહ ભગવાને દૈત્યોના અધિપતિ હિરણ્ય કશિપુને મારી તેનાથી પોતાના શ્રેષ્ઠ ભક્ત પ્રહ્લાદની રક્ષા કરી હતી. વળી ઇન્દ્રાદિ દેવોને સ્વર્ગનું સુખ આપીને રાજી કર્યા હતા. તે મહાપ્રભુ શ્રીહરિ મારાં બધાં જ કષ્ટોને ટાળો. (સ.જી. ૨/૨૬/૧૨)''

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ વાતની સ્પષ્ટતા થાય છે કે નરસિંહ રૂપ ધારણ કરીને પણ પ્રગટ પ્રમાણ શ્રીહરિ જ પધાર્યા હતા. એટલે તેઓ બન્ને પરસ્પર અભિન્ન તત્ત્વ જ છે. આ બાબતમાં આધારાનંદ સ્વામી કહે છે. ''અનંત અને અપાર અવતારો થયા છે તેમને અલગ ન જોવા. (હરિચરિત્રામૃત સાગર/૧૧/૪૨/૧૭)''

### (૯) <u>શ્રી પરશુરામ ભગવાન સાથે શ્રીહરિની અનન્યતા :-</u>

ધરાતલ પર જયારે ક્ષત્રિય રાજાઓ ભગવદ્ ભક્ત એવા બ્રાહમણોને કષ્ટ આપવા લાગ્યા ત્યારે બ્રાહમણોની રક્ષા કરવા માટે શ્રીમન્નારાયણ - શ્રી સ્વામિનારાયણ ભૃગુકુળમાં જમદગ્નિ અને માતા રેણુકા થકી અવતારને ધારણ કરતા હતા. આમ તો જન્મદગ્નિને પાંચ દિકરાઓ હતા પણ તેમાં પરશુરામજી સૌથી નાના પણ ગુણે કરીને બધાથી જેષ્ઠ હતા. તેઓ ભગવાનના આવેશ અવતાર હતા. પ્રગટ થયા બાદ તેઓ ભગવાન શંકરની આરાધના કરવા માટે કૈલાસ પર્વત પર જતા રહ્યા. દેવાધિદેવ મહાદેવે તેઓની તપશ્ચર્યાથી સંતુષ્ટ થઇ તેઓને વર માંગવા કહ્યુ. ત્યારે પરશુરામજી બોલ્યા ''પ્રભો! આપ કૃપા પૂર્વક અમને કયારેય પણ કુંઠિત ન થાય એવા અમોઘ અસ્ત્ર પ્રદાન કરો'' ભગવાન શંકરે તેઓને અનેક

અસ્ત્રોની સાથે એક પરશુ પણ પ્રદાન કર્યુ તે પછી પરશુરામજી પોતાની તપશ્ચર્યા પૂર્ણ કરી પોતાના આશ્રમમાં આવ્યા.

તદનન્તર એક સમયે સમસ્ત ભૂમંડલનો એક છત્રી શાસક એવો કાર્તવીર્ય અર્જુન જમદગ્નિના આશ્રમમાં પોતાના સૌન્ય સાથે આવ્યો. જમદગ્નિ મુનિના આશ્રમમાં તે સમયે કામધેનું ગાય રહેતી હતી એટલે મુનિએ રાજા અને તેઓના સૈન્યનો રાજોચિત આતિથ્ય સત્કાર કર્યો. રાજા કાર્તવિર્ય તો મુનિનો વૈભવ જોઇને આશ્ચર્યચકીત થઇ ગયો. અને વિચારવા લાગ્યો કે ''આ મુનિના ઐશ્વર્ય આગળ મારૂ ઐશ્વર્યતો સાવ તુચ્છ છે.'' તે પછી તેણે પોતાના ગુપ્તચરો દ્વારા આ બાબતની તપાસ કરાવી તો તેને ખબર પડી કે ''મુનિ પાસે એક દિવ્ય કામધેનું ગાય છે તેનાથી આ બધુ શકય બનેલું છે.'' એટલે રાજાએ પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે ''આ ગાયને લઇને આપણા રાજયમાં ચાલો'' રાજાની આજ્ઞા થતા સૈનિકો મુનિએ મનાઇ કરવા છતા તેને બળજબરીથી પોતાના રાજયમાં લઇ જવા લાગ્યા. એવામાં પરશુરામજી ત્યાં આવ્યા અને તેઓને બધી વાતની ખબર પડતા તેઓ ધનુષબાણ તથા પરશુ લઇ ગાયને પાછી લાવવા તેની પાછળ ગયા અને થોડી દૂર જતા જ તેઓ રાજાના સૈન્યની સમીપ આવી ગયા એટલે રાજાએ પોતાના સૈન્યને પરશુરામને મોતને ઘાત ઉતારી દેવાની આજ્ઞા કરી. પોતાને મારવા આવતા બધા જ સૈન્યનો પરશુરામજીએ પોતાના પરશુથી સંહાર કરી દીધો. પોતાના સમસ્ત સૈન્યનો વધ થયેલો જોઇ કાર્તવીર્ય અર્જુન પોતાના એક હજાર હાથોમાં અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી પરશુરામજી સાથે યુધ્ધ કરવા આવ્યો પણ પરશુરામજીએ તેના એક હજાર હાથોને પોતાના તીક્ષ્ણ પરશુ દ્વારા કાપી તેના મસ્તકને પણ તેના ધડથી અલગ કરી દીધું. અને કામધેનુને લઇ પોતાના આશ્રમમાં આવ્યા. આ તરફ કાર્તવીર્ય અર્જુનના પુત્રોને ખબર પડી કે અમારા પિતાને પરશુરામે મોતને ઘાત ઉતારી દીધા છે એટલે

તેનો પ્રતિ શોધ લેવા તેઓ લાગ જોતા હતા. એક સમયે પરશુરામજી આશ્રમમાંથી બહાર ગયા હતા એટલે કાતવીર્ય અર્જુનનાં પુત્રો એ લાગ જોઇ આશ્રમ પર હુમલો કર્યો અને તેઓએ સમાધિમા સ્થિત જમદગ્નિના શીશને ધડથી અલગ કરી દીધુ. તે સમયે માતા રેણુકાએ એકવીશ વખત પોતાની છાતી પીટી પોતાના પુત્ર પરશુરામના નામનો શબ્દ કર્યો. પરશુરામ પણ પોતાની માતાનો સાદ સાંભળી આશ્રમમા આવ્યા અને આશ્રમમાં આવી જોયુ તો પોતાના પિતામૃત હાલતમાં હતા અને તેમના ધડ પર શીશ પણ ન હતુ. શીશ અર્જુનના પુત્રો કાપી પોતા સાથે લઇ ગયા હતા. એટલે પરશુરામ પોતાના પરશુને હાથમાં લઇ એકાકી જ મહીષ્મતી નગરીમાં આવ્યા અને ત્યાં આવી તેણે કાર્તવીર્યના પાંચ હજાર પુત્રોનો સંહાર કરી દીધો અને પોતાના પિતાના મસ્તકને લઇ આશ્રમમાં આવ્યા અને તેઓને પોતાના સામર્થ્યથી જીવિત કરી તેઓને સપ્તર્ષિઓના મંડળમાં સ્થાપિત કરી પરશુરામજી ઉચ્છૃખલ ક્ષત્રિયોનો સંહાર કરવા ઠેરઠેર પૃથ્વી પર ફરવા લાગ્યા. કહેવાય છે કે તેઓની માતા રેણુકાએ એકવીસ વખત છાતી પીટેલી એટલી વખત પરશુરામજીએ પૃથ્વિને નિક્ષત્રીય બનાવી દીધી. આ પ્રમાણે પરશુરામજીના અવતારનો ઉપક્રમ શ્રીમદ્ભાગવત આદી સચ્છાસ્ત્રોમાં જોવા મળે છે. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનુ અવલોકન કરતા સ્પષ્ટપણે  વિદિત થાય છે કે પરશુરામ અવતાર ધારણ કરીને પણ ભગવાન શ્રીહરિ જ પધાર્યા હતા એટલે ભગવાન પરશુરામ અને ભગવાન સ્વામિનારાયણએ તત્વથી અભિન્ન જ છે. જેમકે -

ભક્ત ચિંતામણીમાં નિષ્કુળાનંદ સ્વામી કહે છે.''ધરી પરશુરામ અવતાર, હણ્યા ક્ષત્રી એકવીશ વાર'' (ભ.ચિ. ૧૦૩/૪૫)

કીર્તનમાં ''તમે ભકતને અરથેરે.... ફરસી કર ધારી રે વીરવનને દલવા'' (પ્રેમાનંદકાવ્ય/ભકિત વિલાસ/ પદ-૭૨૪) ''હાંરે હોપંચ શબ્દ બાજીંત્ર વજાવત,

ગાવત મંગળ ચારી હો, નરનારી ઉર હરખ ન માવત, ફુલે પ્રેમ ખુમારી હો. (૧) હાંરે હો વાસુદેવ નારાયણ વિષ્ણુ વેદ વિમળ જશ ગાયો હો, પરશુરામ નામ મંગળમય, પ્રકટે ભૃગુ કુળ આપે હો (૨) હાંરે હો અતિપુનિત દ્વિજ તાત, જમદગ્નિપુનિત, રેણુકા માત હો, તાકે ગૃહે પ્રગટે પરતાપી હરિ ઇશ્વર સાક્ષાત્ હો. (૩)... પ્રેમાનંદ હરિકૃષ્ણ છબી પર, વારંવાર બલિહાર (૪) (કીર્તન સાર ભાગ-૨, પૃ-૩૮ અહીં પ્રેમાનંદ સ્વામી કહે છે. પરશુરામ રૂપે મારા ઇષ્ટદેવ શ્રી હરિકૃષ્ણ જ પધાર્યા હતા એટલે માટે તેઓએ પદના અંતે શ્રીહરિકૃષ્ણ શબ્દ પ્રયોજેલો છે આમ કહી તેઓએ હરિકૃષ્ણ સાથે પરશુરામની અભિન્નતા પ્રતિપાદી છે.)

હરિ ચરિત્રમ્ માં અખંડાનંદ બ્રહ્મચારીજી કહે છે. ''पर्शुरामावतारेण क्षत्रिया हैहयादयः हताः। પરશુરામ અવતાર ધરી ભગવાન શ્રીહરિએ સહસ્રાર્જુન આદી ક્ષત્રિયોનો વિનાશ કર્યો. (હ.ચ. ૩/૨૬/૧૮)''

સ્તોત્રમાં ''धृतसरासन राजकुलं कुले भुविभृगोरवतीर्य समूलतः। परशुभृद्वपुषा निधनीकृतं भुवि भजेहरिकृष्णमहं हृदि॥ જેણે આ ભૂમિ ઉપર ભૃગુકુળમાં અવતાર ધારણ કર્યો પછી પરશુધારી સ્વરૂપે ધનુર્ધર ક્ષત્રિય રાજાઓના કુળનો સમૂળ વિનાશ કર્યો હતો તે શ્રીહરિકૃષ્ણને હું મારાં હૃદયમાં ભજુ છુ. (દીનાનાથ ભટ્ટ--રચિત દશાવતાર સ્તોત્રમ)'' ''क्षत्रियरूधिरजले स्नापयन्तं जामदग्न्यो जनतापशमनीयमे। भज हरिमविरतंधावतु मा॥ જે ભગવાને જન્મદગ્નિના પુત્ર પરશુરામ રૂપે થઇને લોકોને ક્ષત્રિયોના રૂધિરરૂપી જળમાં સ્નાન કરાવ્યા હતા. તે જનતાના સંતાપને સમાવનારા શ્રીહરિને તુ ભજ (શ્રી વાસુદેવાનંદવર્ણી વિરચિત અષ્પપદી/શ્લો-૭)

સત્સંગિજીવનમાં ''क्षत्रं घोरतरं च कापथगतं त्रिःसप्तकृत्वश्च यो हत्वा सान्वयकार्तवीर्यनृपति प्राणापहृद् भार्गवः। रामः पर्शुकरो धरामरकरप्रतासमुद्रक्षितिः,

सिद्धर्षिस्तुतसद्यशाः स हरतात्कष्टं समग्रं हरिः॥ ભૃગુકુળમાં જનદગ્નિના પુત્ર પરશુરામ રૂપે પ્રકટેલા જે ભગવાને હાથમાં પરશુધારીને કૃતવીર્યના પુત્ર સહસાર્જુન રાજાનો વંશે સહિત નાશ કર્યો હતો અને તે નિમિતે જ અત્યન્ત કુમાર્ગે ચઢી ગયેલા મહા ભયંકર ક્ષત્રિય કુળનો એકવીશ વાર પૃથ્વિ ઉપર ફરીને વિનાશ કર્યો હતો. તે સમયે જેણે સમુદ્ર સુધીની બધી જ પૃથ્વિ બ્રાહમણોના હાથમાં સોંપી દીધી હતી. વળી મોટા સિધ્ધો તથા ઋષિઓએ જેના સુયશને ખૂબ જ વખાણ્યો હતો એવા ભગવાન શ્રીહરિ મારાં બધાં જ દુઃખોનો વિનાશ કરો. (સ.જી. ૨/૨૬/૧૪)'' ''त्वमेवेश मत्स्य कूर्मो वराहो नृसिंहस्तथा वामनः पर्शुरामः। अभूस्त्वं.....। હે ઇશ! પોતાના ભક્તોની રક્ષા કરવા હે હરિ તમો પૂર્વે મસ્ય કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન પરશુરામ ઇત્યાદિ અવતારો રૂપે અવતર્યા હતા. (સ.જી. ૨/૧૮/૨૧)'' ઇત્યાદિ. આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ વાત સ્પષ્ટ પણે વિદિત થાય છે કે પરશુરામ અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધાર્યા હતા એટલે પરશુરામ અને ભગવાન સ્વામિનારાયણએ તત્વે કરીને અભિન્ન જ છે. આધારાનંદ સ્વામી પણ કહે છે કે ''અક્ષર ધામમાં શ્રીહરિ જે રીતે રહયા છે અને જેવો પ્રતાપ ધારી રહ્યા છે તેવોને તેવો જ પ્રતાપ શ્રીહરિ જયારે જયારે ભૂમિ ઉપર અવતાર ધારણ કરે છે ત્યારે ત્યારે પ્રકટ કરે છે એક રંચ માત્ર પણ તે પ્રતાપ ન્યૂન નથી હોતો જે લોકો પોતાની મોટાઇ જણાવવા માટે ભગવાનના અવતારોને ન્યૂન કહે છે તેઓને તો આ જગતમાં લબાડ જાણવા ભગવાનના અવતારો તો અનેક છે. તેમાં કોઇ અવતારની ઓથ લઇને બીજા અવતારોનું ખંડન કરે છે તેને તો કશો વિવેક નથી, જયાં અને જે સમયે જેવું કામ હોય ત્યાં અને તે સમયે તેવું શરીર ભગવાન ધારણ કરે છે અને તે ઘનશ્યામ સ્વયં સ્વતંત્ર ઇચ્છાથી ધારે છે તેવા શરીરમાં પણ તે પ્રભુ એકના એક જ હોય છે. તે કોઇ બીજા (અવર) થઇ જતા

નથી. પરમાત્મા ઘનશ્યામ સિવાય અન્ય કોઇ અવતાર હોતો નથી. જયાં જેવું પ્રયોજન હોય ત્યાં તરત જ તેવું રૂપ ધારણ કરે છે. જે જે ધામમાં ઐશ્વર્ય પ્રતાપ કે સામર્થ્ય જેવું હોય છે તે બધાને ઘનશ્યામ જ ધારી રહ્યા છે. (હરિચરિત્રામૃતસાગર/૯/૫૧/૧૧ થી ૧૭ - આથી સ્વામીએ બધા અવતારોની એકતા કહી અને અવતારોને ન્યૂન અધિક કહી તેની નિંદા કરનારાને અવિવેકી કહ્યા.)''

**(૧૦) <u>શ્રીહરિ અવતાર સાથે શ્રીહરિની અનન્યતા :-</u>**

અત્યન્ત પ્રાચિન કાળની વાત છે. દ્રવિડ દેશમાં એક ઇન્દ્રદ્યુમ્ન નામનો રાજા રાજય કરતો હતો. તેઓ પોતાનો વધારે પડતો સમય ભગવાનની આરાધનામાં જ વિતાવતો હતો. રાજા ઇન્દ્રદ્યુમ્નના મનમાં પોતાના આરાધ્ય એવા ભગવાન શ્રીમન્નારાયણની આરાધના ઉત્તરોત્તર વધતી ગઇ, એ કારણે તેઓને પોતાનું રાજય તથા સગા સંબંધી પણ ભગવાનની આરાધનામાં વિઘ્ન રૂપ જણાયા એટલે તેનો પણ ત્યાગ કરી તેઓ મલય પર્વત પર જતા રહ્યા. ત્યાં રાજાએ મૌનવ્રત ધારણ કરી લીધુ અને સ્નાનાદિકથી નિવૃત્ત થઇ તેઓ નિરંતર પરંબ્રહ્મની આરાધનામાં તલ્લીન રહેતા હતા.

એક દિવસની વાત છે રાજા ઇન્દ્રદ્યુમ્ન પ્રતિદિનની જેમ નિયમાનુસાર સ્નાનાદિથી નિવૃત્ત થઇ ભગવાન શ્રીમન્નારાયણની આરાધનામાં એક લીન હતા. તેઓને બાહ્ય જગતનું સહેજપણુ જ્ઞાન ન હતુ. એવા સમયમાં એકાએક અગસ્ત્ય ઋષિ તેમના શિષ્યો સાથે ત્યાં પધાર્યા. રાજા પ્રભુની આરાધનામાં એક લીન હોય તેઓથી ઋષિનો આદર સત્કાર થયો નહિ જેથી અગસ્ત્ય ઋષિ ક્રોધાયમાન થયા અને રાજા પ્રત્યે બોલ્યા ''રાજાએ કોઇ ગુરૂજન પાસે શિક્ષા ગ્રહણ કરી નથી

લાગતી, એટલે માટે જ અભિમાનવશ પરોપકારથી નિવૃત્ત થઇ મનમાની કરી રહ્યો છે, માટે બ્રાહ્મણોનું અપમાન કરનારો તુ હાથીની યોનિમાં જવા યોગ્ય છે.'' આમ શાપ આપી અગસ્ત્ય ઋષિ જતા રહ્યા. રાજાએ શ્રી ભગવાનનું મંગલમય વિધાન જાણી શાપને ગ્રહણ કરી લીધો... કાળાન્તરે દેહનું પતન થયા બાદ તે ક્ષીર સાગરમાં આવેલ ત્રિકૂટ નામના પર્વતમાં આવેલા એક વનમાં હાથી થયો. હાથીની યોનિમાં આવ્યા બાદ તે પોતાની હથિનિયો સાથે વનમાં વિચરણ કરતો રહેતો.

એક દિવસની વાત છે. ગર્મીના દિવસો હતા. ગજેન્દ્રે તૃષાધિકયથી વ્યાકુલ થઇ એક સરોવરમાં પ્રવેશ કર્યો. સરોવરમાં પ્રથમ તો તેણે સ્નાન કર્યુ અને તે પછી જલપાન કર્યુ. ત્યાં જ અચાનક ગજેન્દ્ર સૂંઢ ઉઠાવી ચિત્કાર કર્યો. કોઇક સ્થાનથી એક મગરે આવી ગજેન્દ્રનો પગ પકડી લીધો. ગજેન્દ્રે પોતાનો પગ છોડાવવા પુરી શકિત લગાવી પણ તે અશફલ રહયો. પોતાના સ્વામીનો ગ્રાહ દ્વારાગ્રાસ થતો જોઇ હથનિઓ તેની મદદમાં આવી પણ તે સફલ રહી નહી. આગ્રાહ બીજો કોઇ નહિ પણ હુહુ નામનો ગંધર્વ હતો જે દેવલ ઋષિના શાપથી ગ્રાહ થયો હતો. તે અત્યંત પરાક્રમી હતો. સંઘર્ષ ચાલી રહ્યો હતો. ગજેન્દ્ર બાહાર ખેંચે તો ગ્રાહ અંદર આમ ખેંચા તાણીમાં એક હજાર વર્ષ વ્યતિત થયા. આ તરફ ગજેન્દ્રના બધા અવયવો શિથિલ લઇ ગયા પરંતુ જલ ચર હોવાને કારણે ગ્રાહની શકિતમાં કોઇ ક્ષિણતા ન આવી. સર્વથા અસમર્થ ગજેન્દ્રના પ્રાણ સંકતમાં પડી ગયા તેની શકિત અને પરાક્રમનો અહંકાર નષ્ટ થઇ ગયો, તે પૂર્ણ રૂપથી નિરાશ થઇ ગયો, પરંતુ પૂર્વ જન્મની નિરંતર આરાધનાના ફળ સ્વરૂપે તેને ભગવાનની સ્મૃતિ થઇ આવી અને તે સર્વ સમર્થ એવા ભગવાનના શરણમાં ગયો અને તે પૂર્વ જન્મમાં સીખેલા શ્રેષ્ઠ સ્તોત્ર દ્વારા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. ગજેન્દ્રની સ્તુતિ સાંભળી સર્વાત્મા શ્રીહરિ વેદમય ગરૂડ પર આ રૂઢ થઇ અત્યંત શીઘ્રતાથી ઉક્ત સરોવર નાતટ પર

ગજેન્દ્રની પાસે આવી ગયા. ગજેન્દ્રને અત્યંત પીડિત જોઇને સર્વ શક્તિમાન શ્રીહરિ ગરૂડની પીઠ પરથી કૂડી પડયા અને દોડતા દોડતા આવી ગજેન્દ્રની સાથે જ ગ્રાહને પણ સરોવરની બહાર કાઢી લાવ્યા. તે પછી શ્રીહરિએ તુરંત પોતાના તીક્ષ્ણચક્રથી ગ્રાહનું મુખફાડી ગજેન્દ્રને મુક્ત કરી દીધો આ પ્રમાણે શ્રીહરિ અવતારની કથા શ્રીમદ્ ભાગવતના અષ્ટમ સ્કંધમાં જોવા મળે છે. ઉધ્ધવ સંપ્રદાયનામાના પ્રબોન્ધોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે વિદિત થાય છે કે ગજેન્દ્રનો ઉધ્ધાર કરવા માટે શ્રીહરિ અવતાર ધારણ કરીને ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા એટલે શ્રીહરિ અને ભગવાન સ્વામિનારાયણ પરસ્પર અભિન્ન છે. હવે તેઓની અભિન્નતાના પ્રમાણો જોઇએ.

‘‘નારાયણ રે નારાયણ રે નારાયણનું નામ, ભજો સુખ ધામ રે, સ્વામિનારાયણ, અંતકાળે પોકારયો, અજામલ તારયો રે, સ્વામિનારાયણ, શરણાગત સુખકારી, ગનિકા ઓધારી રે, સ્વામિનારાયણ, અધમઓ ધારણ નાર, પ્રેમાનંદના શ્યામ રે, સ્વામિનારાયણ (કીર્તન સાર ભાગ-૨-પૃષ્ઠ - ૩૨૦/પદ-૧, નારાયણ રે નારાયણ રે..... અહીં પ્રેમાનંદ સ્વામીનું કહેવાતુ તાત્પર્યએ છે કે અજામિલ, ગજેન્દ્ર અને જીવંતિની વેશ્યાનો ઉધ્ધાર કરનારા મારા ઇષ્ટદેવ સ્વામિનારાયણ જ હતા અર્થાત તે તે અવતાર ધારણ કરી ગજેન્દ્ર આદિનો ઉધ્ધાર કરનારા સ્વામિનારાયણ જ હતા એવું સ્વામીનું કહેવું છે.)’’ ‘‘દુસરો કોન સુખદાઇ શ્યામ બીન, દુસરો કોન સુખ દાઇ રે, ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અચળ પદ દીઓ આઇ રે, ઝુંડે જબ હી પકર્યો ગજકું, છીન મેંલીઓ છોડાઇ રે, પ્રહલાદ કી અતિ પીડા પીછાની પ્રગટ ભએ સ્થંભ માંઇ રે, હિરણ્યકશિપુકો માર્યો હરિએ, નૃસિંહ વેશ બનાઇ રે, પાંડવકું લાક્ષાગૃહ જયારે, તાસું લીને બચાઇ રે, પંચાલી કે ચીર પુરનકું, ધીર તજીઆએ ધાઇ રે, જયાં જયાં ભીડ પડત ભકતનકું, ત્યાં ત્યાં હોત સહાઇ રે,

દયાનંદ કો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇ રે (પદ-૧) એસે હરિ ઉપકારી બિસારી, ચલીયો સંસાર લારે રે.... (પદ-૨) (કીર્તનસાર ભાગ-૨/પૃષ્ઠ - ૪૩૪-૪૩૫ દુસરો કોન સુખદાઇ શ્યામ - અહીં દયાનંદજી કહે છે જેને ધ્રુવને અચળ પદ આપ્યું, પ્રહલાદ, ગજેન્દ્ર, પાંડવો, પાંચાલી આદીની જેણે રક્ષા કરી તે બીજુ કોઇ નહિ પણ, તે મારા નાથ શ્રીહરિ જ હતા. આમ કહી દયાનંદજી એવુ કહેવા માંગે છે કે તેને સમયે ભક્તોની રક્ષા કરવા મારા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ જ અવતાર ધારણ કરી પધારેલ)'' ''જય શ્રી મહારાજ શ્રીહરિ ધર્માત્મજ, જય શ્રીકૃષ્ણ લીલા વિહારી, જય સિ જુગ જુગ પ્રતિ ધર્માવનાય, ધરત લીલાવપુ જય તુ મારી, જય ધૃતમીન વરાહ ક્રમઠાકૃતિ, જય શ્રીનરસિંઘ વામન મોરારી, જય ભૃગુ કુલ તિલક જય શ્રીરઘુનંદન જયસિ શ્રીકૃષ્ણ બુધ કલકી હતારી, જયશ્રી નારદ વ્યાસ પૃથુહરિ હંસ, દત્ત, ધનવંતરી મનુ હયરૂપ ધારી, જય શ્રી બદ્રિપતી કપિલ, સનકાદિક, જય શ્રી વૈરાજ ધ્રુ અચલ કરી, જય ચોબિસવપુ ધૃતાકૃતી માધવ, જય શ્રી હરન ભવદુઃખ ભારી, જય શ્રી અવતારી ઘનશ્યામ તવ નામ પર, જાત પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભકિત વિલાસ/પદ-૧૪૮ પૃ. ૪૧-૪૨ અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રી હરિને સર્વાવતારી કહ્યા અને બધા અવતારો સાથે તેમની એકતા બતાવી)'' 'પધારોને સહજાનંદજી હો, ગુના કરીને માફ....' પ્રણામ છે ધર્મતાતને, ભકિત માતાને પ્રણામ, પ્રણામ છે જેષ્ઠ ભ્રાતને, ઇચ્છા રામને પ્રણામ રે હો.... (૧).... ગરૂડ તજીને પાળા પધાર્યા, ગજ સારૂ મહારાજ, એ રીતે તમે આવો દયાળુ, કરવા અમારા કાજ હો (૩) (અહીં પ્રેમાનંદ સ્વામી પદનો પ્રારંભ સહજાનંદથી કરે છે અને તેઓને જ ગજેન્દ્રને ઉધ્ધાર કરનારા કહે છે. આમ કહી સ્વામીએ શ્રીહરિ અવતાર સાથે સહજાનંદની એકતા પ્રતિપાદન કરી છે.)'' ''અંતકાળે આવી રે સંભાળી લેજો શ્યામળારે, જોઓમાં અમારા અવગુણ શ્યામ, પણ છે પોતાનું રે પ્રભુજી તમે પાળજો

રે, અધમ ઉધ્ધારણ કરૂણાના ધામ (૧) ગજને છોડાવ્યો રે ગ્રાહના મુખ થકી રે, કરતાં તે અર્ધનામ ઉચ્ચાર (કીર્તન-સાર સં. ભાગ. ૧ અહીં મુક્તાનંદ સ્વામી પ્રગટ પ્રણામ પોતાના ઇષ્ટદેવ ઘનશ્યામને જ ગજેન્દ્રનો ઉધ્ધાર કરનારા કહે છે.)''

આધારાનંદ સ્વામી હરિચરિત્રામૃત સાગરમાં કહે છે. ''ઝૂંડ (મગર) ના મુખમાંથી આપે હાથીને છોડાવ્યો હતો. આવો અનંત પ્રતાપ ગ્રંથોમાં લખ્યો છે. (હ.ચ.સા. ૬/૩૯/૧૩)''

દેવાનંદ સ્વામી દેવાનંદ કાવ્યમાં ''તવ શરનાગત આવ તે પિયા સુધર્યો સબવિધિ કાજ, ગીધ ગુન્યકા ગજરાજકુ, પિયા દીન મોક્ષકો દાન...... ભરત ખંડ ભૂતલ વિષે પિયા આયધર્યો અવતાર, દેવાનંદ ભવ દુઃખથી પિયા સેજત રત સંસાર (પદ-૩૭૩/૨ અહીં દેવાનંદ સ્વામી કહે છે. ગીધ, ગજરાજ, ગણીકા આદીનો ઉધ્ધાર કરવા મારા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણ જ તે તે સમયે  અવતાર ધારણ કરી પધાર્યા હતા.)''

નિષ્કુળાનંદ સ્વામી ભકત ચિંતામણીમાં કહે છે ''જયારે હરિ અવતાર ધર્યો, ત્યારે ગ્રાહથી ગજ ઉગાર્યો. (ભ.ચિ. ૧૦૩/૩૯)''

સત્સંગિ જીવનમ્‌માં શતાનંદ સ્વામી કહે છે. '' प्रातः स्मरामि भवभीति महार्ति शान्त्यै नारायणं गरुऽवाहनमब्जनाभम्। ग्राहाभि भूतवरवारण मुक्ति हेतुं चक्रायुधं तरूणवारिजपत्रनेत्रम्॥  ગરૂડ ઉપર બેઠેલા, કમલનાભ, ગજગ્રાહમાં પરાભવ પામલાં ગજેન્દ્રને મોક્ષ અપાવી રહેલા, સુદર્શન ચક્રધારી, નવીન કમળના પત્ર સમાન નેત્રોવાળા, નારાયણ શ્રીવાસુદેવનું સંસૃતિના ભયની મહાપીડાની નિવૃત્તિ માટે પ્રાતઃ કાળમાં સ્મરણ કરૂ છું. (સ.જી. ૫/૧૭/૧૯)'' અહીં જે આદી નારાયણનું સ્મરણ કરવાનું કહ્યું છે તે આદી નારાયણ ભગવાન સ્વામિનારાયણ જ છે જેમકે ''આદિ

પુરૂષ નારાયણ કહાવે, જાહિ શ્રુતિ ઉપનિષદ્ ગાવે ॥ સો પ્રભુ પ્રગટ ધરી દેહી, અટન કરત માંહિવિશ્વ સનેહિ ॥ જેને આદિ પુરૂષ તથા નારાયણ નામથી કહેવાય છે તથા જેને શ્રુતિઓ અને ઉપનિષદો ગાય છે તે પ્રભુ સાક્ષાત્ મનુષ્ય દેહ ધારીને પ્રગટ થયા છે તે સમગ્ર વિશ્વના સ્નેહી શ્રીહરિ ભૂમિ ઉપર વિચરી રહ્યા છે. (પ્રેમાનંદ સ્વામી કૃત હરિ કૃષ્ણનારાયણ ચરિત્રામૃત અ. ૬૮/૧૪)'' ''કહત પરસ્પર જન મતવાદી, જાહી કહત શ્રુતિ અગમ અનાદિ ॥ યો યહ પુરૂષ દેગન ભરી દેખો, સુફલ જન્મ ભયા આજયુ વિશેષ ॥ મતવાદી લોકો પરસ્પર વાતો કરતા હતા કે જેને વેદની શ્રુતિઓ આદિ નારાયણ કહે છે. તે પરમ પુરૂષ પ્રગટ પુરૂષોત્તમ નારાયણને આજે ખાસ દૃષ્ટિ ભરીને જોયા છે, તેથી ચોકકસ આજે આપણો જન્મ સફળ થયો છે. (હરિકૃષ્ણ ચ. ૫૩/૩૯-૪૦)'' ''અક્ષર ધામમાં જે પુરૂષોત્તમ નામે રહ્યા છે તે પૂર્ણ પુરૂષોત્તમ આ વર્ણી છે તેને આદિ નારાયણ એમ કહેવાય છે. (હરિચરિત્રામૃત સાગર/૨૪/૪૫/૮)''

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ વાત સ્પષ્ટપણે વિદિત થાય છે કે ગજેન્દ્રનો ઉધ્ધાર કરવા માટે શ્રીહરિ રૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ આવેલા હતા. આમ શ્રીહરિ અને શ્રી સ્વામિનારાયણની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે. આધારાનંદ સ્વામી પણ કહે છે. - ''અનંત અને અપાર અવતારો થયા છે, તેમને અલગ ન જોવા. (હરિ ચરિત્રામૃત સાગર - ૧૧/૪૨/૧૭)'' ''શ્રીહરિએ અનંત અવતારો લીધા છે, તેનો કોઇ પાર લઇ શકે તેમ નથી. એક એકથી વિશેષ ભારે પ્રતાપી ચરિત્રો કર્યા છે. અને અનંત નરનારીઓનો ઉધ્ધાર કર્યો છે (આથી અવતારો ધારી શ્રીહરિકૃષ્ણ જ આવ્યા હતા. એમ કહ્યુ તથા અવતારો સાથે શ્રીહરિકૃષ્ણની અભિન્નતા કહી અને તે અવતાર ધારી શ્રીહરિ એ અનંત જીવોનો ઉધ્ધાર કર્યો એમ પણ કહ્યુ, આથી કેટલાક અજ્ઞાનિઓ એવા

ગપગોળા મારે છે કે ''ભગવાન સ્વામિનારાયણ આવ્યા પછી જ બીજા અવતારોને મળેલા ભક્તોનું કલ્યાણ થયુ તથા અવતારાનું પણ કલ્યાણ થયુ'' તેવી વંઠેલવાતોનું ખંડન થઇ ગયુ - હરિ ચરિત્રામૃત સાગર/પ્રકાશક કુંડળ મંદિર - સદ્ જ્ઞાનજીવનદાસજી વડતાલ, વડોદરા (કારેલી બાગ) કુંડળવાળા - ૧૧/૪૮/૨૦)''

## (૧૧) શ્રી વિરાટ નારાયણ સાથે ભગવાન સ્વામિનારાયણની અભિન્નતા :-

વિરાટ અવતારના પ્રાગટયની કથા એવી છે કે ભગવાને જયારે સૃષ્ટિ રચવાનો સંકલ્પ કર્યો ત્યારે તે ભગવાન અક્ષર પુરૂષ રૂપે કરીને માયાના વિશે ગર્ભને ધારણ કરતા હતા. ત્યારે તે માયા થકી અનંત કોટી પ્રધાન અને પુરૂષ પ્રગટ થયા તે પ્રધાન થકી મહતત્ત્વ અને મહતત્ત્વ થકી અહંકાર ઉત્પન્ન થયો અને તે અહંકારમાંથી સાત્વિક અહંકાર થકી ઇન્દ્રિયોના દેવતા તથા મન ઉત્પન્ન થયુ, રાજસ અહંકાર થકી દશ ઇન્દ્રયો, બુધ્ધિ અને પ્રાણએ ઉત્પન્ન થતા હતા અને તામસ અહંકાર થકી પંચભૂત અને પંચ તન્માત્રાએ ઉપજતા હતા. સર્વ શકિતમાન ભગવાનને જયારે જોયું કે પરસ્પર સંગઠિત નહી હોવાને કારણે આ મહતત્ત્વ વગેરે વિશ્વ રચનાના કાર્યમાં અસમર્થ બની રહ્યા છે ત્યારે તેઓએ તત્ત્વ સમુદાયને પોતાની ક્રિયાશકિત વડે પરસ્પર મેળવી દીધો અને આ પ્રમાણે તત્વ સમુદાય પરસ્પર મળી ગયો ત્યારે તેમાંથી વિરાટનો દેહ ઉત્પન્ન થયો. વિરાટના દેહમાં ઇન્દ્રિયો, અંતાકરણ તથા દેવતાઓ પ્રવેશ્યા છતા વિરાટ પોતાનું કાર્ય કરવા શકિતમાન થયા નહિ. એટલે ક્ષેત્રજ્ઞ એવા વાસુદેવ ભગવાને તે વિરાટના દેહમાં પ્રવેશ કર્યો ત્યારે તે પુરૂષ અંડને ફોડીને બહાર નીકળ્યો અને પોતાના સ્થાનને શોધતો તે વિશુધ્ધ પુરૂષે અત્યંત પવિત્ર જળને સર્જ્યુ અને પોતે સર્જેલા જળમાં તે રહ્યા. જળમાં રહેલા હોવાથી તે નારાયણ કહેવાયા. નારાયણ શબ્દનો અર્થ કરતાં શ્રીધર સ્વામી કહે છે ''अप्सु वासं नारायणनामनिरुक्त्या स्पष्टयति। तेन अप्सु वासेन।

यद्यस्मात्पुरुषो नरस्तस्मादुद्भवो यासां ता नारा आपोऽयनमस्येति नारायण।'' જળમાં કરેલા નિવાસને 'નારાયણ' નામની વ્યત્પત્તિથી સ્પષ્ટ કરે છે. ' तेन ' જળમાં રહ્યા હતા તેથી- ' यत्' કારણ કે ' पुरुष' નર, તેમનામાંથી જે ઉત્પન્ન થયું છે તે જળને 'नाराः' નારા કહેવાય છે. એટલે જળ આ પુરૂષનું નિવાસ્થાન છે. તેથી (' नारा+अयन') નારાયણ એમ અર્થ થાય છે. (૩/૬/૧૨)'' મનુ મહારાજ પણ નારાયણ શબ્દની વ્યત્પત્તિ કરતા કહે છે ''आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः। अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः॥ જળ નરથી ઉત્પન્ન થયું છે તેથી નારા કહેવાય છે અને એ નારા, પૂર્વે જેમનું નિવાસસ્થાન હતુ તેથી તે નારાયણ કહેવાયા (મનુસ્મૃતિ ૧/૧૦)'' તે પછી વિરાટ પોતાનું કાર્ય કરવા સમર્થ થયા અને તેમની નાભીમાંથી બ્રહમાનુ પ્રગટ થયા (શ્રીમદ્ ભાગવત/સ્કંધ ૩/અ. ૬/તથા વ.મૃત.ગ.પ્ર. ૧૨, ગ.મ.૩૧ ના અનુસંધાનથી.)

શ્રીમદ્ ભાગવતમાં આ વિરાટને સાક્ષાત્ ભગવાનના અવતાર કહયા છે. ''आद्योऽवतारो यत्रासौ भूतग्रामो विभाव्यते। વિરાટ નારાયણએ ભગવાનનો આદિ અવતાર છે. આ સમસ્ત ભૂત સમુદાય તેઓમાં જ પ્રકાશિત થાય છે. (ભાગ. ૩/૬/૮)'' આ શ્લોકની ભકત રંજનિ ટીકામાં ભગવત્ પ્રસાદજી મહારાજ લખે છે ''प्रथमः अवतारः परमात्मन् आवेशावतार – અર્થાત્ પ્રથમ અવતાર એવા વિરાટ નારાયણ પરમાત્માનો આવેશ અવતાર છે.'' ભાગવતના પ્રસિધ્ધ ટીકાકાર શ્રીધર સ્વામી પણ આ ચરણની વ્યાખ્યામાં કહે છે ''अवतारत्वोक्ति स्तस्मिन्नारायणाविर्भावाभिप्रायेण અર્થાત્ વિરાટ પુરૂષમાં નારાયણનો આવિર્ભાવ હોય છે એવા અભિપ્રાયથી વિરાટ પુરૂષને પરમાત્માનો અવતાર કહેવામાં આવ્યું છે. (શ્રીમદ ભાગવત/ શ્રીધર સ્વામીકૃત ભાવાર્થ દીપિકા ટીકા-૩/૬/૮) શ્રીમદ્ ભાગવતમાં

''रूपंयदेतदवबोधरसोदयेन, शश्वन्निवृत्ततमसः सदनुग्रहाय। आदौगृहीतमवतार शतैकबीजं, यन्नाभिपद्म भवना दहमाविरासम्॥ બ્રહ્માજી વિરાટની સ્તુતિ કરતા બોલ્યા હે દેવ! આપની ચિત્-શકિત પ્રકાશિત રહેવાને કારણે અજ્ઞાન આપનાથીં સદૈવ દૂર રહે છે. આપનું આ રૂપ, કે જેના નાભિ કમળમાંથી હું પ્રગટ થયો છુ. તે સેકંડો અવતારોનું મૂળ કારણ છે. તેને આપે સત્પુરૂષો પર કૃપા કરવા. માટે જ પહેલ વહેલુ પ્રગટ કર્યુ છે. (ભાગ. ૩/૯/૨)'' આ વચનથી વિરાટ નારાયણને સર્વાવતારી પણ કહ્યા છે. આ શ્લોકની ભકત રંજનિ કીટામાં આચાર્ય ભગવત પ્રસાદજી મહારાજ કહે છે. ''तव यानि अवताराणां शतानितेषामेकबीजं अनेकेषामवताराणामेकमेव मूल भूतम्। અર્થાત તમારા (વિરાટ નારાયણના) જે અનેકો અવતાર થાય છે તેનુ તમો જ એકમૂળ ભૂતકારણ (અવતારી) છો.'' શ્રીધર સ્વામી પણ કહે છે ''अवतारशतस्य शुद्धसत्त्वात्मकस्ययदेकंबीजमूलम्: । અર્થાત્ જે શુધ્ધ સત્વરૂપ અનેક અવતારોનું એક કારણરૂપ છે (શ્રીમદ ભાગવત/ભાવાર્થ દીપિકા ટીકા/૩/૯/૨)'' વચનામૃતમાં પણ ''અને એ વૈરાજ પુરૂષ દ્વારાએ અવતાર થાય છે. એમ શાસ્ત્રમાં કહ્યુ છે (ગ.મ.૩૧)'' આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ સ્પષ્ટપણે વિદિત થાય છે કે વિરાટ નારાયણ રૂપે પણ ભગવાન સ્વામિનારાયણ જ રહયા છે જેમકે-

- ''वैराट वपु हे हरिके, तेसेंवपु हे एह। વિરાટ સ્વરૂપ જેવુ શ્રીહરિનું જ એક રૂપે છે (હરિચરિત્રામૃત સાગર/૧૧/૨૨/૨૭- આથી વિરાટ સાથે શ્રીહરિની અભિન્નતા કહી.)

તમે ધરી પુરૂષ અવતાર, બ્રહમા આધે રચ્યો આ સંસાર (ભકત ચિંતામણી/૧૦૩/૧૪ અહીં પુરુષ તરીકે વિરાટ ને જ કહ્યાં છે.)

કીર્તનોમાં ''જય વૈરાજ ધ્રુ અચલકારી, જય ચોવિસવપુધૃતાકૃતી માધવ, જય શ્રી હરન ભવદુઃખ ભારી, જય શ્રી અવતારી ઘનશ્યામ, તપ નામ પર જાત પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/પદ-૧૪૮ અહીં સ્વામીએ શ્રીહરિને જ વિરાટ અવતાર ધરનારા કહ્યા આથી વિરાટ નારાયણ (વૈરાજ નારાયણ) સાથે શ્રીહરિની અભિન્નતા કહી)'' ''શોભાશી કહુ રે રૂડી, વરણ ન કરતા જાય ચિત્ત બૂડી..... <u>નાભી ઉંડી રે રૂપાળી,</u> બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી.... હરિ યે ઉપ વિતરે ધારી (પદ-૧/૧ થી ૪), સુંદર શોભે રે શરીરે, પીતપટ પહેરયા છે બળવીરે (પદ-૨/૨), રંગનો ભીનો રે જોઇ, હરિના જુગલ ચરણ પર મોહી.... શોભિત શોભારે ધામ, વ્રજવનિતાના પુરણકામ (પદ-૩/૧ થી ૨) શેષ સંભારે મનમાં, પૂજે ગોવાળ વૃંદાવનમાં, કુચને કુમ કુમ રે સંભારી, ઉર પર રાખે વ્રજની નારી (પદ-૩,૪), શ્રી નારાયણ રે સ્વામી, હું તો એ જોઇને આનંદ પામી (પદ-૬/૨) ('શોભાશી કહું રે....' કીર્તન સાર.ભા. - ૧, પૃ.૨૪૪ થી ૨૪૬ અહીં આ છએ પદોમાં પ્રેમાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિની મૂર્તિનું પૃથક્ પૃથક્ વર્ણન કરેલુ છે તેમાં નાભીનું વર્ણન કરતા તેઓ કહે છે કે ''બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી'' આ પંક્તિ લખી પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિની વિરાટ નારાયણ સાથે એકતા બતાવી છે. સૃષ્ટિના બીજરૂપ જે કમળ છે તે વિરાટ નારાયણની નાભીમાંથી પ્રગટ થયુ હતુ. પ્રેમાનંદ સ્વામી એવુ કહે છે તે વિરાટ રૂપે પણ મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ રહેવા છે. એટલે જ તેઓએ પદ-૧ ની ચતુર્થ કળીમાં ''હરિએ ઉપવિતરે ધારી'' આમ હરિ શબ્દ યોજેલો છે. તે પછી પદ ૨/૨ માં બળવીર શબ્દ યોજેલો છે આમ લખી સ્વામીએ બલભદ્ર વીર રૂપે પણ મારા ઇષ્ટદેવ શ્રીહરિ જ રહ્યા છે એવુ કહ્યુ છે તે પછી ચરણનું વર્ણન કરતા પદ-૫/૩ મા સ્વામી કહે છે. પૂજે ગોવાળ વૃંદાવનમાં અર્થાત્ મારા ઇષ્ટદેવ શ્રીહરિના જ ચરણ ગોવાળો વૃંદાવનમાં પૂજતા હતા આવા શબ્દો લખી

શ્રીકૃષ્ણ સાથે શ્રીહરિની અભિન્નતા સ્વામીએ બતાવી છે ને પછી ''ઉર પર રાખે વ્રજની નારી'' આ પંકિત લઇ સ્વામી એવુ કહે છે કે મારા ઇષ્ટદેવ શ્રીહરિના જ ચરણારવિંદો વ્રજની નારી પોતાના હ્દય કમળ પર પધરાવીને તેમના વિયોગ જન્ય પીડાથી મુકત થતી હતી અને અંતે સ્વામી ''શ્રી નારાયણ રે સ્વામી'' આ શબ્દો યોજી એવુ કહે છે કે જે વિરાટરૂપે રહેલા છે, જે બલભદ્રજીની સાથે રહેવાથી બલવીર કહેવાય છે તથા જે શ્રીકૃષ્ણના ચરણીરવિંદો ગોવાળો પૂજે છે તથા ગોપાંગનાઓ પોતાના હ્દય પર ધારણ કરે છે એ બીજુ કોઇ નથી પણ મારા ઇષ્ટદેવ સ્વામિનારાયણ છે.)'' ''આજ સખી આનંદની એલી, હરિમુખ જોઇને હું થઇ છુરે થેલી (પદ-૧) આનંદ અંગન માય મારી બેની, હરિવર ભેટતાં લજજા રે શેની, દુરીજન મન રે માને તેમ કહેજો, સ્વામીજી મારા હ્દીયામાં રહેજો.... કોણ રે પુણ્યે વિઠ્ઠલવર પામી... (પદ-૨) પૂર્વેનું પુણ્ય પ્રગટ થયું જયારે, સ્વામિનારાયણ મળિયા ત્યારે (પદ-૩) <u>નાભિ નૈતય ઉંડી છે ભારી બ્રહ્મા બેસે ત્યાં આસનવાળી</u> (પદ-૪) (કીર્તનસાર ભા. ૧ પૃ. ૫૮૬-૫૮૭ 'આજ સખી આનંદની એલી.....' અહીં પ્રથમ પદમાં જેરામબ્રહ્મચારીજીએ પ્રારંભમાં હરિ શબ્દ પ્રયોજેલો છે. જે પોતાના ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણનો વાચક છે તથા બીજા પદમાં વિઠ્ઠલવર શબ્દ યોજેલો છે જે શ્રીકૃષ્ણનો વાચક છે અને ચતુર્થ પદમાં ''નાભિ નૌતમ ઉંડી છે ભારી.....'' આ પંકિત લઇ વેદમાં ''सहस्रशीर्षा पुरूषः'' તરીકે જેનુ વર્ણન આવે છે તેવા વિરાટ પુરૂષ તરફ સ્વામીનો ઇશારો છે અર્થાત્ વિરાટ પુરૂષ રૂપે પણ શ્રીહરિ જ રહેલા છે. કારણ કે વિરાટ પુરૂષની નાભિમાંથી જ બ્રહમાજીનું પ્રાગટય થયુ હતુ. (જુઓ ભાગવત-સ્કંધ-૨/૮/૮-૯) આમ જેરામ બ્રહ્મચારીજીનું કહેવુ છે કે જે શ્રીહરિ છે તે જ શ્રીકૃષ્ણ છે અને તે શ્રીહરિ વિરાટ નારાયણ તરીકે રહેલા છે આમ કહી

જેરામ બ્રહ્મચારીજી આ ત્રણેયનું એકાત્મપણુ પ્રતિપાદન કરે છે.)'' ''નાભી અજને રહ્યાનું ઠેકાણુ. (બ્રહ્માનંદ)''

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ સ્પષ્ટ થાય છે કે વિરાટ નારાયણ રૂપે પણ ભગવાન સ્વામિનારાયણ જ રહેલા છે અને તેઓની પરસ્પર અભિન્નતા છે ભગવાન સ્વામીનારાયણ પણ કહે છે. ''અને એ વૈરાજ પુરૂષ દ્વારાએ અવતાર થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે તે તો એમ સમજવું જે 'એ જે વાસુદેવ નારાયણ તે પુરૂષરૂપે કરીને વૈરાજ પુરૂષને વિષે આવીને વિરાજમાન હોય ત્યારે અવતાર કહ્યા છે.' માટે તે અવતાર તો સર્વે વાસુદેવ ભગવાનના જ છે અને એ વાસુદેવ ભગવાન જયારે પ્રતિલોમ પણે એ વૈરાજ પુરૂષ થકી નોખા પડી જાય ત્યારે એ કેવલ વૈરાજ પુરૂષ થઇ અવતાર સંભવે જ નહિ માટે એ થકી અવતાર તો એને વિષે વાસુદેવ આવ્યા છે તે સારૂ કહ્યા છે (ગ.મ. ૩૧- અહીં વાસુદેવ ભગવાન જયારે અનુલોમ પણે વિરાટ પુરૂષને વિષે હતા ત્યારે તેઓ થકી અવતારો થાય છે એમ કહ્યુ. અને જયારે અનુલોમ પણે ભગવાન વાસુદેવ તેઓ વિષે હતા એટલે માટે સંતોએ પોતાના કીર્તનોમાં ''નાભી ઉંડી રે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી'' ''નાભિ નૌતમ ઊંડી છે ભારી બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી'' ''નાભી અજને રહયાનું ઠેકાણુ'' આ શબ્દોને પ્રયોગ કરેલો. આમ કહી તેઓએ વિરાટનારાયણ સાથે શ્રી સ્વામિનારાયણ એકતા પ્રતિપાદીત કરી છે અર્થાત તેઓનું કહેવું છે કે વિરાટ નારાયણ રૂપે પણ પ્રકટ પ્રમાણ અમારા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ જ રહ્યા છે. આનાથીએ વાતનું પણ ખંડન થઇ જાય છે કે ''વિરાટ પુરૂષે ડોઢ પ્રહર એકપગે ઉભા રહી પ્રાર્થના કરી ત્યારે ભગવાન સ્વામિનારાયણ આ બ્રહમાંડમાં પધાર્યા'' શાસ્ત્રોક્ત પ્રમાણોથી એ વાત પ્રમાણિત થઇ જાય છે કે ''વિરાટ નારાયણએ ભગવાનનો પ્રથમ અવતાર છે અને તે રૂપે ભગવાન સ્વામિનારાયણ જ રહ્યા

હોવાથી ઉપરોક્ત વંથેલ વાત અપ્રમાણિત હોય ત્યાજય છે.'' (આ વાતનું ખંડન આગળ કરેલું છે તે ત્યાંથી દૃષ્ટવ્ય છે.)

## (૧૨) <u>શ્રી વિષ્ણુ ભગવાન સાથે શ્રીહરીની અભિન્નતા :-</u>

બ્રહ્મ વૈવર્તપુરાણ/બ્રહ્મખંડ અધ્યાય-૩/૩ થી ૯ માં વિષ્ણુ અવતાર ના પ્રાગટ્યની કથા આવે છે. કથા એવી છે કે ગોલોકધામના અધિપતિ શ્રીકૃષ્ણ ભગવાન પોતાના નિત્યધામ એવા ગોલોકમાં બિરાજમાન હતા. ભગવાનને જ્યારે સૃષ્ટિ કરવાની  ઇચ્છા થઇ ત્યારે તેમના શ્રી અંગમાંથી વિષ્ણુ ભગવાનનો પ્રાદુર્ભાવ થયો. જેઓના અંગેની ક્રાંતિ શ્યામ હતી. તેઓ નિત્ય તરૂણ, પિતાંબરધારી તથા વનમાલાથી વિભુષિત હતા. તેઓને ચાર ભુજા હતી અને તે ચારેય ભુજામાં ક્રમશઃ શંખ ચંક્ર પદ્મ અને ગદા ધારણ કરેલા હતા. તેઓના મુખારવિંદ ઉપર મંદમંદ પ્રસન્નતા છવાયેલી હતી. તેઓ રત્નજડીત આભુષણોથી વિભુષિત હતા અને સારંગનામનું ધનુષ ધારણ કરતા હતા. શ્રીવત્સભૂષિત વક્ષઃસ્થળમાં સાક્ષાત્ લક્ષ્મીજી નિવાસ કરતા હતા તેઓની શ્રીનિધિ અપૂર્વ શોભાને પ્રગટ કરતી હતી. શરદકાળના ચંદ્રમાંની જેમ તેમનુ મુખારવિંદ સુશોભિત થતું હતું. કામદેવની ક્રાંતિથી યુક્ત રૂપલાવણ્ય તેમના સૌદર્યમાં વધારો કરતી હતી. આ પ્રમાણે વિષ્ણુ અવતારનું પ્રાગટ્ય શાસ્ત્રમાં બતાવેલું છે માટે હવે વિષ્ણું કોણ તેનો વિચાર કરીએ તો ''गतिश्च नस्त्वं देवेषु पूर्वजो जगतः प्रभुः। रक्षार्थँ सर्वभूतानां विष्णुत्वमुपजग्मिवान्॥ (महा. उद्यो) એમાં કહ્યા પ્રમાણે સ્વંય પરમાત્માના સર્વ ભૂતોની રક્ષા માટેના એક અવતાર ભૂત સમજવા અવતાર અવતારીનું સ્વરૂપ રૂપ ગુણાદિ સર્વ પ્રકારથી ઐક્ય હોવાથી વિષ્ણુને પરંબ્રહ્મ પરમાત્મા પણે સર્વ સચ્છાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યા છે ''तत्सवितुर्वरेण्यंध्रुवममृतमचलं विष्णु संज्ञं सर्वाधारं धाम'' આ શ્રુતિમાં ધ્રુવત્વ - અમૃતત્વ - અચળત્વ - સર્વ ધારત્વ આદિક પણે પ્રતિપાદન કરેલા સર્વ વેદાંત

પ્રસિધ્ધ પરંબ્રહ્મને વિષ્ણુ સંજ્ઞાથી કહ્યા છે. કઠવલ્લીમાં ''सर्वे वेदा यत्पदमामनन्ति.... तत्तेपदं सङ्ग्रहेण ब्रवीम्योम्'' એ વાક્યને આરંભીને ''सोध्वनः परमाप्नोति तद्विष्णोः परं पदम्'' આ પર્યંતના વાક્યોથી સર્વ વેદાન્ત પ્રતિપાદ્ય પરમપ્રાપ્ય જે પર વસ્તુ તે વિષ્ણુ સ્વરૂપ છે એમ સ્પષ્ટ શબ્દોથી નિર્ણય કર્યો છે. એવાં વેદાંત વાક્યો સો એ સો છે. વિસ્તાર ભયથી લખ્યા નથી.

વિ.પુ ''परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः। विष्णु नामा च वेदेषु वेदान्तेषु च गीयते॥ विष्णोः सकाशादुद्भूतं जगत्तत्रैव च स्थितम्। स्थिति संयमकर्ताऽसौ जगतोऽस्य जगच्च सः॥ एवं प्रकार ममलं नित्यं व्यापकमक्षयम्। समस्तहेयरहितं विष्ण्वाख्यं परमं पदम्॥ તે પરમાત્મા બધાનાં આધાર અને એકમાત્ર અધીશ્વર છે, તેઓનું જ વેદ અને વેદાન્તોમાં વિષ્ણુનામથી નિરૂપણ કરાયુ છે. આ જગત વિષ્ણુથી ઉત્પન્ન થયુ છે, તેઓમાં જ સ્થિત છે, તેઓ જ આ જગતની સ્થિતિ અને લયના કર્તા છે અને આ જગત રૂપે પણ તેઓ જ છે. આ પ્રમાણે વિષ્ણુ નામથી કહેવાતા તે પરમાત્માનુ પદ સમસ્ત હેય ગુણથી રહિત છે નિત્ય છે વ્યાપક છે અને અક્ષય છે.'' ''स विष्णुः परंब्रह्म। તે વિષ્ણુ પરંબ્રહ્મ (વિષ્ણુ ધર્મોત્તર)'' ઇત્યાદિ બહુ વચનો વિષ્ણુને જ જગત કારણ પરંબ્રહ્મ પરમાત્માપણે નિરૂપે છે. એમ હોવાથી જ ''न ते विष्णो! जायमानो न जातो देव महिम्नः परमन्तमाप'' આ શ્રુતિ વિષ્ણુના મહિમાને ભવ બ્રહ્માદિ કોઇ પણ પામ્યો નથી અને પામશે નહિ. એમ કહે છે આ અર્થ ''यन्नदेवानमुनयोन चाहं न च शंङ्करः। जानन्ति परमेशस्य तद्विष्णोः परमंपदम्॥ તે પરમેશ્વર વિષ્ણુના પરમપદને નથી તો હું જાણતો કે નથી તો ભગવાન શંકર જાણવા કે નથી તો દેવો કે મુનિઓ જાણતા'' આ સ્મૃતિમાં અતિ સ્પષ્ટ છે.

કોઇ સ્થળે વિષ્ણુની ઉત્પત્તિ કહી છે તે તો ''अजायमानो बहुधाविजायते - અજન્મા હોવા છતા બહુ પ્રકારે જન્મ ગ્રહણ કરે છે.'' ''जगतामुपकाराय न सा कर्मनिमित्तजा - કેવલ જગત પર ઉપકાર કરવા માટે અવતાર ધારણ કરે છે નહિ કે કોઇ કર્મ નિમિત્તેથી'' ઇત્યાદિ સ્મૃતિમાં કહ્યા મુજબની જગતના ઉપકાર માટે વામન, રામ, કૃષ્ણ આદિકની પેઠે અવતાર રૂપની સમજવી ઘટે. સ્વયં ભગવાન વિષ્ણુરૂપથી જગતનું સ્થિતિ રૂપ પાલન કાર્ય કરતા હોવાથી ત્રિમૂર્તિમાં ગણના કરી છે ત્રિમૂર્તિમાં ગણના કરેલી જોઇને કેટલાક તો ભવ બ્રહમાના સમાનપણાની સંભાવનામાં સેવે છે, તે સમન્વિત સમુચિત નથી. કેમ કે ''यस्यप्रसादाद हमच्युतस्य भूत प्रजासर्गकरोऽन्तकारी। क्रोधाच्च रूद्रः स्थितिहेतुभूतो यस्माच्च मध्ये पुरूषः परस्तात्॥ જે ભગવાનની કૃપાથી હુ પ્રજાઓની ઉત્પત્તિ કરૂ છુ, જેના ક્રોધથી ઉત્પન્ન થયેલા રૂદ્ર સૃષ્ટિનો અન્ત કરે છે તથા જે પરમાત્માથી મધ્યમાં જગત સ્થિતિકારી પરાત્પર વિષ્ણુનો પ્રાદુર્ભાવ થયો.'' એમ મધ્યવર્તી સ્થિતિ નિર્વાહક વિષ્ણુને પરાત્પર પણે પ્રતિપાદન કરેલા છે. એવાં વચનો અનેક છે. વિષ્ણુ સહસ્ર નામમાં આવતા ''जगदादिजः'' નામનો અર્થ ભગવદ્ ગુણ દર્પણ ભાષ્યમાં રામાનુજાચાર્યના શિષ્ય પરાશર ભટ્ટાચાર્યજીએ ''જગતના આદિભૂત જે ત્રિમૂર્તિઓ તેમા અન્યતમ વિષ્ણુરૂપથી પ્રગટ થયા હોવાથી જગદાદિજ એમ કર્યો છે. - अथविभवेषु त्रिमूर्त्तिमध्यावातारो 'जगदादिजः' जगदादिभूतासु त्रिमूर्तिष्वन्य तमत्वेन जात इति'' (આ વિષ્ણુસહસ્રનામના ભાષ્યની કથા દુર્ગપુરમાં ભગવાનશ્રી સ્વામિનારાયણે પ્રાગજીપુરાણી પાસે કરાવી હતી. જુઓ સ.જી. ૪/૯/૩૨ ની વિહારીલાલજી મહારાજની ટીકા).

વળી ''एक एव यथा विष्णु राजितोऽमृत मन्थेन। चतुर्मूर्ति धरश्चक्रे क्रिया दिव्या: पृथक् पृथक्। तत्रा जितो ममन्थाब्धिं कूर्मोदध्रे वमन्दरम्। धन्वंतरि: सुधां निन्ये व्यभजन्तां च मोहिनी॥ पूर्વે ભગવાન વિષ્ણુએ અમૃત મંથન નિમિત્તે એક હોવા છતાં ચાર રૂપોને ધારીને પૃથક્ર પૃથક્ર દિવ્ય ક્રિયાઓ કરી હતી. તેમાં કૂર્મ રૂપે થઇને મન્દરાચળ ધાર્યો, સ્વયં અજીત નામે થઇ સમુદ્ર મંથન કર્યુ, ધનવંતરિ થઇ અમૃત લાવી આપ્યું અને મોહિની રૂપ થઇ અમૃતનો વિભાગ કરી દેવતાઓને પાયુ (સ.જી. ૩/૨૯/૭૨-૭૩)'' ''नि: श्रेयसाय जीवानां श्री विष्णुर्भगवान स्वयम्। आविर्भवति भूलोके स्वतन्त्र: करूणा निधि:॥ नर नारायणो दत्त ऋषभ: कपिलादय:। रामकृष्णादयश्चास्यावतारा: सन्तिभूरिश:॥ સ્વતંત્ર એવા નિરવધિકાતિશય દયાસાગર, ભગવાન પોતે જીવોના આત્યન્તિક કલ્યાણ માટે ભૂલોકમાં પ્રગટ થાય છે. નરનારાયણ, દત્તાત્રેય, ઋષભ, કપિલ, વગેરે નિવૃત્તિ માર્ગને આશરેલા અને રામકૃષ્ણ વગેરે પ્રવૃત્તિ માર્ગને આશરેલા શ્રી વિષ્ણુના ઘણા અવતાર થાય છે. (સ.જી. ૩/૨૪/૧૦-૧૧)'' ''मूर्तयश्चावताराणां श्रीविष्णोऽप्रतिपादिता:। श्री रामकृष्ण मुख्यानां यत्र सच्छास्त्रमेव तत्॥ જેમા ભગવાન વિષ્ણુના અવતાર ભૂત શ્રીરામ શ્રીકૃષ્ણ આદિકનું સ્વરૂપ અને તેમના સંબન્ધિ દિવ્ય ચરિત્ર પ્રતિપાદન કર્યુ હોય તે સત્ શાસ્ત્ર કહ્યુ છે (સ.જી. ૩/૨૬/૩૯)'' ઇત્યાદિ વચનોમાં વામન રામ કૃષ્ણ નૃસિંહ કૂર્મ આદિક અવતારોનો આવિર્ભાવ સમ્બન્ધ શ્રી વિષ્ણુ સાથે બહુધા વર્ણવેલો હોવાથી તેમને કર્મવશ ભવ બ્રહમાને સમાનપણે (ગૌણ) કહી શકાય નહિ. જો સમાનપણે કહેવામાં આવે તો રામકૃષ્ણાદિકની પણ સમાનતા આવે. ''ભવ બ્રહમા ઇન્દ્રાદિ દેવો દેવાધિ દેવ શ્રી વષ્ણિુને શરણે વૈકુંઠ માંગયા, વૈકુંઠ નાથે રક્ષાણનું વરદાન આપ્યું, વરદાનને અનુસારે આ લોકમાં અમુક રૂપથી અવતર્યા અને તે કાર્ય કરીને પાછા સ્વધામ સીધાવ્યા.'' એવી કથામાં બહુધા છે. વામન માટે તો ''इदं विष्णुर्विचक्रमे'' (पु.सु.)

આશ્રુતિ જ પ્રણામ છે. શ્રી રામ માટે રામાયણમાં ‘‘सहि देवैरूदीर्णस्य रावणस्य वधार्थिभि:। अर्थितो मनुषे लोके जज्ञे विष्णुः सनातन:।’’ ‘‘अधिकं मेनिरे विष्णुम्’’ ઇત્યાદિ અનેક વચનો છે. શ્રી કૃષ્ણ માટે ભાગવતમાં ‘‘स त्वं साक्षात् विष्णुरध्यात्मदीप:’’ ‘‘विक्रीदितं व्रजबधू भिरिदं च विष्णोः’’ ઇત્યાદિ અનેક વચનો છે ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણ માટે ‘‘अहं तु साक्षात् श्री विष्णोरवतारं कलावपि (સ.જી. પ્ર. ૪/૩૬)’’ ‘‘ચઢી બાની બહુનામી પ્રભુ વિષ્ણુ શ્રી બિનકેત/ બહુનામી શ્રી નિવાસ પ્રભુ વિષ્ણુરૂપ શ્રીહરિ (પ્રેમાનંદ સ્વામીકૃત હરિ કૃષ્ણનારાયણ ચરિત્રામૃત/અ. ૫૬/૪૬)’’ ‘‘વાસુદેવ વિષ્ણુ અઘહારીજી હરિનારાયણ અજ અવતારીજી (મુક્તાનંદ કાવ્ય/ધામવર્ણન ચાતુરી/૧૩/૧)’’ ‘‘अहं तु साक्षात् श्री विष्णोरवतारं (સ.જી.)’’ ‘‘पूजते सेवने विष्णोः श्रद्धास्यात् तस्य भूयसी (ह.सू.सेतु.मालाटीका ८१/१२)’’ અહી આવતા વિષ્ણુ નામનો અર્થ સેતૂ માલા ટીકાકાર આચાર્ય રઘુવીરજી મહારાજે પ્રત્યક્ષ પ્રમાણ શ્રીહરિ પર ઘટાવ્યો છે. ‘‘विष्णोःसाक्षाच्छ्रीहरेः’’ ‘‘નમો વિશ્વેશ વિષ્ણુને વ્યાસ (ભક્ત ચિંતામણી/૧૦૩/૧૮)’’ ‘‘ब्रह्म परात्पर विभोऽक्षर वास विष्णो (હરિ ચરિત્ર-૧/૨૫/૧૧ એમ યજ્ઞ નારાયણે ભગવાન શ્રીહરિને વિષ્ણુ તરીકે સંબોધયા છે)’’ ‘‘विष्णो ! हृषीकेश! परावकेश! पद्युम्न.... (સ.જી. ૩/૫૫/૧૯ એમ વડતાલમાં રંગોત્સલ દરમ્યાન નંદ સંતોએ શ્રીહરિને વિષ્ણુ નામથી સંબોધ્યા છે.)’’ એમ ભગવાન શ્રીહરિને વિષ્ણુ તરીકે નિરૂપ્યા છે. બીજા નૃસિંહાદિક માટે તે તે પુરાણોમાં એવાં વચનો અનેક છે. તે તે ભાગવતાદિ પુરાણો તે તે કૃષ્ણ નૃસિંહ વામન મત્સ્ય કૂર્માદિ અવતારોનાં નિરૂપણ પર પ્રવર્ત્યા છે. વિષ્ણુ નામ સહસ્રમાં કહેલા સહસ્રનામો જે તે ગુણ કર્માદિકના યોગથી વિષ્ણુ સાથે જ સંબન્ધ ધરાવનારા છે. ‘‘यज्ञो वै विष्णुः’’ આ શ્રુતિમાં યજ્ઞ

શબ્દથી વિષ્ણુને જ કહીને તેમની જ સર્વ કર્મો વડે સમારાધ્યતા જણાવી છે. ''यज्ञैस्त्वमिज्यसे नाथ सर्वदेवमयाच्युत'' એવું વચન છે. શ્રી વિષ્ણુનાં પરમા પત્નીપણે વેદાદિકમાં વર્ણવેલા લક્ષ્મીજીનો અવિના ભાવ સંબંધ '' विष्णोर्देहानुरूपां वै करो त्येषाऽऽत्मनस्तनुम्। राघवत्वेऽ भवत्सीता रूक्मिणी कृष्ण जन्मनि॥'' એમ શ્રી રામ શ્રીકૃષ્ણ સાથે વર્ણવ્યો છે મત્સ્ય કૂર્મ નૃસિંહાદિક સાથે પણ વર્ણવ્યો છે તથા ઉધ્ધવ સંપ્રદાયના પ્રામાણિક ગ્રંથોમાં ભગવાન સ્વામિનારાયણ સાથે પણ વર્ણવેલો છે. (જે આગળ પ્રતિપાદન કરવામાં આવશે.) વિષ્ણુના પરિજનો તરીકે વર્ણવેલા ગરૂડ વિશ્વકસેન શેષ આદિકનો સંબન્ધ રામકૃષ્ણાદિક સાથે પણ વર્ણવ્યો છે, તેમ ભગવાન શ્રી સ્વામિનારાયણ સાથે પણ વર્ણવેલો છે. (જુઓ સ.જી. ૫/૬૮ જયાં સ્વધામ ગમન સમયે શ્રીહરિને લેવા માટે વિશ્વકસેના આદી પાર્ષદો આવેલા) ''ऊर्ध्वपूड्रं च तुलसीमाला चक्रादिधारणम्। शालग्रामशिलार्चा च लिङ्ग विष्णु जनस्य हि॥'' એમ ઊર્ધ્વપુંડ્ર, તુલસીમાળા, તપ્તમુદ્રા, શાલીગ્રામ પૂજા, ઇત્યાદિ વિષ્ણુ ભક્તોને ધારવાનાં કહેતા ચિહ્નો રામકૃષ્ણાદિ અવતારોના ભક્તોની સાથે તથા ભગવાન સ્વામિનારાયણના ઉપાસકો સાથે પણ સંબંધ ધરાવે છે અને એ ભક્તોને વૈષ્ણવ સંજ્ઞાથી ખાસ સંબોધવામાં આવે છે. આ દૃષ્ટિએ જોઇએ તો વિષ્ણુને કોઇ રીતે ભવ બ્રહ્માદિકને સમાન પણે કે અવતારોથી ન્યૂનપણે કહી શકય નહિ, પરત્વ પ્રયુક્ત સમગ્ર ઐશ્વર્યો હોવા છતાં તેનો અપ્રકાશતો આત્મ માયાથી અભક્તોને મોહ ઉપજાવવા માટે છે. ''नाहं प्रकाशः सर्वस्य योगमाया समावृतः'' એમ શ્રી કૃષ્ણ કહે છે. ''यथोपयोगं स्वैश्वर्यँ तत्र तत्र निजेच्छया। आविष्कृत्य पुनः स्वस्मिन् तत्तिरोधापयत्यसौ'' એમ શ્રીહરિ કહે છે.

ઉપર પ્રમાણેની વસ્તુ સ્થિતિ હોવાથી વિષ્ણુને બ્રહ્માદિકને સમાનપણે સમજીને તેમનું પારમ્ય નહિ સહન કરનારાઓને મહાદોષ થવાનો શાસ્ત્રી કહે છે. તે બરોબર

છે. આ બાબત ''यस्तु नारायणं देवं समत्वेनाभिमन्यते। स तु तेनावमानेन नरकान्नातिवर्तते॥ (भाग)'' ''नारायणं परित्यज्यहृदिस्थं प्रभुमीश्वरम्। योऽन्यमर्चयते देवं परबुद्धया स दोष भाक्॥''

ઉપર જે વિષ્ણુ નારાયણ કહ્યા એ જ સ્વયં ભગવાન સ્વામિનારાયણ છે. આ બાબત ''નમો વિશ્વેશ વિષ્ણુને વ્યાસ (ભ.ચ. ૧૦૩/૧૮)'' ''अहंतु साक्षात् श्री विष्णोरवतारं (स.जी. ४/३६)'' ''विष्णोः साक्षाच्छ्रीहरेः (હ.સુ.સે.ટી. ૧૦૩/૧૮)'' ''विष्णो। हृषीकेश। परावदेश (સ.જી. ૩/૫૫/૧૯)'' ઇત્યાદિ વચનોમાં સ્પષ્ટ છે. આથી તે વિષ્ણુ સાથે શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થાય છે.

શંકા - ''ભલે વિષ્ણુએ સાક્ષાત્ ભગવાનના અવતાર છે, ભલે શ્રીહરિ સાથે તેઓની અભિન્નતા છે પણ ભગવાન સ્વામિનારાયણ તો ''એ બ્રહ્માંડ રૂપ જે ગામ તેના મુખ્ય પટેલ તો બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે.'' (પંચા. ૪.)'' એમ સ્વમુખે જ વિષ્ણુની પટેલીયામાં ગણના કરી છે. તેનું શું?''

તો આપની શંકા યોગ્ય છે ભગવાન સ્વામિનારાયણે અહીં પોતાને જ પટેલીયા તરીકે કહ્યા છે જેમ કોઇક નગરનો રાજા પોતે નગરનો રાજા હોવા ઉપરાંત નગરનો વ્યવસ્થાપક પણ હોય, અને વ્યવસ્થાપક હોવા છતા તેનું રાજાપણું કાંઇ મતિ જતુ નથી તેમ ભગવાન શ્રી હરિએ અહીં ભગવાન વિષ્ણુને પટેલીયા કહ્યા હોય તેથી તેઓનું જગત કારણપણુ તથા સર્વાવતારી પણુ તથા પરંહ્મમ પણુ કંઇ મતી જતુ નથી. (ભગવાન સ્વામિનારાયણને પણ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં વિષ્ણુ તરીકે સંબોધન કરેલા છે) એટલે પંચાળાના - ૪ માં વ.મૃતમાં શ્રીહરિએ પોતે પોતાને જ પટેલીયા કહ્યા છે. જો આનો આ પ્રમાણે અર્થ ન કરી બીજી કોઇ રીતે તોડી મરોડી અર્થ કરી ભગવાન વિષ્ણુને ભવ બ્રહ્માદિક સમાન માનવામાં આવે તો

ઉપરના બધા જ પ્રમાણો જે વિષ્ણુને જગત કારણ, પરમાત્માના અવતાર વિશેષ, તથા સર્વાવતારી તરીકે કહે છે તે બધા જ વ્યર્થ થઇ જાય માટે આ વાક્યોને આ પ્રમાણે જ અર્થ કરવોએ યોગ્ય છે.

## (૧૩) <u>શ્રી બુધ્ધ ભગવાનની તથા શ્રીહરિની અનન્યતા - અભિન્નતા :-</u>

આ અવતારના પ્રાગટયની કથા એવી છે કે બૌધ્ધ ધર્મના પ્રવર્તક મહારાજ શુધ્ધોદનના યશસ્વી પુત્ર ગૌતમ બુધ્ધના રૂપમાં જ ભગવાન શ્રીહરિ અવતરિત થયા હતા, આવી પ્રસિધ્ધિ વિશ્રુત છે. પરંતુ પુરાણ વર્ણિત ભગવાન બુધ્ધ દેવનું પ્રાકટય ગયાની સમીપ કીકટ દેશમાં થયુ હતુ. તેઓના પુણ્યાત્મા પિતાનું નામ ''અજન'' બતાવ્યુ છે. આ પ્રસંગ પુરાણ વર્ણિત બુધ્ધાવતાનો જ છે.

દૈત્યોની શકિત વધી ગઇ હતી. તેઓની સામે દેવતા ઓટકી શકે એમ ન હતા, તેઓ દૈત્યોના ભયથી પલાયન થઇ ગયા. દૈત્યોએ દેવ ધામ સ્વર્ગ પર અધિકાર કરી લીધો તેઓ સ્વચ્છંદ થઇને દેવતાઓના વૈભવનો ઉપભોગ કરવા લાગ્યા. પરંતુ તેઓને પ્રાયઃ એ ચિંતા સતાવતી હતી કે ''કયારેક દેવતાઓ સમર્થ થઇને પુનઃ આ સ્વર્ગ લઇ લેશે.'' સુસ્થિર સામ્રાજયની કામનાથી દૈત્યોએ સુરાધિપ ઇન્દ્રની ભાળ મેળવી અને તેઓને પુછયુ ''અમારૂ સામ્રાજય કાયમ માટે સ્થિર રહે એવો ઉપાય બતાવો.''

દેવાધિપતિ ઇન્દ્રએ શુધ્ધ ભાવથી ઉત્તર આપ્યો ''સુસ્થિર શાસન માટે યજ્ઞ અને વેદ વિહિત આચરણ આવશ્યક છે.'' ઇન્દ્રની વાત સાંભળી અસુરોએ યજ્ઞ અને વેદવિહિત આચરણનો પ્રારંભ કર્યો. ફલતઃ તેઓની શકિત ઉત્તરોત્તર વધવા લાગી. સ્વભાવથી જ ઉદ્દંડ અને નિરંકુશ દૈત્યોનો ઉપદ્રવ વધી ગયો. જગતમાં આસુર ભાવનો પ્રસાર થવા લાગ્યો.

અસહાય અને નિરૂપાય દુ:ખી દેવગણ જગતપતિશ્રી ભગવાન પાસે આવ્યા. તેઓને ગદ્ ગદ્ કંઠે પ્રાર્થના કરી. શ્રી ભગવાને તેઓને આશ્વાસન આપ્યું.

શ્રી ભગવાને બુધ્ધનું રૂપ ધારણ કર્યુ. તેઓના હસ્તમાં માર્જની હતી અને તેઓ માર્ગને બુહારતા થકા તેના પર ચરણ રાખતા હતા.

આ પ્રમાણે ભગવાન બુધ્ધ દૈત્યોની સમીપમાં પહોંચી ગયા અને તેઓને ઉપદેશ આપવા લાગ્યા કે ''યજ્ઞ કરવો એ પાપ છે, યજ્ઞમાં જીવ હિંસા થાય છે. યજ્ઞની પ્રજવલિત અગ્નિમાં કેટલાયે જીવો ભસ્મ થઇ જાય છે. જુઓ હું જીવ હિંસાથી બચવા માટે કેટલો પ્રયત્ન કરૂ છુ. પ્રથમ બુહારી કરી પથ સ્વચ્છ કરૂ છુ ત્યારબાદ તેના પગ મૂકું છુ.''

સંન્યાસિ બુધ્ધદેવના ઉપદેશથી દૈત્યગણ પ્રભાવિત થઇ ગયા તેઓએ વૈદિક આચરણનો ત્યાગ કર્યો. પરિણામે કેટલાક જ દિવસોમાં તેઓની શકિત ક્ષીણ થઇ ગઇ, એટલે દેવોએ દૈત્યો પર આક્રમણ કર્યુ અને અસમર્થ દૈત્યોનો દેવોના હાથે પરાજય થયો. અને દેવોનો સ્વર્ગ પર પુન: અધિકાર થઇ ગયો. આ પ્રમાણે સંન્યાસિના વેષમાં ભગવાન બુધ્ધે ત્રિલોકીનું મંગલ કર્યું. સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટપણે વિદિત થાય છે કે બુધ્ધાવતા ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા અને તેઓ બન્ને પરસ્પર અભિન્ન તત્વ જ છે જેમકે -

સ.જી. (૨/૨૬/૧૮) માં ''श्री बुद्धोऽसुरबुद्धि मोहचरितः सद्धर्मसंस्थापकः, पाषण्डाद वितात्म भक्तेनिकरः कारूण्यवारांनिधिः। हिंसाहीन मख प्रवर्तनयशा यः शुद्धबुद्धिप्रदः संसारर्णवतारकः स हरतात्कष्टं समग्रं हरिः॥ પોતાના ચરિત્રથી અસુરોની બુધ્ધિમાં મોહ ઉત્પન્ન કરનારા શ્રી બુધ્ધ ભગવાન થયા. જે સધર્મનું સ્થાપન

કરનારા હતા. જેણે પોતાના ભક્તોના સમુદાયને પાખંડથી બનાવ્યા હતા. જે કરૂણાના સાગર હતા. અહિંસામય યજ્ઞ કરવાથી તેમનો સુયશ પ્રવર્ત્યો હતો. જે શુધ્ધ બુધ્ધિની સમજણ આપનારા અને સંસાર સાગરને તારનાર હતા. તે શ્રીહરિ મારાં સમગ્ર કષ્ટને હરો. (સ.જી.)''

ભક્ત ચિંતામણી (પ્ર. ૧૦૩/૩૩) ''નમો બુધ્ધ તમે બહુનામી, નમો અકળ અંતર જામી.)''

સ્તોત્રમાં ''बलबुधकल्किवपुषा येन चरितं। कृंत परं परं पुरूश्रयणीयमे। भजहरिमविरतं धावतु मा॥ બળવાર શ્રીકૃષ્ણ અને બુધ્ધરૂપે જે સર્વોત્તમ ચરિત્ર કર્યા હતા અને હવે કલ્કિરૂપે ચરિત્ર કરશે માટે અત્યંત આશ્રય કરવા યોગ્ય તે શ્રીહરિ કૃષ્ણનું તુ ભજન કર. (વાસુદેવાનંદ વર્ણી વિરચિત/અષ્ટપદી/શ્લો-૮)'' ''असुर सङ्घविमोहन कारक: सकरूणोऽथ कलेरवसानके। अखिल पापि विनाशियशाश्च यो भुवि भजे हरिकृष्णमहंहृदि॥ આ ધરણી ઉપર અસુરોના સંઘને મોહ પમાડનારા કરૂણામૂર્તિ બુધ્ધરૂપે જે ભગવાન થયા હતા પછી કળિયુગના અંતે જે સમગ્ર પાપી રાજાઓનો વિનાશ કરીને પોતાના સ્પર્શવાળા પવનથી લોકોની બુધ્ધિને શુધ્ધ કરનારા યશસ્વી થશે એવા શ્રીહરિ કૃષ્ણ મહારાજને હું મારા હ્રુદયમાં ભજુ છુ. (દીનાનાથ ભટ્ટકૃત) દશાવતાર સ્ત્રોત્રમ/શ્લો-૮)''

કીર્તનોમાં ''પ્રગટેઉ બુધ્ધ મુનીન મનમાના, કલિમહા રૂપ ખંડેઉમત નના (પ્રેમાનંદ કાવ્ય/ભક્તિ વિલાસ/ પદ-૧૧૫)'' ''જયતિ શ્રીકૃષ્ણ બુધ્ધ કલકી હતારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ. ૧/ભક્તિ વિલાસ/પદ-૧૪૮)'' આથી શ્રીહરિ કૃષ્ણ જ બુધ્ધ રૂપે પ્રકટ થયા એમ કહ્યું.

દેવાનંદ કાવ્યમાં ''પ્રગટ બુધ્ધ પૂજવા અનેક ભકત આવે. મંગલમય શુભ સમાજ, નૌતમ જન લાવે (પદ-૭૭૭/૨- અહીંતો પ્રગટ પ્રમાણ શ્રીહરિને જ સ્વામીએ બુધ્ધ નામથી સંબોધી તેઓ બન્નેની અભિન્નતા પ્રગટ કરી)'' ''પૂરવદેશમાં બુધ્ધ રવિ પ્રગટીયા, કલીમલ કઠણ અંધકાર કાપ્યું (દેવાનંદ કાવ્ય/૭૮૬/૧ અહીં પણ દેવાનંદ સ્વામીએ શ્રીહરિ માટે બુધ્ધ શબ્દનો પ્રયોગ કરી. બન્નેની પરસ્પર અભિન્નતા પ્રગટ કરી)''

હરિ કૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં ''હલધર બુધ્ધ કલ્કી વપુધારી । જે શ્રીહરિએ હળધર બલરામજી અને બુધ્ધ સ્વરૂપ તથા કલ્કી રૂપ ધાર્યું હતુ. (અ.૪૬)''

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી એ વાતની સ્પષ્ટતા થાય છે કે બુધ્ધાવતાર ધારીને પણ પ્રગટ પ્રમાણ શ્રીહરિ કૃષ્ણ જ પધાર્યા હતા અને તેઓ બન્ને પરસ્પર અભિન્ન છે. આધારાનંદ સ્વામી પણ કહે છે ''ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી. (હ.ગ.સા. ૧/૧૭/૪૩)'' ''ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી. (વ.મૃત લોયા. ૧૧)'' આથી શ્રીહરિએ સ્વમુખે બધી અવતાર મૂર્તિની પોતા સાથે અભિન્નતા કહી.

## (૧૪) શ્રી કલ્કી ભગવાનની તથા શ્રીહરિની અભિન્નતા :-

શ્રી કલ્કિ ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે કલિકાલના અંતિમ ચરણમાં 'સમ્ભ ગામમાં' વિષ્ણુ યશા નામના એક અત્યંત પવિત્ર, સદાચારી અને શ્રેષ્ઠ બ્રાહમણ હશે. તેઓ સરલ અને ઉદાર હશે અને તેઓ ભગવાનના અત્યંત પ્રેમી ભકત પણ હશે. તે જ અત્યંત પવિત્ર, ભાગ્યશાળી બ્રાહમણ, વિષ્ણુયશાને ત્યાં સમસ્ત સદ્‌ગુણોના એક માત્ર આશ્રય, નિખિલ સૃષ્ટિના સર્જક, પાલક અને સંહારક

પરંબ્રહમ પરમાત્મા ભગવાન શ્રીહરિ કલ્કિના રૂપમાં અવતરિત થશે. તેઓના રોમે રોમમાં અત્યદભુત તેજો મયી કિરણો ફેલાતી રહેશે. તેઓ મહાન બુધ્ધિ અને પરાક્રમથી સમ્પન્ન, મહાત્મા, સદાચારી તથા સંપૂર્ણ પ્રજાના હિતૈષી હશે.

વિષ્ણુયશાનો બાળક ફકત સંકલ્પ કરતા જ તેની પાસે ઇચ્છાનુ સાર વાહન, અસ્ત્ર-શસ્ત્ર, યોધ્ધા અને કવચ ઉપસ્થિત થઇ જશે. તેઓ ધર્મ વિજયી ચક્રવર્તી રાજા થશે. તેઓ ઉદાર બુધ્ધિ, તેજસ્વી બ્રાહમણ દુ:ખથી વ્યાપ્ત થએલ આ જગતને આનંદ પ્રદાન કરશે. કલિયુગનો અંત કરવા માટે જ તેઓનો પ્રાદુર્ભાવ થશે.

ભગવાન શંકર સ્વયં ભગવાનને શસ્ત્રાસ્ત્રની શિક્ષા આપશે. અને ભગવાન પરશુરામ તેઓને વેદોનો ઉપદેશ આપશે. તેઓ દેવદત્ત નામના શીઘ્રગામી અશ્વપર સવાર થઇ રાજાઓના વેષમાં છુપાઇને રહેલા પૃથ્વિ પર સર્વત્ર ફેલાએલા દસ્યુઓ અને નીચસ્વભાવના સંપૂર્ણ મ્લેચ્છોનો સંહાર કરી દેશે. તે પરમ પુણ્યમય ભગવાન કલ્કિ ભૂમંડલના સંપૂર્ણ પાતકિયો, દુરાચારિઓ અને દુષ્ટોનો વિનાશ કરી અશ્વમેધ નામનો મહાન યજ્ઞ કરશે અને તે યજ્ઞમાં સંપૂર્ણ પૃથ્વિ તેઓ બ્રાહમણોને દાન કરી દેશે.

ભગવાન કલ્કિ દસ્યુવધમાં સદા તત્પર રહેશે. તેઓ જે જે દેશ પર વિજય પ્રાપ્ત કરશે, તે તે દેશોમાં શ્યામમૃગચર્મ, શકિત, ત્રિશૂલ તથા અન્ય શસ્ત્રોની સ્થાપના કરશે. ત્યાં ઉત્તમોત્તમ બ્રાહમણ તેઓનું શ્રધ્ધા ભકિતપૂર્ણ સ્તવન કરશે અને પ્રભુ કલ્કિ તે બ્રાહમણોનો યથોચિત સત્કારક રહે.

મંગલમય ભગવાન કલ્કિના અંગ રાગનો સ્પર્શ કરી વહેનાર વાયુગામ, નગર, જનપદ અને દેશની સમસ્ત પ્રજાના મનમાં પવિત્રતાનો ભાવ ભરી દેશે.

તેઓમાં સાહજિક રીતે સભિકતાનો ઉદય થશે. તદનન્તર તેઓની સંતતિ પૂર્વવત હ્રુષ્ટ-પુષ્ટ અને દીર્ઘાયુ તથા ધર્મ પરાયણ થવા લાગશે.

આ પ્રમાણે સર્વભૂતાત્મા સર્વેશ્વર ભગવાન કલ્કિનુ અવતરણ થતા પુનઃ સત્યુગની સ્થાપના થશે.

ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે વિદિત થાય છે કે કલ્કિ અવતાર ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારવાના છે અને શ્રીહરિ અને ભગવાન કલ્કિએ અભિન્ન જ છે. જેમકે -

ભકતચિંતામણિમાં ''નમો કલ્કિ કરૂણાધામ, ધરો તન કરો જન કામ (પ્ર. ૧૦૩/33)''

સત્સંગિ જીવનમાં ''आरूह्याश्वममर्त्यदत्तवनौ निस्त्रिंशपाणिश्चरन्, कलकी पापिनराधिपांश्च बहुशो हत्वाऽवसाने कलेः। धर्मँ स्थापयिता विशुद्धमखिलं यः स्वाङ्ग सङ्गा निलस्पर्शोच्छिन्नकुबुद्धिरेष हरतात्कष्टं समग्रं हरिः॥ વર્તમાન કળિયુગના અંતે કલ્કિરૂપે પ્રગટ થઇ પોતાના શ્રીહસ્તમાં તલવાર ધારણ કરી દેવોએ આપેલા થોડા ઉપર બેસીને પૃથ્વિ ઉપર ફરશે. તે સમયે ઘણા જ પાપી રાજાઓને હણી નાખશે. પછી પોતાના સ્વરૂપના સ્પર્શવાળા શુધ્ધ વાયુના સંપર્કથી લોકોની કુબુધ્ધિનો વિનાશ કરશે અને અંતે સંપૂર્ણ વિશુધ્ધ ધર્મનું સ્થાપન કરનારા થશે આવા ભગવાન શ્રીહરિ અમારા સમસ્ત સંકટોને વિનાશ કરો. (સ.જી. ૨/૨૬/૧૮)

સ્તોત્રમાં ''बलबुधकल्किवपुषा येन चरितं। कृतं परं परं पुरू श्रयणीयमे। भजहरिमविरतं धावतु मा॥ બળવાન શ્રીકૃષ્ણ અને બુધ્ધરૂપે જે સર્વોત્તમ ચરિત્રો કર્યા હતા અને હવે કલ્કિ રૂપે ચરિત્ર કરશે. માટે અત્યંત આશ્રય કરવા યોગ્ય તે

હરિકૃષ્ણને તું ભજ (શ્રીવાસુદેવા નંદવર્ણી વિરચિત અષ્ટપદી/શ્લો-૯)'' ''असुरसङ्घ विमोहनकारकः सकरूणोऽथ कलेरवसानके। अखिलपापि विनाशयशाश्चयो भुवि भजे हरिकृष्णमहंहृदि॥ આ ધરતી ઉપર અસુરોના સંઘને મોહ પમાડનારા કરૂણામૂર્તિ બુધ્ધ રૂપે જે ભગવાન થયા હતા પછી કળિયુગના અંતે જે સમગ્ર પાપી રાજાઓનો વિનાશ કરીને પોતાના સ્પર્શવાળા પવનથી લોકોની બુધ્ધિને શુધ્ધ કરનારા યશસ્વી થશે એવા શ્રીહરિ કૃષ્ણ મહારાજને હું મારા હ્દયમાં ભજુ છુ. (શ્રી દીનાનાથ ભટ્ટ વિરચિત દશાવતાર સ્તોત્રમ્)''

કીર્તનમાં ''જયસિ શ્રીકૃષ્ણ બુધ કલકી હતારી.... જય શ્રી અવતારી ઘનશ્યામ તવ નામ પર, જાત પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ. ૧/ભક્તિ વિલાસ/પદ-૧૪૮)'' ''કલિકે અંતા, દુષ્ય સંહારી તારી હે સંતાઅગનિત નામ રૂપ ગુન ધામી, પ્રેમાનંદએ નારાયણ સ્વામી (પ્રેમાનંદ કાવ્ય/ભક્તિ વિલાસ/પદ-૧૧૫)'' ''<u>કે બુધ્ધ સ્વરૂપ થયા,</u> તમે કૌતુક કલકી રે (પ્રેમાનંદ કાવ્ય/ભા. ૧/ભક્તિ વિલાસ/પદ-૭૨૪)''

હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં ''હલધર બુધ્ધ કલ્કી વપુધારી - હળધર બલરામજી અને <u>બુધ્ધ સ્વરૂપ</u> ધાર્યુ હતુ તથા જે કલ્કિ શરીરને ધારણ કરશે. (અ.૪૬)'' ઇત્યાદિ શાસ્ત્રોના પ્રમાણોથીએ પ્રામાણિત થઇ જાય છે કે કલ્કિરૂપ ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારવાના છે.

**<u>શંકા :-</u>** શ્રીમદ્ ભાગવત (૧૦/૪૦/૨૨) ''म्लेच्छप्राय क्षत्रहन्ते नमस्के कल्कि रूपिणे। અહીં અક્રુરજી ભગવાન શ્રીકૃષ્ણની કલ્કિ રૂપ સ્તુતિ કરી છે. તથા રામ ચરિત માનસ (લંકાકાંડ/૧૧૦/૪) ''જબ જબનાથ સુરન્હ દુ:ખ પાયો । નાના તનુ ધરિ તુમ્હઇ નસાયો'' અહીં તુલસીદાસ ભગવાન શ્રીરામને જે મત્સ્ય, કચ્છપ,

કલ્કિ આદી વયુ ધારણ કરનારા કહે છે તથા પદમ પુરાણ (સૃષ્ટિ-અ. ૭૭) ''म्लेच्छान्त कायापि च कल्कि नाम्ने नमः'' અહીં વરાહ ભગવાનની કલ્કિરૂપે સ્તુતિ કરવામાં આવી છે તથા ''ભજમનનર નારાયણ સ્વામી..... દીનદયાલ દિવ્ય તનુ ધારે.... જુગ જુગ પ્રગટે દેવમુની રાજા..... કલિમલરૂપ ખંડે ઉમતનાના, કલકી સ્વરૂપ કલિકે અંતા (પ્રેમાનંદ કાવ્ય/ભકિત વિલાસ/પદ-૧૧૨ થી ૧૧૫)'' અહીં નર નારાયણ દેવને કલ્કીરૂપ ધારણ કરી આવનારા કહ્યા. તથા ''आरूह्याश्वम मर्त्यदत्त वनौ निस्त्रिशंपाणिश्चरन्, कल्की पापि नराधिपांश्च बहुशो हत्वाऽवसानेकलेः। ....... हरतात्कष्टं समग्रं हरिः॥ (સ.જી. ૨/૨૬/૧૮) અહીં ભગવાન સ્વામિનારાયણને કલ્કીરૂપ ધારણ કરીને પ્રગટ થનારા કહ્યા છે. તો કલ્કીરૂપ ધારણ કરી કોણ આવશે? કારણ કે બધા જ ઉપાસકો પોતાના આરાધ્યદેવને જ કલ્કીરૂપ ધારણ કરી પ્રગટ થવાનું કહે છે.

તો તમારી આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે ''અક્ષર ધામના અધિપતિ જ કલ્કિરૂપ ધારણ કરી ભૂતલ પર પ્રગટ થશે.'' જેમ ભગવાન સ્વામિનારાયણ કહે છે. ''અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તે જ સર્વે અવતારોનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિશે લીન થાય છે. (ગ.મ.૧૩)''

**<u>શંકા :</u>** તો પછી ''દરેક સાધકોએ પોતાને પ્રાપ્ત થયેલા પ્રભુને જ કેમ કલ્કિરૂપ ધારણ કરી પ્રગટ થનારા કહ્યા?''

તો તમારી આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે ''તે તે સમયે પ્રગટ થયેલા ભકતોને પરોક્ષ એવું અક્ષરધામનું સ્વરૂપએ ઇન્દ્રિયથી અગોચર હતુ પણ તેઓને માનુષીતનું ધારણ કરીને આવેલુ સ્વરૂપએ પ્રત્યક્ષ ઇન્દ્રિય ગોચર થતુ હોવાથી અને

તેઓ અક્ષરધામનું મૂળ અવતારી સ્વરૂપ અને ધરાતલ પર માનુષીતનુ ધારણ કરી આવનારા સ્વરૂપમાં સહેજ પણ ભેદ જાણતા ન હોવાથી તેઓએ પોતાને પ્રાપ્ત થયેલા પ્રભુને જ ભવિષ્યમાં તે તે સ્વરૂપ ધારણ કરી પ્રગટ થનારા કહ્યા છે'' વળી અવતારોમાં અવતારીનું ઐશ્વર્ય જે જ્ઞાન શક્ત્યાદિ અને કાર્ય જે મોક્ષપ્રદત્વાદિ અસાધારણ જોવામાં આવતા હોવાથી અવતારોનો અવતારી સ્વરૂપ થકી ભેદ નથી આ વાત નિત્યાનંદ સ્વામીએ ''तद्वाक्यशेषात् प्रादुर्भावेष्वपि'' આ શાંડિત્ય સૂત્રના ભાષ્યમાં ''दृश्यते हयवतारेष्वतारिणऐश्वर्यँअवतारिकार्यकरत्वं च। न चावताराणामवतारिस्वरूपतो भेदः'' આ વચનથી કહી છે આ બાબતને તે તે ભક્તો યથાર્થ રીતે જાણતા હોવાથી પોતાને મળેલા સાક્ષાત્ પ્રાપ્ત થયેલા પ્રભુને તેઓએ ભવિષ્યમાં કલ્કિરૂપ ધારણ કરી પ્રગટ થનારા કહ્યા છે. માટે તમારી શંકા અસ્થાને છે.

તો પછી શંકા થાય છે કે ''આ બધા જ અવતારોમાં સર્વાવતારિ કોણ?'' તો તમારી આ શંકાનો ઉત્તર આધારાનંદ સ્વામીના વાક્યોથી કરીએ. હરિ ચરિત્રામૃત સાગરના રચેયિતા આધારાનંદ સ્વામી કહે છે ''જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરી અને સર્વાવતારી જાણવું (હ.ચ.સા. ૪/૨૮/૪૮)''

તો ''શું હવે પછી કલ્કિ અવતાર થશે ત્યારે તેઓને પ્રગટરૂપમાં મળનરા ભક્તો માટે તે અવતાર સર્વોપરી તથા સર્વાવતારી કહેવાશે?''

કેમ નહિ આધારાનંદ સ્વામીના ઉપરોક્ત વચનો પ્રમાણ છે. અને જ્ઞાનવૃધ્ધોએ પણ આ જ પક્ષ ગ્રહણ કરેલો છે જેમકે- હનમુનાજી શ્રીરામચન્દ્રજીના અનન્ય ભક્ત હતા પણ પ્રગટ પ્રમાણ હરિકૃષ્ણનો સાક્ષાત પોતાના ઇષ્ટદેવ શ્રીરામચંદ્રજી નિશ્ચય જાણીને પ્રતિદિન ધર્મ દેવના ઘરે આવીને તેઓના દર્શન કરતા

આ વાત સ.જી. (૧/૪૨/૩૦) માં ''स हि रामचन्द्रस्य दृढ भक्तोऽनुवासरम्। तद्दर्शनं करोति स्म स्वेष्टदेवं विदन् हितम्॥ '' આ વાક્યોથી શતાનંદ સ્વામીએ સ્વમુખે કહી છે. અહીં હનુમાનજી મહારાજની નિષ્ઠા ભગવાન શ્રીરામ પ્રત્યે છે અને તેઓ તેમને જ સર્વાવતારી અને સર્વોપરી તત્વસમજે છે. રામાવતાર પછી બીજા કેટલાએ અવતારો થયા અને તે અવતારોની હનુમાનજીએ પોતાના ઇષ્ટદેવ શ્રીરામના જ અવતારો છે એમ જાણીને તેઓની ઘણી સેવા કરી હતી. પણ હનુમાનજી માટે શ્રીરામ જ સર્વોપરી અને સર્વાવતારી તત્વ છે તેમ કલ્કી અવતારમાં તેઓને પ્રગટ પ્રમાણ જે જે ભક્ત મળશે તેને માટે તે સર્વોપરી અને સર્વાવતારી કહેવાશે. માટે હવે આ બાબતમાં શંકાનો કોઇ અવકાશ રહેતો નથી.

### (૧૫) <u>શ્રી નારદ અવતાર સાથે શ્રીહરિની અભિન્નતા :-</u>

મંગલમૂર્તિ નારદજી ભગવાન સ્વામિનારાયણના મનનો અવતાર છે કૃપામય ભગવાન જે પણ કંઇ કરવા ઇચ્છે છે, સર્વજ્ઞ અને સર્વદર્શીવીણાપાણિ નારજી દ્વારા એવી જ ચેષ્ટા થાય છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યુ છે - ''तृतीयमृषिसर्गँ च देवर्षित्वमुपेत्य सः। तन्त्रं सात्वतमाचार नैष्कर्म्यँ कर्मणांयतः॥'' (૧/૩/૮) અર્થાત્ ઋષિઓની સૃષ્ટિમાં તેઓએ દેવર્ષિ નારદજીના રૂપમાં ત્રીજો અવતાર ગ્રહણ કરેલો અને સાત્વત તંત્ર-નારદ પંચરાત્રનો ઉપદેશ કરેલો, જેમાં કર્મો દ્વારા કેવી રીતે કર્મ બંધનથી મુક્તિ મળે છે. તેનું વર્ણન છે. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ વાત સ્પષ્ટપણે વિદિત થઇ જાય છે કે દેવર્ષિનારદ અને ભગવાનશ્રી હરિએ અભિન્ન તત્ત્વ જ છે જેમકે -

''તમે નારદનું તન લહ્યું, નૈષ્કર્મ્ય સાત્વત તંત્ર કહ્યું'' (ભક્તચિંતામણી/૧૦૩/૪૧ - અહીં નિષ્કુળાનંદ સ્વામીએ શ્રીહરિને જ નારદ અવતાર ધારણ કરનારા કહ્યા.)

''જય શ્રીમહારાજ શ્રીહરિ ધર્માત્મજ.... જયશ્રી નારદ વ્યાસ પૃથુ હરિ હંસા.... જય અવતારી ઘનશ્યામ નામ પર, જા તે પ્રેમાનંદ પ્રાનવારી. (પ્રેમાનંદ કાવ્ય ભાગ. ૧/ભકિત વિલાસ/પદ-૧૪૮)''

''नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धं धृतपुरूवपुर्ष नौमि नारायणंत्वाम्। નારદ, મહારાજ, નરનારાયણ(રાજરાજ), ધન્વંતરી અને વ્યાસદિરૂપે તથા બુધ્ધરૂપે પ્રગટીને અસુરોને મોહ પમાડેલા હતા તે તમો હમણા ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરીને રહેલા નારાયણને હુ કાય વાણી મનથી પ્રણામ કરૂ છુ. (સ.જી. ૩/૧૭/૨- અહીં નારદ અવતાર ધારણ કરીને શ્રીહરિ જ પધાર્યા હતા એમ કહ્યુ.)''

નનું (ગ.મ.૩૪ વ.મૃતમાં) ભગવાન સ્વામિનારાયણ કહે છે કે ''નારદાદિક જે પૂર્વે મુકત થયા છે તેમનો એક પોતપોતાનો જીવ જ મુકત થયો છે.'' આ ભગવાન શ્રીહરિ સ્વમુખે નારદજીની મુકતમાં ગણતરી કરે છે. તો તમો તો તેને ભગવાનના અવતાર કહો છો. માટે તમારો પક્ષ શ્રીહરિના વચનામૃતથી જ ખંડિત થઇ જાય છે.

તો તમારી આ શંકા સામે કહેવાનુ કે- ધરાતલ પર ભગવાનના અવતારો બે રીતે થાય છે. (૧) સ્વયં અવતરે અને (૨) પોતાના ગુણ ઐશ્વર્ય વડે પોતાના એકાન્તિક ભકત મુકતોમાં પ્રવેશ કરી અવતરે. આ બાબતને આચાર્ય રઘુવીરજી મહારાજે (હરિવાકય સુધાસિંધુની સેતુમાળા ટીકા-તરંગ/૧૩૨/૫ માં) ''स्वयंतयाऽवतीर्यते गुणैश्वर्यादिना भगवता स्वैकान्तिक मुक्तैष्वितिव्युत्पुत्त्यास्वकीयमुक्त

भक्त द्वारा चेत्येवं द्विविधा अपि प्रादुर्भावाः॥ આ વચનોથી કહી છે. નારદજી એક અક્ષર મુકત છે જયારે ધરાતલ પરથી પાંચ રાત્ર શાસ્ત્ર લુપ્ત થઇ ગયુ ત્યારે તે પાંચ રાત્ર શાસ્ત્રનો ઉધ્ધાર કરવા માટે ભગવાન શ્રીમન્નારાયણે ગુણ ઐશ્વર્યે કરી નારદજીમાં પ્રવેશ કર્યો અને તેઓએ પાંચરાત્ર શાસ્ત્રનો પુનઃ ઉધ્ધાર કર્યો જે ''નારદ પાંચરાત્ર'' ના નામે ઓળખાય છે અને કાર્યપૂર્ણ થતા નારદજીમાંથી શ્રીહરિએ પોતાનું ગુણ ઐશ્વર્ય પરશુરામજીની માફક પાછુ ખેંચી લીધુ એટલે નારદજી જેમ હતા તેમ થઇ ગયા. જેમ પરશુરામજી ભગવાન શ્રીરામે શીવધનુષનો ભંગ કર્યો એટલે ક્રોધાયમાન થઇ વિવાહ કરી અધ્યોપતિ જતા શ્રીરામ ઇત્યાદિકને માર્ગમાં રોકી અને શ્રીરામ લક્ષ્મણને ઉગ્ર ભાષામાં પવિત્ર ધનુષને ભંગ કરવા બદલ ધમકાવવા લાગ્યા ત્યારે સાક્ષાત્ પુરૂષોત્તમ નારાયણ એવા શ્રીરામે સંકલ્પ કર્યો ત્યાં પરશુરામજીનું વૈષ્ણવ તેજ નિકળી શ્રીરામચંદ્રમાં મળી ગયુ આ સમસ્ત પ્રસંગ (વાલ્મિકી રામાયણ/બાલકાંડ/૭૬/૧૧-૧૨) માં ''जडीकृते तदालोके रामे वरधनुर्धरे। निर्वार्योजागदग्न्योऽसौ रामो राममुदैक्षत॥ तेजोभिर्गतवीर्यत्वाज्जामदग्न्यो जडीकृतः॥'' આ વાકયોથી વાલ્મિકીજી કહે છે. આ પ્રમાણે નારદજીનું પણ સમજી લેવું. આ પ્રકારનો અવતારએ ભગવાનનો આવેશાવતાર કહેવાય છે. જેમ અગ્નિમાં લોઢાનો ગોળો મૂકતા તે પોતાના શ્યામવર્ણનો ત્યાગ કરી રક્ત વર્ણનો થઇ જાય અને પુનઃ તેને જયારે અગ્નિની બહાર કાઢવામાં આવે ત્યારે તે પોછો પોતાની મૂળ સ્થિતિમાં આવી જાય તેમ આવેશાવતારમાં પણ જીવમાં ભગવાનનો કોઇક કાર્ય નિમિત્તે ગુણ ઐશ્વર્યે કરીને વિશેષ પ્રવેશ થાય ત્યારે તેઓ જીવનું જીવપણુ દબાવી પોતાનું સામર્થ્ય પ્રગટ કરે. અને તે કાર્યપૂર્ણ થતા પરમાત્મા પોતાના ગુણ ઐશ્વર્યને તેમાંથી અર્થાત્ જીવમાંથી તિરોધાન કરે ત્યારે તે જીવ પુનઃ જેવો હતો તેવો થઇ જાય આ સમ્બન્ધમાં

ભકત ચિંતામણીમાં (પ્ર. ૧૪૧/૪૦-૪૭) માં આવતુ અવલબાઇનું દૃષ્ટાંત અવલોકનિય છે. નિષ્કુળાનંદ સ્વામી લખે છે -

''વળી પૈજનામે એક ગામ, કણબી ભકત અવલ એવુ નામ ॥ સાંખ્ય યોગી પાળે વ્રતમાન, ભજે પોત્યે પ્રકટ ભગવાન । ધરે ધ્યાન તે પ્રકટતણું તેણે કરી ભૂલિ પોતાપણું ॥ ભુલિ તન બોલી બદલાણી, કહે સેવો મને સ્વામી જાણી । વળી પુછો જે પુછવું હોય, મને સંશય રાખશોમાં કોય ॥ કહે હું સહજાનંદ સ્વામી, સરવેનો છુ અંતર જામી । એમ કહી પછી માંડયું કહેવા, જેને મને હતા ઘાટ જેવા ॥ એમ ઐશ્વર્ય દેખાડે બહુ, જોઇ આશ્ચર્ય પામિયાં સહુ । જો જયો મહારાજનો પરતાપ, કહે છે ચાંથી કહે જેમ આપ ॥ એમ રહ્યું દિન દોય ચાર, પછી ઉપજયો એમ વિચાર । હું તો દાસ શ્રીજીમહારાજ કેરી, કેમ બેઠાં આ મુજને દોરી ॥ આવું આસન ન ઘટે મને, એમ કહી લાગી પાય સહુને । એક બાઇની વાત જે કહી, જો જયો વિચારી સાંસતાં કહી.॥'' અહી પણ અવલબાઇના શરીરમાં રહેલા ભગવાન સ્વામિનારાયણે તેના થકી પોતાનું ઐશ્વર્ય પ્રગટ કર્યુ ત્યારે તે અવલબાઇનું અવલબાઇ પણુ દબાવી શ્રીહરિએ પોતાનું ઐશ્વર્ય પ્રગટ કર્યુ અને અવલબાઇ પોતાને જ ''સહજાનંદ સ્વામી'' કહેવા લાગી. પણ જયારે શ્રીહરિએ પોતાનું ઐશ્વર્ય તિરોધાન કર્યું ત્યારે અવલબાઇ જેમ હતા તેમ થઇ ગયા. આ પ્રમાણે નારજી અને પરશુરામજીનું સમજવું માટે તમારી શંકા અસ્થાને છે.

## (૧૬) <u>શ્રી સનકાદિક અવતાર સાથે શ્રીહરિની અભિન્નતા :-</u>

નિવૃત્તિ માર્ગના આચાર્ય સનકાદિક અવતારના પ્રાગટવનો ઉપક્રમ એવો છે કે સૃષ્ટિના પ્રારંભમાં લોક પિતામહ બ્રહ્માજીએ વિવિધ લોક રચનાની ઇચ્છાથી તપશ્ચર્યા કરી બ્રહ્માજીની તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ વિશ્વધાર પ્રભુએ ''તપ'' અર્થવાળા

''સન'' નામથી યુકત થઇ સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર આ ચાર નિવૃત્તિ પરાયણ ઉર્ધ્વરેતા મુનિઓના રૂપમાં અવતાર ધારણ કર્યો. તેઓ પ્રાગટય કાળથી જ મોક્ષ માર્ગ પરાયણ ધ્યાનમાં તલ્લીન રહેવાવાળા, નિત્ય સિધ્ધ અને નિત્ય વિરકત હતા. પણ આ નિત્ય બ્રહ્મચારીથી બ્રહ્માજીની સૃષ્ટિ વિસ્તારની આશા પુર્ણ થઇ નહી શકી.

સનકાદી પોતાના યોગ બળથી અથવા ''हरिः शरणम्'' મન્ત્રના જપના પ્રભાવથી સદાને માટે પાંચ વર્ષની ઉંમરના જ રહ્યા છે. તેઓ પ્રમુખ યોગવેત્તા, સાંખ્ય જ્ઞાન વિશારદ, ધર્મશાસ્ત્રના આચાર્ય તથા મોક્ષ માર્ગના પ્રવર્તક છે. શ્રી નારજીને તેઓ એ જ ભાગવતનો ઉપદેશ આપેલો હતો. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટપણે ઉલ્લેખ જોવા મળે છે કે સનકાદિક રૂપે પણ ભગવાન સ્વામિનારાયણ પધારેલા અને શ્રીહરિ અને સનકાદિકોની પરસ્પર અભિન્નતા છે જેમકે-

ભકત ચિંતામણી (પ્ર. ૧૦૩/૩૬-) ''તમે સનકાદિક તનુધારી, આત્મ તત્ત્વની વાત વિસ્તારી..... જે જે કર્યા પૃથ્વી પર કાજ, તે તો સર્વે તમે મહારાજ''

સત્સંગિ જીવન (૩/૧૭/૨) ''यज्ञं रामं कुमारं हय शिर समर्थो नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धं धृतपुरूवपुर्ष नौमि नारायणम् त्वाम्॥ યજ્ઞ, રામ, સનકાદિક, હયગ્રિવ નારદ, રાજરાજ શ્રી નરનારાયણ, વ્યાસ, કૃષ્ણ, અને બુધ્ધાદિ રૂપે પ્રગટીને અસુરોનો સંહાર કર્યો હતો તે તમો હમણાં ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરીને રહેલા નારાયણને હું કાય, વાણી અને મનથી પ્રણામ કરૂ છું. (આથી સનકાદિક અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા એમ સ્પષ્ટ થયુ.)

કીર્તનમાં ''જયશ્રી બદ્રિપતિ કપિલ, સનકાદિક..... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ નામ પર, જાતે પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/ભક્તિ વિલાસ/પદ-૧૪૮)''

આમ સંપ્રદાયના માન્ય પ્રબંધો પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે નિવૃત્તિ માર્ગનો આદર્શ સ્થાપિત કરવા માટે ભગવાન સ્વામિનારાયણ જ સનકાદિક રૂપે પ્રગટ થયેલા તથા અવતારી એવા સ્વામિનારાયણ અને અવતાર એવા સનકાદિકએ તત્ત્વથી અભિન્ન જ છે આ બધી જ બાબતોનો ઉલ્લેખ નિત્યાનંદ સ્વામીએ શાંડિલ્યસૂત્ર ''तद्वाक्यशेषात् प्रादु भावोष्वपि'' (૨/૧/૨૧) તથા ''एवं तत्तदालम्बनापि भक्तिः परा (शा. सू. ૨/૧/૩૦)'' આ સૂત્રમાં કરી છે તે તે થકી દ્રસ્તવ્ય છે. આધારાનંદ સ્વામી પણ ''મૂર્તિમાં ભેદ નથી ભેદ તો ભકતોની રૂચિમાં છે. (હ.ચ. સાગર-૧/૮૦/૨૮)''

ન.નુ. ભગવાન શ્રીહરિ (વરતાલ-૧૫)માં કહે છે ''જેમ જય વિજય ભગવાનના પાર્ષદ હતા. તેણે સત્પુરૂષ એવા જે સનકાદિક તેનો દ્રોહ કર્યો ત્યારે અસુર ભાવને પામી ગયા'' તથા (સારંગ-૧૪-) ''સનકાદિક જેવા સંતનો દ્રોહ કરે તો વૈકુંઠાદિક જેવા ધામને પામ્યો હોય તો પણ પડી જાય છે.'' ઇત્યાદિ સ્થાનો પર સનકાદિક ઋષિની શ્રીહરિએ સત્પુરૂષ તરીકે ગણના કરી છે. અને તમો તેઓને અવતાર ગણી શ્રીહરિ સાથે અભિન્ન કહો છો. આ બાબત તો પરસ્પર વિરોધાભાસ જણાય છે.

તો તમારી આ શંકાના ઉત્તરમાં કહીએ છીએ કે ધરાતલ પર ભગવાનના અવતારો બે રીતે થાય છે. (૧) કયાં તો પરમાત્મા અક્ષરધામસ્થ મૂળરૂપ માંથી સજાતિય દ્વિતીય રૂપ ધારણ કરી રામ, શ્યામ અને ઘનશ્યામ ઇત્યાદિની જેમ સ્વયં

પધારે અથવા (૨) અક્ષરધામસ્થ મુક્તોમાં સ્વરૂપની અથવા શકિતથી આવેશ થઇ ધરાતલ પર નારદ, સનકાદિક, પરશુરામ, પૃથુ ઇત્યાદિની જેમ પધારે છે. આને આવેશ અવતાર કહેવાય છે. આવેશમાં પણ બે વિભાગ છે. (૧) સ્વરૂપ આવેશ અને (૨) શક્ત્યાવેશ. સ્વરૂપ આવેશ એટલે ''પોતાના દિવ્ય-વિગ્રહ અને દિવ્ય ગુણની સાથે શ્રી ભગવાનનો આવેશ.'' અને શક્ત્યાવેશ એટલે ''વિશિષ્ટ કાર્ય સમ્પન્ન કરવા માટે જીવ વિશેષના શરીરમાં સામર્થ્ય માત્ર શ્રી ભગવાનનો આવેશ તે શક્ત્યાવેશ.'' (જુઓ હરિ વાકય સુધા સિંધુ/સે. ટીકા/ત.૧૩૨/૫ તથા યતિન્દ્ર મત દીપિકા અવતાર-૯) પરશુરામજી, નારદજી, અને સનકાદિક મુનિઓએ ભગવાનના શક્ત્યાવેશના અવતાર હતા. ભગવાન શ્રીહરિએ બ્રહ્મચર્યાશ્રમનો આદર્શ સ્થાપિત કરવા તેઓમાં પોતાની શક્ત્યાવેશથી પ્રવેશ કરેલો. ભગવાનનો જયાં સુધિ તેઓમાં પ્રવેશ હતો ત્યાં સુધિ તેઓ પરમાત્મારૂપ હતા. પણ જયારે પોતાનુ કાર્ય પૂર્ણ થતા પરમાત્માએ પોતાના આવેશનો ભગવાન પરશુરામની જેમ સનકાદિકમાંથી તિરોધાન કરી દીધો એટલે તેઓ પ્રથમની જેમ જેવા હતા તેવા થઇ ગયા એટલે શ્રીહરિએ તેઓને અહીં સત્પુરૂષ તરીકે ઉલ્લેખ કરેલો છે. માટે તમારી શંકા અસ્થાને છે.

**(૧૭) શ્રી કપિલ ભગવાન સાથે ભગવાન શ્રીહરિની અભિન્નતા :-**

કપિલ ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે સૃષ્ટિના આરંભમાં પાદ્મકલ્પમાં સ્વાયમ્ભુવ મન્વન્તરની વાત છે. લોકપિતામહ ચતુરાનનને સૃષ્ટિ સંવર્ધ્ધમની જ ચિન્તા હતી. તેઓએ સ્વાયમ્ભુવ મનુને શતરૂપા સાથે વિવાહ કરવાની પ્રેરણા કરી તદનન્તર સ્રષ્ટા બ્રહ્માજીએ પોતાના માનસ પુત્ર મહર્ષિ કર્દમને પણ પ્રજાની વૃધ્ધિનો આદેશ આપ્યો.

મહર્ષિ કદર્મે પિતાની આજ્ઞાનો સ્વિકાર કર્યો અને બિન્દુ સરોવર પર જઇ તેઓ તપશ્ચર્યા પરાયણ થયા. અને દશ હજાર વર્ષની તપશ્ચચર્યાના અંતે ભગવાન શ્રીહરિએ તેઓને પ્રત્યક્ષ દર્શન આપ્યા. ભગવાનના દર્શન થતા તેઓ ભગવાનના ચરણમાં દંડની જેમ પડી ગયા અને પછી હાથ જોડીને પ્રેમપૂર્ણ હ્રુદયથી મધુર વાણીમાં તેઓની સ્તુતિ કરવા લાગ્યા.

સ્તુતિના અંતે ભગવાન શ્રીહરિ કર્દમ પ્રત્યે બોલ્યા. ''મુને! જેને માટે તમો તપશ્ચર્યા કરો છો તે તમારી ઇચ્છા અવશ્ય પૂર્ણ થશે'' તે પછી ભકત પ્રાણધન શ્રીહરિએ સસ્મિત કર્દમજીને કહ્યું ''સપ્તદ્વીપા વસુન્ધરાના યશસ્વી સમ્રાટ સ્વાયમ્ભુવ મનુ બ્રહ્માવર્તમાં રહી પૃથ્વિનુ શાસન કરી રહયા છે. તેઓ આજથી ત્રિજા દિવસે રૂપ યૌવન ગુણ-શીલ-સમ્પન્ના દેવહૂતિ નામની કન્યાને લઇ પોતાની સાધ્વી પત્ની શતરૂપાની સાથે અહીં આવશે. તે રાજકન્યા સર્વથા તમારે યોગ્ય છે. મહારાજ સ્વાયમ્ભુવ મનુ તે કન્યાને સવિધ તમોને અર્પણ કરી દેશે. તે મહિમામયી આદર્શ દેવીના ગર્ભ થકી નવ કન્યા પ્રગટ થશે. તે બધી કન્યા મરીચ્યાદિ ઋષિઓ સાથે વિવાહીત થઇ સ્રષ્ટા બ્રહમાજીને અભિષ્ટ સૃષ્ટિ સંવર્ધનમાં સહાયક થશે.'' તે પછી સર્વન્તર્યામી, સર્વસમર્થ, કરૂણા વરૂણાલય પ્રભુ બોલ્યા - ''अहं स्वांशकलया त्वद्वीर्येण महामुने। तव क्षेत्रे देवहूत्यां प्रणेष्ये तत्त्वसंहिताम्॥ '' (भाग– ૩/૨૧/૩૨) અર્થાત્ ''હે મહામુને! અમો પણ અમારા અંશ કલારૂપથી તમારા વીર્ય દ્વારા તમારી પત્ની દેવહૂતિના ગર્ભથી અવતીર્ણ થઇ સાંખ્ય-શાસ્ત્રની રચના કરશુ.''

આટલું કહી શ્રીહરિ અંતર્ધાન થઇ ગયા. તે પછી ત્રીજા દિવસે મનુ મહારાજ પોતાની પત્ની શતરૂપા સાથે દેવહૂતિને લઇ કર્દમજી પાસે આવ્યા અને તેઓએ વિધિવત દેવહૂતિનું કર્દમ ઋષિને દાન કર્યુ. અને દેવહૂતિને કર્દમ ઋષિ થકી પ્રથમ તો નવ કન્યા થઇ અને તે નવે કન્યા વયસ્ક થતા તેઓને પોતાના પિતા બ્રહ્માજીના

આદેશનુસાર નવે નવ કન્યા કર્દમજીએ વશિષ્ટાદિ નવ પ્રજાપતિને દાન કરી. તે પછી ભગવાન શ્રીહરિએ કહ્યા મુજબ કર્દમજીની દશમી સંતાન તરીકે સાક્ષાત્ ભગવાને કપિલ નામ ધારણ કરી અવતાર ધારણ કર્યો. તે પછી માતા-પિતાને સદ્‌ગતિ આપી તેઓએ આસુરી તથા પંચશિખ ઋષિને સાંખ્ય શાસ્ત્રનો ઉપદેશ આપ્યો. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટપણે ઉલ્લેખ જોવા મળે છે કે કપિલાવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા અને તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા છે. જેમકે -

''ધર્યું કપિલ તન માત કાજ, કહ્યું સાંખ્ય તત્ત્વ મુનિરાજ...... જે જે કર્યાં પૃથ્વી પર કાજ, તે તો સર્વે તમે મહારાજ (ભક્ત ચિંતામણી/૧૦૩/૫૪)''

''જય શ્રી બદ્રીપતી કપિલ,.... જય શ્રી અવતારી ઘનશ્યામ........ (પ્રેમાનંદ કાવ્ય-ભાગ. ૧/૫૬-૧૪૮)''

'' मत्स्यं कूर्मं वराह कपिलमथ हरिं,.... धृतपुरूवपुर्ष नौमिनारायणं त्वाम्॥ હે પ્રભો! તમોએ પૂર્વે મત્સ્ય, કૂર્મ, વારાહ, નૃસિંહ, કપિલ હરિ રૂપે અવતાર ધારણ કરેલો તે તમો ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરીને રહેલા નારાયણને હું કાયવાણી અને મનથી પ્રણામ કરૂ છુ. (સ.જી. ૩/૧૭/૨)'' ઇત્યાદિ.

આમ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતાએ વાત સ્પષ્ટ થઇ જાય છે કે કપિલરૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા. અને અવતાર સાથે અવતારી એવા સ્વામિનારાયણની અભિન્નતા હોવાથી તેઓ બન્ને વચ્ચે કોઇ ભેદ નથી. આધારાનંદસ્વામી પણ કહે છે. - ''અવતારોમાં કોઇ ભેદ નથી પણ ચરિત્રોમાં બહુ ભેદ છે. (હ.ચ. સાગર/૮/૧૩/૧૫)'' ''શ્રી હરિ અક્ષરધામમાં જે રીતે રહ્યા છે અને જેવો પ્રતાપ ધારી રહ્યા છે તેવોને તેવો પ્રતાપ શ્રીહરિ જયારે ભૂમિ

ઉપર અવતાર ધારણ કરે છે ત્યારે ત્યારે પ્રકટ કરે છે એક રંચ માત્ર પણ તે પ્રતાપ ન્યૂન નથી હોતો. જે લોકો પોતાની મોટાઇ જણાવવા માટે ભગવાનના અવતારોને ન્યૂન કહે છે તેઓને તો આ જગતમાં લબાડ જાણવા ભગવાનના અવતારો તો અનેક છે, તેમાં કોઇ અવતારની ઓથ લઇને બીજા અવતારોનું ખંડન કરે છે તેને તો કશો વિવેક નથી જયાં અને જે સમયે જેવું કામ હોય ત્યાં અને તે સમયે તેવું શરીર ભગવાન ધારણ કરે છે અને તે ઘનશ્યામ સ્વયં સ્વતંત્ર ઇચ્છાથી ધારે છે. તેવા શરીરમાં પણ તે પ્રભુ એકના એક જ હોય છે તે કોઇ બીજા (અવર) થઇ જતા નથી (હરિચરિત્રામૃત સાગર/૯/૫૧/૧૧ થી ૧૬ આથી બધા જ અવતારોની અભિન્નતા કહી અવતારોની નીંદા કરનારાને અવિવેકી કહ્યો.)''

## (૧૮) ભગવાન દત્તાત્રેય સાથે શ્રી હરિની અભિન્નતા :-

''જે અજ્ઞાન-તિમિરને દૂર કરી હુદયમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવે તેને ગુરુ કહે છે.'' '' गिरति अज्ञानम्'' અથવા '' गृणाति ज्ञानम् स गुरू:'' આવી ગુરૂ શબ્દની વ્યુત્પત્તિ છે. જીવોનું અજ્ઞાન સમાપ્ત કરી અથવા જીવોના હુદયમાં જ્ઞાનનો પ્રકાશ ફેલવવા માટે જ પ્રાયઃ ભગવાનના અવતારો થાય છે. આમ જોવા જઇએ તો અવતારોને કેટલાએ પ્રયોજન હોય છે. પરંતુ જીવોના અજ્ઞાનાન્ધકાર - નિવારણ એ અવતારોના પરમ પ્રયોજન માનું એક પ્રયોજન છે. જયાં સુધિ સૃષ્ટિમાં જીવાત્મા છે. ત્યાં સુધી આ કર્મને અવિરત રૂપમાં ચલાવવું અપરિહાર્ય છે. - એવું વિચારી ભગવાન શ્રીહરિએ સદ્‌ગુરુ શ્રી દત્તાત્રેયજીના રૂપમાં અવતાર ગ્રહણ કર્યો.

જેમ જલપૂરિત મહા સરોવરમાં અસંખ્ય શ્રોત ઉમડી પડે છે. તે પ્રમાણે પરોપકાર માટે ભગવાનના અવતારો થતા રહે છે. તે અનંત અવતારોમાં ચોવિસ અવતારોનો નિર્દેશ શ્રીમદ્ ભાગવતકારે કરેલો છે. તે ચોવિસ અવતારોમાં

સિધ્ધરાજ ભગવાન દત્તાત્રેયનો અવતાર છઠો મનાય છે. આ અવતારની પરિસમાપ્તિ થઇ નથી. એટલે માટે તેને ''અવિનાશી'' પણ કહે છે. તેઓ સમસ્ત સિધ્ધોના રાજા હોવાને કારણે ''સિધ્ધરાજ'' તરીકે પણ ઓળખાય છે. યોગ વિદ્યામાં અસાધારણ અધિકાર રાખવાને કારણે તેઓને ''યોગિરાજ'' પણ કહે છે. તેઓએ અસાધારણ યોગ ચાતુર્યથી દેવતાઓનું પણ સંરક્ષણ કરેલું. એટલે તેઓ ''દેવદેવેશ્વર'' પણ કહેવાય છે.

''મને પ્રાણિઓનું દુઃખ નિવારણ કરવાવાળા પુત્રની પ્રાપ્તિ થાય'' આવા અભિપ્રાયથી અત્રિમુનિની ભાવપૂર્ણ ઘોર તપસ્યા જોઇને અત્યંત પ્રસન્ન થઇ ભગવાન શ્રીહરિ તેઓ સન્મુખ પ્રગટ થયા અને અત્રિ ઋષિને તેઓએ વરદાન માંગવા કહ્યુ ત્યારે અત્રિ ઋષિએ પ્રભુ પાસે તેઓના જેવા પુત્રની યાચના કરી. ત્યારે ભગવાન બોલ્યા ''અમો પોતે પોતાને જ તમોને દાન કરીએ છીએ'' આમ દાન કરવાને કારણે તેઓની ''દત્ત'' સંજ્ઞા થઇ ''दत्तो मयाहमिति यद् भगवान् स दत्तः'' (श्रीमद् भाग. २/७/४)'' અત્રિ મુનિના પુત્ર હોવાથી ''આત્રેય'' પણ કહેવાય છે. ''दत्त'' અને ''आत्रेय'' આ બન્ને નામોના સંયોગથી ''દત્તાત્રેય'' એક જ નામ રૂઢ થઇ ગયુ. તેઓ નિસ્પૃહ થઇ સદાને માટે જ્ઞાનનું દાન આપતા રહે છે. એટલે માટે તેઓ ''સદ્ગુરુ'' કે ''ગુરૂદેવ'' આ બન્ને વિશેષણો તેમના નામની પહેલા વ્યવહૃત થાય છે. આ પ્રમાણે દત્તાત્રેય ભગવાનના અવતારનો ઉપક્રમ પુરાણોમાં જોવા મળે છે. ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથોનું અવલોકન કરતા એ સ્પષ્ટપણે વિદિત થાય છે કે દત્તાત્રેય અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા અને તેઓ બન્ને જણા પરસ્પર તત્ત્વથી અભિન્ન જ છે જેમકે -

ભકત ચિંતામણી (પ્ર. ૧૦૩/૩૫) માં નિષ્કુળાનંદ સ્વામી કહે છે. ''તમે થઇ દત્તાત્રેય નાથ, કર્યા યદુ હૈહય સનાથ...... જે જે છે જે કાંય, તે તો સર્વે તમારી ઇચ્છાય.'' (આમ શ્રીહરિને જ દત્તાત્રેય રૂપે પ્રગટ થનારા કહ્યા.)''

वासुदेव च वैन्यं दत्तात्रेय च हंस...... धृतपरूवपुर्ष नौमिनारायणं त्वाम्॥ વાસુદેવ, પૃથુ, દત્તાત્રેય અને હંસ અવતારો ધારણ કરી ભકતોના કાર્યો કરનારા પ્રત્યક્ષ શ્રીહરિ કૃષ્ણ તમોને હુ નમસ્કાર કરૂ છું. (સ.જી. ૩/૧૭)

''દત્ત, ધનવંતરી મનુ હય રૂપ ધારી..... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ નામ પર, જાતે પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧/પદ-૧૪૮)'' ઇત્યાદિ.

આમ ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એ વાતની સ્પષ્ટતા થાય છે કે દત્તાત્રેય રૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા અને અવતાર એવા દત્તાત્રેય અને અવતારી એવા શ્રીહરિમાં કોઇ ભેદ ન હોવાથી તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા પ્રતિપાદિત થાય છે. જેમ આધારાનંદ સ્વામી કહે છે. ''ભગવાન બોલ્યા કે અમારા અનંત રૂપ હોવા છતાં પણ અને એક જ છીએ જે મુઢ બુધ્ધિના લોકો છે તે તેમાં પોતાની બુધ્ધિ પ્રમાણે તર્ક કરે છે. અને તેને પોતાને અમારૂ જ્ઞાન લેશ માત્ર પણ હોતુ નથી. અમારી બાબતમાં જેટલા તર્ક કરતા હોય છે. તે બધા બાળ બુધ્ધિના છે. (હ.ચ.સાગર/૨૬/૭૦/૬-૭ આથી સ્વમુખે ભગવાને જ પોતાની બધા અવતાર સાથે અભિન્નતા કહી.)''

અહીં એક વાતની ચર્ચા કરી લઇએ કે ઉન્મત્તગંગા માહાત્મ્ય (અ. ૮૧/૩૪)માં શ્રી આનંદાનંદ સ્વામીએ દરબાર કાકુભાઇને કહ્યું કે ''ततस्तस्मैदत्तमदीदृशद्धरि:। चैतन्यानन्द वेषेण मरालमण्डले स्थितम्॥ સંતોના મંડળમાં શ્રી ચૈતન્યાનંદ સ્વામીના વેશે રહેલા શ્રી ''દત્તાત્રેય ભગવાનના દર્શન કરાવ્યા.''

આમ અહીં આ ગ્રંથમાં ચૈતન્યાનંદ સ્વામીને દત્તાત્રેયનો અવતાર બતાવેલા છે જયારે હરિ લીલા મૃતમ્ (૯/૫/૨૭-૨૮) માં તેઓને અગસ્ત સમાન ગુણવાળા બતાવેલા છે. ''જે છે પરમ ચૈતન્યાનંદ । મુનિ છે તે અગસ્ત સમાન.'' આમ આ બન્ને ગ્રંથો આ બાબતમાં પરસ્પર વિરૂધ્ધતા બતાવે છે. અને તેના રચેચિતા પણ એક વિહારી લાલજી મહારાજ જ છે.

હવે અહીં શંકા થાય કે ભગવાન સ્વામિનારાયણ કહે છે કે ''એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તે જ સર્વે અવતારનું કારણ છે. અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે. અને પાછા પુરૂષોત્તમને વિશે લીન થાય છે (ગ.મ. ૧૩)'' આ વચનથી બધા અવતારો પોતાનું કાર્યપૂર્ણ થયા બાદ અક્ષરધામસ્થ મૂળરૂપમાં લીન થઇ જાય છે. તો પછી ચૈતન્યાનંદ સ્વામી દત્તાત્રેય ભગવાનનો અવતાર કેવી રીતે? જો દત્તાત્રેય ભગવાનને પરશુરામજી કે નારદ ઋષિની જેમ આવેશ અવતાર માનીએ તો એ બાબત શકય પણ હોય પણ દત્તાત્રેય ભગવાન શ્રીમદ્ ભાગવત (૨/૭/૪) ''दत्तो मयाहमिति पद् भगवान् स दत्तः'' આ વચનાનુસાર ભગવાન શ્રીહરિના સાક્ષાત્ અવતાર છે માટે એ શકય નથી. તો વિહારી લાલજીના આ વચનોનું સમાધાન કેવી રીતે કરવું. તો આનુ સમાધાન લક્ષણાથી કરવું પડે જેમ ''गंगायां घोषः'' ગંગાના પાણીમાં ઝુપડી, ગંગાના પાણીમાં ઝુપડી ન હોય પણ તેના કિનારા પર ઝુપડી હોય એટલે અહીં ગંગાના પાણીમાં ઝુપડી કહેવાથી તેના કિનારા પર ઝુપડી એમ સમજવું તેમ અહીં પણ ચૈતન્યાનંદ સ્વામીએ સાક્ષાત્ દત્તાત્રેયના અવતાર નહી પણ તેઓમાં દત્તાત્રેય જેવા ગુણો હોવાથી તેઓને દત્તાત્રેયના અવતાર કહ્યા. જેમ કોઇ મનુષ્યનું નામ તેના ગુણે કરી શાર્દુલ (સિંહ) હોય પણ તેથી તે કાંઇ સિંહ થઇ જતો નથી તેમ અહીં પણ જાણવું.

આવી વાત રઘુવીરજી મહારાજ માટે પણ કહેવાય છે જેમ દુર્ગપુરમાહાત્મ્ય (અ. ૮૯/૧૭)માં ''दक्षिणस्यां हि राजेन्द्र। रघुवीरार्य भूपतिः। दाशरथि सुरश्चापि तिष्ठति स्महरेनृप॥ હે રાજન્દ્ર! શ્રીહરિની મહાપૂજા કરતા હોય ત્યારે તેઓની દક્ષિણ દિશામાં આચાર્ય શ્રેષ્ઠ રઘુવીરજી હતા કે જે દશરથનંદન શ્રીરામજી કહેવાયા છે.'' અહીં પણ ગ્રંથકાર રઘુવીરજી મહારાજનો અભિપ્રાય નહિ સમજીને કેટલાક અજ્ઞાનિ લોકો તેઓને રામચંદ્રજીનો અવતાર કહે છે જો કદાચ પરશુરામજી તથા નારદ સનકાદિકની જેમ ભગવાન શ્રીરામ આવેશાવતાર હશે તો એ વાત શક્ય હોય પણ શ્રીમદ્ ભાગવત (૯/૧૦/૨) ''भगवानेष साक्षाद् ब्रह्ममयो हरिः'' મહારામાયણમાં ''रामस्तु भगवान् स्वयम्'' આમ અહીં ગ્રંથકારો શ્રીરામ માટે ''સાક્ષાત્ તથા સ્વયમ્'' શબ્દ યોજેલો છે જે શબ્દ શ્રી આવેશાદિ અવતારોનો પરિહાર કરે છે. આથી રામએ સાક્ષાત્ ભગવાન હતા અને પોતાનું કાર્ય પૂર્ણ કરી ''यः पृथिवीभरवारणाय दिवजैः संप्रार्थितश्चिन्मयः, संजातः पृथिवीतले रविकुले मायामनुष्योऽव्ययः। निश्चक्रं हतराक्षसः पुनरगाद् ब्रह्मत्वमाद्यं स्थिरां, कीर्तिं पापहरां विधाय जगतां तं जानकीशं भजे॥ જે ચિન્મય અવિનાશી પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતારવા માટે દેવતાઓની પ્રાર્થનાથી પૃથ્વીતળ પર સુર્યવંશમાં મનુષ્યરૂપે અવતાર લીધેલો અને જેણે રાક્ષસોના સમુહોને મારીને તથા સંસારમાં પોતાની પાપવિનાશીની અવિચલકિર્તી સ્થાપિત કરી પુનઃ પોતાના મૂળ બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ ગયા હતા તે શ્રી જાનકીનાથ ને હું ભજું છું. (બ્રહ્માંડપુરાણ- આધ્યાત્મ રામાયણ/ બાલકાંડ/ પ્રથમ સર્ગ/૧/૧/૧)'' ''સર્વે અવતારો પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરુષોત્તમને વિષે લીન થાય છે. (ગ.મ. ૧૩)'' આ વચનમાં કહ્યા મુજબ અક્ષરધામસ્થ પોતાના મૂળ સ્વરૂપમાં લીન થઇ ગયા જો પરશુરામ આદીને જેમ તેઓ આવેશાવતાર હતે તો તેઓ અહી ધરાતલ પર રહેતે. પણ એવુ તો છે નહિ.

તો ''રઘુવીરએ રામચંદ્રજી હતા'' એવું જે દુર્ગપુર મહાત્મ્યમાં કહેવાયું તેનો શો અર્થ લેવો? તો આ વાક્યનો અર્થ પણ લક્ષણાથી જ કરવો પડે. આચાર્ય રઘુવીરજી મહારાજમાં ભગવાન શ્રીરામચંદ્રજી જેવા ગુણ હતા. (જુઓ હરિ લીલા કલ્પતરૂ/સ્કંધ - ૧૨/૧/૭ થી ૪૪) તેને લઇને તેઓને રામચંદ્ર જેવા લોકો કહેતા હતા. આ બાબતનું પ્રમાણ આપતા અખંડાનંદ બ્રહમચારી કહે છે. ''जगति जनचयानां सद्गुणैश्वर्यहार्दैः, स्वयमयमतीर्णः किंप्रभूरामचन्द्रः। भ्रममिति जनयन यो रज्जनैश्चाखिलानां, जयति स रघुवीराचायोवर्योऽत्रकाष्णिः॥ અર્થાત્ આ લોકમાં સત્યશૌચ દયાદાક્ષિણ્યાદિ, અનેક વિધ પ્રકારનું ઐશ્વર્ય ભગવદ્ ભકતોમાં સ્નેહ ભાવના તથા સૌના મનને આનંદ આપવો ઇત્યાદિ અનુભવથી લોકોના હ્રુદયમાં 'આ રઘુવીરજી મહારાજ પ્રભુ શ્રીરામચન્દ્ર જ પ્રકટ થયા છે કે શુ?'' આવો ભ્રમ પેદા કરે છે.'' (હરિચરિત્રમ્/૪/૩૮/૮૦)'' માટે ગુણે કરીને ભગવાન શ્રી રામચંદ્રજી જેવા હતા એટલે દુર્ગપુર માહાત્મ્યમાં તેઓને રામચંદ્રજી કહ્યા છે. પણ સાક્ષાત્ નહિ. આનો આજ પ્રમાણે અર્થ લેવો એ યોગ્ય છે જો આ પ્રમાણે અર્થ નહિ કરતા જો યધ્ધા તધ્ધા અર્થ કરવામાં આવે તો સંપ્રદાયના અતિપ્રામાણિક ગ્રંથ સત્સંગિ જીવન સાથે પાર વગરનો વિરોધ આવે. જેમ સ.જી. (૧/૪૨/૩૦) માં શતાનંદ સ્વામી કહે છે. ''स हि राचन्द्रस्य दृढ भक्तोऽनुवासरम्। तद्दर्शनं करोति स्म स्वेष्टदेवं विदन्हितम्॥ હનુમાનજી શ્રીરામચંદ્રજીના અનન્ય ભકત છે પણ આ શ્રીહરિકૃષ્ણ સાક્ષાત્ સ્વેષ્ટદેવ શ્રીરામચ્દ્રજી નિશ્ચિત પણે જાણીને પ્રતિદિન ધર્મદેવને ઘેરે આવીને શ્રીહરિનું દર્શન કરતા (સ.જી. ૧/૪૨/૩૦)'' તથા હનુમાનજી નિલકંઠવર્ણીની સ્તુતિ કરતા બોલ્યા ''जानामि त्वामहं साक्षादिष्टदेवं मम प्रभो। सीतापतिं रामचन्द्रं पुरेऽत्र वरदं च मे॥ હે પ્રભો! આપને (નીલકંઠવર્ણીને) મારા ઇષ્ટદેવ સીતાપતિ શ્રીરામચન્દ્રજી જાણુ છુ. અને અયોધ્યાનગરીમાં ચિરંજીવિપણાનો વર આપનારા પણ આપ જ છો

એમ હું નિશ્ચિતપણે જાણું છુ. (સ.જી. ૧/૪૨/૩૭)'' આમ કહી હનુમાનજી મહારાજ ભગવાન સ્વામિનારાયણને પોતાના ઇષ્ટદેવ શ્રી રામના જ અવતારભૂત જાણતા હતા. જો રઘુવીરજી મહારાજને શ્રી રામનો અવતાર માનવામાં આવે તો આ વચનો સાથે તેનો પૂર્ણ રૂપે વિરોધ આવે માટે ઉપર જે ઉધ્ધવ સંપ્રદાયના જ્ઞાનવૃધ્ધોએ ''રઘુવીર ગુણે કરીને શ્રીરામ જેવા હતા'' એવુ જે કહ્યુ છે તે અર્થ માનવો જ સમીચિન છે.

આજ પ્રમાણેની વાત મૂળજી બ્રહમચારીના સંબંધમાં પણ છે. ઉન્મત્ત ગંગા માહાત્મ્ય. (૮૫/૪૮) માં ''वर्णीन्द्रं मुकुन्दानन्द संज्ञित्तम्। मेनिरे भगवदंशं वामनं तन्महिविद:॥ વર્ણી શ્રીમુકુંદાનંદસ્વામી (મૂળજી બ્રહમચારી) નો મહિમા સમજનારા સહુ સંતો તથા હરિ ભકતો તેઓને ભગવાનનો અંશાવતાર શ્રીવામનજી રૂપે માનતા હતા.'' આમ આ વાતને પ્રમાણ પણે ગ્રહણ કરી કેટલાક અજ્ઞાનિ લોકો મૂળજી બ્રહમચારીએ વામનજીનો અવતાર કહે છે. જો નારદ, સનકાદિક, પરશુરામની જેમ વામનજી આવેશઅવતાર હતે તો આ વાત શક્ય હોત પણ શ્રીમદ્ ભાગવત (૮/૧૭/૨૪) માં ''अदिते र्धिष्ठितं गर्भँ भगवन्तं सनातनम्।'' આ વાકયથી ભગવાન વામને સનાતન પરમાત્મા કહ્યા છે. તથા શ્રીમદ્ ભાગવત ભકત રંજનિ ટીકામાં ''तस्य वामन भगवत: श्रीमत्पादयुगं षोऽशलक्ष्म श्रीयुत पादद्वन्द्वं - વામન ભગવાનના ષોળ ચિન્હથી યુકત પાદયુગલને (૮/૨૦/૧૮)'' આ પ્રમાણે ભગવત પ્રસાજી મહારાજ વામન ભગવાનના ચરણમાં સોળ ચિન્હનું સમર્થન કરે છે આમ કહી શ્રીમદ્ ભાગવતકાર તથા ટીકાકાર બન્ને જણા વામન ભગવાનને સાક્ષાત્ ભગવાન કહે છે. જે પોતાનું કાર્યપૂર્ણ કરી (ગ.મ. ૧૩, બ્રહ્માંડ પુરાણ/ આધ્યાત્મ રામાયણ/૧/૧/૧ તથા મહાભારત/ શાંતિપર્વ/ અધ્યાય/૩૩૯) મુજબ અક્ષરધામસ્થ પોતાના મૂળ રૂપમાં લીન થઇ ગયા. જો તે આવેશ અવતાર હતે તો પરશુરામજી તથા

નારદ સનકાદિકની જેમ અહીં ધરાતલ પર રહે તે પણ એવું તો છે નહિ. એટલે મૂળજી બ્રહમચારીને વામનજીનો અવતાર કહેવોએ અતિ શ્યોક્તિ ભરેલુ છે. તો પછી ઉન્મત્ત ગંગા માહાત્મ્યના આ વાકયોનો અર્થ કેવી રીતે કરવો?'' તો વૃધ્ધોના કહ્યા પ્રમાણે ''જો મુખ્યાર્થનો બાધ આવે તો લક્ષણાથી કામ લેવું'' અહીં પણ જો મુકુંદાનંદ વર્ણીને સાક્ષાત વામન ભગવાનનો અવતાર કહીએ તો શ્રીમદ્ ભાગવત તથા ભકત રંજની ટીકા સાથે વિરોધ આવશે એટલે લક્ષણા પ્રમાણે ''તેઓમાં વામનજી જેવા ગુણ હતા એટલે તેઓ વામનજી કહ્યા'' આમ અર્થ કરવામાં આવે તો જ પૂર્વા પર વાકયનો બાધ આવે નહિ અન્યથા ઘણો બાધ આવશે.

આજ પ્રમાણેની વાત જીણાભાઇના સંબંધમાં જોવા મળે છે જેમ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે. ''यस्मात् क्षरमीतोऽहम क्षरादपिचोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितो पुरूषोत्तमः॥ (ગીતા-૧૫/૧૮) અહીં શ્રીકૃષ્ણે પોતાને સ્વમુખે પુરૂષોત્તમ કહે છે.)'' ''कृष्णस्तु भगवान् स्वयम्। (ભા. ૧/૩/૨૮ આથી શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન કહ્યા.)'' ''त्वं ब्रह्म परमं साक्षात् (ભા. ૧૧/૧૬/૧ અહી ઉધ્ધવજી શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન કહે છે) ''શ્રી કૃષ્ણ ભગવાન છે, પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણ ભગવાનએ અવતાર નથી એ તો અવતારી જ છે (ગ.મ. ૬૪)'' ઇત્યાદિ વચનોમાં શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન તથા અવતારી કહ્યા છે. અને ''સાક્ષાત્'' તથા ''સ્વયં'' શબ્દનો પ્રયોગ કરી શ્રીકૃષ્ણએ પરશુરામ તથા નારદની આવેશ અવતાર નથી એમ પણ કહે છે. આ પ્રમાણે સંપ્રદાય માન્ય ગ્રંથોના પ્રમાણ હોવા છતા કેટલાક અજ્ઞાનિઓ તેમને કોઇપણ જાતના માન્ય ગ્રંથોના પ્રમાણ વગર તેઓને આવેશ અવતાર સિધ્ધ કરવા જાય છે. તથા પ્રકૃતિ પુરૂષનો અવતારી પણ સિધ્ધ કરવા જાય છે. અને તે પ્રકૃતિ પુરૂષ શ્રીકૃષ્ણ જ પુનઃ પંચાળા ના હેમંત સિંહ રાજન (ઝીણાભાઇ) રૂપે પ્રગટ થયા એમ કહે છે જેમકે -

સવંત - ૨૦૨૮ માં ભગવદ્ વિજ્ઞાન નામની અજ્ઞાનપૂર્ણતમ ચોપડી અમદાવાદમાં છપાઇને બહાર પડી હતી તેના સંગ્રહ કર્તા ''હરજી ભીમજી ચાવડા'' હતા તે ચોપડીમાં એક નવો બંડ બગડો છપાયો હતો. આ ચોપડીના પાના નં. ૫૬૪ થી ૫૬૬ માં એવી લખાયુ છે કે ''પંચાળા વચનામૃત-૨ માં શ્રીજીએ સાંખ્ય યોગની વાત કરી છે તેનો મર્મ રહસ્ય કપોળ કલ્પિત કાઢતા ચોપડીમાં લખાયું છે કે - પાંચાળામાં શ્રીજીએ સાંખ્ય યોગની વાત કરી કે આ વાતને ફકત જીણાભાઇ દરબાર જ યથાસ્થિતિ જાણે છે આ વાતને સાંભળીને અક્ષરધામના મુકતોએ શ્રીજીને પૂછયુ કે, શ્રીકૃષ્ણ ગોલોક ધામને છોડીને પૃથ્વી ઉપર કેમ ગયા હતા? શ્રી દ્વાપર યુગમાં પૃથ્વી ઉપરથી ગયા હતા અને પાછા કેમ આવતા રહ્યા? અને વળી ફરી પાછા અહીં કેમ આવ્યા? ત્યારે શ્રીજી બહુ હાસ્ય કરીને બોલ્યા કે આ રહસ્ય તમો મુકતો જાણો છો. તથાપિ મારા મુખથી મર્મ જાણવા ઇચ્છો છો તો હુ કહુ છુ તેને સાંભળો (શ્રીકૃષ્ણ સ્વરૂપ શ્રીજી મહારાજ શ્રીકૃષ્ણે ફરી આવવાનું કારણ કહે છે.)  શ્રીકૃષ્ણએ પૂર્ણાવતાર અને અનંત બ્રહ્માંડના પતિ કહેવાય છે પણ વસ્તુતાએ તે તો પ્રકૃતિના સ્વામી - ધણી હોવાથી પ્રકૃતિ પુરૂષ તરીકે સર્વ શાસ્ત્રો કહે છે. (પરંબ્રહ્મ પુરૂષોત્તમપદેથી ઉતારી પાડીને છેક છેલ્લે નંબરે નોંધ છે.) આવા પ્રકૃતિપતિ શ્રીકૃષ્ણે અમારૂ જ્ઞાન પામવા માટે પૃથ્વી ઉપર આવવાનો અતિ દૃઢ વિચાર કર્યો. અને પોતાના ઉપરી ઇષ્ટદેવ વાસુદેવ બ્રહ્મ તેની આજ્ઞામાંગી (ઉપરીની આજ્ઞા તો અવશ્ય લેવી જ પડે) આ રહસ્ય વાત તમો મુકતો જાણો છો છતા ટૂકમાં કહીએ છીએ **'કૃષ્ણ આવ્યા પૃથ્વી પર જે આત્યંતિક મોક્ષ પામવા, છોડયું ગોલોક ધામને છોડયા સૌ ઐશ્વર્યને, આત્યંતિક મોક્ષ અર્થે જે છેલ્લુ શાશ્વત સુખ છે, થયા દરબાર પંચાળા ગામના હેમંતસિંહ, નામથી પણ જ્ઞાની બન્યા સૂક્ષ્મ અતિ કહેવાય ઝીણાભાઇ નામની'** (આર્ત્યંતિક મોક્ષ છે જે શાશ્વત સુખ કહેવાય છે તેને પામવા માટે શ્રીકૃષ્ણ

ગોલોક ધામ અને તેના બધા જ ઐશ્વર્યોને છોડીને પૃથ્વી ઉપર પોતે આવ્યા. આવીને હેમંતસિંહ નામરૂપથી પ્રકટ થઇ રહયા હતા. આવા વિજ્ઞાનમાં બહુ ઝીણા હોવાથી એમનું ઝીણાભાઇ નામ સાર્થક કહેવાયું (એમ શ્રીકૃષ્ણને ઝીણાભાઇ દરબાર ઠરાવ્યા)' **'વળી બોલ્યા શ્રીહરિ, આ પૂર્ણાવતાર કૃષ્ણ થકી એમ, ત્યારે અતિ અધિક સામર્થ્ય બતાવ્યુ છે, આ અમે કૃષ્ણાવતાર ભવે મોટો, પૂર્ણાવતાર કહેવાય જે પણ અવતારી એવા અમારી જ ઇચ્છાએ આવેલા તે'** એમ શ્રીકૃષ્ણને ફરી આવવાનું ખરૂ કારણ તો આત્યંતિક મોક્ષને કહે છે'' આ વાતનો સમસ્ત દોષભાર પોતાને શિરે ન આપતા શ્રીજીના શિરે આરોપે છે આ કેવુ કપટ કુભંડ તે જોઇ લ્યો. જયારે ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણની આવી અધોગતિ કરાય છે, તે તદ્રુપ નરનારાયણ કે લક્ષ્મીનારાયણ કે વાસુદેવ નારાયણની તો વાત જ શી કહેવી? એ તો આત્યંતિક કલ્યાણ વિના આ પ્રકૃત લોકમાં રખડતા જ અનાદિથી રહ્યા. આશ્રિતોએ અત્યંત અનુશોચનિય છે. જે વસ્તુતઃ આત્યંતિક અકલ્યાણતમ કે અનાત્યંતિક કલ્યાણતમ છે. તેમાં પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને પણ પુરા ફોસલાવી ફસાવી પાડયા હવે શુ કરવું? અને કયાં જવુ કશી દિશા સુઝતી નથી.

પ્રકૃતિ પુરૂષરૂપ શ્રીકૃષ્ણ, ઝીણાભાઇ નામરૂપથી પ્રગટીને પ્રગટ શ્રીહરિ થકી આત્યંતતિક કલ્યાણનો પરવાનો લઇને અક્ષરધામે જતાં પ્રથમ સ્વરૂપભૂત વાસુદેવ બ્રહ્મ આવ્યા. ઇષ્ટદેવે તેમને તો પરવાનગી પ્રથમથી આપી હોવાથી આગળ જવાની આજ્ઞા તત્ક્ષણ આપી દીધી આગળ ચાલતા અનાદી મૂળ અક્ષર (જેને ગુણાતીત કહે છે.) આવ્યુ. તેમને પોતાના પાકા દુશ્મન જાણવા. પણ આ અવકાશે શુ કરવુ? એમ વિચારીને તેમની પણ સેવા સુશ્રૃષા કરીને જેમ તેમ રજા લઇને ઉપર ગયા. ત્યાં તો એકાંતિક, પરમ એકાંતિક, અનાદિ મહામુકત એવા રૂઢ મૂઢ ગઢતર નંબરવાળા (અબજીબાપા વગેરે) મુકત રાજો જોવામાં આવ્યા. એમને પાકા દુશ્મનો જાણતા

હોવાથી તેમની પણ સેવા શુશ્રૂષા કરીને રજાચીઠ્ઠી મેળવીને, આગળ અક્ષરાધીશ શ્રીજી પાસે ગયા. ત્યાં તો બન્ને મૂળથી એકાત્મા હોવાથી બધી દુરંત દુ:ખની વાત સવિસ્તાર કહી. પછી શ્રીકૃષ્ણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યુ કે ''આવા વિમુખ વર્ચ દ્વૈષીતમ વાતાવરણમાં આપણાથી કેમ રહેવાય? માટે આપણા અસલ ગોલોકે અક્ષરધામમાં જતા રહીએ એમ એક વિચાર કરીને તત્ક્ષણ સ્વધામે આવતા રહયા. અને યથાપૂર્વ આત્યંતિક સુખી થયા.'' એ જ શાસ્વત સુખ શ્રીકૃષ્ણે ગીતા અ. ૧૮ માં નકકી કર્યું છે.

પછી શ્રીકૃષ્ણે શ્રીહરિને કહ્યુ કે - ''તમારા દંભ નામથી અને આત્યંતિક કલ્યાણના પાખંડ પ્રયોગથી મને છેક પરંબ્રહ્મને પણ છેક છેતર્યો છે અને બહુજ હેરાનગતિમાં મુકયો છે, તો આ અવતાર દ્રોહી શાસ્ત્ર શત્રુઓ હોઇને સંપ્રદાય દ્રોહી પુરા પાકા છે. તેમને તમો થતી હોય તે ખરી સજા કરો.'' ત્યારે વિચારશીલ શ્રીજીએ કહ્યુ કે ''હું સાધુના રૂપમાં હોવાથી એમને શોભે નહિ. માટે રાજાના રૂપમાં રહેલા આપ જ એ બધાને (બંડિયાઓને) સમુચિત સજા કરો પછી સ્વવશવર્તી યમરાજને બોલાવીને શ્રીકૃષ્ણે કહ્યુ કે જે ન્યાય રીતિએ થતી હોય. એવી સજા આ બધી જ ખંડ ખોટો છેતરપીંડા હરમખોરોની કરો. ત્યારે યમદેવે કહ્યુ કે ''મે કઠોપનિષદમાં મુમુક્ષુ નચિકેતા વિપ્રને આત્મા પરમાત્માનું જ્ઞાન આપ્યું છે અને તેમને પામવાના ઉપાયો પણ જ્ઞાનભકિત બતાવ્યા છે અને આત્યંતિક કલ્યાણની વાત પણ સ્પષ્ટ કરી છે છતા મને પણ ''કશુ જ્ઞાન નથી એ તો દૂષિત યમપદમાં બંધાઇ રહ્યો છે. એને મોક્ષની જાણ નથી'' વિગેરે બહુતર મિથ્યા અપવાદો આપ્યા છે માટે ભારે શિક્ષા કરવા યોગ્ય છુ. પરંતુ મને તો એ અવતાર દ્રોહી લબાડ લોકોને જોવાની પણ ઇચ્છા થતી નથી માટે એઓને શીક્ષા તો તમે જ આપો એ જ સર્વથી ઉચિત હશે. પછી આ ગીતા અને ગીતાચાર્ય પોતાનું નિંદન ભંડન તંડન કંડન

કરનારા દ્વેષી ક્રૂર મૂઢ નરાધમોને ગીતા ૧૬/૧૦-૨૦ ''नानाहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान्। क्षिपाम्यजस्त्रमशुभाना सुरीष्वेव योनिषु॥ आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि। मामप्राप्यैव कैन्तेय ततो यान्त्यधमां गतिम्॥ - એ દ્વેષ કરનારા પાપાચારીઓ અને ક્રૂરકર્મીનરધમોને હું સંસારમાં વારંવાર આસુરી યોનિઓમાં જ નાખું છુ હે કોન્તેય! એ મુર્ખાઓ મને પામ્યા વિના જ જનમો જનમ આસુરી યોનિને પામે છે પછી એનાથીય ઘણી નીચગતિને પામે છે એટલે કે ઘોર નરકોમાં પડે છે.'' આ બે શ્લોકમાં કહ્યા મુજબ ની જાથુકની શિક્ષા કરી કે જેથી ભવિષ્યમાં મોક્ષની પ્રાપ્તિના અનીધકારી નક્કી કરી દીધા (એટલે ભગવાનશ્રી કૃષ્ણએ તો જે સનાતન ગોલોક મધ્યે અક્ષરધામમાં આવવા માટે તો અનીધકારી ઠરાવ્યા તો આ બંડિયાઓએ વિચાર્યુ હવે આપણે ક્યા જશુ? ત્યારે તે લોકોએ પોતા માટે પૃથ્વી પર જ પોતાના ભાઇ ભાંડુ અવતાર કુડાલો સાથે રહેવા અક્ષરધામ બનાવી દીધુ. ભલે ત્યારે હવે આપણે આમાં સુખેથી રહીશું.) એમ કરીની ભગવાન શ્રીકૃષ્ણ ચિંતારહીત થતા નિતાંત નિવૃત્ત થઇ ગયા એમ કરવાનું કરીને અર્ચિમાર્ગ પ્રાપ્ય ગોલોકાંતવર્તી અક્ષરધામના મારગને નિષ્કંટક કરી દીધો અને પોતે થોડા કૃતકૃત્ય થયા. પછી આચાર્યોને મોટા અનુયાયીઓ પાસે તેવા તમામ બડિયાઓને સંપ્રદાય થકી બહિસ્કૃત લેખીત કર્યા એમ કરીને ઉધ્ધવજીએ સ્થાપેલા શ્રીકૃષ્ણ સંપ્રદાયને યથા સ્થિતિ રાખ્યો. આમ સમસ્ત કર્તવ્યો પૂર્ણ કરી પૂર્ણતમ કૃતાર્થ તર થઇ ગયા. કઇંક બાકી હતુ તે બોરસદ કોર્ટમાં અવતાર દ્રોહી શાસ્ત્ર શત્રુ બોચાસણવાળા ઉપર આચાર્યે કેસ કરતા વાદી પ્રતિવાદી તરફથી મુખ્ય શાસ્ત્રાધિકારવાળા પુરાવા લઇને ''શ્રીકૃષ્ણએ જ સ્વામિનારાયણ છે.'' એવો અંતિમ નિર્ણય કરાવ્યો. આ તો કથા ઉપરથી ઉપકથા કહી.

હવે તત્વ વિચાર પર આવીએ - શ્રીજીએ પંચાળામા રહીને ઘણી જ્ઞાનવાર્તા કહી છે. પણ ઝીણાભાઇનો પ્રશ્ન જ કશો નથી. એમનો એ વિષય બિલકુલ નથી. પ્રશ્નોત્તર કરનારા તો શ્રીજી અને પંડીત પરમહંસો છે. જે ''પં-૨ ઉપર સાખ્યોગને નામે ધૂર્ત ધતીંગ બંડિયા બેફામ કૃષ્ણદ્રોહી ગોઠવ્યુ છે તેજ વચનામૃતમાં - અને યોગવાળા જે છે તે પ્રત્યક્ષ મુર્તિ એવા જે મત્સ્ય કચ્છ વહાર નૃસિંહ વામન રામ કૃષ્ણાદિક ભગવાનના અવતાર જેને ધ્યાન કરીને મોક્ષ થયા.'' એમ ભગવત અવાતોરની ધ્યેયતા અને આત્યંતિક મોક્ષપ્રદતા પ્રતિપાદે છે.''અને એ સર્વથી પર જે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ તેજ વાસુદે સંકર્પણ પ્રધુમન અને અનિરુદ્ધ રૂપે થાય છે. તથા રામકૃષ્ણાદિક અવતારનું ગ્રહણ કરે છે. તે ધ્યાન કરવા યોગ્ય છે.'' આ રીતે શ્રીકૃષ્ણને સર્વથી પર પુરુષોત્તમપણે પ્રતિપાદવા પૂર્વક તેના વાસુદેવાદિ વ્યૂહો અને અવતારોની ધ્યેતાને આત્યંતિક કલ્યાણ માટે કહે છે. છેવટે ''આધુનિકોએ સાંખ્યમાર્ગ અને યોગમાર્ગ બગાડી નાખવાનું પણ કહે છે એજ ન્યાય ઉપર જણાવેલા શાસ્ત્ર શત્રુ અવતારદ્રોહી વિમુખોને પણ લાગી શકે છે. આજ વચનામૃતના શુદ્ધ સ્પષ્ટ તત્વ શબ્દો જો અનંધ હોય તો દ્રષ્ટિપથે જરૂરીથી પડે અને અવળો અર્થો કરવાની અને વિકૃત રજૂઆત કરવાની દુર્બુદ્ધિ વાપરતા અવશ્ય અટકશે આતો પંચાળા-૨ ની વાત થઇ.

હવે પંચાળા-૬ ની વાત કરીએ ''શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વશકિતએ યુક્ત બીજો કોઇ નથી થયો. કેમ કે બીજા જે સર્વે પોતાની અનંત મુર્તિઓ ભિન્ન ભિન્નપણે રહી છે. તે સર્વેનો ભાવ પોતવિષે દખાડયો..... લક્ષ્મીપતિ જે વૈકુંઠનાથ તેનો ભાવ પોતામાં જણાવ્યો.... પોતે શ્રીકૃષ્ણએ કહ્યુ છે કે, 'यष्मात्क्षरमतितोऽहं' એવી રીતે પોતાનું પુરુષોત્તમપણુ જણાવ્યું તથા ગોલોકવાસી રાધિકા સહિત શ્રીકૃષ્ણ તે તો પોતે જ હતા..... તથા શ્વેત દ્વિપવાસી વાસુદેવ તેણે તો પોતે જ અવતાર ધર્યો

હતો. તથા નરનારાયણ તો સમગ્ર ભારતને વિષે એ શ્રીકૃષ્ણને જ કહ્યા છે.... માટે કૃષ્ણાવતાર જેવો કોઇ અવતાર નથી અને એ અવતાર સર્વપરિવર્તે છે.'' આ રીતે શ્રીકૃષ્ણને સર્વોપરિ અવતારી તરીકે શ્રીમુખે સ્પષ્ટતમ શબ્દોમાં નિરુપે છે. પંચાળામાં સભામાં થયેલી વોત તો આવા પ્રકારની શ્રીકૃષ્ણ પરમાત્મા પર છે. આમા બંડનો ગંધ પણ નથી. બીજુ સુંદરતર કહીએ જ્યારે શ્રીકૃષ્ણ જ ઝીણાભાઇ રૂપે અવતર્યા છે અને તેમને શ્રીજીને કૃષ્ણાદિક થકી તદ્દન જુદા પરમાત્મા પરાત્પર સમજ્યા છે. તો તે દરબારે શ્રીજીને સર્વસ્વ સમર્પણ કરીને જૂનાગઢમાં જ મહામંદિર બનાવડાવી રાધારમણ અને દ્વારકાધિશ ને કેમ પ્રથમ પધરાવ્યા? હરિકૃષ્ણને તો બહુવર્ષો પછી પધરાવ્યા છે. આ ઉપરથી તો બંડિયો બનાવટ નિઃશંક સાબિત થાય છે. કશો સંશય રહેતો નથી.

પંચાળામાં દરબાર ઝીણાભાઇને ત્યાં શ્રીજી, સંતો સાાથે રાસ રમ્યાનું કહેવાય છે. આ કથા તો સ.જી. ૪/૨૨ માં આ રીતે છે. ''ખાખરાના વનમાં મુનિઓના ઉતારા કર્યા હતા ત્યાં શ્રીજી, હેમંતસિંહ વગેરે પાર્ષદો સાથે પધાર્યા હતા. એકાદશીને રાત્રીએ સંતો રાસ રમતા હતા, તે સ્થળે શ્રીજી બિરાજ્યા હતા. એકાદશીને મધ્ય રાત્રીએ મુનિઓ થાકી જવાથી શ્રીહરિ પાસે આવીને વિશ્રાંતિ માટે બેઠા. પ્રસન્ન શ્રીહરિએ દિવ્યરૂપે દર્શન આપ્યું તેમા પ્રથમ શાંત તેજ દેખાયુ તેમા દિવ્ય પિતાંબર ધારી, મોરલી ધારી, શ્રીદામાદિપાર્ષદ પરિચરિત, રાધાલક્ષ્મી વિશિષ્ટ શ્રીકૃષ્ણને જોયા મુનિઓએ ''नमो नमस्तु कृष्णायवासुदेवाय ते नमः'' એ સ્તુતિ કરી કે તમો રાધારમાયુક્ત શ્રીકૃષ્ણ ભગવાન છો. હેમંતસિંહ આદિક પાર્ષદોએ આવા દિવ્યરૂપના દર્શન કરીને તેની સુદુર્લભતા માની, ત્યાંથી શ્રીજી જૂનાગઢ પધાર્યા ત્યા દરબારમાં ઉતર્યા. ત્યાં હેમંતસિંહ રાજા (ઝીણાભાઇ) એ રાજો ઉપચારથી પુજા કરીને ''नारायणऋर्षिभर्ता'' એ પદથી આરતી ઉતારી'' આટલી દિવ્યતમ કથા છે.

આમ શ્રીહરિને શ્રીકૃષ્ણના અનન્ય અવતાર તરીકે સમજીને બધો પુજા વિધિ કર્યો છે. આમાં બંડિયા ખુણિયા ગોઠવણીનો ગંધ પણ નથી. બંડિયા અર્થો અને ખંડિયા રજૂઆત કાંઇ વળે નહીં મનસ્વી વાચ્યાર્થ અને લક્ષયાર્થની ચાવડાઇ કરવાથી કશી સિધ્ધિસાંપડતી નથી. આખી મર્ખાઇનું ખુલ્લુ પ્રદર્શન છે.

વચનામૃત વર -૧૮ માથી ફક્ત ''રામાનંદ સ્વામીએ ઉધ્ધવજીનો અવતાર હતો.'' એટલી જ અલ્પ બાબત લીધી છે. જ્યારે  સ્વામી ઉધ્ધવજીનો અવતાર તો ભગવાન શ્રીહરિ શ્રીકૃષ્ણનો અવતાર હતા. એવુ એ વચનામૃતના અંતમાં બધા સતસંગીઓએ નિર્ણય કરેલો. નિષ્કુળાનંદ સ્વામીએ પણ ''ઉધ્ધવ તે રામાનંદ રૂપ શ્રીકૃષ્ણ તેઆ શ્રીહરિ સ્વરૂપ'' એમ સ્વામીએ સ્પષ્ટ શબ્દમાં કહ્યુ છે. શિક્ષાપત્રી સ.જી. અને વચનામૃતનો આધાર લઇને આને વાંચીએ અને વિચારીએ તો સ્પષ્ટ થઇ જાય છે. કે ભગવાન સ્વામિનારાયણ શ્રીકૃષ્ણનો અપર અવતાર હતા. તો શ્રીકૃષ્ણ કેવી રીતે ઝીણાભાઇનો અવતાસ સિદ્ધ થાય? માટે આવી માન્યતા ધરાવનારા બંડિયા ખુણીયા ના મતને સહેજે અવકાશ રહેતો નથી.

**(૧૯) <u>ભગવાન યજ્ઞ સાથે શ્રીહરિની અભિન્નતા :-</u>**

યજ્ઞ ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે સ્વાયમ્ભુવ મનુની નિષ્પાપા પત્નીના ગર્ભ થકી મહાભાગા આકૃતિનો જન્મ થયો. તે રૂચિ પ્રજાપતિની પત્ની થઇ. આજ આકૃતિના ગર્ભ થકી ધર્મનો પ્રચાર કરવા માટે શ્રીહરિ ભગવાન પ્રગટ થયા. તેઓની ''યજ્ઞ'' નામથી વિખ્યાતિ થઇ આજ ભગવાને યજ્ઞનું પ્રવર્તન કરેલુ અને તે જ નામથી તેઓ પ્રચલિત થયા.  તેઓ થકી દેવતાઓની શકિત વૃધ્ધિ પામી અને દેવતાઓની શકિતથી સમસ્ત સૃષ્ટિ શકિત શાળી થઇ.

તદનન્તર સ્વાયંભુવ મનુ સમસ્ત સંસાર થકી વૈરાગ્ય પામી પોતાની પત્ની શતરૂપા સાથે વનમાં જતા રહ્યા અને ત્યાં તેઓ ભગવાનની આરાધના પરાયણ થયા. એક દિવસ ત્યાં અત્યન્ત ક્ષુધાર્ત અસુરો અને રાક્ષસોનો સમુહ એકત્ર થઇ ધ્યાનમગ્ન મનુ અને શતરૂપાને ખાવા માટે દોડયો.

સર્વાન્તર્યામી આકૃતિનન્દન ભગવાન યજ્ઞ પોતાના યામનામના પુત્રોની સાથે તરત જ ત્યાં આવી ગયા. અને તેઓનો રાક્ષસો સાથે ભયાનક સંગ્રામ છેડાઇ ગયો. અનન્તર રાક્ષસો પરાજિત થયા. કાળના ગળામાં જવાથી બચેલા કેટલાક રાક્ષસો પોતાના પ્રાણ બચાવવા પલાયન થઇ ગયા.

ભગવાન યજ્ઞનું પૌરૂષ્ય અને પ્રભાવને જોઇને દેવતાઓની પ્રસન્નતાની સીમા ન રહી. તેઓએ ભગવાનને દેવેન્દ્ર પદ સ્વીકાર કરવાની પ્રાર્થના કરી. દેવ સમુદાયની તુષ્ટિને માટે ભગવાન ઇન્દ્રાસન પર બિરાજમાન થયા. આ પ્રમાણે શ્રી ભગવાને ઇન્દ્ર પદ પાલનનો આદર્શ ઉપસ્થિત કર્યો.

ભગવાન યજ્ઞએ તેમની ધર્મપત્ની દક્ષિણાના ગર્ભ થકી અત્યંત તેજસ્વી બાર પુત્રો ઉત્પન્ન કર્યા. તેઓ જ સ્વાયંભુવ મન્વન્તરમાં ''યામ'' નામના બાર દેવતા કહેવાયા. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય ગ્રંથોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ થાય છે કે યજ્ઞાવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા જેમકે -

ભકત ચિંતામણી પ્ર. ૧૦૩/૩૪ ''તમે <u>સુયજ્ઞ</u> શરીર ધારી, હરિ ત્રિલોકપીડા નિવારી.''

સ.જી. ૩/૧૭/૨- ''यज्ञं रामं कुमारं हयशिर समर्थो नारदं राजराजं व्यासं कृष्णं च बुद्धं धृतपुरूषवपुर्ष नौमि नारायणं त्वाम्॥ <u>યજ્ઞ,</u> પરશુરામ, કુમાર, હયગ્રીવ, નારદ,

વ્યાસ, કૃષ્ણ, શ્રીરામ અને બુધ્ધરૂપે પ્રગટ થયા એવા તમો હમણા સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરીને રહેલા નારાયણને હું કાયવાણી અને મનથી પ્રણામ કરૂં છું.''

''સ.જી. ૩/૫૫/૨૫'' માં વડતાલ રંગોત્સવ સમયે નંદ સંતો ભગવાન સ્વામિનારાયણની એકસો આઠ નામથી સ્તુતિ કરી હતી તેમા યજ્ઞ રૂપ ધારણ કરીને પ્રગટ થનારા પણ તેઓને જ કહ્યા છે ''यज्ञेष्टद'' આ નામની વ્યાખ્યા કરતા સ.જી. હેતુ નામની ટીકામાં શુકાનંદ સ્વામી કહે છે ''रूचिप्रजायते र्यज्ञनाम्ना जातत्वाध्यज्ञस्तत्सम्बुद्धिः। રૂચિ પ્રજાપતિ થકી યજ્ઞ નામથી પ્રકટ થયા છો.'' આમ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ પણે પ્રતિત થાય છે કે યજ્ઞ રૂપ ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારેલા અને અવતાર અવતારીની સ્વરૂપ અને સ્વભાવથી એકતા હોવાથી તેઓ બન્ને એક જ તત્વ સ્વરૂપ છે એમ સ્પષ્ટ થાય છે. આધારાનંદ સ્વામી પણ કહે છે ''અવતારોમાં કોઇ ભેદ નથી. (હ.ચ.સા. ૮/૧૩/૧૫)'' ''નામથી જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રકટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ જાણવું (હ.ચ.સા. ૪/૨૮/૪૮)'' ''મૂર્તિમાં ભેદ નથી (હ.ચ.સાગર. ૧/૮૦/૨૮)''

**(૨૦) <u>ભગવાન ઋષભદેવ સાથે શ્રીહરિની અભિન્નતા :-</u>**

ઋષભાવતારની પ્રાગટયની કથા એવી છે કે આગ્નિધ્રન્દન મહારાજ નાભિને કોઇ સંતાન ન હતી તે કારણે તેઓએ પોતાની પત્ની મેરૂદેવીની સાથે પુત્રની કામનાથી યજ્ઞ પ્રારંભ કર્યો. તપ:પૂત ઋષ્યિજોએ વેદ મંત્રોથી યજ્ઞપુરૂષનું સ્તવન કર્યું અને બ્રાહ્મણ સર્વસ્વ, શંખા-ચક્ર-ગદા- પદ્મધારી નારાયણ પ્રકટ થવા અનન્ત અપરિ સીમ સૌન્દર્ય સુધા સિન્ધુ પ્રભુના દર્શન કરી રાજા તથા રાણી અને ઋત્વિજોની

પ્રસન્નતાની સીમા ન રહી. બધાએ પ્રભુના પાદપદ્મોમાં આદર સહિત પ્રણામ કરી અર્ધ્યાદિ દ્વારા તેઓની પૂજા કરી તેઓની વંદના કરી.

''પ્રભો! રાજર્ષિ નાભિ અને તેમની પત્ની મેરૂદેવી આપના જ સમાન પુત્ર ઇચ્છે છે.'' ઋત્વિજોએ પ્રભુ - ગુણ - ગાન કર્યા બાદ કામના સ્પષ્ટ કરી દીધી.''

''ઋષિઓ તમો એ ઘણો દુર્લભ વર માંગેલો છે.'' શ્રી ભગવાને મન્દ મન્દ હસતા હસતા કહ્યુ. ''હુ તો અદ્વિતીય છુ, અતઃ આપના વચનની રક્ષા કરવા માટે હું સ્વયં મહારાજ નાભિને ત્યાં અવતીર્ણ થઇશ. કારણ કે મારા સમાન તો હું જ છુ. અન્ય કોઇ નથી.''

આમ કહી ભગવાન અંતર્ધાન થઇ ગયા અને કેટલાક દિવસો બાદ મહારાજ નાભિની પરમ સૌભાગ્યશાલિની પત્ની મેરૂદેવીના ઉદર થકી પરમ તત્ત્વ પ્રગટ થયા.

નાભિનંદનના અંગ વિષ્ણુના વજ-અંકુશ આદિ ચિહ્નોથી યુકત હતા. પુત્રનું અત્યંત સુન્દર સુગઠિત શરીર કીર્તિ તેજ, બલ, ઐશ્વર્ય, યશ, પરાક્રમ અને શૂરવીરતા આદિ ગુણોને જોઇ મહારાજ નાભિએ તેમનું નામ ''ઋષભ'' (શ્રેષ્ઠ) રાખ્યુ.

ઋષભદેવ વયસ્ક થતા એટલે તેઓને સમસ્ત ભૂમંડલનું સામ્રાજય સોંપી મહારાજ નાભિ અને મેરૂદેવી બદરી વનમાં જતા રહયા અને ત્યાં તપસ્પા દ્વારા દેહનો ત્યાગ કરી પરમાત્માના ધામના અધિકારી થયા.

ઋષભદેવ રાજયનું બધુ કાર્ય સાવધાની તથા કુશળતા પૂર્વક કરતા હતા. દેવેશ્વર ઇન્દ્રે પોતાની પુત્રી જયંતિનો વિવાહ તેઓ સાથે કર્યો. તેનાથી ભગવાન ઋષભે સૌ પુત્રો પ્રગટ કર્યા તેમાંથી સૌથી મોટા ભરતજી હતા. જેના નામ પરથી આ દેશનું નામ જે પ્રથમ ''અજનાભ વર્ષ'' હતુ તે ''ભારત વર્ષ'' તરીકે ઓળખાવવા

લાગ્યો ઋષભદેવના એક્યાસી પુત્રો પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી આજ જન્મમાં બ્રાહ્મણ થઇ ગયા. નવ દિકરા કવિ, હરિ, અન્તરિક્ષ આદીએ સંન્યાસ ગ્રહણ કરી લીધો. અને બાકીના ભરત આદિ દશ પુત્રોને સન્માર્ગનો ઉપદેશ આપી સમસ્ત ભૂમંડળનું રાજય તેઓને સરખે ભાગે વહેચી સ્વયં વિરક્ત જીવનનો આદર્શ પ્રસ્થાપિત કરવા માટે રાજપાટ ત્યાગ કરી સંન્યાસિ થઇ ગયા. ભગવાન ઋષભદેવ સાક્ષાત્ પુરાણ પુરૂષ ભગવાન શ્રીહરિના અવતાર હતા છતા તેઓએ આ અવતારમાં પોતાના ઇશ્વરીય પ્રભાવને છુપાવી અવધૂત જેવા મોક્ષની પ્રાપ્તિ કરાવનારા પરમહંસ ધર્મનું આચરણ કર્યુ. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય ગ્રંથોમાં સ્પષ્ટ પણે ઉલ્લેખ જોવા મળે છે કે ઋષભદેવ અવતાર ધારણ કરીને પણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા જેમકે-

ભક્ત ચિંતામણી (૧૦૩/૩૮) ''તમે ઋષભદેવરૂપે હરિ થયા, પુત્ર બોધી પરમહંસ થયા.''

સત્સંગિજીવન (૩/૧૭/૨) ''हंसनरहरिमृषभंवामनं पर्शुरामम्। धृतपुरूषवपुर्ष नौमि नारायणं त्वाम्। હંસ નરસિંહ વામન, ઋષભ, પર્શુરામ અવતાર ધારણ કરનારા એવા તમો હમણા ભૂમિમાં સ્વસ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ કરો છો એવા તમો નારાયણને હું કાય વાણી અને મનથી પ્રણામ કરૂ છુ.''

હ.ચ.સાગર (૧/૧/૨૫) ''મચ્છ કચ્છ વરાહનૃસિંહ વામન પરશુરામ રામકૃષ્ણ ઋષભ બુધ્ધ કલ્કી આદી અવતાર સુખ ધામ એવા શ્રીહરિએ ધારણ કર્યો છે અને બીજા અનેક અવતારો અસુરોનું માન હરવા માટે તેઓ જ ધારશે.'' આમ ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટપણે પ્રતિત થાય છે કે ઋષભદેવ રૂપે પણ પ્રકટ પ્રમાણ શ્રીહરિ જ પધારેલા અને અવતારી એવા શ્રીહરિ અને

અવતાર એવા ઋષભદેવએ તત્ત્વે કરીને અભિન્ન હોવાથી તેઓ બન્ને એક જ છે. જેમ આધારાનંદ સ્વામી કહે છે કે સચ્ચિદાનંદ સ્વામી પ્રત્યે દ્વારકાધિશ બોલ્યા ''અમારા અનંત રૂપ હોવા છતા અમે એક જ છીએ. (હ.ચ.સાગર/૨૬/૭૦/૬)'' ''અનંત અને અપાર અવતારો થયા છે તેમને અલગ ન જોવા. (હ.ચ.સાગર/૧૧/૪૨/૧૭)'' ''જે ભગવાન તો એક જ છે અને તે અપાર મૂર્તિઓ ધારણ કરે છે. (હ.ચ.સાગર/૨૨/૭૬/૨૧)''

## (૨૧) ભગવાન પૃથુ અને ભગવાન સ્વામિનારાયણની એકતા :-

પૃથુ ભગવાનના પ્રાગટયની કથા એવી છે કે સ્વાયંભુવ મનુના વંશમાં અંગનામના પ્રજાપતિના વિવાહ મૃત્યુની માનસ પુત્રી સુનીથાની સાથે થયા હતા. જેનાથી તેઓને ''વેન'' નામનો પુત્ર થયો. વેન પોતાના માતામહ (નાના) ના સ્વભાવ પર ગયો. તે અત્યંત ઉગ્ર, અધાર્મિક, પરપીડક, અને રાગદ્વેષથી યુકત હોય પ્રજા પર અત્યંત અત્યાચાર કરવા લાગ્યો. તેની દુષ્ટતાથી પ્રજા ત્રાહિમામ પોકારી ગઇ. મહર્ષિઓ દ્વારા રાજયપદ પર અભિષેક થતા તેણે ઘોષણા કરી છે ''ભગવાન યજ્ઞ પુરૂષ હુ જ છુ. મારા સિવાય યજ્ઞનો ભોકતા અને સ્વામી કોણ હોઇ શકે? એટલે કયારેય કોઇ યજ્ઞ દાન અને હવન આદિ ન કરે.'' તેની આ ઘોષણાથી ચકિત થઇ મહર્ષિઓ તેને સમજાવવા આવ્યા. પણ બધુ વ્યર્થ અન્તે ઋષિઓએ ધર્મની હાની થતી જોઇ તેને હુંકાર માત્રથી કાળનો ગ્રાસ બનાવી દીધો. તેની માતા સુનીથાએ કેટલાક દિવસો સુધિ પોતાના મૃત પુત્ર વેનનું શરીર સુરક્ષિત રાખ્યુ અને આ તરફ રાજા વગર ચોર-ડાકુઓ અને લુટારૂઓને કારણે અરાજકતા વ્યાપ્ત થઇ ગઇ. આ સ્થિતિ જોઇ ઋષિઓ મન્તો ચારણપૂર્વક વેનની ડાબી જંઘાનું મંથન કરવા લાગ્યા ત્યારે તેમાંથી વેનના પાપરૂપે એક બળેલા લાકડા જેવા વર્ણનો,

વામનાકારનો, નાના મુખવાળો પુરૂષ પ્રગટ થયો તેણે અત્યંત આતુરતાથી બ્રાહ્મણોને પુછયુ ‘‘હું શુ કરૂ?’’

ત્યારે બ્રાહ્મણો બોલ્યા ‘‘નિષિદ-બેસીજા’’ અતઃ તે ‘‘નિષાદ’’ કહેવાયો આ નિષાદ રૂપ દ્વારથી વેનનું સંપૂર્ણ પાપ નિકળી ગયુ.

તે પછી બ્રાહ્મણોએ પુત્ર હીન રાજા વેનની ભુજાઓનું મન્થન કર્યુ. ત્યારે તેમાંથી એક સ્ત્રી પુરૂષનું યમલ (જોડુ) પ્રગટ થયુ.

‘‘આ પુરૂષ ભગવાન વિષ્ણુની વિશ્વપાલની કલાથી પ્રગટ થયો છે.’’ એમ ઋષિઓએ કહ્યુ. અને આ સ્ત્રી આ પરમ પુરૂષની શકિત લક્ષ્મીજીનો અવતાર છે. પોતાની સુકીર્તિનો પ્રથન- વિસ્તાર કરવાને કારણે આયશસ્વી પુરૂષ ‘‘પૃથુ’’ નામક સમ્રાટ થશે અને આ સર્વ શુભ લક્ષણ સમ્પન્ના પરમ સુન્દરીકાનુ નામ ‘અર્ચિ’’ હશે. આ સમ્રાટ પૃથુની ધર્મ પત્નીએ આદી શકિત સાક્ષાત લક્ષ્મી છે. પૃથુના જમણા હસ્તમાં ચક્ર અને ચરણોમાં કમળનું ચિહ્ન જોઇ ઋષિઓ બોલ્યા કે ‘‘પૃથુના રૂપમાં સ્વયં શ્રીહરિનો અંશજ અવતરીત થયો છે.’’

આ પ્રમાણે પૃથુ ભગવાનના પ્રાગટયની કથા શ્રીમદ્ ભાગવતાદિ પુરાણોમાં જોવા મળે છે. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય ગ્રંથોનું અવલોકન કરતાએ સ્પષ્ટપણે વિદિત થાય છે કે પૃથુ રૂપે પણ પ્રગટ પ્રમાણ ભગવાન સ્વામિનારાયણ જ પધારેલા હતા જેમકે-

ભકત ચિંતામણી ‘‘તમે જયારે પૃથુ તન ધર્યું, ત્યારે પૃથિવી દોહન કર્યુ (ભ.ચિ. ૧૦૩/૩૭)’’

‘‘જયશ્રી નારદ વ્યાસ પૃથુ હરિ હંસ,...... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ નામ પર, જાતે પ્રેમાનંદ પ્રાણ વારી. (પ્રેમાનંદ કાવ્ય/ભાગ. ૧/પદ-૧૪૮)

‘‘અક્ષરતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વે અવતારનું કારણ છે. (ગ.મ. ૧૩)’’ ‘‘તે જ ભગવાન મત્સ્ય કચ્છ વરાહાદિક રૂપને તથા રામ કૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે. (લોયા-૧૮- અહીં આદિ કહેવાથી પૃથુ અવતાર પણ જાણી લેવો.)’’ આ બન્ને વચનામૃતોમાં સર્વાવતારી કોણ છે તેની સ્પષ્ટતા મહારાજ કરતા નથી. પણ ગ.અં. ૩૮ માં ‘‘અને એવા જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને  સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે.’’  આ વચનથી પોતાની અવતારીતા સ્પષ્ટ કરે છે અને લોયા-૧૧ માં ‘‘ભગવાનની મૂર્તિયોમાં ભેદ નથી’’ આમ કહી બધા જ અવતારોની મૂર્તિની એકતા કહી. અને વધારામાં કહ્યું ‘‘ભગવાનની મૂર્તિયોને વિષે ભેદ નથી, આવી રીતે સત્પુરૂષની સમજણ છે. (લોયા-૧૧)’’ એટલે ભગવાનની મૂર્તિઓમાં ભેદ નહિ જાણનારો સત્પુરૂષ અને તેમા ભેદ જાણનારો અસતપુરૂષ એમ અધ્યાહારથી કહ્યુ. આધારાનંદ સ્વામી પણ કહે છે. ‘‘મૂર્તિઓતો એકની એક જ રહેતી હોય છે. મૂર્તિમાં ભેદ ભાવ કરે છે તે તો મૂર્તિનો દ્રોહી કહેવાય છે. (હ.ચ.સાગર-૨૦/૪૫/૯ આથી બધી મૂર્તિની એકતા કહી અને તેમાં ભેદ બતાવનારો મૂત્તિનો દ્રોહી કહ્યો.)

## (૨૨) ભગવાન ધન્વન્તરિ અને શ્રીહરિની અભિન્નતા :-

ધનવંતરિ ભગવાનના પ્રાદુર્ભાવનો ઉપક્રમ એવો છે કે સમદ્ર મન્થનનું મહત્ત્વ બતલાવી દેવતાઓએ અસુરોને પોતાના મિત્ર બનાવી લીધા. તે પછી દેવો અને દાનવોએ મળી અનેક ઔષધિઓને ક્ષીર સાગરમાં નાખી. મન્દરાચલને મથાની અને વાસુકી નાગને નેતરૂ બનાવી જેવુ તેઓએ સમુદ્ર મથંન શરૂ કર્યુ તેવુ જ વિદન આવીને ઉભુ રહ્યુ. નિરાધાર મંહરાચલ સમુદ્રમાં ધસવા લાગ્યો. ત્યારે સ્વયં સર્વેશ્વર ભગવાને કૂર્મ રૂપે પ્રગટ થઇ મન્દરાચલને પોતાની પીઠ પર ધારણ કરી લીધો.

એટલુ જ નહિ ભગવાન શ્રીહરિએ દેવતા, દાનવો અને વાસુકિ નાગમાં પ્રવેશ કરી અને સ્વયં મન્દરાચલને ઉપરથી દબાવી રાખી સમુદ્ર મંથન કરાવ્યુ. કામધેનુ, ઐરાવત, ઉચ્ચૈઃશ્રવા અશ્વ, અપ્સરાઓ, કૌસ્તુ ભમણી, વારૂણીમદીરા, શંખ, કલ્પવૃક્ષ, ચન્દ્રમા, લક્ષ્મીજી અને કલ્પવૃક્ષ તેમાંથી પ્રગટ થઇ ચૂકેલા હતા અમૃત પ્રાપ્તિ માટે પુનઃ સમુદ્ર મંથન થવા લાગ્યુ અને અન્તમાં અમૃત - કળશ લઇને ભગવાન શ્રીહરિ જ ધનવંતરીના રૂપમાં પ્રકટ થયા. ચતુર્ભુજ ધન્વન્તરિ શૌર્ય અને તેજથી સંપન્ન હતા. અમૃત વિતરણ થઇ ગયા બાદ દેવરાજ ઇન્દ્રએ તેઓને દેવવૈદ્યનું પદ સ્વિકાર કરવા પ્રાર્થના કરી. તેઓએ ઇન્દ્રની ઇચ્છાનુસાર અમરાવતીમાં નિવાસ કરવાનું સ્વિકાર કરી લીધુ. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં ધનવંતરિનું રૂપ ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારેલા અને તેઓ અને પ્રગટ પ્રમાણ શ્રીહરિએ બંને પરસ્પર અભિન્ન જ છે જેમકે-

ભક્ત ચિંતામણી (૧૦૩/૪૦) ''તમે ધનવંતરિ તનધારી, ટાળ્યો રોગ આયુષ વધારી''

કીર્તનમાં ''ધનવંતરી મનું હય રૂપધારી...... જયશ્રી ઘનશ્યામ તવ નામ પર, જાય પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય/ભાગ. ૧/પદ-૧૪૮)'' ઇત્યાદિ.

''વ.મૃત ઉપોદ્ઘાતમાં - અને વાસુ દેવાદિક જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવિસ મૂર્ત્તિયો તથા વારાહાદિ અવતારએ સર્વના ધરનારા છે. (અહીં આદી કહેવાથી ધનવંતરી આદી બીજા અવતારો પણ જાણી લેવા.)'' અહી મુક્તાનંદાદિ સંતો ગોલોક મધ્યે આવેલા અક્ષરધામના અધિપતિ રાધા લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાનને સર્વાવતારના ધરનારા કહે છે , અને ''ગ.અં. ૩૮ માં અવતાર ધારણ કરી ધરાતલ પર પ્રગટ થનારા શ્રીહરિ ''સર્વ અવતારના અવતારી છે'' પોતાને

સર્વાવતારી કહે છે. અવતારી ધામાધિપતિ અને અવતારરૂપ શ્રીહરિની સ્વરૂપ, સામર્થ્યે કરીને એકતા હોવાથી અને તે બન્ને સ્વરૂપ સ્વભાવથી અભિન્ન હોવાથી તથા અવતાર અવતારી વચ્ચે કોઇ ભેદ ન હોવાથી આ પ્રમાણે કહેવું ઉચિંત જ છે. અર્થાત ધામાધિપતિ અને રામકૃષ્ણ શ્રીહરિ ધનવંતરિ આદી અવતારોએ સ્વરૂપ સામર્થ્યે કરીને અભિન્ન હોવાથી તેઓમાં કોઇ ભેદ નથી. શ્રીહરિ પણ કહે છે ''ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી. (લોયા-૧૧)'' આધારાનંદ સ્વામી પણ કહે છે. ''ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી, ભેદ તો ભકતોની અલગ અલગ સમજણમાં છે. (હ.ચ.સાગર/૧/૭૭/૪૩- આથી રામકૃષ્ણ, ધનવંતરિ આદી કોઇપણ મૂર્તિમાં ભેદ નથી એમ કહ્યુ.)''

## (૨૩) ભગવાન હયગ્રીવ અને ભગવાન શ્રીહરિની અભિન્નતા :-

હયગ્રીવાવતારના પ્રાગટયની કથા એવી છે કે - નૌમિત્તિક પ્રલયમાં પૃથ્વિ એકાર્ણવમાં વિલીન થઇ જતા વિદ્યા શકિતથી સંપન્ન ભગવાન વિષ્ણુ યોગ નિદ્રાનો આશ્રય લઇ શેષ નાગ પર શયન કરી રહ્યા હતા. પ્રલયાવસ્થા પૂર્ણ થતા પ્રભુની નાભિ થકી સહસ્રદલ કમળ પ્રગટ થયુ. અને તે સહસ્રદલ કમળ પર સંપૂર્ણ લોકોના પિતામહ, લોક સ્રસ્ત્ર બ્રહમાજી પ્રગટ થયા પરમ તેજસ્વિ બ્રહમાજીએ દૃષ્ટિ કરી તો ચારેય દિશામાં જલજલ હતુ. જે પદ્મ પત્ર પર લોકસ્રષ્ટા બિરાજમાન હતા તે સમયે ક્ષીરોદધિશાયી શ્રી નારાયણની પ્રેરણાથી પ્રથમથી જ રજો ગુણ અને તમો ગુણના પ્રતિકરૂપ જલની બે બુંડો પડી હતી.

તેમાંથી એક બૂંદ પર આધન્તહીન શ્રી ભગવાનની દૃષ્ટિ પડી. તે તમોમય મધુ નામના દૈત્યના રૂપમાં પરિણત થઇ ગઇ. તે દૈત્ય મધુ રંગનો અત્યંત સુંદર હતો. જલની બીજી બૂંદ ભગવાનની ઇચ્છા પ્રમાણ અત્યંત શકિતશાળી અને

પરાક્રમી દૈત્યના રૂપમાં વ્યકત થઇ તેનું નામ ''કૈટભ'' પડ્યુ. બન્ને દૈત્યો અત્યંત બલશાળી અને વીર હતા.

કમલનાલના સહારે તે બંને દૈત્યો ત્યાં પહોંચ્યા જયાં અત્યંત તેજસ્વી બ્રહમાજી બેઠેલા હતા. લોક પિતામહ સૃષ્ટિ રચનામાં પ્રવૃત્ત હતા તેઓની સમીપમાં અત્યંત સુંદર શરીર ધારણ કરી ચાર વેદ ઉભા હતા. તે મહાબલી, મહાકાય, શ્રેષ્ઠ દૈત્યોની દૃષ્ટિ વેદ પર પડી અને તેઓએ તે ચારેય વેદોનું અપહરણ કરી લીધુ. અને તેને લઇ તેઓ રસાતલમાં પ્રવિષ્ટ થઇ ગયા.

વેદો જ જેના નેત્રો હતા એવા વેદો લઇ મધુ કૈટલ રસાતલમાં જતા રહ્યા એટલે બ્રહમાજી અત્યંત દુઃખી થઇ ગયા. આ સમયે મારૂ દુઃખ દૂર કોણ કરશે? વેદોનો ઉધ્ધાર કોણ કરશે? તદનન્તર બ્રહમાજીએ સર્વાન્તર્યામિ નારાયણને પ્રાર્થના કરી.

બ્રહ્માજીની પ્રાર્થના સાંભળી દેવદેવેશ શ્રીહરિ તત્કાળ પોતાની નિદ્રા ત્યાગ કરી જાગ્રત થયા અને અત્યંત સુંદર અને કાન્તિમાન હયગ્રીવના રૂપમાં પ્રકટ થયા. પ્રભુની ગર્દન અને મુખાકૃતિ ઘોડા જેવી હતી. તેઓનું તે પરમ પવિત્ર મુખારવિન્દ વેદોનું આશ્રય હતુ. તારાથી ખચા ખચ ભરેલ સ્વર્ગ તેઓનું મસ્તક હતુ. આકાશ પાતાળ તેઓના કાન હતા પૃથ્વિ લલાટ, ગંગા અને સરસ્વતી તેના નિતમ્બ હતા અને બન્ને સાગર તેમની ભ્રકુટી હતી. સૂર્ય અને ચંદ્ર તેમના નેત્ર, સંધ્યાનાસિકા, ઓંકાર આભૂષણ અને વિધ્યુત જિહ્વા હતી. પિતરો તેમના દશન, બ્રહ્મલોક તેમના ઓષ્ટ તથા કાલરાત્રિ તેમની ગ્રીવા હતી.

આ પ્રમાણે અત્યંત અદ્ભુત, અત્યંત તેજસ્વિ, અત્યંત શકિત શાળી, અત્યંત પરાક્રમી અને અત્યંત બુધ્ધિ વૈભવ સમ્પન્ન, આદિ અન્ત રહિત ભગવાને શ્રી

હયગ્રીવનું રૂપ ધારણ કરી મહા સમુદ્રમાં પ્રવેશ કર્યો અને તેઓ રસાતલમાં પહોંચી ગયા ત્યાં જઇ ભગવાન શ્રી હયગ્રીવે સામગાનનું સસ્વર ગાન શરૂ કર્યુ ભગવાનની લોકોપકારિણી મધુર ધ્વનિ રસાતલમાં સર્વત્ર ફેલાઇ ગઇ. મધુ અને કૈટભ બન્ને દૈત્યોએ પણ સામગાનનો તે ચિત્તાકર્ષક સ્વર સાંભળ્યો તો તેઓએ વેદોને કાલપાશથી બાંધી રસાતલમાં ફેકી દીધા અને ઉક્ત મંગલ કારિણી ધ્વનિ તરફ દોડયા.

ભગવાન હયગ્રીવે પણ સુંદર અવસર જોઇ તરત જ રસાતલમાંથી વેદોને કાઢી. બ્રહ્માજીને આપી દીધા અને પુનઃ મહાસાગરમાં પૂર્વોત્તર ભાગમાં વેદોના આશ્રય રૂપ પોતાના હયગ્રીવરૂપની સ્થાપના કરી પુનઃ પોતાનું પૂર્વરૂપ ધારણ કરી લીધુ.

મધુ અને કૈટભે પણ જોયુ કે જયાંથી મધુર ધ્વનિ આવી રહી છે ત્યાં તો કંઇ હતુ જ નહિ અતઃ તેઓ વેગપૂર્વક રસાતલમાં આવ્યા પણ ત્યાં વેદો હતા નહિ. (મહાભારત/શાંતિર્વ/અ.૩૪૬)

હયગ્રીવાવતારની કલ્પ ભેદથી બીજી પણ એક કથા જોવા મળે છે જેમ કે દિતિનો એક પુત્ર હતો જેનું નામ હતુ હયઘ્રીવ તે સુંદર તો હતો જ પણ બલવાન અને પરાક્રમી પણ એટલોજ હતો. તે પુણ્યતોયા સરસ્વતી નદીના પાવન તટ પર ઉપવાસ કરતો થકો કરૂણામયી ભગવતી જગદીશ્વરીની માયા બીજાના એકાક્ષર મંત્રના જપથી આરાધના કરવા લાગ્યો. તેણે ઇન્દ્રિયોને વશમાં કરી સંપૂર્ણ ભોગોનો ત્યાગ કરી દીધો. તે મહાન દૈત્ય એક હજાર વર્ષ પર્યંત શ્રી જગદંબાની તામસી શક્તિનો આરાધના કરતો થકો ઉગ્રતપ કરતો રહ્યો.

''સુવ્રત! વર માંગો'' કરૂણામયી સિંહવાહિની એ પ્રત્યક્ષ દર્શન આપીને હયગ્રીવને કહ્યુ. ''તારી જે ઇચ્છા હોય તે માંગીલે, હુ તને તારી ઇચ્છા પ્રમાણે વર આપવા તૈયાર છું.''

ત્યારે હયગ્રીવ બોલ્યો ''માતા! મારે મૃત્યુનું મુખ જોવુ ન પડે, મારી ઇચ્છા છે કે હું અમરયોગી બની જાવ.''

''દૈત્યપતે! જન્મ થયા બાદ મૃત્યુ સુનિશ્ચતછે'' દેવીએ કહ્યુ માટે મૃત્યુના સંબન્ધમાં આનિયમને સ્પષ્ટ રીતે સમજી ઇચ્છિત વર માંગો.

''ભલે, હું કેવલ હયગ્રીવ દ્વારાજ વીરગતિને પ્રાપ્ત થાવ કોઇ બીજો મને મારી ન શકે?''

દયામયી માતા બોલ્યા ''તથાસ્તુ'' હયગ્રીવ સિવાય બીજો કોઇ પણ તને મારી ન શકશે, હવે તુ ઘરે જા અને સાનંદ રાજ્ય કર.''

જગદંબા ત્યાંજ અન્તર્ધાન થઇ ગયા અને દૈત્યરાજ હયગ્રીવ પણ આનંદ મગ્ન થઇ પોતાના ઘરે આવ્યો. તે પછી તો તેણે અનેક ઉપદ્રવ કરવાનો પ્રારંભ કર્યો સત્પુરૂષ અને દેવતા તેનાથી ત્રસ્ત અને વ્યાકુળ થઇ ગયા, પૃથ્વી તેના ઉપદ્રવથી વ્યાકુળ થઇ ગઇ. અન્તતઃ ભગવાન શ્રીહરિ વેદો, ભક્તો અને ધર્મની ત્રાણ તથા અધર્મનો નાસ કરવા માટે રણ મેદાનમાં આવ્યા અને હયગ્રીવ દૈત્ય સાથે દસ હજાર વર્ષ સુધી યુદ્ધમાં ડટી રહ્યા. તદન્તર લીલા ધારી શ્રીહરિ થાકી ગયા એટલે પુણ્યલોક એવા વૈકુંઠમાં જતા રહ્યા અને ત્યાં પદ્માસન વાળી બેસી ગયા. તે સમયે તેમના સારંગ ધનુષ પર પ્રત્યંચા- ડોરી ચઢેલી હતી, એજ અવસ્થામાં ધનુષને ભૂમિ પર ટેકવી તેનાજ સહારે તેઓ કંઇક ઝુકિ ગયા અને પછી તો તેના પર ભાર દઇ આળસ ખાવા લાગ્યા. શ્રમને કારણે અથવા લીલા સંયોગથી તેઓને ઘોર નિદ્રા આવી ગઇ. તેજ સમયમાં કેટલાક દિવસોથી દેવતાઓને ત્યાં યજ્ઞ કરવાનું આયોજ

ચાલી રહ્યુ હતુ. ઇન્દ્ર, બ્રહ્મા, શંકર આદિ બધા દેવતાઓ યજ્ઞ કરવામાં તત્પર થઇ ભગવાન શ્રીહરિને મળવા વૈકુંઠમાં આવ્યા પણ ત્યાં તેઓને યજ્ઞેશ્વર ભગવાન વિષ્ણુંના દર્શન થયા નહિ. પછી તો તેઓએ ઘ્યાન દ્વારા તેમની ભાળ મેળવી તેઓ જ્યાં હતા ત્યાં દેવો આવ્યા. ત્યાં જોઇ તેઓએ જોયું તો ભગવાન શ્રીહરિ યોગ નિદ્રાને આધિન થઇ અચેત પડેલા છે. થોડો સમય તેઓ ત્યાં ઉભા રહ્યા પણ ભગવાન જાગ્રતાવસ્થામાં આવ્યા નહિ. એટલે દેવતાઓ ચિંતિત થયા. આવી સ્થિતિમાં બધા દેવતાઓ પરસ્પર વાત કરવા લાગ્યા કે, ''ભગવાનને જગાવવા કેવી રીતે?''

ત્યારે ભગવાન શંકર બોલ્યા કે ''દેવતાઓ! યદ્યપિ કોઇની નિદ્રા ભંગ કરવી એ નિષિઘ્ધાચરણ છે છતા પણ યજ્ઞ કાર્ય સમ્પન્ન કરવાને માટે તો તેઓને જગાવી જ દેવા જોઇએ.''

ત્યારે બ્રહ્માજીએ વમ્રીનામનો એક કીડો ઉત્પન્ન કર્યો અને વિચાર્યુ કે 'ઘનુષ પૃથ્વી પરજ છે, આ કીડો ઘનુષની ડોરીને કાપી નાંખશે. તદન્તર આગળની દોરી કપાતા જ ઝુકેલુ ઘનુષ ઉપર ઉઠી જશે, પછી તો દેવાધિ દેવ શ્રીહરિની નિદ્ર ભંગ થઇ જ જશે. ત્યારે દેવતાઓનું કાર્ય સિઘ્ધ થવામાં કોઇ સંદેહ નહીં રહેશે.' આ પ્રમાણે મનમાં વિચાર કરી પ્રધાન દેવતા અવિનાશી બ્રહ્માજીએ વમ્રીને આ પ્રમાણે કરવાની આજ્ઞા આપી. બ્રહ્માજીની આજ્ઞા થતાં તેજ ક્ષણે વમ્રીએ પ્રત્યંચાને નીચેથી કાપી નાથી. પછી તો ઘનુષ બંઘનથી મુક્ત થઇ ગયુ. પ્રત્યંચા કપાઇ જતા બીજી બાજુની  ડોરી પણ ઢીલી પડી ગઇ. તે સમયે જોરથી ભયંકર શબ્દ થયો, જેનાથી દેવતાઓ ભયભીત થઇ ગયા. ચારે તરફ અંધકાર છવાઇ ગયો. સૂર્યની પ્રભા ક્ષીણ થઇ ગઇ. બધાજ દેવતાઓ ભય પામી ગયા. બધાજ દેવતાઓ તથા ઋષિઓ વિચારવા લગ્યા કે ''આ ભયંકર સમયમાં ખબર નથી શું થવાનું છે? આમ જ્યાં

દેવો અને ઋષિઓ વિચારતા હતા ત્યાંજ ભગવાન વિષ્ણુનું મસ્તક કુંડલ અને મુંગટ સહિત ક્યાંક ઉડીને જતુ રહ્યુ. કેટલોક સમય વિત્યા બાદ જ્યારે ઘોર અંધકાર શાંત થયો, ત્યારે ભગવાન શંકર અને બ્રહ્માજીએ જોયું શ્રીહરિનો વિગ્રહ મસ્તક વગર પડેલો છે. ભગવાન વિષ્ણુ ના કેવલ ધડને જોઇ દેવતાઓ આશ્ચર્યચકિત થઇ ગયા અને તેઓના નેત્રોમાંથી આશ્રુ વહેવા લાગ્યા તેઓ જોર જોરથી વિલાપ કરવા લાગ્યા. તેવામાં જગત જનની માતા દુર્ગા તેઓ સન્મુખ પ્રગટ થયા અને તેઓ પ્રત્યે બોલ્યા દેવો! શ્રીહરિનું મસ્તક કેમ છેદાઇ ગયુ તેનું કારણ સાંભલો આ જગતમાં કોઇપણ કાર્ય અકારણ થતું નથી. એક સમયની વાત છે ભગવાન વિષ્ણુ લક્ષ્મીજી સાથે એકાન્તમાં બીજામાન હતા તે સમયે લક્ષ્મીજીના કમળ સમાન મુખને જોઇ ભગવાનને હસુ આવ્યુ. લક્ષ્મીજી સમજ્યા કે ''ભગવાન શ્રીહરિની દ્રષ્ટિએ કદાચ મારુ મુખ કુરૂપ થઇ ગયુ હોય એવું લાગે છે, એટલે જ તેઓ મને જોઇને હસ્યા લાગે છે, કારણ કે કોઇ નિમિત વગર તેઓનું હસવું એ બિલકુલ સંભવ નથી.'' પછી તો લક્ષ્મીજીને ક્રોધ આવી ગયો. તેઓ સાત્વિક સ્વભાવના હતા છતાંપણ તેઓમાં તમોગુણ આવિર્ભાવ થયો. તેઓમાં જે તામસી ભાવ આવ્યો તેનું કારણ પણ ભવિષ્યમાં દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવાનું હતુ. તેઓ અત્યંત વ્યાકુળ થઇ ગયા અને તેઓના મુખમાંથી શાપ નિકળ્યો કે 'તમારૂ મસ્તક કપાઇ જાવ'' એટલા માટે ભગવાન શ્રીહરિનું મસ્તક કપાઇ હાલમાં ક્ષીર સાગરમાં પડેલુ છે. દેવતાઓ આમા બીજુ પણ એક કારણ છે કે અમોએ પોતે જ હયગ્રીવ નામના અસુરને તેની તપશ્ચાર્યાથી પ્રસન્ન થઇ વરદાન આપેલુ છે કે ''જેનું મુખ ઘોડાનું હશે તેના થકી જ તારો વધ થશે.'' માટે તમોએ દૈત્યના વિનાશ માટે કોઇક ઘોડાનું મુખ ભગવાન વિષ્ણુના ધડ પર જોડી દો તો ભગવાન હયગ્રીવ દેવતાઓના હીત માટે તે દુષ્ટ અને નિર્દય દૈત્યના પ્રાણ હરી લેશે. આમ કહી જગદ્જનની મા દુર્ગા અન્તર્ધાન થયા.

દેવીની વાણી સાંભળી દેવતાઓ આનંદ પામ્યા અને તેઓ બ્રહ્માજી પ્રત્યે બોલ્યા હે દેવ! આપજ ભગવાન વિષ્ણુના ધડ પર ઘોડાનુ મુખ જોડવાની કૃપા કરો.'' દેવતાઓની વિનંતી સાંભલી બ્રહ્માજીએ એક ઘોડાનું મસ્તક તલવારથી કાપી તેના મસ્તકને ભગવાન વિષ્ણુના શરીર પર જોડી દીધુ અને હયના મુખવાળા ભગવાન મસ્તક જોડતા શીગ્ર ઉભા થયા અને રણમેદાનમાં જઇ તેઓએ હયગ્રીવ દાનવનો વધ કર્યો. (દેવી ભાગવત/સ્કંધ-૧/ અ.૫.) ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં આ હયગ્રીવ રૂપ ધારણ કરીને પણ ભગવાન સ્વાનિારાયણ જ પધારેલા એવો સ્પષ્ટ ઉલ્લેધ જોવા મળે છે. જેમ કે -

ભક્તિચિંતામણી/પ્ર. ૧૦૩/૩૮ ''તમે <u>હયગ્રીવતન</u> ધારી, વેદમય વાણીઓ ઉચ્ચારી''.... જેજે કર્યાં પૃથ્વી પર કાજ, તે તો સર્વે તમે મહારાજ''

કીર્તનમાં ''ધનવંતરી મનુ <u>હય રૂપ ધારી.....</u> જયશ્રી અવતારી ઘનશ્યામ તવ નાપ પર, જાત પ્રેમાનંદ પ્રાનવારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ/ પદ-૧૪૮)''

''ईद्दक्सामर्थ्यवानेवन्नाकृतावपि स प्रभुः। भवतीत्यस्य दिव्यत्वं नृत्यं चैक्येन वर्णितम् ॥ આવા સમાર્થ્યવાળા આ પરાત્પર અક્ષર ધામાધિપતિ શ્રીકૃષ્ણ નરનારયણનો સમાશ્રય કરે તો પણ પોતાના અસાધારણ અખિલ ઐશ્વર્ય સંપન્ન છે. તો માનુષરૂપથી થતા પ્રાદુર્ભાવમાં પણ એનું દિવ્યપણુ વિશ્લેષ પામતુ નથી માટે 'એજ આ છે' એમ બન્નેનું એકપણું વર્ણવ્યુ છે. (આથી અક્ષરધામિધિપતિ શ્રીકૃષ્ણ (શ્રીહરિ) ની હયગ્રીવ આદી અવતારો સાથે એકતા સ્વમુખ કહી. ૩/૨૯/૮૩) અને સાથે સાથે ''આવાપણ કૃષ્ણના માનુષાકારની સમાનતાના દર્શનમાત્રથી જન્મ કર્મ અને દેહને પ્રાકૃત જેઓ કહે છે તથા દિવ્યાકાર મનુષ્યકાર રૂપમાં ભેદને કહે છે તે પુરુષો અસુરો છે- ''कृष्णस्यैताद्दशस्यापि जन्मकर्म च विग्रहम्। प्राकृतं रुपमेदं च ये

वदनत्य सूरा हिते॥ (૩/૨૯/૮૪)'' આમ ભગવાનની મૂર્તિઓમાં ભેદ જોનારાઓને સ્વમુખે અસુરો કહ્યા. આથી શાસ્ત્રોક્ત પ્રમાણથી હયગ્રીવ ભગવાન સાથે શ્રીહરિની એકતાપ્રતિપાદીત થઇ.

**(૨૪) ભગવાન વેદવ્યાસજી સાથે શ્રીહરિની અભિન્નતા :-**

ભગવાન વેદ વ્યાજીના પ્રાગટ્યની કથા એવી છે કે એક જ સમયે પૃથ્વી પર સ્વચ્છંદ વિચરણ કરતા મહર્ષિ પરાશર ફરતા ફરતા યમુનાના નદીના તટ પર આવ્યા. તેઓને યમના ની પેલે પાર જવું હતુ અને તેવો કોઇક નાવિકની રાહ જોતા હતા. તેવમાં તેઓની દૃષ્ટિ એક કન્યા પર પડી. આ કન્યા દાસ રાજની પાલક કન્યા હતી. જેનું નામ હતુ મત્સ્યગંધા તે પોતાના પિતાની આજ્ઞાથી આવતા રાહગીરોને યમુનાને પાર કરાવતી હતી. ઋષિની નજર તેના પર પડી એટલે તેઓ તેની પાસે આવ્યા અને તેના પ્રત્યે બોલ્યા કે 'દેવી ! અમારે યમનાપાર જવું છે તો કૃપા કરી અને યમનાપાર ઉતારશો.'' ત્યારે કન્યા બોલી ''ભલે.''

આ તરફ ઋષિ નાવમાં બેઠા અને કન્યા નાવ હાકવાલાગી. નાવ હાકતાહાકતા તે યમુનાના મધ્યમાં આવી. આ કન્યા જે હતી તે દેખાવમાં જાણે અપ્સરા જ ન હોય તેવી દેખાતી હતી. મહર્ષિ પરાશર તેનું રૂપ જોઇ મોહિત થઇ ગયા, તેઓનો દબાએલો કામ એકાએક જાગ્રત થઇ ગયો અને તેઓએ આ કન્યા પાસે અઘટિત માંગણી કરી. મહર્ષિની વાત સાંભળી કન્યા તો સ્તબ્ધ થઇ ગઇ. કન્યા જાણતી હતી કે જો ઋષિને મનાઇ કરીશ તો તેઓ શાપ આપશે એટલે તેણે ઋષિ સાથે સામનીતિનો આશ્રય લઇ તેઓને સમજાવવાનો પ્રયાસ કર્યો પણ ઋષિ માનવા તૈયાર ન હતા. અંતે કન્યા કહેવા લાગી તમારી સાથે ના સમાગમથી મારૂ કન્યા પણુ દુષિત થઇ જશે. ઋષિ કહે મારા તપના પ્રભાવતી તારૂ કન્યાપણુ દુષિત ન થશે. અંતે કન્યાએ કહ્યુ '' કિનારા પર રહેલા બધા લોકો આ દૃશ્ય જુએ છે તથા

હાલમાં સૂર્યદેવ પણ આપણે જોઇ રહ્યા છે.''ત્યારે ઋષિએ કહ્યું ''હું મારી તપશ્ચર્યાના પ્રભાવતી અંધકારની સુષ્ટિ કરી દેવ છુ એટલે આપણે કોઇ જોઇ ન શકશે.'' આમ કહી ઋષિએ પોતાના યોગ બળથી અંધકારની સૃષ્ટિ કરી, કન્યા સાથે રમણ કર્યું.

ભગવાન પરાશર એક તપસ્વી અને જીતેન્દ્રિય ભગવાનના પ્રેમી ભક્ત હતા તેઓ ત્રિગુણ થી પર નિર્વિકલ્પ સ્થિતિમાં રમણ કરનારા બ્રહ્મનિષ્ઠ માહાત્મા હતા તેઓ ત્રિકાળ દર્શી હતા અને તેઓ જાણતા હતા કે સાક્ષાત્ ભગવાન વિષ્ણુ પોતે જ વેદેનો પુનઃ ઉધ્ધાર કરવા મને નિમિત્ત બનાવી આ કન્યા થકી અવતાર ગ્રહણ કરવાના છે એટલે તેઓએ આજ પ્રમાણે ભાવી થનારૂ છે એમ માની કન્યા સાથે રમણ કર્યુ અને ભગવાન શ્રીહરિ પરાશર દ્વારા કન્યાના ઉદરમાં પધર્યા.

તે પછી રમણમાંથી નિવૃત્ત થઇ કન્યા સાથે પરાશરજી સાથે કિનારે આવ્યા અને સામે કિનારે આવતા જ મત્સ્યગંધાનો ગર્ભ વૃધ્ધિ પામવા લાગ્યો અને તે ગર્ભમાંથી બાળક પ્રગટ થયો અને પ્રગટ થથા જ તેને સોળ વર્ષના કિશોરનું રૂપ ધારણ કરી લીધું અને તે તપશ્ચર્યા કરવા માટે પોતાના પિતા પરાશર સાથે વનમાં જતો રહ્યો પણ જતા જતા તેઓ માતા મત્સ્યગંધા પ્રત્યે બોલ્યા કે, ''જ્યારે તમોને મારી આવશ્યકતા પડે ત્યારે મારૂ સ્મરણ કરજો એટલે હું તરત જ તમારી પાસે ઉપસ્થિત થઇ જઇશ.''

ભગવાન વેદવ્યાસજીનો જન્મ મત્સ્યગંધા અને પરાશર થકી યમુનાજીના દ્વિપમાં થયો હોવાથી તેઓ ''પારાશર્ય'' અને ''દ્વૈપાયન'' કહેવાય છે. તેમનો વર્ણઘનશીલ હતો એટલે તેઓ ''કૃષ્ણદ્વૈપાયન'' નામથી પ્રખ્યાત છે બદરીવનમાં રહેવાથી ''બાદરાયણ'' પણ કહેવાય છે. વેદનો વિભાગ કરવાથી ''વેદવ્યાસ'' તથા સત્યવતિના પુત્ર હોવાથી ''સત્યવતિ નંદન'' તરીકે પણ ઓળખાય છે.

તેઓને અંગો અને ઇતિહાસ સહિત સંપૂર્ણવેદ અને પરમાત્મા તત્વનું જ્ઞાન સ્વતઃ પ્રાપ્ત થઇ ગયુ જેને અન્ય લોકો વ્રતોપવાસ નિરત યજ્ઞ, તપ અને વેદાધ્યયનથી પણ પ્રાપ્ત કરી શકતા નથી. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં સ્પષ્ટ પણે ઉલ્લેખ જોવા મળે છે એ વેદ વ્યાસનું રૂપ ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારેલા અને તેઓ પરસ્પર અભિન્ન્તા જ છે જેમ કે -

ભક્તચિંતામણી (પ્ર. ૧૦૩/૪૦) ''તમે ધરી વ્યાસ અવતાર, કર્યા એક વેદ વદીચાર''

કીર્તનમાં ''જયશ્રી નારદ વ્યાસ પૃથુ હરિહંસ ..... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ, નામપર જાત પ્રેમાનંદ વારી. (પ્રેમાનંદકાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ/ પદ-૧૪૮)''

''मत्स्यादयोऽवतार भवन्ति दिव्याकृतेयस्य। सोऽयं स्वयमवतीर्णः स्वामी नारायणो जयति॥ દિવ્યાકૃતિ એવા જેના મત્સ્ય, કચ્છપ, વ્યાસ, રામ, કૃષ્ણ આદી અવતારો થયા છે. તે જ સ્વયં આવતીર્ણ થયા એવા તે સ્વામી એવા નારાયણ વિજય પામે છે. (શિક્ષાપત્રી/રઘુવીરાચાર્યકૃત ભાષ્ય/મંગલાચરણ શ્લો-૨)''

''व्यांस कृष्णं च बुद्धं धृतपुरवपुर्ष नौमि नारायणं त्वाम्। વ્યાસ, કૃષ્ણ તથા બુધ્ધ અવતારને ધારણ કરનારા પ્રત્યક્ષ પ્રમાણ નારાયણને હું કાયવાણી મનથી પ્રણામ કરૂ છું. (સ.જી.૩/૧૭/૧૭)''

'' વ્યાસજી તો વેદના આચાર્ય છે ને પોતે ભગવાન છે. (વરતાલ-૧૮)'' અહીં ભગવાન શ્રીહરિ એ સ્વમુખે વ્યાનજીને સાક્ષાત્ ભગવાન કહ્યા છે અને ''ગં.અં.૩૮ માં- ઇશ્વરના પણ ઇશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારાના અવતારી છે.'' આ પ્રમાણે સ્વમુખે પોતાને શ્રીહરિએ અવતારી કહ્યા અને 'લોયા-૧૧- ભગવાનની મૂર્તિઓને વિશે ભેદ નથી'' આમ કહી બધાજ

અવતારો સાથે શ્રીહરિ એ સ્વમુખે પોતાની અભિન્નતા કહી. આધારાનંદ સ્વામી પણ કહે છે ''પ્રગટ ભગવાન કે પરોક્ષ અવતાર ભિન્ન ભિન્ન હોવા છતા એકના એક છે. (હ.ચ. સાગર ૧૧/૩૩/૧૮)'' આમ શાસ્ત્રોક્ત પ્રમાણો પરથી એ વાત સ્પષ્ટપણે પ્રતિપાદિત થઇ જાય છે કે વ્યાસ અવતાર ધારણ કરીને પણ શ્રીહરિ જ પધારેલા હતા અને તેઓ બન્ને તત્વથી અભિન્ન જ છે.

**(૨૫) ભગવાન હંસ તથા ભગવાન શ્રીહરિની અભિન્નતા :-**

હંસ ભગવાનના પ્રાગટ્યની કથા એવી છે કે એક સમયની વાત છે લોકપિતામહ ચતુર્મુખ બ્રહ્માજી પોતાની દિવ્ય સભામાં બિરાજમાન હતા. તે સમયે તેમના માનસ પુત્રો સનકાદિક ચારેય કુમાર દિગમ્બર વેષમાં ત્યાં પધાર્યા અને તેઓએ પોતાના પિતાશ્રી બ્રહ્માજીના ચરણ કમલોની વંદના કરી તે પછી બ્રહ્માજીની આજ્ઞા પ્રમાણે ચારેય કુમારો અલગ અલગ આસનો પર બેઠા સભામાં બિરાજમાન અન્ય સદસ્યો તેજસ્વી સનકાદિ કુમારો ના સન્માનમાં મૌન અને શાંત થઇ ગયા.

''પરમ પૂજ્ય શ્રીપિતાજી! ચિત્ત ગુણો અર્થાત્ વિષયોમાં પ્રવિષ્ટ રહે છે'' કુમારોએ અત્યંત વિનય પૂર્વક જિજ્ઞાસા પ્રકટ કરી ''અને ગુણ પણ ચિત્તની એક એક વૃત્તિમાં સમાયને રહ્યા છે, તેઓનું પરસ્પર આકર્ષણ છે, સ્થાયી સંબંધ છે, તો પછી મોક્ષની ઇચ્છાવાળા એ પોતાનું ચિત્ત વિષયોમાંથી કેવી રીતે હટાવવું? તેનું ચિત્ત ગુણહીન અર્થાત્ નિર્વિષય કેવી રીતે થઇ શકે છે? કારણ કે જો મનુષ્ય જીવન પ્રાપ્ત કરી મોક્ષ ની જ સિધ્ધિ કરવામાં આવે તો સમ્પૂર્ણ જીવન જ વ્યર્થ થઇ જશે.''

દેવ શિરોમણી, સ્વયમ્ભૂ અને પ્રાણિઓના જન્મ દાતા હોવા છતાં પણ વિધાતા પ્રશ્નમાં ''સંદેહનું બીજ ક્યાં છે.'' તેની ભાળ મેળવી ન શકયા, પ્રશ્નનુ મૂળ કારણ જ ન સમજી શકયા તેઓ ભગવાન શ્રીહરિનું ધ્યાન કરવા લાગ્યા.

બધાની સન્મુખ એકાએક અત્યન્ત સુંદર, પરમોજ્જવલ અને પરમ તેજસ્વી મહાહંસના રૂપમાં ભગવાન શ્રીહરિ પ્રકટ થઇ ગયા. ઉક્ત હંસના અલૌકિક તેજથી પ્રભાવિત થઇ બ્રહ્માજી, સનકાદિક તથા અન્ય સભાસદ્ ઉભા થઇ ગયા બધાએ હંસરૂપી ભગવાનના ચરણોમાં શ્રધ્ધા પૂર્વક પ્રમાણ કર્યા. તદનન્તર પાદ્ય-અર્ધ્યાદિકથી વિધિવત પૂજા કરી તેઓ ને પવિત્ર અને સુન્દર આસનચર બેસાડ્યા :

''આપ કોણ છો?'' ઉક્ત મહામહિમ પરમ તેજસ્વી હંસનો પરિચય પ્રાપ્ત કરવા માટે કુમારોએ પુછયું.

''હું શુ ઉત્તર આપુ?''હંસે વિચિત્ર ઉત્તર આપો.''તેનો નિર્ણય તો તમે બધા કરી શકો છો.જો આ પંચ ભૌતિક શરીરને તમો 'આપ' કહો છો તો શરીરની દૃષ્ટિથી પૃથ્વી, વાયુ, જલ. તેજ અને આકાશથી નિર્મિત રસ, રક્ત, મેદ, મજ્જા, અસ્થિ અને શુક્રવાળુ શરીર બધાનુ જ છે. અતઅવે દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી આદિ બધા શરીર પંચભૂતાત્મક હોવાથી બધા શરીરથી તો અભિન્ન જ છે અને આત્માના સંબંધમાં તો  તમારો આ પ્રશ્ન  જ નથી બનતો કારણકે તે તો સદાસર્વત્ર સમાન રૂપથી વ્યાપ્ત જ છે.

ક્ષણવાર વાણીને વિરામ આપી ભગવાન હંસ પુનઃ તેઓ પ્રત્યે બોલ્યા ''હવે તમે લોકો જ વિચારીને નિર્ણય કરો કે, ''ચિત્તમાં ગુણ છે કે ગુણોમાં ચિત્ત સમાયેલ છે. સ્વપ્નનોદૃષ્ટા, જોવાની ક્રિયા અને દૃશ્ય- શુ આ બધા પૃથક્ હોય છે?'' ભગવાન હંસ સનકાદિક ને કહ્યુ - ''मनसा वचसा दृष्टया गृह्यतेऽन्यैरपीन्द्रियैः । अहमेव न मत्तोऽन्यदिति बुध्यध्वमञ्जसा ॥ गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रजाः। जीवस्य देह उभयं गुणाश्चेतो मदात्मनः ॥ (श्रीमद् भागवत /११/१३/२४-२५) અર્થાત મનથી, વાણીથી, દૃષ્ટિથી તથા અન્ય ઇન્દ્રીયોથી પણ જે કંઇ ગ્રહણ કરવામાં આવે છે, તે બધુ હું જ છું, મારાથી ભિન્ન બીજુ કંઇ નથી  આ સિદ્ધાંત તમે તત્વ વિચાર

દ્વારા સરળતાથી સમજી લો. આ ચિત્ત ચિંતન કરતા કરતા વિષયાકાર થઇ જાય છે આ વાત સત્ય છે, છતાપણ વિષય અને ચિત્ત આ બન્ને જ મારા સ્વરૂપ ભૂત જીવના દેહ છે. અર્થાત્ આત્માનો વિષય સાથે કોઇ સંબન્ધ નથી.

પરમપ્રભુ હંસના ઉત્તરથી સનકાદિ મુનિઓનો સંદેહ નિવૃત્ત થઇ ગયો. તેઓએ અત્યંત શ્રધ્ધા અને ભક્તિથી ભગવાન હંસની પૂજા અને સ્તુતિ કરી. તદન્તર બ્રહ્માજીની સન્મુખ જ મહાહંસરૂપ ધારી ભગવાન શ્રીહરિ અદ્રશ્ય થઇ પોતાના ધામમાં જતા રહ્યા. ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ પણે વિદિત થાય છે કે હંસરૂપ ધારણ કરીને પણ ભગવાન શ્રીહરિ જ પધાર્યા હતા અને તેઓ બન્ને તત્વથી પરસ્પર અભિન્ન જ છે. જેમ કે-

ભક્ત ચિંતામણી પ્ર. ૧૦૩/૩૯ ''થયા હરિ <u>હંસરૂપ</u> જવા, બ્રહ્માનારદને તત્વજ્ઞાન દેવા.''

કીર્તનમાં ''જયશ્રી નારદ પૃથુ હરિ <u>હંસ</u> .... જયશ્રી અવતારી ઘનશ્યામ તવ, નામ પર જાત પ્રેમાનંદ વારી (પ્રેમાનંદ કાવ્ય /ભાગ-૧/ પદ-૧૪૮)''

સત્સંગિ જીવન (૩/૧૭/૨) ''हंसनर हरिमृषभं वामनं पर्शुरामम्। .... धृत पुरुवपुर्ष नौमिनारायणंत्वाम्॥ <u>હંસ</u>, નરસિંહ, ઋષભ, વામન, પર્શુરામ, આદી સ્વરૂપને ધારણ કરનારા પ્રત્યક્ષ પ્રણામ નારાયણને હું કાયવાળી મનથી પ્રણામ કરૂ છું. ''

વચનામૃતમાં ''વારાહાદિક અવતાર એ સર્વના ધરનારા છે.'' (ઉ.પો.)

આમ ઉધ્ધવ સંપ્રયદાય માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે, હંસાવતાર ધારણ કરીને પણ શ્રીહરિ જ પધાર્યા હતા. અને શાંડિલ્યસૂત્ર ભાષ્ય (૨/૧/૨૧ તથા ૨/૧/૩૦) મુજબ અવતારી શ્રીહરિ અને અવતાર એવા હંસ ભગવાનની પરસ્પર અભિન્નતા જ છે. આધારાનંદ સ્વામી પણ કહે છે 'અનંત અને અપાર અવતાર થયા છે. તેમને અલગ ન જોવા (હ.રા.સાગર-

૧૧ ૪૨/૧૭)'' ''જીવને બ્રહ્મરૂપ માનવો અને તે અવતારોને પરબ્રહ્મ રૂપ જાણવા, ભગવાનના અવતારોને પરંબ્રહ્મના રૂપમાં જે માને છે, તે જ સાચા બ્રહ્મજ્ઞાની છે. (હ.ચ.સાગર/ આથી બધાજ અવતારો પરબ્રહ્મ જ છે. એમ કહ્યુ અને જે તેને પરબ્રહ્મ જાણે તેજ સાચો બ્રહ્મજ્ઞાની અને જે તે પ્રમાણે ન જાણે તે અભણ અને અજ્ઞાની એમ અધ્યાહારથી કહ્યુ.)

**(૨૬) <u>બલભદ્ર અવતાર સાથે શ્રીહરિની અભિન્નતા :</u>**

બલભદ્રજીના પ્રાગટ્યનો ઉપક્રમ એવો છે કે દેવતાઓની પ્રાર્થનાથી ભગવાન શ્રીહરિ ધરાતલ પર યદુવંશમાં અવતરવા તૈયાર થયા. તે પહેલા તેઓથી નિત્ય અભિન્ન એવા શેષજી માતા દેવકીના ઉદરમાં સપ્તમ્ ગર્ભ તરીકે પધાર્યા. પણ ભગવાનની આજ્ઞાથી યોગમાયાએ તેઓને ગોકુલમાં નન્દબાવાના ઘરમાં રહેતાવસુદેવજીના જયેષ્ઠ પત્ની રોહિણી દેવીના ઉદરમાં પહોંચાડી દીધા. આ પ્રમાણે તેઓ સંકર્ષણ કહેવાયા, તદન્તર નવમહિના, પૂર્ણ થયા બાદ માગસર સુદ પુનમને દિવસે તેઓ પ્રગટ થયા હતા. તેઓ રોહિણીના પુત્ર હોવાથી ''રોહિણેય'', પોતાના સબંધી અને મિત્રોને પોતાના ગુણોથી બહુ આનંદ કરનારા હોવાથી ''રામ'' અને તેઓના બળની કોઇ સીમા ન હોવાથી ''બલ'' કહેવાયા તથા બલ અને રામ એ બે અલગ અલગ નામ ભેગા કરવાથી ''બલરામ'' કહેવાયા. ભગવાન શ્રીકૃષ્ણના અગ્રજ હોવાથી ''દાઉ'' પણ કહેવાય છે. ભગવાન શ્રીકૃષ્ણ તો મહાચંચલ હતા પણ દાઉ ભૈયા ગમ્ભીર, પરમોદાર, તથા શાન્ત હતા ઉધ્ધિવ સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા એ વાત સ્પષ્ટપણ વિદિત થાય છે કે બલભદ્રરૂપે પણ ભગવાનશ્રી હરિજ પધાર્યા હતા જેમ કે -

**કીર્તનમાં :-** ''ધન્યરે ભાગ્ય ભૃગુક્ષેત્રના, હરિકૃષ્ણ પધારયા દરશતદેઇ અલબેલડે, તન તાપ નિવારવા, બલભદ્ર કૃષ્ણ પધારિયાં, અનાથના નાથ,

ભવસાગરમાં બૂડતાં, ઝીલવાને હાથ, રેવતી રમણે કૃપા કર, કળીજુગમાં ભારી, ભૃગુપુરમાંએ પધારિયા, તારવા નરનારી, અખિલ ભૂવન પતિ આવિયા, હરિકૃષ્ણ મહારાજ ભૃગુપુરવાસી પ્રાણિના, સારવાને કાજ .... વૃંદાવનવાસી આવીયા ભૃગુપુર બેઉ ભાઇ, દિનેનાથ દયા કરી, દીન ઉપર ધાઇ (પ્રેમાનંદ કાવ્ય- ભાગ-૧/ ભક્તિવિલાસ પદ-૧૦૦૪ પૃષ્ઠ-૩૩૮-૩૩૯, આ પદ પ્રેમાનંદ સ્વામીએ ભૃગુપુર (ભરૂચ) મંદિરનીપ્રતિષ્ઠાના ઉપલક્ષ્યમાં ગાયેલુ છે સ્વામીએ પદનો પ્રારંભ હરિકૃષ્ણ નામથી કરેલો છે અને તેઓને જ આગળ ''બલભદ્ર કૃષ્ણ પધારિયા'' કહે છે અર્થાત શ્રીકૃષ્ણ નામથી સ્વામીએ હરિકૃષ્ણ નોજ ઉલ્લેખ કરેલો છે અને અંતે તે બલભદ્ર હરિકૃષ્ણને જ સ્વામી વૃંદાવનવાસી કહે છે. આમ કહી સ્વામીએ આ પદમાં બલભદ્ર અને હરિકૃષ્ણની એકતા પ્રતિપાદિત કરી છે અર્થાત્ બલભદ્ર રૂપે પણ ભગવાન શ્રી હરિજ હતા એમ સ્પષ્ટ થાય છે.)''

હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં ''હલધર બુધ્ધ કલ્કીવપુધારી હળધર બલરામજી અને બુધ્ધ સ્વરૂપ ધાર્યુ હતુ અને જે કલ્કીરૂપને ધારશે. (હરિ.કૃ.ના.ચ. ૪૬/૧૨)''

સત્સંગિજીવન (૩/૧૭/૧૭) ''अव्याकृताभिमतिरीश्वर आदरात्त्वां सङ्कर्षण ह्यथ विराडभिमान्युपास्ते॥ હે શ્રીહરિ તમો સંકર્ષણ રૂપે થઇને અવ્યાકૃત શરીરના અભિમાની ઇશ્વરે આદરથી ઉપાસના કરવો છો.... (બલરામજીનું એક નામ સંકર્ષણ પણ છે. આથી સંકર્ષણ સાથે શ્રીહરિની અભિન્ના કહી.)

આમ ઉધ્ધવ સંપ્રયાદના માન્ય પ્રબંધો પરથીએ વાત સ્પષ્ટ થઇ જાય છે કે બળદેવજી રૂપે પણ શ્રીહરિ જ અવતાર્યા હતા અને તેઓ બન્ને એકબીજાથી અભિન્ન જ છે. આધારનાનંદ સ્વામી પણ કહે છે. ''અનંત અને અપાર અવતારો

થઇ ગયા છે, તેમને અલગ ન જોવા. (હ.ચ. સાગર ૧૧/૪૨/૧૭)'' ''અવતારોમાં કોઇ ભેદ નથી (હ.ચ.સાગર/૧/૭૭/૪૩)''.

**(૨૭) <u>વાસુદેવાદિવ્યૂહાવતાર સાથે શ્રીહરિની અભિન્નતા :</u>**

વાસુદેવાદિ વ્યૂહાવતારનો ઉપક્રમ એવો છે કે પરાત્પર અક્ષર દિવ્ય ધામના ભગવાન શ્રીહરિ દિવ્ય વિગ્રહથી વિરાજમાન હોયને કોટિ મુક્તોએ સદા એવા કરાય છે અને જેમાં જ્ઞાન, શક્તિ, બલ ઐશ્વર્ય, વીર્ય, તેજ, આદિ ગુણો સર્વ રીતે સર્વદા પ્રકાશે. આ રૂપ દિવ્ય જાણવું. આ રૂપ, હસ્તપાદ મુખ મસ્તકાદિ અવયવવાળું હોઇને વસ્ત્ર વિભૂષણ આયુધો વડે વિભૂષિત છે અને રાધાલક્ષ્મી વિશિષ્ટ છે. આ દિવ્ય રૂપ આર્ચિમાર્ગે કરીને પ્રાપ્ત છે. યદ્યપિ જે છ ગુણો કહ્યા તે સ્વરૂપ સમ્બન્ધી છે. પરંતુ તેનો પ્રકાશ રૂપ દ્વારા થતો હોવાથી તેમાં પણ એ ગુણોનો વ્યપદેશ થાય છે.

જેમ વૃંદાવનમાં રાસેશ્વરી રાધાના મનને હરનારા શ્રીકૃષ્ણ ભગવાન દ્વિભુજ હતા. એજ શ્રીકૃષ્ણ રૂકિમણી રૂપ લક્ષ્મી એ યુક્ત ચતુર્ભુજ હતા એજ રીતે જે પર વાસુદેવ છે તે સ્વેચ્છાથી બે રૂપોને ધારી રહ્યા છે. ગોલોકવર્તિ અક્ષરધામમાં રાધિકાપતિ શ્રીકૃષ્ણ દ્વિભુજ છે એજ શ્રીકૃષ્ણ મહા વૈકુંઠ લોકમાં લક્ષ્મીપતિ તરીકે ચતુર્ભુજ રહ્યા છે. આ પર વાસુદેવ શ્રીહરિ થકી તે વ્યૂહાદિ પ્રગટ થાય છે.

તે આ વાસુદેવ થકી સંકર્ષણ અને સંકર્ષણ થકી પ્રદ્યુમન અને પ્રદ્યુમન થકી અનિરુદ્ધ પ્રાદુર્ભવે છે. આવો ઉપક્રમ છે. વ્યૂહ નામથી કહેવાતા ત્રણ રૂપો જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલયને કરે છે અને મુકતોને આનંદ આપે છે. આ કાર્યને તેઓ કર્યા કરે છે અક્ષરધામાધિ શ્રીહરિતો સદા ષાડ્ ગુણ પૂર્ણ છે. તથાપિ જે જે મૂર્તિમાં કોઇ કાર્ય ને કારણે બે બે ગુણોને ગ્રહણ કરીને તે બે ગુણોને વિશેષપણે જણાવે છે.

તેથીજ ભગવાન વ્યૂહ નામથી કહેવાય છે - ''युग युगमुपादत्ते गुणानां कार्य हेतवे। विशेषतः समुदभूतं ततो व्यूहाभिधोहरिः ॥ (आध्यात्मिक तत्वाख्यान २४/१२-१३)''

તેમાં સંકર્ષણમાં જ્ઞાન બળનો, પ્રદ્યુમ્નના ઐશ્વર્ય વીર્યનો અને અનિરુધ્ધમાં શક્તિ તેજનો પ્રકાશ છે. બીજા ચારનો અપ્રકાશ છે. વાસુદેવમાં તો છ એ ગુણોનો પ્રકાશ છે. જ્યારે મનુષ્યને સજાતીય હોવાથી શંકાનો સંભવ છે એવા અવતારોમાં પણ છ ગુણો વર્તે છે તો વ્યૂહોમાં હોય એમાં કહેવું જ શું? હોય જ આ અર્થ ''निगूहनं चतुष्कणां द्वन्द्वानां च प्रकाशनम्'' આમાં વ્યક્ત છે. ''तत्र ज्ञानबल द्वन्द्वात् (वि.सं.)'' ઇત્યાદિ વચનથી ગુણભેદને લીધે કાર્યભેદ પણ જણાવ્યો છે.

તેમાં જ્ઞાન-બળ ગુણોએ યુક્ત એવા સંકર્ષણ, બળગુણથી સંહારને અને જ્ઞાનગુણથી શાસ્ત્ર પ્રવર્તનને કરે છે. કામમૂર્તિ પ્રદ્યુમ્ન તો એશ્વર્ય ગુણથી સમષ્ટિ સૃષ્ટિ કરે છે અને વીર્યગુણથી ધર્મમર્યાદાની પ્રવૃત્તિ કરે છે. અનિરુદ્ધ મૂર્તિ ભગવાન શક્તિ ગુણથી આ સમસ્ત ભુવનોને નિરંતર ધારી રાખે છે અને તેજોગુણથી ભક્તોના પ્રતિપક્ષીઓને નાશ કરે છે. વળી આ અનિરુદ્ધ થકી જ વ્યષ્ટિઓની સૃષ્ટિ ચતુર્મુખ બ્રહ્મા દ્વારથી થાય છે. પ્રદ્યુમ્ન, વિષ્ણુરૂપથી લોકપાલોએ સહિત આ લોકને પાળે છે. આ ત્રણ વ્યૂહો જ બ્રહ્માદિ ત્રણ દેવો દ્વારથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયને કરે છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ એમ વાસુદેવને સાથે લેતાં ચતુર્વ્યૂહ કહે છે. આમાં આદિ વ્યૂહ વાસુદેવનું ષાડ્ગુણ્ય પણે અનુસંધાન કરવાનું હોવાથી પરરૂપ સાથે અભેદ કહેવાની ઇચ્છાતી કોઇ સ્થળે ''त्रिव्यूहोदेवः'' એમ ત્રિવ્યૂહોપણ કહે છે. એમ કહેવામાં કસો વિરોધ આવતો નથી. તેમાં જે સંકર્ષણ તે સુવર્ણ વર્ણ છે, પ્રદ્યુમ્ન છે તે ઇન્દ્રનીલ મણીવર્ણ છે, જે અનિરુદ્ધ છે તે મેઘવર્ણ છે, એમ વર્ણભેદ પણ વર્ણવ્યો છે. ''तदेकान्तवपुर्धरः (वि.संहिता)'' એવું વ્યૂહોને વિશેષણ આપેલું હોવાથી તેઓ અસાધારણ અપ્રાકૃત વપુવાળા છે એમ સિદ્ધ થાય

છે. જગતની સૃષ્ટિ આદિકકાર્ય કરી રહેલા હોવાથી આ વ્યૂહોને ''સગુણ'' તરીકે કહ્યા છે. વસ્તુવિચાર કરતાં તો તેઓ સ્વભાવથી નિર્ગુણ, દિવ્ય અને પર રૂપ શ્રીહરિથી અભિન્ન છે. તેઓને માયાના ગુણોનો લેપ પણ નથી. જીવોની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને મુક્તિ, આ ચાર અવયવોને ચાર રૂપોથી નિરંતર નિર્વાહ કરનારા ભગવાન છે, તેથી તે દ્વારા વિશ્વ, તેજસ, પ્રાજ્ઞ અને તુરીય આ જીવના જે ચાર નામો છે તેને ભજવા પણુ કહ્યુ છે. ત્રણ અવસ્થાને વશ વર્તનારા જીવોએ તે તે અવસ્થાની નિવૃત્તિ માટે આ ચાર વ્યૂહમૂર્તિઓ ઉપાશ્ય પણે કહી છે આ અર્થ ''जाग्रत्स्वप्नात्यलसतुरीय प्राय ध्यातृक्रमवदुयास्यः। स्वामिस्ततत्सङ्गपरिबर्हश्चातुर्व्यूहं वहसि चर्तुर्धा'' આ અભિયુકિતમાં વ્યક્ત છે. આ અર્થની સ્પષ્ટતા ભાગવતમાં ''वासुदेवः संकर्षणः प्रद्युम्नः पुरुषः स्वयम्। अनिरुद्ध इति ब्रह्मन्। मूर्तिभेदोऽभिधीयते॥ स विश्वस्तेजसः प्राज्ञस्तुरीय इति वृत्तिभिः। अर्थेन्द्रियाशयज्ञानैर्भगवान परिभाष्यते॥ अङ्गोपाङ्गयुधार्कल्य भगवान् तच्चतुष्टयम्। विभर्ति स चतुर्मूति भगवान् हरिरीश्वरः॥ સ્વયં ભગવાન જ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ- આ ચાર મૂર્તિઓના રૂપમાં રહેલા છે તેથી તેઓ ચતુર્વ્યૂહ કહેવાય છે તેઓને જાગ્રત- અવસ્થાના અભિમાની 'વિશ્વ' સંજ્ઞાવાળા બનીને શબ્દ, સ્પર્શ વગેરે બાહ્ય વિષયોને ગ્રહણ કરે છે અને તેજ ભગવાન સ્વપ્નાવસ્થાના અભિમાની 'તૈજસ' સંજ્ઞા બનીને બ્રાહ્ય વિષયો વિના જ મનોમન અનેક વિષયોને જુએ છે ગ્રહણ કરે છે. તેજ પ્રભુ સુષુપ્તિ અવસ્થાના અભિમાની 'પ્રાજ્ઞ' સંજ્ઞા, વિષય  અને મનના સંસ્કારોથી યુક્ત બનીને અજ્ઞાનથી સ્વયં આચ્છાદિત થઇ જાય છે અને તેજ પ્રભુ ત્રણે અવસ્થાના સાક્ષી તરીકે ત્રણેથી અલગ રહી 'તુરીય' સંજ્ઞા પામે છે. આ તુરીય તત્વજ સમગ્ર જ્ઞાનનું અધિષ્ઠાન - આધાર છે. આ પ્રમાણે અંગ-ઉપાંગ, આયુધ અને આભુષણોથી યુક્ત તથા વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ- આ ચાર મૂર્તિઓના રૂપમાં પ્રગટ સર્વ શક્તિમાન

ભગવાન શ્રીહરિ જ ક્રમશઃ વિશ્વ તૈજશ, પ્રાજ્ઞ અને તુરીય રૂપે પ્રકાશિત થાય છે. (ભાગ. ૧૨/૧૧/૨૧-૨૩)'' આ રીતે કરી છે. આમાં વ્યૂહરૂપોનું ભગવાન શ્રીહરિ થકી અનન્યપણું જણાવેલું છે. આ ઔધ્ધવ સંપ્રદાયમાં વાસુદેવીદીક્ષાને પામેલા ત્યાગિ સત્સંગી ઓએ ઊર્ધ્વપુંડ્ર તિલકમાં વ્યૂહ જેમનું નામ છે અને જેઓ શ્રીહરિના સ્વરૂપભૂત છે એવા વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનું નિત્ય ધ્યાન ધરવાનું કહ્યુ છે. આ બાબત ''वासुदेवं स्मरेद् भाले हृदिसङ्कर्षणं तथा । प्रद्युम्नमनिरुद्धं च दक्षे वामे च दोषणि॥ (स.जी. ३/२८)'' આમાં સ્પષ્ટ છે. સ.જી. પ્ર. ૩ અ. ૫૫ માં મુનિ વિગેરે એ ભગવાન શ્રીહરિની સ્તુતિ કરતા આચાર વ્યૂહોનાં નામો જણાવીને તેના અર્થો પણ કરીને પરંબ્રહ્મ ભગવાન શ્રીહરિ- પ્રગટ પ્રમાણ હરિકૃષ્ણ સાથે તેમનો અભેદ જણાવ્યો છે. પર પછી વ્યૂહ આવે છે જેથી તેમનો બીજો નંબર આવે છે અવતારો અને અર્ચાઓ પછી આવે છે. એજ રીતિએ જેમ એક દીપ થકી બીજા દીપો પ્રગટાવવામાં આવે છે. તેમ એક એક વ્યૂહ થકી બીજી ત્રણ મૂર્તિઓ થાય છે. મળીને બાર વ્યૂહ મૂર્તિઓ થાય છે જેમ એક દીપ થકી થયેલા બધા જ દીપો તેજ સ્વરૂપ અને તેજોગુણથી તુલ્ય સ્વરૂપ સ્વભાવવાળા અન્યૂન અભિન્ન છે તેમજ બધા જ પરંબ્રહ્મ રૂપ જ છે. એ સર્વે રૂપોમાં અહમર્થ ચેતન આત્મા તો એકજ છે. ફક્ત રૂપ ભેદ ઐચ્છિક છે. એતો સ્વરૂપ ભેદમાં પ્રયોજક નથી. ''व्यूह्यात्मानं चतुर्धा च वासुदेवादिमूर्तिभिः। सृष्टयादी न प्रकरोत्येष विशुद्धात्मा जनार्दनः (વિ.પુ.) એમ ચતુર્વ્યુહ એક જ પરમાત્માની સૃષ્ટિ, સ્થિતિ, લય, મોક્ષની નિર્વાહકતા નિરૂપી છે. વિષ્ણુનામ સહસ્રમાં ''चतुराष्मा चतुर्व्यूहः'' આ નામથી એક જ પરમાત્માની ચાર રૂપતા વાસુદેવાદિ ભેદથી કહી છે.

ભગવાનની આ બધી વ્યૂહ મૂર્તિઓ સ્વેચ્છા સિદ્ધ છે. (એમા કોઇ કર્માદિ કારણ નથી.) ભગવાન શ્રીહરિને વ્યૂહરૂપે રહેવાનું પ્રયોજન તો ''उपासकानुग्रहार्थं

जगतो रक्षणाय च'' આમાં કહ્યા મુજબ ઉપાસકો ઉપર અનુગ્રહ અને જગતનું રક્ષણાદિ કાર્ય છે સંસારિઓનું  સંરક્ષાણ એ એમનું જ કૃપાકૃત્ય છે. ભગવાન જે મૂર્તિઓએ કરીને બ્રહ્માદિ અધિકારી ઇશ્વરોનું અધિષ્ઠાન કરીને અનેક કોટિ બ્રહ્માંડના તંત્રોનું નિરંતર નિર્વહન કરે છે તે આ વ્યૂહમૂર્તિઓ સ્વેચ્છા સિદ્ધ છે. અક્ષરાધિપતિ વ્યૂહ મૂર્તિથી સ્વયં ભગવાન જ કાળચક્ર, જગરચક્ર અને યુગચક્રને નિરંતર ચલાવે છે.

પણ ઇશ્વરોના ઇશ્વર એવા મહાપ્રભુ શ્રીહરિ જીવોના હિત માટે વેદ શાસ્ત્ર તથા પાંચરાત્રને પ્રવર્તાવતા થકા લેકોના સુખને સદા કર્યા કરે છે આ ભગવાનની જે વ્યૂહમૂર્તિ ઓ છે તે ઇન્દ્રિયગોચર નહિ હોવાથી એક શાસ્ત્રથી જ જાણી શકાય છે. શ્વેત મુક્તો અને નિત્ય મુક્તો અને સિધ્ધો  એજ આ મૂર્તિ જાણી શકાય છે. બીજા કોઇ જાણી શકતા નથી જે યોગીવર્યો છે તેઓ વિશુદ્ધ ચિત્તથી એ મૂર્તિઓ જાણીને ઉપાસે છે. આ ભગવાન પરોક્ષ રૂપથી નિરંતર લોકોના બહુ હિતને શાસ્ત્રદ્વાર થી પરોક્ષપણે કરતા હોવાથી યોગિઓએ ધ્યાન કરવા યોગ્ય માની છે.

ઉપરનો સમગ્ર અર્થ સંપ્રદાયના પ્રબંધોમાં સ્પષ્ટ છે. શિક્ષાપત્રી શ્લોક-૧૦૮ માં આવતા ''सर्वाविर्भावकारण'' આ પદની વ્યાખ્યા ''सर्वेषामाविर्भावाणां वासुदेवादि केशवादि व्यूहानां कारणं– વાસુદેવાદિ ચાર તથા કેશવાદિ ચોવિસ વ્યૂહોના કારણ એમ કહ્યુ છે. ''वासुदेवा दयो यस्मात् व्यूहाः प्रादुर्भवन्ति च। चत्वारः केशवाद्याश्च चतुर्विंशतिरीशितुः (સ.જી. પ્ર. ૧/૧- આથી ચાર અનેચોવીસ વ્યૂહોનો સંબંધ - સાક્ષાત્ સંબંધ સાક્ષાત્ ભગવાન શ્રીહરિ સાથે જણાવ્યો.)'' વચનામૃત ઉપોદ ઘાત ''અને વાસુદેવાદિ જે ચતુ ર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવિસ મૂર્તિઓ એ સર્વેના ધરનારા છે.'' ''ગ.પ્ર.પર''- એક જે પુરૂષોત્તમ નારાયણ છે તેજ વાસુદેવ સંકર્ષણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન એ ચતુર્વ્યુહ રૂપે થાય છે.'' ''ગ.પ્ર.૭૮- અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ અને

વાસુદેવ એ જે ચતુર્વ્યૂહ તથા કેશવાદિક જે ચોવીસ મૂર્તિઓ .... એ સર્વેના કારણ'' ''લોયા-૭ અને જે ભગવાન છે તેણે તો આ જગતની ઉત્પત્તિને અર્થે અનિરૂદ્ધ એવું સ્વરૂપ ધાર્યુ છે જેને વિષે સ્થાવર જંગમ રૂપ વિશ્વ તે સાવકાશે કરીને રહ્યુ છે અને સંકર્ષણ રૂપે કરીને. જગતનો સંહાર કરે છે અને પ્રદ્યુમ્ન રૂપે કરીને જગતની સ્થિતિ કરે છે (આથી કાર્ય ભેદ અને વ્યૂહોનો ભગવાન સાથે સાક્ષાત્ સંબંધ કહ્યો.)'' ''વરતાલ-૧૮-વાસુદેવ સંકર્ષણ અનિરૂદ્ધને પ્રદ્યુમ્ન એ જે ચતુર્વ્યૂહ ને જે ચોવીશ વ્યૂહ એ સર્વે રૂપને ધારે છે.'' ''સ.જી.૩/૧૭/૧૭ - ''अव्याकृताभिमतिरीश्वर आदरात्त्यांसङ्कर्षणंह्यठ विराऽभिमान्युपास्ते। प्रद्युम्नमच्युत उताब्ज भवोऽनिरुद्धं सूत्रात्म मान्य खिलनाथ! नाममि तुभ्यम्॥ હે હરિ! તમો સંકર્ષણ રૂપ થઇને આવ્યાકૃત શરીરના અભિમાની ઇશ્વરે આદરથી ઉપાસના કરાઓ છો અને પ્રદ્યુમ્ન રૂપે થઇને વિરાટ રૂપે થઇને વિરાટ શરીરના અભિમાની વિષ્ણુએ ઉપાસના કરાયા છો અને અનિરૂદ્ધ રૂપે થઇને સૂત્રાત્મા શરીરના અભિમાની બ્રહ્માએ ઉપાસના કારાયા છો એ રીતે સર્વના નાથ તે તમોને હું નમસ્કાર કરૂ છું. (સ.જી. ૩/૧૭/૧૭)'' ઇત્યાદિ આ રીતે શિક્ષાપત્રી, સત્સંગિ જીવન તથા વચનામૃતમાં સમસ્ત વ્યૂહોનું મૂળ ગોલોકાધિપતિ પરાત્પર શ્રીહરિને જ બતાવેલા છે અને તેઓ વ્યૂહરૂપ સાથે અભિન્ન જ છે એવું પણ સ્પષ્ટપણે કહ્યુ છે. આથી જે કોઇ અર્ધદગ્ધ અલ્પ શ્રુતો વ્યૂહોને પરમાત્મા શ્રીહરિથી અત્યંત જુદા પાડીને અત્યંત અર્વાચીન ઇશ્વર કોટીમાં ધકેલી દે છે તેનું ખંડન થઇ જાય છે.

**(૨૮) <u>તિલચિહ્નો તથા શરીરના અંગ ઉપાંગો પરથી ધામાધિ પતિ શ્રીહરિ સાથે અવતારોની અભિન્નતા :-</u>**

વિભૂતિ ભૂત દેવ મનુષ્યાદિમાં તેને તેને સજાતીય નામરૂપાદિ યોગથી જે પ્રાદુર્ભાવ થાય તેને અવતાર કહે છે. અવતાર શબ્દ ''अवतिर्यते इति'' એમ ભાવમાં

નિષ્પન્ન કરાય તો પ્રાદુર્ભાવ વાચક થાય અને ''अवतरत्यनेन'' એમ કરણમાં વ્યત્પન્ન કરાય તો જે રૂપથી પ્રગટે છે તે રૂપનો વાચક થાય. ''तदात्मानं सृजाम्यहम्'' ''आत्मीयेनैव रुपेण जज्ञे'' એમ  પરમાત્માજ સજાતિય દ્વિતીય રૂપથી પ્રગટ થતા હોવાથી આ અર્થ જ ઉપયોગી સંગત છે.

ભગવાન શ્રીહરિ અવતાર ધારણ કરી ધરાતલ પર મનુષ્ય રૂપે આવતીર્ણ થાય છે. ત્યારે તેઓની મૂર્તિના કર ચરણાદિક સર્વે અંગો સામુદ્રિક શાસ્ત્રમાં જેવા કહ્યા હોય છે તે જ પ્રમાણે હોય છે. ભગવાન શ્રીહરિ એ રામાવતાર, કૃષ્ણાવચાર, નરનારાયણાવતાર ધારણ કર્યો, ત્યારે પણ તેઓના બધાજ અવવયો સામુદ્રિક શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યા છે તેજ પ્રમાણે હતા. તેજ પ્રમાણે ઘોર કલીકાલની પુષ્કળ પ્રવૃત્તિમાં પણ ધામધિપતિ શ્રીહરિકૃષ્ણ નામ ધારણ કરીને પધાર્યા ત્યારે પણ તેઓની મૂર્તિનાં બધાજ અવયવો સામુદ્રીક શાસ્ત્ર માં જે પ્રમાણે કહ્યા છે તે પ્રમાણે જ હતા તો હવે શ્રી હરિના અંગ ઉપાંગો સાથે રામ કૃષ્ણ નરનારાયણાદિ બધીજ મૂર્તિઓના અવયવોની એકતા પ્રતિપાદન કરી એ છીએ.

**મુખ :-** અવયવોમાં મુખથી જ મુખ્યતામાં અને એનીજ સુંદરતાની મુખ્યતા કહી છે. ભગવાનના મુખની શોભા તો અનુપમ અનુત્તમ હોય જ એમાં કાંઇ કહેવાનું નથી. સમુદાયથી મુખ શોભાને વર્ણવતા એને પૂર્ણ નિર્મળ ચંદ્ર બિંબકાંતિ અને કમળની ઉજ્જવળકાંતિ એ બે ઉપમાઓ એક સાથે આપી છે. ''मुखश्रिया न्यक्कृत पूर्णनिर्मलामूतां शुबिम्बाम्बुरूहोज्ज्वलश्रियम् (સ્તોત્રરત્ન)'' આથી ધામાધિપતિના મુખને કમળની કાંતિ અને કમળની ઉપમા આપી ''चन्द्रकान्ताननं राममतीव प्रियदर्शनम् (रा.मा)'' આથી રામના મુખને ચન્દ્રકાંતિની ઉપમા આપી. ''सितस्मितकलाराजत्पूर्णचन्द्रनिभाननम्। (वा.मा.), આથી શ્રીકૃષ્ણ ના મુખને ચંદ્રકાંતિની ઉપમા આપી ''स्मितरुचिरपूर्णेन्दुवदन (સ.જી.પ્ર.૧)''

''श्रीमच्छारदपूर्णचन्द्रविलसत्स्मेराननंश्रीहरिम् (સર્વમંગલ)'' ''मन्दाहासरुचिराननम् (જનમંગલ)'' આથી ભગવાન સ્વામિનારાયણના મુખ ને શરદ પૂર્ણિમાના દિવસે ઉદય થયેલા ચન્દ્રબિંબની ઉપમાઆપી. ''पूर्णचन्द्रवदनः स्मितराजद्'' (સ.જી.૧/૬/૪) આથી નરનારાયણ દેવના મુખને પૂર્ણચંદ્રબિંબની ઉપમા આપી. આમ ધામાધિપતિના મુખને જેવી ઉપમા આપવામાં આવી તેવી જ ઉપમા અવતાર ધારી પધારેલા રામ, કૃષ્ણ, નર-નારાયણદેવ તથા શ્રીહરિના મુખને આપવામાં આવી. આમ કહીં બધાની જ પરસ્પર અભિન્નતા પ્રતિપાદન કરી.

**નેત્રો :-** નેત્રો કે જે મુખ ભાગની અંદર આવેલા હોઇને તેની શોભા મુખની શોભામાં વૃધ્ધિ કરનાર છે. નેત્રોને રક્ત કમળની ઉપમા તો ''तस्ययथा कप्यासं पुण्डरी कमेवमक्षिणी'' (छा. उ) આ શ્રુતિએ આપી છે એનો અપેક્ષિત અર્થ ''गम्भीराम्भः समुद्भत- सुमृष्टनाल-रविकरविकसित- पुण्डरीकदलामलायतेक्षणः'' આ રીતે રામાનુજાચાર્યજીએ વેદાર્થ સંગ્રહમાં કરેલો છે. (ગંભીર જળમાં રહેલા સૂર્યકિરણોએ વિકસિત એવા રક્ત કમળના પત્ર જેવા અમળ(દોષ રહિત) આયત (વિશાળ) નેત્રો જેમના છે આ પ્રમાણે ધામાધિપતિના નેત્રોને કમળની ઉપમા અપાય છે. ''विशालाक्षः(सामायण)'' ''નવઅંબુજ છબીનીકી (રામ.મા. ૧૪૬/૨) નવીન કમળોના જેવા સુંદર નેત્રોની કાંતિવાળા'' એમ રામના નેત્રોને કમળની ઉપમા આપી. ''त्वत्तःकमलपत्राक्ष! (गीता)'' ''पुष्कराक्षः'' ''अरविन्दाक्षः'' (વિષ્ણુસહસ્રનામ) એમ શ્રીકષ્ણને કમળના પત્ર જેવા નેત્રોવાળા કહ્યાં. ''नूत्लपङ्कजदलायतनेत्रः -નવીન પ્રફુલ્લિત કમળદળ સરખા કર્ણપર્યંત દિર્ઘ નેત્રવાળા (સ.જી.૧/૬/૪ આમ નર-નારાયણદેવના નેત્રોને કમળની ઉપમા આપી)'' ''सरोजपत्रायत चारुलोचनम्'' (સ.જી.પ્ર.૪) આમ ભગવાન સ્વામિનારાયણના નેત્રોને કમળની ઉપમા આપી. ''અને શરદઋતુનું જે કમળ તેની પાંખડી સરખા અણીયાળાં

છે નેત્રકમળ જેમનાં એવા છે (વચનામૃત. ઉ.પો.)'' આ રીતે અક્ષરધામાધિપતિ તથા ભગવાનના બધાજ અવતારોના નેત્રોને કમળદળની ઉપમા આપી બધાની પરસ્પર અભિન્નતા બતાવી.

**નાસિકાઃ-** કે જે મુખ ભાગમાં ગણાતી હોયને તેનો શોભાથી પણ મુખની શોભામાં વધારો થાય છે. નાસિકાને તલના પુષ્પની, પોપટની ચાંચની અને દીપ શિખાની પણ ઉપમાં આપી છે. આ બાબત ''तिलपुष्पसमाकार दर्शनीयसुनासिकम् (વા.મા)'' આમ દામાધિપતિની નાસિકાને તલના પુષ્પની ઉપમા આપી ''સુંદરનાસા -દીપસીખા સમાન સુંદર નાસિકાવાળા (રામ.મા. ૧૪૬/૧૪ આમ શ્રીરામની નાસિકાને દીપ શીખાની ઉપમા આપી)'' ''दीपशिकाखाशुकचञ्चुवितर्जित ताप शमनवरनासम् (સ્ત્રોતરત્ન/ આમા શ્રીકૃષ્ણની નાસિકાને દીપશીખા તથા પોપટની ચાંચની ઉપમા આપી)'' ''तिलपुष्प समाकारदर्शनीय सुनाशिकम् (વા.મા. ૨૮/૨૩- અહી શ્રીકૃષ્ણની નાસિકાને તિલ પુષ્પની ઉપમા આપવામાં આવી)'' ''तिलकुसुमोत्तमनासिका। તલના ફૂલના જેવી શ્રેષ્ઠ સુંદર નાસિકા. (સ.જી. ૨/૨૫/૨૭)'' ''નાસિકા હરિની પોપટસરીખી (પ્રેમાનંદ)'' આમ શ્રીહરિની નાસિકાને તલપુષ્પની તથા પોપટની નાસિકાની ઉપમા આપી. આ રીતે અક્ષર ધામાધિપતિની જેવી નાસિકા છે તેવી જ અવતાર રૂપોની પણ જોવા મળે છે. આથી બધા અવતારોની સાથે ધામાધિપતિ શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ. સામુદ્રિક શાસ્ત્રમાં પણ ''नासिका चक्षुंषी कर्णौयस्यायतौ'' નાસિકાની દીર્ઘતાથી અભિરૂપતા સૂચવી છે. આ સાથે અક્ષરધામાધિપતિ શ્રીહરિની નાસિકા જેવી જ અવતારોની નાસિકા પણ જોવા મળતી હોવાથી અવતારો સાથે અવતારીની અભિન્નતા સ્પષ્ટ થઇ જાય છે.

**અધર :-** જે હોઠ તે મુખ ભાગમાં આવેલ હોઇને, દંતપંક્તિને વસ્ત્રવત આચ્છાદન કરનાર છે તેની સુંદરતા રક્ત વર્ણથી હોવાના અભિપ્રાયથી તેને નવ પલ્લવની, વિદ્રમ જે પ્રવાળાં તેની અને બિંબ જ પાકુંધીલોડું તેની ઉપમા અપાય છે. ''बिम्बीफलशोणाधर द्युतिम (વા.મા.)'' આમ ધામાધિપતિના અધરને બિંબફળ - પાકા ધીલોડાની ઉપમા આપી. ''सस्मिता धर विद्रुमः'' અહીં દેવકીનંદન શ્રીકૃષ્ણના હોઠને વિદ્રમ -પ્રવાળાની ઉપમા આપી. ''બિમ્બાધર પરવાળાથી.... (કૃષ્ણાનંદ)'' '' स्निग्धबिम्बफलांभोष्ठ (સ.જી.પ્ર. ૪) આમ ભગવાન સ્વામિનારાયણના અધરનેપ્રવાળા તથા બિંબફલની ઉપમા આપી. ઇત્યાદિ આમ અક્ષરધામાધિપતિ ના અધરોષ્ઠ જેવા જોવા મળે છે તેવા જ અવતાર રૂપોમાં પણ જોવા મળે છે. આથી બધા અવતારો સાથે ધામાધિપતિ શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.

**ભ્રકુટી :-** ભ્રકુટીને તેની ઉપર રહેલા કેશને લીધે એક પ્રકારની લતા તરીકે વર્ણવવા પૂર્વક તેની શોભાને વક્રતાથી તેમજ દીર્ઘતાથી પણ કહેવામાં આવી છે. તેમાં કામદેવના ધનુષની ઉપમા અપાય. ''कामचापायित भ्रुवम् (વા.મા.)'' આમા ધામાધિપતિની ભ્રુકુટીને કામદેવના ધનુષની ઉપમા આપવામાં આવી છે.'' ભ્રકુટિ મનોજ આપ છબી બરી । કામદેવના ધનુષની શોભાને હરનારી, ભૃકુટિઓવાળા (રામ. મા. બા./૧૪૬/૨- અહીં શ્રીરામની ભૃકુટિને કામદેવના ધનુષની ઉપમા આપી)'' ''कामचाययितभ्रुवम्'' કામદેવના ધનુષ જેવી વક્ર ભૃકુટી જેમની છે. (વા.મા. ૨૮/૨૬ આમ શ્રીકૃષ્ણની ભૃકુટીને કામદેવના ધનુષની ઉપમા આપી)'' ''કામતણામદને હરનારી ભ્રકુટી ધનુષાકાર (કૃષ્ણાનંદ)'' આમ શ્રીહરિની ભૃકુટીને ધનુષની ઉપમા આપવામાં આવી. સામુદ્રિકમાં પણ મહાપુરૂષના લક્ષણ વર્ણન પ્રસંગમાં ''दीर्घभ्रूबाहुमुष्कश्चिरञ्जीवी धनीनरः'' આ પ્રમાણે ભૃકુટીનું વર્ણન કરેલું છે.

આમ અક્ષર ધામસ્ય મૂળ રૂપની જેવી ભૃકૂટી છે તેવી જ અવતાર રૂપોની પણ જોવા મળે છે આથી બન્નેની અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>લલાટ :-</u>** લલાટની શ્રેષ્ઠતા તો વિશાળતાથી, ઉંચાઇથી, અર્ધ ચંદ્રકાર થી અને રેખાની અધિકતાથી પણ તે તે શાસ્ત્રોમાં વર્ણવી છે. ''पृथुतुङ्ग ललाटं च (વા.મા.)'' આથી ધામાધિપતિના લલાટની વિશાળતા તથા ઉંચાયતાથી શ્રેષ્ઠતા કહી, ''મુકુટ સિર ભ્રાજા । કુટિલ કેસ જનુ મધુપ સમાની । વિશાળ મસ્તક પર ધારણ કરેલા મુકુટથી શોભી રહેલા, જાણે ભ્રમરોના સમુહ હોય એવા શ્યામ તથા વાંકડિયા કેશવાળા (રામ.મા.બાલ./૧૪૬/૩- આથી શ્રીરામના અતિ રમણીયકેશ પંક્તિના ભ્રમણથી શોભાયમાન એવા વિશાળ લલાટથી સુંદરતા જણાવી.)'' ''पृथुतुङ्ग ललाटं च વિશાળ ઉન્નટ લલાટ જેમનું છે. (વા.મા. ૨૮/૨૬- આથી શ્રીકૃષ્ણના લલાટની વિશાળતા તથા ઉન્નત કહી.)'' ''विशालभालतिलक (સર્વમંગલ/શ્લો-૧૧૦ આથી શ્રીહરિના વિશાળ ભાલની શોભા ઊર્ધ્વપુંડ્ર તિલકથી વર્ણવી.)'' ''ભાલવિશાલમાં સુંદર ભાલ વિશાળમાં કેસર તિલકનું (પ્રેમાનંદ)'' આ રીતે અક્ષર ધામધીપતિનું જેવું લલાટ છે તેવુ જ વિશાળ લલાટ અવતાર રૂપોમાં પણ જોવા મળે છે આથી બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>ગંડસ્થળ :-</u>** ગંડસ્થળ કે જેને ગાલ પણ કહે છે તેની શોભાતો કોમળતાથી તથા ગૌરવતાજી પણ વર્ણવી છે. ''कोमल गन्डं (સ્તોત્ર રત્ન)'' ''सुरुचिरकोमलगन्ड: (વેદાર્થ સંગ્રહ)'' અહીં આચાર્ય ભગવત ધામાધિપતિના ગાલને કોમળ કહે છે. ''समसूक्ष्मरदज्योत्सजोल्लसद्गण्ठस्थल श्रियम्– શોભાયમાન એવા ગંડસ્થળમાં શોભા જેમને છે. (વા.મા. ૨૮/૨૫ -આથી શ્રીકૃષ્ણના કપોળની (ગાલની) શોભા કહી.'' ''प्रथम समुज्जवलगन्डयुग्म मस्य (સ.જી. ૨/૨૫)'' ''શુભગૌર કપોળે ત્રિલ તાજુ'' એમ શતાનંદમુનિએ તથા બ્રહ્માનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિના કપોળની શોભા

વર્ણવી છે. આ રીતે ધામાધિપતિના જેવા કોમળ અને મૃદુ કપોળ છે તેવા જ અવતાર રૂપોના પણ જોવા મળે છે આથી બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.

**<u>દંતો :-</u>** દંતો કે જે મુખમાં આવેલા હોઇને, તેની શ્રેષ્ઠતાને એક સરખી પંક્તિથી, ઉજ્જવલતાથી અને નિરંતરતાથી પણ વર્ણવી છે. જો દાંત ઉંચાનીચા હોય, અસ્વસ્છ હોય, મધ્યે મધ્યે બહુ છિદ્ર હોય તો શોભે નહિ. આ બાબત સમજાવવા માટે દંતોને મોતીની પંક્તિની, તારાઓની પંક્તિની, દાડમના બીજની અને મોગરાનીકળીની પણ ઉપમા અપાય છે. ''समसूक्ष्मरदज्योस्ना (વા.મા.)'' આ રીતે ધામાધિપતિના દાંતોની શોભા ઉજ્જવલતાથી અને નિરંતરતાથી વર્ણવી છે. ''नक्षत्र राजिः '' એમ શ્રીકૃષ્ણની દંતાવલીઓને નક્ષત્રની ઉપમા આપી છે તથા ''कुण्ददन्तः (સર્વમંગલ)'' એમ શ્રીહરિના દાંતને મોગરાની કળીની ઉપમા આપી ''કુંદકળી સમ દંત જોઇને જીવું છું.'' (પ્રેમાનંદ) ''दन्त राजिरुचिरोमृदुपादः। મન્દહાસ વડે પ્રકાશ માન સુંદર દંતપંક્તિવાળા (સ.જી.૧/૬/૪ આથી નરનારાયણ દેવના કર્ણની સુંદરતા કહી)'' આથી અક્ષર ધામાધિપતિની જેવી દંતવલી જોવા મળે છે તેવીજ દંતાવલી અવતાર રૂપોમાં પણ જોવા મળતી હોવાથી તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>કર્ણ :-</u>** કર્ણ જે કાન તેની સુંદરતા તો બન્નેની સમખાઇથી તેમજ દીર્ઘતાથી પણ વર્ણવી છે. ''समानकर्णविभ्राजत्'' (વા.મા) આમા ધામાધિપતિ ના કર્ણની સુંદરતા સમાનથાથી વર્ણવી છે. ''समश्रवाः (સર્વમંગલ, આમ શ્રીહરિના કર્ણની સુંદરતા સમાનતાથી વર્ણવી)'' ''समान कर्णविभ्राजत् સમાન પરસ્પર તુલ્યપણે સ્પર્ધા કરતા બે કાન (વા.મા. ૨૮/૨૪ આમ શ્રીકૃષ્ણના કર્ણની સુંદરતા સમાનતાથી કહી.)'' આમ અક્ષર ધામાધિપતિ ના જેવા કર્ણ જોવા મળે તેવા જ કર્ણો અવતાર રૂપોના પણ જોવા મળતા હોવાથી બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

સામુદ્રિક સાસ્ત્રમાં મહાપુરૂષના લક્ષણ વર્ણવતા ''नासिका चक्षुषी कर्णौ यस्यायतौ'' આ પ્રમાણે કહે છે. કવિઓએ પરમાત્માના કર્ણોને જલેબીના ઘુંચળાની પણ ઉપમા આપી છે તે પણ યુક્ત જ છે. આથી અક્ષરધામાધિપતિના જેવા કર્ણો છે તેવા જ અવતારરૂપોના પણ જોવા મળે છે. તેથી તેઓ બંનેની પરસ્પર અભિન્નતા પ્રતિપાદન થઇ જાય છે.

**<u>અંસ :-</u>** અંસ જે બે ખભા કે જેને સ્કંધ નામથી પણ કહે છે તેની રમણીયતા વિપુલતાથી અને ઉન્નતતાથી પણ વર્ણવી છે. ''कक्षः कुक्षिश्च वक्षश्च घ्राणस्कन्धौ ललाटिका। सर्व भूतेषु निर्दिष्टा उन्नतास्ते सुखपराः ।'' એમ સામુદ્રીકમાં ઉન્નત સ્કંધ પણાને મહાપુરૂષના લક્ષણ તરીકે વર્ણવ્યુ છે. ''समुन्नतांसः'' (વેદાર્થ સંગ્રહ) આમ ધામધિપતિના સ્કંધ ની ઉન્નતતા કહી ''विपुलांसं'' (વા.મા. ૨૮/૨૧)'' આમ શ્રીકૃષ્ણના ખભાની વિપુલતા કહીં. ''કરીકર સરિસસુભગ ભુજદંડ-કેસરીના જેવી કાંધવાળા'' (રામા./બા./ ૧૪૬/૪ આથી શ્રીરામના સ્કંધોને કેસરીની ઉપમા આપી.)'' ''ભુજ દંડ પ્રચંડ છે ભારી રે (બ્રહ્માનંદ સ્વામી)'' આથી ભગવાન શ્રીહરિના બાહુ ઓની વિપુલતા કહી. આમ ધામધિપતિના સ્કંધો જેમ વિપુલતા તથા ઉન્નતતાતી સુશોભિત થાય છે તેમ અવતાર રૂપોના પણ થાય છે. આથી બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.

**<u>હનુ :-</u>** હનુ કે જે કપોળના બે નીચેના ભાગો કે જેને જડબુ કહે છે. તેની સુંદરતા પુષ્ટતાથી જણાવી છે. આ અર્થ ''मासलौ तु हनूयस्य स्त्वीषदुन्नतौ। स नरोमृष्टमश्नाति यावदायुःसुखान्वितः।'' એમ સામુદ્રીકમાં હનુની સુંદરતા તથા પુષ્ટતાને મહાપુરૂષના લક્ષણ તરીકે વર્ણવેલ છે. ''शोभमानहनु'' (વા.મા.) આથી ધામાધિપતિની હનુની સુંદરતા કહી'' ''महाहनुः'' (રામાયણ) આથીશ્રી રામના હનુની સુંદરતા કહી.'' ''संसोभितायतहनुः (સુ.જી.પ્ર.૧ - આથી પ્રગટ પ્રમાણ

શ્રીહરિના કપોળની સુશોભિત કહી.)'' આમ, જે પ્રમાણે ધામાધિપતિના હનુની સુંદરતા કહી છે તેજ પ્રમાણે અવતાર રૂપોમાં પણ હનુની સુંદરતા જોવા મળે છે આથી તે બન્ને ની અભિન્નતા સ્પષ્ટ થઇ.

**ગ્રીવા :-** ગ્રીવા જે ડોક, તેની શોભા તો શંખ સદૃશત્રિવળીથી વર્ણવી છે. શંખમાં જેમ ત્રણ વળ (રેખાઓ) હોય છે. તેમ કંઠમાં પણ ત્રણ વળ પડે છે માટે કંઠને શંખની ઉપમા અપાય છે. ''कम्बुकन्धरं'' એમ પર રૂપના વર્ણન પ્રસંગે સ્તોત્રરત્નમાં યામુનમુનિ કહે છે. આથી ધામાધિપતિના કંઠને શંખની જેમ ઉપમા આપી ''कम्बुग्रीवः'' એમ રામાયણમાં રામ ના કંઠને શંખની (કમ્બુની) ઉપમા આપી છે. ''कम्बूपमगलः(વા.મા. ૨૮/૨૨) આમ શ્રી કૃષ્ણના કંઠને શંખની ઉપમા આપી. ''કમ્બુકંઠ જોયાની કાજ જોઇ જીવુ છું. (પ્રેમાનંદ)'' ''कम्बुकण्ठः (સર્વ મંગલ/શ્લોક-૧૦૮)'' આમ જેવો ધામાધિપતિનો કંઠ સંખ સુદૃઢ હોવાથી સુશોભિત થાય છે. તેમ અવતાર રૂપો નો કંઠ પણ શંખ જેવો જ હોવાથી તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**હસ્ત :-** હસ્તની સુંદરતા તો સ્થૂળતાથી, દૃઢતાથી, જામુપર્યંત દીર્ઘતાથી અને ગોળાકારથી વર્ણવી છે. આ અર્થ સામુદ્રકમાં મહાપુરૂષના લક્ષણમાં ''आजानुलाम्बिनौ बाहु वत्तपीनौ महीश्वरे'' આ વચનથી વર્ણવેલો છે. ''पीनवृत्तायतभुजः (વેદાર્થસંગ્રહ)'' ''चतुर्भिराजानुविलम्बिभिर्भुजैः'' એમ રામાનુજાચાર્ય અને યામુનાચાર્યજીએ પરરૂપના વર્ણન પ્રસંગમાં ભગવાનના હસ્તની સુંદરતા સ્થૂળતા, દૃઢતા, જાનુપર્યંત દીર્ઘતાથી તથા ગોળાકારતાથી વર્ણવી છે. ''दीर्घ चारु भुतद्वयम् (વા.મા. અ.૨૮- આથી શ્રીકૃષ્ણની આજાનભુજાકહી)'' ''કરિ કર સરિસ સુભગ ભુજ દંડા- હાથીની સૂંઢો જેવા લાંબા તથા સુંદર ભુજ દંડોવાળા (રામ.મા.બા.૧૪૬/૪ આથી શ્રીરામની ભુજાઓને હાથીની સૂંઢની ઉપમા આપી)'' ''आजानुभुजः (સર્વમંગળ/૧૦૭)''

''આજાનબાહુ ઉર ધરી, આવો મળીયે મોહન મીત (પ્રેમાનંદ)'' આમ શ્રીહરિના બાહુની સુંદરતા વર્ણવી. આમ અક્ષર ધામાધીપતિ પરરૂપની જેવી ભુજાઓ છે તેવી જ અવતારરૂપોમાં જોવા મળતી હોવાથી તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**હસ્તતળ :-** હસ્તતળ કે જે હસ્તનો એક ઉપરનો ભાગ છે તેની શોભાને પૃથક્પણે સાદાઇથી અને સામુદ્રીક માં સૂચવેલી હસ્ત રેખાઓથી પણ વર્ણવી છે. આંગળીઓ કે જે હસ્તતળનો જ એક ભાગ છે તેની શોભા તો સૂક્ષ્મપર્વોથી અને દીર્ઘતાથી પણ વર્ણવી છે. ''चारुतारतिताम्रकरतला नुरक्ताङ् गुलिभिरलङ्कृतः'' એમ વેદાર્થ સંગ્રહમાં પરરૂપ વર્ણન પ્રસંગે કરતલની અતિરક્તતાથી રમ્યતા વર્ણવી છે. ''अतिकोमलदिव्यलेखालङ्कृताताम्रकरतलम्'' એમ વૈકુંઠ ગદ્યમાં કરતલની શોભા રક્તાશથી કોમળતાથી અને સમુદ્રિકોક્ત દિવ્ય રેખાઓથી વર્ણવી છે. આથી ધામાધીપતિના હસ્તતળની સુંદરતા કહી ''सूक्ष्मपर्वाङ्गलि- સૂક્ષ્મ પર્વો જેના છે એવી આંગળિઓવાળા (વા.મા.૨૮/૨૦- આથી શ્રીકૃષ્ણની આંગળિઓની સુંદરતા કહી.)'' ''सूक्ष्मायताङ् गुलिविराजितशोणपद्मकान्तस्वभावकढिनोत्तमपाणियुग्मम् (સ.જી.પ્ર. ૧- અહીં શ્રીહરિના હસ્તતળને કમળની ઉપમા આપીને રક્તાસથી તેની શોભા વર્ણવવા પૂર્વક આંગળીઓની શોભા સૂક્ષ્મતાથી તથા દીર્ઘતાથી પણ જણાવી)'' આમ અક્ષર ધામાધિપતિ પર રૂપના જેવા હસ્તતળ તથા આંગળી છે તેવીજ અવતાર રૂપની પણ જોવા મળે છે. આથી બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.

**ઉરુઃસ્થળ :-** ઉરૂઃ સ્થળ કે જેને વક્ષઃ સ્થળ કહે છે તેની શોભાવિશાળતાથી ઉન્નતતાથી, શ્રી વત્સ નામના ચિહન વિશેષથી વર્ણવી છે સામુદ્રિકમાં મહાપુરૂષના લક્ષણમાં ''स्थिरं विशालं कठिन मुन्नतं मांसलं समम्। वक्षोयस्य महीपालस्तत्समो वा भवेन्नरः'' આ વચનથી વક્ષઃ સ્થળની સુલક્ષણતા સૂચવી છે. લક્ષ્મીજીના

નિત્યનિવાસથી પણ વક્ષઃ સ્થળની સુલક્ષણતા સૂચવી છે. લક્ષ્મીજીના નિત્યનિવાસથી પણ વક્ષઃ સ્થળનો નિરતિરાય ઉત્કર્ષ સૂચવાય છે. ભગવાન શ્રીહરિના વક્ષઃ સ્થળ પર લક્ષ્મીજીનો નિત્ય નિવાસ કેવી રીતે? તો આ સબંધમાં વાસુદેવ માહાત્મ્ય અ. ૧૫ માં કથા આવે છે કે જ્યારે કશ્યપ ઋષિના પુત્રો દેવો અને દાવનો અમૃતની પ્રાપ્તિ અર્થે મંદાચલ પર્વતને મથાની અને વસુકી નાગને નેતરૂ બનાવી ક્ષીર સાગરનું મંથન કરતા હતા ત્યારે ક્ષીર સાગરમાંથી ભગવતી લક્ષ્મીજી નું  પ્રાગટ્ય થયુ બધા દેવો અને દાનવો એવું ઇચ્છતા હતા કે લક્ષ્મીજી અમોને વરે પણ ભગવતીશ્રી અકામ એવા રૂપ અને ગુણોના નિધાન એવા શ્રી ભગવાનને આશર્યા, અને ભગવાન શ્રીમન્નારયણ પણ લક્ષ્મીજીની ભક્તિને વશ થઇ તેમનું પાણી ગ્રહણ કરવા તૈયાર થયા. તદન્તર ક્ષીર સાગરના કિનારે ભગવાન લક્ષ્મીનારાયણ દેવના લગ્ન થયા અને તે પછી લક્ષ્મીજીની ભક્તિ અને સમર્પણથી પ્રસન્ન થઇ શ્રી ભગવાને લક્ષ્મીજીને પોતાના વક્ષઃ સ્થળમાં ચિહ્ન રૂપે સ્થાન આપ્યુ ''विष्णुवक्षः स्थले स्थिताम्'' ''पश्यतां सर्वदेवानां ययौ वक्षः स्थलंहरेः (वि.पु.)'' ''तस्याः श्रियश्च भगवान् ददौ स्थानमुरः स्वकम् (વા.મા.અ.૧૫)'' આમ શ્રીમન્નારાયણના વક્ષઃ સ્થળમાં શ્રીનું અખંડ સાન્નિધ્ય થઇ ગયુ. ભગવાન શ્રીમન્નારાયણ ધરાતલ પર અવતાર ધારણ કરીને પધારે છે. ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હોય જ છે. અક્ષરાધિપતિ જ્યારે રામાવતાર ધારણ કરી રઘુકુળમાં પ્રગટ થયા ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ કે તુલસીદાસ કહે છે ''ઉર શ્રી બત્સ રૂચિર બનમાલા- વક્ષઃ સ્થળમાં શ્રી વત્સથી, વનમાળીથી, ચન્દ્રકારથી દીપતા (રામ. મા.બા ૧૪૬/૩)'' ''श्रीवत्सवक्षा नित्यश्रीरजय्यः शाश्वतो ध्रुवः। શ્રીરામના વક્ષઃ સ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે (શ્રી વાલ્મિકી રામાયણ/યુધ્ધકાંડ/ અ-૧૧૧/શ્લોક-૧૩)'' આથી શ્રીરામ એ સાક્ષાત

શ્રીમન્નારાયણ જ હતા એવું સ્પષ્ટ થયું. તેમ ભગવાન શ્રીમન્નારાયણ કૃષ્ણાવતાર ધારણ કરીને પધાર્યા ત્યારે પણ તેઓના વક્ષઃ સ્થળ પર શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ ભાગવતકાર કહે છે ''बृहदुरः श्रियो वीक्ष्य-લક્ષ્મીજીના નિવાસ સ્થાન તમારૂ વિશાળ વક્ષઃ સ્થળ (ભા.૧૦/૩૨/૧૭)'' ''उरसि स्थिर विद्युत । તેમના વક્ષઃ સ્થળ પર જે શ્રીવત્સની સોનેરી રેખા છે. (ભાગ. ૧૦/૩૫/૪)'' આથી શ્રીકૃષ્ણ પણ સાક્ષાત્ શ્રીમન્નારાયણ ભગવાન જ હતા. એમ સ્પષ્ટ થયુ. તેજ પ્રમાણે ભગવાન સ્વામિનારાયણ પણ ધરાતલ પર પધાર્યા ત્યારે તેઓના વક્ષઃ સ્થળ પર પણ શ્રી વત્સનું ચિહ્ન હતુ જેમ વચનામૃતના ઉપોદ્‌ઘાતમાં સંતો લખે છે અને હૃદયને વિષે રોમનું શ્રી વત્સનું ચિહ્ન છે.'' ''હરિચરિત્રમ્ (૪/૮/૨૪) માં પણ અખંડાનંદ બ્રહ્મચારી કહે છે. ''श्रीवत्ससंज्ञंकमलापतेर्हरे र्लक्ष्माऽस्तिरोम्णां विततोरसि प्रियम्। લક્ષ્મી પતિ શ્રીહરિની વિશાળ છાતી ઉપર રમણીય શ્રીવત્સનું ચિહ્ન છે.'' આમ ભગવાન સ્વામિનારાયણ પણ સાક્ષાત્ શ્રીમન્નારાયણ ભગવાન જ હતા એવું સ્પષ્ટ થયુ. આ શ્રીવત્સનું ચિહ્ન પર ધામમાં રહેલા ભગવાનનામૂળ રૂપમાં પણ જોવા મળે છે. જેમ કે (મુક્તાનંદ કાવ્ય/ધામવર્ણન ચાતુરી/ ચાતુરી/૧૨/૫) માં પર રૂપના વર્ણન પ્રસંગમાં મુકતા નંદ સ્વામી કહે છે. ''વૃક્ષઃ સ્થલવાલાતણું, સુખરૂપ કલમાધામ.''

ઉક્ત પ્રમાણોથી એ વાત સ્પષ્ટ થાય છે કે શ્રી વત્સનું ચિહ્ન જેના વક્ષઃ સ્થળ પર હોય છે તે સાક્ષાત્ લક્ષ્મીજીના પતિ શ્રીમન્નારાયણ જ કહેવાય કારણ કે, આ ચિહ્ન શ્રીમન્નારાયણ સિવાય અન્ય કોઇના પણ ઉરૂ સ્થલ પર જોવા મળતુ નથી, આ ચિહ્ન તેઓને ઓળખવાનું અસાધારણ લક્ષણ છે અને આ વાત પ્રમાણથી પણ સિદ્ધ થાય છે જેમ કે વૃત્રાસુરના ત્રાસથી સંતપ્ત થયેલ દેવતાઓ ભગવાન નારાયણની કષ્ટ થકી છોડાવવા માટે તપશ્ચર્યા પરાયણ થયા અને દીર્ઘકાળની તપશ્ચર્યાના અંતે શ્રીમન્નારાયણ ભગવાન તેઓ સન્મુખ પ્રગટ થયા. ''ભગવાનના

નેત્રો શરદ ઋતુ વેળાના કમળ જેવા વિકસેલાં હતાં. તેમની સાથે સોળ પાર્ષદો તેમની સેવામાં પ્રવૃત્ત હતા. તેઓ દેખાવે બધી રીતે ભગવાનના જેવા જ હતા સિવાય કે તેમના વક્ષઃ સ્થળ પર શ્રીવત્સનું ચિહ્ન તથા ગળામાં કૌસ્તુભ મણિ ન હતાં - ''आत्मतुल्यैः षोडशभिर्विना श्रीवत्स कौस्तुभौ। पर्युपासित मुन्निद्र शरदम्बुरुहेक्षणम्॥ ભાગવતપુરાણ/૬/૯/૨૯)'' આમ આ પ્રમાણ પરથી એ સ્પષ્ટ થઇ જાય છે કે શ્રીવત્સનું ચિહ્ન જેના વક્ષઃ સ્થળ પર હોય તેજ સાક્ષાત્ લક્ષ્મીપતિ નારાયણ કહેવાય. આ શ્રીવત્સનું ચિહ્ન રામકૃષ્ણ શ્રીહરિ આદીના વક્ષઃ સ્થળ પણ જોવા મળતુ હોવાથી તેઓ પણ લક્ષ્મીજીના પતિ જ છે એમ સ્પષ્ટ થયું.

આ શ્રીવત્સના ચિહ્ન ઉપરાંત ભગવાન શ્રીમન્નારાયણ ના વક્ષઃ સ્થળ પર ભૃગુલાંછનનું ચિહ્ન પણ જેવો મળે છે. આ ભૃગુ લાંછન નું ચિહ્ન ભગવાનના ડાબા વક્ષઃ સ્થળ પર કેવી રીતે પડયુ તે સમ્બન્ધમાં પણ એક કથા પદ્મપુરાણમાં જોવા મળે છે. કથા એવી છે કે એક વખત ઋષિ મુનિઓની સભા ભરાઇ હતી તેમાં એ વાત પર ચર્ચા ચાલી કે, ત્રિદેવોમાં શ્રેષ્ઠ દેવ કોણ? બધાએ શાસ્ત્રોના પ્રમાણોથી પોતાના આરાધ્યદેવને શ્રેષ્ઠ બતાવવાનો પ્રયાસ કર્યો. પણ તેઓ એક નિર્ણય પર આવી ન શક્યા એટલે ત્રિદેવોમાંથી શ્રેષ્ઠ કોણ એની પરીક્ષા કરવા બધાજ ઋષિઓએ ભૃગુજીને મોકલ્યા એટલે તેઓ પ્રથમ બ્રહ્મ લોકમાં ગયા ત્યાં બ્રહ્માજી સભામાં મોટા મોટા ઋષિઓ સાથે બિરાજેલા ભૃગુજી એ બ્રહ્માજીના પુત્ર હતા એટલે તેઓએ તેમને પ્રમાણ કરવા જોઇએ પણ તેઓએ બ્રહ્માજીનો કાંઇપણ સત્કાર ન કર્યો જેથી બ્રહ્માજી ક્રોધિત થયા પણ તેઓએ પોતાનો ક્રોધ મનમાજ સમાવિ દીધો. પરંતુ ભૃગુ ઋષિ તેઓનો મનનો ભાવ જાણી ગયા અને ત્યાંથી જતા રહ્યા, ત્યારબાદ તેઓ કૈલાસમાં આવ્યા. ભૃગુને આવતા જોઇ ભગવાન શંકર તેઓને પોતાના ભાઇ જાણી સામે મળવા ગયા પણ ભૃગુજીએ ભગવાન શંકરનું અપમાન

કરતા કહ્યું ''તુ તો અવળે માર્ગે જનારો છે'' એમ કહીને તેઓનું અપમાન કર્યુ એટલે ભગવાન શંકરને અતિક્રોધ ઉપજેવો અને તેઓને મારવા પોતાનું ત્રિશુલ હાથમાં લીધુ પરંતુ તેઓને આમ કરતા ભવાનીએ વાર્યા એટલે ભૃગુજી કૈલાસ છોડી જતા રહ્યા અને વૈકુંઠ લોકમાં આવ્યા. ત્યા ભગવાન શ્રીમન્નારાયણ શેષ સૈયા પર સૂતેલા હતા માતા લક્ષ્મી ચરણ ચાંપતા હતા. ભૃગુ ઋષિ તો ત્યાં પણ આવ્યા અને જઇને સીધીજ ભગવાન શ્રીમન્નારાયણ ના ડાબા વક્ષ સ્થળ પર કશીને લાત મારી. ભગવાન લાત વાગવાથી જાગૃત થયા અને મુનિને પોતાના આસન પર બેસાડી તેમના પગ દાબવા લાગ્યા અને બોલ્યા ''મહર્ષિ! મારું વક્ષ સ્થળ નો અતિ કઠોર છે અને તમારા ચરણતો બહુ કોમળ છે માટે તેમા અતિપિડા થતી હશે.'' ભૃગુઋષિ તો ભગવાન શ્રીહરિની આ ક્ષમાવૃત્તિ જોઇને અવાક્ થઇ ગયા અને ત્યાંથી તેઓ પુનઃ ઋષિઓની સભામાં આવ્યા અને તેઓને બધી વાત કરી અને ત્રણેય દેવમાં ભગવાન નારાયણની શ્રેષ્ઠતા જાહેર કરી, ભૃગુજીએ જે પાદનો પ્રહાર કરેલો તે પાદનો પ્રહાર ભગવાને કાયમ માટે વક્ષ સ્થળ પર ધારણ કરી રાખ્યો જે ''ભૃગુલાંછન'' તરીકે ઓળખાય છે. આ ભૃગુલાંછન ભગવાન શ્રીરામના વક્ષઃ સ્થળ પર પણ હતુ. જેમ કે તુલસી દાસજી રામ ચરિત્ર માનસ માં કહે છે. ''केकी कंठा भनीलं सुरवरविलस द्विप्रपादाब्जचिह्नं। મોરના કંઠ જેવા નીલવર્ણવાળા, દેવતાઓમાં ઉત્તમ, વક્ષઃસ્થળ પર શોભતા ભૃગુ લાંછનવાળા (રામચરિત્રમાનસ/ઉત્તરખંડ/મંગલાચરણ શ્લોક-૧)'' ''ઉર ધરા સુરપદ લસ્યો ॥ મનોહર વિશાળ છાતી પર બ્રાહ્મણ ભૃગુનીજીના ચરણનું ચિહ્ન શોભી રહ્યુ છે. (રામ. મા. લંકા ૮૫/૬)''

આ ભૃગુલાંછનનું ચિહ્ન ભગવાન સ્વામિનારાયણ ના વક્ષઃ સ્થલ પર પણ હતુ જેમકે આધારાનંદ સ્વામી કહે છે. ''છાતીમાં ભૃગુલાંછનનું ચિહ્ન હતુ. (હ.ચ.સાગર

૪/૧/૨૬)'' ''શ્રીહરિની છાતીમાં શ્રીવત્સે સહિત ભૃગુ લાંછનનું ચિહ્ન દેખાતુ હતુ. (હ.ચ.સા. ૪/૨૭/૧૩)'' ''ઊપડતી  વિશાળ છાતી ઘણી ઘટાદાર હતી, તેમાં શ્રીવત્સનું ચિહ્ન અને ભૃગુલાંછન હતુ (હ.ચ. સાગર ૧૨/૫૩/૮)''

આ ભૃગુલાંછનનું ચિહ્ન એ કેવલને કેવલ પુરૂષોત્તમ નારાયણના જ વક્ષઃ સ્થલ પર જોવા મળે છે. બીજાના વક્ષઃ સ્થળ પર નહી. આ ચિહ્ન પણ પુરૂષોત્તમ નારાયણનું અસાધારણ લક્ષણ છે અને તે દરેક અવતારોના વક્ષઃ સ્થળ પર હોય જ છે. આમ ધામાધિપતિ શ્રી ભગવાનના વક્ષઃ સ્થળ પર જે પ્રમાણે શ્રીવત્સનું ચિહ્ન જોવા મળે છે તેમ અવતારરૂપોમાં પણ તે ચિહ્ન જોવા મળતુ હોવાથી ધામાધિપતિશ્રી હરિ સાથે બધા અવતારોની અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>ઉદર :-</u>** ઉદર જે પેટ તેની શોભા ઉન્નતાથી તથા ત્રિવળીથી પણ જણાવી છે. સામુદ્રિકમાં મહાપુરુષના લક્ષણ વર્ણન પ્રસંગે ''कक्षः कुक्षिश्च वक्षश्च.... उन्नतास्ते सुखप्रदाः'' આ વચનથી ઉદરની શોભા વર્ણવી છે. ''नाभिवलित्रयम्'' (વા.મા.) આમાં પર રૂપના વર્ણન પ્રસંગે ભગવાન વેદ વ્યાજીએ ભગાવાનના ઉદરમાં ત્રિવળી હોવાનું કહ્યું છે. ''उत्तङ्गकुक्षिनाभ्यन्तर्निम्ननाभिवलि त्रयम् । જેનો નાભિ કૂપનો મધ્યભાગ ઉન્નત  છે, જેમની નાભિ બહુ ગંભીર છે, જેમના ઉદરમાં ત્રિવળી રહેલી છે એમ કહ્યુ છે.'' ''कुञ्जराशनदलोदरराजत्सद्वलिश्च नतसभ्रमनाभिः। પિયળાના સુંદર પત્ર સરખું ઉપરથી  વિસ્તૃત  અને નીચેથી સંકુચિત એવા ઉદરમાં પ્રકાશમાન સુંદર ત્રિવળીવાળા (સ.જી.૧/૬/૫) આથી નરનારાયણ દેવના ઉદરને પીપળના પાનની ઉપમાં આપી તેની અંદર ત્રિવળી પડે એમ કહ્યુ  'ઉદરરખબરતાનિ/ ઉદર પર ઉત્તમ ત્રણ રેખાઓ વાળા' (રામ. સા. ૧૪૭/આમ શ્રીરામના ઉદર પર ત્રિવળી રહેલી છે એમ કહ્યુ.) ''उदरमपि लसद्वलित्रयान्तर्गत- સુશોભિત ત્રિવળીની યુક્ત એવુ પીપળાના પાનની ઉપમા આપવા લાયક શ્રીહરિનું ઉદર (સ.જી. ૨/૨૫)'' ''વાલાતારૂ ઉદર

અતિ રસ રૂપ .... ત્રેવળી જોવું સુંદર છેલ (પ્રેમાનંદ)'' ''अश्वत्थपत्र समतुन्द वलित्रयाङ्कम् (સ.પ્ર.૧) એમ શ્રીહરિના ઉદરની સુંદરતા ત્રિવળી ચિહ્નથી જણાવવા પૂર્વક, તેની ઉપરથી વિશાળતાથી અને નીચેથી સંકુચિતતાથી સુંદરતા જણાવવાના અભિપ્રાયથી પિપળાના પાનની ઉપમા આપી છે. આમ અક્ષરધામાધીપતિના ઉદરમાં જે પ્રમાણે ત્રિવળી પડે છે તેમ અવતાર રૂપોમાં પણ આ ત્રિવળી જોવા મળતી હોવાથી તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.

**નાભિ :-** નાભિ કે જે ઉદરમાં રહેલી ત્રિવળી ના મધ્યમાં રહેલી હોઇને બ્રહ્માના ઉત્પત્તિ સ્થાન તરીકે કહેવાય છે. તેની સુંદરતા ગોળાથી, ઉંડાઇથી અને ગંભીરાઇથી પણ વર્ણનવી છે. બ્રહ્મપુરાણમાં ''स्वरो गतिश्च नाभिश्च नाभिश्च गम्भीरः स प्रशस्यते'' તથાસ્તોત્રરત્નમાં ''निम्ननाभि'' એમ પર રૂપના વર્ણન પ્રસંગ માં નાભિની સુલક્ષણતા ગંભીરતાથી જણાવી છે. ''उत्तुङ्गकुक्षिनाभ्यन्तर्निम्नानाभिवलित्रयम्। જેમની નાભિ બહુ ગંભિર છે, જેમના ઉદરમાં ત્રિવળી રહેલી છે. (વા.મા.૨૮/૧૭ આમા શ્રીકૃષ્ણની નાભિને બહુ ગંભિર કહી છે.)'' ''નાભિ મનોહર લેતિ જનુ જમુન ભર્વંર છબિ છીનિ । ઉદર પર ઉત્તમ ત્રણ રેખાઓ વાળા જાણે જમનાના જળના વમળની શોભાને છીનવી લેતી હોય એવી નાભિ વાળા (રામ.મા. ૧૪૭ આમાં રામની નાભિને યમુના જળના વમળની શોભાને તિરસ્કૃત કરનારી કહી)'' ''नतसभ्रमनाभिः'' ઉડીગોળ ગંભિર નાભીવાળા (સ.જી. ૧/૬/૫ અહીં નરનારાયણની નાભિને ગંભીરતાથી યુક્ત કહીં.)'' ''नत सभ्रनाभिः'' ''गम्भीर सुवर्तुलसु शोभितनामिः'' (સ.જી.પ્ર.૧)'' ''सभ्रमनिम्नाभिकूपम् (સ.જી.પ્ર. ૨/૨૫)'' એમ શ્રીહરિની નાભિને કૂપની ઉપમા આપીને, તેની ઉંડાયથી તથા ગોળાઇથી શ્રેષ્ઠતા જણાવી કે આમ પર રૂપની જેવી નાભિ છે તેવીજ અવતાર રૂપોની જોવા મળે છે.

**<u>મધ્ય :-</u>** મધ્ય જે દેહનો મધ્યભાગ તેની શોભા પાતળાપણાથી જણાવી છે ''तनुमध्यं'' એમ સ્ત્રોતરત્નમાં પર રૂપના વર્ણન પ્રસંગે યામુનાચાર્યે ભગવાનના મધ્યભાગની તનુતા સૂક્ષ્મતાથી કહી છે. તેમા પાછી તેને સિંહકટિની ઉપમા અપાય છે. જેમ સિંહની કટિ મધ્યે પાતળી હોય છે તેમ ભગવાનની કટિ છે, એમ કહેવાનો અભિપ્રાય છે. ''हरिमदहरतनु मञ्जुलकटयां'' (સ્ત્રોત) એમ શ્રીહરિની કટિને સિંહની ઉપમા આપી છે. ''तङ्गारुणस्निग्धनखद्युतिलञ्जायितोडुपम्। ઉન્નત, મધ્યભાગવાળા (વા.મા.૨૮/૧૫ આથી શ્રીકૃષ્ણની કટિભાગની ઉન્નતતા કહી.)'' આમ પર રૂપ રૂપની જેવી કટિ છે તેવી જ અવતાર રૂપોની જોવા મળતી હોય તેઓની બન્નેની અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>ઊરુ :-</u>** ઊરું કે જે જાનુનો ઉપલો ભાગ, જેને સાથળ કહે છે તેની શોભા સરખાઇથી (ટૂંકા લાંબા નહી) પુષ્ટતાથી અને સુવાળાપણાથી પણ જણાવી છે. ''समरुजानू रुशोभनम् (વા.મા.) એમ પર રૂપના ઊરૂની શોભા સૂચવી છે'' ''समजानू रुशोभनम् - સમાન ઢીંચણ અને સાથળ વડે બાહુ શોભાયમાન (વા.મા.૨૮/૧૭ આમ શ્રીકૃષ્ણના ઊરુ કહ્યા)'' ''करभोरुयुगोति शोभनम् (स.जी.प्र. १)'' એમ શ્રીહરિના ઊરુ ભાગને કરભની ઉપમા આપી. આમ, પરરૂપની જેવી ઊરૂઓ છે તેવી જ ઊરૂઓ અવતાર રૂપોની પણ જોવામળતી હોય તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>જાનુ :-</u>** જાનુ કે જે ઊરૂનું એક પર્વ છે, જેમા અસ્થિનું આધિક્ય છે, તેની સુંદરતા સરખાઇથી અને ગોળાઇથી વર્ણવી છે. ''समजानूरुशोभनम्-સમાન ઢીંચણ અને સાથળ વડે બહુ શોભાયમાન (વા.મા. ૨૮/૧૬ આમ અહીં શ્રીકૃષ્ણના ઢીંચણની શોભા કહી.) ''सुवर्तुलौचजानू (સ.જી. ૨/૨૫)'' એમ જાનું જે ઢીંચણ તેની ગોળાકારથી શોભા કહી.'' ''सुषुमसुवृत्तमुकरुप जानुं'' એમ સ્તોત્રમાં શ્રીહરિની

જાનુને દર્પણની ઉપમા આપીને તેની ગોળાઇથી ઉત્કૃષ્ટતા કહી. આમ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની સમાન જાનું હોવાથી તે બન્નેની અભિન્નતા સ્પષ્ટ થઇ.

**જંઘા :-** જંઘા કે જે બે જંઘા તેની સુંદરતા મુખ્યપણે ગોળાઇથી માની છે. ''सवृत्तजङ्घायुगलं- ગોળાકાર સુંદર બે જંઘાઓ જેમની છે (વા.મા. ૨૮/૧૬ આમ શ્રીકૃષ્ણની જંઘાઓની સુંદરતા કહી.)'' ''किसलयमृदुले सुवृत्त जङ्घे (સ.પ્ર. ૨/૨૫)'' એમ શ્રીહરિની જંઘાની સુંદર, કોમળતાથી, ગોળાઇથી અને અનુક્રમે વિશાળતાથી પણ જણાવી આમ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની જંઘાથી પણ અભિન્નતા થઇ.

**ચરણ :-** ભગવાનના ચરણની શોભા તો સ્વતઃ તેના તળાથી, આંગળીઓ અને તેના નખોથી વર્ણવેલી શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તેમાં ચરણતળની શોભા રક્તાસથી કોમળતાથી અને તેમાં રહેલા રેખાકાર મહાપુરૂષ લક્ષણ ચિહનોથી પણ વર્ણવી છે. સ્તોત્ર રત્નમાં પરરૂપના વર્ણન પ્રસંગે ''शंङ्ख रथाङ्ग कल्पलध्वजार विन्दाङ् कुशवज्रलाञ्छनम्'' એમ ચરણકમળની રેખાકાર શંખ ચક્ર ધ્વજ કમળઆદિક ચિહ્નો વડે પરરૂપના ચરણની શોભાનું વર્ણન યામુન મુનિએ કરેલું છે. મુક્તાનંદ કાવ્યમાં પણ પર રૂપનાં વર્ણન પ્રસંગે ''સોળે ચિહ્ન સમેત છે, પદપંકજ અતિ શોભા ધરે (ધામવર્ણન ચાતુરી/૧૨/૬ એમ મુક્તાનંદ મુનિએ પર રૂપના ચરણમાં સોળ ચિહ્નોનું સમર્થન કરેલુ છે.) ''धन्या भारत भूरियं भगवतो नारायणस्याङ्किता पद्मिर्मत्स्ययवाङ्कशाश निघटाम्भोजोर्ध्वरेखाङ्कितैः । હે ભગવાન! સમસ્ત ભૂતોને ધરનારી આ ભારત ભૂમિ ભગવાન બદરીપતિ નારાયણનાનમત્સ્ય, યવ, અંકુશ, વજ, કળશ, કમળ, ઉર્ધ્વરેખા ઇત્યાદિ સોળ ચિહ્નો વડે ચિહ્નિત પગલા વડે અલંકૃત થવાથી ધન્યભાગી થઇ છે. (સ.જી. ૧ /૫/૫૧/ આથી નરનારાયણ દેવના ના ચરણમાં સોળચિહ્નોનું સમર્થન થયુ.)'' ''લાલચરણ કમળ જેવા કોમળ હતા. તેમાં રહેલા સોળ ચિન્હ પ્રેમ ઉપજાવતા હતા (આ પ્રસંગ બદરિકા શ્રમમાં જ્યારે ઋષિઓએ નારાયણ ના દર્શન

કર્યા ત્યારનો છે તેઓએ શ્રીનારાયણના ચરણમાં સોળ  ચિહ્નો જોયા - હરિ ચ. સાગર/ ૧/૭/૫૩)'' ''तस्यवामनभगवतः श्रीमत्पादयुगंषोडशलक्ष्म श्रीयुतपादद्वन्द्वं..... – તે વામન ભગવાનના ષોળ ચિહ્નથી યુક્ત બન્ને પગોને બલી રાજાએ ધોયા (ભાગવત/૮/૨૦/૧૮/ ભગવદ્ ભક્ત રંજની ટીકા અહી ભગવદ્ પ્રસાદજી મહારાજે વામન ભગવાનના ચરણારવિંદમાં ષોળ ચિહ્નો હોવાનું સમર્થન કર્યુ છે.)'' ''श्रीमद्धिचक्राब्जोर्ध्व रेखास्वस्ति कादिकैकोन विंशति लक्ष्म शोभावद्धिः तस्य श्रीकृष्ण भगवतः पादनन्यासैश्चरणाम्बु जारोपणैः सर्वत्रः सर्वत्र कृतं कौतकमुत्सवो यस्याः सा एवं भूता बभूव । ભગવાન શ્રીકૃષ્ણના ચક્ર, કમળ, ઊર્ધ્વરેખા, સ્વસ્તિક આદિ ઓગણીસ ચિહ્નો થી સર્વત્ર ઉત્સમય પૃથ્વી બની ગઇ હતી. (ભાગવત /૧/૧૭/૨૫/ ભક્ત રંજની ટીકા/ અહીં શ્રીકૃષ્ણના ચરણમાં ષોળ ચિહ્નોનું સમર્થન ટીકાકાર આચાર્ય ભગવત્ પ્રસાદજી મહારાજ કરે છે.) ''स्वपदरमणमूर्ध्व रेखादिषोडशलक्ष्मयुत स्वपादन्यासरमणी यतोपेतं, वृन्दारण्यंप्राविशत्॥ શ્રી કૃષ્ણે ઊર્ધ્વ રેખાદિ ષોળ, ચિહ્નોથી યુક્ત ચરણ ચિહ્નોથી વિશેષ રમણીય બનેલી વૃંદાવનની ભૂમિમાં તેઓએ પ્રવેશ કર્યો (ભાગ. ૧૦/૨૧/૫/ ભક્ત રંજની ટીકા અહીં ભગવદ પ્રસાદજી મહારાજે શ્રીકૃષ્ણના ચરણમાં ષોળ ચિહ્નોનું સમર્થન કરેલું છે.)'' ''જે ચરન શિવઅજ પૂજ્ય રજ સુભ પરસિ મુનિ પતિની તરી/ નખ નિર્ગતા મુનિ બંદિતા ત્રિલોક પાવનિ સુરસરી ॥ ધ્વજ કુલિસ અંકુસ કંજ જુતબન ફિરત કંટક કિન લહે । પદકંજ દ્વન્દ્વ મુકુંદ રામરમેસ નિત્ય ભજામ હે ॥ (રામ. મા. ઉ. /૧૨/૪. અહી તુલસીદાસજીએ ભગવાનશ્રી રામના ચરણમાં ચાર ચિહ્નો નો ઉલ્લેખ કરેલો છે પણ ટીકા કારઓએ શ્રીરામના ચરણમાં સોળ ચિહ્નોનો ઉલ્લેખ કરેલો છે.)'' '' તેજ પ્રમાણે મહર્ષિ અગત્સ્ય ''શ્રીરઘુનાથ ચરણ ચિહ્ન સ્તોત્રમાં'' પણ અમ્બુજ, અંકુશ, જવ, ધ્વજ, ચક્ર, ઊર્ધ્વરેખા, સ્વસ્તિક, અષ્ટકોણ, વજ, બિન્દુ, ત્રિકોણ, ધનુષ, અંકુશ, -વસ્ત્ર, મત્સ્ય, શંખ,

અર્ધચન્દ્ર, ગોપદ અને ઘટ'' આમ અઢાર ચિહ્નોનો ઉલ્લેખ કરે છે.'' તથા યામુનાચાર્યજી અલવાંદર સ્તોત્રમાં ''कदा पुनः शंख स्थाङ्गकल्पक, ध्वजारविन्दाङ्कुशवज्रलाञ्छनम्। त्रिविक्रम त्वचरणाम्बु जद्वयं, मदीयर्मूद्यानमलंकरिष्यति ॥ (आलवन्दार स्तोत्र-३४) અહીં યામુનાચાર્યજીએ ભગવાનશ્રી રામના ચરણારવિંદમાં સાત ચિહ્નોનો ઉલ્લેખ કરેલો છે પણ આ સ્તોત્રની ટીકામાં ટીકાકારે શ્રીરામના ચરણોમાં અઢાર ચિહ્નોનો ઉલ્લેખ કરેલો છે. તથા રામાનંદી સંપ્રયાદના અનુયાયિ ''ભક્તમાલ'' ના રચેયિતા માહાત્મા નાભાદાસજીએ પોતાના ગ્રંથમાં ભગવાના રાઘવેન્દ્રના ચરણમાં બાવિસ ચિહ્નોનો ઉલ્લેખ કરેલો છે. - ''અંકુસ અંબરકુલિસ કમલ જવ ધુજા ધનુપદૌ । સંખ ચક્ર સ્વસ્તિક જંબૂફલ ફલસ સુધાહ્દ ॥ અર્ધચંદ્ર ષટકોન મીન બિંદુ ઊરધ રેખા । અષ્કોન ત્રયકોન ઇંદ્રધનુ પુરૂષ વિશેષા ॥ સીતાપતિ-પદ નિતબસત એતે મંગલ દાયકા / ચરન -ચિહ્ન રઘુવીર કે સંતન સદા સહાયતા ॥ (ભક્તમાળ)'' આમ ભગવાનશ્રી રામના ચરણારવિંદમાં પણ અઢાર ઉપરાંત ચિહ્નોનું સમર્થન માન્ય ગ્રંથોમાં જોવા મળે છે. ''प्राक् षोऽशाङ्कान् हृदि चिन्तयेमहि शोणद्वयाङ्घ्र्यब्जतलस्थितांस्तवी विचिन्त यद्भ्यो नियतेन सन्ततं धिया जनेम्भो दद तो महाफलम् ॥ रम्योर्ध्वरेखे भवतस्तल द्वये समेहयविच्छिन्नतया स्थिते प्रभोः। मूले तु पाष्णिद्वय भागलोऽग्रतः प्रदेशिनी पार्श्वयुगे च निःसृते ॥ तत्तपार्श्वयोः स्वस्तियवाङ्कुशाम्बु जवज्राष्टकोण ध्वज जाम्बवानि च। भवन्ति दक्षाङ्घ्रितलेऽङ्कानि सन्मनोहरे कोकनदाम्बुजोपमे ॥ पराणि वामाङ्घ्रितलेऽपि सप्त च निरीक्षणीयेऽति नवाङ्कुरोपमे। सन्त्यर्द्धचन्द्राम्बर मत्स्यकार्मुकत्रिकोणगोपादघटाङ्कनानिवै॥ अधः प्रदेशे चरणार विन्दयो रक्तानि चिह्नानि जनोय ईशितुः। शुद्धेन नित्यं मनसा यदि स्मरेत् प्रयान्ति तस्य प्रत्नयं स्मरादयः ॥ સહુ પ્રથમ ભાલકુમળ જેવા બન્ને ચરણ તળમાં રહેતા સોળ ચિહ્નોનું અમે ધ્યાન ધરીએ કે જે સ્થિર બુધ્ધિથી નિયમપૂર્વક નિરંતર ધ્યાન કરનારા ભક્તોને મહાન ફળ આપે છે.

પ્રભુ શ્રીહરિના બન્ને ચરણ કમળના તળિયામાં રમણીય ઊર્ધ્વ રેખા છે તે બન્ને ચરણમાં સરખી છે, અતૂટ રીતે રહેલી છે. પાછળ પાનીના બન્ને ભાગથી શરૂ થઇને ફણાની નીચે અંગૂઠા પાસેની આંગળીઓના મૂલમાં બન્ને બાજુ નીકળી છે. લાલ કમળ જેવા અને સંતોના મનને હરનારા જમણા ચરણના તળિયામાં ઊર્ધ્વરેખાના બન્ને પડખામાં સ્વસ્તિક, જવ, અંકુશ, કમળ, વજ, અષ્ટકોણ, ધ્વજ અને જાંબુના રેખાને આકારે ચિહ્ન રહ્યા છે. આસોપાલવના તાજા નવા કુમળા પાંદડાના જેવા અત્યંત દર્શનીય ડાબા ચરણકમળના તળિયામાં બીજા સાત, અર્ધચન્દ્ર, વ્યોસ, મત્સ્ય, ત્રિકોણ, ગોપદ અને કળશ ને આકારે રેખા રૂપમાં ચિહ્ન છે સર્વનિયંતા ભગવાન શ્રી સ્વામિનારાયણના ચરણતળમાં તળિયાના ભાગમાં જે આ સોળ ચિહ્ન કહ્યા, તેને જે ભક્ત કાયમ શુદ્ધ મનથી સંભારે તો તે ભક્તના કામાદિ અંતઃ શત્રુઓનો નાશ થાય છે. (હરિ ચરિત્રમ્ /૪/૮/૪-૮ અખંદાનંદ વર્ણીકૃત)'' ''अष्टास्त्रिजम्बुयवकेतु कजोद्धर्वरेखा सत्स्तस्तिकाङ्कशपवीन पदकेऽस्य दक्षे। अर्द्धेन्दुगोप्यद धनुर्घटस्त्रिकोणमतस्यांश्च वामपदके विलुलोकिरेते ॥ અયોધ્યાના વૃધ્ધજનોએ શ્રીહરિના જમણા પગનાં તળામાં અષ્ટકોણ, જંબુફળ, જવ, ધ્વજ, કમળ, ઊર્ધ્વરેખા, શોભાયમાન, સ્વસ્તિ, અંકુશ, વજ એ ચિહ્નો જોયા. તેમજ ડાબા પડખામાં અર્ધચંન્દ્ર, ગોપદ, ધનુષ, કળશ, આકાશ, ત્રિકોણ અને મત્સ્ય એ ચિહ્નો જોયાં (નિત્યાનંદ સ્વામીકૃત હરિદિગ્વિજય/૬/૪)'' ''सत्स्वस्तिकादिनवलक्षणदक्षपादं मत्स्यादि सप्त कसुलक्षित वाम पादम्। ભગવાન શ્રીહરિના જમણા ચરણ તળમાં શોભાયમાન સ્વસ્તિકાદિ નવ અને ડાબા ચરણતળમાં મત્સ્યાદિ સાત ચિહ્ન છે, એ રીતે સર્વેશ્વરપણાને સૂચવનારાં દિવ્ય સોળ ચિહ્નોએ યુક્ત બે ચરણ તળ જેમના છે. (સ.જી. ૧/૨૨/૬૪)'' ''સોળે ચિહ્ન યુક્ત છે એ કલમચરણની જોડ. (પ્રેમાનંદ)'' ''પ્રથમ તે ચિંતવન કરૂ, સુંદર સોળે ચિહ્ન વ્હાલા (પ્રેમાનંદ)'' આ

પ્રમાણે ભગવાન શ્રીહરિના ચરણતળમાં પણ સોળ ચિહ્નો હોવાનું સમર્થન કર્યુ છે. અર્થાત્ અખંડાનંદ બ્રહ્મચારી, નિત્યાનંદ સ્વામી, શતાનંદસ્વામી તથા પ્રેમાનંદ સ્વામીનું કહેવું છે કે જે પ્રમાણે રામકૃષ્ણાદિ બધા અવતારોના ચરણતળમાં સ્વસ્તિકઆદી સોળ ચિહ્નો જોવા મળે છે તેમ અમારા ઇષ્ટદેવ શ્રીહરિના ચરણમાં પણ સ્વષ્તિકાદિ સોળ ચિહ્નો છે જે સર્વેશ્વરને સુચવનારા છે. પદ્મપુરાણમાં પરમપિતા બ્રહ્માજીએ નારદજીને કહ્યુ છે કે ''षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदोः। दक्षिणे नव चिह्नानि इतरे सप्त सङ्ख्यया॥ ध्वजः पद्मं तथा वज्रमङ्कुशो यव एव च। स्वस्तिकश्चोर्ध्वरेखा च अष्टकोणं तथा च जाम्बवम् ॥ इन्द्रचापं त्रिकोणं च कलशश्चार्धचन्द्रकः। अम्बंर मत्स्य चिहनं च गोष्पदं चेति षोडश॥ अङ्कान्येतानि भो विद्वन्। दृश्यन्ते यत्पदोः स्फुटम्। कृष्णाख्यं तत्परंब्रह्म भुविजातं न संशयः ॥ તે શ્રી કૃષ્ણના ચરણારવિંદમાં અમે સોળેય ચિહ્નો નજેરે જોયેલા છે. તે આ પ્રમાણે જાણવા ધ્વજ, કમળ, તથા વજ, અંકુશ અને જવ તેમજ સ્વસ્તિક, ઊર્ધ્વરેખા, અષ્ટકોણ અને જાંબુ તથા ધનુષ, ત્રિકોણ, કળશ, અર્ધચંદ્ર, આકાશ, મત્સ્યનું ચિહ્ન તથા ગોપદ, એમ સોળ જાણવા. હે વિદ્વાન્! આ સોળ ચિહ્નો જે પુરુષના ચરણમાં સ્પષ્ટ જોવામાં આવે તો તે કૃષ્ણનામે પ્રસિદ્ધ સાક્ષાત્ પરંબ્રહ્મ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે એમ જાણવું પણ એમાં કાંઇ સંશય ન રાખવો. આ ઉપરથી ચક્ર, શંખ અને છત્ર આ ત્રણ પણ જાણી લેવાં. ''शंङ्खध्वजातपत्रैश्च चिह्नितं चरणद्वयं'' એમ ગોપાલોત્તર તાપન્યુપનિપદમાં કહ્યુ ''चक्राङ्कितपदातेन'' એમ વહાહ પુરાણમાં કહ્યુ છે. આમ શાસ્ત્રોક્ત પ્રમાણ દ્વારા એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે જે પ્રમાણે અક્ષરધામાધિપતિ ના ચરણારવિંદમાં સ્વસ્તિક આદી સોળ ચિહ્નો જોવા છે તેમ રામકૃષ્ણાદિ અવતારોના ચરણારવિંદમાં પણ સોળ ચિહ્નો જોવા મળતા હોય બધાજ અવતારો

સાથે ધામાધિપતિની તથા એક અવતારની બીજા અવતાર સાથે અભિન્નતા સ્પષ્ટ થાય છે.

**<u>વર્ણ :-</u>** કોટી કોટી કામદેવના મનને પણ મથી નાખનાર એવા ભગવાન શ્રીહરિનું ધામસ્થ રૂપ એ ઘનશ્યામ છે. ''नीलतोयद मध्यस्था'' આ વચનથી ભગવાત્ રૂપને ઘનશ્યામ કહે છે. ''नवीन जीमूत समानवर्ण'' (વા.મા.) '' એમ પર રૂપના વર્ણન પ્રસંગમાં ભગવાનના રૂપને ઘનશ્યામ કહે છે ''શ્યામસુંદર છે (વર.૧૮)'' એમ પર રૂપના વર્ણન પ્રસંગે શ્રીહરિ પોતાના મૂળ રૂપને શ્યામ સુંદર કહે છે. '' અને નવીન મેઘ સરખો શ્યામ છે વર્ણ જેનો એવા છે (વ.મૃત.ઉપો.)'' આમ ધામસ્થમૂળ રૂપને ઘનશ્યામ કહ્યું. ''શ્રીકૃષ્ણ તો શ્યામ છે (વર.૧૮)'' ''कृष्णोवर्णश्च मे- મારો કૃષ્ણવર્ણ છે. (મહાભારત. આમ શ્રીકૃષ્ણે સ્વમુખે પોતાનો વર્ણન કૃષ્ણ કહ્યો.'' આથી શ્રીકૃષ્ણની કૃષ્ણ વર્ણતા કહીં) ''असित वर्णः શ્યામસુંદર રૂપવાળા (સ.જી. ૧/૬/૪ આથી નરનારાયણદેવના રૂપની શ્યામળતા કહી.)'' ''નીલસરૂહનીલમનિનીલનીર ધર શ્યામ! ભગવાન શ્રીરામના શરીરની નીલ કળમના જેવી, નીલમણી ના જેવી અને નીલ મેઘના જેવી શ્યામલા જોઇ (રામ. મા. ૧૪૬/દોહો.)'' આથી શ્રીરામના રૂપનો વર્ણ મેઘ શ્યામ કહ્યો. ''कृष्णाख्यः कृष्णवर्णत्वात्स्वस्मिश्चाकर्षणाद्धृदः। मधुमास जनेश्चासौ सुतोभवति ते भुवि॥ હે ધર્મ! તમારા સુતનો મેઘ સરખો શ્યામ વર્ણ છે વળી દિવ્ય સૌન્દર્ય લાવણ્યાદિ અનેદ કલ્યાણ ગુણોથી આશ્રિતોના અંતઃકરણને સ્વરૂપમાં સમાકર્ષણ કરે છે વલી ચૈત્રમાસમાં જન્મ છે આ ત્રણ હેતુઓથી પૃથ્વી ઉપર કૃષ્ણ એવા નામથી કહેવાશે. (સ.જી. ૧/૨૪/૨૬ આથી ભગવાનશ્રી હરિનો વર્ણ પણ મેઘ શ્યામ કહ્યો.)'' આમ શાસ્ત્રોક્ત પ્રમાણથી એ વાત સ્પષ્ટ થાય છે કે જેમ ધામસ્થ મૂળ રૂપ મેઘ શ્યામવર્ણનું છે તેમ અવતાર

રૂપો પણ તેનુંજ (પરરૂપનું જ) સજાતીય રૂપ હોવાથી તેમનું પણ રૂપ મેઘશ્યામ હોય તેઓ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થાય છે.

ભગવાન સ્વામિનારાયણ જ્યારે ધરાતલ પર પ્રગટ પ્રમાણ બિરાજતાહતા તે સમયે વડોદરાના શાસ્ત્રીઓએ ઉધ્ધવ સંપ્રદાયની રીત ભાત ઉપર તથા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણની ભગવતતા પર પ્રશ્ન ઉઠાવેલો ત્યારે ઉધ્ધવ સંપ્રયાદના દિગ્ગજ વિદ્વાન એવા મુક્તાનંદ સ્વામી પંડિતો સાથે શાસ્ત્રીય ચર્ચા કરવા વડોદરા પધાર્યા અને ત્યાં તેઓએ પ્રબલ શાસ્ત્રોના પ્રમાણો દ્વારા ઉધ્ધવ સંપ્રયાદની રીત ભાતને વૈદિકી તથા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણને પણ ભગવાન સિધ્ધ કરી દીધા. તે સમયે મુક્તાનંદ સ્વામીએ સામુદ્રિક શાસ્ત્રમાં જે પ્રમાણે મહાપુરૂષોના અંગ પ્રત્યંગોના લક્ષણો વર્ણવેલા છે તે બધાજ લક્ષણો પ્રગટ પ્રમાણ શ્રીહરિમાં છે એવું તેઓએ પંડિતોને કહ્યુ હતુ. મુક્તાનંદ સ્વામી પંડિતો પ્રત્યે બોલ્યા-- ''कृष्णस्यैव हि दृश्यन्ते लक्ष्माण्यस्मिन्नशेषत: ॥१०८॥ ध्वजवज्रांकुशादीनि रेखाचिह्नानि षोडश। पादयौरस्य वर्त्तेन्ते कृष्णस्येव स्फुटानि हि ॥१०९॥ कथेयं कृष्ण सन्दर्भे पोद्मोक्ता लिखितास्ति हि। विरञ्चिर्नारदायाह कृष्णलक्ष्मबभुत्सवे ॥११०॥ अवतारा ह्यसंख्याता: कथिता मे तवानध!। परं सम्यक्प्रवक्ष्यामि कृष्णस्तु भगवान् स्वयम् ॥१११॥ यैरेव ज्ञायते देवो भगवान्मक्त वत्सल:। तानि लक्ष्माण्यहं वेद सत्यमेतन्मयोदितम् ॥११२॥ षोडशैव तु चिह्नानि मया दृष्टानि तत्पदो:। दक्षिणे नव चिह्नानि इतरे सप्तसंख्यया॥११३॥ ध्वज: पद्मं तथा वज्रमंकुशो यव एच च। स्वस्तिकश्चोर्ध्वरेखा च अष्टकोणं च जाम्बवम् ॥११४॥ इन्द्रचापं त्रिकोण च कलशश्चार्द्धचन्द्रक:। अम्बरं मत्स्यचिह्नं च गोष्पदं चेति षोडश ॥११५॥ अङ्कान्येतानि भो विद्वन्! दृश्यन्ते यत्पदो: स्फुटम्। कृष्णाख्यं तत्परं ब्रह्म भुवि जातं न संशय: ॥११६॥ यत्र द्वौ वा त्रयोऽप्यङ्काश्चत्वार: पञ्च वा क्वचित् । दृश्यन्ते वैष्णवश्रेष्ठ! तेऽवतारा हरेरिति ॥११७॥ इति प्रमाणवाक्यानि पाद्मोक्तान्युदितानि व:। असाधारणचिह्नं च वर्त्ततेऽस्मिंस्तथेतरत् ॥११८॥

दक्षिणे पाणितलके चिक्र चिह्नं च दृश्यते। रेखान्तराव्यवहितं तेनासौ कृष्ण उच्यते ॥११९॥ महापुरुषलक्ष्माणि द्वात्रिंशदपि नः प्रभोः। दृश्यन्ते रम्यवपुषि समुद्रेणोदितानि हि ॥१२०॥ बाहू नेत्रे जानुनी च नासिका च स्तनान्तरम् । दीर्घाणि सन्ति पञ्चास्य सल्लक्ष्माणि प्रभोर्हि नः ॥१२१॥ ग्रीवा जघनपृष्टं च जङ्घे चत्वारि नः प्रभोः। एतानि सन्ति ह्रस्वानि महत्त्वज्ञापकानि वै॥१२२॥ केशाश्चाङ्गुलिपर्वाणि तथास्थीनिरदाअपि। चत्वार्येतानि सूक्ष्माणि स्वामिनोऽस्य भवन्ति हि ॥ १२३॥ कक्षा कुक्षिश्च वक्षश्च घ्राणं स्कन्धो ललाटकम्। उन्नतानि षडेतानि सन्ति तस्य जगद्गुरोः ॥१२४॥ नेत्रप्रान्तौ नखास्तालु जिह्वोष्टौ पादयोस्तले। तथा पाणितले चेति सप्त रक्तानि तस्य च ॥१२५॥ उरः शिरो ललाट च विततान्यस्य सन्ति च। स्वरः सत्त्वं च नाभिश्च त्रयं गम्भीरमस्य च ॥१२६॥ एवमादीनि लक्ष्माणि प्रभुत्त्वज्ञापकान्यपि। सर्वाण्यस्य तनौ सन्ति दृश्यन्ते तानि चाखिलैः ॥१२७॥ શ્રીહરિને વિષે કૃષ્ણનાંજ લક્ષણો સમગ્રપણે પ્રત્યક્ષ જોવામાં આવે છે. ॥૧૦૮॥ (તે લક્ષણો કહે છે-) ધ્વજ, વજ અને અંકુશ વિગેરે રેખારૂપ સોળેય ચિહ્નો આ શ્રીસ્વામિનારાયણના બંને ચરણકમળામાં શ્રીકૃષ્ણના ચરણોમાંજ જેમ એમ સ્પષ્ટપણે વર્તે છે. ॥૧૦૯॥ પદ્મપુરાણમાં કહેલી આ કથા કૃષ્ણસંદર્ભમાં લખેલી છે. કૃષ્ણનાં લક્ષણ જાણવાને ઇચ્છતા નારદજીને બ્રહ્માએ તે કથા કહી છે- હે નિષ્પાપ નારદ! મેં તમને અસંખ્યાત અવતારો કહી બતાવ્યા, પરંતુ -હવે હું તમને ખરેખરૂં કહું છું કે- કૃષ્ણ તો સ્વયં ભગવાન સર્વાવતારી પુરૂષોત્તમજ છે. ॥૧૧૦-૧૧૧॥ અને વળી દિવ્ય મૂર્તિ એવા તે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ જે લક્ષણોથી જાણવામાં -ઓળખવામાં આવે છે, તે લક્ષણો પણ હું જ જાણું છું અને આ વાત મેં ખરીજ કહેલી છે. ॥૧૧૨॥ કારણ કે- તે કૃષ્ણના ચરણોમાં મેં તો સોળેય ચિહ્નો નજરે જોયેલાં છે. તેમાં જમણા ચરણમાં નવ અને ડાબામાં સાતની સંખ્યાથી જોયેલાં છે. (તે આ પ્રમાણે જાણવાં-) ધ્વજ, કમળ, તથા વજ, અંકુશ અને યવ, તેમજ સ્વસ્તિક, ઊર્ધ્વરેખા, અષ્ટકોણ અને જાંબુ, તથા ધનુષ, ત્રિકોણ,

કળશ, અર્ધચંદ્ર, આકાશ, મત્સ્યનું ચિહ્ન તથા ગોપદ, એમ સોળ જાણવા. ll૧૧૩-૧૧૫ll હે વિદ્વન્! આ સોળ ચિહ્નો જે પુરુષના ચરણમાં સ્પષ્ટ જોવામાં આવે તો તે કૃષ્ણ નામે પ્રસિદ્ધ સાક્ષાત્ પરબ્રહ્મ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે એમ જાણવું. પણ એમાં કાંઇ સંશય ન રાખવો ll૧૧૬ll અને વળી- જે કોઇ પુરૂષના સ્વરૂપમાં આમાંથી બે અથવા ત્રણ, અથવા તો ચાર, કે પાંચ ચિહ્નો પણ જોવામાં આવે તો હે વૈષ્ણવશ્રેષ્ઠ! તે ભગવાનના અવતારજ છે એમ તેમને જાણવા-ઓળખવા ll૧૧૭ll (મુક્તાનંદમુનિ કહે છે-) આ પ્રમાણે પદ્મપુરાણમાં કહેલા પ્રમાણવાક્યો અમને તમને કહી બતાવ્યા, વળી- આ અમારા પ્રત્યક્ષ ઇષ્ટપ્રભુ શ્રીસ્વામિનારાયણને વિષે ભગવાનપણાને જણાવવનારૂં બીજું પણ અસાધારણ ચિહ્ન-લક્ષણ વર્તે છે. ll૧૧૮ll આ શ્રીહરિના જમણા હસ્તના તળમાં ચક્રનું ચિહ્ન જોવામાં આવે છે. અને -વળી તે ચિહ્ન બીજી કોઇપણ રેખાના વ્યવધાન સિવાયનું અખંડિત હોવાથી તે સાક્ષાત્ કૃષ્ણજ છે એમ કહેવાય છે. ll૧૧૯ll વળી-અમારા પ્રભુના રમ્ય શરીરમાં સમુદ્રે કહેલા મહાપુરૂષનાં લક્ષણો બત્રીશેય લક્ષણો પણ જોવામાં આવે છે. ll૧૨૦ll અમારા પ્રભુ શ્રીહરિના-બંને બાહુઓ, બંને નેત્ર, બંને સાથળો, નાસિકાના અગ્રભાગના બંનેપુટ, તથા સ્તનનો મધ્ય ભાગ, એ પાંચેય અંગ દીર્ઘ છે. અને તે શુભ લક્ષણો માનેલા છે. ll૧૨૧ll તેમજ ગ્રીવા, જઘન, પુષ્ટ ભાગ અને બંને જંઘાઓ, એ ચારેય અવયવો અમારા પ્રભુ શ્રીહરિના ટુંકા છે. અને તે મહાપુરુષપણાને જણાવનારા છે. ll૧૨૨ll અને અમારા સ્વામી શ્રીહરિના માથાના કેશ, આંગળીઓના પર્વ, તથા અસ્થિ અને દાંત, એ ચારેય સૂક્ષ્મ છે. ll૧૨૩ll સકળ જગત્‌ના પરમ ગુરુ તે શ્રીહરિની કક્ષા-બગલ, કુક્ષિ-કુખ, વક્ષઃસ્થળ, નાસિકા, બંને ખભાઓ અને લલાટ, એ છ અતિ ઉપડતાં અને શોભાયમાન છે. ll૧૨૪ll અને તે શ્રીહરિના નેત્રના પ્રાન્ત-ભાગ, નખ, તાલુ, જીહ્વા, ઓષ્ઠ, ચરણનાં તળાં તથા હસ્તનાં તળાં,

એ સાત રક્ત છે. ॥૧૨૫॥ અને એ શ્રીહરિનું ઉરઃસ્થળ, મસ્તક અને લલાટ. એ ત્રણેય વિશાળ છે. તથા એ શ્રીહરિનો સ્વર, સત્ત્વહ્દય તથા નાભિ, એ ત્રણ ગંભીર છે. ॥૧૨૬॥ હે પંડિત જનો! આ વિગેરે પ્રભુત્વને જણાવનારાં સઘળાંય લક્ષણો એ શ્રીહરિની મૂર્તિમાં રહેલાં છે. અને તે સર્વ મનુષ્યોના પ્રત્યક્ષ જોવામાં આવે છે. ॥૧૨૭॥ (હરિદિગ્વિજય ઉ/૪૨)'' આ પ્રમાણે મુક્તાનંદ સ્વામીની વાત સાંભળી બધા પંડિતો તેઓ પ્રત્યે બોલ્યા॥ ''साधूत्तम विनिष्य नः सर्वेह्रद्गतसंशयाः। स्वामिनारायणः साक्षात् कृष्ण एव न संशयः ॥ હે સાધૂત્તમ! અમારા મનમાં રહેલા સઘળા સંશયો નાશ નાશ પામી ગયા છે અને સ્વામિનારાયણ સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ છે. (હરિદિગ્વિજય/ઉ-૪૨/૧૫૩)''

આમ ભગવાન વેદ વ્યાદજી તથા સંપ્રદાયના માન્ય ગ્રંથોનું અવલોકન કરતા સ્પષ્ટપણે પ્રતીત થાય છે કે બધા જ અવતારો સર્વોપરી છે. જેમ કે આધારાનંદ સ્વામી કહે છે. ''નામથી જ ભિન્નતા જણાતી હોય તોપણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂપમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરિ સર્વાવવતારી જાણવું. (હરિચરિ.સાગર ૪/૨૮/૪૮)'' ''સિધ્ધાંતને અનુરૂપ સર્વોપરી અને પર અનુપ શ્રીકૃષ્ણ ભગવાનનાં સ્વરૂપોની સ્થાવના કરી. અનંત કોટી અવતારો બધા શ્રીકૃષ્ણના સ્વરૂપમાં આવી જાય છે કોઇ બહાર ન રહે એમ સમજીને સ્વરૂપો સ્થાપ્યા છે. (હ.સ.સા. ૬/૭૮/૨૭-૨૮)'' ''જે ભક્તને જે સ્વરૂપ મળ્યું હોય તેજ તેને માટે સર્વોપરી અને સર્વાવતારી જાણવું (હ.ચ.સા. ૧૧/૧૮/૪૦)'' ''રામ અને કૃષ્ણ આ બે અવતારો સર્વોપરી કહેવાય છે, તેઓ ભૂપોના ભૂપને દેવોના પણ દેવ કહ્યા છે. (હ.ચ.સા. ૧૬/૩૯/૧૨)'' તથા બધા અવતારો પૂર્ણ છે જેમ આધારાનંદ સ્વામી કહે છે. ''જ્યાં જેવું સામર્થ્ય પ્રગટ કરવાની જરૂર જણાય ત્યાં તેવું સામર્થ્ય ભગવાન પ્રગટ કરે છે. (આથી બધા જ અવતારમાં એક સરખું સામર્થ્ય કહ્યું અને જ્યાં જેવું સામર્થ્ય પ્રગટ

કરવાની જરૂર જણાય ત્યાં તેવું સામાર્થ્ય પ્રગટ કરે એમ કહ્યુ. આમ કહી બધા અવતારની પૂર્ણતા કહી. હ.ચ.સાગર ૧૦/૫/૧૩)'' ''ભગવાન જે શરીર ધારણ કરે છે તેમા તેમનો પ્રતાપ તલભાર પણ ઘટતો નથી જ્યાં જેવું કામ પડે ત્યાં તેવું શરીર તેઓ તરત ધારણ કરી લે છે. (હ.ચ.સા. ૨૦/૩૧/૧૧ આથી ભગવાન જ્યારે પણ અવતાર ધારણ કરે છે ત્યારે તેઓમાં પૂર્ણ ઐશ્વર્ય હોય છે એમ કહ્યું.)'' ''ભગવાન બધાજ અવતારો પૂર્ણ બ્રહ્મ છે. (હ.ચ.સા. ૧૦/૩૭/૨૫)'' તથા ભગવદ્ પ્રસાદજી મહારાજ પણ શ્રીમદ્ ભાગવત પર પોતે રચેલી ભક્ત રંજનિ ટીકામાં (૧/૩/૨૮) માં ''कृष्णस्तु स्वयं भगवान् षड्गुण संपूर्ण'' આમ કહી શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ કહે છે.'' (૩/૧૩/૪૮) ''भगवान् पूर्णषाड्गुण्य'' આમ કહી વરાહ ભગવાનને (૩/૨૪/૩૨) ''यशः कीर्तिः अवबोधो ज्ञानं, वीर्यं, प्रभावः, श्रीस्तेजः संपद्वा एवं भूतगुण विशिष्टं तं त्वां'' આમ કહી કપિલ ભગવાનને'' (૫/૪/૩) ''भगवान् षाड्गुण्य पूर्णः ऋषभदेवः'' આમ કહી ઋષભ ઘવાનને, (૫/૧૮/૩૦) ''भगवते कूर्मरुपधर त्वेऽय्यैश्वर्य पूर्णायनमः'' આમ કહી ભગવાન કૂર્મને, (૫/૧૯/૬) ''भगवान् षाड्गुण्यपूर्णः वासुदेवः'' આમ કહી શ્રીરામને, (૬/૧૬/૨૫) ''भगवते पूर्णषाड्गुण्याय'' આમ કહી સંકર્ષણને, (૮/૧૭/૨૫) ''हे भगवन् हेषाड्गुण्यपूर्ण'' આમ કહી વામન ભગવાનને (૯/૨૨/૨૪) ''बादरायणः साक्षाद् भगवदवतारः स्वयं व्यासः'' આમ કહી ભગવાન વેદવ્યાસજીને (૧૨/૨/૧૮) ''व्यासः साक्षात्स्वयं हरिः'' (ભાગ. ૯/૨૧/૨૫/ શ્રીધર સ્વામીકૃત ભાવાર્થ દીપિકા ટીકા. અહીં શ્રીધર સ્વામીએ ભગવાન વેદ વ્યાસજીને સાક્ષાત્ હરિ કહ્યા.) ''अष्टैश्वर्य समन्वितः अप्रतिमद्युतिः, जगत्पतिः कल्कि र्भगवान्'' આમ કહી કલ્કિભગવાનને તથા (૯/૨૪/૫૧) ''यत्र यदुवंशे, परमात्मा सर्वान्तात्मा श्रीहरिः, नराकृतिः भगवान् षाड्गुण्यपूर्णः सन्नेव अवतीर्णः'' આમ કહી ભગવાન

શ્રીકૃષ્ણને તેઓએ પૂર્ણ અવતાર કહ્યા છે અર્થાત્ ભગવત્ પ્રસાદજી મહારાજે આ ટીકામાં બધાજ અવતારને પૂર્ણ ષાડ્ગુણપૂર્ણ પ્રતિપાદન કર્યા છે તથા બધા અવતાર સર્વાવતારી છે જેમ કે આધારાનંદ સ્વામી કહે છે- ''નામથી, જ ભિન્નતા જણાતી હોય તો પણ જેને જે સ્વરૂપ પ્રગટ રૂમાં મળ્યુ હોય તેને જ તેણે સર્વોપરી તથા સર્વાવતારી જાણવું. (હરિચ.સા.૪/૨૮/૪૮)'' ''અક્ષરાધિપતિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ જે છે તે અક્ષરધામમાં અનંત આકૃતિ રહિત છે અર્થાત સદા એક સમાન કિશોરમૂર્તિ વિરાજે છે તે જ્યાં જેવું કાર્ય હોય છે ત્યાં દિવ્ય ભાવે સહિત એવા માનવઆદિ શરીરને ધારણ કરે છે. (હ.સ.સા.૭/૧/૨૨)'' ''જે ભક્તને જે સ્વરૂપ મળ્યુ હોય તેજ તેને માટે સર્વોપરિ અવતાર છે. એમ ભગવાનનો એકાંતિક ભક્ત મનમાં નિર્ધાર કરી રાખે છે (હ.ચ.સા. ૧૧/૧૮/૪૦ આથી પોતાને મળેલુ સ્વરૂપ જ ભક્તે સર્વોપરિ અને સર્વાવતારી જાણવું.)' તથા બધા અવતારો પરસ્પર અભિન્ન જ છે જેમ કે દ્વારકિાધિશ સચ્ચિદાનંદ મુનિ પ્રત્યે બોલ્યા ''અમારા અનંત રૂપ હોવા છતા અમે એકજ છીએ. જે મૂઢ બુધ્ધિના લોકો છે તે તેમાં પોતાની બુધ્ધિ પ્રમાણે તર્ક કરે છે. અને તેને પોતાને અમારૂ જ્ઞાન લેશ માત્ર પણ હોતુ નથી. અમારી બાબતમાં જેટલા તર્ક કરતા હોય છે તે બધા બાળ બુદ્ધિના છે. બ્રહ્માથી લઇને અક્ષરપર્યંત અમારી બાબતમાં બાળક ગણાય છે. (હ.ચ.સા./૨૬/૭૦/૬-૮ આથી સ્વમુખે દ્વારિકાધિશે બધા અવતારો સાથે પોતાની અભિન્નતા કહી અને એ પ્રમાણે ન માની બધા અવતારોને ભિન્ન ભિન્ન કહેનારાને બાળબુદ્ધિના- અજ્ઞાનિ કહ્યા.)'' ''પરોક્ષ અને પ્રગટ ભગવાન એક જ છે. (હ.ચ.સા. ૧૧/૩૯/૨૫ આથી પરોક્ષ રૂપે રહેલા રામ કૃષ્ણાદિ અને પ્રત્યક્ષપણે અવતરેલા શ્રીહરિની અભિન્નતા કહી.)'' ''પ્રત્યેક અવતારની ઘણી મૂર્તિઓ હોય છે જેવું કામ દેખાડે તે કામને નિમિત્તે એકજ મૂર્તિ બહુ રૂપે થાય છે. (હ.ચ.સાગર ૨૦/૩૦/૩૪ આથી મૂર્તિઓની અનેકતા

હોવા છતા એકતા કહી.)'' ''મૂર્તિ તો એકની એકજ રહેતી હોય છે. મૂર્તિમાં જે ભેદભાવ કરે છે તેનો મૂર્તિનો દ્રોહી કહેવાય.(હ.ચ.સાગર ૨૦/૪૫/૯ આથી મૂર્તિની એકતા કહી તેમાં ભેદભાવ કરનારાને મૂર્તિનો દ્રોહી કહ્યો.)'' ''ભગવાનની મૂર્તિમાં કોઇ ભેદ નથી, ભેદ તો ભક્તોની અલગ અલગ સમજણમાં છે. (હ.ચ.સા. ૧/૭૭/૪૩- આથી રામકૃષ્ણ હરિ ઇત્યાદિ કોઇ મૂર્તિમાં ભેદ નથી. બધા એકજ છે એમ કહ્યુ)'' ''મૂર્તિમાં ભેદ નથી, ભેદનો ભક્તની રૂચિમાં છે. (હ.ચ.સા. ૧/૮૦/૨૮ આથી બધા અવતારોની મૂર્તિ એક જ છે એમ સ્પષ્ટ થયું.)'' ''અવતારોની દૃષ્ટિએ આપ સહુ એક છો, તેમાં તલ જેટલો પણ ફેર નથી પણ શ્રીહરિની જેવી મહેર હોય તે પ્રમાણે સમાર્થીમાં અધિક ન્યૂનભાવ રહે છે. (હ.ચ.સા. ૭/૪૩/૧૩-૧૪ આથી બધા અવતારોની પરસ્પર અભિન્નતા અને બધા અવતારોમાં પૂર્ણ સામર્થ્યતા સ્પષ્ટ થઇ.)'' ''અવતારોમાં કોઇ ભેદ નથી. પણ ચરિત્રોમાં બહુ ભેદ છે. (હ.ચ.સા. ૮/૧૩/૧૫). આથી બધા અવતારોની એકતા સ્પષ્ટ થઇ.)'' ''પરમાત્માનું જન્મ સ્થાન ભિન્ન હોવા છતા ધર્મના સંસ્થાપનને માટે એક સમાન મૂર્તિ ધારે છે. પરમાત્મા યુગે કરીને તો એક જ છે. જે સમયે જેવું કાર્ય આવ્યુ હોય તે સમયે તેવું રૂપ પરમાત્મા એ ધારણ કર્યુ હોય છે. છતાં પરમાત્મા પોતાના મૂળ સ્વરૂપનો ત્યાગ કરતા નથી. જ્યાં જ્યાં જેવું પ્રયોજન જણાય ત્યાં પરમાત્મા તેવો અવતાર ધારણ કરે છે. (હ.ચ.સા. ૮/૫૭/૮-૧૦ આથી બધા અવતારોની એકતા સ્પષ્ટ થઇ, તથા પરમાત્મા પોતાનું મૂળ સ્વરૂપનો ત્યાગ કરતા નથી એમ કહ્યું. આથી જે એવી માન્યતા ધરાવે છે કે ''આજતો મહારાજ પાધરા પધાર્યા તેનું ખંડન થઇ ગયું.)'' ''પ્રુભ એકના એક જ હોય છે તે કોઇ બીજા અવર થઇ જતા નથી. (હ.ચ.સા. ૯/૫૧/૧૬)'' ''જ્યાં જેવું કાર્ય હોય ત્યાં તેવું રૂપ ધરીને દેખાય છે. પરમેશ્વરનું જેવું મૂળ રૂપ કહેવાય છે તે તેવાને તેવાજ રૂપે પ્રગટ થાય છે.પરમેશ્વરનું સનાતન જે

મૂળરૂપ છે તેનો તેઓ ત્યાગ કરતા નથી જ્યાં જેવું સામર્થ્ય પ્રગટ કરવાની જરૂર જણાય ત્યાં તેવું સામર્થ્ય પ્રગટ કરે છે. (આથી બધાજ અવતારોમાં એક સરખુ સામર્થ્ય કહ્યુ અને જ્યાં જેવું કાર્ય તેવુ સામર્થ્ય પ્રગટ કરે એમ કહ્યુ તથા મૂળ રૂપ છોડીને ભગવાન ક્યારેય પણ અવતારણ ધારણ કરતા નથી એમ કહ્યું. આથી જે એવી બકવાતો કરી રહ્યા છે કે ''મહારાજ તો પોતાનું ધામ છોડી પાધરા પધાર્યા છે તેનું ખંડન આ વચનથી થઇ જાય છે. - હ.ચ. સાગર- ૧૦/૫/૧૨-૧૩)'' ''પરોક્ષ અને પ્રગટ ભગવાન એક જ (હ.ચ.સા. ૧૧/૩૯/૨૪ આથી પ્રત્યક્ષ અને પરોક્ષ ભગવાનને ભિન્ન કહેનારાના મતનું ખંડન થઇ ગયું.)'' ''જે ભગવાન તે એક છે અને તે અપાર મૂર્તિઓને ધારણ કરે છે, આવું સમજવામાં ન આવે તો ભગવાન અપ્રમાણ રૂપ ઠરે અને ભગવાનને માટે બીજું કોઇ પ્રમાણ હોઇ શકે નહિ. (હ.ચ.સા. ૨૨/૭૬/૨૧/ આથી એકજ ભગવાન અનેક અવતાર ધારે છે એમ કહ્યું.)

ઉપર પ્રમાણે સંપ્રદાયના નાના-મોટાં સમસ્ત માન્ય ગ્રંથો તથા વેદવ્યાસ આદિ આપ્ત પુરૂષો દ્વારા રચિત ગ્રંથો એકાભિપ્રાયથી બંધાજ અવતારોને સર્વોપરી, સર્વાવતારી અને પૂર્ણ બ્રહ્મપણે વર્ણવવાપૂર્વક તેઓ બધાનો તત્વથી અત્યંત અભેદ સંબંધ અભેદ્ય અતિ સ્પષ્ટ પણે વર્ણવે છે. આ પ્રમાણેની સ્થિતિ હોવા છતા પણ કોઇ અસુરાંશોએ શિશુપાલવત દ્વેષ રોષ ઇર્ષ્યાભરપુર મલિન મનોવૃત્તિથી કુત્સિતબંડ ભંડ ભાષાથી સાધારણ લૌકિક તુચ્છ માણસ થકી પણ અવતારોને અત્યંત નીચે ઉતારી પાડવાની નાસ્તિકાગ્રેસરતા વાપરી છે. આ તેમનો આસુર આસય તેમણે સર્વ માન્ય શાસ્ત્રોની અપેક્ષા એ મુખ્ય માનેલી વિમુખ વાતો અને તેવા કંગાલ કલંકિત લેખો ઉપરથી સર્વને સ્પષ્ટ સમઝી શકાય છે જેમ કે -

ઉધ્ધવ સંપ્રદાયની પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ વાત (પ્ર. ૫) ની પ્ર. ૨ ની વાત-૭૨)'' ત્યારે સ્વામી બોલ્યા જે અને

ઉપાસના ચોખ્ખી સમજવી, ને મહારાજનું સર્વકારણપણું સમજવું, ને પૂર્વના અવતાર કરતાં આજ તો સાધુ સત્સંગીઓમાં ઘણું સામર્થ્ય છે....'' આમાં મોટા મોટા કહેવાતા સાધુ હરિભક્તોની અપેક્ષાએ છોકરાંની કનિષ્ટતા જણાવવા પૂર્વક તેમાંનીતાં છોકરાથી પણ મોટા મોટા રામકૃષ્ણાદિ અવતારોની એક ઘણી નહિ પણ કરોડ ઘણી કનિષ્ઠતા જણાવવાનો દૂરાશય છે. જો સજાતીય અવતાર અવતારમાં કોઇ રીતે નાનપ્ય મોટાપ્ય કહી હોત તો કોઇ અંશે ઠીક હતું પણ મોટા અવતારો અને તેમની આગળ અત્યંત વિજાતીય તુચ્છ છોકરાંને સરખામણીમાં લઇને તે વચ્ચે કોટિ ઘણી શ્રેષ્ઠતા કનિષ્ઠતા કહેવી તે બીલકુલ ઠીક નહિ. મોટા અવતારોને અત્યંત નીચે ઉતારી પાડવાજ આવી છોકરીયા તુચ્છ શિશુપાળતા ગોઠવણી કરી જણાય છે શ્રીજીનાં વચનો અને આવી વાતુને શાસ્ત્ર રીતે મેળવીએ તો અમૃત અને વિષ અથવા મોટા અવતારો અને છોકરાં અથવા તેજ અને અંધકાર જેટલું વિરુધ્ધ અંતર ઉઘાડું જણાય છે. મહાનાસ્તિકો પણ સમસ્ત જગતને માન્ય પૂજ્ય મોટા રામ કૃષ્ણાદિ અવતારોને આટલા બધે નીચે દરજે ઉતારી પાડવામાં સંકોચાયા કે લજ્જાયા છે. શ્રીજીએ પોતાનો તેમજ બીજાનો જેટલો મહિમાં શાસ્ત્ર રીતે કહ્યો હોય તેટલોજ સમજવાથી તેમનો રાજીપો છે. મોટા રામ કૃષ્ણાદિ ભગવદવતારોની માનીતાં તુચ્છ છોકરાંથી પણ કરોડ ઘણું નીચે ઉતારી પાડવાથી શ્રીજીનો મહિમા કે સંપ્રદાયનો મહિમાં વધી જતો નથી. એથી તો ઉલતો તેમના વચનામૃતોનો અને તેમના ધ્યેય મૂળ પૂર્વ રૂપનો મહાદ્રોહ અપરિહાર્ય થાય છે. મહિમા કહેવાની પણ મર્યાદા કે રીતિ હોય છે. આશું કુયુક્તિથી મોટા અવતારોનું નિદંન કે ખંડન કર્યુ ન કહેવાય? અને તેનો મુખ્ય અસુર લક્ષણમાં સમાવેશ ન કહેવાય? જો શ્રીજીનો મહિમા વધારે કહેવા મોટા અવતારનું નિંદન ખંડન કરાય છે તે ભગવાન શ્રીજીતો તેમને શિક્ષાપત્રી શ્લો-૧૦૮ માં સ્વસંપ્રદાય ઉપાસ્ય ઇષ્ટદેવ અવતારી તરીકે નક્કી

કરીને શ્લો-૨૯ માં કૃષ્ણ અને કૃષ્ણાવતારોનું યુક્તિથી ખંડન નહીં કરવાનું કહેવા પૂર્વક તેવા શાસ્ત્રોને પણ અસચ્છાસ્ત્ર  સમઝી તેને પ્રમાણ નહિ માનવાનો ઉપદેશ કરે છે અને કૃષ્ણાવતારનો દ્રોહ કરનારે તેમજ તેમનાં અદ્‌ભૂત દિવ્ય કલ્યાણકારી ચરિત્રોમાં દોષ પરખનારાને મહાઅસુર સમઝવાનો ઉપદેશ આપે છે અને વળી '' कृष्ण कृष्णावताराणां तद्‌भक्तानां च वाडव! । द्रोहाचरणमित्ये तन् मुख्यं लक्षणमासुरम् ॥ કૃષ્ણ તથા તેમના વરાહાદિ અવતારો તથા તેમના ભક્તોનો દ્રોહ કરવો- અનિષ્ટ કરવું તે અસુરોનું મુખ્ય લક્ષણ છે. (સ.જી. ૨/૧૭/૧૫)'' એમ ગુણાતીતાનંદ સ્વામીને જ ઉદ્દેશી ને કૃષ્ણ અને કૃષ્ણાવતારોનો દ્રોહ કરનારાને મહાઅસુર સમઝવાનો ઉપદેશ શ્રીહરિ આપે છે. ''हरि अवतारकु खंडे जे ते, दैतमत के जानत ते ते ॥ દૈત્યનો મત અટલે જેઓ  ભગવાનના અવતારોનું ખંડન કરે, તેને રામાનંદ સ્વામી દૈત્યમતના જાણતા. (હ.ચ.સાગર-૩/૬/૧૯)'' આમ પ્રાચાર્ય રામાનંદ સ્વામી પણ અવતાર દ્રોહીઓનો મત એ દૈત્યોનો મત જાણતા હતા. આમ આ વાત સૂક્ષ્મ શાસ્ત્ર દૃષ્ટિએ વિચારતાં સંપ્રદાયનાં સર્વશાસ્ત્રોથી સર્વથા વિમુખ અતિ તુચ્છ નાસ્તિક નિંદ્ય નિશ્ચિત થાય છે. માનીતાં છોકરાને ઠુંગરાવવા જોડી કાઢી હોય તો પણ કોઇ જાણે? નથી તો કોઇએ પોતાના દંતસૂળો પર સમસ્ત પૃથ્વિ ઉચકી છે કે નથી તો કોઇએ ટચલી આંગળીએ પર્વત ઉચક્યો તો શું ઐશ્વર્ય દેખાડયુ હશે તે તેઓજ જાણે. લાગે છે વાણીનો સંયમ જ નથી.

ઉધ્ધવ સંપ્રદાયની પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૨. વાત. ૧૦) ''ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે- ''જેસા કલ્યાણ બડે બડે અવતાર કા હોતા હે વૈસા કલ્યાણ આજ સત્સંગિકા હોતા હે'' આવી વાત શ્રીજીએ વચનામૃતાદિ ગ્રંથોમાં કરેલી પ્રસિદ્ધ નહિ હોવાથી તદ્દન વિરૂદ્ધ બનાવટી બાહ્ય તેમની ઉપર અપવાદરૂપ છે બડે બડે અવતાર તો રામ કૃષ્ણને શ્રીજીએ કહ્યા

છે. ''શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ યુક્ત બીજો કોઇ થયો નથી.'' (પ.૬.) તથા ''શ્રી કૃષ્ણ ભગવાન  તે અવતાર નથી તેનો અવતારી જ છે (ગ.મ. ૬૪)'' તથા ''શ્રીરામ ચન્દ્રજી અને શ્રીકૃષ્ણ એ ભગવાન હતા, એમાં કાંઇ સંશય નથી તેમના વચનથી જ અનંતકોટી બ્રહ્માંડોની રચના થાય છે. (હ.ચ. સાગર ૮/૧૨/૧૧)'' ''રામ અને કૃષ્ણ આ બે અવતારો સર્વોપરી કહેવાય છે, તેઓ ભૂપોના ભૂપ અને દેવોના પણ દેવ રહ્યા છે જ્યારે જ્યારે મોટા અસુરો ભક્તોને પીડતા હતા ત્યારે તે ભગવાને તેવા અવતારોને ધરીને અસુરોનો સંહાર કર્યો છે. (હ.ચ.સા. ૧૬/૧૯/૧૨-૧૩)'' અવતારોએ દિવ્યાકાર પરમાત્માના દ્વિતીય સજાતીય રૂપાંતર રૂપ હોવાથી તે વચ્ચે તત્વતઃ ભેદ નહિ સમજવાનો કહેવા પૂર્વક તેમનું ધ્યાન ઉપાસન કરવાનું શ્રીજી કહે છે (જુઓ શિક્ષાપત્રી શ્લો-૧૧૫ कृष्ण तद् ...) તથા નિત્યાનંદ સ્વામી પણ કહે છે. (જુઓ સાંડિલ્ય સૂત્ર-૨/૧/૨૧ તથા ૨/૧/૩૦). વિશેષમાં પોતાને શ્રીકૃષ્ણના દ્વિતીય અવતાર કહે છે. (જુઓ હરિદિગ્વિજય/૧૪/૬૭-૭૪) પૂર્ણકામ કલ્યાણ સ્વરૂપ પરમાત્માને અવતાર ધર્યાનું પ્રયોજન તો ''यदा यदा हि धर्मस्य'' આ ગીતા વચનને લઇને કૃપાથી સત્સંગિ લોકોના કલ્યાણ કરવા એજ શ્રીજી કહે છે. વચનામૃત ગ.મ.૩૧ ''અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય અને એની મુક્તિ થાય.'' તથા સ.જી.પ્ર. ૩/૪૧/૫૭ ''तदीया येऽवतारा: स्युस्तेषामेव ह्युपासया। भक्तैः स्वधर्मनिस्तैस्तत्प्रसादात्तदाप्यते॥ શ્રીકૃષ્ણના જે અવતારો થાય તે અવતારોની ઉપાસનાથી પોતપોતાના ધર્મમાં નિષ્ઠાવાળા ભક્તો એ શ્રીકૃષ્ણના અવતારોના અનુગ્રહથી તે બ્રહ્મપુરને પામે છે.  (સ.જી. ૩ ૪૧/૫૭)'' આમ અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એમ કહે છે. વળી સત્સંગિઓના કલ્યાણ માટે તો શ્રીકૃષ્ણ ફરીથી શ્રીહરિ રૂપે કૃપાથી અવતાર ધર્યાનો

શાસ્ત્રીય ઉપોદ્‌ઘાત છે. આવા પણ ઉપાસ્ય પૂર્ણકામ અવતારોને અદ્યાપિ કલ્યાણ થયું નહિ હોવાથી રઝળતાં પોતાને પણ કલ્યાણ મેળવવાની જરૂર ઠરાવીને તેમના દૃષ્ટાંતથી ઉપાસક સત્સંગિઓનું સમાન કલ્યાણ કહેવું તે અતિવિપરીત અતિનિંદિત અતિઅયુક્ત છે. આધારાનંદ સ્વામી પણ કહે છે. ''આપે- શ્રીહરિએ અનંત અવતારો લીધા છે તેનો કોઇ પાર લઇ શકે તેમ નથી. એક એક વિશેષ ભારે પ્રતાપી ચારિત્રો કર્યા છે. અને અનંત નરનારીઓનો ઉધ્ધાર કર્યો છે. (હ.ચ.સા ૧૧/૪૮/૨૦. આથી અવતારો ધારી શ્રીહરિ જ આવ્યા હતા એમ કહ્યું અને તે અવતારો ધારી શ્રીહરિ એજ અનંત જીવનો ઉધ્ધાર કર્યો એમ કહ્યું આથી ''જેસા કલ્યાણ બડે બડે અવતાર કા હોતા'' આવી બંડવાતનું ખંડન થઇ ગયું.)'' ''અઢાર પદ્મ જેટલા વાનરો, શબરી નામે ભીલડી અને તે સિવાયના ભગવાન શ્રી રામચંદ્રને જે પણ કોઇ સહાય કરતા હતા તે બધાનો મોક્ષ લખેલો છે. (હ.ચ.સાગર ૧૮/૭૨/૩૪-૩૫ આથી શ્રી રામકૃષ્ણાદિક અવતારોને જે પણ કોઇ સહાયક થયા તે બધાનું કલ્યાણ થઇ ગયુ અને તેઓનું કલ્યાન ન થયું એવું કહેવું આ તો અતિ હાસ્યાસ્પદ તથા અતિસાહશ કહેવાય.)'' ''પથ્થરના રૂપમા રહેલી અહલ્યાનો ઉધ્ધાર આપે રામ રૂપે કર્યો હતો. (હ.ચ.સા. ૧૮/૪૮/૪૦ આથી અહલ્યાનો ઉધ્ધાર પણ શ્રીરામ રૂપે પ્રગટેલા શ્રીહરિએ કર્યો હતો.)'' પરંતુ અહીં આ વાતમાં ઉપાસ્ય મોટા અવતારો અને અનુપાસ્ય સત્સંગિઓનું સરખુ કલ્યાણ કહેવાથી ''અવતાર એ પરંબ્રહ્મ પરમાત્મા નથી પણ કોઇ એક જીવાદિ જુદું તુચ્છ જુઠુ ખાતું છે.'' એવો આંતર દુરાશય નીકળી આવે છે. જ્યારે મોટા અવતારો માટે આવો દુરાશય જણાવાય ત્યારે શ્રીજી પણ એક અવતાર તરીકે વર્ણવેલા હોવાથી ''नारायणावतारोऽयंहरिरस्तिगुरुर्नः (સ.જી.પ્ર.૪.૩૫)'' એમની એવીજ દુર્દશા કોઇ કહે તો ન્યાય દૃષ્ટિએ ના કહી શકાય નહિ. આ વાતથી તો સમસ્ત વેદાદિ શાસ્ત્રાર્થ

અને વેદાનુ સારી સાંપ્રદાયિક શાસ્ત્રાર્થનો સત્યાનાશ વળી જાય છે ક્લાયણમૂર્તિ પૂર્ણકામ મોટા અવતારોને પોતાનું કલ્યાણ સાધવું પડે છે અને તેને માટે ''निजात्मानं ब्रह्म रुपं'' એમાં કહ્યા પ્રમાણે  સાધન કરવાં પડે છે આવો પાપાશયતો વિમુખ ટોળીના રગેરેગમાં રમી રહ્યો જણાય છે. ભગવાન સ્વામિનારાયણ (ગ.મ.૧૩) માં કહે છે. ''સર્વઅવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિશે લીન થાય છે.''આમ બધાજ અવતારો પોતાનું કાર્ય પૂર્ણ કરી અક્ષર બ્રહ્મધામમાં રહેલા સ્વરૂપમાં લીન થઇ જતા હોય તો તેમનું કલ્યાણ ન થયું અને હજુ રઝળતા ફરે છે એમ કહેવું એ અતિ સાહશ કહેવાય આવી વાતોનો મુખ્ય ઉદ્દેશ્ય કેવલને કેવલ રામકૃષ્ણાદિક અવતારોને જે તે ખોટી રીતે દ્વેષ મત્સર ભાવથી હદ ઉપરાંત પરમેશ્વરપદથી ઉતારી પાડવા એટલો જ છે. ધ્યેય અવતારોને ઉતાપી પાડીને અધ્યેય માનીતા સત્સંગિઓનો મહિમા કહેવા જવું એ મહિમા નહિ પણ બન્નેની મહાનિંદા જ છે. મહિમાની પણ રીતિ અને અવધિ હોય છે. અને તે લોક શાસ્ત્રની મર્યાદા મુજબ કહી શકાય છે. અવતારોની આવી અવજ્ઞા કરનારા દ્વેષિઓને તો અધમ આસુરીયોનિમાં નાખવાનું ''तानहंद्विषतः क्रूरान्'' ઇત્યાદિ ગીતા વાક્યથી શ્રીજી કહે છે આવી વાત ઉધ્ધવ સંપ્રદાયના સાચા અનુયાયિઓએ ભૂલે પણ સ્વપ્ને પણ બોલી શકાય નહિ તેમ સાંભળી શકાય નહિ.

ઉધ્ધવ સંપ્રદાયની પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.પ.વાત ૧૫) ''જોને બીજાએ રાસ કર્યો ને આવા સાધુએ તોડાવ્યો. ત્યારે એથી અધિક તો સાધુમાં સામર્થ્ય છે. ત્યારે પુરૂષોત્તમની તો વાત જ શી.'' આ વાત તો શ્રીજીના મૂળ પૂર્વ રૂપ ઉપાશ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણના પરમેશ્વર ત્વ સૂચક કલ્યાણકારી નિત્ય નિર્દોષ દિવ્ય રાસ રમણાદિ ચરિત્રોમાં દોષારોપણવાળી હોવાથી અતિ વિમુખ અતિનિંદિત અતિ વિષયમ છે પોતે સંકેત મુજબ મોટા માનેલા

દંભમૂર્તિ સાધુ પાળાઓના નામ નિર્દેશ પૂર્વક તેમને શ્રીજીના મૂળ પૂર્વ રૂપ પરમાત્મા શ્રીકૃષ્ણ કરતાં પણ સરસ માનવા માટે શ્રીકૃષ્ણના ચરિત્રમાં દોષારોપણવાલી હોવાથી અતિવિમુખ અતિનિંદિત અતિ વિષમ છે. પોતે સંકેત મુજબ મોટા માનેલા દંભમૂર્તિ સાધુપાળાઓના નામ નિર્દેશપૂર્વક તેમને શ્રીજીના મૂળ પૂર્વરૂપ પરમાત્મા શ્રીકૃષ્ણ કરતાં પણ સરસમનાવા માટે શ્રીકૃષ્ણના ચરિત્રમાં દોષપ્રદર્શન પૂર્વક અતિ કનિષ્ઠ ઠરાવાનો પાપાશય ઉઘાડો છે. જે ત્યાગીઓને શ્રીકૃષ્ણથી સરસ કહેવા જાય છે તેમનાં વ્યભિચારાદિ પાપ ચરિત્રો તો આ વાતોમાંજ વારેવારે દર્શાવવામાં આ વે છે. ગુ.સ્વામી પ્ર.પ. વાત ૧૫૩ માં કહે છે કે ''અમે બેઠા છીએ ત્યાંજ ધર્મામૃત લોપાય છે.'' (આથી ગુ.સ્વામી હયાતીમાં પણ ધર્મામૃત લોપાતા હતા એમ સ્પષ્ટ થયું.) આ પ્રસંગે શ્રીજીએ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણના રાસરમણાદિ ચરિત્રોને કેવી સુંદર રીતે નિત્ય નિર્દોષપણે સપ્રમાણ વર્ણવ્યા છે અને તેવા ચરિત્રોમાં  દોષબુધ્ધિ કરનારાને કેવા કહ્યા છે તે સહજ જાણવાની જરૂર છે. વચનામૃત ગ.પ્ર. ૨૩ ''ભગવાનને વિષે પણ પ્રાકૃત ભાવ પરઠાઇ જાય છે, જેમ રાજા પરિક્ષિત એવો ભક્તનોતો તો રાસક્રીડા સાંભલીને શ્રીકૃષ્ણ ભગવાન વિષે સંશય થયો અને શુકજી જો એવા ભક્ત હતા તો તેમને કોઇ જાતનો સંશય થયો નહિ અને જે એવો ભક્ત હોય તે તો એમ જાણે ''જે મારે વિષે કોઇ દોષ અડી શકે નહિ તથા તે દોષ કાંઇ બાધ કરી શકે નહિ, તો જેને ભજને કરીને હું આવો થયો એવા જે ભગવાન તેને વિષે તો કોઇ માયિક દોષ હોય જ કેમ?'' ગ.પ્ર. ૨૪ ''જીવના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા ભાસે છે તે ભગવાનને વિષે જે અલ્પમતિવાળા છે તે જેવા દોષ કલ્પે છે તે ભગવાનને વિષે તો એ કે દોષ નથી પણ કલ્પનારાની બુધ્ધિમાંથી એ દોષ કોઇ કાળે ટળવાના નહિ. તેમાં જે ભગવાનને કામી સમજે છે તે પોતે અત્યંત કામી થઇ જાય છે....એ આદિક જે જે દોષ ભગવાનને વિષે કલ્પે છે તે તો જેમ સૂર્ય સામી ધૂળની ફાંટ ભરીને નાંખી એ તો

પોતાની આંખમાં પડે છે તેમ ભગવાનને વિષે જે જાતનો દોષ કલ્પે છે તે દોષ પોતાને દુ:ખ દે છે .... જો ભગવાનને અતિશય નિર્દોષ સમઝે તો પોતે પણ અતિશય નિર્દોષ થઇ જાય છે.'' ગ.પ્ર. ૩૧ '' એવી રીતે દોષ જુવે ત્યારે તો પરમેશ્વર જીવના કલ્યાણ અર્થે દેહ ધર્યો હોય તેમાં પણ દોષના જોનારાને ખોટ દેખાય ખરી.... અને તે દોષને જોનારે ખોપ્ય કાઢી તેણે કરીને પરમેશ્વરના અવતાર તે શું કલ્યાણ કારી નહિ? તે તે કલ્યાણકારી જ છે. પણ જેને અવળી બુધ્ધિ હોય તેને અવળુ જ સુજે જેમ શિશુપાલ એમ કહેતો જે કૃષ્ણ છે તે પણ પાખંડી છે કેમ કે જન્મ ધર્યો ત્યાંથી પ્રથમ તો એણે એક સ્ત્રી મારી પછી બગલો માર્યો વાછડો માર્યો ને મધના પુડા ઉખેડયા તેણે કરીને એને મધુસુદન કહે છે પણ તેને કાંઇ મધુ નામના દૈત્યને માર્યો નથીને વર્ણ સંકર એવા જે પાંડવ તેણે પૂજ્યો તેણે કરીને શું એ ભગવાન થયો? એવી રીતે ભગવાનનો અવગુણ આસુરી બુધ્ધિવાળા શિશુપાળ તેણે લીધો.માટે એવી જાતનો અવગુણ આવે તેને આસુરી બુધ્ધિવાળો જાણવો.'' આવી વાત સ.જી.પ્ર. ૩/૨૯ માં પણ કહી છે. ''ગ.પ્ર. ૩૫- પરમેશ્વરનો અવગુણ લીધો છે તે અવગુણરૂપ દોષ એની બુધ્ધિમાં આવ્યો છે તે સર્પની લાળ સરખો છે. માટે એ તો કલ્યાણને માર્ગે ક્યાંથી ચાલે પણ કોઇક એના મુખની વાત સાંભળે તો તેની બુદ્ધિ પણ સત્સંગમાંથી પાછી પડી જાય છે.'' ગ.પ્ર. ૪૨ ''અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સંગાથે વ્રજની ગોપીયોએ કામ બુધ્ધિ એ કરીને પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગઇ અને પોતે ગુણાતીત થઇને નિગુર્ણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીયો. તેનું કારણ એ છે જે શ્રીકૃષ્ણ ભગવાન પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્ત્તિ હતા .... અને જો શ્રીકૃષ્ણ ભગવાન પોતે ગુણાતીત ન હોય તો એના ભક્ત જે ગોપીયો તે ગુણાતીત પણાને ન પામત અને તે ગુણાતીત પદને પામિ ઓ તો પોતે શ્રીકૃષ્ણ ભગવાન ગુણાતીત કૈવલ્ય દિવ્યમૂર્ત્તિ જ છે.''

''ગ.પ્ર. ૬૨- અને એ સર્વેને કર્તા થકા પણ એ નિર્લેપ છે એમ ભગવાનને જાણે .... ભગવાન સર્વ પ્રકારે નિબંધ છે.'' ગ.પ્ર. ૬૬ ''માટે શ્રીકૃષ્ણ ભગવાન દિવ્ય મૂર્તિ હતા તો તેને પ્રતાપે કરીને લાકડાનો રથ અને પંચ ભૂતના દેહવાળા જે ઘોડા તે સર્વ દિવ્યને માયાપર જે ચૈતન્ય તે રૂપે થયા હવા.... માટે ભગવાનની મૂર્તિને પ્રતાપે માયિક પદાર્થ હતાં તે પણ અમાયિક થયાં એવું જે ભગવાનનું સ્વરૂપ તેને મૂર્ખ હોય તે માયિક સમજે છે.'' ''ગ.પ્ર. ૭૧ રામકૃષ્ણાદિક અવતારને વિષે ત્રણ દેહ ત્રણ અવસ્થા ઇન્દ્રિયો પ્રાણ આદિક સર્વે તત્વ મનુષ્યની પેઠે જણાય છે પણ એ સર્વે બ્રહ્મ (દિવ્ય) છે પણ માયિક નથી.'' ગ.પ્ર. ૭૨ ''પછી મુનિ જે તે રસિક કીર્તન ગાવા લાગ્યા તેને સાંભળીને શ્રીજી બોલ્યા જે ભગવાન જીવનના કલ્યાણને અર્થે દેહ ધારે છે ત્યારે મનુષ્યના જેવી જ સર્વે ક્રિયા હોય છે તેને દેખીને જે ભક્ત હોય તેના ચરિત્ર કરી જાણે અને વિમુખ જીવ હોય તે તો તે ચરિત્રો વિષે દોષ પરઠે છે જેમ શુકજીએ રાસ પંચાદયાયી નું વર્ણન કર્યુ ત્યારે રાજા પરિક્ષિતને સંશય થયો પછી એમ પુછયું જે. 'ભગવાન તો ધર્મની મર્યાદા સ્થાનપ કરવાને અર્થે પ્રગટ થયા હતા તેને પરસ્ત્રીનો સંગ કરીને ધર્મનો ભંગ કેમ કર્યો?' એ રીતે દોષ લીધો અને શુકજીએ તો સમઝી વિચારીને ભગવાનનું ગુણગાન કર્યું જે કામદેવે બ્રહ્માદિક દેવતાને જીતીને પોતાને વશ કર્યા તેનો કામદેવને અતિશય ગર્વ થયો તેને ઉતારવાને કાજે ભગવાને કામદેવને પડકાર્યો .... એ સર્વે સામાન શ્રીકૃષ્ણે કામદેવને આપીને તેને જીતી લીધો અને અખંડ બ્રહ્મચારીની પેઠે ઊર્ધ્વરેતા રહ્યા અને એવી રીતે કામનો ગર્વ ઉતાર્યો એવું અલૌકિક સામર્થ્ય ભગવાન વિના બીજામાં હોય નહિ. એવું ભગવાનું સામર્થ્ય જાણીને શુકજીએ ભગવાનનાં ચરિત્ર ગાન કર્યા અને રાજા પરીક્ષિતને તે વાત સમઝાણી નહિ ત્યારે દોષ પરઠ્યો માટે કોઇ એમ કહે જે 'તમે પરમહંસ જોઇને રસિક કીર્તન કેમ ગાઓ છો?' તો તેને એમ કહેવું જે 'જો

અમે રસિક કીર્તન ન ગાઇએ અને ભગવાનના રસિક ચરિત્રને વિષે દોષ પારઠીએ તો અમે પણ રાજા પરીક્ષિત  અને બીજા જે નાસ્તિક વિમુખ તેની પંક્તિમાં ભળીએ' માટે અમારે તો વિમુખની પંક્તિમાં ભળવું નથી, શા માટે જે પરહંસ માત્રના ગુરૂ જે શુકજી તેણે ભગવાનનાં ચરિત્રો ગાયા છે. માટે અમારે જરૂર ગાવવાં .... ઇત્યાદિ સ્વભાવ હોય  તેવા જ સ્વભાવ ભગવાન પણ પોતામાં દેખાડે છે તે સર્વે જીવના કલ્યાણને અર્થે  છે, પછી જે ભક્ત હોય તે તો એ ચરિત્રને ગાઇને પરમ પદને પામે છે અને જે વિમુખ હોય તે દોષ પરઠે છે.... તે માટે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધારીને જેવાં ચરિત્ર કરે છે તે સર્વેગાન કરવા યોગ્ય છે પણ એમ ન સમઝવું જે 'ભગવાન થઇને એમ શું કરતા હશે.' અને ભગવાનનાં ચરિત્ર તો સર્વે કલ્યાણકારી જ સમઝવાં એજ ભક્તનો ધર્મ છે અને એવું સમઝે તેજ ભગવાનો પુરો ભક્ત કહેવાય છે.'' ગ.પ્ર. ૭૩ ''અને શ્રીકૃષ્ણ ભગવાને રાસક્રીડાને વિષે સ્ત્રી સંગ કરીને વિર્યપાત થવા દીધો નહિ તે માટે ઉર્ધ્વરેતા બ્રહ્મચારી કહેવાણા ને કામને જીત્યો.... દૃઢ બ્રહ્મચર્યવાળા તો એક નરનારાયણ ઋષિ છે.... અને શ્રીકૃષ્ણે સ્ત્રીઓને સંગે રહીને પણ નૈષ્ઠિક બ્રહ્મચર્ય રાખ્યું તે એવું સામ્થર્ય તો ભગવાનમાં જ હોય પણ બીજાથી એમ રહેવાય નહિ.... અને જ્યારે દુર્વાસા ઋષિ આવ્યા ત્યારે ભગવાને સર્વ ગોપીઓને અન્નના થાળ ભરાવીને મેકલવા માંડી ત્યારે બોલી જે 'અમે યમુનાજી કેમ ઉતરશું' પછી શ્રીકૃષ્ણે કહ્યું જે 'યમુનાજીને એમ કહેજો જે શ્રીકૃષ્ણ સદા બાળ બ્રહ્મચારી હોય તો અમને માગ દેજો.' પછી આ ગોપીઓએ એમ કહ્યું ત્યારે યમુનાજીએ માર્ગ દીધો  ..... ત્યારે ગોપીઓના મનામાં અતિ આશ્ચર્ય થયું.' લોયા-૧ ''તેમ પ્રત્યક્ષ જે શ્રીકૃષ્ણ નારાયણ તે શુભ અશુભ સર્વ ક્રિયાને કર્તા થકા આકાશની પેઠે નિર્લેપ છે. એમ જાણે.'' લોયા-૪ ''એવી રીતે ભગવાનને નિર્દોષ સમઝે તો માયાને તર્યો કહેવાય.''''લોયા-૧૨- અને ઉત્તમ ભેદ તો એ જે ભગવાન

ગમે તેવું નીચ જાતિની પેઠે આચરણ કરે તો પણ સંશય થાય .... કેમ જે એ તો સર્વ કર્તા છે. એવી રીતે ભગવાન વિષે સર્વેશ્વર પણુ જાણે .... એવું જે બ્રહ્મપણું તે ભગવાનને વિષે જાણે. જેમ રાસપંચાધ્યાથીમાં શુકજી પ્રત્યે પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો જે 'ધર્મરક્ષક ભગવાનનો અવતાર તેણે પરધરાનો સંગ કેમ કર્યો?' ત્યારે તેનો ઉત્તર શુકજીએ કર્યો જે શ્રીકૃષ્ણ તો અગ્નિની પેઠે તેજસ્વી છે તે જે જે શુભ અશુભ ક્રિયાને કરે છે તે સર્વ ભસ્મ થઇ જાય છે. એવી રીતે ભગવાનને નિર્લેપ એવા બ્રહ્મરૂપ જાણે'' લોયા-૧૩ ''ऋषिं नारायणमृते पोषिन्मप्येह मायया' માટે એને વિષે રહ્યા થકા તો  એક નારાયણ ઋષિને પરભાવન ન થાય....'दैवी ह्येषा' એવી રીતે માયાએ કરીને નિર્લેપપુણું એક નારાયણને જ છે.'' પંચાળા-૭ ''यत्र त्रिसर्गोमृषा' માયાના ત્રણ ગુણોનો સર્ગ જે પંચભૂત ઇન્દ્રિયો અંતઃકરણ અને દેવતા તે ભગવાનના સ્વરૂપને વિષે ત્રિકાળમાં છે જ નહિ એમ સમજે તથા એ શ્લોકનું પદ જે 'धाम्ना स्वेन सदा निरस्त कुहकं' કહેતાં ધામ જે પોતાનું સ્વરૂપ તેણે કરીને ટાળ્યું છે એ માયાના સર્ગરૂપ કપટ જેણે એવું ભગવાનનું પરમસત્ય સ્વરૂપ છે.... અને તે ભગવાનમાં જે દેહ ભાવ જણાય છે તે તો નટની માયાની પેઠે સમઝવો.'' ગ.મ. ૧૦ ''જ્યારે જીવોના કલ્યાણ અર્થે ભગવાન મનુષ્ય જેવી મૂર્તિ ધરીને પૃથ્વિને વિષે વિચરે છે ત્યારે કેટલાંક ચરિત્રો દિવ્ય હોય અને કેટલાંક ચરિત્રો માયિક જેવાં હોય .... ભગવાને ગીતામાં કહ્યું છે જે 'जन्म कर्म च मे दिव्यं'' ગ.મ. ૧૭- '' ભગવાન તો પાપ થકીને અજ્ઞાન થકી મુકાવીને પોતાના ભક્તને અભય પદ આપે છે. એવો મોટો સ્વાર્થ જાણ્યો હોય તો કોઇ રીતે ભગવાનનો અવગુણ આવે જ નહિ. જેમ શુકજીએ રાસ પંચાધ્યાયીનું વર્ણન કર્યુ ત્યારે રાજા પરીત્રિતને સંશય થયો જે 'ભગવાને પરસ્ત્રીનો સંગ કેમ કર્યો' પણ શુકજીને લેશમાત્ર સંશય થયો નહિ અને જે ગોપીઓ સંગે ભગવાને વિહાર કર્યો તે ગોપીઓને પણ સંશય ન થયો જે

'ભગવાન હોય તો આમ કેમ કરે' એવો કોઇ રીતે સંશય થયો નહિ અને જ્યારે ભગવાન કુબ્જાને ઘેર ગયા ત્યારે ઉધ્ધવજીને ભેળા તેડી ગયા હતા તો પણ ઉધ્ધવજીને કોઇ રીતે સંશય થયો નહિ અને જ્યારે ઉધ્ધવજીને વ્રજમાં મોકલ્યા ત્યારે ગોપીઓની વાણી સાંભળીને પણ કોઇ સંશય ન થયો અને સામુ ગોપીયોનું માહાત્મ્ય અતિશય સમજ્યા.... અને પુરૂષોત્તમ ભગવાન છે તે તો સર્વ ક્ષેત્રજ્ઞના ક્ષેત્રજ્ઞ છે તો પણ નિર્વિકાર છે અને માયા આદિક વિકારવાન પદાર્થ તેનો વિકાર તેમને અડતો નથી .... ભગવાનનો નિર્વિકારીને નિર્લેપ જ છે .... એને જેમ ભગવાનનું યોગ્ય ચારિત્ર હોય તેનું ગાન કરે તેમજ જે અયોગ્ય જેવું ચરિત્ર જણાતુ હોય તેનું પણ ગાન કરે પણ ભગવાનના ચરિત્રને વિષે યોગ્ય અયોગ્ય એવો ઘાટ ઘડે નહિ.'' ગ.મ. ૧૮ ''તેમાં નાસ્તિક તો એમ સમજે છે જે 'રામચંદ્રજીને શ્રીકૃષ્ણ ભગવાન એતો રાજા હતા અને શ્રીકૃષ્ણે દૈત્ય માર્યા તથા પરસ્ત્રીના સંગ કીધા માટે ત્રીજા નરકમાં પડ્યા છે.' એવી રીતે અધમ ઉધ્ધારણ અને પતિતપાવન એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેને વિષે પરમેશ્વરની બુધ્ધિજ નથી.'' ગ.મ. ૩૯ ''અને એ શ્રીકૃષ્ણ ભગવાન ધર્મ અર્થ અને કામને વિષે પ્રવર્ત્યા છે તે ધર્મ અર્થ કામ સારૂ જે જે ચરિત્ર કર્યા તેનું જે ગાન કરે અથવા શ્રવણ કરે તે સર્વે જીવ  સર્વે પાપ થકી મુકાઇને પરમપદને પામે છે અને એ વાસુદેવ ભગવાનના જન્મ કર્મ ને મૂર્તિ એ સર્વે દિવ્ય સ્વરૂપ છે.'' ''ગ.મ.૫૩ અને નિગમ પણ જેમના મહિમાને 'नेति नेति' કહે છે. માટે એવા જે પરમેશ્વર તેનાં ચરિત્રને વિષેને તે ભગવાનની જે સમજણ તેને વિષે જે દોષ ને દેખે છે તેને વિમુખને અધર્મી જાણવો અને સર્વેમૂર્ખનો રાજા જાણવો.'' વરતાલ-૧૨ ''તેમ જેને ભગવાનને વિષે કોઇ રીતે દોષ બુધ્ધિ થઇ એ જીવ કોઇ રીતે વિમુખ થયા વિના રહેજ નહિ.'' વરતાલ-૧૮ ''તે સર્વ અવતારના ધરનાર છે તે જ સ્વયં શ્રીકૃષ્ણ  છે તેમણે ઉધ્ધવ  પ્રત્યે ગુણ વિભાગના  અધ્યાયમાં કહ્યુ છે જે

'હું નિર્ગુણ છુ ને મારા સંબન્ધને પામે છે તેપણ નિર્ગુણ થાય છે.' માટે કામભાવ દ્વેષભાવ ભયભાવ સંબન્ધ ભાવ સ્નેહભાવ એમાંથી જે જે ભાવે કરીને એ શ્રીકૃષ્ણને જે જીવ આશર્યા તે નિર્ગુણ થઇ ગયા.'' ગ.અં. ૨૮ ''મૂળગો કુબુધ્ધિવાળો થઇને એમ સમઝે જે 'એ સુખન હોય તો એ ધામમાં રાધિકા લક્ષ્મી આદિક સ્ત્રીઓ ભેળે ભગવાન પણ રમે છે માટે એ સુખપણ ખરૂ છે.' પણ ભગવાનને પૂર્ણ કામને આત્મારામન સમઝે અને એવી જે ભગવાનની ક્રિયાઓ છે તે તો પોતાના ભક્તોના સુખને અર્થે છે.'' આ રીતે શ્રીકૃષ્ણનાં ચરિત્રોને દિવ્ય નિત્ય નિર્દોષ પણે વર્ણવનારાં વાક્યો બહુ જ છે. સ.જી.પ્ર.૧/૧૬/૩૨ રામાનંદ સ્વામીએ દીક્ષિત ધર્મદેવને ઉધ્ધવ સંપ્રદાયના ઉપદેશ કરતાં ''पञ्चाध्यायी रासलीला श्रीमद् भागवतो दिता। पठनीया प्रतिदिनं राधाकृष्णां समर्च्य च॥'' આ રીતે રાધાકૃષ્ણની પૂજાને અંતે રાસલીલાના પાંચ અધ્યાયોનો પ્રતિદિન પાઠ કરવાનો કહ્યો છે. વળી વૃંદાવનમાં ધર્મભક્તિ ઋષિઓ ભેગા થઇ શ્રી કૃષ્ણનું આરાધન આદરતાં ભક્તિ દેવીએ ''श्रीमद् भागवतस्थां च रासलीलोपवर्णनाम्। पञ्चाध्यायीं द्दढमतिर्नित्यं भक्तिः पपाठ च. (સ.જી. ૧/૧૮/૧૮)'' એમ પંચાધ્યાની રાસ લીલાનો પાઠ કરવાનું કહ્યુ છે. સ.જી. (૧/૧૯/૨૭-૨૮)માં ભક્તિ દેવીએ રાસલીલાની નિર્દોષતા કહેવા પૂર્વક તેવી સ્તુતિ કરી છે. ગુરૂરામાનંદ સ્વામીએ શિષ્ય સહજાનંદ સ્વામીને મહાદીક્ષા આપ્યા પછી તેના અંગભૂત ધર્મનો ઉપદેશ આપતા. ''पञ्चाध्यायीं पठित्वादौ पूजान्ते निजशक्तिः (સ.જી.૧/૫૮/૩૧)'' એમ પૂજને અંતે રાસ પંચાધ્યાથીનો પાઠ કરવાની આવશ્યાકતા કહી છે. આસુર શિશુપાળે નિત્ય નિર્દોષ શ્રી કૃષ્ણના ગુણમાત્રને દોષ તરીકે વર્ણવતા ''कामदर्पहृतौ रास गोपीभिर्बहुरुपिणा। ऊर्ध्ववीर्येण कृष्णेन परदार्यं कृतेऽवदत्'' (સ.જી. 3/3૯/૯૪) એમ રાસલીલામાં પરદાર્ય રૂપ દોષનું કરેલુ આરોપણ કહીને શીશુપાલની પેઠે એવી લીલામાં દોષ પરઠનારાને શ્લો ૮૪- ૧૦૫ માં અસુર કહ્યા છે. ''ભગવાનના

અવતારોના ચરિત્રોનું ખંડન કરે છે તે તો પાકા અસુર છે. (હ.ચ. સાગર/૮/૧૩/૩૦)'' ''જેટલા અસુરો હોય છે તે ભગવાનની મૂર્તિ અવતારો અને ભગવાનના પ્રતાપનું ખંડન કરતા હોય છે. (હ.ચ.સાગર ૨૩/૧૨/૪)'' આ પ્રમાણે આધારાનંદ સ્વામી પણ આવાઓને અસુર કહે છે. આ રીતે સંપ્રદાયના સર્વ શાસ્ત્રોમાં અવતાર માત્રનાં ચરિત્રોને દિવ્યનિત્ય નિર્દોષ કહેવા પૂર્વક પૂર્ણકામ આત્મારામ શ્રીકૃષ્ણની રાસલીલા આસુરસંહાર આદિક ચિરત્રોને દિવ્ય નિત્ય નિર્દોષ ભક્ત કલ્યાણકારી પણે શ્રીજીએ વર્ણવ્યાં છે અને એવાં ચરિત્રોમાં દોષ પરઠનારને વિમુખ અસુર અભક્ત અધર્મી મૂર્ખ આદિક નાસ્તિક સંજ્ઞાથી કહ્યા છે. આ બધાનો વિચાર કરીએ તો શ્રીજીના વચનો અને વાતુમાં આસ્તિક નાસ્તિક જેટલો ભેદ અલ્પજ્ઞને પણ જણાઇ આવે છે. તો ''બીજાએ તો રાસ કરાવ્યા ને આ તોડાવે છે'' આ વાત રાસલીલાનાં પરદાર્યરૂપ દોષ આરોપીને શ્રીકૃષ્ણને અત્યંત નીચે ઉતારી પાડીને, તેમના કરતા પોતે મોટામાનેલા દાંભિક ખુંણીયા સાધુ પાળાઓને સરસ કહેનારી હોવાથી આ વાત શ્રીજી માન્યતાથી અત્યંત વિરુધ્ધ છે એમ નિશ્ચત થાય છે આ બધી વાતોનો જ વિચાર કરીએ તો ગુ. સ્વામી જાત માટે કે તેમની સમીપમાં થયેલા કૂપ કપટ કજીયાનો હિસાબ કરીએ તો પૂર્વના અવતારોના કજીયા કરતાં સહસ્રગણા વધારે થાય. આવી કુત્સિત કૃષ્ણ દ્રોહી વાત શ્રીકૃષ્ણ ભક્ત ગુ. સ્વામી કરે નહિ. બીજા કોઇ વિમુખ અસુર દુષિત બુધ્ધિનું દુષ્કામ છે.

ઉધ્ધવ સંપ્રદાયની પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૪. વાત-૨૮) '' સત્સંગિ જીવન કર્યો ત્યોરે ઉપાસના નો પ્રસંગ નાખ્યો તેમાં શ્રીકૃષ્ણની ઉપમા દેવા માંડી ત્યારે સ્વામી નિત્યાનંદ કહે ''જે બાદશાહને કાંઇ ચાકરની ઉપમા દેવાય?'' આ વાત તદ્દન બનાવટી ઉટાંગ શ્રીકૃષ્ણ દ્વેષી છે. સત્સંગિજીવનમાં ઉપાસના ના પ્રસંગો અનેક નાખ્યાં છે તેમાં શ્રીકૃષ્ણને

પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઇષ્ટદેવ સર્વોપરી અવતારી પણે વર્ણવીને તેમનાજ બીજા અવતાર શ્રીહરિ છે એમ વર્ણવીને તે બન્ને વચ્ચે અણુ પણ ભેદ નહિ સમઝવાનો કહીને ભક્તિ ઉપાસના કરવાની એક લાઇન રાજમાર્ગ જેવી ઘડી છે. આવી વસ્તુ સ્થિતિ હોવાથી શ્રીકૃષ્ણની ઉપમા અનેકવાર ઉઘાડે છોગે આપવામાં આવી છે. શ્રીજી જેને પોતાના ઉપાસ્ય ઇષ્ટદેવ બાદશાહ કહીને સ્વયં ધ્યાન ધરવાનું કહે છે એવા શ્રીકૃષ્ણને નીચે ચાકરની ઉપમા આપીને ઉતારી પાડીને શ્રીજીને તેના થકી તદ્દન જુદા પાડવાને શ્રીજી વચનથી વિરૂધ્ધ હોઇને અમિત્રચાકર કાર્ય છે. જે સંવાદકર્તા નિત્યાનંદ સ્વામીનું વાતમાં નામ લેવામાં આવ્યુ તેમણેજ હરિદિગ્વિજય ઉલ્લાસ (૪/૩૪-૪૦), ઉલ્લાસ (૬/૪-૫), ઉલ્લાસ (૬/૬), ઉલ્લાસ (૬/૬૦ થી ૬૩), ઉલ્લાસ (૧૧/૧૨-૧૩, ઉલ્લાસ (૧૩/૬૩-૬૪), ઉલ્લાસ (૧૪/૧૬-૧૯), ઉલ્લાસ (૧૭/૧૦), ઉલ્લાસ (૧૮/૫૩ થી ૫૫), ઉલ્લાસ (૧૯/૫), ઉલ્લાસ (૨૦/૧૭, ૨૩ થી ૩૨), ઉલ્લાસ (૧૪/૬૭-૭૪), ઉલ્લાસ (૧૫/૪૫), ઉલ્લાસ (૧૬/૭ થી ૯), ઉલ્લાસ (૩૭/૧૪૧-૧૪૨), ઉલ્લાસ (૪૦/૨૭), ઉલ્લાસ (૨૬/૧૮-૨૫), ઉલ્લાસ (૩૮/૧૫-૨૬), ઉલ્લાસ (૪૧/૧૮), ઉલ્લાસ (૪૨), ઉલ્લાસ (૪૭/૧૭), ઉલ્લાસ (૪૮/૭), ઉલ્લાસ (૪૭/૩૧) માં વસુદેવસુત શ્રીકૃષ્ણ જ ધર્મસુત પણે ફરીથી અવતર્યા છે. એમ કહી શ્રીજીને શ્રીકૃષ્ણની ઉપમા ઉઘાડી આપી છે આમા કોણ બાદશાહ અને કોઇ ચાકર તે દિવા જેવું સ્પષ્ટ હોવાથી વિવેચન કરવાની જરૂર નથી. તત્વશાસ્ત્રની દ્રષ્ટિએ જોઇએ તો પુરૂષોત્તમ નારાયણની આકૃતિમાંથી અવતારો થાય છે અને તેમાં પાછા લીન થાય છે. એવું વચનામૃત (ગ.મ. ૧૩) કહેલું હોવાથી તેમની વચ્ચે તત્વથી અભેદ માનવોજ જોઇએ. (જૂઓ નિત્યાનંદ મુનિ કૃત શાંન્ડિલ્ય સૂત્ર ભાષ્ય/૨/૧/૨૧, ૨/૧/૩૦ જ્યાં તેઓએ અવતાર અને ધામાધિપતિ અવતારીની અભિન્નતા બતાવી છે.) એમ માનતા ચાકરની બીલકુલ ઉપમા પણ ઘટે નહિ જ્યાં ઉચ્ચનીચ ભિન્ન

વ્યક્તિ હોય ત્યાં જ પાદ ગ્રાહ ચાકરનું દૃષ્ટાંત કહી શકાય. દુરાશય તો એવોજ વિમુખ દેખાઇ આવે છે. જ્યા શાસ્ત્રજ્ઞાનહીન ચાકરો જ વાતો લખનારા હોય ત્યાં શાસ્ત્રીય ઉચ્ચ પાદશાહી વાત ન હોય એ સહજ છે. ખરી રીતે તો શ્રીજીએ જેમ કહ્યુ હોય એમજ માનવું એજ મોક્ષેચ્છુ અનુયાયિયોનું શુભ લક્ષણ છે. એમના વચનનો વિદ્રોહ કહીને એમના મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણને જે તે ખોટી રીતે ઉતારી પાડવા એ શ્રીજીનો મહિમા નહિ પણ એમની મહાનિંદાજ છે. એમ કહીને સાથે સત્સંગિજીવન મુખ્ય માન્ય ગ્રંથને પણ ઉતારી પાડવાની નાસ્તિક કુસંગી જીવન અવળાઇ કરી છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલ એવી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૫. વાત-૨૩૩)''પ્રકૃતિનો પતિ તે કૂટસ્થ પુરૂષ કહેવાય ને ગૃહસ્થ પણ કૂટસ્થ પુરૂષ કહેવાય. તેમજ ગૃહસ્થીની પેઠે જ શ્રીકૃષ્ણ પણ કૂટસ્થ પુરૂષ કહેવાય.'' આ વામ વાતમાં પુરૂષ કોણ? તો ''પ્રકૃતિનો પતિ'' એવો અર્થકરીને તે પુરૂષને કૂટસ્થ ઠરાવીને, અને વળી ગૃહસ્થને પણ કૂટસ્થ પુરૂષ ઠરાવીને, શ્રીકૃષ્ણને તેના જેવાજ કૂટસ્થ પુરુષ ઠોવ્યા છે. આ ઉપરથી શ્રીકૃષ્ણને ભગવાન નહિ પણ પ્રકૃતિ પુરૂષથી બહુજ નીચે ગણાતા તુચ્છ માયિક ગૃહસ્થ પુરૂષ જેવાજ ગણાવવાનો આસુરાશય વિશદ થાય છે. શ્રીજીએ તો શ્રીકૃષ્ણને સટીક સિક્ષાપત્રી શ્લો- ૧૦૮ માં તથા લોપા-૭ પંચાળા-૬ માં ''यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेद च प्रथितः पुरूषोत्तमः'' ''मत्तः परतंर नान्यत्किंचिदस्ति'' ''भूमिरापोऽनलो'' ઇત્યાદિ ગીતા વાક્યોને લઇનેક્ષર અક્ષર પુરૂષના અંતરાત્મા આધાર નિયંતા શરીરીપુરૂષોત્તમ અવતારી ઉપાસ્ય ઇષ્ટદેવ ભગવાનપણે કહ્યા છે. તેમને શ્રીજીના વચનદ્રોહી વિમુખો ઉપર મુજબ અતિ વિરુદ્ધ પણે જલ્પે છે આથી તો જાણે કોઇ શ્રીજીના તથા મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણના અક્ષરે અક્ષરના વિતંડાવાદથી કે

જલ્પવાદથી કે અર્થાંતરવાદથી ખંડન કરનાર કે અવળા અર્થ કરનારા સામાવાડીયા પૂર્વ શત્રુઓ ઘોર જાતિ ધંધા માટે પુનર્ભવ્યા હોય એમ જણાય છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલ એવી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૫ વાત-૩૦૪) ''ને બધાય ભગવાન કહેવાય છે તેણે પણ સ્ત્રી સારૂં વલખામાર્યા છે.'' આ વાત પણ શ્રીજીએ ઉપાસ્ય ઇષ્ટદેવ પણે માનેલા શ્રીકૃષ્ણ તથા શ્રીરામચંદ્ર આદિકનાં દિવ્ય કલ્યાણકારી નિત્ય નિર્દોષ ચરિત્રોમાં શિશુપાળની પેઠે કલ્યાણકારી નિત્યનિર્દોષ ચરિત્રોમાં શિશુપાળની પેઠે દ્વેષ ભાવથી સ્ત્રી વસ્યાદિ દોષ આરોપીને અને તેને ઉતારી પાડવાની અતિ આસુરી છે. ભગવાનના શુભ અશુભ સમસ્ત ચરિત્રોમાં પદેપદે દોષારોપણ કરવનારી વિમુખ વાતો ક્યાં? અણુ પણ મળતુ નથી. શ્રીજીતો ગ.મ. ૧૦ ''અને સીતા હરણ થયુ ત્યારે રઘુનાથજી રોતા રોતા ઘેલા જેવા થઇ ગયા તથા કૃષ્ણાવતારમાં કાળયવનની આગળ હાર્યા ઇત્યાદિક જે ભગવાનનાં ચરિત્ર તે પ્રાકૃત જેવા જણાય છે.... પણ જ્યારે ભગવાન પ્રાકૃત ચરિત્ર કરેને તેને વિષે પણ જેને દિવ્યપણું જણાય ત્યારે તે પરમેશ્વરનો ભક્ત સાચો અને જેમ ગોપીઓ ભગવાનના ભક્ત હતાં તો કોઇ રીતે ભગવાનનો અવગુણ લીધોજ નહિ અને રાજા પરીક્ષિતે તો ગોપીઓની વાત સાંભળી એટલામાંજ અવગુણ લીધો. પછી શુકજીએ ભગવાનનું સમર્થ પણુ દેખાડીને અવગુણને ખોટો કરી નાખ્યો. માટે જે જે ભગવાન ચરિત્ર કરે તે સર્વેને ગોપીઓની પેઠે દિવ્ય જાણે પણ કોઇ રીતે પ્રાકૃત જાણીને અભાવતો આવેજ નહિ એવી જે ભક્તિ તે તો મહાદુર્લભ છે.'' આ રીતે કહે છે. રામ કૃષ્ણાદિ રાજારૂપ પૂર્ણકામ આત્મારામ અવતારોએ સ્ત્રીઓ સારૂ વલખા માર્યા નથી પણ પોતાના અસાધારણ અનવધિ ગુણૈશ્વર્યથી મેળવી છે. તે પણ જેવી તેવી સાધારણ નહિ પણ ''राघवत्वेऽभवत्सीता रुक्मिणी कृष्ण जन्मनि'' આમાં કહ્યા પ્રમાણે જગજ્જનની

લક્ષ્મીજી અને તેમના અંશભૂત શ્રીજી અનન્ય દુર્લભ હતી. સ્ત્રીધનાદિ માટે વલખા મારનારા વિમુખો તો ઘેર ઘેર રઝળતા ઘણા જોવા સાંભળવામાં આવે છે. વિમુખ સ્ત્રી વશ્યોને બીજો ધંધો જ શો હોય? ઠેક પરમાત્મા સુધી દોષ જોવા પહોંચી ગયા.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલ એવી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૩ ની વાત -૮૭) ''કથાના પ્રસંગમાં સ્વામીએ વાત કરી જે નારાયણે પોતાના શરીરમાંથી બે કેશ તોડીને આપ્યા, તેમાં એક ધોળો અને બીજો કાળો હતો અને કહ્યુ જે આ બે વાળ જે મારા મુક્ત તે તમારી રક્ષા કરશે. તેમાં એક ધોળો કેશ તે રોહિણીના ગર્ભને વિષે આવીને રહ્યો છે તે બળદેવજી થયા ને કાળો કેશ તે દેવકીજીના ગર્ભને વિષે આવીને કૃષ્ણ થયા તે ઉપર શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કંધના સાતમાં અધ્યાય માં શ્લો. ૨૬ માં જે- ''भूमेः सुरे तरवरुथ विमर्दितायाः क्लेशव्ययाय कलया सित कृष्ण केशः। जातः करिष्यति जनानुपलक्ष्यमार्गः कर्माणि चात्ममहिमोप निबन्धनानि'' હવે આપણા સંપ્રદાયના મુખ્ય ગ્રંથ સત્સંગિ જીવન છે તેમાં શ્રીકૃષ્ણ એજ મહારાજ છે એમ લખ્યું છે તે આધારે આપણે જો શ્રીજી મહારાજ શ્રીકૃષ્ણ છે એમ કહીએ તો વ્યાજીના કહેલા શ્લોક પ્રમાણે શ્રીકૃષ્ણ કોઇ નારાયણનો કાળો મુવાળો છે તો આપણા શ્રીજી મહારાજ પણ કોઇ નારાયણનો કેશ ઠર્યા એમ થયું.'' આમાં ઉધ્ધવ સંપ્રદાય મતે સર્વોપરી ઉપાસ્ય ઇષ્ટદેવ પણે મનાતા શ્રીકૃષ્ણને શ્રીકૃષ્ણ પર ભાગવત શ્લોકોનો વિતંડાવાદથી કે જલ્પવાદથી સંપ્રદાય વિરુધ્ધ ખોટો અર્થાંતર કરીને આ લોકના મુક્ત થકી પણ નીચે ઉતારી પાડવાની શિશુપાળી અવળી ગોઠવણ કરી છે. વ્યાસજીએ જે શ્લોક કહ્યો છે તે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કોઇ નારાયણનો કાળો મુવાળો મુક્ત ઠરાવીને ઉતારી પાડવા નહિ. વ્યાસજીની મહત્તા અને શ્રીકૃષ્ણ વિષયનો ઉચ્ચ અભિપ્રાય અને ભાગવત રચવાનો મુખ્ય ઉદ્દેશ તો ગ.મ. ૬૪, વરતાલ-૧૮, ગ.મ. ૩૯, વગેરેમાં

શ્રીજીએ વારેવારે બહુ ઉત્તમ જણાવ્યો છે. રહસ્ય સમજ્યા વિના શ્લોકનો અવળો અર્થ કરીને આચાર્યવર્ય વ્યાસજીને પણ ઉતારી પાડયા છે આ ઉધ્ધવ સંપ્રદાયનો મૂળ આરંભ ''अन्योऽपि धर्मरक्षायै (ભા.૧૦/૫૦)'' ''कलौखलुभविष्यन्ति (ભાગ. ૧૧/૫)'' ''शुद्धयन्ति तस्मैप्रभाविष्णवे नमः'' ''नोद्धवोऽण्वपिमन्नयूनो'' ઇત્યાદિ વ્યાસકૃત ભાગવત વચનોને લઇને ઉધ્ધવજી અને શ્રીકૃષ્ણથી થાય છે. શ્રીકૃષ્ણે ઉધ્ધવજીને સ્વસ્વરૂપનું  જ્ઞાન પ્રવર્તાવા રાખેલા તે રામાનંદ સ્વામી રૂપે અવતર્યા હોવાથી સંપ્રદાયનું ''ઉધ્ધવ સંપ્રદાય'' એવું સાર્થક નામ રખાયું. આવો જ સંપ્રદાયનો શાસ્ત્રીય આખો ઉપોદ્ઘાત શ્રીજીએ ચડાવ્યો છે- ઘડયો છે. આ જોતાં શ્રીકૃષ્ણ છે તેજ શ્રીજી છે એમ કહેવું બરાબર છે. આવી અભેદની વાત મુખ્ય ગ્રંથ સત્સંગિ જીવનમાં લખી છે એવું સ્વયં બંડમતાનુંયાયિઓ પણ કબૂલ કરી તેમાં ખોટો મોટો દોષ દૂષિત બુધ્ધિથી આરોપી પોતે વિમુખ માર્ગે જાય એ કુસંગિજીવન કામ છે. શ્રીજીએ જેને મુખ્ય માન્ય ગ્રંથ કહ્યો હોય તેને અને તેમાં જે કહ્યુ હોય તે માનવું જોઇએ શ્રીજીએ તો ''कृष्णस्तु भगवान् स्वयम्'' ઇત્યાદિવચનનોને લઇને શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વોપરી અવતારી ઉપાસ્ય ઇષ્ટદેવ પણે ઉદ્‌ઘોષિને વર્ણવ્યા છે. એવા શ્રીકૃષ્ણને અત્યંત નીચે ઉતારી પાડવા પોતાને ફાવતું બધુ અવળું ગોઠવીને છેવટે ભાગવત કે જે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા સર્વોપરી પણે સમર્થન કરવા પ્રવર્ત્યુ છે તેના શ્લોકનું દૃષ્ટાંત આપીને ખોટો અડાવ્યો છે. ભાગવત ઉપર ઘણી ટીકાઓ છે તેમાં કોઇએ વિમુખ અર્થ કર્યોનથી. એટલું જ નહિ પણ ખોટા બંડ અર્થનું ખંડન શંકા સમાધાન સાથે કરીને સારો ઘટિત અર્થ તે તે આચાર્યો તથા સંતો મહાત્માઓએ કરેલો છે. બીજા સંપ્રદાયની ભાગવતની ટીકા બાજુએ રહી, ઉધ્ધવ સંપ્રદાયની સદ્. ગોપાળાનંદ મુનિકૃત ટીકામાં ''सितकृष्णकेश'' આ પદની ''सितो बलदेवः, कृष्णोऽर्जुनश्च तौ द्वौ केशौ तदैश्चर्य लेश प्राप्त्याकेश भूतो यस्य सः। अथवा

सितो हरश्च, कृष्णो लोकपाल विष्णुश्चको ब्रह्मा व तेषां नियामक:'' સિત એટલે બળદેવજી, કૃષ્ણ એટલે અર્જુન તે બે જણા, શ્રીકૃષ્ણ અથવા સિત એટલે હર(શીવ) કૃષ્ણ એટલે લોકપાલ વિષ્ણુ, ક એટલે બ્રહ્મા ત્રણના ઇશ નિયામક એવા શ્રીકૃષ્ણ છે.'' આવો સહર્થ કરીને છેવટે ''सितकृष्ण केश'' इत्यास्यकृतो योऽर्थ स्ततोऽर्थान्तरे क्रियमाणेसति ''अन्येचांश: कला: पुंस: कृष्णस्तु भगवान् स्वयं'' मिति वचनेन सह विरोधापत्ते रस्यार्थस्यैवसामाञ्जस्यमस्ति'' (અર્થાત્- ''सितकृष्णकेश'' આ પદનો જે અહીં અર્થ કર્યો તે થકી બીજો અવળો બંડીયો અર્થ કરવામાં આવે તો ''कृष्णस्तु भगवान्'' આ શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન કહેનારા વચનોની સાથે વિરોધ આવે, માટે અમે જે અર્થ કર્યો એજ સમીચીન છે.) આ રીતે ગોપાળાનંદ સ્વામીએ અવળા અર્થનું સકારણ ખંડન કરીને સવળો અર્થ કર્યો છે. ભગવત્પ્રસાદાચાર્ય વિરચિત ભક્ત રંજની ટીકામાં ''सितकृष्णकेश:'' આપદનું ''कलयाचातुर्येण–सिता– निबद्धा: कृष्णा:– श्यामा: केशा: – शिरोरुहायेन स:'' (અર્થાત્- ચાતુર્ય રૂપ કળાથી સિત-બાદ્યા છે કૃષ્ણ- કાળા કેશ- મસ્તક કેશ જેમણે એવા શ્રીકૃષ્ણ છે.) આવો કશી પંચાત ન આવે એવો પ્રકારાંતરે અર્થ કર્યો છે બીજો પણ એક પ્રકારાંતરે અર્થ કર્યો છે છેવટે (શંકા) ''જો આવો જ અર્થ હોય તો વિષ્ણુપુરાણ તથા બીજા મહાભારતમાં જે ધોળો કાળો કેશ પ્રગટ થયો એમ કહ્યુ છે. તે કેવી રીતે ઘટે? એવી આશંકા કરીને (સમાધાન) તેમાં તેમ કહ્યુ છે તેતો કેવળ કેશમાત્રના પ્રાદુર્ભાવના અભિપ્રાયથી પરંતુ ''પૃથ્વીનો ભાર ઉતારવા રૂપ કાર્ય છે તે શા હિસાબમાં છે? અત્યલ્પ હોવાથી મારા કેશ પણ કરવા સમર્થ છે.'' એમ ઐશ્વર્ય જણાવવાને માટે તથા રામકેશવના શરીરવર્ણની સ્તુતિ માટે કેશનું ઉદાહરણ છે. એમ જણાયછે. જો આવો અર્થ ન કરીએ તો તેજ વિષ્ણુપુરાણમાં અને મહાભારતમાં પરસ્પર વિરોધ આવે, કેમ કે બીજા ગીતા વિષ્ણુસહસ્ર વિગેરે સ્થળે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પુરૂષોત્તમ સ્વયં

ભગવાનપણે નિરૂપણ કર્યા છે. અને વળી ''कृष्णस्तु भगवान् स्वयं'' આ ભાગવત વચન સાથે પણ વિરોધ આવે માટે જે પ્રથમ અર્થ કર્યો છે એજ સમીચીન છે એમ ટીકામાં ભગવત્પ્રસાદાચાર્યે સંસ્કૃત વાક્યોથી સમાધાન  કર્યુ છે. રામાનુજ સંપ્રયાદની વીર રાઘવી ટીકામાં તથા વલ્લભ સંપ્રદાયની સુબોધિની ટીકામાં તથા શ્રીધરની ચક્રવર્તી વિગેરે ટીકાઓમાં બંડીયાઅર્થાતરનું ખંડન કરીને આવોજ સમીચીન અર્થ કર્યો છે. એકજ ગ્રંથમાં કોઇ વાક્યમાં અપકર્ષ જેવું જણાતું હોય ત્યાં કેવું અને કેમ સમજવું તેની રીતિ પણ શિક્ષાપત્રી શ્લો ૧૦૧-૧૦૨ માં કહી છે  કે ઉત્કર્ષને કહેનારૂ વચન પ્રધાન માનવું. એનો પ્રકાર શ્રીકૃષ્ણ માટે જ ટીકામાં ભાગવત વચનોને સરખાવીને સરસ વર્ણવ્યો છે. આ બધો સદર્થ જોતા ઢુંડીયાએ જે અર્થ કર્યો છે તે શ્રીજી માન્ય શાસ્ત્રથી વિરુધ્ધ હોઇને શ્રીકૃષ્ણને દ્વેષ અસૂયાથી ઉતારી પાડવાના આસુર ઇરાદાવાળો અત્યંત અવળો છે. સંપ્રદાયમાં શ્રીજીએજ પોતે અને શ્રીકૃષ્ણ એક જ સ્વરૂપ છે એમ નક્કી કરેલું હોવાથી જો શ્રીજીની પારમેશ્વરી અવતારી મહત્તા જાળવવી હોય તો શ્રીકૃષ્ણની પહેલી જાળવવી પડે. શ્રીજીએ એમજ કર્યુ છે. શ્રીકૃષ્ણને કાળો મુવાળો ઠરાવે તો શ્રીજી પણ એમ જ ઠરે એ વાત ખરી ન્યાય ભરેલી છે. માટે શ્રીજીએ જે વચનામૃત ગ્રંથોમાં શાસ્ત્રાધારે સુંદર વ્યવસ્થા કરી છે એમજ માનવા વળગવામાં સાર છે. વિમુખ માર્ગમાં ખોટા અર્થો કરવાનો આ એક પ્રબળ પુરાવો છે આવી સર્વશાસ્ત્ર વિરોધી વામવાત ગુ. સ્વામી કરે નહિ. કેમ કે તે તો બાલ્યવયથી વલ્લભ સંપ્રદાયની કંઠી બાંધીને ગુણાતીત ગોલોક ના અધિપતિ રાધાપતિ શ્રીકૃષ્ણના પરમ ભક્ત થયા હતા. એમ ''પ્ર.પ વાત-૨૦'' માં કહ્યુ છે માટે આતો કોઇ કૃષ્ણ દ્વેષી શ્રીજી દ્વેષી અને ગુ. સ્વામી દ્વેષી નીચ શિશુપાળ જેવા કૃષ્ણવિમુખનું પ્રકૃતિ સિદ્ધ પાપકામ છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલ એવી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૩ વાત ૨૩૯) ''ફકીરે પુછયું જે સાધુરામ કીસકા ભજન કરતે હો! ત્યારે વિરજાનંદ સ્વામીએ કહ્યુ જે કૃષ્ણ કા ભજન કરતા હૈ પછી તે ફકીરે કહ્યું  કે આજ તો કૃષ્ણ કી ટોળીયોને ટોળીઓ ફીરતી હે તુંમ ઇસમે કીસ કૃષ્ણકા ભજન કરતે હો.'' આ કૃષ્ણ દ્રોહી વાતમાં બનાવટ પરચો ફકીરના નામથી ઉટાંગ ઉભો કરી, શ્રીકૃષ્ણની અનંત ટોકડીઓ ફરતી ફરાવીને, તેમને અત્યંત ઉતારી પાડવાની ફીતરી ફકીરાઇ વાપરી છે. મુસલમાન નાસ્તિક ફકીર તો શ્રીકૃષ્ણને ભગવાન તરીકે નહિ માનતો હોવાથી તેમને સાધારણ માણસ સમઝીને ગમે તેવો વિમુખ પ્રલાપ કરે પણ તેનો અનુવાદ કરીને હિંદુ વૈષ્ણવ આસ્તિક પણ તેના જેવા પ્રલાપ કરે તો તો અત્યંત અનુચિત અધમ આસુરી કહેવાય. સાધુરામ વિરજાનંદ સ્વામી કે જે શ્રીજીના જ દીક્ષિત હતા તેમણે કૃષ્ણનું ભજન કરવાનું કહ્યુ તે શ્રીજી વચન પ્રમાણે બરોબર શાસ્ત્રીય સત્ય હતું તેને પણ વિમુખ ભાવથી અસત્ય ઠરાવા બીજો કોઇ સારો હિંદુ હાથ ન આવતાં વિજાતી નાસ્તિક ફકીર શોધી કાઢયો. એવા કૃષ્ણ વિમુખ ફકીરો તો દુનીયામાં ઘણા ફરતા ફરે છે તેનું પ્રમાણ તો કૃષ્ણ દ્વેષી નીચ વિજાતિ હોય તેજ લઇ શકે પણ દૈવી ઉધ્ધવ સંપ્રદાયી લઇ શકે નહિ. ભગવાન શ્રીહરિ જે શ્રીકૃષ્ણને અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ સર્વોપરી અવતારી ઉપાશ્ય ઇષ્ટદેવ પણે કહેવાપૂર્વક પોતાને તેમના દ્વિતીયા અવતાર અભિન્ન તરીકે ઓળખાય છે. તેમને આવી રીતે નાસ્તિક વિમુખ અસુરો સીવાય બીજો કોણ ઉતારી પાડવાનો ખોટો પરચો ઉભો કરે? જ્યાં વિજાતિ નીચ ખોજી જ વાત ગોઠવનારા હોય ત્યાં  ફકરીજ હાથમાં આવે એ સહજ છે અને હિંદૂ માન્ય પૂજ્ય શ્રીકૃષ્ણની આવી ગર્હા કરે એ પણ સહજ છે. જે તે પ્રકારે કૃષ્ણને નિંદવા એટલો જ વિમુખ મુદ્દો છે.

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૩/વાત-૫૫ ''મહારાજ અને આ સાધુ કોઇ દિવસ આવ્યા નથી અને આજ આવ્યા તે બધો નવો ઉઠાવ છે અને અક્ષરની આ તરફનાને આ જ્ઞાન પચતુ નથી. અવતારો એ ભેળું ને ભેળું રાખ્યું, તે માયાપરના કોઇ ના હતા.'' આ નવા ઉછાવની વાતમાં રાજા રૂપ રામકૃષ્ણ આદિ અવતારોનાં નિત્ય નિર્દોષ કલ્યાણ કારી દિવ્ય ગુણ ચરિત્રોમાં દ્વેષી શિશુપાળ વત દોષોરોપણ કરીને તેમને માયાની અંદરના જ કોઇ જીવાદિક જેવા પ્રાકૃત ઠરાવીને અત્યંત નીચે ઉતારી પાડવાની આસુરી માયા ઉઘાડી વાપરી છે. મહારાજને જો અનાદિ જગત્કર્તા ભગવાન પુરૂષોત્તમ અવતારી શાસ્ત્ર પ્રતિપાદ્ય માનવા હોય ત્યારે તો ''કોઇ દિવસ આવ્યા નથી.'' એમ લખી શકાય જ નહિ તેમજ ''બધો નવો ઉઠાવ છે.'' એમ પણ લખી શકાય નહિ કેમકે ભગવાનના તો અનંત અવતારો થઇ ગયા છે. ''अवतारा असङ्ख्येया'' (ભા. સ્કં. ૧) અને તેઓ નવો ઉઠાવ નહિ પણ શાસ્ત્રાનું સારી અનાદિનો જ હિતમાર્ગ ચલાવી ગયા છે. જો ''કોઇ દિવસ આવ્યા નથી અને આ નવો જ બધો ઉઠાવ છે.'' એવો દુરાગ્રહ કરીએ તો શ્રીજી પણ એક બનાવટી ખૂણીંયા નવા જ પરમેશ્વર ઠરે અને એમણે ચલાવેલો માર્ગ અવૈદિક કલ્પિત પાખંડિ જ ઠરે. એમ થતાં બહુ અમાન્ય અગ્રાહ્ય અવળુ થઇ જાય. ઉધ્ધવ સંપ્રદાયનો શ્રીજી માન્ય ઉપોદ્ ઘાતતો ''શ્રીકૃષ્ણે સ્વસ્વરૂપના જ્ઞાન પ્રચાર માટે પ્રથમ ઉધ્ધવજીને રામાનંદ રૂપે અવતારીને પછી પોતે ભગવાન શ્રીહરિ રૂપે અવતર્યા અને એમણે મળીને ઉધ્ધવ સંપ્રદાયની પ્રવૃત્તિ કરી'' એવો હોવાથી ''કોઇ દિવસ આવ્યા નથી અને આતો નવોજ ઉઠાવ છે.'' એવું જાલ્મજલ્પત એમના સાચા અનુયાયીથી સ્વપ્ને પણ થઇ શકે નહિ. શ્રીજી જે સાધુરૂપ રાજા રૂપ અવતારોને અક્ષરધામી પરમાત્માના સાક્ષાત્ અભિન્ન દિવ્ય રૂપાંતરો ભજનીય કહેવા પૂર્વક જેમને લોયા-૧૩ વડતાલ-૫

વિગેરેમાં ''दैवी ह्यैषा.... माया मेतां तरन्ति ते'' ઇત્યાદિ ગીતાવચનો લખીને માયાતીત અક્ષરાતીત માયા નિયંતા માયાનિવારક અક્ષરપ્રાપક કહે છે અને જેમના ગુણ ચરિત્રોને નિત્ય નિર્દોષ કલ્યાણકારી ધ્યેય કહે છે તે ધ્યેય મોક્ષપ્રદ અવતારોને એમના વચનદ્રોહી મહાવિમુખો ''અવતારોએ ભેળેને ભેળું રાખ્યું. તે માયા પરના કોઇ ન હતા.'' એમ જલ્પે છે. તે તેમની માયાબુધ્ધિ વિમુખ જાતને મળતુ શોભતું જ છે. વળી આમાં ''માયા પરના કોઇ ન હતા'' એમ કોઇને પણ બાદ નહિ કરતાં તમામ અવતારો માટે સરખુ જ જડજલ્પન કર્યુ છે. જ્યારે અવતાર સામાન્ય માટે આવું અત્યંત અવળુંજ જલ્પાય ત્યારે શ્રીજીપણ એક અવતાર રૂપ હોવાથી તુલ્યન્યાયે એમને પણ એવાજ કહેવાનો પ્રસંગ કેમ ન આવે? કલ્યાણકારી કૃપાળુ અવતારો તો સ્વતઃ માયા પર હોવાથી લોક શાસ્ત્રને મળતુ ભળતું બધુ રાખી રખાવી ગયા છે. એમનાથી વિમૂખ થયેલા માયાવેષ્ટિત બંડિયા તો લોકશાસ્ત્રને નહિ મળતું ભળતું કરવા સંપ્રદાયને બહાર વડે છડે ચોક નીકળ્યા છે. એટલે પોતાની પાપ દૃષ્ટિએ ધ્યેય મોક્ષપ્રદ ભગવદ્રપ અવતારોને પણ શિશુપાળવત અવળું કહે એ સહજ છે. આ ઉપરથી વિમુખ મત વ્યક્ત થયો કે અવતારો એ પરમાત્મા નહિ જ પણ એ તો કોઇ માયામાંથી ઉપજનારા અને અંતે માયામાંજ લઇ પામનારા કોઇ જીવાદિ જેવા ક્ષુદ્ર છે. શ્રીજીતો પુરૂષોત્તમમાંથી અવતારો નો અવિર્ભાવ અને પાછો એમાંજ તિરોભાવ (ગ.મ. ૧૩) માં કહે છે. શ્રીજીનો મત અને બંડિયાનો મત બરાબર મેળવીએ તો દિવારાત્રી જેટલું કે દૈવી આસુરી જેટલું કે ચંદ્ર માં રાહુ જેટલું અંતર સિદ્ધ થાય તેમ છે. આવો શ્રીજી વચન વિમુખ પ્રલાપ કરવો તે જ્ઞાન નહિ પણ ઉઘાડું અજ્ઞાનજ ગણાય. આવુ નવા ઉઠાવનું અજ્ઞાન કોઇપણ સાક્ષરોને પચે ન પચે એ સંભવિત જ છે. અવતારોને આવી ખરાબ રીતે ઉતારી પાડવાનો મુખ્ય બંડ હેતુ તો નિરક્ષર માનીતા કલ્પિત અક્ષરને અવતારો કરતાં મોટા ઠરાવવાનો છે, આને માટે

જ બધાં મહાપાપો કરવામાં આવે છે, ભગવત સ્વરૂપ અવતારો ના દ્રોહને અત્યધિક પાપમાં ગણ્યો છે અને તેઓની અધોગતિ થાય છે એમ પણ કહ્યું છે. ''મુક્ત કહે મનુજાદ જ્યું, નિંદતહરિ અવતાર । સોપાપિષ્ઠ શિરોમણી, મૂઢ સહન જમનારા ॥ '' મુક્ત કહે નિજ માતસમ હરિજનકું ખલ હોત । માતામલ કરસે ધુવે, ખલ મુખસે મલ ધોત ॥ મુક્ત કહે નિંદકસબ, ધોબી સમ સાક્ષાત્ । હરિજન કે મલ ધોયકે, આપ નરકમેં જાત ॥'' (મુક્તાનંદકાવ્ય/ વિવેકચિંતામણી/ ૪૯/૪-૬)

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૩/ વાત-૧૧૯) ''અને બીજા દેવ દેવલાં કહે તો અનંત પ્રધાન પુરૂષને અનંત અવતારો સ્વામિનારાયણનું આપ્યું કણેથું ખાય છે. એને કોઇને મોક્ષ કરવાની ગતિ નથી.'' ઉપરની વાતમાં રામકૃષ્ણાદિ અવતારોને માયાની અંદરના કોઇ ક્ષુદ્ર ગણીને ''મોક્ષ કરવાની ગતિ નથી.'' એમ અતિ અવળું જલ્પીને અત્યંત નીચે ઉતારી પાડવાની નીચ નીચતા નિરતિશય જણાવી. શ્રીજી તો પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમના જ સાક્ષાત્ અવતાર હોવાનું કહેવા પૂર્વક તેમનાથી અભિન્ન સર્વ ગુણ ઐશ્વર્ય પરિપૂર્ણ દેવ દેવ પ્રકૃતિપર મોક્ષ મૂર્તિ પણે કહીને જેમના ઉપાસન ની પ્રાપ્તિ રૂપ મોક્ષ મળવાનો લોયા-૧૮, મધ્ય-૩૧ વિગેરે વચનામૃતમાં તથા સ.પ્ર. ૩/૪૧/૫૭ વગેરેમાં કહે છે અને જેમનું આગમન પ્રયોજન આશ્રિતોનો મોક્ષ કરવો એજ ખાસ કહે છે, એવા મોક્ષમૂર્તિ મોક્ષાર્થ સઘળી પ્રવૃત્તિ વાળા મોક્ષદાતા ધ્યેય અવતારોને ''આપેલું કણેથું ખાય'' ''કોઇને મોક્ષ કરવાની ગતિ નથી.'' ''દેવ દેવલાં જેવા છે.'' એમ દિવા રાત્રિ જેટલું અતિશયઅવળું શ્રીજીના સમાવાડીયા વિમુખ સિવાય આસ્તિક જનતાથી સ્વપ્ન પણ કહી શકાય નહિ. અવતાર શત્રુ વિમુખ હોય ને ગમે તે વિમુખ ભાવતી બોલે કેલખે તે તેમની જાત ભાતને બહુ બંધ બેસતું છે. વિમુખ બંડીયા ઢુંઢીયાનો અર્થ જ લખે. જે અવતારોનું પ્રયોજન જ ઉપાસકોનો મોક્ષ કરવો

એ જ છે એ અવતારોને જ્યારે મોક્ષ કરવાની ગતિ નથી ત્યારે હવે મોક્ષની આશા કોઇ આસ્તિકને રાખવાની રહિ નહિ અને એનેમાટે સાધન પ્રયાસ પણ કરવાનો રહ્યો નહિ અને ભગવાનને અવતાર ધરવાની કડાકુટવાળી જરૂર પણ રહી નહિ. મોક્ષ, મોક્ષ સાધન, મોક્ષદાતા વિગેરે બધી બાબતમાં મીંડું મુકી દીધું. વળી વાતમાં કોઇપણ અવતારને બાધ નહિ કરતાં સર્વને એક સરખામણીમાંજ ગણવા માટે ''એને કોઇ મોક્ષ કરાવવાની ગતિ નથી'' આમ સર્વ સમાન્ય પણે કહે છે. ભગવાન શ્રીહરિને સંપ્રદાયના સર્વ શાસ્ત્રો શ્રીકૃષ્ણના બીજા અવતાર રૂપે સ્પષ્ટ કહેતા હોવાથી તે પણ અવતાર વર્ગમાં આવી જાય છે. જ્યારે શ્રીકષ્ણાદિકની આવી અપગતિ થાય ત્યારે તેમની પણ તુલ્યન્યાય એવી અપગિત કોઇ કહે તો કયા પ્રમાણથી ના કહી શકાય? એજ વિચારવાનું છે. માટે અવતારોએ શું તત્વ છે? એ જો શ્રીજીના શાસ્ત્રીય સિદ્ધાંત પ્રમાણે સમજે તો આવી લવરી કરવાનું વિમુખોએ આસુર બળથી લુંટી લીધી હોય કે ઇજારે રાખી લીધી હોય એવીજ બધી સન્નિપાતી લવરી જણાય છે. પરમાત્મા જ્યારે અવતારે છે ત્યારે તેમના દ્રોહી અસુરો પણ અવતરે છે એ વાત શાસ્ત્ર સિધ્ધ હોવાથી અત્યારે પણ એમજ થયું જણાય છે.

ઉધ્ધિવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૨ ની પ્ર. ૨ વાત-૨૯૩) ''બસે છોકરાને અને બ્રહ્મ વિદ્યા ભણાવી છે તે હું કલ્યાણ કરીશ એવું તો એકુ કો કરશે, ત્યારે અવતાર થી તો એ સરસ થયા, પણ જીવને એનો મોહ તે શું કરીએ? માટે આપણને તો આ ભગવાન મળ્યા છે તેમ અક્ષરધામમાં લઇ જશે ને બીજાને તો ''श्रीकृष्णाय नमो नमः'' એની આગળ કોઇ ચાલી શકે નહિ પણ મહારાજે તો શિખવ્યું હતું જે 'કોટી કૃષ્ણ ત્યાં જોડે હાથ' આ વિમુખ રાજ વાતમાં સચ્છાસ્ત્ર માન્ય જગન્માન્ય શ્રીજીમાન્ય કલ્યાણમૂર્તિ અવતારોને પ્રથમ બ્રહ્મવિદ્યાધીશ ગુ. સ્વામી અને પછીથી તેમણે ભણાવેલા તુચ્છ

છોકરાંથી પણ અતિનિષ્ઠ કલ્યાણ કરવામાં કહીને ''કોટી કૃષ્ણ જોડે ત્યાં હાથ'' એમ નાસ્તિક કબીર પદને આગળ ધરીને શ્રીકૃષ્ણને નામ નિર્દેશ સાથે દ્વેષથી અતિકનિષ્ઠ અનુપાસ્ય તુચ્છ કહીને, છેવટે જ્યાં ''मह्यं नमोऽस्तु कवये निरपत्रपाय'' એમાં કહ્યા પ્રમાણે કોઇ કારણે પોતે પોતાને અતિધિક્કાર કે અતિ અનાદર કહેવો હોય તેમજ બીજા કોઇનો બહુ ધિક્કાર કે અત્યંત અનાદર કરવો હોય ત્યાં ''મને નિર્લજ્જને દૂરથી નમસ્કાર છે કે તેને બહુ દૂરથી નમસ્કાર છે.'' એમ ''नमः'' શબ્દથી જણાતા પૂજાર્થને છેકો ક્તિથી નિંદા*પણે લેવામાં જેમ આવે છે તેમ આમાં શ્રીકૃષ્ણનો અનવધિધિક્કાર અને અનાદર જણાવવા બીજાને તો ''कृष्णाय नमो नमः'' એમ દ્વેષભાવથી જોડી કાઢયું છે અથવા જેમ જે વસ્તુ જેણે કૃષ્ણાર્પણ કર્યુ હોય તેનો લેશથી પણ કોઇપણ જાતનો તેને સંબન્ધ રહેતો નથી તેમ રામકૃષ્ણાદિક સાથે કશો સંબન્ધ જ રાખવ નહિ એવો પણ દુરાશય સમજાય છે. વળી જેમ જુઠા માયિક જગતમાં સાચાપણાનો સર્વને મોહ થઇ ગયો છે તે ટાળવાનો છે તેમ જગતને અવતારો છે જે ખરી રીતે પરમેશ્વર કલ્યાણ કર્તા નથી અને અક્ષર ધામ લઇ જનાર નથી તેમાં પરમેશ્વરપણાનો ને કલ્યાણકર્તા પણાનો ખોટો મોહ થઇ ગયો છે તે પણ ટાંળી નાંખવો જોઇએ એવો પણ આસુરાશય સૂચવ્યો છે. અવતારો કલ્યાણ નહિ કરી શકશે, છોકરાં કરી શકશે, એવો પણ અધમારામ તરી આવે છે. ''કોટી કૃષ્ણ ત્યાં જોડે હાથ'' આવું મહારાજે શિખવ્યું હતુ એમ મહારાજને માથે અપવાદ અપાય છે તે અત્યંતઅયુક્ત હોઇને અધમ અતિપાપાવહ છે. મહારાજે તો શ્રીકૃષ્ણને અક્ષરાધિપતિ પરંબ્રહ્મ સર્વાવતારકારણ સર્વોપરી ઉપાસ્ય ઇષ્ટદેવ કલ્યાણ મૂર્તિ કહેવાની સાથે તેમનું પોતે ધ્યાન પૂજન નમન કરવાપૂર્વક બીજાઓને તેમ માનવા કરવાનું શિખવેલું ''श्री कृष्णाय नमस्तस्मै (સ.પ્ર.૧/૧/૧)'' તથા ''श्रीकृष्णंहृदि चिन्तये'' (શિક્ષાપત્રી શ્લો-૧)'' ઇત્યાદિ ગ્રંથોમાં સુપ્રસિધ્ધ છે. જ્યારે શ્રીજીના મૂળ

પર્વરૂપ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને આવી રીતે ઉતારી પાડવામાં આવે ત્યારે તેમના અવતાર ભૂત શ્રીજીની પણ તુલ્યન્યાયે એવી અવદશા કેમ ન થાય? એમ વિચારવાનું છે. ''પ્ર.૫ ની પ્ર. ૩ વાત-૧૨૫'' માં તો દાઢી મુછ નહિ ઉગેલાં છોકરામાં સ્ત્રીનો ભાવ ઠરાવીને તેની સામુદૃષ્ટિમાંડીને જોવાનો તેમજ તેમાં હેત કરવાનો સ્વયં નિષેધ કરે છે. તે ગુ. સ્વામી એ બસે છોકરાંને બ્રહ્મ વિદ્યાશીરીતે ભણાવી હશે તે કાંઇ સત્ય સમજણમાં આવતુ નથી. ક્યાં બસે છોકરા? અને શી બ્રહ્મવિદ્યા ભણાવી હશે? અને એકુકે કેનું કલ્યાણ કર્યુ હશે? તે તો તે ભણનારા છોકરાં અને ભણાવનારા સ્વામીએ બે ખાનગી જાણે બીજો કોઇ વૃધ્ધ સારો સાક્ષી નથી. આવી વામ વાતો ઉપરથી તો શ્રીજી માન્ય બ્રહ્મવિદ્યા નહિ પણ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની નિંદામાં કે ખંડનમાં પર્યવસાન પામનારી કોઇ અવળી અવિદ્યા આસુરી ભણાવી હોય એમ જણાય છે. કેમકે પાછળ એવું જ અવળું પ્રત્યક્ષ જોવા અનુભવવામાં આવે છે. આવી છોકરાની તુચ્છ રમત ગમત જેવી છોકરીયા વાત છોકરાથી બહુ છેટે રહેવા ઇચ્છતાને એવા ઉપદેશ કરતા કૃષ્ણ ભક્ત ગુ.સ્વામી કદાપિ કરે નહિ એ સાબીત છે. આ તો બીજા કોઇએ શ્રીકૃષ્ણથી છોકરાને અધિક કહી તેમને ઠુંગરાવી છેતરીને તેમના થકી તુચ્છ પાપ સ્વાર્થ સાધવાના દુરાશયથી જુદી જોડી કાઢી જણાય છે. ભગવાન શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આ વાત અધમાધમ અતિ પાપી અતિસાહસી આસુરી છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૫ વાત-૪૧૯) ''કોના રાધા અને કોના ગોપીનાથ.... તેની આપણે ઓળખાણ નથી ને મહારાજની આજ્ઞા છે તે થાળ ધરવાને પ્રસાદી જમવી બાકી રોટલા ખાવા પણ સમજવાનું તો આટલું જ છે જે લઘુ સંખ્યા જેવાને પુરૂષોત્તમ ઠેરાવે છે.'' આ વાતમાં કોણ રાધારમણ અને કોણ ગોપીનાથ છે એની ઓળખાણતો શ્રીજીએ સ્થાપન વખતે જ અક્ષરધામી પુરૂષોત્તમ પણે આપીને મધ્ય

મંદિરે પ્રતિમા રૂપે પધરાવીને પણ નિઃસંશય કરી આપી છે. વધારામાં એજ રાધારમણ શ્રીકૃષ્ણ ભગવાન ફરીથી બીજા શ્રીજી રૂપથી અવતર્યા છે એવું પણ ઓળખાણ ગ્રંથો દ્વારા આપ્યુ છે. એવા પણ જુનાગઢવાળા રાધારમણને ગઢડાવાળા ગોપીનાથના ઓળખાણની ચોખેચોખી ના જ કહીને, એમને થાળ ધરવાનું ને પ્રસાદી જમવાનું તો શ્રીજીની આજ્ઞા હોવાથી કરવું પડે છે, નહિ તો તેજ કરીએ, એના કરતાં રોટલા ખાવા સારા છે, એમ જાણે વટલાઇ જતા હોય કે અભડાઇ જતા હોય એમ ઓળખાણનો અત્યંત નિષેધ કરીને છેવટે શ્રીકૃષ્ણ તો લઘુ સંખ્યા (મુતર) જેવા અતિ તુચ્છ છે તેને અજ્ઞ લોકો ખોટી રીતે પુરૂષોત્તમ ઠરાવી બેઠા છે, એટલું જ સમઝવાનું કહે છે. શ્રીજી જેને સ્વમુખે પ્રમાણ આપીને પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ ઉપાસ્ય ઇષ્ટદેવ પણે પ્રતિપાદન કરે છે અને ધ્યાન ધરવાનું કહે છે, તે શ્રીકૃષ્ણને લઘુ સંખ્યા જેવા અતિનીચે ઠરાવીને પુરૂષોત્તમના પદથી અત્યંત નીચે ઉતારી પાડવાનો કૃષ્ણ દ્વેષી શિશુપાલ જેવો આસુરીભાવ વાપરે છે. શ્રીજીએ રાધારમણ મંદિરના મહાંત બનાવેલા ગુ. સ્વામી, આવી શ્રીજીમત વિરોધી રાધારમણને લઘુશંકા જેવા સમઝવાની વાત કરેજ નહિ. રાધારમણ પણ બહુ પુણ્યશાળી પ્રતાપી જણાય છે, જેથી આવા સ્વવિમુખ બંડ સમાજમાં પણ પોતાની પ્રતિમાં રૂપથી સ્થિતિ રાખી રહ્યા છે લઘુ શંકા જેવાં લઘું હોય તે લઘુ શંકા જેવાને સર્વોપરી ઠરાવા પુરૂષોત્તમને ઉતારી પાડવાનું લઘુ શંકા જેવું કામ કરે છે એ પ્રકૃતિ સિધ્ધ છે. નિંદાનોને ટીકાનો પણ માપ હોય છે. ક્યાં સમલંકૃત સંસ્કૃતવાણી? અને ક્યા વિમુખ વૈખરી લઘુશંકા જેવી વાણી? લઘુ શંકામાં લુબ્ધ લઘુ લોકોને બીજું શું સારૂ સુઝે?

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૫ વાત-૨૧૫) ''ને પોતે જે નરનારાયણનું લખ્યુ છે તે તો જેમ કોઇને અજાણે ગામ જવું હોય ને ભોંમીયો લે તેમ પોતે કોઇવાર આવેલ નહિ ને

એનો ભરતખંડ કહેવાય માટે એને ભોંમીયા લીધા છે.'' આવામાં ઇષ્ટ દેવ શ્રીજીએ ઉધ્ધવ સંપ્રદાયના મૂળ બંધારણ તરીકે જે સર્વ શાસ્ત્રોમાં આખા ઉપોદ્ઘાત ઘડયો છે તેને મૂળમાંથી ઉખાડી ઉથલાવી પાડવાનો પાડખાર વાપર્યો જણાય છે. શ્રીજીએ જે નરનારાયણને કોઇ દેવ કે નૂર તરીકે નહિ પણ પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ અવતાર તરીકે કહેવાપૂર્વક અક્ષરધામી અવતારી પણે પ્રતિપાદન કરીને, એજ પોતે શ્રીજીરૂપે અવતાર ધરી આવ્યા છે એમ કહીને તેમને પોતાના અભિન્ન મૂળ પૂર્વ રૂપપણે નક્કી કર્યા છે તેમને કોઇ સાધારણ દેવ કે મનુષ્યકોટિમાં ઉતારી પાડીને શ્રીજીને તેથી તદ્દન જુદા પાડવાની પૂર્વ વૈરિતા વાપરી હોય એમ પ્રતીત થાય છે. નરનારાયણના માતા માતાપિતા ધર્મમૂર્તિ હતા તે શાપ થવાથી મનુષ્ય જન્મને પામેલા, એજ ધર્મમૂર્તિ શ્રીહરિના માતા-પિતા થયા છે. માતા પિતાના રક્ષણ માટે પ્રાદુર્ભાવ છે. તો માતા-પિતા એના એજ રહ્યા અને પુત્ર કેમ બદલાઇ જાય? શું માતાપિતાનું રક્ષણ કરવા નરનારાયણ અસમર્થ હતા? જુદા માનવામાં અનેક શંકાઓને સ્થાન મળે છે. સર્વજ્ઞને કશુ અજાણ્યું નહિ હોવાથી ભોંમીયો લેવાની જરૂર હોય નહિ તથાપિ અજાણ્યા હોવાથી ભોંમીયો લીધાનું કલ્પીએ તો તેમની અજ્ઞાતઃ અને મૂળ પૂર્વરૂપ નરનારાયણની તુચ્છ ચાકર જેવી હલકાઇ ઠરાઇ કહેવાય. આ બાબત લીલા સમઝવાની હોય તો બધી જ બાબતો તુલ્ય ન્યાય થી લીલા જ સમજવી જોઇએ. પવિત્ર ભરતખંડમાં કોઇવાર આવેલા નહિ અને ખરા ભરતવાસીએ ભુંડું કહેવાય નહિ એમ કહી એતો અત્યાર સુધીના બધાય રખડી પડયા છે. એવોજ અનર્થ થાય ભરતખંડમાં તો કલ્યાણ માટે પુરૂષોત્તમના અનેક અવતારો થઇ ગયાનું શ્રીજી સ્વગ્રંથમાં વારે વારે કહે છે. આવા દુરાશયવાળા કરતાં તો અવતારોને ન માનનારા નાસ્તિકો સારા ગણાય. જે કોઇ એકને વાતે વાતે અવળો અર્થ કરી નિંદી ને ઉતારી પાડવાનો જ આસુરી ઇજારો રાખ્યો હોય એમ વાતે વાતે દેખાય છે.

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૫. વાત-૨૧૫) ''પુરૂષોત્તમનો કજીયો પણ ઘણા વર્ષો ચાલ્યો છે તે પુરૂષોત્તમ કહેવામાં માણસને કેટલી શંકા, ને બીજા પુરૂષોત્તમના રૂવાડા જેવા પણ ન હોય તેને પુરૂષોત્તમ કહે છે.'' આ વાત શ્રીજી માન્ય સર્વશાસ્ત્રોથી સાવ વિમુખ છે. પુરૂષોત્તમ શ્રીજીએ જેને પુરૂષોત્તમપણે પ્રમાણ કર્યા છે તેનેજ સર્વકોઇ કહે છે. એમાં કોઇને કજીયા અને શંકાઓ હોય જ નહિ. બંડીયા ને કજીયા અને શંકાઓ થતી હોય તો તે તેમના જન્મને જ આભારી છે અને હવેએ કજીયો વિમુખ ભાવને લીધે જન્મો જન્મ લાગુ જ રહેવાનો પુરૂષોત્તમના પરિદ્રોહનો પરિણામ એવોજ હોય પુરૂષોત્તમના રૂંવાડા જેવા પણ શ્રીકૃષ્ણ નથી એમ બીભત્સ ભાષાથી તેમને અતિ નીચે દરજે ઉતારી પાડવાનો આસુરાશય સમઝાય છે. શ્રીજીએ તો શ્રીકૃષ્ણને જ નિરૂપાધિક પુરૂષોત્તમ પણે વારેવારે અશંકોચથી વર્ણવીને, પોતાને તેમનાજ અવતાર તરીકે ઓળખાવીને અત્યંતઅભેદ કહ્યો છે. પોતા માટે પુરૂષોત્તમ શબ્દથી નિરૂક્તિ સાથે પ્રવૃત્તિ કરનારા જ પ્રથમ ગીતાચાર્ય સ્વયં શ્રીકૃષ્ણ છે તેને પુરૂષોત્તમના રૂંવાડા જેવા પણ ન કહેવાય આ કેટલો બધો વિમુખ વિદ્વેષ ઉઘાડો છે. શ્રીજીએ જેજે માન્ય કર્યુ હોય તેને જે તે એક ખોટી રીતે નિંદન ખંડન કરવું એટલોજ વિમુખોનો ઘોર દુશ્મન ધંધો સમજાય છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૫. વાત ૧૮૭) ''બ્રહ્માંડમાં દશ કો રહો છે તેમાં બ્રહ્મ વિષ્ણુ શિવ અનિરૂધ્ધ પ્રદ્યુમ્ન ને સંકર્ષણ એ છ સગુણ ને નરનારાયણ વાસુદેવનારાયણ લક્ષ્મીનારાયણ ને શ્રીકૃષ્ણ નારાયણ એ ચાર નિર્ગુણ, તેમાં વિષ્ણુને શિવ એ ત્રણ, અનિરૂદ્ધ, પ્રદ્યુમ્નને સંકર્ષણ  એ ત્રણની ઉપાસના કરે છે ને અનિરુધ્ધ પ્રદ્યુમ્નને સંકર્ષણ એ ત્રણ, ચાર નિર્ગુણ મૂર્તિઓની ઉપાસના કરે છે, ને એ ચાર પુરૂષની

ઉપાસના કરે છે ને પુરૂષ, અક્ષરધામની ઉપાસના કરે છે ને અક્ષર પુરૂષોત્તમની ઉપાસના કરે છે.'' આવાત તો વેદાદિ શાસ્ત્રો અને સંપ્રદાયનાં શાસ્ત્રોને પણ ત્રણ તિલાંજલી આપનારી વિમુખરાજ છે. વાતનું કુમળાવાળું વલણ જોતાં અનિરૂધ્ધ પ્રદ્યુમ્ન અને સંકર્ષણ કે જે ઉપાસકો ના અનુગ્રહાર્થે અને જગત્સૃષ્ટિ આદિક અર્થે પરંબ્રહ્મ પરમાત્માજ સાક્ષાત્ વ્યૂહસ્વરૂપ ઉપાસ્ય છે. તેમને તથા નરનારાયણ લક્ષ્મી નારાયણ વાસુદેવ શ્રીકૃષ્ણ આચાર કે જે પરમાત્માના સાક્ષાત્ દિવ્ય રૂપાંતરો ભજનીય પુરૂષોત્તમ કહેવા પૂર્વક અંદરોઅંદર પણ અભિન્ન સમઝવાનું શીક્ષાપત્રીમાં શ્રીજી કહે કે તેમને પણ પુરૂષ તથા અક્ષરથી અત્યંત નીચે ઉતારી પાડવાની અને પુરૂષ તથા અક્ષર કે જે ઉપાસ્ય અનિરૂધ્ધાદિ તથા શ્રીકૃષ્ણાદિ આગળ અત્યંત અધમ અનુપાસ્ય છે તેમને તેમનાથી પણ ઉંચા ઉપાસ્ય નંબરે ચઢાવવાની ઉલટ ઉટાંગ વિમુખી અતિ અવળાઇ કરી જણાય છે. એટલે ઉપાસક શ્રીકૃષ્ણને તથા નરનારાયણ આદિકને પુરૂષ અક્ષરના ઉપાસક ઠરાવ્યા અને અનુપાસ્ય પુરૂષ અક્ષરને શ્રીકૃષ્ણાદિકે ઉપાસ્ય ઠરાવ્યા સૂર્યને પતંગીયા અને પતંગીયાને સૂર્ય કે બાદશાહને ચાકર અને ચાકરને બાદશાહ કે તેજને અંધકાર અને અંધકારને તેજ ઠરાવ્યા જેવી અતિ અવળી થઇ. વાતનો પાપાશય તો એટલો જ કે અનિરૂધ્ધાદિ ત્રણ અને શ્રીકૃષ્ણાદિ ચારને અક્ષરથી નીચેના પુરૂષ થકી પણ નીચે ઉતારી પાડીને, તેમનાથી પુરૂષ અક્ષરને મોટો ઉપરી ઠરાવવાનો અને તેમ કરીને શ્રીકૃષ્ણાદિકને પુરૂષોત્તમનો કશો  સંબન્ધ જ નથી, શ્રીકૃષ્ણાદિક તો એક પુરૂષથી નીચેના વર્ગના કોઇ જીવાદિ જેવાજ તુચ્છ છે એમ ઠરાવવાનો ચોક્કસ થાય છે. એવી અધમ અવળી પાપી ગોઠવણીનું કારણ તો શ્રીકૃષ્ણાદિ સર્વ થકી નિરક્ષર અક્ષરને બહું ઉંચે ચઢાવી દેવાનું સમઝાય છે. શ્રીજી માન્ય શાસ્ત્રો વાંચો અને વિમુખ વાતો વાંચો અને પછી નિષ્પક્ષપાત પણે અનાગ્રહથી વિચાર કરો તો સુજ્ઞોને આસ્તિક નાસ્તિક શાસ્ત્રો

જેટલો ભેદ જણાવ્યા વિના રહેશે નહિ. શ્રીજીના મૂળ પૂર્વરૂપ શ્રીકૃષ્ણાદિકને જે તે પ્રકારે દ્વેષ રોષ અસૂયાથી ઉતારી પાડવા એટલો જ વિમુખ કર્મકાંડ કે ઉપાસના કાંડ અવલોકાય છે. જો બ્રહ્માંડમાં રહેવા માત્રથી અનિરૂધ્ધાદિ અને શ્રીકૃષ્ણાદિકની પ્રકૃતિ પુરૂષની નીચે ગણના થાય તો શ્રીજી મહારાજ પણ બ્રહ્માંડની અંદર આવી રહેલા હોવાથી એમની પણ એવીજ ગણના થાય. જો કૃપાથી કલ્યાણ માટે પ્રવૃત્તિ માનીએ તો અનિરુધ્ધાદિ અને શ્રીકૃષ્ણાદિક માટે પણ એમજ માનવું જોઇએ. ન્યાય આગળ પક્ષપાતને સ્થાન હોય નહિ. ખરી રીતે તો કૃપાથી લોક કલ્યાણ માટે ન્યૂનાધિક કાળથી એમની બ્રહ્માંડમાં સ્થિતિ છે વસ્તુતઃ સ્વયં પરમાત્માજ છે. વળી બ્રહ્માંડમાં દશ કોરટો ગોઠવીને, તેમાં દશ ન્યાયાધીશો ગોઠવીને તેમના ઉપરી ન્યાયાધીશ તરીકે પોતે નિરક્ષર અક્ષર બનીને, ન્યાય અપાવનો ડોળ કરતા ન્યાય તો બધાયને શ્રીજી ન્યાય થી અત્યંત અવળો અપાયો છે એની કોઇ તપાસ કરશે? લોયા-૧૩ માં શ્રીજીએ તો ''એ નારાયણ પોતાને ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે. તે અને બીજા અક્ષરાદિક મુક્તને સરખા કહે છે તે દુષ્ટ મતવાળા જાણવાને તેને અતિ પાપી જાણવા અને એના દર્શન કરી એ તો પંચ મહાપાપ જેટલું પાપ થાય.'' આવો નારાયણને, અક્ષરાદિકને અને અવળુ સમઝનારને અદલ ન્યાય આપ્યો છે. આ ન્યાયમાં નારાયણને અને અક્ષરાદિકને સરખા કહેનારાનો સમાવેશ છે. પરંતુ નારાયણને અત્યંત પ્રકૃતિથી પણ નીચે ઉતારી પાડીને અક્ષરાદિકને તેમના થકી અતિ અધિક કહેનારા દુષ્ટ પાપી માટેના ન્યાયનો સમાવેશ નથી, જો આમને કેવો ન્યાય અને કેવી ઉપમાં આપવી તે કોઇ ન્યાયાધીશ નક્કી કરી આપે તો વિમુખવર્ગમાં પણ તો સારો સમાસ થશે આ તો અવતાર દ્રોહી કોઇ નિરક્ષર નીચે વિમુખ પ્રકૃતિનું દુષ્કર્મ છે આવી વિપરીત વામવાત ગુ.સ્વામી કદાપી કરેજ નહિ.

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.પ વા. ૪૧) ''સમૈયો હતો ત્યારે સત્સંગી સર્વે આવેલા તેણે કહ્યું જે ''કહો મહારાજ! જેવી ગોપી ગોવાળને પ્રાપ્તિ થઇ હતી તેવી એમને થઇ છે?'' ત્યારે મહારાજ કહે ના ના, ગોપી ગોવાળને જે મળ્યા હતા તેને તો આ ભગવાનનાં હજી દર્શન પણ નથી થયાંને તમારે તો બહુ મોટી પ્રાપ્તિ છે.'' આ વાત તો સંપ્રદાયના શ્રીજી માન્ય સર્વ શાસ્ત્રો ને ઉઘાડે છોગે ગરદન મારનારી મહાવિમુખ છે. સમૈયામાં મળેલા સત્સંગીઓની વધારેમાં વધારે ઇચ્છા મધ્ય-૬૪ માં કહ્યા મુજબ ગોપી ગોવાળને જે પ્રાપ્તિ થઇ હતી તેના જેવી પ્રાપ્તિની હતી એમ વાત ઉપરથી જ જણાય છે આથી અધિક પ્રાપ્તિ છે જ નહિ. ઇચ્છા વિરુધ્ધ વધારેની પ્રાપ્તિ તો ઉટાંગ બંડિયા એ ગોઠવેલી જણાય છે. શ્રીજી જેને ઉધ્ધવ સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ અવતારી સર્વોવરી પુરૂષોત્તમપણે સપ્રમાણ નક્કી કરવા પૂર્વક જેનું ધ્યાન ધરવાનું પણ શ્રીમુખે કહેવાપૂર્વક પોતાને જેના દ્વિતીય અવતાર તરીકે ઓળખાવીને અભિન્ન પણે માનવાનું કહે છે એવા સર્વદૃષ્ટા સર્વવ્યાપી શ્રીકૃષ્ણને હજી શ્રીજીના દર્શન થયા નથી એમ અવળુ કહેવાય જ કેમ? વળી આવી વાત ''શ્રીજી એ કહી'' એમ તેમને માથે હડહડતી ખોટી આરોપાયજ કેમ? શ્રીજીએ તો વચનામૃતાદિ ગ્રંથોમાં એવી વાતનો ગંધ પણ આણ્યો નથી ઉલટું ''એજ જે શ્રીકૃષ્ણપુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે.'' ''ઘેર ચાલી આવ્યા ગોલોક વાસી રે'' ''ગયા પોતે ગોલોક'' ''વ્રજજીવનવાલો વૈકુંઠરાય'' ''પૂર્વ કહ્યું તું ઉધ્ધવને રે, લઇશ બીજો અવતાર રે'' ''આરત્ય રાખીને ઓળખો ગિરધર ગોપીના શ્યામ'' ''વ્યાસમુનિએ પૂર્વ કહીતી તે વાત સાચી કરી'' ''જે ગોકુલચંદ લાડીલો રે તેજ ભક્તિ ધર્મ સુતશ્યામ'' ''જે શ્રીકૃષ્ણ ગોકુળ મહીં પ્રગટે કંસ નિકંદ સોઇ અબ પ્રગટે ધર્મકુળ સહજાનંદ, નંદ કુવર સોઇ ધર્મસુત એકજાની કરે નેહ'' ''એનાં રૂપ

અભેદપણે જાણવાનું રે, રાધા સંગે તે રાધા શ્યામ'' એમ ગોપી ગોવાળને મળ્યા હતા એજ ફરી અવતર્યા છે એમ બહુ આદરથી સાબીત કર્યુ છે. જો શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ નહી પણ ઇશ્વર કોટિની અંદરના કોઇ ભક્તમુક્ત બંડ મત મુજબ માનવામાં આવે તો પણ શ્રીજીના દર્શનનો સંભવતો આવે જ. એવા સંભવનું પણ ખંડન કરીને શ્રીકૃષ્ણને તેથી પણ અત્યંત નીચે ઉતારી પાડવાનો આસુરાશય વિશદ થાય છે. આ ઉપરથી શ્રીજીની શાસ્ત્રીય વાતો અને આ વિમુખ અશાસ્ત્રીય બંડવાતોનો સારી રીતે વિચાર કરતાં તેજ તિમિર જેટલું કે દૈવી આસુરી જેટલું અત્યંત અંતર અલ્પજ્ઞને પણ સહજમાં જણાય એવું છે. ''વિમુખને કોઇવાતનો વિચાર નથી'' ''વિમુખને તો સદા અંધારૂ જ છે.'' ''એમાંથી નીકળે તે બહુજગ ને પાડે'' એમ બે પ્રકરણની ગુણાતીત નંદ સ્વામીની વાતુમાં કહ્યું છે તે બરાબર બંધ બેસતું છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ ''(પ્ર. ૫. વાત-૩૭) અક્ષર આવે ત્યારે તેના શિષ્ય પુરૂષ જેવા થાય ને પુરૂષોત્તમ કલ્યાણ કરવા આવે ત્યારે તેમના અક્ષર જેવા થાય માટે અક્ષર આગળતો કોઇ અવતારાદિકનું સમર્થ પણું હોતુ નથી.'' રામકૃષ્ણાદિક અવતારો કે જે પરબ્રહ્મ પરમાત્માના સજાતીય દ્વિતીય રૂપાંતરો જ હોવાથી તેમની સાથે સર્વથા અભિન્ન જ છે માટે જ જેમને શ્રીજીએ ''अक्षरात् परतः परः'' ''यस्मात्क्षरमतीतोऽहमक्षरादचि चोत्तमः'' એમ અક્ષરાતીત પુરૂષોત્તમપણે અને અક્ષરાદિ સર્વેએ ઉપાસ્ય પ્રાપ્યપણે કહે છે તેવા અતારોને તેમની આગળ અક્ષર કેજે અધમ અનુપાસ્ય છે તે થકી અત્યંત નીચે ઉતારી પાડીને, અક્ષરને ઉપાસ્ય પરમાત્મારૂપ અવતારો થકી પણ પર સમર્થ ઠરાવીને અક્ષર પુરૂષોત્તમ ઠરાવવા બંડ વિમુખરાય વ્યક્તિ થાય છે. રામકૃષ્ણાદિ અવતારોનું જ્યાં જ્યાં વર્ણન શ્રીજીએ કર્યુ

છે ત્યાં અક્ષર પર પુરૂષોત્તમ પણે છે અને જ્યાં જ્યાં અક્ષરનું વર્ણન છે ત્યાં તેને તેના ઉપાસક સેવક પણે વર્ણન છે એટલે સ્વામી સેવક પણે વર્ણવે છે આ વિમુખ વાતમાં તો સ્વામીને સેવકને ચાકરને સ્વામી ઠરાવવાની દિવાને રાત્રીને રાત્રીને દીવા કે સૂર્યને પતંગીયા અને પતંગીયાને સૂર્ય ઠરાવા જેથી વિપરીતતા વપરાઇ છે. અક્ષર આવે ત્યારે ત્યારે તેના શિષ્ય પુરૂષ થાય અને પુરૂષોત્તમ આવે ત્યારે તેના શિષ્ય અક્ષર થાય એટલે આમાં અવતારોનો કશો પત્તો જ લાગે નહિ. એમનો પત્તો તો પુરૂષના શિષ્ય ચાકર થાય તોજ લાગે. એવો પણ દુરાશય વાતના મરોડથી તરી આવે છે. આ ઉપરથી રામકૃષ્ણદિ અવતારોને પુરૂષોત્તમ સાથે કશો સંબંધ જ નથી. એ તો અક્ષર પુરૂષથી નીચે એક જીવાદિ જેવું જુદુ ખાતુ છે, એટલે એમને પુરૂષોત્તમ ન કહેવાય, એવો પણ પાપાશય સમઝાય છે. શ્રીજીએ લોયા-૧૩ માં શ્રી કૃષ્ણનારાયણને અને અક્ષરાદિકની સરખા કહેનારાને  દુષ્ટમતવાળા અતિપાપી અદર્શનીય કહ્યા છે તો જેઓ શ્રી કૃષ્ણનારાયણને અક્ષરાદિક કરતાંનીચે ઉતારી પાડનારા છે તેમને તો તે કરતાં પણ કોટી ઘણા દુષ્ટમતવાળા અતિપાપી અદર્શ નીચ કેમ ન કહેવાય? શ્રીજીને પણ અવતાર તરીકે  ગ્રંથમાં વર્ણવેલા હોવાથી તુલ્યન્યાયે તેમની પણ તેવી જ દુર્દશા કોઇ કહે તો ના શી રીતે કહી શકાય? એ વિચારવાનું છે. નિરક્ષર માનીતા અક્ષરને  રામકૃષ્ણાદિક અવતારો થકી પણ બહુ ઉંચે ચઢાવા જ આ બધા દૂષિત ગરબડ ગોટાળા શ્રીજી વચન વિરુધ્ધ વાળ્યા જણાય છે એક વાતમાં ''अर्थी दोषान्न पश्यलि'' એમ કહેવામાં આવ્યુ છે. તે બરાબર બંધ બેસતું છે પોતાને નીચને મોટા મનાવાનાં અંધ સ્વાર્થથી ગુ. સ્વામીને મોટા ઠરાવે એમાં રામકૃષ્ણાદિકને ઉતારી પાડવાના દોષને ગણેજ નહિ. ગમે તે રીતે રામ કૃષ્ણાદિક અવતારોની ગર્હા કરીને ઉતારી પાડવા એટલોજ રાત્રિદિન ચાલુ વિમુખ વ્યાપાર

સમઝાય છે બહુ સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇએ તો આ વાતને વિમુખવાતોમાં અગ્રણી પદ સભા ભરીને આપવું ઘટે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૩/વાત -૧૦૮) ''વળી શ્રીજી મહારાજ કહેતા જે શ્રીકૃષ્ણે તો અનિરુધ્ધ પ્રદ્યુમ્નને સંકર્ષણ એવા નામ પાડ્યા. એમે તો નિત્યાનંદ નિર્ગુણાનંદને અક્ષરાનંદ એવા નામ પાડ્યા.'' આવી વાત શ્રીજીએ ક્યારેય પણ કરેલી ગ્રથંમાં પ્રસિધ્ધ નહીં હોવાથી એમની ઉપર અપવાદ રૂપ શાસ્ત્ર વિરુધ્ધ કેવળ બનાવટી બાહ્ય નિશ્ચિત થાય છે. અનિરુધ્ધાદિ નામોમાં અને નિત્યાનંદાદિ નામોમાં શાસ્ત્ર વિરુધ્ધ કેવળ બનાવટી મનસ્વી કલ્પીને તેના પાડવનારાઓમાં કનિષ્ઠ શ્રેષ્ઠભાવ કલ્પવાની કૃત્સિત કુટિલ મનોવૃત્તિ શ્રીજી અભિપ્રાયથી અતિ વિરુધ્ધ કરી જણાય છે. સર્વજ્ઞ વાસુદેવ શ્રીકૃષ્ણે અનિરુધ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ એવાં જ મંગળનામો પાડેલાં તેને તેઓ ''પરંબ્રહ્મ પરમાત્માના વ્યૂહરૂપ હોવાથી સાર્થક પાડેલા છે. પરમાત્મા વાસુદેવની પાંચેરૂપે સ્થિતિ વર્ણવી છે. તેમાં વ્યૂહો બીજા નંબરે છે. અવતારો તો પછીથી આવે છે. આ વ્યૂહો કોઇ તત્વાંતર નહિ પણ પરમાત્મા જ ઉપાસકોના અનુગ્રહાર્થે તથા જગત સૃષ્ટ્યાદિકાર્યાર્થે તે રૂપે સ્વયં રહ્યા છે ૯૯ માં ''श्री वासुदेवप्रमुखाश्च तस्यस्तस्य मर्तव्यः। चतुर्विंशतिसंख्याकाः केशव प्रमुखास्तथा॥ श्रीकृष्णावतारत्वान्मान्याः सन्त्येव नोऽखिलाः'' એમ વ્યૂહોને શ્રીકૃષ્ણના અવતાર કહેવા પૂર્વક માનનીય કહ્યા છે. સ.જી. પ્ર. ૩/૨૮/૨૧ માં ''वासुदेवं स्मेरद्भाले हदि सङ्कर्षणं तथा । प्रद्युम्नमनिरुद्ध च दक्षे वाम च दोषणि॥'' એમ દીક્ષાના અંગભૂત ઊર્ધ્વપુડ્રના હૃદયાદિ સ્થાનમાં ઉપરની ચાર મૂર્તિઓને સ્થાની તરીકે નિત્ય સંભારવાની કહી છે. વચનામૃતપ્રથમ- ૫૨ ''અને જે પુરૂષોત્તમ નારાયણ છે. તેજ વાસુદેવ સંકર્ષણ અનિરૂધ્ધ પ્રધમ્નએ ચતુર્વ્યૂહરૂપે થાય છે.'' લોયા-૭ ''અને જે ભગવાન છે તેણે તો

આ જગતની ઉત્પત્તિને અર્થે અનિરૂધ્ધ એવું સ્વરૂપ ધાર્યુ છે, જેને વિષે સ્થાવર જંગમ રૂપ વિશ્વ તે સાવકાશે કરીને રહ્યુ છે અને સંકર્ષણરૂપે કરીને જગતનો સંહાર કરે છે અને પ્રદ્યુમ્નરૂપે કરીને જગતની સ્થિતિ કરે છે.'' પંચાળા-૬ ''માતા યશોદાજીને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડયું તેણે કરી સહસ્રશીર્ષાપણે કરીને અનિરૂધ્ધપણું પોતામાં જણાવ્યું'' એમ શ્રીજી તો પુરૂષોત્તમ નારાયણ ના ઉપાસ્ય દિવ્યપણે વિશદ કહે છે. આ બધુ જોતાં જે સંકર્ષણવ્યાદિ નામો  છે તે બીજી કોઇ સામાન્ય પ્રાકૃત જીવાદિવ્યક્તિના નહિ પણ ખુદ પરમાત્માના નિશ્ચેત થાય છે માટે જે વિષ્ણુસહસ્ર નામમાં તે નામો ભગવાનના મુખ્ય વાચકપણે લીધા છે અને તેના અર્થો પણ શાસ્ત્રાધારે ભગવત્ પર ઘટાવ્યા છે. સ.પ્ર. ૩/૫૫ માં નિત્યાનંદ અક્ષરાનંદાદિ મુનિઓ વિગેરેએ અસ્તોત્તરશત નામોથી સ્તુતિ કરતાં શ્રીહરિનાં મંગળ નામો તરીકે સંકર્ષણાદિ નામો લીધા છે. ''सङ्कर्षण -સંહાર સમયે ચદચિદાત્મક સમસ્ત પ્રપંચને પોતામાં એક સાથે આ વિભાગથી આકર્ષે છે અથવા આશ્રિતોના સંસાર દુઃખને નાશ કરે છે અથવા નારદાદિકો ચર્તુવ્યૂહોપાસનમાં ગણે છે માટે સંકર્ષણ નામથી સાર્થક કહેવાય છે.'' ''अनिरुद्ध'' સમસ્ત લોકના જીવનરૂપ નિત્ય નિર્દોષ દિવ્ય ચરિત્ર કોઇથી પણ નિરોધ કરી શકાતું નથી અથવા ચતુર્વ્યૂહમાં અનિરૂધ્ધાત્મક એક વ્યૂહરૂપ છે અથવા પ્રાદુર્ભાવમાં કોઇથી પણ નિરૂધ્ધ થતા નથી માટે અનિરૂધ્ધ નામથી સાર્થક કહેવાય છે. ''प्रद्युम्न'' પ્રકૃષ્ટ દ્યુમ્ન- આત્મા પ્રકાશરૂપ ઐશ્વર્યવાળા છે, અર્થાત્ સ્વયં પ્રકાશ સ્વભાવવાળા છે અને ચતર્વ્યૂહમાં પ્રદ્યુમ્નાત્મક એક વ્યૂહરૂપ છે માટે પ્રદ્યુમ્ન નામની સાર્થક કહેવાય છે. આવો ટીકામાં અન્વર્થ અર્થ કરીને આ નામો ભગવાન શ્રીહરિ પર ઘટાવ્યાં છે. હવે જે શ્રીજીએ નિત્યાનંદ નિર્ગુણાનંદ અક્ષરાનંદાદિનામો પાડયા છે તેનો વર્ણિ સાધુ ઓ કે જે બદરીકાશ્રમવાસી મરીચ્યાદિ ઋષિઓ મુક્ત ક્ષેત્રજ્ઞો હતા તેમના છે. આદિમાં ભગવાનનું નામ આવે

અને અંતમાં ''આનંદ'' પદ આવે એવું નામ દીક્ષિત સાધુ વર્ણિઓનું પાડવાનો વિધિ હોવાથી શ્રીજીએ તેવા નામ પાડેલા છે. ''नित्यो नित्यानां'' ''निर्गुणँ'' ''अक्षरपुरुषं वेद'' ઇત્યાદિ શ્રુતિઓમાં પરમાત્માને નિરૂપાધિક નિત્ય નિર્ગુણ અક્ષર શબ્દથી કહ્યા છે તેમનો આનંદ જેમને છે ને નિત્યાનંદ નિર્ગુણાનંદ અક્ષરાનંદ કહેવાય આ રીતે ઘણાં નામો બને છે આ પ્રકારે નિત્યાનંદાદિ નામો પરમાત્માના નહિ પણ મુક્ત પ્રાય ક્ષેત્રજ્ઞોમાં છે. આ જોતા ઉપાસ્ય શ્રીહરિનાં જપનીય શુભ સંકર્ષણાદિ નામોની અપેક્ષાએ અનુપાસ્ય ક્ષેત્રજ્ઞોનાં નામો તો અતિકનિષ્ઠ નક્કી થયા છે. તો શ્રીકૃષ્ણે સંકર્ષણાદિ નામો પાડયાં તે ભગવાનનાં હોવાથી અતિ ઉત્કૃષ્ટ કહેવાય અને શ્રીજીએ નિત્યાનંદાદિ નામો પાડયાં તે સાધુઓના હોવાથી કનિષ્ઠ કહેવાય એમ શ્રીજી વચનથી જ ઉત્કૃષ્ઠ નિષ્કપણું પ્રસિધ્ધ છે. જે નામોની સ્વતઃ ઉત્કૃષ્ટતા છે તેને ઉતારી પાડવાં અને જે નામોની સ્વતઃ કનિષ્ઠતા છે તેનો ઉંચે ચઢાવવાં તે શાસ્ત્ર અને શ્રીજી અભિપ્રાયથી અતિવિરુધ્ધ છે. શ્રીકૃષ્ણને સારાં નામ પાડતાં આવડયું નહિ એમ દોષ જણાવીને શ્રીજીના મૂળ પૂર્વરૂપ તેમને અને તેમના નામને દ્વેષ અસૂયાથી ખોટી રીતે ઉતારી પાડવાં એજ વાતનો વિમૂખમુદ્દો સમઝાય છે. ઉપાસ્ય ઇષ્ટદેવ ભગવાન શ્રીકૃષ્ણાદિ કરતાં પણ પોતને જે રીતે મોટા થઇ પડવું છે.

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર. ૫ /વાત-૯૫) ''બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે એક શ્રીકૃષ્ણનારાયણ એક લક્ષ્મીનારાયણ એક નરનારાયણ ને એક વાસુદેવનારાયણ છે. એવા અનંત કોટી બ્રહ્માંડ છે એમ સમઝવું.... પ્રધાન પુરૂષને રૂંવાડે રૂંવાડે ક્ષીરસાગર છે એટલે સાડાત્રણ કરોડ શેષશાયી ગયા માટે એ સર્વેથી પ્રધાન પુરૂષ મોટા થયા .... એમ ત્યાં સુધી કાળપુગે છે. ત્યારે બીજા શું કાળથકી મુકાવે? માટે તેને વિષે અરૂચિ

કરીને'' આમા શ્રીકૃષ્ણાદિક કે જે સાક્ષાત્ શ્રીહરિ પરમાત્માનાં જ અભિન્ન ભજનીય સ્વરૂપ છે તેમને તુચ્છ પ્રધાન પુરુષથી પણ નીચે કનિષ્ઠ ઠરાવીને તેમને પણ કાળનું ભક્ષણ કરાવીને, સ્વયં કાળગ્રસ્ત હોવાથી બીજાને કાળથી મુકાવી શક્તા નથી માટે તેમાં અરૂચિ રૂપ વૈરાગ્ય કરવા સુધીની અસુરાશયતા જણાવી છે. શ્રીજી જેમને જગત કર્તા કાળનિયંતા પરંબ્રહ્મ પરમાત્મા અક્ષરાતીન સર્વોપરી અવતારી એક ઉપાસ્ય ઇષ્ટદેવ કહેવાપૂર્વક જેના શરણવરણથી ''मामेव प्रपद्यन्ते मायामेतांतरन्ति ते'' ''अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि'' ''मय साधर्म्य मागताः'' ''काल माया पापकर्मयमदूत भयादहम्। श्रीकृष्ण देवं शरणं'' એમ કાળમાયા પાપ કર્મ યમદૂત આદિકથકી ભયની નિવૃત્તિ થવાની કહે છે. એવા સર્વોપરી શ્રીકૃષ્ણને પ્રધાન પુરૂષ થકી પણ કનિષ્ટ કહીને માયાવેષ્ટિત કહેવા અને કાળનું ભક્ષણ કહેવા અને સ્વયં કાળ ભક્ષણ હોવાથી કાળથી કોઇને મુકાવી શકે નહી એમ કહેવું અને વળી એમાં હેય તુચ્છ બુધ્ધિથી અરૂચિ કરવાની કહેવી આ બધુ કેટલું વિરુધ્ધ વિષમ વિગીત છે તેનો વિચાર કરીએ તો દૈવી આસુરી જેટલું અથવા તેથી અધિક અંતર છે. આવી દુષ્ટવાત ગુ. સ્વામી કદાપિ કરે ખરા? આતો કોઇનીચ નાસ્તિક પ્રકૃતિશીલનું પ્રધાન દુષ્કામ છે. જો બ્રહ્માંડમાં આવવા રહેવા ઉપરતી શ્રીકૃષ્ણાદિક ચારને કાળ ભક્ષ્ય ઠરાવાય તો શ્રીહરિ પણ બ્રહ્માંડમાં અવતાર રૂપે આવેલા હોવાથી કાળ ભક્ષ્ય ઠરે અને બધા દોષો એમનામાં પણ અરોપિત થાય જ. વિમુખોને કોઇ સચ્છાસ્ત્રતો આડુ આવેજ નહિ.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૬/ ની પ્ર.૫ વાત-૪૨૧) સત્સંગિ જીવનમાં પુરૂષોત્તમને ઠેકાણે મોરલી ઘાલે તે અમને ન ગમે ને તેને તો શાસ્ત્ર આડા ફરે, માટે જેને મોટા સાધુનો વિશ્વાસ હોય તેને જ પાધરૂ પડશે (પ્ર.૬/ની પ્ર.૫ વાત-૪૨૨) ''જન્મ થયા મોર શાદી

ક્યાથી લખાય તેમ પુરૂષોત્તમ આવ્યા નહોતા તેની વાત શાસ્ત્રમાં ક્યાંથી લખાણી હોય. શાસ્ત્રમાં જીવનું ઇશ્વરનું માયાનું ને પુરૂષ સુધીનું લખ્યું હોય પણ પુરૂષોત્તમની વાત શાસ્ત્રમાં ક્યાંથી હોય? ને અવતાર માત્રનું બીજ તો વિરાટને કહે છે તે કરતાં વાસુદેવને સચ્ચિદાનંદ બ્રહ્મ ત્યાં સુધીની વાત વેદમાં હોય પણ તેથી પર ક્યાંથી હોય તે ભણેલાને તો શાસ્ત્ર સામી દૃષ્ટિ હોય તેથી તેને આ વાત સમજાય નહિ'' વગેરે આ વાતમાં વેદાદિ શાસ્ત્રો, સંપ્રદાયના સત્સંગિ જીવન આદિક શાસ્ત્રો, તેને ભણેલાઓ અને શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા અવતારો ઇત્યાદિ સર્વ પૂજ્ય માન્ય વસ્તુઓની ઉઘાડે છોગે નાસ્તિકવત ગંભીર ગર્હા કરવામાં આવી છે. મુરલી ગમે કે ન ગમે પણ શાસ્ત્રમાં જે કહ્યુ હોય એ આસ્તિક આશ્રિતે સ્વીકારવાનું છે. સત્સંગિ જીવનમાં પુરૂષોત્તમને ઠેકાણ મોરલી ઘાલી છે તે કલ્પિત નથી, પણ શાસ્ત્ર સિધ્ધ જ છે. આસ્તિકોને શાસ્ત્રો આડાં આવવાજ જોઇએ. નાસ્તિકોને ન આવે એ સ્વાભાવિક છે. ભણેલા કે નહિ ભણેલા સર્વને શાસ્ત્ર સામી દૃષ્ટિ અવશ્ય રાખવાની સાધારણ છે. ભણેલા તો જે વાત શાસ્ત્રસિધ્ધ હોય તેને જ સત્ય માને અને બીજાને અસત્ય ગપ્પાં માને. શાસ્ત્રોને અને શાસ્ત્રજ્ઞોની ગર્હા કરીને પોતાની અને પોતાની વાતોની મોટાઇ મનાવા કેવી નિદ્ય વાતો ગોઠવી કાઢે છે આતે શાસ્ત્રની વાત કે ઘાત? આ શાસ્ત્રો ઉપર અને શાસ્ત્રજ્ઞો ઉપર કેવો રોષ દ્વેષ તેનો એક પુરાવો છે. ''શાસ્ત્ર આડા ફરે માટે જેને મોટા સાધુનો વિશ્વાસ હશે તેનેજ પાધરૂ પડશે.'' ''ને ભણેલાને તો શાસ્ત્ર સામી દૃષ્ટિ હોય તેથી તેને તે વાત સમઝાય નહિ.'' આ વાક્યો સંપ્રદાયના સુજ્ઞોએ વાંચવા વિચારવા જેવા છે. શાસ્ત્રોનો ત્યાગ કરીને સ્વયં મોટા બનેલા સાધુના વિશ્વાસથી એવું પાધરૂં પડી ગયું છે કે તેઓ સંપ્રદાય થકી વિમુખ થઇ જતાં જ્યાં ત્યાં હાડહાડ થાય છે અને કેટલાક સાંપ્રદાયના આંતરિકો વિમુખ થવા તૈયારી કહી રહ્યા છે કારણ કે તેઓ પણ તે પ્રમાણે જ કહે છે. પરંબ્રહ્મ

પુરૂષોત્તમનું સ્વરૂપ તો બીજા પ્રમાણોથી નહિ પણ એક શાસ્ત્ર પ્રમાણથીજ જાણી શકાય છે. એવો ''शास्त्रयोनित्वात्'' આ સૂત્રથી વ્યાસે નિર્ણય કર્યો છે. માટે જ શિક્ષાપત્રીમાં એજ વસ્તુ લેવામાં આવી છે. પરંબ્રહ્મ પરમાત્માને ''स उत्तमःपुरुषः'' ''प्रथितः पुरुषोत्तमः'' આ રીતે સ્મૃતિમાં પુરૂષોત્તમપણે નિરૂપણ કર્યા છે. આજ પધ્ધતિએ ''स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः'' એમ શિક્ષાપત્રીમાં તથા વચનામૃતમાં પણ નિરૂપણ કર્યા છે વેદનો આવિર્ભાવ કરનાર પરંબ્રહ્મ પુરૂષોત્તમ જ છે એમ પણ સત્સંગિજીવનમાં વ્યક્ત છે. ''वेदान्तकृत वेदविदेवचाहं'' એમ ગીતામાં કહ્યુ છે. પુરૂષોત્તમનું જ્ઞાન મેળવવા તો ઉપનિષદોનું શ્રવણાદિ કરવું એમ વચનામૃતમાં સ્વયં ભગવાન શ્રીહરિએ કહ્યુ છે. આવો વેદ અને વેદાંત પુરૂષોત્તમને નથી નીરૂપણ કરતા એમ કોઇ આસ્તિક કહી શકે નહી. શાસ્ત્રમાં ત્રણ કે પાંચ તત્વોનું નિરૂપણ આવે છે તેમાં પુરૂષોત્તમ આવી જાય છે. અવતાર માત્રનું બીજ તો શિક્ષાપત્રીમાં શ્લો-૧૦૮ ''सर्वाविर्भावकारणं'' આ વચનથી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન પુરૂષોત્તમને કહ્યા છે. વચનામૃત અંત્ય-૩૧ ''તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરૂષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે.'' ''ગ.અ. ૩૬- પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મ જ્યોતિના સમૂહમાં અનાદિ સાકારમૂર્તિ સમઝવા ને તેનાજ સર્વે અવતાર છે.'' ''મધ્ય-૧૩-અને એ અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે.અને પાછા પુરૂષોત્તમને વિષેલીન થાય છે.'' આ રીતે વચનામૃતમાં અનેકવાર પરંબ્રહ્મ પુરૂષોત્તમને જ સર્વ અવતારોનું બીજ કહ્યા છે પણ વિરાટને કહ્યા નથી. આ રીતે શાસ્ત્રમાં પુરૂષોત્તમનીજ વાત ઉઘાડી કહેલી હોવાથી ''પુરૂષોત્તમની વાત શાસ્ત્રમાં ક્યાંય હોય'' એમ નાસ્તિક સિવાય બીજા કોઇ કહી શકે નહિ. પુરૂષોત્તમ ભગવાન તો અનેકવાર અનેક બ્રહ્માંડમાં અનેકરૂપે

આવી ગયા છે. આ અર્થમધ્ય-૪૨ ''તેમ પુરૂષોત્તમ ભગવાન બ્રહ્માંડ બ્રહ્માંડ પ્રત્યે જ્યાં જેવું રૂપ પ્રકાશ્યું જોઇએ તેવા રૂપને અક્ષરધામમાં રહ્યા થકા પ્રકાશે છે.'' આ વચનામૃતમાં વ્યક્ત છે. ''તો પુરૂષોત્તમ આવ્યા નહોતા તેની વાત શાસ્ત્રોમાં ક્યાંથી લખાય'' એમ કોઇ આસ્તિક કહી શકેજ નહિ. આ આખી વાતમાં નાસ્તિકોની સભામાં સારી રીતે શોભે એવી હોવાથી ત્યાં જ કરવાની હતી. આ રીતે વેદાદિ શાસ્ત્રો અને સત્સંગિ જીવન વિગેરેની ખોટી ગર્હા કરવામાં આવેલી હોવાથી વાતનો નિષ્પ્રમાણતા નિશ્ચિત થાય છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૬ ની પ્ર.૫ વાત-૪૧૯) ''બોલવું તો ઘટે તેમ પણ સમઝવું તો ખરૂ ....પણ સમઝવાનું તો આટલું જ છે જે 'લઘુ સંખ્યા જેવાને પુરૂષોત્તમ ઠેરાવે છે' તો આ તો પુરૂષોત્તમ છે જ ને આમ ન સમઝે તો કોઇ નો ભાર રહી જાય ને મહારાજે શિક્ષાપત્રીમાં લખ્યું છે તે જો એમ ન લખે તો પત્રી ફાડી નાખે.'' આ વાતમાં શિક્ષાપત્રી કે જે શ્રીજીની અપર મૂર્તિરૂપ છે અને જેનો પાઠ કરવાની કહી છે તેની હલકાઇ કરવામાં આવી છે. સર્વ શાસ્ત્રોમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન ઉપાસ્ય ઇષ્ટદેવ પણે વર્ણવ્યા છે. અને જેને જગત એમજ માને છે. તેને લઘુશંકા જેવા અતિતુચ્છ કહેવાનું અસુરલક્ષણ વાપર્યુ છે કોઇ એવો પ્રશ્ન લાવે કે જ્યારે લઘુશંકા જેવા શ્રીકૃષ્ણ છે તો તેમની શિક્ષાપત્રીમાં શ્રીજીએ સ્વધ્યેયપણે અને ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ સર્વાવવાર કારણપણે કેમ વર્ણવ્યા છે? તેનો બંડીયો વિમુખ ઉત્તર આપ્યો છે. ''મહારાજે શિક્ષાપત્રીમાં લખ્યું છે તે જો એમ ન લખે તો પત્રી ફાડી નાંખે'' એટલે દુરાશય એ નીકળ્યો કે જો એમ ન લખે તો શિક્ષાપત્રીને ફાડી નાખે એવા તે વખતે બધા અણસમજું હતા તેના ભયથી શ્રીજીએ એમ લખેલું પણ પોતાનો તેમાં અભિપ્રાય ન હતો. એમનો અભિપ્રાય તો શિક્ષાપત્રી

બહાર ખાનગી હતો જે બંડીયાએ શોધી કાઢી પાછળથી બહાર પાડયો કે- લઘુશંકા જેવાને પુરૂષોત્તમ ઠેરાવે છે. તેનો ભાર રાખવો નહિ. આ ઉપરથી સ્પષ્ટ થયું કે શ્રીકૃષ્ણની શ્રીજીએ કહેલી મહત્તા અસુરાવેશ વશાત નહિ સહન થવાથી તેને વર્ણવનાર શિક્ષાપત્રી ની પણ હલકાઇ નાસ્તિક વત લખી દીધી. આ રીતે શિત્રાપત્રી અને તેમાં પુરૂષોત્તમપણે પ્રતિપાદન કરેલા શ્રીકૃષ્ણની શિશુપાલવત ખોટી રીતે જે પ્રકારે નિંદા કરનારી વાતોની લેશથી પણ પ્રમાણતા હોઇ શકે નહિ. આ પ્રસંગને મળતી નવી ઉપયોગી એક વાત યાદ આવે છે. બોરસદના કેસમાં પ્રતિવાદી શાસ્ત્રીની જુબાની થઇ તેમાં એવું કહેલું કે ''શ્રીજી મહારાજ સમઝતા હતા કંઇક અને કહેતાં કંઇક બીજુ'' આ ઉપરથી કોર્ટે જજમેન્ટમાં લખ્યુ કે પેરા ૭૮ ''મારા પોતાના મત મુજબ હું કહુ છું કે શ્રીજી મહારાજ કેહતા હતા એક વાત અને સમઝ્યા હતા બીજી વાત એ મારે ગળે ઉતરી શકતી નથી પેરા-૮૪ ''ને શ્રીકૃષ્ણને કાઢી નાંખવામાં આવે અથવા શ્રીજી મહારાજથી ઉતરતી કોટીએ ઉતારી પાડવામાં આવે તો શિક્ષાપત્રીના ઘણા ખરા શ્લોકોનો બીલકુલ કંઇજ અર્થ રહે નહિ એમ હું ધારૂં છું.'' બરાબર આવાજ નિર્ણય ઉપર આંક ૨૮૦ આવે છે પણ એ કબૂલ કરતો નથી. કારણ કે તે કહે છે કે ''શ્રીજી મહારાજે પોતે ઉપદેશ કરતા હતા ત્યારનો સમય અને દેશકાળ જોઇ આવું કહેલું (પેરા-૧૧૨)'' હું ધારૂં છું કે જેને બન્ને પક્ષો ભગવાન કહે છે તેને દ્વૈતપણું આરોપતા કરતાં પોતાને જે લાગે છે તે કહે છે. પણ એને પોતે ટેકો આપી શકતો નથી એમ કહેવું પ્ર.વાદી નંબરઃ ૧ ના પ્રતિનિધિ માટે વધારે સારૂ અને પ્રતિષ્ઠા ભર્યુ હોત'' આ પ્રમાણે ન્યાય નિર્ણય આપેલો હોવાથી ''દેશકાળને અનુસરીને કે કોઇના ભયથી કે અજ્ઞાનથી શિક્ષાપત્રીમાં એમ લખ્યું હશે એમ અનુયાયી થી કહી શકાય નહિ. બોલવું કંઇક અને સમઝવું કંઇક એ તો એક દુર્જનોની કુટિલતા પાખંડ ભરી કહેવાય છે. એવો પાખંડ શિક્ષાપત્રી લેખક

ભગવાન હોય શ્રીજી માટે તો ક્યારેપણે કહી શકાય નહિ. અહીં કહેવું એટલું છે કે સર્વમાન્ય શિક્ષાપત્રી જેવા ગ્રંથની પણ હલકાઇ કરી છે માટે નામદાર કોર્ટ પણ પોતાના જજમેન્ટમાં એવું જણાવેલું કે ''પ્રતિવાદી ઓ શિક્ષાપત્રી પર કોઇ આધાર રાખતા નથી.'' આ તો બહારના બંડ પંથિઓ માટે કહેલું  પણ હાલમાં કેટલા આંતરિક કૃષ્ણ દ્રોહી અસુરોપણ આ બંડ પંથની જ માન્યતા ધરાવતા છે તેઓ પણ જાહેરમાં કે ખૂણામાં એવું બોલતા ફરે છે કે ''શ્રીજી મહારાજ બોલતા કંઇક હતા અને સમઝતા કઇ અલગ જ હતા.'' આવી વૈખરીવાણી બોલી પોતાના ઇષ્ટદેવ ભગવાન શ્રીહરિને જ ઉન્મત્ત, અને અજ્ઞાની સિધ્ધ કરવાનો પ્રયાસ કરી રહ્યા છે તેઓ માટે આટલું તો પર્યાપ્ત જ છે.

ઉધ્ધવ સંપ્રદાયમાં રહેલી પ્રાયવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૫ નીચોપડી પ્ર. ૫ વાત-૩૮) ''સર્વોપરી પુરૂષોત્તમપણું સમઝવું તે હમણાં અચિત્યાનંદ બ્રહ્મચારી પાસે અમે ગ્રંથ કરાવ્યો, તેમાં સંપૂર્ણ પુરૂષોત્તમ પણુ નાખ્યુ છે અને એક જણે રામકથા વાંચી તે શું સાતકાંડમાં ક્યાંય સ્વામિનારાયણનો મોવાળો પણ છે? એમાં શું વાંચવું? એતો સૌને નિશ્ચય છે જ પણ આ પુરૂષોત્તમનો જ કરવો એ વાત કઠણ છે. એકવાર સમૈયામાં ભગવદ્ ગીતાની ક્થા કરી હતી તેની પણ રાતના બાર વાગે વાત કરીને કહ્યું જે એમાં શું વાંચે છે? એમાં મહારાજનું કાંઇ આવે છે? એતો શું કરીએ સૌને એ વાતની તાણતે કરે છે.'' આ વિગત વાતમાં રામાયણ કે જે ભગવાન સ્વામિનારાયણના જ અવતારશ્રી રામચંદ્ર ભગવાનના ચરિત્ર રૂપ જગન્માન્ય મહાગ્રંથ હોઇને જેનું શ્રવણ અયોધ્યામાં પ્રતિદિન બાળવયમાં શ્રીહરિએ બહુધા કર્યુ છે અને વળી જેની આખી કથા પણ શ્રીહરિએ દુર્ગપુરમાં રહી સં. ૧૮૭૭ ના જેઠ સુદી-૧૧ થી પોષ સુદી-૧૧ સુધી સભામાં પ્રાગજી પુરાણી થકી અને તેમાં વર્ણવેલા પોતાના જ પૂર્વ અવતાર એવા રામચંદ્ર કે જેને શ્રીજીએ પરંબ્રહ્મ

પુરૂષોત્તમના સાક્ષાત્ અવતાર તરીકે પૂજ્યતા પ્રતિપાદન કરીને જેમની સ્તુતિ પણ સ્વયં સ્વમુખે કહી છે અને જેમના નામ ગુણચરિત્ર ગાવાની આજ્ઞા કહી છે. અને વચનામૃત વગેરે ગ્રંથોમાં જેમનું નામ પ્રથમજ મૂકવામાં આવ્યુ છે, એવા ભગવાન શ્રીરામચંદ્રજીની પણ કુબુધ્ધિથી નિંદા કરવામાં આવી છે. જો શ્રીજીને પુરૂષોત્તમ સમઝવા હોય તો તેમના જ એક અવતાર રામચંદ્રજી છે એમ સમઝીને પણ તેમની અને તેમના નિરૂપણ પર પ્રબન્ધની નિંદા કરવી જોઇએ નહિ. એમજ સમઝવું જોઇએ કે એમાં પણ બીજા રૂપથી રહેલા મારાજ ઇષ્ટદેવનું વર્ણન આખા ગ્રંથમાં છે. ભગવદ્ગીતા કે જે જગન્માન્ય વેદાંતગ્રંથ છે. જેને આઠ સચ્છાસ્ત્રમાં શ્રીજીએ ગણીને જેના અધ્યયની સર્જને આવશ્યકતા જણાવી છે અને જેની અનેક વાર કથા પણ સભામાં કરાવી છે. આવી માન્ય પૂજ્ય ભગવદ્ગીતાની અને તેમા પ્રતિપાદન કરેલા પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ કે જે શ્રીજીરૂપે સાક્ષાત્ ફરીથી અવતર્યા છે તેની પણ અતિ નિંદા કરવામાં આવી છે. તત્વભાવથી જો સમઝે તો આખી ગીતામાં મહારાજના પૂર્વ રૂપનુ જ પ્રતિપાદન પદે પદે છે. કેવલ રામાયણ ભગવદ્ ગીતાની નિંદા નહિ પણ તેને વાંચનારા સાંભળનારાની પણ વધારે નિંદા કરી છે. જ્યારે પાશ્ચાત્ય વાંચનારા સાંભળનારા ઉપર દોષ આરોપાયો ત્યારે તો પ્રથમ વાંચનાર વંચાવનાર સાંભળનાર શ્રીહરિ અને તેમના બીજા આશ્રિતો ઉપર પણ દોષ આરોપાયો ગણાય જ વળી આ નિંદાતો દિવસે નહિ પણ રાત્રીના બાર વાગે ભૂતની જેમ ખાસ ઉઠીને ઇરાદાપૂર્વક રોષાદ્વેષથી કરી હોય એમ તુચ્છ ભાષા ઉપરથી સમઝાય છે સત્સંગિ જીવન શિક્ષાપત્રી વચનામૃત વિગેરે કોઇ ગ્રંથમાં પુરૂષોત્તમ પણુ નાખ્યુ નથી. એમા સ્વયમ મનથી માની લઇને તેને માટે બીજો ગ્રંથ કરાવવાનું કહે છે એ ઉપરથી ઉપરના ત્રણ ગ્રંથોનો એમને કશો હિસાબ જ નથી એમ સમજી શકાય છે. હરિલીલા કલ્પતરૂ ગ્રંથરઘુવીરાચાર્યે કર્યો છે. પોતે કરાવ્યાનું તો મિથ્યા

અભિમાન સૂચવે છે. જે ગ્રંથની તે વાત કરે છે તે ગ્રંથમાં કેટલાયે સ્થાનો પર ભગવાન શ્રીકૃષ્ણ ની શ્રીહરિની રઘીવીરજી મહારાજે અભિન્નતા બતાવી છે જેમ કે, ''तत्राऽऽकर्ण्य स्वमित्राणामसुराणां स तु क्षये। हेतोरत्रैवकृष्णस्यप्रादुर्भावं ययोक्रुधम्॥ ધર્મદેવે કહેલું વૃતાન્ત સાંભળીને, પોતાના મિત્ર દુર્યોધનનો કુટુંબસહિત વિનાશ કરનાર શ્રીકૃષ્ણ જ આ ધર્મને ઘેર અવતાર ધારણ કરશે તેમ જાણી, અશ્વસ્થામાને અતિક્રોધ થયો. (હરિલીલાકલ્પતરૂ /૧/૨૫/૮/આથી  અશ્વસ્થામા જેવા અસુરને પણ ખબર પડી કે શ્રીકૃષ્ણ દેવકીનંદન શ્રીકૃષ્ણ જ સ્વામિનારાયણ રૂપે પ્રગટ થવાના છે. આથી સ્પષ્ટ થયુ કે શ્રીકૃષ્ણ તેજ સ્વામિનારાયણ છે.)'' ''विधीयमानां पित्रा तां कृष्ण भक्तिं विलोक्य सः। तां कृष्णोऽपि स्वयं चक्रेतथैवार्भकलीलया॥ પોતાના પિતા ધર્મદેવને કૃષ્ણ ભક્તિ કરતા જોઇને શ્રીહરિ સાક્ષાતશ્રી કૃષ્ણ જ છે તો પણ બાળ લીલાથી કૃષ્ણભક્તિ કરવા લાગ્યા. (હરિલીલાકલ્પતરૂ/૨/૭/૩૪- આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ છે એમ સ્પષ્ટ થયું.)'' ''पूर्वशत्रुर्हि वःकृष्णो धर्मात् कोशलदेश जात्। વિંધ્યાવાસીની દેવીએ અસુર કાલીદસને કહ્યુ તમારા પૂર્વનો શત્રુ શ્રીકૃષ્ણ કોશળ દેશમાં ધર્મદેવ થકી ભક્તિદેવીને વિષે પ્રગટ થશે. (હરિલીલાકલ્પતરૂ/૧/૨૬/૧૨- આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિરૂપે પ્રગટ થશે એમ કહ્યુ.)'' ''तस्माद्येन पुरामल्लाः श्रीकृष्णेनात्र निर्जिताः। प्रादुर्भूतः स एव त्वमित्यन्तः प्रतिभाति नः॥ મલ્લોશ્રીહરિ સાથે મલ્લ ક્રિડા કરવા તૈયાર થયા શ્રી હરિ હજુ બાળ અવસ્થામાં હતા છતાપણ તેઓ મલ્લો વડે જીતાયા નહિ ત્યારે મલ્લો વિચારવા લાગ્યા- પૂર્વે શ્રીકૃષ્ણે ચાણૂર વગેરે મલ્લોને જીત્યા હતા તે શ્રીકૃષ્ણ તમેજ ધર્મદેવના ગૃહમાં આવિર્ભાવ પામ્યા છે, એવો અમારા અંતરમાં ભાસ થાય છે. (હરિલીલા કલ્પતરૂ/૨/૨૦/૭૫)'' ''एवंविधानिते दृष्ट्वा तत्पदाङ्कानि भूतले। सर्वातिशायिनी प्रज्ञां रुपंतस्य मनोरमम्॥ न वैमानवबालोऽयंसर्वलोकैक मण्डनम्। कृष्ण एवैष इत्थं हि निश्चिक्युर्मतिशालिनः॥ અયોધ્યાનગરીના નિવાસીઓએ શ્રીહરિના ચરણ

કમળના સોળ ચિહ્નો જોઇને તેજ શ્રીહરિની અતિશય બુધ્ધિ તથા મનોહર રૂપ જોઇને સર્વલોકોના અલંકાર સ્વરૂપ શ્રીહરિ મનુષ્ય બાળક જેવા નથી પરન્તુ આ શ્રીકૃષ્ણ જ છે એમ નિશ્ચય કર્યો. (શ્રીહરિલીલાકલ્પતરૂ/૨/૨૧/૬-૭)'' ''कृष्णार्चाया वयं यस्या: पूजनं कर्महे सदा। ज्ञात्वा साप्यस्यवै पूज्याविधिवत् सर्वदा सुतौ॥ ધર્મદેવે પોતાના બન્ને પુત્રોને બોલાવીને કહ્યુ અમો જે શ્રીકૃષ્ણની મૂર્તિ નું હંમેશા પૂજન કરીએ છીએ, તે મુર્તિ પણ આ શ્રીહરિની જ છે, એમ જાણીને હે પુત્રો । સર્વદા વિધિસહિત તમારે તે મૂર્તિ પૂજવી (હરિલીલાકલ્પતરૂ/૨/૩૪/૩૫ આથી શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે હતા એ સ્પષ્ટ થયું.)'' ''सोऽथ पश्यत्सु पौरेषु त्वं कृष्णोऽसीतत्युदीटर्यतम्। नत्वास्तुत्वाऽऽश्रयं तस्य कृत्वाऽगात्स्वालयं मुदा॥ તૈલંગી બ્રાહ્મણ મહા દાન ગ્રહણ કરવાની શ્વેત વર્ણનો હતો તે શ્યામવર્ણનો થઇ ગયો તે પછી શ્રહરિની કૃપાથી પુનઃ શ્વેતવર્ણનો થઇ ગયો ત્યારે તે શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યો હે હરે! તમો શ્રીકૃષ્ણ વાસુદેવ છો, આ પ્રમાણે કહીને, નમસ્કાર કરીને, સ્તુતિ કરી ને શ્રીહરિનો આશ્રય કરીને હર્ષ પૂર્વકપોતાના સ્થાને ગયો. (હરિલીલા કલ્પતરૂ/૨/૪૫/૭૪)'' ''श्रीकृष्ण एव भगवांस्तदयं समग्रा गोपास्तदीय गमन्निति निश्चयं। શ્રીહરિને ઘોડા પર જતા જોઇ સીમમાં ગાયો ચરાવતા ગોવાળો બોલ્યા- આ ઘોડા ઉપર બેઠેલા પુરૂષ શ્રીકૃષ્ણ ભગવાન જ છે એમ સમગ્ર ગોવાળોએ શ્રીહરિ માટે નિશ્ચય કર્યો. (હરિલીલા કલ્પતરૂ/૪/૩૯/૨૭-આથી શ્રીહરિ જે છે તેજ શ્રીકૃષ્ણ છે એમ સ્પષ્ટ થયું.) મૂળભૂત આ ગ્રંથ સંસ્કૃતમાં છે અને વાત કરનાર જે છે તે તો સંસ્કૃત ભણેલા નથી. શુ લખ્યુ છે તેની પણ તેઓને (ગુણાતીતાનંદ સ્વામીને) કશી ખબર જ નથી, નકામાં જુઠા નિંદા ભરેલા ગામડી ગપ્પાંજ માર માર કર્યા કરે છે.)

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ (પ્ર.૩ ની વાત -૭૮) ''દેવાનંદ સ્વામીએ વાંકાનેરમાં રામાયણના

સાત કાંડ વાચ્યા તેમાં શો સમાસ થયો? એમાંતી તો મૂળગો અસમાસ દઇને આવ્યા ને અખંડાનંદ સ્વામીએ કૃષ્ણ જન્મ ખંડનો અભ્યાસ કર્યો તે જીવ્યા ત્યાં સુધી હૈયામાંથી નીકળ્યું નહિ અને અમોઘાનંદ સ્વામીને ગોંડલનો દેવરાજ કડીયો પણ રામાયણ વાંચતા અને સમઝણ પણ બધાની વૈકુંઠ નાથ સુધી હતી.'' આ વાતમાં પણ રામાયણ તથા કૃષ્ણ જન્મ ખંડની ગર્હા તેના વાંચનાર નંદ મોટા સાધુઓની ગર્હા સાથે કરવામાં આવી છે. ફક્ત પોતાની મિથ્યા મોટાઇ માટે જ જેની નિંદા અપશબ્દોથી કરી છે. આને વાતો કહેવી કે જેની તેની ઘાતો?

ઉપર પ્રમાણે સર્વજ્ઞ શ્રીકૃષ્ણ રૂપ ભગવાન શ્રીહરિએ જે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ નારાયણ સર્વોપરી ઉપાસ્ય ઇષ્ટદેવ પણે સપ્રમાણ સાદર પ્રતિપાદન કર્યા છે એમને જ દંતવક્ર અને શિશુપાલની જેમ જ દ્વેષ રોષ ઇર્ષ્યાથી સાધારણ પ્રાકૃત માણસ તુચ્છ છોકરાંથી  પણ અત્યંત નીચે ઉતારી પાડીને તેમના દ્વિતીય સજાતીય અવતાર રૂપ શ્રીહરિને અત્યંત જુદા પાડવામાં આવ્યા છે.  આવી વિમુખ વિગત વાતો તો બહુજ છે. વિવેચન કરીએ તો પાર જ ન આવે, અહીં તો તેનું કિંચિત માત્ર દીગ્દર્શન કરાવ્યુ છે. આવો લોક શાસ્ત્ર વિરુધ્ધ શ્રીજીના મૂળભૂત સિધ્ધાંતો વિરૂધ્ધ વેદ વિરૂધ્ધ અપ્રમાણ બાબતોનો અને તેનો પ્રચાર પ્રસાર કરનારા અંદર બહારના વિમુખોને ઉધ્ધવ સંપ્રદાય (સ્વામિનારાયણ સંપ્રદાય) સાથે કશો પણ સંબંધ નથી અને એવી વિમુખ વિગીત વાતો સંપ્રદાય ને બીલકુલ માન્ય નથી એટલું જ રહસ્ય સમઝવાનું છે.

હવે સંપ્રદાયના સુપ્રસિધ્ધ વક્તા જેઓ સત્સંગિ જીવનની અનેકો ઉપરાંત કથા કરી ચૂકેલા છે એવા સન્માનિય સાધુ પોતાની કથામાં નિજાનંદ સ્વામીની વર્તાના પ્રસંગથી ''સ્વામિનારાયણને પૂર્ણ અને શ્રીકૃષ્ણને અંશ'' સિધ્ધ કરવાનો મૂર્ખતા ભર્યો પ્રયાશ કરે છે તેની વાત વિચારીએ. અનેકો વખત સ.જી.ની કથા

કરનારા સંપ્રદાયના માન્ય સંતપોતાની એક કથામાં કહે છે. ''નીલકંથવર્ણીએ વન વિચરણ દરમ્યાન વનમાં એક નિજાનંદ નામના યોગીને જોયો આ નિજાનંદ નામ નો યોગી આષ્ટાંગ યોગની સાધના કરતો હતો અને તેને યમ નિયમ આદિ અષ્ટાંગ યોગના સાત સોપાન સિધ્ધ થઇ ગયા હતા. પણ આઠમુ સોપાન જે સમાધિ તેને સિધ્ધ થઇ નહતી. નિલકંઠવર્ણી ને તેના પર કરૂણા ઉપજી અને તેઓ નિજાનંદ પાસે પધાર્યા તે સમયે આ નીજાનંદ ધ્યાનાવ્યવસ્થામાં હતો. નીલકંઠ વર્ણીએ જઇ તેને ધ્યાનમાંથી જગાડયો આથી કોઇકે ધ્યાનાવસ્થામાંથી પોતાને જગાડયો એટલે દીર્ઘક્રોધી અર્થાત્ જેને પોતાના ક્રોધનામના અંતઃ શત્રુને જીત્યો નથી. એવો આ નિજાનંદ વર્ણીને અપશબ્દ બોલવા લાગ્યો. આમ અતિ વૈખરી ભાષામાં પોતાને અપશબ્દ બોલતો જોઇ વર્ણી પણ ક્રોધાયમાન થયા અને તેને શાપ આતા બોલ્યા 'હે નિજાનંદ! જા હું તને શાપ આપુ છુ કે તુ તારી સાધનામાંથી ભ્રષ્ટ થઇ ત્રણ જન્મને ધારણ કર અને ત્રણ જન્મ બાદ તુ ભૂત યોનીને પામશે.' આમ શાપ આપી નિલકંઠવર્ણી જતા રહ્યા. ત્યારે નિજાનંદ વિચારવા લાગ્યો કે 'આ વર્ણીરૂપ બાળક કોણ છે? મારો એવો કયો અપરાધ હતો કે તેઓએ મને શાપ આપ્યો, અપરાધતો તેનો હતો જે મને ધ્યાનમાંથી જગાડયો. માટે લાવ આ વર્ણી કોણ છે તેની તપાસ કરૂં.' આમ વિચારી નિજાનંદ દ્વારિકા આવ્યો અને દ્વારિકાઆવી રાત્રીના બાર વાગ્યે દ્વારિકાધિશનો કપાટ ખખડાવ્યો અને ભરનિદ્રામાં સૂતેલા દ્વારિકાધિશને જગાડયા. ભરનિદ્રામાં સૂતેલા દ્વારિકાધીશ જાગ્યા અને દ્વાર ખોલ્યા તો સામે નિજાનંદ હતા એટલે નિજાનંદે દ્વારિકાધીશને પ્રણામ કરી બધી વાત કહી અને પુછયું 'પેલા વર્ણીએ મને શાપ આપ્યો તે વર્ણી કોણ હતા?' ત્યારે દ્વારિકાધીશ તેઓ પ્રત્યે બોલ્યા કે 'હું તે વર્ણીને જાણતો નથી.' ત્યારે નિજાનંદ સાશ્ચર્ય દ્વારિકાધિશ પ્રત્યે બોલ્યો 'હે પ્રભુ! આપતો સર્વજ્ઞ છો, સાક્ષાત્ ભગવાનો છો આપ

એ વર્ણીને જાણતા નથી.'  ત્યારે દ્વારિકાધિશ બોલ્યા કે 'નિજાનંદ, હું તો તને શાપ આપનારા વર્ણીનો અંશ છુ અને તે વર્ણી સાક્ષાત્ પરમેશ્વર છે. માટે તુ તે વર્ણી પાસે જ જા' ત્યારે નિજાનંદ બોલ્યો 'પ્રભુ, એ વર્ણી અત્યારે ક્યા સ્થાને છે?' ત્યારે દ્વારિકાધિશ બોલ્યા કે 'તે વર્ણી હાલમાં લોએજ પુરમાં બિરાજે છે માટે તમો ત્યા જાવ.' આટલુ કહી દ્વારિકાધિશ અંતરધાન થયા અને નિજાનંદ લોએજપુર આવ્યો અને રાત્રિના સાડા દશ વાગે આવીને શ્રીવર્ણી રાજને મળ્યો અને તેઓને પુછવા લાગ્યો કે, 'વર્ણીરાજ, તમોએ મને શાપ કેમ આપ્યો?' ત્યારે વર્ણી બોલ્યા કે 'નિજાનંદ! તને અષ્ટાંગયોગના સાત સોપાન સિધ્ધ હતા પણ આઠમું અંગ સિધ્ધ ન હતુ  કારણ કે તારી ક્રોધી પ્રકૃતિ હતી અને તને તારૂ આઠમુ અંગ સિધ્ધ કરાવવા અમે તારી પાસે આવી તને ધ્યાનમાંથી જગાડયો પણ તારી ક્રોધી પ્રકૃતિ હોવાથી તુ અમોને ગમે તેમ બોલવા લાગ્યો અને તારી આવી વાત સાંભળી અમને પણ ક્રોધ આવ્યો અને તને અમે શાપ આપ્યો.' ત્યારે નિજાનંદ વર્ણીના ચરણમાં પડી પોતાના અપરાધની ક્ષમા માંગવા લાગ્યો ત્યારે વર્ણી બોલ્યા 'નિજાનંદ, અમારો શાપ તો મિથ્યા ન જાય તારે ત્રણ જન્મ તો લેવાજ પડશે એક આ તારો નિજાનંદ જન્મ, ત્યારપછી બીજો એક, અને અંતે ત્રીજો જન્મ એક મુસલમાનના ઘરે સલીમ નામથી થશે. તે મુસલમાનયોનીમાંથી તુ છૂટી ભૂત- જીનાત થઇશ અને તુ એક બાળકને વળગશે અને એ બાળકને જન્માષ્ટમીને દિવસે સારંગપુરમાં લાવવામાં આવશે અને ત્યારે ત્યાં હું પ્રગટ થઇશ અને તને આ ભૂતની યોનિમાંથી મુક્ત કરી મારા સ્વરૂપમાં લીન કરીશ કારણ કે તારી ઉપાસના નિરાકારની છે એટલે તને હું મારી મૂર્તિનું સુખ નહી આપુ.' આમ કહી નિજાનંદને વર્ણીરાજે પાછો મોકલ્યો અને સમય જતા ઉપર વર્ણવેલી બધી ઘટના બની અને નીજાનંદ ભૂત થઇ બાળકને વળગો અને તેને સારંગપુર લાવવામાં આવ્યો અને તેણે બાળકના દેહમાં રહી આ બધી

વાત કહી અને અંતે તે બોલ્યો કે 'સ્વામિનારાયણ સર્વોપરી છે' આમ કહે છે ત્યાં ભગવાન સ્વામિનારાયણ પ્રગટ થયા અને તેનો ઉધ્ધાર કર્યો.'' આ વાત જે સલિમ ભૂતે કહી હતી તે રેકોડ કરાય છે તેને સંપ્રદાયના સુપ્રસિધ્ધ કથાકારે બધાને સંભળાવી શ્રીકૃષ્ણને અંશ અને સ્વામિનારાયણ ને પૂર્ણ અને સર્વોપરી બતાવવાનો પ્રયાસ આ ભૂતની વાતનું પ્રમાણ આપી કરી રહ્યા છે.

તો આ ભૂતની વાતની સમીક્ષા કરીએ. પ્રથમ તો આ વાત આ અતિ મહત્વની વાત સંપ્રદાયના મૂળભૂત ગ્રંથોમાં કે વાર્તા સાહિત્યમાં પણ જોવા મળતી નથી અને નથી તો વૃધ્ધોની પરંપરામાં પણ સાંભળવામાં આવી. ઉધ્ધવ સંપ્રદાયના સાહિત્યોનું નિર્માણ કરનારા બધાજ સંતો આચાર્યોને ભૂત ભવિષ્ય અને વર્તમાનની ઘટના હસ્તામલક હતી. તેઓ ભગવાન શ્રીહરિ સાથે સંબંધ  ધરાવનારી આ વાત વિશરી જાય એ માન્યમાં આવતુ નથી. ગીતાકાર કહે છે'' तस्माच्छास्त्रं प्रमाणं ते कार्या कार्य व्यवस्थितौ। કાર્ય અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ એક પ્રમાણ છે.'' (ગીત:/૧૬/૨૪)'' આમ કાર્યાકાર્યની વ્યવસ્થામાં એક શાસ્ત્ર જ પ્રમાણ હોવા થી આ વાત નો શાસ્ત્રમાં કોઇ સ્થાને ઉલ્લેખ ન હોવાથી અમાન્ય થઇ જાય છે. વળી આ વાત ઐતેહ્ય પ્રમાણથી પણ અમાન્ય થઇ જાય છે ઐતેહ્ય પ્રમાણ એટલે જેનો વક્તા પ્રસિધ્ધ  ન હોય પણ પરંપરાથી ચાલી આવતી હોય પણ વૃધ્ધો ની પરંપરામાં પણ આ વાત સાંભળવામાં મળતી નથી. એટલે પણ આ વાત અપ્રામાણિત સિધ્ધ થઇ જાય છે.

હવે આ પ્રસંગ ક્યારે બનેલો તે સમયનો વિચાર કરીએ તો અહી સ્પષ્ટપણે કહેવાયુ છે કે ''નિજાનંદને શાપ આપી વર્ણી લોએજ પુર પધાર્યા'' એટલે આ પ્રસંગ શ્રીહરિ ૧૮૫૬ માં શ્રાવણવદી-૬ ના દિવસે લોએજ પધાર્યા તે પહેલા થોડા દિવસ અગાવજ ઘટેલો છે એમ અનુમાનથી કહી શકાય.

હવે વર્ણી રાજે નીજાનંદને શાપ આપ્યો તે બાબતને વિચારીએ તો ભગવાન સ્વામિનારાયણ જયારે વન વિચરણ કર્તા હતા ત્યારે પ્રારંભમાં એક ઘટના બનેલી ભગવાન શ્રીહરિ એક ગામમાં ભિક્ષા માટે ગયેલા અને તે સમયે ગામ લોકોએ નિલકંઠને અપમાનિત કરી ગામ બહાર કાઢી મૂકેલા આનાથી ખિન્ન થયેલા વર્ણિરાજથી એવું બોલી જવાયુ કે.... ''બળ્યું આ ગામ'' આટલું બોલતા જ પેલુ ગામ આખુ બળી ગયુ. આ ઘટનાથી અતિ દુ:ખી થયેલા શ્રીહરિએ પોતાની વાણીને તે દીવસથી શાપ આપ્યો કે ''હવે અમારો કોઇપણ અનિષ્ટ સંકલ્પ સિધ્ધ ન થાય.'' અને એટલે જ માટે શ્રીહરિ જયારે બેસતા ત્યારે પોતાની જીભને દાંત તણે દબાવીને બેસતા હતા આ ચેષ્ટાનો ભાવ પ્રગટ કરતા રઘુવીરજી મહારાજ હરિ વાક્ય સુધાસિંધુની સેતુમાલા ટીકામાં લખે છે. ''मत्परमेश्वरतया इव मत् साधु तथा अप्य द्वितीयत्वान्मत्स्वरूपानभिज्ञ जनैमदपराधेकृते मयाऽप्य स्यायं ग्रामे ज्वालत्वस्यायं विषय उज्जानकः स्ताच्चोतिशापेदत्ते दुष्टैः जहादुष्टानामपि नाशे तन्महानर्थोदय पूवँ क्षमालक्षण मत्साधुता सदोषास्यादिति विचार्य स्वजिह्वायास्तथा विध तया रक्षणरूपमिदं श्रीहरि चेष्टितं बोध्यम्॥ અર્થાત્ પરમેશ્વર એવા મારા વડે મારી સાધુતાની પણ અદ્વિતીયતા છે, મારા સ્વરૂપને નહી જાણનારા મનુષ્યો જે મારા અપરાધને કરવા વડે મારાથી 'આ ગામ બળી જાવ' આ પ્રમાણે શાપ રૂપ વિષય ઉત્પન્ન થાય. આમ શાપ આપવામાં દુષ્ટો સાથે જ દુષ્ટ નહી એવા બીજાનો પણ નાશ થાય તે મહા અનર્થઉત્પન્ન થતા પહેલા ક્ષમાના ચિહ્ન રૂપ મારી સાધુતા દોષ યુકત થાય તે વિચારથી પોતાની જીભ તે પ્રમાણેના શાપથી રોકવાનો શ્રીહરિની ચેષ્ટા આ પ્રમાણેનો બોધ આપે છે. (હ.સુ.સે.ટી.ઉપો.શ્લો. /૨૬૮)'' આમ શ્રીહરિ કોઇને તેના અપરાધ બદલ શાપ આપવા જતા જ પોતાની જીહ્વાને દાંત તણે દબાવી દેતા તો નિજાનંદને શાપ આપવાનું શ્રીહરિથી બની જ ન શકે. વળી સર્વમંગલ સ્તોત્રમાં શતાનંદસ્વામીએ

શ્રીહરિનું એક નામ- ''अजातशत्रुः'' પણ રાખેલુ છે. જેનો અર્થ કરતા રઘુવીરજી મહારાજ કહે છે ''પોતાનો અપકાર કરનારાઓ વિષે પણ શત્રુ ભાવે રહિત'' (સર્વમંગલ/ભાવ પ્રબોધિની ટીકા/૫૭/૩૦૯) આમ અપરાધ કરનારા વિષે પણ શ્રીહરિ શત્રુ ભાવથી રહિત હોય તો નિજાનંદ જે પોતાનો અપરાધી હતો તેને શ્રીહરિ દ્વારા શાપ આપવાનું સંભવ જ ન થાય માટે આ વાત પણ સમ્ભવ નથી. જો આ શાપ રૂપી ઘટના સત્ય માનવામાં આવે તો શ્રીહરિની આ ચેષ્ટા અને આ નામ સાથે તેઓનો વિરોધ આવે જે શક્ય નથી.

''હવે વર્ણીરાજે શાપ આપ્યા બાદ નિજાનંદ સીધો દ્વારકા ગયો. અને ત્યાં જઇ તેઓએ દ્વારકાધિશને બધી વાત કરી. ત્યારે દ્વારકાધિશે નિજાનંદને વર્ણીનો શાપ ટાળવા માટે પોતાની અસમર્થતા બતાવી અને પોતે તો અંશ છે અને વર્ણી તો સાક્ષાત પૂર્ણબ્રહ્મ પરમેશ્વર સર્વોપરી ભગવાન છે એવુ કહી નિજાનંદને પુનઃ વર્ણી પાસે લોએજ પુરગામ મોકલ્યો.'' આ વાતનો વિચાર કરીએ. તો આ વાત સંપૂર્ણ પણે કપોળ કલ્પિત તથા ભગવાન વેદવ્યાસ રચિત શ્રીમદ્ ભાગવત આદિ સચ્છાસ્ત્ર તથા શ્રીહરિ માન્ય પ્રબંધો તથા સંપ્રદાયના માન્ય પ્રબંધોથી સંપૂર્ણ પણે વિપરીત છે. સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં તો સ્પષ્ટપણે દ્વારિકાધીશ શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, સર્વોપરી તથા સર્વાવતારી કહ્યા છે. તથા કેટલાએ સ્થાનો પણ શ્રીહરિએ પોતાના સ્વમુખે તથા કેટલાએ સ્થાનો પર તેમના શિષ્યવૃંદ એવા મુક્તાનંદ સ્વામી તથા શતાનંદ સ્વામી નિત્યાનંદ સ્વામી આદીએ શ્રીહરિ અને દ્વારકાધિશ શ્રીકૃષ્ણની પૂર્ણ રૂપે અભિન્નતા પ્રતિપાદન કરી છે. જેમકે- ભગવાન વેદ વ્યાસજી કહે છે - ''अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम्। यन्मित्रं परमानन्दं पूर्णँ ब्रह्म सनातनम्॥ અહો, નન્દ વગેરે વ્રજવાસી ગોવાળોના ધન્ય ભાગ્ય છે, વાસ્તવમાં તેમનું અહો ભાગ્ય છે કેમકે પરમાનંદ સ્વરૂપ સનાતન <u>પૂર્ણબ્રહ્મ</u> એવા આપ તેમના સગાસંબંધી અને સુહુદ

છો. (શ્રીમદ્ ભાગવત/૧૦/૧૪/૩૨, ગ.અં. ૨૮- આથી શ્રીકૃષ્ણ દ્વારકાધિશની પૂર્ણબ્રહ્મતા શ્રીહરિએ સ્વમુખે કહી.)'' - ''रामकृष्णादि रूपाणि परिपूर्णानि सर्वदा। न चाणुमात्रं भिन्नानि तथाप्यस्मान् विमोहसि॥ રામકૃષ્ણાદિક ભગવદ્ રૂપો છે તે સર્વદા પરિપૂર્ણ છે. તે રૂપોમાં અણુ માત્ર ભિન્નતા નથી. તથાપિ ભિન્ન હોય એમ અમને મોહ પમાડો છો (નારદપુરાણ : આથી દ્વારકાધિશ શ્રીકૃષ્ણની પૂર્ણબ્રહ્મતા કહી.)'' - ''परिपूर्णानि रूपाणि समान्यखिलरूपतः। तथाप्यपेक्ष्य मन्दानां दृष्टि त्वामृषयोऽपि॥ परावरं वदन्त्येव हय भक्तानां विमोहनम्॥ રામકૃષ્ણાદિ સમગ્ર રૂપો પરિપૂર્ણ છે અને સર્વ પ્રકારે સમાન છે તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષા ઋષિઓ પણ અવર તમને કહે છે આ તો અભક્તોને મોહ ઉપજાવવા માટે છે પણ વસ્તુતાઓ નથી. (ગરૂડપુરાણ : આથી દ્વારકાધિશ શ્રીકૃષ્ણની પૂર્ણબ્રહ્મતા કહી અને તેઓને અવર કહેનારાને અભક્ત કહ્યા.)-'' ''परिपूर्ण तमः साक्षाच्छ्रीकृष्णोनान्त्र एव हि। एक कार्यार्थभागत्यकोटि कार्यँ चकार ह॥ સ્વયં પરિપૂર્ણતમ ભગવાનશ્રીકૃષ્ણ જ છે. બીજો નથી, કારણ કે શ્રીકૃષ્ણ એક કાર્યના ઉદેશ્યથી અવતાર ધારણ કરી અન્યોન્ય કરોડો કાર્યોનું સમ્પાદન કર્યુ. (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૧/૨૬)'' - ''कृष्णाय पूर्णपुरूषाय परात्पराय यज्ञेश्वराय परकारणकारणाय। राधावराय परिपूर्णतमाय साक्षाद् गोलोकधामधिषणाय नमः परस्मै॥ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર પૂર્ણપુરૂષ, પરથી પણ પર, યજ્ઞોનાસ્વામી, કારણના પણ પરમ કારણ પરિપૂર્ણતમ પરમાત્મા અને સાક્ષાત ગોલોક ધામના અધિવાસી છો, એવા પરમ પુરૂષ શ્રીરાધાવરને અમો આદર સહિત નમસ્કાર કરીએ છીએ (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૩/૧૫)'' - ''धरधराय पूर्णाय स्वधम्ने स्तरपाणये। सहस्त्र शिरसे नित्यंनमः संकर्षतायते॥ रेवतीरमण त्वं वे बालदेवोऽच्यु ताग्रजः। हलायुध प्रलम्बघ्नः प्राहिमां पुरूषोत्तम॥ આપ ધરણીધર પૂર્ણ સ્વરૂપ, સ્વયંપ્રકાશ, હસ્તમાં હલ ધારણ કરવાવાળા, સહસ્ર મસ્તકોથી સુશોભિત તથા સંકર્ષણ દેવ છો, આપને નમસ્કાર

રેવતી રમણ આપ જ બલદેવ તથા શ્રીકૃષ્ણના અગ્રજ છો. હલાયુધ તથા પ્રલંબા સુરના નાશક છો. (ગર્ગસંહિતા/ગોલોકખંડ/૧૦/૩૭ થી ૩૮/ આથી બલદેવજીને પૂર્ણ પુરૂષોત્તમ કહતા)'' - ''परिपर्णतमं परात्परं कलवेणुध्वनिवाद्य तत्परम्। તે <u>પરિપૂર્ણતમ પરાત્પર ભગવાન શ્રીકૃષ્ણ</u> મધુર ધ્વનિથી વેણુ વગાડવામાં તત્પર હતા (ગર્ગસંહિતા/ગોલોક ખંડ/૧૧/૨૮)'' - ''नमः कृष्णचन्द्राय गोलोकपतये नमः। असंख्याण्डाधिपतये परिपूर्णतमाय ते॥ ભગવન્! આપ <u>પરિપૂર્ણતમ પરમાત્મા</u> તથા અસંખ્ય બ્રહ્માંડોના અધિપતિ છો. આપ ગોલોકનાથ શ્રીકૃષ્ણચન્દ્રને અમારા વારંવાર નમસ્કાર (ગર્ગસંહિતા/વૃન્દાવનખંડો/૧૨/૧૮)'' - ''नमः श्रीकृष्णचन्द्राय परिपूर्ण तमाय च। असंख्य ब्रह्माण्डभृते गोलोकपतयेनमः॥ શ્રી કૃષ્ણચન્દ્રને નમસ્કાર છે, <u>પરિપૂર્ણ</u> તમ પરમાત્મા તથા અસંખ્ય બ્રહ્માંડોનું ભરણ પોષણ કરવાવાળા ગોલોકાધિપતિને નમસ્કાર (ગર્ગસંહિતા/માધુર્યખંડ/૨૨/૫)'' - ''भूभारमाहर्तुमलं यदोः कुले जातौ युवां पूर्ण तमौ परमेश्वरौ। नमो युवाभ्यां मम दीनदीनं गृहं गताभ्यां जगदीश्वरौ परौ॥ આપ બન્ને અર્થાત્ બલરામજી તથા <u>શ્રીકૃષ્ણ પરિપૂર્ણતમ</u> પરમેશ્વર છો અને ભૂતલનો ભાર ઉતારવા માટે આ યદુકુળમાં અવતરેલા છો મારા જેવા અત્યંત દરિદ્રના ઘરે આવેલા આપને મારા નમસ્કાર આપ પરમાત્મા જગદીશ્વર છો. (ગર્ગસંહિતા/મથુરાખંડ/૬/૪)'' - ''नमः कृष्णाय कृष्णायै राधायैमाधवाय च। परिपूर्ण तमायै च परिपूर्णतमाय च॥ શ્રીકૃષ્ણ અને કૃષ્ણાને નમસ્કાર, શ્રીરાધા અને માધવને નમસ્કાર, <u>પરિપૂર્ણતમા અને પરિપૂર્ણ</u> તમને નમસ્કાર (ગર્ગસંહિતા/મથુરાખંડ/૨૦/૪૯)'' - ''પુરણ બ્રહમ અખંડ અદ્વિત, જાણ્યા તમને જદુપતિ (દેવાનંદ કાવ્ય/૬૧૩/૧૪)'' ''ભગવાનના બધા જ અવતારો પૂર્ણ બ્રહમ છે. (હરિ ચરિત્રામૃત સા. ૧૦/૩૭/૨૫)'' - <u>''ભગવાન જે શરીર ધારણ કરે છે. તેમા તેમનો પ્રતાપ તલભાર પણ ઘટતો નથી.</u> (હરિ ચ. સા. ૨૦/૩૧/૧૧)'' -

''શ્રીકૃષ્ણ અને શ્રીરામ ભગવાન હતા. (હ.સા. ૮/૧૨/૧૧)'' ''અને તે જ ભગવાન (અક્ષરધામના અધિપતિ) મત્સ્ય, કચ્છ, વરાહાદિકરૂપને તથા રામકૃષ્ણાદિક રૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે....... તે જ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શકિત સહિત જ મત્સ્ય કચ્છાદિરૂપને ધારણ કરે છે. (લોયા. ૧૮- આથી કૃષ્ણાવતાર પણ પૂર્ણ ઐશ્વર્ય અને પૂર્ણ શકિતથી યુક્ત જ હતો એમ શ્રીમુખે કહ્યુ.)'' - ''એવા કમલનયન શ્રીકૃષ્ણજી, તે અખિલ જગ આધારજી, એ છે અક્ષરકેરાઆતમા, સર્વજ્ઞ શ્રી ભગવાન (મુકતાનંદ કાવ્ય/ધર્માખ્યાન/કડવુ-૪ આથી શ્રીકૃષ્ણની સર્વજ્ઞા તથા પૂર્ણ બ્રહમતા કહી) - ''અક્ષરધામમાં અખંડ નિવાસી, પુરૂષોત્તમ પરબ્રહ્મ રે નિજ.... સર્વના સાક્ષી પરમાત્મા પરમેશ્વર..... એ આદિ નામે કરી નિગમે, કર્યું શ્રીકૃષ્ણ ગુણ ગાન રે..... એવા કૃષ્ણ કૃપાનિધાનજી (મુકતાનંદ કાવ્ય/ધર્માખ્યાન/કડવુ-૩ થી ૫ આથી શ્રીકૃષ્ણની પૂર્ણ બ્રહ્મતા કહી)'' આમ સ્મૃતિઓ અને સાંપ્રદાયિક મુખ્ય પ્રબંધો પ્રમાણે શ્રીકૃષ્ણ પૂર્ણ બ્રહ્મ પ્રતિપાદન થયા. હવે શ્રીકૃષ્ણ અર્થાત્ દ્વારિકાધીશ અને શ્રીહરિની અભિન્નતાના પ્રમાણો નિહાળીયે. - જેમ કે નિષ્કુળાનંદ સ્વામી કહે છે ''કૃષ્ણ હરિ હરિ તે જ કૃષ્ણ. (ભકત ચિંતામણી/પ્ર. ૨૪/૩૯)'' - ''ઉધ્ધવ તે રામાનંદરૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિ સ્વરૂપ. (ભ.ચિ.પ્ર. ૪૯/૬૨ આથી શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતા કહી.) ભગવાન સ્વામિનારાયણ પણ સ્વમુખે કહે છે -''લોયા - ૧૮ અને મનુષ્યને વિષે તથા દેવતાને વિષે જે પુરૂષોત્તમ નારાયણની રામકૃષ્ણાદિ મૂર્તિઓ તેનું ધ્યાન કરવું....... પણ ભગવાનની મૂર્તિઓને વિષે ભેદ નથી. (આમ પ્રગટ પ્રમાણ ભગવાન શ્રીહરિએ પોતાના સ્વમુખે જ પોતાની સાથે રામકૃષ્ણાદિ બધી મૂર્તિઓની અભિન્નતા પ્રતિપાદન કરી માટે હવે આમા કંઇ પણ શંચન સ્થાન નથી.)'' - ''વરતાલ ૧૮- અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા અને સ્થાનક સેવક

ને કાર્ય તેને ભેદ કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણુ છે તેને જાણવું અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષ રૂપને પ્રત્યક્ષ રૂપ તેને જાણવાં તેમાં પરોક્ષરૂપ તે કેવી રીતે તો માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષર ધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે. તે દ્વિભુજ છે ને કોટિ કોટિ સૂર્ય સરખા પ્રકાશમાન છે. ને શ્યામ સુંદર છે ને રાધિકાજીને લક્ષ્મીજીએ સાહિત છે ને નંદ સુનંદને શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે........ જે ભાગવતને વિષે સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણ ભગવાનને જ અધિક પણે કહ્યા છે અને સર્વ અવતારના ધરનારા જે છે તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે..... અને તે વ્યાસજીએ એમ સિધ્ધાંત કર્યો છે જે ‘સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તે જ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે’ ને બીજા જે અવતાર તે આના છે..... માટે શ્રીકૃષ્ણ ભગવાન તો નિર્ગુણ છે..... અને એ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વર પણાની પ્રતીતિને અર્થે ચતુર્ભુજ રૂપ દેખાડયું..... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુને સત્સંગીને એમ સમજતા હતા જે ‘એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન કહ્યા તે જ આ ભકિત ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે પણ એ થકી પર કોઇ નથી અને એ જ આપણા ઇષ્ટદેવ છે ને ગુરૂ પણ એ જ છે’ (આથી વસુદેવ સુત શ્રીકૃષ્ણની અક્ષરાધિપતિ પરંબ્રહ્મ પુરૂષોત્તમતા અને સર્વાવતારિતા સ્પષ્ટ કહેવા પૂર્વક તેમની સાથે શ્રીહરિની સર્વથા અભિન્નતા કહી.)’’ વચનામૃત સંપાદન કરનારા ચાર સદ્‌ગુરૂઓ વચનામૃતના ઉપોદ્‌ઘાતમાં કહે છે - ‘‘શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે..... તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન જે તે સદાય - વિરાજમાન છે અને મધુર સ્વરે કરીને વેણુને વગાડે છે અને રાધિકાજીને લક્ષ્મીજી તેમણે પૂજયા છે.... અને મૂર્તિમાં એવાં જે સુદર્શનાદિક આયુધ તથા નંદ સુનંદ ને શ્રીદામાદિ અસંખ્ય પાર્ષદ તેમણે સેવ્યા છે...... અને વાસુદેવાદિક જે ચતુરવ્યૂહ તથા

કેશવાદિક જે ચોવિશ મૂર્તિઓ તથા વરાહાદિક અવતારો એ સર્વેના ધરનારા છે.... એવા જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન તે કોશળ દેશને વિષે પ્રગટ થયા હતા. એક સમયે મરીચ્યાદિઋષિઓ તથા ધર્મ મૂર્તિ શ્રીનરનારાયણનાં દર્શન કરવા બંદરીકાશ્રમમાં આવ્યા. ત્યાં દુર્વાસાએ શાપ આપ્યો. અંતે વરદાન આપ્યું કે આ નારાયણ ઋષિ તમારા પુત્ર થશે અને શાપથી તથા કષ્ટથી મુકાવશે' નારાયણે ધર્મદેવને સાંત્વના આપી કહે 'હું તમારા પુત્ર થઇને તે અસુરોનો નાશ કરીશ અને તમારી રક્ષા કરતો થકો એકાંતિક ધર્મને પ્રવર્તાવીશ.' શ્રીકૃષ્ણ ભગવાનની આરાધના કરતાં હવાં તેણે કરીને તે ભગવાન એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષર ધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મ ભકિત પ્રત્યે બોલતા હતા જે 'હે ધર્મ ભકિત! તમને કષ્ટના દેનારા જે અસુર તેમણે પૂર્વે મેં કૃષ્ણ અવતારને વિષે માર્યા હતા મારી ઉપર એમને વેર છે માટે તેમને મારા જાણીને પીડે છે તે અસુરના નાશને અર્થે હું જ તે નરનારાયણ ઋષિરૂપે તમારા થકી પ્રકટ થઇને હરિકૃષ્ણ નામે વિખ્યાત થઇશ અને તમારી ને ઋષિની અસુરના કષ્ટ થકી રક્ષા કરીશ એમ કહીને શ્રીકૃષ્ણ ભગવાન અંતર્ધાન થઇ ગયા અને ધર્મના હ્રુદય કમળને વિષે વિરાજમાન થયા અને પછી શ્રીકૃષ્ણ ભગવાન પ્રકટ થતા હતા.... પછી શ્રીજી મહારાજ નાના પ્રકારનું ઐશ્વર્ય તેને દેખાડતા હતા. તેમાં કેટલાક મનુષ્યને તો ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મીરાધિકા અને શ્રીદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણ રૂપે પોતાનું દર્શન દેતા હતા. (આ બધો સત્સંગિજીવનને મળતો વચનામૃતના સાર રૂપ ઉપોદ્‌ઘાત જોતાં ગોલોકાંતર્વતિ અક્ષર ધામના અધિપતિ મુરલીધર રાધા લક્ષ્મી વિશિષ્ટ સર્વાવતારી શ્રીકૃષ્ણ પર સ્વરૂપ તથા અવતાર રૂપ શ્રીહરિ કૃષ્ણ સ્વરૂપ, એ સર્વની સર્વથા અભિન્નતા સ્પષ્ટ જણાય છે. આ રીતે આ ગ્રંથમાં શ્રીકૃષ્ણની સર્વોપરિતા અને તેમની સાથે શ્રીહરિની

અભિન્નતા અતિ સ્પષ્ટ છે.)''- ભગવાન સ્વામિનારાયણ શિક્ષાપત્રીમાં શ્લોક- ૧૦૭ માં અતંર્યામી સર્વેશ્વરને નિરૂપીને એ, સર્વેશ્વર શ્રીકૃષ્ણ જ છે. પણ બીજા કોઇ નહિ એમ પ્રતિપાદવા ''स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरूषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्'' આ ૧૦૮ શ્લોક છે. આ તત્ત્વાર્થ નિરૂપણ પ્રસંગે ૧૦૮ ની ટીકામાં અંતે શતાનંદ મુનિએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ સર્વથા અભેદ જણાવવા રૂપ નિર્ગલિતાર્થ આ રીતે કાઢયો છે. - ''यः साक्षात् भगवान् क्षराक्षर परः कृष्णः स एव स्वयं भक्तौ धर्मत आस भूरि कृपया श्री स्वामिनारायणः। मानुष्यं भुवि नाट्यन्निजजनाचार्य त्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्न तु ततोऽन्यः सोऽस्ति यत्स स्वयम्। જે ક્ષર અને અક્ષરથી પર પુરૂષોત્તમ સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણને કહ્યા, તે જ સ્વયં અપાર કૃપા કરીને શ્રી સ્વામિનારાયણ રૂપે પ્રગટ થયા. પૃથ્વી ઉપર મનુષ્ય લીલા કરીને પોતાના ભકત જનોના આચાર્ય પણાના ધર્મમાં રહ્યા થકા આ શિક્ષાપત્રીમાં તેમણે પરોક્ષપણે જે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યું તે તો સ્વયં પોતે જ છે પણ તેનાથી જુદા નથી.'' તથા આ શ્લોકના ભાષ્યમાં અંતે ભાષ્યકાર આચાર્ય રઘુવીરે પણ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો અભેદ જણાવવા. ''यः परंब्रह्म कृष्णो विश्वाविर्भाव हेतुः स जयतु भगवान् स्वामिनारायणोऽयम्। જે સર્વઅવતારોનું કારણ અવતારી છે તે આ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણરૂપ શ્રીસ્વામિનારાયણ નો સદા જય થાઓ.'' આવા શબ્દો લખેલા છે. (આથી શિક્ષાપત્રીમાં પ્રતિપાદેલા. જે રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃન્દાવન વિહારી પરંબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ એ જ શ્રીહરિ છે એમ અન્યપણું જાણવાનું કહ્યું) - શતાનંદ સ્વામી સત્સંગિ જીવનના મંગળના પ્રથમ શ્લોકમાં જ - ''श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षात् धर्मनन्दनः। જે સર્વ અવતારના કારણ અક્ષર ધામના અધિપતિ પરંબ્રહ્મ પુરૂષોત્તમ છે એ સાક્ષાત્ શ્રીકૃષ્ણ શ્રીહરિને હું શતાનંદ મુનિ નમસ્કાર કરૂ છુ. (એમ શ્રીકૃષ્ણને અને શ્રીહરિને એક પણે કહે છે.)'' ''સ.જી. (૧/૧૯/૩૬) -

अतोऽहमेव पुत्रत्वं दम्य त्योर्यु वयोर्वृष। प्राप्य तन्निग्रहं सम्यक् करिष्यामि न संशयः॥ ધર્મ દેવ ભકિત માતા તથા મરિચ્યાદિ મુનિઓની આરાધનાથી પ્રસન્ન થઇ તેઓ સન્મુખ રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થયેલા ભગવાન શ્રીકૃષ્ણ તેઓ પ્રત્યે બોલ્યા - ''હે ધર્મ! તમો દુષ્ટ દૈત્ય ગણથી ભય પામશો નહિ અક્ષરાધિપતિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ હું જ દંપતી તમારા પુત્ર પણાને પામીને સારી રીતે તે તે અસુરોનો નિગ્રહ કરીશ એના સંશય નથી.'' કીર્તનોમાં પણ ''જેના દર્શન દુર્લભ દેવને, જેને નિગમ રે નેતિ કરી ગયા, તે તો પ્રગટ થયા સુખ આપવા વ્રજ જીવન રે વાલો'' - ''પૂર્વે કહ્યું તું ઉધ્ધવને રે, લઇશ બીજો અવતાર રે, તે તમે ભકિત ધર્મથી રે, ભૂપર ધર્યો અવતાર રે.'' - (બ્રહમાનંદ) ''સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ વ્યાસમુનિએ જે પૂર્વે કહી ની, તે વાત સાચી કરી'' - (નિષ્કુળાનંદ) ''જે ગોકુલચંદ લાડીલો રે, તે જ ભકિત ધર્મ સુત શ્યામ'' - (પ્રેમાનંદ), ''જો શ્રીકૃષ્ણ ગોકુળમહી પ્રગટે કંસ નિકંદ, સોઇ અબ પ્રગટે ધર્મકુળ સહજાનંદ, યદુનંદન પ્રગટ હોઇ ઉતાર્યો ભૂમિ ભાર, અબ કલિ મે સતજુગ કીધો, નંદકુવર સોઇ ધરમસુત એક જાની કરો નેહ, પ્રેમાનંદ તેરી યેહી હેં યેહી કછુ ન સંદેહ...... - (પ્રેમાનંદ) ''ભકિત ધર્મ થકી હરિ અવર્યાજી, શ્રી નારાયણ હરિકૃષ્ણ નામએનાં રૂપ અભેદ પણે જાણવાંજી રે, રાધા સંગે તે રાધા શ્યામ (આથી બન્ને વચ્ચે ભેદ નહિ જાણવાની જણાવ્યો.)'' - ''સહજાનંદજી રે શ્રીકૃષ્ણતણો અવતાર સમ ખાઇ કહુ છું રે, ખોટીમાં જાણો લગાર, એમાં પ્રીતિ રે જે કોઇ કરશે નરનાર, પ્રેમાનંદ કહે છે રે, નિશ્ચે થાશે ઓધાર (પ્રેમાનંદ)'' - ધન્ય ધર્મ કુમાર વારંવાર ઘનશ્યામ જાઉં હું તો વારણે રે, ફરી ધર્યો અવતાર કૃષ્ણ કૃપાનિધિ પ્રગટયા નિજજન કારણે ધર્યો કૃષ્ણાવતાર શ્રી મહારાજે, સુખદેવા શ્રી ગોપીજનને કાજે, કર્યુ વિઘન વચ્ચે અસુર નજે, પછી દૈત્ય સમુહ હરિએ સંહાયો'વાલે અવનિ ભાર સર્વે ઉતાર્યો, પાછો ધર્મકુળ અવતાર ધર્યો. (પ્રેમાનંદ)''

- ''જય શ્રીમહારાજ શ્રીહરિ ધર્માત્મજ, જય કૃષ્ણ લીલા વિહારી (પ્રેમાનંદ)'' - ''ભજમન ધર્મ  તનય નંદનંદન, ધર્મતનય ભજ નંદ કીશોર, ધર્મતનય સોઇ પ્રભુનંદ લાલ (પ્રેમાનંદ)'' - ''ગુણવંત ગિરધારી પ્રગટ થયા, ગુણવંત ગિરધારી, ભક્તિ ધર્મસુત શ્રી પુરૂષોત્તમ, શ્યામળો સુખકારી, કૃષ્ણ સ્વરૂપ હરિ, પ્યારા મને કૃષ્ણ સ્વરૂપ હરિ, શ્રી ઘનશ્યામ સદા સુખ સાગર નિરખુ પ્રેમાનંદ ભરી (પ્રેમાનંદ)'' - ''સખી ધન્ય ધન્ય ગોપ ગોવાળ, હરિના સંગી રે, જેને સંગે શ્યામ સુજાણ, રમે બહુ રંગી રે, સખી ધન્ય ધન્ય આપણા ભાગ્ય હરિ વર મળિયા રે, હવે ખોયેલા દીવસના ખંગ, સરવે વળિયા રે (મુકતાનંદસ્વામી)'' ઇત્યાદિ અનેક પ્રાચિન પ્રામાણિક પદો વસુદેવ સુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિના અત્યંત અભેદને જણાવનારાં ઉઘાડા છે. શ્રીજી માન્ય પ્રબંધ હરિદિગ્વિજયમાં નિત્યાનંદ સ્વામી પણ - ''समाधिं प्राप तं पश्यन् सहसाऽसौ तदिच्छया। तमेव साक्षाच्छ्रीकृष्णां तत्र तेजः स्थमैक्षत॥ व्युत्थितोऽथ तमेवासौ स्वान्तिके ब्रह्मचारिणम्। वीक्ष्य प्रणम्य तत्तत्वं जानंस्तुष्टाव चाञ्जसा॥ - તે સમયમાં શ્રીહરિની ઇચ્છાથી ધર્મદેવ તે શ્રીહરિને જોતા જોતા એકદમ સમાધિ પામી ગયા અને તે સમાધિમાં મોટા તેજના સમૂહમાં વિરાજમાન એવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને જોયા. અને સમાધિમાંથી ઉઠયા ત્યારે તો તેજ શ્રીહરિને પોતાની પાસે બેઠેલા બ્રહ્મચારી રૂપે જોઇને નમસ્કાર કરીને તેમના સ્વરૂપને યથાર્થપણે જાણતા થકા ખરી રીતે અંતઃકરણથી સ્તુતિ કરવા લાગ્યા - આમ ધર્મદેવને નિશ્ચય થયો કે મારા પુત્ર જ શ્રીકૃષ્ણ છે. (હરિદિગ્વિજય- ૧૧-૧૨/૧૩)'' - ''तत्तपोवीक्ष्य सर्वेऽपि तपस्विषु महात्तमाः। सूर्यश्च विस्मयं प्रापुस्तत्प्रशंसां महुर्व्यधुः॥ त्वमेव साक्षाच्छ्रीकृष्णो भवसीत्येव विद्महे। स्वेच्छपात्र नराकारश्चरसीत्यादि तुष्टुवुः॥ શ્રીહરિનુ પુલહાશ્રમમાં અતિ દારૂણ તપ જોઇને ત્યાં રહેનારા તપસ્વિઓ પણ વિસ્મય પામી ગયા અને સૂર્યદેવ પણ પોતે વિસ્મય પામી ગયા અને શ્રીહરિની પ્રશંસા વારંવાર કરવા લાગ્યા

અને તમે સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો એમ જાણીએ છિએ. અને સ્વેચ્છાથી આમ મનુષ્યાકારે વિચરો છો. એ આદિક ઘણી સ્તુતિઓ કરવા લાગ્યા - આમ સૂર્યદેવને પણ નિશ્ચય થયો કે આ શ્રીહરિ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે. (હરિદિગ્વિજય- ૧૩/૬૩-૬૪)'' - ''तन्मध्यमे मन्दिर आत्ममूर्ति श्री द्वारिकाधीशम निष्टिपत्सः। જૂનાગઢમાં મધ્ય મંદિરમાં શ્રીહરિએ પોતાની મૂર્તિ રણછોડ ત્રિકમ નામે શ્રી દ્વારકાધિશ ભગવાનની સ્થાપના કરી. (હ.દિ. ૪૭/૧૭ આથી દ્વારકાધિશ સાથે શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.) - ''एकदा तौ सेवमानौ निशि तं दृढभक्तितः। श्रीकृष्णमेक्षतां सद्यः साक्षादेव तदिच्छया॥ संसेव्यमानं बहुभिः स्वशक्तिभीराधादि भिश्चन्दनमल्लिकादिभिः। श्री दाममुस्यैर्बहुभिश्च पार्षदैरैश्वर्यमुख्यैश्वभगैः परात्परम्॥ दृष्टवा भृशं विस्मितमानसौ तौ तमीश्वरेशं बहुधा प्रणम्य। सतृष्णदृष्टया तमवेक्षमाणौ मुहूर्तमास्तां गतदेहभानौ॥ तदिच्छया तावथ वर्णिवेषं तमेव दृष्त्वा मुदितौ प्रणम्य। बद्धाञ्जली ऊचतुरीश्वरेशं त्वां कृष्णमावां शरणं प्रपन्नौ॥ બુટ્ટોલપતનના રાજા મહાદત્ત તથા તેની રાણી મયા રાણીને ભગવાને સમાધિ કરાવી. - એક વખત તે બંને અતિ દૃઢ ભક્તિથી શ્રીહરિની સેવા કરતા હતા ત્યારે શ્રીહરિની ઇચ્છાથી જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનને એકદમ તે બંનેએ જોયા. તે શ્રીકૃષ્ણ ભગવાન પોતાની રાધિકાદિક ઘણી શક્તિઓએ ચંદન અને મોગરા આદિકના પુષ્પોથી આદર પૂર્વક પૂજેલા તેમજ શ્રીદામા વિગેરે ઘણાક પાર્ષદોએ અને મૂર્તિમાન એવા ઐશ્વર્ય વિગેરે છ ભગોએ સેવેલા અને સર્વથી પર એવા અક્ષરથી પણ પરસ્વરૂપે રહેલા આવા શ્રીકૃષ્ણ ભગવાનને જોઇને અતિવિસ્મય પામ્યુ છે મન જેમનું એવા તે બન્ને ઇશ્વરના પણ ઇશ્વર એવા તે શ્રીકૃષ્ણ ભગવાનને બહુ પ્રકારે નમસ્કાર કરીને અતિ તૃષ્ણાવાળી દૃષ્ટિથી જોતા થકા બે ઘડીવાર દેહનું ભાન ભૂલી ગયા ત્યાર પછી શ્રીહરિની ઇચ્છાથી તે બંને તે શ્રીકૃષ્ણ ભગવાનને જ વર્ણિવેષ એવા શ્રીનીલકંઠરૂપે જોઇને આનંદ પામ્યા થકા નમસ્કાર કરીને હાથ

જોડીને ઇશ્વરના પણ ઇશ્વર શ્રીહરિને કહેવા લાગ્યા, સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપ એવા તમારા શરણને અમો પામેલા છીએ. (હરિદિગ્વિજય-૧૪/૧૯ આથી શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)

પાશ્ચાત્ય પ્રબન્ધ હરિલીલામૃતમાં ''ગોલોક નામે સુપ્રસિધ્ધ ધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે. । બે છે ભુજાને ધરી બંસિહાથમાં, રાધા વિરાજે સજિ રૂપ સાથમાં । વૃંદાવને જે વરદાન આપીયું, જ્યારે શ્રી ધર્મે હરિનામ જાપીયું । તે દંપતીએ દિલ એમ ધારિયું, તે રૂપ છે આજ પધારિયું (હરિલીલામૃતમ્/૨/૨/૩૧-૩૩)'' - આ રીતે જન્મીને પ્રત્યક્ષ થયેલા શ્રીહરિની સ્તુતિ કરતાં દેવોએ મુરલીધર શ્રીકૃષ્ણ અને શ્રીહરિની તથા તેમના ગોલોક અક્ષરધામની અભિન્નતા સ્પષ્ટ જણાવી છે. વળી ધર્મ ભકિતએ ''નિજ કર મોરલી ધરણ, રાધિકા રમણ'' (હરિલીલામૃતમ્ કળશ - ૨/૩)'' - એમ સ્તુતિ કરી એટલે શ્રીકૃષ્ણ ભગવાન તેઓ પ્રત્યે બોલ્યા - ''બોલ્યા મહાપ્રભુ મુખે પછિ ધર્મ પાસ, પૂર્વ દીધેલ વરદાન કર્યું પ્રકાશ ॥ હે ધર્મદેવ સુણિલ્યો શુણ વાત મારી, આ ભકિત પત્નિ પણ પૂરવની તમારી । વૃંદાવને મખ કરી મુખ માહિ લીધું, ત્યાં મે પ્રસિધ્ધ તમને વરદાન લીધું ॥ જે આદિરૂપ મુજ અક્ષર ધામ માંય, તે રૂપથી જ તમને વરદત્ત ત્યાંય ॥ થૈ પુત્ર અત્ર તવ રક્ષણ હું કરીશ, ભૂભાર રૂપ ખલનો ક્ષય આદરીશ ॥ તે વાતની સ્મૃતિ થવા તમને પિતાજી, દેખાડિયું સ્વરૂપ આ કરિને કૃપાજી । એવુ કહી ધરિ સુબાલક રૂપ ત્યાંય, પોઢ્યા પ્રભુ જનનિ પાસ પલંગ માય ॥ બાળ સ્વરૂપ..... (હરિલીલામૃતમ્/૨/૩/૨૨-૨૫)''- આમ મોરલી ધારક રાધિકા પતિ શ્રીકૃષ્ણ જ શ્રીહરિ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયુ. વળી ''જે કાલ નામે યવન પ્રતાપી, શ્રીકૃષ્ણનો શત્રુ પ્રસિધ્ધ પાપી । શ્રીકૃષ્ણ સાથે મથુરાં પુરીએ, જુધ્ધે ગયો તે મતિ આસુરીએ ॥ મરાવિયો ત્યાં મુચુકુન્દ પાસે પામ્યો ન મુકિત અતિ તિવ્ર આશે । તે કૃષ્ણનો ઉધ્ધવ આજ જાણી, પાપી થયો તત્પર ગર્વ

આણી ॥ (હરિલીલામૃત/૨/૪/૧૧-૧૪- આ કાળ યવનના અવતાર કાળીદત્તની કથા જોતાં વસુ દેવસૂત શ્રીકૃષ્ણનો જ ધર્મસૂત શ્રીહરિરૂપે પ્રાદુર્ભાવ નિશ્ચિત થાય છે.)'' - ''વૃંદાવનમાં આરાધન કરતાં પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે રામાનંદ સ્વામીને દર્શન આપીને તેમના પૂર્વભવનું જ્ઞાન આપીને કહ્યું - ''કૃષ્ણે મહામંત્ર આપીને । વળી ઉધ્ધવને કહ્યું એમ । ભક્તિ ભલી પ્રવર્તાવજો, તે ધર્મ સહિત હોય જેમ ॥ કરો સોરઠમાં જૈ નિવાસ, ઘણાં ત્યાં આવશે દૈવી પાસ । ઋષિ શાપથી મુનિઓ જેહ ધરામાં ધર્યો છે. નર દેહ । તેઓ પણ ત્યાં જ આવીને મળશે, તમારા સંપ્રદાયમાં ભળશે । વળી હું નર દેહ ધરીશ, આવી સોરઠમાં મળીશ. (હરિલીલામૃતમ્ / કળશ - ૪/વિશ્રામ/૧૦/ચોપાઇ-૧-૩ આથી શ્રીકૃષ્ણ શ્રીહરિની અનન્યતા સ્પષ્ટ થઇ.)''

ભગવાન સ્વામિનારાયણ જેને પોતના સંપ્રદાયના ઉત્કર્ષ માટે જીવનપર્યંત પ્રબંધો રચવાની આજ્ઞા કરી હતી એવા મુક્તાનંદ સ્વામીએ મુકતાનંદ કાવ્યમાં - ''એવા શ્રીકૃષ્ણ કૃપાનિધિ જેહજી, પ્રથમ ધર્મથી મૂર્ત્તિમાં તેહજી । નરનારાયણ ઋષિને રૂપજી, પ્રગટ થયા પ્રભુ પરમ અનુપજી ॥ તેના તે જ શ્રીકૃષ્ણજી હરવાને ભૂમિ ભાર । જાદવ કુળમાં પ્રગટયા, પ્રભુ અખિલ જગ આધાર ॥ દ્વાપર કળીની સંધિમાં, મધુપુર વિષે સુખકંદ, વસુદેવથી શ્રી દેવકીમાં, પ્રગટયા વ્રજચંદ, વળી તેહજ શ્રીકૃષ્ણ કૃપાળજી, કળિકૃત અઘ દેખી વિકરાળજી, અસુર અંશ ગુરૂ કળિમાં જેહજી, અતિ અધર્મ પ્રવર્તાવે તેહજી, અતિ અધર્મિ દેશિકેં, પ્રવર્તાવ્યો અધર્મ ઘોર, તેનાં તે મૂળ ઉખાડવા, કરી ઇચ્છા આપ સજોર ॥ ધર્મને દૃઢ સ્થાપવા, કરવા તે જન નિષ્કામ, ધર્મથી ભક્તિ વિષે, પ્રગટયા તે શ્રી ઘનશ્યામ, કોશળ દેશમાં અવતર્યા, હરિકૃષ્ણ જેહનું નામ (મુકતાનંદ કાવ્ય/ધર્માખ્યાન/કડવુ-૫૬)'' - ''એવા શ્રીકૃષ્ણ રસિક પ્રભુ જેહજી, દ્વાપર કળિની સંધિમાં તેહજી! દેવકીને વસુદેવથી ધીરજી, મધુપુરમાં પ્રગટયા બલવીરજી ॥ મધુપુરમાં લઇ જન્મને, આવ્યા તે ગોકુલ ગામ ।

તહાં નંદાદિક વ્રજવાસીને સુખ આપ્યું સુંદર શ્યામ ।।..... એવા શ્રીકૃષ્ણ કૃપાનિધિ, અતિ સુંદર તાનું ધામ । તે ભકિત ધર્મથી પ્રગટિયા, ઘનશ્યામ જેહનું નામ ।। કોશલ દેશમાં અવતરી, કીધાં તે ચરિત્ર સ્વછંદ ।। (મુકતાનંદ કાવ્ય/ધામવર્ણન ચાતુરી/ચાતુરી-૧૬. આથી શ્રીકૃષ્ણ શ્રીહરિની અનન્યતા સ્પષ્ટ થઇ.)''

હરિલીલા પ્રદીપમાં ''राधाकृष्ण द्वितीयायां मध्यमे मंदिरे हरिः। स्थापयत्यात्ममूर्तौ स्मरणछोड त्रिविक्रमौ॥ જૂનાગઢમા વૈશાખ વદી બીજને દિવસે શ્રીહરિએ મધ્ય મંદિરમાં પોતાની મૂર્તિ રણછોડજી તથા ત્રિકમજીની સ્થાપના કરી (હરિલીલાપ્રદીપ - ૩/૨૪/૩ અહીં ભગવત પ્રસાદજી સ્પષ્ટ પણે કહે છે કે જૂનાગઢમાં શ્રીહરિએ રણોછરાય-દ્વારિકાધીશ નામે પોતાની મૂર્તિ પધરાવી આથી દ્વારકાધિશ સાથે શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)''

હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમાં ''જયું કાલી શિર કૃષ્ણને, કીના પાદ પ્રહાર ।। કાલિય મદમર્દન હરી સોઉ તુમહો મુરાર - જે શ્રીકૃષ્ણે કાલીય નાગ ના માથા ઉપર પગની પાટુ મારી તેના મદને તોડયો હતો હે મુરારી! આપ હિરકૃષ્ણ પણ તે જ છો. (૨૨/૧૬)'' - ''કિન ચિકીછા મન મહી જાના, હે કૃષ્ણ નાહી કોઇ આના ।। લોએજપુર બિરાજમાન નિલકંઠ વર્ણીએ ભુજ નગરમાં બિરાજમાન શ્રી રામાનંદ સ્વામી પર પત્ર લખ્યો તે પત્ર વાંચી રામાનંદ સ્વામીએ મનોમન વિચાર કરી જાણી લીધુ કે પત્ર લખનારા વર્ણી સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે. (હરિકૃષ્ણનારાયણ ચ. ૩૨/૬૩ આથી શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતા કહી.)''

હરિચરિત્રમમાં - ''साक्षात् कृष्णो ब्रहमपुरेश्वरः। બ્રહમ ધામના અધિપતિ એવા આપ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો. (હરિચરિત્રમ/૩/૩૮/૨૫)'' ''द्वादस्यां स्थापयामास मन्दिरे मध्यमे हरिः। इन्दिरासहितां स्वाचाँ चकारैतन्महार्चनम्। अथचोत्तरतस्तस्मान्मन्दिरे प्रतिमां

निजाम्। पितृभ्यां भक्ति धर्माभ्यां सहित भक्ततुष्टये। प्रतिष्ठाप्यार्चयत तां स ततोदक्षिणमन्दिरे। राधया सहितां स्वार्चां कृष्णः संस्थाप्यचार्चयत्॥ શ્રીહરિએ સવંત-૧૮૮૧ ના વર્ષમા કાર્તિક સુદિ-૧૨ ની તીથિએ વડતાલમાં મધ્યમંદિરમાં લક્ષ્મીજી સાથે શ્રીનારાયણ નામે પોતાની મૂર્તિ પધરાવી અને તેમની મહાપૂજા કરી. તેની ઉત્તર તરફના મંદિરમાં ભકતોના સંતોષ માટે શ્રી ભકિતદેવીની સાથે પોતાની મૂર્તિ વાસુદેવ આવા નામે પધરાવી અને તેની મહાપૂજા કરી. તે પછી વચલા મંદિરની દક્ષિણ તરફના મંદિરમાં રાધિકાએ સહિત વૃંદાવન વિહારી નામે પોતાની મૂર્તિ પધરાવી (શ્રીહરિચરિત્રમ્/૪/૬/થી ૭ આથી લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ અને વાસુદેવ સાથે શ્રીહરિએ પોતાની એકતા બતાવી.)'' ''हरेस्तस्यावतारौऽसौ कृष्णोऽत्रा विरभूतपुरा। स द्वारिकाधीशो मह्यं दास्यत्येवात्मदर्शनम्॥ શ્રીહરિના અવતાર રૂપ શ્રીકૃષ્ણ પૂર્વે મથુરામાં પ્રકટ થઇને અહીં રહ્યા હતા તે દ્વારકાધીશ શ્રીકૃષ્ણમને (સચ્ચિદાનંદ મુનિને) પોતાના દર્શન આપશે (હરિચરિત્રમ્/૪/૧૩/૧૯ આથી શ્રીહરિ જ શ્રીકૃષ્ણ રૂપે પ્રગટયા હતા એમ સિધ્ધ થાય છે.)'' - ''एवं स भगवान् सर्वान् स्वस्यै वागमनादिकम् । लीलयाऽदर्शयच्चापि नास्त्येव श्रीहरेः पृथक्॥ આ રીતે શ્રીકૃષ્ણ ભગવાને સૌ લોકોને પોતાનું દ્વારિકાથી આગમન વગેરે લીલાથી બતાવ્યુ છે. પણ તે શ્રીહરિથી કોઇ અલગ નથી અર્થાત બન્ને એક જ છે. (હરિચરિત્રમ્/૪/૧૩/૮૧ આથી દ્વારકાધીશ અને શ્રીહરિની એકતા સિધ્ધ થઇ)''- ''वैशाखाद्यत्रयोदश्यां सन्मुहूर्तऽथमन्दिरे। तस्मिन् वेदोक्त विधिना स्वार्चाम स्थापयद्धरिः॥ શ્રીહરિએ ધોલેરા ગામના નૂતન મંદિરમાં વિ.સં. ૧૮૮૨ ના વૈશાખ સુદી ૧૩ ના દિવસે શુભ મુહૂર્તમાં વેદોકત વિધિથી પોતાની મૂર્તિ પધરાવી. (હરિચરિત્રમ્/૪/૨૦/૪૪- આથી મદોનમહોન સાથે શ્રીહરિની એકતા સિધ્ધ થઇ)'' - ''एकादशी नभस्यस्यशुक्ला पद्माभिधाहरे। तस्यां कृष्णावतारेण दानलीला त्वयाकृता॥ હે હરે! ભાદરવા સુદિ એકાદશી

જે પદ્મા નામથી કહેવાય છે તે દિવસે આપે કૃષ્ણાવતારમા દાણલીલા કરી હતી (હરિચરિત્રમ/૪/૨૬/૩ - આથી કૃષ્ણ અવતાર ધારણ કરી શ્રીહરિ જ આવ્યા હતા એમ સ્પષ્ટ થયું.)'' - ''राधाकृष्ण द्वितीयायां मध्यमे मन्दिरे हरिः। स्थापयत्यात्ममूर्त्तिस्म ऋणच्छोडत्रिवक्रमौ॥ दक्षिणे मन्दिरे तस्माद्राधारमण संज्ञिकाम। स्वमूर्त्तिँ स्थापयामास दर्शनाद्दरिततक्षयाम्॥ વિક્રમ સવંત ૧૮૮૫ ના વૈશાખ વદી બીજને દિવસે જૂનાગઢમાં મધ્ય મંદિરમાં શ્રીહરિએ રણછોડરાય અને ત્રિકમરાય નામે પોતાની બે મૂર્તિઓ પધરાવી તે મધ્ય મંદિરની જમણી બાજુએ દર્શન માત્રથી જ પાપનો નાશ કરે તેવી રાધિકાજીએ સહિત શ્રીરાધા રમણદેવ નામે પોતાની મૂર્તિ પધરાવી (હરિચરિત્રમ/૪/૪૦/૨૩-૨૪ આથી દ્વારિકાધિશ શ્રી રણછોડરાય અને શ્રીહરિની અભિન્નતા સ્પષ્ટ થઇ.)''

હરિ ચરિત્રામૃત સાગરમાં - ''દ્વારિકાધીશ સચ્ચિદાનંદ સ્વામી પ્રત્યે બોલ્યા - અમે અને તમારા ગુરૂ શ્રીહરિ એક જ છીએ. એમ તમે સાક્ષાત જાણો. અમારા અનંતરૂપ હોવા છતા પણ અમે એક જ છીએ જે મુઢ બુધ્ધિના લોકો છે તે તેમાં પોતાની બુધ્ધિ પ્રમાણે તર્ક કરે છે. આવા લોકોને અમારૂ જ્ઞાન લેશ માત્ર નથી. અમારી બાબતમાં જેટલા તર્ક કરતા હોય છે તે બધા બાળ બુધ્ધિના (મુર્ખ) છે બ્રહ્માથી લઇ અક્ષરપર્યંતના અમારી બાબતમાં બાળક ગણાય છે. (હ.ચ.સા. ૨૬/૨૭/૬૮ - આથી દ્વારકાધિશે સ્વમુખે પોતા સાથે શ્રીહરિની અભિન્નતા કહી અને તેવોને ભિન્ન માનનારાઓને મૂઢ બુધ્ધિના કહ્યા.)''

સ.જી. માં પણ - ''यः साक्षाद् भगवान कृष्णः स तु दुर्गपुरे स्वयम्। विराजते हरिः सोऽत्र वर्तते हि चतुर्भुजः॥ જે સાક્ષાત્ ભગવાન કૃષ્ણ હરિ છે તે તો સ્વયં દુર્ગપુરમાં વસે છે. તે જ સાક્ષાત્ હરિકૃષ્ણ આ પુરીમાં ચતુર્ભુજ રૂપે વિરાજે છે. (સ.જી.

૪/૩૦/૨૨ - આમ સચ્ચિદાનંદ મુનિને નિશ્ચય થયો કે જે દુર્ગપુરમાં હરિકૃષ્ણ રૂપે બિરાજે છે તે જ દ્વારકામાં ચતુર્ભુજ દ્વારકાધિશ રૂપે બિરાજે છે આમ બન્નેની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.)'' - ''एवं स्वयं स भगवान् स्वस्यैवागमनादिकम्। लीलया दर्शयामास ना तो ज्ञेयो तयोर्भिदा॥ સુવ્રત ઋષિ પ્રતાપસિંહ રાજા પ્રત્યે બોલ્યા - હે રાજન્! આ પ્રકારે તે આ નર નાટક પ્રગટ કરી રહેલા સ્વયં ભગવાન દ્વારકાધિશ શ્રીહરિ ભકત પરવશતાને લીધે પોતાનું સાક્ષાત્ આગમનાદિક લીલાએ કરીને જ સર્વભકતોને પ્રદર્શાવ્યુ માટે ભગવાન પ્રગટતાને પામેલા શ્રીહરિ અને દ્વારકાધિશ શ્રીકૃષ્ણો ભેદ ન જ જાણવો કારણ બન્ને બન્ને પ્રકારે દેખાય છે પણ એક જ જાણવા (સ.જી. ૪/૩૨/૪૨ - આથી દ્વારકાધીશ શ્રીકૃષ્ણ અને શ્રીહરિકૃષ્ણની અભિન્નતા કહી.)'' આ રીતે આ ગ્રંથમાં એવા બીજા પણ બહું વાકયો અભેદને કહેનારા છે.

ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધ એવા હરિ વાકય સુધા સિંધુ (તરંગ-૧/૨૫) માં ''श्रीहरिः'' શબ્દનો અર્થ ટીકાકાર રઘુવીરજી મહારાજે ''स्वयं साक्षात् कृष्ण – આ શ્રીહરિ સાક્ષાત સ્વયં શ્રીકૃષ્ણ છે'' આ પ્રમાણે કરેલો છે. (તરંગ-૮૯/૪) - ''श्रीकृष्णस्य तव – શ્રીકૃષ્ણ એવા તમો'' (તરંગ-૧૩૪/૨૧) - ''यद्यपि स्वयं श्रीहरिस्तु साक्षात् पुरूषोत्तमः श्रीकृष्णः – જો કે સ્વયં ભગવાન શ્રીહરિ સાક્ષાત્ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ જ છે.'' આથી શ્રીકૃષ્ણ છે તે જ શ્રીહરિ છે એમ તેઓની પરસ્પર અભિન્નતા સ્પષ્ટ થઇ.

હરિલીલા કલ્પતરૂમાં ''तत्राऽऽकर्ण्यस्वमित्राणामसुराणां स तु क्षये। हेतोरत्रैव कृष्णस्य प्रादुर्भावं ययौक्रुधम्॥ ધર્મ દેવે કહેલું વૃતાન્ત સાંભળીને પોતાના મિત્ર દુર્યોધનનો કુટુંબ સહિત વિનાશ કરનાર શ્રીકૃષ્ણ જ આ ધર્મને ઘેર અવતાર ધારણ

કરશે તેમ જાણી અશ્વત્થામાંને અતિ ક્રોધ થયો. (હ.કલ્પ/૧/૨૫/૮ આથી અશ્વથ્થામાં જેવા અસુરને પણ ખબર પડી ગઇ કે દેવકીનંદન શ્રીકૃષ્ણ જ ધર્મનંદન શ્રીહરિરૂપે પ્રકટ થવાના છે.)'' – ''सोऽथ पश्यत्सु पौरेषुत्वं कृष्णोऽसीत्युदीर्य्यतम्। नत्वा स्तुवाऽऽश्रयं तस्य कृत्वाऽगात्स्वालयं मुदा॥ તેલંગ બ્રાહ્મણ મહાદાન ગ્રહણ કરવાથી શ્વેતવર્ણનો હતો તે શ્યામવર્ણનો થઇ ગયો તે પછી શ્રીહરિકૃષ્ણની કૃપાથી પુનઃ શ્વેતવર્ણનો થઇ ગયો ત્યારે તે શ્રીહરિની સ્તુતિ કરતા બોલ્યો હે હરે! તમો શ્રીકૃષ્ણ વાસુદેવ છો. આ પ્રમાણે કહીને નમસ્કાર કરીને શ્રીહરિનો આશ્રય કરીને હર્ષપૂર્વક પોતાના સ્થાને ગયો. (હ. કલ્પ/૨/૪૫/૫૪) આથી શ્રીકૃષ્ણ દ્વારિકાધીશની શ્રીહરિ સાથે અભિન્નતા સ્પષ્ટ થઇ.

ઉન્મત્ત ંગગા માહાત્મ્યમાં ''सांप्रतं हरिनामाऽहं जातोऽस्मि ब्रह्मणालये। श्रेयसे देहिना भद्र! स्वाक्षर मुक्त संयुतः। द्वादशक्रोशमस्माच्चपुरं वृत्तालयाभिधम्॥ स्थितोऽस्म्यत्रमहाबुद्धे। सहजानन्दसंज्ञया॥ શ્રી વલ્લભ રામ નામના એક વૈષ્ણવ દર પુનમે પગપાળા ચાલીને ડાકોર રણછેડરાયના દર્શન કરવા જતા એક દિવસ રણછો઼ડરાય પ્રસન્ન થયા અને તેઓને પ્રત્યક્ષ દર્શન આપીને બોલ્યા - હે પવિત્ર બ્રાહમણ! હમણા હું લોકોનું આત્યંતિક કલ્યાણ કરવા માટે અક્ષરમુક્તોને લઇ બ્રાહમણને ઘરે 'હરિ' આવા નામે પ્રગટ થયો છુ. હે મહાબુધ્ધે! અહીંથી બારકોશ દૂર વડતાલ નામે ગામ છે. ત્યાં હું સહજાનંદ નામે રહ્યો છુ. (ઉ. મહા. ૧૨૫/૪૨ આથી દ્વારિકાધીશ રણછેડરાય જ સહજાનંદ રૂપે પ્રગટ થયા એમ સ્પષ્ટ થયુ આથી તેઓ બન્નેની અભિન્નતા પણ સ્પષ્ટ થઇ.)'' આમ શાસ્ત્રોક્ત પ્રમાણથી એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ અને શ્રીહરિ (નિલકંઠવર્ણી) એ અભિન્ન જ છે. હવે દ્વારિકાધિશ શ્રીકૃષ્ણની સર્વોપરીતાના પ્રમાણો નિહાળીએ.

જેમ ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે ''यस्मात्क्षर मतीतो ऽहमक्षरादपि चोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरूषोत्तमः॥ હું ક્ષરથી પર છુ અને અક્ષરથી ઉત્તમ છુ. એટલે માટે લોકમાં (ધર્મ શાસ્ત્રમાં) તથા વેદમાં પુરૂષોત્તમ નામથી પ્રસિધ્ધ છુ. (ગીતા/૧૫/૪ આથી દ્વારકાધિશે સ્વમુખે પોતાની સર્વોપરીતા કહી.)'' - તથા વાસુદેવમહાત્મ્ય માં ''न वासुदेवात् परमस्ति पावनं वासुदेवात् परमस्ति मङ्गलम्। न वासुदेवात्परमस्ति दैवतं न वासुदेवात्परमस्तिवाञ्छितम्॥ હે નારદ! શ્રીવાસુદેવ શ્રીકૃષ્ણ થકી પર (સર્વોપરી) બીજુ પાવન કોઇ નથી. વાસુદેવ થકી પર મંગળ કોઇ નથી. વાસુદેવ થકી પર દૈવત કોઇ નથી વાસુદેવ થકી પર વાંછિત કોઇ નથી એક વાસુદેવ ભગવાન જ પરમ પાવન પરમ મંગળ પરમ દૈવત અને પરં વાંછનિય છે. (વાસુ.મહા. ૨૫/૬૯ - આથી વાસુદેવ શ્રીકૃષ્ણની સર્વોપરીતા કહી.)'' શ્રીમદ્ ભાગવતમાં - ''एते चांशकलापुंसकृष्णस्तु भगवान् स्वयम्। આ બધા ભવ, બ્રહમા, મનુ ઇત્યાદિક તો ભગવાનના અંશ-કલા અવતાર છે પણ શ્રીકૃષ્ણ તો સ્વયં ભગવાન છે. (ભાગ. ૧/૩/૨૮)'' મહાભારતમાં - ''कृष्ण एव हि लोकानामुत्पतिरापि चाव्ययः। कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्॥ શ્રીકૃષ્ણ એ જ જગતની ઉત્પતિ સ્થિતિ અને લયના સ્થાન છે. શ્રી કૃષ્ણ માટે જ આ સ્થાવર જંગમ થયુ છે. (મહા. ભા. સભા/૩૮/૨૩ અહીં શ્રી કૃષ્ણને જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલયના કારણ કહ્યા. અહીં આવતા સ્થિતિનો અર્થ કોષ પ્રમાણે નિયંતા થાય છે અને નિયંતાનો અર્થ કોષ પ્રમાણે ''ઉપરી'' થાય છે. આથી શ્રીકૃષ્ણની સર્વોપરીતા કહી.)'' વેદોમાં પણ - ''कृष्णो वै परमं दैवतम्। શ્રીકૃષ્ણ જ પરમ દૈવત છે. (અથર્વ વેદ/ગોપાલતાપનિય ઉપ/૧)'' આથી વેદે જ શ્રીકૃષ્ણને પરમ દેવ (સર્વોપરી દેવ) કહ્યા.

વચનામૃતમાં શ્રીહરિ સ્વમુખે કહે છે ''એ વાસુદેવ શ્રીકૃષ્ણ છે તે જ સર્વોપરી છે. (ગ.મ. ૩૯ આથી શ્રીહરિએ સ્વમુખે શ્રીદ્વારિકાધીશની સર્વોપરીતા કહી.)''

શ્રીહરિચરિત્રામૃત સાગરમાં આધારાનંદ સ્વામી પણ ''સિધ્ધાંતને અનુરૂપ સર્વોપરી અને પરમ અનુપ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપોની સ્થાપના કરી. (હરિ ચરિત્રામૃત સાગર/૬/૭૮/૨૭)'' - ''શ્રીરામ અને કૃષ્ણ આ બે અવતાર સર્વોપરી કહેવાય છે. (હરિ ચરિત્રામૃત સાગર/૬/૪૮/૨૭)'' આથી દ્વારિકાધીશ શ્રીકૃષ્ણની સર્વોપરીતા સંપ્રદાયના માન્ય પ્રબંધો દ્વારા સિધ્ધ થઇ જાય છે. સંપ્રદાયમાં કેટલાક અજ્ઞાનિ લોકો સર્વોપરીનો અર્થ ''અવતારોના ઉપરી'' એવો કરે છે. પણ આ અર્થ સંપૂર્ણપણે અસત્ય છે. સર્વોપરીનો વાસ્તવિક અર્થ કોષ પ્રમાણે ''સર્વ એટલે જીવ ઇશ્વર માયા અને અક્ષર બ્રહ્મ'' અને, ઉપરી એટલે ''નિયંતા'' અર્થાત્ જીવ, ઇશ્વર માયા અને અક્ષર બ્રહ્મ તેને નિયમન કરનાર ભગવાન સર્વોપરી કહેવાય. નિયમન શબ્દ ઐશ્વર્યના અર્થમાં છે. ઐશ્વર્ય એ ભગવાનના ષડ્ગુણોમાંથી એક છે. એટલા માટે જ ભગવાન શ્રીહરિ પણ (લોયા-૧૩) માં કહે છે. ''નારાયણ પોતાને ઐશ્વર્ય કરીને સર્વોપરી છે.'' આમ સ્વમુખે ભગવાન શ્રીહરિએ ઐશ્વર્ય કરીને ભગવાનની સર્વોપરિતા કહી. આથી દ્વારકાધિશ શ્રીકૃષ્ણની પૂર્ણતા સર્વોપરીતા તથા શ્રીહરિ સાથે અભિન્નતા સ્પષ્ટ થઇ જાય છે.એટલે ભૂત સલિમે જે દ્વારકાધિશની અંશતા - અપૂર્ણતા અને શ્રીહરિ સાથે તેઓની ભિન્નતાની વાત કરી હતી તે ઉપરોક્ત સંપ્રદાયના માનનીય પ્રબંધોના આધારે અસત્ય તથા કપોળ કલ્પિત બનાવટી સિધ્ધ થઇ જાય છે. જો આ ભૂતની વાત માની શ્રીહરિ સાથે દ્વારકાધિશની ભિન્નતા માનવામાં આવે તો સંપ્રદાયના માન્ય બધાજ પ્રબંધો અસત્ય સિધ્ધ થઇ જાય માટે આ ભૂતની વાત ભૂત ભાઇને મનાય પણ મુમુક્ષુ ભક્તો નહીં.

હવે આ પ્રસંગમાં સંપ્રદાયના સુપ્રસિદ્ધ સ.જી. ના વક્તા એવું કહે છે કે ‘‘આ નિજાનંદને અષ્ટાંગ યોગના સાત સોપાન સિદ્ધ હતા આઠમી સમાધિ સિદ્ધ ન હતી અને નિજાનંદ સ્વામીને નિરાકારની ઉપસના હતી.’’ આવી વાત કરે છે એટલે ભૂત સલિમ આ પ્રમાણે કહે છે અર્થાત્ નિજાનંદ જે ત્રીજા જન્મે સલિમ થયો હતો અને સલિમનો દેહ પડયા બાદ તે ભૂત થયો હતો તે આ વાત કરે છે. હવે આ વાતની સમીક્ષા કરીએ તો નિલકંઠ વર્ણી એ નિજાનંદને શાપ આપ્યો ત્યારબાદ નિજાનંદ ત્યાંથી સિધો દ્વારિકા આવ્યો અને રાત્રિના બાર વાગ્યે દ્વારકાધિશના મંદિરના બારણા ખખડાવ્યા અને દ્વારકાધિશને નિદ્રામાંથી જગાડયા અને તેઓને શાપ સમ્બન્ધિ વાત કરી. આ વાતથી જ પ્રતિપાદન થઇ જાય છે કે નિજાનંદને અષ્ટાંગ યોગનું આઠમું સોપાન જેને સમાધિ કહેવાય છે તે પણ સિદ્ધ હતી. કારણ કે જે સાધક જાગ્રત અવસ્થામાં પણ સાક્ષાત્ ભગવાન સાથે વાર્તાલાપ કરી શકતો હોય તેને માટે સમાધિ તો સાવ સામાન્ય વાત છે. નિજાનંદને વર્ણી જે શાપ આપ્યો તે પ્રસંગ લગભગ બસો વર્ષ પહેલાનો છે. તે સમયથી હજારો વર્ષ પહેલા દ્વારકાધિશ શ્રીકૃષ્ણ પોતાના મનુષ્ય વિગ્રહની લીલા સમાપ્ત કરી દ્વારિકામાં અર્ચા સ્વરૂપે બિરાજમાન હતા. હવે શાપ આપ્યા બાદ નિજાનંદ દ્વારિકા જઇ બધી વાત દ્વારિકાધિશ ને રજૂ કરતો હોય દ્વારિકાધીશ પણ અર્ચા વિગ્રહમાંથી પ્રગટ થઇ તેની સાથે વાર્તાલાપ કરતા હોય તેના પરથી જ અનુમાન કરી શકાય છે કે નિજાનંદ કંઇ સ્થિતિ પર વર્તતો હતો આમ જેને ઉઘાડી આંખે જ સમાધિ થતી હોય તેને એમ કહેવું કે ‘તેને અષ્ટાંગ યોગની અંતિમ કક્ષા જે સિદ્ધ ન હતી.’’ એ અતિ સાહસ અતિ હાસ્યાસ્પદ કહેવાય માટે આ વાત સંપૂર્ણપણે કપોળ કલ્પિત અશાસ્ત્રીય છે. હવે વક્તા મહોદય એવું કહે છે કે ‘‘નિજાનંદની ઉપાસના નિરાકારની હતી.’’ પણ આ વાત તેઓના જ કહેવાથી અમાન્ય થઇ જાય છે કારણ કે વર્ણીએ નિજાનંદને

શાપ આપ્યો ત્યારબાદ નિજાનંદ આ બાબતની જાણ કરવા નિરાકાર ભગવાનને પાસે ગયો નથી. પણ સાકાર એવા દ્વારિકાધીશ પાસે ગયો છે. જો નિરાકારની ઉપાસના તેને હતે તો તે નિરાકાર ભગવાન પાસે અવશ્ય જતે પણ તે સાકાર શ્રી કૃષ્ણ પાસે આવેલો આના પરથી જ એ વાત સિદ્ધ થઇ જાય છે કે નિજાનંદને સાકાર ભગવાનની ઉપાસના હતી માટે ''નિજાનંદને નિરાકાની ઉપાસના હતી.'' એમ કહેવું એ વાત સંપૂર્ણપણે પોતાની જ વાતથી વિરૂદ્ધ પ્રતિપાદિત થઇ જાય છે. ઉપરોક્ત વાતનું અવલોકન કરતા આ વાત સંપૂર્ણપણે મૂળભૂત સંપ્રદાયના ગ્રંથોથી પૂર્ણરૂપે વિરૂદ્ધ હોવાથી આ વાતને સત્ય માનવામાં મહા સંશય છે આ કપોળ કલ્પિત વાત કરનારા બીજા કોઇ નહી પણ સંપ્રદાયના માન્ય સાધુ છે જેઓ સત્સંગિ જીવનની અનેકો કથા કરી ચૂકયા છે. તથા સાધુતાની મૂર્તિ છે તેઓ પણ ઉપરોક્ત વાતના દીગ્દર્શનને વિચારશે ત્યારે પોતાની વિપરીત માન્યતાનો અવશ્ય ત્યાગ કરશે. અહીં આ પ્રસંગમાં આ સંપ્રદાયના અતિ માન્ય સંત આડકતરી રીતે ભગવાન સ્વામિનારાયણની મહત્તા અને દ્વારિકાધીશ શ્રીકૃષ્ણની કનિષ્ટા બતાવી આડકટ રીતે અવતારોનું ખંડન કરતા જણાય છે. વેદ વ્યાસજી આદી મહર્ષિઓએ રચેલા ગ્રંથો તથા સંપ્રદાયના માન્ય પ્રબંધોનું અવલોકન કરતા સ્પષ્ટ પણે જણાય છે કે આ પ્રમાણે અવતારોનું ખંડન કરનારાને ગ્રંથ કારોએ અસુર શબ્દથી સંબોધેલા છે તથા આવા જનો અધોગતિને પામે છે. એમ સ્પષ્ટ કહે છે જેમકે - ભગવાન વેદ વ્યાસજી કહે છે. ''नैव तस्यापरो लोको नाथं पार्थिव सत्तम्। कर्मणा मनसा वाचायोद्विषाद्विष्णुमव्ययम्॥ અર્થાત્ જે મન, વાણી અને ક્રિયાદ્વારા અવિનાશી ભગવાન વિષ્ણુ સાથે દ્વેષ રાખે છે. તેનું આ લોક પરલોકમાં કોઇપણ સ્થાને ઠેકાણુ નથી. (મહા શાન્તિ/૩૪૬/૫ આથી વિષ્ણુ ભગવાન સાથે દ્વેષ રાખનારો અધોગતિ પામે છે એમ કહ્યુ.)'' આવા વ્યકિતઓ પોતે તો અધોગતિને પામે જ છે સાથે સાથે

પોતાના પિતરોને પણ અધોગતિ પમાડે છે. જેમ ગંગા પુત્ર ભિષ્મ કહે છે. - ''मज्जन्ति पितर स्तस्य नरके शास्वतीः समाः। यो द्विष्याद् विवुधश्रेष्ठं देवं नारायणं हरिम्॥ અર્થાત્ જે દેવ શ્રેષ્ઠ ભગવાન નારાયણ હરિ સાથે દ્વેષ કરે છે તેના પિતરો સદાને માટે નરકમાં ડૂબી જાય છે. (મહા. સાન્તિ/૩૪૬/૬)'' આવા દ્વેષિ લોકો થકી તો જ્ઞાન પણ ગ્રહણ ન કરવું એવુ ભીષ્મ પિતામહ કહે છે. - ''न हीनतः परमभ्याददीत। કોઇ નીચ મનુષ્ય થકી આધ્યાત્મ શાસ્ત્રનો ઉપદેશ ગ્રહણ ન કરવો.'' (મહા. સાન્તિ. ૨૯૯/૮) કારણ કે સ.જી. ૨/૧૭ પ્રમાણે ભગવાનના અવતારોનું ખંડન કરનારા તો અસુર હોય અત્યધિક નીચ છે તેમના થકી જ્ઞાન ગ્રહણ કરનારા ''कश्यपो पश्यको भवति'' આ ન્યાયે તેમના જેવા જ થતા હોવાથી તેમના થકી જ્ઞાન ગ્રહણ ન કરવું. કારણ કે આવા લોકો થકી કહેવાયેલ વાત તેમના આસુરી અંતઃ કરણનું પ્રદર્શન કરે છે જેમકે ભગવાન વ્યાસ કહે છે. -''मूढानामवलिप्तानामसारं भाषितं बहु। दर्शय त्यन्तरात्मानमग्निरूपमिवां शुमान्॥ અર્થાત ઘમંડી મૂર્ખો દ્વારા કહેવાયેલી અસારવાત તેઓના દૂષિત અંતઃ કરણને જ પ્રદર્શન કરે છે. જેમ સૂર્ય કાન્તમણીના યોગથી પોતાના દાહક અગ્નિ રૂપને જ પ્રકટ કરે છે. (મહા. સાન્તિ/૨૭૮/૩૩)'' આવા વ્યકિતઓ ભલે ઉચ્ચસ્વરથી (જોરથી) બુમો પાડી પાડી કલ્પિત વાતો કરતા હોય છતા આવી વાતો અંતે જતા શૂન્યતામાં જ વિલિન થઇ જાય છે. જેમકે ગંગા પુત્ર કહે છે.- ''असदुच्चैरपि प्रोक्तः शब्दः समुपशाम्यति। दीप्यते त्वेव लोकेषु शनैरपि सुभाषितम्॥ અસત વાત જોર જોરથી કહેવામાં આવી હોય તો પણ તે શૂન્યમાં વિલિન થઇ જાય છે. લોકમાં તેનો આદર થતો નથી પણ સારી વાત સત્ વાત ધીરે ધીરે કહેવામાં આવી હોય તો પણ તે સંસારમાં પ્રકાશિત થાય છે - તેનો આદર થાય છે અને પ્રભાવ વૃધ્ધિ પામે છે. (મહા.શા./૨૮૭/૩૨)'' આવા લોકોને વ્યાસાદિ મહર્ષિઓના વચનોમાં પણ વિશ્વાસ હોતો નથી તેઓને વિશ્વાસ હોય છે કેવલને કેવલ કપોળ

કલ્પિત વાતોમાં, તો આવી વાતુમાં વિશ્વાસ રાખી વ્યાસાદિ મહર્ષિઓના વચનમાં અવિશ્વાસ રાખનારાઓને શ્રીહરિ નાસ્તિક તરીકે સંબોધે છે જેમકે - ''વ્યાસ વાલ્મિકી ઇત્યાદિક જે મોટા પુરૂષો તેના વચનનો જેને વિશ્વાસ નથી તેને નાસ્તિક જાણવો. (ગ.મ. ૬)'' આવા મુર્ખ લોકો તો વ્યાસાદિ મહર્ષિઓના વચનને પણ અ પ્રમાણિક કહે છે. માટે આવાઓની વાતોને પણ પ્રમાણિક નહી માનવી એવી શાસ્ત્રો સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા કરે છે જેમકે- ''प्रमाणमप्रमाणं वैयः कुर्यादबुधोजनः। न स प्रमाणतामर्हो विवाद जननो हि सः॥ જે મૂર્ખો પ્રમાણને પણ અપ્રમાણ બતાવે છે. તેની વાતને પ્રામાણિક માનવી નહિ કારણ કે તે કેવલ વિવાદ કરનાર છે. (મહા. અનુ. ૧૬૨/૨૫)'' આવા વ્યક્તિઓ વેદ, શ્રીમદ્ ભાગવત આદિ ગ્રંથોમાં આવતા વચનોની ઘોર નિંદા કરતા હોય છે જેમકે - ''नास्तिको वेदनिन्दकः। વેદ અને તેના ઉપબૃહણ ગ્રંથોની નિંદા કરનાર નાસ્તિક છે. (મનુ સ્મૃતિ-૨/૧૧)'' આ પ્રમાણે શાસ્ત્ર વિરૂધ્ધ વાતુમાં નિષ્ઠા રાખનારાઓની નિષ્ઠાએ સાત્વિક નથી પણ આસુરી છે જેમ ભગવાન વેદ વ્યાસજી કહે છે. - ''यानि शास्त्राणि दृश्यन्ते लोकेऽस्मिन विविधानि तु। श्रुति स्मृति विरूद्धानि निष्ठा तेषां हि तामसी॥ આ સંસારમાં શ્રુતિ અને સ્મૃતિથી વિરૂધ્ધ જે વિવિધ શાસ્ત્ર જોવા મળે છે. નિશ્ચય જ તે શાસ્ત્રમાં નિષ્ઠા (વિશ્વાસ) રાખવીએ તમો ગુણી નિષ્ઠા છે. (કૂર્મ પુરાણ/પૂર્વભાગ/૧૧/૨૭૨)'' આવી તમો ગુણી આસુરી નિષ્ઠા વાળા લોકો વેદાદિ શાસ્ત્રોની નિંદા કરતા હોય છે જે નિંદા અતિશય દોષ પૂર્ણ છે અને તેના ફલરૂપે આવા લોકોની મહા પાપીઓમાં ગણના (બ્રહ્મ હત્યારા જેવા મહાપાપીઓમાં) થાય છે. જેમકે વ્યાસજી કહે છે ''देव द्रोहाद् गुरुद्रोहः कोटिकोटि गुणाधिकः ज्ञानापवादोना स्तिक्यं तस्मात् कोटि गुणाधिकम्॥ ગુરૂ દ્રોહ કરતા પણ શાસ્ત્રીય જ્ઞાનની નિન્દા કરવી અને નાસ્તિકતાનો ભાવ કરોડ ઘણો અધિક દોષ પૂર્ણ છે. (કૂર્મ પુરાણ/૧૬/૧૮) ''यः प्रवृत्तां श्रुतिं सम्यक्छास्त्रं वा मुनिभिःकृतम्।

दूषयत्यन भिज्ञाय तमाहुर्ब्रह्मघातकम्॥ અર્થાત્ જે પરમ્પરાગત વૈદિક શ્રુતિઓ અને ઋષિ પ્રણિત સચ્છાસ્ત્રો પર કોઇ પણ જાતની સમજણ વિના દોષા રોપણ કરે છે. તેને બ્રહ્મહત્યારો કહે છે. (મહાભારત/વૈષ્ણવધર્મ/અ.૯૨)'' તથા દેહાંતે તેઓ અત્યંત દુર્ગતિને પામે છે. જેમ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે. ''श्रुतिं केचिन्निन्दमानाः श्रुतिं दूष्यन्त्य बुद्धयः। प्रमाणं न च कुर्वन्ति ये यान्तीहापि दुर्गतिम्॥ અર્થાત આ સંસારમાં કેટલાક મૂર્ખ મનુષ્ય શ્રુતિ-વેદ પરદોષારોપણ કરે છે અને તેની નિંદા કરે છે તથા તેને પ્રમાણ ભૂત માનતા નથી આવા લોકોની મોટી દુર્ગતિ થાય છે. (મહા. આશ્વ. વૈષ્ણવધર્મ/અ.૯૨)

આમ વ્યાસ આદિ મહર્ષિઓ ભગવાનના અવતારોનું ખંડન કરનારા તથા સત્ શાસ્ત્રને નહિ માનનારાઓ વિષે આ પ્રમાણેનો અભિપ્રાય ધરાવે છે. હવે ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથ કર્તાઓ તથા ઇતર સંપ્રદાયના ગ્રંથ કર્તાઓ આ પ્રકારના અવતાર દ્રોહીઓ તથા વેદાદિ શાસ્ત્રોને નહિ માનનારા વિષે કેવા પ્રકારનો અભિપ્રાય ધરાવે છે. તે નિહાળીએ જેમકે - (હરિચરિત્રામૃત સાગર- ૧/3/3૬) માં આધારાનંદ સ્વામી કહે છે. ''અસુર જાતિના લોકોના મનમાં મોહ-અજ્ઞાન રહ્યું હોય છે. તેથી પ્રભુના ચરિત્રો સાંભળીને તેમનો દ્રોહ કરવા લાગે છે. માટે તેમની આગળ ભગવાનના ચરિત્રો ન કહેવા.''- (હરિ.ચ.સાગર - ૧/૧૨/૧૯) ''અસુરો અવળે માર્ગે ચાલે છે અને સત્ શાસ્ત્રોને તેઓ માનતા નથી. અર્થાત્ સચ્છાસ્ત્રની સમજણ પણ અવળી રીતે લેતા નથી. (જેમ હાલમાં કેટલીક ભગવાનના અવતારોને અત્યંત હલકી રીતે ઉતારી સ્વામીની વાતુ છે જે વાતુ વેદાદિ તથા સાંપ્રદાયિક મૂળ તત્ત્વ જ્ઞાનથી વિરૂધ્ધ હોય અસત્ શાસ્ત્ર છે આવા શાસ્ત્રોને સ્વયં સર્વોપરી શ્રીહરિએ સ્વમુખે શિક્ષાપત્રી શ્લો-૨૯ માં સ્પષ્ટ રીતે માનવાની પણ મનાઇ કરી છે. તેને કેટલાક આસુરી તત્વો પ્રમાણપણે ગ્રહણ કરી અવળા માર્ગે ચાલે ચલાવડાવે છે.) તથા -

(હ.ચ.સાગર/૧/૧૫/૭૪) ''અસુરો મનમાં ધારે તેને ખરાબ કરી બતાવે છે અને પાપ કરવામાં તેઓ ઘણા જ ઉત્સાહી હોય છે વેદો શાસ્ત્રો અને સંતોને તેઓ માનતા નથી પણ કલ્પિત શાસ્ત્રને જ માને છે.'' (જેમ હાલના કેટલાક અંદર બહારના આસુરી તત્વો વેદો, પુરાણો ઇત્યાદિ ગ્રંથોને ''એમા કયાં સ્વામિનારાયણનો મુવાડો છે.'' એમ કહી આ અપૌરૂષેય ગ્રંથોને મૂળમાંથી ઉડાવી દઇ કોઇ નિરક્ષરે કહેલી કલ્પિત વેદ વિરૂધ્ધ વાતુને પ્રમાણ માને છે.) તથા - (હ. ચ.સાગર/૩/૬/૧૯) ''હરિ અવતારનું ખંડે જે તે, દૈત મત કે જાનત તે તે । દૈત્યનો મત એટલે જેઓ ભગવાનના અવતારોનું ખંડન કરે, તેને તે આ મતને રામાનંદ સ્વામી દૈત્યમત જાણતાં (આનાથી સ્પષ્ટ થયુ કે અવતારોનું ખંડન કરનારા દૈત્યોના માર્ગને અનુસરેલા છે. હાલના સમયમાં વેદાદિ શાસ્ત્રો વિરૂધ્ધ કોઇક આસુરી તત્ત્વોએ ભગવાનના અવતારોનું ખંડન કરતી વાતુઓ કહેલ છે જેમા અવતારોને ઘણી હલકી ભાષામાં ઉતારી પાડી તેની ઘોર નિંદા કરવામાં આવી છે. તો તે વાતુને કહેનારા કયા મતને અનુસરેલા માનવા.? અને તે વાતુને પ્રમાણ પણે ગ્રહણ કરી તેનો પ્રચાર પ્રસાર કરનારાને કયા મતના માનવા.?)'' તથા - (હ.ચ.સાગર-૪/૧૧/૨૨) ''મૂર્તિમાન દૈત્ય હોય તે ભગવાનના અવતારોનું અને તેમની મૂર્તિઓનું આકારોનું યુક્તિએ કરીને ખંડન કરે'' (આથી ભગવાનના અવતારોનું યુક્તિએ કરીને ખંડન કરનારાને અસુર કહ્યા. તો પછી હાલમાં સમયમાં ફલાણા સ્વામીની વાતુ ફલાણા ભકતની વાતુ જે વાતુમાં યુક્તિએ કરીને અવતારોનું ખંડન કરાયુ છે તો તે વાતુ લખનારા, કહેનારા તથા તેનો પ્રચાર પ્રસાર કરનારા આધારાનંદ સ્વામીની દૃષ્ટિએ દૈત્ય થયા.) આ ઉપરાંત - (હ.ચ.સાગર-૪/૨૯/૨૫) ''શાસ્ત્રનું સૌથી અધિક માત્રમાં પ્રમાણ પણુ છે અને જે શાસ્ત્રને ન માને તેને બુધ્ધિ માનો એ અસુર જાણવો.'' **(**અહીં શાસ્ત્ર એટલે સચ્છાસ્ત્ર જેનું લક્ષણ ''જેમા ભગવાન

વિષ્ણુના અવતાર ભૂત શ્રીકૃષ્ણ, શ્રીરામ આદિકનું સ્વરૂપ અને તેમના સંબંધિ દિવ્ય ચરિત્રોનું પ્રતિપાદન કર્યુ હોય તે સચ્છાસ્ત્ર તથા જેમાં ભગવાનના આકારને કુયુકિત ગર્ભિત વાકય જાળથી તથા મુકતોના આકારનું ખંડન કરનારૂ વાકય હોય તથા જેમા ભગવાનના અવતાર ચરિત્રોમાં દૂષણ આરોપણ કરી નિંદા કરી હોય તે અસત શાસ્ત્ર કહેવાય. (સ.જી. ૩/૨૯/૩૮ થી ૪૪)'' અસુરો પણ શાસ્ત્રને તો માને જ છે. પણ તેઓ તો જેમા ભગવાનના અવતારોનું એમની લીલાઓમાં દોષારોપણ કરાયુ હોય તેવા શાસ્ત્રને માને છે તો કહો ગુ. સ્વામીની વાતુ કયા શાસ્ત્રમાં ગણવી.?**)** તથા - (હ.ચ.સાગર/૪/૩૧/૪૬) ''જયારે બુધ્ધિ શુધ્ધ હોય ત્યારે સચ્છાસ્ત્ર સાંભળવામાં રૂચિ ઉપજે સચ્છાસ્ત્ર સાંભળવાથી તુરંત જ અંતઃ કરણ નિર્મળ ઉજજવળ થાય છે.'' (આથી અસત્ બુધ્ધિ એવા અસુરોને સચ્છાસ્ત્ર સાંભળવામાં રૂચિ ઉત્પન્ન થતી નથી તેઓને કપોળ કલ્પિત વાતુ સાંભળવામાં જ રૂચિ ઉત્પન્ન થાય છે. એવુ આધારાનંદસ્વામી અધ્યાહારથી કહે છે.) તેજ પ્રમાણે - (હ.ચ.સાગર/૬/૬૪/૨૧) ''જે શાસ્ત્રના વચનમાં નથી ચાલતા તેવા કોઇને પણ હરિભકત ન કહેવાય.'' (છેલ્લા ઘણા સમયથી ઉધ્ધવ સંપ્રદાયના આશ્રિત કહેવાતા સંતો ભકતો જે પુસ્તકમાં ભગવાન શ્રીકૃષ્ણાદિકની તથા તેના ચરિત્રોની પાર વગરની નિંદા કરવામાં આવી છે તેવા પુસ્તકની કથા, પુરશ્ચરણ કરતા થયા છે જે શિક્ષાપત્રી શ્લો. ૨૯ ''कृष्ण तद्'' થી પૂર્ણ રૂપે વિરૂધ્ધ છે. તો આ સંતો ભકતોને આધારાનંદ સ્વામીના કહેવા પ્રમાણે હરિભકત કહેવાય.?) આ ઉપરાંત - (હ.ચ.સાગર/૬/૭૨/૪૦) ''ભગવાન, સંતો, દેવ, વિપ્ર, વેદ અને પતિવ્રતા સ્ત્રી એટલાની નિંદા જે મનુષ્ય કરે છે તે નારકી થાય છે.'' (હાલમાં પ્રચલિત એવી ગુ. સ્વામીની વાતુમાં ભગવાનના અવતારોની, સંતોની, વેદોની, દેવોની, બ્રાહ્મણોની અને પતિવ્રતમાં શીરમોર એવી રાધાલક્ષ્મીજીની પાર વગરની નીંદા કરવામાં આવી

છે તો આ વાતુ કરનારની શી ગતિ.?) તથા - (હ.ચ.સાગર/ ૮/૧૩/૩૧) ''ભગવાનના અવતારોના ચરિત્રોનું ખંડન કરે છે તે તો પાકા અસુર છે.'' (ગુ. સ્વામી પ્ર.પ./૧૫ માં સ્વામી કહે છે - ''મોટા મોટા અવતારોએ પણ કજીયા કર્યા છે.'' પ્ર-૫/૩૦૪ ''ને બધાય ભગવાન કહેવાય છે તેણે પણ સ્ત્રીયુ સારૂ વલખા માર્યા છે.'' ભગવાન સ્વામિનારાયણ ગ.મ. ૧૦ માં કહે છે ''અને સીતા હરણ થયું ત્યારે રઘુનાથજી રોતા રોતા ઘેલા જેવા થઇ ગયા તથા કૃષ્ણાવતારમાં કાળ યવનની આગળ હાર્યા ઇત્યાદિ ભગવાનના ચરિત્રો તે પ્રાકૃત જેવા જણાય છે..... પણ જયારે ભગવાન પ્રાકૃત ચરિત્ર કરે તે તેને જોઇને પણ જેને દિવ્યપણુ જણાય ત્યારે તે પરમેશ્વરનો ભકત સાચો'' આમ ભગવાન શ્રીહરિએ સ્વયં શ્રીમુખે જ ભગવાનના પ્રાકૃત ચરિત્રને દિવ્ય જાણનારને પોતાનો ભકત કહ્યો અને જેને આવા દિવ્ય ચરિત્રોમાં કજીયો દેખાય તથા સ્ત્રીઓ માટેની આસકિત દેખાય તે ભગવાનનો ભકત જ નથી પણ તે તો શીશુપાલ જ કહેવાય. આવી વામ વાત કરનારા આધારાનંદ સ્વામીના મત મુજબ તે અસુરોના શિરમોર જ સિધ્ધ થાય છે.) તેજ પ્રમાણે હરિચરિત્રામૃત સાગરમાં - ''કલ્પિત વાતને કદાચ કોઇ કરોડો રીતે ચલાવે પણ સુજ્ઞ જનોની સભામાં તે વાતો ફીકી પડી જાય છે. કેટલાક મૂઢ મતિ લોકો એવા હોય છે કે તેમને શાસ્ત્રની વાત ગમે જ નહિ તે મૂઢ લોકો પોતાની કલ્પિત વાતોમાં જ આનંદ માણે છે અને તે બુધ્ધિહિન એવું બોલે છે કે સત્યના નિર્ણયમાં વ્યાસ અને શુકજી પણ ભૂલા પડી ગયા છે.'' [હરિચરિત્રામૃત સાગર/૧૧/૪૨/૨૫ સદ્ આધારાનંદ સ્વામીએ સવંત-૧૯૧૪ માં જયારે આ ગ્રંથ લખવાની શરૂઆત કરી ત્યારે સંપ્રદાયમાં જૂનાગઢ દેશથી બંડ પ્રચારની શરૂઆત થઇ હતી તે બંડપ્રચારના અનુયાયિઓ નિરક્ષર અને સંપ્રદાયમાં એક સામાન્ય સાધુ એવા ગુણાતીતાનંદ સ્વામીને મૂળ અક્ષર અને બધા અવતારો કરતા અને સમસ્ત પરમ હંસો કરતા ગુ.

સ્વામીની શ્રેષ્ઠતા બતાવતી વાતો કરતા હતા પરંતુ તેઓની આ કપોળ કલ્પિત વાત તે વખતના ધુરંધર સાધુઓ અને આચાર્યશ્રીએ પણ નામંજુર કરેલી અને આને લઇને કેટલાય લોકોને તો સંપ્રદાયમાંથી વિમુખ કરવામાં આવેલા હતા. (વાંચો બોચાસણબંડનો અથેતિ ઇતિહાસ) લાગે છે આધારાનંદ સ્વામીએ તે સમયની બંડ પ્રવૃતિ જોઇને જ ભાવી મુમુક્ષુઓને ઉદ્દેશી આ વાકય લખ્યા લાગે છે. - આગળ સ્વામી લખે છે. ''જે લોકો પોતાની મનઃ કલ્પિત વાતોને મનાવે છે. તેમા તો અનંત જીવના કલેશ થઇ આવે છે (હરિચરિત્રામૃત સાગર/૧૧/૪૨/૩૧)'' સ્વામીની વાત તદ્દ્ન સત્ય છે. તે વખતમાં ગુ.સ્વામીને મૂળ અક્ષર મનાવનારાને કલેશ પણ બહુ આવેલુ અને તે સમયમા સંપ્રદાયના મહાન વિદ્વાન સંતો પાસે આ બંડ મંડળી શાસ્ત્રોના પ્રમાણ દ્વારા ગુ.સ્વામીને મૂળઅક્ષર સિધ્ધ ન કરી શકી હતી અને વાત તો ત્યાં સુધિ વણશેલી કે બંડ પ્રવૃત્તિ ચલાવનારા પોતાના શિષ્યો પર અંકુશ નહિ રાખી શકનારા ગુણાતીતાનંદ સ્વામીની જૂનાગઢની મહંતાઇ પણ લઇ લેવામાં આવેલી અને તેમના સ્થાને રઘુનાથ ચરણદાસ નામના સાધુની નિમણૂક કરવામાં આવેલી. (વાંચો બોચાસણ બંડ અથેતિ ઇતિહાસ પાના નં. ૧૦૫,૧૦૬) અને આજબંડ પ્રવૃત્તિથી ઉદાસ થયેલા ગુ. સ્વામી. એક વર્ષ રહી એટલે - ૧૯૨૨ માં ગોંદલમાં ગોલોક વાસી થયેલા. તે પછી વિ.સં. ૧૯૯૬ માં ઇશવાણ મંદિર બાબતમાં થયેલા. શાસ્ત્રાર્થમા બોરસદ કોર્ટમાં પણ સ્વામીની વાતુના પ્રચારક બોચાસણ વાસીઓ ''સ્વામીની વાતુંને શાસ્ત્રોકત સિધ્ધ નહિ કરી શકેલા તથા ગુ. સ્વામીને મૂળ અક્ષરપણ સિધ્ધ નહિ કરી શકેલા. તે સમયમાં વડતાલ દેશના ધુરં ધર વિદ્વાન, પ્રતિવાદિ ભયંકર, શાસ્ત્રી હરિ જીવન દાસજીની શાસ્ત્રીય દલિલ સામે તેઓ ઘૂંટણીયે પડી ગયા હતા. અને તેને કારણે તેઓ પર ''સંપ્રદાય બહિર્મૂખ'' નો વિધિસર સિકકો લાગી ગયો હતો. માટે જે લોકો પોતાની મનઃ કલ્પિત વાતોને

મનાવવા જાય છે તેને અનંત ક્લેશ થઇ આવે છે આ વાત અક્ષરે અક્ષર સત્ય છે અને હાલમાં પણ અનુભવાય છે.] - તથા આધારાનંદ સ્વામી કહે છે ''જે શાસ્ત્રમાં ગ્રંથમાં યુક્તિઓ કરીને વારંવાર ભગવાનના અવતારોનું ખંડન કર્યુ હોય તે શાસ્ત્રને પાપમય સમજીને સંતો ભક્તો તેનો દૂરથી જ ત્યાગ કરતા હતા.'' [હરિચરિત્રામૃત સાગર/૧૨/૧૪/૩૧ કારણ કે તે વખતના સંતો ભક્તો શિક્ષાપત્રીની શ્લોક નં. ૨૯ ની આજ્ઞાને જાણતા હતા અને અક્ષર અક્ષર પાલન કરતા હતા. તેઓ એમ વિચારતા હતા કે આપણે ભગવાન શ્રીહરિના આજ્ઞા નહી પાડીયે તો ભગવાન શ્રીહરિનો આપણે દ્રોહ કરીશુ અને તેઓએ સ્વયં શ્રીમુખે વરાહ પુરાણમાં કહ્યુ છે. ''आज्ञा विच्छेदिमम द्रोही'' મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારો મારો દ્રોહ કરનારો છે. માટે તેઓ કોઇપણ આવા પુસ્તકને વાંચતા જ નહિ અને અત્યારનાં સંતો ભક્તો તો જે પુસ્તકમાં અવતારો વિષે, તેમની વિભૂતિઓ વિષે, નરૂ ઝેર ઓકવામાં આવેલુ છે એવી સ્વામીની વાતુને ઋવેદ જેટલુ પ્રમાણ આપતા થઇ ગયા છે. આવા ઓને શ્રુતિ સ્મૃતિ તથા ભગવાનની આજ્ઞાની આમાન્યતા ક્યાંથી હોય આવા લોકો તો પરમેશ્વરનો પણ ડર રાખતા નથી. આથી જ આધારાનંદ સ્વામીએ કહ્યુ છે ''જે લોકો પરમેશ્વરથી ડરતા નથી તે બધા જ અસુર કહેવાય છે. (હરિચરિત્રામૃત સાગર/૧૩/૬૭/૩૩)'' માટે અવતાર ખંડન કરનારી વાતુને માનનારા સ્વામીની દૃષ્ટિમા અસુર છે.] - તથા ''વ્યાસ રચિત જેટલા શાસ્ત્રો છે તેને અમે (શ્રીહરિ) સચ્છાસ્ત્ર કહીયે છીએ તેના સમાન બાજુ કોઇ શાસ્ત્ર નથી. વ્યાસના શાસ્ત્રોમાં અને વેદમાં જેનાં વચન મળતાં આવતા હોય તે સચ્છાસ્ત્ર કહેવાય છે. વ્યાસ રચિત શાસ્ત્રોમાં અને વેદોમાં જેના વચન મળતા આવતા ન હોય તેને અસચ્છાસ્ત્ર કહેવાય. તે અસચ્છાસ્ત્ર અને અસત્ મતને કોઇ માને છે તે બધા

મરીને જમપુરીમા કરોડો કલ્પ સુધિ દુઃખને પામે છે. આ લોકમાં જેઓ મન ફાવી રીતે વર્તે છે. તેનો હિસાબ તો છેવટે મરણ પછી થવાનો છે. જે સન્માર્ગમા ચાલે છે તે સાચું સુખ પામે છે અને તેને કયારેય દુઃખ આવતુ નથી. અસન્માર્ગે ચાલનારાઓને તો અપાર દુઃખ આવે છે.'' (હરિચરિત્રામૃત સાગર/૮/૨૮/૨૬-૩૧ અહીતો શ્રીહરિએ સ્પષ્ટ જ કહ્યુ છે કે જે શાસ્ત્રને વેદના અને ભગવાન વ્યાસજીના વચન મળતા ન આવતા હોય તે અસત્ શાસ્ત્ર છે. જેમ ગુણાતીતાનંદ સ્વામીની વાતુમાં તથા બીજી વાતુની ચોપડીઓમાં આવેલા વાકયો જે વાકયોમાં ભગવાનના અવતારો, તથા ભગવાન શ્રીહરિથી અભિન્ન એવી તેમની પત્ની રાધાલક્ષ્મીને અત્યંત હલકી રીતે ઉતારી પાડવામાં આવેલા છે. તથા નૃનાટય ધારણ કરીને આવેલા રામકૃષ્ણ જે સાક્ષાત્ ભગવાન હતા તેની લીલાઓમાં પણ દોષારોપણ કરવામાં આવેલુ છે તથા કપોળ કલ્પિત વેદાદિ શાસ્ત્ર વિરૂધ્ધ એવા અનુપાસ્ય નિરક્ષર સામાન્ય એવા સાધુને મૂળ અક્ષર તરીકે ગણવામાં આવેલા છે આવા આસુરી તામસ શાસ્ત્રોમાં વ્યાસના વચનથી અને વેદાદિ શાસ્ત્રોથી વિરૂધ્ધ ઘણુ બધુ વિષ ઓકેલુ છે તેવા શાસ્ત્રોને માનનારાની ગતિ સ્વયં શ્રીહરિએ સ્વમુખે અહી કહી છે.) - ''મનુષ્યનો જેવો ચહેરો અને રૂપ હોય છે. તેને દર્પણ નિશ્ચિત બતાવી દે છે. તેમા કોઇ જાતનો ફરક હોતો નથી. તે રીતના જ શાસ્ત્રો હોય છે જે સારા સજજન કવિઓ હોય છે તે ગ્રંથમાં જેટલા વચન લખે છે તે સૂર્ય અને દર્પણના સમાન હોય છે. તેને જે જુએ છે તેનુ પ્રમાણ કરે છે [હરિચરિત્રામૃતસાગર/૧૯/૫૯/૧૩-૧૪ - સજજન તરીકે અહી જે વેદને અનુશરેલો હોય તે જાણવું અર્થાત સજજન પુરૂષ જે શમદમાદિક સાધનથી યુકત હોય છતા પણ તેના રચેલા ગ્રંથો વેદની સાથે મળતા ન આવતા હોય તો તે વાકય પ્રામાણિક ન કહેવાય તેના જેટલા વાકયો વેદ સાથે મળતા આવતા હોય એટલા જ ગ્રહણ કરવા અને જેટલા વેદ વિરૂધ્ધ હોય, તો તે

હેય સમજી ત્યાગ કરવા યોગ્ય છે. જેમ આદિ જગદ્ગુરુ શંકરાચાર્ય જેઓ સાક્ષાત ભગવાન શંકરનો અવતાર હતા પરંતુ ભગવાન શ્રીમન્નારાયણની આજ્ઞાથી તેઓએ માયાવાદની સ્થાપના કરી (જૂઓ પદ્મપુરાણ/ઉત્તરખંડ/અ. ૨૩૬) જે માયાવાદમાં સમસ્ત જગતને રજજુ સર્પની જેમ કલ્પિત માનવામાં આવે છે અને તે માયાવાદનું જ પ્રતિપાદન કરતા તેઓએ પ્રસ્થાન ત્રયિ પર ભાષ્યની રચના કરી તથા બીજા પણ પ્રબોધ સુધા સાગર, ચરપટ પંચરિકા, વિવેક ચૂડામણી વગેરે વગેરે ગ્રંથોની રચના કરી પણ આ ગ્રંથોમાં જે વચન વેદ વિરૂધ્ધ અને વ્યાસ આદિ મહર્ષિના ગ્રંથોથી વિરૂધ્ધ હોય તો તે ગ્રહણ કરવા યોગ્ય નથી. તે જ પ્રમાણે અસુરોને મોહ પમાડવા માટે ધારણ કરેલ ભગવાન નારાયણનો બુધ્ધાવતાર જે અવતારમા તેઓએ વેદની નિંદા ધરનારા ગ્રંથનો ઉપદેશ પોતાના શિષ્યોને આપ્યો છે. મનુ સ્મૃતિમામનુ મહારાજ ''वेदनिन्दको नास्तिक:'' અર્થાત્ વેદ નિન્દકએ નાસ્તિક છે'' આવી નાસ્તિકની વ્યાખ્યાથી આપે છે. તો બુધ્ધાવતારમાં ભગવાન શ્રીહરિનો અસુરોને મોહ પમાડવા વેદની નિંદા કરી છે એટલે ''વેદની નિંદા કરનારએ નાસ્તિક કહેવાય'' આ વચન પ્રમાણે બુધ્ધનું કોઇપણ સાહિત્ય હિન્દુ વૈદિક સંપ્રદાય સ્વિકાર કરતો નથી. ભલે તેઓ ભગવાનના અવતાર હતા તથા કરૂણામય હતા છતા તેઓએ વેદની જે નિંદા કરી તેને લઇને તેમનો કોઇપણ ઉપદેશ માન્ય નથી. તે જ પ્રમાણે સંપ્રદાયના પાંચસો મુખ્ય પરમ હંસો માના એક સદ્ ગુણાતીતાનંદ સ્વામી જેને આજકાલના અભણ, અજ્ઞાનિઓ તથા ભૂતકાળમાં ભારત વર્ષના સંપ્રદાયના નામચિત પંડિત મૂળ અક્ષર ગણાવે છે જેઓએ પોતાની વાતુમાં અવતારોની, રાધાલક્ષ્મી આદિ જગત માતાઓની, ઘોર નિંદા કરી છે તથા ભગવાનની દિવ્ય લીલાઓમા પણ દોષારોપણ કર્યુ છે. માટે તેઓએ કહેલી વાતુ વેદ વિરૂધ્ધ હોવાથી સવર્થા અમાન્ય થઇ જાય છે. ભલે તેઓ ભગવાન સ્વામિનારાયણના વરદ હસ્તે

દિક્ષા ગ્રહણ કરેલા હતા છતા પણ જેમ બુધ્ધ ભગવાન ભગવાનના ચોવિસ અવતારો માના એક છે છતા તેઓએ આવેલ ઉપદેશ અમાન્ય છે તેમ ગુ.સ્વામી તથા તેમને મળતા આવતા વિધૃતાનંદ સ્વામી, મોનજી ભગત, અબજીભાઇ, જગાપ્રાગા ભગત, નિર્ગુણદાસ સ્વામી, યજ્ઞપુરૂષદાસજી, વગેરે વગેરે જેઓએ વેદ વિરૂધ્ધ, સંપ્રદાય વિરૂધ્ધ જે જે પણ લખ્યુ હોય કે ઉપદેશ આપ્યો હોય તે બધુ જ અમાન્ય થઇ જાય છે આ જે પણ કોઇએ વેદ વિરૂધ્ધ સંપ્રદાય વિરૂધ્ધ ઉપદેશ આપેલો તે ખૂણિયા જ્ઞાનનુ ખંડન સંપ્રદાન અર્વાચિન વિદ્વાનોએ પોતાના ગ્રંથોમાં ખૂબ કરેલુ છે (વાંચો બોચાસણ બંડનો અથેતિ ઇતિહાસ) માટે વેદને અનુસરેલા જ આપી પુરૂષોનો ઉપદેશ માન્ય કરાય અન્યનો નહિ.] તથા ''જે મનુષ્યો ભગવાનના અવતારોને અને ભગવાનની પ્રતિમાઓને કોઇ દિવસ માનતો નથી તેઓ તો પાપીઓમાં પણ વધારે પાપી ગણાય છે. '' (હ.ચ.સાગર - ૧૯/૬૧/૨૦ જેમ હાલમાં કેટલાક આંતરિકો જે ઉધ્ધવ સંપ્રદાયના આશ્રિત હોવા છતા કહેતા ફરે છે કે ''ભગવાન સ્વામિનારાયણનો પ્રગટ થવાનો એક ઉદેશ્ય અવતારોનું કલ્યાણ કરવાનો પણ હતો'' આમ કહી રામકૃષ્ણાદિ અવતારોને મૂળથી જ ઉડાવી દઇ તેઓના દર્શન કરવાનું તથા તેમના નામનું ઉચ્ચારણ કરવાનું પણ તાળે છે. આવા લોકો આધારાનંદ સ્વામીની દૃષ્ટિમાં પાપી જ છે.) તથા ''પ્રત્યેક અવતારની ઘણી મૂર્તિઓ હોય છે. જેવું કામ દેખાય તે કામને નિમિત્તે એક જ મૂર્તિ બહુરૂપે થાય છે. તે એક કે અનેક મૂર્તિઓમાં ભકતને મોહ થતો નથી. અભકતને મોહ થાય છે.'' (હ.ચ.સાગર/૨૦/૩૦/૩૪-૩૫- આથી અભકત હોય તેને જ ભગવાનની મૂર્તિમાં ભેદ દેખાય ભકતને નહિ માટે ભગવાનની મૂર્તિમાં ભેદ જાણનારોએ આધારાનંદ સ્વામીના મત પ્રમાણે અભકત ઠર્યા.) તથા ''શ્રી હરિએ સંતોને કહ્યુ - જેટલા નાસ્તિક ગ્રંથો હોય એને તેનું નામ ધરાવતા હોય કે જેમા ભગવાનના અવતારોનું

ખંડન કર્યુ હોય તેવા ગ્રંથોને શ્વપચની જેમ ત્યાગ કરવા (હ.ચ.સાગર/૨૦/૩૬/૭- અહીં તો શ્રીમુખે અવતારોનું ખંડન કરનારા ગ્રંથોને ત્યાગ કરવાની આજ્ઞા કરી અને શિક્ષાપત્રી શ્લોક - ૨૯ માં પણ આવા ગ્રંથો નહિ માનવાની આજ્ઞા કરી છે. આથી સ્પષ્ટ રીતે ગુણાતીતાનંદ સ્વામીની વાતુ તથા તેના જેવી અવતારોનું ખંડન કરનારી વાતુ ન માનવાની આજ્ઞા કરી.)'' તે જ પ્રમાણે - ''ભગવાન સંતો અને હરિ ભક્તોના ગુણ જયારે કહેવાતા હોય ત્યારે તે ગુણ સાંભળીને જેનાં અંતરમાં ઉદ્વેગ થતો હોય તે અભક્ત છે.'' **(**હરિચરિત્રામૃત સાગર/૨૦/૫૮/૧૫ - ભગવાન શ્રીહરિ (ગ.મ. ૩૫) માં વચનામૃતમાં કહે છે - ''જે શ્રીકૃષ્ણ રામચંદ્રાદિક ભગવાનના અવતાર તેમના ચરિત્ર જે જયાં જયાં કહ્યાં હોય તેને પણ સાંભળવા અને ગાવવાં'' આમ સ્પષ્ટ આજ્ઞા શ્રીમુખે કરી હોવા છતા કેટલાક પોતાને પતિવ્રતાની ભક્તિ કરનારા તરીકે કહેવડાવનારા પરંતુ વસ્તુતાએ અપતિવ્રતા એવો લોકો કહે છે. ''કેવલ પ્રત્યક્ષનો જમહિમા ગાવો બીજાનો નહિ'' આમ કહી જયાં રામકૃષ્ણાદિક અવતારોના ગુણો ગવાતા હોય છે ત્યાં ઉદ્વેગ પામતા જોવા મળે છે માટે આવા જે હોય તેની ગણતરી અભક્તમાં શ્રીહરિએ કરેલી છે. ભગવાન સ્વામિનારાયણ સ્વમુખે હરિ વાકય સુધા સિંધુમા કહે છે ''रामकृष्णादयः सर्वेऽवताराः सन्त्यतोहि मे। पुरूषोत्तमस्य वित्तेत्येतत् सत्यं ब्रवीमिवः॥ એકારણથી રામકૃષ્ણાદિક સર્વે અવતારો પુરૂષોત્તમ એવા મારા જ છે એમ નિશ્ચિત જાણો હુ તમોને સત્ય જ કહુ છુ. (હરિવાકયસુધાસિંધુ/તરંગ-૧૪૬/૬૩)'' આમ રામકૃષ્ણાદિક અવતારો ધારણ કરનારા ભગવાન શ્રીહરિ હોવાથી તે રામકૃષ્ણાદિ અવતારમાં જે જે લીલાઓ તેઓએ કરી તે બધી જ આપણા ઇષ્ટદેવ ભગવાન સ્વામિનારાયણની છે માટે આવી અલૌકિક દિવ્ય લીલા તથા તેમના ભકતોની લીલા જોઇ અર્થાત્ સાંભળી જે પણ કોઇ હોય ભલે એ વ્યક્તિ ભગવાન સ્વામિનારાયણના હાથે દીક્ષિત થયેલો કેમ ન

હોય, તે વ્યકિત દંતવકત, શિશુપાલ, કંસ, જરાસંઘ, દુર્યોધન, દુઃશાસન, વિદૂરથ, હિરણ્યકશિપુ, હિરણાક્ષ જેવા મહાન અસુરોની શ્રેણીમા જ બેસવાને લાયક હોવાથી આવાને અભકત જાણવો.) તથા - ''શ્રીહરિનાં ચરિત્ર જેમાં હોય એવા જેટલા શાસ્ત્ર છે તેમાં ભગવાન નિવાસ કરીને રહ્યા છે અને ભકતો તેને દેખે છે. સૂર્યના કિરણમાં જેમ ગરમી રહે છે. તેમ શાસ્ત્રમાં જેટલા ચરિત્ર હોય છે. તેટલા તેમાં શ્રીહરિ નિવાસ કરીને રહે છે. શ્રીહરિના જેટલા ચરિત્રો છે તે સૂર્ય સમાન છે એટલે તે બધા જ અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરી નાખે છે. કોઇ ગ્રંથમાં જેટલા પ્રમાણમાં ભગવાનના ચરિત્ર ન હોય તેટલા પ્રમાણમા તે ગ્રંથમાં અજ્ઞાન રૂપી અંધારું રહ્યું કહેવાય છે. જે શાસ્ત્રમાં જેટલી ભગવાનની મહિમાએ યુકત પ્રત્યક્ષ વાત હોય છે અને જેમા ભગવાનની સાથે આવેલા જેટલા ઋષિઓ, મુનિઓ, સંતો અને મુકતો ઇત્યાદિકની વાત હોય છે. વળી ભગવાનને શરણે આવેલા જે કોઇ પણ બાઇ ભાઇ મનુષ્યોની વાત અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભકિતની વાત જેમાં કહી હોય છે. વળી ભગવાનના અક્ષરધામ ઇત્યાદિક ધામોની જે ગ્રંથમાં મુખ્ય વાત કરી હોય છે. તેવા બધા ગ્રંથોમા ભગવાન નિવાસ કરીને રહ્યા હોય છે. (પણ જતાં ભગવાનના અવતારોનું ખંડન કરાયુ હોય. તેમની લીલાઓમાં દોષ બતાવાયો હોય, જયાં રાધા લક્ષ્મી આદિ અનાદિ મુકતોની નિંદા કરાય હોય તથા જેમા અન્ય કરતાં સ્વમુખે પોતાની મોટાઇ બતાવાય હોય. તથા જયાં વેદ તથા સંપ્રદાય શાસ્ત્ર વિરૂઘ્ધ કપોળ કલ્પિત ધામોની વાત કરાય હોય એવી વાતુના પુસ્તકમાં શ્રીહરિ નથી રહેતા) તથા ''જેટલો અધર્મ વંશ કહેવાતો હોય, તેનું સ્પષ્ટ વચનોથી ખંડન કરતા હોય. અને જેટલી અનીતિ હોય તેને બતાવીને લોકોને તેનાથી છોડાવી લેતા હોય અને જેમાં ભગવાન સમ્બન્ધિ વાત રહી હોય. (પણ ભગવાનના અવતારોનું ખંડન કરતી વાતો ન રહિ હોય.) આવા જે ગ્રંથ હોય તે જ ખરેખરા ગ્રંથ કહેવાય છે. (આ સિવાયના

પુસ્તકો અગ્રંથ કહેવાય છે. હરિ ચરિત્રામૃત સાગર/૨૧/૭૦/૧-૯)'' આ ઉપરાંત - ''જેટલા અસુરો હોય છે તે ભગવાનની મૂર્તિ અવતાર અને ભગવાનના પ્રતાપનું ખંડન કરતા હોય છે.'' **(**હરિ ચરિત્રામૃતસાગર- ૨૩/૧૨/૪ ભગવાન સ્વામિનારાયણ એક સમયે ભાદરા ગામ પધાર્યા હતા તે સમયે મૂળજી નામના ભક્તએ જેઓ પાછળથી ઉધ્ધવ સંપ્રદાયની ભાગવતી દીક્ષા લઇ ગુણાતીતાનંદ સ્વામી તરીકે ઓળખાયા. તેઓએ શ્રીહરિને પુછ્યુ કે ''અસુરોના લક્ષણો અમે જાણવા ઇચ્છીયે છીએ.'' ત્યારે શ્રીહરિ બોલ્યા ''कृष्णकृष्णवताराणां तद् भक्तानां च वाडव! द्रोहाचरणमित्येतन्मुख्यंलक्षणमासुरम् ॥ અર્થાત્ હે વિપ્ર! તમો સાંભળો અસુરોના અનેક લક્ષણો છે તેમા પ્રધાન પણે આ લક્ષણ છે - કૃષ્ણ અને તેમના વરાહાદિ અવતારો તથા તેમના ભક્તોનો જ દ્રોહ કરવો અનિષ્ટ કરવું તે અસુરનું મુખ્ય લક્ષણ છે. (સ.જી. ૨/૧૭/૧૪)'' આમ સ્વમુખે અસુરનું લક્ષણ શ્રીહરિએ કહ્યુ અને ગુ.સ્વામીએ સાંભળુ છતા પણ સ્વામીની વાતુમાં તેઓએ રામકૃષ્ણાદિક અવતારો વિષે ન બોલવા યોગ્ય વચન બોલેલા છે. તથા તેમના ભક્ત એવા રાધાલક્ષ્મીને કટું વચન કહ્યા છે. તથા ભગવાનની લીલામાં ''મોટા મોટા અવતારો એ કજીયા કર્યા છે (ગુ.સ્વામીવાતુ/પ્ર.૫/૧૫)'' ''ને બધાને ભગવાન કહેવાય છે તેણે પણ સ્ત્રીયું સારૂ વલખા માર્યા છે. (ગુ.સ્વામી વાતુ/૫/૩૦૪)'' દોષારોપણ કરાયુ છે તો આ પ્રમાણે ભગવાનના અવતાર તથા ભગવાન ના પ્રતાપનું ખંડન કરનારને કંઇ કોટીમાં ગણવો? જો ઉપરોક્ત શ્રીજી મહારાજના વચનોને પ્રમાણ તરીકે ગ્રહણ કરવામાં આવે તો તે આ પ્રમાણે ભગવાનના અવતારો અને તેમની લીલામાં દોષારોપણ કરનારો અસુર જ છે.**)** તથા ''વળી ભગવાનથી જે વિમુખ હોય તેના જેટલા ગ્રંથ પ્રબંધ છે વાતો હોય તે બધુ આંકડા વિનાના મીંડા જેવું છે'' (હરિચરિત્રામૃત સાગર/૨૩/૧૨/૯ આથી સ્પષ્ટ થયું ભગવાન સ્વામિનારાયણે જે આઠ સચ્છાસ્ત્ર

માન્ય કરેલા છે અને જે ગ્રંથ પોતે અથવા પોતાના શિષ્યો પાસે રચાવેલા છે તે ગ્રંથોથી વિરુધ્ધમાં કોઇપણ ગ્રંથો ચાહે મોટાએ પણ કેમ ન રચ્યા હોય તે બધા જ આકડાં વગરના મિંડા જેવા પ્રમાણ શૂન્ય કહેવાય એમ સ્પષ્ટ થયું.) તથા -''જે શુદ્ધબુદ્ધિવાળા છે તે કોઇને સૂર્યના ઉપર દ્વેષ હોતો નથી તે રીતે જ ભગાવત અને ગીતા આદિક જેટલાં શાસ્રો છે તેમાં જેટલી વાત છે તે સૂર્યરૂપ છે અને સત્પુરુષના રચેલા જે ગ્રંથો, કીર્તનો આ જે પ્રબંધો છે તે સૂર્ય, દર્પણ અને મશાલના જેવા સુખરૂપ રહ્યા છે. અસત્પુરૂષના જે ગ્રંથો કીર્તન અને જે પ્રબંધ હોય છે તેમજ ભગવાનનું ખંડન કરનારા એવાજે ગ્રંથો કીર્તન અને પ્રબંધ હોય છે તે બધા સોમલખારના(ઝેરના) જેવા છે. સદ્ધર્મ, સત્યનીતિ અને સત્યવાત જે હોય છે, તે ત્રણ કોઇના દોષ દેખાડતા નથી. જેટલા શુભતીર્થ, વ્રત અને ધામ જે છે તે જે લોકો અર્ધમને માર્ગે ચાલે છે તેનું ઉચ્છેદન કરે છે જે વાત જેટલી દોષરૂપ હોય છે તે ખંડન કરવા માટેની જ ઠેર ઠેર રહી હોય છે અને દોષ ભરી વાતનું જ્યાં ખંડન ન થતું હોય તેનો મહિમાં નિર્જીવના જેવો છે. **(**શ્રીહરિચરિત્રામૃત સાગર/૨૮/૮૨/૩૩-૪૦ સ્વામીએ લખેલા આ વચનો પરથી જ સ્પષ્ટ થઇ જાય છે કે સતપુરુષ અને અસત્પુરૂષ ના ગ્રંથો કેવા હોય છે. સંપ્રદાયમાં હાલમાં પ્રચલિત ''સ્વામીની વાતુ'' નામનું પુસ્તક જે પુસ્તકમાં અવતારોનું સ્પષ્ટરીતે ખંડન જોવા મળે છે, જે અવતાર ખંડનની વાતો કરનારા નિર્દોષ એવા ગુણાતીતાનંદ સ્વામી નહિ પણ તેઓના નામની આડ લઇ કોઇ અત્યંત તામસયોનિમાં ઉત્પન્ન થયેલા આસૂરી તત્વો હતા. આ વાત સ. ૧૯૩૬ માં અક્ષરપુરૂષોત્તમ સાથે ચાલેલા કેસમાં પ્રતિવાદી અક્ષર પુરૂષોત્તમનાજ અનુયાયિઓએ સ્વીકારેલી. ભગવાન સ્વામિનારાયણ ની આજ્ઞામાં અક્ષરે અક્ષર વર્તનારા પુ. સ્વામી આવી વાતો ક્યારેય નહિ કરે અને જો કરે તો સ.જી.પ્ર. ૨/૧૭ પ્રમાણે તેઓને પણ શીશુપાલ અને દંતવક્રની કોટીમાં સમાવેશ થઇ

જાય પરંતુ સ્વામી એવા ક્યારેય પણ ન હતા પણ તેમની શિષ્યપરંપરામાં આવતા આજકાલના સંતો આ વાતોનો પ્રચાર પ્રસાર કરીને પોતાના દાદાગુરૂ ગુ. સ્વામીને શિશુપાલ દંતવક્રમા લઇ જવાનો પૂર્ણ પ્રયાસ કરી રહ્યા છે આમ કરી તેઓ એક પરમ ભાગવત પરમ હંસનો દ્રોહ કરી રહ્યા છે. માટે ભગવાનના અવતારો, ભગવાનના ભક્તોનું તથા ભગવાનની લીલામાં દોષારોપણ કરતી ગુ.સ્વામીના નામે ચઢાવી દીધેલી સોમલ ખાલ જેવી સ્વામીની વાતોથી બચવું અને શ્રીજીએ રચાવેલા ગ્રંથોનો જ અભ્યા કરવાનો આગ્રહ રાખવો.)'' તથા - ભગવાન શ્રીહરિ કહે છે ''सच्छास्त्र लक्षणं प्रोक्तमसच्छास्त्रं ब्रवीम्यथ। एतच्छास्त्र विरूद्धं तदुच्यते॥ आकारखण्डनं यत्र स्याद्धरेश्चापि तत्सताम्। आत्मनिष्ठा च भक्तिश्चस्याद्यत्ररहिता यमैः॥ अवतार चरित्रेषु विष्णोरारोप्य दूषणम्। कृतं स्त्रान्निन्दनं यत्र तदसच्छास्त्रमुच्यते॥ સત્ શાસ્ત્ર થકી જે વિરૂધ્ધ હોય તે અસચ્છાસ્ત્રો જાણવા. જેમા ભગવાન દિવ્યાકાર હોવા છતાં પણ તેમના આકારને ખંડન કરનારી કુયુકિત વાકય જાળ હોય તથા મુકતોના આકારને ખંડન કરનારૂ વાકય હોય તે અસત્ શાસ્ત્ર માન્યુ છે. વળી જેમાં અહિંસાદિ યમોએ રહિત આત્મનિષ્ઠા કે ભકિત નિષ્ઠા નિરૂપણ કરી હોય એટલે અહિંસા બ્રહ્મચર્ય આદિક યમોની અપેક્ષા વિના જ આત્મનિષ્ઠા અને ભકિત નિષ્ઠાનું નિઃશ્રેયસમાં સાધનપણું કહ્યુ હોય તે પણ અસત્ શાસ્ત્ર માન્યુ છે વળી જેમાં ભગવાનના અવતાર ચરિત્રોમાં દૂષણ આરોપણ કરી નિંદા કરી હોય તે પણ અસત્ શાસ્ત્ર માન્યુ છે.'' (સ.જી. ૩/૨૬/૪૨ થી ૪૪ ભગવાન શ્રીહરિ અહી સ્પષ્ટ રીતે કહે છે કે ''જેમાં ભગવાનના અવતાર ચરિત્રોમાં દૂષણ આરોપણ કરી નિંદા કરી હોય તે અસત્ શાસ્ત્ર કહેવાય'' તો સંપ્રદાયમાં પ્રચલિત ''ગુણાતીતાનંદ સ્વામીની વાતુમાં ''પ્ર.પ. વાત-૧૫ માં સ્વામી કહે છે - તે મોટા મોટા અવતારોએ પણ કજીયાકર્યા'' તથા ''પ્ર.પ વાત-૨૨- અને બીજાએ તો રાસ કરાવ્યાને આ તોડાવે છે.'' તથા ''પ્ર.

૫ વાત-૩૦૪ - ને બધાય ભગવાન કહેવાય છે તેણે પણ સ્રીચું સારૂં વલખાં માર્યા છે'' ઇત્યાદિ આ પ્રમાણે ભગવાનના અલૌકિક દિવ્ય ચરિત્રોમાં દોષારોપણ કરાયુ છે. માટે ભગવાન સ્વામિનારાયણના કહ્યા પ્રમાણે ગુણાતીતાનંદ સ્વામીની વાતુએ અસત શાસ્ત્ર સિધ્ધ થાય છે.) તથા આધારાનંદ સ્વામી કહે છે - ''વેદો, શાસ્ત્રો અને સંતોને અસુરો માનતા નથી પણ કલ્પિત શાસ્ત્રને (ગુ. સ્વામીની વાતુ, મોનજી ભકતની વાતુ, અબજીની વાતુ, સલિમની વાત ઇત્યાદિને) સાચા માને છે. (હ.ચ.સાગર. ૧/૧૪/૩૪)'' તથા ''જે મનુષ્યો ભગવાનના અવતારોને અને ભગવાનની પ્રતિમાઓને કોઇ દિવસ માનતા નથી તેઓ પાપીઓમાં પણ વધારે પાપી છે. (હ.ચ.સા. ૧૯/૬૧/૨૦)'' તથા ''ભગવાનની મૂર્તિમાં જે ભેદભાવ કરે છે તે તો ભગવાનનો મહાદ્રોહી છે. (હ.ચ.સા. ૨૦/૪૫/૯ - આથી અધ્યાહારથી બધી મૂર્ત્તિની એકતા કહી તેમા ભેદભાવ રાખનારોને મહાદ્રોહી કહ્યા.)'' તથા ''ગોલોક વૈકુંઠ આદિક જે ધામ છે તે બધા દિવ્ય સ્થાન રહ્યા છે. બધા જ મારા ધામ કહેવાય છે તેમા રંચમાત્ર પણ ફેર ફાર નથી. તેમાં જે ફેરફાર કહે છે તે મનુમુખી છે અને જે મનમુખી વાત કહે છે તે કયારેય મારા ધામને પામતો નથી. (હ.ચ.સા. ૧૯/૬૧/૨૦) ગુ. સ્વામીની વાતુ તથા તેના જેવી કપોળ કલ્પિત વાતુમાં ''વૈકુંઠ ગોલોક આદી દિવ્ય સ્થાનો માયાની અંદર આવેલા છે'' એવું કહેવાયું છે. તથા તેમાં સ્ત્રી આદિક સંબંધી વિષય સુખ રહેલુ છે. એવુ પણ કહ્યુ છે, જયારે અહીં શ્રીહરિ સ્વમુખે આ બધા ધામોને દિવ્ય કહે છે. તો ગોલોક આદી સ્થાનને માયિક માનતો મનાવનારો શ્રીહરિની દૃષ્ટિએ તેમના ધામને કયારેય પામતો નથી.)'' તથા ભગવાન શ્રીહરિએ સ.જી. ૩/૨૦/૧૧૨ થી ૧૧૪ શ્લોકમાં કહ્યુ છે. ''मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः। राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिन्तं श्रिताः॥ तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान्। क्षिपाम्यज्ञस्त्रमशुभानासुरीत्वेवयोनिषु॥ आसुरीं योनिमापन्ना मूढा जन्मनि। माम प्राप्यैव

कौन्तेय। ततो यान्त्य धमां गतिम्॥ મારા મનુષ્ય પણામા વર્તતા પરમ કારૂણ્યાદિ પરંભાવને આચ્છાદન કરનારી રાક્ષસી આસુરી મોહિની પ્રકૃતિને આશરેલા તે મૂઢો, નિષ્ફળ વાંછિતવાળા, નિષ્ફુળ આરંભવાળા, નિષ્ફુર જ્ઞાન વાળા (સર્વ મદાત્મક ચરાચર અર્થોમાં વિપરીત જ્ઞાન હોવાથી નિષ્ફળે જ્ઞાનવાળા) અને વિચેતસ-સર્વત્ર યથાર્થ જ્ઞાન રહિત થાય છે. અર્થાત્ મને સર્વેશ્વરને ઇતર સજાતીય સમજીને મારે વિષે જે કાંઇ કરવા ઇચ્છે છે. જેને ઉદેશીને આરંભ કરે છે તે સર્વ નિષ્ફળ થાય છે. જેવો તે રીતે મારો દ્વેષ કરે છે તે ક્રૂર નરાધમ અશુભોને હું નિરંતર સંસારમાં્ જન્મ જરા મરણાદિ રૂપથી ચક્રવત પરિવર્તન થતા સંતાનમાં તેમા પણ આસુરી જ યોનિમાં નાખુ છુ. એમ મારી અનુકૂળતા (આશ્રય)માં વિરોધિ એવા જ જન્મમાં નાખું છું. ક્રૂર જનોને તો તે તે જન્મની પ્રાપ્તિનો અનુગણ પ્રવૃત્તિમાં કારણ ભૂત બુધ્ધિમાં હું યોજુ છુ મારી અનુકૂળતામાં વિરોધી એવા જન્મને પામેલાઓ ફરી પણ જન્મો જન્મમાં મૂઢ મારા વિષયમાં વિપરીત જ્ઞાનવાળો હોઇને મને નહિ પામીને જ એટલે 'ભગવાન વાસુદેવ સર્વેશ્વર છે.' એવા જ્ઞાનને નહિ પામીને તે તે જન્મ થકી અધોગતિને પામે છે.'' આમ જે શ્રીકૃષ્ણ ભગવાનને ભગવાન નથી જાણતો તેઓ આસુરી યોનિમા જાય છે. શિક્ષાપત્રી અર્થ દીપિકામાં શ્લોક - ૨૯ માં આનો અર્થ વિસ્તારથી કહ્યો છે. ભગવાન શ્રીહરિએ સ.જી. પ્ર. ૨ /૧૭/શ્લો. ૧૪-૧૫ માં અસુરોના અનેક લક્ષણો કહ્યા તેમા પ્રધાનપણે આ લક્ષણ કહ્યુ છે કે ''कृष्णकृष्णावताराणां तद्भक्तानां च वाडव॥ द्रोहाचरण मित्ये तन्सुख्यंलक्षणमासुरम्॥ तच्चस्वाभाविकं ह्येव तेषामित्यवधार्यताम्। ભગવાન શ્રીહરિ મુળજી (ગુણાતીતાનંદ સ્વામીને ઉદેશીને કહે છે કે) - અસુરોના અનેક લક્ષણો છે તેમા પ્રધાન પણે આ લક્ષણ છે - કૃષ્ણ તથા તેમના વરાહાદિ અવતારો તથા તેમના ભક્તોનો જે દ્રોહ કરવો-અનિષ્ટ કરવું તે અસુરોનું મુખ્ય લક્ષણ છે તે દ્રોહાચરણ અસુરોને સ્વાભાવિક છે એટલે દ્રોહ કરવો એ જ એમનો

સહજ સ્વભાવ છે એમ જાણવું.'' તથા બીજે પણ અસુરોના લક્ષણો આપતા મહાત્માઓ કહે છે. ''प्रमाणतोऽपि निर्णीतं कृष्णमाहात्म्यमद् भुतम्। न शक्नुवन्ति ये सोढुं ते मूढा निरयंगताः॥ પ્રમાણથી નિર્ણય અપાયેલા શ્રી કૃષ્ણના અદ્ભુત માહાત્મ્યને જે મૂઢ સહન નથી કરી શકતો તે નરકગામી થશે (મધુસૂદન સરસ્વતી કૃત ગીતા ભાષ્ય/અ. ૧૫)'' તથા ભગવાન સ્વામિનારાયણ હરિ વાક્ય સુધા સિંધુ તરંગ-૨૧૧ માં કહે છે. ''तद्रोहिणं च द्रष्टं मे रोचते नैव कर्हिचित्॥ अन्येषां द्रोहतो नैव जीवो नश्यति कर्हिचित्। एतेषां द्रोहस्ते स्याज्जीवनाशोऽपि निश्चितम्॥ અને તે ભગવાન શ્રી કૃષ્ણાદિકના દ્રોહીને તો સામુ જોવા પણ અમને ક્યારેય રૂચતુ નથી. કારણ કે બીજાના દ્રોહથી તો જીવનો નાશ ક્યારેય થતો નથી. પણ આ બધાના દ્રોહથી તો જીવનો પણ નાશ થઇ જાય છે. અર્થાત તે દ્રોહ કરનારાઓને પર્વત કે એવો બીજો જડ દેહ પ્રાપ્ત થાય છે.'' (આથી શ્રીહરિએ સ્વમુખે અવતાર દ્રોહીની ભર્ષના કરી.) આ ઉપરાંત મુક્તાનંદ સ્વામી મુકતાનંદ કાવ્યમાં કહે છે. ''મુકત કહે મનુજાદ જવું, નિંદત હરિ અવતાર । સોપાપિષ્ઠ શિરોમણિ, મૂઢ સહત જમમાર ॥ મુકત કહે નિજ માત સમ, હરિ જનકું ખલ હોત । માતામલ કર સેં ધુવે, ખલ મુખ સેં મલ ધોત ॥ મુકત કહે નિંદત સબે ધોબી સમ સાક્ષાત । હરિ જનદે મલ ધોયકે, આપ નરક મે જાત'' (મુ. કાવ્ય/વિવેક ચિંતામણી/૪૯/૪-૬ અહીં મુકતાનંદ સ્વામી અવતાર નિંદકોને પાપીઓમાં પણ મહાપાપી-પાપી શિરેમણી કહે છે અને આવા અવતાર નિંદકો પણ દેહાંતે સંયમીની પુરીમાં જાય છે એમ પણ કહે છે તથા આવા વ્યકિતઓને સ્વામી ધોબી સમાન અર્થાત અંત્ય જ વર્ણ એવા ધોબીના વીર્યથી પ્રગટ થયેલા કહે છે.) અને સ્વામીની આ વાત સત્ય પણ છે. કારણ કે અવતાર નિંદકો ખરેખર અત્યં જ એવા ધોબીના જ વીર્યથી જન્મેલા હોય છે. આ વાતને ઇતિહાસના એક દૃષ્ટાંતથી નિહાળીએ. જેથી મુકતમુનિની આ વાત અક્ષરેક્ષર સત્ય થાય. -

જેમકે વલ્લભ દિગ્વિજયમાં એક પ્રસંગ આવે છે. વાત એવી છે કે એક સમયે આચાર્ય વલ્લભ ભારત વર્ષની પરીક્રમા કરતા થકા જગન્નાથ પુરી પધાર્યા. તે સમયે જગન્નાથ પુરીના રાજાની અધ્યક્ષતા હેઠળ એક શાસ્ત્રીય સભા યોજાય. તે સમયે આચાર્ય વલ્લભે નવો નવો જ સંપ્રદાય પ્રકટ કરેલો. એટલે વાદીઓએ તેઓને શાસ્ત્ર સમ્બન્ધિ ઘણા પ્રશ્ન પુછયા. આચાર્યે શાસ્ત્ર મુજબ તેઓને બધા જ પ્રશ્નોના સચોટ ઉત્તર આપ્યા. આમ આચાર્ય વલ્લભની સાથે શાસ્ત્રાર્થમાં પંડિતોની હાર થતી જોઇ એક નવયુવક પંડિત સભામાથી ઉભો થઇ આચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરવા લાગ્યો. આ યુવાન પંડિત કુતર્ક દ્વારા અવતારોનું ખંડન કરતો હતો પણ આચાર્યે તેના બધા કુતર્કોને ખંડિત કરી શાસ્ત્રોક્ત પ્રમાણથી ભગવાનના અવતારોનું સમર્થન કર્યુ. અને યુવા પંડિતને શાંત  કરી દીધો. તે પછી આચાર્ય વિચારવા લાગ્યા કે ''આમ અવતારોનું ખંડન કરનારો આ યુવાનએ શુધ્ધ વીર્યનો ન હોવો જોઇએ.'' તેઓએ આ બાબતમાં રાજાને વાત કરી યુવાન પંડિતની માતાને સભામાં બોલાવવા કહ્યુ. રાજાની આજ્ઞાથી મંત્રી મહોદયે યુવાપંડિતની માતાને સભામાં હાજર કરી એટલે રાજાએ કડક શબ્દથી કહ્યું ''બતાવ આ બાળક કોનો છે. જો અસત્ય બોલશે તો મૃત્યુ દંડ આપીશ. આ સભામાં બિરાજમાન અમારા ગુરૂ વલ્લભ બધુ જાણે છે છતા તારા મુખથી સત્ય સાંભળવા માંગે છે.'' ત્યારે મૃત્યુ દંડથી ભય પામેલી સ્ત્રીએ સભામાં કહ્યુ ''યુવાવસ્થામાં જયારે મારા પતિ પરદેશ ગયા હતા ત્યારે કામવેગથી પિડીત થયેલી મે એક ધોબીની સાથે સમાગમ કરેલો તેના વીર્યથી મારે ગર્ભ રહી ગયો હતો તેનો આ બાળક થયેલો.'' પોતાની માતાની આ વાત સાંભળી યુવાન પંડિત જગન્નાથપુરી છોડી ચાલ્યો ગયો. તે દિવસથી નકકી થયું કે ભગવાનના અવતારોનું ખંડન કરનાર ધોબીના વિર્યથી પ્રગટ થયેલો જાણવો. અને

સર્વજ્ઞ એવા મુક્તાનંદ સ્વામી આ વાતથી યથાર્થ રીતે પરીચીત હોવાથી તેઓએ પણ અહીં અવતાર કુદાલોને ધોબી જેવા કહ્યા.

આવા અવતાર દ્રોહીઓ એક બાજુ અવતારોનું ખંડન કરતા હોય છે અને બીજી બાજુ પોતે જ ભગવાન થઇને પૂજાઇ તેમની દેશી (નકલ) કાઢતા જોવા મળે છે. આવા વ્યક્તિઓ વિશે આધારાનંદ સ્વામી કહે છે. - ''સ્વયં મનુષ્ય થઇને પણ જે પરમાત્માની દેશી (નકલ) કાઢે છે - સ્વયં પોતાને પરમાત્મા કહેવડાવે છે, તે સહુથી અધિક પાપી છે એમ જાણવું. તેવા બનાવટી પરમાત્માના જે શિષ્ય થાય છે તે મરીને જમપુરીમાં જાય છે. ધર્મરાજા તો તેવા પાપીનું મુખ પણ જોવા ઇચ્છતા નથી. તેવાને તો કૃતઘ્નિપણારૂપ પાપ કરનારાને નરક કુંડમાં નાખે છે. તે કુંડમાં પહેલાથી પડેલા અને પાપકર્મનું ફળ ભોગવનારા કૃતઘ્નિ જીવો, તે પરમાત્માની નકલ કાઢનારા જીવોને જોઇને કંપી જાય છે. કારણ તે જીવોને પોતાના કરતા પણ અનંત ગણા પાપી જાણીને પહેલેથી રહેલા કૃઘ્નિઓ 'ત્રાહીત્રાહી' 'બચાવો બચાવો' એવી બુમો પાડે છે અને તેમના કરતાં પણ કરોડ ઘણું કષ્ટ પામનારા તે દેશી કાઢનારાઓ પણ. 'બચાવો' 'બચાવો' ની બૂમ પાડતા હોય છે. જે લોકો મનુષ્યને ભગવાન કરી દઇને તેને માને છે, પુજે છે તેઓ તો લોઢાના પર્વત જેવા થાય છે. જે ભગવાન બને છે ને પોતાને ભગવાન કહેવડાવે છે, તે લોઢું બને છે, અને તેને માનનારા જે શિષ્યો હોય છે, તે પથ્થર જેવા થાય છે. અને તે નકલી કહે વાતો મનુષ્ય શસ્ત્ર બનીને શિષ્યના પ્રાણનું હરણ કરે છે.'' (હરિચરિત્રામૃત સાગર/૭/૧/૧૪-૧૮ આનાથી વધુ પ્રગટ બ્રહ્મ થઇને ફરનારાને બીજો કયો ઉત્તર હોય? તથા તેવાઓનુ જોઇ હમણા સંપ્રદાયમાં પણ કેટલાક ભગવાન શ્રીહરિની નકલ કરતા દેખાયા છે. અને તેઓની આ ક્રિયાને પ્રોત્સાહન આપનારો પણ ઘણો જાજો સમુદાય છે તે બધાની ગતિ આધારાનંદ સ્વામીએ લખી છે તેવી જ છે.) તથા

સ્વામી કહે છે ''સ્વયં ભગવાન જેવો થઇને જે તેમના જેવો ભાવ બતાવે છે તે તો મૂર્ખ છે તે તો લોકોના ચિત્તમાં ભ્રમ ઉત્પન્ન કરે છે. હિરણ્ય કશિપુ અને રાવણ સહુથી ભારે અને વધારે ભયંકર થયા હતા કારણ કે જે સ્વયં ભગવાન જેવા થઇને તેમણે ભગવાન ઉપર વૈર બાંધ્યુ હતુ. તે દૈત્યોના કરતા પણ આ અધિક ભયંકર અને ખતરનાક છે, કે જે પોતે મનુષ્ય હોવા છતાં ભગવાન થવા ચાહે છે. એક કરોડ કૃદિનના જેવો તેને પાપી જાણવો અને તે પોતાના અનંત અનુયાયીઓને લઇને જમપુરીમાં જાશે. અહીંયાં લોકોને ચાહે તેમ ભરમાવો પછીથી એઓનો છક (બહેકી જવું) રહેશે નહિ. ભલે તેને અત્યારે ભગવાનનો ડર ન હોય પણ પછી તો ભૂંડા હાલ થવાના છે. જેટલું ભગવાનની દેશી (નકલ કરવી) લઇને જે વધારે ચાલે છે તેને સહુથી વધારે મોટો અસુર જાણવો. (હરિચરિત્રામૃત સાગર/૭/૨૬/૯ થી ૧૨ -આથી ભગવાનની નકલ કરનારો હિરણ્યકશિપુ અને રાવણ કરતા પણ ભયંકર તથા મહાપાતકી કહ્યો અને કૃતદિનઓનો શિરોમણી કહ્યો)'' તથા સ્વામી કહે છે - આપણા સત્સંગમા (ઉધ્ધવ સંપ્રદાયમાં) કેટલાક ખળ આવે છે તે શ્રીહરિની દેશી (અનુકરણ નકલ) કરવા જાય છે શ્રીહરિની બધી ક્રિયાઓને શીખીને તેમના જેવો ભાવ દેખાડવા પ્રયત્ન કરે છે. પરન્તુ જે પાકા હરિ ભકતો હોય છે તેઓ તો તેમને ગધેડાને તુલ્ય સમજે છે. જે શ્રીહરિના જેવો થઇને શ્રીહરિની દેશી (નકલ) દેખાડે છે તે તો બધા જ અસુરોનો રાજા છે એમ જાણવું (હરિચરિત્રામૃત સાગર/૭/૨૬/૭-૮ - આથી ભગવાનની નકલ કરનારાને ગધેડા કહ્યા તથા અસુરોના રાજા કહ્યા)'' તથા હરિચરિત્રામૃત સાગરમાં ''જે ભગવાન ન હોય અને પોતાને ભગવાન કહે છે તેને અત્યંત પાપી માનવો. જે સ્વયં ભગવાન નહિ હોવા છતા પોતાને ભગવાન કહે છે તેને માથે તો અનંત બ્રહ્માંડોમાં પાપી લોકોએ રોજ કરેલુ બધુ જ પાપ વળગે છે. (હ.ચ.સાગર- ૯/૩૨/૮-૯)'' તથા - ''જે બુધ્ધિ હીન સંતો અને હરિ ભકતો હોય

છે તે સ્વામીની દેશી (નકલ) કરે છે. અથવા સ્વામીનો આવેશ અમારામાં છે. એવુ કહે છે. કેટલાકે તો મનમાં એવો ભાવ દ્રઢ કરી રાખ્યો છે કે સ્વામીના જેવા તો એક સ્વામી જ હતા. તે સિવાયના બીજી જે કોઇ છે તે બધા માયાના જીવ છે. જો એમ ઘેર ઘેર સ્વામી થાશે તો કોઇને પોતાના મોક્ષનો ખપ જ નહિ રહે. ભૂમિ ઉપર ભગવાનના અવતાર કેટલા થાય છે? કોઇ પાર નહિ એટલા થયા છે. પ્રત્યેક અવતારના ભકતો થયા છે. તે બધા ભગવાનના દાસ થઇ રહ્યા છે. જે ભકતો છે તે કયાંય સ્વામી બની બેઠા નથી. કયાંય ભકત હોય તે ભગવાન બન્યો હોય એવું એક તો બતાવે? હુ તો ખરેખર સત્ય જ કહું છુ કે સ્વામીના પછી બીજો કોઇ તેમના જેવો નથી એવી રીત નકકી કરો. તેવી રીત વિના કોઇ સત્ય માનશે નહિ સનાતન રૂપમાં મોક્ષની ગાદી તો એક જ ચાલે છે. કરોડો વાર નકકી કરીને પછી અમને તે ગાદી ઉપર બેસાડયા છે, તે બધુ તમે જાણો છો. અમે સ્વામી જ થઇ જઇએ એવુ અમારાં મનમાં લેશ માત્ર પણ નથી અને હોય તો બતાવો. 'જે માયાના જીવ છે તે જ સ્વામી થઇને બેસે છે. બીજા કોઇ નહિ' જે માયાના જીવ હોવા છતાં સ્વામી બની બેઠા હોય તો તેમને કરોડો ગો હત્યાનું પાપ લાગે છે. જગતમા જેટલા જીવ છે તે બધા રાજા હોઇ શકે નહિ રાજા ન હોવા છતા પણ જે રાજા બની બેસે, તેમને માનેતો દુઃખનો ભરેલો મોટો કૂવો થાય. 'આ જગતમાં કેટલાક લોકો પેટ ભરવા માટે થઇને અત્યંત મલીન ચિત્ત વાળા થાય છે. અને કિરાત (ભીલ) સુધ્ધાં ભગવાન થઇ બેસે છે. જે સાધારણ મનુષ્ય ભગવાન થઇ બેસે છે, તે તો અધમોમાં પણ અત્યંત અધમ, પાપીઓમાં પણ ઘોર પ્રબળતાથી અને નીચોમાં પણ નીચ કહેવાય છે. પાપીઓમાં પણ પાપી પૌંદ્રક નામે રાજા જે મિથ્યા વાસુદેવ થઇને ફરતો હતો તેના કેવા ભૂંડા હાલ થયા હતા, તે સૌ કોઇ જાણે છે. માટે આ દુનિયામાં ભગવાન સિવાયના બીજા જેટલા લોકો ભગવાન થઇને પૂજાય છે. તે બધાની સ્થિતિ પૌંદ્રકના

જેવી જ થાય છે. અર્થાત્ નારકી જીવ કરતા પણ તેની દશા અત્યંત દુઃખ ભરી થાય છે. માટે અક્ષર પર્યંતના બધા કઠિનમા કઠિન સાધન કરી કરીને મરી જાય છતાં કોઇ ભગવાન થઇ શકતુ નથી **(**હરિ ચરિત્રામૃત સાગર/૧૩/૫૮/૧૮ થી ૪૨ તથા તરંગ/૫૯/૧ થી ૨૫ આનાથી વધારે જડબાતોડ ઉત્તર પ્રગટ બ્રહમ સ્વરૂપ થઇને ફરતા, તથા બીજા જે ઉત્તર દેશમાં (શ્રીનરનારાયણ દેશમાં) ઘણા વર્ષો પહેલા ભગવાન સ્વામિનારાયણ થઇને ફરતા વિમુખ પંથિઓને કયો હોઇ શકે?' આમા જે લોકો ભગવાન થઇને ફરે છે તેઓ ખૂદ પોતાનું કલ્યાણ નથી કરી શકતા તો પછી પોતાને આશ્રયે રહેલાઓનું કલ્યાણ કેવી રીતે કરી શકે? માટે આવા વ્યાહમોહ વાળા પંથમાં કલ્યાણ થતુ જ નથી કલ્યાણ તો ત્યાં જ થાય છે - ''જયાં અન્ય કોઇને ભગવાનના જેવા કહેવાતા ન હોય. પણ બધા જ ભગવાનના દાસ કહેવાતા હોય, ત્યાં જ મોક્ષ નિવાસ કરીને રહે છે. (હરિચરિત્રામૃત સાગર/૧૪/૨૯/૪૧**)**'' આ ઉપરાંત સ્વામી કહે છે, ''જે કોઇ પણ મનુષ્ય આપ શ્રીહરિની સમાન બીજા કોઇને જો જુએ છે તો તેઓ બાળ બુધ્ધિના (મૂર્ખ બુધ્ધિના) છે અને ત્યાં સુધી આપનો અપરાધ કરે છે. (હ.ચ.સાગર/૧૭/૧૧/૧૪)'' તથા ''નીચમા પણ નીચ જે મનુષ્ય છે. તે ભગવાનનો ડર રાખતો નથી અને વિષયમાં લપટાયેલો તે હું ભગવાન છું તેમ બોલે છે જે કયાંય દેખ્યુ નથી. તેવા તો મર્યા પછી અપાર દુઃખને પામે છે. બ્રહ્માંડમાં જેટલું પાપ થાય છે તે બધુ પાપ 'હું ભગવાન છુ' એમ કહીને જે પોતાનું ધ્યાન કરાવે છે તેને લાગે છે. (હ.ચ.સાગર/૧૬/૮૩/૧૭-૧૯)'' તથા ''જે ઠગ લોકો ભગવાન થઇને પૂજાય છે. તેની શી ગતિ થાશે? મિથ્યા ભગવાન અને તેના જેટલા શિષ્યો છે. તેઓ આ જગતમાં ઘણા છે. પણ અંતે તેઓ કયાં રહેતા હશે?'' આવો પ્રશ્ન ભગવાન શ્રીહરિને આદરજ ગામના હતુ ખાંટ નામે એકાંતિક ભકતે પુછયો ત્યારે શ્રીહરિ બોલ્યા '' મિથ્યા ભગવાન થઇને લગાર પણ ધર્મ રાખતા નથી તે પણ

એક ચમત્કાર છે. આ લોકમાં ધર્મ લોપીને ચાલનારા જેટલા ભગવાન હોય છે તેને અને તેના બધા મિથ્યા શિષ્યોને ફરીવાર મનુષ્ય જન્મ ન મળે એ રીતે જમપુરીમાં જમ દૂતો એવે માર્ગે ચલાવે છે અને વારે વારે તેને એવા શરીર મળે છે કે જેમાં વધારેમાં વધારે દુઃખ સહન કરવુ પડે છે જેટલા પણ મિથ્યા ગુરૂ અને મિથ્યા શિષ્યો છે તેને હીનમાં પણ અત્યંત હીન યોનિઓમાં વારંવાર જન્મ આપે છે. (હરિચરિત્રામૃત સાગર/૧૮/૨૮/૧ થી ૭)'' તથા ''પરમેશ્વરની નકલ (દેશી) કાઢીને જે નારકી લોકો વર્તે છે તે બધા ઘોર નરકમાં પડે છે. પરમેશ્વરની દેશી કાઢનારા મહા પાપી લોકો કયારેય નરકથી છૂટતા નથી. રોજ તેના ઉપર ત્યાં અપાર માર પડે છે અને દિવસે દિવસે તે વધારે પરાધીન વર્તે છે. (હ.ચ.સા. ૧૯/૩૦/૩૮-૩૯ - આથી ભગવાનની નકલ કરનારાની ગતિ કહી. ચાણક્ય પણ કહે છે 'न देव चरितं चरेत्' અર્થાત્ દેવતાઓના ચરિત્રની નકલ ન કરવી. ચાણક્ય સુત્ર- ૬૭)'' તથા ''શ્રીહરિ કહે છે. - કેટલાક મોટા અધર્મી પાપી હોય છે, તે પોતે ભગવાન ન હોવા છતા પણ સાચા ભગવાનની વાત સાંભળી તે ભગવાન બની જાય છે માટે તે અતિ નીચ છે. તેની માતા કોઇ ચાર વર્ણમાંથી હોય છે અને તેનો પિતા તો ચંડાળ અને સ્વપચ રહયો હોય છે. આવા જે વ્યભિચારથી જન્મેલા પુરૂષો હોય છે તે જ ભગવાનનું અનુકરણ કરે છે.'' (હરિચરિત્રામૃત સાગર/૨૨/૧૭/૨૯-૩૦ આનાથી એ સ્પષ્ટ થયુ કે ભગવાનનું અનુકરણ કરનારો વ્યભિચારથી ઉત્પન્ન થયેલો છે. માટે જે પણ કોઇક ભગવાનની નકલ કરનારો હોય તેવા પાખંડી ધર્મ ધ્વજીનો ત્યાગ કરવામાં જ ભલાઇ છે. આવા ભગવાન થઇને ફરનારા પૌંડ્રક આદી કૃષ્ણાવતારમાં પણ હતા અને હરિકૃષ્ણાવતારમાં પણ ગેબીબાવા જેવા ઘણા હતા તથા ભગવાન શ્રીહરિ સ્વધામ સિધાર્યા બાદ પણ હતા અને હાલમાં તો....... આવા ઓની વણઝાર ઉભી થઇ છે.) તથા ''પોતે જીવ થઇને પોતાનામાં ભગવાન પણાનો

ભ્રમ લોકોને પેદા કરે છે અને જે લોકો ગ્રંથમાંથી ભગવાનનાં ચરિત્રોને સાંભળીને પોતે પણ તેવુ કરવા લાગે છે તે બધા ભગવાનનાં દ્રોહી કહેવાય છે. તેના જેવો બીજો કોઇ દ્રોહી કહેવાતો નથી અનંત દ્રોહ કરતા પણ એવા લોકો વધારે દ્રોહી છે તેનો દૂરથી જ ત્યાગ કરવો જોઇએ. કૂતરાં, ભૂંડ અને ગધેડાં સિવાય બીજા કોઇ વિષ્ઠાને ગ્રહણ કરતા નથી. જેનો કાગડાના જેવો સ્વભાવ હોય તે જ ભગવાનના દ્રોહીને માને છે. શ્રીકૃષ્ણાવતારના સમયે પૌંડ્રક નામનો રાજા મિથ્યા વાસુદેવ થયો હતો (તથા ભગવાન સ્વામિનારાયણના સમયમાં ગેબી બાવો સ્વામિનારાયણ થઇને ફરતો હતો) પછી તેની જેવી ગીત થઇ હતી તેવી ગતિ ભગવાનના દ્રોહીની થાય છે. ભગવાનનો દ્રોહી જે મનુષ્ય છે તે નીચમાં નીચ અને ભૂંડામાં ભૂંડી ગતિને પૂરેપૂરી પામે છે. અને જેટલા મળના દ્વારો છે. તેમા તે મર્યા પછી નિવાસ કરે છે. કેમકે જેટલા અજ્ઞાની લોકો છે. તેને દેખાયા વિના કંઇ ગમ પડતી નથી. કોઇ મિથ્યા વાતને લઇને તેને મમત્વથી માનતો રહે છે તો તેની ગતિ પણ મિથ્યા ભગવાન જેવી થાય છે.'' (હરિચરિત્રામૃત સાગર/૧૯/૫૯/૨૯-૩૬ અંદર અને બહારના જેટલા પણ ભગવાન થઇને ફરનારા તથા તેવાઓને ભગવાન થઇને પૂજનારા ધૂર્ત, અભણ અજ્ઞાનિ લોકોને સ્વામીએ આ વાત લખી સણ સણ તો તમાચો માર્યો છે આવા પાખંડી લોકો જે નથી તો અષ્ટ સિધ્ધિ નવનીધિથી યુકત કે નથી તો સર્વજ્ઞ છતા પણ ભગવાન થઇને ફરે છે અને પોતે ભગવાનની નકલ કરે છે જેમકે ''ઘોડીએ બેસે, પીરસવા નીકળે ત્યારે મુખમા લાડુ આપે, ભગવાન શ્રીહરિ જે પ્રમાણે જમવા બેસતા તે પ્રમાણે જમવા બેસે'' વગેરે વગેરે ભગવાનની નકલ કરનારા અને આવા અજ્ઞાની ગુરૂઓને માનનારા ભ્રાંત શિષ્યો બધા જ પૌંદ્રકના મિત્ર કાશીરાજની જેમ અધોપતિને પામશે. માટે હજી પણ સમય વ્યતિત થયો નથી ચેતજો.) તથા હરિચત્રિામૃત સાગરમાં આધારાનંદ સ્વામી કહે છે - ''ભગવાન તો સત્ય સંકલ્પ છે.

સિધ્ધોના પણ સિધ્ધ છે તથા યોગીઓના પણ યોગી છે. તેમના જેવો કોઇ સિધ્ધ કહેવાતો નથી જે કોઇપણ મનુષ્ય ભગવાનને તુલ્ય અથવા તેનાથી અધિક બીજાને માને છે તો તે ભગવાનનો ચોર છે, અને તે કોઇ જગ્યાએ સુખી થાતો નથી. (હ.ચ.સાગર/૨૫/૧૭/૨૯-૩૦)'' તથા ''જેટલા તુચ્છ બુધ્ધિવાળા છે તે સત્સંગની રીતને સીખીને અને સત્સંગના ગ્રંથને લઇ ભગવાન થઇ જાય છે. પણ એ રીત સત્સંગની નથી તે તો અધર્મની રીત છે. અને જે અધર્મી હોય તે જ તેવાને માને છે. ખરેખર પાતાળથી લઇને અક્ષર પર્યન્ત જેટલા જીવ કહેવાય છે તેમાં કોઇ ભગવાન થઇ શકતો નથી. તેઓ વાસ્તવમાં કસાઇ પણ થઇ શકતા નથી. કારણ કે, જે સત્સંગની વાતને શીખીને ભગવાન થઇ જાય છે તેઓ તો કસાઇ કરતા પણ કોટિ ગણા અધમ કસાઇ કહેવાય છે. સત્સંગની સમજણ એવી છે કે સત્સંગની વાત સાંભળીને કોઇ સત્સંગમાં ભગવાન થાય અને તે મતને ચલાવવા જાય તો તેની દુર્બુધ્ધિ દેખાઇ આવે છે અને જે સાચા સત્સંગી છે તે તેની છાયામાં દબાતા નથી.'' (હરિચરિત્રામૃત સાગર/૨૫/૫૦/૨૬-૩૦ સંપ્રદાયથી બહિર્મુખ થયેલી અને સંપ્રદાયના આંતરિકો જેઓને કુરુશ દેશના રાજા પૌંડરિકનું ભૂત વળગેલુ છે જેઓ હાલમાં ભગવાન થઇને ફરતા જોવા મળે છે એવા અજ્ઞાની, ધૂર્ત, પાખંડી, બંડિયા, ખૂણિયા, ટુંઢીયા, સ્મશાણિયા, મૂર્ખ શિરોમણી વગેરે ઉપમાઓથી અલંકૃત થયેલાઓ માટે સ્વામીએ કહેલા આટલા વચનો પર્યાપ્ત છે. જે વાંચવા વિચારવાથી તેઓને ખબર પડશે કે આપણી ગણતરી સ્વામી કેમ કરે છે.) તથા ''જે લોકો આ શ્રીહરિ કરતાં પણ પોતાને જેટલા અધિક માને છે તે બધા કુબુધ્ધિ અર્થાત દુર્બુધ્ધિ, પશુબુધ્ધિ અને બાળબુધ્ધિ છે. તેવા લોકો પોતાનું પેટ ભરવા અનંત પ્રકારના પ્રપંચ કરે છે અને જ્યાં ત્યાં ભટકતા રહે છે. તો પણ તેને પેટ ભવાનું કઠણ કહે છે. (હ.ચ.સા.૨૭/૭૦/૩૮/૪૦)'' તથા ''જે મનુષ્ય થઇને ભગવાનની નકલ કાઢે છે,

તેને જો ભગવાન પથ્થર અથવા લોઢા જેવી ધાતુમાં કાયમ નિવાસ આપે છે. કારણ કે તે તો કપટી ના માટેનું સ્થાન છે. (હ.ચ.સા. ૨૭/૭૯/૧૦-૧૧- આટલી નીચ કક્ષાની ગતિ ભગવાનની નકલ કરનારની થાય છે.)'' તથા ભગવાન શ્રીહરિ કહે છે- 'અને જે લોકો બીજાને ભગવાન તુલ્ય કહે છે તે તો ભગવાનનો ચોર હોય છે. જે ભગવાનના ચોર હોય છે તે તો તેના બોલેલાં વચનમાં દેખાઇ આવે છે. જેની જેવી સમજણ હોય તેને તેને બોલેલાં વચન છુપાવી રાખતા નથી. સંગ અને રૂચિએ કરીને જે મનુષ્ય જેવો હોય તેવો દર્પણની જેમ દેખાય આવે છે. (હ.ચ.સાગર/૨૮/૯૭/૨૦-૨૨)'' વચનામૃતમાં પણ ભગવાન શ્રીહરિ લોયાના-૧૩માં કહે છે ''નારાયણ પોતાના ઐશ્વર્યે કરીને સર્વોપરી વર્તે છે તે અને તે બીજા અક્ષરાધિક મુક્ત ને સરખા કહે છે. તે દુષ્ટ મતવાળા જાણવાને તેને અતી પાપી જાણવા અને એના દર્શન પણ કરવાં નહિ અને એવી રીતની સમજણ વાળાના દર્શન કરે તો પંચમહાપાપ જેવું પાપ થાય.'' (અહીં તો શ્રીહરિ ભગવાન એવા પોતા સાથે અક્ષરમુક્ત ને સમાન માનનારાને મહાપાપી કહે છે તો જેઓ સંસારી માયાબધ્ધ મનુષ્યને ભગવાનના સમાન કહે તેને કેવા જાણવા?)

આ પ્રમાણેના લોકો કેવળ ભગવાનની જ નકલ કરે છે એટલેથીજ નથી અટકતા ભગવાનશ્રી હરિના સમકાલીન નંદ સંતોની પણ નકલ કરતા જાહેર જોવા મળે છે. આવા પાખંડીઓ વિશે આધાર નંદ આથી કહે છે. ''લોકો પોતાના પેટ ભરવા માટે મોટા પુરૂષોની દેશી (નકલ) કરે છે જો મોટા પુરૂષોની દેશી કાઢનારા કે તે પાપથી લગાર પણ ડરતા નથી. જે દેશી લે છે તેને ધર્મમાર્ગમાં ચાલવાનું ઘણુ કઠણ હોય છે સ્વયં મોટા હોય નહિ પણ જે મોટા બની બેસે છે તે ધર્મનો લોપ કરે છે.'' (હ.ચ.સાગર ૨૭/૬૪/૨૧-૨૪ અંદર અને બહારના કેટલાક વિમુખ પંથિઓ જેઓ પોતાને પ્રગટ બ્રહ્મ તથા પોતાને નિષ્કુળાનંદ માની તેઓની નકલ કરતા

જણાય છે. તેઓ બધાને આનાથી મોટો બીજો કયો ઉત્તર હોય. આવા વ્યક્તિઓ જેને વાસ્તમાં ધર્મશાસ્ત્રનું જ્ઞાન પણ હોતુ નથી. બસ પોતે જે પોતાને રૂચ્યું તે પ્રમાણે ધર્મનું પાલન કરવું અને તેઓને માનનારા પાસે એવા મનમુખી ધર્મનું આચરણ કરાવવું એવો નિર્ધાર કરી બેઠા છે. કોઇપણ કક્ષાથી આવા વ્યક્તિઓ મોટા નથી અને પોતે મોટા થઇ બેઠા છે તથા લોકોને છેતરીને પોતાની જરૂરીયાતો પુરી કરવા માટે સંપ્રયાદનથી અલગ ચોકો કરીને બઠેલા જોવા મળે છે. આવા મોટા (?) ઓથી સાવધાન રહેવું એજ હિતકર છે.) તથા શ્રીહરિએ સંતોને કહ્યું ''તમારા સમાન કોઇ થયા નથી અને પછી થશે પણ નહિ. તેમ જે એક થયા છો તે અદ્વિતીય છે. આ ભૂમિ ઉપર તમારા જેવા બીજા કોઇ ફરીને મળશે નહિ. તમારી સહુ સંતોની જેવી સમજણ છે, તેવી સમજણ બીજા કોઇ પ્રાકૃત મનુષ્યની હોતી નથી. જેને પોતાનાં શરીરનું પોષણ કરવાનું જ તાન હોય છે તેને અમે પ્રાકૃતજન કહીએ છીએ. શરીરના સુખથી જ અપાર સુખને માનનારા ઘણા લોકો હોય છે. અને શરીરનાં દુઃખથી દુઃખી હોય એવા જેટલા દેખાય છે તેટલા સત્સંગના સુખને સુખરૂપ માનતા નથી. તેવા બધા લોકો લુખ્ખા ગણાય છે. અને તેને માટે આપણો સત્સંગ નથી, તે લોકો તો અપંગ ગણાય છે. તેવા અપંગોનો ઉધ્ધાર કરવાનો હવે નિર્ધાર કર્યો છે અમે અને તમે સહુ આ ભૂમિ ઉપર રહેવાના નથી એવો વિચાર કરૂ છું. દસવિશેક પચાસવર્ષ એટલામાં જ આ પૃથ્વિ છોડી દઇશું. પછીથી જેટલા પર હંસો થશે તે તમારૂ અનુકરણ કરશે. સત્સંગની વાતો શીખીને પછી તેઓ સ્વયં પૂજશે સહુની સમજણ એક સરખી હોતી નથી અને કેટલાક તો કુસંગપણ રાખશે (હરિચરિજ્ઞામૃત સાગર/૨૦/૩૬/૨૯-૩૫- સર્વજ્ઞ એવાશ્રીહરિની વાત સત્ય થઇ હાલમાં નંદ સંતોની નકલ કરનારાઓની વણઝાર લાગેલી છે તેઓમાં કેટલાકને નિષ્કુળાનંદ સ્વામીનું ભૂત વળગેલું છે તો કેટલાક નંદસંતો જે પ્રમાણે શ્રીજી મહારાજ સાથે રાસ રમેલા

તેમ જાહેરમાં રાસ રમતા જોવા મળે છે. નંદસંતો પછીની પેઢીમાં અર્થાત્ ત્રણચાર પેઢી સુધિ આવુ કંઇ જોવા મળતુ ન હતુ પણ હવે જોવા મળે છે, તો કેટલાક ફૂલોની ટોપી ફૂલોના ગજરા, ફૂલોની પછેડી તથા ફૂલોના બાજુબંધ, તોરા ધારણ કરી જાહેરમાં નૃત્ય કરતા પણ જોવા મળે છે. હરિચરિત્રામૃત સાગરમાં એક સ્થાન પર આ પ્રમાણે સંતોને ફૂલોની ટોપી આદિ શ્રીહરિએ ધરાવડાવેલી આ તેની જ નકલ કરતા હાલમાં કેટલાક જોવા મળે છે. તેઓ પણ બિચારા શું કરે શ્રીહરિનું કહેલું સત્ય પણ તેઓ થકી જ થવાનું હતું.)''

આ પ્રકારના વિપરીત જ્ઞાન વાળા અર્થાત્ અવતારોને ભગવાન શ્રીહરિથી અત્યંત ભિન્ન માની તેઓને બધાને જીવાદિકમાં ઉતારી પાડી તેઓ કરતા પોતાને શ્રેષ્ઠ માનનારા આ પ્રકારની વામ વાતો ખુણામાં જ કરતા જણાય છે. જાહેરમાં તો બોલતા લાજ પામે છે. આ પ્રકારના ખુણીયા જ્ઞાનીઓ વિશે આધારાનંદ સ્વામી કહે છે. -''જેટલા પરસ્પર કપટી હોય છે તે બધા એકાંતમાં ભેળા બેસે છે અને એકબીજાના વખાણ કરે છે કે, તમારા જેવો તો બીજો કોઇ નથી તમારી સમજણ તો સર્વોપરિ છે. મારી બુધ્ધિમાં તો એવું દેખાય છે કે તમો તો અક્ષરમુક્ત કરતા પણ ઘણા મહાન છો. જે અક્ષરમુક્તો પણ તમારા સમાગમને ઇચ્છે છે. અક્ષરમુક્ત જેવા પણ તમારો સમાગમ કરે છે તે જ્યાં સુધી તમારો સમાગમ નહિ કરે ત્યાં સુધિ તેમા જે કાંઇકસર રહી હોય છે તે તેમણે તમારો સમાગન નથી કર્યો એટલે રહી છે. આગળના યુગમાં જે જે કોઇ મોટા સંતો કે હરિભક્તો થયા છે અને મોટા મોટા પ્રહ્લાદજી પ્રિયવ્રત અને ધ્રુવજી થયા છે. જે અવતારો થયા તેના જેટલા ભક્તો થયા છે તેનો પણ ગણે પાર આવતો નથી તે બધામાં કસર રહી ગઇ છે જ્યાં સુધિ તેમને તમારો સમાગમ થયો નથી ત્યાં સુધિ તેમાં કસર રહી છે અને તેમાં જે સમજણની કસર છે તે તમારો જ્યારે સમાગમ થશે ત્યારે બધી કસર ટળી જશે. સમજણની

બાબતમાં તો બધા અવતારોમાં પણ કસર રહી હોય છે. તે તમારા સમાગમ સિવાય દેખાતુ નથી, મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામિ, નિત્યાનંદસ્વામી અને ગોપાળાનંદ સ્વામી વગેરે ઘણા મોટા થયા છે તેઓ જે ધારે તે તરત થાય છે. શુકાનંદ સ્વામી, આત્માનંદ સ્વામી નિષ્કુળાનંદ સ્વામી અને કૃપાનંદ સ્વામી આદિક કેટલા મોટા સંતો થયા છે પર્વતભાઇ, ઝીણાભાઇ, મયારામ ભટ્ટ, આદિક અગણિત મોટા હરિભક્તો થયા છે તે બધામાં પણ જેટલી કસર દેખાય છે તે તમારો સંગ જ્યારે થશે અને તેના ઉપર તમારી પૂર્ણ કૃપા થશે, ત્યારે તેની તલતલ જેટલી કસર તેમને દેખાશે. અત્યારે તો અમારા ગણા મોટા ભાગ્ય છે જે શ્રેષ્ઠ શ્રેષ્ઠ હરિભક્તો વાતમાં કંઇક સમઝે છે. તે બધાને તમારો સમાગમ કરવાની ચેતવણી આપવી એ મારૂં કામ છે (હરિચરિત્રામૃત સાગર/૨૨/૬૬/૧૦ થી ૨૩ અહી આજે પણ કંઇક ભગવાન શ્રીહરિએ કહ્યુ તે બધુ જ સંપ્રયાદમાં પ્રચલિત વેદ વિરુદ્ધ વાતોમાં જોવા મળે છે અને આવાતુનુપારાયણ કરનારા પણ આવું જ માને છે અરે ત્યાં સુધિ કે નિર્વિકલ્પ બ્રહ્મની સ્થિતિ પર પહોચિ ગયેલા મોટા મોટા પરહંસ અને મોટા મોટા એકાંતિક ભક્તો માં પણ સમજણની ખોટ બતાવે છે અને આડકતરી રીતે પોતાની સમજણ સર્વોપરી બતાવે છે. આવુ બોલનારાઓની દૃષ્ટિમાંતો ભગવાન શ્રીહરિથી અભિન્ન એવા અવતારોમાં અર્થાત્ ભગવાન શ્રીહરિમાં કસર છે એવું આવાઓની વાતો પરથી સિદ્ધ થાય છે. પરન્તુ આ પ્રમાણેની અશાસ્ત્રીય સમજણ ધરાવનારા, બંડિયા, ખૂણિયા, સ્મસાણિયા, જગતના પંચ વિષયમાં અત્યાશક્ત એવા તેઓની જ સમજણ સમ્પૂર્ણ પણે સંપ્રદાયના શાસ્ત્રો અને વેદાદિક શાસ્ત્રોથી વિરોધી છે. આવી સમજણ ધરાવનારા ખૂણીયાઓ આ બંડજ્ઞાન ખૂણામા બેસી અથવા પ્રાઇવેટ મંદિરો કે સંસ્થામાં બેસીને જ આપતા જોવા મળે છે કારણ કે જાહેરમાં આવી આવો બંડ ફૂકવાનુ તો સામર્થ્ય જ નથી સંપ્રદાયના ગ્રંથો માં તો આ જે પણ કોઇ સંતો ભક્તો

કહ્યા છે તેની સમાર્થિ અને સમજણ વિષે ઘણુ લખાયુ છે આ પ્રમાણેની વૈખરીવાણી બોલનારા આ તો તેઓની તુલનામાં નગણ્ય છે છતા પણ પોતાના મુખે જ પોતાના વખાણ કરતા થકા અથવા પોતાન મળતિયાઓ પાસે જ પોતાની સમજણના વખાણ કરાવતા જોવા મળે છે. આવી બંડિયા મુખી સમજણ ધરાવનારા લોકોની ગતિવિશે ભગવાન શ્રીહરિ સ્વમુખે કહે છે ‘‘જેને ભગવાન મળ્યા હોય તેના કરતા પણ જે કપટી લોકો છે તે પોતાના મનમાં પોતાની સમજણમાં અધિક માનતા હોય છે. કપટીના જેટલા કપટ છે તેને ભગવાન તલ તલ જેટલા જાણતા હોય છે અને તેઓ જેટલી વાતો કરતા હોય તે ગુપ્ત બેઠક કરીને જ કરતા હોય છે આ વાતે કપટી લોકો પોતાનું જ ભૂંડુ કરે છે અને તેઓનો સમાગમ કરનારાઓનું પણ ભૂંડુ કરતા હોય છે, પણ તેના દોષને દેખતા નથી. તેઓ પોતાનું ભૂંડુ કરે છે અને તેઓનો જે સમાગમ કરે છે તેનું પણ સત્સંગમાં રહીને ભૂંડુ કરે છે તેવા કપટીઓના કપટને જે જાણતા નથી એવાં લોકો તેનો સમાગમ તેની ઘણી સાધુતામાનીને કરે છે. છેવટે તો જેની જેવી ગતિ થવાની હોય છે તેને અન્તર્યામિ શ્રીહરિ દેખતા હોય છે. સારી કે નબળી, જેટલી વાત છે તે બધી ને અંતર્યામિ પરમેશ્વર જાણ છે. (હરિચરિત્રામૃત સાગર/૨૨/૬૭/૨૪-૨૯ આવા ગૂરૂ અને ચેલાઓ બધા જ નારકી ગતિને પ્રાપ્ત કરશે એમ શ્રીહરિનો કહેવાનો અભિપ્રાય છે)’’ તથા ઉધ્વવાવતાર રામાનંદસ્વામી પર્વતભાઇને કહે છે - ‘‘જે જ્ઞાનચોર હોય છે તે બધા એકાંતમાં જઇને જ્ઞાનનું મનન કરતા હોય છેઅને મનમાં પ્રસન્ન થતા હોય છે તે જ્ઞાનચોરોનાં મનમાં પોતાની પ્રસિધ્ધિ કરવાનું તાન હોય છે અને તેમા પોતાનું હિત માનતા હોય છે જે જ્ઞાનચોર હોય તે પોતાની સમજણને જ સહુથી પરમાનતા હોય છે અને અજ્ઞાની લોકો તેને દેખીને તેવા જ્ઞાન ચોરને અધિક માને છે કે આ બહુ મોટા જ્ઞાનિ છે. પણ જે સાચા જ્ઞાની હોય છે તે તો તેને જ્ઞાનચોરના રૂપ માં ઓળખે છે. જે જ્ઞાનચોર હોય છે તે

એકાંતમાં જઇને જ્ઞાનની વાતો કરતા હોય છે અનેસભામાં બેસીને ધ્યાન કરતા હોય છે. જેટલા જ્ઞાન ચોર હોય છે બધા જ્યારે સભામાંથી ઉઠે છે ત્યારે એકાંતમાં જઇને બેસે છે અને એકબીજાને દેખીને ગુલતાન થઇ જાય છે પોતાની ખાનગી વાતમાં જે મળતા નથી તેની નિંદા કરતા તેઓ બોલે છે કે ‘આપણે જેવુ સમજીએ છીએ તવું બીજી કોઇ સમજતા નથી,’ આ રીતે પરસ્પર પોતાના વખાણ કરે છે. જ્યાં પ્રસિધ્ધ સભા થતી હોય ત્યાં જે સંતો અને હરિભક્તો બેસતા હોય અને તે જો પોતાની વાતમાં મળતા ન આવતા હોય તો તેને મૂળ વિનાના કહે છેઅને પોતે પોતાને મૂળરૂપ કહે છે પરંતુ મૂળભૂત જ્ઞાનવાળા જે સંતો અને હરિભક્તો છે તે બધા તેવા એકાંતમાં બેસીને જ્ઞાન કહેનારા હોય છે તેને પૂરેપૂરું જાણતા હોય છે અને તે જે મૂળ વિનાના અને અધૂરિયા જ્ઞાનચોર હોય છે તે એકાંતમાં સભા કરે છે અને પોતાને સર્વોપરિ માને છે. જ્યારે સંપ્રદાયના કોઇ એક નિયંતાન રહે ત્યારે એક જ મતમાં બે મત થઇ જાય છે પણ તે નિયંતા હોય છે તેનો મત મૂળવાળો હોવાથી ચાલે છે અને જે એકાંતમાં સભા કરેછે તે પાખંડ મતમાં ખપે છે જે જાહેર સભા હોય તે સભા કહેવાય છે અને ત્યાં ધર્મનો બધો પરિવાર રહે છે પણ જે એકાંતમાં સભા હોય તે સભા કહેવાતી નથી અને ત્યાં અર્ધમનો બધો પરિવાર રહે છે જેટલા અધર્મથી ભરેલા મત છે તે બધાનું ખંડન કરવા માટે તો આ સત્સંગ રહ્યો છે તે દ્રઢતાથી જાણવું’’ (હરિચરિત્રામૃત સાગર /૨૪/૪૪/૧૩ થી ૨૫ રામાનંદ સ્વામીની ભવિષ્યવાણી સત્ય ફળી છે સદ્ ગોપાળાનંદ સ્વામી અને સદ્ નિત્યાનંદ સ્વામી જેવા ધુરંધર વિદ્વાનની આ સંપ્રદાયમાંથી વિદાય થયા બાદ પોતાને મૂળ અક્ષર તરીકે  મનાવડાવનારા ગૂ. સ્વામીની પરંપરા માં આવેલા તેમના શિષ્ય પ્રશિષ્ય આવુજ પ્રાયઃ કરતા જોવા મળેલા છે તેઓ બધાજ નિરક્ષર ગૂ.સ્વામી ને શાસ્ત્રના  પ્રમાણ વગર મૂળ અક્ષર સિદ્ધ કરવામાં લાગી ગયા હતા અને તેઓની

આ પ્રમાણેની માન્યતાને લઇને કેટલાકને સંપ્રદાયમાંથી કાઢી પણ મૂકવામાં આવેલા (જેવા કે જાગા ભગત, પ્રાગા ભગત, શાસ્ત્રી યજ્ઞપુરુષ દાસજી વગેરે) આ બધાજ પોતાની કપોળ કલ્પિત માન્યતાવાળા જ્ઞાનને ખૂણામાં બેસીને એક બીજાને કહેતા હતા અને પરસ્પર ખુશામત પણ કરતા (જૂઓ ગૂ.સ્વામી ની વાતો પહેલી બીજી આવૃત્તિ) આવા જ્ઞાનચોર બંડિયાઓને કેવળ પોતાની જ પ્રસિધ્ધિ કરાવવાની ઇચ્છા હતી, અને પોતાની જ સમજણને આ બધા સર્વોપરી માનતા હતા અને આજપણ આ બંડખોર, ખૂણીયાઓની પરંપરામાં એવુંજ મનાતુ આવ્યુ છે અને સંપ્રદાયના અણસમજુ ઓ પણ આ ખૂણિયાઓની જ સમજણ શ્રેષ્ઠ માને છે (કારણ કે સંપ્રદાયના મૂળ ગ્રંથો તો જોવાની ફુરસદ જ નથી) એ સ્પષ્ટ રીતે દેખાય છે કે સંપ્રદાયથી વિરૂધ્ધ જ્ઞાન પિરસનારાઓ જે પણ કોઇ છે તેઓ બધાજ ઉધ્ધવ સંપ્રદાયના ભીડાથી બહાર પ્રાઇવેટ સંસ્થાઓ લઇને બેઠા છે જેથી કરીને આ સંસ્થાઓમાં વધુ પડતું મૂળ સંપ્રદાયથી વિરૂધ્ધનું જ્ઞાન પિરસાઇ રહ્યુ છે જે જ્ઞાનમાં કેવલ રામકૃષ્ણાદિક અવતારોને કુતર્કો દ્વારા સ્વામિનારાયણથી કનિષ્ટ બતાવાય છે અને પોતાના નિરક્ષર સદ્ ગુણાતીતાનંદજીને બીજા ગોપોળાનંદ સ્વામી આદિ કરતા શ્રેષ્ઠ બતાવવાનો પ્રયાસ કરાય છે પહેલા તો આ બધુ જ્ઞાન પ્રાયવેત સંસ્થા લઇને બેઠેલા ખુણિયા સાધુઓ પુરતુ મર્યાદિત હતુ પરંતુ હાલમાં તો ઉધ્ધવ સંપ્રદાયના તાબામાં આવતા મોટે ભાગના મંદિરોમાં આ પ્રકારનું ખુણિયા જ્ઞાન પિરસાઇ રહ્યુ છે અને આશ્ચર્ય સાથે કહેવાનું કે ઉધ્ધવ સંપ્રદાયના મોટામોટા શાસ્ત્રી અને આચાર્યની પદવીથી અલંકૃત લોકો પણ આ બંડિયાઓ સાથે જોડાઇ ગયા છે. આને લઇને હવે આ સંપ્રદાય કંઇ દિશા તરફ જાય છે તે ખબર પડતી નથી. કારણ કે આ સંપ્રદાયના સુકાનિઓને જ આ પ્રકારના સંપ્રદાયથી વિરૂધ્ધ જ્ઞાન પ્રચાર કરવામાં રૂચિ છે આને લઇને હાલમાં સંપ્રદાયમાં પણ બે મત પડી ગયા છે. એક મત

એવો છે કે ''રામકૃષ્ણાદિક અવતારો અને સ્વામિનારાયણ તત્વથી એક જ છે અને કોઇ એક અનુપાસ્ય વ્યક્તિને મૂળ અક્ષર માનવા એ તો અજ્ઞાનઓનું કામ છે. અર્થાત મૂળ અક્ષર નામનું કોઇ તત્ત્વ જનથી'' જયારે બીજો મત એવો છે કે '' રામકૃષ્ણાદિક અવતારો કરતા સ્વામિનારાયણ સર્વોપરી છે અને તેઓ બધા સ્વામિનારાયણની સ્તુતિ કરે છે તથા નિરક્ષર ગુણાતીતાનંદ સ્વામી એ મૂળ અક્ષર છે'' આ પ્રકારની માન્યતા ધરાવતા આ બે મત છે. તેમાએ આ બીજો મત સંપૂર્ણ રીતે સંપ્રદાયની મૂળ માન્યતાથી તથા મૂળભુત પ્રબંધોથી વિરુધ્ધ હોવાથી પાખંડ સિધ્ધ પણ થઇ જાય છે. (વાંચો બોચાસણ બંડનો અથેતિ ઇતિહાસ)

## (ઘ) શ્રીહરિ તથા શ્રીકૃષ્ણ તથા બધા અવતારોના ધામની એકતા અર્થાત્ શ્રીહરિનું અક્ષર ધામ તે જ શ્રીકૃષ્ણનું તથા તે જ બીજા અવતારોનું :-

ઉધ્ધવ સંપ્રદાયના માન્ય પ્રબંધોમાં ઘણે સ્થળે દિવ્યાકાર પરમાત્મા શ્રીહરિના નિવાસ સ્થાનને અને આશ્રિત મુક્તોને પામવાના સ્થાનને ગોલોક શબ્દથી કહે છે. શીક્ષાપત્રી શ્લો. ૧૨૧ ''गोलोको धाम चेप्सितम। तत्र ब्रह्मात्मना कृष्ण सेवा मुक्तिश्च गम्यताम्॥'' (અમને પ્રિય એવું ધામ તે ગોલોક છે એમ જાણવું અને તે ધામને વિષે બ્રહ્મ રૂપે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવી તે અમે મુક્તિ માની છે એમ જાણવું) આથી પરમાત્મા શ્રીહરિનું નિવાસ સ્થાન અને આશ્રિત મુક્તોને પામવાનું સ્થાન ગોલોક નામથી કહ્યું. સત્સંગિ જીવન પ્ર.૩. અ. ૧ શ્લો. ૨ ''विहाय दिव्यं प्रतिपद्य देहं तद्धाम गोलोकमवाप भूप'' (શ્રીહરિના એકાંતિક ભક્ત અભય રાજા ભૌતિક દેહનો ત્યાગ કરતાં દિવ્ય દેહને પામીને તેમના ગોલોક ધામને પામ્યા.)

સ.જી.પ્ર.૩/અ. ૨૨/શ્લો. ૫૦. ''भक्ता एते तु देहान्ते धाम गोलोकमुत्तमम्। लभन्ते राजते यत्र श्रीराधा कृष्ण ईश्वरः॥ (એકાન્તિક, ભક્ત, સંત, ભાગવત ઇત્યાદિ સંજ્ઞાથી કહેવાતા તે આ સત્સંગિઓ દેહને અંતે ઉત્તમ ગોલોક ધામને પામે છે જે ધામમાં પરમેશ્વર શ્રી રાધાકૃષ્ણ બિરાજે છે.)'' સ.જી. ૩/૨૬/૭૭ ''देहान्ते परमं धाम गोलोकं लभते प्रभोः'' ધર્મ સિધ્ધિને પામેલો પુરૂષ દેહને અંતે મહાપ્રભુના ગોલોક નામના ધામને પામે છે.) સ.જી. ૪/૫૨/૨૫-૨૬ ''देहान्ते परमं धाम विष्णोर्गोलोक संज्ञितम्। प्रयान्ति दिव्यदेहास्ते विमानैरर्कभास्वरैः॥ तत्र श्रीदामनन्दाद्यैः पार्षदैः सेवितं च ते। प्राप्य श्रीराधिकाकृष्णं लभन्ते स्वेप्सितं सुखम्॥'' (આચાર્ય દીક્ષિત એકાંતિક ભક્તો દેહને અંતે સૂર્ય સદૃશ પ્રકાશમાન વિમાનમાં બેસીને ગોલોક નામના પરમ વિષ્ણુ ધામને પામીને દિવ્ય દેહને પામે છે તેઓ તે ધામમાં બેસીને શ્રીદામનંદ આદિ મુક્ત પાર્ષદોએ રાજોપચાર વડે સેવા કરતા શ્રીરાધાકૃષ્ણને પામતાં ઇપ્સિત સુખને પામે છે.) સ.જી. પ્ર. ૪/૬૭/૩૯ ''एकान्तिनो वैष्णवा ये ते त्यक्त्वा भौतिकानिह। देहान् लब्ध्वा दिव्य तनू गोलोकं धाम यान्ति हि॥ '' (ધર્મામૃતમાં કહેલા ધર્મોમાં નિષ્ઠાવાળા જે એકાંતિક વૈષ્ણવ છે તેઓ અહીં ભૌતિક દેહનો ત્યાગ કરીને દિવ્ય તનુને પામીને ગોલોક ધામને પામે છે.) સ.જી. પ્ર. ૪/૪૦/૩૯ ''एतयोश्चैतद्वंश्यानां करिष्यन्ति य आश्रयम्। तान् कृष्णो भगवान् धाम देहान्ते नेष्यति स्वकम्॥'' (જે મારા ભક્તજનો આ બન્ને આચાર્યો અને તેમના વંશમાં થનારા આચાર્યોનો આશ્રય કરશે તેમને ભગવાન શ્રીકૃષ્ણ દેહને અંતે પોતાના ગોલોક ધામ પ્રત્યે તેડી જશે. ટીકામાં ધામ શબ્દથી ગોલોક લીધુ છે.) સ.જી.પ્ર.૨/૨૮/૧૧ ''स्वभक्त गोलोकनय'' (પોતાના ભક્તોને ગોલોક ધામ પ્રત્યો તેડી જનારા શ્રીહરિની સ્તુતિ કરતાં તેમને આવુ વિશેષણ અપાયુઁ છે.) સ.જી. ૩/૩૦/૪૮ ''ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोक

संज्ञममलं'' (જે જનો ઉધ્ધવ સંપ્રદાયમાં રહીને નામ મંત્રને યથા વિધિ જપે છે. તેઓ કમલાપતિ પરમાત્માના નિર્મળ ગોલોક નામના પરમ ધામને પામે છે) સ.જી. પ્ર. ૪/૫૩/૮૫ ''स्वधर्म संस्थिता नित्यं देहान्ते त्वं तु सन्मते!। राधिकेव सुखंस्वेष्टं गोलोके प्राप्स्यसि ध्रुवम्॥'' (હે સન્મતે! આ રીતે તું સ્વધર્મમાં રહેવા પૂર્વક ભગવદ્ ભક્તિને કરતાં દેહને અંતે ગોલોકને પામીને રાધિકાજીની પેઠે નિત્ય ઇપ્સિત સુખને પામીશ. આ આત્મ નિવેદિની સ્ત્રી ભકતા પ્રત્યે ગુરૂ પત્નીનું આશિર્વચન છે.) સ.જી. પ્ર. ૫/૧૯/૯૪ ''अन्ते च गोलोकपदं द्विजेन्द्र।'' (હે દ્વિજેન્દ્ર! એ સદાચાર વિધિને જે પુરૂષ શ્રધ્ધાભક્તિ સહિત પાળે તે આ લોકમાં કીર્તિને પામીને દેહને અંતે ગોલોક પદને પામે છે.) સ.જી. પ્ર. ૫/૩૨/૩૭ ''द्वितीयस्य फलं ज्ञेयं गोलोक प्राप्तिरुत्तमम्'' (બીજા ભક્તિ સહિત પતિવ્રતા ધર્મનું ગોલોક પ્રાપ્તિરૂપ ઉત્તમ ફળ કહ્યુ છે.) સ.જી. પ્ર. ૫/૭૦/૬૭ ''कालेनाल्पेन गोलोकं तद्धाम परमं ययौ'' (આવા સત્સંગિ જીવનના શ્રોતા પ્રતાપસિંહ રાજા પણ અલ્પકાળમાં ભગવાન શ્રીહરિના પરમ ગોલોક ધામને પામી ગયા.) સ.જી. ૨/૪૪/૭૯ ''गोलोकाधिपतिस्त्वं कृष्णः'' (ગોલોકના અધિપતિ શ્રીકૃષ્ણ તમો છો. એમ શ્રી હરિને ગોલોક ધામના અધિપતિ પણે કહે છે.) સ.જી. ૨/૧૮/૩૭ ''गोलोकेश परेश'' (ભુજના સુંદરજીએ ગોલોકેશપણે શ્રીહરિની સ્તુતિ કરી છે.) સર્વમંગલ સ્તોત્રમાં શ્લો. ૨૧૧- ''देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धिसः'' (શ્રીહરિનાં હજાર નામોનો પાઠ કરનારો કે શ્રવણ કરનારો જન દેહને અંતે શ્રીહરિના ગોલોક ધામને પામે છે.) શ્રીહરિ કવચમાં આવોજ શ્લોક ૭૯ નંબરે છે. હરિદિગ્વિજયમાં ઉલ્લાસ ૧૪/શ્લો. ૨૯ માં ''सोऽथास्य धाम परमं गोलोकं प्रापदुर्लभम्'' (ગોપાળ યોગી શ્રીહરિના અતિ દુર્લભ પરમ ધામ ગોલોકને પામ્યા.) વાસુદેવ માહાત્મ્ય અ. ૧૬ શ્લો-૧૨ ''क्रान्त्वादशोत्तरगुणाःप्रापगोलोकमद्भुतम्। धाम तेजोमयं

तद्विप्राप्यमेकान्तिकैर्हरेः ॥ '' (અનુક્રમે એક એક થકી ઉત્તરોત્તર દશ દશ ઘણાં અધિક અષ્ટ આવરણોને અતિક્રમ કરીને નારદજી અદ્‌ભુત ગોલોકને પામ્યા. જે આ તેજોમય ધામ હરિના એકાંતિક ભકતોને પામવાનું છે.) વા.મા.અ. ૨૯/શ્લો. ૩૫ ''गोलोकैख्यं हरेर्धाम दिव्याङ्गोयाति पूजकः'' (મહા પૂજા વિધિ કરનારો જન દેહને અંતે દિવ્ય દેહને પામીને ગોલોક નામના શ્રીહરિના ધામને પામે છે.) વચનામૃત મધ્ય-૧૯ ''અમે ગોલોકમાં ગયા ત્યાં ભગવાનના અનંત પાર્ષદો દીઠા'' (એમ ગોલોક ધામમાં પોતે જવાનું કહીને તેનો ઉત્કર્ષ બહુ કહ્યો છે.) હરિવાકય સુધાસિંધુમાં - તરંગ-૧/શ્લો-૧૫ ''कृष्णेच्छयैव संप्राप्य याति गोलोक धाम ते (કૃષ્ણની ઇચ્છાથી જ બ્રહ્મમય દેહને પામીને ગોલોક ધામને પામે છે.)'' તરંગ-૯/શ્લો. ૧૦ ''गोलोकाधिपतिर्यो हि स एवास्त्यत्र नेतरः'' (ગોલોકના અધિપતિ જે છે તે જ સ્વયં અહીં પધાર્યા છે પણ બીજા કોઇ નહિ) ભકત ચિંતામણી પ્ર. ૧૩ ચોપાઇ - ૫૪ ''જેવું ગમશે ગોલોક ધણિને રે । તેવું આવશે સહજેબણિને રે'' (આ ભકિત દેવી પ્રત્યે ધર્મદેવનું વચન છે.) પ્ર. ૧૫૯ ચોપાઇ ૬ થી --''શ્રી ગોલોક ગુણાતીત જેહરે । માયા તમ પાર ધામ તેહરે ॥ અચલ અનાદિ દિવ્ય કે'' વાયરે । શ્રીરાધાકૃષ્ણ રહે તેહ માંચ રે ॥ અતિ અનુપમ ધામ એહરે । પામે ઉધ્ધવાશ્રિત જન જેહરે ॥'' (ઉધ્ધવાશ્રિત મુકત જનોને પ્રાપ્ય સ્થાન તરીકે ગોલોકને કહે છે.) પ્ર. ૧૬૨/ચોપાઇ/૪ ''કરી કાજ મહારાજ મોટાં । ગયા પોતે ગોલોક'' (શ્રીહરિ અંતરધાન પામતાં ગોલોક ધામમાં ગયા. આથી એમનું નિવાસ સ્થાન ગોલોક છે. એમ નકકી થાય છે.) ભૂમાનંદ સ્વામી કૃત કીર્તનમાં ''ઘેર ચાલી આવ્યા ગોલોક વાસી રે, જેને કહે છે અક્ષરાતીત અવિનાશી રે.'' જય રામ કૃત કીર્તનમાં ''ન ગઇ ગંગા ગોદાવરી કાશી, ઘેર બેઠા મળ્યા ગોલોક વાસી (પ્રાચીન મૂળ પ્રતોમાં ગોલોક શબ્દ જ છે પણ આજના બંડપંથિઓએ ગોલોકનું અક્ષર કરેલું છે)'' આ રીતે

અનેક સ્થળે ગોલોકને જ પરમાત્મા શ્રીહરિના મુખ્ય નિવાસ સ્થાન તરીકે અને આશ્રિત મુક્તોને પામવાના મુક્તિ સ્થાન તરીકે સ્પષ્ટ પણે કહે છે.

વળી સંપ્રદાયના એ જ શાસ્ત્રોમાં અનેક સ્થળે એ જ પરમાત્માના નિવાસ સ્થાનને તેમજ મુક્ત પ્રાપ્ય સ્થાન અક્ષર ધામ શબ્દથી કહે છે. ભગવાન શ્રીહરિ દ્વારા માન્ય એવા સત્સંગિ જીવન પ્ર. ૧/અ. ૪/શ્લો. ૫. ''स्वीयं धाम तमः परं नयति तान् देहावसानेऽक्षरम्'' (જે શ્રીહરિ પોતાના ભક્તોને દેહને અંતે પોતાની માયાના તમ થકી પર અક્ષર ધામ પ્રત્યે તેડી જાય છે.) સ.જી.પ્ર. ૧/૧૦/૩ ''तव धाम मतं परात्परं बृहदेवाक्षरमव्ययं सदा। (હે હરે! તમારૂ ધામ પરાત્પર બૃહદ્ અક્ષર અવ્યય સદા માનેલુ છે)'' સ.જી. પ્ર. ૨/૨૭/૧૬ ''ह्यक्षरे बृहति धाम्नि वसन्तम्'' (અક્ષર બૃહત ધામમાં નિવાસ કરી રહેલા) સ.જી. ૩/૧૭/૯ ''नित्यं योऽक्षरधाम्नि दिव्य महसि स्वे प्राकृताख्यात्परे (પ્રકૃતિના ગાઢ અંધકારથી પર વર્તતા દિવ્ય તેજોમય પોતાના અક્ષર ધામમાં નિરંતર બિરાજમાન છો.)'' સ.જી. પ્ર. ૩/૪૩/૯ ''अक्षरवासिने'' (અક્ષર ધામમાં નિવાસ કરી રહેલા) સ.જી. ૩/૪૩/૨૯ ''त्वं राजते हि परमेऽक्षरधाम्नि भूमन्। હે ભૂમન્ । તમે પરમ અક્ષર ધામમાં વિરાજો છો.)'' સ.જી. ૫/૨૧/૨૯ ''ब्रह्मण्येवासतेऽक्षरे (મુક્ત પુરૂષો અક્ષર બ્રહ્મ ધામમાં રહે છે.) પ્ર. ૪/૪૬/૬ ''धाम्नि स्वीयेऽक्षराख्ये विलसति भगवान् (ભગવાન પોતાના અક્ષર નામના ધામમાં મુક્તો સાથે વિલાસ કરે છે.) સ.જી./૪/૪૭/૩૪ ''स हि नारायणः स्वामी धाम्नः स्वादक्षरात्परात्'' (તે આ સર્વ જગતના સ્વામી એવા નારાયણ પોતાના પર અક્ષર ધામ થકી નરાકારી પ્રગટ થયા છે.) પ્ર. ૪/૬૮/૫ ''आत्यन्तिके लये पूर्वँ भगवान् एक एव हि। आसीत्स्वयं वासुदेवः स्वकीयेऽक्षर धामनि'' - (પૂર્વે આત્યંતિક પ્રલયમાં સ્વયં ભગવાન વાસુદેવ જ એક પોતાના અક્ષર ધામમાં હતા.) સ.જી. ૫/૫૩/૫

''नारायणोऽक्षरे धाम्नि वासुदेवो व्यराजत'' (નારાયણ વાસુદેવ ભગવાન અક્ષર ધામમાં બિરાજમાન છે.) વચનામૃતમાં ગ.પ્ર. ૨૧ ''એકાંતિક ભક્ત તે દેહનો ત્યાગ કરીને સર્વે માયાના ભાવથી મુકત થઇને અર્ચિમાર્ગે કરીને ભગવાનના અક્ષર ધામને પામે છે.'' ગ.પ્ર. ૪૨ ''ગોપીઓ.... ગુણાતીત થઇને નિર્ગુણ એવુ જે ભગવાનનું અક્ષરધામ તેને પામીઓ'' ગ.પ્ર. ૭૧ ''પોતાનું અક્ષરધામ તેને વિષે સદા દિવ્યાકાર થકા વિરાજમાન છે.'' સારંગ-૧૧ ''ભગવાનનો એકાંતિક ભક્ત થઇને ગુણાતીત એવું જ ભગવાનનું અક્ષરધામ તેને પામે છે.'' લોયા-૧૮ ''તમે તો નારાયણ છો માટે અમને તમારૂં ધામ દેખાડો ત્યારે અક્ષરધામ દેખાડયુ.'' પંચાળા - ૭ ''આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ છે.'' ગ.મ. ૬૪ ''ભગવાન શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડ મૂર્તિ છે અને પોતાના અક્ષરધામ રૂપ જે તખત તેને વિષે સદા વિરાજમાન છે.'' વરતાલ - ૨ ''શ્રીકૃષ્ણ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિ માન રહ્યા છે.'' ગ.અં. ૩૧ '' માટે ગુણાતીત એવું જે અક્ષર ધામ તેને વિષે જે મૂર્તિ છે.'' ઉપોદ્ઘાતમાં ''અને પોતાના અક્ષરધામમાં જેવા પોતે સદા વિરાજમાન છે તેવું પોતાનું દર્શન આપીને'' સર્વ મંગળ સ્તોત્રમાં - ''अक्षरस्थ'' (અક્ષર ધામમાં રહેલા, એવુ નામ છે.) આ રીતે એ જ ગ્રંથોમાં ઘણે સ્થળે ભગવાનના નિવાસ સ્થાનને અને મુકત પ્રાપ્ય સ્થાનને અક્ષર શબ્દથી કહે છે.

વળી ઘણે સ્થળે ગોલોકના મધ્યને વિષે વર્તતા અક્ષર ધામને ભગવાનના નિત્ય નિવાસ સ્થાન તરીકે તેમજ મુકત પ્રાપ્ય સ્થાન તરીકે કહે છે. સત્સંગિજીવન પ્ર. ૧/અ.૨૨/શ્લો. ૨૬ ''गोलोक एवाक्षर धाम्नि दिव्ये'' (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષર ધામમાં ભગવાન વિરાજમાન છે.) સ.જી. ૧/૩૬/૮૪ ''गोलोके सोऽक्षरे धाम्नि (તે ભગવાન ગોલોકની અંદર વર્તતા અક્ષર ધામમાં વિરાજે છે.) સ.જી.

૧/૫૯/૯૨ ''गोलोक संस्थाक्षर दिव्य धामनि'' (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં વિરાજમાન છે.) સ.જી. પ્ર. ૨/૧૮/૧૬ ''नमो दिव्य गोलोक धाम्नि प्रकाशे'' (દિવ્ય ગોલોક ધામમાં વર્તતા પ્રકાશ મય અક્ષર ધામમાં વિરાજમાન છે. પ્રકાશ શબ્દનો ''પ્રકાશમય અક્ષર ધામ'' એવો અર્થ ટીકામાં સદ્ શુકાનંદ સ્વામીએ કરેલો છે.) સ.જી.પ્ર. ૨/૧૮/30 ''तन्मध्येऽस्ति महत्तेजः'' (ગોલોક ધામના મધ્યપ્રદેશમાં અક્ષરધામ વર્તે છે.) સ.જી. પ્ર. ૪/૨૫/૮૨ ''तेजोमण्डल मध्यस्थो गोलोक यः स एव हि'' (ગોલોકમાં અક્ષર નામના તેજો મંડળના મધ્યમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ આપણા ઇષ્ટદેવ વર્તે છે.) વચનામૃત-વર-૧૮ ''માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ વર્તે છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહયા છે.'' ગઢડા પ્રથમ - ૭ ''પોતાના ગોલોક ધામને વિષે જે બ્રહ્મજ્યોતિ તેને વિષે રહ્યા છે.'' ઉપોદ્ઘાતમાં - ''શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે.'' ''ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધિકા અને સુદામાદિક પાર્ષદે સહિત શ્રીકૃષ્ણ રૂપે પોતાનું દર્શન દેતા હતા.'' હરિવાકય સુધાસિંધુ જે વચનામૃતનું સ્સંકૃત અનુવાદ છે તેમા પણ આજ પ્રમાણે શબ્દ છે. ભકત ચિંતામણી પ્ર.૧/ચોપાઇ-3 ''અતિ સુંદર ગોલોક મધ્યે । અક્ષર એવું જેનું નામ'' નિષ્કુળાનંદ કાવ્યમાં આવેલ પુરૂષોત્તમ પ્રકાશ પ્ર. ૧/ચોપાઇ/૧૦ '' શ્રી ગોલોક ધામ મોઝાર રે । અક્ષર ધામ છે હરિનું સાર રે'' ઇત્યાદિ આ રીતે અનેક સ્થળે ગોલોક મધ્યે વર્તતા અક્ષર ધામને પરમાત્મા શ્રીહરિના નિવાસ સ્થાન તરીકે તથા મુકત પ્રાપ્ય સ્થાન તરીકે કહે છે.

વળી બહુ સ્થળે બ્રહ્મ, બ્રહ્મપુર, પરમપદ, ચિદાકાશ, અમૃત, બ્રહમ-જયોતિ, વૈકુંઠ આદિક શબ્દથી પણ ભગવાનના નિત્ય નિવાસ તેમજ મુકત પ્રાપ્ય સ્થાનને કહે છે. સત્સંગિજીવન - પ્ર. ૧/૩૨/૧૫ ''परमंयाति तद्धाम् यद्ब्रह्मेत्याहुरागमाः'' (કૃષ્ણ

ભક્ત કૃષ્ણના પરમ ધામને પામે છે જે ધામને નિગમો ''બ્રહ્મ'' એવા નામથી કહે છે. અહીં ભગવાનનું ધામએ ''બ્રહ્મ'' શબ્દથી કહ્યુ.) સ.જી. ૧/૩૮/૧૩ ''ब्रह्म ज्योतिश्चये तय विहरन्तं बृहद्वने '' (બ્રહ્મ જયોતિ મંડળના મધ્યમાં રહેલા અહીં ''બ્રહ્મ જયોતિ'' શબ્દથી ધામને કહ્યુ.) સ.જી. ૧/૩૯/૧૦ ''स्वकीयं धाम परमं'' (પોતાના પરમ ધામને પામશે અહી ધામ શબ્દથી સ્થાન કહ્યુ.) સ.જી. ૨/૪૪/૫૦ ''केचिदाहुश्चिदाकाशेप्राकृतात्तमसः परे'' (પ્રાકૃત તમ થકી પર વર્તતા ચિદાકાશમાં રહેલા ભગવાનને જોયા. અહીં ધામને ચિદાકાશ શબ્દથી કહ્યુ.) સ.જી. ૩/૨૯/૧૨. ''धामाक्षरं तु पत्तस्य तदब्रह्म पुरमच्यते । यदुच्यते चिदाकाशं'' (અહીં ભગવાનના ધામને બ્રહ્મપુર ચિદાકાશ શબ્દથી કહે છે પ્ર. ૩/૪૦/૨૬) 'प्राप्य ब्रह्मपुरं तच्च सर्वधामोत्तमोत्तमम्'' (અહીં ભગવાનનું સર્વો ધામોત્તમ ધામ બ્રહ્મપુર શબ્દથી કહ્યુ.) સ.જી. ૪/૬૧/૪૮ ''प्राप्स्यन्त्येव हि तत्पदम्'' (અહીં ધામને સામાન્ય પદ શબ્દથી કહ્યુ છે.) સ.જી.પ્ર. ૫/૬૬/૧૨/- ''विमलामृत्तधामवासं'' (અહીં ભગવાનના ધામને અમૃત શબ્દથી કહે છે.) વચનામૃતમાં પણ એવા જ બહુ શબ્દો આવે છે. શિક્ષાપત્રીની ૨૯ શ્લોકની ટીકામાં શ્રુતિ સ્મૃતિના વચનોથી ધામનું વર્ણન કરતાં બહુ જુદા જુદા શબ્દો વાપર્યા છે. અંતે ''एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्'' એમ અક્ષર ધામને વૈકુંઠ શબ્દની પણ કહેવાનો અભિપ્રાય જણાવીને તેમાં ''लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म'' આ ભાગવત વચનને પ્રમાણ પણે લીધું છે વળી કોઇ સ્થળે તો એક સાથે ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર શ્વેતદ્વીપાદિકને ધામ તરીકે કહે છે. આ રીતે અનેક શબ્દથી દિવ્યાકાર પરંબ્રહમ પરમાત્મા શ્રીહરિના નિવાસ સ્થાનને અને મુકત પ્રાપ્ય સ્થાનને કહે છે વિસ્તાર ભયથી અહીં વિશેષ પ્રમાણ લખ્યા નથી.

આની એકાર્થતારૂપ સંગતિનો વિચાર અવિરોધથી કરવાની જરૂર છે. જો જુદાં જુદાં ધામ જલ્પવામાં આવે તો એકાર્થતા ન થતાં અસંગતિનો કે વિરોધનો અવધિ રહે નહિ અને કશું જ કરી શકાય નહી. માટે દિવ્ય વિગ્રહે વિશિષ્ટ પરંબ્રહ્મ પરમાત્મા વસ્તુતઃ એક છે એવો શાસ્ત્રીય નિર્ણય હોવાથી તેમનું નિવાસ સ્થાન પણ એક મુખ્ય હોવું જોઇએ અને એજ મુક્તિ દશામાં મુક્તોને પામવાનું હોવું જોઇએ. જેમ પરમાત્માના વાચક શબ્દો સત્, બ્રહ્મ, આત્મા, નારાયણ આદિક અનેક આવે છે પણ તેની સંગતિ એકમાં કરવામાં આવે છે. તેમ આમાં પણ થવું જોઇએ.

જો કે ધામના વાચક અનેક શબ્દો ગ્રંથમાં આવે છે. પણ તેની એકાર્થતા સમજવાનો અભિપ્રાય પણ સાથે સાથે આવે છે. વચનામૃત ઉપોદ્‌ઘાત છે જે વચનામૃતની સંગિત રૂપ સાર છે તેમાં પ્રથમ જ ''અને જેને બ્રહ્મપુર કહે છે અમૃત ધામ કહે છે પરમપદ કહે છે. અનંત અપાર કહે છે. બ્રહ્મ કહે છે ચિદાકાશ કહે છે.'' આવું વાક્ય છે આ ઉપરથી બધા શબ્દો પર્યાયવાચી હોવાનો અભિપ્રાય નક્કી થાય છે. જુદાં જુદાં ધામ હોય તો આવું વાક્ય લખે જ નહિ. વચનામૃતમાં એક જ પ્રકરણ ચાલતું હોય છે તેમાં પણ જુદા જુદા શબ્દો વાપરવામાં આવે છે પણ વસ્તુ તો એક જ હોય છે. આ બાબતને પુરેપુરો ટેકો સત્સંગિજીવન આપે છે. સ.જી.પ્ર. ૩/૪૧ કે જે ખાસ સંપુર્ણ ધામ વર્ણન માટે જ છે તેનો શ્લો-૨,૩ ''एतद्रहस्यमस्तीति पुराणेषु महर्षिर्भिः। न सम्यग् विस्तरेणोक्तं प्रोक्तं नामान्तरेण च॥ छान्दोग्योपनिषद्ये तन्मोक्षधर्मेषु भारते। स्कन्दादिषु पुराणेषु सङ्क्षेपेणोपवर्णितम्॥'' આ પ્રમાણે છે. (અર્થ અવો છે કે આ ધામની બાબત અતિ રહસ્યની હોવાથી મહર્ષિઓએ પુરાણોમાં બહુ વિસ્તારથી કહી નથી અને વળી તે જુદાં જુદાં નામોથી કહી છે. છાંદોગ્ય આદિક ઉપનિષદોમાં તથા મહાભારતના મોક્ષ ધર્મમાં તથા સ્કંદ આદિક પુરાણોમાં સંક્ષેપથી વર્ણવામાં આવી છે.) આ શ્લોકની શુકાનંદ સ્વામી કૃત હેતુ ટીકા તથા વિહારી લાલજી મહારાજ કૃત

ભાવ પ્રબોધિની ટીકામાં ''नामान्तरेण'' આ પદનો અર્થ (શ્લો. ૨-૩ માં આવતા ''नामान्तरेण'' આ પદનો અર્થ) ''वैकुण्डगोलोकादिनाम्ना'' એવો કરવામાં આવેલો છે એટલે વૈકુંઠ ગોલોક આદિક જુદાં જુદાં નામોથી એક જ ધામ કહેલું છે નામાંતર કહો કે પર્યાય વાચી શબ્દો કહો બન્નેનો એક જ અર્થ થાય છે. તાત્પર્યાર્થિએ થયો કે ધામ વાચક શબ્દો વૈકુંઠ ગોલોક અક્ષર આદિક અનેક છે પણ વસ્તુ તાએતો એક જ છે. એક વસ્તુને અનેક નામથી કહે છે. એમ સર્વ શબ્દોની એકાર્થતા રૂપ સંગતિ સમજાય છે. નામો જુદા જુદા આવતા હોય પણ તેને એકમાં ઘટાવવા માટેનો આ એક ન્યાય લોકોના સંશય નિવારણ માટે શ્રીજી એ જ ધામ વર્ણનના આરંભમાં જ જણાવી દીધો. આ શ્રીજી પ્રોક્ત ન્યાયથી હવે સર્વત્ર એવો નિર્ણય કરવાનો નક્કી થયો. આજ રીત પુરૂષોત્તમ પ્રકાશ ભક્ત ચિંતામણી વિગેરેમાં આરંભમાં જ લેવામાં આવી છે.

બીજી બાબત શ્રીહરિએ કહે છે - આજે ધામ વસ્તુ છે તે ઉપનિષદ્ ભારત પુરાણો વગેરે પ્રાચિન પ્રબંધોમાં મહર્ષિઓએ રહસ્ય પણે સંક્ષિપમાં વર્ણવેલું છે. આ ઉપરથીએ સાબીત થાય છે કે આ વસ્તુ નવી શોધી કાઢી છે કે કલ્પી કાઢી છે એમ નથી પણ પ્રાચિન પ્રામાણિક શાસ્ત્રીય છે. આવી વસ્તુ સ્થિતિ હોવાથી આ સંપ્રદાય વાળાએ પણ પ્રાચિન શાસ્ત્રોને અનુસારે જ આ વસ્તુ સમજવાની છે., નહિ કે મનઃ કલ્પિત રીતે જેમ તેમ ઉટાંગ, વળી આ વસ્તુ રામાનુજાચાર્ય આદિક ગુરૂ પરંપરા પ્રાપ્ત હોવાથી તેમની શૈલી પણ તદનુયાયિઓએ અવશ્ય અનુશરવી પડે. આવો જ શ્રીહરિનો અભિપ્રાય હોવાથી ધામનું જયાં નિરૂપણ કરાય છે ત્યાં અનેક શ્રુતિ સ્મૃતિઓના વચનોનો ઉપન્યાસ કરવામાં આવે છે અને તેમાં એક જ જાતના શબ્દો હોતા નથી પણ જુદા જુદા હોય છે. શિક્ષાપત્રી શ્લો. -૨૯ ની ટીકામાં એવો પ્રમાણ સંગ્રહ છે ''दिव्ये ब्रह्मपुरेह्येषः'' (આમા ધામને બ્રહ્મપુર શબ્દથી કહે છે.) ''तदक्षरे

परमे व्योमन्'' (આમાં ધામને અક્ષર પરમ વ્યોમ શબ્દથી કહે છે.) ''अपहतपाप्मा ह्येष ब्रह्म लोक:'' (આમાં ધામને બ્રહ્મ લોક શબ્દથી કહે છે. ) ''परमं ब्रह्म धाम यत्र'' (આમાં ધામને બ્રહ્મ ધામ શબ્દથી કહે છે.) ''ते ह नाकं महिमान: सचन्ते'' (આમાં ધામને નાક શબ્દથી કહે છે.) ''तद्विष्णो: परमं पदम्'' (આમા પરમ પદ શબ્દથી કહે છે.) ''प्राप्त गोलोकमद् भुतम्'' (આમા ધામને ગોલોક નામથી કહે છે.) આજ ધામને વૈકુંઠ શબ્દથી પણ કહે છે. ''लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म'' (આમા ધામને વૈકુંઠ શબ્દથી કહે છે.) આ રીતે એક જ વસ્તુના નિરૂપણમાં બ્રહ્મપુર, બ્રહ્મ લોક, પરમાકાશ, બ્રહ્મ ધામ, પરમ પદ, વૈકુંઠ, ગોલોક આદિક શબ્દોવાળાં પ્રમાણો લીધા છે. આજ રીતે બીજા બહુ સ્થળે ટીકામાં નિરૂપણ છે. આ બધાનો વિચાર કરતાં એક જ ધામનાં બધાં નામાંતર છે એમ જ નિશ્ચય થાય છે.

ઘણે સ્થળે અમુક એક જ શબ્દથી ધામ કહેવામાં આવે છે પરંતુ ત્યાં તેનું સંપૂર્ણ વર્ણન હોતુ નથી. સંપૂર્ણ વર્ણન તો શિક્ષાપત્રી શ્લો. ૧૨૧ ની ટીકામાં કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ જન્મખંડ (બ્રહમવૈવર્ત પુરાણ) તથા સ્કંધપુરાણના વિષ્ણુ ખંડમાં આવેલ વાસુદેવ માહાત્મ્યમાં છે. આના આધારવાળું આખુ વર્ણન સ.જી. ૩/૪૧, ભક્ત ચિંતામણી પ્ર. ૧૫૯ તથા મંજુ કેશાનંદ કાવ્યમાં છે એટલે જયારે ધામનું આખુ સ્વરૂપ સમજવું હોય ત્યારે તો આ પ્રકરણોનો પુરેપુરો વિચાર કરવો પડે. સ.જી. પ્ર. ૩/૪૧ માં ધામનું વર્ણન કરતાં પ્રથમ અષ્ટા વરણ થકી પાર ચિદાકાશ કહે છે. તેની અંદર ગોલોક કહે છે. આની સંગતિ તો એમ સમજવી કે પરમ વ્યોમ પર્યાય ચિદાકાશને આખા લોક કે દેશ તરીકે, ગોલોકને પુર તરીકે અને અક્ષર ધામને તેની અંદર વર્તતા ચોક કે મંદિર ભવન તરીકે સમજવું ઘટે છે. જેમ અમુક મહાદેશ ભારતમાં મહાનગર દુર્ગપુર અને તેમાં મહામંદિર ગોપીનાથજીનું કહેવાય છે. તેમ અહીં પણ સમજી લેવું. કોઇ સ્થળે આખો દેશ કહેવાના અભિપ્રાયથી તો કોઇ સ્થળે

મહાનગર કહેવાના અભિપ્રાયથી તો કોઇ સ્થળે મહામંદિર કહેવાના અભિપ્રાયથી જુદા જુદા શબ્દોનો પ્રયોગ થયો હોય છે પરંતુ ત્યાં એક આખું ધામરૂપ વસ્તુ કહેવાનો અભિપ્રાય સમજી લેવો. એક બીજાને કશો સંબન્ધ જ ન હોય એવી તદ્દન આ જુદી વ્યક્તિઓ સમજવાની નથી. આ બાબતનો ધામનું વર્ણન કરનારા મહાજનો જ સ્પષ્ટ શબ્દોમાં સમજાવે છે સ.જી. ૪/૬૭/૩૯ ''गोलोकं धाम यान्ति हि'' આવું મૂળ પદ છે. આનું વ્યાખ્યાન ટીકામાં ''तास्यात्ताच्छब्द्म्'' इति न्यायात् गोलोकशद्वाभिहितं धाम अक्षरपदं'' આ રીતે કર્યુ છે અર્થ એવો છે કે - ''તેની અંદર રહેલુ હોવાથી તે શબ્દથી તેને કહી શકાય.'' એવો ન્યાય છે. માટે અક્ષરધામ ગોલોકના મધ્યમાં રહેતું હોવા થી ગોલોક શબ્દથી પણ કહી શકાય છે. જેમ નગરનિવાસી જનોને નગર શબ્દથી કહેવાય છે તેમ આમા સમજી લેવુ. આવા પ્રયોગો શાસ્ત્રોમાં બહુ આવે છે ઉપરના ન્યાયના નિર્દેશથી એ નિર્ણય થયો કે જયાં એકલો ગોલોક શબ્દ આવે ત્યાં તેની અંદર વર્તતુ અક્ષર ધામ સમજી જ લેવું અને જયાં એકલો અક્ષરધામ શબ્દ આવે ત્યાં પણ અક્ષર ગોલોકની અંદર વર્તતુ હોવાથી ગોલોક સાથે સંબન્ધ ધરાવતું જ અક્ષરધામ સમજી લેવું, પણ તદ્દન જુદુ નહિ એમ થતાં બન્ને જુદી વ્યક્તિ નથી એમ નક્કી થયુ. ઉપરનો ન્યાય હરિદિગ્વિજય ઉલ્લાસ/૧૪/શ્લો-૨૯ ની ટીકામાં પણ લીધો છે. આ રીતે ઉપરનો ન્યાય લઇને ગોલોક અક્ષરની એકાર્થતા કરવાનો જ્ઞાન વૃધ્ધોએ સારો પ્રયત્ન આપણા ભ્રમ નિવારણ માટે પ્રથમથી જ કરેલો જોવા મળે છે.

આ રીતે થતાં ઉપર જે એકલા ગોલોકને તથા અક્ષરને તથા ગોલોક મધ્યે અક્ષરને કહેનારાં બધાં વચનોનો ઉપન્યાસ કર્યો છે. તેની સારી રીતે એકાર્થતા થાય છે. આ બાબતને હરિલીલામૃતગ્રંથ પણ પુરતો ટેકો આપે છે. (કળશ-૨/વિશ્રામ-૨/ચોપાઇ-૨૧) ''ગોલોક નામે સુપ્રસિધ્ધ ધામ છે. જેનું વળી અક્ષર

ધામનામ છે.'' આ રીતે છે. અહીં તો ગોલોક નામની અને અક્ષરધામ નામની પર્યાયતા સ્પષ્ટ કહી છે. વસ્તુ એક જ હોવાથી ગમે તે એક નામથી કહી શકાય એવો અભિપ્રાય છે. આવા અભિપ્રાય ને લીધે જ આજ ગ્રંથમાં કોઇ સ્થળે શ્રીહરિને ગોલોકાધિપતિ પણે કે કોઇ સ્થળે અક્ષરાધિપતિ પણે વર્ણવે છે.

સત્સંગિજીવન વચનામૃત વિગેરેમાં ગોલોક, વૈકુંઠ, બ્રહમપુર, શ્વેતદ્વીપ બદરિકાશ્રમ વિગેરે ધામોનો એક સાથે નિર્દેશ કરેલો જોવામાં આવે છે. ત્યાં તેને પ્રાકૃત ભૂમિસ્થ ભગવદ્ ધામ તરીકે કહેવામાં આવે છે. એટલે એનો બહુ વિચાર કરવાનો રહેતો નથી. ગોલોક, બ્રહ્મપુર, અક્ષરનો વિચારતો ઉપર ન્યાય યુક્તિથી કર્યો. હવે એક વૈકુંઠ ધામનો વિચાર કરવાનો રહયો.

જેમને ઉધ્ધવ સંપ્રદાયે પોતાની ગુરૂ પરંપરામાં ગ્રહણ કર્યા છે અને જેના કરેલા શ્રી ભાષ્ય ગીતા ભાષ્યને આધ્યાત્મ શાસ્ત્ર તરીકે માન્યા છે અને જેનો વિશિષ્ટાદ્વૈત મત સ્વીકાર્યો છે. એવા રામાનુજાચાર્યના સંપ્રદાયમાં ''वैकुण्ठे तु परे लोके श्रिया सार्धँ जगत्पतिः लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म'' ઇત્યાદિ વચનોને અનુસારે મુકત પ્રાપ્ય પરાત્પર અપ્રાકૃત અનાદિ અપુનરાવૃત્તિ ભગવદ્ધામને વૈકુંઠ શબ્દથી વિશેષતા કહે છે. એ જ ધામને ''तदक्षरे परमे व्योमन्'' ''तद्विष्णोः परमं पदम्'' ઇત્યાદિ શ્રુતિને અનુસારે પરમપદ, પરમવ્યોમ, અક્ષર, અમૃત આદિક શબ્દથી પણ તે વ્યવહાર કરે છે. ગીતા ભાષ્યમાં ''अक्षरपरम व्योमनिलयः'' શ્રી ભાષ્યમાં ''चिद्व्रयोम निलयः'' વેદાંતદીપમાં ''परमख पदः'' શરણાગતિ ગદ્યમાં ''परम योगिवाङ्मन सापरिच्छेद्यस्वरूप स्वभाव स्वाभि मत विविध विचित्रानन्त भोग्य भोगोपकरण भोग स्थान समृद्धानन्ताश्चर्यानन्तमहा विभवानन्त परिमाण नित्य निरवद्य निरतिशय वैकुण्ठ नाथ'' એવા ભગવાનને વિશેષણ આપ્યા છે. ભગવાનના નિવાસ સ્થાનને અને

મુકત પ્રાપ્ય સ્થાનને નિરૂપણ કરવા શ્રુતિ સ્મૃતિના પ્રમાણો પણ એના એ જ ગીતા ભાષ્ય શ્રી ભાષ્યાદિ ગ્રંથોમાં લેવામાં આવ્યા છે. રામાનુજાચાર્ય વિરચિત વૈકુંઠ ગદ્યમાં આ બધી બાબત વિસ્પષ્ટ છે. ઉધ્ધવ સંપ્રદાયમાં એની એ જ વસ્તુ એના એ જ પ્રકારથી વર્ણવામાં આવી છે. વૈકુંઠ શબ્દને અક્ષર પર્યાય તરીકે લેવામાં આવે છે. ''एतदेव धाम वैकुण्ठ शब्देनाप्युक्तम्'' એવું શિક્ષાપત્રી શ્લો. ૨૯ ની ટીકામાં વાકય છે. એના પ્રમાણતા માટે ''लोकं विकुण्ठमुपनेत्यति गोकुलं स्म'' આ ભાગવત વચન લેવામાં આવ્યુ છે. વચનામૃત લોયા-૧૪માં રામાનુજનો મત કહેતાં શ્રીહરિ ''જીવ માયા અને પુરૂષોત્તમ એટલા નિત્ય છે ને પુરૂષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે. ને સર્વના કારણ છે ને પોતાના અક્ષર ધામને વિષે સદા દિવ્ય આકાર થકા વિરાજમાન છે.'' આ રીતે કહે છે. આમા શ્રીહરિએ વૈકુંઠ શબ્દને સ્થાને અક્ષર ધામ શબ્દ લીધો છે. વળી રામાનુજાચાર્ય થકી વૈષ્ણવી મહાદીક્ષા પામ્યા પછી રામાનંદ સ્વામીને લક્ષ્મીનારાયણમાં સાક્ષાત્ દર્શન થયાં આ પ્રસંગનો સ.જી. ૧/૪/૫૮ ''ददर्श ब्रह्मतेजः स्थं लक्ष्मीनारायणं हृदि'' આ પ્રમાણે છે. ''ब्रह्मतेजः स्थं तेजोमयाक्षरधामनि साक्षाद्विराजमानं'' આ રીતે બ્રહ્મતેજઃસ્થ શબ્દનો શુકાનંદ સ્વામીએ હેતુ ટીકામાં ''તેજોમય અક્ષરધામ'' એવો અર્થ કર્યો છે. આ ઉપરથી નકકી થયુ કે રામાનુજનો અને ઉધ્ધવ સંપ્રદાયનો ધામ વિષયક સિધ્ધાંત પણ એક જ મળતો છે. નામ ભેદથી ધામ ભેદ સાધી શકાય નહી. ભાગવત સ્કંધ - ૨/૭/૩૧ ''लोके विकुण्ठ उपनेष्यति गोकुलं स्म'' (શ્રી કૃષ્ણ વિકુંઠ લોકમાં ગોકુળને લઇ જશે.) આવો છે ''विगतःकुण्ठः कालमायाकर्म जन्यो रोधोयस्मात् तस्मिन् विकुण्ठे अक्षरधामाभिधे लोके ब्रह्मपुरे'' એવો ગોપાળાનંદ સ્વામી શુક અભિપ્રાય બોધિની ટીકામાં વિકુંઠ લોક શબ્દનો અર્થ કર્યો છે. કાળ માયા કર્મના સંબન્ધે રહિત હોય તે વિકુંઠ કહેવાય એવો અવયવાર્થ કરીને તેનું બીજુ નામ અક્ષર ધામ લીધુ છે તો વિકુંઠ શબ્દ અક્ષર ધામ પર્યાય

નક્કી થયો. લોક શબ્દનો અર્થ બ્રહ્મપુર કર્યો છે. વિકુંઠ અક્ષરધામ અને બ્રહ્મપુર આ શબ્દથી ત્રણેય જુદી જુદી વ્યક્તિઓ નહિ પણ એક જ છે એવો અભિપ્રાય સ્પષ્ટ થાય છે. જો જુદી જુદી હોય તો એક જ ગોકુળને ત્રણ સ્થાને લઇ જવાનો અર્થ આવે. આતો સંભવ નથી. બધાને એક જ પોતાના લોકમાં પમાડવાનો અભિપ્રાય ભગવાનનો છે. એમ થતાં આ બાબત ''ગોપીઓ નિર્ગુણ અક્ષર ધામને પામી'' ''ગોપોને અક્ષરધામ બતાવ્યુ'' આ વચનામૃતને મળતી થાય છે. રામાનુજે પણ વૈકુંઠ શબ્દનો એવો અર્થ કર્યો છે. ભાગવત - ૧૧/૧/૭૭ માં ''स्वपदं'' પદ છે તેનું વ્યાખ્યાન ભક્ત રંજની ટીકામાં ''एतत्पदं क्वचिदक्षरधामशब्देनक्वचिद्वैकुण्ठ शब्दै नाप्यभिधीयते'' આ રીતે કર્યુ છે. આથી બન્ને શબ્દો પર્યાયવાચી નિશ્ચિત થયા.

ભાગવત - ૧૧/૧૧/૨૮ ''त्वं ब्रह्म परमं व्योम पुरूषः प्रकृतेः परः। अवतीर्णोऽसि भगवान्। स्वेच्छोपात्त पृथग् वपुः॥'' આ શ્લોકની ગોપાળાનંદ મુનિકૃત ટીકામાં ''स्वाभिप्रायंतु स्वयं त्वमेव जानस्यत एतं वक्तुं वैकुण्ठ-गोलोक - अक्षर - परमपद-परम व्योमेत्यादि शब्दैरुक्तात् स्वब्रह्मपुरस्थानात्स्वयमागतोऽसि ततो भवद्भिः कथ्यतामित्युद्धवस्वामि चरणानांहृदगतोऽभिप्रायः। वैकुण्ठ ब्रह्म धाम्नो रेकत्वेप्रमाणानि - 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म' 'सत्यंज्ञानमनन्तंब्रह्म' 'नन्दादयस्तु तं दृष्टवा परमानन्द निर्वृताः। कृष्णं च तत्र छन्दोभिः स्तूयमानं सुविस्मिता'' આવા વાક્યો છે (અર્થ- પોતાનો અભિપ્રાય તો પોતે તમે જ જાણો છો, માટે આ બાબતને કહેવા માટે વૈકુંઠ, ગોલોક, અક્ષર, પરમપદ, પરમવ્યોમ ઇત્યાદિ શબ્દોથી કહેલા પોતાના બ્રહ્મપુર સ્થાન થકી સ્વયં પધાર્યા છો, માટે તમો જ મારા પ્રશ્નનો ઉત્તર આપો, એવો ઉધ્ધવ સ્વામિ ચરણોનો હુદ્ગત અભિપ્રાય છે. વૈકુંઠ ધામ બ્રહ્મધામ એક જ છે. એમાં પ્રમાણો ''लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म'' ઇત્યાદિ છે.) અહીં શ્રીકૃષ્ણ ક્યાંથી

અવતર્યા હતા? તો પોતાના બ્રહ્મપુર સ્થાન થકી અવતર્યા હતા એમ કહેવાનો અર્થ છે. બ્રહ્મપુર એટલે શું? એ સ્પષ્ટ જણાવવા માટે તેના વૈકુંઠ, ગોલોક, અક્ષર, પરમપદ, પરમવ્યોમ આદિક પર્યાયો જણાવ્યા. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વૈકુંઠ ગોલોક અક્ષર આદિ શબ્દો પર્યાય છે. ધામ એક જ છે અને ધામી પણ એક જ છે આ અભિપ્રાય બીજા કોઇનો નહિ પણ જે ભવિષ્યમાં રામાનંદ રૂપે અવતરનારા ઉધ્ધવજીનો છે તેમનો છે એટલે સંપ્રદાયમાં આ અભિપ્રાય અવશ્ય સ્વીકારવો પડે એમ જણાવ્યું. વળી ટીકામાં વૈકુંઠ અને બ્રહ્મધામ એક જ છે. એમ ઉઘાડુ કહીને તેનાં પ્રમાણો પણ આપ્યા છે. આ ઉપરથી તો દીવા જેવું અતિ વિશદ થયુ. ટીકાકાર બીજા કોઇ સાધારણ નહિ પણ ગોપાળાનંદ મુનિ યોગિરાજ છે. ગ્રંથ પણ સાધારણ નહિ પણ સર્વ માન્ય શ્રીજી માન્ય ભાગવતનો એકાદશ સ્કંધ તત્ત્વપર છે. આ રીતે ગોલોક, વૈકુંઠ, અક્ષર, બ્રહ્મપુરને પર્યાયવાચી ઠરાવીને તેના નિવાસી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને ઠરાવ્યા છે. આથી હવે સુજ્ઞ સંપ્રદાય નિષ્ઠોને કાંઇ પણ શંકા કરવાની રહેતી નથી.

વળી ભાગવત - ૧૧/૩૧/૬ ‘‘धामविशत्स्वकं’’ આ વાકયનું વ્યાખ્યાન ‘‘स्वकं - स्वकीय गोलेके ब्रह्मपुरं धाम-स्थानं आविशत्’’ આ રીતે કર્યું છે આ ઉપરથી એ દીવા જેવું સ્પષ્ટ થયુ કે ગોલોકની અંદર જે બ્રહ્મપુર સ્થાન છે તેના નિવાસી શ્રીકૃષ્ણ હોવાથી અંતર્ધાન પામતા ત્યાં જ પધાર્યા. વળી ભાગવત - ૧૧/૩૧/૧૩ ‘‘गतिं’’ આ મૂળ પદનું વ્યાખ્યાન ‘‘अविनाशी वैकुण्ठ गोलोकादि स्वस्थानगमनं’’ એમ કર્યુ છે. આથી ગોલોક વૈકુંઠની તથા બીજા ધામોની પર્યાયતા કહી તથા અવિનાશિતા પણ સ્પષ્ટ થઇ ગઇ. વળી ભાગવત સ્કંધ -૧૦/૨૩/૨૮ ‘‘स एष भगवान् साक्षात्’’ આ શ્લોકની ગોપાળાનંદમુનિ કૃત ટીકામાં ‘‘स एषः श्रीपतिः वैकुण्ठ-गोलोक-ब्रह्मपुर निवासी यदुषु साक्षात् जातः’’ આ પ્રમાણે વ્યાખ્યા કરી છે. આમાં શ્રીકૃષ્ણનું પ્રાકટય

કહેતાં તેમને ગોલોક વૈકુંઠ બ્રહ્મપુરના નિવાસી એક સાથે કહ્યા. આ ઉપરથી ધામ ભેદ નહિ સમજયાં ઉપર કહ્યા પ્રમાણે ત્રણેય શબ્દથી પર્યાયતા સમજવી. કેમકે એક જ શ્રીકૃષ્ણનો આવિર્ભાવ એક સાથે ત્રણ સ્થાન થકી કહેવો તે સંભવે નહિ. જેમ ધામી એક છે તેમ ધામ પણ એક જ સમજાવું. વળી સ્કંધ-૧૦/૨૮/૧૩ ''दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम्'' આ ની ગોપાળાનંદ સ્વામી કૃત નિગુઢાર્થ બોધિની ટીકામાં ''स्वं स्वकीयं लोकं-ब्रह्मपुराख्यं स्वभक्तैः सह स्वनिवास स्थानं, वैकुण्ठ संज्ञस्य हरेर्निवासस्थानात् वैकुण्ठ इति केचिद्वदन्ति तं दर्शयामास'' આવું વ્યાખ્યાન છે. આમાં શ્રીકષ્ણનું નિવાસ સ્થાન તમઃ પર બ્રહ્મપુર કહ્યુ અને વૈકુંઠ સંજ્ઞિત તેમનું નિવાસ સ્થાન હોવાથી વૈકુંઠ શબ્દથી પણ કહ્યુ આ રીતે બન્નેની નામાંતરથી એકાર્થતા જણાવી. વળી ભાગવત સ્કંધ ૧૦/૬૩/૩૭ ''तवावतारोऽयमकुण्ठ धामम्'' આની ટીકામાં ''अकुण्ठधामन्- अकुण्ठं अक्षरं धामं स्थानं यस्य'' એવું વ્યાખ્યાન કર્યુ છે. આ ઉપરથી અકુંઠ શબ્દનો અક્ષર શબ્દનો એક મળતો અર્થ નક્કી થાય છે. અને તેથી બંનેની પર્યાયતા નક્કી થાય છે. અકુંઠ કહો છે વિકુંઠ કહો બન્ને એકાર્થ વાળા શબ્દો છે.

આ રીતે વૈકુંઠ શબ્દનો અક્ષર ધામ પર્યાય તરીકે જ બહુધા વપરાએલો સપ્રમાણ નક્કી થાય છે. આવો અભિપ્રાય હોવાથી સર્વ મંગળ સ્તોત્રમાં શ્રીહરિનું ''वैकुण्ठनायक'' એવું નામ લીધું છે. બ્રહ્માનંદ સ્વામીકૃત કીર્તનમાં ''જેનાં દર્શન દુર્લભ દેવને, જેને નિગમનેતિ કરી ગાય તે તો પ્રગટ થયા સુખ આપવા, વ્રજજીવન રે વાલો વૈકુંઠરાય'' આ રીતે શ્રીહરિને વૈકુંઠરાય તરીકે ગાયા છે. પુરૂષોત્તમ પ્રકાશમાં પ્રકરણ ૧/૧૪ ''કહે વિષ્ણુ વૈકુંઠ પતિ સ્વામી રે'' એમ વૈકુંઠ પતિ નામથી ગાયા છે. સ.જી. ૩/૫૫/૨૧ માં ''वैकुंठ'' નામથી શ્રીહરિને કહ્યા છે. ''પોતે બોલ્યા

શ્રી વૈકુંઠરાય'' એમ પ્રેમાનંદ સ્વામીએ પણ પોતાના કીર્તનમાં શ્રીહરિને વૈકુંઠરાય નામથી સંબોધ્યા છે.

વળી ભગવાનના ધામની વાત લેતાં કોઇ સ્થળે ગોલોકને તો કોઇ સ્થળે અક્ષર બ્રહ્મપુર આદિકને આગળ મુકે છે. સારંગ-૧૪ માં ''ભગવાનના ભકત હોય તે ભગવાનનાં ધામ જે વૈકુંઠદિક તેને પામીને પાછા પડતા નથી'' એમ વૈકુંઠને મુખ્ય તરીકે લે છે. તથા ગ.પ્ર. ૫૬ ''અને ગોલોકાદિક જે ધામ છે તેને વિષે તો રાધિકા લક્ષ્મી આદિક જે પોતાના ભકત  તેમણે નિરંતર સેવ્યા એવાએ ભગવાન છે.'' એમ ગોલોકને મુખ્ય તરીકે લે છે. સ.જી. ૧/૩૬/૫૯ ''देहान्ते ते च कृष्णस्य गोलोकादिषु धामसु'' એમ ગોલોકને મુખ્ય લે છે. ગ.પ્ર.૭૧ ''જયારે અક્ષરધામ દેખીશુ'' એમ અક્ષરને મુખ્ય લે છે. આ રીતે લઇને તેમા અધિપતિ તો એક જ ભગવાન શ્રીકૃષ્ણને કહેવામાં આવે છે. આ સ્થિતિ જોતાં પણ ત્રણેય શબ્દો ઉપર મુજબ પર્યાય અર્થમાં લેવા એ જ સંભવિત સમુચિત છે.

આ અર્થ સ.જી.પ્ર.૧/૩૬ શ્લો-૮૩-૮૩-૮૫ ની ટીકામાં અતિ વિશદ કર્યો છે. ''दिव्यां तनु ब्रह्मरूपां प्राप्य कृष्णेच्छया स च। दिव्यं विमानमारूह्य स्वेष्ट तद्धाम यातिवै॥ गोलोके सोऽक्षरे धाम्नि वैकुण्ठे वापि भक्तरट्। कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्व वन्दित:॥ तेन कृष्णेन दत्तानि हयनन्तान्यक्षयाणि च । तत्र दिव्यानि सौख्यानि प्राप्नोति जननि! ध्रुवम्॥ '' (અર્થ - નિર્ગુણ બ્રહ્મભાવને પામેલો ભકત કૃષ્ણની ઇચ્છાથી દિવ્ય બ્રહ્મરૂપ તનુને પામીને, દિવ્ય વિમાનમાં બેસીને, પોતાને ઇપ્સિત કૃષ્ણ ધામને પામે છે. આ ભક્ત રાજ ગોલોક ધામમાં તદંતર્વર્તિ અક્ષર બ્રહ્મ નામના ધામમાં અથવા વૈકુંઠ ધામમાં સર્વેએ વંદન કર્યો થકો કૃષ્ણની સેવામાં અખંડ વર્તે છે. તે ધામમાં તે ભકત ભગવાને આપેલાં અનંત અક્ષય દિવ્ય સુખોને નિશ્ચે પામે છે.) આની ટીકામાં આવાં

વાક્યો છે. ''प्राप्यं भगवतो धाम आह–गोलोके इति। गोलोके देश विशेषे अक्षराख्ये दिव्य धामानि वैकुण्ठसंज्ञे वा भगवतः कृष्णस्यानवर तपरिचरणैकपरो भवति। नात्र प्राप्ये धामनि विकल्पः, भगवतो दिव्यमक्षराख्यं धामैव तु प्राप्यम्, भगवद्दिव्यभवनान्त्यात्, तत्र तत्र सन्नि धाय श्रीकृष्ण परि चरणं करोतीति तु कृष्ण सेवैकत्वलक्षणं फलैक्यमेव तु निगद्यते'' મૂળમાં ગોલોક વૈકુંઠ અક્ષર એમ ત્રણ ધામ લીધા છે, પણ પ્રાપ્ય ધામમાં વિકલ્પ સંભવતો નથી. કેમકે ભગવાનનું દિવ્ય જે અક્ષર નામનું ધામ એ જ એક પ્રાપ્ય છે. એમ નક્કી કરવામાં આવ્યુ છે. માટે જ પ્રતીકમાં ''प्राप्यं भगवतो धाम आह'' એમ એક જ પ્રાપ્ય ધામ કહ્યુ. ગોલોકને ધામ તરીકે નહિ લેતાં એક દેશ વિશેષ તરીકે લઇને તેમાં અક્ષર નામનું દિવ્ય ધામ લીધુ છે. અને એને જ બીજા વૈકુંઠ નામથી કહે છે. આ રીતે ગોલોકની અંદર વર્તતુ અક્ષર દિવ્ય ધામ વૈકુંઠ પર્યાય લઇને પ્રાપ્ય ધામ એક જ પરાત્પર નક્કી કર્યુ. ગોલોકને પામે કે અક્ષરને પામે કે વૈકુંઠને પામે એમ વિકલ્પ સંભવતો નથી. કેમકે પામનારો એકાંતિક ભકત એક જ છે. અને પમાડનારા શ્રીકૃષ્ણ એક જ છે. એક જ બ્રહ્મપુરમાં ભગવાનનાં દિવ્ય ભવનો અનંત હોવાથી ત્યાં ત્યાં મુકત જન સન્નિધિ આપીને શ્રીકૃષ્ણની પરિચર્યા કરે છે, એમ જયારે કૃષ્ણ સેવા રૂપ જે એક નિત્ય ફળ એ જ અહીં કહેવા ઇચ્છ્યુ છે. જયારે કૃષ્ણ સેવા રૂપ ફળ એક જ નક્કી છે તો પર ધામમાં વિકલ્પ સંભવે નહિ. એક જ કહેવું જોઇએ. આગળ જે ભગવાને આપેલું સેવા પ્રાપ્ય સુખ કહેવામાં આવે છે તેને ''અનંત અક્ષય દિવ્ય'' એવાં વિશેષણો આપ્યાં છે. એટલે જુદાં જુદાં ધામ માનવામાં આવતા તો સુખની એક રૂપતા ઘટતી આવે નહિ. આ રીતે ધામમાં મળનારા સેવા પ્રાપ્ય સુખની એકરૂપતા હોવાથી પણ ધામની એકતા સ્વીકારવી પડે. આમાં મુખ્ય પ્રાપ્ય તો ભગવાન શ્રીકૃષ્ણ છે. એક જ બ્રહ્મપુરમાં ભગવાનનાં દિવ્ય ભવનો અનંત હોવાથી ત્યાં ત્યાં મુકતજન સન્નિધિ આપીને શ્રીકૃષ્ણની પરિચર્યાને

કરે છે. એમ કૃષ્ણ સેવા રૂપ જે એક નિત્ય ફળ એ જ અહીં કહેવા ઇચ્છયું છે. જયારે કૃષ્ણ સેવા રૂપ જે ફળ એજ અહીં કહેવા ઇચ્છયુ છે, જયારે કૃષ્ણ સેવા રૂપ ફળ એક જ નક્કી છે તો પર ધામમાં વિકલ્પ સંભવે નહિ. એક જ કહેવું જોઇએ. આગળ જે ભગવાને આપેલું સેવા પ્રાપ્ય સુખ કહેવામાં આવે છે. તેને ''અનંત અક્ષય દિવ્ય'' એવાં વિશેષણો આપ્યાં છે. એટલે જુદાં જુદાં ધામ માનવામાં આવે તો સુખની એકરૂપતા ઘટતી આવે નહિ. આ રીતે ધામમાં મળનારાં સેવા પ્રાપ્ત સુખની એકરૂપતા હોવાથી પણ ધામની એકતા સ્વીકારવી પડે. આમાં મુખ્ય પ્રાપ્તતો ભગવાન શ્રીકૃષ્ણ છે. બીજુ ધામાદિક તો અવાંતર છે. આ મુજબ ધામોનો વિકલ્પ કહેવામાં ઘણી ઘુંચવણી આવતી હોવાથી એક જ અક્ષરધામ પ્રાપ્ય કહ્યુ અને વૈકુંઠને તેનો પર્યાય કહ્યો અને ગોલોકને દેશ વિશેષ કહ્યો. આ રીતે ત્રણેય નામની સંગતિ એકાર્થતા રૂપ કરી છે. વળી સ.જી. ૩/૨૯/૫૧ ''पुनर्वैकुण्ठलोकेऽसौ सर्वान् गोपानदीदृशत्। छन्दोभिः स्तूयमानं स्वं नन्दादीन् रूपमद्भुतम्॥'' (અર્થ - ફરીથી કદાચિત્ આજ શ્રીકૃષ્ણ વૈકુંઠ જેનો અપર પર્યાય છે એવા અક્ષર ધામમાં મૂર્તિમાન વેદોએ સ્તુતિ કરાતું પોતાનું અદ્ભુત દિવ્ય રૂપ સર્વ ગોપોને બતાવ્યુ હતુ.) આ શ્લોકની શુકાનંદસ્વામી કૃત ટીકામાં ''वैकुण्ठ लोके-वैकुण्ठापरपर्यायेऽक्षरधाम्नि'' એમ અક્ષર ધામ અપર પર્યાય વૈકુંઠને કહ્યો છે. આથી વૈકુંઠ કહો કે અક્ષરધામ કહો બન્ને એક જ અર્થવાળા શબ્દો છે. એમ સ્પષ્ટ થયુ. આ બાબત લોયા-૧૮ વચનામૃતમાં કહેલી વ્રજના ગોપોને અક્ષર ધામ બતાવ્યાની વાતને મળતી છે.

ઉપરની ટીકામાં લખેલાં સંગતિકારક વાકયોનું અનુસંધાન લઇને જયાં જયાં આ ત્રણ શબ્દો સાથે હોય ત્યાં આવી રીતે સંગતિ સમજી લેવી. ત્રણેય શબ્દોની પર્યાયતાંનાં પ્રમાણ પણ સંપ્રદાયિક ઉપર બતાવ્યા છે. રામાનુજ આદિ આચાર્યોનો પણ એવો જ સિધ્ધાંત છે. સ.જી. ૩/૪૧ માં ગોલોક વૈકુંઠ અક્ષરની પર્યાયતા ''प्रोक्तं

नामान्तरेण च'' આ વચનથી વ્યકત છે. આથી હવે બીજા પ્રમાણની કે ન્યાય યુકિતની જરૂર રહેતી નથી. વળી જે વિશેષણો અપુનરાવૃત્તિ અવિનાશિ અનાદિ માયા પર સનાતન વિગેરે અક્ષરને અપાય છે. એના એ જ વિશેષણો ગોલોક વૈકુંઠને અપાય છે. જો કોઇ ભેદક વ્યાવર્તક વિશેષણો હોય તો ધામમાં ભેદ કહી શકાય. તેવુ તો નથી એક જ પ્રકારના વિશેષણો ત્રણેયને અપાય છે. આ કારણથી પણ તે જુદી જુદી વ્યકિતઓ નથી. એમ સાબીત થાય છે.

વળી ગ્રંથોમાં ઘણે સ્થળે ગોલોક વૈકુંઠ બ્રહમપુર આદિક શબ્દોને આગળ કરીને તેમાં રહેનારાઓનું વર્ણન કરતાં તો રાધા લક્ષ્મી પત્નીઓ, નંદ સુનંદ શ્રીદામ ગરૂડ વિશ્વકશેન આદિક પાર્ષદો અને તે સર્વના સ્વામી પરમાત્મા રાધાકૃષ્ણ એના એ જ વર્ણવે છે. જુદી જુદી પત્નીઓ કે જુદા જુદા પાર્ષદો કે જુદા જુદા ભગવાનો વર્ણવવામાં આવતા નથી. આ ઉપરથી પણ ખરી રીતે જુદી જુદી ધામ વ્યકિતઓ નહિ પણ એક જ હોવું જોઇએ.

વળી ભગવાનના દ્વિભુજ ચતુર્ભુજાદિપણાથી પણ ધામ ભેદ સિધ્ધ થતો નથી. અક્ષર ધામમાં જ ભગવાન ભકતોની ઇચ્છા મુજબ દ્વિભુજ ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્ર ભુજ રૂપે દર્શન આપે છે. સ.જી. ૩/૪૧/ શ્લો-૫૪-૫૫ ''स च स्वभक्तेषु दिद्दक्षास्वस्ययाद्दशी। तेषां स्यात्ताद्दशं तेभ्यो दर्शनं स्वं ददाति हि॥ केचिच्चतुर्भुजं केचितपश्यन्त्यष्टभुजं तथा। केचित् सहस्रबाहुं तं तस्मिन् बृहति धामानि॥'' (અર્થ ભગવાન તે ભકતોને મધ્યે જેમને જેવી પોતાની મૂર્ત્તિના દર્શનની ઇચ્છા થાય તેમને તેવું પોતાનું દર્શન આપે છે. આ અર્થને સ્પષ્ટ કહે છે કે - ઉકત બૃહત બ્રહ્મપુર ધામમાં કેટલાક ભકતો દ્વિભુજ એવા પણ શ્રીકૃષ્ણને ચતુર્ભુજ રૂપે જુવે છે કેટલાક ભકતો અષ્ટ ભુજ રૂપે જુવે છે તથા કેટલાક ભકતો સહસ્ર ભુજ રૂપે પણ જુવે છે.)

સ.જી. ૩/૬૩/શ્લો. ૧૧-૧૨ માં આ મુજબ જ વર્ણન છે. લોયા-૧૮ ''તે સ્વરૂપ સદા દ્વિભુજ છે ને પોતાની ઇચ્છાએ કરીને ક્યારેક ચતુર્ભુજ પણ જણાય છે અષ્ટભુજ પણ જણાય છે અને સહસ્રભુજ પણ દેખાય છે.'' અહીંયાં ધામ તો અક્ષર એક જ છે. એમાં જ ચતુર્ભુજાદિ રૂપનો ભેદ વર્ણવ્યો છે. એટલે એક જ ધામમાં ચતુર્ભુજાદિ ભેદ પણ કહી શકાય છે. જેમ ચતુર્ભુજાદિ ભેદથી ભગવાનમાં ભેદ નથી તેમ તેવા રૂપ ભેદથી ધામનો ભેદ થઇ શકતો નથી.

હરિ દિગ્વિજય ગ્રંથમાં ઉલ્લાસ-૧ શ્રીહરિનો પ્રાદુર્ભાવ કહેતા પ્રથમ શ્રીકૃષ્ણના પ્રાદુર્ભાવની વાત કહી છે. તેમાં પૃથ્વીની પીડા સાંભળીને બ્રહ્માજી મહાદેવને લઇને ક્ષીર સાગરના ઉત્તર તટે વર્તમાન શ્વેત દ્વીપ ધામમાં ગયા ત્યાં જઇને તે મહાપુરૂષ પરમાત્માની પ્રાર્થના કરતાં તેમણે ભૂમિ ઉપર અવતાર ધારણની પ્રતિજ્ઞા કરી અને પ્રતિજ્ઞાને અનુસારે કૃષ્ણ રૂપે અવતરીને પૃથ્વીનો ભાર ઉતારી કૃત કૃત્ય થતાં ઉલ્લાસ-૧ શ્લો.-૪૩-૪૪ માં ''स्वपदं - मामकीनमक्षराख्यं धामगन्ता'' ''હું મારા અક્ષર ધામમાં જઇશ.'' એવા વિચાર કર્યો. શ્લો. ૭૩ માં ''प्रभु श्रीकृष्णः स्वधाम स्वकीयः वैकुण्ठपदं यास्यन्'' ''પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના વૈકુંઠ ધામમાં પધારનારા હોવાથી ઉધ્ધવજીને સંભાર્યા.'' શ્લો -૮૦ માં ''ऋष्याकृतेः श्री नारायणस्य मम सेवनम्'' ''ઋષિ મૂર્તિ શ્રી નારાયણ કે જે હું જ છું તે મારી સેવા બદરિકાશ્રમમાં રહીને કરશો એમ ઉધ્ધવજીને કહ્યુ. શ્લો -૮૨ માં ''अक्षर धाम गत्व स्वस्थ आस'' શ્રીકૃષ્ણ અક્ષર ધામમાં જઇને સ્વસ્થ થયા. આ રીતે એક જ શ્રીકૃષ્ણની અવતાર કથા કહેતાં પ્રથમ શ્વેતદ્વીપ માંથી પ્રાદુર્ભાવ કહ્યો, કાર્ય પૂર્ણ થયા પછી અક્ષરધામમાં જવાનો વિચાર કર્યો. વચ્ચે વૈકુંઠ પદ પ્રત્યે જવાની વાત કરી અને અંતે અક્ષર ધામમા ગયા. આનો જો આખો વિચાર કરીએ તો અક્ષર અને વૈકુંઠ શબ્દની પર્યાયતા જરૂર સમજવી પડે તો જ સંગતિ થાય નહિ તો પરસ્પર વિરોધ આવે. એક

જ શ્રીકૃષ્ણને શ્વેતદ્વીપ બદરિકાશ્રમનો પણ સંબન્ધ કહીને સર્વના અધિપતિ શ્રીકૃષ્ણના કહ્યા. એ શ્રીકૃષ્ણ ફરીથી સ્વામિનારાયણ રૂપે પ્રકટ થયા એમ આગળ કથા કહેવાય છે. આ ઉપરથી એમ સમજાય છે કે- વ્યાખ્યાન કર્તાઓ પોતાની ઇચ્છા મુજબ એક જ વસ્તુને નામ ભેદથી કહે છે. કોઇ સ્થળે તો ખાસ પર્યાયતા જણાવવા જ નામ ભેદથી પ્રયોગ કરે છે. આજ રીતે બીજા ગ્રંથોમાં પણ એવા પ્રયોગો બહુ આવે છે માટે જ સર્વમંગલ સ્તોત્રમાં શતાનંદ સ્વામી શ્રીહરિના નામો કહેતા ''गोलोक रमणः, वैकुण्ठ नायकः, अक्षरस्थः, ब्रह्मक्रीडः'' આ નામથી એમને એકને જ કહ્યા છે શાસ્ત્રીય વિશાળ તત્ત્વ દૃષ્ટિએ વિચારએ તો અનાદિ પરાત્પર પરમેશ્વર એક જ અને તેમનું પરાત્પર અપુનરાવૃત્તિ અપ્રાકૃત અનાદિ ધામ મુકત પ્રાપ્ય પણ એક જ છે એમ અવશ્ય સ્વીકારવું પડે.

ઉપર પ્રમાણે વૈકુંઠ શબ્દને અક્ષરધામ પર્યાય લેવામાં આવતો હોવાથી બન્નેને જુદી જુદી વ્યકિતઓ નહિ કહેતાં એક જ કહેવામાં બહુ સમુચિતતા છે. કોઇ સ્થળે ગોલોક મધ્યેના અક્ષરધામ થકી જુદા વૈકુંઠ લોકનું વર્ણન આવે છે ત્યાં તો ''रक्षार्थँ सर्वभूतानां विष्णु त्वमुपजग्मिवान्'' આમાં કહ્યા પ્રમાણે પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ અવતાર ભૂત વિષ્ણુ ભગવાન કે જેમના થકી ઘણા અવતારો થયા નું પણ ગ્રંથમાં પ્રતિપાદન છે. તેમના લોકને સમજવો. જેની સ્થિતિ બ્રહ્માંડની અંદર ઊર્ધ્વ જણાવી છે. રમાની રૂચિથી ભગવાને રચેલો હોવાથી જેને રમા વૈકુંઠ તેમજ રચેલો હોવાથી કાર્ય વૈકુંઠ નામથી પણ કહે છે. આ બાબત ''वैकुण्ठः कल्पितो येन लोको लोक नमस्कृतः'' આ ભગવત્ વચનથી વ્યકત થાય છે. સ.જી. ૨/૪૪/૭૭ ''वैकुण्ठेऽपि रमयारूचयेऽति विशाले २ रचिते स्वेन च विष्णु २ वर्ससि त्वमकाले'' (રમાની રૂચિ માટે પોતે જ રચેલા, બહુ વિશાળ, કાળ ભયે વર્જીત એવા વૈકુંઠ ધામમાં પણ તમો વિષ્ણુરૂપે લક્ષ્મીજીની સાથે નિવાસ કરી રહ્યા છે. આ શ્રીહરિની સ્તુતિ છે.) આ

ઉપરથી રમા વૈકુંઠ નામ પડયુ છે. સ.જી. ૨/૪૪/૫૫ ''केचिदाहूर्वयं त्वेनं सलक्ष्मीकमचक्ष्महि। विष्णुं वैकुण्ठ लोके वै सेवितं पार्षदोत्तमैः'' (બીજા કોઇએ આ નારાયણ મુનિને જ કાર્ય વૈકુંઠ લોકમાં લક્ષ્મી સહિત નંદ સુનંદાદિ પાર્ષદ પ્રવરોએ સેવેલા વિષ્ણુ રૂપે અમોએ ભાળ્યા છે એમ કહ્યુ.) આની ટીકામાં ''कार्यवैकुण्ठ'' એમ કહ્યુ છે. બ્રહ્માંડવર્તિ આ ધામમા ભગવાન વિષ્ણુ આ પ્રલય રહે છે. આ ધામને પામેલાની પણ પુનરાવૃત્તિ નથી એમ વચનામૃત સારંગપુર-૧૪ માં શ્રીહરિએ કહ્યુ છે. આ બાબત ભાગવત-૧૦/૮૮/૨૫-૨૬ ''ततो वैकुण्ठंमगमद् भास्वरं तमसः परम्। यत्र नारायणः साक्षात् न्यासिनां परमा गतिः। शान्तानां न्यस्तदण्डानां यतो नावर्तते गतः॥'' આમાં બહુ સ્પષ્ટ છે. આમાં આવેલા વૈકુંઠ શબ્દનો શ્વેતદ્વીપ ધામ પર અર્થ પણ ગોપાલાનંદ સ્વામીએ નિગુઢાર્થ બોધિકા ટીકામાં કરેલો છે. શિક્ષાપત્રી શ્લો-૨૯ ની ટીકામાં ''देहेन्द्रियासुहीनानां, वैकुण्ठपुरवासिनाम्'' (भा. ૭/૧/૩૪) આ શ્લોક લઇને તેનો અર્થ પણ ''प्राकृतैर्देहेन्द्रिया सुभिर्हीनानां, दिव्य देहानामित्यर्थः'' આ રીતે કર્યો છે. આ ઉપરથી અપ્રાકૃત ધામ જેવું જ આ ધામ છે. એમ જણાય છે. વાસુદેવ મહાત્મ્યમાં -૧૯/૬ માં ભગવાન શ્રીકૃષ્ણ ગોલોક મધ્યેના અક્ષર ધામમાં રાધાલક્ષ્મી સાથે નિત્ય રહેવાનું કહીને, શ્લો-૮ માં વૈકુંઠ ધામમાં લક્ષ્મીજી સાથે ચતુર્ભુજ રૂપે નંદ ગરૂડાદિ પાર્ષદો સાથે રહેવાનું કહીને શ્લો-૯ માં શ્વેતદ્વીપમાં મુકતોને પાંચ વખત નિત્ય દર્શન દેવાનું કહે છે. આજ બાબત વચનામૃત વરતાલ-૨ માં પણ વર્ણવી છે. અહીં જે વૈકુંઠ કહ્યુ તે પણ રમા વૈકુંઠ સમજવું. કોઇ સ્થળે શ્વેતદ્વિપને વૈકુંઠ શબ્દથી પણ કહે છે. આ ધામને પામેલા ઓની પણ પુનરાવૃત્તિ નથી. આનો મહિમા વાસુદેવ માહાત્મ્યમાં અક્ષરધામ તુલ્ય કહેવામાં આવ્યો છે. બદરિકાશ્રમ તો ભૂમિસ્થ હોઇને સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટ દેવ શ્રી હરિના આવિર્ભાવનું સ્થાન છે. એનું ગૌરવ પણ ઉધ્ધવ સંપ્રદાયના ગ્રંથોમાં બહુ કહેવામાં આવ્યુ છે.

હવે મહાવૈકુંઠનો વિચાર કરવાનો રહયો. સત્સંગિ જીવન પ્ર. ૨/અ. ૪૪/ શ્લો ૫૪ ''केचिदूचुर्महालक्ष्म्या विश्वक्सेनादिभिः सह। महावैकुंण्ठलोकोऽयंदृष्टोऽस्माभिर्हरिर्नृप॥'' આની ટીકામાં મહાવૈકુંઠ શબ્દનો પર્યાય ''અવ્યાકૃત ધામ'' એવો કર્યો છે. અને હરિ શબ્દનો ''ભૂમાપુરૂષ'' એવો અર્થ કર્યો છે. સ.જી. ૨/૪૪/૭૯ માં પણ આ મુજબ જ અર્થ છે. સ.જી. ૩/૨૯/૬૧ માં ''आनेतुं विप्रतनयान् रथस्थः सार्जुनो ययो। स ब्रह्म धाम स्वस्यैव प्राकृतात्तमसः परम्॥'' (શ્રીકૃષ્ણ ભગવાન રથમાં બેસીને અર્જુનને સાથે લઇને, મૃત્યુ પામેલા, વિપ્ર તનયોને પાછા લાવવા માટે પ્રાકૃત ગાઢ અંધકાર થકી પારવર્તતા પોતાના જ બ્રહ્મ ધામ (અવ્યાકૃત નામના સ્વપદ) પ્રત્યે ગયા હતા.) આમાં એક તો પ્રકૃતિ થકી પર કહ્યું અને તેનું બ્રહ્મ ધામ નામ કહ્યુ અને ત્યાં શ્રીકૃષ્ણની વિપ્ર તનયો લેવા માટે પધરામણી કહી. અહીં ટીકામાં બ્રહ્મધામ શબ્દનો પર્યાય ''અવ્યાકૃત'' ધામ એવો કર્યો છે. આ  ઉપરથી જેને મહા વૈકુંઠ કહેતા હતા તેને જ અવ્યાકૃત ધામ કહ્યું અને એને જ બ્રહ્મ ધામ શબ્દથી મૂળમાં કહ્યુ. આ બાબત વચનામૃત ગ.પ્ર. ૬૬ માં ''જયારે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની પ્રતિજ્ઞા રાખવાને કાજે બ્રાહ્મણનો પુત્ર લેવાને ગયા ત્યારે દ્વારિકામાંથી રથ ઉપર બેસીને અર્જુન સહિત ચાલ્યા તે લોકાલોક પર્વતને ઉલ્લંઘીને માયાનો જે અંધકાર તેને (માયાનો જે તમ તેને) સુદર્શન ચક્ર (પોતાના આયુધ એવા સુદર્શન ચક્રે) કરીને તેને વિષે રથને હાંકીને તે તેજ પુંજને વિષે પ્રવેશ કરીને અને ભૂમાપુરૂષ પાસેથી બ્રાહમણના પુત્રને લાવતા હતા માટે શ્રીકૃષ્ણ દિવ્ય મૂર્તિહતા તો તેને પ્રતાપે કરીને લાકડાનો રથ અને પંચભૂતના દેહવાળા જે ઘોડા તે સર્વ દિવ્યને માયા પર જે ચૈતન્ય તે રૂપ થતા હતા. અને જો દિવ્ય ન થયા હોય તો જેટલુ માયાનું કાર્ય હોય તેટલુ માયામાં જ લીન થય જાય પણ માયાથી પર જે બ્રહ્મ ત્યાં સુધિ પહોંચે નહિ'' આ રીતે લખી છે આમા જે માયા પર દિવ્ય ચૈતન્ય આદિક શબ્દ આવે છે તે

પ્રાકૃતમાં અસંભવિત સમજીને હરિવાકય સુધાસિંધુની ટીકામાં તેજઃ પુંજ શબ્દનો અર્થ જયોતિર્મય અક્ષર બ્રહ્મધામ એવો કર્યો છે. ભૂમા શબ્દનો અર્થ પણ અપચ્છિન્ન સુખ સ્વરૂપ એવો કહીને શ્રીહરિ પર લીધો છે. આ બધી કથા અને તેની અંદરના શ્રીજીના શબ્દોને મેળવીએ તો મહાવૈકુંઠ કહો કે અવ્યાકૃત ધામ કહો કે બ્રહ્મધામ કે અક્ષર બ્રહ્મધામ કહો બધુ એક જ સાબિત થાય છે. માત્ર નામ ભેદ છે ઘણી આશ્ચર્યની વાત તો એ આવે છે કે અક્ષર-ગોલોક-વૈકુંઠ શબ્દથી વર્ણવેલા ધામમાં એક જ ભગવાન સાથે એની એ જ રાધાલક્ષ્મી તથા એના એક જ નંદ સુનંદ શ્રીદામા વિશ્વકસેન ગરૂડાદિ પાર્ષદોનો યોગ અને તેમના થકી અવતારો થવાનું વર્ણવે છે. આ ઉપરથી તે ધામો એક જ છે અને તેના અધિપતિ એક જ શ્રી રાધાકૃષ્ણ છે એમ માનવુ પડે અને એમ માનીએ તો જ સારી સંગતિ થાય નહિતો વિરોધનો અવધિ રહે નહિ. સંપ્રદાયના ગ્રંથોમાં વર્ણવેલા સમાધિ પ્રકરણમાં જુદા જુદા ધામો ભકતોને બતલાવવાની વાત આવે છે. આમા જે ધામો શ્વેતદ્વિપ, બદરિકાશ્રમ, રમાવૈકુંઠ વિગેરે ભૂમિષ્ઠ તરીકે કહ્યા છે. તેનો કશો વિચાર કરવાનો નથી જે ધામો વૈકુંઠ, ગોલોક, અક્ષર આદિકને પ્રકૃતિ પર અનાદિ અપ્રાકૃતિક અવિનાશી આદિક વિષેશણોથી વર્ણવ્યા છે તેનો અહીં વિચાર કરવાનો છે આ ધામોની એકાર્થતા તે આગળ સપ્રમાણ સિધ્ધ કરી છે. ભગવાને પોતાની ઇચ્છાથી કે ભકતોની ઇચ્છાથી આ લોકમાં સમાધિ વિષે અમુક દેખાવ દર્શાવ્યા હોય તે ઉપરથી ધામનો ભેદ સિધ્ધ થતો નથી જે સમાધિ પ્રકરણ છે તે ધામ નિર્ણય પર નથી. ધામનો નિર્ણય તો સ.જી. ૩/૪૧ તથા ભકત ચિંતમણિમાં પ્ર. ૧૫૯ છે એને અનુસરીને જ બીજો બધો ગ્રંથાર્થ ઘટાડવો જોઇએ. વળી સમાધિ પ્રકરણમાં ધામ ભેદ જેવુ આવે છે પરંતુ ધામી તો એક શ્રીકૃષ્ણરૂપ શ્રીહરિને જ છેવટે કહેવામાં આવે છે આ બાબત સ.જી. ૨/૪૪/૯૦-૯૩ સુધિમાં સ્પષ્ટ છે. આનો અર્થ સર્વએ વાંચવા

વિચારવા જેવો છે જયારે ધામી ભગવાને અને રાધાલક્ષ્મી પત્નીઓ અને નંદ સુનંદ શ્રીદામા વિશ્વસેન ગરૂડાદિ પાર્ષદો અને બીજી બધી વિભૂતિ એક જ મળવી નક્કી થાય છે. તો પછી ધામ ભેદ અનુપયોગિ નિરર્થક છે અથવા ભલે ધામ ભેદ માનો પણ ધામીતો એક જ હોવાથી અને તે પણ રાધાકૃષ્ણ નક્કી કરવામાં આવેલા છે એટલે કાંઇ કહેવાનું રહેતુ નથી. આવો ધામભેદ પણ પરમાત્માની ઇચ્છા ઉપર આધાર રાખે છે એમા અન્ય કોઇ હેતુ નથી. મુખ્ય વિવાદ જુદા જુદા ધામી ઉપર છે. તે ધામી તો એક જ હોવાથી કશા વિવાદને સ્થાન નથી. ગોલોક કહિએ તો તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણ કહ્યા છે અને ગોલોક મધ્યે અક્ષરધામ કહીએ તો તેના અધિપતિ શ્રીકૃષ્ણ જ કહ્યા છે અને વૈકુંઠાદિ કહિએ તો તેના અધિપતિ પણ શ્રીરાધાકૃષ્ણને કહ્યા છે અને વધારામાં એ જ સ્વામિનારાયણ છે એમ પણ કહ્યુ છે એને માટે પુરતા પ્રમાણો એ જ ગ્રંથમાં આપેલા છે. વિસ્તાર ભયથી લખ્યા નથી.

આ પ્રસંગે આ એક બાબત સમજવાની છે. તે એ કે ગોપાળાનંદ સ્વામીએ ભાગવતના દશમ સ્કંધના અંતમાં આવેલી વેદ સ્તુતિની ટીકામાં જીવ ઇશ્વર બ્રહ્મ માયા પરબ્રહ્મ આ પાંચ ભેદનું નિરૂપણ કરવાના પ્રસંગે ખાસ સમજાવી છે જે સમજવાની છે. અક્ષર બ્રહ્મના નિરૂપણમાં આવાં વાકયો લખ્યાં છે. ''अथाक्षरब्रह्मलक्षणानि'' (હવે અક્ષર બ્રહ્મનાં લક્ષણો કહે છે. એમ આરંભ કરીને) ''अक्षर ब्रंह्म संज्ञास्त्रयः सन्ति। तत्राद्यं प्रकृति संबन्धरहितं पुरूषोत्तमस्य निवास भूतमक्षर ब्रह्माभिधं ब्रह्मपुरं धाम बोध्यम्। द्वितीयं पुरूषोत्तमोपासकंतद्धामस्थंमुक्त कोटि वृन्दं च। तृतीयः पुरूषोत्तमस्य निवास भूतमक्षरब्रह्माभिधं ब्रहमपुरं धाम बोध्यम्।'' (અક્ષર બ્રહ્મ સંજ્ઞાથી ત્રણ વસ્તુઓ સમજવાની છે. તેમાં પ્રથમનું - પ્રકૃતિના સંબન્ધે રહિત પુરૂષોત્તમના નિવાસ સ્થાન ભૂત, અક્ષર બ્રહ્મ નામનું બ્રહ્મપુર ધામ જાણવું. બીજુ પુરૂષોત્તમોપાસક તે ધામમાં રહેલું મુકત કોટિવૃંદ જાણવું. ત્રીજો પુરૂષોત્તમની ઇચ્છાથી

બ્રહ્માંડને ઉત્પન્ન કરનારો પ્રકૃતિનો અધિષ્ઠા અક્ષર પુરૂષ જાણવો. આ પ્રમાણે અક્ષર બ્રહ્મ સંજ્ઞાથી ત્રણ વસ્તુઓ સમજવી.) तत्र प्रमाण भूताः श्रुति स्मृतयः (તેમાં પ્રમાણ ભૂત શ્રુતિ સ્મૃતિઓને કહે છે.) ''दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मा प्रतिष्ठितः'' ''एतत् सत्यं ब्रह्मपुरं'' ''अक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधिविश्वे निषेदुः'' ''यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम'' ''माया परैत्यभिमुखे च विलज्जमानाया यस्य स्थातु मोक्षापथेऽमुया'' ''स्वधामानि ब्रह्मणि रंस्यते नमः'' ''ब्रह्माख्यं धाम ते यान्ति शान्ताः सन्नया सिनोऽमलाः'' ''गच्छन्त्यमूढाः पदमव्ययं तत्'' ''मद् भावमागताः'' ''पुनश्चाक्षरधामानि स्थास्यन्ति ते स्वतन्त्राश्च कालमाया भयोज्झिताः'' ''न यत्र माया किमुतापरे हरेरनु व्रता यत्र सुरासुरार्चिताः'' ''इत्यं हरिधाम मुक्तवृन्दयोर्निरूपण मुक्तम्॥'' (આ પ્રકારે ભગવાનનું નિવાસ સ્થાન ભૂત અક્ષર બ્રહ્મ ધામ અને તેમાં રહેલા મુકત વૃંદનું નિરૂપણ કર્યુ.) ''इदानीमक्षरब्रह्मामिधपुरूष निरूपणे प्रमाणानि'' (હવે અક્ષર બ્રહ્મ નામથી કહેવાતા પુરૂષના નિરૂપણના પ્રમાણો કહે છે.) ''जहात्येनां भूक्त भोगामजोऽन्यः'' ''अनादिरात्मा पुरूषो निर्गुणः प्रकृतेः परः। प्रत्यग्धामा स्वयं ज्योति र्विश्वं येन समन्वितम्'' ''स एष प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः'' ''मदिच्छयैवोपगतामभ्यपद्यत लीलया'' ''त्वतः पुमान् समधिगम्य ययास्य वीर्यँ'' इत्यादीति

આ ગોપાળાનંદ મુનિ સંગ્રહીત પદો અને પ્રમાણોની પર્યાલોચના કરતાં અક્ષર બ્રહ્મ શબ્દથી ત્રણ વસ્તુઓ સ્પષ્ટ સમજાય છે. તો વચનામૃત સત્સંગિ જીવન વિગેરેમાં આવતા અક્ષર બ્રહ્મ શબ્દનો એક જ વસ્તુમાં સમન્વત નહિ કરતા અર્થ વશાત જેમ ઘટતું મળતુ આવે તેમ ઉકત ત્રણ વસ્તુઓમાં સમન્વય કરવો. કોઇ સ્થળે મુકતોમાં તો કોઇ સ્થળે નિવાસ સ્થાનમાં તો કોઇ સ્થળે અક્ષર પુરૂષમાં વપરાતો અક્ષરબ્રહ્મ શબ્દ નકકી થાય છે, તો એકનું એક જયાં ત્યાં કૂટયા કરવું

નહિ. અહીયાં ભગવાનના ગોલોકાંતર્વર્તિ નિત્ય નિવાસ સ્થાનનો વિચાર ચાલે છે. તેમાં અક્ષર બ્રહ્મ શબ્દ વપરાએલો સમજવો. કેટલાક અખતર ડાહ્યાએ તો ઉપરનાં નિવાસ સ્થાનને નિરૂપણ કરનારાં શાસ્ત્ર વચનોમાં ઉટાંગ અર્થો કરીને તે સ્થાનકને જ ઉડાવી દઇને મૂર્તિ તેજને જ અક્ષરધામ માનવાની મનઃ કલ્પિત ગામઠી ગોઠવણી બીજી જુદી જ રચી છે તેનું ખંડન અન્ય સ્થળે વિસ્તારથી કરવામાં આવેલુ છે તે ત્યાં થકી દૃષ્ટવ્ય થાય છે. સંક્ષિપ્તમાં કહીએ તો આવી માન્યતા ધરાવનારાઓનું કહેવુ છે કે ''ભગવાનની મૂર્તિમાંથી જે તેજ નિકળે છે તે જ અક્ષર ધામ છે.'' પણ આ માન્યતા સંપ્રદાયના મુખ્ય માન્ય ગ્રંથોથી સંપૂર્ણ પણે વિપરીત છે. સંપ્રદાયના પ્રમાણિત ગ્રંથ એવા શ્રી વાસુદેવ માહાત્મ્ય, સંત્સંગિજીવનમ્, ભકત ચિંતામણી ઇત્યાદિ ગ્રંથોમાં ભગવાનના ધામનું વર્ણન જોવા મળે છે. જેમાં ભગવાન જે સ્થળ - મંદિરમાં બિરાજે છે તેને જ અથવા ભગવાનના મંદિરની આજુ બાજુની જે કાંચન ભૂમિ છે તેને અક્ષર ધામ કહેલુ છે. તે ધામમાં મંદિરમાં પરંબ્રહ્મ પરમાત્મા બિરાજમાન છે. અને જેના રોમ છિદ્રોમાંથી કોટી કોટી સૂર્ય ચંદ્રમાં જેવો પ્રકાશ નિકળી રહયો છે. આમ સંપ્રદાયના મૂળભૂત ગ્રંથોનું અવલોકન કરતા સ્પષ્ટપણે પ્રતિત થાય છે, કે સ્થાન વાચક ભગવાનનું ધામ અને ભગવાનની મૂર્તિનો પ્રકાશએ બન્ને ભિન્ન છે. આમ સંપ્રદાયના માન્ય ગ્રંથોથી આ વાત વિરૂધ્ધ હોવાથી ત્યાજ્ય છે.

કોઇ આંતરિક શાસ્ત્ર જ્ઞાન શૂન્યુ, અવૈદિક વાતો દ્વારા એવુ કહેતા ફરે છે. કે રામચંદ્રનું વૈકુંઠ, ગોલોક શ્રીકૃષ્ણનું, અને અક્ષરધામ ભગવાન સ્વામિનારાયણનું અને તેમના તેમના ઉપાસકોને તે તે ધામ જુદુ જુદુ પામવાનું છે. એવો ભેદ પાડીને ધામોનો સમન્વય કરવાની અડબંગતા કરતા જણાય છે. આ બાબત બિલકુલ સમન્વિત પ્રમાણિત નથી. આવો વિભાગ માન્ય મુખ્ય ગ્રંથોમાં નથી જેને રામચંદ્રનું

ધામ કહે છે તેને જ શ્રીકૃષ્ણનું ધામ તરીકે કહે છે. અને જેને શ્રીકૃષ્ણનું ધામ કહે છે તેને જ શ્રીહરિનું ધામ કહે છે. સ.જી. પ્ર. ૩/૪૧/૫૭ માં પરંબ્રહ્મ પરમાત્માના અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે. આમ શ્રીહરિએ પોતાના સ્વમુખે જ આ વાત સ.જી. ના આ. ૩/૪૧/૫૭ માં કહેલી છે. આ બાબતનો લો. ૧૮ પુરેપુરી પુષ્ટિ આપે છે અવતારોના ઉપાસકને અક્ષરધામની પ્રાપ્તિ અને અવતારોને અક્ષરધામની પ્રપ્તિ નહિ આ વાત કેટલી આશ્ચાર્ય કારક કહેવાય તે તો આવો પ્રચાર કરનારા અવિદ્વાનો જ વિચારે. જો કોઇએ રામચંદ્રજીનો અવિર્ભાવ વૈકુંઠ થકી અને શ્રીકૃષ્ણનો અવિર્ભાવ ગોલોક થકી વર્ણવ્યો હોય અને તે ઉપરથી તેમનું ધામ રામચંદ્રજીનું વૈકુંઠ તથા શ્રીકૃષ્ણનું ગોલોક જ ઠરતુ હોય તો શ્રીહરિનો પ્રાદુર્ભાવ બહુધા બદરિકાશ્રમ થકી વર્ણવેલો હોય અને તે ઉપરથી તેમનું ધામ તે જ ઠરે છે અને એમના આશ્રિતોને એ જ પ્રાપ્ત થવાનું એવુ ઠરે પણ એમ નથી. પરમેશ્વર પુરૂષોત્તમ એક જ છે એમના જ અવતારો છે અવતાર અવતારી થકી પૃથક્ નથી ગમે ત્યાંથી અવતાર ધારણ કરે છે. એક જ શ્રીકૃષ્ણના આવિર્ભાવના અનેક સ્થાનો કહ્યા છે. શ્રીહરિના આવિર્ભાવના પણ અનેક સ્થાનો કહ્યા છે તો તેનો વિભાગ માન્ય કરી શકાય નહિ.

કોઇ બહારના કે આંતરિકો સંપ્રદાય મુખ્ય ગ્રંથના અભ્યસથી શૂન્ય આગ્રહથી ગોલોક ધામ શ્રીકૃષ્ણનું છે અક્ષરધામ શ્રીજીનું છે અને તેમના ઉપાસકોને જુદુ જુદુ ધામ પ્રાપ્ત થાય છે. એવી વૈખરીવાણી વદતા રહે છે. આ બાબત પણ સર્વાંશે સંપ્રદાયના મુખ્ય પ્રબંધથી વિરૂધ્ધ છે સ.જી. ૩/૪૧/૬૧ માં શ્રીકૃષ્ણને અને શ્રીહરિને એક જ રૂપ નક્કી કરીને તે બન્નેનું ધામ પણ ગોલોકાંતર્વર્તિ અક્ષર એક જ નક્કી કરીને તેમના ઉપાસકોને પામવાનું ધામ પણ તે એક જ છે એમ શ્રીહરિએ પોતે જ નક્કી કરેલું છે એવા વચનો સ.જી.માં ઘણા આવે છે. આજ અર્થને

વચનામૃત મધ્ય-૬૪, વડતાલ -૧૮ તથા ભકત ચિંતામણિ પ્રકરણ ૧૫૯ પૂર્ણ ટેકો આપે છે.

જો ઉપર કહેલી વસ્તુ સ્થિતિને પરિત્યાગ કરીને સંપ્રદાય વિરૂધ્ધ વેદ વિરૂધ્ધ વાતોના પ્રમાણ સાથે શ્રીકૃષ્ણનું ગોલોક ધામ અને શ્રીહરિનું અક્ષરધામ એમ જો વાતો કે અન્ય વિમુખ મંડળી કે જે પૂર્ણ રૂપે માયાબધ્ધ છે તેઓએ બનાવેલા શાસ્ત્ર પ્રમાણે જો સિધ્ધ કરવા જતે તો સંપ્રદાયના શતાનંદ, નિષ્કુળાનંદ સ્વામી જેવા આપ્ત પુરૂષો અને સાક્ષાત્ ભગવાને કહેલા સંપુર્ણ વેદાન્તના તાત્પર્ય નિર્ણયરૂપ વચનામૃત સત્સંગિ જીવન ઇત્યાદિના આધારે શ્રીકૃષ્ણનું અક્ષરધામ છે અને શ્રીહરિનું ગોલોક ધામ છે એમ અવળુ પણ સિધ્ધ કરી શકાય છે. કારણ તેવા પ્રમાણો પણ ઘણા છે. (૧) ''અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેની સંઘાતે વ્રજની ગોપીઓએ કામબુધ્ધિએ કરીને પ્રીતિ કરી તો પણ સર્વે ભગવાનની માયાને તરી ગય અને ગુણાતીત થઇને નિર્ગુણ એવું જે ભગવાનનું અક્ષરધામ તેને પામીઓ તેનુ કારણ શ્રીકૃષ્ણ ભગવાન પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા (વચનામૃત - પ્રથમ-૪૨)'' ''જેમ વ્રજના ગોપને આશ્ચર્યરૂપ શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર દેખીને પ્રથમ તો દેવ ભાવ આવ્યો પછી ગર્ગાચાર્યના વચનને સાંભળીને નારાયણનો ભાવ આવ્યો અને પછી એમ કહ્યુ તમો તો નારાયણ છો માટે અમને તમારૂ ધામ બતાવો ત્યારે અક્ષર ધામ બતાવ્યુ. (લોયા-૧૮)'', ''ભગવાન શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે તે તો રાજાધિરાજ છે અને અખંડ મૂર્તિ છે અને પોતાનું અક્ષરધામ રૂપી તખત તેને વિષે સદા વિરાજમાન છો. (મધ્ય-૬૪)'', ''માયાના તમ થકી પર એવો ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે (વડતાલ-૧૮)'' ગોલોકની અંદર વર્તતા તેજોમય અક્ષરધામમાં શોભયમાન મંદિરમાં રહેલા રમણીય રત્નસિંહાસન વિષે શ્રીકૃષ્ણ ભગવાન રાધા લક્ષ્મી આદિક પોતાની શકિતઓએ

સેવ્યા થકા સદા વિરાજમાન છે ''राधालक्ष्म्यादिभिस्तत्र सेव्यमानः स्वशक्तिभिः। रत्नसिंहासने रम्ये श्रीकृष्णो हि विराजते।'' (સ.જી. ૩/૪૧/૩૬), પોતાના અક્ષર નામના ધામમાં શ્રીકૃષ્ણ બિરાજે છે ''स हि नारायणः स्वामी धाम्नः स्वादक्षरात्परात्।'' (સ.જી. પ્ર. ૪/૪૬/૩૪), अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमांगतिम्। यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम॥ તે અવ્યક્ત અક્ષર છે તેવુ કહેવાય છે. તેને જ પરમગતિ કહેવાય છે. જેને પ્રાપ્ત કરી પાછા નથી આવવુ પડતુ તે મારૂ (શ્રીકૃષ્ણનું) ધામ છે. (ગીતા-૮/૨૧ - અહીં શ્રીકૃષ્ણે ભગવાન શ્રીહરિ પ્રગટ થાય તે પહેલા (હજારો વર્ષ અગાવ) પોતાને રહેવાનું ધામ અક્ષર કહ્યુ છે.) ''तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम्। विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः॥ તે બધાં સહિત આ બ્રહ્માંડ કોષ જેમાં પરમાણું જેવો પડી રહેતો દેખાય છે અને જેમાં આવી કરોડો બ્રહ્માંડરાશિઓ છે તે આ પ્રધાન વગેરે સમસ્ત કારણોનું કારણ અક્ષરબ્રહ્મ કહેવાય છે અને આ જ પુરાણ પુરૂષોત્તમ પરમાત્મા શ્રીવિષ્ણુ ભગવાનનું શ્રેષ્ઠ ધામ છે. (શ્રીમદ ભાગવત/સ્કંધ/ ૩/૧૧/૪૧ અહીં ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહ્યું)'' ''तदक्षरं परं ज्योतिस्तद् विष्णोः परमं पदम्। પ્રભામંડલથી મંડિત તે પરમ વ્યક્ત, અક્ષર પરંજ્યોતિરૂપ છે અને તે વિષ્ણુ ભગવાનનું પરં પદ છે. (શ્રીકુર્મ પુરાણ/ઉપરી વિભાગ/ અધ્યાય-૯/શ્લોક-૧૦ અહીં પણ શ્રીવ્યાસજી ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહે છે.)'' ''अक्षरं ब्रह्म सत्यं च मध्ये चान्ते च राघव। હે રઘુનંદન! આપ અવિનાશી અક્ષરબ્રહ્મ છો સૃષ્ટિના આદિ મધ્ય અને અંતમાં સત્યરૂપે વિદ્યમાન છો. (વાલ્મિકી રામાયણ/યુધ્ધકાંત/ અધ્યાય-૧૧૭/શ્લોક-૧૪ અહીં ભગવાનશ્રી રામને વાલ્મિકી મુનીએ અક્ષરબ્રહ્મ કહ્યા છે)'' ''एतत्परतरं गुह्यमेतदक्षरमुत्तमम्॥ ॐकारवाचकं ह्येतद्गुणातीतं सनातनम्। अशब्दमरसस्पर्शमरुपं गन्धवर्जितम्॥ निर्दुःखमसुखं दुःखं तद्विष्णोः परमं पदम्। આનાથી

પર ગુહ્ય અને એનાથી પણ પરઅક્ષર છે. ઓમકાર વાંચક ગુણાતીત સનાતન છે. અશબ્દ, અરસ, અસ્પર્શ, રૂપ, ગંધ રહિત સુખદુઃખથી પર જે છે તે વિષ્ણુનું પદ છે. (શ્રીવિષ્ણુ ધર્મોત્તર /તૃતિયખંડ/ અધ્યાય-૩૪૦/શ્લોક-૨૬ થી ૨૮ અહીં પણ શ્રીપરાશર મહર્ષિએ ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહ્યુ.)'' શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદાદિવ્ય સાકારમૂર્તિમાન રહ્યા છે. (વડ.૨) આ પ્રમાણે ઘણા પ્રમાણો અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણને કહે છે તથા શ્રીહરિને ગોલોકધામના અધિપતિ કહે છે. ''અમને પ્રિય એવુ ધામ તે ગોલોક છે ''मे गोलोकधाम चेप्सितम।'' (શિ.પત્રી-૧૨૧), અમે ગોલોકમાં ગયા (મધ્ય-૧૯), તમો ગોલોકના અધિપતિ છો. ''गोलोकाधि पतिसत्वं कृष्णः कलिहर्ता'' (સ.જી. ૨/૪૪/૭૯), દિક્ષિત એકાંતિક ભક્તો દેહને અંતે ગોલોક નામના પરમ ધામને પામે છે. ''देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम्।'' (સ.જી. ૪/૫૨/૨૫), મહાભક્ત અભયરાજા શ્રીહરિના ગોલોક ધામને પામ્યા. ''सम्पूर्णसर्वस्वमनोरथोऽथ जरन्नृपो भौतिकदेहमूर्जे। विहाय दिव्यं प्रतिपद्य देहं तद्धाम गोलोकमवाप भूप!'' (સ.જી. ૩/૧/૨) કરી કાજ મહારાજ મોટા, ગયા પોતે ગોલોક (ભક્ત ચિંતામણિ-પ્ર. ૧૬૨) ''गोलोकाधिपतिं चिदाकाशमध्यस्थ गोलोकास्यं यदधामतस्याधिपतिं'' હે હરિ! તમો ચિદાકાશની મધ્યમાં આવેલા ગોલોક નામથી કહેવાતાં ધામના અધિપતિ છો. (હરિચરિત્રમ્/કૃષ્ણપ્રસાદ સુરી કૃત તત્ત્વાર્થ બોધિની ટીકા ૩/૨૪/૧૬)'' ''એસો ધામ ઔર નહિ કોઇ, રાધા રમણ કહાવત સોઇ ॥..... યહનિજ ધામમે નાથ વિરાજે, નિરખી કોટી મનમથ લાજે ॥..... સૌ કૈસે શ્રીકૃષ્ણ બિહારી, શ્રી પુરૂષોત્તમ કહે શ્રુતિચ્યારી.... અધર બિંબ પર ધરી રસાલા, મધુરી બજાવત બેન દયાલા ॥ પૂજિત રમા રાધિકારાની, સોહત સુંદર સારંગપાની.... મૂર્તિમાન ચહુ વેદ વખાને, સ્તવન કરી સદા ઉર આને ॥ વાસુદેવાદિક ચહું વ્યૂહ કેશવાદિ ચોવિશ સમૂહા ॥

તથા વારાહાદિક અવતારા, જે કહે યે સબ રૂપ તુમ્હારા ॥ એસે શ્રીહરિ કૃષ્ણસુજાના, પૂરણ પુરૂષોત્તમ ભગવાના ॥ એ સબ નિજ ઐશ્વર્ય સહિતા, આયે અવનિ પરંપરમ્ પુનીતા ॥ નિજ એકાંતિક ધર્મસુ ધરની, તાહે પ્રવર્તાવન હિતવર્ણી ॥...... અનેક જીવકર કરન ઉધારા, ઉચ્છે ઉછેદન અધર્મચરિવારા ॥ કોશલદેશ વિષે બહુનામી, પ્રગટ ભયે પુરૂષોત્તમ સ્વામી ॥ અર્થાત્ ગોલોકના જેવુ બીજુ કોઇ ધામ નથી. તે ધામ રાધિકાજીના રમણ માટે કહેવાયુ છે. આવા આ ગોલોક ધામમાં મારા સ્વામી બિરાજે છે. જેમને જોઇ કરોડો કામ શરમાઇ જાય છે. જે ગોલોક વિહારી જે શ્રીકૃષ્ણ છે. તેને ચારેય વેદ પુરૂષોત્તમ કહે છે જેઓ તે ધામમા રસ ભર્યા અધરોષ્ઠ ઉપર વાંસળીને ધારણ કરીને ખૂબ જ મધુર રીતે બજાવે છે. લક્ષ્મી અને રાધિકાજી જેવી પત્નીઓ જેમની પૂજા કરે છે. અને તેમના હાથમાં સુંદર શારંગ નામનું ધનુષ સોહામણુ લાગે છે. મૂર્તિમાન ચાર વેદ તેમના વખાણ કરીને સ્તુતિ કરે છે અને હંમેશા પોતાનાં હ્દયમાં ધારે છે. વાસુદેવાદિક ચતુર્વ્યૂહ, કેશવાદિ ચોવિશ સ્વરૂપોનો સમૂહ  અને વરાહ આદિ અવતારો વગેરે બધા મનોહર સ્વરૂપને જેણે ધારણ કર્યા છે એવા સહુના કારણ પરમ સુજાણ, પૂર્ણ પુરૂષોત્તમ શ્રીહરિકૃષ્ણ ભગવાન છે આવાતે ભગવાન પોતાના સમગ્ર ઐશ્વર્ય અને પાર્ષદો સાથે ભૂમિ ઉપર પોતાના પરમ પવિત્ર એકાંતિક ધર્મને પ્રવર્ત્તાવવાને માટે વર્ણિવેષે પૃથ્વિ ઉપર પ્રગટ્યા હતા. અનેક જીવનો ઉધ્ધાર કરવા અને અધર્મ પરિવારનો ઉચ્છેદ કરવા તે બહુનામી તથા સર્વના સ્વામી એવા ભગવાન પુરૂષોત્તમ ઉત્તર કોશળ દેશમાં પ્રગટ થયા હતા. (હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃત/અ. ૧, અ. ૨- આથી ગોલોકથી શ્રેષ્ઠ બીજુ કોઇ ધામ નથી એમ કહેવાયુ, અને એ ધામમાં બિરાજમાન એવા શ્રીકૃષ્ણ પોતાની રાધાલક્ષ્મી પત્ની દ્વારા સેવાયેલા મધુર સ્વરે વેણુ વગાડી રહ્યા છે અને એજ શ્રીકૃષ્ણ સર્વ અવતારને ધારણ કરનારા શ્રીહરિકૃષ્ણ નામથી કહેવાય છે. એમ

કહ્યુ અને તે જ ભગવાન ઉત્તર કોશલ દેશમાં પ્રગટ થયા આથી ગોલોકની શ્રેષ્ઠતા તથા રાધારમા આદિકના પતિ તે જ શ્રીકૃષ્ણ અને તે જ હરિકૃષ્ણ અને તેઓ જ ઉત્તર કોશલ દેશમાં પ્રગટ થયા આમ બન્નેની એકતા સિધ્ધ થઇ. તથા ગોલોક ધામ શ્રીહરિનું છે એમ પણ સ્પષ્ટ થઇ ગયુ.)'' ''જેનો ગોલોકમાં વાસ સહજાનંદ સ્વામી'' (પ્રેમાનંદ કાવ્ય/ભા. ૧/ભકિત વિલાસ/પદ-૬૭૯/૨) ''વાસી ગોલોક ધામ ધર્મ દુલારો. (પ્રેમાનંદ કાવ્ય/૧/ભ.વિ./૭૯૨/૫)'' ''સખી ધન્ય ધન્ય રે ભૂતળ ભગવાન, પ્રગટ થઇ શ્રીહરિ વિચરે, વહાલો ગોલોકનારે અધિપતિ, રાધાજીવન રે, રસિયો વર કહાન (પ્રેમાનંદ કાવ્ય/ભા. ૧/ભકિત વિલાસ/પૃષ્ઠ-૨૭૩)'' ''રાધા વર ગોલોક નિવાસી, મહિમા અગમ અપાર, પ્રેમાનંદ ધર્મનંદન પર, વાર વાર બલીહાર (પ્રેમાનંદ કાવ્ય/પદ-૪૧૦/૪)'' ''કીના કૃપા ભયે કલીમે, સ્વેચ્છા હરિ આપશો..... ગોલોક પતિ સ ભગસાંવરો નીરખી રખી સુખ પાવે (પ્રેમાનંદ કાવ્ય/પદ-૪૨૬-૪૨૭) ઇત્યાદિ બહુ પ્રમાણો ગોલોક ધામ શ્રીજી મહારાજનું છે એમ કહે છે. એક દેશી આવા અવળા વિવાદમાં ઉતરવામાં આવું અવળુ પણ સાબિત થઇ જાય છે માટે બધી અપ્રમાણ અવળાઇ છોડી, ''ગોલોક વૈકુંઠ અક્ષર આદી જેહ ધામ પ્રભુના અનાદિ (મંજુકેશાનંદ કાવ્ય/ધર્મ પ્રકાશ/વિશ્રામ/૯/૪૧)'' ''તેહ ગોલોક મધ્ય છે સાર રે, શુભ અક્ષરધામ ઉદાર રે (મંજુકેશાનન્દ કાવ્ય/ધર્મપ્રકાશ/૧૧/૫૦)'' ''હરિ વાકય સુધા સિંધુ તરંગ-૧૬૮ શ્લો. ૨૮ માં આવતો ''परमधाम'' શબ્દનો અર્થ સેતુમાતા ટીકામાં રઘુવીરજી મહારાજે ગોલોક મધ્યે આવેલા અક્ષર ધામ પર ઘટાવ્યો.'' ''શ્વેદ્વિપ, વૈકુંઠ, પુનિ, બ્રહ્મમોલ ગોલોક । તહાં સંપત સબાહિ-દિવ્ય હે, દિવ્ય ભકત અવિશોક ॥ અર્થાત્ શ્વેતદ્વિપ, વૈકુંઠ, ગોલોક અને બ્રહ્મમોલમાં સર્વે સંપત્તિ દિવ્ય છે અને તેમા નિવાસ કરનારા ભકતો પણ શોક રહિત દિવ્ય છે. (પ્રેમાનંદ મુનિકૃત વિવેકસાર/ચોપાઇ-૨૩ આથી ગોલોક, વૈકુંઠ, શ્વેદ્વિપ અને બ્રહ્મમોલની

સંપત્તિ તથા મુક્તો દિવ્ય કહેવાયા)'' ''શ્રીગોલોક મધ્યે અવિનાશી, અતિ અવિતર્ક્ય તેજકાર રાશી ॥ અધો ઉર્ધ્વમધ્ય દશ દિસમાઇ, વ્યાપ્ત હે પરમ શાંતિ સુખદાઇ ॥ કોટિ રવિશશિઅનલ પ્રકાશા, હોત સકલદ્યુતિ લખી બિનાસા ॥ સુંદર સતચિત આનંદરૂપા, દિવ્ય શ્વેત છબી અતહિં અનૂપા ॥ અક્ષરબ્રહ્મ કહત શ્રુતિ તાઇ, અખિલ લોક આધાર સદાઇ ॥ સત્યરૂ જ્ઞાન અનંત અપારા, બ્રહ્મભૂવન નિગમહિ નિરધારા ॥ અમૃત ધામ પરમપદનામા, ચિદ્ આકાશ કહે બ્રહ્મધામા ॥ અર્થાત્ શ્રી ગોલોકને મધ્યે અવિનાશી, કલ્પનામાં ન આવે તેવો એક તેજનો સમુદાય છે. તે ઉપર નીચે મધ્યે અને દશેય દિશાઓમાં વ્યાપીને રહ્યો છે જે પરમ શાંત અને સુખદાયક છે. જે તેજને જોઇને કરોડો સૂર્ય, ચંદ્ર અને અગ્નિના પ્રકાશની બધી જ આભા લુપ્ત થઇ જાય છે. જે સુંદર સત્, ચિત્, અને આનંદરૂપ છે અને તે તેજ દિવ્ય તથા શ્વેત છે, તેની અતિશય અનુપમ શોભા છાઇ રહી છે. તેને શ્રુતિઓ અક્ષર બ્રહમ કહે છે. જે સમગ્ર લોકોનો સદાય આધાર છે અને જેને સત્ય, જ્ઞાન, અનંત તથા અપાર કહે છે અને જેને વેદો બ્રહ્મભૂવન રૂપે નિર્ધારિત પણે કહે છે. (પ્રેમાનંદ સ્વામીકૃત/ શ્રીહરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃત/અ.૧/૨૭ થી ૩૦/પ્રકાશકઃ જ્ઞાનજીવનદાસજીનું કુંડળવાળા - આથી ગોલોકના મધ્યે અક્ષરધામ સિધ્ધ થયુ અને તે જ પરમ પદ વગેરે નામથી તે તે ગ્રંથોમાં કહેવાયુ છે.)'' ''ગોલોક મધ્ય અક્ષરધામ । તીન મહીં રાધાલક્ષ્મી સ્વરૂપા, શ્રીદામાદિક પાર્ષદ અનુપા ॥ ઇનહીં સહિત કૃષ્ણરૂપ સ્વામી, દેત ભયે દર્શન બહુનામી ॥ અને કેટલાક મનુષ્યોને ગોલોક મધ્યે અક્ષરધામ બતાવતા હતા. બહુનામી શ્રીહરિ તે સમાધિમાં રાધાલક્ષ્મી આદિક પત્નીઓ અને શ્રીદામાદિક અનુપમ પાર્ષદોએ સહિત શ્રી કૃષ્ણ સ્વરૂપે પોતાના દર્શન આપતા હતા. (હરિકૃષ્ણ. ચ./૩૬/૧૦-૧૧- આથી ગોલોક મધ્યે અક્ષરધામ છે. એમ સ્પષ્ટ થયુ.)'' ''શ્રી ગોલોક કે મધ્યે હૈ સેહૂ તેજકો પૂંજ

અનુપમ તેહૂ! અક્ષર કહત શ્રુતિ જેહી સબજગકો આધાર હૈ તેહી! સત્ય જ્ઞાન અરૂ અનંત કહાવે, બહ્મપુર નિત્ય શ્રુતિ તેહિ ગાવે. (મંજુકેશાનંદકાવ્ય/ ઐશ્વર્યપ્રકાશ/અ.૧/૧૨-૧૩)'' સંપ્રદાયના માન્ય પ્રબંધ એવા પ્રેમાનંદ કાવ્ય મંજુકેશાનંદ કાવ્ય હરિ વાકય સુધાસિંધુ, સ.જી. ૩/૪૧, ભકત ચિંતામણી પ્ર-૧૫૯ તથા વાસુદેવ માહાત્મય અ. ૧૭-૧૮ માં જે ગોલોકાંર્તવર્તિ અક્ષરધામ કહ્યુ છે તે જ શ્રીકૃષ્ણનું તેમજ શ્રીહરિનું નકકી કરવામાં આવ્યું છે એજ અંગીકાર કરવું યોગ્ય છે. અને આમ જો ન માનવામાં આવે તો ''ભગવાને અનંત ભકતોનું હિત કરવાને માટે અનંત ધામ કર્યા છે તે બધા અક્ષરમાં રહ્યા છે. તે કયારેક અક્ષરથી પૃથક્ર ભિન્ન નથી. ભગવાનના ધામોને અક્ષરથી પૃથક્ર કોઇ કહેશ તો તેને મોક્ષનું સ્થાન પ્રાપ્ત નહિ થાય., તે ધામને જયાં સુધિ અક્ષરથી પૃથક્ કહેનાર હશે ત્યાં સુધિ તે લખચોરાશીમાં ફરતો હશે. (હરિચરિત્રામૃત સાગર/૧૧/૨૨/૨૨-૨૩ આ વચનથી ધામોમાં ભેદ માનનારાઓની અધોગતિ શ્રીમુખે કહી.)''

આ પ્રસંગમાં આ એક બાબત પ્રથમ સમજવાની છે. ધામ શબ્દ તેજ, ગૃહ, સ્થાન વિગેરેમાં પ્રવર્તે છે. પરમાત્માના નિવાસ સ્થાનને કે મંદિરને ધામ શબ્દથી બહુધા કહે છે. આવા પ્રકૃતિ પાર પરમ ધામને ''જેમા કાળ માયા કર્મ જન્ય રોધ નથી. તે વૈકુંઠ કહેવાય'' એવી વ્યુત્પતિ કરીને વૈકુંઠ શબ્દથી કહે છે. જેના પ્રમાણો પ્રથમ આપ્યા છે. એ જ પરમ સ્થાનને ''यत्र गावोभूरि शङ्गा आयासः अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि'' આ શ્રુતિને અનુસારે નિરતિશય દીપ્તિએ યુકત હોવાથી ગોલોક કહેવાય એવો અર્થ કરીને ગોલોક શબ્દથી કહે છે. જેના પ્રમાણો પ્રથમ આપ્યાં છે. એ જ પરમધામને ''જેનો ક્ષર-નાશ નહિ તે અક્ષર કહેવાય.'' એવી વ્યુત્પત્તિ કરીને અક્ષર કહે છે. જેના પ્રમાણો પ્રથમ આપ્યા છે આ રીતે જોતા ગોલોક વૈકુંઠ અક્ષર આદિક શબ્દો ધામના વિશેષણ ભૂત સમજાય છે. માટે જ

ગોલોક ધામને પામે છે. આ રીતે સર્વત્ર ધામ શબ્દને વિશેષ્ય તરીકે લેવામાં આવે છે. કોઇ સ્થળે ઉપરના શબ્દો વિશેષ નામ તરીકે પણ લેવામાં આવે છે માટે જ ''ભગવાનનું ધામ જે ગોલોક તેને પામે છે.'' એવા પ્રયોગથી પણ સંગતિ થાય છે. વસ્તુ તત્ત્વથી વિચારતાં ઉપરના શબ્દો ભગવાનના એક જ દિવ્ય સ્થાનના વાચક જે તે રીતે થાય છે. આ બાબતને ભગવાન વેદવ્યાસજી પણ ''मोक्षंपरंपदंदिव्यममृतंविष्णुमन्दिरम्। अघरंपरमंधामवैकुण्ठंशाश्वतंपदम्॥ नित्यं च परमंव्योमसर्वोत्कृष्टंसनातनम्। पर्यायवाचकान्यस्यपरधाम्नोऽच्युतस्यच॥ જ્યાં જઇને પાછા ફરતા નથી તેને મોક્ષ સ્થાન કહે છે. મોક્ષ, પરમપદ, દિવ્ય, અમૃત, વિષ્ણુ મંદિર, અક્ષરધામ, પરમધામ, વૈકુંઠ, શાશ્વતપદ, નિત્ય, પરમવ્યોમ, સવોત્કૃષ્ટ, સનાતન આ બધાએ વિષ્ણુ ભગવાનના પર્યાયવાચક શબ્દો છે. (પદ્મપુરાણ/ઉત્તરખંડ/અધ્યાય-૨૨૭/શ્લોકઃ ૮૦-૮૧)'' આ વચનથી પ્રામાણિક કરે છે. શબ્દો જુદા જુદા આવે છે એ ઉપરથી ધામો પણ અત્યંત જુદા જુદા છે એમ સમજવું નહિ એટલો જ મુદ્દો શાસ્ત્રીય કહેવાનો છે.

આ પ્રસંગે વળી આ વાક્ય ઉપર ઘણાને ઘણી શંકા રહે છે. તેનો પણ વિચાર કરી લેવો ઉપયોગિ છે. પંચાળા-૧ ''અને પશુના સુખથી મનુષ્યમાં અધિક સુખ છે ને તે કરતાં રાજાનું સુખ અધિક છે ને તેથી દેવતાનું સુખ અધિક છે ને તેથી ઇન્દ્રનું અધિક છે ને તેથી બૃહસ્પતિનું ને તેથી બ્રહ્માનું ને તેથી વૈકુંઠનું ને તેથી ગોલોકનું સુખ તે અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક છે. એવી રીતે ભગવાનના સુખને અતિશય જાણીને...... અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો.'' આવાં વાકયો છે. આમાં કહેલી સુખની ન્યૂનાધિકતા ઉપરથી ગોલોક અક્ષરની અત્યંત ભિન્નતા પ્રાકૃત અપ્રાકૃત આદિ અનાદિ જેટલી કેટલાક સમજે છે અને સમજવી તે યોગ્ય નથી. આને પૂર્વા પરનો તેમજ અન્ય સ્થળનો

વિચાર કરતાં અહીં પરમાત્માના સુખની નિરવધિકાતિશયતા કહેવાનો મુખ્ય મુદ્દો છે. એક પરમાત્માનું, બીજુ આત્મ સ્વરૂપનું અને ત્રીજુ પરમાત્માના દિવ્ય લોકનું, એમ ત્રણ પ્રકારનું સુખ કહેવાય છે આમાં ખરૂ નિરૂપાધિ સુખ પરમાત્મા સંબંધી છે. બીજામાં સુખ છે તે પણ પરમાત્માના સંબન્ધથી હોઇને સોપાધિક સ્વલ્પ છે. એમ ત્રિવિધ સુખ હોવાથી તેની નિરવધિકતા પ્રતિપાદન કરવા આ વચનામૃત છે. સાથે ધામ સુખને પણ કહે છે, એમ ભગવાનનું સુખ મુખ્ય હોવાથી તેની નિરવધિકતા પ્રતિપાદન કરવા આ વચનામૃત છે. સાથે ધામ સુખને પણ કહે છે. આ બાબત ''તેથી ભગવાનના ધામમાં ભગવાનનું સુખ અતિ અધિક છે.'' આ વાકયથી બહુ વ્યકત થાય છે. એટલે લોકનો આનંદ મુખ્ય નથી. સુખ કહો કે આનંદ કહો બન્ને એક જ છે ભગવાનના આનંદની અનવધિકતા ''आनन्दमयोऽभ्यासात्'' આ સૂત્રમાં ભગવાન વ્યાસે કહી છે. એમા આનંદવલ્લીની શ્રુતિઓને પ્રમાણ પણે લીધી છે એ શ્રુતિમાં ''सैया आनन्दस्यमीमांसा भवति'' એમ આરંભ કરીને વચનામૃતની પેઠે મનુષ્ય થકી દેવોનો, તેથી ઇન્દ્રનો, તેથી બૃહસ્પતિનો, તેથી બ્રહ્માનો આનંદ અધિક છે. એમ આગળ આગળ આનંદની અધિકતા કહેતાં છેવટે ''यतोवाचोनिवर्तन्ते अप्राप्यमनसासह'' એમ પરમાત્માના આનંદની નિરવધિકતા કહી છે. આજ શ્રુત્યનુસારી ક્રમ આ વચનામૃતમાં લેવાનો ખાસ અભિપ્રાય છે. આ અભિપ્રાય પણ ''અને તે ભગવાનના સુખ આગળ બ્રહ્માદિકનું સુખ તો જેવું ભારે, ગૃહસ્થને બારણે કોઇક રાંક ઠીકરૂં લઇને માગવા આવ્યો હોય તેના જેવું છે.'' આ વચનથી વ્યકત થાય છે. તેથી જ પશુ, મનુષ્ય, રાજા, દેવ, દેવેન્દ્ર, બૃહસ્પતિ, બ્રહ્મા સુધી મળતું સુખ લીધું છે. અર્થ જોતાં પ્રથમ ચેતન વ્યકિતઓનું સુખ લીધું હોવાથી બ્રહ્મા પછી તરત જ પરમાત્માનું જ સુખ હોવું જોઇએ. અહીં છેવટે લોક સુખની વાત લીધી છે તે મળતી નહિ આવવાથી શ્રુતિપ્રોકત ક્રમનો ભંગ થાય છે. શ્રુતિ પ્રોકત શૈલીથી

વચનામૃતોકત શૈલીમાં ભિન્નતા આવતી જાણીને હરિવાકય સુધાસિંધુમાં ''ને તેથી વૈકુંઠ લોકનું ને તેથી ગોલોકનું સુખને અધિક છે.'' અમે તેથી ભગવાનના અક્ષરધામનું સુખ અતિ અધિક આ આખુ વાકય લીધુ જ નથી. અને તેના બદલે બ્રહ્માદિકના સુખથી ભગવાનનુ સુખ અત્યધિક છે.'' એમ જ ટુકું લીધુ છે. એમ વચનામૃત થકી સુધાસિંધુમા ફેરફાર કરવાનું કારણ તો ઉપર કહ્યુ એ જ સમજાય છે એ ઉપરથી શ્રુત્યર્થ સાથે મેળવવાનો યોગ્ય આશય સુધાસિંધુનો સ્પષ્ટ થાય છે. વચનામૃતનો ચાર સદ્ગુરુઓએ સંગ્રહેલા છે તેની ઉપર સંસ્કૃતમાં અનુવાદરૂપ શતાનંદ મુનિએ શ્રીજી આજ્ઞાથી હરિવાકય સુધીસિંધુ નામનો ગ્રંથ કર્યો છે અને આ ગ્રંથને શ્રીજીએ પ્રમાણ કરેલો છે (વાંચો સ.જી. પ્ર. ૫ /૬૮/૭૯ થી ૮૩) એટલે આનો ત્યાગ થાય એમ નથી તેમ ગૌણ કહેવાય નહિ. શ્રુત્યર્થ સાથે સુધાસિંધુનું અનુસંધાન લેતા વચનામૃત પ્રોક્ત બાબતમાં સંશયોત્પતિનો અવકાશ મળે છે એટલે એની ઉપર બહુ જોર મરાય નહિ માટે બ્રહ્માના સુખની અપેક્ષાએ ભગવાનનું સુખ અતિ અધિક છે એમ લેવુ તે વધારે યોગ્ય જણાય છે. વસ્તુ વિચાર કરતા ઉપર મુજબ વચનામૃત વાકય વિષે યોગ્ય સંશય આવતા તેની અહિં અનપેક્ષતા જણાય છે. તથાપી શ્રીજી વચન તરીકે આવેલ હોવાથી તેનુ સમાધાન કે સંગતિ સારી અવશ્ય થવી જોઇએ. આગળ ગોલોક અક્ષર લીધેલુ હોવાથી અહીં વૈકુંઠ શબ્દથી રમાવૈકુંઠ પર્યાય કાર્ય વૈકુંઠ કે જેની સ્થિતિ પરમાત્માના સાક્ષાત્ અવતારભૂત શ્રીવિષ્ણુ ભગવાનનાં સ્થાન તરીકે અંડની અંદર પ્રલય પર્યન્ત જે રહે છે તે લેવું પડે. બ્રહ્માના સુખની અપેક્ષાએ રમાવૈકુંઠના સુખની અધિકતા સર્વથા સંભવિત અસંશયિત છે. ગોલોક કે જેને ગુણાતીત અપ્રાકૃતઅનાદિ અવિનાશી અપુનરાવૃત્તિ સ્થાન તરીકે કહે છે તેના સુખની અપેક્ષા કાર્ય વૈકુંઠ કરતા અધિક કહી છે તે પણ સંભવિત સમુચિત છે હવે ગોલોકના સુખ કરતા અક્ષરધામના સુખની અત્યધિકતા

કહી છે તેનો એક વિચાર કરવાનો રહ્યો તેને માટે પ્રથમ તો ગોલોક તથા અક્ષરનું સ્વરૂપ સમજવું પડે. વાસુદેવ મહાત્મ્ય- વચનામૃત- સત્સંગિજીવન જોતા તથા વચનામૃત વડતાલનું ૧૮ મુ. તથા વચનામૃતનો ઉપોદ્‌ઘાત જોતા ગોલોકની અંદર તેની સાથે સમ્બન્ધ ધરાવતુ અક્ષરધામ છે એમ નિશ્ચિત થાય છે. અને એ જોતા ગોલોકએ આખો લોક અને અક્ષરએ એની અંદર વર્તતુ એક ઉત્તમ ભવન ભગવાનને ખાસ રહેવાનું લેવું જ પડે. એમ જોતા ગોલોક કરતા અક્ષરધામના સુખની અત્યધિકતા કહી શકાય. ''જેમ આ મશાલ બળે છે તે મશાલને સમીપે જેવો પ્રકાશ છે તેવો થોડેક છેટે નથી અને તેથી ઘણે છેટે તો મુળગો નથી. તેમ બીજે ઠેકાણે તો કિંચિત્ સુખ છે અને સંપૂર્ણ સુખ તો ભગવાનના સમીપમાં રહે છે.'' આ દૃષ્ટાંત આપીને ભગવત્સન્નિધિના સુખની સંપૂર્ણતા કહી છે તે પણ બહુ ઘટતી આવે છે. ધામમાં સુખની ન્યૂનાધિકતા તો સુખનિધિ ભગવાનની ઇચ્છા ઉપર આધાર રાખે છે અને તે સુખ પણ મુખ્ય નથી. સુખની સહજ ન્યૂનાધિકતા કહી એ ઉપરથી ગોલોક અક્ષર તદ્દન જુદી જ બીજી જ વ્યકિતઓ નીચે ઉચે છે એમ ક્યારેય કહી શકાય નહિ. જે રીતે શાસ્ત્રમાં બન્નેને વર્ણાવ્યા છે તેમ લઇને બન્નેના સુખની સંગતિ કરવી જોઇએ. વળી જયાં ગોલોક મધ્યે અક્ષરધામનું વર્ણન છે ત્યાં બન્નેના ધામી ભગવાન તથા મુકતો જુદા નહિ પણ એક જ છે એવું વર્ણન આવે છે આ ઉપયોગી બાબત પણ લક્ષ્યમાં લેવાની છે વળી સ.જી. ૩/૪૧/ માં ધામનું આખુયે વર્ણન છે. ત્યાં ગોલોકના મધ્યે અક્ષરધામ કહીને તેને લગતુ બધુયે વિવેચન ઉપયોગી કર્યુ છે તેમા ગોલોકના સુખથી અક્ષરનું સુખ અધિક છે એમ કહેવામાં આવ્યુ નથી. આ બાબત પણ સાથે લક્ષ્યમાં લેવાની છે વળી ધામનું સુખ નહિ કહેતા સુખનિધિ ભગવાન થકી જ મુકતોને સુખની જ ઇચ્છા છે એમ કહીને મુકતોને મળતુ સુખ સર્વને સમાન છે પણ ન્યૂનાધિક નથી એમ પણ કહ્યુ છે આ

બાબત પણ લક્ષમાં લેવાની છે. જેવા વિશેષણો અક્ષરને આપ્યા છે એવા જ ગોલોકને આપ્યા છે એ પણ સાથે લક્ષમાં લેવાનું છે. બીજા વચનામૃતને તેમજ બીજા ગ્રંથોને પણ અનુસરવુ પડે. ''શ્રીજીમહારાજ ગોલોકમાં ગયા અને ત્યાં બહુ આનંદ પામ્યા'' એ વાત મધ્ય-૧૯ મા લખી છે ''શ્રીજીમહારાજ અંતરધાન થયા અને ગોલોક ધામમાં ગયા.... અને ઉધ્ધવ આશ્રિતોને પામવાનું ધામ પણ ગોલોક છે એવું ભકત ચિંતામણી - ૧૫૯ માં નિષ્કુળાનંદસ્વામી લખે છે.'' આ બધુ પણ ઘટાવવુ પડે. ખુણીયા કે બંડિઆ કે મસાણિયા થએ ચાલે નહિ ભિન્ન ભિન્ન અર્થના આભાસવાળા ઉપનિષદ્ વચનોને વ્યાસે જેમ સૂત્રમાં ન્યાયયુકિતથી ઘટાવીને એકાર્થવાળા કર્યા છે તેમ કરવુ જોઇએ, નહિ કે એકને ત્યાગ કરીને કે એકને ગૌણ પાડીને એકને ઉતારી પાડીને જેમતેમ વ્યવસ્થા કરવી જોઇએ. ઉપર મુજબ શાસ્ત્ર રીતે ગોલોક થકી અક્ષરધામના સુખની અધિકતા સંગત થાય છે સુખની ન્યૂનાધિકતાથી કોઇ આંતરિક કે બ્રાહ્ય વિમુખો ગોલોક અક્ષરધામને જુદા પાડવાની કુટિલતા કરતા હોય તો તે ભલે કરે પણ તેથી તેમને લેશ પણ ઇષ્ટ લાભ થવાનો નથી. કેમકે ગોલોકની અંદર અક્ષરધામ આવેલુ છે એવુ વર્ણન સ.જી. તથા ભકતચિંતામણીમાં આવે છે અને તેના અધિપતિ પણ રાધાકૃષ્ણને નિશ્ચિત કરી તે જ શ્રીજી મહારાજ છે એ પણ નકકી કરવામાં આવ્યુ છે અને આ બાબત વચનામૃત વડતાલ - ૧૮ માં તથા તેના સારભૂત ઉપોદ્ઘાતમાં ઉદ્ઘોષીને કહી છે એટલે ગોલોક કરતા અક્ષરનું સુખ અધિક છે એમ સ્વિકારવાથી શ્રીજીના શાસ્ત્રીય સિધ્ધાંતને લેશથી પણ અનિષ્ટ નથી. આવી માન્યતાને ધરાવનારા બાહ્ય આંતરિક વિમુખોને છે કારણ કે આવી વિમુખ મંડળીઓને જે શ્રીકૃષ્ણ તથા તેમની પત્નિ ભૂત રાધાલક્ષ્મીને તથા તેમના કિંકરભૂત નંદ સુનંદન વિશ્વકસેન આદિક મુકતોને કાઢી નાંખીને તેમને સ્થાને બીજાઓ જે પૂર્ણરૂપે પહેલા માયા બધ્ધ હતા અને અત્યારે પણ

કયાં ફરતા હશે તે તે જાણે તેઓને ગોઠવવાનું ઇષ્ટ છે તે લેશથી પણ મળી શકતુ નથી. માટે ઉપર જે શાસ્ત્રાનું સારી સંગતી કરી છે. તે જ સ્વીકાર્ય છે ગોલોક કરતા અક્ષરનુ સુખ અતિ અધિક છે આ વાકયના અનેક અર્થાન્તરો અવળા અવળા પોતાની અશાસ્ત્રીય બુધ્ધિ વગર કોઇપણ મુખ્ય ગ્રંથના પ્રમાણ વગર કરેલા છે તેવા આંતરિક કે બાહય વિમુખોઆ વાંચવાથી જેની બુધ્ધિ અનાદિકાળથી અથવા સંઘથી આસુરી થઇ હશે તો આ વાંચવાથી અવશ્ય દૈવી થશે માટે આનુ વિવેચન જરૂરી જાણી કરેલુ છે.

વળી આ પ્રસંગે આ પણ એક શંકા સ્થળનું સમાધાન કરવાનું છે. સ.જી. પ્ર. ૨/અ. ૧૮/ શ્લો. ૨૯ માં સમાધિ વિષે ભગવાન શ્રીહરિની ભુજના દિવાન સુંદરજીભાઇ સુથારને મહાતેજ વિષે દર્શન થયાની વાત છે. શ્લો -30 માં ગોલોકમાં રહેલા બ્રહ્મતેજ માં રાસ મંડળ વિષે વંશી વજાડતા શ્રીકૃષ્ણ રૂપે દર્શન થયાની વાત છે. આવા શબ્દ ભેદથી ગોલોકાંતર્વતિ અક્ષરધામ થકી બીજા તદ્‌ન જુદા અક્ષરધામની સિધ્ધિ થાય છે એવુ કેટલાક અજ્ઞાનિ ઓનું માનવું છે.

પણ આ માન્યતા તેઓની અત્યંત વિપરીત છે કેમ કે આ માન્યતાથી જુદુ નિરાળું અક્ષરધામ સાબીત થતુ નથી. ગોલોકમાં જે બ્રહ્મ તેજ કહ્યું એનું એજ મહાતેજ કહ્યુ છે પણ બીજુ નહી.

આ શ્લોકની ટીકામાં ટીકાકાર શુકાનંદ સ્વામીએ તેજનો અર્થ ''पूर्वेक्षित ब्रह्म धाम्नि'' એવો કર્યો છે. આ ઉપરથી બ્રહ્મ તેજ શબ્દનો ''બ્રહ્મધામ'' એવો અર્થ નક્કી થયો છે.

આ બ્રહ્મધામ કયુ? તો જે શ્લોક-૨૯ માં મહાતેજ કહ્યુ એ જ જાણવું પણ બીજુ નહિ એમ જણાવવા ''पूर्वेक्षित (પહેલુ જોએલુ)'' એમ કહેવામાં આવ્યુ છે.

એટલે ટીકાકાર શુકાનંદ સ્વામી જ પ્રથમ કહેલું મહાતેજ તે બન્નેની એકાર્થતા રૂપ સંગતિ કરે છે. એમ કરીને આપા ચતઃ જણાતી બન્નેના ભિન્નપણાની શંકાને સ્વયં નિવારે છે.

વળી જો એવો ભેદ હોય તો જે સુંદરજીને તેવા દર્શન થયાં છે તેજ પોતે સમાધિમાંથી બહાર આવીને શ્રીજીની જ સ્તુતિ કરતાં તેમને ''गोलोकेश'' એમજ કહે છે મહાતેજ કે બ્રહ્મ તેજ માં રહેલા એમ પણ કહેતા નથી.

જો સુંદરજી ભાઇને જુદુ જુદુ જણાયું હોય તો સ્તુતિમાં જરૂર તેમ કહેજ. તો જેમ, સ.જી.પ્ર.૩/અ. ૪૧ કે જે આખાય ધામના વર્ણન પર છે તેમાં શ્લો-૨૪ માં ''तनमध्येऽस्ति महत्तेजः'' એમ ગોકાકાંત વર્તિ અક્ષરધામને મહાતેજ શબ્દ થી કહ્યું છે. તેમ અહીં પણ મહાતેજ શબ્દનો ગોલોકાંતવર્તિ અક્ષરધામ જ લઇ શકાય. પણ બીજુ જુદુ નિરાળું લઇ શકાય નહિ. આમ થવાથી પરસ્પર વિરોધ ન આવતાં સારી સંગતિ પણ થાય છે.

વળી આજ અધ્યાયમાં એજ ભુજ નગરના ભક્તોને શ્લો-૫૦ માં ગોલાકાદિક દિવ્ય ધામો  વિષે દિવ્ય મૂર્તિ શ્રીહરિના દર્શન થયાની વાત લખી છે. અહીં તો મહાતેજ કે અક્ષરને નહિ લેતાં ગોલોકનેજ શ્રીહરિના મુખ્ય દિવ્યધામ તરીકે લીધું છે. આ જોતાં ગોલોક થી અક્ષર નેજ જુદુ કહેતા નથી તો ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી બીજા જુદા નિરાળા અક્ષરધામને કહેવાની વાત જ ક્યાંથી હોય?

વળી આજ અધ્યાયમાં શ્લો-૧૩ માં પ્રાગજી વિપ્રને પ્રથમ બ્રહ્મ પ્રકાશ વિષે વર્ણિવેષ શ્રી હરિનાં દર્શન થયાની વાત છે. શ્લો-૧૪ માં પછીથી ગોલોક ધામમાં શ્રીકૃષ્ણરૂપે દર્શન થયાની વાત છે. ટીકામાં બ્રહ્મ પ્રકાશ શબ્દનો અર્થ ''અક્ષરબ્રહ્મ તેજઃ પુંજ'' એવો અર્થ કર્યો છે ગોલોક શબ્દનો ''ગોલોક મધ્યસ્થ મહાતેજોમય

અક્ષરબ્રહ્મ પદ'' એવા અર્થ કર્યો છે એમ ટીકાકાર શુકમુનિએ બન્નેની એકાર્થરૂપ સંગતિ કરી છે એજ પ્રાગજી સમાધિથી બહાર આવતા ''नमो दिव्य गोलोकधाम्नि प्रकाशे'' (શ્લો-૧૬) એમ સ્તુતિ કરે છે. જો સમાધિ માં બે ધામધામી જુદાજુદા હોય તો સ્તુતિમાં તે જણાવે જ. સ્તુતિમાં તો એકજ ધામધામીને કહે છે, ટીકામાં મૂળના શબ્દનો ''દિવ્ય ગોલોકમાં વર્તતા પ્રકાશમય અક્ષર બ્રહ્મધામ'' એવો અર્થ કર્યો છે. એમ કરીને એકાર્થતારૂપ સંગાત કરી છે. આ બધુ પ્રકરણ પુરેપુરૂ જોતા દિવ્ય ગોલોકાંતર્વર્તિ પ્રકાશમય અક્ષરધામ થકી બીજા જુદા નિરાળા અક્ષરધામની સિધ્ધિ થાય એવું કશુંજ નથી. આ રીતે બીજે સ્થલે તેવા શબ્દો આવે છે તેની પણ આવી જ સંગતિ કરેલી છે. ગોલોક શબ્દનો જ ''મહાતેજોમય'' એવો અવયવાર્થ હોવાથી તેને પણ મહાતેજ શબ્દથી કહી શકાય છે. આ બાબત સ.જી. ૩/૪૧/૨૨ થી ૨૫ સુધીમાં ગોલોક માટે અભૂત ઉપમાથી સાબીત કરી છે.

આ પ્રસંગે આ પણ એક એકાદેશીઓના શંકાસ્પદ વાક્યોનો વિચાર કરવાનો છે. વ.મૃ. અંત્ય. ૨૧ ''શ્રીજીએ કહ્યુ આ સત્સંગ છે તે તો અલૌકિક છે અને જેવા શ્વેતદ્વિપ વૈકુંઠ ગોલોક તેને વિષે ભગવાનના પાર્ષદો છે તે જેવા જ આ સર્વ સત્સંગિ છે અને અમે તો જેવા સર્વથી પર જે દિવ્ય અક્ષર ધામ તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવા જો આ સત્સંગિને ન જાણતા હોઇએ તો અમને ભગવાન તથા ભગવાનના ભક્તના સમ છે.'' આવા વાક્યો અત્યના-૨૧ માં  વચનામૃતમાં શ્રીજીના સ્વમુખના છે. અહી શ્રીજીનો મુખ્ય ઉદ્દેશ્ય તો સત્સંગનો મહિમાં કહેવા પ્રર્વક સત્સંગિઓનો મહામહિમાં કહેતા, તેમને પ્રથમ શ્વેતદ્વિપ વૈકુંઠ ગોલોકના પાર્ષદની ઉપમા આપીને પછીથી તેને ભક્ત ભગવાનના સમ ખાઇને દૃઢ કરવાનો છે. પણ ધામનો ભેદ સમજાવવો મુખ્ય મુદ્દો નથી. જે સત્સંગિઓ છે તે એકજ ભક્ત મંડળી છે તેમને એક સાથે પ્રથમ ત્રણ ધામના પાર્ષદની ઉપમા આપીને ''અને અમે

તો જેવા સર્વથી પરજે દિવ્ય અક્ષરધામ તેને વિષે ભગવાનના પાર્ષદ છે તે જેવા'' આ વાક્યથી અક્ષરધામના પાર્ષદની ઉપમા આપેલી લઇએ તો ચાર ઉપમા થાય પરંતુ આ ઉપરથી ગોલોક થકી અત્યંત જુદી બીજુ નિરાળું અક્ષરધામ સાબિત થતુ નથી. અહીતો ફક્ત પર દિવ્ય અક્ષરધામ કહ્યુ પણ તે કયું? એનું કશુ વિવેચન નથી. વિવેચન તો વચનામૃત ઉપોદઘાત્, તથા વરતાલ-૧૮ તથા સ.જી.પ્ર.૩/૪૧ તથા ભક્ત ચિંતામણી પ્ર.૧૫૯ તથા શ્રીવાસુદેવ મહાત્મ્યમાં ૧૮-૧૯ અધ્યાયમાં છે. આમા અક્ષરધામને ગોલોકાંતવર્તિ પણે નક્કી કર્યુ છે આનું અનુસંધાન લેતા અહી ગોલોકાંતવર્તિ અક્ષરધામ જ લઇ શકાય પણ તેનાથી બીજું જુદુ લઇ શકાય નહિ. જો જુદુ લેવા જઇએ તો બીજા વચનોનો વિરોધ આવે અને જુદુ હોવામાં કોઇ પ્રબલ પ્રમાણ નથી. હવે અહી મુખ્ય બાબત સત્સંગિઓને જે પાર્ષદોની ઉપમા આપી છે તેનો વિચાર કરવાનો છે. જ્યાં આખુ ધામનું વર્ણન કર્યુ છે ત્યાં ગોલોક અક્ષરના પાર્ષદો જુદાજુદા નહિ પણ એકજ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણના રાધાલક્ષ્મી નંદ-સુનંદ-ગરૂડ વિશ્વકસેન- ગોપ- ગોપીઓ વિગેરેના નામ સાથે જણાવ્યા છે. અક્ષરમાં પણ આથી બીજા કોઇ પાર્ષદનું નિરૂપણ નથી. એટલે આજ નિત્ય પાર્ષદોની ઉપમા આપી છે. એમજ  માનવુ પડે. જો કે અહીં નામ આપીને ઉપમા આપી નથી. પણ બીજે બહુ સ્થળે તો ઉપરના નામ આપીને ઉપમા  આપેલી સ્પષ્ટ મળી આવે છે. માટે એમજ નક્કી થાય છે આ જોતા ગોલોક અક્ષરને જુદા માનવાથી પણ જે ધામીને જુદા પાડીને તેના પાર્ષદોને પણ જુદા પાડીને તેની ઉપમા મનસ્વી જોઇએ તે તો મળી શકતી નથી વળી બધા ધામોના પાર્ષદોને બીજા કોઇના નહિ પણ ભગવાનના જ પાર્ષદો તરીકે અવિભાગથી કહે છે આ પણ એક બાબત બહુ વિચારવાની છે આ વિવેચનતો બીજા સ્થળોનું અનુસંધાન લઇને કર્યું પણ તેમ બહુ દૂર નહિ જતા આજ વચનામૃતના પાછળના ભાગનું અનુસંધાન લઇએ તો ઉપરનો અર્થ સ્પષ્ટ સારી રીતે

બંધ બેસતો આવે છે.‘‘એવા દ્રઢ સત્સંગિ વૈષ્ણવ છે તેજ અમારે એવા સગા વાહલા છે અને તેજ અમારી નાત છે અને આ દેહે કરીને પણ એ વૈષ્ણવ ભેળુ જ રહેવું છે ને શ્રીકૃષ્ણ ભગવાનના ધામમાં પણ એવા વૈષ્ણવ ભેળુ જ રહેવું છે એમ અમારા મનમાં નિશ્ચય છે અને તમારે પણ એમજ નિશ્ચય રાખવો જોઇએ.’’ આવા વાક્યો છે. આમ દ્રઢ વૈષ્ણવ સત્સંગિઓને સગા વહાલા નાત જાત માનવાની સાથે આ લોકમાં તેમની ભેગુ રહેવાનું કાયમ કરીને પછીથી પરલોકમાં શ્રીકૃષ્ણ ભગવાનના ધામમાં પણ એવા વૈષ્ણવો ભેળુ રહેવાનું કહે છે. આમા વૈષ્ણવ શબ્દ છે તે વિષ્ણુના ભક્તોનો વાચક છે એને જ સત્સંગિ સંજ્ઞાથી કહે છે આ વૈષ્ણવોને શ્રીકૃષ્ણ ભગવાનના ધામનો સમ્બન્ધ કહેવામાં આવ્યો છે તો વિષ્ણુ શબ્દથી શ્રીકૃષ્ણને કહેવા પડે અને એમનાજ આશ્રિતોને વૈષ્ણવ શબ્દથી કહેવા પડે એમ કહીએ તો જ શ્રીકૃષ્ણના ધામમાં વૈષ્ણવ ભેળે ભેળા રહેવાની વાત બંધ બેસતી આવે. જો વૈષ્ણવ શબ્દથી વિષ્ણુ તથા શ્રીકૃષ્ણના ભક્તો જુદા લઇએ અને સત્સંગિ શબ્દથી શ્રીજીના ભક્ત જુદા લઇએ અને તેમના ધામો જુદા લઇએ તો ઉપરની વાત બંધ બેસતી બિલકુલ થાય નહિ. શ્રીકૃષ્ણનું ગોલોક ધામ જુદુ છે અને શ્રીજીનું અક્ષરધામ જુદુ છે એમ તો કહી શકાય તેમ નથી કેમ કે શ્રીજી તો શ્રીકૃષ્ણના ધામમાં અને વળી વૈષ્ણવો ભેળુ રહેવાનો જ પોતાનો નિશ્ચય કહીને આશ્રિતોને પણ એમાંજ રહેવાના જ દ્રઢ નિશ્ચય કરી રાખવાનું કહે છે. શ્રીજીએ અહી ફક્ત શ્રીકૃષ્ણનું ધામ અને તેના વૈષ્ણવો કહ્યા પણ તે ધામ કયુ? અને વૈષ્ણવો કયા? તેતો શ્રીજીએ બીજે સ્થળે સ્પષ્ટ કરેલુ છે. ગોલોકમાં રહેલુ અક્ષરધામ અને રાધાલક્ષ્મી નંદ સુનંદાદિ વૈષ્ણવ મુક્ત પાર્ષદો સિવાય બીજુ જુદુ કાંઇ મળી આવતુ નથી માટે અહી શ્રીકૃષ્ણના અક્ષરધામ સિવાય બીજા કોઇપણ ધામની સિધ્ધિ કોઇપણ પ્રકારે થાય એવુ એક

પદ નથી. કોઇપણ શાસ્ત્રમાં એક પદથી નિર્ણય થતો નથી પણ પૂર્વાપરનો પૂરેપૂરો સમ્બન્ધ જોઇને વાક્યાર્થ નક્કી  થાય છે.

વળી આવીજ વાત ''વ.મૃત ગ.અ.૨ માં છે- શા માટે જેવી શ્વેતદ્વિપમાં સભા છે ને જેવી ગોલોક વૈકુંઠ લોકને વિષે સભા છે ને જેવી બદરિકાશ્રમ વિષે સભા છે છે તેથી પણ હું આ સત્સંગની સભાને અધિક જાણુ છુ અને સર્વ હરિ ભક્તોને અતિશય પ્રકાશે યુક્ત દેખુ છુ એમાં જો લગાર પણ મિથ્યા કહેતા હોઇએ તો સર્વ સંતોના સમ છે.'' આવા વાક્યો છે આમાં ''અને  સર્વસાધનના ફળરૂપ તો આ સત્સંગ છે, તે શ્રીકૃષ્ણ ભગવાને ઉધ્ધવ પ્રત્યે એકાદશ સ્કંધમાં કહ્યુ છે કે જે અષ્ટાંગયોગ સાંખ્યવિચાર તથા શાસ્ત્ર પઠન તપ ત્યાગ યોગ યજ્ઞ  અને વ્રતાદિકે કરીને હું તેવો વશ થતો નથી જેવો સત્સંગે કરીને થાઉ છુ. ઇત્યાદિ વાક્યોથી શ્રીકૃષ્ણે જે સત્સંગ નો મહિમાં કહ્યો છે.'' તેનો અનુવાદ કરીને સત્સંગિઓનો મહિમાં શ્રીજી કહ્યો છે શ્રીકષ્ણોક્ત સત્સંગ મહિમાના  અનુવાદથી તેમા સર્વને પ્રવર્તાવવા એજ વાતનો મુખ્ય મુદ્દો છે માટે બ્રહ્માદિકને દુર્લભ એવા સત્સંગમાં આવીને પરમેશ્વર વિના બીજા પદાર્થમાં  પ્રીતિ રાખનારાને આગળ પાછળ મંદ બુધ્ધિવાળો કહ્યો છે મહિમાં ગમે એટલો કહ્યો હોય પણ વસ્તુ સ્થિતિ તેમાં વિચારવાળી પહેલી હોય છે. ઘણે સ્થળે ભગવાન કરતા ભક્તોનો મહિમાજ ભગવાને અધિક કહ્યો છે તેથી વસ્તુ વિચાર કરતા ભગવાન કરતા ભક્તોને અધિક માની શકાય નહિ. અહી સત્સંગિની સભાને  અધિક કહીએ ઉપરથી તેને પામવાનું ધામ ગોલોક થકી જુદુ છે એવો અર્થ નીકળી શકતો નથી. એવો અર્થ થાય એવું એકપણ પદ નથી. અત્યં-૨૧ માં અક્ષરધામ શબ્દ છે અહીંતો તે પણ નથી. એટલે શંકાને સ્થાન નથી. સત્સંગિઓને પામનાવનું ધામતો રાધાકૃષ્ણનું ગોલોક છે એમ સ.જી.પ્ર.૩/૨૨ આખામાં સત્સંગિ શબ્દની નિરૂકિત કરવા પૂર્વક

શ્લો-૫૦ માં કહ્યું છે તથા ભક્ત ચિંતામણિ-૧૫૯ પ્રકરણમાં કહ્યુ છે. વળી જ્યાં શ્રીકૃષ્ણના વચનના અનુવાદથી સત્સંગનો  મહિમાં કહે છે તો તેમના ધામનો જ પ્રસંગ હોઇ શકે પણ તેમના ધામ થકી બીજા જુદા ઉંચા ધામનો પ્રસંગ હોઇ શકે જ નહિ. બીજા વચનામૃતોનું પણ અનરાંધાન લેવું પડે અને ત્યાંતો ગોલોકના મધ્યે અક્ષરધામનો ઉલ્લેખ કરેલો હોવાનું નક્કી કરીને તદવતારભૂત શ્રીજીનું પણ એજ ધામ છે અને એમના આશ્રિતોને અંતે એજ પામવાનું પણ નક્કી કર્યુ છે એટલે આમાથી બીજા જુદા નિરાળા અક્ષરધામની કલ્પના  ખપુષ્પ (આકાશ પુષ્પ) જેવી તદ્દન ખોટી અસિધ્ધ છે આજરીતે જ્યાં એવા શંકા સ્થળો હોય ત્યાં આવી સંમતિ શાસ્ત્રીય સમુચિત સમઝી લેવી.

ઉપર પ્રમાણે અવર્જનીય પ્રમાણ શ્રુતિ સ્મૃતિના અને અવર્જનીય રામનુજાદિ પુરૂપરંપરાપ્રાપ્ય ઉપદેશના અનુરાંધાનથી સંપ્રદાયના શાસ્ત્રોમાં ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામનેજ પરંબ્રહ્મ પરમાત્માનું મુખ્ય નિત્ય નિવાસસ્થાન તરીકે તથા મુક્ત પ્રાપ્ય સ્થાન તરીકે નક્કી કરવામાં આવ્યું છે. અને વધારાનાં આજ પરાત્પર ધામ સ્વામિનારાયણનું હોઇને તેમના આશ્રિતોને પામવાનું પણ એ જ ધામ છે એમ પણ નકકી કરવામાં આવ્યુ છે અને વધારામાં પણ એ જ છે, એમ નકકી કરવામાં આવ્યુ છે. આવા શાસ્ત્ર સિધ્ધ સંપ્રદાય માન્ય ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને પડતું મુકીને, તે થકી તદ્દન જુદુ બીજુ નવું એક બંડીયુ અક્ષરધામ કેટલાક આંતરિક અને કેટલાક બાહ્ય બંડિયાઓએ કલ્પી કાઢયુ છે અને વધારામાં એ જ ધામ શ્રીજીનું હોઇને એમના આશ્રિતોને એ જ પામવાનું છે એમ પણ ખોટું કલ્પી કાઢયું છે એમ કલ્પીને સંપ્રદાયના આખા પણ શાસ્ત્રાર્થને ઉથલાવી પાડવાની મહાનાસ્કિતા વાપરી છે. એટલું જ નહિ પણ શ્રીજીએ સંપ્રદાયના શાસ્ત્રોમાં પ્રકૃતિ પર મયાતીત અપ્રાકૃત અપુનરાવૃત્તિ અનાદિ અવિનાશી પરાત્પર સર્વોત્તમપણે વર્ણવેલા ''ગોલોક

ધામ તો સનાતન કહેવાય છે. (હ.ચ.સાગર/૧૪/૧૯/૩૪)'' ''ગોલોક, વૈકુંઠ આદિક જે ધામ છે તે બધા દિવ્ય સ્થાન કહેવાય છે. (હ.ચ.સાગર/૧૫/૭૩/૨૦)'' ''ભગવાનનું ધામ સનાતન છે તે અક્ષર, ગોલોક, અને વૈકુંઠ કહેવાય છે. (હ.ચ.સાગર/૨૪/૪૭/૩૩)'' ''ગોલોક, વૈકુંઠ, અક્ષર આદિ, જેહ ધામ પ્રભુના અનાદિ (મંજુકેશાનંદ કાવ્ય/ધર્મપ્રકાશ/વિ.૯/૪૧)'' ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામને ખોટી રીતે તદ્દન નીચે પ્રકૃતિમાં ઉતારી પાડવાની પણ વધારામાં અતિ નાસ્તિકતા વાપરી છે. જાણે સંપ્રદાયના સર્વ અભિમત અર્થોને છિન્ન ભિન્ન કરવા કે નવો જુદો વાડો વાળવા કે જુદુ તડ પાડતા રોષ દ્વેષથી સંપ્રદાયને બહાર વટે ઉઘાડા નીકળ્યા હોય એવુ જ બધુ વિરૂધ્ધ વર્ણન અને વર્તન નજરે જોવામાં આવે છે. આ બધી બંડીયા ખુંણીયા ગોઠવણી ગુણાતીતાનંદ સ્વામીના ખોટા નામથી કોઇક તામસ વ્યકિતએ પોતાનાં મહિમા માટે ગોઠવી કાઢેલી વિરૂધ્ધ વાતો ઉપરથી કરી જણાય છે.

છ પ્રકરણની ચોપડીના પ્ર. ૫ વાત-૩૦૭ ''નારદજી અક્ષર ધામમાં ગયા હતા તથા શ્વેતદ્વીપના મુકત પણ અક્ષરધામમાં જાય છે. તે અક્ષર તો આપણા ગ્રંથમાં ગોલકને મધ્યે જે અક્ષર લખ્યું છે તે છે ને એ સર્વેને ઉપાસના પણ એ ધામના ભગવાનની છે પણ આ મૂર્તિમાન અક્ષરની તથા મહારાજની ઉપાસના કોઇને નથી ને તેની કોઇને ખબર પણ નથી ને પુરૂષોત્તમની ઉપાસના તો અક્ષર ધામના મુકતને તથા આ પૃથ્વી ઉપર આપણે છે. વચ્ચે રહયા તેને કોઇને નથી. આ ફેરે નારદજી વિગેરે સર્વેનું પાર પડયુ છે.''

આ વિમુખ વાતનો શાસ્ત્ર રીતે પૂર્ણ વિચાર કરીએ તો પ્રત્યેક પદો જુદા બંડિયા અક્ષરધામની કલ્પના માટે જુદાં ગોઠવેલા જણાય છે. ''નારદજી અક્ષરધામમાં ગયા હતા તથા શ્વેતદ્વીપના મુકત પણ અક્ષરધામમાં જાય છે તે

અક્ષર તો આપણા ગ્રંથમાં ગોલોક મધ્યે જે અક્ષર લખ્યું છે તે છે ને એ સર્વેને ઉપાસના પણ એ ધામના ભગવાનની છે.'' આ બાબત વાસુદેવ માહાત્મ્ય કે જેને શ્રીજીએ સ્વાભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોમાં ગણીને સ્વસંપ્રદાયના મૂળ તરીકે સત્સંગિજીવનમાં સંભાવના કરી છે અને વચનામૃતમાં ''એના જેવો કોઇ ગ્રંથ જ નથી'' એમ અતિ પ્રશંસા કરી છે અને વળી શિક્ષાપત્રી શ્લો. - ૧૨૧ ની ટીકામાં જેના થકી ઇપ્સિત ગોલોક ધામનું સ્વરૂપ સમજવાનું પણ કહ્યુ છે એવા શ્રીજી માન્યએ ગ્રંથમાં વર્ણવેલી છે. આના અનુસંધાનથી જ સંપ્રદાયના સઘળા ગ્રંથોમાં ગોલોકના મધ્યને વિષે અક્ષરધામનું પ્રતિપાદન કરવામાં આવેલુ છે. જેમકે ''અતિ સુંદર ગોલોક મધ્યે, અક્ષર એવું જેનું નામ છે'' (ભ.ચિંતા. ૧/૧)'' ''શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે. (વ.મૃત.ઉપો.)'' ''गोलोक एवाक्षर धाम्नि दिव्ये (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં ભગવાન બિરાજમાન છે. સ.જી. ૧/૨૨/૨૬)'' ''गोलोके सोऽक्षरे धाम्नि'' (તે ભગવાન ગોલોકની અંદર વર્તતા અક્ષરધામમાં બિરાજમાન (સ.જી. ૧/૩૬/૮૪)'' ''गोलोक संस्थाक्षर दिव्य धामनि (ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં બિરાજમાન)'' ''नमो दिव्य गोलोक धाम्नि प्रकाशे (દિવ્ય ગોલોક ધામમાં વર્તતા પ્રકાશમય અક્ષરધામમાં બિરાજમાન છે. પ્રકાશ શબ્દનો ''પ્રકાશમય અક્ષરધામ'' એનો અર્થ ટીકામાં કર્યો છે. સ.જી. ૨/૧૮/૧૬)'' ''गोलोकं तत्र च ब्रह्मतेजसि (ગોલોક ધામના મધ્ય પ્રદેશ રહેલ અક્ષરધામમાં બિરાજમાન છે. બ્રહ્મ તે જ શબ્દનું ''અક્ષરધામ'' એવું ટીકામાં વ્યાખ્યાન કર્યુ છે. સ.જી. ૨/૧૮/૩૦)'' ''तन्मध्येऽस्ति महत्तेजः (ગોલોક ધામના મધ્યપ્રદેશમાં અક્ષરધામ વર્તે છે - સ.જી. ૩/૪૧/૨૯)'' ''तेजोमण्डल मध्यस्थो गोलोके यः स एव हि (ગોલોકમાં અક્ષર નામના તેજો મંડળના મધ્યમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ આપણા ઇષ્ટદેવ વર્તે છે સ.જી. ૪/૨૫/૮૨ આમ શ્રીહરિએ સ્વમુખે અક્ષરધામ

ગોલોક મધ્યે આવેલું છે એમ કહ્યુ.)'' ''માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે. (વચનામૃત વરતાલ-૧૮)'' ''પોતાના ગોલોક ધામને વિષે જે બ્રહ્મજયોતિ તેને વિષે રહ્યા છે. (ગ.પ્ર.-૭)'' ''શ્રી ગોલોક ધામ મોઝાર રે । અક્ષરધામ છે હરિનું સાર રે. (પુરૂષોત્તમ પ્રકાશ/૧/૧૦)'' ''શ્રી ગોલોક મધ્યે અતિ અવિનાશી, અતિ અવિતર્ક્ય તેજકર રાશી.... અક્ષર બ્રહ્મ કહત શ્રુતિ તાઇ । શ્રી ગોલોકને મધ્યે અવિનાશી, કલ્પનામાં ન આવે તેવો એક તેજ નો સમુદાય છે તેને શ્રુતિઓ અક્ષર બ્રહ્મ કહે છે. (પ્રેમાનંદ સ્વામીકૃત/ હરિકૃષ્ણનારાયણ ચરિત્રામૃત/અ. ૧/૨૭-૨૮ પ્રકાશક જ્ઞાનજીવન સ્વામી કુંડળ)'' ''ગોલોક મધ્ય અક્ષરધામ ॥ ગોલોકના મધ્યે અક્ષરધામ (શ્રી હરિ નારા. ૩૬/૧૦)'' ''गोलोक मध्यवर्त्य अक्षरधाम શ્રી ગોલોકના મધ્યે આવેલુ અક્ષરધામ (હ.દિગ્વિ./વિજય દૂન્દૂભિ ટીકા/૪/૬૩)'' ''તેહ ગોલોક મધ્યે છે સાર રે, શુભ અક્ષરધામ ઉદાર (મંજુકેશાનંદ કાવ્ય/ધર્મપ્રકાશ/વિ. ૧૦/૫૦)'' ''શ્રી ગોલોક કે મધ્યે હે જૈહૂં, તેજકો પુંજ અનુપમ તેહૂ/અક્ષર બ્રહ્મ કહત શ્રુતિ (મંજુકેશા. કાવ્ય/ઐશ્વર્ય પ્રકાશ/૧/૧૨-૧૩)'' આ વસ્તુ જ શ્રીજી માન્ય હોઇને સંપ્રદાયના ગ્રંથોમાં પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. એમ સ્વયં સમજીને પણ બંડખાત તેને નાસ્તિક ભાવવશાત નહિ ગણીને, આથી જુદું બીજુ બંડીયું અક્ષરધામ ઠરાવવા ''પણ આ મૂર્તિમાન અક્ષરની તથા મહારાજની ઉપાસના કોઇને નથી ને તેની ખબર પણ નથી ને પુરૂષોત્તમની ઉપાસના તે અક્ષરધામના મુકતને છે. તથા પૃથ્વિ ઉપર આપણે છે વચ્ચે રહ્યા તેને કોઇને નથી. આ ફેરે નારદજી વિગેરેનું પાર પડયુ છે.'' આવાં બંડિયાં પદો ગોઠવી કાઢયાં છે. આ રીતે બંડીયા બનાવવા જ નવું જ જુદુ ધામ, જુદા તેના અધિપતિ અને જુદા તેના ઉપાસક વિગેરે બધુય જુદુ જ ગોઠવ્યુ છે. આવું સર્વાંશે જુદુ નિરાળું ધામ અપ્રમાણ ગોઠવવાનું ખરૂ કારણ તો

એવું સમજાય છે કે શ્રીજીએ સંપ્રદાયના ગ્રંથોમાં શાસ્ત્રા ધારે પ્રતિપાદન કરેલા ગોલોક મધ્યેના અક્ષરધામમાં તો તેના નિવાસી અધિપતિ તરીકે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણનું પ્રાધાન્ય તથા તેમની રાધા લક્ષ્મી નિત્ય પત્નીઓનું સખીઓ સાથે પ્રાધાન્ય તથા તેમના નંદસુનંદ શ્રીદામ વિશ્વકસેન ગરૂદાડિ નિત્ય પાર્ષદોનું પ્રાધાન્ય વર્ણવામાં આવ્યું છે આમા બંડિયાઓને બીલકુલ કાળજક ખાય તેમ નથી., કેમ કે એમને તો ગુણાતીતાનંદને જ મુખ્ય નિવાસ સ્થાન અક્ષર તરીકે તેમજ અક્ષર મુક્તોમાં પણ મૂળ મુખ્ય તરીકે ગોઠવીને તેમની ડાબી જમણી બાજુએ મુખ્ય પાર્ષદો તરીકે જણાપ્રાગા ભક્તને અને તેમના ચાકર તરીકે બીજા બધાયેને ગોઠવ્યા છે આ બધુ શ્રીજી માન્ય શાસ્ત્રીય ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં બંધ બેસતું ફાવતું નહિ આવવાથી તેને ઉઘાડે છોગે ખંડન કરીને નીચે ઉતારી પાડીને બીજુ જુદુ બંડિયું અક્ષરધામ ગોઠવવાની વિમુખતા વાપરે છે.

શ્રી હરિએ તો વાસુદેવ માહાત્મ્યમાં વર્ણવેલા ધામ, ધામાધિપતિ, તેના પોતા સાથેના અવતારો, વિગેરે સમસ્ત વસ્તુને સ્વાભિગત પણે સ્વીકારીને સ.જી. પ્ર. ૩/૪૧ માં ગોલોકાંતવર્તિ અક્ષરધામ, તેના અધિપતિ શ્રીરાધાકૃષ્ણ, તેમની પત્નીઓ રાધાલક્ષ્મી અને વિશ્વકસેનાદિ પાર્ષદોને ગોઠવીને શ્લો-૬૧ માં ''श्रीकृष्णं ननु भगवन्तमेव ते तं जानन्तस्तदपि च धाम तस्यराजन्!। निश्चित्याथ वपुषोऽन्तआत्मलभ्यं तद्धयेवेत्यपि विविदुः प्रहृष्टाचित्ताः॥'' (અર્થ- હે રાજન! અક્ષરધામનું માહાત્મ્ય સાંભળીને હર્ષ પામેલા સમસ્ત ભક્ત જનો તે આ શ્રીહરિકૃષ્ણ જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે એમ નિશ્ચય કરીને અને ''દેહને અંતે તે અક્ષર ધામ જ આપણે પામવાનું છે'' એવો વિનિશ્ચય કરીને મનમાં બહુ જ હર્ષ પામ્યા આ રીતે પોતાનું ધામ અને પોતાના ભક્તોને પામવાનું ગોલોકાંતર્વર્તિ અક્ષર જ નક્કી કર્યું છે. ભગવાન સ્વામિનારાયણે પોતાના સ્વમુખે ''તમે પણ પોતાના સંપ્રદાય સંબંધી

પોતાના ઇષ્ટદેવ સંબંધી જે વાણી તથા શાસ્ત્ર તે જ દેહ પર્યંત કર્યા કરજ્યો'' એવી જેને સ્વમુખ ગ.મ. ૫૮ માં આજ્ઞા કરી હતી. એવા સદ્ગુરુ મુક્તાનંદ સ્વામી મુક્તાનંદ કાવ્યમાં ''શ્રી ગોલોક ને મધ્યે છે, મહાતેજનો અંબાર, તેને વેદ અક્ષરબ્રહ્મ કહે છે, અખિલ જગ આધાર.... અક્ષરધામ અલૌકિક જેહ જી... ધામની ચહુ પાસમાં, શ્રી વૃંદાવન સુખરૂપ । તહા દિવ્ય ગિરિ શતશૃંગ પર, બહુ અખંડ રાસ અનૂપ । અનંત અજ ભવ ગોપી ગોપ, વિરજામાં સહુ ના'ય । એવું ગાયો સહિત ગોલોક છે, જેને નિગમ નેતિ ગાય । તે જ પોતાના ધામમા, રહે સદા શ્રી વ્રજચંદ । વચન મધુરી દર્શસ્પર્શ, આપે અતિ આનંદ । એકાંતિક નિજ ભક્તને, નિત્ય આપે દર્શન દાન । વય કિશોર શ્રીકૃષ્ણ વિહારીજી, દ્વિભુજ મુરલી ધર જન સુખકારીજી, શ્રી ઘનશ્યામ પીતાંબર ધારીજી, કોટી મદન મદહરણજી..... મોર મુગટ શીર પર ધરે!.... એવા શ્રીકૃષ્ણ અનુપમ છે.... શ્રી રાધાદિક ગોપી જેહજી, પ્રભુપદ પંકજ સેવે તેહજી... એ છે અક્ષર કેરા આતમા, સરવજ્ઞ શ્રી ભગવાન..... અક્ષરધામના અખંડ નિવાસી, પુરૂષોત્તમ પરબ્રહ્મને નિજ..... એવા શ્રીકૃષ્ણ કૃપાનિધિ, પ્રથમ ધર્મથી મૂર્તિમાં જેહજી નરનારાયણ ઋષિને રૂપજી, પ્રગટ થયા પ્રભુ પરમ અનુપજી.... તેના તે જ શ્રીકૃષ્ણજી હરવાને ભૂમિ ભાર । જાદવ કુળમાં પ્રગટયા પ્રભુ અખિલ જગ આધાર.... વળી તેહજ શ્રીકૃષ્ણ કૃપાળજી, કળિકૃત સદા દેખી વિકરાળજી, અસુર અંશ ગુરૂ કળિમાં જેહજી, અતિ અધર્મ પ્રવર્તાવે તેહજી.... ધર્મથી ભક્તિ વિષે, પ્રગટ્ય તે શ્રીઘનશ્યામ । કોશળ દેશમાં અવતર્યા, હરિકૃષ્ણ જેહનુ નામ'' (મુ.કાવ્ય/ ધર્માખ્યાન/ કડવુ-૧ થી ૬ અહીં મુક્તાનંદ સ્વામી કહે છે ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ આવેલુ છે અને તે ધામમાં પુરૂષોત્તમ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન પોતાની પટ્ટ મહિષિ એવી રાધા લક્ષ્મી સાથે નિત્ય નિવાસ કરીને રહ્યા છે અને તે જ ભગવાને આદિ સત્યુગમાં બ્રહમાજીના પુત્ર ધર્મ અને દક્ષ

પ્રજાપતિની કન્યા મૂર્તિદેવી થકી નરનારાયણ રૂપે અવતાર ધારણ કરેલો તે પછી તે જ શ્રીકૃષ્ણે દ્વાપર અને કળિની સંધિમાં મથુરાપુરી વિષે દેવકી વસુદેવ થકી અવતાર ધારણ કરેલો અને તે જ શ્રીકૃષ્ણ ભગવાને ઘોર કલીકાલની પુષ્કળ પ્રવૃત્તિમાં શ્રીધર્મ ભક્તિ થકી કોશલ દેશમાં આવેલા છપૈયા નામના ગામમાં ઘનશ્યામ નામ ધારણ કરી પ્રગટ થયા.) આ પ્રમાણે કહી આગળ આજ ગ્રંથના ''૧૨૮ માં કડવામાં'' સ્વામી ઉધ્ધવાશ્રીનોને પામવાનું પણ આજ ધામ છે એમ કહે છે. ''તે માટે ધર્મકુળના આશ્રિત જે કોઇ થાય, અંત સમે શ્રીકૃષ્ણ તેની કરશે આપ સહાય । અતિ વિકટ જમ ત્રાસથી, મૂકાવશે ભગવાન, અંત સમે શ્રીકૃષ્ણોને દેશે દર્શન દાન, તેમજ સંસૃતિ ચક્રથી, મુકાવશે વ્રજચંદ । એ ભકતને નિજ ધામમાં પહોચાડશે સુખકંદ'' આ ઉપરાંત મુકતાનંદ કાવ્યમાં આવેલ ધામ વર્ણન ચાતુરીમાં ''શુભમતિ સહુ થાય છે. શ્રીસ્વામિ કેરે પ્રતાપ, તેના ચિત્ત ચોટે શ્રીકૃષ્ણમાં, તેણે ટળે તે સઘળા પાપ, છતે દેહે સમાધિમાં, ગોલોક ધામ છે જેહ, તેને પ્રગટની પેરે જુવે, તેમાં તે નહિ સંદેહ । દેહ તજીને ધામને, પામે નરત્રિયવૃંદ । એમ અનંત જીવ ઉધ્ધારવા, પ્રગટ્યા શ્રી સહજાનંદ (ચાતુરી-૨) આથી ઉધ્ધવાશ્રિતોને પામવાનું ધામ ગોલોક મધ્યે આવેલ અક્ષર ધામ કહ્યુ. આગળ ધામનું વર્ણન કરતા સ્વામી કહે છે. ''ભવભયહારી શ્રીકૃષ્ણનું, ગોલોક ધામ અનુપ, માયાથી પર અતિદિવ્ય છે., સુખદાયક તેહનું રૂપ । અનંત કોટિ બ્રહ્માંડનો, આધાર ધામ એહ.... તિહા દિવ્ય ગોપી ગોપને, પ્રભુ સંગ પ્રબળ સનેહ, ધામની ચહુપાસમાં, વૃંદાવન અતિશોભા ધરે । તિહ દિવ્ય મોર ચકોર ચાત્રક, ધિય વાણી ઉચ્ચરે.... એ જ વૃંદાવન વિષે, વ્રજચંદ નિત્યક્રીડા કરે । કહે દાસ મુકતાનંદ રસિયો, માનિની યોના મન હરે.... શુભ રમણ સ્થળ શ્રીકૃષ્ણના, અતિશે અનુપમ એહ... તિહારસિક ગોપી સંગ રસિયો, કરે વિવિધ વિહાર, રસિક પ્રભુ ગોપી સંગ ગોપિકા, કરે મધુર સ્વરે ગાન.....

શ્રીગોલોકને ગોપુર ચારજી, રાજ મારગ પણ ઉદારજી, ભીડય ઘણી મારગ વિષે, શ્રીકૃષ્ણના દરશકાજ.... રાજ મારગમાં ગોપીકા કરે કૃષ્ણના ગુણગાન... કૃષ્ણના દર્શન કાજે અગણિત અજ ભવ જાય... શ્રી ગોલોકમાં ગોપિકા સૌરાધારમા સમાન.... ધામ વિષે અગણિત નરનારીજી, દિવ્યરૂપ સહુ અવિકારીજી ગોપી ગોપના વૃંદ અપારજી, ઉરન પરસ્પર કામ વિકારજી..... શ્રી ગોલોકને મધ્ય છે, સૌથી તે ઉંચુ અપાર, મંદિર શ્રી રાધાકૃષ્ણનું મહાતેજના અંબાર, મંદિરની ચહુપાસમાં, ગઢ સોળ મણિ કંચન તણા.... જાય સોળ દ્વાર ઉલ્લંઘિને, નિરખવા શ્રી મહારાજ.... ષોડશ દ્વાર ઉલ્લંઘના, મધ્ય ચોક પંચરંગ મણિ તણો, કહે મુકતાનંદ અતિ દિવ્ય છે, વિસ્તાર તેહનો અતિ ઘણો, તેજનો પુંજ તે ચોક મોઝારજી, અગણિત રવિરાશી તુલ્ય ઉદારજી, અક્ષર બ્રહ્મ છે એહનું નામજી, શ્રી પુરૂષોત્તમનુ શુભ ધામજી.... તેજ મધ્યે શ્રીકૃષ્ણનુ છે મંદિર અતિ અભિરામ..... હરિ મંદિર મધ્ય અતિ સુખરૂપજી, સિંહાસન એક પરમ અનુપમજી... સિંહાસન પર સુખ નિધિ, શોભે તે શ્રી ઘનશ્યામ, અતિશે અનુપમ મુરલી, જોઇ લાજે કોટિક કામ, વય કિશોર શ્રીકૃષ્ણજી, કટિ પીતાંબર સાર, પ્રભુ દ્વિભુજ મુરલીધર મનોહર, અખિલ જગ આધાર..... મોર મુગટ સિર પર અતિ શોભે.... સોળે ચિહ્ન સમેત છે, પદ પંકજ અતિશોભા ધરે... પુરૂષોત્તમ પરબ્રહ્મ અનુપજી, વાસુદેવ વિષ્ણુ અઘહારીજી, હરિ નારાયણ અજ અવતારી છે, અવતારી શ્રીકૃષ્ણના એવા, એવા જે નામ અપાર.... રાધારમા બેઉ કોરમાં, નિરખે હરિ મુખ ચંદ, જયા લલીતા શશિકલા, માધવી યમુના જેહ.... અક્ષર બ્રહ્મએ હરિનું ધામજી, તેહને મધ્યે અધિક અભિરામજી, કહ્યુ શ્રીકૃષ્ણનું મંદિર જેહજી, અતિ સુંદર મહાસુખ નિધિ તેહજી.... એવા શ્રીકૃષ્ણ રસિક પ્રભુ જેહજી, દ્વાપર કળિની સંધિમાં તેહજી । દેવકી વસુદેવથી ધીરજી, મધુપુરમાં પ્રગટયા બલવીરજી.... એવા શ્રીકૃષ્ણ કૃપાનિધિ, અતિ સુંદરતાનું ધામ તે ભક્તિ ધર્મથી

પ્રગટયા, ઘનશ્યામ જેહનું નામ, કોશલ દેશમાં અવતરી, કીધા તે ચરિત્ર સ્વચ્છંદ (ચાતુરી/૪ થી ૧૭)'' આ પ્રમાણે મુકતાનંદ સ્વામી પણ ઉધ્ધવાશ્રિતોને ગોલોક મધ્યે આવેલ અક્ષર ધામ જ પામવાનું કહે છે. જેના એક એક પ્રકરણો નિષ્કુળાનંદ સ્વામીએ શ્રીહરિને વાંચી સંભળાવેલા હતા અને શ્રીહરિએ પણ જેના એક એક પ્રકરણો માન્ય કરેલા છે એવી ભકત ચિંતામણી પ્રકરણ - ૧૫૯ માં પણ નિષ્કુળાનંદ સ્વામી પણ ગોલોક મધ્યે આવેલા અક્ષરધામનું વર્ણન કરતા આરંભમાં ''શ્રી ગોલોક ગુણાતીત જેહ રે । માયા તમપાર ધામ તેહ રે ॥ અચલ અનાદિ દિવ્ય કહેવાય રે । શ્રી રાધાકૃષ્ણ રહે તેહ માંયરે ॥ અતિ અનુપમ ધામ એહ રે । પામે ઉધ્ધવાશ્રિત જન જેહ રે ॥'' એમ ઉધ્ધવાશ્રિત જનોને પામવાનું રાધાકૃષ્ણ વિરાજીત ગુણાતીત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ કહીને, પછીથી તેનું સઘળુ વર્ણન કરીને ઉપસંહારમાં ''હરિ ધરી પોતે અવતાર રે । એ ધામનું ઉઘાડયું દ્વાર રે ॥ જે કોઇ સત્સંગિ નરનારી રે । કર્યાં એ ધામનાં અધિકારી રે ॥ જેને મળ્યા સ્વામિ સુખરાશિ રે । તે તો સર્વેએ ધામનાં વાસિ રે ॥ કહે કવિ સુણો શુભ મતિ રે । કહી સત્સંગિની પ્રાપતિરે ॥'' આ રીતે એજ ધામ ભગવાન શ્રીહરિનું અને તેમના સત્સંગી આશ્રિતોને અંતે પામવાનું નકકી કર્યુ છે. વચનામૃત વરતાલ-૧૮ તથા ગ.મ. ૬૪ વિગેરેમાં તથા તેના ઉપોદ્‌ઘાતમાં ઉપર મુજબ જ નકકી કર્યુ છે. એજ રીતે બીજાં શાસ્ત્રોમાં પણ નકકી કર્યુ છે. આ બધો પ્રામાણિક શ્રીજી માન્ય શાસ્ત્ર પ્રતિપાદિત સાંપ્રદાયિક સિધ્ધાંત જોતાં શ્રીજીનું પરાત્પર ધામ અને તેમના આશ્રિતોને પામવાનું ધામ ગોલોકાંતર્વર્તિ અક્ષર જ નિર્ણીત થાય છે. આજ ધામમાં શ્રીજી મહારાજ અને તેમના અનુયાયી મુકતોની સ્થિતિ હોઇ શકે. શ્રીજી માન્યધામ અને તેના અધિપતિ અને તેના મુકતોનું ખંડન કરનારા કે તેને નીચે ઉતારી પાડનારા દ્રોહિ વિમુખોએ બીજા જુદા ગોઠવેલ અશાસ્ત્રીય ધામમાં શ્રીજી કે તેમના મુકતાનંદ ગોપાળાનંદ

ગુણાતીતાનંદ વિગેરે મુક્તોની સ્થિતિ કદાપિ હોઇ શકે જ નહિ શ્રીહરિએ વેદાદિ શાસ્ત્રોને આધારે સંપ્રદાયના શાસ્ત્રોમાં વર્ણવેલા ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી બીજુ જુદુ ઊર્ધ્વ અક્ષરધાામ હોવામાં કશુ પ્રમાણ નથી તથાપિ અંદર બહારના બંડમતાનુયાયીઓ તેવો દુરાગ્રહ કરતા હોય તો ઉપર નહિ પણ નીચે ''अक्षरं तमसि लीयते'' એમાં કહ્યા પ્રમાણે માયાના ગાઢ અંધકારમાં લય પામનારૂ કોઇ નિરક્ષર અક્ષર યમપુરી વત હોય અને વિમુખ ભાવને લીધે તેને અંતે પામતા હોય અને અંદર બહારની બધી વિમુખ મંડળી ત્યાં ભેગી થતી હોય તો તેને માટે સંપ્રદાયને કશી તકરાર નથી.

વળી વાતમાં આ જુદા બીજા ધામની કોઇ શાસ્ત્રોને શ્રીજીને પણ ખબર નથી એમ કહેવાનો દુરાશય તરી આવે છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ જ થયું કે આ બીજુ જુદુ ધામ શાસ્ત્ર બાહ્ય અને સંપ્રદાય બાહ્ય વિમુખ કલ્પિત છે. શ્રીજીએ તો ધામનું વર્ણન કરતા. આરંભમાં જ ''શ્રુતિ સ્મૃતિઓમાં મહર્ષિઓએ જે સંક્ષેપમાં રહસ્ય તરીકે પ્રતિપાદન કર્યુ છે એ જ કહું છું'' એમ પ્રતિજ્ઞા કરી કહયું છે. એને જ માન્ય રાખ્યું છે. એટલે બીજુ હોવામાં પ્રમાણ નથી. શશશૃંગ કે આકાશપુષ્પની પેઠે અપ્રમાણિક આ જુદા અક્ષરધામની શાસ્ત્રને કે શ્રીજીને ખબર ન હોય એ બરોબર છે, હોય તો તેમને ખબર હોય, ન હોય તેની ખબર કોઇને પણ ન જ હોય. અનાદિ પરમેશ્વર પ્રવર્તિત વેદાદિ શાસ્ત્રોને જેની ખબર નથી તેમજ પરમેશ્વરના પૂર્ણ અવતાર શ્રીહરિએ ઉપદેશેલા વચનામૃત સત્સંગિજીવન શિક્ષાપત્રી વિગેરેને ખબર નથી તેમજ સંપ્રદાયમાં પ્રમુખ મનતા મુક્તાનંદાદિ મુક્તોને પણ ખબર નથી એવા બીજા જુદા અક્ષર ધામની ખબર એકલા બંડમંડળને જ ખબર પડી આ વાત કેવી વિચિત્ર વિષમ વિપરીત અને વિગત છે. તેનો સુજ્ઞ સંપ્રદાયી જનો વિચાર કરશે. વાસુદેવ માહાત્મ્યમાં અ. ૧૮ શ્લો. ૪૨-૪૩ માં ગોલોકાંતર્વર્તિ અધર્મ

મૂર્તિ થકી સ્વામિનારાયણ નામે પ્રકટ થવાનું બ્રહ્મા આગળ ભવિષ્ય ભાખેલું નારદજીને કહયું છે. તેને અનુસારે પ્રગટ થયેલા શ્રીજીને આ ધામની ખબર નથી એમ એના અનુયાયીથી લવરી થઇ શકે નહિ. જે ધામમાંથી આવ્યા હતા. તેની તેમને ખબર હોવાથી એજ ધામ પોતાના શાસ્ત્રોમાં પરાત્પર પ્રાપ્ય કહ્યુ છે. આથી અન્ય ધામ ખપુષ્પની (આકાશ પુષ્પની) પે છે તુચ્છ અપ્રમાણિક હોવાથી તેમને કહેવાનું હોય જ નહિ.

વળી અંદર બહારના બંડમતાનુયાયિઓની એવી પણ એક માન્યતા આ વાત ઉપરથી તરી આવે છે. કે ''અત્યાર સુધી પુરૂષોત્તમની કોઇને ખબર જ ન હતી અને કોઇને તેમની ઉપાસના ન હતી. અને તેમનો અવતાર પણ થયો ન હતો અને તેમને કોઇ પામ્યો ન હતો.'' આ બધી માન્યતા તદ્દન નાસ્તિક ભાવને આભારી વિમુખી ખોટી છે. સંપ્રદાયનાં શાસ્ત્રોમાં ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ અનાદિ કહીને, તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને જ અનાદિ પૂર્ણ પુરૂષોત્તમ કહીને, તેના થકી જ અનાદિ અવતારો થવાનું કહીને શ્રીજી પણ આ લાઇનના એક અવતાર છે. એમ પણ કહીને, તેમને પણ પુરૂષોત્તમ પણે વર્ણવીને, તેમની જ ભક્તિ ઉપાસના કરવાની કહીને, એની જ અક્ષરધામની પ્રાપ્તિ સ્પષ્ટ વર્ણવી છે. ''પુરૂષોત્તમ નારાયણની આકૃતિમાંથી અવતાર થાય છે. અને તેમા લીન થાય છે.'' એમ વચનામૃતમાં જ વિસ્પષ્ટ છે જેમ નાસ્તિકોને મતે કોઇ અનાદિ પરમેશ્વર કે તેમનું ધામ કે તેમની ઉપાસના કે તેમના ધામની પ્રાપ્તિ વિગેરે કશુ જ નથી તેમ આ બંડીયાને મતે પણ અત્યાર સુધી કોઇને પુરૂષોત્તમની ખબર ન હતી., તેમના ધામની ખબર ન હતી, તેમની ઉપાસના કોઇને ન હતી અને તેમના ધામને કોઇ પામ્યો ન હતો એવી શાસ્ત્ર બહાર ગર્હ્ય ગોઠવણી સમજાય છે. આસ્તિકોને તો એમ જ માનવું પડે કે પરંબ્રહ્મ પરમાત્મા અનાદિના એક છે અને એમને રહેવાનું ધામ અક્ષર

અનાદિનું છે અને એજ અનાદિ કાળથી અવતાર ધારણ કરતા આવે છે. અને એમની જ ઉપાસના ભકિત કરવાથી એમના ધામની પ્રાપ્તિ ઉપાસકોને અનાદિથી થતી આવે છે, આ બધુ તો શાસ્ત્રમાં છે અને તેને સર્વ કોઇ માને છે અને પુરૂષોત્તમની ઉપાસના અનાદિ કાળથી પ્રવર્તે છે. પરંતુ તેની સાથે બંડીયાઓ અજાગળસ્તન જેવા નિરર્થક નિર્ગુણ નિરક્ષર સ્વકલ્પિત અક્ષરની ઉપાસના જયાં ત્યાં ઘુસાડી દેવાની અવળાઇને લીધે જ બધી શાસ્ત્રીય ધામાદિ બાબતમાં અનવધિ અવળાઇ કરતા ફરે છે.

વળી વાતમાં ''આ ફેરે નારદજી વિગેરે સર્વેનું પાર પડયુ છે.'' એમ કહીને બંડીયા પ્રગટ થયા તે પહેલાનાં બધાય શુક, સનક, પ્રહ્લાદ આદિ રખડી ગયાનો દુરભિપ્રાય દેખાડયો છે. નારદજી કે જેમને ભગવાનના અવતાર તરીકે પણ શ્રીજીએ માન્યા છે અને જેમની માહાત્મ્ય કથાઓ સર્વ શાસ્ત્રોમાં વર્ણવી છે અને જેમની એકાંતિક મુખ્ય ભકત મુકત તરીકે આસ્તિકોમાં મોટી સંભાવના છે અને વાસુદેવ માહાત્મ્યમાં આને આ દેહે શ્વેતદ્વીપ દ્વારા અક્ષરધામમાં ગયાનું અને પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ થકી વરદાન મળ્યાનું જેમને માટે લખ્યુ છે. અને જેમનાં મોક્ષમાં સંશય જ ન હોઇ શકે એવા નારદજીનું પણ પ્રથમ પાર પડયું ન હતું એમ ઠરાવ્યુ છે. જયારે નારદજી જેવાનું પાર પડયુ નહિ ત્યારે બીજાની તો વાત જ કરવાની રહેતી નથી. જયારે અત્યાર સુધી નારદાદિકનો આત્યંતિક મોક્ષ નથી થયો એમ કહીએ ત્યારે તો અનાદિ એક પરંબ્રહ્મ પરમાત્મા મોક્ષ દાતા અને તેમણે મોક્ષાર્થે પ્રવર્તાવેલા વેદાદિ શાસ્ત્રો અને તેમાં પ્રતિપાદન કરેલા મોક્ષના ઉપાયો અને તેને આચરનારા મુમુક્ષુઓ અને મોક્ષને પામેલા મુકતોએ બધુ કશું હતું જ નહિ એમ માનવું પડે અથવા હતુ પણ બધુ નિષ્ફળ ગયું છે એમ માનવું પડે. આ બધુ તો કાંતો ચાર્વાકાદિક નાસ્તિકોમાં કે બંડિયાઓમાં જ બંધ બેસતુ શોભતું આવે તેમ છે.

અનાદિ તો કોઇ મોક્ષ માર્ગ જ પૂર્વે ન હતો હમણાં જ નવો માર્ગ નીકળ્યો છે. એમ કહેવાતો દુશશય સમજાય છે.

વળી નારદાદિકનું આ ફેરે પાર પાડ્યાનું પણ બંડિયા સ્વયં સ્વીકારે છે. એ ઉપરથી પોતાની વિમુખ મંડળમાંથી કોઇને નારદાદિકના અવતાર ઠરાવ્યાની અને તે મરી જતાં પાર પડ્યાની ગોઠવણી હોવાનું સમજાય છે. પોતાની આવી ગામ્ય ખોટી ગોઠવણી માટે જ નારદાદિ જેવા મહામુક્તોને પણ અનંત કાળથી મોક્ષ વિના રઝળતા કરવાના મહાદ્રોહમાં દુરગ્રહથી પ્રવર્ત્યા છે આ ફેરે પાર પડ્યુ એમ કહેવાથી જ તેઓ અત્યાર સુધી રઝળતા હતા એમ સાબિત થાય છે. આ ઉપરથી એમ પણ સાબિત થાય છે કે સંપ્રદાયના શાસ્ત્રોમાં વાસુદેવ માહાત્મ્યના અનુસંધાનથી ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ કહ્યુ છે અને તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને કહ્યા છે અને તેમના પૂર્ણ અવતાર શ્રીહરિને કહયા છે. અને તેમની ઉપાસના કરનારા ભકત મુકતો કહયા છે તે કોઇનો મોક્ષ જ થયો નથી અને થશે નહિ અને બધા જ રખડી પડયાં છે જયારે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં ગયેલા નારદજીની આવી દુર્દશા થાય ત્યારે તેને પ્રતિપાદન કરનારા શ્રીજી મહારાજ અને તેમના ભકત અનુયાયિઓની એવી દુર્દશા કેમ ન થાય? જો બંડીયાની ગોઠવેલી વાત સત્ય માનીએ તો શ્રીજીએ વેદાદિ શાસ્ત્રોનો આધાર લઇને ગોલોક મધ્યે અક્ષરધામ પરાત્પર પ્રાપ્ય કહ્યું અને તેના અધિપતિ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મા પરાત્પર પરમ પ્રાપ્ય કહ્યા અને તેમના થકી જ બધા અવતારો થવાનું કહેવા પૂર્વક તેમની ઉપાસનાથી ઉક્ત ધામની પ્રાપ્તિ થવાની કહી અને પોતાનો પણ અવતાર તે થકી થયો કહેવા પૂર્વક પોતાની ઉપાસનાથી ઉપાસકોને ઉકત ધામની પ્રાપ્તિ થવાની કહી આ આખો જ સાંપ્રદાયિક શાસ્ત્રાર્થ જ ઉડી જાય છે કે નિરર્થક થઇ જાય છે. જોખરૂ કહીએ તો એક ગુણાતીતાનંદ સ્વામીને સર્વોપરી ઠરાવ્યા અને જાગાપ્રાગાને

તેમના મુખ્ય ભકત ઠરાવ્યા અને તે દ્વારા પોતાની મોટાઇ ઠરાવા જ આવા સંપ્રદાય દ્રોહી પાપ પ્રયત્નો થયા છે. શ્રીજીને તો લોકોને ઠગવા પુરતા આગળ ધરવામાં આવે છે. તેમને વિષે કે તેમના શાસ્ત્રીય સિધ્ધાંત વિષે કે સ્થાપિત મર્યાદા વિષે લેશ પણ શુધ્ધ આસ્તા કે શ્રધ્ધા કે ભાવ નથી.

આ વાત ઉપરથી એ સ્પષ્ટ થયુ કે વેદાદિ શાસ્ત્રોએ અને સંપ્રદાયના શાસ્ત્રોએ સર્વોપરી પણે પ્રતિપાદન કરેલા ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી બીજુ અક્ષરધામ વિમુખ પ્રાપ્ય ઠરાવ્યુ છે અને વિશેષમાં અનાદિ જે અવિચ્છિન્ન પારમેશ્વરી લાઇન શાસ્ત્રીય હતી તે થકી શ્રીજી મહારાજની અદ્યાપિ કોઇને ખબર નથી, એમની અદ્યાપિ કોઇને ઉપાસના નથી એમને કે એમના ધામને અદ્યાપિ કોઇ પામ્યો નથી. એમ કહીને તદ્દન વિખુટા પાડી દઇને જુદા બીજા ખુણીયા પરમેશ્વર ઠરાવ્યા છે. અને તેમનો જે અનાદિનો રાધા લક્ષ્મી નંદ સુનંદનાદિ સ્વાભિમત શાસ્ત્ર સિધ્ધ મુકત સેવક વર્ગ હતો તેનાથી પણ જુદા પાડીને બીજા જુદા ગુણાતીત જાગા પ્રાગા વિગેરેને મુખ્ય સેવક વર્ગ ઠરાવ્યા છે. એમ બધી ગોઠવણી બંડીયા બનાવી દીધાનું સ્પષ્ટ થાય છે. એટલું સારૂ થયું કે પોતાની મેળે જ સંપ્રદાય થકી બહિષ્કૃત થયા માટે જ સંપ્રદાય માન્ય ધામ થકી પોતાનું જુદુ બીજુ ધામ ઠરાવા ગયા છે. (અને ઉધ્ધવ સંપ્રદાયના કેટલાક આશ્રિતજનો આ લોકનું જ અનુસરણ કરી બીજુ ધામ ઠરાવવા જઇ રહ્યા છે.) આ રીતે ઉપરની વાતમાં શાસ્ત્ર સિધ્ધ સંપ્રદાય માન્ય અક્ષરધામ થકી બીજુ જુદુ અશાસ્ત્રીય અક્ષરધામ કલ્પવાની વાત નકકી થઇ.

ઉધ્ધવ સંપ્રદાયથી બર્હિમુખ થયેલી સંસ્થામાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુમાં પાંચ પ્રકરણની વાતુ પ્ર. ૪ વાત-૨૩ ''શ્રીજી મહારાજ સાધુએ બહુ તપ કરવાથી તેમને લાયક ધામ શોધવા નીકળયા. પ્રથમ બદરિકાશ્રમમાં જતાં ત્યાંના વાસી નરનારાયણે સાધુ માટે રહેવાનું સ્થાન આપવાનું પ્રેમથી કહ્યું પણ આ

દેશના જેવું જ એક તપઃ સ્થાન જોઇને તે ઠીક ન લાગવાથી શ્વેતદ્વીપમાં ગયા ત્યાંના વાસી વાસુદેવે સાધુ માટે સ્થાન આપવાનું ઉત્સાહથી કહ્યું પણ એક કોરે ક્ષીર સમુદ્ર હકુડયા કરતો હોવાથી પ્રભુ ભજવાનું સુખન આવે એમ ધારી લાયક ન લાગવાથી વૈકુંઠમાં ગયા ત્યાંના વાસી રામચંદ્રજીએ સાધુ માટે સ્થાન આપવાનું આદર ભાવથી કહયું પણ ચાર ભુજથી કડા કુડય અને સ્ત્રિયોના પ્રસંગને લીધે પ્રભુ ભજવાનું સુખ નહિ જણાયાથી અયોગ્ય માનીને પછી ગોલોકમાં ગયા. ત્યાંના વાસી શ્રીકૃષ્ણે સ્થાન આપવાનું કહયુ પણ ગોપ ગોપીયું ગાયું વાછરદાં છાશું આદિક કેટલીક જાતના વિક્ષેપને લીધે પ્રભુ ભજાય નહિ એમ ધારીને પછી પ્રકૃતિ પુરૂષના લોકમાં ગયા ત્યાંના વાસીએ સાધુને રહેવાનું સ્થાન શ્રધ્ધાથી આપવાનું કહયુ પણ પ્રકૃતિનો કાળો ગુણ પુરૂષમાં અને પુરૂષનો પ્રકાશ ગુણ પ્રકૃતિમાં એમ વ્યત્યસ્ત થએલો તેમના થકી જ જાણી સાધુને પણ પ્રકૃતિ કાળા કરી નાખે એમ ધારી તે પણ ઠીક ન લાગવાથી અંતે અક્ષરધામમાં ગયા. ત્યાંના વાસી મુકતને શ્રીજીએ કહ્યુ કે 'અમે મૃત્યુ લોકને વિષે પધાર્યા હતા. ત્યારે ત્યાંના મનુષ્ય તથા સંત બહુ જ તપ કરીને અમને રાજી કર્યા છે તે માટે તેમના અર્થે ધામ જોવા ગયા હતા કે જે ધામમાં બહુ સુખ હોય તે ધામમાં તેને રાખીએ, તેથી અમે બદરિકાશ્રમ તથા શ્વેતદ્વીપ તથા વૈકુંઠ ગોલોકએ આદિક ધામ જોયાં પણને ધામને વિષે ઉપાધિએ રહિત એવું ભગવાનને ભજયાનું સંપૂર્ણ સુખ દીઠું નહિ તેથી અમે અહીં પધાર્યા છીએ. ત્યારે તે મુકતે કહયુ જે આધામ તમારૂં જ છે ને અમો પણ તમારા છીએ, માટે સાધુને અહીં લાવીને તમારી મૂર્તિનું સુખ આપો' વિગેરે આવી જ વાત ઉધ્ધવ સંપ્રદાયની પ્રાઇવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી ગુણાતીતાનંદ સ્વામીની પાંચ પ્રકરણની વાતુમાં પ્ર. ૨ વાત-૧૧ માં પણ સહેજ ફેરફારથી જોવા મળે છે.

આ આવી વાત સંપ્રદાયના શાસ્ત્ર વિરૂધ્ધ, ગોલોકાદિકને તદ્દન ઉતારી પાડીને જુદુ બીજુ બંડીયું અક્ષરધામ છરાવા અને ધામીને પણ તદ્દન જુદા ઠરાવા ખોટી જોડી કાઢી છે. પ્રથમ તો ''सर्वज्ञ सर्ववित्'' શ્રીજીને જ ''ધામ જોવા ગયા'' એમ કહીને અસર્વજ્ઞ અન્અન્તર્યામી ઠરાવ્યા છે. જેમ બધા ધામોમાં એક એક ધામી નરનારાયણાદિ મળ્યાનું કહ્યુ છે તેમ અક્ષરમાં કોઇ ધામી મળ્યાનું નહિ કહેતાં એકલા મુકતને મળ્યાની વાત કરી છે તે ઉપરથી ત્યાં શ્રીજી પણ મૂળરૂપે ન રહ્યા હતા, તખત ખાલી શૂન્ય પડયું હતું એમ સૂચવવાનો દુરાશયની કળી આવે છે.

બદરિકાશ્રમ કે જે નરનારાયણ ભગવાનનું ભારત વાસિઓના કલ્યાણ માટે કરાતા તપનું નિરૂપાધિ સ્થાન છે વળી સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીજીના તથા માતાપિતા ધર્મ ભકિતના તથા ગુરૂ રામાનંદ સ્વામિના તથા સાધુ બ્રહ્મચારીના આવિર્ભાવનું પરમ સ્થાન હોઇને સંપ્રદાયનું પણ ખરી રીતે મૂળ સ્થાન છે. માટે જ જેનો મહિમા સ.જી.પ્ર. ૧/૪ માં સકારણ કહેતાં શ્લો-૩૦ માં અક્ષરધામ જ પોતાના પ્રિય પ્રભુ સાક્ષાત્ પુરૂષોત્તમની સેવા માટે બદરીકાશ્રમની આકૃતિ ધારી રહયું છે એવો મોટો મહિમા કહયો છે. જયાં અનેકને મોકલ્યાની વાત પણ સંપ્રદાયના ગ્રંથમાં પ્રસિધ્ધ છે. એવા આશ્રમના નિવાસી નરનારાયણ છે જે અક્ષરાધિપતિ પરંબ્રહ્મના સાક્ષાત્ અવતાર ભૂત હોવાથી ''નરનારાયણ કહે છે અમે અક્ષરધામમાં અખંડ રહયા છીએ. (હ.ચ.સાગર/૧/૧૦/૨૨)'' આ ગ્રંથમાં ગોલોક મધ્યે આવેલા અક્ષરધામના અધિપતિ પણે વર્ણવી જેનાથી શ્રીજીનો અવતાર થયેલો હોવાથી ''तपस्विनामिवर्षि मां जानीत बदरीपतिम्'' (स.प्र. ४/४०) એમ પોતે જ પોતાને બદરીપતિ નરનારાયણરૂપ હોવાનું ઓળખાણ આપવા પૂર્વક અભેદ પણે સમજવાનું કહે છે. આવી સ્થિતિ હોવાથી જ તેમની પ્રતિમાઓનું પ્રથમ પ્રતિષ્ઠાપન મધ્ય મંદિરે કર્યુ છે સંપ્રદાયના બધા ગ્રંથો જોઇએ તો તેમને માટેનો આવો જ ઉપોદ્ઘાત મળી આવે છે આવા મૂળ

સ્થાન બદરિકાશ્રમને અને મૂળરૂપ નરનારાયણને હદ ઉપરાંત ઉતારી પાડવાની દ્વેષમત્સર ભરી વિમુખતા વાપરી છે.

શ્વેતદ્વીપ કે જેનો મહિમા સંપ્રદાયના મૂળભૂત વાસુદેવ માહાત્મ્યમાં અક્ષરધામથી અન્યૂન દિવ્ય કહયો છે., જેને પામેલાની પુનરાવૃત્તિનો પ્રતિપેધ કર્યો છે. જે બીજા ધામો પ્રત્યે જવાના દ્વાર ભૂત છે. જેમાં પરમાત્મા અપરરૂપે બીરાજમાન રહે છે. તેમની સેવા માટે અક્ષરમુકતો પણ જેમાં આવીને આપ્રલય રહે છે. જેમાં ચૌદ રત્નો સાથે લક્ષ્મીજીનો આવિર્ભાવ અને વિવાહાદિ વિધિ વર્ણવ્યો છે. એવા શ્વેતદ્વીપને અને તેના અધિપતિ વાસુદેવ ભગવાન કે જે અક્ષરાધીશ પરંબ્રહ્મના સાક્ષાત્ અવતાર ભૂત હોવાથી જેમની સેવા માટે અક્ષરમુકતો આવી રહે છે. જેમના થકી અવતારો થયાનું કહયુ છે. શ્રી હરિને પણ શ્વેતદ્વીપ પતિ પણે ગ્રંથમાં વર્ણવ્યા છે. એવા વાસુદેવ ભગવાનને ''ક્ષીર સાગરના હડુડાટને લીધે પ્રભુ ભજવામાં સુખ આવે નહિ'' એવો મહાદોષ આરોપીને ઉતારી પાડવાની બંડ ખોરતા કરી છે. જે સમુદ્રનો હડુડાટ આકલ્પ ભકત સુખાર્થે રહેતા વાસુદેવ ભગવાને તથા તેમની પ્રતિ વર્ષ ચાતુર્માસમાં સ્વીકારાતી યોગનિદ્રાને પણ અડચણ કર્તા થતો નથી તેમજ લક્ષ્મીજી એકાદશી અને બ્રહ્માદિ દેવોના તીવ્ર તપશ્ચર્યા સાથેના ભજનમાં તથા નિરન્નમુકતોના અને અક્ષરધામથી સેવા માટે આવી વસેલા અક્ષરમુક્તોના ભજનમાં અડચણ કર્તા થતો નથી, ઉલટો સર્વને અનુકુળ થયો છે તે હડુડાટ એકલા વિમુખ પંથીઓને ભજનમાં અડચણ કર્તા કેવી રીતે થાય તે અતિવિચિત્ર છે.

વૈકુંઠ ધામ કે જે અક્ષરધામની જ સર્વપ્રકારે પ્રતિમારૂપ હોઇને ભગવાનના નિવાસ સ્થાને ભૂત છે. જેને પામેલાઓની પુનરાવૃત્તિનો અને જેમાં કામાદિ દોષોના ઉદયનો પ્રતિષેધ વચનામૃત સા. ૧૪ તથા મધ્ય ૨૬ માં શ્રીજીએ કર્યો છે જેનો મહિમા ભાગવતાદિ ગ્રંથોમાં ઘણો ગાયો છે. વિષ્ણુ કે જે પરંબ્રહમ પરમાત્માના સાક્ષાત્ લોક

રક્ષાર્થે થએલા અવતાર ભૂત ચતુર્ભુજ છે, જેમની સાથે લક્ષ્મીજીનો તથા નંદ સુનંદાદિ પાર્ષદોનો યોગ વર્ણવ્યો છે. જે વિષ્ણુ થકી નૃસિંહ રામકૃષ્ણાદિ અવતારો શાપિત જય વિજયના અવતારભૂત હિરણ્યકશિપુ રાવણ શિશુપાલાદિક ના નાશ માટે થયાનું વર્ણન છે. એવા ધામ ધામીને ''ચારભુજા અને સ્ત્રિોયોનો પ્રસંગથી પ્રભુ ભજનમાં સુખ ન આવે'' એવો દોષ આરોપીને ઉતારી પાડવાની આસુરી અવળાઇ કરી છે. ચતુર્ભુજ પણું તો કેવળ વૈકુંઠમાં જ નહિ પણ અક્ષરધામમાં પણ સ.જી. પ્ર. ૩/૪૧/૫૫ થી જણાવેલું છે. ભગવાનની મૂર્તિ અને બીજા આકારમાં અવિવેકીને સમભાવ ન થવા માટે દ્વિભુજ રૂપમાં પણ ચતુર્ભુજાદિ ભાવના કરવાની લોયા-૧૧ માં કહી છે. ''આ પરમેશ્વર છે'' એવી પ્રતીતિ કરવામાં ચતુર્ભુજ પણું બહુ જ ઉપયોગી હોવાથી ''ભગવાન પોતાની ઇચ્છાથી ક્યારેક ચતુર્ભુજ જણાય છે. અષ્ટભુજ જણાય છે. અને સહસ્રભુજ પણ દેખાય છે.'' એમ લોયા-૧૮ માં કહ્યુ છે. તથા વરતાલ-૧૮ માં ''શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વર પણાની પ્રતીતિને અર્થે જે ચતુર્ભુજ દેખાડયું તથા બ્રહ્માને અનેક ચતુર્ભુજ દેખાડયાં'' એમ કહ્યુ છે. માટે શ્રીજીએ પણ પરમેશ્વરની પ્રતીતિ કરાવવા ઘણાઓને ચતુર્ભુજ રૂપે દર્શન આપ્યા છે. શ્રીકૃષ્ણ કે જેમને અક્ષરધામના અધિપતિ કહ્યા છે તેમને ''પ્રથમ જન્મ સમયમાં વસુદેવ છોડીને ચતુર્ભુજ દર્શન દીધુ. અક્રૂરજીને પણ ચતુર્ભુજ રૂપે દર્શન જળને વિષે દીધુ. તથા રૂકિમણીને ચતુર્ભુજ દર્શન દીધુ અને અર્જુને પણ એમ કહયુ જે 'तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते' માટે અર્જુને પણ ચતુર્ભુજરૂપે દેખતા અને યાદવા સ્થળી કરીને પીપળાની હેઠે શ્રીકૃષ્ણ ભગવાન બેઠા હતા તે સમયમાં ઉધ્ધવજીએ તથા મૈત્રેય ઋષિએ ભગવાનનું રૂપ ચતુર્ભુજ શંખ, ચક્ર ગદા પદ્મ પીતાંબર સહિત દીઠું'' એમ શ્રીકૃષ્ણના ચતુર્ભુજ પણાની બહુ વાતો લોયા-૧૮ માં કહી છે. ''અક્ષરધામી પર રૂપ ચતુર્ભુજ છે'' એવી બહુધા જગતની માન્યતા

છે. એવાં પ્રમાણો પણ અનેક મળી આવે છે. શ્રીજીએ પણ આ બાબત લોયા-૧૮ માં ''માટે ચિત્રામણમાં જયાં જયાં મત્સ્યકૂર્માદિક ભગવાનના અવતારનાં ચિત્રમાણ કરે છે ત્યાં ત્યાં થોડોક મત્સ્ય કચ્છાદિકનો આકાર કરીને પછી તે ઉપર શંખ ચક્ર ગદા પદ્મ, વૈજયંતીમાળા, પિતાંબર વસ્ત્ર, કિરીટ મુકટ, શ્રીવત્સનું ચિહ્ન, ઇત્યાદિક ચિહ્ને સહિત ભગવાનની મૂર્તિને લખે છે તો જો ભગવાનનું રૂપ અનાદિ એવું જ છે'' તથા મધ્ય- ૩૯ ''અને એજ જે શ્રીકૃષ્ણ વાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ ચતુર્ભુજ રૂપે અદ્ભુત બાળક થકા દર્શન દીધું એ અનાદિ વાસુદેવ રૂપ છે'' આ વાકયથી યર્થાથ સૂચવી છે. ચતુર્ભુજાદિ ભેદથી ભગવાનમાં ભેદ નથી એમ શિક્ષાપત્રી શ્લોક-૧૧૨ માં કહ્યુ છે ''જે અક્ષરધામમાં રાધા લક્ષ્મી સાથે બિરાજમાન ભગવાન છે તે જ વૈકુંઠમાં ચતુર્ભુજ રૂપે લક્ષ્મીજી સાથે અને નંદ ગરૂડાદિ પાર્ષદો સાથે રહે છે અને એ જ ભગવાન દિવ્ય શ્વેતદ્વીપમાં પાંચ વખત દર્શન આપે છે.'' એમ વાસુદેવ માહાત્મ્યમાં તથા ગ.અં. ૧૮ માં કહ્યુ છે. આ જ સઘળી બાબત વચનામૃત વરતાલ-૧ માં સ્પષ્ટ શ્રીજીએ કહી છે. ઘણા ભકતોએ ચતુર્ભુજ ભગવાનની ઉપાસના કરી છે. આ ચતુર્ભુજ લક્ષ્મીનારાયણની ઉપાસના કેવળ શાસ્ત્રમાં લખી રાખી નથી પણ મહા મંદિરોના મધ્ય મુખ્ય ભાગમાં તેમની સ્થાપના કરીને સંપ્રદાયમાં શ્રીજીએ પ્રવર્તાવી છે. ઘણા મુકતો પણ ચતુર્ભુજ હોવાથી વાત ગ્રંથમાં છે. આવું સર્વને બહુ અનુકૂળતાવાળું અને પરમેશ્વર પણાની ઓળખાણને આપનારૂં ચતુર્ભુજપણુ ભગવાનને કોઇ ભક્તને કડાકુપ્યવાળું ભજનમાં અંતરાય કરનારૂં જણાયું નહિ અને એકલા અંદર બહારના વિમુખોને કયાંથી જણાયું તે બહું શાસ્ત્ર દૃષ્ટિએ વિચારવા જેવું છે.

વળી લક્ષ્મીજી કે જે ભગવાનના વક્ષઃ સ્થળમાં સ્નેહાતિશયને લીધે રહેવા પૂર્વક સ્ત્રી રૂપે સેવામાં રહયા છે. જેનું ભગવાનની સાથે અખંડ સહચર્ય છે. જેની

સાથે જ ભગવાનની ભક્તિ કરવાનું વિધાન છે. જો ભગવાન સાથે ન જણાતાં હોય તો જેની ભાવના કરવાની શાસ્ત્રમાં કહી છે. ભગવાનના અનેક અવતારોની સાથે જેના અનેક અવતાર છે. જેની રૂચિને લીધે ભગવાને વૈકુંઠ લોક રચ્યો છે. જેની વિભૂતિરૂપે પણ સ્થિતિ છે. એવાં જગન્માતા લક્ષ્મીજીનો વૈકુંઠમાં નિવાસ વર્ણવ્યો છે. તેમની સાથે તેમની સખીઓનું પણ વર્ણન છે. રાધા લક્ષ્મી અને તેની સખીઓનો યોગ તથા સ્ત્રી પુરૂષ રૂપ મુક્તનો યોગ તો હેઠ અક્ષરધામમાં પણ સ.જી.પ્ર. ૩/૪૧/૩૫-૩૮-૪૨ માં તથા  ભક્તચિંતામણી પ્ર.-૧૫૯ માં ઉઘાડો વર્ણવ્યો છે. અક્ષરધામમાં સ્ત્રીપુરૂષ મુક્તોને પરસ્પર કામવાસના નથી અને તેમને ભગવાન થકી જ સુખની ઇચ્છા છે પણ બીજા થકી નહિં એમ પણ સ.જી. ૩/૪૧/૪૩-૪૭ માં કહયુ છે. શ્રીજીએ પણ અક્ષરધામમાં રાધાલક્ષ્મી સાથેના પોતાના મૂળ દિવ્ય રૂપનાં દુલર્ભ દર્શન ત્યાગી હરિ ભક્તોને આપ્યાની વાત સ.જી. ૪/૨૨/૨૮-૪૬ માં કહી છે. રાધાલક્ષ્મી વિગેરેમાં માતા જેવી નિત્ય નિર્દોષ પૂજય ભાવના રાખવાની વાત વચનામૃત મધ્ય -૩ માં કહી છે. ગુરૂપરંપરારૂપ સંપ્રદાયનું રામાનુજાચાર્ય થકી આગળ મૂળ જોઇએ તો વૈકુંઠવાસી વિશ્વક્સેન લક્ષ્મીજી અને નારાયણને કહયા છે એમ જોતાં લક્ષ્મીજી આ સંપ્રદાયનું મૂળ જ કહેવાય. માટે જ તેમને સ.જી. ૨/૩૭/૧૧૨ ''आद्याशक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते'' એમ ભગવાનની આદિ શક્તિ (પત્ની) પણે માનીને તેમનો મહા મહિમા ગ્રંથોમાં કહેવા પૂર્વક મંદિરમાં પણ સ્થાપના કરી છે. આ બધુ જોતાં આવાં સ્ત્રીરૂપ જગન્માતા લક્ષ્મીજી વિગેરે સર્વને પ્રભુ ભજનમાં અનુકૂળ થયાં છે પણ કોઇને અડચણ કર્તા થયા નથી તો અંદર બહારના બંડીયાને મતે માતાજી અડચણ કર્તા કયાંથી થયાં તે શાસ્ત્રાધારે વિચારવાનું છે આ તો અતિ વિચિત્ર અતિ અસહય છે અને અતિ વિરૂધ્ધ છે. ધામ

વૈકુંઠ અને ધામી લક્ષ્મી નારાયણને ઉતારી પાડવા જ આ બધી દુર્બુધ્ધિ વાપરી જણાય છે.

ગોલોક કે જે અક્ષર પર્યાય હોઇને શ્રીજીએ ઇપ્સિત સ્વધામ કહેવા પૂર્વક મુકિત સ્થાન તરીકે કહ્યું છે. જેને ''આવ્યા ગોલોક વાસી રે'' ''ગયા પોતે ગોલોક'' એમ પોતાના આવિર્ભાવ અને અંતર્ધાનનું મૂળ સ્થાન સ્વયં કહે છે. જેને સ્વાશ્રિત એકાંતિક ભકતોએ પ્રાપ્ય પણે કહે છે. જેને પ્રકૃતિ પર અનાદિ અચળ અવિનાશિ અપ્રાકૃત દિવ્ય અપુનરાવૃતિ સ્થાન કહે છે. જેના વાસી પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ઉપાસ્ય ઇષ્ટદેવ પરમ પ્રાપ્ય પણે કહેવા પૂર્વક પોતાને તેમના અવતાર તરીકે મનાવે છે. એવા શ્રીકૃષ્ણ અને તેમના પરમ ધામને તદ્દન ઉતારી પાડવા ''ત્યાં ગોપ ગાયું ગોપીયો આદિક કેટલીક જાતના વિક્ષેપને લીધે સુખેથી પ્રભુ ભજાય નહિ'' એવો દોષ આરોપવાની વિમુખી દુર્બુધ્ધિ આખીય વાપરી છે રાધિકા લક્ષ્મી ગોપ ગોપીઓ આદિકનો સંબન્ધ તો પ્રકૃતિ પર અક્ષરધામમાં શ્રીજીએ વર્ણવેલો વાસુદેવ માહાત્મ્ય અ. ૧૭-૧૮ તથા સત્સંગિજીવન પ્ર. ૩/૪૧ તથા ભકત ચિંતામણી પ્ર. ૧૫૯ અને મુકતાનંદ કાવ્ય ધામ વર્ણન ચાતુરીમાં વ્યકત જોવા મળે છે. હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમા પણ ''ગોલોક મધ્ય અક્ષરધામ । તીન મહીંરાધા લક્ષ્મી સ્વરૂપા, શ્રીદામાદિક પાર્ષદ અનુપા ।। ઇનહીં સહિત કૃષ્ણરૂપ સ્વામી, દેત ભયે દર્શન બહુનામી ।। અને કેટલાક મનુષ્યોને ગોલોકને મધ્યે અક્ષરધામ બતાવતા હતા. બહુનામી શ્રીહરિને સમાધિમાં રાધાલક્ષ્મી આદિક પત્નીઓ અને શ્રીદામાદિક અનુપમ પાર્ષદે સહિત શ્રીકૃષ્ણ સ્વરૂપે પોતાના દર્શન આપતા હતા. (હ.ચ.ના. ૩૬/૧૦-૧૧)'' ઉન્મત્ત ગંગા માહાત્મ્યમાં ''मुक्तैः पूजिपाद पद्मयुगलो राधेन्दिराधीश्वरः। एत हर्यात्मजनानु राग वशतः प्रादुष्कृतन्नाकृतिस्तुष्यान्मे प्रपितामहः स सहजानिन्दाभिधानो हरिः॥ જે પરંબ્રહ્મ પુરૂષોત્તમ પોતાના સર્વોત્તમ

અક્ષરધામમાં નિરંતર વિરાજી રહયા છે જેના બન્ને ચરણ કમળોની સેવા પૂજા મુક્તો કરી રહયા છે. અને જે રાધિકાજી તથા લક્ષ્મીજીના પણ અધીશ્વર સ્વામી છે, પરંતુ હમણા તેઓ પોતાના ભક્તોના પ્રેમને વશ થઇ મનુષ્યરૂપે પ્રગટ થયા છે. એવા મારા (વિહારી લાલજી) પ્રપિતામહ શ્રી સહજાનંદ નામે શ્રીહરિ છે. (ઉન્મત ગંગા માહાત્મ્ય/૧૬૪/૩૯ - આથી રાધાલક્ષ્મીનો સદ્‌ભાવ અક્ષરધામમાં કહ્યો)'' હરિલીલા કલ્પતરૂમાં ''अक्षराख्यं ततो राजन् स्वीयंधाम परं हरि:।....... राधा रमादिभिर्युक्तं शक्तिभिर्भूरिभिस्तथा॥ દયાનિધિ શ્રીહરિએ પ્રેમવતી માતાને અક્ષર નામનું પોતાનું ધામ બતાવ્યુ જેમાં માતાએ શ્રીહરિને રાધા રમા આદિ પત્નીઓથી યુક્ત જોયા. (હરિ.ક. ૨/૧૪/૧ થી ૮)'' ''कोटिकाम महाश्वर्य प्रदयाऽतिश्रियाऽन्वितम्। दिव्यालंकरणं श्रीमत्तडिद्भास्वरवास सम्॥ ગોપાળ યોગિએ અક્ષરધામમાં સમાધિમાં કરોડો કામદેવને મહા આશ્ચર્ય પમાડનારી લક્ષ્મીજીથી યુક્ત, દિવ્યાલંકારવાળા, શોભા યુક્ત વીજળીના જેવા તેજસ્વિ વસ્ત્રવાળા શ્રીહરિને જોયા. (હરિલીલા - ક. ૨/૪૪/૧૨)'' ''अप्राकृतं सोऽपश्यद्धामगोलोकमद्भुतम्। अक्षरंधाम तन मध्ये दिव्यमप्रतिभं शुभम्........ तेजो माधुर्य्य सौन्दर्य भ्राजितावयव श्रियम्। श्रियाऽप्रतिमया श्रुष्टं कोटि कामस्मयच्छिदा॥ ભગવાનની કૃપા વિના ન જોઇ શકાય તેવા સર્વલોકને તે યોગીએ, સમાધિમાં ભગવાનની ઇચ્છાથી જોયા પછી તે યોગીએ અપ્રાકૃત આશ્ચર્યકારી ગોલોક ધામ જોયુ. તેના મધ્ય ભાગમાં અનુપમ શુભ દિવ્ય અક્ષરધામ જોયુ....... તે અક્ષરધામમાં સ્વાભાવિક મનોહર પ્રકાશ, મનોહરપણુ, સુંદરપણું વિગેરેથી દેદિપ્યમાન અવયવોમાં લોકોત્તર શોભાવાળા, કરોડો કામદેવના સૌદંર્યની શોભાને તિરસ્કાર કરનારી લક્ષ્મીજીથી સેવાયેલા જોયા. (હરિલીલા ક. ૨/૫૯/૪૫-૪૮)'' ''तस्मान्मुमुक्षुभि: कार्या भक्ति साक्षात् रमापते:। स्वधर्म ज्ञान वैराग्य माहात्म्य ज्ञान संयुता॥ તેથી મુમુક્ષુજનોએ અક્ષરધામમાં નિત્યનિવાસ કરનારા લક્ષ્મીજીના પતિ પ્રત્યક્ષ

પુરૂષોત્તમ શ્રીહરિની સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય સહિત ભક્તિ કરવી. (હરિ. કલ્પ/૩/૭૭/૩૦)'' ''तत्र लक्ष्मीं तथा राधां नानाऽलंकार शालिनीम्। दिव्यामयश्यद् भक्तिं स श्रीमद्वासो विभूषणाम्॥ અભય રાજાએ સમાધિમાં નાના પ્રકારના અલંકારોથી શોભતાં રાધા લક્ષ્મીને જોયા તથા સુંદર વસ્ત્રો તથા અલંકારો જેમને છે એવા દિવ્ય રૂપવાળા ભક્તિને પણ જોતા હતા. (હરિ. કલ્પ/૮/૭/૪૨)'' ''दृष्टोऽस्माभिश्चिदाकाशे बुधा ब्रह्मपुरे ह्ययम्। मायापरेऽक्षरर्मुक्तैः सेव्यमान् पदाम्बुजः॥ सेवितो भक्ति धर्माभ्यां राधालक्ष्म्याऽऽदिभिस्तथा॥ અમદાવાદમાં સમાધિમાંથી બહાર આવી ભક્તો બોલ્યા હે પંડિતો! માયા પર ચિદાકાશ રૂપ બ્રહ્મપુરમાં અક્ષર મુક્તોએ સેવ્યા છે ચરણ કમળ જેમના એવા આ શ્રીહરિ અમોએ જોયા. વળી ભક્તિ અને ધર્મ તથા રાધાલક્ષ્મી આદિથી સેવાયેલા આ શ્રીહરિને અમોએ જોયા (હરિ. કલ્પ/૪/૪૯/૧-૨- આથી અક્ષરધામમાં પણ રાધાલક્ષ્મીનો શ્રીહરિ સાથે સદ્ભાવ સ્પષેટ થયો)'' નિત્યાનંદ સ્વામીકૃત શ્રીહરિ પ્રાર્થના સ્તોત્રમાં પણ ''ज्योतिःस्थ दिव्याकृते। श्री राधादिक शक्तिसेवितपदः, स्वामीन्त्वमेवासि मे॥ અક્ષર બ્રહ્મ જયોતિમાં સદા બિરાજમાન એવા દિવ્યાકૃતિ પુરૂષોત્તમ છો. રાધાલક્ષ્મી જેવી અનંત શક્તિઓ આપના ચરણ કમળની સેવી રહી છે. એવા આપ એક જ મારા સ્વામી ઉપાસ્ય મૂર્તિ ઇષ્ટદેવ છે. (હરિ પ્રાર્થના /શ્લો. ૪ આથી અક્ષરધામમાં રાધાલક્ષ્મીનો શ્રીહરિ સાથે અખંડ સદ્ભાવ સ્પષ્ટ થયો.)'' હરિચરિત્રામૃત સાગરમાં પણ ''અક્ષરધામમાં એક રત્નજડિત સિંહાસન છે તેના ઉપર આ શ્રીહરિ બિરાજેલા છે. રાધા લક્ષ્મી આદિ અનેક પત્નીઓ પ્રેમભાવથી આ શ્રીહરિની મૂર્તિ પાસે બેઠેલી છે. (હ.ચ.સા. ૩/૨૫/૩૫-૩૬)'' ''સુખદાયક શ્યામ સુંદર શ્રીહરિએ કેટલાકને ગોલોક મધ્યે રહેલું અક્ષરધામ બતાવ્યુ. જેમાં ભગવત પરાયણ મુક્તો અને રાધાલક્ષ્મી આદિ અનંત શક્તિઓ રહે છે. (હ.ચ.સા. ૩/૩૩/૨૫-૨૭)'' ''મારૂ દિવ્ય અક્ષરધામ છે. તેમા

મારા અનંત મુકતો રહે છે તે ધામમા રાધા અને લક્ષ્મી જેવી અનંત શકિતઓ શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરે છે. (હ.ચ.સા. ૩/૪૯/૪૨ થી ૪૪)'' ''જે રાધા અને રમા, દિવ્ય તનુધારી અક્ષરધામમાં રહ્યા છે. (હ.ચ.સાગર/૪/૫/૪૭)'' ''અક્ષરધામમાં વિશાળ મોટા મહેલો છે શ્રીહરિ તેમા દિવ્ય સ્વરૂપે બિરાજે છે. તેમની વિશેષ સેવા કરવા માટે રાધા અને લક્ષ્મી ત્યાં રહ્યા છે. (હ.ચ.સા. ૪/૪૦/૩૧)'' ''અક્ષરધામમાં જે રાધા અને રમા આદિ મહાન શકિતઓ રહિ છે. (હ.ચ. ૮/૫૮/૩૬)'' ''રાધા અને લક્ષ્મી જેવી અનંત સ્ત્રીઓ અક્ષરધામમાં રહી છે. (હ.ચ.સા. ૧૪/૩૩/૩૫ - આથી આધારાનંદ સ્વામીએ અક્ષરધામમાં રાધાલક્ષ્મીનું સ્પષ્ટ શબ્દોમાં સમર્થન કર્યુ.)'' ''અગણિત મુકત વસત હે જાઇ, એસો અક્ષરધામ કહાઇ....... રાધાલક્ષ્મી આદિ જેહ, ચરનકું પૂજીતનીત, નંદ સુનંદાદિ અનંત, પાર્ષદ સેવત પ્રીત. (મંજુકેશાનંદ કાવ્ય/ઐશ્વર્ય પ્રકાશ/૧/૧૪-૨૪ આથી મંજુકેશાનંદ સ્વામીએ પણ અક્ષર ધામમાં રાધા રમાનું સમર્થન કર્યુ.)'' આ ઉપરાંત રાધિકાએ સહિત શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન ધરવાનું તો વચનામૃત ગઢડા પ્રથમ -૫ માં પણ કહ્યુ છે. આ બધુ કેવળ ગ્રંથમાં જ લખી રાખ્યું છે એમ નહિ પરંતુ મહા મંદિરો કરાવી તેના મધ્યભાગમાં ગોપીનાથ, લક્ષ્મીનારાયણાદિકની સ્થાપના કરીને સંપ્રદાયમાં જાહેરમાં પણ મુકયુ છે. મધ્ય- ૧૯ માં શ્રીજી ગોલોકમાં ગયા અને ત્યાં ભજનનું બહુ સુખ પામ્યા. એવી વાત પોતે જ કરી છે. ખરૂં જોતાં આ ધામ પ્રભુ પ્રાપ્તિ માટે પ્રભુ ભજનનું નહિ પણ પ્રભુ ભજનના ફળરૂપે અંતે પામવાનું ભોગવવાનું કહ્યું છે. એમ શ્રીજી વિગેરે બધાયને વિક્ષેપ વિનાનું ભજન સુખ આવ્યું છે. એકાકી અંદર બહારના બંડીયાને મને ભજન સુખ ન આવ્યુ એ અતિ વિચિત્ર વિશ્મય ઉપજાવે છે. બંડીયાને તો શ્રીજી સ્થાપિત શુધ્ધ મહા સંપ્રદાયમાં પણ કયાં ભજનનું સુખ આવ્યુ છે? સુખ લેવા માટે શુધ્ધ સંપ્રદાય થકી વિમુખ થયા છે અને કેટલાક

સંપ્રદાયમાં હોવા છતા આ પ્રમાણે વિમુખો જેવી માન્યતા ધરાવતા હોવાથી વિમુખ જેવા જ થઇ ગયા છે. તો બીજી બધી બાબતો થકી પણ વિમુખ થાય જ એમાં કહેવું જશુ? ધામ ધામીને દ્વેષ રોષ મત્સરથી ઉતારી પાડવા જ આ બધી પાપ બુધ્ધિ વાપરી જણાય છે. વળી બંડવાતમાં ગોલોક અને અક્ષર તદ્દન જુદા પાડવા જ ખંડને કે લોકોને જુદા પાડવા વચ્ચે પર્વતાદિ આવરણો ગોઠવ્યાં છે. તેમ વચ્ચે પ્રકૃતિ પુરૂષોનો લોક કે જે માયાવેષ્ટિત હોઇને વૈકુંઠ ગોલોકાદિક આગળ અતિતુચ્છ છે તેને અડાવ્યો છે એમ અવળું અડાવીને બન્ને વચ્ચે પ્રાકૃત અપ્રાકૃત આદિ અનાદિ અનિત્ય નિત્ય અપાર પર અપ્રાપ્ય પ્રાપ્ત નાશિ અવિનાશિ હેય ઉપાદેય જેટલો અત્યંત ભેદ પાડવાનો ઉઘાડો દુરાશય દર્શાવ્યો છે. આ બાબત સંપ્રદાયના શાસ્ત્રોથી સર્વાંશે વિરૂધ્ધ બનાવટી છે. શાસ્ત્રો તો ગોલોકને પ્રકૃતિ પર અપ્રાકૃત દિવ્ય સનાતન નિત્ય અવિનાશિ અચળ અનાદિ એકાંતિક પ્રાપ્ય સર્વોત્તમપણે વર્ણવે છે. જુઓ પ્રમાણો શિક્ષાપત્રી શ્લો. ૧૨૧ ના ભાષ્યમાં ગોલોક શબ્દનું ''यत्रगावो'' આ શ્રુતિ પ્રમાણ લઇને ''निरतिक्षयदीप्ति युक्तोऽप्राकृत लोक विशेषः'' એવું વ્યાખ્યાન કર્યુ છે. આથી ગોલોકની અપ્રાકૃતતા કહી વચનામૃત વરતાલ-૧૮ માં ''માયાથી પર એવો જે ગોલોક'' આવો શબ્દ છે. આથી માયાપરતા કહી સ.જી.પ્ર. ૩/૪૧/૬-૭-૮ માં પૃથિવ્યાદિ સાત આવરણ કહીને શ્લો-૯ માં પ્રકૃતિ નામનું મહા આવરણ કહીને, શ્લો- ૧૦ માં પ્રકૃતિ થકી પર તેજોમય મહત અનંતાનન્ત દિવ્ય ચિદાકાશ કહીને, શ્લો-૨૧ થી ૨૫ થી તેની અંદર તેજોમય દિવ્યભૂમિ અનુપમ કહીને શ્લો-૨૬-૨૭ થી તેને જ ગોલોકધામ કહેતાં તેને પરમ સનાતન દર્શનીયતમ સર્વ મનોહર અલૌકિક આદિક વિશેષણો આપ્યાં છે. આથી ગોલોકની પ્રકૃતિ પરતા સનાતનતા દિવ્યતા લોકવિલક્ષણતા અને અનુપમતા સિધ્ધ થઇ. સ.જી. ૩/૧૮/૧૬ ''नमो दिव्य गोलोक धाम्नि'' એમ ગોલોકને દિવ્ય વિશેષણ આપ્યુ છે. એક ટીકામાં દિવ્યનો અર્થ

અપ્રાકૃત કર્યો છે અને એક ટીકામાં કાળમાયાના પરાભવે રહિત એવો કર્યો છે. આથી અપ્રાકૃતતા અને કાળ માયાતીતતા સિધ્ધ થઇ. સ.જી. ૩/૨૨/૫૦ એકાંતિક સત્સંગિઓને પામવાનું ધામ ઉત્તમ ગોલોકને કહ્યુ છે. આથી ગોલોકની ઉત્તમ પ્રાપ્યતા કહી. સ.જી.પ્ર. ૩/૩૦/૪૮ ''ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोक संज्ञममलं'' એમ ગોલોકને પરમ અને અમળ વિશેષણ આપીને પરમ પ્રાપ્ય ધામ કહ્યુ છે. સ.જી. ૫/૩૨/૩૭ ''द्वितीयस्य फलं ज्ञेयं गोलोक प्राप्तिरूत्तमम्'' એમ ગોલોકની પ્રાપ્તિને ઉત્તમ ફળ તરીકે કહી છે. સ.જી. ૪/૩૩/૧૯ ''लक्ष्मीनारायणादीनां महापूजां नरोऽत्र ये। करिष्यन्तित आप्स्यन्ति गोलोके परमं सुखम्'' એમ ગોલોકને પરમ સુખ રૂપ કહે છે. વાસુદેવ માહાત્મ્ય અ. ૧૬/શ્લો -૧૨-૧૩ ''भूम्यप्तेजोनि लाकाशाहं ममत्प्रकृती: क्रमात्। कान्त्वा दशोत्तर गुणाः प्राप गोलोकमदभुतन्। धाम तेजोमयं तद्धि प्राप्यमेकान्तिकैर्हरे:।'' એમ ગોલોકને પ્રકૃતિ સાથેના અષ્ટાવરણ થકી પાર અદ્ભુત તેજોમય અને એકાંતિક પ્રાપ્ય એવાં વિશેષણો આપ્યા છે. આથી ગોલોકની પ્રકૃતિ પરતા અદ્ભુતતા તેજોમયતા અને એકાંતિક પ્રાપ્યતા નકકી થઇ. વ.મૃત સારંગ-૧૪ માં ગોલોકને પામીને કોઇ પાછો પડતો નથી એમ કહી અપુનરાવૃત્તિ સ્થાનતા કહી છે. હરિ વાકય સુધાસિંધુ ઉપોદ્ધાત શ્લો-૭ ની રઘુવીરાચાર્ય કૃત સેતુમાળા ટીકામાં મૂળ ગોલોક પદનું ''महामायान्धतम सपरतरचिदं स्थ गोलोकाख्यपदे'' એવું વ્યાખ્યાન કર્યુ છે. આથી ગોલોકની માયાના ગાઢ અંધકારથી પરતર ચિદાકાશની અંદર સ્થિતિ કહી. ભકત ચિંતામણી પ્ર. ૧૫૯ ચોપાઇ - ૬-૬૮ માં ગોલોકને ગુણાતીત માયાતમપાર અચળ અનાદિ દિવ્ય અતિ અનુપમ અપુનરાવૃત્તિ વિગેરે વિશેષણો આપીને છેવતે ઉધ્ધવાશ્રિત એકાંતિક જનોને પરમ પ્રાપ્ય કહ્યુ છે. મુકતાનંદ કાવ્ય ધામ વર્ણન ચાતુરી ત્રણમાં ''ભવ ભય હારી શ્રીકૃષ્ણનું ગોલોક ધામ અનુપ । માયાથી પર અતિ દિવ્ય છે, સુખદાયક તેહનું રૂપ ॥ અનંત કોટિ બ્રહ્માંડનો, આધાર

ધામ એહ ॥'' આથી ગોલોક ધામને માયાના તમથી પર કહ્યુ. આ રીતે ગોલોકને પ્રકૃતિ મંડળ થકી પાર કહેવા પૂર્વક તેને એકાંતિક પ્રાપ્ય પરાત્પર અચલ અનાદિ અપ્રાકૃત અપુનરાવૃત્તિ અનુપમ અવિનાશી કહે છે. આવા શ્રીજી અભિમત ગોલોકને તદ્દન વિપરીત ભાવવાળું ઠરાવવા જ સામાવાડીયાએ ગોલોક અક્ષર વચ્ચે તુચ્છ લૌકિક પ્રકૃતિ પુરૂષના લોકને ગોઠવ્યો છે એમ કરીને સંપ્રદાયના શાસ્ત્રોમાં ગોલોકની અંદર અક્ષરધામ કહીને જે એક સળંગ સંબન્ધ નિત્ય અખંડિત વર્ણવ્યો છે તે પણ અમિત્રવત્ તોડી નાખ્યો છે.

હવે વિરોધિઓએ ગોલોક અને અક્ષર વચ્ચે પ્રકૃતિ પુરૂષનો માયિક લોક માયાથી કલ્પીને ગોલોક થકી અત્યંત જુદુ પ્રકૃતિ પર અક્ષરધામ ઠરવ્યું એ જ સંપ્રદાયનાં શાસ્ત્રોમાં ગોલોકના મધ્યેને વિષે વર્ણવેલું અક્ષરધામ છે? કે તેનાથી પણ તદ્દન જુદુ બીજુ અક્ષરધામ છે? એનો વિચાર કરવાનો રહયો. ઉધ્ધવ સંપ્રદાયના શ્રીજી માન્ય પ્રબંધોમાં પ્રકૃતિ પર ગોલોક મધ્યે અક્ષર ધામ તો અનાદિ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણનારાયણ અને તેમની રાધાલક્ષ્મી નિત્ય પત્નીઓ અને તેમના નંદ, સુનંદ, શ્રીદામ, વિશ્વકસેન, શેષ વિગેરે પાર્ષદો ઇત્યાદિનું પ્રાધાન્ય વર્ણવીને, છેવટે એ જ શ્રીકૃષ્ણના અવતાર સ્વામિનારાયણ છે અને તેમના આશ્રિતોને એ જ ધામ પામવાનું છે, વિગેરે બાબત વર્ણવી છે. આ બધુ અંદર બહારના બંડિયાની માન્યતાને અનુકૂળ બંધ બેસતું નહી હોવાથી તેનાથી જુદુ બીજુ જ અક્ષરધામ બંડીયુ કલ્પ્યુ છે. એ સ્પષ્ટ થાય છે. એમ જુદુ બીજુ અક્ષર ધામ કલ્પતાં ગોલોક મધ્યેના અક્ષરધામની તો ગોલોક જેવી જ તુચ્છ દુર્દશા થઇ. એમ થતા શાસ્ત્ર સિધ્ધ ગોલોક અને તેની અંદર વર્તલા અક્ષરધામનું પણ પ્રાકૃતપણું નાશિપણું પુનરાવૃત્તિપણું વિમુખોના મતે મનાયુ કહેવાય. આ બધો દુરાશય ગોલોક અક્ષર વચ્ચે પ્રકૃતિ પુરૂષનો લોક ગોઠવવાથી જ બહાર તરી આવે છે. આવો આશય

સંપ્રદાયના કોઇપણ શ્રીજી માન્ય ગ્રંથોમાં જોવા મળતો નથી. આવો દુરાશય ગુણાતીતાનંદ સ્વામીની છ પ્રકરણની ચોપડીમાં પ્ર. ૫ વાત ૩૦૭ માં ઉઘાડો જણાવ્યો છે. એનું વિવેચન પ્રથમ થઇ ગયું છે. એટલે આ આખી વાત પણ શાસ્ત્રીય ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી બીજા અશાસ્ત્રીય અક્ષર ધામને ઠરાવવા માટે જ ગોઠવી કાઢી છે. સંપ્રદાયમાં રહીને અને તેનો બધો લાભ લઇને પણ આવી ભોંગતોડની ભાંજગઠનું કુટિલ ઉઘાડું કુભંડ કરવાનું ખરૂ કારણ તો નિરક્ષર ગુણાતીતાનંદને મૂળ અક્ષર સર્વોપરી કરાવી, તેઓના અગલ-બગલના શિષ્યોને પણ સર્વોપરી ઠરાવવું એજ છે. સંપ્રદાયની શ્રીજી અભિમત શાસ્ત્રીય માન્યતાને શાસ્ત્ર દૃષ્ટિએ બરોબર મેળવીએ તો આભ જમીન જેટલું કે દિવા રાત્રિ જેટલું અંતર આ ઉપરથી સાબિત થાય છે. આ જોતાં એમને બંડિયા કે દુઢીયા કે ખુણીયા કે વિમુખ કે સામાવાડીયા કે સમોવડીયા કહેવામાં આવે છે અને વિમુખ કહેવામાં આવ્યા છે. અથવા સંપ્રદાયની અંદર રહીને પણ વિમુખ જેવું જીવન વિતાવી રહ્યા છે તે સર્વ પ્રકારે સંભવિત સમન્વિત સમુચિત છે. સંપ્રદાયમાં રહીને તેથી તદ્દન જુદુ માનવું કે જુદુ કહેવું કે જુદુ કરવું એ જ બંડીયા કે વિમુખનું અપલક્ષણ છે.

સંપ્રદાયમાં સર્વ શાસ્ત્રોમાં શ્રીજીએ તથા મુક્તોએ પ્રકૃતિ પર અપ્રાકૃત અનાદિ અવિનાશિ અપુનરાવૃત્તિ નિત્ય નિર્દોષ એકાંતિક પ્રાપ્ય પણે વર્ણવેલા ગોલોક અને તદંતર્વર્તિ અક્ષરધામની વચ્ચે, તેના વિરોધિઓએ પ્રકૃતિ પુરૂષના હેય પ્રાકૃત આદિ પુનરાવૃત્તિ નાશવંત દૂષિત લોકને અડાવીને ગોલોક અક્ષરને તેથી પણ નીચે પ્રકૃત્યન્તર્ગત પ્રાકૃત પુનરાવૃત્તિ નાશવંત આદિ બધ્ધ પ્રાપ્ય હેય ઠરાવીને ઉતારી પાડવાનો વિમુખાશય વ્યકત દર્શાવ્યો છે તે ઉપરની વાતો ઉપરથી જણાવ્યો. આવી વાતો અનેક છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ - પ્ર-૫ ની પ્ર-૧ વાત-૪૬ ''વિષયનો તિરસ્કાર તો અક્ષરધામમાં, શ્વેતદ્વીપમાં, બદરિકાશ્રમમાં ને આ લોકમાં મોટા એકાંતિક પાસે છે, એ ચાર ઠેકાણાં વિના બાકી સર્વે ઠેકાણે વિષયનો આદર છે.'' આવી મળતી ઝુલતી વાત ઉધ્ધવ સંપ્રદાયની પ્રાઇવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ-૩/૧૭૫-૧૭૬ માં પણ જોવા મળે છે. આમાં વિષયના આદર વિનાનાં ચાર ઠેકાણાં નામ સાથે કહેવાથી અને તેમાં વૈકુંઠ ગોલોકને નહિ ગણવાથી નિર્વિષયિ અને નિર્વિષયિ જનોએ જ પ્રાપ્ય એવા તેમાં વિષયનો આદર કહેવાનો અને તેથી તેની અક્ષર વિનાનાં ત્રણ ઠેકાણાં કરતાં અત્યંત તુચ્છતા કહેવાનો દુરાશય તરી આવે છે. બદરીકાશ્રમ શ્વેતદ્વીપ અને આ લોકનાં એકાંતિકની સન્નિધિ કરતાં તો વૈકુંઠ ગોલોકનો અધિક ઉત્કર્ષ તો સર્વ શાસ્ત્રમાં પ્રસિધ્ધ છે તેને આલોકના માનીતા એકાંતિકની સન્નિધિ કરતાં પણ ઉતારી પાડવાની પારાવાર દુર્બુધ્ધિ ઉભરાઇ આવે છે. વિષથી વિમુખ લોકોને બધુ વિપરીત જ ભાસે છે આ વાતમાં ગલોક અક્ષરને તદ્દન જુદા પાડવાનો દુરાશય વ્યકત છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ ગુ.સ્વામીની પ્ર. ૨ વાત-૫૫ ''પછી સ્વામી બોલ્યા જે બીજાએ કલ્યાણ તો કર્યા છે પણ કારણ શરીરના ભાવને ટાળીને કલ્યાણ કર્યા નથી. ને જો કારણ શરીરના ભાવને ટાળીને કલ્યાણ કર્યા હોય તો ગોલોકને વૈકુંઠ લોકમાં કજીયા શા સારૂ થાય.? માટે ગોલોકમાં રાધાજીએ શ્રીદામા સાથે વઢવેદ કરીને વૈકુંઠ લોકમાં જય વિજયે સનકાદિક સાથે વઢવેડ કરી છે. તે એમ જાણવું જે ત્યાં કારણ શરીર નહિ ટળ્યું હોય અને મહારાજ તો કારણ શરીર ટાળવા સારૂ સાધુને નિયમ તો અક્ષર ધામમાંથી લઇને જ પધાર્યા છે.'' ઉધ્ધવ સંપ્રદાયની

પ્રાઇવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ-૨/૫૫ માં પણ જોવા મળે છે. આ વાત સા. ૧૪ શ્રીજી વચનામૃત સાથે મેળવતાં તદ્દન વિરૂધ્ધ નક્કી થાય છે. શ્રીજીએ વઢવેડનું ખરૂ કારણ ભગવાનની અવતાર ધારીને લોક કલ્યાણની ઇચ્છા જ જણાવા પૂર્વક ગોલોક વૈકુંઠને પુનરાવૃત્તિ વર્જીત અને કાળ માયાકર્માદિકના ભયે વર્જીત નિત્ય નિર્દોષ જણાવ્યું છે. ભાગવતમાં પણ શ્રીજીના કહ્યા મુજબ જ સમાધાન કર્યુ છે આ જોતાં એમાં વિરૂધ્ધ કારણ શરીરનો ભાવ કહી શકાય જ નહિ. કારણ શરીરવાળા તો તે ધામને પામે જ નહિ એમ પણ શ્રીજીએ છેવટે કહ્યુ છે. માટે પૂર્વે ભગવાને જેનાં કલ્યાણ કર્યા છે તેના કારણ શરીરના ભાવને ટાળીને જ કર્યા છે એમ નિશ્ચિત થાય છે. સાધુઓ તો બદરીકાશ્રમ વાસી મરિચ્યાદિ ઋષિઓના અવતાર હતા એવો સંપ્રદાયનો શાસ્ત્રીય ઉપોદ્ઘાત છે. એટલે તેમનું ત્યાંથી જ આવ્યાનું અને શ્રીજીનું પણ ત્યાંથી જ આવ્યાનું કહી શકાય. આ બધી વાત શ્રીજી માન્ય ગોલોક વૈકુંઠમાં કારણ શરીર અને તેથી કજીયા થવાનું કલ્પીને તેને તદ્દન ઉતારી પાડીને તે થકી અક્ષરને અત્યંત જુદુ બીજુ કલ્પવાના દુરાશયવાળી સ્પષ્ટ થાય છે. આવી જ બાબત પ્ર. ૬ ની પ્ર. ૩ વાત ૫૫ માં છે. આમાં પણ ગોલોક વૈકુંઠમાં કારણ શરીર અને તેથી કજીયા થવાનું કલ્પ્યું છે. આ વાતોમાં તો અક્ષરધામમાં કારણ શરીર નહિ હોવાનું નિરૂપણ કર્યુ છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ પ્ર. ૩ વાત-૪૫ ''અક્ષરના મુક્તને પણ સમજવામાં કસર રહી ગઇ હોય તો તેને પણ અહીં ભગવાનની ભેળુ કસર ટાળવા આવવું પડે છે.'' પ્ર.૫/વાત-૯૩ ''અને અક્ષરના મુક્ત પણ આહીં ભગવાન ભેળા આવે છે ત્યારે કસર ટળે છે.'' તથા પ્ર. ૬ ની પ્ર. ૧ વાત-૧૬૩ ''અને અક્ષરધામમાંથી ત્રીજો તો વાસનાએ કરીને આવે છે.'' પ્ર. ૫ વાત-૧૯૫ ''અક્ષરધામમાંથી પણ જે મુક્તને

પોતાની કસર ટાળવા લાવ્યા હોય'' આવા શબ્દો છે. આ ઉપરથી બંડમતે અભિમત અક્ષરધામમાં પણ વાસના અને કસર હોવાનું કબૂલ થયુ. વાસના કહો કે કારણ શરીર કહો કે કસર કહો બધાનો એક જ અર્થ છે. આ જોતાં જુદા અક્ષરમાં પણ કજીયા થવાનો પૂર્ણ પ્રસંગ આવે જ. આ બધું મેળવતાં ઉપરની વાત શાસ્ત્ર વિરૂધ્ધ, શ્રીજી વચન વિરૂધ્ધ અને પરસ્પર વિરૂધ્ધ પણ છે. વાતોમાં - ''मुखमस्तीति वक्तव्यं'' એટલો જ અપન્યાય જણાય છે. આવી સર્વ પ્રકારે વિરૂધ્ધ વાત કરવા ગુણાતીતાનંદ સ્વામી નવરા ન હતા બીજાઓએ તેઓના નામ પર જેમ આવે તેમ ગામઠી ગપ્પા માર્યા છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ ગુ.સ્વામીની પ્ર. ૪ વાત-૨૩ ''સાધને કરીને એ ધામ પમાતું નથી........ ને તે મુકતને એક પુરૂષોત્તમના ચરણારવિંદની ઉપાસના છે ને તે સાથે જ રમણ છે ને બીજા ધામોને વિષે તો ચાર ચરણારવિંદની ઉપાસના છે ને તે સાથે રમણ છે ને સ્ત્રી છે તે પોતાના પુરૂષ સાથે પણ રમણ કરે છે ને પુરૂષોત્તમની જે મૂર્તિ છે તે સાથે પણ રમણ કરે છે, ને જે પુરૂષ છે તે પણ પોતાની સ્ત્રીના ચરણારવિંદની સેવા તત્પર થઇને કરે છે. ને નવધા ભકિતએ કરીને પુરૂષોત્તમની સેવા પણ કરે છે એવી જાતની જે ઉપાસનાને ભકિત ને અક્ષરધામને વિષે નથી. બીજા ધામોને વિષે છે. ને તે અક્ષરધામ મારૂં છે..... સાચી ઉપાસનાને એકાંતિક ધર્મએ બે સંપૂર્ણ હોય તો તે અક્ષરધામને પામે છે ને એકાંતિક ધર્મ એ બે સંપૂર્ણ હોય તો તે અક્ષરધામને પામે છે ને એકાંતિક ધર્મને વિશે કસર હોય તો મૂળ પુરૂષને પામે છે ને ઉપાસનામાં તથા નિર્વાસનિકપણામાં કસર હોય તો ભગવાનના ગોલોકાદિક ધામને પામે છે.'' આ વાતના અક્ષરે અક્ષર લોક શાસ્ત્રની અને સંપ્રદાયની દૃષ્ટિએ જોતા પૂર્ણ રૂપે વિરૂધ્ધ છે. અક્ષરધામની પ્રાપ્તિમાં સોળ સાધનો

અંત્ય ૨૪ માં વ.મૃતમાં કહ્યાં છે., માટે 'સાધને કરીને ધામ પમાતુ નથી.' આ શબ્દ છે તે શ્રીજી વચનથી વિરૂધ્ધ છે એટલું જ નહિ પણ 'સાચી ઉપાસનાને એકાંતિક ધર્મ એ બે સંપૂર્ણ હોય તો તે અક્ષરધામને પામે છે.' આ પોતાના પાશ્ચાત્ય વચનથી પણ વિરૂધ્ધ છે. એમ એક જ વાતમાં પરસ્પર વિરૂધ્ધ વાત છે. ઉપાસના અને એકાંતિક ધર્મ આ બધાં સાધન જ કહેવાય છે. ભગવાન શ્રીહરિએ સ.જી. ૩/૪૧ માં વર્ણવેલા અક્ષરધામમાં શ્લો-૮-૩૫-૩૬-૩૮-૪૨ થી સ્ત્રી રૂપ રાધાલક્ષ્મીનો તથા સ્ત્રી પુરૂષરૂપ પુરૂષનો યોગ વર્ણવ્યો છે. માટે અક્ષરધામમાં સ્ત્રીરૂપ મુક્ત નથી એમ કહેવું તે શ્રીજી વચનથી વિરૂધ્ધ છે. ''સ્ત્રી પુરૂષરૂપ મુક્તોને પરસ્પર કામવાસના નથી.'' એમ શ્લો-૪૭ માં કહી શ્લો-૪૩ માં ''ભગવાન થકી જ તેમને સુખેચ્છા છે પણ બીજા થકી નથી.'' એમ પણ સાથે કહ્યુ છે. હવે જો પાપરૂપ દોષ જ કલ્પવો હોય તો અક્ષરમાં પણ સ્ત્રીરૂપ મુક્તો હોવાથી ચાર ચરણની ઉપાસના કહેવાય અને શ્રીજીના કહ્યા પ્રમાણે નિર્દોષ ભાવ લેવો હોય તો ચાર ચરણની ઉપાસના ન કહેવાય. આજ રીતે ગોલોક વૈકુંઠમાં પણ સમજી લેવુ. ભગવાનની જે એવી લીલા છે તે નિર્દોષ અને ભક્તોના સુખ માટે સમજવાનું વચનામૃતાદિ ગ્રંથોમાં જ કહ્યુ છે. અને રાસ લીલા શુકદેવજી જેવા એ ગાયેલી હોવાથી ત્યાગીઓને પણ ગાવાની આજ્ઞા પ્રથમ-૭૨ માં કરી છે. અને એવી ભગવાનની લીલામાં દોષ પરડનારને ગ.મ. ૫૩ માં વિમુખ કહ્યો છે લોકમાં પણ સ્ત્રીની ઉપાસના પુરૂષોને છે એમ કહેવાતું નથી તો પર દિવ્ય લોકમાં કહેવાય જ કેમ? સ્ત્રીને પુરૂષના બે ચરણની અને ભગવાનની બે ચરણની, મળીને ચાર ચરણની ઉપાસના અને પુરૂષને પોતાની સ્ત્રીના બે ચરણની અને ભગવાનના બે ચરણની, મળીને ચાર ચરણની ઉપાસના કુકલ્પી ત્યારે તો અક્ષરાદિ બધા ધામોની આ લોક કરતાં પણ અતિતુચ્છતા થઇ જાય. ગોલોકાદિકમાં સ્ત્રીયો છે અને અક્ષરમાં નથી માટે એમ કહી શકાય નહિ એમ કહેવાય એમ નથી, કેમકે મુક્ત

સ્ત્રીઓનો સંબન્ધ તો અક્ષરધામમાં પણ શ્રીજીએ નિર્દોષ ભાવથી વર્ણવ્યો છે. આવી પાપબુધ્ધિ કલ્પીએ તો ભગવાન પોતાની રાધા લક્ષ્મી પત્નીના બે ચરણની ઉપાસના કરે છે એમ કુબુધ્ધિ કહેવાય. શ્રીજીને પણ રાધા લક્ષ્મીના પતિ બહુધા વર્ણવ્યા છે. (જે આગળ પ્રતિપાદન કરવામાં આવશે.) અક્ષરમાં એવું નથી પણ ગોલોકાદિકમાં એવું છે. એમ માનીએ તો શ્રીજી પણ ગોલોકમાં અંતર્ધાન પામતાં ગયા છે. અને આશ્રિતોને તે ધામ પ્રાપ્ય કહીને તેને પહોચાડયા છે. એવી વાત ગ્રંથમાં ઘણી છે, તો આ બધા સ્ત્રી વિષય ભોગ સાથેની ચાર ચરણની ઉપાસના ભક્તિ કરવા ત્યાં ગયા છે. એમજ માનવાનો પ્રસંગ આવે. વળી ઉપાસનામાં તથા એકાંતિક ધર્મને વિષે કસરવાળાને ગોલાકાદિકની પ્રાપ્તિ કહી છે, તો ગોલોકમાં ગએલા શ્રીજી તથા તેમના આશ્રિતો વિષે ઉપાસના તથા એકાંતિક ધર્મમાં કસર માનવાનો પ્રસંગ આવે. શાસ્ત્ર દૃષ્ટિએ શ્રીજી તથા તેમના આશ્રિતો વિષે એવી કસર તો કહી શકાય નહિ. વળી જે ગોલોકાદિક ધામને કાળમાયા કર્માદિ દોષ વર્જિત અધિકારી અપુનરાવૃત્તિ અપ્રાકૃત કહે છે. એટલે એમાં કિંચિત દોષ સંભાવના કહી શકાય નહિ ખરૂ જોતા આ વાત પોતાના આંતર કામાદિ દોષો નિર્દોષ પરમાત્મામાં કુકલ્પીને તેમને અત્યંત ઉતારી પાડીને બીજા અક્ષરની અને બીજા અધિપતિ ભગવાનની કુકલ્પના માટે ઉપજાવી કાઢી છે. આથી લોક શાસ્ત્ર નિંદિત, શાસ્ત્ર વિરૂધ્ધ, ધામધામીને બહુ ઉતારી પાડવાની મહાદ્રોહી વાત ગુણાતીતાનંદ સ્વામી કદાપિ કરે જ નહિ. એ કાંઇ એવા ગાંડા અજ્ઞાની દોષવાન ન હતા... ખોટી ખરાબ બંડવાતોમાં આને પ્રથમ નંબર આપીએ તો શોભે તેમ છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ ગુ. સ્વામીની પ્ર.પ. વાત-૨૧ ''જો રામચંદ્રજી જેવા મહારાજને જાણશે તો વૈકુંઠમાં જાશે તેમાં ચાર હાથ ને મહાકુટ્ય, એમાં શું? એ તો

કાંઇ ઠીક નહિ ને શ્રીકૃષ્ણ જેવા જાણશે તો ગોલોકમાં જાશે ત્યાં ગાયો વાછરડાં ને ગોપ ગોપીયું છે તેમાં પણ શું? માટે ક્યાંય અક્ષરધામ જેવું સુખ નથી..... તે પુરૂષોત્તમ જાણવે કરીને અક્ષરમાં પુગાય તે પાછો નાશ ન થાયને બીજે તો પ્રકૃતિ પુરૂષ લગી કાળખાય જાય છે. ત્યારે એક જણે કહ્યું જે 'જ્યાં ભગવાન રાખે ત્યાં રહેવું ને ભગવાનનાં ધામ તો બધાંય સરખા છે અમથા શું કુટો છો?' ત્યારે સ્વામી કહે તારાને ચંદ્રમાં તે કાંઇ એક કહેવાય નહિ.''

ઉધ્ધવ સંપ્રદાયની પ્રાઇવેટ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ-૩/૨ માં પણ જોવા મળે છે. આ વાત પણ શ્રીજીની સમસ્ત માન્યતાથી સાવ વિમુખ છે. આમાં ગોલોક વૈકુંઠની અને તેમાં વિરાજમાન ચતુર્ભુજ દ્વિભુજ ભગવાનની ખોટી નિંદા કરીને, તેનાથી અક્ષરને અને તેના અધિપતિને તદ્દન જુદા પાડવાની દુરાગ્રહી મહાકુટ્ય ઢુંઢીયા કરી છે. જો રામચંદ્રજીનો આવિર્ભાવ વૈકુંઠ થકી વર્ણવ્યો હોય અને તેથી તેમનું તેજ ધામ ઠરતું હોય અને તેમના આશ્રિતોને એજ પામવાનું ઠરે. એથી આગળ કોઇની ગતિ નથી એમજ અવળુ ફરે. પણ એમ નથી. મૂળ ભગવાનના અવતાર હોવાથી તેમનું ધામ મૂળ ભગવાનનું જે ધામ છે, તેજ હોઇ શકે. જેમાંથી અવતાર થાય છે તેમાં તેમને લય થાય છે. એવું તો ગ.મ. ૧૩ વ.મૃત માં શ્રીજીનું વચન છે મહારાજે શ્રીકૃષ્ણ જેવા જાણવાનું તો પ્રત્યેક પ્રબંધમાં પદે પદે લખ્યું છે અને આશ્રિતો એમજ સમજતા હતા અને સમજે છે. એમ પણ મધ્ય-૬૪ અને વરતાલ-૧૮ માં લખ્યું છે અને બન્નેનું ધામ પણ એકજ પ્રાપ્ય છે એમ પણ લખ્યું છે. (વાંચો સ.જી. ૩/૪૧ તથા ભક્ત ચિંતામણી પ્ર. ૧૫૯) માટે એથી અવળી લવરી કરવાનું રહેતું નથી છતાં જુદા ધામ ધામીની લવરી કરે તો ''ગોલોક શ્રીજીનું અને અક્ષર શ્રી કૃષ્ણનું છે.'' એમ પણ અવળું શાસ્ત્રથી સિધ્ધ થાય તેમ છે. (પાછળ કરી પણ આવ્યા છીએ.) માટે જેમ કહ્યું છે તેમ સમજવું એમાંજ સાર છે.

ભગવાને ભક્તોને પરમેશ્વરપણાની પ્રતીતિ માટે તેમજ ધ્યાન ભજન માટે ચતુર્ભુજ રૂપ ધારેલું છે તેમાં મહાકુટ્ય જણાતી નથી તેમ કોઇ ભક્તોને મહાકુટ્ય જણાય નથી, ઉલટી ચતુર્ભુજ રૂપ દર્શાનની અત્યાકાંક્ષા કરી છે. તો એકલા અંદર બહારના બંડિયાને વિના કારણે વિના સંબન્ધે ક્યાંથી મહાકૂટ્ય જણાઇ તે અતિવિચિત્ર છે. શ્રીકૃષ્ણને કે તેમના અવતાર શ્રીહરિને તથા બીજા મુક્તોને દિવ્ય મુક્ત સ્વરૂપ ગાયો ગોપીઓની મહાકુટ્ય જણાય નથી તો આ બંડીયાને ક્યાંથી જણાઇ એ પણ અતિ વિચિત્ર છે. વળી પ્રક્રિતિ પર અવિનાશી ગોલોકને પ્રકૃતિની અંદર ઠરાવીને તેનો કાળથી નાશ ઠરવાનો પણ વિમુખાશય વ્યક્ત કર્યો છે. શાસ્ત્રીય તાત્વિક દૃષ્ટિએ તો એક જણે જે ''જ્યાં ભગવાન રાખે ત્યાં રહેવું ને ભગવાનનાં ધામ તો બધાંય સરખાં છે અમથા શું કુટો છો?'' એમ કહ્યુ છે તે યથાર્થ છે. છતાં પણ તારા ચંદ્રમાના દૃષ્ટાંતથી ગોલોક અક્ષરને તદ્દન જુદા પાડવાની અમિત્રતા વાપરી છે. એમ આ વાત અક્ષરશઃ અવળી છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ પ્ર.પ. વાત-૧૪૧ ''સ્વરૂપાનંદ સ્વામીને મહારાજે કહ્યુ જે તમને ગોલોકમાં મોકલી એ ત્યારે કહ્યુ જે ''એ ખાડેં મેં તો પડે જ હે.'' આમાં ગોલોક કે જેને ઇપ્સિત ધામ કહીને ''આવ્યા ગોલોક વાસી રે'' એમાં કહ્યા પ્રમાણે ગોલોકથી અવતાર ધરી આવ્યાનું અને ''ગયા પોતે ગોલોક'' એમાં કહ્યા પ્રમાણે અંતધાન થતાં ગોલોકમાં ગયાનું અને સ.જી. ૩/૪૧ તથા ભક્ત ચિંતામણી પ્ર. ૧૫૯ માં કહ્યા પ્રમાણે આશ્રિતો પ્રમાણે આશ્રિતોને મોક્ષ દસામાં પામવાનું સ્વયં શ્રીજી સપ્રમાણ કહે છે. તેની માયાતીત અપુનરાવૃત્તિ અચળ અનાદિ અપ્રાકૃત અવિનાશી અવિકારી ગુણાતીત એકાંતિક પ્રાપ્ય નિત્ય નિર્દોષ ગોલોકને નાસ્તિક દ્વેષીવત ખરાબવાડાની અધમ ઉપમા આપીને તેને અત્યંત ઉતારી પાડવાનું અધમ વિમુખ

આસુર કર્મ કર્યું જણાય છે. જો આ વાતને પ્રમાણ માનીએ તો શ્રીજી્ને બીજા બધાય આશ્રિતો નરકના ખાડામાં પડ્યા છે અને એમાં પડવાનો જ માર્ગ બતાવી ગયા છે એમ અકામે પણ માનવાનો પ્રસંગ આવે. શ્રીજીના તથા તેમના મુક્તોના વચનો જોતાં અને આ વિમુખ વાત જોતાં દિવારાત્રિ જેટલું અંતર નિશ્ચયથી જણાય છે આથીજ આવી વિરૂધ્ધ વાતને પ્રમાણ ગણનારાને વિમુખ બંડીયા કુંટીયા ખુણીયા સ્મશાણિયા તરીકે કહેવામાં આવે છે તે બરોબર બંધ બેસતુ થાય છે આવો ગોલોક માટે બીભત્સ શબ્દ સ્વરૂપાનંદ સ્વામી (સુવ્રતમુનિ) વાપરેજ નહિ તેમ શ્રીજી સાંભળે જ નહિ આતો બધી બંડ ગોઠવણી છે. વિવેકિઓને વિચાર કરવાનો છે. ગુ. સ્વામી આવી શાસ્ત્ર વિરૂધ્ધ ગૃહ્ય વાતો કરે ખરા? આતો ખાડા કાઢવાના અભ્યાસવાળાનું કામ હોય તેમ લાગે છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ પ્ર.૫ વાત-૧૭૧ ''હું કુટુંબનો નથી, લોકનો નથી, દેહનો નથી, હું તો ભગવાનનો છું એમ માનવું ને આ સમાગમ કર્યા વિના તો ગોલોકમાં જવાશે પણ મહારાજ પાસે નહિ જવાય'' આ વાત પણ ગોલોકની ગર્હા કરીને તેની આ લોક જેવી જ તુચ્છ સ્થિતિ કહેવાનો મલિન આશય પ્રકાશમાં મુખ્ય છે. મહારાજ તો ઇચ્છિત પ્રાપ્ય ગોલોક ધામના અધિપિતિ હોયને ત્યાંથી આવ્યા ને ગયા છે. અને સમાગમ કરીને ઘણા એકાંતિકો મહારાજની પાસે જઇ પહોચ્યા છે એમ સંપ્રદાયના સર્વગ્રંથોમાં કથા છે મહારાજ અને તેમના આશ્રિતો નો ગ્રંથમાં કહ્યા પ્રમાણે ગોલોકમાં પહોચી ગયા છે. પણ તેને નિંદનારા મહારાજના વચનદ્રોહ બંડિયા તો સમાગમ વિના રઝળી પડયા છે. (અને બીજા કેટલાક રઝળવાની તૈયારી કરી રહ્યા છે) તે તેમનો પત્તો જ પડયો નથી અને પડશે નહિ. ગોલોક ધામમાંથી આવેલા અને માયાના તમ થકી પર દિવ્ય ગોલોકમાં પાછા પધારેલા હરિકૃષ્ણ મહારાજ ને

પણ તેનાથી જુદા પાડવાનો અને અક્ષરને જુદા પાડવાનો પાપાશય વ્યક્ત સમજાય છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ પ્ર. ૫ વાત-૨૨૮ ''ગોલોકાદિ ધામ તો કાળનું ભક્ષણ છે.'' આમા શ્રીજી તથા નંદ સંતો જેને માયાતીતે અચળ અનાદિ અવિનાશી સનાતન કાળભય વર્જીત કહે છે તેને તેમના વચન દ્રોહી વિમુખો પ્રકૃતિની અંદર ઠરાવીને કાળનું ભક્ષણ  ઠરાવે છે. નંદ સંતો કહે છે ''ગોલોક  ધામ તો સનાતન કહેવાય છે. (હ.ચ. સાગર/૧૪/૧૯/૩૪)'' ''ગોલોક વૈકુંઠ આદિક જે ધામ છે તે બદા દિવ્ય સ્થાન રહ્યા છે. (હ.ચ. સાગર/૧૫/૭૩/૨૦)'' ''ભગવાનનું ધામ સનાતન છે તે અક્ષર ગોલોક અને વૈકુંઠ નામથી કહેવાય છે. (હ.ચ. સાગર/૨૪/૪૭/૩૩)'' ''માયાના તમ થકી પર એવો જે ગોલોક (વર.૮)'' આમ શ્રીજી તથા નંદ સંતોની વાતને અને વિમુખોની વાતને દિવસ રાત્રિ જેટલું અંતર છે. શ્રીજી તથા નંદ સંતોની બધી વાત ન્યાય શાસ્ત્ર અંતર્ગત આવતા પંચાવયવની કસોટી પર કસાયેલી છે જ્યારે વિમુખો કેવલ ''ગોલોકાદિ ધામ તો કાળનું ભક્ષણ છે'' એવી પ્રતિજ્ઞા કરે છે પણ તેને શાસ્ત્રનું સારી સ્ધ્ધિ કરતા નથી.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ બે જ પ્રકારની ચોપડીના પ્ર. ૨ વાત -૨૨૯ ''મહારાજ કહે આ બ્રહ્માંડ ઉપર એક કરોડ જોજન ઉંચો ગોલોક છે અને તે ઉપર એકલું શૂન્ય છે તે શૂન્યને વિષે મનને વિશે કરીને વૈરાટ બ્રહ્માની આયુપર્યંત ચાલે તો પણ તે શૂન્ય ભેદવાને કોઇ સમર્થનતી. એ શૂન્ય ને મહાશૂન્ય કહે છે. તે મહાશૂન્ય તો અસંખ્ય બ્રહ્માંડ અને તેના કારણ જે પ્રકૃતિ પુરૂષ તે સર્વને આવરી રહ્યુ છે તે મહાશૂન્યથી પર અક્ષરધામ છે.'' વિગેરે. આ વિમુખ વાતો તો સાંપ્રદાયિક શ્રીજી

માન્યતા ઉપર મહાશૂન્ય (મંડુ) મુકીને બીજી વાતો કરતાં કાંઇ નવીન જ વસ્તુને જણાવે છે. અપ્રાકૃત ગોલોકની ઉપર પ્રકૃતિ પુરૂષનો માયિક લોક કલ્પવાની વાત તો પાછળ આવી ગઇ છે. આમાં તો ગોલોક ઉપર અપાર અભેદ્ય મહાશૂન્ય ધામ ને કોઇપણ જાતના પ્રમાણ વગર કલ્પે છે. આ ઉપરથી એવો ક્રમ થયો છે કે- બ્રહ્માંડની ઉપર ગોલોક, તેની ઉપર પુરૂષ પ્રકૃતિ તેની ઉપર મહાશૂન્ય અને તેની ઉપર અક્ષરધામ આવ્યું. એમ કલ્પતા ગોલોક અક્ષર વચ્ચે બે અભેદ્ય અપાર મહાઆવરણો આવ્યાં. સંપ્રદાયના મુખ્ય માન્ય મહાશાસ્ત્રોમાં અક્ષરને ગોલોક સાથે સળંગ સંબંધ ધરાવતું અને વચ્ચે આવરણ વિનાનું અને મંદિરની અંદર સિંહાસનની પેઠે ગોલોકાન્તર્વર્તિ કહે છે. જેમ -વર-૧૮ ''માયાના તમ થકી પર એવો જે ગોલોક તેમને મધ્યે અક્ષરધામ'' સ.જી. ૩/૪૧/૩૬ ''ગોલોકની અંદર વર્તતા તેજોમય અક્ષરધામમાં'' સ.જી. ૧/૫૯/૯૨ ''गोलोक संस्थाक्षरा दिव्य धामनि–ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષરધામમાં'' ભક્તિ ચિંતામણી પ્ર. ૧/૩ ''અતિ સુંદર ગોલોક મધ્યે/ અક્ષર એવું જેનુ નામ છે.'' ઇત્યાદિક પ્રમાણોની દૃષ્ટિએ જોતા ઉપરની વાત તદ્દન વિમુખ ખોટી બંડીયા બનાવટી ઠરે છે. આમા ગોલોક કે ગોલોકાંતવિર્તત અક્ષરધામ થકી જુદા બીજા ખુણીયા અક્ષરધામની કોરી કલ્પના બહુ સ્પષ્ટ છે. આતે કાંઇ વાત જેવી વાત છે? વિતંડાવાદ કે જલ્પવાદનો કાંઇ અવધિ છે? બંડિયાની બધી વાત બધી બાબતો એકડા વિનાના મીંડા જેવી મહાશૂન્ય જ છે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ એકલા ત્રીજા પ્રકરણની ચોપડીમાં વાત-૧૯ ''અને બીજા તો શુધ્ધ ઉપાસના વગર ભલે ને સ્વામિનારાયણનું ભજન કરે તથા ગાડી-તકીએ બેસી અહીં પૂજાય, પણ બહું ઠેકરો મારશે તો વૈકુંઠ કે ગોલોક સુધી પહોંચશે પણ અક્ષરધામમાં મહારાજની સેવામાં નહિ પહોંચે.'' આ વાતમાં વૈકુંઠ

ગોલોક અને તેના અધિપતિની ગૂઢ ગર્હા કરીને તે થકી અત્યંત જુદા અક્ષરની અને જુદા અધિપતિને ઠરાવવાનો સઠાશય વ્યક્ત છે શ્રીજીના કહ્યા પ્રમાણે શુધ્ધ ઉપાસના કરનારા તો તેમણે પરાત્પર પણે પ્રતિપાદન કરેલા ઇપ્સિત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામમાં મહારાજની સેવામા પહોંચી ગયા છે અને પહોંચશે. પરંતુ અપ્રમાણ અક્ષરની અશુધ્ધ ઉપાસના કરનાર અને પ્રત્યેક ધામધામીની પારાવાર નિંદા કરનારા સંપ્રદાયના અંદર બહારના વિમુખોને તો એકપણ ધામની પ્રાપ્તિ નહિ થતાં ધક્કાજ મળશે. અત્યારે જ બહિષ્કૃત થતા એવી દશાને ભોગવે છે તો અંતે એવી જ ગતિ અવશ્ય થવાની જ. આ વાતનું ખરૂ ગુઢરૂપ તો સંપ્રદાયના સદ્ગુરૂઓની ગંભીર હલકાઇ  કરીને પોતાની સદ્ગુરૂઓથી સરસાઇ કરવાનું છે. શ્રીજીના વચન પ્રમાણે માનવું કરવું કહેવું લખવું એજ શુધ્ધ ઉપાસના છે. વિમુખનું સઘળું અવળું છે. બહુ ઠેકડી મારશે તો જમપુરી સુધી પહોંચશે.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ -પ્ર. ૩ ની વાત -૯૯ ‘‘અને ગોલોક તો કાળનું ભક્ષણ છે અને એવા ગોલોક તો અસંખ્ય છે અને માયિક છે પણ સદા દિવ્ય સનાતન એવું અક્ષરધામ.’’ આ વાત શ્રીજી મતથી સર્વથા વિમુખ છે. શ્રીજી જેને ઇપ્સિત ધામ કહીને, માયાતીત દિવ્ય અચળ અનાદિ અપુનરા વૃત્તિકાળ ભયવર્જીત એક છે એમ કહીને જ્યાંથી આવિર્ભાવને અને જેમાં અંતર્ધાનને ઉઘાડું કહે છે તેને શ્રીજીના વચનદ્રોહિ વિમુખો માયિક કાળભક્ષ્ય નાશવંત અસંખ્ય કહેવા દ્વારા અત્યંત નીચે પ્રકૃતિની અંદર ઠરાવીને તેના થકી અક્ષરને અત્યંત જુદુ ઠરાવવાની મલિન મનોવૃત્તિ વ્યક્ત કરે છે. આમાં ગોલોકને અસંખ્ય ઠરાવવાની નવીન વાત આવી ગોલોકને બ્રહ્માંડની અંદર ઠરાવતાં બ્રહ્માંડ તો અસંખ્ય હોવાથી ગોલોકને પણ અસંખ્ય ઠેરવવાં જ પડે. પ્રથમ એકદોષ કરવાથી બીજા અનેક દોષ કરવાનો પ્રસંગ

આવે જ આ ઉપરથી આવી વંઠેલ વાત ને માનનાર અંદર બહારના વિમુખોને સંપ્રદાયનું કોઇ શાસ્ત્ર જ માન્ય નથી. એ  ચોક્કસ થાય છે. માન્ય હોય તો આવી વિમુખ પ્રમુખતા કદાપિ વાપરે જ નહિ.

ઉધ્ધવ સંપ્રદાયથી બહિર્મુખ થયેલ સંસ્થાઓમાંથી પ્રકાશિત થયેલી ગુણાતીતાનંદ સ્વામીની વાતુ પ્ર. ૩ ની વાત-૨૯૩ ''અને સ્વર્ગ વૈકુંઠને ગોલોકમાં વિષય નીજ વાતુ થાય છે. વૈકુંઠ ને ગોલોકમાં લબક ઝબક ભગવાનની વાતુ થાય છે પણ વિષયનું ખંડન તો ત્યાં થતું જ નથી.'' આમાં વૈકુંઠ કે જે અક્ષરધામ રૂપ જ છે અને વિષ્ણુ કે જે અક્ષરવાસી પરંબ્રહ્મ પરમાત્માના સાક્ષાત્ લોક રક્ષણાર્થે અવતાર પૂર્ણકામ નિત્ય નિર્દોષ છે. (પાછળ પ્રતિપાદન કરી આવ્યા છીએ જોઇ લેવું) લક્ષ્મીજી કે જે અક્ષરધામી મૂળ લક્ષ્મીજીના અવતાર ભૂત છે. નંદ સુનંદ વિશ્વક્સેન અને ગરૂડ જય વિજયાદિ પાર્ષદો કે જે અક્ષરધામી નિત્ય પાર્ષદોના અવતાર છે. આવા નિત્યનિર્વિષયી દિવ્ય વૈકુંઠને તથા ગોલોક કે જેને એ ઇપ્સિત ધામ કહીને એકાંતિક નિર્વિષયિજનો એજ એક પ્રાપ્ય નક્કી કરીને પ્રકૃતિ પર અપ્રાકૃત દિવ્ય કાળમાયા કર્માદિ દોષ રહિત કહ્યુ છે તેને વિષય વ્યાસક્ત સ્વદુબુધ્ધિથી વિષયવાળું ઠરાવીને સ્વર્ગ સાથે મુકી તેને ઉતારી પાડવાનો બંડાશય બહાર આણ્યો છે. આથી તો શ્રીજીનું પરમ ધામ નક્કી કરી ત્યાંથી તેમનું આગમન ગમન નક્કી થયું છે તે પણ વિષય ભોગ માટે જ છે એમ અવાચ્ય કહેવાનો પ્રસંગ આવે. ગ.મ. ૧૯ માં ગોલોકમાં થતી ભગવાનની કથાવાર્તાની ઝડીઓ તો શ્રીજીજ જોઇ આવ્યાનું કહે છે. તો ત્યાં લબક ઝબર વાતુનો અને વિષય વિચારનો દોષ અપાય જ કેમ? આતો નાસ્તિક આસુર ભાવ જ કહેવાય. આ વાતનો દુરાશય તો ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી જુદું બીજુ અક્ષરધામ ઠરાવાનો જ કહી શકાય. વિષયગ્રસ્ત વિમુખો સ્વદોષથી શુભ સ્થળે પણ વિષયોને જ કલ્પે છે.

સિધ્ધાંતસાગર- સિધ્ધાંત-૧ ''આ નવીન બ્રહ્માંડ છે તેમાંથી કોઇ જીવ આંહીં અક્ષરધામમાં કેમ આવતો નથી.'' આવો અપસિધ્ધાંત કાઢીને શાસ્ત્રોક્ત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી બીજા જુદા કલ્પિત અક્ષર ધામનો બંડિયો સિધ્ધાંત સાર કાઢયો છે. આ બ્રહ્માંડ નવીન નથી પણ બહુ જુનું છે. એમાંથી અનેક જીવો અક્ષરધામને પામી ગયા છે. પણ અપસિંધ્ધાંતવાળા અંદર બહારના બંડિયા તો ત્યાં જતા નથી પરંતુ પોતે નવીન નિર્માણ કરેલ ભૂતલ પરના અક્ષરધામમાં તેઓ જરૂર જાય છે.

સિધ્ધાંત-૨૪ ''ગોલોકવાસી જે શ્રીકૃષ્ણનારાયણ તે પ્રકૃતિ પુરૂષ થકી પર છે. એમ અમારૂ કહેવું નથી.... ને કેટલાક એમ સમજે છે જે ગોલોકપતિ કૃષ્ણનારાયણ તે જ મહારાજ છે પણ એકેય અક્ષરને પુરૂષોત્તમ બેજ છે.'' હવે આનો થોડો વિચાર કરીએ. ભગવાન સ્વામિનારાયણ ગ.પ્ર. ૭૨ માં કહે છે. ''કામબુધ્ધિથી કૃષ્ણમાં પ્રીતિમાન ગોપીઓ ગુણાતીત થઇને નિર્ગુણ એવું જે અક્ષરધામ તેને પામીયો તેનું કારણ એ છે જે શ્રીકૃષ્ણ ભગવાન પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા'' ગ.મ.૧૩ માં ''માટે શ્રી કૃષ્ણ ભગવાન મનુષ્ય રૂપે જણાતા હતા તો પણ અક્ષરાતીત કૈવલ્યમૂર્તિ જ છે .... અને અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે.'' ગ.મ. ૩૯ ''એ જે વાસુદેવ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ તેજ સર્વોપરી છે.'' આમ સાક્ષાત્ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીહરિએ સ્વમુખે જ પોતાના પૂર્વ અવતાર એવા શ્રીકૃષ્ણની પ્રકૃતિ પુરૂષ થકી પરતા પ્રતિપાદન કરી છે. આ ઉપરાંત ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે ''यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।'' આ વચનથી પોતાની અક્ષર થકીપણ શ્રેષ્ઠતા જણાવી છે. શિક્ષાપત્રી શ્લો-૧ ''श्रीकृष्णं हृदिचिन्तये'' એમ રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃંદાવન વિહારી શ્રીકૃષ્ણનું ઉપાસ્યત્વ જણાવ્યું છે આ શ્લોકની ટીકામાં ''कृष्णस्तु भगवान स्वयम्'' ''श्रुत्वा कृष्णं परंब्रह्म'' ઇત્યાદિ

પ્રમાણોનો ઉપન્યાસ કરીને શ્રીકૃષ્ણનું પરંબ્રહ્મપણું અને સર્વાવતાર ધર્તાપણુ સમર્થન કર્યુ છે. ''योऽन्तर्यामितया स्थितः'' એમ અન્તર્યામી સર્વેશ્વરને નિરૂપીને એ સર્વેશ્વર બીજા કોઇ નહિ પણ શ્રીકૃષ્ણ જ છે એમ પ્રતિપાદવા ''स श्रीकृष्णः परंब्रह्म भगवान पुरुषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् આ શ્લોક છે આ અર્થની પુષ્ટિ માટે ટીકામાં ''एष वै भगवान् साक्षात्'' ઇત્યાદિ પ્રમાણોનો ઉપન્યાસ કર્યો છે. ''तस्यैव सर्वथा भक्तिः'' આ શ્લોકથી પૂર્વોક્ત લક્ષણ શ્રીકૃષ્ણની જ ભક્તિ કરવાની કહી છે. ''गोलोकोधाम चेप्सितम् ....कृष्ण सेवा मुक्तिश्चगम्यताम्'' આ શ્લોકથી ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણની જ પરમ પ્રાપ્યતા કહી છે. ''तनोतु कृष्णोऽखिलमङ्गलं नः'' આ અન્તિમ શ્લોકથી શ્રીકૃષ્ણ થકી મંગળ પ્રાર્થના કહી છે. આ રીતે શીક્ષાપત્રીમાં શ્રીકૃષ્ણની પરંબ્રહ્મતા, ઉપાસ્ય ઇષ્ટદેવતા અને પ્રાપ્યતા જણાવીને તેઓની શ્રેષ્ઠતા સમર્થી છે.

સત્સંગિજીવન- ''श्रीकृष्णाय नमस्तस्मै'' એમ આરંભમાં જ શ્રીકૃષ્ણને ઇષ્ટદેવ નમસ્કારાત્મક મંગળમાં લીધા છે. ''श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः। स एव सर्वभावेन सेवनीय मुमुक्षुभिः'' (સ.જી.૧/૩૨) એમ શ્રી કૃષ્ણની સકારણ મુમુક્ષુ સેવ્યતા કહીં છે. ''श्री राधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोनघ। इष्टदेवः स एवास्ति मम सच्छास्त्र संमतः॥ वराहाद्यवताराणां धर्ता कृष्ण परं बृहत्'' (સ.જી. ૧/૫૨) ''सर्वावतार धर्तारं श्रीकृष्णं पुरुषोत्तमम् (સ.જી. ૨/૨૭)'' ''उक्तस्ते सम्प्रदायोऽथ श्रीकृष्णोस्तीष्टदेवता। परमात्मा परंब्रह्म सर्वकारणकारणम् (સ.જી. ૨/૩૭)'' ''अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णो भगवान् स्वयम्। तन्मन्दिराण्यनेकानि कारितानि मया भुवि (સ.જી. પ્ર. ૪/૪૦)'' ''श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम्। उपास्य देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः। (સ.જી. ૪/૪૬)'' આ રીતે શ્રીકૃષ્ણને મુમુક્ષુ ઉપાસ્યપણે, સર્વાવતાર ધર્તા પણે દીક્ષામાં ઉપાસ્ય દેવતાપણે, મંદિરોના અધિષ્ઠાતાપણે નિરૂપીને શ્રેષ્ઠતા જણાવી છે. વળી

સ.જી. પ્ર. ૩/૩/૨૯ માં ''दिव्याङ्गे निर्गुणो'' ''ह्येष देवक्यां वसुदेवतः। प्रादुर्वभूव कृष्णस्यो भूतले मनुज्ञाकृतिः॥ दिव्यमूर्तिनराकृत्योस्तस्य भयो न किञ्चन। इति जानीहि सद्‌बुद्धे वैष्णवाचार्यनिश्चयम्।'' એમ દિવ્યમૂળરૂપ અવતાર રૂપ શ્રીકૃષ્ણની અનન્યતાથી પણ શ્રેષ્ઠતા નિરૂપી છે. આ રીતે આ ગ્રંથમાં આવા નિરૂપણ પર પ્રમાણો પુષ્કળ છે.

આ રીતે ભગવાન શ્રીકૃષ્ણનું શ્રીહરિએ સ્વમુખે જ અક્ષર ધામાધિપણું, સર્વાવતાર ધર્તાપણું, અવતારીપણું, પુરૂષોત્તમપણુ, જ્ઞાન શક્તિ ઐશ્વર્ય આદિક ગુણોએ પરિપૂર્ણપણું, સર્વ મૂર્તિઓના ભાવોનું પ્રદર્શાવવા પણું, ઉપાસ્યઇષ્ટદેવ પણું, વિગેરે અસાધારણ અનેક પ્રકારોથી સર્વશ્રેષ્ઠપણું ઉઘાડું વર્ણવ્યુ છે. છતાપણ તેઓને અક્ષર થકી ઉતરતા પ્રકૃત્યંતર્ગત કરાવવા અને અક્ષર કે જેની તેની આગળ કશી ગણતરી નથી તેને શ્રીકૃષ્ણનું ઉપરી પ્રકૃતિ પર ઠરાવતું એ કેટલું વિપરીત વિષયમ વિનિદિત છે તેનો વિચાર વિમુખોને ન હોય એ સહજ છે. શ્રીકૃષ્ણ નારાયણ કે જે શ્રીજીનું મૂળ પૂર્વરૂપ છે તેના થકી પણ ગુણાતીતાનંદ ને મોટા ઉપરી ઠરાવાજ આ બધા ગરબડ ગોટાળા વિરૂધ્ધ વારેવારે વાળવાળ કર્યા છે. વિરોધનો પણ કાંઇ અવધિ તથા રીતિ હોય છે. વિમુખોને કોઇ વાતનો વિચાર નથી એમ આ વાતુ માંજ કહેવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે ગુણાતીતાનંદ સ્વામીના નામથી ગુંથાએલી વાતોને અવલંબીને કે તેવા ઉપલેક શબ્દોને અવલંબીને ગોલોક કે ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને ઉતારી પાડી તેને શ્રીકૃષ્ણનું ધામ ઠરાવીને તેનાથી તદ્દન નિરાળું બીજું અક્ષરધામ શ્રીજી મહારાજનું ઠરાવા ઘણા કુયુક્તિભર્યા આલાં બાલાં માર્યા ફરે છે. અને એમના આશ્રિતોને અંતે એ પામવાનું છે એમ માનવામાં ઘણી આનાકાની કરે છે પણ સ.જી. ૩/૨૨/૫૦/ ''भक्ता एते तु देहान्ते धाम गोलोकमत्तुमम्। लभन्ते राजते यत्रश्री राधाकृष्ण

ईश्वरः'' સ.જી. ૩/૧/૨ ''तद्धाम गोलोकमवाप भूप'' સ.જી. ૪/૫૨/૨૦ થી ૨૫ ''देहान्ते परमं धात विष्णो र्गोलोकसंज्ञितम्। प्रयान्ति'' ત્યાં દીક્ષા પામેલા અને એકાંતિક ભક્ત ગોલોકને ને પામે છે.'' એવું લખ્યુ છે. સ.જી. ૪/૬૭/૩૯ ''एकान्तिनो वैष्णवो येते त्यक्त्वा भैतिकानिह। देहान् लब्ध्वा दिव्यतनूर्गोलोकं धाम यान्ति हि।'' એમ ભગવાન શ્રી હરિએ સ્વમુખે કહ્યુ છે કે ''મારો એકાંતિક ભક્ત ગોલોકને પામે છે.'' સર્વમંગળ સ્તોત્રનો શ્લો-૨૧૧ ''देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः'' માં પણ ગોલોક કહેલું છે. ભક્ત ચિંતામમી પ્ર. ૧૬૨/૪ માં ''કરી કાજ મહારાજ મોટાં, ગયા પોતે ગોલોક'' એમ શ્રીજી મહારાજ ગોલોકમાં ગયાનું જણાવેલું છે. હરિલીલામૃત કળશ-૨ ''ગોલોક નામે સુપ્રસિધ્ધ ધામ છે, જેનું વળી અક્ષરધામ નામ છે.'' ત્યાં ગોલોક અને અક્ષરધામ એક જ છે અને ગોલોકનું બીજું નામ અક્ષરધામ છે એમ કહ્યુ છે. ઇત્યાદિ પ્રમાણો દર્શાવતા છેવટે સ્વિકાર કરે છે કે, ''ગોલોક અને અક્ષર એકજ છે અને એજ ધામ સ્વામિનારાયણનું છે અને એજ એમના આશ્રિતોને અંતે પામવાનું છે અને ગોલોકાંતર્વર્તિ અક્ષર ધામ થકી બીજુ જુદુ અક્ષરધામ સાબિત થતુ નથી.''

ઉપર પ્રમાણે દિવ્યરૂપથી વિરાજમાન જગત કર્તા પરંબ્રહ્મ પરમાત્મા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના નિત્ય નિવાસ સ્થાન ભૂત અને મુક્ત પ્રાપ્ય સ્થાનભૂત ગોલોકાંતર્વર્તિ અક્ષરધામનો ''तद्विष्णोः परमं पदम्'' ''तदक्षरे परमे व्योमन्'' ''तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्व'' (ગીતા /૧૮/૬૨) ઇત્યાદિ શાસ્ત્રમાન્ય અને શ્રીજીમાન્ય સત્ સિધ્ધાંત સુનિશ્ચિત થયો. એના વિશેષો તો તત્વપરાયણ પ્રકરણમાં બહુ છે તે તેના થકી જાણવા. આમ, આ પ્રકારની વાતુ વેદાદિક શાસ્ત્રોથી વિરુધ્ધ હોવાથી અમાન્ય થઇ છે. વાચસ્પત્ય કોશમાં શાસ્ત્રોનું લક્ષણ બતાવેલું છે. ''शिष्यतेऽनेन शास्त्रम्, हितानुशासने ग्रन्थे शास्त्रं त वेदमूलकम्, सद्भिः आदरणीयञ्च नान्यद् यथोक्तम्। જેના વડે નિયમન થાય તેને શાસ્ત્ર કહેવાય છે. મોટો પુરૂષોએ જેને આદર આપ્યો હોય,

વેદમૂલક હોય, હિત- ઉપદેશ જેમાંથી પ્રાપ્ત થતો હોય તેને શાસ્ત્ર કહેવાય.'' આમ જે વેદમૂલક હોય અને જેને આપ્ત પુરૂષોએ આદર આપ્યો હોય તે જ શાસ્ત્ર કહેવાય. પણ ગુણાતીતાનંદ સ્વામીની વાત એ નથી તો વેદમૂલક કે નથી તેનો કોઇ આપ્ત પુરૂષોએ આદર આપ્યો. જેથી આ વાતુ સંપૂર્ણ રીતે અમાન્ય થઇ જાય. સ્કંધ પુરાણ કહે છે ''ऋग्यजुःसामाथर्वा च भारतं पञ्चरात्रकम्। मूलारामायणं चैव शास्त्रमित्यभुधीते॥ यच्चानुकूलमेतस्य तच्च शास्त्रं प्रकीर्तितम्। अतोऽन्यो ग्रन्थविस्तारो नैव शास्त्रं कुवर्त्म तत्॥ (न्यायकोश/पृष्ठ- ८७९) અર્થાત્ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, મહાભારત, પંચરાત્ર અને વાલ્મિકી રામાયણને શાસ્ત્ર કહેવાય છે અને આ સાત ગ્રંથોને જે અનુકૂળ હોય તેને પણ શાસ્ત્ર કહેવાય છે. પરંતુ જો વેદાદિક થી પ્રતિકૂલ હોય અને તે મોટો ગ્રંથ હોય છતાં તે શાસ્ત્ર પ્રમાણરૂપ નથી.'' આથી વેદાદિ આ સાત શાસ્ત્રથી જે પણ કોઇ શાસ્ત્ર વિરુધ્ધ હોય તે અમાન્ય હોય ત્યાજ્ય થઇ જાય છે. સ્વામીની વાતુ માં તો પાને પાને અવતારો, ભગવાનના સનાતન ગોલોકાદિ ધામોની ગર્હા કરવામાં આવતી હોય તેમાં કહેવાયેલો વિષય આ સાતેય શાસ્ત્રોથી વિરુધ્ધ હોવાથી સ્વાભાવિક રીતે અમાન્ય થઇ જાય છે.

**(ઘ) <u>ભગવાન સ્વામિનારાયણને દિવ્ય પત્ની યોગ :-</u>**

શ્રુતિના શિરો ભાગ રૂપ ઉપનિષદો કહે છે. ''स एकाकी न रमेत'' અર્થાત્ પરમાત્મા એકલા રહેતા નથી. સ્વયં નિરતિશય આનંદમય હોય પણ એકલાને કશો આનંદ આવે નહિ યદ્યપિ ભગવાન નિરતિશયાનંદ હોવાથી દર્શનાદિકથી પરમ ભોગ્ય છે. પરંતુ જો કોઇ ભોક્તા ન હોય તો અરણ્ય ચન્દ્રિકાવત નિરર્થક થાય. જેમ કોઇ સદ્ગૃહસ્થને ધનાદિ સંપત્તિ પુષ્કળ હોય પણ વાપરનારો પત્ની પુત્ર આદિક પરિવાર ન હતો તો તે નિરર્થક છે. તો તેમ નથી મુખ્ય ભોક્તા પ્રધાન પત્ની લક્ષ્મીજી તથા રાધાજી અને તે પછી બીજી ભૂદેવી નીલાદેવી ઇત્યાદિ પત્નીઓ અને

તે પછી તેમની લલીતા, સુશીલા સખીઓ અને તે પછી ગરૂડ, શેષ, વિશ્વક્સેન, તથા નંદ સુનંદાદિ નિત્ય પાર્ષદો અને તે પછી બીજા ''एकान्तिकानां मुक्तानां कोटिभिस्तत्परिश्रितम्। योषाभिकृष्ण भक्ता भिश्चाऽपि कोटिशः'' એ રીતે સ્ત્રી પુરૂષ રૂપમાં રહેલા મુક્તો આદિક અસંખ્યાત છે.

પરમાત્માને લક્ષ્મી ભૂમિ નીલા આદિક દિવ્ય દેવી ઓનો યોગ ''ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ'' ''महादैव्यै च विद्महे विष्णुपत्न्यै च धीमहि। तन्नो लक्ष्मीः प्रचोदयात्'' ''श्रियंदेवीमुपह्वये श्रीर्मादेवी जुषताम्'' ''ईश्वरीं सर्वभूतानां तामिहोयह्वये श्रियम्'' ''हिरण्यवर्णी हरिणां सुवर्णरजस्रजम्। चन्द्रांहिरण्मयीं लक्ष्मी जातवेदो म आवह'' ''अस्येशानां जगतो विष्णुपत्नी'' ''महां देवीं विष्णुपत्नी'' ''उद्धताऽसि वराहेण'' ''वैकुण्ठे तु परे लोके श्री सहायो जनार्दनः। उमाभ्यां भूमिनीलाभ्यां सेवितः परमेश्वरः'' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓમાં વર્ણવ્યો છે. નામાંકિત રાધાલક્ષ્મી ઉપરાંત બીજી દેવીઓનો યોગ પણ ''राधा लक्ष्म्यादिभिस्तत्र सेव्यमानः स्वशक्तिभिः'' (સ.પ્ર. ૩/૪૧) ''राधारमा प्रमुखशक्तिभिः'' (સ.પ્ર.૩/૪૩)'' ''राधारमाद्या अपि शक्तयस्तं भजन्ति सम्राजमिव स्वदास्यः'' ''तस्य पादरजोमूर्ध्नाराधालक्ष्म्यादि शक्तिभिः'' (હ.વા.સુ.સિ.) ઇત્યાદિકમાં આદિ પ્રમુખ શબ્દથી વર્ણવ્યો છે. તેણીઓની સાથે સખીઓનો યોગ પણ ''जयासुशीलाललीतामुखानां वन्दैः सखीनां सह राधया च'' (વા.માહા.) ગ.મ.-૩ ''રાધાજી તથા લક્ષ્મીજી તથા તેની સખીઓ'' આ રીતે વર્ણવ્યો છે.

ભગવાન અને ભગવતી લક્ષ્મી રાધા વચ્ચે બીજી કોઇ નહિ, પણ ''विष्णुपत्नी'' ''श्रीर्वधूः साकमास्ते'' ''दायिताऽहं सदा देवी'' ''महिषी देव देवस्य'' ''लक्ष्मीर्देव्यस्ति नो मते'' ''श्रीपति'' ''श्रीकान्त'' ''कमलाकान्त'' ''लक्ष्मीवर राधावर'' ''राधापति'' ''राधिकापति'' ''राधिकारमणः'' ''रासेश्वरी कान्त'' ''राधिकेश''

ઇત્યાદિમાં કહ્યા પ્રમાણે પતી પત્ની રૂપ દાંપત્ય સંબન્ધ છે અને આ સંબંધ જે છે તે અનાદિનો છે. કહ્યુ પણ છે ''जगदुत्पत्तिनाशानां कारणाय महात्मने। त्रैलोक्यगुरुवेऽनादिगृहस्थाय नमोनमः। જે સંસારની ઉત્પત્તિ અને નાશના કારણ છે. ત્રિલોકીના ગુરૂ અને અનાદિગૃહસ્થ છે, તે મહાત્મા શ્રીમન્નનારાયણને વારંવાર નમસ્કાર. (બ્રહ્માંડ પુરાણ/આધ્યાત્મ રામાણય/ યુધ્ધકાંડ/ ૩/૧૯)'' દાંપત્ય સંબંધ હોવાથી જ ''एकासने तौ सहसन्निविष्टै'' ''तथा सहासीनमनन्त भोगिनि'' ''फणिपतिः शष्याऽऽसनं वाहनं वेदात्मा विहगेश्वरः'' એમ ભગવાન સાથે એકજ આસનનાં બેઠક વર્ણવી છે તે સંઘટતી આવે છે.

આવો સંબન્ધ હોવાથી જ જગત્પ્રત્યે શેષિપણું એકાકી ભગવાનનું જ નહિ પણ સલક્ષ્મીક તેમનુ છે એમ ''अस्या मम च शेषं हि विभूतिरुभयात्मिका'' આ વચનથી સ્વયં ભગવાને જ કહ્યું છે. ''उभयाधिष्ठानं चैकं शेषित्मं'' એવી અભિયુક્તિ છે. લૌકિક રાજ રીતિ પ્રમાણે ભગવાન શ્રી મન્નારાયણ એ મહારાજધિરાજ છે અને ભગવતી મહાલક્ષ્મી તથા રાધારાણી એ મહાસજ્ઞી છે. આ અર્થ ગ.મ. ૨૨ ''જેમ રાજા હોયને રાણી હોય તે જેટલામાં મહારાજાનું રાજ્ય છે તેટલામાં રાણીનું પણ રાજ્ય કહેવાય અને જેઓ રાજાનો હુકમ ચાલે તેવો જ રાણીનો હુકમ પણ ચાલે'' એમ ભગવાન શ્રીહરિએ અર્થાત્ સૂચવ્યો છે. પરમાત્મા સિવાય સર્વ ઉપર પ્રવર્તતુ લક્ષ્મીજી રાધાજીનું ઐશ્વર્ય પરમાત્માભિમત સદા હોવાથી તેમા દ્વૈરાજ્યાદિ દોષનો સંભવ નથી. એક વસ્તુ ઉપર બે જણનું ઐશ્વર્ય હોય તો બન્ને કદાચિક ભિન્ન ઇચ્છા થતાં અવ્યવસ્થાદિક દોષનો સંભવ ખરો પરંતુ આમાં તેમ નથી. આજે સંબંધ તે લૌકિક નારીઓની પેઠે ખંડિત નહિ પણ ''विष्णोः श्रीरनपायिनी'' ''सततमुरसि सौम्यश्रीर्वधूः साकमास्ते'' એમાં કહ્યા મુજબ અખંડિત છે. આ અર્થની સ્પષ્ટતા શિક્ષાપત્રી ટીકામાં ''अस्या अखण्ड साहचर्यात्'' આ વાક્યથી કરી છે. આવું અખંડ

સહચર્ય હોવાથી જ અવતારાદિ સર્વ દશામાં પણ અવિના ભાવ જણાવવા ભગવાનના જ જેમ એમ લક્ષ્મીજીના પણ સીતા રૂક્મિણી અર્ચી આદિક અવતારો ''देवत्वे देवदेहेयं मनुष्यत्वे मानुषी। विष्णोर्देहानुरुपां वै करोत्येषाऽऽत्मनस्तनुम्। राघवत्वे भवेत्सीता रुक्मिणी कृष्ण जन्मनि। अन्येषु चावतरेषु विष्णोरेषाऽनपायिनी'' (વિ.પુ.) ''यान्यन्यानि यथासुखं विहरतो रुपाणि सर्वाणि तान्याहुः स्वैरनुरुप रुपविभवैः गाढोपगूढानिते'' ઇત્યાદિકમાં જણાવ્યો છે તે સુસંગત થાય છે એમ હોવાથી જ ભગવાન ભક્ત રક્ષાદિ પ્રયોજને જ્યાં જ્યાં જાય છે ત્યાં સર્વત્ર શ્રી સાથે જ જાય છે. એમ પોતે જ ''अनुयामि श्रियासाकं '' (વા.મા.) આ વચનથી કહે છે.

આ સમ્બન્ધ અવર સ્થાનોમાં અવર રૂપો સાથે નહિ પણ અક્ષરબ્રહ્મપુર આદિ પર સ્થાનમાં વિરાજમાન પર રૂપ સાથે જ છે આ અર્થ ''वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः।आस्ते'' ''असावहमिह ब्रह्मन्नस्मिन्नक्षरधामनि। राधालक्ष्मीयुतो नित्यं वसामि स्वाश्रितैः सह'' (વા.મા.)'' ''कोटयर्काभनखद्योतोह्यक्षरादौ य ईश्वरः। राधालक्ष्म्यादिभिर्दिव्यसमाग्रया सेव्यतेऽनिशम्'' (હ.વા.સુ.) ''प्राकृत तमसः पारे महसि प्रथमाने। श्रीराधासहित्वं ब्रह्मपुरे माने'' (સ.જી.પ્ર. ૨/૪૪) ઇત્યાદિતમાં વ્યક્ત છે આવી પર રૂપ સાથે અખંડ દાંપત્ય સ્થિતિ હોવાથી જેની સાથે લક્ષ્મી રાધાનો સતત યોગ હોય તેજ પરાત્પર પરમાત્મા હોઇ શકે જેને એવા સર્વોપરી અવતારી કહેવા હોય તેની સાથે લક્ષ્મી રાધાનો યોગ અવશ્ય માનવો પડે.

વેદાંતવેદ્ય ભગવાનનો જે સમધિક સમુત્કર્ષ છે તે સર્વથા અભિમત અનુરૂપ સહધર્મિણી શ્રીના યોગથી છે. આ અર્થ ''पुंप्रधानेश्वरेश्वरी'' આમાં વ્યક્ત છે. ગ.મ.૫૭ ''ભગવાન તો લક્ષ્મીજીના પતિ છે.'' આ વચનથી શ્રીમુખે અર્થાત્ સુચવ્યો છે. પરાત્પર ભગવાન નારાયણ પણ સ્વયં આત્મારામ આત્મેશ્વર હોવા છતાં પત્ની

લક્ષ્મીજીના નિરીક્ષણથી પોતાને નિત્ય ધન્યભાગી માને છે. ''લક્ષ્મી મળ્યા થકી થયા રણછોડ રાય'' એવી અભિયુક્તિ છે. જેને વક્ષઃસ્થળમાં નિત્ય નિવાસ આપ્યો છે, જેનું જન્મ સ્થાન ભગવાન પ્રિયક્ષીરસાગર છે, સમસ્ત જગત જેના કૃપાકટાક્ષને આશ્રયે છે જેના માટે સમુદ્ર મંથન અને સમુદ્રપાળ ભગવાને બાંધ હતી તેનો ઉત્કર્ષ અનવધિક હોય એમાં કાંઇ કહેવાનું નથી. જે સમસ્ત જગતના પતિ પુરૂષોત્તમ છે તે નિત્ય પતિ હોવાથી શ્રીનો સમુત્કર્ષ ''कान्तस्ते पुरुषोत्तमः'' ''भर्ता नाम परं नार्या भूषणादपि'' ઇત્યાદિકમાં જણઆવ્યો છે.

ભગવાન સદા શ્રીવિશિષ્ટ હોવાથી ઉપાય દશામાં અને આત્યંતિક મોક્ષદશામાં પણ ઉપાસકોને શ્રીનો સંબન્ધ સદા છે. માટે જ ભગવદ્ ઉપાસન શ્રી વિશિષ્ટત્વથી સર્વત્ર વર્ણવ્યુ છે. ''રાધિકાએ સહિત એવા જે શ્રીકૃષ્ણ તેનું ધ્યાન કરવું (ગ.પ્ર.૫ ધ્યાન ઉપાસન ભક્તિ સેવા આ બધા શબ્દો પર્યાય છે.) ''श्री राधाकृष्णाख्य युगल स्वरुपोपासकत्व सूचनार्थम्। શ્રીરાધાકૃષ્ણ નામે યુગલ સ્વરૂપની ઉપાસના આપણે કરીએ છીએ. (શિક્ષાપત્રી અર્થદીપિકા/શ્લો-૪૧)''. ''ब्रह्मभूतः'' આ ગીતા-૧૮/૫૪ શ્લોકના ભાષ્યમાં ભગવાનને આચાર્ય રામાનુજ સ્વામીએ ''श्रीमति'' એવું વિશેષણ આપ્યું છે. ભાષ્ય પર રચાયેલ તાત્પર્ય ચંદ્રિકા ટીકામાં વેદાંત દેશિકાચાર્ય ''एतेनोपास्यत्व प्राप्यत्वादिकं सर्वंसपत्नीकस्येतिज्ञापितं'' આવા શબ્દો લખી સપત્નીક ભગવાનનુંઉપાસ્યત્વ પ્રતિપાદ્યુ છે. ''જ્યાં જ્યાં ઉપાસકો રહે છે, ત્યાં ત્યાં હું શ્રી સાથે જઇ રહું છું.'' એમ ભગવાને કહ્યુ છે આવો સમ્બન્ધ હોવાથી ભગવાનને પિતા તરીકે અને ભગવતી શ્રીને માતા તરીકે ''ब्रह्माण्ड माता पितरौ मनोज्ञौ'' ''त्वं माता सर्वलोकानां देव देवो हरिः पिता'' ''नित्यैवेषा जगन्माता'' ઇત્યાદિ વચનો કહે છે. માતા લક્ષ્મીજીના યોગથી પિતા ભગવાનની સેવામાં પણ રસ પ્રીતિ અનવધિક ઉપજે છે

જેમ લોકમાં માતાપિતાની સેવા પુત્રાદિ પ્રજાને આનંદ વધારનારી થાય છે. તેમ જાણી લેવું.

પત્ની તરીકેનો સતત સંબંધ હોવાથી જ પરમાત્માને નિરૂપનારા ધર્મોમાં શ્રીને મુખ્ય માન્યાં છે. પરમાત્માને નિરૂપતાં અનેક વિશેષણો અપાય છે તેની ગતિ બીજામાં થઇ શકે છે. પરંતુ ''શ્રીપતિ'' આની ગતિ બીજા ભવ બ્રહ્માદિ કોઇમાં પણ થઇ શકે નહિ. એથી તો એક પ્રરંબ્રહ્મ નારાયણ જ નક્કી થાય છે આવા અભિપ્રાયથી જ રામાનુજાચાર્યે ગીતા ભાષ્યના ઉપોદ્‌ઘાતમાં પરમાત્માને નિરૂપતા પ્રથમ જ ''श्रियः पतिः'' એવું વિશેષણ આપ્યું છે તેનું કારણ વેદાંત દેશીકાચાર્ય તાત્પર્ય ચન્દ્ર નામની ટીકામાં ''विशेष ज्ञप्तये भर्तुरभिगम्पत्व सिद्धये। समस्तमङ्गलाप्त्यै च प्रथमं श्रीरिहोदितां'' એમ ત્રિવિધિ જણાવ્યુ છે. એમ ત્રિવિધિ જણાવ્યુ છે. ભવ બ્રહ્માદિક અન્ય થકી વ્યાવૃત્તિરૂપ અસાધારણ વિશેષ જણાવવા માટે અને શ્રીવિશિષ્ટ જ ભગવાન ઉપાસ્ય પ્રાપ્ય છે. એમ જણાવવા માટે અને સમગ્ર મંગળની પ્રાપ્તિ માટે પ્રથમ શ્રી ને લીધા છે. મંગળ માટે લોકમાં પણ સર્વત્ર ભગવતી શ્રીને પ્રથમ લેવાનો પ્રચુર પ્રચાર લેખિત છે. આથી શ્રી નો સમુત્કર્ષ સમધિક જણાવ્યો.

જેમ પત્ની તરીકે શ્રીની મુખ્યતા છે તેમ વિભૂતિ તરીકે પણ છે. જે લૌકિક સમસ્ત ધનાદિ સંપત્તિ છે તે રૂપે પણ શ્રીજ રહેલાં છે  આ અર્થ ''तत्र स्थित्वैव सा व्यापत्त्रैलोक्यं सम्पदात्मना (વા.મા.)'' ''लोकेशेशविभूतीनां कारणं यन्निरीक्षणम्'' ''त्वया देविपरित्यक्तं सकलं भुवनत्रयम्। विनष्टप्रायमभक्त्वयेदानीं समेधितम्'' ''त्वयाऽवलोकिताः सद्यः शीलाद्यैः सकलैर्गुणैः। धनैश्वर्यैश्च युज्यन्ते पुरुषा निर्गुणा अपि। स श्लाघ्यः स गुणीधन्यः स कुलीनः स बुद्धिमान्। स शुरः स च विक्रान्तो यं त्वं देवि निरीक्षसे (વિ.પુ.)'' ''श्रेयो नहारविन्दलोचनमनः कान्ता प्रसादादृते। संसृत्यक्षरवैष्णवाध्वसु नृणां संभाव्यते कर्हिचित् (श्रीस्तोत्र)'' ઇત્યાદિ વચનોમાં વ્યક્ત છે.

રામાનુજા ચાર્યે ''श्रियःपतिः'' એમ લક્ષ્મીજીને ભગવાનના સ્વરૂપ નિરૂપક પણે સામાન્યતઃ લીધા પછી, ભગવત્‌વિભૂતિની અંદર પણ મુખ્ય જણાવવાના અભિપ્રાયથી ''स्वाभिमतानुरुपनित्यनिरवद्य स्वरुप-रुप-गुण- विभव- ऐश्वर्यशीलाद्यनवधिकातिशयासङ्ख्येय कल्याणगुणगण- श्रीवल्लभः'' એવું વાક્ય લખ્યું છે. અહમર્થ ચેતન આત્મસ્વરૂપ, દિવ્યરૂપ, રૂપમાં રહેલા સૌન્દર્યાદિ ગુણો, અનંત ગુરૂડાદિક પરિજનો તથા છત્ર ચામરાદિ ઉપકરણો વિગેરે વિભવ, સ્વરૂપના ઐશ્વર્ય શીલાદિ અનવધિકાતિશય અસંખ્યેય કલ્યાણગુણ ગણ, આ શ્રીની પાંચેય વસ્તુઓ ભર્તા ભગવાનને અભિમત (બહુપ્રિય) અનુરૂપ અને નિત્યનિરવદ્ય છે, એવા જે શ્રી તેના વલ્લભ (વહાલાપતિ) અથવા એવાં શ્રી જેમનાં વલ્લભા (પ્રિયતમા પત્ની) છે. એવાં પરંબ્રહ્મ ભગવાન છે. એમ ભગવાનની પેઠેજ શ્રીનાં સ્વરૂપાદિક પાંચેય નું વર્ણન આપ્યુ છે. એ સર્વેનું ભગવાનને અભિમતપણું અને અનુરૂપપણું સવિસ્તર તત્ર તત્ર વર્ણવ્યું છે તે તે થકી જાણવું.

વૈકુંઠ ગદ્યમાં- ''अनन्त भोगिनि श्रीमद्वैकुण्ठैश्वर्यादिदिव्यलोकमात्मकान्त्या शेष शेषाशनादिसर्वपरिजनंभगवतस्तत्तदवस्थो चित्तपरिचर्यायामाज्ञाययन्त्याशीलरुपगुण विलासादिभिरात्मानुरुपया श्रिया सहासीनम्'' એવું વાક્ય લખ્યું છે અર્થ એવો છે કે- ''શેષ શય્યા ઉપર વૈકુંઠાદિ દિવ્ય લોકને (નિત્ય વિભૂતિ) અને વિશ્વને (લીલા વિભૂતિ) પણ પોતાની ઉજ્જવ શીતલ કાંતિથી અતિતૃપ્ત કરતાં અને અનંત ગરૂડ વિશ્વક્સેનાદિ નિત્ય પાર્ષદોને ભગવાનની તે તે સમય સમુચિત પરિચર્યામાં આજ્ઞાને કરતાં અને શીલ રૂપ ગુણ વિલાસ વિગેરેએ કરીને ભગવાનને અતિશય અનુરૂપ એવા શ્રીની સાથે વિરાજમાન'' એમ શ્રીમન્નારાયણને વર્ણવ્યા છે આ રીતે પરધામમા દિવ્યમૂર્તિ પરમાત્માની સાથે એકાસનમાં વિરાજમાન શ્રીનું નિત્યમુક્તો ઉપર પ્રવર્તતુ નિરંકુશ ઐશ્વર્ય જણાવવા પૂર્વક રૂપ ગુણાદિ સર્વ પ્રકારથી શ્રીપતિ

સાથે અનુરૂપતા જણાવી છે. જ્યારે નિત્ય મુક્તો ઉપર આજ્ઞારૂપ ઐશ્વર્ય પ્રવર્તે તો સપત્નીક ભવ બ્રહ્માદિ દેવો અને સપત્નીક મનુષ્યો ઉપર પ્રવર્તે એમાં તો કહેવું જ શું? ''ब्रह्मेशादिसुरव्रजः सदायितस्त्व द्दासद्दाद्दसीगुणः (श्री चतुःश्लोक) એમ ભવબ્રહ્માદિને લક્ષ્મીજીના સેવક તરીકે અને તેમની અર્ધાગનીઓને તેમની સેવીકા તરીકે કહે છે. વળી રામાનુજાચાર્ય વેદાર્થ સંગ્રહમાં ''अनवधिकमहिममहिषौ'' એમ શ્રીના સ્વરૂપ રૂપ ગુણાદિકનો અનવધિક મહિમા કહ્યો છે. આચાર્ય યામુન મુનિ એ પણ ''यस्यास्ते महि मानमात्मन इव त्वद्वल्लभोऽपि प्रभुर्नालं मात्रुमियत्तया'' એમ ભગવાન પણ પોતાનો જ જેમ એમ લક્ષ્મીજીનો મહિમા આટલો જ છે. એમ માપ કરવા સમર્થ નથી આ અર્થ ''न ते विर्णयितुं शक्ता गुणान् जिह्वापि वेधसः'' (વિ.પુ.)

''श्री र्वधूः साकमास्ते'' ''दायिताऽहं सदादेवी'' ''महिषी देव देवस्य'' ''लक्ष्मीर्देव्यस्तिनोमते'' ઇત્યાદિમાં કહ્યા પ્રમાણે દેવદેવનાં દિવ્ય મહિષી અને મહામહિમાવાળાં લક્ષ્મીજી બીજા કોઇ રૂપથી નહિ પણ સ્ત્રી રૂપથી રહ્યાં છે. આ અર્થ અંત્ય-૩૩ ''જેમ લક્ષ્મીજી છે તે વાસુદેવ ભગવાનના હ્દયને વિષે ચિહ્નરૂપે સ્નેહતા આધિક્યપણે કરીને રહ્યા છે અને બહાર થકી સ્ત્રીરૂપે કરીને લેવામાં રહ્યા છે.'' ગ.મ. ૩'' અને રાધિકાજી લક્ષ્મીજી તેના જેવું તો ત્રિલોકમાં કોઇ સ્ત્રીનું રૂપ હોય નહિ.'' એમ શ્રીમુખે સ્પષ્ટ કહ્યું છે. ''श्री विष्णु वाम पार्श्वर्स्थां'' (સ.પ્ર. ૩/૨૮) ઇત્યાદિચાર શ્લોકથી ગાયત્રી શબ્દ વાચ્ય લક્ષ્મીનું વર્ણન નારી રૂપથીજ કર્યુ છે. ''तत्रापश्यत् वामभागे लक्ष्मीं पद्मकरां च ते (સ.પ્ર. ૪/૨૨) આ પાંચ શ્લોકથી લક્ષ્મીરાધાનું સ્ત્રી ભાવમાં સંભવિતસ્તનાદિ અવયવોથી તથા કુસુંબલવસ્ત્રકબરી સીમંત નૂપુર નિષ્ક આદિક સ્ત્રી ઉચિત વસ્ત્ર વિભૂષણો થી વર્ણવ્યાં છે. ''द्विभुजां स्वर्णगौराङ्गी कौसुम्भामलवाससम्।..... किशोरींमृगशावाक्षींपीनोन्नतघनस्तनाम्। (વા.મા./ ૨૯/ ૨૮-૩૩) આ છ શ્લોકથી રાધાજીનું સ્ત્રીભાવમાં સંભવતિ સ્તન, ઉદર, નેત્ર,

નાસિકાદિ અવયવોથી તથા કેશ કંચુકી આદિક સ્ત્રી ઉચિચ વસ્ત્ર વિભૂષણથી વર્ણન કર્યુ છે. દાંપત્ય સંબન્ધ વર્ણવ્યો છે એનો પણ અર્થ સ્ત્રી ભાવ જ થાય છે લક્ષ્મીજીના અવતારો સીતા, રૂકમણી, અર્ચી, સાગર સુતા આદિક થયા છે તે પણ સ્ત્રીરૂપથી હતા તેમની પ્રતિમાઓ મહામંદિરોમાં પધરાવીને સ્ત્રી રૂપતાની સાબીતી સર્વના નયન ગોચર કરી છે. માટે જ રાધાલક્ષ્મીની પ્રતિમાઓને પણ સ્ત્રીને ઉચિત એવા અવયવો અને તેના ઉચિત વસ્ત્રો વિભૂષણોથી વિભૂષિત રાખવામાં આવે છે. કેટલાક ને બંડ કુસંગ પાસથી શંકા રહે છે તેનું નિરાકરણ ઉપરથી શાસ્ત્રીય બાબતથી થઇ જાય છે.

જેમ વેદોમાં પરમાત્મા પર પુરૂષ સુક્ત છે તેમ લક્ષ્મી પર શ્રીસૂક્ત પણ છે. તેમાં ''हिरण्यवर्णां हरिणां'' ઇત્યાદિ પંદર મંત્રોથી માતા લક્ષ્મીજીનું સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેથી બહુ મહિમા વર્ણવ્યો છે. બીજા પણ શ્રધ્ધા શૂક્ત, મેઘા શૂક્ત, અદિતિ સૂક્ત વગેરે વેદોમાં જ છે. આ વેદોક્ત સૂક્તોને અનુસારે પુરાણ પાંચ રાત્રાદિકમાં લક્ષ્મીજીનું વર્ણન આવ્યુ છે. એટલે માતા લક્ષ્મીજીની બધી બાબતો કપોળ, કલ્પિત મનઃ કલ્પિત કે મનમુખી નહિ પણ પરમ પ્રામાણિક જ છે.

વિ.પુ. અંશ. ૧ માં મૈત્રેયઋષીના પુછવાથી ભગવાન વેદ વ્યાસજીના પિતા પરાશરમુનિએ માતા લક્ષ્મીજીના સ્વરૂપાદિકનું પ્રતિપાદન સવિસ્તાર કર્યુ છે તે પ્રસંગે નવમાં અધ્યયમાં સમુદ્રમંથનની કથા કહી છે. આમાં નારાયણનું જેમ એમ શ્રધ્ધા, શ્રી, પદ્મા, કમળા આદિક નામોથી નિરૂપેલાં સર્વેશ્વરી લક્ષ્મીજીનું પણ સર્વમાં રૂપથી વ્યાપવું, સર્વનું નિયમન કરવું સર્વ ઉપર સ્વામિપણું વિગેરે, શેષ ગરૂડ વિશ્વક્શેન વિગેરે નિત્ય મુક્તો, ભવ બ્રહ્માદિ સર્વ સુરો મનુષ્યો સિધ્ધો ગંધર્વો ઇત્યાદિ સર્વેએ સ્તુતિ આરાધન કરવાપણું, સ્વયં નિર્દોષ હોઇને સર્વના દોષોને હરવા પણું, અનંત કલ્યાણ ગુણોનું એકાશ્રય પણું, તેમના કૃપાકટાક્ષલવથી જ સર્વ લોકોનું સમુલ્લાસ

પણું, કટાક્ષના અભાવમાં તો સર્વ લોકનું સમુલ્લાસ પણું, કટાક્ષના અભાવમાં તો સર્વલોકનું તત્ક્ષણ વિનાશિપણું, યજ્ઞ દાન તપાદિ ધર્મો અને તેના નિદાનભૂત સત્ય અને તેના કાર્યભૂત શુધ્ધિ સમૃધ્ધિ બુધ્ધિ આદિકનું પણ તેમા કૃપા કટાક્ષને અધીનપણું, ચેતનોને તેમના કૃપાકટાક્ષીજ ભક્તિ મુક્તિ રૂપ સમગ્ર પુરૂષાર્થનું પ્રાપ્ત થવાપણું, અશરણ જનોનું શરણ્ય થવાપણું, વિગેરે અનેક બાબતો રમ્ય રીતે વર્ણવી છે.

પુરાણોમાં આદિમનાતા બ્રહ્મપુરાણમાં- બ્રહ્માજીએ ક્ષીર સાગરમાં ભગવાન શ્રીમન્નારાયણ પાસે જઇ, લક્ષ્મી સબંધી સ્વરૂપાદિ અને ગુણાનુંગુણ નામો પુછતાં, ભગવાને સર્વેશ્વરી શ્રીનું વ્યાપન, ભરણ, નિયમન, સ્વામ્ય આદિક અપરિમેય માહાત્મ્યને કહેનારાં પ્રમાણોનો ઉપન્યાસ કરીને, તેમનાં સહસ્ર નામો કે જે સ્વરૂપ રૂપ ગુણ વિભવના મહિમાને પ્રતિપાદનારાં અને પાઠ જયાદિકને કરનારા જનોના સમગ્ર મંગલને કરનારાં અને ભક્તિ મુક્તિ આપનારાં છેતેનો વ્યપદેશ કરીને અંતે સહસ્રનામ સ્તોત્રનો મોટો મહિમા શ્રીમુખે કહ્યો છે.

એજ રીતે સનત્કુમાર સંહિતા, અર્હિબુદન્ય સંહિતા, લક્ષ્મીતંત્ર, વિષ્ણુ સ્મૃતિ વિગેરેમાં વિસ્તુત વર્ણન છે. આ રીતે શ્રુતિ પુરાણ પંચરાત્રાદિક સર્વશાસ્ત્રોમાં શ્રીપતિ પુરૂષોત્તમનું જે જગત્કારણત્વાદિક, સર્વજ્ઞત્વ, સર્વ શક્તિત્વાદિક, નિત્યનિર્દોષત્વ કલ્યાણગુણાકરત્વાદિક કહ્યુ છે તે સઘળું સર્વેશ્વરી જગન્નાયિકા લક્ષ્મીજીને પણ સાધારણ છે એમ પ્રતિપાદન કર્યુ છે. સહધર્મિણી પ્રિયતમા પટ્ટાંગના હોવાથી સઘળું સંઘટે છે.

''यथा सर्वगतो विष्णुस्तथैवेयं द्विजोत्तम'' ''त्वया च विष्णुनाचाम्ब व्याप्तमेञ्चराचरम्'' આજે લક્ષ્મીજીની વ્યાપ્તિ કહે છે તે સ્વરૂપથી નહિ પણ ''सौम्यासैम्यैर्जगद्रूपैः त्वयैतद्देवि पूरितम्'' એમાં કહ્યા પ્રમાણે વિગ્રહથી વ્યાપ્તિ પર

સમજવું. કેમ કે ભગવાન થકી ભિન્ન સર્વ ચેતનોનું અણુપરિમાણત્વ સ્વરસસિધ્ધ હોવાથી લક્ષ્મીજીનું પણ અણુસ્વરૂપત્વ ઇચ્છવા યોગ્ય છે. જ્ઞાન શક્ત્યાદિ ગુણથી વ્યાપ્તિતો સંભવ છે.

વિષ્ણુ સહસ્ર નામમાં આવેલા ભગવાન્નામોનું નિવર્ચત કરતાં ભાષ્યમાં ''मा'' કે જે ભગવત સ્વરૂપનાં નિરૂપકભૂત લોકમાતા અને જેનાં શ્રધ્ધાદિ બીજાં નામ છે એવાં લક્ષ્મીજી તેના ''धव'' સ્વામી તે ''माधव'' સમુદ્રમંથન કરીને મેળવેલાં શ્રીને પ્રિયવક્ષઃ સ્થળમાં નિવાસ આપનારા હોવાથી ''श्रीनिवासः'' લક્ષ્મીજી સાથે નિત્ય યોગ હોવાથી ''लक्ष्मीवान्'' શ્રી ના નિત્ય યથેચ્છ વિહાર માટે કલ્પવૃક્ષના બગીચારૂપ હોવાથી ''श्रीवास'' શ્રીના નિત્ય સ્વયં વર વલ્લભ હોવાથી ''श्रीपति'' શ્રીના શ્રીપણામાં નિદાન હોવાથી અથવા શ્રી જ ભગવાનના ઇશા- સર્વ અવસ્થામાં સઘળી વ્યવસ્થા કરનારાં હોવાથી ''श्रीश'' આ અર્થ ''पुंप्रधानेश्वरेश्वरीं'' આ વચનને અનુસારે છે. દિવ્યવેલીને કલ્પવૃક્ષ જ જેમ એમ શ્રીનો ભગવાન સાથે અખંડિત અતિનિકટનો આશ્રય હોવાથી ''श्रीनिवास'' અલંકારાદિકને મુકી રાખવાની પેટીમાં રત્નમંજરીજ જેમ એમ ભગવાનમાં શ્રીને સારી રીતે સદાસમીપે રાખેલા હોવાથી ''श्रीनिधि'' શ્રીથી જેનું સ્વરૂપ નિરૂપાય છે અને શ્રી જ જેની મુખ્ય અવાંતર ખ્યાતિમાં હેતુ છે માટે ''श्रीविभावन''. આ અર્થનું અનુસંધાન ''अप्रमेयं हितत्तैजो यस्य सा जनकात्माजा'' આનાં વ્યક્ત છે. આ રહસ્યાર્થ મધ્ય ૫૩ ''ભગવાન તો લક્ષ્મીજીના પતિ છે.'' એમ શ્રીમુખે સૂચવ્યો છે. જેમ રત્નપ્રભાને ધારે છે, જેમ પુષ્પ સુગન્ધને ધારે છે, જેમ ચંદ્રમાં ચંદ્રિકાને ધારે છે, જેમ અમૃત સ્વાદુતાને ધરે છે, તેમ સાહજીક સંબન્ધથી શ્રીને ધારે છે માટે ''श्रीधर'' શ્રીને પરાભાવમાંજ જેમ એમ વ્યૂહ અવતારાદિ સર્વ ભાવમાં પણ પોતાને અનુરૂપ રૂપવાળા કરે છે એટલે માટે

''श्रीकर:'' સર્વ પુરૂષાર્થ માટે અર્થી સર્વેએ આશ્રય કરાતો હોવાથી શ્રેયઃ શ્રી શબ્દથી નિરૂપેલા જે શ્રી તેનો નિત્ય યોગ હોવાથી ''श्रेय: श्रीमान्'' આ અર્થનું અનુસંધાન ''प्रणिपात प्रसन्ना हि मैथिली जनकात्मजा। अलमेषा परित्रातुं राक्षस्या महतो भयात्॥''(રા.સુ.) ''शरीरारोग्यमेश्वर्यमरिपक्षक्षय: सुखम्। देवित्वद् दृष्टि दृष्टानां पुरुषाणां न दुर्लभम्'' (વિ.પુ.) ''यस्यां हिरण्यं विन्देयं गामश्च पुरुषानहम्'' (શ્રી સૂક્ત) ઇત્યાદિકમાં સ્પષ્ટ છે. શ્રી નો  નારાયણ સાથે અખંડ સંબન્ધ આદિકને સૂચવનારાં ઘણાં મંગળ ભગવન્નામો છે. આ રીતે આના ભાષ્યાદિકમાં શ્રુત્યાદિકનાં અનુસંધાનથી શ્રીનું દિવ્યરૂપ, નિરૂપાધિક પરમૈશ્વર્યાદિ, જગન્માતાપણું ક્યારેય ન છુટે એવો સદા ભગવત સંબંધ ઇત્યાદિ અમર્યાદ વર્ણવ્યુ છે.

શ્રી વાસુદેવ મહાત્મ્ય કે જે શ્રીહરિએ સ્વ સંપ્રદાય ના મૂળ સિધ્ધાંતી ગ્રંથ તરીકે અભિમાન્યું છે. તેમાં શ્રી સંબન્ધિ બધી બાબતો વિસ્તારથી વર્ણવી છે. લક્ષ્મીનારાયણ પર આપ્રબન્ધમાં -સમુદ્ર થકી શ્રી નો આવિર્ભાવ અને તેમની કૃપા દૃષ્ટિથી ત્રિલોકવાસી સર્વને આનંદ થવાનો કહીને, તેમનું વિવાહ મંગલ સવિસ્તાર વર્ણવતા બ્રહ્માએ સમુદ્ર પ્રત્યે ''कन्या तवेयमम्भोधे माता मम शिवस्य च। देवानामथचसर्वेषां लोकानामस्ति निश्चितम्॥ नारायणंवासुदेवंपरंब्रह्माखिलेश्वरम्। पुरुषोत्तममेवैकं विनाऽस्या नापर: पति:'' એમ ભવ બ્રહ્માદિ સર્વ દેવો અને સર્વલોકનાં માતા તરીકે કહેવા પૂર્વક એમના પતિ થવા માટે પરંબ્રહ્મ પુરૂષોત્તમ સિવાય બીજો કોઇ નથી એમ કહીને શ્રીનો અનન્ય સામાન્ય મહિમાં જણાવ્યો છે. વળી ''रामारामे भक्ति:'' એમ રમારામ લક્ષ્મીનારાયણની અનન્ય ભક્તિથી આત્યંતિક ગતિ કહે છે. વળી શંકરજીએ પણ ''रमासेव्यपादाम्बुजं'' એમ રમાસેવ્ય નારાયણની ભક્તિ કરવાથી કહી છે, વળી ''श्रीकान्तं परात्परमेकं'' એમ પરાત્પરની સાથે શ્રી નો નિત્ય

સંબંધ જણાવ્યો છે. ''ततः समीक्षिताः प्रीत्या तया मधुरया दृशा। त्रिलोकवासिनः सर्वऋद्धा आसन् यथा पुरा'' એમ ભગવાનના કહેવાથી શ્રીએ મધુર દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં ત્રિલોકવાસી સર્વને યથાપૂર્વ પ્રાપ્તિ કહી છે વળી શ્રી ના  સીતા રુકિમણી આદિક અવતાર થવાના પણ જણાવ્યા છે. એમ આમાં શ્રી નો અદ્ભુત મહિમાં વર્ણવ્યો છે.

''અજન્મા પરમાત્મા ઘણા રૂપોએ પ્રકટ થાય છે.''आजायमाने बहुधा विजायते। (ય.સં. ૩૧/૧૯)'' સ્ત્રીરૂપ નિત્ય વિગ્રહથી વિશિષ્ટ શ્રી ભગવાન જ શ્રી છે. જ્યારે યોગી પોતાના યોગબળથી અનેક શરીર ધારણ કરે છે, ત્યારે અપરિચ્છિન્ન સામર્થ્યવાળા શ્રી ભગવાનના વિષયમાં કહેવું જ શું? ભગવાનના ચોવિસ અવતારોમાં મોહિની અવતાર પ્રસિધ્ધ છે. આ અવતાર અસુરોને મોહિત કરવા માટે થયો હતો. પરન્તુ શ્રીરૂપમાં ભગવાનો સદા આવિર્ભાવ પ્રાણિઓનું સર્વવિધ મંગલ કરવા માટે છે. પરંબ્રહ્મ પરમાત્મા ભક્તો પર અનુગ્રહ કરવામાટે અનાદિકાલથી બે રૂપમાં પ્રકાશે છે તે બે રૂપ છે. શ્રીમન્નારાયણ અને લક્ષ્મી, શ્રીરામચંદ્રજી અને સીતાજી, શ્રીકૃષ્ણ ભગવાન અને રાધા આદિ. જેમ કોઇ એક તત્વ બેરૂપમાં વિભક્ત પ્રગટ થાય. તેજ પ્રમાણે શ્રી ભગવાના બેરૂપમાં પ્રગટ છે. ''एकतत्त्वमिवोदितौ एल (લ.તં)'' ''एवं ज्ञेया परा नित्यास्तता तु ब्रह्म विग्रहा। अनुग्रहार्यमअस्माकम्, एकब्रह्मद्विधा गतेः॥ (સં.સ)'' શ્રી ભગવાન જે જે રૂપોમાં રહે છે, લક્ષ્મીજી પણ તે તેરૂપોમાં અનુરૂપ પોતાના રૂપને બનાવી લે છે. પરંબ્રહ્મ ભગવાન વિષ્ણુના શ્રીરામચંદ્ર રૂપમાં શ્રીજી અર્થાત્ લક્ષ્મીજી સીતારૂપમાં રહે છે અને તેમાના શ્રીકૃષ્ણ રૂપમાં અવિર્ભાવના સમય તેઓ રુકિમણી રૂપમાં રહે છે. શ્રી ભગવાનના પૃથુ આદિ અન્ય અવતારો માં પણ તેઓ સર્વદા તેમની સાથે જ રહે છે શ્રી ભગવાન સાથે તેઓનો વિયોગ ક્યારેય થતો નથી. ''राधावृत्वेऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि। अन्येषुचावतारेषु विष्णोरेषानपायिनी (વિ.પુ. ૧/૯/૧૪૪)'' શ્રી અને ભગવાન દ્વન્દ્વ સમાસથી દેવતા

કહેવાય છે, ત્યારે અગ્નિ યોગમાં વર્ણિત રીતિથી બન્નેમાં સમાનરૂપથી એક દેવતાપણુ રહે છે. ''વિષ્ણુપત્ની શ્રી આ જગતની ઇશ્વરી છે. અર્થાત્ શાસન કરવાવાળી છે. - ''अस्येशाना जगतः। (તૈ.સં. ૪/૪/૧૨)'' ''શ્રી ભગવાન સંપૂર્ણ જગતના ઇશ્વર છે અર્થાત્ શાસન કરવાવાળા છે - ''ईशानो भूतभव्स्य (ક.ઉ. ૧/૧/૧૨)'' ઇત્યાદિ વચનોથી શ્રી અને ભગવાનનું અભેદપણુ સિધ્ધ થાય છે.

બ્રહ્મસૂત્રના સર્વપ્રથમ વ્યાખ્યાતા મહર્ષિ બોધાયનની પરમ્પરામાં શ્રી વેદાન્તદેશિકાચાર્ય અને શ્રી રામાનંદચાર્ય ના અનુયાયીઓ તથા ભગવત્ સ્વામિનારાયણના અનુયાયિઓ શ્રીને બ્રહ્મતત્ત્વ તરીકે જ સ્વીકાર કરે છે અને શાસ્ત્રોમા કેટલાક સ્થાનો પર માતાશ્રીનું ભગવાન સેવિકાના રૂપમાં વર્ણન થયું છે એટલે તેઓનીજ પરંપરાના અનુયાયીઓ શ્રીને જીવકોટીમાં (અનાદિ મુક્ત તરીકે અથવા ભગવાન ની પત્ની તરીકે) સ્વીકાર કરે છે. માતાલક્ષ્મી ભક્તોના ઉધ્ધારમાટે શ્રી ભગવાનને પુરુષકાર (સિંસ્તુતિ અથવા ભલામણ) કરે છે. તેઓમાં દંડત્વ પ્રધાન નથી અર્થાત્ તેઓ ક્યારેય પણ કોઇને દંડ પ્રદાન નથી કરતા. જે પ્રમાણે ભગવતીશ્રીમાં પુરૂષકાર (ભલામણ) છે તેમ ભગવાન શ્રીમન્નનારાયણમાં પુરૂષકારતા નથી કારણ કે પોતે સર્વેશ્વર છે તો ભલામણ કોને કરે? આમ આ ઉભયમતમાં સમતા છે. પ્રથમ મત પ્રમાણે, જગત કર્તુત્વાદિ બધી વિશેષતાઓ શ્રી મા છે. પરંતુ બીજા મત પ્રમાણે આ વિશેષતાઓ શ્રીમા નથી, છતાપણ દયા, વાત્સલ્ય, ઔદાર્ય આદિ બધા ગુણો શ્રીજીમાં પૂર્ણ છે. મધ્વમતમાં શ્રીજી પરમાત્મા સમાન નિત્ય અને સર્વ વ્યાપક છે, તેમનું જીવત્વ માન્ય નથી. શ્રી ચૈતન્ય મહાપ્રભુના અનુયાયી શ્રી રાધાદામોદર દ્વારા લીખિત ''વેદાન્ત સ્યમન્તક'' માં શ્રી અને હરિમાં અભેદ બોધક વચનો પ્રસ્તુત છે. ''શ્રીહરિ સાથે શ્રી લક્ષ્મીજીનો અભેદ હોવાથી જ તેઓની જેમ લક્ષ્મીજી વ્યાપક છે.'' વિષ્ણુ પુરાણમાં કહ્યુ છે, ''હે દ્વિજોત્તમ! જે પ્રમાણે

ભગવાન વિષ્ણુ વ્યાપક છે, તેજ પ્રમાણે લક્ષ્મી પણ વ્યાપક છે તેઓ નિત્ય જગન્માતા, ભગવાન વિષ્ણુની અનપાયિની શક્તિ છે.'' લક્ષ્મીજીને વિષ્ણુથી ભિન્ન માનવા જતા વ્યાપકતાને લઇને અપસિધ્ધાંત થશે. ''શ્રીકૃષ્ણ જ રાધા છે અને રાધા જ શ્રીકૃષ્ણ છે- ''स एव सास सैवास्ति (સ્ક.પુ. ૨/૨/૧૩)

શ્રીમન્નારાયણ ભગવાનની જેમ લક્ષ્મીજી પણ ષાડ્ગુણ પૂર્ણ છે સત્યત્વ, જ્ઞાનત્વ, આનન્દત્વ, અનન્તત્વ અને અમલત્વાદિ બ્રહ્મના સ્વરૂપ નિરૂપક ધર્મો તેઓમાં પણ વિધમાન છે. બ્રહ્મત્વ અને ઇશ્વરત્વ વ્યાસજયવૃત્તિ ધર્મ છે, આપર્યાપ્તિ સમ્બન્ધથી બન્નેના વિધમાન રહે છે. શારીરિક સૂત્રોના ચારેય અધ્યાયોમાં પ્રતિપાદિત જગત કારણત્વ, અબાધ્યત્વ, ઉપાયત્વ, સર્વાન્તર્યામિત્વ, સર્વશરીર કત્વ અને સર્વવ્યાપકત્વાદિ માતાલક્ષ્મીના પણ ધર્મો છે. ભગવાનની અપેક્ષાએ શ્રી અને જીવ આ બન્ને એ શેષ સંભળાય છે પરન્તુ બન્નેમાં એ ભેદ છે કે ''શ્રીમા ઐચ્છિકશેષત્વ છે અને અન્યમાં સ્વભાવિક શેષત્વ છે.'' વિષ્વકસેન સંહિતામાં ભૂદેવી અને લીલાદેવી બન્નેને ભગવાન અને લક્ષ્મીજી બન્નેના શેષ કહ્યા છે. ત્યાં ભૂ અને લીલા આ બન્નેની જ્ઞાનગુણથી વ્યાપ્તિ કહી છે. અને સ્વરૂપતઃ વ્યાપ્તિનો નિષેધ કરાયો છે.

વેદોના કર્મકાન્ત પ્રકરણમાં મહેન્દ્ર દેવતાના વર્ણનના પ્રસંગમાં કેવલ ઇન્દ્ર દેવતા નથી મનાતા પરન્તુ મહત્ત્વ વિશિષ્ટ ઇન્દ્ર દેવતા મનાય છે. જેમ અહીં એક જ દેવતાપણુ ઇન્દ્ર અને મહત્ત્વ બન્નેમાં રહે છે, તેજ પ્રમાણે શ્રી વિશિષ્ટ ભગવાન દેવતા થતા એક જ દેવતાપણુ ભગવાન અને શ્રી બન્નેમાં રહે છે. કર્મકાન્ડ પ્રકરણમાં જ વર્ણિત અગ્નિષોમી યોગમાં અગ્નિ અને સોમ મળીને દેવતા હોય છે, પરંતુ અલગ અલગ નથી હોતા બન્ને માટે એકજ વખત હવિષ પ્રદાન કરાય છે બન્નેમાં એકજ દેવતાપણુ રહે છે તેજ પ્રમાણે શ્રી અને ભગવાન મળીને દેવતા થાય

છે બન્નેમાં એકજ દેવતા પણુ રહે છે. શ્રી અને ભગવાન બન્ને માટે આત્મા રૂપ હવિષ પ્રદાન કરાય છે ઉક્ત વર્ણનથી એ સિધ્ધ થાય છે કે ''જ્યારે શ્રી વિશિષ્ટ ભગવાન દેવતા કહેવાય છે, ત્યારે ઇન્દ્રમાવર્ણિત રીત પ્રમાણે બન્નેમાં એકદેવતાપણુ રહે છે અને ત્યારે આ પ્રમાણે તે લક્ષ્મીજીના જીવ કોટીમાં પ્રવેશનું નિરાકરણ થઇ જાય છે. - ''लक्ष्म्या भगवदभेदादेव तदवत्तस्या: व्याप्तिश्च तत्रैव स्मर्यते –नित्यैव सा जगन्माता विष्णोः श्रीरनपापिनी। यथा सर्वगतो विष्णुस्तथैव द्विजोत्तमेति॥ ततो भेदे तु व्याप्तिः इवम् अपसिद्धान्तो घटते। इत्थञ्चास्या: जीवकोटित्वं निरस्तम् (વે.સ્ય.)''

ઉપરના શાસ્ત્રોમાં માતા લક્ષ્મીજીની અસાધારણ સમુત્કર્ષ તો પરમાત્મ રૂપમાં વક્ષઃ સ્થળવિષે નિત્ય નિવાસથી સિધ્ધ થાય છે. આ અર્થ ''का चान्या त्वामृते देवी सर्वयज्ञमयं वपुः। अध्यास्ते देव देवस्य योगि चिन्त्यं गदाभृतः।'' ''पश्यतां सर्वदेवानां ययौ वक्षः स्थलं हरेः'' ''सततमुरसि सौम्य श्रीर्वधूः साकामास्ते'' ''वक्षः श्रियैकरमणं च भवाम दास्याः'' ''तस्याः श्रियस्त्रिजगतां जनको जनन्या वक्षोनिवासमकरोत् परमं विभूतेः'' ''श्रीश्च यस्यास्ति वक्षसि।'' ઇત્યાદિકમાં સ્ફુટ છે.

શ્રીની સમુત્કર્ષ સૂચક બધી બાબતમાં શ્રુત્યાદિ પ્રમાણ હોય કે ન હોય, પરંતુ તેમનું જે સાધારણ મંગળ શ્રી નામ છે એજ એક એને અર્થે અલં છે. આ શ્રી નામની નિરૂક્તિ ''श्रयन्ती'' श्रीयमाणां च शृणन्तीं शण्वतीमपि। शृणाति निखिलान् दोषा न श्रीणाति च गुणैर्जगत्। श्रीयते चाखिलै र्नित्यं श्रयते च परं पदम् (અર્હિ.સં.) આ રીતે કરી છે. અર્થ એવો છે કે ''शृहिंसायां'' આ ધાતુ ઉપરથી ''शृणातीति श्रीः'' એમ શ્રી શબ્દ નિષ્પત્તિ કરાય તો ''સ્વાશ્રિતોના અનંત અનાદિ કાલ સંચિત તથા ક્રિયમાણ સર્વપણ કર્મરૂપ દોષોનો નાશ કરનારી'' એ બે અર્થ થાય. ''श्रीञ् पाके'' આ ધાતુ ઉપરથી ''श्रीणातीति श्रीः'' એમ શ્રી શબ્દની સિધ્ધિ કરાય તો  આશ્રિતોના દોષોને

ટાળીને જગત શબ્દ વાચ્ય જીવોને પોતાના કરેલા કારૂણ્ય વાત્સલ્યાદિ માતૃ સંબંધી સહજગુણોએ કરીને ચેતનોના મનમાં રહેલી અનાશ્રયણતા રૂપ કઠિનતાને ટાળીને કોમળ કરનારા, એટલે આશ્રિતોમાં ગુણોનીપૂર્તિ કરનારા એવો અર્થ થાય છે. ''श्रीञ् सेवायां '' આ ધાતુ ઉપરથી ''श्रयते श्रीयते च श्रीः'' એમ શ્રી શબ્દ નિષ્પન્ન કરાય તો ''પરં પદશબ્દ વાચ્ય પરંબ્રહ્મ નો આશ્રય કરી રહેલા અને સર્વ કોઇ અર્થીઓએ નિત્ય ઉપાય પણે આશ્રય કરેલા'' એવો અર્થ આવે. ''श्रुश्रवणे'' આ ધાતુ ઉપરથી ''शृणोति श्रावयति च श्रीः'' એમ શ્રી શબ્દ સિધ્ધ કરાય તો ''આશ્રિતોના આર્તનાદને સ્વયં સાંભળનારાં અને તત્ક્ષણ ભર્તા ભગવાનને સંભળાવનારા'' એવો અર્થ આવે. ઇત્યાદિ ઘણા અર્થો શ્રી શબ્દના તત્ર તત્ર અન્વર્થ કર્યા છે. આ નિરૂક્તિથી લક્ષ્મીના સમગ્ર વ્યાપારો સર્વ લોકોના ક્ષેમને કરનારા છે. એમ જાણી શકાય છે. શ્રીનામનો આવો અપૂર્વ મહિમાં ''श्रीरित्येव च नाम ते भगवति ब्रमः कथं त्वां वयम्'' આ શ્રી સ્તોત્રમાં વ્યક્ત છે. લક્ષ્મી નામની નિરૂક્તિ ''जगत्तया लक्ष्यमाणा सा लक्ष्मी रितिगीयते'' આ રીતે કરી છે આથી લક્ષ્મીજીની વિભૂતિ ભૂત જગતની વિશિષ્ટતા સાબીત થાય છે. સમગ્ર વૈભવ લક્ષ્મીકૃપા કટાક્ષને આધિન છે. ''શ્રી'' એમ અભેદ વચનથી અથવા ''શ્રીમાન્'' એવા વચનથી લક્ષ્મીજીની પ્રખ્યાતિ છે. ''मातरं जगतामेतामना राध्य महत्कृतः'' જગન્માતા શ્રીના આરાધન વિના કોઇને મહતપણું મળતું નથી એમ પણ કહ્યું છે. વિદ્યા (જ્ઞાન)ના આદ્ય પ્રવર્તક હોવાથી વિદ્યા શબ્દથી પણ શ્રી ને શાસ્ત્રોમાં કહ્યા છે. એવા અર્થવત સહસ્ર નામો છે તેમાં જે લક્ષ્મી છે તે ''देव्या कारुण्य रुपया'' ''श्रीस्तस्य करुणा श्रया'' એમાં કહ્યા મુજબ કરૂણામય મૂર્તિ હોવાથી સંસાર દુઃખાર્દિત હોઇને ભગવાનના આશ્રયમાં આવેલા જીવો ઉપર કૃપામૃત ને સદા વર્ષાવે છે. જે ભૂમિદેવી છે તે પોતે ક્ષમા સારા હોઇને અપરાધી પણ જીવોના અપરાધોને ભગવાન પાસે ક્ષમા કરાવે છે. જે રાધા છે

તે ભગવાનને જે રીતે આશ્રિત દોષો ચિત્તમાં ન જણાય તે રીતે યુક્તિથી સ્વવશમાં કરીને ભક્તજનોનું રક્ષણ સાધે છે. રાધા શબ્દની નિરૂક્તિ પણ બ્રહ્મવૈવર્ત પુરાણના શ્રી કૃષ્ણ જન્મખંડ (૧૩/૧૦૫ થી ૧૧૦) માં કરી છે. જેમ કે ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વેદ વ્યાજી કહે છે- '' रैफो ह्यनेकजन्माघं कर्मभोगं शुभाशुभम्। आकारो गर्भवासं च मृत्युं रोगं च नाशयेत् ॥ धकारो आयुषो हानिमाकारो भवबन्धनम्। श्रवणस्मरणोक्तिभ्यः प्रणश्यति न संशयः॥ रेफो हि निश्चलां भक्तिं दास्यं कृष्णपदाम्बुजे। सर्वेप्सितं सदानन्दं सर्वसिद्धयोघमीश्वरम्॥ धकारः सहवासं च तत्तुल्यं कालमेव च। ददाति सार्ष्टिं सारूप्यं तत्त्वज्ञानं हरेःसुखम्॥ आकारस्तेजसो राशिं दानशक्तिं हरौ यथा। योग शक्तिं योगमतिं सर्वकालं हरेः स्मृतिम्॥ श्रुत्युक्ति स्मरणोद्योगान्मोहजालं च किल्बिषम्। रोगशोकमृत्युयमावेपन्ते नात्र संशयः॥ ''કોઇ માણસ 'રાધા' આવો શબ્દ સાંભળે, સંભારે અથવા બોલે, તો તે રાધા શબ્દમાં ચાર અક્ષર છે ર્ + આ, ધ્ + આ, તેમાં પહેલો રેફ 'ર' છે તે તેના અનેક જન્મના પાપને નષ્ટ કરે છે અને સારા નરસા કર્મફળ ભોગને અટકાવે છે. બીજો અક્ષર 'આ' છે, તે તેના ગર્ભવાસ, મૃત્યુ અને રોગોનો નાશ કરે છે. ત્રીજો અક્ષર 'ધ્' છે તે તેના આયુષના નુકસાનને રોકે છે અને ચોથો અક્ષર 'આ' છે, તે તેના સંસારના બંધનને કાપે છે, આમાં કોઇ સંશય નથી.'' આ પ્રમાણે રાધા શબ્દ બધા જ અનિષ્ટોને દૂર કરે છે અને ઇષ્ટફળને આપે છે જેમ કે- ''રાધા શબ્દને કોઇ મનુષ્ય શ્રદ્ધાથી સાંભલે, બોલે કે સંભારે, તેનો પ્રયત્ન કરે તો તે 'રાધા' શબ્દમાં રહેલો પ્રથમ અક્ષર 'ર્' ભગવાનના સ્વરૂપમાં અવિચળ ભક્તિને આપે છે. ભગવાનના ચરણ કમળમાં દાસપણાની ભાવનાને આપે છે, સહુ ચાહે તેવા નિત્ય આનંદને આપે છે. બધી જ સિદ્ધિઓને આપે છે અને સાક્ષાત્ 'પરમેશ્વરને પણ મેળવી આપે છે.' તૃતીય અક્ષર 'ધ્' પરમાત્મા સાથે નિવાસ કરાવે છે, તેમના જેવો જ સમય આપે છે, સમાન ગુણયોગ અને સમાનરૂપ આપે છે, તત્વોનું સ્વરૂપ

ઓળખાવે છે તથા ભગવત્સ્વરૂપનું સુખ આપે છે. 'ર્' અને 'ધ્' ના પછીની દ્વિતીય અને ચતુર્થ અક્ષર 'આ' ભગવાનના જેવી પુષ્કળ તેજસ્વિતાને અને દાન શક્તિને આપે છે. યૌગશક્તિ, યોગમાં બુદ્ધિ અને નિરંતર ભગવાનનું સ્મરણ કરાવે છે. રાધા આવા શબ્દને ને કોઇ સાંભળે બોલે છે સાંભલવા પ્રયત્ન કરે તો તે રાધા શબ્દ અનેક અનેક પ્રકારના મોહનો અને તેથી થયેલા પાપોનો નાશ કરે છે. 'રાધા' આવા શબ્દના ડરથી તે રોગ, શોક, મૃત્યુ અને યમરાજ પણ કંપે છે આમાં કોઇ સંદેહ નથી.'' આ રીતે ભગવાનને જે રાધાલક્ષ્મી આદિ મહિષીઓનો નિત્યયોગ છે તે ચેતનોના ઉપજીવનમાં અતિ ઉપયોગી હોવાથી અવશ્ય માનનીય છે. યદ્યપિ સર્વત્ર ભગવદ્રપો સાથે સર્વ મહિષીઓનો યોગ હોવા છતા પણ તે તે રૂપમાં એક એકનું પ્રાધાન્ય જણાય છે, જેમકે શ્રીકૃષ્ણ સાથે રાધા, સર્વ પર મહાવૈકુંઠ ધામમાં શ્રીવિષ્ણુ સાથે લક્ષ્મી અને વરાહ રૂપમાં ભૂમિ દેવી છે. વળી કોઇક ભગવદ્રૂપમાં કાર્યવશાત્ કે ઇચ્છાવશાત દૃશ્ય રૂપે નથી પણ અદૃશ્ય રૂપે મહિષીઓનો યોગ છે એમ સમજવું.
ઉપરના શ્રુતિ સ્મૃત્યાદિનાં અને પ્રાચાર્યના વચનોમાં અવર્જનીય અનુસંધાનથી મુખ્ય માન્ય શિક્ષાપત્રી સત્સંગિ જીવન વચનામૃતાદિકમાં પણ ઉપરોક્ત શ્રી સબંન્ધી બધી જ્ઞાતવ્ય બાબતો અસંકોચથી અન્યૂન અત્યાદરથી વર્ણવી છે.

શિક્ષાપત્રીના પ્રથમ મંગલ શ્લોકમાં જ ''वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि'' એમ સંપ્રદાય મતે ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ સાથે રાધા લક્ષ્મીનો નિત્ય યોગ શ્રીમુખે કહ્યો છે. એનું વિવેચન ભાષ્ય ટીકામાં છે. ''श्रीमन्नारायण समृत्या'' આની ટીકામાં- ''नित्यं श्रीः- लक्ष्मीः विद्यते यस्यासौ श्रीमान्।'' ''भूमनिन्देति नित्ययोगे मतुपू'' ''स चासौ नारायणः'' એમ પરંબ્રહ્મ નારાયણ સાથે શ્રી નો નિત્ય યોગ નિરૂપ્યો છે. શ્રીમન્નારાયણ કહે કે લક્ષ્મીનારાયણ કહો બન્નેનો એકજ મળતો અર્થ છે. નારાયણને ''શ્રીમાન્'' એવું વિશેષણ આપવાથી

આશિષોની સફળતા સૂચવી છે. સાથે મૂર્તિમતી શ્રી હોવાથી આપેલા આશિષો કદાપિ નિષ્ફળ થાય નહિ એવો ગૂઢાર્થ જણાવ્યો છે. ''हृदये जीववज्जीवे'' ''स श्रीकृष्णः प्ररंब्रह्म'' આ બે શ્લોકથી સર્વાન્તર્યાસી સર્વેશ્વર સર્વકર્મ ફલપ્રદ, પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ્ સર્વાવિર્ભાવ કારણ ઉપાસ્ય ઇષ્ટદેવનો પ્રસ્તાવ કરીને, તેમની સાથે જ ''स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभु। रुक्मिण्या रमयापेतो लक्ष्मीनारायणः स हि।'' એમ રાધા લક્ષ્મીનો નિત્ય યોગ તચ્છશબ્દથી પરમાત્માનો પરામર્શ કરવા પૂર્વક નિરૂપ્યો છે. આ પત્નીઓ ક્યારેક પડખે વ્યક્ત રૂપથી અને ક્યારેક સ્નેહાતિશય વશાત ભગવન્મૂર્તિમાં અતિ સંસ્પષ્ટ વર્તે છે. આ અર્થ ''एते राधादयो भक्ताः'' આ શ્લોકથી વર્ણવ્યો છે. આ રીતે સટીક સભાષ્ય આ પ્રબન્ધમાં બહુ સ્થળે એવું વર્ણન છે.

હવે આ પ્રસંગમાં જરૂરી ન હોવા છતાં એક બાબતની ચર્ચા અતિ આવશ્યક હોવાથી કરી લઇએ. ઉધ્ધવ સંપ્રદાયના એક સન્માનિય વિદ્વાન શ્રીકૃષ્ણ વલ્લભદાસજી જુનાગઢવાળા જેઓ એ અનેકો ગ્રંથોની ટીકાઓ તથા અનેકો સ્વતંત્ર પ્રબંધોની રચનાઓ કરી છે તેમ તેઓએ શિક્ષાપત્રીની પણ ટીકા કરી છે તેઓ પોતાની ટીકામાં શિક્ષાપત્રી શ્લોક-૧ ની ટીકા કરતા લખે છે. ''वाऽमेयस्य'' ''वा मेऽयस्य'' ''वा अमेयस्य'' ''वाऽमेयस्य-वाति-गच्छति व्याप्नोतीति वः -व्यापकः इत्यर्थः, मातुं योग्य मेयः न मेयोऽमेयः अप्रमेय इत्यर्थः, अनन्त इति यावत्, वश्चासाव मेय श्च वाऽमैयः, तस्य वाऽमेय स्य। વ્યાપક તથા જેનો પારન પામીશકાય તેવા''॥ मेऽस्य ''अयः शुभा वहो विधि'' रित्यमरः अयस्य સર્વના સુભાવહ એવા यस्य मे- જે અમે તે અમારા ॥ ''वक्षसि વક્ષઃ સ્થયળમાં ॥ ''श्रीः - દિવ્યશોભા તથા ધર્માદિક સંપત્તિ ॥ ''अस्ति -રહેલી છે. ॥ ''च- અને ॥ ''हृदि- સ્વાત્મક મનમાં ॥ ''वा-वात्ति व्यातीति वा, સર્વ આત્માઓને માટે વ્યાપક એવી ॥ ''राधा- राध्नोति મોક્ષ દેનારી ઇચ્છા

શક્તિ ॥ ''स्थितास्ति - રહેલી છે એવા ॥ ''श्रीकृष्णं - कर्षति दु:खानीति कृष्ण:, श्री- જે ઉત્કૃષ્ટ દિવ્ય શોભા તેણે સહિત, અને દુઃખોને ટાળનારા તથા નિત્ય અવિનાશી સુખ આપનાર એવા ॥ ''वृन्दावन विहारं -ભક્તજનોનાં ''वृन्द જે સમુહ તેનું ''अवन- જે રક્ષણ તેને માટે ''विहारं -''ભૂમંડલમાં'' વિચરતા એવા ॥ ''तं- અક્ષર ધામવાસી પરમાત્મા જે અમે તે અમારા સ્વરૂપને ॥ ''चिन्तये-ચિંતવીએ છીએ. આ પ્રમાણે તેઓએ અર્થ કરેલો છે. પરંતુ આ અર્થ સંપ્રદાયની શિક્ષાપત્રીની ત્રણેય ટીકાઓથી વિરુધ્ધ ઉટાંગ છે આ અર્થ શતાનંદસ્વામી તથા રઘુવીરાચાર્ય જેવા આપ્તોએ કરેલા મુખ્ય પ્રસિધ્ધ ઉપયોગી અર્થથી સાવ વિપરીત અનર્થ ઉપજાવે એવો છે. પ્રથમતો તેઓએ ''वामे यस्य'' આ બે પદ જુદાં હતાં તેને તેઓએ ભેગા કરીને એક જ ''वामेऽयस्य'' એવું પદ ગોઠવ્યું છે. અર્થ કરવા ''व'' અને ''अमेय'' એમ પદચ્છેદ શિક્ષાપત્રી છેદક કર્યો છે.''व'' શબ્દની સિધ્ધિ માટે ગત્યર્થ વા ધાતુ લીધો છે. ''वाति-गच्छति व्याप्नोतीतिव: व्यापक:'' આવો અર્થ ગોઠવે છે. ''घ'' શબ્દનો ''ગમનશીલ'' એવો અર્થ કરીને પછી ''વ્યાપક'' એવો અર્થ કરવા ગયા છે. આ અર્થ પરસ્પર વિરુધ્ધ અનર્થ જ છે. ગમનશીલ હોય તો વ્યાપક ન કહેવાય અને વ્યાપક હોય તે ગમનશીલ ન કહેવાય. વળી ''व'' શબ્દનો આવો અર્થ ભલે બીજે વપરાતો હોય પણ અહીં તો પરમાત્મામાં વાપરવા ગયા છે તે તદ્દન ઉઘડ ઉટાંગ છે. આવો અર્થ કૃત્રાપિ પ્રસિધ્ધ નથી. નવ્યન્યાયમાં કે નવ્ય વ્યાકરણમાં હોય તો તેઓ એકાકીજ એકાંતમાં જાણે બીજા જાણી શકે નહિ. વળી ''अमेय'' પદનો અપ્રમેય - ''અનંત'' એવો અર્થ કરવા ગયા છે. ત્રિવિધ પરિચ્છેદે રહિત તે ''અનંત'' કહેવાય એવો અર્થ તેઓજ ''સ્વામિનારાયણ વેદાંત સાર'' માં કરી ગયા છે. અનંતપદ વિભુપર્યાયમાં વપરાય છે. એટલે જે સર્વવ્યાપક અર્થ થાય તો પછી ''व'' પદનો અર્થ (વ્યાપક) કરવાની કશી જરૂર રહેતી નથી. પર્યાય રૂપ જ અર્થ થાય છે.

એટલે પુનરૂક્તિ દોષ જ કહેવાય. વળી બીજો અર્થ એવો ઉટાંગ ગોઠવ્યો છે કે પ્રથમ ''वा मे यस्य'' એમ ત્રણેય પદને જુદાં પાડીને ''वा'' ને તો બહુ છેટે ''राधा'' શબ્દ સાથે લઇ જવાના ઠરાવથી પડતો જ મુકીને, ''मेऽयस्य'' ''अयस्य''-સર્વના શુભાવહ એવા ''यस्य मे'' -''જે અમે તે અમારા'' આ રીતે ગોઠવ્યો છે. પ્રથમ તો ''अय'' શબ્દનો અર્થ અમર કોષમાં ''अयः शुभावहो विधिः'' એમ કર્યો છે. આનો સ્પષ્ટ અર્થ વ્યાખ્યાથી ''शुभोत्पादकं दैवं सोऽयउच्यते'' શુભને ઉત્પન્ન કરનારૂ જે દૈવ તે ''अय'' શબ્દથી કહેવાય, આ પ્રમાણે પ્રથમ કહીને, પછીથી, દૈવ દિષ્ટભાગ હો ભાગ્ય નિયતિ વિધિ, આ છ શબ્દો પ્રાક્તન કર્મના વાચક છે એમ કહ્યુ છે. એટલે આ અનુસંધાન પ્રમાણે અય શબ્દનો જે શુભાવહ વિધિ કહ્યો તે દૈવ દિષ્ટાદિક શબ્દોથી કહેલો જ જાણવો. અકર્મવસ્ય પરમાત્મા શ્રીહરિમાં દૈવ દિષ્ટાદિકનો અસંભવ હોવાથી એવો અર્થ પણ સંભવતો નથી માટે આ અર્થ તો આખ્યું નું કાજળ કપાળે ઘશ્યા જેવો અવળો અશોભાસ્પદ અનર્થ ઠરે છે. ''वामेय'' પદમાંથી ''मे'' શબ્દને લઇને ''यस्या स्ति'' આની સાથે જોડતાં કેટલો દૂરાન્વય થાય છે તે તો કશા હિસાબમાજ નથી.

''શ્રી'' શબ્દના કોષમાં અનેક અર્થો કર્યા હશે. અહીં ''वक्षः स्थल'' પદના સન્નિધાનથી ''શ્રી'' શબ્દનો અર્થ લક્ષ્મી પરક જ લેવો સંગત સમન્વિત સરસ છે. માટે જ બધાય વ્યાખ્યાતાઓએ એવોજ અર્થ સાર્થક લીધો છે. લક્ષ્મીજીનું સાન્નિધ્ય વક્ષઃ સ્થળમાં છે તેમાં અનેક પ્રમાણો સકારણ લીધાં છે. તો સર્વ શાસ્ત્રોમાં પ્રસિધ્ધ મુખ્ય અર્થને ઉડાવી દઇને બીજા ઉટાંગ અર્થ ગોઠવવા માં કશો સાર શોભા કે સંપત્તિ આવતી નથી. શ્રીનો અર્થ ''દિવ્ય શોભા તથા ધર્માદિક સંપત્તિ'' એવો અર્થ ભલે થાય પણ અહીં તો વક્ષઃ સ્થળની વાત આવે છે. એકલા વક્ષઃ સ્થળની દિવ્યશોભા કહેવાનો કે તેમાં ધર્માદિ સંપત્તિ કહેવાનો કશો પ્રસંગ નથી. ધર્માદિ

સંપતિ કહેવાનો કશો પ્રસંગ નથી. ધર્માદિત સંપત્તિતો અંતરમાં રહી છે પણ બહારના વક્ષઃ સ્થળમાં નહિ, એટલે આ પણ ઉટાંગ અર્થજ ઠરે છે. દિવ્યશોભા કહેવાથી કશો વિશેષ અર્થ આવતો નથી વળી જો એવો અર્થ કરવાની જરૂર હતી તો તેને માટે બીજો ''श्रीकृष्णं'' આ પદમાં શ્રી શબ્દ છે તે લેવો હતો, એટલે સર્વ અવયવોની દિવ્ય શોભા આવી જાય. આ બધુ વિચારતાં આ અર્થ પણ અસંગત અનન્વિત અયોગ્ય જ છે.

પૂર્વાધમાં ''वा'' ''राधा'' આ બે પદો પડતાં મૂકીને, બીજા પદોનો કલ્પિત અર્થ કર્યો. હવે તેનો અર્થ કરતાં પ્રથમ ઉત્તરાર્ધના અંતમાં રહેલા ''हृदि'' શબ્દને પ્રથમ લઇને ''સ્વાત્મક મનમાં'' એવો અર્થ કરીને, શ્લોકના પ્રથમાક્ષર ''वा'' ને દૂર રહેલા ''राधा'' શબ્દ સાથે જોડીને ''वा'' નો અર્થ ''સર્વ આત્માઓને માટે વ્યાપક'' એવો અર્થ ગોઠવીને ''राधा'' શબ્દનો ''મોક્ષ દેનારી ઇચ્છાશક્તિ'' એવો રાધા દ્રોહી અર્થ ગોઠવ્યો છે અને ''हृदि'' પદનો ''સ્વાત્મક મન'' એવો અર્થ ગોઠવ્યો તે પણ કલ્પિત છે. ''સ્વાત્મક'' શબ્દ વાપરવાની જરૂર નથી. ''वा'' નો અર્થ તથા ''राधा'' નો અર્થ પણ તેવોજ છે. બધી ઉપાધિઓ વહોરી બેઠેલા પંડિતજીનો અન્વય તો પ્રથમ જુઓ! ચતુર્થ પદમાંથી ''हृदि'' પદ લઇને પ્રથમ પાદના પ્રથમાક્ષર ''वा'' ને દૂર રહેલા ''राधा'' શબ્દ સાથે જોડીને કેવો દૂરાન્વય દૂરન્વય દુરાગ્રહી દોષદુષિત કર્યો છે. જેનું પ્રથમ વ્યાખ્યાન કરવાનું હતુ તેને પછીથી અને જેનું પછીથી કરવાનું હતુ તેને પ્રથમ કરીને કેવો ગરબડ ગોટાળો ખીચડો કર્યો છે. તે વાત તો તેઓ વિદ્વાન્ હોવાથી સમઝશે કે કેમ?

''श्रीकृष्ण'' શબ્દનો અર્થ કરતાં ધાત્વર્થ જુદો અને ભાવાર્થ જુદો અને તેના પ્રમાણ માટે ગ્રહણ કરેલુ નિરૂક્તિ વચન પણ જુદા અર્થવાળું જોડયું છે. ''उत्कृष्य

निर्वृत्तिर्यस्मात्'' આ કયા પદની વ્યુત્પત્તિ કરી છે તેતો તે એકતાજ જાણે. ''वृन्दावनविहारं'' આ પદનો અર્થ પણ બધો અપ્રકૃત અસંબધ્ધ અનન્વિત અયોગ્ય છે. ઉટાંગ અર્થ ગોઠવવામાં મીમાંસા તીર્થ આદિક ઉપાધિઓ કાંઇ આડી આવી જણાતી નથી. સાચા મીમાંસા તીર્થને તો વ્યાકરણ કોષ, આપ્ત વાક્ય, વૃધ્ધ વ્યવહાર પદ, સાન્નિધ્યવિવરણ વિગેરે બધાં આડાં આવે જ, એટલે ઉટાંગ કશુ થાય નહિ આમને તો કશું જ આડુ જણાતું નથી. બધુ ઉભાંગડજ જેમ આવે તેમ હાંક્યું છે.

આ બધો કપોલ કલ્પિત અર્થ સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રથી સર્વથા વિરુધ્ધ છે, એમ જણાવવાની પણ આ પ્રસંગે જરૂર જણાય છે. આ શિક્ષાપત્રી ગ્રંથ સ્વયં ભગવાન શ્રીસહજાનંદ સ્વામીએ વૃત્તાલયમાં રહીને લખ્યો છે. ગ્રંથના આરંભમાં તેની નિર્વિઘ્ન પરિસમાપ્તિ માટે મંગલા ચરણ કરવાનું સર્વ સંમત છે. મંગળમાં ઉપાસ્ય ઇષ્ટદેવનું ચિંતન કરવું એ મુખ્ય છે. ઇષ્ટદેવનું ચિંતન તેમના સ્વરૂપ, ગુણ, વિભૂત વગેરેના વર્ણનથી થાય છે. ''श्रीकृष्णं हृदि चिन्तये'' આ પદથી ઉપાસ્ય ઇષ્ટદેવ કોણ છે? તો તે ''શ્રી કૃષ્ણ છે.'' આ અર્થ પ્રથમા પેક્ષિત જણાવીને મંગળ માટે તેનું ધ્યાન ધરવાનું કહે છે. શ્રીકૃષ્ણ કેવા? તો જે રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃંદાવન વિહારી છે., આ અત્યંત અપેક્ષિત અર્થ બાકીનાં બધાં પદોથી પ્રતિપાદન કર્યો છે. ભગવાનને વિશેષણો તો અનેક અપાય છે પણ તેમાં ''રાધાલક્ષ્મી વિશિષ્ટ'' આ અસાધારણ પ્રધાન વિશેષણ છે. શ્રીકૃષ્ણએ કોઇ અવર નહિ પણ સ્વયં પરંબ્રહ્મ પરમાત્મા વાસુદેવ નારાયણ ભગવાન જ છે. આ અર્થ પ્રતિવાદન કરવા વ્યાખ્યામાં ''रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं ब्रह्मज्योतिर्निर्गुणं निर्विकारम्। सत्तामात्रं निर्विशेष निरीहं स त्वं साक्षात् विष्णुरध्यात्मदीपः॥'' ''यूयंनृलोके..... गूढं परंब्रह्म मनुष्यलिंगम्'' ''श्रुत्वा कृष्णं परंब्रह्म पार्थः परमविस्मितः'' ''अहोभाग्यं.... यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम्''

''कृष्णस्तु भगवान् स्वयम्'' ઇત્યાદિ અનેક વચનો લખ્યા છે શ્રીકૃષ્ણ શબ્દનો પણ ''નરાકૃતિ પરંબ્રહ્મ'' એવો અર્થ કર્યો છે. જેની સાથે રાધા લક્ષ્મીનો નિત્ય અખંડિત યોગ હોય તેજ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ હોઇ શકે પણ બીજો નહિ આ અર્થ જણાવવા માટે વ્યાખ્યાનમાં ''श्रीकरग्रहं'' એવું ગોપીઓનું પ્રાર્થના વચન ગ્રહણ કર્યુ છે. ગોપીઓની શ્રીકૃષ્ણ પ્રત્યે એવી પ્રાર્થના છે કે ''લક્ષ્મીજીના હાથને ગ્રહણ કરનારો તમારો જમણો હાથ અમારા મસ્તક ઉપર મૂકો'' આથી પરિપૂર્ણતા જણાવી છે. વળી ''मृगथुरिव कपीन्द्रं'' આ વચનથી ગોપીઓએ શ્રીકૃષ્ણનીરામાદિ સર્વાવતાર ધર્તાપણે સ્તુતિ કરી છે. આમા ''वेदानुद्धरते''આ વચનથી સર્વાવતાર ધર્તાપણાનું પ્રતિપાવન કરવામાં આવ્યું છે. મધ્યમાં એક શંકા એવી ઉભી કરીકે- ઇષ્ટદેવ પણે વર્ણવેલા વૃંદાવન વિહારી ભગવાન શ્રીકૃષ્ણની સાથે મનુષ્યાકૃતિ ધારી રાધિકાજીની પેઠે લક્ષ્મીજી વૃંદાવનમાં ક્યા હતાં? આ શંકાની પૃષ્ટિ માટે ''राधवत्वेऽभवत्सीता रुकिमणी कृष्ण जन्मनि (ભગવાન રામચંદ્રજી રૂપે પ્રકટ થયા ત્યારે લક્ષ્મીજી સીતારૂપે થયાં હતાં અને શ્રીકૃષ્ણ રૂપે પ્રકટ થયા ત્યારે રૂકિમણી રૂપે પ્રગટ થયાં હતાં) આ વચન લઇને, રૂકિમણી રૂપ લક્ષ્મીજીની પ્રસિદ્ધિતો દ્વારકામાં હતી પણ વૃંદાવનમાં નહિ એમ કહ્યુ છે. આ શંકાના ઉત્તરમાં જનોએ અદૃશ્ય દિવ્યરૂપથી ભગવતી લક્ષ્મીજી વૃંદાવનમાં પણ નિત્ય સાથેજ રહ્યાં હતાં, તે કારણ બતાવ્યું છે કે- તેમનું ભગવાન સાથે અખંડ સહચર્ય છે. એટલે લક્ષ્મીજી વિના ભગવાન એકાકી હોય શકે જનહિ. આ બાબદ દૃઢ કરવા ભાગવતનાં ''तत आरभ्य नन्दस्य व्रजः सर्वसमृद्धिमान्। हरेर्निवासात्मगुणैः रमाक्रिडमभून्नृप'' ''जयति तेऽधिक जन्मना व्रजःश्रयत इन्डिरा शश्वदत्रहि'' ''दत्ताभयं च भुजदण्डयुगं विलोक्यः वक्षः श्रियैकरमणं च भवामदास्यः'' ''नियसि कथमिहास्मन् दुस्त्यज द्वन्द्वपार्श्वं सततमुरसि सौम्य श्रीर्वधूःसाकमास्ते'' એમ વચનો લખીને સ્ત્રિયાકાર પત્ની રૂપ લક્ષ્મીજીનું ભગવાન સાથે નિત્ય સાહચાર્ય

સુસિધ્ધ કર્યુ છે. આમ વક્ષઃ સ્થળમાં લક્ષ્મીજીનું ભગવાન સાથે નિત્ય સાહિત્ય સુસિધ્ધ કરી લક્ષ્મીજીનો નિત્ય નિવાસ ભગવાનના વક્ષઃ સ્થળમાં સમર્થન કરવા તેવાં પ્રમાણો ''तस्याः श्रियस्त्रिज्ञगतां जनको जनन्या वक्षो निवासमकरोत्पर मं विभूतेः'' ''वक्षःश्रियैकरमणं'' ઇત્યાદિ લખ્યાં છે. લક્ષ્મીજીએ ભારે તપ કરીને ભગવાનને પ્રસન્ન કરીને વરદાન મેળવીને તેમના વક્ષઃ સ્થળમાં નિવાસ મેળવ્યો છે.

ભગવાનના વામ ભાગમાં રાધાનો યોગ વર્ણવ્યો છે. ''स्थिता'' પદનો અર્થ કરતાં ''સેવાધર્મથી રહ્યા છે.'' એવો વિશેષ બતાવ્યો છે. એવો વિશેષ બતાવીને, ''શૃંગારિક પૂજાપયોગતી ચંદન પુષ્પાદિકથી ભરેલું પાત્ર હાથમાં લઇને રહ્યા છે.'' એવો તાત્પર્યાર્થ કાઢયો છે. ''राधा'' શબ્દની''रेफो ह्येनेकजन्माघं'' ઇત્યાદિ શ્રીકૃષ્ણ જન્મ ખંડના વચનો લઇને નિરૂક્તિ કરીને તેમની રાધા શબ્દવાચ્ય દિવ્ય શુભ શક્તિઓ જણાવી છે. આવી રાધા કોણ? તો ''वृषभानुनन्दिनी'' વૃષભાનું નામના ગોપની નંદીની -પુત્રી હતી. એમ કહીને રાધાનું સ્ત્રિયાકાર પત્ની રૂપ પણું સમર્થન કર્યુ છે. ''वृन्दावनविहारं'' આ પદનો અર્થ પણ ''વ્રજભૂમિમાં રહેલો એક પ્રકારનો બગીચો'' એવો કર્યો છે. આવા વૃંદાવનમાં ઉક્ત રાધાલક્ષ્મી સાથે વિહાર કરનાર એવો અર્થ સપ્રમાણ મેળવ્યો છે. આ રીતે હ્દયમાં ઇષ્ટદેવનું સ્મરણ કરતાં તેમની ગુણ વિભૂતિ વિગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે ઉધ્ધવ સંપ્રદાયના જ્ઞાન ધુરંધરોએ શિક્ષાપત્રીના પ્રથમ શ્લોકની વ્યાખ્યા કરી છે તેને મૂકી શાસ્ત્રી કૃષ્ણ વલ્લભદાસજી એ પોતાની શિક્ષાપત્રી કિરણાવતી ટીકામાં ઉપર મુજબનો સાવ કપોળ કલ્પિત વૃધ્ધોએ કરેલા અર્થથી વિરૂધ્ધ ઉઘડ ઉટાંગ બંડાર્થ કરેલો છે. પરંતુ આમ કરવાથી સંપ્રદાયનાં બધા શાસ્ત્રો કે સ્થાપિત મર્યાદા તુટી જવાની નથી, તેમ ખોદી નંખાય તેમ નથી. આતો એક મુધા ક્રુધા મહેનત કેવલને કેવલ બંડમંડળ ચલાવવા તેઓએ કરેલી જણાય છે. ''वामेयस्य'' આ શિક્ષાપત્રીના પ્રથમ શ્લોકનો

આમવામ (અવળો) અર્થ વામશીલ વિના બીજો કોણ કરે? આ તો શિક્ષાપત્રી ના એક જ શ્લોકની આવી વામ દશા છે. જો બધા શ્લોકોની આમ વામ દશા લવાશે તો સંપ્રદાયની શી વામ દશા આવશે? આશ્ચર્ય જેવી વાત તો એ જોવા મળે છે કે નંદસંતોએ કરેલા અર્થને પડતો મૂકી કેટલાક હાલમાં શિક્ષાપત્રીના વક્તાઓ આ વામ અર્થને ગ્રહણ કરી જાહેરમાં બોલતા જોવા મળે છે એ અનિંદનીય વાત છે હવે ચાલતા વિષય પર આવીએ.

સત્સંગિ જીવન માં એવું વર્ણન વિશેષતા વર્તે છે. ''ददर्शं ब्रह्म तेजः स्थं लक्ष्मी नारायणं हृदि'' (સ.જી.૧/૩) એમ સાકાર પરંબ્રહ્મના દર્શનની ઉત્કંઠાવાળા રામાનંદ સ્વામીને ગુરૂ રામાનુજાચાર્યના આશીર્વાદથી તેજોમય અક્ષર ધામમાં વિરાજમાન લક્ષ્મી નારાયણ નાં દર્શન થયાની વાત લખી છે. સ્વસંપ્રદાયની ગુરૂ પરંપરાની વિશ્રાંતિ ભૂમિ તરીકે લક્ષ્મીનારાયણને નક્કી કરેલા હોવાથી આમાં કશી શંકાને સ્થાન નથી. ''स्ववर्णाश्रमधर्मेण युक्ता श्री राधिकापतेः। भक्तिः कार्या दृढेत्येत ल्लक्षणंह्युद्धवाध्वनः'' (પ્ર. ૧/૧૫) એમ શ્રી પતિરાધાપતિ શ્રીકૃષ્ણની દૃઢ ભક્તિ કરવા રૂપ ઉધ્ધવમાર્ગનું અસાધારણ લક્ષણ રામાનંદ સ્વામીએ કર્યુ છે. આથી ઉધ્ધવ માર્ગ મતે શ્રીકૃષ્ણના ઉપાસન સાથે રાધા લક્ષ્મીનો અવર્જનીય યોગ જણાવ્યો. ''सेव्यते यो राधाकमलादिभिर्भगवतोडिंघ्रनसेवेतकः (સ.જા. ૧/૩૬)'' એમ રાધા કમળાકૃત સેવનના યોગથી ભગવાનના ચરણનો મહોત્કર્ષ જણાવીને તેણીઓની સાથે ભગવાનની સેવ્યતા નિરૂપી છે.

સ.જી.પ્ર.૨/૩૭ કે જે ઉધ્ધવ સંપ્રદાયના સર્વાંગના પ્રકાશન પર છે. તેમાં શિવરામ વિપ્રે ''का देवी सम्प्रदायेऽथ भवदीयेऽस्ति એમ પુછતાં, શ્રીહરિએ ''आद्या शक्तिर्भगवतोलक्ष्मीर्देव्यस्तिनोमते'' એમ  સ્વસંપ્રદાય સિધ્ધાંતે ઉપાસ્ય ઇષ્ટદેવ ભગવાનની આદ્યા શક્તિરૂપ લક્ષ્મીજીને દેવી તરીકે માનવાનાં કહ્યા છે. પટ્ટાંગનાને

'દેવી' નામથી બહુધા સંબોધવામાંઆવે છે. ''આદ્યા'' એ પદથી પણ ખાસ લક્ષ્મીજીનું પ્રાધાન્ય જણાવ્યુ છે. કાર્યોપયોગિ અપૃથક્ સિધ્ધ વિશેષણ હોવાથી લક્ષ્મીને ''શક્તિ'' તરીકે કહ્યાં છે. ઉપાસ્ય પ્રાપ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ સાથે લક્ષ્મીનો આવો સદાનો સહધર્મિણી સંબંધ હોવાથી સંપ્રદાયની ગુરૂ પરંપરાની પ્રથમ પ્રવર્તિકા તરીકે લક્ષ્મી દેવીને લીધેલા છે તે પણ અત્યંત મળતું આવે છે. આથી સંપ્રદાયનાં આદ્યા પ્રવર્તિકા શ્રી છે તે પણ અત્યંત મળતું આવે છે. આથી સંપ્રદાયના આદ્ય પ્રવર્તિકાશ્રી છે. એ જે રામાનુજાચાર્યનો અભિપ્રાય તેને મળતો શ્રીહરિનો અભિપ્રાય નિશ્ચિત થાય છે. ''राधा लक्ष्मी प्रसादेन कुङ्कुमेनापि चन्द्रकः। तन्मध्ये क्रियते ब्रह्मन् सम्प्रदाय इहोद्धवे'' એમ ઉધ્ધવ મતે સદા ધારણીય ઊર્ધ્વપુંડ્ર મધ્યમાં રાધાલક્ષ્મીના  પ્રસાદભૂત કુંકુમથી ચંદ્રકનુંવિધાન કરીને તેમનું ભગવાન સાથે પૂજા આદિકમાં સદા સાહિત્ય સૂચવ્યું છે. ઊર્ધ્વપુંડ્ર એ ભગવાનનું ચિહ્ન છે અને કુંકુમથી ચંદ્ર કાદિ ધારવું એ રાધાલક્ષ્મીનું ચિહ્ન છે તેને ધારવાથી રાધાલક્ષ્મી દેવીઓ પ્રસન્ન થાય છે. યુગલ રૂપની ઉપાસના જણાવવા આ વિધાન છે. બેવડીકંઠી ધારવામાં પણ એજ હેતુ શિક્ષાપત્રી ટીકામાં જણાવ્યા કે (જૂઓ શિક્ષાપત્રી અર્થ દીપિકા શ્લો-૪૧)

સ.જી. ૩/૨૯ કે જે શ્રીકૃષ્ણસ્વરૂપાદ્વૈત જ્ઞાનના નિરૂપણ પર છે. તેમાં ''राधारमादिभिः स्वाभिः शक्तिभिश्च निषेव्यते'' એમ અક્ષરધામાધિ પતિ પુરૂષોત્તમનું સ્વરૂપ નિરૂપતાં સાથે રાધારમા આદિક શક્તિઓનો સેવિકા તરીકે અખંડ યોગ જણાવ્યો છે. ''लक्ष्मीकान्तोऽत्र सर्वासां दाता तुष्यति सम्पदाम्'' (અ.૩૫) એમ સમસ્ત સંપદાના દાતાપણામાં ભગવાન સાથે લક્ષ્મીજીનું પણ સાહિત્ય સમજાવ્યું છે. જગતમાં સંપદા રૂપે લક્ષ્મીજી જ વ્યાપી રહ્યાં છે. અને ધનાદિ સંપત્તિને લક્ષ્મી શબ્દથી જ કહે છે. આથી લક્ષ્મીજીને લીધે ભગવાનનો સમુત્કર્ષ સૂચવ્યો છે. સ.જી. પ્ર. ૩/૪૧ કે જે આખો પરાત્પર બ્રહ્મપુર ધામના નિરૂપણ પર છે. તેમાં ''राधालक्ष्म्यादिभिस्तत्र

सेव्यमानः स्वशक्तिभिः। रत्नसिंहासने रम्ये श्रीकृष्णो हि विराजते'' એમ એકાંતિક પ્રાપ્ય અક્ષર ધામમાં દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ સાથે રાધાલક્ષ્મી આદિક સ્વાસાધારણ શક્તિઓનું સદા સાહિત્ય નિરૂપ્યું છે. પંચાળામાં ત્યાગી મુનિઓને દિવ્યરૂપે દર્શન આપતાં, તેજઃ પુંજમાં વિરાજમાન દિવ્યરૂપને સાત શ્લોક વર્ણવીને ''तत्रपश्यन् वामभागे लक्ष्मीपद्मकरांच ते (સ.જી.૪/૨૨)'' ઇત્યાદિ પાંચ શ્લોકથી રાધારમાને સ્ત્રી ભાવમાં સંભવિત સર્વ પ્રકારથી વર્ણવીને ''कृष्णो राधारमायुतः'' એમ તેમની સાથે પોતાના દિવ્ય રૂપનું દર્શન આપ્યું છે અને એવા દર્શનની દુર્લભતા પણ કહી છે. ''श्री राधिका कृष्णमहं नामामि'' (સ.જી.પ્ર. ૪/૪૮) આ સાથે સમયે નિત્ય પઠનીય સ્તોત્રમાં શ્રીરાધાનો યોગ નિરૂપ્યો છે. ''सम्पूजितो राधिकया च लक्ष्म्या (સ.જી. ૪/૭૨)'' એમ યોગી ધ્યેય ભગવદ્રપ સાથે પણ રાધાલક્ષ્મીનો નિત્યયોગ જણાવ્યો છે. ''लक्ष्मीनारायणंभजेत्'' (સ.જી.૫/૫૦) એમ નૈષ્ઠિક વર્ણિઓને તો લક્ષ્મીનારાયણ ભજવાનાં કહ્યા છે. આ ગ્રંથમાં એવાં વાક્યો અનેક છે.

હરિવાક્ય સુધાસિંધુ કે જે વચનામૃતનો ગીર્વાણ વાણીમાં અનુવાદ છે. તેના ઉપોદ્ઘાતમાં ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામને અનેક પર્યાય નામથી નિરૂપીને, તેમાં દિવ્યરૂપથી સંરાજમાન મૂળ પરંબ્રહ્મ પરમાત્માને નિરૂપતાં ''सप्रेम राधालक्ष्मीभ्यामर्च्यमान पदाम्बुजः'' એમ આરંભમાંજ અનાદિ અવતારી અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણની રાધાલક્ષ્મી વિશિષ્ટતા વર્ણવી છે. તરંગ-૭૯ ''राधा रमेश्वरः'' એમ રાધારમાના પતિ તરીકે પરમાત્માને નિરૂપ્યા છે. તરંગ-૨૧૮ માં ભગવાનના પરોક્ષ પ્રત્યય બે રૂપ જાણવાના કહીને ''परोक्षं ब्रह्मधामस्थं गोलोके द्विभुजं सदा। राधया च श्रिया जुष्टं'' એમ બ્રહ્મધામમાં વિરાજમાન શ્રીકૃષ્ણને પરોક્ષ કહેવા પૂર્વક તેમને જ

રાધાલક્ષ્મીના પતિ તરીકે પ્રતિપાદે છે. અવતારરૂપમાં રહેલા શ્રીકૃષ્ણ સાથે તો રાધાલક્ષ્મીનો યોગ ઉઘાડો હતો એમ બન્ને ભાવમાં રાધાલક્ષ્મી પત્નીનો યોગ જણાવ્યો છે. એવાં વાક્યો આમાં અનેક છે.

સત્સંગિ જીવન માંથી ઉધ્ધારેલા, શ્રી હરિના અષ્ટોત્તર શત નામાત્મક જનમંગલ સ્તોત્રમાં - પ્રથમ શ્રીકૃષ્ણ નામનો અર્થ કરતાં ટીકાકાર શ્રી રઘુવીરાચાર્યે ''श्रयते–सेवते इति श्रीः – सर्वकालं सर्वभावेन परिचर्यानिरता राधिका, तया युक्तः कृष्णः श्रीकृष्णः। परमं ब्रह्मेत्युक्तः पुरुषोत्तमः। श्रीभ्यां– राधालक्ष्मीभ्यां युक्तः कृष्ण इतिवा। इति मूलस्वरुपमुक्तम्।'' આ રીતે વ્યાખ્યા કરીને મૂળ સ્વરૂપ પરંબ્રહ્મ પુરૂષોત્તમ સાથે રાધાલક્ષ્મીનો નિત્ય યોગ નિરૂપ્યો છે. જેની સાથે રાધાલક્ષ્મીનો યોગ હોય એજ પરંબ્રહ્મનું મૂળ સ્વરૂપ છે. એમ પણ જણાવ્યું છે. અહીંતો ભગવાન સ્વામિનારાયણ ને શ્રીકૃષ્ણ નામથી નિરૂપેલા હોવાથી તેમની સાથે જ રામા અને રાધાનો યોગ આવે છે. શ્રીહરિને મૂળ સ્વરૂપ પરંબ્રહ્મ પુરૂષોત્તમ માનવા હોય તો તેણીનો નિત્ય યોગ અવશ્ય માનવો જ પડે. આનો બીજો બંડીયો ખુણીયો અર્થ થઇ શકતો નથી. સર્વમંગલ સ્તોત્ર કે જે ભગવાન સ્વામિનારાયણના સહસ્રનામાત્મક છે તેમા પણ શ્રીકૃષ્ણ નામનો અર્થ કરતાં રાધા લક્ષ્મીનો યોગ વર્ણવ્યો છે. એમ કરીને મૂળ સ્વરૂપની જ ઓળખાણ રાધાલક્ષ્મીના અખંડ સાહચર્યથી જ આપી છે. રમારાધાના યોગવાળાં બીજાપણ ઘણાં શ્રીહરિ નામો છે.

સટીક શિક્ષાપત્રી, સત્સંગિજીવન જે વસ્તુને પ્રતિપાદે છે તેને વચનામૃત વધુ વ્યક્તાથી પ્રતિપાદે છે. ઉપોદ્‌ઘાત કે જે ગ્રંથનોજ એક ભાગ છે તેમાં ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને અનેક નામથી નિરૂપીને, તેમાં વિરાજમાન ભગવાનને પરંબ્રહ્માદિ નામથી નિરૂપીને, ક્ષરાક્ષરપર અંતર્યામી સર્વકારણ રાજાધિરાજ દિવ્યરૂપ વસ્ત્ર વિભૂષણ અસ્ત્ર વિભૂષિત વંશીવાદન રસિક નંદસુનંદાદિપાર્ષદ સેવિન સર્વાવતાર

ધર્તા વેદવેદ્ય ઇત્યાદિ અસાધારણ પ્રકારથી પ્રતિપાદતાં ''અને રાધિકાજીને લક્ષ્મીજી તેમણે પૂજ્યા છે.'' એમ આ એક અસધારણ પ્રકારથી પ્રતિપાદ્યા છે. જેને અક્ષરાધિપતિ અવતારી સર્વોપરી સર્વોપાસ્ય અનાદિ પરંબ્રહ્મપણે નિરૂપીને જેના અવતાર તરીકે આગળ ઉપર ભગવાન શ્રીહરિને નિરૂપવાના છે તેમની સાથેજ મૂર્તિમતી રમા રાધા પત્નીનો યોગ અકામે પણ આવે જ છે. વળી રાધાલક્ષ્મીના યોગવાળા શ્રી કૃષ્ણાદિ રૂપથી ભક્ત ભક્તને દર્શન આપવાની વાત આગળ આવે છે. આનો બીજો બંડીઓ અર્થ થઇ શકે નહિ. ગ.પ્ર. ૫ ''રાધિકાએ સહિત એવા શ્રી કૃષ્ણ ભગવાનનું ધ્યાન કરવું'' એમ શ્રીકૃષ્ણની ધ્યેતાની સાથે રાધિકાની પણ ધ્યેયતા કહે છે. આ અર્થ શિક્ષાપત્રીના પ્રથમ શ્લોકને મળતો છે. ગ.પ્ર. ૫૬ ''અને ગોલોકાદિક જે ધામ છે, તેને વિષે તો રાધિકા લક્ષ્મી આદિક જે પોતાના ભક્ત તેમણે નિરંતર સેવ્યા એવા ભગવાન છે'' એમ મહિમાં સમજાવવાની વાતમાં રાધાલક્ષ્મીનો યોગ નિરંતર જણાવીને તેણીના યોગથી ભગવાનનો મોટો મહિમા જણાવ્યો છે અને ભક્ત સેવકોમાં રાધાલક્ષ્મીનું પ્રાધાન્ય સર્વ ધામોમાં જણાવ્યુ છે. લોયા-૧૮ ''અને એમની સેવાના કરતલતો રાધિકા લક્ષ્મી આદિક છે.'' એવા પરંભાવે સહિત ભગવાનને દેખે છે. એમ અવતાર રૂપમાં રહેલા ભગવાનમાં પરભાવના નિશ્ચયની વાત કહેતાં રાધાલક્ષ્મીએ સેવ્યપણું કહે છે. તાત્પર્ય એ છે કે પરરૂપ સદાય રાધાલક્ષ્મીએ સહિત છે. એજ જ્યારે અવતાર ભાવમાં આવે ત્યારે પણ તેમની સાથે રાધા લક્ષ્મીનું સાહિત્ય સમજે તોજ પરંભાવ સમજયો કહેવાય અને એને જ પાકો નિશ્ચય કહેવાય આખા વચનામૃતમાં અવતાર અવતારીની તત્ત્વતઃ એકતા અને તે બન્ને ભાગમાં શ્રીરાધાનો યોગ જણાવીને તેમના યોગથી ભગવાનનો પણ અનવધિ ઉત્કર્ષ જણાવ્યો છે. ગ.મધ્ય-૩ ''જ્યારે ભગવાનનું વર્ણન કરે ત્યારે ભગવાન ભેગુ રાધાજી તથા લક્ષ્મીજી તથા તેની સખીઓ તેનું

વર્ણન આવે ત્યારે તો તેના અંગો અંગનું વર્ણન થાય .... રાધિકાજી લક્ષ્મીજી તેના જેવું તો ત્રિલોકમાં કોઇ સ્ત્રીનું રૂપ હોય નહિ.'' એમ ઉપાસ્ય પ્રાપ્ય ભગવાન સાથે રૂપમૂર્તિ સ્ત્રિયાકાર રાધાલક્ષ્મીનો યોગ અને બન્ને વચ્ચે દાંપત્ય ભાવ અને રાધાલક્ષ્મી સાથે બીજી સ્ત્રીયાકાર સખીયોનો યોગ પણ સ્પષ્ટ જણાવ્યો છે આવા સુપ્રસિધ્ધ અર્થને ઉડાવી દઇને બીજો વિમુખ અર્થ થઇ શકે તે નથી. ગ.મ. ૧૦ ''જ્યારે સમુદ્ર મંથન કર્યુ ત્યારે સમુદ્રમાંથી લક્ષ્મીજી નિસર્યા.... અને ભગવાનને વર્યા'' એમ અવતારરૂપમાં રહેલા નિત્ય નિર્દોષ, સર્વસદ્‌ગુણ સંપન્ન, સુખનિધિ પરંબ્રહ્મ ભગવાન સાથે અવતાર ભૂત લક્ષ્મીનું અખંડ સાહચર્ય જણાવ્યું છે. આથી લક્ષ્મીજીના પણ અવતાર જણાવ્યા મધ્ય-૫૩ ''એ ભગવાન તો અનંત કોટિ બ્રહ્માંડના આધાર છે અને લક્ષ્મીજીના પતિ છે અને અનંત કોટિ બ્રહ્માંડના કર્તાહર્તા છે અને શેષ શારદને બ્રહ્માદિક દેવ તે પણ જેના મહિમાના પારને પામતા નથી અને નિગમ પણ જેના મહિમાને નેતિ નેતિ કહે છે'' એમ સર્વાધાર સર્વકર્તા હર્તા વેદવેદ્ય અપરિચ્છિન્નમહિમા પરાત્પરપણે પ્રતિપાદન કરેલા પરમાત્મા સાથે પત્નીભૂત લક્ષ્મીજીનો નિત્ય યોગ નિરૂપીને તેથી ભગવાનનો પણ સમુત્કર્ષ જણાવ્યો છે. વર.૧૮ કે જે સંપ્રદાયના સમસ્ત સિધ્ધાંત અર્થના વિવરણરૂપ છે તેમાં પાંચ બાબતો સર્વને અવશ્ય જાણવાની સકારણ કહીને, ચારને ક્રમથી કહીને પાંચમાં શ્રીકૃષ્ણને જાણવાના કહેતાં તેમને ઉપાસ્ય ઇષ્ટદેવ કહેવા પૂર્વક તેમની પરોક્ષ પ્રત્યક્ષ બે રૂપથી સ્થિતિ કહીને પરોક્ષ રૂપથી રહેલાને અક્ષરધામાધિપતિ જગત કારણ સર્વાવતાર નિદાન સર્વ શાસ્ત્ર પ્રતિપાદ્ય પરંબ્રહ્મપણે નિરૂપતાં, તેમની સાથે જ ''ને રાધિકાજી લક્ષ્મીજીએ સહિત છે'' એમ અખંડ સાહચર્ય નિરૂપ્યું છે. બધી ઉપરની બાબત જોતાં રાધા લક્ષ્મીનો બીજો કોઇ અર્થ થઇ શકતો નથી. તેણીઓને યોગ વર્ણવેલો જાણીને વાસુદેવ શ્રીકૃષ્ણ આદિક શબ્દોના અવળા અર્થો કરવા તે પણ

ફોગટ છે, કેમકે ''એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન કહ્યા તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે'' એમ સર્વે સાધુ સત્સંગિઓ સમજ્યા છે. એટલે શ્રીહરિ સાથે પણ રાધાલક્ષ્મી નો યોગ અખંડ અવશ્ય માનવો પડે આ ઉપરાંત સંપ્રદાયના બીજા ગ્રંથોમાં તથા નંદસંતો સચિત કીર્તનોમાં સ્તોત્રોમાં પણ પ્રગટ પ્રમાણ ભગવાન સ્વામિનારાયણને શ્રીરાધિકાજી તથા લક્ષ્મીજીના પતિ કહ્યા છે જેમ કે - ''श्री राधिकारमण एष हरिः स्वयं- શ્રી રાધિકારમણ નિશ્ચે પોતે જ આ શ્રીહરિ છે. (હરિલીલાપ્રદિપઆચાર્ય ભગવદ્પ્રસાદજી વિરચિત/ ૧/૧૭/૫૭)'' ''अथलक्ष्मीपति भूप सर्व तैरर्पितंधनम्। दत्वा... હે રાજન્! લક્ષ્મીપતિ શ્રીહરિએ જનોએ આપેલુ સમગ્રધન બ્રહ્મણોને આપી દીધુ (હરિલીલાપ્રદીપ/૩/૨/૧૭) ''पौराभक्तास्तदा सर्वेपूजयितुं तमुत्सुकाः। करात्त पूजनद्रव्याः श्रीपतिंपत्रचाययुः॥ તે સમયે અમદાવાદમાં રહેલા ઉત્સાહિત સર્વ ભક્તો લક્ષ્મીપતિ શ્રીહરિનું પૂજન કરવા તેમની પાસે આવ્યા (હરિલીલાપ્રદીપ ૩/૨/૧૫)'' ''सकलयोगकलाधिपतिं हरे प्रकृटिताकृतिमक्षरमध्यतः। शरणमत्र भवंतमितोऽस्म्यहं त्वमवमांसततं भवसागरात्॥ स्वामिन् परात्परतरं परमात्मसंज्ञंसाक्षाद् भजामि भगवंतमनादिबोधनम्। रधारमादि निजशक्ति निसेवितांघ्रिं तं त्वामहं निखिलविश्वभवादि हेतुम्। મેઘજીત બોલ્યો- હે હરે, અક્ષરધામના મધ્યથી આવિર્ભાવ પમાડી છે આકૃતિ જેમણે એવા સમગ્ર યોગકલાના અધિપતિ, અહિંસા તમારે શરણે હું આવ્યો છું. ભવસાગરથી નિરન્તર તમો મારૂં રક્ષણ કરો. હે સ્વામિન્, પરથી અત્યન્ત પર પરમાત્મા સંજ્ઞાવાળા, અનાદિ બોધવાલા, રાધા-લક્ષ્મી આદિ પોતાની શક્તિઓએ સેવા કરાએલા છે ચરણકમળ જેમનાં એવા સમગ્ર વિશ્વની ઉત્પત્તિ સ્થિત્યાદિના કારણ એવા તમોને ભજુ છું. (હરિલીલાપ્રદીપ/૧/૩૦/૩૧ થી ૩૩- આ સાથે અક્ષરધામમાં રાધા લક્ષ્મીનો સદ્ ભાવ સિધ્ધ થાય છે અને તેઓ બન્ને શ્રીહરિની પત્ની પણ સિધ્ધ થાય છે કારણ કે મૂળ

શ્લોકમાં ''શક્તિ'' શબ્દ છે તેનો પર્યાયવાચી શબ્દ ''પત્ની'' થાય છે.)'' ''अक्षराख्यं ततो राजन् स्वीयं धाम परंहरिः। .... राधारमादिभिर्युक्तं शक्तिभिर्भूरिभिस्तथा॥ દયાનિધિ શ્રીહરિએ પ્રેમવતી માતાને અક્ષર નામની પોતાનું ધામ બતાવ્યું. જેમાં માતાએ શ્રીહરિને રાધારમા આદિ શક્તિઓથી યુક્ત જોયા (હરિલીલા કલ્પતરૂ/૨/૧૪/૧ થી ૧૮ આથી શ્રીહરિ રાધારમાના પતિ થયા કારણ કે શક્તિ શબ્દનો પર્યાય વાચી શબ્દ પત્નિ કોષમાં કહ્યો છે. આ સાથે બધા રાધાનો સદ્ભાવ અક્ષરધામમાં પણ સિધ્ધ થયો.)'' ''कोटिकाममहाश्चर्य प्रदयाऽनिश्रियाऽन्वितम्। दिव्यालंकरणं श्रीमत्तडिद्भास्वरवाससम्॥ ગોપાળયોગિએ અક્ષર બ્રહ્મધામમાં સમાધિમાં કરોડો કામદેવને મહાઆશ્ચર્ય પમાડનારી લક્ષ્મીથી યુક્ત, દિવ્યાલંકારવાળા, શોભાયુક્ત વિજળીના જેવા તેજસ્વિવસ્ત્રવાળા શ્રીહરિને જોયા (હરિલીલાકલ્પતરૂ/૨/૪૪/૧૨ આથી અક્ષરધામમાં લક્ષ્મીથી યુક્ત શ્રીહરિ બિરાજે છે એમ સિધ્ધ થયું.)'' ''अप्राकृतं सोऽपश्यद्धाम गोलोकमद्भुतम्। अक्षरं धाम तन् मध्ये दिव्यमप्रतिभं शुभम.... तेजोमाधुर्य्य सौन्दर्य भ्राजितावयवश्रियम्। श्रियाऽप्रतिमया जुष्टं कोटिकामस्मयच्छिदा॥ ભગવાનની ઇચ્છા જોયા પછી તે યોગીએ અપ્રાકૃત આશ્ચર્યકારી ગોલોક ધામ જોયુ તેના મધ્ય ભાગમાં અનુપમ શુભ દિવ્ય અક્ષરધામ જોયું .... તે અક્ષરધામમાં સ્વાભાવિક મનોહર પ્રકાશ, મનોહર પણુ, સુંદરપણુ વિગેરેથી દેદિપ્યમાન અવયવોમાં લોકોત્તરશોભાવાળા, કરોડો કામદેવના સૌંદર્યની શોભાને તિરસ્કાર કરનારી લક્ષ્મીજી થી સેવાવાયેલા જોયા. (હરિલીલાકલ્પતરૂ/૨/૫૯/૪૫ થી ૪૮- આથી ગોલોક ધામની અપ્રાકૃતતા તથા ગોલોક મધ્યે અક્ષરધામ અને તેમાં લક્ષ્મીદ્વારા સેવાયેલા શ્રીહરિ સિધ્ધ થયા)'' ''तस्मान्मुमुक्षुभिः कार्या भक्ति साक्षाद् रमापतेः। स्वधर्मज्ञान वैराग्य माहात्म्यज्ञान संयुता॥ તેથી મુમુક્ષુઓએ લક્ષ્મીના પતિ આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ શ્રીહરિની સ્વધર્મજ્ઞાન,

વૈરાગ્ય સહિત ભક્તિ કરવી. (હરિલીલા કલ્પતરૂ ૩/૩૭/૩૦ આથી શ્રીહરિ લક્ષ્મીના પતિ સિધ્ધ થયા)'' ''तत्र लक्ष्मीं तथा राधां नानाऽलंकार शालिनीम्। दिव्यामपश्यद् भक्तिं स श्रीमद्वासो विभूषणाम्॥। અભયરાજાએ સમાધિમાં અક્ષરધામમાં નાના પ્રકારના અલંકારથી શોભતા રાધા-લક્ષ્મીને જોયા. તથા સુંદરવસ્ત્રો અને અલંકારો જેમને છે એવાં દિવ્ય રૂપવાળા ભક્તિને પણ જોતા હતા. (હરિલીલાકલ્પતરૂ /૮/૭/૪૨/ આથી અક્ષરધામમાં પણ રાધાલક્ષ્મીનો સદ્ભાવ સિધ્ધ થયો.)'' ''दृष्टोऽस्माभिश्चिदाकाशे बुधा ब्रह्मपुर ह्ययम्। मायापरेऽक्षरर्मुक्तैःसेव्यमान पदाम्बुजः)॥ सेवितो भक्ति धर्माभ्यां राधालक्ष्म्याऽऽभिस्तया॥ અમદાવાદમાં સમાધિમાંથી બાહાર આવી ભક્તો બોલ્યા હે પંડિતો! માયાપર ચિદાકાશરૂપ બ્રહ્મપુરમાં અક્ષર મુક્તોએ સેવ્યા છે ચરણકમળ જેમના આ શ્રીહરિ અમોએ જોયા વળી ભક્તિ અને ધર્મ તથા રાધા લક્ષ્મીઆદિથી સેવાયેલા આ શ્રીહરિને અમોએ જોયા (હરિલીલાકલ્પતરૂ ૪/૪૯/૧-૨ આથી રાધાલક્ષ્મીનો સદ્ભાવ અક્ષરધામમાં પણ સિધ્ધ થયો.) ''वपुरतिशयश्रीजुष्टं ते सदा मुनिसेविंत स्वहृदिसहजानन्द स्वामिन् दधामि परं हरे॥ ચૈતન્યાનંદ સ્વામી સ્તુતિ કરતા કહે છે- હે સહજાનંદ । હે સ્વામિન્ । હે અખિલ । હે સત્પતે । સર્વાતિશાયિ સુંદરતા રૂપ લક્ષ્મીથી યુક્ત, હંમેશાં સિધ્ધયોગવાળા મુનિઓ જેમનું પોતાના હૃદયમાં ધ્યાન કરે છે તે જ આપના સર્વોત્તમ વપુનું હું ધ્યાન કરૂ છું.(હરિલીલા કલ્પતરૂ ૬/૧૮/૧૭ અહી સહજાનંદ સ્વામીને લક્ષ્મીથી યુક્ત કહ્યા છે અર્થાત્ લક્ષ્મી થી યુક્ત લક્ષ્મીપતિ અર્થ ફલિત થાય છે.)'' ''रमाचराधामुख्याः स्त्रियः सुखनिधिं ननु वव्रिरे स्यात्॥ જયા બાઇ કહે છે રમા અને રાધા વગેરે સ્ત્રીઓ સુખનિધિ એવા તમને શ્રીહરિને વરી છે. (હરિલીલા કલ્પતરૂ/૬/૨૮/૩- આથી શ્રીહરિ રાધારમાના વર સિધ્ધ થયા.)'' ''प्रेम्णासद्रत्नदण्डेन चामरेणातिचारीणा। वीजयन्तीं तमतुलं तद्विधांराधिकां तया॥ પંચાળાગામમાં સંતોને સમાધિ કરાવી તે સમાધિમાં તેઓએ અક્ષરધામમાં

શ્રીહરિને જોયા અને શ્રીહરિને શોભાયમાન રત્નદંડવાળા અતિસુંદર ચામરથી પવન નાખતાં, એ પ્રકારના લક્ષ્મીજી સમાન વિશેષણવાળા શ્રીરાધાજીને પણ લક્ષ્મીજીની માફક શ્રીહરિની ડાબી બાજુએ સંતોએ જોયા. (હરિલીલાકલ્પતરૂ /૮/ ૫૪/ ૧૫- આથી અક્ષરધામમાં પણ રાધાલક્ષ્મીનો સદ્ભાવ સિધ્ધ થયો.)'' ''मुक्त व्रातसमर्चिताङ्घ्रि कमलोराधारमाधीश्वरः। वेदैर्मूर्त्तिधरैःस्तुतोऽक्षरपदे जुष्टोऽधिराजश्रिया। મુક્તોનો સમુહ જેમના ચરણોની સેવા કરે છે, જે રાધાજી અને લક્ષ્મીજીના સ્વામિ છે, મૂર્તિમાન વેદો જેમની સ્તુતિ કરે છે, જે અક્ષરધામમાં રાજાધિરાજની શોભાથી સેવાઇ રહ્યા છે એવા સર્વેના ગુરૂ સ્વામિનારાયણ.... (આચાર્ય વિહરાલીલાજી કૃત ઉત્મત્તગંગામહારાત્મ્ય/૧ /૧/ અહી સ્વામિનારાયણને રાધાલક્ષ્મીના સ્વામિ (જેનો પર્યાયવાચી પતિ થાય છે.) કહ્યા છે અને અક્ષરધામમાં રાધાલક્ષ્મીનો સદ્ભાવ વર્ણવ્યો છે.)'' ''बृहति तस्य धाम्नोऽथो महातेजस्यलोकयन्। ते हि सिंहासनं हैमं नद्धदिव्यमणिप्रभम्॥ निषण्णं तत्र तं जुष्टं मुक्तैरक्षरसंज्ञितैः श्रीहरिं शक्तिभी राधारमाद्याभिस्तथामुदा॥ અક્ષરધામના વિશાળ તે મહાનતેજને મધ્યે, જડેલા મણિઓની કાંતિથી ચમકતું સોનાનું દિવ્ય સિંહાસન જોયુ. ત્યાં અક્ષર મુક્તો સાથે રાધાલક્ષ્મી આદિશક્તિ- પત્નીઓથી સેવાએલ અને તે સિંહાસન પર બિરાજમાન હોય એવા શ્રીહરિના દર્શન સહુને થયા (ઉન્મતગંગા માહાત્મ્ય અ. ૨૪/૨૧-૨૨)'' ''मुक्तैः पूजिपादयपद्मयुगलो राधेन्दिराधीश्वरः। एत ह्यात्मजनुरागवशतः प्रादुष्कृतन्नाकृति स्तुष्यान्मेप्रपितामहःस सहजानन्दाभिधानोहरिः॥ જે પરંબ્રહ્મ પુરૂષોત્તમ પોતાના સર્વોત્તમ અક્ષરધામમાં નિરંતર વિરાજી રહ્યા છે જેના શ્રી ચરણકમળોની સેવા મુક્તો કરી રહ્યા છે અને જે રાધિકાજી તથા લક્ષ્મીજીના પણ અધીશ્વર સ્વામી છે, પરંતુ હમણા તેઓ પોતાના ભક્તોના પ્રેમને વશ થઇ મનુષ્યરૂપે પ્રગટ થયા એવા મારા (વિહારીલાલજીના) પ્રપિતામહ શ્રી સહજાનંદ સ્વામીનામે શ્રીહરિ છે. (ઉન્મત્ત ગંગા

માહાત્મ્ય-૧૬૪/૩૯ આથી શ્રીહરિને રાધા લક્ષ્મીજીના પતિ કહ્યા.) વચનામૃત કે જેનું સંસ્કૃતમા રૂપાંતર શંતાનંદસ્વામીએ કરેલું છે. (જુઓ સ.જી.૫/૬૮/૭૯ થી ૮૨) જે રૂપાંતર ભગવાન સ્વામિનારાયણની આજ્ઞાથી કહાયુ છે અને જે સંપ્રદાયનમાં હરિવાક્યસુધા સિંધુના નામથી ઓળખાય છે જેના પર ભગવાન શ્રીહરિના પુત્ર રઘુવીરજી મહારાજે ''સેતૂમાલા'' નામની ટીકા રચી છે તે ટીકામાં પણ જે સ્થાન સ્થાન પર ''રમાપતિ'' ''શ્રીપતિ'' ''મા પતિ'' શબ્દો આવે છે તે બધા શબ્દના અર્થ ભગવાન શ્રીહરિ પર ઘટાવ્યા છે જેમ કે લોયાના-૨ વ.મૃતમાં અર્થાત્ તરંગ-૧૧૦ શ્લોક-૯ માં આવતો ''राधिकापतेः'' આ શબ્દનો અર્થ ''साक्षाच्छ्रीकृष्ण અર્થાત સાક્ષાત શ્રીહરિ કર્યો છે તથા લોયા-૬ -તરંગ-૧૧૬ માં આવતા ''मापतेः'' શબ્દનો અર્થ ''लक्ष्मीकान्तस्य हरेः અર્થાત લક્ષ્મીના પતિ શ્રીહરિ'' આમ કર્યો છે. તેજ પ્રમાણે ''તરંગ ૧૧૮/૫૬, ૧૧૮/૮૦, ૧૨૦/૨૩, ૧૨૫/૨૪, ૧૨૭/૪, ૧૨૭/૨૩, ૧૩૩/૫, ૧૩૬/૩૭, ૧૩૭/૧૩, ૧૪૩/૧૯, ૧૪૯/૨૮, ૧૫૩/૧૦, ૧૬૦/૧૦, ૧૬૨/૧૦, ૧૬૯/૧૩, ૧૯૯/૬૨, ૨૦૦/૧૧, ૨૦૨/૪૨, ૨૨૨/૨૩, ૨૨૪/૧૬, ૨૨૯/૬, ૨૩૬/૩૫, ૨૫૦/૪, ૨૫૧/૨૮, ૨૫૬/૨૨ આ બધાજ તરંગોમાં આવતા ''रमापति, राधापति'' શબ્દોના અર્થો ટીકાકાર રઘુવીરજીએ શ્રીહરિ કે સાક્ષાત્ હરિકૃષ્ણ કે સ્વામિનારાયણ પર વટાવ્યા છે આનાથી સ્પષ્ટ થાય છે કે શ્રીહરિ સાક્ષાત્ રમારાધાના પતિ છે.''

''मायातीतमनन्तविश्वजनन स्थित्यादिहेतुं महद्यस्यास्त्यक्षरधाम शर्मनिलयं सर्वाश्रयं सर्वगम्।
साक्षात् ते परमेश्वरं गुणानिधिं राधारमा धीश्वरंवन्देऽहं ह्यवतारिणं वृषसुतं श्रीस्वामिनारायणम्॥
અનંત વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનાં કારણ માયાથી પર, સર્વનો આશ્રય, સર્વવ્યાપ્યક અને પરમ સુખરૂપ આવા મહાન અક્ષરધામમાં નિવાસ કરી રહેલા અનેક કલ્યાણકારી ગુણોના નિધિ રાધા અને લક્ષ્મીના પતિ સાક્ષાત્ પરમેશ્વર ધર્મપુત્ર અવતારી શ્રીસ્વામિનારાયણ ભગવાનને નમસ્કાર કરૂ છુ. (હરિચરિત્રમ્/

અખંડાનંદવર્ણી વિરચિત/ માહાત્મ્ય/ અ.૧૦/૬૨- આથી રાધા અને લક્ષ્મીનો અક્ષરધામમાં સદ્ભાવ સ્વિકારાયો અને તેઓ બન્ને પ્રત્યક્ષ ધરાતલમાં બિરાજમાન સ્વામિનારાયણની પત્નીસિધ્ધ થયા.)'' ''निष्किञ्जन प्रियतमो हरिकृष्ण संज्ञः॥ धाम्न्यक्षरे मुनिपतिः स तु दीनबन्धुर्लक्ष्मीपतिः। નિષ્કિંચન ભક્ત જેમને પ્રિય છે એવા તે મહાપ્રભુ હરિકૃષ્ણ નામે પણ કહેવાય છે. દીનબંધુ તે ભગવાન અક્ષરધામમાં વિરાજે છે, મુનિઓના ઉપાષ્ય છે, તથા લક્ષ્મીના પતિ છે. (હરિચરિત્રમ ૧/૧/૩૯)'' ''अनेकाण्डधीशोऽनवरतरमालालितप्रदोहरिस्तत्स्थान। શ્રીહરિ અનેક બ્રહ્માંડના અધિપિત લક્ષ્મીજી તેમના ચરણની સેવા કરે છે. (હરિચરિત્ર-૧/૯/૫૩)'' ''मयसिनाथ रमापतेऽत्र- હે નાથ રમાપતિશ્રીહરિ! આપ આ લોકમાં વિજયી છો (હરિચરિત્ર-૧/૧૦/૪૧)'' ''पुरेऽथ तस्मिन्नितिघोष आसीच्छ्रीस्वामिनारायण एक एव। अत्रास्ति सत्यो भगवान् रमेशो ॥ તે પછી સુરત શહેર માં એક ઘોષણા થઇ કે લક્ષ્મીપતિ ભગવાન સ્વામિનારાયણ જ એક સત્ય છે. (હરિચરિત્રમ્ /૧/૨૨/૧૪)'' ''लक्ष्मीपते, –लक्ष्मीः पराशक्तिस्तस्याः पतिः। આપ લક્ષ્મી જે પરાશક્તિ છે તેના પતિ છો (હરિચરિત્રમ/ તત્ત્વાર્થબોધિની ટીકા શ્રીકૃષ્ણપ્રસાદ સૂરિવિરચિત/૧/૨૫ /૧૩)'' ''गोपीपति–गोपीवृषभानुनन्दिनी श्रीराधातस्याःपतिःस्वामी–આપ વૃષભાનુ નંદનીરાધાના પતિ-સ્વામી છો. (હરિચરિત્રમ્/તત્ત્વાર્થબો.૧/૨૫/૧૩)'' ''स्वामिनारायणः श्रीशः प्रभु भेजियते स्वयम्॥ સ્વયં લક્ષ્મીપતિ સ્વામિનારાયણ વિપ્રોને જમાડે છે (હરિચરિત્રમ્ /૧/૩૧/૨૬)'' ''लक्ष्मीपतिस्त्वमिह प्रादुर्भूय–લક્ષ્મીજીના પતિ એ શ્રીહરિ તમો જ અહીં સાક્ષાત પ્રગટ્ થયા છો. (હરિચરિત્રમ્/તત્તવાર્થબોધિની ટીકા ૧/૨૫)'' ''ज्योतिःस्यदिव्याकृते! श्रीराधादिक शक्तिसेवतिपदः, स्वामी त्वयीवासि मे॥ અક્ષરબ્રહ્મ જ્યોતિમાં સદા બિરાજમાન એવા દિવ્યાકૃતિ પુરૂષોત્તમ છો. રાધાલક્ષ્મી જેવી અનંત

શક્તિઓ આપના ચરણકમળને સેવી રહી છે. એવા આપ એક જ મારા સ્વામી ઉપાસ્ય મૂર્તિ ઇષ્ટદેવ છો. (સદ્. નિત્યાનંદ મુનિકૃત શ્રીહરિપ્રાર્થના/શ્લો-૪ આથી અક્ષરધામમાં રાધાલક્ષ્મીનો સદ્‌ભાવ તથા તેઓ શ્રીહરિની પત્ની સિધ્ધ થયા.)'' ''श्रीराधादिक दिव्यशक्ति निकरैः, दिव्यर्महापार्षदैर्नित्यंसेवित पत्कजो....। લક્ષ્મીજી અને રાધાજી આદિક દિવ્ય શક્તિઓના સમુહો અને દિવ્ય મહામુક્તો આપના ચરણકમળને અખંડ સેવી રહ્યા છે (શ્રીહરિ પ્રાર્થના/શ્લો-૧૦, આથી રાધા અને લક્ષ્મી શ્રીહરિની પત્ની સિધ્ધ થઇ કારણ કે શક્તિ શબ્દ પત્નીનો પર્યાયવાચી છે.) ''ગ્રહે દીનજન હાથ કરી, કરી કરૂના કમલાસન/અર્થાત્ કમલારમણ (લક્ષ્મીરમણ) એવા શ્રીહરિએ દીનજનનો હાથ ગ્રહણ કરવા અતિકરૂણા કરી. (પ્રેમાનંદસ્વામીકૃત/શ્રીહરિધ્યાન મંજરી/પ્રકાશ-૨/૧૧)'' ''અનુપમ કોમલ ઉરું તરું રંભા, સેવન સદા શ્રીજગદંબા/ અર્થાત્ શ્રીહરિના સાથળ પક્ષીરાજ ગરૂડ ની પીઠ ઉપર જોડાઇને વિલસી રહ્યા છે. તે સાથળ અતિશય કોમળ, કેળના સ્થંભ જેવા અનુપમ છે જે સાથળને સદાય જગદંબા-લક્ષ્મીજી સેવે છે. (શ્રી હરિધ્યાન મંજરી /પ્રકાશ-૨/૨૧)'' ''અક્ષરધામ નિવાસિ શ્રીપતિ, શ્રીપુરુષોત્તમરાયજી..... રાધાકાંત રસિકવર સુંદર, કૃષ્ણકમળ લોચન (પ્રેમાનંદ સ્વામીકૃત/ સત્યભામાનું રુષણ/૧ થી૪, આથી શ્રીહરિ શ્રીપતિ અને રાધાજીના પતિ સિધ્ધ થયા)'' ''તમે હરિ કમલાકાંત કહાવો, રાધારમણ ભક્તમન ભાવો (પ્રેમાનંદસ્વામી/ ગોપીનાથજીનો ગરબો/ પદ-૧/૧૦)'' ''જયપુરન કામ રમારમનં/અર્થાત્ જે પૂર્ણ કામ તથા રમા રમણ છે. (પ્રેમાનંદ સ્વામીકૃત/હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃત/ અ. ૧૨/૮- પ્રકાશક જ્ઞાનજીવન સ્વામીજી કુંડળ)'' ''श्रीशः लक्ष्मीपतिः स्वामिनारायणो भगवान् भोजयते॥ મનુષ્યલીલા કરતા લક્ષ્મીપતિ શ્રીસ્વામિનારાયણ ભગવાન સહુને જમાડે છે. (હરિચરિત્ર / તત્વાર્થબોધિન્તટીકા/ ૧/33'' ''रमापतिं तं श्रीहरिं– રમા પતિ એવા

શ્રીહરિને (હરિચરિત્રમ્ /તત્ત્વાર્થ/૧/૨૪)'' ''श्रीपतिरादरेण- श्रीपतिः स श्रीहरिं.... ત્યારે લક્ષ્મીપતિ શ્રીહરિઆદરભાવથી.... (હરિચરિત્રમ્/ તત્ત્વાર્થ/૧/૩૫/૨૨)'' ''स्वामिनारायणस्य लक्ष्मीपतित्वात् સ્વામિનારાયણ લક્ષ્મીપતિ હોવાથી (હરિચરિત્રમ્/તત્ત્વાર્થ/૧/૩૧/૪૩)'' ''श्रीशे- लक्ष्मीकान्ते त्वयी-લક્ષ્મીના પતિ એવા આપ શ્રીહરિ (હરિચરત્રિમ્' /તત્વાર્થ/૧/૩૧/૪૩)'' ''अथान्तरंश्रीशो लक्ष्मीपतिः स श्रीहरिः। ત્યારબાદ લક્ષ્મીપતિ શ્રીહરિએ... (હરિચરિત્ર/તત્વાર્થ/૧/૪૦/૫૭)'' ''श्री विहारी लक्ष्मीकान्तः श्रीहरिर्येन-લક્ષ્મીના પતિ શ્રીહરિ વડે (હરિચરિત્ર/તત્વાર્થ /૧/ ૪૩/૩૩)'' ''श्रीमान्निरवधिकातिशयशोभा विशिष्टो लक्ष्मीपति-નિરવધિકાતિશ શોભાથી વિશિષ્ટ લક્ષ્મીપતિ શ્રીહરિ (હરિચરિત્રમ્/તત્ત્વાર્થ/૨/૮/૨૩)'' ''रमापतिः हरिः - રમાના પતિ શ્રીહરિ (હરિચરિત્રમ્ /તત્ત્વાર્થ /૨/૧૬/૩૭)'' ''श्रियः पतिं लक्ष्मीनाथं हरिं '' લક્ષ્મીના પતીશ્રીહરિ (હચિચરિત્રમ્ /તત્ત્વાર્થ/૨/૨૦/૪૯)'' ''लक्ष्मीपतिः- साक्षात् प्रत्यक्ष स्वयं श्रीहरिः -લક્ષ્મીપતિ સાક્ષાત્ પ્રત્યક્ષ શ્રીહરિ (હરિચરિત્રમ્/તત્ત્વાર્થ/૨/૪૩/૫)'' ''राधारमेश स्य तवाङ्घ्रिमाश्रिता। રાધા અને લક્ષ્મીપતિ એવા આપના ચરણને આશરે રહ્યા છીએ(હરિચરિત્રમ્/૨/૧૪/૩૭)'' ''जयजयनाथ प्रभो स्वामिनारायण श्रीश धर्मात्मजप्रेमवत्यङ्कसंलालिता... હે નાથ! પ્રભુ । સ્વામિનારાયણ આપ લક્ષ્મી પતિ છો, ધર્મ પુત્ર છો, માતા પ્રેમવતીના ખોળામાં લાડ પામ્યા છો. (હરિચરિત્રર્મ/૨/૨૬/૪૧)'' ''परंब्रह्म श्रीशं- પરંબ્રહ્મ છે, લક્ષ્મીપતિ છે (હરિચરિત્રમ્/૨/૨૮/૫)'' ''रमेशं वयं स्वानिारायणं त्वांनमामः। એવા લક્ષ્મીપતિ આપ સ્વામિનારાયણ ભગવાનને અમે પ્રમાણ કરીએ છીએ (હરિચરિત્રમ્/3/૬/30) ''नीलकण्ठ भवान् श्रीशो वर्णिनाप्यं मनोहरम्। હે નિલકંઠ! લક્ષ્મીપતિ આપ મનોહરવર્ણીના જેવો વેષ ધારણ કરીને (હરિચરિત્રમ્/૪/૯/૩૭)'' ''राज्ञस्तस्योपरि

क्ष्मेश सर्वात्माऽहं श्रियपतिः ॥ હે રાજન । તેવા રાજા ઉપર સર્વ સાક્ષી લક્ષ્મીપતિ હું અખંડ પ્રસન્ન રહુ છું (હરિચરિત્રમ્ /૪/૪૫/૪૪ અહીં તો શ્રીહરિએ સ્વયંમ જ પોતાના મુખે પોતાનું લક્ષ્મીપતિપણુ જાહેર કર્યુ.)'' ''गोप्यो–राधादयश्च तासामीशः स्वामी तं –તમો- શ્રીહરિ રાધારમા આદિના સ્વામી છો. (હરિચરિત્રમ્/તત્ત્વાર્થ બોધિની/૩/૨૪/૧૬)'' ''અક્ષરધામમાં એક રત્નજડિત સિંહાસન છે છે તેના ઉપર આ શ્રીહરિ બિરાજેલા છે રાધાલક્ષ્મી આદિ અનેક શક્તિઓ-પત્નીઓ પ્રેમભાવથી આ શ્રીહરિની મૂર્તિ પાસે બેઠેલી છે (હરિચરિત્રામૃત સાગર/૩/૨૦/૩૫-૩૬ આથી રાધાલક્ષ્મી એ શ્રીહરિ ની પત્ની છે તથા તેઓ  અક્ષરધામમાં રહેલા છે એમ સિધ્ધ થયુ/ પ્રકાશક-જ્ઞાનજીવનદાસજી  કુંડળ વાળા, કારેલીબાગ વાળા, વડતાલવાળા)'' ''શ્રીહરિ કહે છે- મારુ દિવ્ય અક્ષરધામ છે તેમા મારા અનંત મુક્તો રહેતા છે તે ધામમાં રાધા અને લક્ષ્મી જેવી અનંત શક્તિઓ શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરે છે. (હરિચરિત્રામૃત સાગર /૩/૪૯/ ૪૨ થી ૪૪ આથી અક્ષરધામમાં પણ રાધાલક્ષ્મી જેવી અનંત સ્ત્રીઓનો સદ્ભાવ સિધ્ધ થયો.)'' ''જે રાધા અને રમા, દિવ્યતનુ ધારી અક્ષરધામમાં રહ્યા છે. (હરિચરિત્રામૃત/૪/ ૫/૪૭- આથી રાધા રમા સ્ત્રી રૂપે અક્ષરધામમાં રહ્યા છે એ સ્પષ્ટ થયું)'' ''અક્ષરધામમાં વિશાળ મોટા મહેલો છે. શ્રીહરિ તેમા દિવ્ય સ્વરૂપે વિરાજે છે. તેમની વિશેષ સેવા કરવા માટે રાધા અને લક્ષ્મી ત્યાં રહ્યા છે. (હરિચરિત્રામૃત સા. ૪/૪૦/૩૧- આથી અક્ષરધામમાં રાધાલક્ષ્મીનો સદ્ભાવ સિધ્ધ થયો.)'' ''અક્ષરધામ જે રાધા અને રમા આદિ મહાન શક્તિઓ રહી છે (હરિચરિત્રામૃત સાગર/૮/૫૮/૩૬ આથી અક્ષરધામમાં રાધારમાનું રહેવાપણુ સિધ્ધ થયું.)'' ''ભગવાન આપણા પિતાના પણ પિતા છે અને ભગવાન શ્રીહરિની પત્ની રાધિકાજી અને લક્ષ્મીજી આપણી માતા છે. (હરિચરિત્રામૃત ૯/૨૪/૧૪ આથી રાધાલક્ષ્મી એ શ્રીહરિની પત્ની સિધ્ધ થઇ)''

‘‘રાધા અને લક્ષ્મી જેવી અનંત શક્તિઓ (સ્ત્રીઓ) અક્ષરધામમાં રહી છે (હરિચરિત્રામૃતસાગર /૪ / ૩૩/ ૩૫ -આથી અક્ષરધામમાં સ્ત્રીઓ પણ છે. આથી જે કેટલાક અંદર બહારના બંડમતાનુંચાયી વિમુખો એમ કહે છે કે અક્ષરધામમાં તો કેવલ પુરૂષો જ છે પણ સ્ત્રીઓ નથી તેમની અવળી માન્યતાનું ખંડન થઇ ગયુ.)’’ ‘‘अत्यत्वचर्याचनीयाङ्घ्रे ! राधिकाकलमादिभिः। નારદજીએ જોયુ છે- અક્ષરધામમાં રમા રાધા આદિક સ્ત્રીઓએ અત્યાશ્ચર્યપૂર્વક અર્ચનીયચરણારવિંદ જેમના છે. (વાસુદેવમાહાત્મ્ય/૧૭/૨૮)’’ ‘‘श्रीस्वामिनारायण नाम्न एवावतारितायाः कमलाधिपत्युः। શ્રી સ્વામિનારાયણ નામના આજ અવતારી માના પતિ (લક્ષ્મીજીના પતિ) છે. (હરિચરિત્રમ/ તત્ત્વાર્થબોધિના/૩/ ૧૧/૧૦)’’ ‘‘लक्ष्मीपतेः લક્ષ્મીજીના પતિ શ્રીહરિ (હરિચરિત્રમ્/ તત્ત્વાર્થબોધિન્ત/ ૩/૧૦/૩૪)’’ ‘‘हरिः श्री स्वामिनारायणः श्रीपति लक्ष्मीकान्तः –શ્રીહરિ અર્થાત્ સ્વામિનારાયણ શ્રીપતિ એટલે લક્ષ્મીજીના પતિ (હરિચરિત્રમ્/ ૩/૨૧/૪૩- તત્ત્વાર્થબોધિન્ત)’’ ‘‘रमापतिर्लक्ष्मीनाथः स श्रीस्वामिनारायणनामना प्रसिद्धप्रभुः। રમાપતિ-અર્થાત લક્ષ્મીપતિ જે સ્વામિનારાયણના નામથી પ્રસિધ્ધ છે (હરિચરિત્રમ/તત્ત્વાર્થબોધિના-૩/૪૪/૬)’’ ‘‘कमलापतेः हरेः नारायणमुनेः કમલાપતિ - લક્ષ્મીપતિ શ્રીહરિનારાયણ મુનિના (હરિચિરિત્રમ્/તત્ત્વાર્થબોધિની /૪/૮/૨૪)’’ ‘‘તબ કમલાપતિ દરશન દીનો દિવ્ય રૂપ હરિ દેખે જબહી (મંજુકેશનંદકાવ્ય/ ઐશ્વર્યપ્રકાશક/૨૨/૮૭/૨૫ અહીં શ્રીહરિને સ્વામીએ કમલા (લક્ષ્મી) પતિ કહ્યા.)’’ ‘‘અગનિત મુક્ત વસત હે જાઇ, એસો અક્ષરધામ કહાઇ.... રાધાલક્ષ્મી આદિ જેહ, ચરનકું પૂજત નીત, નંદ સુનંદાદિક અનંત, પાર્ષદ સેવતપ્રીત (મંજુકેશાનંદકાવ્ય /ઐશ્વર્યપ્રકાશ/૧/૧૪-૨૪- અહીં મંજુકેશાનંદ સ્વામીએ લક્ષ્મીજી અને રાધીજીનો અક્ષર ધામમાં સદ્‌ભાવ સ્વિકાર કરેલો છે.)’’ ‘‘રાધાવર ગોલોક નિવાસી, મહીમાં અગમઅપાર, પ્રેમાનંદ ધર્મનંદન

પર વારવાર બલિહારી (પ્રેમાનંદકાવ્ય/ભાગ-૧/ભક્તિ વિલાસ ગ્રંથ/પદ-૪૧૦/૪ આથી શ્રી ધર્મનંદન શ્રીહરિને ગોલોકવાસી તથા રાધા લક્ષ્મી વર કહ્યા)'' ''કીની કથા પ્રગટ ભયે કલીમે, સ્વેચ્છા હરિ આપસો, જીવ અનંત ઓધારે શ્રીપતિ, નીજબલ અધિક અમાપશો (પ્રેમાનંદકાવ્ય/ ભાગ-૧/ભક્તિ વિલાસ પદ-૪૨૬/ અહીં ભગવાન શ્રીહરિને લક્ષ્મીપતિ કહ્યા)'' ''બસત વરતાલ તખત ઘનશ્યામ, ધર્મકુંવર પુરન કામ કમલાપતિ રૂપ રસાલ (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ભક્તિ વિલાસ/ પદ-૫૫૫-પૃષ્ઠ-૧૫૬- અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિને કમલાપતિ લક્ષ્મી પતિ કહ્યા છે.)'' '' પ્રગટ ભયે હરિ, દીન બંધુ ક્રિયા કરી, કમલાવર કમલ લોચન - પ્રેમાનંદકાવ્યા/ભક્તિ વિલાસ/ પૃષ્ઠ-૧૫૬- અહીં પોતાના ઇષ્ટદેવ ભગવાન શ્રીહરિને સ્વામીએ  કમલાવર કહ્યા.)'' ''સખી ધન્ય ધન્ય રે ભૂતળ ભગવાન પ્રગટ થઇ શ્રીહરિ વિચરે, વહાલો ગોલક નારે અધિપતિ, રાધા જીવન રે રસિયો વર કહાન. (પ્રેમાનંદ કાવ્ય/ભાગ-૧- ભક્તિ વિલાસ- પૃષ્ઠ-૨૦૩ અહીં પ્રેમાનંદ સ્વામીએ પ્રગટ પ્રમાણ શ્રીહરિને રાધાજીના પતિ કહ્યા.)'' ''આજમોકું મીલે માઇ શ્રીમહારાજ અક્ષરઆદિ રાધિકા સ્વામી (પ્રેમાનંદ કાવ્ય-ભા. ૧ પૃષ્ઠ/૫૫૬-પદ-૧૯૯૬ અહીં શ્રીજી મહારાજને જ રાધાજીના પતિ કહ્યા)'' ''શી કહું શોભા કમળાકાંતની, મુખડું જોઇ જોઇ વાધે વહાલ..... શ્રીહરિકૃષ્ણ કુંવર છબી ઉપર, તન મન પ્રેમાનંદ બલિહારી (પ્રેમાનંદ કાવ્ય ભાગ-૧/ લીલાવર્ણન/ પદ-૫-૨૦૭૩ થી ૨૦૭૫ પૃષ્ઠ-૭૦૭, ૭૦૮ અહીં પ્રેમાનંદ સ્વામીએ શ્રીહરિની મૂર્તિનું વર્ણન કરી તેઓનેજ કમળાકાંત - લક્ષ્મીના પતિ કહ્યા છે.)'' ''પરદુઃખને દેખી નથી શકતા એવા છો સહજાનંદ .... એવા જાણીને સિંધુ સુતા શ્રી ક્ષણું નથી મેલતાખ્યા...... (પ્રેમાનંદકાવ્ય ભાગ-૨/વિરહવિલાસ -પદ -૨૫૦ અહીં સહજાનંદ સ્વામીના ચરણ કમળની સેલા લક્ષ્મીજી એકક્ષણ પણ મેલતા નથી એમ સ્વામી કહે છે આથી સહજાનંદ જ લક્ષ્મી પતિ સિધ્ધ

થયા.)'' ''છેલગુમાની પ્યારે ધર્મદુલારે, આવો જયું મીલે દીલ જાનીત ..... જાની નિજ કિંકર ભલા કમલાવર (પ્રેમાનંદકાવ્ય ભાગ-૧/પદ-૨૮૯/પૃષ્ઠ-૮૬ ''વિરહ વિલાસ''અહીં ધર્મકુંવરનેજ લક્ષ્મીપતિ કહ્યા.)'' ''રમાપતિ હરિચરણ ભજે બીના, દુઃખ મૈહો દિન રાતરે, (પ્રેમાનંદકાવ્ય ભાગ-૨/પદ-૬૨૩.''જ્ઞાનવિલાસ'' પૃષ્ઠ -૨૦૬ અહીં પ્રેમાનંદ સ્વામી એ શ્રીહરિને જ રમાપતિ કહ્યા.)'' ''રધા વરકો રટન તુમ કરલે... કુકરમતજી હરિકૃષ્ણ ભજય (દેવાનંદકાવ્ય/ પદ-૨૫૦-૨૫૧- પૃષ્ઠ-૮૯ અહીં સ્વામીએ રાધાવરને જ હરિકૃષ્ણ નામથી કહ્યા)'' ''રાધીકા રમન ઘનશ્યામ પ્રગટ મિલે રાધીકા રમન ઘનશ્યામ (દેવાનંદકાવ્ય/ પૃષ્ઠ-૧૪૦ -પદ-૩૮૮ અહીં દેવાનંદ સ્વામીએ ઘનશ્યામ શ્રીહરિને રાધિકાજીના પતિ કહ્યા)'' દુર્લભ સહજાનંદ સુખદાઇ, બરનત શારદશેષ લજાઇ, અવિચલ અક્ષર ધામ છે રે મુક્ત વસે તે માંઇ, ભગવતી તનુ ભક્તનારે દિવ્યતેજ દરસાઇ .... રાધાકાંત સંગ રંગ, ભરે રે, રસનાશક્ત નગાઇ (દેવાનંદ કલ્પ/પદ-૯૯૦/ પૃષ્ઠ-૩૬૩. અહીં દેવાનંદ સ્વામીએ અક્ષરધામના અધિપતિ સહજાનંદને કહ્યા તથા તેઓનેજ રાધાજીના પતિ કહ્યા છે તથા અક્ષરધામમાં પણ રાધાજીનો સદ્‌ભાવ સ્વિકાર્યો)'' ''સૂતાં ઊઠી રે સમરૂ સહજાનંદ.... ઊર્ધ્વ રેખા રે જોઇ ચરણમાં જોઇ, હૃદયે જોયુ રે, કમળા કેરૂ ધામ, કંઠ કંબુ રે નીરખું આઠોજામ (સદ્ અચિંત્યાનંદ બ્રહ્મચારી જીવન કવન /કૃષ્ણાનંદસ્વામી નાકીર્તનો /પદ-૧, ૨ પૃષ્ઠઃ ૧૮૯-૧૯૦ પ્રકાશક શાસ્ત્રી જ્ઞાનપ્રકાશ દાસજી /અહીં કૃષ્ણાનંદ સ્વામીએ સહજાનંદ સ્વામીના હૃદય કમળમાં લક્ષ્મીજી ર્હયા છે એમ કહ્યુ.)'' ''પ્યારો મન સુંદર સહજાનંદરે, જેને જોઇને નાશ પામે ભવ ફંદ રે....., અંગ અંગ શોભા મનોહર ભારી રે, ..... મૂરતિ મનરંજન પ્યારી રે.... અર્ધ ચંદ્રશ્રીવત્સ રૂચિ તેમાં પ્યારી ... રાખે તેને મુનિવર નિત્ય સંભારી રે, રહે તેમાં કમળા સદામદ માતિ.... (સદ્. અચિત્યાનંદ બ્રહ્મચારી જીવન કવન/ પ્રકાશક

ગાંધીનગર ગુરૂકુલ શાસ્ત્રી જ્ઞાનપ્રકાશ દાસજી/ પદ-૩/ પૃષ્ઠ-૨૦૪ અહીં કૃષ્ણાનંદ સ્વામી કહે છે મારા ઇષ્ટદેવ સહજાનંદ સ્વામીના વક્ષઃ સ્થલ પર લક્ષ્મીજી વાસ કરીને રહી છે. લક્ષ્મીજી પોતાના પતિ નારાયણનાજ વક્ષઃ સ્થલ પર વાસ કરીને રહે છે. અને સહજાનંદ સ્વામીએ સાક્ષાત્ નારાયણનો અવતાર હોય તેમના વક્ષઃસ્થલ પર પણ શ્રીવત્સનું ચિહ્ન હોવાથી તેઓ પણ લક્ષ્મીપતિ સિધ્ધ થયા.)'' ''रमया तया इल्यते सेव्यतेऽसौरमेल: तम्। વળી લક્ષ્મીજી સદાને માટે જેમના વચનને અનુસરે છે અથવા લક્ષ્મીજી જેને સદા સેવે છે, એવા નીલકંઠ શ્રીહરિને હું ભજુ છું. (યોગાનંદસ્વામી કૃત હરિભજન સ્તોત્રં /શ્લો-૬- આથી શ્રીહરિ લક્ષ્મીપતિ સ્પષ્ટ થયા)'' ''प्रकृतिपराक्षरे बृहति धामनि मूर्ति धरैर्निगम निजायुधैश्च निजपार्षद मुख्यगणै:। उरुय उपास्यतेऽपि रमया रमणीयतनु પ્રકૃતિથી પર અક્ષરબ્રહ્મપુર ધામમાં મૂર્તિમાન વેદો, પોતાના દિવ્ય આયુધો, મુખ્યમુખ્ય પાર્ષદોના વૃંદો અને લક્ષ્મીજી વગેરે જે હરિકૃષ્ણ ની આરાધના કહે છે, તે રમણીય સ્વરૂપ અજન્મા અને ભક્તોના સંસાર રૂપ કષ્ટોને ટાળનારા શ્રીહરિકૃષ્ણ મહારાજ ને હું મારા હ્દયમાં ભજું છું. (યોગાનંદસ્વામીકૃત ભજનાષ્ટકં / શ્લો-૪ આથી સ્વામીએ અક્ષરધામમાં લક્ષ્મીનો સદ્ભાવ કહ્યો.)'' ''मममानसं तववियोगपापक: परितापयत्यपि परं रमापते सुतरामसौ दहति मे तनू लतां हरिकृष्ण! कृष्ण! तवदेहिदर्शनम्॥ હે લક્ષ્મી પતિ નારાયણ! આપના વિયોગનો અગ્નિમને અત્યંત સંતાપી રહ્યો છે આ વિરહાનર મારા શરીર રૂપ વેલીને ખૂબ જ બાળી રહ્યો છે, તો હે હરિકૃષ્ણ! કૃષ્ણ અમને આપનાં દર્શન આપો (શ્રીહરિકૃષ્ણ વિરહાષ્ટકં/યોગાનંદસ્વામીકૃત/ શ્લો-૩ આથી સ્વામીએ પ્રત્યક્ષ પ્રમાણ શ્રીહરિને લક્ષ્મીપતિ કહ્યા.)'' ''श्रीया जुष्टं तद् यत् प्रणत्तजन पापप्रशमनम् पदाब्जं ते स्वामिन्! वसतु सहजानन्द! हृदिमे॥ જેની લક્ષ્મીજી પણ સેવા કરે છે, તેમજ તે ચરણોમાં જે પ્રણામ કરે છે તેના બધાં જ પાપો નાશ તેઓ કરે છે માટે હે પ્રભો! આપ શ્રીહરિના

ચરણ કમળ મારાં હૃદયમાં નિવાસ કરીને રહો. (યોગાનંદસ્વામીકૃત યાચનાષ્ટક/શ્લો-૧ આથી શ્રીહરિની સેવા લક્ષ્મીજી કરે છે એમ કહ્યું). આ રીતે બધા જ ગ્રંથો તથા કીર્તનો શ્રીહરિ સાથે રાધા લક્ષ્મની યોગ અખંડ પણે વર્ણવે છે.

કેટલા અર્ધદગ્ધ અલ્પશ્રુત સંપ્રદાય બાહ્ય જેવા મુર્ખા ઓએ રાધા લક્ષ્મી વિશિષ્ટ પણે વર્ણવેલા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને સાવ નીચે ઉતારી પાડીને તેના ઉપરી બીજા કોઇ જુદાને ઠરાવીને ઉપરી સાથે રાધાલક્ષ્મીનો યોગ નથી પણ કપોળ કલ્પિત મૂળ અક્ષર કે અનાદિ મુક્ત નામની મનમાનીતી મંડળીનો યોગ ઠરાવાની મહામૂર્ખાઇ કરી જણાય છે, એનું પણ આ નિરૂપણથી મૂળથી નિકંદન થઇ જાય છે. વળી બીજા કેટલાક અલ્પશ્રુત તત્ત્વજ્ઞાન વિધુરો એક વચનને અવલંબીને અને તેના અર્થોપણ અવળા કરીને લક્ષ્મીજીને પરમાત્માસ્વરૂપ થી ભિન્ન નિત્ય ચેતન સ્વરૂપ સ્ત્રીપુરુષ નહિ માનતાં અન્યથા અન્યથા માને છે તેના નિરાકરણની જરૂર જણાયાથી પ્રસંગાત તેમની માન્યતાઓનું પણ નિરાકરણ આ વચનોથી થઇ જાય છે.

કેટલાક તો ''मयाऽव्यक्षेण प्रकृतिः सूयते स चराचरम्'' આ ગીતા વાક્યમાં કહ્યા મુજબ ભગવાન જેનું અધિષ્ઠાન કરીને જગતને સર્જે છે એવી જે જડાપ્રકૃતિ એમ શ્રી લક્ષ્મીજી છે એમ માને છે એમાં ''मूलप्रकृतिरीशानी'' (લક્ષ્મી રહસ્ય સ્તોત્ર) ''जगदुत्पादिकाशक्तिस्तव प्रकृति रिष्टते। सैव नामसहस्रैस्तु लक्ष्मीः श्रीरिति कीर्त्यते'' (બ્રહ્મ પુરાણ) ઇત્યાદિ વચનો ને તેનો તત્ત્વાર્થ પૂર્વાપરના અનુસંધાનથી સમજ્યા વિના આગળ ધરે છે એમ કરીને ચેતન સ્વરૂપ શ્રીતત્ત્વને જ મૂળથી ઉડાવી દેવા મથે છે. આ માન્યતા મનમાની તદ્દન ખોટી છે. કોઇ વાક્યમાં શ્રીને પ્રકૃતિ-શબ્દથી કહ્યાં હોય એટલા માત્રથી અચેતન પ્રકૃતિ સાથે તાદામ્ય લેવાય નહિ જો લઇએ તો ''वासुदेवः परा प्रकृतिः'' ''प्रकृतिश्च'' (બ્ર. સૂ.) આમાં પ્રકૃતિ શબ્દથી મૂળ પ્રરંબ્રહ્મને લીધા છે તેમનું પણ જડા પ્રકૃતિ સાથે તાદાત્મ્ય લેવાનો પ્રસંગ આવે. તેમતો લેવાય

એમ નથી. લક્ષ્મીજીને ''ज्ञानादिषाड्गुण्यमयी या प्रोक्ता प्रकृतिः परा'' ''ज्ञान शक्ति बलैश्वर्य तेजः प्रभावतीम्'' ''पूर्ण षाड्गुण्यरुपत्वात्साऽहं भगवतीस्मृताः'' ઇત્યાદિકમાં જ્ઞાનાદિમત્ત્વ પ્રતિપાદેલું હોવાથી જડ પ્રકૃતિ સાથે તાદાત્મ્ય કહેવાય નહિ પ્રકૃતિ શબ્દથી કહેવાનું કારણ તો ''मत्तः प्रक्रियते विश्वं प्रकृतिश्चास्मि कीर्तिता। प्रकुवन्ती जगत्स्वेन प्रकृतिः परि गीयते'' આ વચનમાં જણાવ્યુ છે. લક્ષ્મીજીને જગત કારણ પણે કહે છે, તે તો ભગવાને કરાતી જગદ્ વ્યાપાર લીલા પ્રવૃત્તિમાં સહધર્મિણી ઉત્તેજક હોવાથી અને તેમની પ્રીતિ માટે જ કરાતી હોવાથી કહે છે. આ અર્થ ''यस्या वीक्ष्य मुखं तदिङ्गितपराधीनो विधत्तऽखिलं विधत्तऽखिलं क्रीडेयं खलु नान्यथाऽस्य रसदास्यादैकरस्यात्तया આ અભિયુક્તિમાં સ્પષ્ટ છે. ભગવાના જગત કારણત્વમાં વિરોધ ન આવે એ રીતે એવા વચનોનો ગતિ કલ્પવી. પ્રકૃતિ શબ્દથી કહેનારાં વચનોની ખરો આશય એવો છે કે'' ''प्रकृतिं पुरुषंचैव'' આ ગીતા વચન પ્રમાણે પ્રકૃતિ અને પુરૂષ એવા વિભાગથી વિભક્ત બે વિભૂતિઓનાં અભિમાની લક્ષ્મીનારાયણ છે. એટલે પ્રકૃતિના અભિમાની લક્ષ્મીજી અને પુરૂષના અભિમાની નારાયણ છે. આ અભિપ્રાય ''यो यो जगति पुंभावःस विष्णुरिति निश्चयः। यो यस्तु नारीभावः स्यात्तत्र लक्ष्मीर्व्यवस्थिता॥ प्रकृतेः पुरुषाच्चान्यस्तृतीयो नैव विद्यते। अथ किं बहुनोक्तेन नरनारी मयो हरिः'' ''देवर्यिड्मनुष्येषुपुन्नामा भगवान् हरिः। स्त्री नाम्नी लक्ष्मीर्मैत्रेय नान्योर्विद्यते परम् (वि.पु.)'' વગેરે વચનોમાં વ્યક્ત છે. તત્ત્વાર્થ એ છે કે લક્ષ્મીજી તે તે વેદાદિ બહુ શાસ્ત્રોએ પ્રકૃતિ થકી ભિન્ન નિત્ય અહમર્થ ચેતન સ્વરૂપ દિવ્ય રૂપ, કલ્યાણ ગુણો, વિભૂતિ વિગેરેથી વિશિષ્ટપણે તેમજ સદાનો દાંપત્ય સંબંધ વર્ણવેલો હોવાથી ''અચેતન પ્રકૃતિ એજ શ્રી છે'' એમ કદાપિ કહેવા નહિ. એમ કહેવામાં બહુ પ્રમાણોનો વિરોધ આવે.

બીજા વળી કોઇતો ''नरनारी मयो हरिः'' ''नारायणात्मिकां देवी'' ''त्वं यादृशोऽसि कमलामपि तादृशीं ते दारान वदन्ति युवयोर्न तु भेदगन्धः। माया विभक्त युवति तनु मेकमव त्वां मातरं च चितरं च युवानमाहुः'' (વિષ્ણુ વૈભવ) આ વચનને અવલંબીને ''સત્તાદિકે વિશિષ્ટ એવા ભગવાન'' અથવા ''સ્ત્રી રૂપ નિત્ય અન્ય શરીરથી વિશિષ્ટ એવા ભગવાન'' અથવા ''દૈત્યમોહન ભૂમિકાપરિગ્રહન્યાયે પોતે જ ભોગ માટે ધારેલો જે અનિત્ય મોહિની રૂપ કાંતા વિગ્રહ'' એજ શ્રી છે. એમ માની ને પરમાત્મસ્વરૂપથી ભિન્ન કોઇ શ્રી સ્વરૂપ નથી એમ માનવા મથે છે આવા ઐક્યવાદનું ખંડન તો ''ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ'' ''नित्यैवैषा जगन्माता विष्णोः श्रीः ઇત્યાદિ પતિપત્નીના સ્વરૂપથી ભેદને પ્રતિપાદનારાં વચનોથી જ થઇ જાય છે. એવું કોઇ બાધક પ્રમાણ નથી કે જેથી બીજો અર્થ વિમુખ કરવો પડે.

વળી બીજા કોઇ તો ''जगदुत्पादिका शक्तिस्तवप्रकृतिरिष्यते'' ''शक्तिर्नारायणास्याहं'' ઇત્યાદિ વચનબળથી લક્ષ્મીને પરમાત્માની એક પ્રકારની શક્તિ તરીકે માને છે પણ પૃથક્ નિત્ય ચેતન સ્વરૂપ સ્ત્રીરૂપથી નહિ. આ વાતતો પત્નીત્વ પ્રકારથી અથવા સહકારિત્વ પ્રકારથી ઘટતો આવે છે. અર્થ એ છે કે કાર્યોપયોગિ અપૃથક્ સિધ્ધ વિશેષણને શક્તિ શબ્દથી કહે છે. ''श्रीस्तत्सहायिनी'' એમાં કહ્યા પ્રમાણે લક્ષ્મીજી પણ લીલારૂપ જગદ્ વ્યાપારમાં પતિ ભગવાનને પ્રેરનારાં હોઇને સહકારી થનારાં હોવાથી શક્તિ શબ્દથી કહી શકાય. તેમજ સ્ત્રી પુરૂષ રૂપ જોડલોમાં જે સ્ત્રી અંશ છે તેમાં શક્તિ શબ્દના પ્રયોગો ''शिवः शक्त्यायुक्तः यदि भवति'' ''शक्तिचक्रस्च नायिका'' ''नायिका सर्वशक्तिनां'' આ રીતે અનેક છે. આ જોતાં સર્વ શક્તિઓનાં નાયિકાભૂત લક્ષ્મીજીમાં પણ શક્તિ શબ્દનો પ્રયોગ સુઘરે છે આ બાબત ''राधिकाद्या शक्तयश्च'' ''राधारमाया अपि शक्तयश्च'' ''आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते'' ''देवाच्छक्तिमतो भिन्ना ब्रह्मणः परमेष्टिनः। एष चैष च शास्त्रेषु

धर्मधर्मि स्वभावतः। भवद् भावस्वरुपेण तत्त्वमेकमिवोदितौ (અહિ.સં.)'' એમ શક્તિ શક્તિ મદ્ ભાવથી તો ધર્મધર્મિ ભાવથી તો પતિપત્ની ભાવથી નિયત સંબંધ હોવાથી લક્ષ્મી-નારાયણ નું ક્વચિત અભેદથી નિરૂપણ આવે છે તે સંભવે છે.

કોઇ સ્થળે પત્ની-પરિજનાદિકનું ભગવાન સાથે સાહિત્ય તો કોઇ સ્થળે રાહિત્ય કહ્યું હોય છે તેનું સમાધાન તો ''एते राधादयो भक्ताः'' એ શ્લોકથી શ્રીમુખે કર્હ્યું છે. આવી સમજણ લેવાથી બન્ને વાક્યોનો વિરોધ આવતો નથી. પત્નીઓનું તથા તેમના પાર્ષદાદિકનું આવતારાદિ સર્વદશામાં વર્તતા ભગવાન સથે અખંડ સાહચર્ય સુસિધ્ધ હોવાથી ''ભ્રાંત દશામાં સાહિત્ય અને શુધ્ધ દશામાં રાહિત્ય એમ અથવા કાર્ય દશામાં સાહિત્ય અને કારણ દશામાં રાહિત્ય'' એમ ભેદથી પણ કહી શકાય નહિ.

કોઇ તો જેમ શિવપાર્વતીનું રૂપથી ઐક્ય છે તેમ અર્ધુ લક્ષ્મીનું રૂપ અને અર્ધુ તેમના પતિનું એમ મળીને એકજ રૂપ છે. જેમ રૂપની એકતા તેમજ સ્વરૂપની એકતા ઘટે છે, એમ માને છે તે યોગ્ય નથી. લક્ષ્મી અને નારાયણ બન્નેની ઇચ્છાથી રૂપમાત્રનું એકીકરણ તો કદાચ શિવપાર્વતીવત સંભવે છે એટલા માત્રથી સ્વરૂપનું પણ ઐક્ય કલ્પવું તે યોગ્ય નથી કેમ કે ''ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ'' ''नानयोर्विध्यते परम्'' ''एक तत्त्व भिवोदितो'' ઇત્યાદિ વચનોએ બન્નેના સ્વરૂપની એકતાનું નિરાકરણ કરીને ભેદ જ પ્રતિપાદ્યો છે.

વળી બીજા કોઇ અદ્વૈતી ''નિર્વિશેષ ચિન્માત્ર બ્રહ્મ સ્વરૂપનોતિરોધાન કરનારી મિથ્યાભૂત માયા એજ કલ્પિત રૂપ વિશેષવાળા બ્રહ્મની સામી છાયાવાળી (પ્રતિબિંબ) થાય એજ લક્ષ્મી છે'' એમ માનીને લક્ષ્મી તત્ત્વને મૂળમાંથી ઉડાવી એક બ્રહ્મને પ્રતિપાદે છે. આનું ખંડન તો નિર્વેશેષ ચિન્માત્ર પણાના અને તેમજ બ્રહ્મસ્વરૂપના માયાથી તિરોધાનપણાના ખંડનથીજ થઇ જાય છે. માયા તો

બધ્ધજીવોને મોહ ઉપજાવનારી છે, પણ લક્ષ્મીનારાયણ દંપતીને નહિ જડા માયાનો સઘળો વ્યાપાર ચેતન લક્ષ્મીને અધીન વર્ણવ્યો છે.

બીજા કોઇ અખતર ડાહ્યા તો પરસ્પર વિરોધભાસથી વિમોહિત થઇને ''લક્ષ્મી તત્ત્વ સર્વથા દુર્નિરૂપ છે.'' એમ માને છે. તેનું નિરાકરણ ઉપરના નિરૂપણથી થઇ જાય છે, જો કોઇ આપ્ત વાક્યમાં અભેદોક્તિ જોવામાં આવે તો તેનું સમાધાન ''रामसुग्रीवयोरैक्यं देव्यर्थं समजायत'' એની પેઠે સમજી લેવું લક્ષ્મી-નારાયણનું સ્વરૂપ રૂપાદિ સર્વ પ્રકારથી પૃથક્ પણે પ્રતિપાદન હોવાથી સ્વરૂપથી અદ્વૈતપણું કદાપિ ઘટતું આવે નહિ. ''तुल्यशीलवयोवृत्ताम्'' ''कान्तस्य देवदेवस्य विष्णोः सद्गुणशालिनः। दायिताऽहं सदादेवी नित्यं तद्धर्मर्मिणी। महिषी देवस्य सर्वकामदुघाविभोः। तुल्याः गुणवयोरुपैर्मनः प्रमथनैर्हरेः। ''साऽहमङ्कस्थिता विष्णोर्देवर्देवस्य शार्ङ्गिणः। लालिता तेन चात्यन्तं सामरस्यमुपेयुषी'' ઇત્યાદિમાં કહ્યા મુજબ મિથુન રૂપમાં અત્યંત સમતા અવશ્ય હોવી જોઇએ તેતો લક્ષ્મી નારાયણમાં ઘટિત હોવાથી એકતા વાદની સંગતિ થાય છે.

હવે કેટલાક અલ્પ બુધ્ધિના કુબુધ્ધિકલ્પિત વિકલ્પ કલ્પવાળું બીભત્સ બંડિયાઓ એવું કહેતા ફરે છે કે ''અક્ષરધામના સાધર્મ્યપણાને પામેલા મુક્તો તે શિશ્ન, યોનિ અને ગુદાએ રહિત છે. અર્થાત રાધા લક્ષ્મી આદિ સ્ત્રીઓ તથા નંદસુનંદાદિ પાર્ષદો તથા પરમાત્માએ શિશ્ન, યોનિ અને ગુદાએ રહિત છે.'' હવે આ બાબતનો સ્વલ્પવિચાર કરીએ તો જે કોઇ મનુષ્યાકાર છે તે કર ચરણાદિ વિવિધ વિચિત્ર અવયવવાળો હોય છે એ આકાર સર્વાંગ સંપૂર્ણ હોય તોજ શોભે, નહિ તો વિકળ લાગે. બ્રહ્મધામ કે અક્ષર કે પછી ગોલોક વૈકુંઠ કહો એ સર્વેમાં સ્ત્રી હોવાનું વર્ણન ઉઘાડું છે તે સ્વીકાર્યા વિના ચાલે નહિ. રાધા લક્ષ્મી તેની સખીઓ અને મુક્ત મહિલાઓનું પણ વર્ણન સ્ત્રીભાવ માં સંપૂર્ણ છે. જેમ કે વાસુદેવ

માહાત્મ્ય અ. ૨૮/૨૮ થી ૩૩ માં ''द्वि भूजां सुवर्ण गौराङ्गी कौसुम्भामलवाससम्॥ समकर्णोल्लसद्रत्नभूषणां शुकनासिकाम्। किशोरीमृगशावाक्षीं पीनोन्नतघनस्तनाम्। कुशमध्यां पृथुश्रोणिं रत्नकाञ्ची विभूषिताम्। अनेक दिव्या भरणां विकचाब्जानन स्मिताम्॥ रत्नाङ्गली यकेपूर कङ्कणादिलसत्कराम्। शिञ्जद्धंसकमञ्जीर शोभमानाङ्घ्रिपङ्कजाम्। विशालभाल विलसत्सत काश्मीर ललाटिकाम्। बिम्बोटीं सुकपोलां च वेणी ग्रथितमालतीम्॥ प्रेक्षमाणां प्रभुं प्रेम्णा दधानामम्बुजं करे। ध्यात्यैवं राधिकांतत्र ....॥ બે ભુજાવાળા, સુવર્ણના જેવા ગૌર અંગવાળા, કુસુંબલ શુધ્ધ વસ્ત્રને ધારી રહેલાં, સમ-પરસ્પર તુલ્ય આકારવાળા, બે કર્ણમાં રત્નમય શોભાયમાન આભરણોને ધારી રહેલા, સમ-પરસ્પર તુલ્ય આકારવાળા, બે કર્ણમાં રત્નમય શોભાયમાન આભરણોને ધારી રહેલાં, પોપટની નાશિકા જેવી રમણીય નાશિકા જેમની છે, સોળવર્ષની અવસ્થાને સંપન્ન, મૃગ બાળાના નેત્ર જેવાં ચંચળનેત્રવાળાં, સ્થૂળ ઉન્નત ઘાટા સ્તન જેમના છે. કુશમદય (ઉદર) જેમનું છે, વિશાળ કટિ પશ્ચાદ્ ભાગ જેમનો છે, રત્નમય કટિ મેખળાથી વિભૂષિત, અને દિવ્ય આભરણોને ધારી રહેલા, પ્રફુલ્લિત કમળ જેવા મુખમાં મંદહાસ જેમનો છે. વળી કેવાં? તો રત્ન જડિત વીંટીંઓ બાજુબંધ કંકણ આદિક આભરણો વડે શોભાયમાન હાથ જેમના છે, શબ્દને કરતાં એવાં જે પાદનાં કડાં તથા નૂપુર તેણે કરીને શોભાયમાન ચરણ કમળ જેમનાં છે, વિશાળ ભાલમાં સુંદર કુંકુંમ અને લલાટિકા (દામણી નામનું લલાટ ભૂષણ)ને ધારી રહેલાં, પાકા ઘીલોડા જેવા લાલ ઓઠ જેમના છે, શોભાયમાન કપોળ જેમના છે, વેણી જે કેશપાશ તેમાં ગુથેલાં માલતી પુષ્પોને ધારી રહેલા, હાથમાં લીલા કમળને ધારી રહેલાં, આવા વિશેષણો એ વિશિષ્ટ રાધિકાજી જે ભગવાન સામુ જોઇ રહ્યા છે એવા રાધિકાજીનું ધ્યાન ....'' (આ પ્રમાણે ભગવદ્ ધામમાં પણ રાધિકાજીના અંગોમાં સ્તન આદિ અવયવો જોવા મળે છે.) સ.જી. ૩/૨૮ ''श्री विष्णु वाम पार्श्वस्थां''

ઇત્યાદિ ચાર શ્લોકોથી ગાયત્રી શબ્દ વાચ્ય લક્ષ્મીનું વર્ણન નારી રૂપથી જ કર્યુ છે ''तत्रापश्यन् वामभागे लक्ष्मीं पद्मकरां च ते (સ.પ્ર.૪/૨૨) આ પાંચ શ્લોકોથી લક્ષ્મી રાધાજીનું સ્ત્રીભાવમાં સંભવિત સ્તનાદિ અવયોથી તથા કુસુંબલ વસ્ત્ર કબરી સીમંત નિષ્ઠ આદિક સ્ત્રીઉચિત વસ્ત્ર વિભૂષણોથી વર્ણવ્યા છે. આમ ભગવદ્ ધામમાં રાધા લક્ષ્મી, તેની સખીઓ અને મુક્ત મહિલાઓનું પણ વર્ણન સ્ત્રીભાવમાં સંપૂર્ણ છે. ''લિંગને શિશ્ન કહે છે, ભગને યોનિ કહે છે, પુરુષને લિંગ હોય છે અને સ્ત્રીને યોનિ હોય છે. ગુદા તો બન્નેને હોય છે.'' અક્ષરધામમાંથી અવતરી આવેલા દિવ્યકાર શ્રીહરિ અને તેમના મુક્તોને પણ શિશ્ન અને ગુદાઓ ઉઘાડી પ્રત્યક્ષ હતી. દિવ્ય આકાર બનતી વખતે એમાં નિયત છિદ્રોને શું ડાટા મારીને પુરી દેતા હશે? કે જેથી એ છિદ્રો ન જ થાય? કુદરતી રીતે આ બનાવટ બહુ જ વિરુધ્ધ બેહુદી છે એવો કોઇ દાખલો નથી. બીજા બધાં અપરાધી અંગોનં સંગ્રહીને આ ચિહ્નો નોજ એવો મોટો શો અપરાધ? કે જેથી એનો અત્યંત પરિત્યાગ કરવો પડે. અનાદિ વિવિધ સુંદર સૃષ્ટિના સર્જક આ ચિહ્નોનો ત્યાગ તો કઇ રીતે કોઇથી પણ માન્ય થાય નહિ અક્ષર ધામમાંથી જ સીધા પ્રકટી આવેલા ઘણા મુક્તોનો સદ્ભાવ બંડ મતે સ્વીકાર્યો છે. તો કોઇને એ ચિહ્નો વિનાના જોયો નથી. જીવુબા અને લાડુબાને આજ બંડીયાઓ લક્ષ્મીજી અને રાધાજીનો અવતાર તરીકે લખે છે તો બન્ને આકારવાળા મુક્તોને શિશ્ન યોનિ ગુદા હતાં કે નહિ? તેનો વિચારતો આ પ્રમાણેની માન્યતા ધરાવનાએ જ કરવાની રહી. આ પ્રમાણેની કપોળ કલ્પિત માન્યતા ધરાવવા કરતા મુક્તોને આકારનો યોગ ન જ માનવો સારો.

વળી બીજા કોઇ તો ''કાર્યભૂત વિશ્વના ઉપાદાન અંશભૂત બ્રહ્માનો જે કાર્યમાં ઉપયોગ થતો સ્વરૂપૈકદેશ એજ ''एकोऽहं बहु स्यां'' એમાં કહ્યા મુજબ ગમે તો સ્વભાવથી કે પરિણતિ શક્તિથી કે ઉપાધિ ભેદથી ભિન્ન અહંતાશ્રય થયા એજ

શ્રી જે.'' એમ માને છે. આ એકત્વપક્ષનું ખંડન પણ સ્વયં થઇ જાય છે. બ્રહ્મનો સ્વરૂપથી પરિણામ માનીએ તોજ એ બાબત બંધ બેસતી આવે. અખંડ અપરિણામી બ્રહ્મનો પરિણામ તો માની શકાય તેમ નથી. તેનું ખંડન તો વ્યાસજીએ સૂત્રમાંજ કર્યુ છે.

વળી બીજા કોઇ તો ''બન્નેનું ઇશાનત્વ સ્વામિત્વ આદિક શ્રુતિ સ્મૃતિમાં વર્ણવેલું હોવાથી બન્નેની સ્વરૂપથી પણ સમતા છે એમ માને છે તે યોગ્ય નથી. જેમ ભગવાનમાં જ્ઞાનાનંદાદિ ગુણો વર્તે છે તેમ લક્ષ્મીજીમાં પણ વર્તે છે અને આમ હોવાથી ગુણોની સમતા સંભવતી આવે છે. એટલે પ્રમાણ વિરુધ્ધ સ્વરૂપ સમતા કહેવાની જરૂર નથી.

વળી સંપ્રદાયસ્થ કોઇ જ્ઞાન લવ દુર્વિદગ્ધ, પંડિતં મન્ય માન તો ''मूलप्रकृति रुक्मिणी'' (ગોલાલતાપનિય ઉપ.) ''अस्त्वम्बुजाक्ष.... मामीक्षसे (શ્રી ભાગવત-સ્કંધ-૧૦)'' ''ममयोनिर्महद्‌ब्रह्म'' ''प्रकृतिं स्वामष्टभ्य'' ઇત્યાદિ વચનોનેય યદ્ધાતદ્ધા આડાં અવળાં આગળ ધરીને, તેને સંગત સત્ય શુધ્ધ સાંપ્રદાયિક અર્થને લેશથી પણ સમજ્યા વિના પ્રકૃતિ શબ્દથી રૂકિમણી રૂપ લક્ષ્મીજીને લઇને તેમને મૂળ પ્રકૃતિ ઠરાવીને અને પુરૂષ શબ્દથી શ્રીકૃષ્ણને લઇને તેમને અવર મૂળ પુરૂષ ઠરાવીને તેમને પરંબ્રહ્મ પદથી સાવ નીચે બધ્ધ જીવેશ્વર કોટિમાં ઉતારી પાડવાની શિશુપાળતા દંત્રવક્રતા જરાસંધતા વાપરે છે. આવીજ બંડ પરંપરાના અનુયાયી બનેલા બીજા કોઇ પંડિતાભિમાની તો ભગવાન શ્રીહરિ એ સ્વહસ્તે લખેલી સકલ શાસ્ત્રના સારરૂપ શિક્ષાપત્રી માં આવતા શ્રીરાધા રૂકિમણી રમા લક્ષ્મી આદિક શબ્દોના પ્રામાણિક પ્રાચીન શતાનંદસ્વામી, રઘુવીરજી મહારાજ, ભગવદ્ પ્રસાદજી મહારાજે શાસ્ત્રોક્ત અપેક્ષીત સંગત શુધ્ધ સત્ય પ્રસિધ્ધ અર્થોને ગૌણ ગણી પડતા મૂકીને, તેથી બીજા શોભા કે ધર્માદિ સંપત્તિ કે ઇચ્છાશક્તિ કે ભક્તિમાતા કે બીજા કોઇ

તેવા કપોળ કલ્પિત અનપેક્ષિત અસંગત ઉટાંગ બંડિયો ખૂણિયો અર્થ કરીને ભગવતી લક્ષ્મી દેવી કે જે આ સંપ્રદાયનાં સંસ્થાપક અને આદ્ય શક્તિ છે તેમને જ મૂળથી ખોદી નાંખવાની લક્ષ્મી કોદાળતા ઉઘાડી વાપરી છે તેનો પરિહાર તો પાછળ થઇ ગયો છે તે ત્યાંથી દૃષ્ટવ્ય છે.

આ મહામુર્ખાઓની મનમાની કપોળ કલ્પિત માન્યતાનું મર્દનતો લક્ષ્મીજીને સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેથી વિશિષ્ટપણે વર્ણવનારાં અનેક અબાધ વેદાદિ અને સંપ્રદાયનાં શાસ્ત્ર વચનોથી થઇ જાય છે. એક બે વચનોના અવળા અર્થો કરવાથી કશું વળવાનું કે મળવાનું નથી.

ઉપર પ્રમાણે સામ્ય ઐક્ય શક્તિત્વ આદિક બધાજ વિરુધ્ધ વાદો નુંનિચ કરણ તો શ્રુતિ સ્મૃતિ સ્મૃતિ સિધ્ધ નિત્ય દાંપત્ય સંબંધના સ્વીકારથી થઇ જાય છે. આ અર્થ ''श्रिया सह तु दाम्पत्यं शाश्वतं तत एव तु। तयो: साम्यैक्य शक्तित्वतद्धत्वादि गिरां गति:'' આ અભિયુક્તિમાં સ્પષ્ટ છે.

આ રીતે શ્રુતિ સ્મૃતિ તથા સાંપ્રદાયિક મૂળભૂત ગ્રંથોનું અવલોકન કરતા મુખ્ય ભોક્તા પ્રદાન પત્ની લક્ષ્મીજી રાધાજી ભૂદેવી આદિક પત્ની ઓનો નિત્ય યોગ ધામસ્થ મૂળરૂપની સાથે જેમ છે તેમ ભૂમિસ્થ અવતાર રૂપો સાથે પણ દૃશ્ય કે અદૃશ્ય રૂપે અખંડ રહેલો છે. એમા હવે શંકાને કે કુતર્કતનો કોઇ અવકાશ રહેતો નથી.

ભગવાન શ્રીરામ તથા શ્રીકૃષ્ણ જ્યારે રાજા રૂપે અવતરેલા ત્યારે રાધા લક્ષ્મીનો નિત્ય યોગ દૃશ્યરૂપે તેઓમાં જોવા મળતો હતો પણ તેજ ભગવાન જ્યારે નરનારાયણ સ્વામિનારાયણ ઇત્યાદિ સાધુ રૂપે પ્રગટ થયા ત્યારે તેણીઓનો યોગ અદૃશ્ય રૂપે છે કે ચિહ્ન રૂપે પણ તેઓમાં જોવા મળેલો છે. આમ શ્રીનો નિત્યયોગ હોવાથી જ ભગવાન સ્વામિનારાયણને પણ નંદસંતોએ પોતાના ગ્રંથો માં કે

કીર્તનોમાં રમાપતિ, રાધાપતિ, માધવ, કમલાપતિ, શ્રીજી, કમલાકાંત, રમારમણ, રાધારમણ, કમલારમણ, રાધાકાંત, શ્રીશઃ, રાધિકા સ્વામી ઇત્યાદિ નામથી સંબોધ્યા છે અને આમ સંબોધન કરી તેઓએ ભગવાન સ્વામિનારાયણ સાથે પણ રાધા લક્ષ્મીનો નિત્ય યોગ તથા દાંપત્ય સંબંધ વર્ણવેલો છે. હવે આ બાબતમાં કોઇ બંડમુખી ઓ કંઇક શંકા કુશંકા કરે તો તેની તે કુશંકા શાસ્ત્રોક્ત પ્રમાણોથી પૂર્ણ રૂપે ધ્વંશ થઇ જાય છે.

આ રીતે મુખ્ય પત્ની લક્ષ્મીજી રાધાજી નો નિત્ય યોગ પરંબ્રહ્મ ભગવાન સાથે નિરૂપ્યો છે.

**(ચ) <u>શ્રી ગોલોકના મધ્યે અક્ષરધામ આ શબ્દમાં આવતો મધ્ય એટલે શું તે શબ્દના અર્થનું વિવેચન :-</u>**

સંપ્રદાયના સર્વ શાસ્ત્રોમાં પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમને નિરૂપણ કરવામાં આવ્યા છે તેમનું નિરૂપણ કરતા પ્રથમ તેમના નિવાસ સ્થાનને નિરૂપણ કરવામાં આવે છે આનું કારણ એ છે કે અમુક સ્થાનમાં રહ્યા છે એમ કહેવાથી સર્વાન્તરાત્મા પણે સર્વમા વ્યાપી રહેલા પણ પરમાત્માના દિવ્યરૂપની સિધ્ધિ થાય છે અને દિવ્ય રૂપવાળા છે એમ કહેવાથી ''અમુક ધામમાં દિવ્ય રૂપથી વિરાજમાન છે.'' એમ બહુ વાર વર્ણવવામાં આવ્યુ છે સમ્પ્રદાયના સમસ્ત શાસ્ત્રોમાં નિવાસ સ્થાનનો નિર્દેષ કરતા ''ગોલોકના મધ્યમને વિષે અક્ષરધામ છે'' એમ બહુસ્થળે કહેવામાં આવ્યુ છે. વચનામૃ ઉપોક્ષ્ઘાતમાં ''શ્રીગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે.'' ''ગોલોકને મધ્યે જે અક્ષરધામ તેતે વિષે લક્ષ્મીરાધિકા અને શ્રીદામાદિક્પાર્ષદે સહિત શ્રીકૃષ્ણરૂપે પોતાનું દર્શન દેતા હવા'' આવા વાક્ય ઉપોદ્ધાત (વચનામૃત)માં લખેલા છે. ''વડતાલ-૧૮-માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષર ધામ છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે આવુ

વાક્ય છે.'' ''तन्मध्येऽस्ति महत्तेतः- ગોલોકના મધ્યપ્રદેશના અક્ષર બ્રહ્માત્મક મહાતેજ છે (સ.જી. ૩/૪૧/૨૯)'' આવું વાક્ય છે. આજ પ્રમાણે વાસુદેવ મહાત્મ્ય, ભક્ત ચિંતામણી, હરિલીલામૃતમ્, નિષ્કુળાનંદકાવ્ય, મુક્તાનંદ કાવ્ય, હરિદિગ્વિજય વિગેરે બધાય ગ્રંથોમાં વર્તે છે આમા જે 'મધ્ય' શબ્દ આવે છે તેનો અર્થ અંદર એવો થાય છે એવી જ વચન વ્યક્તિ છે. વળી 'મધ્ય' શબ્દની સાથે 'વિષે' એવો શબ્દ વાપર્યો છે. એટલો તેનો બીજો અર્થ થઇ શકે તેમ નથી. જોકે આ રીતે મૂળ વાક્યોમા જ એવો અર્થ અતિ સ્પષ્ટ છે એટલે બીજો અર્થ થઇ શકે નહિ એને માટે વૃધ્ધ ગ્રંથકારોએ બહુકાળજી રાખીને અર્થ પણ નક્કી કરી દીધા છે. વચનામૃત ઉપર હરિવાક્ય સુધાસિંધુ નામનો સંસ્કૃતગ્રંથ શતાનંદ સ્વામીકૃત છે તેના પર રઘુવિરજી મહારાજની સેતુમાલા ટીકા છે તેમાં ઉપોદ્‌ઘાતમાં ''ગોલોકના મધ્યે જે અક્ષરધામ તેને વિષે લક્ષ્મી રાધા'' આવું વાક્યવચનામૃત ગુજરાતીમાં છે તે લખેલુ છે તેનુ સંસ્કૃતમાં ''गोलोकेऽक्षर धामनि (શ્લો-૧૫૯) આવું વાક્ય આવે તે વાક્યનું ભાષ્ય કરતા રઘુવિરજી મહારાજ લખે છે गोलोके वर्तमाने अक्षर धामनि ગોલોકમાં વર્તતા અક્ષરધામમાં રાધાલક્ષ્મી સાથે દર્શન દેતા હતા. અહીતો 'મધ્યશબ્દ' પણ રઘુવિરજી મહારાજે ન લેતા વર્તમાન શબ્દ લીધો છે એનો અર્થ અંદર વર્તવું એવો સ્પષ્ટ થાય છે, તથા માયાનાતમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે અક્ષરધામ (વડ-૧૮) આ વાક્ય પર સુધાસિંધુમાં ''परोक्षं ब्रह्मधामस्थ गोलेके આ શબ્દ લખેલા છે તેના ભાષ્યમાં રઘુવિરજી મહારાજે ''परोक्षरुपं तु गोलेके तत्रापि ब्रह्मधामस्थं-પરોક્ષરૂપતો ગોલોકમાં તે પણ બ્રહ્મ ધામમાં રહેલુ જાણવું આ પ્રકારે અર્થ કરેલો છે અહીં મધ્ય શબ્દને બદલે ''तत्रापि'' એવો શબ્દ વાપર્યો છે તેનો અર્થ પણ 'ગોલોકની અંદર વર્તતુ' એવો વિશદ થાય છે, તેજ પ્રમાણે 'પોતાના ગોલોકધામને વિષે જે બ્રહ્મજ્યોતિ તેને વિષે રહ્યા છે. (વડ-૭)' આવા વાક્ય તો

સંસ્કૃતમાં શતાનંદ સ્વામીએ ''लीला विहरणं राधादिभिः परम धामनि(શ્લો-૧૫) તેનું ભાષ્ય કરતા રઘુવિરજી મહારાજ લખે છે ''परमधामनि अक्षरब्रह्माख्ये स्वस्थाने આવો અર્થ કરેલો છે'' મૂળવચનામૃત-સુધાસિંધુ અને તેની ટીકાની એકાર્થતા કરતા ''ગોલોકની અંદર વર્તતા અક્ષરધામમાં'' એવો અર્થ નક્કી થાય છે, મૂળમાં તો મધ્યશબ્દ પણ નહિ લેતા ગોલોક ધામને વિષે જે બ્રહ્મ જ્યોતિ તેને વિષે એમ 'વિષે' શબ્દ લીધો છે આમ વચનામૃતમાં સટીક સુધાસિંધુમાં ઘણા વાક્યો છે બધાયનો અનૂસ્થુત એક જ અર્થ ઉપર કહ્યો છે તેજ પ્રમાણે સ.જી.૩/૪૧/ જે અધ્યાય આખો ધામના નિરૂપણ પર છે તેમાં પ્રથમ અષ્ટાવરણ થકી પર ગોલોકને વર્ણવી ''तन्मध्येऽस्ति महत्तेजः (શ્લો-૨૯) આ શ્લોકથી ગોલોકની અંદર વર્તતા મહાતિજોમય અક્ષરધામનું વર્ણન કર્યુ છે. આ શ્લોકની શુકાનંદ સ્વામીકૃત ટીકામાં ''तनमध्ये तद्धाममध्यप्रदेशे (ગોલોક ધામને મધ્યપ્રદેશમાં અક્ષરધામ વર્તે છે) આવુ મધ્ય પ્રદેશનું મધ્યપ્રદેશ પર્યંત વ્યાખ્યાન કરેલુ છે આથી ઉપરનો અર્થ સ્પષ્ટ થાય છે, વળી સ.જી. ૧/૨૨/૨૬/ માં ''गोलोक एवाक्षरधाम्नि दिव्ये-ગોલોક એટલે ગોલોકની અંદર વર્તતા દિવ્ય અક્ષર ધામમાં અર્થાત્ ''गोलोके गोलेकान्तर्वर्तमाने दिव्ये अक्षरधाम्नि આવા સંસ્કૃતમાં શબ્દો લખેલા છે અહીં મધ્ય શબ્દ નહિ લેતા ''अन्तर्वर्तमान અંદર વર્તતું'' એવો શબ્દ સ્પષ્ટાર્થવાળો લીધો છે. આથી તો અથાન્તરની ભ્રમણાનો અંત જ આવી જાય છે, વળી સ.જી. પ્ર. ૧/૩૬/૪૮/ - ''गोलोकेसोऽक्षरेधाम्नि આ મૂળ શ્લોકની ટીકા ''गोलोके धाम्नि –अक्षरे– तदन्तर्वर्तिन्यक्षर ब्रह्माख्ये धाम्नि આ રીતે કરી છે. અહી પણ ''अन्तर्वर्तिनि'' એવો શબ્દ લઇને 'ગોલોકની અંદરવર્તતુ' અક્ષરધામ એવો અર્થ કરવામાં આવ્યો છે. કોઇ સ્થળે ગોલોક તથા અક્ષર આ બે ધામોને જુદા જુદા કહેવામાં આવેલા છે તેની પણ સુંદર સંગતિ સૂચવી છે. વળી સજી.૧/૫૯/૯૨/ માં તો

''गोलोकसंस्थाक्षरदिव्यधामनि (ગોલોકની અંદર રહેલા દિવ્ય અક્ષરધામમાં) આવું સ્પષ્ટાર્થવાળુ મુખ્ય વાક્ય છે. ગોલોક તથા અક્ષર વચ્ચે ''संस्थ'' શબ્દ મુક્યો છે તેનો અર્થ ''અંદર રહેલુ'' એવો જ થાય છે. આથી બીજા અર્થનો ભ્રમ પણ આવી શકે શકે નહિ. ઉપરના અર્થના નિર્ણય માટે હવે કોઇપણ પ્રમાણની જરૂર પડે તેમ નથી. વળી સ.જી. ૨/૧૮/૧૬/માં ''नमो दिव्यगोलकधाम्नि प्रकाशे આવુ વાક્ય છે આની ટીકામાં ''दिव्य यद्गोलोकधाम तस्मिन् वर्तमाने प्रकाशे- प्रकाशमयेऽक्षरधाम्नि- દિવ્ય જે ગોલોકધામ તેમાં વર્તતુ જે પ્રકાશમય અક્ષરધામ તેમા આવુ વ્યાખ્યાન કર્યુ છે. અહી મધ્ય શબ્દ ન મૂકતા ''वर्तमान- તેને વિષે વર્તતુ એવો સ્પષ્ટાર્થવાળો શેષ શબ્દ મુક્યો છે,'' વળી સજી. ૨/૧૮/૩૦ માં ''गोलोकं तत्र च ब्रह्मतेजसि આવુ મૂળ વાક્ય છે આની ટીકામાં ''तत्र गोलोके स्थिते ब्रह्मतेजसि अक्षरधाम्नि આવુ વાક્ય લખેલુ છે તેનો અર્થ ગોલોકમાં રહેલુ અક્ષરધામ આવુ વ્યાખ્યાન કરેલુ છે અહીં ગોલોક તથા અક્ષરધામ વચ્ચે મધ્ય શબ્દ ન લેતા ''स्थिते'' શબ્દ વાપરેલો છે આ ઉપરથી ઉપરનો અર્થ અસંશય નક્કી થાય છે. 'સ્થિત' શબ્દનો બીજો અર્થ થઇ શકે નહિ ગોલોકને વિષે રહેલુ એવોજ અર્થ થાય છે. સ.જી. ૨/૨૪/૫૦ ના ભાષ્યમાં ''गोलेकेमध्यस्थ अक्षरधाम'' આવું વાક્ય છે. આનો અર્થ પણ ઉપર મુજબ સ્પષ્ટ છે. ''मध्य'' ની સાથે ''स्थ'' શબ્દ વાપરેલો છે એનો અર્થ પણ મધ્યમાં રહેલું એવો જ થાય છે. સ.જી. ૪/૨૫/૮૨/ માં ''अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णः पुरूषोत्तमः। तजोमन्डलमध्यस्थो गोलोके यः स एव हि॥ ગોલોકમાં અક્ષર નામના તેજો મંડળના મધ્ય ભાગમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ આપણા ઇષ્ટદેવ વિરાજે છે અહીં પણ ઉપર પ્રમાણે અંદર વર્તવુ એવોજ અર્થ કરેલો છે આ પ્રમાણે સ.જી.માં અનેક વચનો ઉક્ત અર્થને વ્યક્ત કરનારા છે, વળી ભક્ત ચિંતામણી પ્ર. ૧૫૯ માં તથા 'શ્રી ગોલોક

ધામમોઝારરે અક્ષરધામ છે હરિનું સારસે (પુરૂષોત્તમ પ્રકાશ નિષ્કુળાનંદ કાવ્ય પ્ર. ૧/૧૦)' આમા ''મોઝાર'' શબ્દનો અર્થ ''અંદર વર્તવુ'' એવો થાય છે એનાથી બીજો અર્થ થઇ શકે તેમ નથી એવો આ સ્પષ્ટાર્થવાળો શબ્દ છે. તેજ પ્રમાણે શ્રીમદ્ ભાગવત ૧૧/૩૧/૫/ ''धामाविशत्स्वकम् આ શ્લોકના ભાષ્યમાં ભગવદ્ પ્રસાદજી મહારાજ ભક્તરંજની ટીકામાં કહે છે- ''गोलोकान्तर्वर्ति स्वीयमक्षरं धाम-ગોલોકની અંદર વર્તતા પોતાના અક્ષરધામમાં શ્રીકૃષ્ણ પ્રવેશ કરી ગયા આવો અર્થ તેઓ કરેલો છે. અહી ''अन्तर्वर्ति એવો જ શબ્દ સ્ફુતાર્થવાળો લીધો છે.

ઉપર પ્રમાણે મધ્ય શબ્દનો તાત્વિક અર્થ ''અંદરવર્તવુ'' એવોજ નિશ્ચિત થાય છે. અહીં અમુકની અપેક્ષાએ અમુક અધિક મોટુ છે'' એવું નિર્ધારણ કરવામાં આવ્યુ નથી. આ બાબતની વધારે ચોક્કસાઇ મુજબતાઇ કરવા પણ સંપ્રયાદિયક જનો ચુક્યા નથી જુઓ સ.જી. ૪/૬૭/૩૯/ માં ''गोलोकं धाम यान्ति हि આવુ પદ છે એનો અર્થ કરતા શુકાનંદ સ્વામી હેતુ ટીકામાં જણાવે છે ''तास्य्यात्ताच्छब्द्यम् इतिन्यायात् गोलोकमध्यावस्थितत्वेन गोलोकशट्बाभिहितं धाम अक्षर पदम् એવા વાક્યો લખ્યા છે અર્થ એવો છે કે તેની અંદર રહેલુ હોવાથી તે શબ્દ થી તેને કહી શકાય એવો ન્યાય છે માટે ગોલોકના મધ્યમાં રહેલુ હોવાથી ગોલોક શબ્દથી કહેલુ જે ધામ અક્ષરપદ તેને પામે છે અર્થાત્ અક્ષરધામ ગોલોકની અંદર રહેલુ હોવાથી તેને ગોલોક શબ્દથી પણ કહી શકાય. આ ન્યાય ઉપરથી ચોખ્ખો નિર્ણય આપી દીધો કે અક્ષરધામ ગોલોકની અંદર વર્તે છે જો મધ્ય શબ્દનો નિર્ધારણ રૂપ અર્થ હોય તો આ ન્યાય કોઇ રીતે ઘટી શકે નહિ અને સંગતિ પણ થાય નહિ માટે ઉપર જે અર્થ કર્યો એજ શાસ્ત્રીય ગ્રાહ્ય માન્ય છે આમા હવે લેશ પણ શંકાને સ્થાન નથી. આ રીતે સંપ્રદાયના શાસ્ત્રોમાં અનુસ્યૂત ગોલોકની અંદરવર્તતા અક્ષરધામનું વર્ણન છે આવો અર્થ કરાવથી જ સર્વની એકાર્થતા અશંક

થાય. આ રીતે ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ પુરૂષોત્તમનું ગોલોકની અંદર વર્તતુ અક્ષરધામ નિવાસ સ્થાન છે. એવો શાસ્ત્રીય અભિમત નિર્ણય છે તેને પણ પોતાનો જુદો વાડો વાળવાના ઇરાદાથી નહિ ગણીને, ગોલોકને અને અક્ષરને જાણે કશો સંબનધ જ ન હોય અને અત્યંત વિરોધ હોય એમ તેજ તિમિર જેટલુ અંતર પાડવાની ઉઘાડી વિમુખતા કેટલાક કરે છે. સંપ્રદાયના શાસ્ત્રોમાં ગોલોક મધ્યે જે અક્ષરધામ છે આવા વાક્યો આવે છે તેને ઉટાંગ અર્થ કરીને કહે છે. ''જેમ ઝીણા મચ્છ હોય તેને મધ્યે કીડી હોય તે મોટી દેખાય તે કીડી મધ્યે વીંછી હોય તે મોટો દેખાય ... પાડાને મધ્યે હાથી હોય તે મોટો દેખાય તે હાથીને મધ્યે ગીરનાર જેવો પર્વત અને તે પર્વત મધ્યે મેરૂ પર્વત તે મેરૂ જેવા પર્વત મધ્યે લોકાલોક પર્વત તે અતિશય મોટો જણાય તેમ ગોલોક મધ્યે અક્ષરધામ છે એમ સમજવું. પણ કાંઇ એક હાથીમાં ગીરનાર પર્વત આવી ગયો એમ નથી અને બીજા અનંત પર્વતોને મૂકીને ગિરનાર પર્વતને ગણ્યો છે તે બીજા અનંતપર્વતને મૂકીને મેરૂને તથા બીજા અનંત પર્વતને મુકીને લોકાલોક પર્વતને ગણેલો છે એમ અનંતધામાને મૂકી અક્ષરધામને કહ્યુ છે પણ કાંઇ ગોલોકમાં અક્ષરધામ આવી ગયુ એમ નથી અને બીજા ધામની અવધિ કહી છે પણ અક્ષરધામની તો અવધિ કહી નથી એ સિધ્ધાંત વાત છે.''વિગેર આવી વાતો જ્યાંત્યા ચોગાનમાં જાહેરમાં ભગવાન વેદવ્યાસના પવિત્ર આસન પર બેસી બોલતા જાય છે. તો તેઓના આ જલ્પન પર કહેવાનું કે વચનામૃત, સ.જી., ભક્તિ ચિંતામણી વગેરે ગ્રંથોમાં ''ગોલોકના મધ્યેને વિષે અક્ષરધામ છે.'' એવા શબ્દોથી વર્ણન કરાય છે. ત્યાં કોઇ સ્થળે ''પાડાને મધ્યે હાથી મોટો, હાથીને મધ્યે ગિરનાર પર્વત, ગિરનાર મધ્યે મેરૂ પર્વત'' ઇત્યાદિ દૃષ્ટાંતો આપીને ગોલોકની અપેક્ષાએ અક્ષરધામ મોટુ છે કે જુદુ છે કે ઉપર છે ઇત્યાદિ કહેવામાં આવ્યુ નથી. વિમુખ મંડળીઓ મધ્ય -૬૩ વચનામૃતમાંથી દૃષ્ટાંતો

લઇને પોતાનો પક્ષ સિધ્ધ કરવા જતા પાડા મધ્યે હાથી મોટો એમ ગોલોકને મધ્યે અક્ષરધામ મોટુ એવો સિધ્ધાંત સ્થાપવા જાય છે પણ તેઓએ  મધ્યનું -૬૩ મુ વચનામૃત બરાબર વાચેલુ નથી, જો વ્યવસ્થિ વાચેલુ હશે તો આવી કલ્પિતવાતો કરતેજ નહિ. પણ એતો અનાદિ કાળના આસુરી સ્વભાવથી બધી વસ્તુના અવળાજ અર્થ કરતા જાય છે વચનામૃત મધ્ય-૬૩ માં તો ‘‘પ્રથમ તો એને ભગવાનની મોટપ્પ જાણી જોઇને એવો આરંભ કરીને સર્વની અપેક્ષાએ પરમાત્માની અનેક પ્રકારે મોટપ્પ વર્ણવવાનો મુખ્ય ઉદ્દેશ છે તેમાં પૃથ્વી થકી જળ મોટુ છે અને તે પૃથ્વીનું કારણ છે અને તે થકી સૂક્ષ્મ છે’’ આ પ્રકારે પૃથ્વીને આરંભીને ઉપર ઉપર અક્ષરપર્યંત કારણભાવ અને સૂક્ષ્મભાવથી મોટપ્પ કહીને છેવટે સર્વપર શ્રીકૃષ્ણ પરમાત્માની કારણભાવથી અને સૂક્ષ્મભાવથી મોટપ્પ કહી છે તેમાં ઝીણા મચ્છર હોય તેને મધ્યે કીડી હોય તે મોટી દેખાય’’  એમ મચ્છરથી આરંભીને લોકાલોક પર્વક સુધીના દૃષ્ટાંતો આપ્યા છે એમાં અમુક મધ્યે અમુક મોટુ છે એવા શબ્દો છે તેમ ગોલોકના મધ્યે અક્ષરધામ મોટુ છે એવા મૂળમાં શબ્દોજ નથી. ગોલોકના મધ્યે વિશે અક્ષરધામ છે આ વાક્યો જે વચનામૃતાદિ સ્થલે હોય તેવો ઉત્તર ત્યાંથી જ નહિ આપતા જેનો કશો સંબન્ધ જ નથી એવા મધ્યના-૬૩ ના વચનામૃતથી ઉટાંગ બોલી આપવો તે અસંભવિત અયોગ્ય અનન્વિત છે. જો આ અજ્ઞાનીઓ આવો અર્થ કરતા હોય તો બધો શાસ્ત્રીય પ્રમાણિક અર્થ નિરર્થક થઇ જાય ઉપરનો શાસ્ત્રીય અર્થ તો બે ચોપડી ભણેલી વ્યક્તિને પણ સમજાય એવો છે. અંદર હેવાથી અવધી આવી જતી નથી. જો આવે તો પરમાત્માનો પણ આવી જાય છે. જ્યાં જ્યાં દિવ્યમૂર્તિ  પરમાત્માનું વર્ણન આવે છે ત્યા પ્રથમ અષ્ટઆવરણ થકી પર ઉર્ધ્વગોલોકધામને કહીને તેની અંદર તેજોમય અક્ષરધામ નિરવધિ કહીને તેની અંદર સુંદરભવન કહીને તેમાં સિંહાસન કહીને તેમાં નરાકૃતિ ભગવાનને

વિરાજમાન વર્ણવે છે એટલે સર્વની અપેક્ષાએ પરમાત્માની અવધિ અધિક આવે છે તેમ છતાં પરમાત્માની નિરપધીકતા કહેવાય છે એમ ગોલોકની અંદર વર્તતા અક્ષરધામની નિરપધિકતા પ્રકારાંતરથી કહી શકાય છે. ધામને પ્રથમ જ પ્રકૃતિ મંડળ થકી પર કહેવામાં આવેલુ છે વળી લાખમણના લોખંડના ગોળાના દૃષ્ટાંતથી બહુ દૂર કહેવામાં આવે છે એટલે એની અવધીતો જે કોઇ પ્રકારે આવી જ જયાં અક્ષરધામનું વર્ણન છે ત્યાં ગોલોક ની અંદર છે એમ કહે છે અને નિરવધી કહે છે એમ પણ સાથે કહે છે વાંચો વાસુદેવ મહાત્મ્યનો અ.૧૬ શ્લો-૨ તથા સ.જી. ૩/૪૧/૩૦. જેમ પાડો અને હાથી બન્ને તદ્દન જુદી જ વ્યક્તિઓ છે તેમ ગોલોક તથા અક્ષર બન્ને તદ્દન જુદી જ વ્યક્તિ હોય તો બન્નેનું આખુય જુદુ વર્ણન જોઇએ એટલે જેમ સ.જી. ૩/૪૧ માં તથા ભક્તિ ચિંતામણીમાં વર્ણન છે તેવુ ભોગ્ય-ભોગોપકરણ ભોગસ્થાન-ભોક્તા અને રહેનારા પરમાત્મા વિગેરેનું સર્વપ્રકારે જુદુ વર્ણન જોઇને એવું આત્યંતિક જુદુ વર્ણન તો કુત્રાપિ જોવા વાંચમાં આવતુ નથી. માયાના તમ થકી પર ગોલોક અને તેની અંદર તેજોમય અક્ષરધામ અને તેની અંદર મંદિર અને તેની અંદર સિંહાસન અને તેમાં વિરાજમાન પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ અને તેમની સાથે રાધાલક્ષ્મી પત્નીઓ અને નંદ સુનંદ ગરૂડ વિગેરે પાર્ષદો છે એમજ સહસંબન્ધ ધરાવનારૂ સળંગ મળતું એક જ પ્રકારનું વર્ણન આવે છે જો સંપ્રદાયના શાસ્ત્રનું અનુસંધાન લઇએ તો મધ્ય શબ્દનો એવો અર્થ થતો નથી તથાપિ એકક્ષણ માટે માની લઇએ તોપણ એટલાથી બંડીયાઓ કે આવી આસુરી સમજણ ધરાવનારને કશો લાભ નથી. કારણ કે ગ્રંથોમાં ગોલોક પછી જે અક્ષરધામનું સુંદર વર્ણન આવે છે તેમાં તો દિવ્ય રાધા લક્ષ્મી પત્નીઓનું પ્રાધાન્ય નંદ, સુનંદ, શ્રીદામા ગુરૂદાડિ પાર્ષદોનું પ્રાધાન્ય અને તેમના આ સ્વામી વંશીવાદનરસિક પરંબ્રહ્મ અક્ષરદાધિપતિ શ્રીકૃષ્ણનું પ્રાધાન્ય વર્ણનવી ને એજ

શ્રીકૃષ્ણ ભગવાન સ્વામિનારાયણ રૂપે ફરીથી અવર્તા અને એજ અક્ષરધામ એનું છે, અને એજ એના આશ્રિતોને અંતે મળવાનુ છે ઇત્યાદિ અત્યંત એકમેક વર્ણન આવે છે આથી કપોળ કલ્પિત સમજણ ધરાવનારાઓને સહેજ પણ અવકાશ રહેતો નથી.

હવે જો સંપ્રદાયના સર્વ શાસ્ત્રમાં વર્ણવેલા ગોલોક મધ્યેના અક્ષરધામને સર્વાંશે પડી મુકી ને જુદુ નવું જ બીજુ શાસ્ત્રાતીત અક્ષરધામ માનવામાં આવે ત્યારે તો મધ્ય શબ્દનો અર્થાન્તર કરવાની બીલકુલ જરૂર નથી. કેમ કે એમને તો શાસ્ત્રોક્ત ગોલોક મધ્યે અક્ષરધામ અનુપયોગી હેય ઠરાવીને બીજી ઉપયોગી શાસ્ત્રાતીત બંડીયું ઠરાવવાનું જ ઠર્યું. જ્યારે શાસ્ત્રધારની કશી જરૂર રહી નહિ તો શાસ્ત્રના મધ્ય શબ્દનો પણ બીજો અવળો અર્થ કરવાની પણ જરૂર શી? નાસ્તિકોની પેઠે રાખવુ જોઇએ આ તો એક તરફથી શાસ્ત્રનો સંબન્ધ રાખવો અને બીજી તરફથી શાસ્ત્રોના તદ્દન અવળા અર્થ કરીને શાસ્ત્રીય વસ્તુથી તદ્દન નહિ સ્વીકારનારા નાસ્તિક કરતા પણ નબળી નવિન કુટિલપ્રવૃત્તિ કરી છે એજ તદ્દન અફશોષની વાત છે. શાસ્ત્રોમાં વર્ણવેલા ગોલોક મધ્યે અક્ષરધામ થકી જુદુ બીજુ નવીન ધામ બંડિયુ ગોઠવવાની વિમુખ  ફટાકારીગરી ગૂણાતીતાનંદ સ્વામીની વાતોમાં કરવામાં આવી છે જ્યારે ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ (જે શ્રીજીએ વર્ણવેલુ છે સ.જી. ૩/૪૧) પણ આવી આસુરી સમજણ ધરાવનારા અસુરોથી સહન થયુ નહિ તો શ્રીજીએ એકલું વર્ણન કરેલુ ગોલોક ધામ તો કેવી રીતે સહન થાય? શ્રીજીએતો શ્રીમુખે શિક્ષાપત્રી -૧૨૧ માં ‘અમને પ્રિય એવું ધામ ગોલોક છે,’ વચનામૃત-મ -૧૯ ‘અમો ગોલોકમાં ગયા’, તથા સ.જી. માં ‘ધર્મામૃતને યથાવસ્થિત જણનારા તથા પાળનારાઓ ગોલોકને પામે છે’, સર્વમંગલ સ્તોત્રમાં ‘ભગવાનના હજાર નામોને પાઠ કરનારો ગોલોકમાં જાય છે’. ભક્તિચિંતામણીમાં ‘અંતરધાન

થઇ શ્રીજી ગોલોક ધામમાં ગયા', હરિલીલામૃતમાં 'ગોલોક તથા અક્ષર પર્યાયવાચી શબ્દ છે'. એ રીતે સંપ્રદાયના ગ્રંથોમાં બહુ સ્થલે આવા શબ્દો છે. આ પ્રમાણે 'મધ્ય' શબ્દનો અર્થ શાસ્ત્રાધારે નક્કી કરવાનો છે. આ રીતે મધ્ય શબ્દનો અવળો અર્થ કરવામાં અનેક દોષો આવે છે માટે ઉપર જે શાસ્ત્રના આધાર લઇને જે અર્થ કરવામાં આવે છે તેજ યર્થાથ છે અને તે જ સાંપ્રદાયિક જનોએ માનવો યોગ્ય છે આસુરી તત્વોએ કરેલો અર્થ સમ્પૂર્ણ શ્રીજીમાન્ય શાસ્ત્ર તેના પરવર્તી આચાર્યો તથા જ્ઞાનધુરંધર સંતોએ કરેલો અર્થથી તદ્દન વિરૂધ્ધ હોવાથી અમાન્યસિધ્ધ થાય છે એવાઓએ કરેલો અર્થ ઉધ્ધવ સંપ્રદાયના જ્ઞાનધુરંધરોને માન્ય નથી માટે તેવા અર્થ અને એવા અવૈદિક શાસ્ત્રોને ન માનવા માં જ કલ્યાણ છે.

## (છ) <u>શ્રીકૃષ્ણને મૂળ પુરૂષ માનનારાઓના મતનો પરિહારઃ-</u>

ભગવાન શ્રીકૃષ્ણ એ સાક્ષાત્ પરંબ્રહ્મ પરમાત્મા છે એ સિધ્ધ કરતા પહેલા અવતાર તત્વ વિશે વિચાર કરવો અત્યંત જરૂરી હોવાથી પ્રથમ અવતાર તત્વ વિશે વિચાર કરવામાં આવે.

વિભૂતિભૂત દેવમનુષ્યાદિમાં તેને તેને સજાતિય નામરૂપાદિ યોગ થી જે પ્રાદુર્ભાવ થતો તેને વિભવ કે અવતાર કહે છે અવતાર શબ્દ 'अवतीर्यते इति' એમ ભાવમાં નિષ્પન્ન કરાય તો પ્રાદુર્ભાવવાચક થાય અને 'अवतरत्येनेन' એમ કરણમાં વ્યુત્પન્ન કરાય તો જે રૂપ શ્રી પ્રગટે છે તે રૂપનો વાચક થાય 'तदात्मानं सृजाम्यहम्' 'आत्मीयेनैव रुपेण जज्ञे' એમ સ્વયં પરમાત્મા જ સજાતીય દ્વિતીય રૂપથી પ્રગટ થતા હોવાથી આ અર્થજ ઉપયોગી સંગત છે. ઉપયોગી અર્થને અનુસારેજ વ્યુત્પત્તિ થાય અવતાર વિષયમાં અક્ષરધામસ્થ પરરુપથી જ અવતારરૂપતા, તેથી જ તેઓની સર્વથા અનન્યતા અવતારરુપોમાં પણ પરસ્પર અભિન્નતા એ ખાસ સમજવાની છે.

અવતાર નિરૂપણ શ્રુતિસ્મૃતિઓમાં બહુશઃ છે. 'अजायमानो बहुधा विजायते' 'तस्या धीराः परिजानन्ति योनिम् (पुरुषसुक्त)' અજાય માનતા અને વળી બહુધા જાયમાનતા કહે છે. તે વિરુધ્ધ જેવું જણાય છે પરન્તુ એમ કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાનનો જે પ્રાદુર્ભાવ રૂપ જન્મે છે તે પ્રાકૃત જનોના જન્મથી અત્યંત વિલક્ષણ છે. વિલક્ષણતા કેવી? તો લૌકિક પ્રાકૃત શરીર ગ્રહણ રૂપ જે જન્મ છે તે તો કર્મૃક્ત હોઇને કર્મનાં ફળ સુખ દુઃખાદિકને ભોગવવા માટે છે અને આતો કેવળ ઇચ્છાકૃત પ્રયોજનવાળુ હોઇને પોતાના અસધારાણ દિવ્ય પરરૂપના જ સજાતીય રૂપાંતર ધારણરૂપ છે આવું અવતાર રહસ્યસાર મુમુક્ષુંઓને અત્યંત ઉપકારક છે તેને ધીરજનોજ જાણે છે.

આવી રીતની પ્રાદુર્ભાવની અત્યંત વિલક્ષણતા ભગવાને પોતે જ ગીતામાં જીજ્ઞાસુ અર્જુનને ઉદ્દેશીને 'बहूनि मे व्यत्तीतानि जन्मानि तवचार्जुन। तान्यहं वेदसर्वाणि न त्वं वेत्थ परन्तप॥ अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन्। प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया॥ यदायदाहि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्। परित्राणायसाधूनां विनाशाय च दुष्कृताम्। धर्मसंस्थापनार्थाय सम्भवामिव युगेयुगे॥ जन्मकर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्वतः। त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेतिसोऽर्जुन॥'

રામાનુજાચાર્ય ભાષ્યાનુંસારી ભાવાર્થ એવો છે કે શ્રી કૃષ્ણ ભગવાને છ ઉત્તરો આપેલા હોવાથી અર્જુનજીએ છ પ્રશ્ન પ્રથમ પુછેલા હોવા જોઇએ. પ્રશ્ન હોય તો જ ઉત્તર સંભવે ભગવાન તો નિત્ય નિર્દોષ હોઇને બીજાના જન્મ જરાદિદોષને હરનારા છે. તે જાતે જન્મધારીને એવા દોષો શા માટે પરિગ્રહે? વળી ભગવાન તો સ્વરૂપાનંદ તૃપ્ત છે. તેઓને જન્મનું પ્રયોજન શું? વળી જો કોઇ એમનો ઉપરી સ્વછંદી નિયંતા હોય તો તેની પ્રેરણાથી જન્માદિ ઘટે, તે પણ નથી, કેમ કે પોતે સર્વેશ્વર છે. વળી

એ ભગવાન પોતાના હિતાહિતને ન જાણતા હોય તો સ્વેચ્છાથી પણ જેમ અજ્ઞ બાળકો અગ્નિનો સ્પર્શ કરી બેસે છે તેમ જન્માદિ સંભવે. તો તે પણ નથી. કેમ કે પોતે સર્વજ્ઞ છે વળી લોક રક્ષાણાર્થે જન્મ છે એમ પણ ઉત્તર થઇ શકે નહી, કેમ કે પોતે સત્ય સંકલ્પ છે. સંકલ્પ માત્રથી રક્ષાણાદિ કરી શકે છે. વળી જો કોઇ સાધ્ય પ્રયોજન હોય તો તદર્થે જન્માદિ ઘટે, તે પણ નથી, કેમ કે પોતે પૂર્ણકામ છે. આવા ભગવાનને જન્માદિ કોઇ રીત ઘટતું નથી. જો જન્માદી કહીએ તો કર્મવશત્વ, અનીશ્વરત્વ, અસર્વજ્ઞત્વ, અસત્યસંકલ્પત્વ, અપૂર્ણકામત્વ આદિનો પ્રસંગ ક્ષેત્રજ્ઞોની પેઠે અવશ્ય આવે. આવા પણ ભગવાનના જન્માદિ બાબતમાં છ પ્રશ્નો એમ ઘટે છે કે દેવનુષ્યાદિક ને સજાતીયપણ જણાતો જન્મ શુ ઇન્દ્રજાળાદિકવત મિથ્યા કે સત્ય છે? (સ્વેચ્છાથી બીજાઓને તે તે વસ્તુ ન હોય તથાપિ તેવી તેવી વસ્તુઓનો ભ્રમ ઉપજાવે એને ઐન્દ્રજાલિક કહે છે.) જો સત્ય હોય તો જન્મ પ્રકાર કેવી રીતે છે? (પરમેશ્વર પણાના સ્વભાવને ત્યાગ કરીને કે નહિ ત્યાર કરીને છે?) વળી એમનો ભૂત સંઘાત સંસ્થાન જેવો જણાતો દેહ ક્રિમાત્મક છે? (પ્રાકૃત કે અપ્રાકૃત છે?)વળી જન્મનો હેતુ શો છે? (સંકલ્પ માત્ર છે કે સ્વેચ્છા સ્વીકૃત પુણ્ય થાય છે?) વળી જન્મ ક્યારે? (પુણ્ય પાપના વિપાક કાળે કે ધર્મગ્લાનિ આદિક કાળે?) વળી જન્મ શા માટે? (સુખ દુઃખાદિકના ઉપભોગ માટે કે સાધુ પરિત્રાણાદિક માટે?) એવા છ પ્રશ્નો પુછેલા છે. ભગવાનશ્રી કૃષ્ણે ચાર શ્લોકથી પોતાના જન્મનું સત્યત્વ, જન્મનો પ્રકાર, દેહનું દિવ્યસ્વરુપ, યથાત્મ્ય જન્મનો હેતુ, કાળ અને પ્રયોજન એમ ક્રમથી છ ઉત્તરો આપ્યા છે. પાંચમા શ્લોકથી આવા અવતાર પારમાર્થ્ય જ્ઞાનનો મોક્ષમાં ખાસ ઉપયોગ કહ્યો.

'बुहुनिमे' આથી જન્મનું સત્યત્વ કહ્યુ છે કેમ કે 'बहुनि मे व्यतीतानि जन्मानि' એવું વચન છે અને વળી 'तव च' એમ અર્જુનના જન્મને એમાં દૃષ્ટાંત પણે લીધું છે.

અભિપ્રાય એવો છે કે બહુત્વ વ્યતીત્વ આદિક વિશેષણો સત્યત્વમાં સ્વરસથી પ્રવર્તે છે વળી અહીં 'जन्मप्रतिभाज्ञा:' એમ ન કહેતાં 'जन्मानि' એમ કહ્યું છે. આ ત્રણ પદથી સત્યત્વ સિધ્ધ થાય છે. વળી પુછયા વિના અર્જુનના જન્મો કહ્યા છે તે સત્યત્વમાં દૃષ્ટાંત પણે લઇએ તો જ ઘટે તો જેમ અર્જુનના જન્મો સત્ય છે તેમ ભગવાનના જન્મો પણ સત્ય જ છે. આ બાબતમાં સંશય નથી વળી 'वेद' હું સર્વને જાણું છું એમ કહે છે તે બુધ્ધિ પૂર્વકની વાતો હોવાથી જેને જાણે છે તે મિથ્યા હોય તો તેમાં જાણપણું શું? અને અન્નત જન્મ ભ્રાન્તિને પામુ છું. એવું કહેવાથી તો દોષ જ સિદ્ધ થાય પણ કશી મહત્તા સિધ્ધ થાય નહિ જન્મનું સત્યત્વ છે પણ ઇન્દ્રજાલવત મીથ્યાત્વ નથી.

'अजोऽपि' આ પૂર્વાર્ધથી અવતાર પ્રકાર, 'प्रकृतिं' આ ત્રીજા પાદથી દેહનું પરમાર્થ્ય અને 'सम्भवाम्यात्ममायया' આ ચતુર્થપાઠથી જન્મનો હેતુ, એમ ત્રણ ઉત્તરો આપ્યા છે અજ અવ્યય શબ્દથી કર્મકૃત જન્મ મરણે રહિતપણું કહ્યુ છે. આથી નિત્ય નિર્દોષત્વ નિશ્ચિત થાય છે. 'भूतानामीश्वरोऽपि' આ ઇશ્વર શબ્દથી કલ્યાણ ગુણોની અપ્રચ્યુતિ કહી છે. અથવા અજ શબ્દથી જેમાં સ્વરૂપથી જન્મે છે એવા અચિત્ થકી અને જેમાં શરીર દ્વારા જન્મ સંબન્ધ આવે છે એવા બધ્ધક્ષેત્ર થકી વ્યાવૃત્તિ, અવ્યયાત્મ શબ્દથી કદાચિત્ જ્ઞાન સંકોચાદિવાળી મુક્તો થકી વ્યાવૃત્તિ અને ઇશ્વર શબ્દથી નિત્ય અસંકૃતિ જ્ઞાનવાળા નિત્યો થકી વ્યાવૃત્તિ એમ માયા અને ત્રિવિધ ચેતનો થકી પરમાત્માની વિલક્ષણતા કહી છે. પૂર્વાર્ધનાપદો ઉપર 'अजत्वाव्ययत्वसर्वेश्वरत्वादिसर्वं पारमेश्वरं प्रकारमजहदेव' એવું ભાષ્ય છે. એમાના આદિ શબ્દથી ઇશ્વરપણાથી ઉપલક્ષિત થતા સર્વજ્ઞત્વ, સત્યસંકલ્પત્વ, આવાપ્તસમસ્તકામત્વ આદિક લેવા, અભિપ્રાય એવો થાય છે કે ભગવાન અવતરે છે ત્યારે અજત્વ, અવ્યયાતાત્મત્વ, સર્વેશ્વરત્વ, સર્વજ્ઞત્વ, સત્યસંકલ્પત્વ,

અવાપ્તસમસ્તકામત્વ આદિક જે પરમેશ્વર સાથે જ સંબન્ધ ધરાવનારા સર્વગુણો છે તેને લઇને જ અવતરે છે. એમાં કોઇ પણ સ્વભાવલેશથી પ્રચ્યુતિ નથી. આ રીતે જન્મ નો પ્રકાર છે.

'प्रकृतिं स्वामधिष्ठाय सम्भवामि' 'प्रकृतिः स्वभावः, स्वमेवस्वभावमधिष्ठायस्वेनैव रुपेण स्वेच्छया सम्भावामीत्यर्थः। એમ પ્રકૃતિ શબ્દનો સ્વભાવ એવો અર્થ કર્યો છે એની ટીકામાં 'अतोऽत्रावतारोपयुक्ताऽन्या प्रकृतिरुच्यते इत्यभिप्रायेण प्रकृतिः स्वभाव इति' એવો ભાષ્યકારભિમત અભિપ્રાય કાઢ્યો છે. અર્થ એ છે કે અહીં પ્રકૃતિ શબ્દથી 'प्रकृति स्वामवष्टभ्य विसृजामि' ઇત્યાદિકને વિષે જેમ એમ ત્રિગુણા જડાપ્રકૃતિ લેવાની નથી કેમ કે અવતારોમાં પણ તેમનો વિગ્રહ 'न भूतसङ्घसंस्थानो देहोऽस्य परमात्मन' 'न तस्य प्राकृता मूर्तिः' એમાં કહ્યા મુજબ ત્રિગુણાત્મક પ્રકૃતિનો નથી પરંતુ દિવ્ય છે. આ વાત તો સ્વયં શ્રીહરિએ સ્વમુખે કહી છે. 'જેમ ધામની મૂર્તિગુણાતીત છે તેમ મનુષ્યમૂર્તિ પણ ગુણાતીત છે. (ગ.અં. ૩૧)' તો અહી અવતાર ધારણમાં ઉપયોગી થાય એવી બીજી પ્રકૃતિ કહેવાનો અભિપ્રાય હોવાથી અહીં પ્રકૃતિ શબ્દનો અર્થ 'સ્વભાવ' કર્યો છે તે વ્યાજબી ઉપયોગી બંધ બેસતો છે. મૂળ દિવ્યવિગ્રહ પણ 'नित्यालिङ्गास्वभावसंसिद्धिः' આશ્રુતિને અનુસારે પરમાત્માનું અસાધારણ વિશેષણ હોવાથી સ્વભાવ શબ્દથી તેનું ગ્રહણ થાય. વળી ટીકામાં 'प्रकृतिशब्दस्यात्र विग्रह परतां' (અહીં પ્રકૃતિ શબ્દનો વિગ્રહ પર આશય લેવો) 'प्रकृति शब्दोऽवतारोपादानभूतदिव्यविग्रहमाह' (અહીં પ્રકૃતિ શબ્દ અવતારોના ઉપાદાન ભૂત દિવ્યવિગ્રહને કહે છે) 'अवतार विग्रहोपादान प्रकृतेर्बहुश्रुतिसिद्धतामाह' (અવતાર વિગ્રહમાં ઉપાદાન ભૂત જે દિવ્ય પ્રકૃતિ તે 'आदित्यवर्णं तमसः परस्तात्' ઇત્યાદિ બહુશ્રુતિસિધ્ધ છે) ઇત્યાદિ પ્રકૃતિ શબ્દાર્થને સમજાવવા માટે લખ્યા છે. તાત્પર્ય એ

છે કે- ભગવાનનો જે નિત્ય વિગ્રહ છે તેનો અસાધારણ સ્વભાવ શો છે તો દિવ્યત્વ છે. જે મૂળરૂપ છે તે જડ પ્રકૃતિ દ્રવ્યનું નહિ પણ તે થકી અત્યંત વિલક્ષણ દિવ્ય પ્રકૃતિ દ્રવ્યનું છે. અવતારરૂપોની અપ્રાકૃતતા સાધવા માટે તેમના ઉપાદાન દ્રવ્યની અપ્રાકૃતાને નિરૂપે છે. જો મૂળ ઉપાદાન કારણ દિવ્ય હોય તો ઉપાદેય કાર્યઅવતારરુપો પણ અપ્રાકૃત જ થાય એ દેખિતિ વાત છે એમુદ્દો ખાસ કહેવાનો છે. આવા દિવ્ય સ્વભાવને 'अधिष्ठाय' દેવ મનુષ્યાદિકને સજાતીયપણે સંપાદીને સંભવુ છું. આથી એ રહસ્યાર્થ નીકળ્યો કે મૂળ દિવ્ય મૂર્તિને લઇને જે સજાતીય મુર્ત્યન્તર થાય તે સંભવ કે અવતાર પદથી કહે છે. આ રીતે દેહનું યાથાત્મ્ય કહ્યું.

'आत्ममायया' અહીં માયા શબ્દ 'माया वयुनं ज्ञानं' આ નિઘંટુ ને અનુસારે જ્ઞાનપર્યાય લેવો. સ્વેચ્છાવતરણ પ્રકરણમાં એજ અર્થ ઉચિત છે. આ અર્થમાં મૂળ માયા 'माययासततं वेत्ति प्राणिनां च शुभाशुभम्' એવી અભિયુક્તિ છે. 'माययावेत्ति' એવો નિર્દેશ હોવાથી માયા શબ્દનો જ્ઞાન જ અર્થ થાય. જડા માયા લે તો તે કોઇ તત્વાર્થ ને પ્રકાશ કરનારી નથી. માટે જડા માયા નહિ કેવળ જ્ઞાનને અવતાર હેતુ ન કહેવાય. કહી એ તો સર્વદા અવતાર પ્રસંગ આવે. માટે સંકલ્પ રૂપ જાણવું. આ ઉપયોગી સંગત અર્થ જણાવવા 'आत्मीयेन ज्ञानेन आत्मसंङ्कल्पेनेत्यर्थः' એવું ભાષ્ય કર્યુ છે. અથવા 'माया दम्भे कृपायां च' એ કોશ વચનને અનુસારે માયા શબ્દનો 'કૃપા' અર્થ લેવો. આ અર્થ પણ સંગત સમુપયોગી છે આ અર્થ 'मूर्त्तिनः परुकृपया बभारसत्त्वम्' 'जगतामुपकाराय' 'जगदुपकृत्तिमर्त्य' ઇત્યાદિકમાં વ્યક્ત છે. પ્રાદુર્ભાવ કૃપામૂળક સંકલ્પથી હોવાથી બન્ને બાબત ઘટે છે. એમ જન્મનો હેતુ આપણી પેઠે કર્માદિ નહિ પણ પોતાનો કૃપામૂલક સંકલ્પ છે.

'यदायदाहि' આ જન્મકાળ કહ્યો છે જ્યારે જ્યારે વેદોક્ત ચારવર્ણ તથા ચાર આશ્રમની વ્યવસ્થાથી વર્તતા કર્તવ્ય ધર્મની ગ્લાનિ થાય અને જ્યારે તદ્વિપરિત

અર્ધમનું અભ્યુત્થાન થાય ત્યારે ત્યારે હું જ આત્માને સર્જુ છું. 'यदायदा' આમ બે વખત ભગવાન શ્રીકૃષ્ણે કહેલું હોવાથી ભગવાનના જન્મનો જીવની પેઠે પુણ્ય પાપ વિપાક કાળનો કે મન્વંતર મહાકલ્પાદિક કાળનો  નિયમ નથી એ અર્થ આ વાક્ય પરથી ફલિત થાય છે. આથી કાળના અધિષ્ઠાપણ શ્રીમન્નનારાયણભગવાન કાળપરતંત્ર અર્થાત કાળને આધિન નથી એમ જાણવું 'तदात्मानंसृजाम्यहम्' આની ઉપર 'तदाऽह्मेव स्वसङ्कल्पेनोक्त प्रकारेणात्मानं सृज्ञामि' એવું ભાષ્ય છે. ભાષ્યના અર્થના સુસંગતતા માટે તેની તાત્પર્ય ચંદ્રિકાટીકામાં 'आत्मानं सुजामि इत्येतन्न तावत्स्वरुपविषयं, तस्य नित्यत्वात् आत्माश्रयादि प्रसङ्गाच्च। नापि जीवविषयं तस्य प्रकरणाङ्गतत्वात्। नाप्याद्यविग्रहविशिष्टस्वात्म विषयं, तस्य नित्यत्वात् आत्माश्रयादि प्रसंङ्गाच्च। नापिजीवविषयं, तस्य प्रकरणासङ्गतत्वात्। नाप्याद्यविशिष्टविग्रहविशिष्टस्वात्म विषयं, तस्यापि रुपस्य नित्यत्वात्। तस्य नित्यत्वात् आत्माश्रयादि प्रसङ्गच्च। नापि जीवविषयंतस्य प्रकरणासङ्गतत्वात्। नाप्याद्यविग्रह विशिष्टस्वात्माविषयं, अतोऽवतार विग्रह विशिष्टस्वात्माऽत्र' 'आत्मानं' इति निर्दिश्यते' આવા વાક્યો ટીકાકાર વેદાન્ત દેશીકે લખ્યા છે. એનો અર્થ એ છે કે 'आत्मानं सृजाम्यहम्' આજે સર્જન કહે છે. તે અહમર્થ સર્વાન્તરાત્મા ભૂત વિભુજ્ઞાન સ્વરૂપમાં ઘટે નહિ, કારણ કે અહમર્થ પરમાત્મા સ્વરૂપ તો નિત્ય સિદ્ધ છે. જેમ નિત્ય સિદ્ધ જીવાત્મ સ્વરૂપમાં સર્જન સંભવે નહિ તેમ 'હું આત્માને સર્જુ છું' એટલે પોતે પોતાને સર્જે છે. એવો અર્થ આવે છે. એમાતો આત્માશ્રય દોષનો પ્રસંગ આવે. આત્મા શબ્દથી જીવને લઇને 'તેને સર્જુ છું' એમ પણ અર્થ થાય નહિ કેમ કે આ પ્રકરણ જીવગતિસર્ગનિરૂપણનું નહિ હોવાથી અસંગતિ દોષ આવે. જો આત્મા શબ્દનો આદ્ય વિગ્રહે વિશિષ્ટ સ્વાત્મા પર લઇએ તો તે પણ અહી ઘટે નહિ. કેમ કે પરમપદસ્થ જ આદ્ય વિગ્રહ છે તે પણ નિત્ય છે. નિત્યમા સર્જન સંભવે નહિ. આ રીતે આત્મા શબ્દના અર્થમાં અનેક અનુપપત્તિઓ

આવે છે, તો અહીં અવતાર વિગ્રહે વિશિષ્ટ એવો જ આત્મા તે પરઅર્થ લેવો. તાત્પર્ય એ નીકળ્યું કે, 'अहं' આ શબ્દથી અવબોધેલું નિત્ય સિદ્ધ પર દિવ્ય રૂપમાં સર્જનક્રિયા નહિ સંભવતી હોવાથી સ્વતઃ સિધ્ધ દિવ્યરૂપને સજાતીય દ્વિતીયરૂપ ધારણ રૂપ અર્થ લેવો. એમાં તો સર્જન સંભવે છે. એને જ અવતાર કહે છે. આવા અવતાર વિગ્રહે વિશિષ્ટ અહમર્થ પરમાત્મા છે. આ વિવેચનથી એ નિશ્ચિત થયું કે અવતારોનું ઉપાદાન 'प्रकृतिस्वामधिष्ठाय' એમાં કહ્યા મુજબ મૂળ દિવ્યરૂપ છે. પણ અહમર્થ સ્વરૂપ માત્ર નથી. આવો અભિપ્રાય હોવાથી જ ભાષ્યનાં અવતાર નિરૂપણ પ્રસંગે 'स्वयमेव रुपं देवमनुष्यादिसजातीय सस्थानं कुर्वन् देवादिरुपः सम्भवामि' એવા શબ્દો લખ્યા છે. આ શબ્દોને મળતા અંત્ય-૩૧ 'ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે.' આ શ્રીમુખના શબ્દો છે. આકૃતિ શબ્દ રૂપ પર જાણવો.

'परित्राणाय साधूनां' આ શ્લોકથી સાધુ પરિત્રાણરૂપ મુખ્ય જન્મ પ્રયોજન કહ્યુ છે જેને માટે ભગવાનને જાતે જન્મ લેવો પડે એ સાધુઓ જેવા તેવા નહિ પણ વેદોદિત ધર્મશીલ, વૈષ્ણવાગ્રેસર, ભગવાનનાનામો ચરિત્રો અને રૂપ તો મનવાણીને અગોચર હોવાથી ભગવાનનાં દર્શન વિનાસ્વાત્માનું ધારણ પોષણ આદિકને નહિ પામનારા, દર્શન વિનાક્ષણ કાળજાય તો તે સહસ્ર કલ્પતુલ્ય માનનારા, એટલું જ નહિ પણ અદર્શન દુઃખથી પ્રશિથિલ સર્વગાત્રવાળા થનારા, એમ વિયોગ દુઃખથી બહુ કલેશને અનુભવતા પરમ ભાગવતોના ઉજ્જીવન માટે પ્રથમ રૂપ પછી ચરિત્રો, અવલોકન, વાર્તાલાપાદિ આપવા રુપ પરિત્રાણ માટે અને ભક્તિ વિરોધી દુષ્કર્મીઓના વિનાશ માટે અને ક્ષીણ વૈદિક ભગવદારાધનભૂત ધર્મની આરાધ્યરૂપતા પ્રદર્શનથી સ્થાપન માટે દેવ મનુષ્યાદિ રૂપથી યુગયુગને વિષે સંભવું છું. તાત્પર્ય એ છે કે - એવા વૈષ્ણવાગ્રેસરોને લૌકિક ઇષ્ટ કે અનિષ્ટ કાંઇ નથી.

ભગવાનનો અલાભ એજ અનિષ્ટ અને તેનો લાભ એજ ઇષ્ટ છે. ભગવાન પોતાની મૂર્તિ, ચરિત્રો, અવલોકન, વાર્તાલાપાદિક ઇષ્ટોને આપીને એનું અનિષ્ટ નિવૃત્ત કરે છે.મોક્ષ સુખાદિકની પેઠે આ બધુ અવતાર ધારણ વિના સંકલ્પ માત્રથી પણ આપી શકાય નહી. વળી અનુષ્ઠાન મુખથી કે ઉપદેશ મુખથી ધર્મ પ્રવર્તન તો વ્યાસાદિ દ્વારા પણ કરી શકાય છે, પણ આરાધ્ય રૂપ પ્રદર્શાવીને ભક્તિ રૂપ ભાગવતધર્મ પ્રવર્તાવવો એનો અવતાર ધારણ વિના થઇ શકે નહી. એવા સાધુઓનું એવું સ્વમૂર્તિ દર્શનદાનરૂપ જે પરિત્રાણ તેને માટે ભગવાનનો અવતાર છે. શ્રી ભાષ્યમાં 'साधवो ह्युपासकाः तत्परित्राणमेवाद्देश्यम्, आमुषङ्गिकस्तुदुष्टानां विनाशः। सङ्कल्य मात्रेणापि तदुपपत्तेः' એમ સાધુ રક્ષાણને જ મુખ્ય પ્રયોજન તરીકે અને દુષ્ટ વિનાશનને અવાંતર પ્રયોજન તરીકે કહે છે. 'युगेयुगे' એમ બે વાર કહેવું હોવાથી સત્ય, ત્રેતાદિ યુગ વિશેષનો નિયમનથી. પ્રતિયુગ અવશ્ય અવતરવું એમ પણ નથી અને યુગ વિશેષનું બંધન પણ નથી. 'यदायदाही धर्मस्य' આથી જે કાળ કહ્યો તે ખરો છે. આ રીતે સાધુ પરિત્રાણરૂપ મુખ્ય પ્રયોજન કહ્યુ. એમ ક્રમથી છ પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે. આ શ્લોકનો ભાષ્યાનુસારી ભાવાર્થ 'વચ.કા. ૫'. માં શ્રીહરિ એ યથાસ્થિતિ વર્ણવ્યો છે.

'जन्मकर्म च मे दिव्यं' આ શ્લોકથી પ્રસંગાત કહેલું જે અવતાર માહાત્મ્ય તેનો પરમ પ્રાકૃત જે મોક્ષ તેમાં ઉપયોગી કહ્યો છે. અર્થ એવો છે કે- ઉપર પ્રમાણે પ્રાકૃત જન્મરહિત, સર્વેશ્વરત્વ, સર્વજ્ઞત્વ સત્યસંકલ્પતા આદિક સમસ્ત કલ્યાણ ગુણોએ સહિત એવા મારા દિવ્ય- આપ્રકૃત જન્મને અને કર્મ (ચેષ્ટિત) ને તત્વતઃ (સંશયવિપર્યયરહિત) જે જાણે છે તે વર્તમાન દેહનો ત્યાગ કરીને ફરી જન્મને પામતો નથી. (આથી અનિષ્ટનિવૃત્તિ કહી) એટલું જ નહિ પણ મને જ પામે છે.

(આથી ઇષ્ટ પ્રાપ્તિ) કહી આ રીતે ગીતામાં ભગવાને અવતાર વસ્તુમાં અવશ્ય જાણવા યોગ્ય બાબતો કહી છે.

વિ.પુ. મા તથા ભાગવતાદિ માં 'तद्विश्वरुपवैरुप्यं रुपमन्यद्धरेर्महत् । समस्तशक्तिरुपाणितत्करोतिजनेश्वर। देवतिर्यङ्मनुष्याख्या चेष्टावन्तिस्वलीयया। जगतामुपकारायन सा कर्मनिमित्तजा। चेष्टा तस्याप्रमेयस्य व्यापिन्यव्याहतात्मिका' 'इच्छागृहीताभिमतोरुदेहः। संसाधिताशेष जगद्धितोऽसौ' 'लीला तनूः स्वकृतसेतु पुरीप्सयेशः कालेदधत्' 'सुरेष्वृषिष्वीशतथैव नृष्वपि तिर्यक्षुयादः स्वपि तेऽजनस्य। जन्मासतां दुर्मदनिग्रहाय प्रभो विधातः सदनुग्रहाय च' ઇત્યાદિકથી દેવ, તિર્યક, મનુષ્યાદિકમાં થયેલા અવતારરુપોની ઐચ્છિકતા, કેવળ કૃપા મૂળકતા, પરાર્થેક પ્રયોજનતા, અપ્રાકૃતતા, સમગ્રગુણપૂર્ણતા વિગેરે બાબતો વર્ણવેલી છે. આ રીતે ભગવાને પોતે જ પોતના જન્માદિકનું દિવ્યત્વ અને પારમાર્થિકત્વ પ્રતિપાદ્યુ હોવાથી 'પુરૂષોત્તમ અવતારતાજ નથી, અવતરે છે તો માયિક રૂપથી જ અવતરે છે' ઇત્યાદિ જે અવતાર વિદ્વેષીવાદો તેનો અવકાશ નથી.

અવતારોને પરંબ્રહ્મ ભગવાન્ પુરૂષોત્તમ માનવામાં પરમ કારણ પારમૈશ્વર્ય છે, તે અવતારોએ તે તે પ્રસંગે પ્રદર્શાવેલું હોઇને શાસ્ત્રોએ તે તે સ્થળે 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपिसन्' 'परंभावम जानन्तो ममभूतमहेश्वरम्' 'इसन्नपि महायोगी सर्वस्य जगतो हरिः। कर्मण्याभरते कर्तुं कीनाश इव दुर्भलः। 'कुष्ण एव हि लोकानामुत्पत्तिरपिचाप्ययः' 'कृष्णस्तु भगवान् स्वयं' ઇત્યાદિકથી શ્રીકૃષ્ણને વિષે 'व्यक्तमेव महायोगी परमात्मा सनातनः। अनादि मध्यनिधनो महतः परमो महान्' એમ શ્રી રામ વિશે 'मद्भयाद्वातिवातोऽयं' એમ કપિલ ભગવાન વિષે 'समस्तशक्तिरुपाणि.... देवतिर्यङ्मनुष्याख्याचेष्टावन्ति' 'स्वामिंस्त्वं परमेश्वरस्य परमं ब्रह्मासि वेदोदितं.... तत्तिमिकू

र्मशूकरमुखाधत्सेस्वतन्त्रस्तनूः....... सर्वास्तास्तनवस्तावाखिलनिजैश्वर्ये णयुक्तास्तथा चक्राद्यायुधदर्शितातिमहसः सन्ति प्रतापश्रुताः (સ.જી.૩/૪૪) એમ મત્સ્યાદિ સમસ્ત અવતારો વિષે, 'सकलैश्वर्यजुष्टेन जनकल्याणकारिणा' એમ શ્રીહરિને વિષે, આ રીતે અવતારોમાં પારમેશ્વર્ય વ્યપદેશ્યું છે. આજ મુખ્ય મુદ્દો સર્વત્ર સમજવાનો છે.

કોઇ સ્થળે અવતાર ધારણમાં બ્રહ્મશાપાદિ હેતુ કહ્યો છે તે તો વ્યાજ માત્ર (મિષ માત્ર) જાણવો. ઇચ્છા જ મુખ્ય છે. આ અર્થ 'सर्वावर्तेषु वै विष्णोर्जननं स्वेच्छयैव तु। ऐरकास्त्रच्छलेनैव स्वेच्छया गमनं हरेः' 'द्विजशापच्छलेनैव्मवतीर्णोऽपि लीलया' (લીંગપુરાણ) એમા વ્યક્ત છે.

હવે પરરૂપ સાથે અવતારોની અનન્યતાની વાત કરીએ તો ગીતા શ્લોકોક્ત તત્વાર્થ ના અનુસંધાનથી ગીતાભાષ્યના ઉપોદ્‌ઘાતમાં પ્રથમ સ્વરૂપ, તેના ગુણો અને રૂપાદિકને નિરૂપીને, અવતાર નિરૂપણ માટે 'अपारकारुण्यसौशिल्यवात्सल्यौदार्यमहोदधिः स्वमेव रुपं तत्तत्सजातीयसंरस्थानं कुर्वन् तेषुतेषु लोकेष्ववतीर्यावतीर्य तैस्तैराराधितस्तत्तिदिष्टानुरुपं धर्मार्थ काममोक्षाख्यं फलं प्रयच्छत्' એવી પંક્તિઓ લખી છે. તાત્પર્ય એ છે કે પરંબ્રહ્મ પુરૂષોત્તમનારાયણ બ્રહ્માદિસ્થાવરાંત સમસ્ત જગતને સર્જીને પરમપદમાં મુક્તો સાથે પોતાનારૂપથી રહ્યા હતા અને તેથી બહ્માદિદેવ મનુષ્યોના ધ્યાન આરાધનને અગોચર હતા એવા એમને અવતરણનુંકાંઇ પ્રયોજન હતુનહિ, પરંતુ અપાર કારૂણ્યાદિ ગુણોની પ્રેરણાથી અવતરે છે. એમ અવતારણમાં અપાર કૃપાની કરૂણતા જણાવી, અવતાર એટલે બીજુ કાંઇજ નહિ પણ મુક્ત નું ભાવ્ય જે પરરૂપ છે તેને ઉદ્દેશીને 'समस्त शक्तिरुपाणि देवतिर्यङ्मनुष्याख्याचेष्टावन्तिस्वलीलया' એમાં કહ્યા પ્રમાણે ઉપેન્દ્રાદિ દેવ, મત્સ્યાદિ તિર્યગ, રામાદિ મનુષ્ય, ઇત્યાદિ સજાતિય દ્વિતીય રૂપાંતર થાય એજ છે. આથી પરરૂપના જ અંશ અવતાર છે એમ જણાવ્યુ. અવતારરૂપોમાં પણ અલ્પાંશથી

પણ ન્યૂનતા નહિ પણ જ્ઞાનાદિ સમસ્ત ગુણ પૂર્ણતા છે એ અર્થ પણ જણાવ્યો છે. 'यस्यावतार रुपाणिसमर्चन्तिदिवौकसः। अपश्यन्तपरंरुपं' એમાં કહ્યા પ્રમાણે જ્યારે તે તે સ્વર્ગાદિ લોકમાં અવતરે છે ત્યારે જ તેના વાસી દેવ મનુષ્યાદિને સુલભ થતાં તેઓ તેમનું ધ્યાન આરાધન કરતાં તેમને યથેચ્છ ધર્માદિ ફળને આપે છે. આ બધી બાબત સમસ્ત અવતારો માટે સાધારણ છે આ રીતે પરરૂપની જ અવતાર રૂપતા પ્રતિપાદી છે.

તત્વત્રયમાં લોકાચાર્યે નિત્ય વિગ્રહને 'विग्रहश्च..... अनन्तावतार कन्दं' એમ અનંત અવતારોના કંદ પણે કહ્યો છે. વેદાંતાચાર્યે 'नित्यं तत्सूरिसेव्यं परतरमजहत्स्वस्वभावः सदेवः पुंसा संसार शान्त्यै विपरिणमयति व्यूह पूर्वैर्विभागैः' એમ નિત્ય સુરિ સેવ્ય દિવ્યરૂપને સમસ્ત ઐચ્છિક અવતારોનું મૂળ હોવાથી પરતર કહેવા પૂર્વક તેમાંથી વાસુદેવાદિક વ્યૂહો, મત્સ્યાદિ રામાદિ અવતારો, સર્વના હ્દયમાં રહેલા અંતર્યામી રુપો, અર્ચારૂપ ઇત્યાદિ અનંત ભિન્ન ભિન્ન પણે જ્ઞાનાદિ સ્વસ્વભાવને નહિ ત્યાગ કરીને પરિણામ થવાનો કહ્યો છે.

ગુરુપરં પરાપ્રાપ્ત આ અર્થ શાંડિલ્ય સૂત્ર ભાષ્યમાં નિત્યાનંદ મુનિએ 'अपार करुणा निधिरयमुपासकजनानुग्रहाय तदेव रुपं तत्तदनुरुपत्संस्थान योगेन प्रकाशयति तत्तल्लोकेषु' 'स्वेनैवा साधारणेन दिव्येन रुपेण तत्तत्संस्थान सम्पत्या स्वेच्छयैवार्भावात्' આ રીતે અનુવર્ણવ્યો છે.

(અવતાર અને અવતારી આ શબ્દો અપેક્ષા બુદ્ધિવાળા છે, તો કેના અવતારી અને કેના અવતારો? અને એ બન્ને વચ્ચે ભેદ કેવો? અને અવતારોની પેઠે અવતારોની ધ્યેયતા મોક્ષ પ્રદાતા શાથી? એ બાબત તત્વતઃ પ્રથમ સમજવાની છે.)

ઉપરનો તત્વાર્થ સંપ્રદાયના પ્રબન્ધોમાં પ્રસ્પષ્ટ છે શિક્ષાપત્રીમાં સર્વાન્તર્યામી સર્વેશ્વર સર્વકર્મ ફલદ પરંબ્રહ્મ ભગવાન પુરૂષોત્તમ શ્રીકૃષ્ણને આગળધરીને 'सर्वाविर्भावकारणम्' એમ એમનેજ સર્વ આવિર્ભાવોના કારણ (અવતાર) પણે નિરૂપે છે એમના થકી જ સર્વે પ્રાદુર્ભાવો થાય છે. એવો ભાવાર્થ છે. 'कृष्णः साक्षात् स्वयं भगवान्। तथा तदवताराः प्रादुर्भावाः' 'कृष्णकृष्णावताराणं' આની ટીકામાં 'कृष्णःयः परंब्रह्म सर्वकारणम्। तस्यास्य ये अवताराः – धर्मत्राणार्था रामकृष्णादयः' આ રીતે કોઇ જીવ ઇશ્વર મુક્તાદિને નહિ પણ સર્વ કારણ પરંબ્રહ્મ સ્વયં ભગવાનને આગળ ધરીનેતેમના જ અવતાર ભાવને તત્ શબ્દથી પરામર્શ કરવા પૂર્વક નિરૂપે છે. શિક્ષાપત્રી શ્લો-૨૯ ની ટીમાં 'श्रूयते हि परस्य ब्रह्मणः स्वेनैव रुपेणे स्वेच्छयाऽवतरणम्' એવું વાક્ય લખીને પછીથી તત્પ્રતિપાદક શ્રુતિસ્મૃતિઓનો ઉપન્યાસ કરીને 'સ્વયં' ભગવાન જ પોતાના દિવ્યરૂપથી અવતરે છે' એમ સમર્થન કર્યુ છે.

સ.જી.-પ્ર. ૧ અ. ૧ મંગળનાજ પરમાત્માને અનેક વિશેષણોથી વર્ણવીને 'अनन्तकोटिब्रह्माडाधारोऽनन्तोऽपि यः स्वयम्। नृणां निःश्रेयसायधृतमानुषविग्रहः। यः क्रोडाद्यवताराणां धर्ता' એમ બ્રહ્માંડાધીશ અપરિચ્છિન્ન શ્રીકૃષ્ણ પરંબ્રહ્મને સર્વાવતાર ધર્તા તરીકે કહે છે. પ્ર. ૧/૩૪ માં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ પરમાત્મા વિષ્ણુ ઇશ્વર નારાયણ ભગવાન વાસુદેવ આદિક નામો થી સંબોધીને 'श्रेयसे भूविलोकानां योऽवतारान् बिभर्ति च। अनेक कल्याणगुणः स ज्ञेयः पुरुषोत्तमः' એમ સર્વોપરી પુરુષોત્તમને જ સર્વાવતાર ધર્તા પણે પ્રતિપાદે છે. પ્ર. ૨/૨૮ માં પ્રાગજીપુરાણી કૃત શ્રીહરિસ્તુતિ પ્રસંગે 'त्वमेवेश मत्स्यश्च कूर्मो वराहो नृसिंहस्तथा वामनः पर्शुरामः । अभूस्त्वं हि रामश्च कृष्णोऽवितुंस्वान्' તથા પ્ર. ૩/૧૭ માં મુકુંદાનંદ વર્ણિકૃત સ્તુતિ પ્રસંગે 'मत्स्यं कूर्मं वराह.... धृत पुरुवपुषं नौमि नारायणं त्वाम्' એમ મત્સ્યાદિક રામાદિ

સમસ્ત અવતારોનો સાક્ષાત્ સંબન્ધ પુરૂષોત્તમ નારાયણ શ્રીહરિ સાથે વર્ણવ્યો છે. અને સર્વ વપુને ધરનારા એકજ શ્રીહરિને કહેલા હોવાથી સર્વવપુમાં એકજ ચેતન છે. પણ ભિન્ન ભિન્ન નહિ એમ પણ જણાવ્યુ. તેવા પ્રમાણો આ પ્રબંધમાં અનેક છે.

વચનામૃતમાં ઉપરનો તત્વાર્થ અતિસ્પષ્ટ છે. ''લોયા-૧૮ અને તેજ ભગવાન મત્સ્ય, કચ્છ, વરાહાદિક રૂપને તથા રામકૃષ્ણાદિકરૂપને કોઇક કાર્યને અર્થે ધારણ કરે છે, પણ એ જે પોતાનું મૂળ રૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ કરતા નથી. તેજ ભગવાન પોતે અનંત ઐશ્વર્યને અનંત શક્તિ સહિત જ મત્સ્ય કચ્છાદિ રૂપને ધારણ કરે છે.... જ્યાં જ્યાં મત્સ્ય કૂર્માદિક ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડાક મત્સ્ય કચ્છાદિકનો આકાર કરીને પછી તે ઉપર શંખ, ચક્ર, ગદા, પદ્મ, વૈજ્યંતામાળા, પિતાંબર, કિરીટ-મુગટ, શ્રીવત્સચિહ્ન ઇત્યાદિક ચિહ્ન સહિત ભગવાન મૂર્તિને લખે છે, તો જો ભગવાનનું રૂપ અનાદિ એવું જ છે'' ''લોયા-૪ શ્રીકૃષ્ણ નારાયણ તો સદા મનુષ્યકૃતિ છે.....અને તેજ ભગવાન ક્યારેક મત્સ્યકૂર્મ વરાહ નૃસિંહાદિ અનંત રૂપે ધરીને ભાસે છે.'' '' લોયા-૧૪ રામાનુજનો એમ મત છે જે... પોતાના અક્ષરધામમાં સદા દિવ્યાકાર થકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે.'' ''વર. ૨ શ્રીકૃષ્ણ મૂર્તિમાન રહ્યા છે..... અને તેજ ભગવાન રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છે'' ''અંત્યં-૩૬- કલ્યાણનું અસાધારણ સાધન તો એ છે જે પુરૂષોત્તમ ભગવાનને બ્રહ્મજ્યોતિના સમૂહમાં અનાદિ સાકરમૂર્તિ સમજવા અને તેનાજ સર્વે અવતાર છે એમ સમજીને'' ''કારી. ૭ અને તે તેજને વિષે દિવ્યમૂર્તિ એવા જે પુરૂષોત્તમ ભગવાન વાસુદેવ અખંડ વિરાજમાન રહે છે અને તેજ પોતે દિવ્યમૂર્તિ થકા જીવના કલ્યાણને અર્થે મનુષ્યાકૃતિ એ કરીને પૃથ્વિને વિષે સર્વજનને નયન ગોચર થઇને વિચરે છે.'' ''ગ.પ્ર. ૫૧ અક્ષરાતીત એવા જે પુરૂષોત્તમ ભગવાન.... તેજ કૃપા કરીને જીવના

કલ્યાણને અર્થે પૃથ્વીમાં સર્વમનુષ્યને દર્શન આપે છે. ગ.પ્ર. ૭૮'' ''અક્ષરાતીત અને મનવાણી થકી પર ને અગોચર એવા જે ભગવાન તેજ પોતે કૃપા કરી ને મૃત્યુલોકનાં સર્વે મનુષ્ય દેખે એવા થાય છે.'' લોયા-૧ ''અને તે ભગવનાનનાં જે અસંખ્યાત ઐશ્વર્ય તેને સમજે જે આ ભગવાન જીવોના કલ્યાણ અર્થે મનુષ્ય જેવા જણાય છે પણ અનંતકોટી બ્રહ્માંડનાકર્તા હર્તા છે.'' પં. ૭ ''આત્યંતિક પ્રલયને અંતે અક્ષરધામને વિષે જેવું ભગવાનનું સ્વરૂપ અનંત ઐશ્વર્ય તેજ યુક્ત છે તેવું ને તેવું જ પ્રત્યક્ષમનુષ્યરૂપ ભગવાનને વિષે જાણવું .... તે સ્વરૂપને વિષે અને આ સ્વરૂપને વિષે લેશમાત્ર ફેર સમજતા નથી.'' મધ્ય-૧૩ ''તેજ ભગવાન રામકૃષ્ણાદિક રૂપેકરીને પોતાની ઇચ્છાથી જીવોના કલ્યાણને અર્થે યુગ યુગને વિષે પ્રગટ થાય છે.'' અત્યં-૩૧ ''અક્ષરધામ તેને વિષે જે મૂર્તિ છે તે જ મૂર્તિ પ્રત્યક્ષ છે એ બેમાં ફેર નથી.'' અત્યં-૩૮ ''એવા જે એ પ્રત્યક્ષ ભગવાન તેના સ્વરૂપમાં ને અક્ષરધામને વિષે રહ્યો જે ભગવાન તેના સ્વરૂપમાં કોઇ ભેદ નથી એ બે એક જ છે.'' ''વચનામૃત ઉપોદઘાત પ્રથમ અક્ષરસ્ય દિવ્યરૂપને વર્ણવીને 'તથા વરાહાદિક અવતાર એ સર્વેના ધરનારા છે.... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે જે તે આ જે પોતાનું સમગ્ર ઐશ્વર્ય તેણે યુક્ત થકા પૃથ્વિને વિષે..... કોશલ દેશને વિષે પ્રગટ થતા હવા.... શ્રીજી મહારાજ જેતે નાના નાના પ્રકારનું ઐશ્વર્ય દેખાડતા હતા.' ઇત્યાદિ અનેક વચનામૃતોમાં કોઇ જીવઇશ્વર કે મુક્તને આગળ ધરીને નહિ પણ અક્ષરધામાધિ પતિ સર્વોપરિ પરંબ્રહ્મ પુરૂષોત્તમને આગળ ધરીને તેમના રૂપની જ અવતાર રૂપતા અને તે વચ્ચે અત્યંત અદ્વૈતતા અને અવતારોની જ્ઞાનાદિ સમગ્ર ગુણપૂર્ણતા ઐચ્છિકતા પરોપકાર પ્રયોજનતા અપ્રાકૃતતા વિગેરે બધી બાબતો સ્પષ્ટ વર્ણવી છે.

અવતારોમાં સાધૂરૂપ તથા રાજારૂપ એવો ભેદ વર્ણવીને તેમાં અવતારિનું જ્ઞાન શક્ત્યાદિ અને મોક્ષપ્રદત્વાદિ અલૌકિક ઐશ્વર્ય વર્ણવીને એ બન્ને વચ્ચે અભેદ વર્ણવ્યો છે. સ.જી. ૩/૨૪ માં ભગવાન નરનારાયણાદિ સાધૂરૂપ અનેરામકૃષ્ણાદિ રાજારૂપ અવતારો કહીને, તેઓનું અસુરહનન અને ધર્મ પ્રવર્તન પૃથક્ પૃથક્ કહી ને, સર્વની સરખી રીતે સેવ્યતા કહીને, તે બન્ને રૂપ ભગવાન આંતર કામાદિ અને બાહ્ય શિશુપાલાદિકને કેવી રીતે મારે છે તેનો પ્રકાર કહીને છેવટે બન્નેની મોક્ષ માટે ઉપાસના કરવાની કહી છે, છેવટે શસ્ત્ર ધારણથી કે અધારણથી નિગ્રહથી કે અનુગ્રહથી, વધથી કે સદુપદેશથી, એમ જે કોઇપણ ઉપાયથી ભૂતળમાં સદ્ધર્મને સ્થાપતા અને આશ્રિતોનું કલ્યાણકર્તા ભગવાનનો આશ્રય કરવાનો કહ્યો છે. વરતાલ-૧૦ માં સાધુરૂપથી ત્રીશલક્ષણથી લક્ષ્યતા અને રાજારૂપની ઓગણચાલીશ લક્ષણથી લક્ષ્યતા ભાગવત વચનથી કહીને 'જેને પોતાનું કલ્યાણ ઇચ્છવું તેને તે તે લક્ષણે કરીને તે ભગવાનને ઓળખીને તે ભગવાનને શરણે થવું અને તેનો દૃઢ વિશ્વાસ રાખવો અને આજ્ઞામાં રહીને તેની ભક્તિ કરવી એજ કલ્યાણનો ઉપાય છે' એમ બન્ને માટે સરખી સમજણ રાખવાની કહી છે. આની ઉપર હરિવાક્ય સુધાસિંધુમાં 'उभयेषां च साधर्म्यं न देह क्रियया। भवत्यथ प्रयन्नानामस्ति श्रेयोविधौत्विदम्' એમ બે પ્રકારના અવતારોનું દેહક્રિયાથી તો અસમાન ધર્મપણું છે પરન્તુ પ્રપન્નોનું કલ્યાણ કરવામાં તો સમાનધર્મપણું  છે આવો વિશેષ બતાવ્યો છે. હરિવાક્ય સુધાસિંધુમાં ઉપોદ્ઘાતમાં- પ્રથમ સ્વરૂપ, રૂપ અને તેના ગુણાદિકને નિરૂપીને અવતાર વિચાર ઉપર આવતા 'भगवानात्मनामात्मा वर्षे स भुवि भारते। प्रादुर्भवति सद्धर्मरक्षायै च युगेयुगे॥' ટીકામાં 'एवं सामान्यतस्तत्प्रादुर्भावरीतिमुक्त्वा' એમ પરરુપની જ અવતારરૂપતા અને તેઓની પારમૈશ્વર્ય સમગ્ર ગુણ પરિપૂર્ણતા દિવ્યતા વિગેરે રીતે સર્વઅવતારો માટે એક સરખી જણાય છે.

ખરી રીતે અવતારો એ શું તત્વ છે? તો 'एकोऽहंबहुस्यां' 'सर्वभूतान्तरात्मा' 'नित्यं विभुं' 'सत्यं ज्ञानमनन्त' ઇત્યાદિ શ્રુતિઓમાં નિરૂપેલું અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત વિભુ નિરવયવ નિર્વિકાર અચ્યુત નિત્ય જ્ઞાનૈક સ્વરૂપ છે તે તો સમસ્ત વિશ્વમાં સદાય સ્વતઃ સરખી રીતે સંબધ્ધ હોવાથી એનાથી જન્મ અવતાર ભાવ સંભવે નહિ કેમકે અવતાર રૂપોમાં તો હસ્તપાદાદિ વિવિધ અવયવભાવ, આવિર્ભાવતિરોભાવ, ગમનાગમનાદિભાવ અને મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહાદિ વિચિત્ર ભાવો પણ અનિત્યવર્ણવ્યા છે. આ બધુ સ્વરૂપમાં શી રીતે સંભવે? વળી સ્વરૂપ થકી ભિન્નપણે પ્રતિપાદેલું જે પરરૂપ છે તે પણ નિત્ય સિદ્ધ હોવાથી તેનોપણ સંભવ ખરી રીતે સંભવે નહિ.જો સત્ય અન્ય રૂપ ધર્યા વિનાજ ધામમાં રહેલા નિત્યરૂપને જ તે તે અવતારરૂપે ઇન્દ્ર જાળ આભાસમાત્ર માયાથી પ્રદર્શાવે છે એમ માનવામાં આવે તો તે અવતારરૂપોની અસત્યતા ઠરે અને અવતારપણુ પણ શું? એ વિચારવાનું આવે. વળી રૂપાંતર ધાર્યા વિના મૂળરૂપથી જ અહીં આવતા રહે તો પરધામ ખાલી ઉજ્જડ થઇ રહે. તો પંચાળા-૪ 'અને જ્યારે સૂર્ય કુંતાજી પાસે તથા સત્રાજીત પાસે આવ્યા ત્યારે શું આકાશમાં નહોતા? આકાશમાં પણ હતા તે બીજા રૂપે એના એજ સૂર્ય કુંતાજીને સત્રાજીત પાસે આવ્યા.... તેમ એ ભગવાન છે તે પોતે પોતાના ઐશ્વર્યનો સંકોચ કરીને મનુષ્ય જેવા થઇ ને દર્શન આપે છે અને પોતે પોતાના ધામમાં પણ વિરાજમાન છે.' લોયા-૪ 'તે ભગવાન પોતાના અક્ષરધામમાં એક ઠેકાણે રહ્યા થકા પોતાની  ઇચ્છાએ કરીને અનંતરૂપે દેખાય છે, લોયા-૧૮ 'પણ જે પોતાનું મૂળરૂપ છે તેને તજીને એ અવતારનું ધારણ નથી કરતાં' એમા કહ્યા પ્રમાણે દ્વિતીય રુપત્વ અવશ્ય માનવું પડે એમ થતાં પરરૂપની સ્થિતિ એમની એમજ કાયમ રહેઅને પંચાળા-૨ 'પછી જીવના કલ્યાણને અર્થે પ્રગટ થયેલા એવા જે ભગવાન તેના રૂપને સત્યજાણી ને તેનું ધ્યાન કરવું.' આમાં કહ્યા પ્રમાણે

અવતારોની સત્યતા આવે. વળી જો મૂળ દિવ્યરૂપને મુકીને અન્ય કોઇ (પ્રાકૃત) દ્રવ્યમાંથી થયેલા અવતાર રૂપોને માનવામાં આવે તો પ્રાકૃતતા સાથે વિજાતીયતા આવે. અવતારરુપોને તો 'न तस्य प्राकृतामूर्त्तिः,' 'जन्म कर्म च मे दिव्यं' એમાં કહ્યા પ્રમાણે દિવ્ય અને તેથી અત્યં-૩૧ 'તેજે ધામની મૂર્તિ ને આ પ્રકટશ્રી કૃષ્ણની મૂર્તિ તેમાં અધિક સાદૃશ્યપણું છે.... જેમ ધામની મૂર્તિ ગુણાતીત છે તેમજ મનુષ્ય મૂર્તિ પણ ગુણાતીત છે.' એમદિવ્ય સદૃશ ગુણાતીત કહેવામાં આવે છે તેનો વિરોધ આવે. માટે દ્રવ્યાદ્રવ્યથી પણ સજાતીયતા સ્વીકારવી પડે. આ બધો વિચાર કરતાં મૂળ દિવ્યમૂર્તિને લઇનેજ સજાતીય દ્વિતીય મૂર્તિ થાય એને જ અગત્યા અવતાર કહેવા પડે એમાં તો સર્જનક્રીયા સંભવે. અવતાર થયો એટલે વ્યાપક ચેતન પરમાત્મતત્વ ખસી જાય છે કે અન્ય આત્માતત્વ આવે છે કે નવાજ પરમાત્મા નિપજે છે કે અન્ય જીવાદિ ચેતનનો પ્રવેશ છે ઇત્યાદિ કશું જ જલ્પાય નહિ પરન્તુ ફક્ત પર રૂપમાંથી સજાતીય દ્વિતીય રૂપ જ આવે છે, એનું જ થવાપણું છે. પણ નિત્ય સ્વરૂપનું કે નિત્ય રૂપનું નથી. જેમ આપણો અહમર્થ ચેતન અણુસ્વરૂપ આત્મા એક પછી એક અનંત શરીરો ને ધારે છે તે સર્વમાં આત્મતત્વ તો સદાય અનુસ્યૂત એનું એજ છે. ધારવાપણું તો ખરી રીતે શરીરનું છે. પણ આત્માનું નથી છતાં શરીર વિશિષ્ટ હોવાથી 'જીવથાય છે'  એવો વ્યપદેશતો આવે. તેમ પરમાત્મા અનંત અવતાર રૂપોને ધારે છે તે સર્વમાં ચેતન પરમાત્મતત્વ તો અનુસ્યૂત એનું એજ છે. ધારવાપણું અવતાર રૂપોનું છે. પણ પરમાત્મ તત્વનું નથી. અવતાર રૂપોએ વિશિષ્ટ હોવાથી 'પરમાત્મા અવતરે છે' એવો વ્યપદેશ તો ઘટે છે. આ રીતે અવતારોનું મૂળ નિદાન (અવતારી) દિવ્યમૂર્તિ છે, છતાં મૂર્તિ વિશિષ્ટ પરમાત્માની સાથે અવતાર રૂપોનો નિદાન (અવતારી) સંબન્ધ સુખેથી કહી શકાય માટે જ મધ્ય-૧૩ માં 'પુરુષોત્તમમાંથી અવતારો થાય છે.' અત્ય-૩૧ 'આકૃતિમાંથી એ પોતે અવતાર ધારે

છે' એમ બન્ને બાબતને કહે છે. આ જોતાં સ્વરૂપ રૂપ બન્નેને અવતાર નિદાન હોવાથી અવતારી કહેવાય. એમ એક જ પરમાત્મા તે તે રૂપોમાં અવચ્છેદથી અવતારી અને અવતાર એમ બન્ને પ્રકારે કહેવાય, અવતારો શક્તિ ઐશ્વિર્યાદિ સમસ્ત આત્મગુણોએ સંપન્ન હોવાથી અને દિવ્યાકાર પરમાત્મા થકી અનન્ય હોવાથીપરરૂપ તથા સ્વરૂપમાં રહેલો જે અવતારી પણાનો મહિમા તે તુલ્યપણે અવતારો માં પણ તે તે સ્થળે વર્ણવેલો હોવાથી અવતારોને પણ અવતારી કહેવાની યોગ્યતા છે. માટે જ અવતારભૂત શ્રીકૃષ્ણ શ્રીહરિને, તેમજ 'अवतारी रघूत्तम' એમ શ્રીરામને અને શ્રીજી નરનારાયણ, નૃસિંહદિકને પણ અવતારીપણે નિરૂપ્યા છે તે ઘટતું આવે છે. એક અવતારે અન્ય અનેકરૂપો પ્રદર્શાવેલા હોવાથી એની અપેક્ષાએ પણ  અવતારી કહી શકાય. સર્વમાં અહમર્થ ચેતન સ્વરૂપ જો ભિન્ન ભિન્ન કહે તો ઘટતું આવે નહિ, માટે સર્વના એકજ ચેતન તત્વ સમજવું એ મુખ્ય મુદ્દો શાસ્ત્રીય સત્ય છે.

જેમ પરમાત્મ સ્વરૂપ પરરૂપ વિશિષ્ટ છે તેમ અવતારરૂપ વિશિષ્ટ પણ છે, જેમ પરમાત્માના જ્ઞાન શક્તિ ઐશ્વર્યાદિ ગુણોનો પ્રકાશ પરરૂપ દ્વારા થાય છે તેમ અવતારરૂપો પણ દિવ્ય દિવ્યદ્રવ્યનાં છે, જેમ પરરૂપના સૌન્દર્યાદિ ગુણો આહલાદક આંકર્ષક છે. તેમ અવતાર રૂપોના પણ છે, આ દૃષ્ટિએ દેખીએ તો પરરૂપમાં અને અવતારરૂપોમાં અને તે બન્નેમાં અન્તરાત્મા પણે રહેલા પરમાત્મા સ્વરૂપમાં કોઇ પણ પ્રકારે સ્વરૂપથી કે રૂપથી કે ગુણોથી ભેદ કહી શકાય નહિ. ભેદ કહેવામાં કોઇ વ્યાજબી કારણ નહિ હોવાથી બહુ બહુ વિચારીને છેટવે સર્વ શાસ્ત્રો લોયા-૧૪ 'અવતાર અવતારી ભેદ નથી' લોયા-૧૧ 'પણ ભગવાનની મૂર્તિઓમાં ભેદ નથી' એમ અભેદમાં તાત્પર્ય લઇ જાય છે. જૂઓ ''रामकृष्णादिरुपाणि परिपूर्णानि सर्वदा। न चाणुमात्रभिन्नानि तथाप्यस्मान् विमोहसि। (નારદપુરાણ)' 'परिपूर्णा निरुपाणि सामान्य

खिलरुपत:। तथाप्यपेक्ष्य मन्दानां द्दष्टिं त्वामृषयोऽपि हि। परावरं वदनत्येव ह्यभक्तानां विमोहननम्॥' (ગરુડપુરાણ) ભાવાર્થ એવો છે કે રામકૃષ્ણાદિક સમગ્રરૂપો, સર્વદા જ્ઞાનાદિ ગુણપરિપૂર્ણ છે અને સર્વ પ્રકારે સમાન છે અને અણુમાત્ર પર રૂપથી ભિન્ન નથી, તથાપિ મંદોની દૃષ્ટિની અપેક્ષાએ 'આ પર છે આઅવર છે.' એમ ઋષિઓ પણ કહે છે પરન્તુ આતો અભક્તોને મોહ ઉપજાવવા માટે છે પણ વસ્તુ તાએ નહિ આથી ભેદને જાણનારાઓ ને અભક્ત જણાવ્યા.''

સ.જી.પ્ર. ૩/૨૯/ કે જે સ્વરૂપાદ્વૈત સાર્થક સંજ્ઞાથી સંબોધ્યો છે, તેમાં 'ब्रह्मधामस्थिता द्दिव्यात्स्वरुपान्मनुजाकृति:। भिन्नो भवत्य भिन्नोवा' એમ મુક્તાનંદ મુનિએ પુછતાં, શ્રીહરિએ પરંબ્રહ્મ નું અક્ષરધામસ્થ દિવ્યરૂપ વર્ણવીને, પછીથી અક્ષરસ્ય દિવ્યાકૃતિ અને ભૂમિસ્થ મનુષ્યાકૃતિમાં કિંચિત પણ ભેદ નહિ સમજવા રૂપ વૈષ્ણવાચાર્યોનો સિધ્ધાંત- સત્‌સિધ્ધાંત કહીને, પછી ઘણી યુક્તિ પ્રયુક્તિવાળી કૃષ્ણ કથાઓથી બન્નેની અત્યંત અભિન્નતા સવિસ્તાર કહેતાં 'तस्माद्दिव्याकृति: कृष्णोन्नाकृतिश्चैक एव स:। भेदं य उभयोर्विद्युस्तेन्वज्ञानिन ईरिता:॥ अनेकरुपिणोऽप्यस्य ये जानन्त्येकरुपताम्। मानुष्येऽयस्य दिव्यत्वं ते ज्ञेया ज्ञानिनो नरा:॥' એમ મૂળ દિવ્યાકૃતિ અને મનુષ્યાકૃતિની એકતા સકારણ કહીને, તે બન્ને વચ્ચે ભેદને જાણનારાને અજ્ઞાની અને અભેદ જાણનારાઓને જ્ઞાની કહીને 'ईद्दक् सामर्थ्यवानेवन्नाकृतावपि स प्रभु:। भवतीत्यस्य दिव्यत्वं नृत्वं चैक्येन वर्णितम्। कृष्णैस्यैताद्दशस्यापिजन्मकर्म च विग्रहय। प्राकृतं रुप भेदं ये वदन्त्यसुरा हिते॥' એમ ભગવાનના જન્મકર્મ વિગ્રહને દિવ્ય નહિ જાણતા પ્રાકૃતપણે જાણનારા અને અક્ષરસ્થ દિવ્યાકાર અને ભૂમિસ્થ મનુષ્યાકારને અભિન્ન નહિ જાણતાં ભિન્નપણે જાણનારાઓને 'અસુરો' સમજવાનું કહે છે. આ રીતે સમસ્ત અધ્યાયમાં અક્ષરેશ પરમાત્મા શ્રીકૃષ્ણના જ અવતારો અને અવતાર અવતારીનો તત્વથી અભેદ અને એમ માનીને અવતારોનું ઉપાસન કરવાથી મુક્તિ

વિગેરે બહુ બાબતો જ્ઞાતવ્યસમર્થન કરી છે. આ બાબત સમાનન્યાયે સવિસ્તાર સાધારણ સમજવી.

ઉપરનો તત્વાર્થ, પંડિત પ્રવર નિત્યાનંદ મુનિએ ‘तद्‌वाक्यशेषात् प्रादुर्भावेष्वपि सा’ આ શાંન્ડિલ્ય સૂત્રના ભાષ્યમાં ‘दृश्यतेह्यवतारेष्ववतारिण ऐश्वर्यं अवतारि कार्यकरत्वं च। न चावताराणामवतारिस्वरुपतो भेदः, यावत्प्रयोजनमैश्वर्यंस्य प्रकाशनात्’ આવા વાક્યો લખ્યા છે. અર્થ એવો છે કે- અવતારોમાં અવતારીનું ઐશ્વર્ય જે જ્ઞાનશક્ત્યાદિ અને કાર્ય જે મોક્ષ પ્રદત્વાદિ અસાધારણ છે તે જોવામાં આવે છે. અવતારોનો અવતારી સ્વરૂપ થકી ભેદ નથી. મત્સ્યાદિ અવતારોમાં ન્યૂનાધિક ઐશ્વર્ય જોવાય છે તેથી તેઓ જુદાજુદા હોવા જોઇએ એમ પણ નથી, કેમ કે જેટલું પ્રયોજન હતું એટલું જ ઐશ્વર્ય પ્રકાશ્યુ છે એ ઉપરથી એમાં ન હતું એમ કદાપિ કહેવાયનહિ. વળી ‘एवं तत्तदालम्वनापि भक्तिः परा’ આ સૂત્રના ભાષ્યમાં ‘यथा श्रीकृष्णस्य सर्वा विर्भावकारणस्यावतारिणः भक्तिः परा- परमनिः श्रेयसकरी, एवं विभूत्यन्तर्गता येऽन्ये तदवतारा रामचन्द्रादयः, तदालम्बना- तेषामवताराणां स्वरुपमवलम्ब्य कृता या भक्तिः सा परैव परमनिःश्रेसप्रदैव। कृतः? भगवदवताराणांजीवानां जन्ममरण निवृत्तयेऽनन्ताव्ययसुखप्रदानाय च प्रादुर्भूतत्वादवतारावतारिणोरैक्याच्चेत्यर्थः’ એવા વાક્યો લખ્યા છે અર્થ એવો છે કે- સર્વાવતાર કારણ અવતારી શ્રીકૃષ્ણની ભક્તિ પરમમોક્ષને આપનારી હોવાથી પરા છે તેમ તેમના અવતાર સ્વરૂપોને અવલમ્બીને કરાતી ભક્તિ પણ પરમ મોક્ષને આપનારી હોવાથી પરા છે. અવતાર અવતારી બન્નેની ભક્તિ પર સાથી? તોજે ભગવદતારો છે તે જીવોના જન્મ મરણની નિવૃત્ત કરવા અને અનંત અવ્યય સુખ આપણા પ્રાદુર્ભવ્યા છે. અને વળી અવતાર અવતારીનું ઐક્ય છે આ રીતે અવતાર અવતારિનું ઐશ્વર્યાદિ ગુણથી અને

મોક્ષપ્રદત્વાદિ કાર્યથી ઐક્ય અને તેથી અવતારોની પણ ભક્તિથી મોક્ષપ્રાપ્તિનું સમર્થન કર્યુ છે. આથી અવતારોની પર રૂપતા સાથે સમાનતા જણાવી.

જ્યારે અવતારોમાં અવતારી સ્વરૂપના જ્ઞાનાદિ સમસ્ત ગુણો વર્તે છે તો સર્વદા પ્રકાશતા કેમ નથી? તો સ્વેચ્છાથી કારણવશાત તિરોહિત રાખે છે. આ અર્થ હરિવાક્ય સુધાસિંધુમાં 'यथोपयोगं स्वैश्वर्यं तत्र तत्र निजेच्छया। आविष्कृत्य पुनः स्वस्मिन् तत्तिरोधापयत् यसौ' આથી જણાવ્યો છે પ્ર. ૬૩ 'પોતાનું જે આવું ઐશ્વર્ય અને તેજ તેને પોતામાં સમાવીને જીવના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે.' પ્ર. ૭૮ 'અલૌકિક સામર્થીને પ્રગટ કરે નહિ' પં. ૪ 'પોતાનો દિવ્યભાવ છે તેને છુપાડી રાખવો તે ઉપર જ પોતાની દૃષ્ટિ રહે છે.' કા. ૫ 'અને પોતાની સામર્થીને છુપાડીને તે ભક્તસંધાયે પુત્ર ભાવે વર્તે છે અથવા સખા ભાવે વર્તે છે ઇત્યાદિ. આ અર્થ 'गुणैः षाड्गस्त्वेतैःप्रथमतरमूर्त्तिस्तव बभौ ततस्तिस्रस्तेषां त्रियुगयुगलैर्हि त्रिभुरभुः। व्यवस्थायाचैषाननु वरद साविष्कृति वशात् भवान् सर्वत्रैव त्वगणितमहामङ्गलगुणः' આ અભિયુક્તમાં વ્યક્ત છે ભાવાર્થ એ છે- પરમધામમાં જે પર વાસુદેવ વર્તે છે તે જ્ઞાનાદિ છ ગુણોએ શોભે છે, તે પછી સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુધ્ધ આ ત્રણ મૂર્તિઓ ગુણોના ત્રણયુગલથી શોભે છે આજે વ્યવસ્થા તે પરમાત્માના સંકલ્પવશાત છે. એમાં અન્ય કારણ નથી. ઉપાસકોની સુકરતા માટે ભગવાન એમ કરે છે. ભગવાન તો સર્વ મૂર્તિઓમાં અગણિત અપરિચ્છિન્ન મંગળગુણ વિશિષ્ટ જ છે. આ બાબત સ.જી. ૪/૩૬/ માં મુક્તાનંદ મુનિએ છન્ન શબ્દનો અર્થ કરવાના પ્રસંગે બહુસારી ઘટાવી છે તે તે થકી જાણવી. અવતારરુપો સર્વગુણ પૂર્ણ છે. પણ મૂઢ આસુર લોકો જાણતા નથી, મહાત્મા ભક્તજનો જ જાણે છે, એમ ભગવાને ગીતમાં 'नाहं प्रकाशः सर्वस्य' 'अवजानन्ति मां मूढाः' 'महात्मनस्तुमां पार्थ' ઇત્યાદિકથી ગાયું છે. કોઇ અવતારોમાં અન્યઅન્ય ચેતનનો અવભાસ હોય એવું આચરણ દેખાયુ હોય તે તો લોક શિક્ષણ

કે લીલાદિ પ્રયોજન વાળું સમજવું. કોઇ સ્થળે મૂળરૂપની અવતારોએ સેવ્યતા કહી હોય તો તે પણ અવતારો એ મૂળ રૂપના અંશ હોવાથી ઘટે છે એ પણ એક લીલા જ છે.

ઉપરોક્ત અવતાર અવતારીની અનન્યતા અને અવતાર પ્રકાર સમજાવવા માટે શાસ્ત્રોમાં નટનું દૃષ્ટાંત આપ્યુ છે. તે બહુધા બંધબેસતું છે. જેમ નટ વેષાંતરને ધારે છે તેમાં આત્મસ્વરૂપથી કે રૂપથી ભેદ નથી એજ સ્વરૂપ અને રૂપ છે. કલ્પેલો જે અપૂર્વ આકાર (વેષ) એજ ભાસે છે. તેમ અવતારરૂપોને ધારે છે. તેમાં અહમર્થ પરમાત્મસ્વરૂપથી કે રૂપથી ભેદ નથી. એનુ એજ સ્વરૂપ છે અને એનુ એજ દિવ્યરૂપ છે. પરન્તુ કંચુકવત નવા જે આકારો મત્સ્યાદિ કાર્યોપયોગી ધાર્યા હતા તે કાર્યની પરિપૂર્તિ થતાં એનો ત્યાગ કરી દે છે અપૂર્વ આકારોનો જ આવિર્ભાવ તિરોભાવ છે પણ મૂળ સ્વરૂપરૂપનો નહિ. (જુઓ ગ.મ. ૧૩) 'પુરુષોત્તમમાંથી અવતારો થાય છે એમ પુરૂષોત્તમમાં લીન થાય છે.' એનો પણ અર્થ મળતો જાણવો. આવા અભિપ્રાયવાળા શ્લોકો ભાગવત સ્કંધ-૧/૧૫ માં 'ययाऽहरद्भुवो भारं तां तनुं विजहावजः। कण्टकं कण्टकेनैव द्वयं चापीशितुः समम्। यथा मत्स्यादिरुपाणिधत्ते जह्याद्यथानटः' આ રીતે છે. આનો ભાવાર્થ ભક્તરંજની ટીકામાં 'જેમ નટ નાટ્ય કરવામાં ઉપયોગી વેષાંતરને ધારીને, તેનું ફળ સિધ્ધ થતાં તેનો ત્યાગ કરીને, પોતાના અસલ મૂળ રૂપથી રહે છે તેમ ભગવાન પણ પ્રયોજનોપયોગી મત્સ્યાદિ રૂપોને ધારીને, તેનું ફળ સિધ્ધ થતાં તેનો ત્યાગ કરીને, પોતાના મૂળરૂપથી રહે છે.' આ શ્લોકો લોયા-૧૮ માં લઇને તેનું ઉપયોગી વિવેચન શ્રીમુખે કર્યું છે. જગતના કંટકભૂત અસુરોના નાશ માટે પરિગ્રહો છે અને કાર્યને અંતે પરિત્યજે છે. આટલા અર્થમાં સમતા હોવાથી કંટકનું દૃષ્ટાંત લીધું છે પણ અવતારરૂપોની ત્યાજય સ્વભવતા સમજવા નહિ. કેમ કે પરરુપની જ જેમ એમ અવતારૂપોની પણ

આપ્રાકૃતતા સર્વૈશ્વર્ય સંપૂર્ણતા, ઉપાસ્યતા, ઐચ્છિકતા વગેરે પ્રકારથી સમતા નિર્દેશી છે એમ તેમની ઉપાદેયતા કહી છે. માટે સર્વાંશે એ દૃષ્ટાંત નથી. અવતાર અવતારીને એકતા સમજવા માટે 'वेषान्तरं धृतवतो नटस्येवास्यसर्वथा। स्वरुपभेदो नास्त्येव ज्ञेयमित्थं मनीषिभिः॥' 'नये वेषान्तरमिव लोकान् सन्दर्शयते प्रभुः। ....' 'याद्दशं तु भवेत्कार्य स धृत्वा ताद्दशं वपुः। लद्दिधाय पुनः स्वेन रुपेवास्ते विहाय तत्' (હ.સુધા સિંધુ) એમ નટનું દૃષ્ટાંત લીધુ છે. 'नराकृत्सि तथा कृष्णो ज्ञातव्यो दिव्यविग्रहः। दिव्य विग्रहएवासौ नरनाट्य धरश्चवै' (સ.જી. ૩/૨૯) એમ નરદૃષ્ટાંતથી અભિન્નતા જણાવી છે ભગવાનતો નટવર્ય કહેવાય છે. એમાં તો નટ કરતા વિશેષ વિલક્ષણતા હોય એમાં કહેવું જ શું?

બીજું દૃષ્ટાંત સૌભરી મહર્ષિનું સંગત અપાય છે- જેમ સ્વરૂપથી તથા રૂપથી એક જ સૌભરી માંધાતા રાજાની પચાસ કન્યાઓને મોહક રૂપબનીને પરણી લાવ્યા પછીથી તપયોગના બળતી પચાસરૂપે થયા એટલુ જ નહિ પણ તેટલાજ ભોગસ્થાન ભોગોપકરણ ભોગવ્યાદિકને બનીવીને પૃથક્ પત્નિઓ સાથે રહ્યા. મોહ પુરો થતાં તે રૂપોનો ત્યાગ કરીને પાછા પોતાના અસલ એક રૂપથી રહ્યા હતા. આમા સર્વરૂપોમાં રહેલું અહમર્થ આત્મસ્વરૂપ તે અખંડ એક જ એકરૂપ હતું અને પ્રથમનું શરીર પણ એકજ હતું. એને લઇને સજાતીય બીજા રૂપોપચાસ ધાર્યા હતા. પચાસેય રૂપનો મૂળરૂપ સાથે અને પરસ્પર પણ અભેદ હતો. સર્વરૂપો સર્વગુણ સંપન્ન હોઇને સર્વ કાર્ય કરવા સમર્થ હતા, ઇચ્છા સ્વીકૃત એમાં કોઇને પણ ન્યૂન અધિક વસ્તુતઃ કહેવાય નહિ, આ દૃષ્ટાંતનો અર્થ દૃષ્ટાન્તિક ભગવાનમાં પણ સંગત સમજી લેવો. એમાં કોણ અવતારી? અને કોણ અવતાર? અને અવતાર એ શું તત્વ? અને એ બન્ને વચ્ચે ભેદ કેવો? એ બધુ દીવા જેવું દિવ્ય છે.

પંચાળા-૪ માં સૂર્યનું દૃષ્ટાંત આબેહુબ મળનું આવ્યું છે. લોયા-૪ માં તથા વરતાલ-૧૩ માં સિદ્ધયોગી વ્યાસ શુકનું આપ્યુ છે. મધ્ય-૪૨ માં તો યોગેશ્વર શ્રીકૃષ્ણનું આપ્યુ છે. 'જેમ શ્રીકૃષ્ણ ભગવાને રાસક્રીડા કરી ત્યારે પોતે એક હતા તે જેટલી ગોપાંગનાઓ હતી તેટલા રુપો થયા તેમ પુરૂષોત્તમ ભગવાન બ્રહ્માંડ પ્રત્યે જયાં જેવું રૂપ પ્રકાશ્યું જોઇએ ત્યાં તેવા રૂપે પ્રકાશે છે અને પોતે તો સદાય અક્ષરધામમાં રહે છે.' આ રીતે સસિધ્ધાંત આપ્યુ છે. આ દૃષ્ટાંત સ.જી.પ્ર. ૩/૨૯ 'सर्वासामपि' આ શ્લોકથી આપ્યુ છે. શ્રીકૃષ્ણનું બીજુ દૃષ્ટાંત 'द्वार्वत्यां सकलस्त्रीणां प्रीतये तावदाकृतिः। वसन् प्रति गृहं प्रादात् नारदाय स्वदर्शनम्॥' એમ આપ્યુ છે. આ દૃષ્ટાંતનું વિવરણ ભાગવત સ્કંધ-૧૦ અ. ૬૯ માં આપ્યું છે. 'एक एवयथा विष्णुरजितोऽमृतमन्थने। चतुर्मूर्तिधरश्चक्र क्रिया दिव्याः पृथक् पृथक्। तत्रा जितोममन्थाब्धिं कूर्मो दध्ने च मन्दरम्। धन्वन्तरिः सुधां निन्ये व्यभजतां च मोहिनी' (સ.જી. ૩/૨૯)

અંત્ય-૩૧ 'ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન અવતાર ધારે છે' મધ્ય-૧૩ 'અને સર્વે અવતાર પુરૂષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરૂષોત્તમને વિષેલીન થાય છે. 'विपरिणमयति व्यूहपूर्वैर्विभागैः' એમ આકૃતિ શબ્દ વાચ્ય પરરૂમાંથી અવતારો થવાનું કહે છે. આ ઉપરથી એવી શંકા આવે છે કે- 'જ્યારે રૂપમાંથી અનંત અનિત્ય અવતારાદિ પરિણે છે તો પછી તેને નિત્ય શી રીતે મનાય? અનિત્ય જ માનવું પડે.' એનુ સમાધાન એમ છે કે - નિત્ય રૂપમાંથી અનંત વિવિધ વિચિત્ર વ્યૂહાદિ થયા જાય છે તથાપિ તેના અવયવોની પ્રચ્યુતિ રૂપ શિથિલતા લેશથી પણ થતી નહી હોવાથી નિત્ય જ રહે છે. જો કોઇ અંશે અવયવોની શિથિલતા થતી હોય તો અનિત્યની આશંકા આવે અવયવોની શિથિલતા રૂપ વિકાર થાય નહિ અને અનેકવિધિ અવતારાદિથતા જાય એ પણ શી રીતે ઘટે? કંઇપણ વિકાર થવોજ જોઇએ? તો તેમ નથી બ્રહ્માંના દેહમાંથી દેવાદિ અનેક દેહોની ઉત્પત્તિ થાય છે

તથાપિ તેના અવયવ સંસ્થાનની શિથિલતા થતી નથી. જેમ તેજોરૂપ સૂર્ય રૂપાંતરથી કુંતાજી અને સત્રાજીત પાસે આવ્યા ત્યારે મૂળ રૂપમાં કાંઇ પ્રચ્યુતિરૂપ શિથિલતા થઇ ન હતી. એક રૂપમાંથી પચાસરૂપે થએલા સૌભરીના મૂળ રૂપમાં કાંઇ પ્રચ્યુતિરૂપ શિથિલતા થઇ ન હતી. આ બાબત શાસ્ત્રસિદ્ધ છે. જ્યારે અલ્પશક્તિ બ્રહ્મા સૌભરી સૂર્ય યોગી જેવા પ્રાકૃતમાં એમ છે તો સર્વશક્તિ વિવિધ શક્તિ વિચિત્ર શક્તિ પરમાત્માના અપ્રાકૃતરૂપમાં એમ હોય એમાં કહેવું જ શું? માટે ભગવદ્રુપને 'समस्ताः शक्तयश्चेतानृपयत्रप्रतिष्ठिताः' 'समस्तशक्तिरुपाणि' એમ સમસ્તશક્તિ સંપન્નપણે વર્ણવે છે. 'सदैकरुपरुपाय' 'दृष्ट्वाद्भुतं रुपं' એમ રૂપને 'एकरुप' અને તેથી 'अद्भुत' એવું વિશેષણ આપ્યુ છે એનો અર્થ વ્યૂહ અવતારાદિ રૂપે પરિણામ થાય છે તથાપિ દિવ્યનિત્યરૂપની સ્થિતિ પ્રાચીન એક રૂપ જ રહે છે, ક્યારેય કિંચિતપણ બદલાતી નથી, માટે એકરૂપ અને એમાંથી મત્સ્યાદિ વિચિત્ર અવતારો થાય છે, ક્ષણે ક્ષણે અપૂર્વવત અનુભવાય છે. અલ્પવટ પત્ર ઉપર અલ્પ બાળરૂપથી પોઢી જવું, વિશાળ વિશ્વ રૂપાદિ મહાવસ્થામાં રહેવું, વગેરે અનંત આશ્ચર્ય ગર્ભિત હોવાથી 'અદ્ભૂત' આ રીતે કર્યો છે. એમ યૌગૈશ્વર્યની અદ્ભૂતતાથી શંકાનું સમાધાન કર્યુ છે લોયા-૪ 'ભગવાન નિત્ય મનુષ્યાકૃતિ છે તો અન્યાકૃતિ કેમ ઘટે? એવી શંકામાં 'ભગવાનની મૂર્તિ તો સદા સરખી છે તો પણ પોતાની મૂર્તિને જ્યાં જેવી દેખાડવી જોઇએ ત્યાં તેવી દેખાડે છે. .... અને તે જ ભગવાન મત્સ્ય, કચ્છ, વરાહ, નૃસિંહાદિક અનંત રૂપે ભાસે છે અને પોતે તો સદા એક રૂપે જ વિરાજમાન રહે છે. પુરુષોત્તમ તે તો યોગેશ્વર છે ને યોગકળાના નીધિ છે. જ્યાં જેમ ઘટે ત્યાં તેમ ભાસે તેમાં શું કહેવું? અને એ ભગવાનમાં એમ હોય, તેમા શું આશ્ચર્ય? ભગવાનમાં તો સર્વયોગકળાઓ રહી છે તે મહાઆશ્ચર્ય છે તેને જીવ કેમ જાણી શકે?' આ રીતે યોગૈશ્વર્યની અદ્ભુતતાથી સમાધાન કર્યુ છે.

અવતારોની ઉત્પત્તિ લય તે લૌકિકવત નહિ પણ આવિર્ભાવ તિરોભાવ કે જેને દર્શન અદર્શન પ્રકટ અપ્રકટ કહે છે તે રૂપોને જાણવા. જેમ કોઇ મનુષ્ય પડદામાંથી નીકળે અને પાછો પ્રવેશ કરે તેમ નિત્યધામમાંથી નીકળે અને પ્રવેશે. એટલે અવતારરૂપોનું પણ લૌકિક જેવું આદ્યંતપણુ નહિ હોવાથી એને પણ નિત્ય કહી શકાય. 'नैषगर्भत्वमापेदे न येन्यामवसत्प्रभुः' (મહાભરત) એવો શબ્દ છે મધ્ય-૬૪ ' અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ તે તો કથન માત્ર છે.' 'મધ્ય-૧૩ માં આવિર્ભાવ તિરોભાવનું વિવરણ કરીને છેવટે 'ભગવાનના જન્મને દેહ મુકવાની રીત તો અલૌકિક છે.' એવો યુક્તિ પ્રયુક્તિવાળા ઘણા શબ્દો છે. લોયા-૧૮ મા એનું વિવેચન છે. આ રીતે એક રૂપમાંથી અનંતરૂપો થાય તથાપિ મૂળ રૂપમાં કશો વિકાર ન થતાં તે એકરૂપે જ રહે છે.

ઉપર પ્રમાણે અવતાર અવતારીનો અભેદ સિધ્ધ થાય છે, છતા જો આગ્રહથી આત્યંતિક વાસ્તવિક ભેદ જલ્પવામાં આવે તો અવતારોને પાંચ અનાદિ ભેદ પૈકી કેમા સમાવેશ કરવો? એ વિચારવાનું આવે પરંબ્રહ્મ સિવાય બીજા જીવાદિકમાં કરાય તો 'न तु जीवानृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च (शीक्षापत्री श्लो -११५)' એમાં કહ્યા મુજબ અવતારોના પણ અધ્યેયતા અને અમોક્ષ પ્રદાતા અવશ્ય આવે આતો અતિશય અનર્થ અપરિહાર્ય આવે. પરરૂપતો આપણને અગોચર છે. એજ જ્યારે અવતારરૂપથી અહીં ગોચર થાય ત્યારે આપણે ધ્યાન આરાધનમાં આવે એવું જ અવતાર પ્રયોજન કરિયાણીના પાંચમાં વ. મૃતમાં શ્રીહરિએ સ્વમુખે કહ્યુ છે. અવતારોને તત્ત્વતઃ ભિન્નમાનીએ તો તેનો કશો અર્થજ નથી અવતારોની ધ્યેયતા અને મોક્ષપ્રદાતા કયારે મનાય કે જ્યારે પરરૂપ સાથે તેને તત્ત્વતઃ અભેદમાની એ તોજ એમ હોવાથી 'कृष्णस्तदवताराश्च (શિક્ષા ૧૧૫)' એમ 'तत्' શબ્દથી મૂળ પરમાત્માનો પરામર્ષ કરવા પૂર્વક તેમની સાથે જ અવતારોનો સંબંધ જોડે છે. તે

પછીથી 'ध्येया:' એમ ધ્યાન કરવાનું કહે છે વ.મૃતમાં અવતારોની ધ્યેયતા બહુ સ્થળે કહી છે ત્યા તેમનો તત્વ સંબંધ પરરૂપ સાથે જોડીને જ કહી છે વાંચો ગ.મ. ૩૧ 'અને ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે મુક્તિ થાય છે.' ગ.પ્ર. ૭૮ 'મત્સ્ય, કચ્છ, વરાહ, વામન, પરશુરામ અને રામકૃષ્ણાદિક એ જે ભગવાનના અનંત અવતાર તેનો મહિમા વિચારે જે જે ભગવાને રામકૃષ્ણાદિક અવતારે કહીને અનંત જીવનો ઉધ્ધાર કર્યો છે.' મધ્ય-૧૮ 'પુરૂષોત્તમ ભગવાન તેના જે અવતાર.... દેવ મનુષ્યદિકને વિષે થાય છે તેને વિષે પતિવ્રતાના જેવી અનન્યપણે નિષ્ઠા રાખવી' ઇત્યાદિ 'कारणं तु ध्येय:' 'ध्येयो नारायणः सदा' એમ શાસ્ત્રો તો સર્વકારણ નારાયણની જ ધ્યેયતા અને મોક્ષપ્રદાતા કહે છે, આ જોતાં અવતારોનો સમાવેશ પરંબ્રહ્મ તત્ત્વમાંજ થાય, જેની ધ્યેયતાનો નિષેધ કરે છે એવા જીવન મુક્તાદિકમાં સમાવેશ કરવો એતો મહાસાહસ અર્થાત્ પૂર્વાપરનું વિચાર કર્યા વગરનું કાર્ય છે.

મધ્ય-૧૩ માં કહ્યા પ્રમાણે પુરૂષોત્તમમાંથી અવતારો થાય છે અને પાછા પુરૂષોત્તમમાંજ લઇ થઇ જાય છે, તો પછી અવતારોના જુદાંજુદાં કાયમનાં ધામો પણ કેમ જલ્પાય (એટલે કે શ્રીરામનું વૈકુંઠ, શ્રીકૃષ્ણનું ગોલોક અને સ્વામિનારાયણનું અક્ષરધામ આમ કેમ જલ્પાય) પુરૂષોત્તમનું જે ધામ છે એજ એમનું પણ હોવું જોઇએ. અવતાર ભાવ તો કોઇ અંશથી પણ રહેતો નથી. વળી લોયાના-૧૮ માં વ.મૃત મા કહ્યા મુજબ સર્વકોઇ ઉપાસકો 'પરરુપ જ સર્વગુણ સંપન્ન અવતારરૂપથી વિરાજે છે એમાં કોઇ ભેદ નથી.' એમ પરીપૂર્ણ અભિન્નપણે ઉપાસન કરે છે. તો પછી તે તે મત્સ્યાદિ અવતારોના ઉપાસકોને જુદાં જુદાં ઉચ્ચનીચ નંબરના ધામોની પ્રાપ્તિ થાય છે, એમ પણ શી રીતે જણાય? સર્વેને પર રૂપનું જ ધામ મળવું જોઇએ. ઉપાશ્ય અન્યત્ર રહે અને ઉપાસક અન્યત્ર રહે એમ કહેવું તે પણ તદ્દન અઘટિત છે

મુક્તિમાં સાલોક્ય હોવું જોઇએ. જ્યારે અવતારરૂપો પરરૂપમાં લય પામી જાય છે ત્યારે તે તે મત્સ્યાદિ ભાવો અને સ્વભાવ ભેદી જે લોકમાં કાર્ય વશાત્ પ્રકાશમાં આવ્યા હતા તે તમામ લય થઇ જાય છે. તો તે તે ઉપાસકોને અક્ષરસ્થ મૂળ રૂપની પ્રાપ્તિ ન્યાયથી થવી જ જોઇએ એમ હોવાથી જ સ.જી. ૩/૪૧ માં અક્ષરધામનું આખું વર્ણન કરીને છેવટે 'तदीया येऽवतारा: स्युस्तेषामेव ह्युपासया। भक्तै: स्वधर्म निरतैस्तत्प्रसादात्तदाप्यते' એમ અવતારોના ઉપાસનથીઅક્ષરધામની પ્રાપ્તિ, સર્વ ઉપાસકોને સાધારણ પણે ભગવાનશ્રીહરિ કહે છે તે સુસંગતજ થાય છે. આવી જ તાત્વિક સ્થિતિ હોવાથી અક્ષરધામી પરમાત્માના જ અવતારો તેમાંજ તેમનો લય, એથી જ અવતાર અવતારીનો તત્વતઃ અભેદ, એથી જ તેઓની ધ્યેયતા અનેમોક્ષપ્રદાતા, એથી જ તમામ અવતારોનાં ઉપાસકોનેઅક્ષરધામની પ્રાપ્તિ વિગેરે તમામ જ્ઞાતવ્ય અર્થો લોયાના- ૧૮ માં શ્રીમુખે વિવેચ્યા છે- 'ભગવાને વહારનો દેહ ધર્યો... ઇત્યાદિક જે ભગવાને આકૃતિઓ ધારણ કરી હતી ત્યારે તેને તે કાળે જે જે મળ્યા તેમણે તેવા તેવારૂપનું ધ્યાન કર્યુ છે અને તે ધ્યાને કરીને તે તે ભગવાનના રૂપને પામ્યા છે. તેમાં જે વરાહને મળ્યા તે શું ધામને વિષે ભગવાનને વરાહરૂપ જ દેખે છે? ..... માટે જો ભગવાનનું મૂળ રૂપ વરાહાદિક જેવું જ હોય, ત્યારે તો કહ્યું તેમજ થવું જોઇએ પણએ વાત એમ નથી... મૂળરૂપને ત્યજીને એ અવતારનું ધારણ કરતાનથી, તેજ ભગવાન પોતે અનંત ઐશ્વર્ય અને અનંત શક્તિ સહિત જ મત્સ્ય, કચ્છાદિક રૂપને ધારણ કરે છે અને જે કાર્ય નિમિત જે દેહનું ધારણ કર્યુ હોય તે કાર્ય થઇ રહે છે ત્યારે તે દેહનો ત્યાગ પણ કરે છે.' આટલા શબ્દો ઉપર ધ્યાન દેવામાં આવે તો કશી શંકાને સ્થાન રહે નહીં.

'અમુક ધામમાં અમુક રૂપથી રહ્યા છે, કે અમુક ધામ થકી અમુક અવતારો થયા છે.' એવા વચનોથી કોઇ અલ્પ શ્રુતો બધા ધામીઓનેજીવ મુક્તાદિવત

જુદાજુદા જલ્પે છે તે યોગ્ય નથી કેમ કેતમામ ધામોનું આધિપત્ય અને અવતાર ધર્તુત્વનો એક જ પરમાત્માનું એનાંએજ વચનો પાછળથી કહે છે. અવતારી પરમાત્મતત્વ સર્વરૂપોમાં અનુસ્પૂત છે અને અવતાર રૂપોછે તે પરરુપનાં જ રૂપાંતરો છે એવી સત્ય સમજણથી ઐક્ય કહે છે. વાંચો શ્રીહરિના અમૃતવચનો ગ.પ્ર. ૯ ‘ગોલોક, વૈકુંઠાદિક ધામને વિષે જે આને આ ભગવાનનું તેજોમય રૂપ છે.’ ગ.પ્ર. ૫૬ ‘ભગવાનતો ગોલોક, વૈકુંઠ શ્વેતદ્વિપ બ્રહ્મમહોલ તેના પતિ છે .... પણ એની મૂર્તિ છે તે ગોલોકાદિક જે પોતાનાં ધામ છે તેને વિષે એકએક નખમાં કોટિ સૂર્યના પ્રકાશે યુક્ત જણાય છે.’ ગ.પ્ર. ૫૯ ‘તથા ભગવાનના ઐશ્વર્ય ને જાણે જે આ ભગવાન છે તે બ્રહ્મમહોલ ગોલોક શ્વેતદ્વીપ એ આદિક સર્વે ધામના પતિ છે.’ લોયા-૧૧ ‘જે ડાહ્યા છે તે જે સ્થાનકમાં રામકૃષ્ણાદિક મનુષ્યરૂપ મૂર્તિઓ રહી છે તે સ્થાનાદિક વિષે વૈકુંઠ, શ્વેતદ્વીપ, ગોલોક, બ્રહ્મપુર એ લોકની ભાવના કરે છે .... અને એ લોકમાં રહી જે પ્રકાશનમાન પુરૂષોત્તમ નારાયણની દિવ્યમૂર્તિઓ તેની ભાવના રામકૃષ્ણાદિને વિષે કહે છે પણ ભગવાનની મૂર્તિમાં ભેદ નથી (પરસ્થાન અને પરરૂપની ભાવના અવર સ્થનરૂપમાં કરવાની કહી છે તે તત્વતઃ ઐક્ય જાણ્યા વિના કહેવાય નહિ)’ લોયા-૧૮ ‘ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વીપ, બ્રહ્મપુર એ ધામનાં જે ઐશ્વર્ય સમૃદ્ધિ તથા પાર્ષદ તેણે સહિત એ ભગવાન છે અને એમની સેવાના કરતલ તો રાધિકા લક્ષ્મીઆદિક છે.’ પંચાળા-૬ ‘લક્ષ્મીપતિ વૈકુંઠનાથ તેનો ભાવ પોતે જણાવ્યો..... શેષ શાયિપણું જણાવ્યું .... વિશ્વરૂપ દેખાડ્યું..... પુરૂષોત્તમપણું જણાવ્યું ..... ગોલોકવાસી જે રાધિકા સહિત શ્રીકૃષ્ણ..... ભૂમાપુરૂષરૂપે દર્શન કરાવ્યું .... શ્વેતદ્વિપવાસી વાસુદેવ તેણે તો પોતેજ અવતાર ધાર્યો હતો ......... નારાયણ તો (બદરિકાશ્રમ) શ્રીકૃષ્ણને જ કહ્યા છે .... તે માટે એ શ્રીકૃષ્ણને વિષે તો ભિન્ન ભિન્ન પણે રહી જે એજ મૂર્તિઓ તથા શક્તિઓ ઐશ્વર્ય તે સમગ્ર છે

(આથી એકનું જ ધામાધિપત્ય અને મુર્તિ ધર્તૃત્વ સાબીત કર્યુ.)' વર. ૨ 'શ્રીકૃષ્ણ ભગવાન છે તે પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય મૂર્તિમાન રહ્યા છે અને તેજ ભગવાન શ્વેત દ્વિપવાસીને પાંચ વખત દર્શન આપે છે તથા વૈકુંઠ લોકને વિષે તેજ ભગવાન ચર્તુભુજ મૂર્તિ થકા છે અને તેજ ભગવાન રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છે. (એમ એક જ શ્રીકૃષ્ણને અનેક ધામોના અધિપતિ પણે કહ્યા છે.)' શ્રીહરિના સમ્બન્ધ માપણ ગ્રંથોમાં શ્રીહરિએ અનેક ભક્તોને આપેલા દિવ્ય રૂપના દર્શનની કથાઓને લખતાં ધામનો ભેદ કહીને પણ ધામાધિપતિ તો એક શ્રીહરિને જ નક્કી કર્યા છે. સ.જી. ૨/૪૪ માં પણ ધામભેદથી ધામીમા ભેદ નથી એમ સ્પષ્ટ સાબીત કર્યુ છે એમ હોવાથી જ એક જ શ્રીહરિને 'ગોલોકરમણ' 'બ્રહ્મક્રીડ' 'અક્ષરસ્થ' 'વૈકુંઠનાયક' એવા મંગળ નામથી નિરૂપ્યા છે. આ જોતાં ધામભેદથી જુદા ધામીની કલ્પના અસંગત છે. જો પરમેશ્વર અનેક માનીએ અને તે પોતે અવતરતા નથી એમ માનીએ અથવા એવું અવતાર નામનું એમ અનાદિ જીવાદિ જેવું ખાતુ માનીએ તોજ એવી નાસ્તિક કુસંગી કુકલ્પનાને સ્થાન મળે. તેમ તો મનાય તેમ નથી.

પ્રાચિન પ્રબન્ધો એ કે આચાર્યોએ સર્વોપરી કે અવતારી શબ્દ બહુધા ઉપયોગ કર્યો ન હોય તે ઉપરથી 'તેઓએ અર્થને સમજતા ન હતા' એમ કોઇ જાલ્મો જલ્પે છે તે યોગ્ય નથી. તેઓએ એ અર્થ ને જણાવવા માટે જ પરંબ્રહ્મ, પરમાત્મા, પરમપુરૂષ, પરમેશ્વર, પુરૂષોત્તમ, ભગવાન, નારાયણ, વાસુદેવ, અવતારકંદ, અવતારનિદાન આદિક શબ્દો વાપર્યા છે કેમ કે સર્વોપરિપણામાં ઉપયોગી અવયવાર્થ એ શબ્દોમાં છે. સર્વોપરી કે અવતારી શબ્દોમાં એવો કોઇ ખાસ અવયવાર્થ નહિ હોવાને લીધે એ શબ્દો લીધા નથી. અર્થ શો છે એ સમજવાની પ્રથમ જરૂર છે.

જો કે સંપ્રદાયના મુખ્ય શાસ્ત્રોમાં અવતારોમાં મુખ્ય ગૌણ આદિક ભેદો નામ નિર્દેશ સાથે વ્યક્તિથી જણાવ્યા નથી. તથાપિ કોઇ પ્રાચિન કે અર્વાચિન તેવા ભેદો કહ્યા હોય તો તે પણ તત્વવિમર્શ કરતા ઔપાધિક છે એમ પોતે જ છેવટે નિરૂપે છે કદાચ કોઇ અવતારને ગૌણ કહ્યો હોય એ ઉપરથી રામકૃષ્ણાદિ અવતાર માત્રને ગૌણ જલ્પાય તો સ્વયં અવતાર કોઇ થતો જ નથી એવું રોકડું મીંડુ જ નાસ્તિક વત વાળવું પડે. એ તો ગીતાદિ સર્વ શાસ્ત્રો વિરુધ્ધ છે અમુક અવતારોમાં કલ્પભેદથી મુખ્ય ગૌણની વ્યવસ્થા કોઇ સ્થલે આવે છે તે ઠીક છે. કોઇ જીવમાં પ્રવેશી ને અમુક ઔશ્વર્ય ગુણનો આવિષ્કાર કરે તે ગૌણ કે આવેશ અવતાર કહે છે. કોઇ સ્થળે કળા, અંશ ઇત્યાદિ ભેદો કહ્યા હોય તો પણ સમગ્ર ઐશ્વર્ય હોવા છતાં ગુણૈશ્વર્યના આવિષ્કારના તારતમ્યને લીધે છે એમ સમજવું ઘટે. ગુણૈશ્વર્ય જીવાદિકનું નથી પણ પરમાત્માનું છે અને આવિષ્કર્તુત્વ પણ એમનું જ છે એ મુખ્ય મુદ્દો જાણવાનો છે.

ખરૂ ખુલ્લુ કહીએ તો જે પરમાત્માનું મૂળરૂપ અવતારકંદ છે તે પણ ઐચ્છિક હોવાથી ઔપાધિક કહેવાય પરન્તુ નિત્યેચ્છા સ્વીકૃત હોવાથી એને નિત્ય કહે છે. એમાંથી જે રૂપાંતરો થાય છે તે 'आत्मामायया' 'इच्छागहीताभिमतोरुदेह:' 'मदिच्छया हि गौणत्वं मनुष्यत्व मिवेच्छया। शूकरत्वं च मत्स्यत्वं नारसिंह त्वमेवच' એમાં કહ્યા પ્રમાણે અનિત્યેચ્છાકૃત અનિત્ય હોઇને ઔપાધિક છે. જેમ રામકૃષ્ણાદિ મનુષ્યભાવ જેમ સાધુ રાજભાવ જેમ મત્સ્ય કચ્છાદિભાવ ઇચ્છાકૃત છે તેમ ગૌણ ભાવ પણ ઇચ્છાકૃત છે. પણ એમાં બીજો કોઇ કર્માદિ હેતુ નથી જ્યાં જ્યા આવું વર્ણન છે ત્યાં સર્વત્ર પરમાત્માની ઇચ્છાનેજ આગળ ધરે છે. ઇચ્છાકૃતવસ્તુમાં 'આ મુખ્ય છે, આ ગૌણ છે' એવો નિતાંત નિર્ણય કરવો એ પણ મહામુશ્કેલી ભર્યો વિવાદાસ્પદ અને ક્લેશપ્રદ છે, કેમ કે જેને કોઇ ગૌણ કે મુખ્ય માનતો હોય તેને બીજો કોઇ મુખ્ય કે ગૌણ માનતો હોય કથાઓ અને દાખલા દલીલો પણ એવી અવળી સવળી બહુ મળી

આવે. ઉપર મુજબની સ્થિતિ હોવાથી અવતારોમાં મુખ્ય ગૌણાદિ ભેદ નિશ્ચિત શી રીતે કહી શકાય તત્વતઃ ભેદ કહેવામાં એવો કોઇ અસાધારણ ધર્મ નથી. એમ હોવાથી જ શ્રીહરિ લોયાના-૧૪ માં વ.મૃતમાં ફક્ત રૂચિભેદને કહે છે અને પંચાળા-૬ માં 'અમુકે થોડી શક્તિ જણાવી એમ કહે છે. પણ ન હતી કે ન્યૂન હતી' એમ કહેતા નથી 'यावत् प्रयोजनमैश्वर्यस्यप्रकाशनात्' એવો મુદ્દો કહે છે. કાર્યવિશેષથી શ્રીકૃષ્ણાદિકના વિશિષ્ટતા વર્ણવી છે એ ઉપરથી પણ તત્વભેદ તો સાધી શકાય નહિ. અલૌકિક અપૂર્વ અદ્ભુત કાર્યવિશેષતો 'मात्स्यंरुप मलौकिकं' 'सर्वास्तास्तनवस्तवाखिलनिजैश्वर्येण युक्ताः सदा। चक्राद्यायुधदर्शितातिमहसः सन्ति प्रतापश्रुताः ॥' ઇત્યાદિ સ્તુતિ ભાગોમાં શ્રીહરિએ મત્સ્ય, નૃસિંહાદિકમાં પણ વર્ણવ્યો છે. અવતારો એ પરંબ્રહ્મના શુધ્ધ શરીરો હોઇને તેમા વિવિધ વિચિત્ર કાર્ય વિશેષને કરનારૂ તો અહમર્થ વિભુ સર્વકર્તા ચેતન પરમાત્મતત્વ એકજ અનૂસ્પૂત છે એ નિર્વિવાદ વાત છે એનુ જ અસાધારણ ઐશ્વર્ય અવતાર રૂપો દ્વાર ઇચ્છા મુજબ પ્રકાશે છે સર્વશક્તિ ઐશ્વર્યશાલીતો પરમાત્મ સ્વરૂપ છે. એમ હોવાથી સર્વ અવતારોમાં સવૈશ્વર્યચાલી પરમાત્માની જ ઐક્યભાવના રાખવી ઘટે. ખરૂ તો એ છે કે ઉપાસકોને એવી ચર્ચાની જરૂર પણ નથી. જેને જે મળ્યા હોય તે તેને ઉપાસે.

કોઇ ભ્રમિતો 'ત્રિમુખ' શબ્દને આગળ ધરીને સત્યાદિ ત્રણ યુગમાં જ અવતરે છે પણ કલિમાં નહિ. વળી અવતારોની સંખ્યા દશ કે ચોવિસ જ છે. એમ માને છે તે યોગ્ય નથી કેમ કે ભગવાને જ 'युगेयुगे' 'यदायदा हि' 'बहूनि मे व्यतीतानि जन्मानि' 'जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग' 'सहस्त्रशः' એમ કાળનિયમ અને સંખ્યા નિયમોનો નિષેધ કર્યો છે. ભાગવતમાં તથા સત્સંગિ જીવનમાં તેમના તેમના અદ્ભુત ઐશ્વર્યો અને ચરિત્રો વર્ણવ્યા છે અને તે વર્ણવવાપૂર્વક 'मात्स्यं रुपं' એમ દશ અને 'मात्स्यं कूर्म' અને ચોવિસનુ વર્ણન સ્તુતિ પ્રસંગે અપાયુ છે તે તો દિગ્દર્શન સમજવું.

સંપ્રદાયસ્થ કોઇ અવતાર દ્રોહીઓ, અવતાર દ્વેષિઓ તો 'સ્વયં પરમાત્મા આવ્યા નથી અને આવશે નહિ, આતો જીવ ઇશ્વર જેવું અનાદિ એક જુદુ ખાતું છે તેથી ભગવાનના અવતાર તરીકે ખોટી રીતે લોકમાં પૂજાય છે' એમ કહીને સ્વયં અવતાર વાદને જ મૂળમાંથી ખોદી નાંખે છે. બીજા કોઇ દુરાગ્રહીતો 'પુરૂષોત્તમમાંથી અવતાર થાય છે.' એ શ્રીહરિના અમૃતવચનો 'મૂર્તિમાં મગ્ન રહેલા મુક્તો અવતરે છે અને પાછા લય પામે છે' એવો ઉટાંગ અર્થ કરીને સ્વયં અવતાર વાદને ખંડન કરીને મુક્તોમાં અવતાર ભાવને ઘડવાની ધૃષ્ટતા વાપરે છે. વળી કોઇ આંતરિકો તો ભક્તોમાં કે મુક્તોમાં ભગવાનના ગુણાદિકથી પ્રવેશ માત્ર માનીને સ્વયં અવતાર વાદને નકારે છે. વળી કોઇ તત્વજ્ઞાન વિધુર શાસ્ત્રજ્ઞાન શૂન્યો એ તો શ્રીકૃષ્ણે કહેલા સંકલ્પ કે કૃપા આ વ્યાજબી અવતાર હેતુ ને નહિ ગણીને, બીજા કપોળ કલ્પિત અહેતુ છતાં છ હેતુઓ ઉટાંગ ઉભા કર્યા છે. તેમાં 'स्वकीयावतारास्तदीयाश्चभक्ताः' એવો શ્લોક બનાવીને અત્યાર સુધીના બધાજ રામકૃષ્ણાદિ અવતારો અને તેમના હનુમાન, ઉધ્ધવ આદિક તમામ ભક્તોને અત્યાર સુધી મોક્ષ વિના જ્યાં ત્યાં દુઃખી દશામાં રખડી થાકીને પડી રહેલાનો મોક્ષ કરવા રુપ એક વધુ પડતો શ્રીહરિના જન્મનો હેતુ કલ્પી કાઢ્યો છે એમ કરીને સ્વયં અવતાર માન્યતાને સાવ ખોટી ઠરાવી છે અને ભૂતપૂર્વ સર્વ અવતારોને અને તેમના ભક્તોને બહુ ભૂંડી દશામાં મુક્યા છે. કોઇ આપ ડાહ્યા એક દેશી તો 'પરમાત્મા અવતાર લઇને અહીં આવતા નથી પરન્તુ ધામ માં રહીને જ તેવે તેવે રૂપે માયાથી ભાસે છે, સ્વતઃ આવવાપણુ નથી.' એમ પણ પ્રલપે છે. આવી કપોળ કલ્પિત વાતોનાં પોથાં પોથાં બનાવી છાપીને પણ જાહેરમાં મુક્યા છે. સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોને તો બીલકુલ માનતા નથી. આ બધો અવતાર ખંડનનો પૃથક બંડ પ્રકાર આસુર છે. ઉપરની સમસ્ત મનમાની અવતારદ્વેષી અપમાન્યતાનું ખંડનતો

ઉપરનાં સંયુક્તિ પ્રમાણોથી થઇ જાય છે. આવા જાલ્મજાલ્પનો શાસ્ત્રો સાથે કશો સંબન્ધ નથી. અવતારોને માનીને પણ આવું અત્યંત અવળું પ્રલપનારાની અપેક્ષાએ અવતારોને નહિ માનનારા નાસ્તિકોને સારા કહેવા પડે.

ઉપર પ્રમાણે જ્યારે મૂળભૂત પરરૂપનાં જ સમગ્ર જ્ઞાનાદિ આત્મગુણો સાથેના અવતાર રૂપો છે અને અવતાર રૂપોનો પરરૂપ સાથે તત્વતઃ અભેદ સમ્બન્ધ અભેદ્ય છે. એમ સયુક્તિ પ્રમાણોથી સુસિધ્ધ થાય છે. તો પછી અવતાર અવતારી વચ્ચે લૌકિક કાર્યકારણ ભાવ કે નિયામ્ય નિયામક ભાવ કે સેવક સ્વામિ ભાવ કે શેષ શેષિ ભાવ કે વ્યાપ્ય વ્યાપકભાવ કે તેથી જીવાત્મા પરમાત્મા જેવો જ તત્વતઃ ન્યૂનાધિક ભાવ આત્યંતિક જલ્પવો એ કોઇરીતે અન્વિત ઘટિત નથી. કોઇ સ્થળે મૂળના સંબન્ધમાં કારણનિદાન આદિક શબ્દો આવે છે. તેનો પણ અર્થ ઉપરના સિધ્ધાંત અનુસરતો સમજવો સમુચિત સમન્વિત છે.

આવી મહત્તમ માન્ય શાસ્ત્રસિધ્ધ અત્યંત અભિન્ન તત્વ સ્થિતિ હોવા છતાં પણ કોઇ તત્વ વિવેક વિહીન અવતાર શત્રુઓ અવતાર અવતારી વચ્ચે અને અવતારોમાં પણ અત્યંત વાસ્તવિક તિમિર તેજ જેટલો ભેદ વાસ્તવિક મનવા માટે જે 'ચાકર ને બાદશાહ, પગરખા ને શેરખા, પાંચ કે દશ શેરનો પથ્થરને ચમકનો આખો પર્વત, તીરને તીરનો નાખનારો, તારાને ચંદ્રમાં, વહવાયાને સરદાર વહવાયાં ગરાશીયા અને ચક્રવર્તી ગરાશીયા, ઉમરાવ અને રાજા, ફુલવાદી અને ગારડીવાદી, કડવી લીંબોળી ને મીઠી રાંણ્ય, થોરડી બાવળીયાં ને ગુલાબ મોગરા, આકડાનું ફળ અને આંબાનું ફળ' ઇત્યાદિ અપ દૃષ્ટાંતો કે જે સ્વરૂપ સ્વભાવથી અત્યંત ભિન્ન વ્યક્તિ જીવાત્મા પરમાત્મા વચ્ચે સંભવે એવા આપે છે તે બિલકુલ અન્વિત ઘટિત નથી ધ્યેય મોક્ષપ્રદ સ્વયં પરમાત્મસ્વરૂપ અવતારોને જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડવા અપાતા આવા વિપરીત દુષ્ટ દૃષ્ટાંતો કોઇ પ્રામાણિક પ્રબન્ધમાં અપાયા નથી.

ભાગવત્ સત્સંગિજીવન અને સુધાસિંધુ વગેરેમાં તો નટ, સૂર્ય, વ્યાસ, શુકજી, સૌભરી વિગેરે યોગીઓ અને યોગેશ્વર શ્રીકૃષ્ણ આદિકમાં સંગત દૃષ્ટાંતો અભિન્નતાદિ સાધવાને પ્રસંગે આપ્યા છે આ દૃષ્ટાંતોને સિધ્ધાંતમાં લઇએ તો કોણ ચાકર ને કોણ રાજા? કોણ પરખા ને કોણ શેરખાં? કોણ તારા કે કોણ ચંદ્રમાં? કોણ તીર ને કોણ તીરને નાંખનારો? કોણ વહવાયાં અને કોણ સરકાર? કોણ ઉમરાવ અને કોણ રાજા? કોણ પાંચ દશ શેર નો પથ્થર ને કોણ આખો ચમકતો પત્થર? કોણ ફુલવાદી અને કોણ ગારદીવાદી? કોણ કડવી લીંબોળી ને કોણ મીઠી રાંણ્ય? કોણ થોરીઆ બાવળીયા ને કોણ મોગરા ગુલાબ? કોણ આંકડાનું ફળ અને કોણ આંબાનું ફળ? આ બધું બધુ વિચારવા જેવું છે. જેમ તેમ ઉન્મત પ્રલયન કરવા જેવું નથી. તત્વ વિચાર કરતાં પરસ્પર અવતારોમાં પણ આવા અપદૃષ્ટાંત તદ્દન અઘટિત છે અવતારભૂત શ્રીહરિને અવતારી મૂળ માનીએ અને બીજાને તેમના અવતારો માનીએ તો પણ બન્નેનું તત્વથી ઐક્ય નિશ્ચિત હોવાથી અવતારો માટે આવું બાલિશ પ્રલયન સ્વપ્ને પણ થઇ શકે નહિ આ અભેદ બાબત બહુશાસ્ત્ર સિધ્ધ મહનીય માન્ય સત્ય છે. તે અવળાં દ્વેષી દૃષ્ટાંતો દેવાથી અસત્ય કે અન્યથા થવાનું નથી અને થશે પણ નહિ. અફશોષ એ છે કે શ્રીજીએ જે નટાદિકનાં દૃષ્ટાંતો આપ્યા છે તેનું છડેચોક ખંડન કરીને આવાં અવળાં દુષ્ટ દૃષ્ટાંતો અવતારોને અપાય છે. શ્રીહરિતો આ રીતે ખંડન કરનારાં શાસ્ત્રોને પણ સત્ય તરીકે માનવાની શિક્ષાપત્રીમાં મનાઇ કરે છે. અને (સ.જી.પ્ર. ૨/૧૭/૧૭) થી તો આવા અવતાર દ્રોહને મુખ્ય આસુર લક્ષણપણે ઓળખાવે છે. ઉપરના વિરુધ્ધ વાદોનું ખંડન આગળ વિસ્તારથી કરેલુ હોવાથી કર્યુ નથી. આ રીતે અવતાર નિરૂપણ છે.

હવે વાત કરીએ શ્રીકૃષ્ણની તો શ્રીકૃષ્ણાવતારની શ્રેષ્ઠતા ગીતામાં સ્વયં ભગવાને અને ભાગવત્, મહાભારત આદિક મહાશાસ્ત્રોએ અને બીજા પણ આચાર્યો

આદિક બહુએ સકારણ પ્રતિપાદી છે. આ સંપ્રદાયમતે સર્વ ઐશ્વર્યના પ્રકાશન વિશેષથી તથા ભગવાન શ્રીહરિ એ ઉપાસ્ય ઇષ્ટદેવ પણે માનવાના તથા શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતાર રૂપ માનવાના વિશેષથી વિશિષ્ટતા વર્ણવી છે. શિક્ષાપત્રી શ્લો. ૧ 'श्रीकृष्णंहृदि चिन्तये' એમ રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃંદાવન વિહારી શ્રીકૃષ્ણનું ઉપાસ્યત્વ જણાવ્યું છે. ટીકામાં 'कृष्णस्तु भगवान स्वयम्' 'श्रुत्वा श्रीकृष्णं परब्रह्म' 'मृगयुरिवकपीन्द्रं' ઇત્યાદિ પ્રમાણોનો ઉપન્યાસ કરીને શ્રીકૃષ્ણનું પરબ્રહ્મ પણું અને સર્વાવતારધર્તા પણું સમર્થન કર્યુ છે. 'योऽन्तर्यामितयास्थितः' એમ અન્તર્યામિ સર્વેશ્વર ને નિરૂપિને એ સર્વેશ્વર બીજા કોઇ નહિ પણ શ્રીકૃષ્ણ જ છે એમ પ્રતિપાદવા 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः। उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम्' આ શ્લોક છે. આ અર્થની પુષ્ટિ માટે ટીકામાં 'एष वै भगवान् साक्षात्' ઇત્યાદિના પ્રમણોનો ઉપન્યાસ કર્યો છે. 'तस्यैव सर्वथा भक्तिः' આ શ્લોકથી પૂર્વોક્ત લક્ષણ શ્રીકૃષ્ણની જ ભક્તિ કરવાની કહી છે. 'गोलोकोधाम चेप्सितम्.... कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ શ્લોકથી ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણનીજ પરમપ્રાપ્યતા કહી છે. 'तनोतुकृष्णोऽखिलमङ्गलं नः' આ અન્તિમ શ્લોકથી શ્રીકૃષ્ણ થકી મંગળ પ્રાર્થના કહી છે આ રીતે આમાં શ્રીકૃષ્ણની ઉપાસ્ય ઇષ્ટદેવના અને પ્રાપ્યતા જણાવીને શ્રેષ્ઠતા સમર્થી છે.

સત્સંગિજીવન 'श्रीकृष्णाय नमस्तस्मै' એમ આરંભમાં જ શ્રીકૃષ્ણને ઇષ્ટદેવ નમસ્કારાત્મક મંગળમાં લીધા છે. 'श्रीकृष्णो भगवान् साक्षाद्यो विष्णुः पुरुषोत्तमः। स एव सर्वभावेन सेवनीयो मुमुक्षुभिः(સ.જી.પ્ર. ૧/૩૨)' એમ શ્રી કૃષ્ણની સકારણ મુમુશ્રુસેવ્યતા કહી છે. 'श्रीराधिकेशो भगवान् योऽस्ति सर्वेश्वरोऽनघ। इष्टदेवः स एवास्ति ममसच्छास्त्र संमतः॥ वाराहाद्यवताराणां धर्ता कृष्णः परं बृहत् (સ.જી.પ્ર. ૧/૫૨)'

‘सर्वावतारधर्तारं श्रीकृष्णं पुरुषोत्तमम् (સ.જી.પ્ર. ૨/૨૭)’ ‘उक्तस्ते सम्प्रदायोऽथ श्रीकृष्णोऽस्तीष्टदेवता। परमात्मा परंब्रह्म सर्वकारण कारणम् (સ.જી.પ્ર. ૨/૩૭)’ ‘अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णो भगवान् स्वयम्। तन्मन्दिराण्येनकानि कारितानिमयाभुवि (સ.જી. ૪/૪૦)’ ‘श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम्। उपास्यादेवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः (સ.જી. ૪/૪૬)’ આ રીતે શ્રીકૃષ્ણને મુમુક્ષુ ઉપાસ્યપણે સર્વાવતાર ધર્તા પણે, દીક્ષામાં ઉપાસ્ય દેવતાપણે, મંદિરોના અધિષ્ઠપણે નિરૂપીને શ્રેષ્ઠતા જણાવી છે. ‘श्रीकृष्ण देवं शरणं प्रपन्नोऽस्मि स पातुमां (સ.જી. ૪/૪૬)’ એમ શરણવરણમાં તથા જયનીય અષ્ટાક્ષર મહામંત્રમાં તથા સાયં સમયે પ્રત્યેક મંદિરે પઠનીય ‘नवीनजीमूतसमानवर्णं..... श्रीराधिकाकृष्णमहं नमामि’ આ સ્તોત્રમાં શ્રીકૃષ્ણના મંગળ નામનો નિવેશ કરીને શ્રેષ્ઠતા જણાવી છે. વળી (સ.જી. ૩/૨૯) માં ‘द्विव्याङ्गोनिर्गुणो’ ‘ह्येष देवक्यां वसुदेवतः। प्रादुर्बभूत कृष्णाख्यो भूतलेमनुजाकृतिः॥ दिव्यमूर्तिनराकृत्योस्तस्य भेदोन किञ्चन। इति जानीहिसद् बुद्धे वैष्णवाचार्य निश्चयम्॥’ એમ દિવ્યમૂળ રૂપ અવતારરૂપ અને અવતાર રૂપ શ્રીકૃષ્ણની અનન્યતાથી પણ શ્રેષ્ઠતા નિરૂપી છે. આ રીતે આ ગ્રંથમાં આવા નિરૂપણ પર પ્રમાણો પુષ્કળ છે.

વચનામૃત ગ.પ્ર. ૫ ‘રાધાકૃષ્ણનું ધ્યાન ધરવું.’ ગ.પ્ર. ૪૨ ‘કામબુધ્ધિથી કૃષ્ણમાં પ્રીતિમાન ગોપીઓ ગુણાતીત થઇને નિર્ગુણ એવું જે અક્ષરધામ તેને પામીયો તેનું કારણ એ છે. જે શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે સાક્ષાત્ પુરૂષોત્તમ ગુણાતીત દિવ્ય મૂર્તિ હતા.’ લોયા-૭ ‘જે ભગવાનના સ્વરૂપને વિષે ઇન્દ્રિયો અંતઃકરણ અને અનુભવએ ત્રણે યુગે એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાન કરીને મોક્ષ થાય એમ કહીએ છીએ. ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે એવા જે ભગવાન તે તો શ્રીકૃષ્ણ છે.’ પંચાળા-૬ ‘અને ઝાઝી વાર સુધી વિચાર કર્યો ને સર્વ શાસ્ત્રમાં નજર ફેરવીને જોયું ત્યારે એમ જણાયું જે શ્રીકૃષ્ણ જેવો અવતાર સર્વ શક્તિએ યુક્ત બીજો કોઇ

નથી. કેમ જે બીજી જે પોતાની અનંત મૂર્તિઓ ભિન્ન ભિન્ન પણે રહી છે તે સર્વેનો ભાવ શ્રીકૃષ્ણ ભગવાન પોતા વિષે દેખાડ્યો- કેવી રીતે તો પ્રથમ પોતે દેવકીથી જનમ્યા ત્યારે શંખ ચક્ર ગદા પદ્મ ધારીને ચતુર્ભુજ રૂપે દર્શન દીધું તેણે કરીને લક્ષ્મીપતિ વૈકુંઠનાથ તેનો ભાવ જણાવ્યો.... માતા યશોદાને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડ્યુ .... અક્રુરને યમુનાના ધરામાં શેષશાપિપણું જણાવ્યું..... અર્જુનજીને રણ સંગ્રમમાં 'पश्य मे पार्थ रुपाणि शतशोऽथसहस्रशः' એવી રીતે અનંત બ્રહ્માંડ દેખાડીને પુરૂષોત્તમ પણુ જણાવ્યું. તથા પોતે શ્રીકૃષ્ણે કહ્યું 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपिचोत्तमः। अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः આ રીતે પુરૂષોત્તમપણુ જણાવ્યું તથા ગોલોકવાસી જે રાધિકા સહિત શ્રીકૃષ્ણ તેતો પોતે જ હતા ભૂમા પુરૂષરૂપે દર્શન કરાવ્યું.... શ્વેતદ્વિપવાસી વાસુદેવ તેણે તો પોતે જ એ અવતાર ધર્યો હતો તથા નરનારાયણ તો સમગ્ર ભારતને વિષે તથા ભાગવતમાં એ શ્રીકૃષ્ણને જ કહ્યા છે માટે કૃષ્ણાવતાર જેવો કોઇ અવતાર નથી અને એ અવતાર સર્વોપરી વર્તે છે.' મધ્ય-૧૩ 'માટે શ્રીકૃષ્ણ ભગવાન મનુષ્ય રૂપે જણાતા હતા તો પણ અક્ષરાતીત કૈવલ્યમૂર્તિ જ છે ..... અને અક્ષરાતીત જે પુરૂષોત્તમ ભગવાન છે તેજ સર્વ અવતારનું કારણ છે.' ગ.મ. ૩૯ 'દશમ સ્કંધનું તોએ રહસ્ય છે જે ઉપનિષદ્ વેદાંતને શ્રુતિ સ્મૃતિ તેમાં જે બ્રહ્મ સૂક્ષ્મ નિરંજન ક્ષેત્રજ્ઞ સર્વકારણ પરબ્રહ્મ પુરૂષોત્તમ, વાસુદેવ વિષ્ણુનારાયણ નિર્ગુણ એવા નામે કરીને જેને પરોક્ષપણે કહ્યા છે તેવા આ પ્રત્યક્ષ વસુદેવના પુત્રશ્રી કૃષ્ણ તેજ સર્વોપરી છે.' મધ્ય-૬૪ 'અમે વ્યાજીના કરેલા જે સર્વ ગ્રંથ જે સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એમ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વ અવતારના અવતારી તે શ્રીકૃષ્ણ ભગવાન તે આપણા ઇષ્ટદેવ છે અને તે શ્રીકૃષ્ણ ભગવાનના શ્રીમદ્ ભાગવતના ચરિત્રો દશમ સ્કરંધને વિષે

સંપૂર્ણપણે કહ્યા છે.... અને પોતાનું અક્ષરધામ રૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે, અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકીજી થકી જન્મ તે તો કથનમાત્ર છે અને શ્રીકૃષ્ણ તો સદા અજન્મા છે.... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે. માટે સર્વકળાએ સંપન્ન તો એક શ્રીકૃષ્ણ ભગવાન છે.' વર. ૧૮ '' અને પાંચમાં આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેને જાણવા અને તે શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષ રૂપને પ્રત્યક્ષ રૂપ તે જાણવા (ગોલોકાંતવર્તિ અક્ષરધામમાં રાધાલક્ષ્મી યુક્ત તે પરોક્ષ અને ભૂતલ ઉપર પધારેલું તે પ્રત્યક્ષ) અને તે વ્યાજીએ એમ સિધ્ધાંત કરેલો છે જે 'સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે.'' આ રીતે અક્ષરધામાધિપણું સર્વાવતારધામાધીપણું, અવતારી પણું, પુરૂષોત્તમપણું, જ્ઞાનશક્તિ ઐશ્વર્ય આદિક ગુણોએ પરિપૂર્ણપણું, સર્વમૂર્તિઓના ભાવોનું પ્રદર્શાવવાપણું, ઉપાસ્ય ઇષ્ટદેવપણું, નિત્યનિર્દોષપણું, વિગેરે અસાધારણ અનેક પ્રકારોથી સર્વશ્રેષ્ઠાપણું ઉઘાડું વર્ણવ્યું છે.

આ સ્થળે આટલું રહસ્ય સમજવું- અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણનોજ વસુદેવ દેવકથી પ્રાદુર્ભાવ અને મૂળરૂપ અને અવતારરૂપનું એકત્વ કહેલું હોવાથી કૃષ્ણાવતારનું સર્વાવતારધર્તાપણું ઘટતું આવે છે. વસ્તુતઃ નાનાવિધ્ અવતારરૂપોનું જે નિદાન મૂળ રૂપ છે તે અવતારી અને દેવમનુષ્યાદિકને સજાતીય રૂપાંતર પેણે જે પ્રાદુર્ભવેલું તે અવતાર કહેવાય. બન્ને રૂપો અપ્રાકૃત છે. પરમાત્મા તે તે રૂપના અવચ્છેદથી અવતરી અને અવતાર એમ બન્ને પ્રકારે કહેવાય આરીતે એ શ્રીકૃષ્ણને અવતારપણે અને અવતારીપણે પણ નિરૂપ્યા છે. બીજા અવતારોમાં અવતારિત્વ કહ્યું હોય તેનો પણ અપ્રાકૃત હોઇને બન્નેનું એકજ દ્રવ્ય હોવાથી અને સર્વરૂપોના અધિષ્ઠાતા અહમર્થ ચેતન સ્વરૂપ પરમાત્મા એકજ હોવાથી અને સર્વત્ર

વસ્તુતઃ સર્વ ઐશ્વર્ય વિશિષ્ટ હોવાથી અને એકજ અવતારે અન્ય અવતાર રૂપો પ્રદર્શાવેલાં કે પ્રદર્શાવવાની શક્તિને ધરતાં હોવાથી નિર્વાદ થાય છે. આજ રીતે અવતારભૂત શ્રીહરિને વિષે જે અવતારિત્વ મહિમા સંત્સંગિ જીવન વગેરેમાં વર્ણવ્યો છે. તે સારી રીતે ઘટે છે. 'अवतारी' એવાનામથી શ્રીહરિને સર્વમંગલ સ્તોત્રમાં નિરુપ્યા છે.

હવે શ્રીહરિ અને શ્રીકૃષ્ણની એકતાની વાત કરી એ તો સાંપ્રદાયિક પ્રાદુર્ભાવ પ્રક્રિયા એવી છે કે- શ્રીકૃષ્ણ જ આસુર રાક્ષસ પ્રકૃતિવાળા, નૃપ અને ધર્મગુરૂનો વેષધરી રહેલાઓએ ધર્મમાર્ગને ગ્લાનિ અને અધર્મમાર્ગને અભિવૃધ્ધિ પમાડતાં, કલિયુગમાં પોતાના જ સર્વ ઐશ્વર્ય વિશિષ્ટ રૂપથી ભક્તિધર્મ માતા પિતા થકી પોતાના એકાન્તિક ભક્તોની રક્ષા અને ધર્મદ્રોહિઓનો પરાભવ કરવા પ્રગટ થયા છે. પ્રગટ થયેલા એ ભગવાન હરિકૃષ્ણ, નારાયણ મુનિ, સહજાનંદ સ્વામી, સ્વામિનારાયણ ઇત્યાદિ દિવ્ય મંગળ નામોથી સંબોધ્યા છે.

એ શ્રીહરિનો પ્રાદુર્ભાવ 'अन्योऽपि धर्मरक्षायै देहः समभ्रियते मया। विरामायाप्य धर्मस्य काले प्रभक्तः क्वचित् (ભાગ-૧૦/૫૦/૧૦)' આ શ્રીકૃષ્ણ વચનથી સૂચવાય છે. આ શ્લોકનું વિવરણ ગૂઢાર્થ દીપિકા ટીકામાં ગોપાળાનંદ સ્વામીએ શ્રીહરિના પાદુર્ભાવ વિષય પણે કર્યુ છે. 'कृतादिषु प्रजा राजन् कलाविच्छन्तिसम्भवम्। कलौ खलु भविष्यन्ति नारायण परायणाः (ભાગ ૧૧/૫)' આ શ્લોકની ગોપાલાનંદ મુનિકૃત ટીકામાં 'યુદ્ધાર્થે મથુરાં આવેલા જરાસંઘની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણ પોતાના અવતારનું પ્રયોજન વિચારતા 'अन्योऽपि धर्मरक्षायै' એમ બીજા અવતાર ધારણનો નિશ્ચય કર્યો હતો એજ અવતારને આ શ્લોકથી જણાવવા બીજું પણ કળિનું માહાત્મ્ય કહે છે.' 'कलौ एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्ति धर्मात्मजो भविष्यति' (શ્રીકૃષ્ણજ નારાયણ મુનિ નામથી પ્રગટ થશે) ''श्री कृष्णेन

धर्मज्ञानवैराग्य सहितैकान्तिकी भक्तिरुद्धवप्रत्युक्ता सा तु. अत्रागतरामान्दाख्योद्धसहितेन भक्तिधर्म सुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तिता नान्यैः, अतो 'देहः सम्भ्रियते मया' इत्येकवचन प्रोक्तः श्री नारायण मुनिरेव स्वयं श्रीकृष्णः'' (શ્રીકૃષ્ણે સાંગ એકાંતિકી ભક્તિ ઉધ્ધવજીને કહેલી, તેનો ઉધ્ધવાવતારભૂત રામાનંદ સહિત શ્રીનારાયણ મુનિ એજ અહીં પ્રવર્તાવી છે બીજા કોઇએ નહિ માટે 'देह सम्भ्रियतेमया' આ એક વચનથી શ્રીનારાયણ મુનિ જ શ્રીકૃષ્ણ છે.) ઉધ્ધવજી શા માટે આવેલા? તો શ્રીકૃષ્ણે જ પોતાના સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલ્યા હતા. 'श्रीकृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थतया धर्म देवगृहे स्वयं प्रादुर्भूत इति बोध्यम्' (શ્રીકૃષ્ણ 'अन्योऽपि' આ કૃત પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉધ્ધવજીની સહાય માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટયા) ઇત્યાદિ વાક્યો લખીને 'વસુદેવ સુતશ્રી કૃષ્ણનો જ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી અવતાર થયો છે.' એ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યુ છે.

'अन्योऽपि' આ શ્લોકની શ્રીભગવત્પ્રસાદાચાર્ય વિરચિત ભક્તરંજની ટીકામાં શ્લોકાર્થને કહી, વધારવામાં 'આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા ગ્રંથમાં કહ્યો છે?' તો વાસુદેવ માહાત્મ્યમાં 'मयाकृष्णेन निहता' ઇત્યાદિ શ્લોકથી કહ્યો છે એમ કહીને વળી 'એક જ કૃષ્ણનો બે વાર અવતાર કેમ ઘટે? એવી શંકા કરીને, જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અને ધનવંતરીનો ત્રણવાર અવતાર થયો છે તેમ શ્રીકૃષ્ણનો બે વાર અવતાર ઘટે છે. એવું સમાધાન કર્યુ છે. આ રીતે વિશેષ જણાવ્યો છે સ્કંધ-૧૦ની ભક્તરંજની ટીકમાં ઉપરોક્ત અર્થની સ્પષ્ટતા મંગલાચરણમાંજ 'अन्यं सतामवनहे तव एव देहं धारये प्रतिश्रुतमितीह बलाग्रतोयत्। सत्यं विधातुमुद भूद्दयया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुं नमामि। यः पूर्वरुपमदधान्नृप भावयुक्तमन्यत्तु साधु जनभाव युतं सदीशः। तं च द्विरुप धरमेक गुण स्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि॥'' આ રીતે કરી છે આમા શ્રીકૃષ્ણનાં નૃપભાવવાળુ અને સાધુ ભાવવાળું એમ બે રૂપો કહ્યા

છે સ્કંધ- ૧૦/૯૦/૫૦ ની ટીકામાં અન્ત્ય મંગળમાં 'धर्माङ्गिर्भूर्धर्मपरः सदीशः श्री स्वामिनारायणनामधारी। कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरनवै' એમ કૃષ્ણનો સ્વામિનારાયણ નામથી અવતાર કહ્યો છે. વળી સ્કંધ (૧૦/૧/૩)ની ટીકામાં 'तदवतारद्वयसत्त्वेन पूर्वावतारकृष्णचरितानि, भविष्यतो द्वितीयस्य तदवतार चरितानि' એમ શ્રીકૃષ્ણના બે અવતારો જણાવ્યા છે. વળી (સ્કંધ-૧૦/૨/૨૮) ની ટીકામાં 'कृष्णहरिकृष्णयोरेकावतारत्वाच्च' એમ કૃષ્ણ અને હરિકૃષ્ણની એકાવતારતા નક્કી કહી છે. આ રીતે આ ટીકામાં 'વસુદેવ સુત શ્રીકૃષ્ણનો જ ધર્મસૂત હરિકૃષ્ણરૂપે દ્વિતીય અવતાર છે' એમ સપ્રમાણ નિરૂપણ કરેલુ છે.

વાસુદેવ મહાત્યમાં 'मयाकृष्णेन निहताः सार्जुनेन रणेषु ये। पवर्तयिष्यन्त्यसुरास्ते त्वधर्मं यदा क्षितौ॥ धर्मदेवा त्तदा मूर्तौ नरनारायणातन्मना। प्रकृतोऽपिकलौ ब्रह्मन् भूत्वाहं साममो द्विजः। मुनि शापान्नृतां प्राप्तं सर्षिं जनकमात्मनः। ततोऽविता गुरुभ्योऽहं सद्धर्मं स्थापयन्नज' (અ. ૧૮)

શિક્ષાપત્રી જે સાક્ષાત્ પરંબ્રહ્મ પરમાત્મા ભગવાનશ્રી સ્વામિનારાયણે સ્વહસ્તે લખેલી છે તેમાં શ્લો-૧૦૭ માં અંતર્યામી સર્વેશ્વરને નિરૂપીને, એ સર્વેશ્વર પરંબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણ જ છે પણ બીજો કોઇ નહિ. એમ પ્રતિપાદવા 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः। उपास्यइष्टदेवो नः सर्वाविर्भाव कारणम्' આ ૧૦૮ શ્લોક છે. આ તત્વાર્થ નિરૂપણ પ્રસંગે શ્લો-૧૦૮ ની ટીકામાં -અંગે શતાનંદસ્વામીએ શ્રીકૃષ્ણ અને શ્રીહરિનો તત્ત્વતઃ સવર્થા અભેદ જણાવવા રૂપ નિર્ગલિતાર્થ આ રીતે કાઢ્યો છે. - 'यः साक्षात् भगवान् क्षराक्षर परः कृष्णः स एव स्वयं भक्तौधर्मत आसभूरिकृपया श्रीस्वामिनारायणः। मानुष्यं भुवि नाट्यन्निजजनाचार्यत्वधर्मे स्थितः कृष्णं प्राह परोक्षवन्नतु ततोऽन्यः सोऽस्ति यत्सस्वयम्। અર્થાત્ જે ક્ષર અને અક્ષરથી પર પુરૂષોત્તમ

સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ કહ્યા, તે જ સ્વયં અપાર કૃપા કરીને શ્રી સ્વામિનારાયણ રૂપે પ્રકટ થયા થકા પૃથ્વિ ઉપર મનુષ્યલીલા કરીને પોતાના ભક્ત જનોના આચાર્યપણામાં (પદ ઉપર) રહ્યા છે. એટલે આ શીક્ષાપત્રીમાં તેઓએ પરોક્ષપણે જે શ્રીકૃષ્ણનું નિરૂપણ કર્યુ તે તો સ્વયં પોતે જ છે પણતેમનાથી જુદા નથી' આથી શીક્ષાપત્રીમાં પ્રતિપાદેલા જે રાધાલક્ષ્મી વિશિષ્ટ વૃન્દાવનવિહારી પરંબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે એમ અનન્યપણું જાણવાનું કહ્યું છે.

સત્સંગિજીવન - મંગળમાજ 'श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षाद्धर्मनन्दनः –શ્રી કૃષ્ણને નમસ્કાર કરૂ છુ જે સાક્ષાત્ ધર્મનંદન શ્રીહરિ છે.' આમ શ્રીકૃષ્ણનો ધર્મનંદન શ્રીહરિરૂપથી આવિર્ભાવ કહી ને તે બન્ને વચ્ચે તત્વથી અભિન્નતા ગ્રંથકારે બતાવી છે. અર્થાત્ અનન્યતા બતાવી છે 'अतोऽहमेव पुत्रत्वं दम्पत्योर्युवयोर्वृष। प्राप्य' (સ.જી.પ્ર.૧/૧૯) એમ અસુરોએ પીડેલા ધર્મ ભક્તિએ વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં રાધારમાદિ સાથે પ્રત્યક્ષ થયેલા શ્રીકૃષ્ણે તેમને પુત્રરૂપે પ્રગટ થવાનું વરદાન આપ્યું. 'गोलोक एवाक्षरधाम्नि दिव्येऽनन्ते च यादृक् रमते स नित्यम्। तं तादृशं ते ददृशुर्द्विहस्तं निनादयन्त मुरलीं मुकुन्दम् (સ.જી. ૧/૨૧)' એમ જન્મ સમયે આવેલા બ્રહ્માદિ દેવોને પ્રકટ થયેલા શ્રીહરિનું ગોલોકાંતવર્તિ અક્ષરના અધિપતિ મુરલીધર શ્રીકૃષ્ણ રૂપે દર્શન થયાનું કહે છે. 'उपासना यस्य कुर्मोवयं श्रीराधिकापतेः। स एव हरिनामऽयं वर्तते सोदरो हि ताम् (સ.જી. ૧/૩૯)' એમ ધર્મદેવ જે રાધિકાપતિ શ્રીકૃષ્ણની આપણે ઉપાસના કરીએ છીએ, એજ હરિનામના તમારા ભાઇ છે.'' એમ બીજા રામપ્રતાપાદિ પુત્રોને કહ્યુ છે. 'त्वंहि साक्षात् परंब्रह्म.... गोलोकाधिपतिर्दिव्यवृन्दावन विहारकृत्। अखण्डरासलीलस्त्वं राधिकारमणः स्वयम् (સ.જી. ૧/૪૯)' એમ વનમાં મળેલા શ્રીહરિનો ઉમાશંકરે 'સાક્ષાત્ પરંબ્રહ્મ ગોલોકાધિપતિ વૃંદાવન વિહારી રાસલીલાકરરાધારમણ જતમે પ્રગટ થયા છો.' એવી સ્તુતિ કરી

છે. 'गोलोकसंस्थाक्षरदिव्यधाम्नियादृक्  स्वदृष्टश्च बृहद्वनादौ। विलोक्य तं तादृशमेव कृष्ण मानन्द बाधौ निमम्जजृ सद्यः (સ.જી. ૧/૪૯)' એમ રામાનંદ સ્વામીએ 'ગોલોકાંતવર્તિ અક્ષરધામનાં અધિપતિ શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યા છે.' એવો નિશ્ચય જાહેર કર્યો. 'परमेश्वर एवायंनारायणमुनिःस्वयम्। श्रीकृष्णोऽस्तीति साश्चचर्यं वदन्ति स्मसमुत्सुकाः (સ.જી. ૨/૨૫)' એમ રામાનંદ સ્વામીના શિષ્યોએ 'આ નારાયણમુનિ જ સ્વયં શ્રીકૃષ્ણ છે' એવો નિશ્ચય કર્યો છે. 'सिताम्बरं नैष्टिकवर्णि वेष पीताम्बरं तं नटवर्यवेषम्। नवाम्बुदश्यामल सुन्दराङ्गं वन्दे हरिं धर्मसुतं च कृष्णाम्॥ (સ.જી. ૨/૩૧)' ઇત્યાદિ આઠ શ્લોકથી વાસુદેવસુત શ્રીકૃષ્ણ અને ધર્મસુત શ્રીહરિની અભિન્નપણે સ્તુતિ કરી છે. તેમાં પ્રથમ પાદમાં શ્રીહરિને અને બીજા પાદમાં શ્રીકૃષ્ણને અને ત્રીજા પાદમાં બન્નેને મળતાં ઘટતાં વિશેષણો આપીને બન્નેના નામ નિર્દેશ સાથે કરી છે. આ ઉપરથી તો બન્નેની અનન્યતા અતિસ્પષ્ટ થાય છે. 'कृष्णतुल्याखिलाकारं वर्णिवेषमवस्थितम् (સ.જી.૧/૩૮)' એમ શ્રીહરિનો સમસ્ત આકાર કૃષ્ણતુલ્ય જાણીને 'આ શ્રીકૃષ્ણ જ છે' એમ ધર્મદેવને સ્મૃતિ આવી 'नारायणवतारोऽत्र हरिरस्ति गुरुर्नः (સ.જી.૪/૩૫) 'अहं तु साक्षात् श्री विष्णोरवतारं कलावपि (સ.જી.અ. ૩૫)' એમ મુક્તાનંદ મુનિએ વટપત્તનમાં થયેલી વિદ્વત્પરિષદમાં શ્રીહરિને વિષ્ણુનારાયાણના સાક્ષાત્ અવતારપણે નિરૂપ્યા છે. આ પ્રકારે શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતારરૂપે પ્રતિપાદન કરવનારા અસંખ્ય વચનો છે.

વ.મૃત મધ્ય-૩૪ 'અમે વ્યાજીના કરેલા જે સર્વેગ્રંથો તેને સાંભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયું ત્યારે તેમાંથી અમને એ સમજાયું છે જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહાદિક જે અવતાર છે તે સર્વે અવતારના અવતારીને શ્રીકૃષ્ણ ભગવાન છે..... એવા જે શ્રીકૃષ્ણ તે આપણા ઇષ્ટદેવ છે અને તે શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર દશમસ્કંધને વિષે સંપૂર્ણ કહ્યા છે ..... અને તે શ્રીકૃષ્ણ ભગવાનનો દેવકીજી થકી જે

જન્મ તે કથનમાત્ર છે. અને પોતે તો સદૈવ પોતાના અક્ષરધામમાં જ છે..... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તે મુમુક્ષુ ને સર્વ પ્રકારે ભજવા યોગ્ય છે ..... માટે સર્વકળાએ સમ્પન્નતો એક શ્રીકૃષ્ણ ભગવાન જ છે..... એવી રીતે પરોક્ષપણે પોતાના પુરૂષોત્તમપણાની વાર્તા શ્રીજી મહારાજે કહી તેને સાંભળીને સર્વહરિભક્ત એમ જાણતા હતા જે એજ જે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ તે જ આ ભક્તિ ધર્મના પુત્રશ્રીજી મહારાજ છે' વરતાલ-૧૮ 'અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન તેમને જાણવા અને સ્થાનક સેવકને કાર્ય તેને ભેદે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણું છે તેને જાણવું અને પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તેને જાણવા. તેમાં પરોક્ષરૂપને કેવી રીતે તો માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે રહ્યા છે..... ને રાધિકાજી ને લક્ષ્મીજીએ સહિત છે.... એવી રીતે પરોક્ષપણે ભગવાનનું સ્વરૂપ કહ્યું (પ્રત્યક્ષ રૂપ તો ભૂતળમાં વર્તતું નરાકાર જાણવું શ્રીમદ્ ભાગવત પુરાણને વ્યાસજી કરતા હતા તેમાં સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણને જ અધિકપણે કહ્યા છે અને વ્યાજીએ એમ સિધ્ધાંત કર્યો છે જે સર્વ અવતારના ધરતલ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે..... અને એ શ્રીકૃષ્ણ ભગવાને પરમેશ્વરપણાની પ્રતિતિને અર્થે ચતુર્ભુજરૂપ દેખાડ્યું..... એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુને સત્સંગી તે એમ સમજતા હવા જે એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન્ કહ્યા તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે પણ એ થકી પર કોઇ નથી અને એજ આપણા ઇષ્ટદેવ છે ને ગુરુ પણ એજ છે. આ રીતે વસુદેવ સુત શ્રીકૃષ્ણને સર્વોપરી અવતારીપણે નિરૂપવા પૂર્વક તેમનાજ બીજા અવતાર તરીકે ધર્મસુત શ્રીહરિને નિરૂપ્યા. હવે એમાં સંશય લેશ રહેતો નથી.

ઉપોદ્‌ઘાતમાં - ''શ્રી ગોલોકના મધ્યને વિષે ભગવાનનું અક્ષરધામ છે તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે..... અને મધુરે સ્વરે કરીને વેણુને વગાડે અને રાધિકાજી ને લક્ષ્મીજી તેમણે સેવ્યા છે .... વરાહાદિક અવતારને ધરનારા છે..... એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેકોસળ દેશનેવિષે પ્રગટ થયા હતા..... શ્રીકૃષ્ણ ભગવાનનું આરાધન કરતાં હતાં તેણે કરીને ભગવાન એમની ઉપર પ્રસન્ન થયા અને પોતાના અક્ષરધામમાં જેવા પોતેસદા વિરાજનાર છે તેવું પોતાનું દર્શન આપીને ધર્મભક્તિ પ્રત્યેબોલતા હતા જે 'હે ધર્મભક્તિ તમને કષ્ટના દેનારા જે અસુરો તેમને પૂર્વે મેં કૃષ્ણાવતારને વિષે માર્યા હતા તે મારી ઉપર એમને વેર છે માટે તમને મારાજાણીને પીડે છે તે અસુરના નાશ ને અર્થે હુ જે તે નારાયણઋષિરૂપે તમારા થકી પ્રગટ થઇને હરિકૃષ્ણ નામે વિખ્યાત થઇશ....' એમ કહીને અંતર્ધાન થઇ ગયા..... અને પછી શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા હતા'' ઇત્યાદિ આ રીતે શ્રીકૃષ્ણને અક્ષરધામી મુરલીધર રાધાલક્ષ્મી વિશિષ્ટ સર્વાવતાર ધર્તાપણે નિરૂપીને તેમના જ બીજા અવતાર તરીકે ભગવાન શ્રીહરિને નિરૂપ્યા છે.

નિત્યાનંદ મુનિકૃત શ્રીહરિ દિગ્વિજયમાં ઉલ્લાલ-૪૨ માં 'ભગવાન્ ધર્મસુતશ્રી હરિ તે વસુદેવ સુત શ્રીકૃષ્ણનો જ બીજો અવતાર છે.' એમ મુક્તાનંદ મુનિએ વતપત્તનની રાજ્યસભામાં ઉઘાડું સમર્થન કર્યુ છે. તેને માટે નિમ્નલિખિત શ્લોકો પ્રમાણભૂતછે- 'एतत्सा मान्यतः प्रोक्तं विशेषणास्मदीश्वरः। ज्ञेयः कृष्णावतार त्वात्कृष्ण एव न संशयः॥ ननु कृष्णः कथं भूयो जातो भुवि नराकृतिः। अवतारधृतौ हेतुस्तस्य को वाऽस्ति साम्प्रतम्॥ इति चेत् श्रूयतां विष्णोः प्रयोजनवशाद्भुवि। एकनामवतारोऽपि पुनः प्रादुर्भवत्यपि॥ द्विराविरासीन्मत्स्यो हि वराहश्च तथा पुनः। द्विश्च धन्वन्तरिर्जातो वामनस्त्रिश्च भूतले॥ त्रयो बुद्धावताराश्च जातास्तुल्यक्रिया भुवि। कथा विस्तार एतेषां ज्ञेयो भागवतामृताम्॥ तथा कृष्णोऽप्यसौ भूयः प्रादुर्भूतो निजेच्छया। अत्र तस्यैत्र वचनं प्रमाणमपि वर्तते। जरासन्धो

यदा यातो मथुरायां महाचमूः। तथा युयुत्सुस्तेनासौ बलभद्रमभाषत॥ अन्योऽपि धर्म रक्षायै देहः सन्भ्रियते मया॥ विरामायाप्यधर्मस्य काले प्रभवतः क्वचित्॥ तस्मात् कृष्णावतारोऽयंसप्रमाण इतीयताम्। कृष्णस्चैव हि दृश्यन्ते लक्ष्माण्यस्मिन्न शेषतः॥ ध्वजवज्राङ्कशादीनि रेखाचिह्नानिषोडश। पादयोरस्य वर्तन्ते कृष्णस्यैव स्फुटानि हि एतावांस्तत्र भेदोऽपि ज्ञाताव्यः कृष्णयोर्द्वयोः। एकोगृहीक्षत्रधर्मावर्ण्यन्तोब्रह्मधर्मभाक् ॥ तस्मात् कृष्णावतारोऽयमित्यसमाभिरुदीर्यते।

આ રીતે શ્રીકૃષ્ણને ફરીથી આવવાનું કારણ સપ્રમાણ કહીને શ્રીહરિને શ્રીકૃષ્ણના બીજા અવતાર પણે સયુક્તિ નિરૂપ્યા છે. આ રીતે બન્નેનો અત્યંત અભેદ તત્વતઃ સાબીત થાય છે. એક જ અહમર્થ ચેતન છે એ કહેવાનો મુખ્ય મુદ્દો છે. એમ હોવાથી બન્નેને સર્વોપરી અવતારી કહેવામાં કશો બાધ વિરોધ નથી. બીજા પ્રાકૃત કવિઓએ પણ શ્રીકૃષ્ણના બીજા અવતાર તરીકે શ્રીહરિને ઉઘાડે છોગે નિરુપ્યા છે. એમાં સંશય સ્થાન નથી. આવી સાંપ્રદાયિક પ્રક્રિયા બધ્ધમૂળ હોવા છતાં શ્રીહરિને  અવળી રીતે મોટા માનનારા મિથ્યા આવેશથી શ્રીકૃષ્ણને મૂળ પુરૂષ, પ્રકૃતિ પુરૂષ જેવા જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડવાની આસુર પારાવારી પ્રવૃત્તિ બંડિયા ખુણીયા ઓએ આદરેલી જોવામાં આવે છે. હવે વાત કરીએ શ્રીકૃષ્ણએ મૂળ પુરુષ છે તેનીતો શ્રીમદ્ ભાગવત કે જે ભગવાન સ્વામિનારાયણે માન્ય કહેલા આઠ સચ્છાસ્રોમાં અન્યતમ છે. તેમાં તો શ્રીકૃષ્ણને મૂળ પુરૂષ કે પ્રકૃતિપુરૂષ નહિ પણ તેઓના એટલે કે પ્રકૃતિપુરૂષના નિયંતા બતાવેલા છે જેમ કે દેવતાઓ સ્તુતિ કરતા કહે છે. 'कालस्य ते प्रकृति पूरूषयोः परस्य शं नस्तनोतु चरणः पुरुषोत्तमस्य। આપ-શ્રીકૃષ્ણ કાળસ્વરૂપ છો તથા પ્રકૃતિ અને પુરુષથી પણ પર છો. આવા પુરૂષોત્તમ સ્વરૂપ આપનાં ચરણ કમળ અમારા કલ્યાણની વૃધ્ધિ કરનારા થાવ. (શ્રીમદ્ ભાગવત-૧૧/૬/૧૪. અહીં દેવતાઓએ શ્રીકૃષ્ણને પ્રકૃતિ પુરૂષથીપર એવા પુરૂષોત્તમ

કહ્યા અને પુરૂષોત્તમ નામથી ઉલ્લેખ તો ભગવાન સ્વામિનારાયણનો પણ સંતોએ કરેલો છે - 'स्वामी ब्रह्मपरब्रह्म श्रीकृष्ण पुरीषोत्तमः (સર્વમંગલસ્તોત્ર-શ્લો-૬)]'' 'वसुदेव गृहे साक्षात् भगवान् पुरुषःपरः। વસુદેવજીના ઘરે સ્વયં પુરૂષથી પણ પર એવા ભગવાન પુરૂષોત્તમ પ્રગટ થશે. (ભાગવત-૧૦/૧/૨૩)' તેજ પ્રમાણે ગીતામાં પણ તેઓ (શ્રીકૃષ્ણ) પોતાનું પ્રકૃતિ પુરૂષ (મૂળપુરૂષ) થી પરપુણુ બતાવતા કહે છે. 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपिचोत्तमः। अतोऽस्मि लोकेवेदे च प्रथितः परुषोत्तमः॥ હું નાશવાન જડવર્ગ- ક્ષેત્રથી તો સર્વથા અતીત-પર છું અને અવિનાશી અક્ષરથી પણ ઉત્તમ છું. એટલા માટે લોકોમાં અને વેદમાં પણ પુરૂષોત્તમ આવા નામથી પ્રસિધ્ધ થયો છું.(ગીતા/૧૫/૧૮)'

આમ શાસ્ત્રોના પ્રબલ પ્રમાણથીએ સ્પષ્ટ થઇ જાય છે કે શ્રીકૃષ્ણએ બીજું કોઇ નહિ પણ સાક્ષાત્ પરંબ્રહ્મ પરમાત્મા છે અને એ જ શ્રીકૃષ્ણ એ ધર્મનંદન રૂપે પુનઃ પ્રગટ થયા હતા એવો તો સાંપ્રદાયિક ઉપોદ્‌ઘાત્ છે હવે જો દુરાગ્રહવસાત શ્રીકૃષ્ણને જો મૂળ પુરૂષ ઠરાવવાનો પ્રયાસ ઉધ્ધવ સંપ્રદાય થકી બહીર્મુખ થયેલા બંડિયાઓ અને કેટલા અજ્ઞાનીઓ, અયોગેશ્વરો, અબ્રહ્માત્મકો ઉધ્ધવ સંપ્રદાયમાં રહીને ઉધ્ધવ સંપ્રદાયની ઘર ખોદનારા બંડિયાઓ પોતાના વેદ વિરુધ્ધ પુસ્તકો પ્રમાણે કરવા જશે તો તે વચનો શ્રીકૃષ્ણના જ અપર અવતાર એવા સ્વામિનારાયણ પર આવશે. એટલે ઉધ્ધવ સંપ્રદાયના આરાધ્ય ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ મૂળપુરૂષ નો અવતાર તુલ્યન્યાયે સિધ્ધ થશે. માટે ઉધ્ધવ સંપ્રદાયના જ્ઞાન ધુરંધરો જે પ્રમાણે પોતાના મૂળભૂત ગ્રંથોમાં પ્રતિપાદન કરી ગયા છે તે જ યોગ્ય છે. માટે 'શ્રીકૃષ્ણએ મૂળ પુરૂષનો અવતાર છે' એ વાત ઉપરોક્ત પ્રબલ પ્રમાણો દ્વારા અસિધ્ધ થઇ જાય છે.

આ પ્રમાણે વિ.સં. ૨૦૭૬ ને વૈશાખ સુદ તૃતિયાના પવિત્ર દિવસે શ્રીનારાયણ મુનિની સન્નિધિમાં શ્રી નારાયણ મુનિ દેવના ચરણકમલ સેવા પરાયણ એસ.એ. શાસ્ત્રી રાકેશ કૃત પ્રમાણ શાહસ્ત્રી ગ્રંથ પૂર્ણ થાય છે.

(શ્રી નારાયણમુનિ દેવની જય...

શ્રી રાધા-રાધા વિહારીલાલની જય...

ૐ તત્સત્ બ્રહ્મ સમર્પણમ અસ્તુ)

(સુચનાઃ આ ગ્રંથ બાબતમાં જે પણ કોઇ વ્યક્તિને શાસ્ત્રીય ચર્ચા કરવી હોય તો તે સાથે જાહેરમાં ચર્ચા કરવા અમો તૈયાર છીએ.જાહેર ચર્ચાનું સ્થળ- માન્ય જગદ્ ગુરૂઓની ઉપસ્થિતિમાં સૂરત સિવિલ કોર્ટ)

## સંદર્ભગ્રંથ


(૧) શ્રીમદ્ ભાગવત મહાપુરાણ

(૨) શ્રી વામન પુરાણ

(૩) શ્રીમદ્ સત્સંગિ જીવનમ્

(૪) શ્રી હરિચરિત્રામૃત સાગર

(૫) શ્રી ગરૂડ પુરાણ

(૬) શ્રી વચનામૃતમ્ -વરતાલ આવૃત્તિ

(૭) શ્રી નારદ પુરાણ

(૮) શ્રી વાસુદેવ મહાત્મ્ય

(૯) શ્રી કીર્તનસારસંગ્રહ (ભાગ-૧, પ્રકાશક- શાસ્ત્રી હરિજીવનદાસ)

(૧૦) શ્રી કીર્તનસારસંગ્રહ (ભાગ-૨, પ્રકાશક- શાસ્ત્રી હરિજીવનદાસ)

(૧૧) શ્રી વિષ્ણુપુરાણ

(૧૨) શ્રી પદ્મપુરાણ

(૧૩) શ્રી વિષ્ણુ ધર્મોત્તર

(૧૪) શ્રી વરાહ પુરાણ

(૧૫) શ્રીમદ્ મહાભારત

(૧૬) શ્રી વિષ્ણુસહસ્રનામ ભાષ્ય (શ્રી રામાનુજાચાર્યના શિષ્ય પરાશર ભટ્ટાચાર્ય કૃત ''ભગવદ્ ગુણદર્પણ ભાષ્ય)

(૧૭) શ્રી યર્જુવેદ

(૧૮) શ્રી બ્રહ્માંડપુરાણ

(૧૯) શ્રી ગર્ગસંહિતા- ગર્ગાચાર્યકૃત

(૨૦) શ્રીમદ્ ભગવદ્ ગીતા (સદ્ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત ભાષ્ય)

(૨૧) શાંડિલ્યસૂત્ર (સદ્‌ગુરૂ નિત્યાનંદ સ્વામીકૃત ભાષ્ય)

(૨૨) શ્રીમદ્ ભાગવત (આચાર્ય ભગવદ્ પ્રસાદકૃત ભક્તરંજની ટીકા)

(૨૩) શ્રી વ્યાસ સૂત્ર - બ્રહ્મસૂત્ર (સદ્‌ગુરૂ મુક્તાનંદ સ્વામીકૃત ભાષ્ય/બ્રહ્મમીમાંશા)

(૨૪) શ્રી ઇશાવાસ્ય ઉપનિષદ્ (સદ્‌ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત ભાષ્ય)

(૨૫) શ્રી હરિદિગ્વિજય (સદ્‌ગુરૂ નિત્યાનંદ સ્વામીકૃત)

(૨૬) શ્રી હરિચરિત્રમ્ (સદ્‌ગુરૂ અખંડાનંદ બ્રહ્મચારીકૃત)

(૨૭) શ્રી વચનામૃતમ્ (અમદાવાદ આવૃત્તિ)

(૨૮) શ્રી હરિવાક્ય સુધાસિંધુ (સદ્‌ગુરૂ શતાનંદ સ્વામીકૃત)

(૨૯) શ્રી યતિન્દ્રમતદિપિકા (શ્રીનિવાસાચાર્યકૃત)

(૩૦) શ્રી હરિવાક્ય સુધાસિંધુ (આચાર્ય રઘુવીરજી મહારાજ વિરચિત ‘સેતુમાલા ટીકા’)

(૩૧) શ્રી પ્રેમાનંદ કાવ્ય (સદ્‌ગુરૂ પ્રેમાનંદ સ્વામીકૃત)

(૩૨) શ્રી દેવાનંદકાવ્ય (સદ્‌ગુરૂ દેવાનંદ સ્વામીકૃત)

(૩૩) શ્રી ભક્તચિંતામણી (સદ્‌ગુરૂ નિષ્કુળાનંદ સ્વામીકૃત)

(૩૪) શ્રી મુક્તાનંદ કાવ્ય (સદ્‌ગુરૂ મુક્તાનંદ સ્વામીકૃત)

(૩૫) શ્રી નિષ્કુળાનંદ કાવ્ય (સદ્‌ગુરૂ નિષ્કુળાનંદ સ્વામીકૃત)

(૩૬) શ્રી શિક્ષાપત્રી અર્થ દીપિકા ટીકા (સદ્‌ગુરૂ શતાનંદ સ્વામીકૃત)

(૩૭) શ્રી સર્વમંગલ સ્તોસ્ત્રમ્ (આચાર્ય રઘુવીરજી મહારાજ કૃત ‘ભાવપ્રબોધિનિ વ્યાખ્યા’)

(૩૮) શ્રી હરિકૃષ્ણ નારાયણ ચરિત્રામૃતમ્ (સદ્‌ગુરૂ પ્રેમાનંદ સ્વામીકૃત)

(૩૯) શ્રી શિક્ષાપત્રી ભાષ્ય (આચાર્ય રઘુવીરજી મહારાજકૃત)

(૪૦) શ્રી આનંદ રામાયણ (મહર્ષિ વાલ્મિકીકૃત)

(૪૧) શ્રી રામચરિત માનસ (ગોસ્વામી શ્રીતુલસીદાસજી કૃત)

(૪૨) શ્રી વાલ્મિકી રામાયણ (મહર્ષિ વાલ્મિકીકૃત)

(૪૩) શ્રી રામોત્તર તાપનીયોપનિષદ્

(૪૪) શ્રી પુરાણ દીગ્દર્શન (શ્રીમધવાચાર્યજી કૃત-દિલ્હીવાળા)

(૪૫) શ્રીમદ્ ભાગવત એકાદશસ્કંધ (સદ્‌ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત 'કૃષ્ણાભિપ્રાય બોધિની ટીકા')

(૪૬) શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ (સદ્‌ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત 'નિગુઢાર્થ બોધિની ટીકા')

(૪૭) શ્રીમદ્ ભાગવત (આચાર્ય વિહારીલાલજી મહારાજકૃત ટિપ્પણી)

(૪૮) શ્રી હરિલીલામૃતમ્ (આચાર્ય વિહારીલાલજી મહારાજકૃત)

(૪૯) શ્રી હરિલીલા કલ્પતરૂ (આચાર્ય રઘુવીરજી મહારાજકૃત)

(૫૦) શ્રી હરિલીલા પ્રદિપ (આચાર્ય ભગવદ્ પ્રસાદજી મહારાજકૃત)

(૫૧) શ્રી સતસંગિજીવનમ્ (સદ્‌ગુરૂ શુકાનંદ સ્વામીકૃત 'હેતુટીકા')

(૫૨) શ્રી સતસંગિજીવનમ્ (આચાર્ય વિહારીલાલજી મહારાજકૃત 'ભાવપ્રબોધિની ટીકા')

(૫૩) શ્રી ઉન્તમત્ત ગંગા મહાત્મ્ય (આચાર્ય વિહારીલાલજી મહારાજકૃત)

(૫૪) શ્રી પુરૂષોત્તમપ્રકાશ (સદ્‌ગુરૂ નિષ્કુળાનંદ સ્વામીકૃત)

(૫૫) શ્રી યમદંડ (સદ્‌ગુરૂ નિષ્કુળાનંદ સ્વામીકૃત)

(૫૬) શ્રી બ્રહ્માનંદ કાવ્ય (સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામીકૃત)

(૫૭) શ્રી મંજુ કેશાનંદ કાવ્ય (સદ્‌ગુરૂ મંજુકેશાનંદ સ્વામીકૃત)

(૫૮) શ્રી મહારામાયણ

(૫૯) શ્રી યાજ્ઞવલ્ક્ય સંહિત

(૬૦) શ્રી યોગાનંદ સ્વામીનું જીવન કવન (પ્રકાશક- ગાંધીનગર ગુરુકુલ)

(૬૧) શ્રી વિષ્ણુ સહસ્રનામ ભાષ્ય (આદિજગદ્ ગુરૂ શ્રીશંકરાચાર્ય કૃત)

(૬૨) શ્રી ગોપાલોતરતાપનીયોપનિષદ્

(૬૩) શ્રી સ્તોત્રસંગ્રહ

(૬૪) શ્રી કઠો ઉપનિષદ્

(૬૫) શ્રી ઋગ્વેદ -પુરૂષસૂક્ત

(૬૬) શ્રી દુર્ગપુર મહાત્મ્ય (આચાર્ય રઘુવીરજીકૃત)

(૬૭) શ્રી આધ્યામ્કિતત્વાખ્યાન (સદ્ગુરૂ ઘનશ્યામ ચરણદાસકૃત)

(૬૮) શ્રી વિશ્વકસેન સંહિતા (શ્રી પાંચરાત્ર અંતર્ગત)

(૬૯) શ્રી સ્તોત્રરત્ન (શ્રી યામુનાચાર્યકૃત)

(૭૦) શ્રી છાંદોગ્યોપનિષદ્

(૭૧) શ્રીવેદાર્થ સંગ્રહ (આચાર્ય રામાનુજસ્વામી કૃત)

(૭૨) શ્રી વૈકુંઠ ગદ્ય (આચાર્ય રામાનુજસ્વામી કૃત)

(૭૩) શ્રી સામુદ્રિક શાસ્ત્ર

(૭૪) શ્રી રઘુનાથ ચરણ ચિહ્ન સ્ત્રોત્રમ્ (મહર્ષિ અગત્સ્યકૃત)

(૭૫) શ્રી આલવાંદર સ્ત્રોત્રમ્ (શ્રી યામુનાચાર્યકૃત)

(૭૬) શ્રીભક્તમાળ (શ્રીનાભાજીકૃત)

(૭૭) શ્રીમદ્ ભાગવત (શ્રી વલ્લભાચાર્યજી કૃત 'સુબોધિની ટીકા')

(૭૮) શ્રીમદ્ ભાગવત (શ્રીધર સ્વામીકૃત 'ભાવાર્થ દીપિકા ટીકા')

(૭૯) શ્રીમદ્ ભાગવત (શ્રી વીરરાઘવાચાર્યજી કૃત 'વીરરાઘવી ટીકા')

(૮૦) શ્રી ધર્માખ્યાન (સદ્ગુરૂ મુક્તાનંદ સ્વામીકૃત)

(૮૧) શ્રીમદ્ ભગવદ્ ગીતા

(૮૨) શ્રી મનુસ્મૃતિ (શ્રી મનુમહારાજકૃત)

(૮૩) શ્રી કૂર્મપુરાણ

(૮૪) શ્રી ગીતાભાષ્ય (શ્રી મધુસૂદન સરસ્વતિકૃત)

(૮૫) શ્રી વલ્લભદિગ્વિજય (શ્રી વલ્લભાચાર્ય પૌત્ર શ્રીયદુનાથજી કૃત)

(૮૬) શ્રી સર્વમંગલ સ્ત્રોત્રમ્ (શ્રી શતાનંદ સ્વામીકૃત)

(૮૭) શ્રી હરિદિગ્વિજય (શ્રી ભગવત પ્રસાદજી મહારાજકૃત ‘વિજયદૂંદૂભિ ટીકા)

(૮૮) શ્રી વેદાંતદીપ (શ્રી રામાનુજાચાર્ય કૃત)

(૮૯) શ્રી શરણાગતિ ગદ્ય (શ્રી રામાનુજાચાર્ય કૃત)

(૯૦) શ્રીમદ્ ભાગવત (શ્રી સદ્ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત ‘કૃષ્ણઅભિપ્રાય બોધિની ટીકા’)

(૯૧) શ્રી ચાણક્યસુત્ર (આચાર્ય ચાણક્યકૃત)

(૯૨) શ્રી તૈતરિય ઉપનિષદ્

(૯૩) શ્રી બોચાસણબંદનો અથેતિ ઇતિહાસ (શાસ્ત્રી હરિજીવનદાસકૃત)

(૯૪) શ્રી વચનામૃતભૂમિકા (શાસ્ત્રી હરિજીવનદાસકૃત)

(૯૫) શ્રી ધામવર્ણન ચાતુરી (સદ્ગુરૂ મુક્તાનંદ સ્વામીકૃત)

(૯૬) શ્રીમદ્ ભગવદ્ ગીતા (આચાર્ય રામાનુજ સ્વામીકૃત ટીકા)

(૯૭) શ્રીમદ્ ભગવદ્ ગીતા (આચાર્ય વેદાન્તદેશિક સ્વામીકૃત ‘તાત્પર્ય ચંદ્રિકા ટીકા’)

(૯૮) શ્રી સ્ત્રોત્રમ્

(૯૯) શ્રી ચતુઃ શ્લોકી (આચાર્ય યામુનાચાર્ય સ્વામીકૃત)

(૧૦૦) શ્રી સૂક્ત (ઋગ્વેદ)

(૧૦૧) શ્રી લક્ષ્મીતંત્ર

(૧૦૨) શ્રી સદાશિવ સંહિતા

(૧૦૩) શ્રી તૈતિરીય સંહિતા

(૧૦૪) શ્રી ઉપાષના દર્શન

(૧૦૫) શ્રી સ્કન્ધ પુરાણ

(૧૦૬) શ્રી વેદાન્ત સ્યમન્તક (શ્રી રાધાદામોદર કૃત-ગોડ પંથી)

(૧૦૭) શ્રી અર્હિબુધ્ન્ય સંહિત

(૧૦૮) શ્રી સ્વામિનારાયણ વેદાન્ત સાર (શાસ્ત્રી કૃષ્ણવલ્લભદાસજી જુનાગઢવાલા કૃત)

(૧૦૯) શ્રી અમરકોષ (શ્રી અમરસિંહ કૃત)

(૧૧૦) શ્રી ચાર દિગ્દર્શન (શાસ્ત્રી હરિજીવનદાસ કૃત)

(૧૧૧) શ્રી હરિપ્રાર્થના (સદ્ગુરૂ નિત્યાનંદ સ્વામીકૃત)

(૧૧૨) શ્રીહરિ ધ્યાન મંજરી (સદ્ગુરૂ પ્રેમાનંદ સ્વામીકૃત)

(૧૧૩) શ્રીસત્યભામાનુ ઋષણું (સદ્ગુરૂ પ્રેમાનંદ સ્વામીકૃત)

(૧૧૪) શ્રીગોપીનાથજીનો ગરબો (સદ્ગુરૂ પ્રેમાનંદ સ્વામીકૃત)

(૧૧૫) શ્રીહરિભજન સ્તોત્રમ્ (સદ્ગુરૂ યોગાનંદ સ્વામીકૃત)

(૧૧૬) શ્રીભજનાષ્ટક (સદ્ગુરૂ યોગાનંદ સ્વામીકૃત)

(૧૧૭) શ્રીહરિકૃષ્ણ વિરહાષ્ટકમ (સદ્ગુરૂ યોગાનંદ સ્વામીકૃત)

(૧૧૮) શ્રીયાચના અષ્ટકમ્ (સદ્ગુરૂ યોગાનંદ સ્વામીકૃત)

(૧૧૯) શ્રીલક્ષ્મીરહસ્ય સ્ત્રોત્રમ્

(૧૨૦) શ્રીબ્રહ્મપુરાણ

(૧૨૧) શ્રી વિષ્ણુવૈભવ

(૧૨૨) શ્રીહરિવંશ- (ખીલવંશ- ઉત્તરમહાભારત)

(૧૨૩) શ્રી તૈતિરિય નારાયણોપનિષદ્

(૧૨૪) શ્રી અવધુત ગીતા (સદ્ગુરૂ મુક્તાનંદ સ્વામીકૃત)

(૧૨૫) શ્રી કિર્તનકૌસ્તુભ માળા (આચાર્ય વિહારીલાલજીકૃત)

(૧૨૬) શ્રીપુર્ણાનંદ કાવ્ય (સદ્‌ગુરૂ પુર્ણાનંદ સ્વામીનુ જીવનકવન)

(૧૨૭) શ્રીવ્યાસ સુત્ર (સદ્‌ગુરૂ ગોપાળાનંદ સ્વામીકૃત 'સુત્રાર્થદીપિકા')

(૧૨૮) શ્રીવિનય પત્રિકા (શ્રી ગોસ્વામી તુલસીદાસકૃત)

(૧૨૯) શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતો (ઉધ્ધવ સંપ્રદાયની પ્રાઇવેટ સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી)

(૧૩૦) શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતો (ઉધ્ધવ સંપ્રદાયની બર્હિમુખ થયેલી સંસ્થાઓમાંથી પ્રગટ થયેલી)

(૧૩૧) શ્રી સિદ્ધાંત સાગર

(૧૩૨) શ્રી વાચસ્પત્યમ કોશ

(૧૩૩) શ્રી ન્યાય કોશ

(૧૩૪) શ્રી નિઘંટું (શ્રી કશ્યપમુનિ કૃત)

(૧૩૫) શ્રી તત્ત્વત્રયમ્ (શ્રી લોકાચાર્યકૃત)

# <u>અક્ષરધામ સબંધમાં શ્રુતિ સ્મૃતિ પ્રમાણ</u>

ભગવાન સ્વામિનારાયણ અને તેમના પરવર્તી આચાર્યો અને તેમના શિષ્યોએ માયાથી પર એવા ભગવત ધામને અક્ષરધામ શબ્દથી વ્યપદેશ કરેલો છે. તેના પ્રમાણો શ્રુતિ-સ્મૃતિઓમાં પણ જોવા મળે છે. જે નિમ્નલિખિત છે.

(૧) अक्षरात्परतः परः – જે આકાશઆદિથી પર જે સર્વનું મુળ અક્ષરબ્રહ્મ (અક્ષરધામ) થી પણ પર છે. (અથર્વવેદ/ શૌનકશાખા/મુણ્ડકોપનિષદ્/ ૨/૧/૨ આથી વેદો પણ અક્ષરધામનું પ્રતિપાદન કરે છે.)

(૨) अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमांगतिम्। यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम॥ તે અવ્યકત અક્ષર છે તેવુ કહેવાય છે. તેને જ પરમગતિ કહેવાય છે. જેને પ્રાપ્ત કરી પાછા નથી આવવુ પડતુ તે મારૂ (શ્રીકૃષ્ણનું) ધામ છે. (ગીતા- ૮/૨૧ - અહીં શ્રીકૃષ્ણે ભગવાન શ્રીહરિ પ્રગટ થાય તે પહેલા (હજારો વર્ષ અગાવ) પોતાને રહેવાનું ધામ અક્ષર કહ્યુ છે.)

(૩) ''तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम्। विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः॥ તે બધાં સહિત આ બ્રહ્માંડ કોષ જેમાં પરમાણું જેવો પડી રહેતો દેખાય છે અને જેમાં આવી કરોડો બ્રહ્માંડરાશિઓ છે તે આ પ્રધાન વગેરે સમસ્ત કારણોનું કારણ અક્ષરબ્રહ્મ કહેવાય છે અને આ જ પુરાણ પુરૂષોત્તમ પરમાત્મા શ્રીવિષ્ણુ ભગવાનનું શ્રેષ્ઠ ધામ છે. (શ્રીમદ ભાગવત/સ્કંધ/ ૩/૧૧/૪૧ અહીં ભગવાન વેદ વ્યાસજીએ ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહ્યું. )''

(૪) ''तदक्षरं परं ज्योतिस्तद् विष्णोः परमं पदम्। પ્રભામંડલથી મંદિર તે પરમ વ્યક્ત અક્ષર પરંજ્યોતિરૂપ છે અને તે વિષ્ણુ ભગવાનનું પરં પદ છે. (શ્રીકુર્મ

પુરાણ/ઉપરી વિભાગ/ અધ્યાય-૯/શ્લોક-૧૦ અહીં પણ શ્રીવ્યાસજી ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહે છે.)''

(૫) ''अक्षरं ब्रह्म सत्यं च मध्ये चान्ते च राघव। હે રઘુનંદન! આપ અવિનાશી અક્ષરબ્રહ્મ છો સૃષ્ટિના આદિ મધ્ય અને અંતમાં સત્યરૂપે વિદ્યમાન છો. (વાલ્મિકી રામાયણ/યુધ્ધકાંત/ અધ્યાય-૧૧૭/શ્લોક-૧૪ અહીં ભગવાનશ્રી રામને વાલ્મિકી મુનીએ અક્ષરબ્રહ્મ કહ્યા છે)''

(૬) ''एतत्परतरं गुह्यमेतदक्षरमुत्तमम्॥ ॐकारवाचकं ह्येतद्गुणातीतं सनातनम्। अशब्दमरसस्पर्शमरुपं गन्धवर्जितम्॥ निर्दुःखमसुखं दुःखं तद्विष्णोः परमं पदम्। આનાથી પર ગુહ્ય અને એનાથી પણ પરઅક્ષર છે. ઓમકાર વાંચક ગુણાતીત સનાતન છે. અશબ્દ, અરસ, અસ્પર્શ, રૂપ, ગંધ રહિત સુખદુ:ખથી પર જે છે તે વિષ્ણુનું પદ છે. (શ્રીવિષ્ણુ ધર્મોત્તર /તૃતિયખંડ/ અધ્યાય-૩૪૦/શ્લોક-૨૬ થી ૨૮ અહીં પણ શ્રીમાર્કન્ડેય મહર્ષિએ ભગવાન વિષ્ણુનું અક્ષરધામ કહ્યુ.)''

(૭) एवमुक्त्वास भगवान् मरुद्गणवृतः प्रभुः। जगाम भवनं विष्णोरक्षरं शाश्वतं पदम्॥ આ પ્રમાણે કહીને ઇન્દ્રરૂપધારી ભગવાન વિષ્ણુ મરુદગણોની સાથે સનાતન અને અવિનાશી અક્ષરધામમાં જતા રહ્યા. (મહાભારત/ શાંતિપર્વ/ અધ્યાય-૬૫ /શ્લોક-૩૨ આથી ગંગાપુત્ર ભિષ્મજીએ અક્ષરધામનું પ્રતિપાદન કર્યુ.)

(૮) दिशश्च विदिशः सर्वा ऊर्ध्वाधो व्याप्नुवच्च यत्। अक्षरं ब्रह्म कथितं सच्चिदानन्दलक्षणम्॥ સર્વ દિશાઓમાં, વિદિશાઓમાં અને અધો ઊર્ધ્વ વ્યાપી રહેલા સચ્ચિદાનંદરૂપ જે તેજને અક્ષરબ્રહ્મ નામથી કહેવામાં આવે છે. તે નારદજીએ જોયું. (શ્રીસ્કંધ પુરાણ/ વૈષ્ણવખંડ/ વાસુદેવ મહાત્મ્ય/ અધ્યાય-

૧૭/ શ્લોક-૨ આથી ભગવાન શંકરના પુત્ર સ્કંધજીએ પણ અક્ષરધામનું પ્રતિપાદન કર્યુ.)

(૯) वैकुण्ठात्मकोलोकोऽक्षर पदेनोच्यते। વૈકુંઠ સ્વરૂપલોક અક્ષરપદ થી કહેવાય છે. (શ્રીવ્યાસ સૂત્ર/ શ્રી વલ્લભાચાર્યજી કૃત અણુભાષ્ય /3/3/33, 3/3/૪૭ આથી શ્રીવલ્લભાચાર્યજીએ વૈકુંઠલોકને જ અક્ષરપદથી કહ્યું.)

(૧૦) मोक्षंपरंपदंदिव्यममृतंविष्णुमन्दिरम्। अघरंपरमंधामवैकुण्ठंशाश्वतंपदम्॥ नित्यं च परमंव्योमसर्वोत्कृष्टंसनातनम्। पर्यायवाचकान्यस्यपरधाम्नोऽच्युतस्यच॥ જ્યાં જઇને પાછા ફરતા નથી તેને મોક્ષ સ્થાન કહે છે. મોક્ષ, પરમપદ, દિવ્ય, અમૃત, વિષ્ણુ મંદિર, **અક્ષરધામ**, પરમધામ, વૈકુંઠ, શાશ્વતપદ, નિત્ય, પરમવ્યોમ, સવોત્કૃષ્ટ, સનાતન આ બધાએ વિષ્ણુ ભગવાનના પર્યાયવાચક શબ્દો છે. (પદ્મપુરાણ/ઉત્તરખંડ/અધ્યાય-૨૨૭/શ્લોકઃ ૮૦-૮૧ આમ એકજ ભગવતધામ ને વૈકુંઠ, અક્ષરધામ, પરમપદ ઇત્યાદિ નામથી સંબોધાય છે. આથી બધા જ ધામની અભિન્નતા સ્પષ્ટ થઇ.)

(૧૧) 'सोऽक्षरः परमः स्वराट्। (तैतिरीय महानारायणोपनिषद्.२६) તે અક્ષર પરમસ્વરાટ છે.' આ શ્રૃતિની વ્યાખ્યા કરતા સુદર્શનસુરી કહે છે, 'ज्ञानसंकोचरूपक्षरणाभावादक्षरो मुक्तः। स्वराट् –स्वतन्त्रः, अकर्मवश्यः। परमः – जीवगतावस्थासु अतः परमुत्कृष्यावस्थान्तराभावात् पाराम्यम्। (श्रुत प्रकाशिका. १-२१०) અર્થાત જેમા જ્ઞાનના સંકોચરનો અભાવ હોવાથી અક્ષર, સ્વરાટ્ એટલે જે સ્વતંત્ર અને અકર્મવશ્ય છે, અને પરમ એટલે જેમા જીવગત જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થા રહેલી નથી. અતઃ પરમ ઉત્કૃષ્ટ એવી તુરીયાવસ્થાના ભાવથી જેનું પારમ્ય.

(૧૨) ''तदक्षरे परमे व्योमन् (तैतिरिय आरण्यक। ૧૦/૧/૧ અર્થાત્ તે પરમ વ્યોમ અક્ષર છે.''

(૧૩) ''अक्षर परमव्योम निलयः। અક્ષર પરમ વ્યોમમાં સંપૂર્ણપણે લીન (રામાનુજાચાર્યકૃત ગીતાભાષ્ય)'' આ પ્રમાણે રામાનુજાચાર્યએ અક્ષરધામનું પ્રતિપાદન કરેલું અને ત્યારપછી તેમના જ સંપ્રદાયના વિદ્વાનોએ પોતાના ગ્રંથમાં ''वैकुण्ठे तु परे लोके त्रिया सार्धं जगत्पतिः।'' ''लोकं विकुण्ठमुपनेष्यति गोकुलं स्म'' ઇત્યાદિ વચનો લખી મુક્તપ્રાપ્ય પરાત્પર અપ્રાકૃત અનાદિ અપુરનાવૃત્તિ ભગવદ્ ધામને વૈકુંઠ શબ્દથી કહી તેના પ્રમાણમાં ''अक्षर परमव्योम निलयः। '' ''तदक्षरे परमे व्योमन् '' ઇત્યાદિક શ્રૃતિઓ પરિગ્રહી છે. આથી રામાનુજ પ્રમાણે પણ અક્ષરધામ સ્પષ્ટ થાય છે.

**સંશોધક/ વેદાંતાચાર્ય, પુરાણેતિહાસાચાર્ય,**
**એમ.એ. ફીલોશોફી, શાસ્ત્રી-રાકેશભાઇ,**
**શ્રીનારાયણમુનિદેવ સત્સંગ મંડળ, સૂરત.**

## ::ભગવાન સ્વામિનારાયણમાં વ્યાસાદિપ્રમાણો::

**'સહજાનંદ હરિ પ્રગટ થયા, સહજાનંદ હરિ,**

**વ્યાસ મુનિએ જે પૂર્વે કહીતી, તે વાત સાચી કરી....'**

સદ્ નિષ્કુળાનંદ સ્વામીએ જે પ્રમાણે ગાયુ છે તે પ્રમાણે ઘોર કલીકાલમાં ગોલોકાધિપતિ શ્રી કૃષ્ણ જ પોતે 'નારાયણ મુનિ (સહજાનંદ સ્વામિ, શ્રી સ્વામિનારાયણ)' નામ ધારણ કરી પ્રગટ થવાના છે એવી ભગવાન વેદવ્યાસ જીએ તે તે પુરાણોમાં ભવિષ્યવાણી કરી હતી તેના પ્રમાણો નીચે મુજબ છે.

(૧) '' नमो बुद्धाय बोधने दैत्यदानव मोहिने।

नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्म सुनवे ।

म्लेच्छप्रायक्षत्रहन्ते नमस्ते कल्किरुपिणे॥

અર્થાત દૈત્ય અને દાનવોને મોહિત કરવા વેદ વિરુધ્ધ બોધ આપવા માટે બુધ્ધ ભગવાનને નમસ્કાર, શુધ્ધ એકાંતિક ધર્મ સંસ્થાપન કરવા માટે પ્રગટય થનારાશ્રી ધર્મના પુત્ર શ્રી હરિકૃષ્ણને નમસ્કાર, અને મલેચ્છ જેવા થઇ ગયેલા ક્ષત્રિઓને હણવા માટે કલ્કિરૂપ ધારણ કરનારા કલ્કિ ભગવાનને નમસ્કાર (શ્રીમદ્ ભાગવત/૧૦/૪૦/૨૨ આ શ્લોક શ્રીમદ્ ભાગવતની પ્રાચિન પ્રતોમા જોવા મળે છે પણ હાલમાં ઉપલબ્ધ થતી પ્રતોમાં 'नमस्ते हरिकृष्णाय शुद्धाय धर्म सूनवे' આ ચરણ જોવા મળતું નથી એવું સદ્ ગોપાળાનંદ સ્વામી તથા આચાર્ય ભગવદ્ પ્રસાદજી મહારાજ ભાગવતની આ શ્લોકની ટીકામાં કહે છે.)

(૨) अन्योऽपि धर्मरक्षायै देहः संभ्रियते मया ।

विरा मायाप्त धर्मस्य काले प्रभवतः क्वचित ॥

અર્થાત સમગ્ર સમયે ધર્મની રક્ષા કરવા માટે અને વધી રહેલા અધર્મને રોકવા માટે હું બીજો પણ અવતાર અર્થાત શરીર ધારણ કરીશ. (શ્રીમદ્ ભાગવત્

૧૦/૫૦/૧૦) અહી જે શ્રી કૃષ્ણ ભગવાને બીજો અવતાર ધારણ કરવાની પ્રતિજ્ઞા કરી તેજ શ્રી સ્વામિનારાયણ એવો સદ્. ગોપાળાનંદ સ્વામીએ તથા આચાર્ય ભગવદ્ પ્રસાદજી મહારાજ ભાગવતની આ શ્લોકની ટીકામાં વાસુદેવ માહાત્મ્ય અ.૧૮/૪૨ થી ૪૪ ના પ્રમાણ આપી સિદ્ધ કરેલું છે. જીજ્ઞાશુઓએ એ ટીકા જોઇ લેવી.

(૩) मया कृष्णेन निहताः सार्जुनेन रणेषुये ।

प्रवर्तयिष्यन्त्यसुरास्ते त्वधर्मं यदाक्षितौ ॥

धर्मदेवात्तदामूर्तौ नरनारायणात्मना ।

प्रवृत्तेऽपिकलौ ब्रह्मन्! भूत्वाहं सामगोद्विजः ॥

मुनिशापान्नृतां प्राप्तं सर्षिजन कमात्मनः ।

ततोऽवितागुरुभ्योऽहंसद्धधर्मंस्थापयान्नज ॥ .....

અર્થાત્ અક્ષરધામના અધિપતિ ભગવાન શ્રીકૃષ્ણ નારદજીને કહે છે હે બ્રહ્મન્! અર્જુને સહિત મે શ્રીકૃષ્ણે યુધ્ધમાં હણેલા જે અસુરો હતા તેજ જ્યારે પૃથ્વી ઉપર અધર્મને પ્રવર્ત્તાવશે ત્યારે હું કલિયુગની પ્રબળ પ્રવૃત્તિમાં પણ ધર્મદેવ થકી મુર્તિને વિષે નરનારાયણ રૂપે સામવેદી વિપ્ર થઇને હે અજ! હું સધ્ધર્મ સ્થાપન કરતો થકો દુર્વાશા ઋષિના શાપથી મનુષ્યભાવને પામેલા મરિચ્યાદિક ઋષિઓ અને માતા પિતા ભક્તિ ધર્મનું અસુરગુરૂઓ થકી રક્ષાણ કરીશ (સ્કંધપુરાણ/વૈષ્ણવખંડ/ શ્રી વાસુદેવ માહાત્મ્ય અધ્યાય. ૧૮/શ્લોક. ૪૨ થી ૪૪ - ભગવાન સ્વામિનારાયણનું એક નામ નારાયણમુનિ પણ છે. જે તેમના ગુરૂ રામાનંદ સ્વામિએ વિ.સં. ૧૮૫૭ માં કાર્તક સુદ-૧૧ તેઓને ભાગવતી દીક્ષા આપી હતી ત્યારે પાડયું હતુ).

**(વેંકટેસ પ્રેસનો પાઠભેદ વાળો શ્લોક નીચે મુજબ છે.)**

मया कृष्णेन निहताः सार्जुनेन रणेषुये ।

प्रवर्तयिष्यन्त्यसुरास्ते त्वधर्मं यदाक्षितौ ॥

धर्मदेवात्तदाभक्ताऽ नारायणोमुनिः ।

जनिष्ये कोशले देशे भुमौहि सामगो द्विजः।।

मुनिशापान्नृतां प्राप्तनृ षीस्तात! तथोद्धवम्।

ततोऽवितासुरेभ्योऽहंसद्धधर्मंस्थापयान्नज ॥ .....

અર્થાત્ અક્ષરધામના અધિપતિ ભગવાન શ્રીકૃષ્ણ નારદજીને કહે છે હે બ્રહ્મન્! અર્જુને સહિત મે શ્રીકૃષ્ણે યુધ્ધમાં હણેલા જે અસુરો હતા તેજ જ્યારે પૃથ્વી ઉપર અધર્મને પ્રવર્ત્તાવશે ત્યારે હું કલિયુગની પ્રબળ પ્રવૃત્તિમાં પણ ધર્મદેવ થકી ભક્તિને વિષે નારાયણમુનિ રૂપે સામવેદી વિપ્ર થઇને હે અજ! હું સધ્ધર્મ સ્થાપન કરતો થકો દુર્વાશા ઋષિના શાપથી મનુષ્યભાવને પામેલા મરિચ્યાદિક ઋષિઓ અને માતા પિતા ભક્તિ ધર્મનું અસુરગુરૂઓ થકી રક્ષાણ કરીશ (સ્કંધપુરાણ/વૈષ્ણવખંડ/ શ્રી વાસુદેવ માહાત્મ્ય અધ્યાય. ૧૮/શ્લોક. ૪૨ થી ૪૪ - ભગવાન સ્વામિનારાયણનું એક નામ નારાયણમુનિ પણ છે. જે તેમના ગુરૂ રામાનંદ સ્વામિએ વિ.સં. ૧૮૫૭ માં કાર્તક સુદ-૧૧ તેઓને ભાગવતી દીક્ષા આપી હતી ત્યારે પાડ્યું હતુ).

(૪) अंशेनज्ञानिनां श्रेष्ठो नरनारायणावृषी ।

त्वं च धर्मसुतो भूत्वालोक निस्तारकारकः ॥

અર્થાત્ નરનારાયણ ઋષિરૂપ આપ જ ભગવાન ધર્મદેવના પુત્ર થઇ જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ એવા આપ અલ્પાંશ સામર્થ્યથી પણ લોકોનો ઉદ્ધાર કરનારા થશો. (બ્રહ્મ વૈવર્ત પુરાણ/૪/પુર્વાર્ધ /અધ્યાય. ૨ બદ્રીકા આશ્રમમાં દુર્વાશા ઋષિએ જે ધર્મદેવ અને નરનારાયણદેવને શાપ આપેલો તે નરનારાયણ દેવ જ સ્વામિનારાયણ નામધારી મનુષ્યરૂપે ધર્મદેવના ઘરે પ્રગટ થયા હતા.)

(૫) तार हृत्पूर्वकंङे ऽन्तंनारायणपदं भवेत् ।

अस्ताक्षरो मुनश्चाऽस्य साध्यो नारायणोमुनिः॥

અર્થાત્ તારહૃત પદ પ્રથમ રાખી નારાયણ પદ પછી રાખી આઠ અક્ષરવાળો 'तार ह्ननारायणायनमः' જોડવાથી દશ અક્ષરવાળો મંત્ર થાય છે. 'માયાને હરવાવાળા નારાયણને નમસ્કાર' બોલી શ્રી નારાયણમુનિ નામના ભગવાનને સાધી લેવા. (બૃહન્નારદીય પુરાણ/પૂર્વખંડ/ અ. ૭૨ શ્રી સ્વામિનારાયણમુનિનું એકનામ નારાયણમુનિ પણ છે.

(૬) नरः कुष्णो हरिर्धर्मनन्दनो धर्मजीविकः ।

અર્થાત્ ધર્મને જાણવાવાળા મનુષ્ય નરરૂપ હરિકૃષ્ણ ધર્મનન્દન ભગવાન છે. (પદમપુરાણ/ઉત્તર/ અ.૭૨/વિષ્ણુસહસ્રનામ- શ્રી સ્વામિનારાયણ નુ એક નામ હરિકૃષ્ણ પણ છે.

(૭) ततः स्वामिनमालोक्य लोकानां स्वामिनं प्रभुम् ।

यमालोक्य न पश्यन्ति नकरं जातुचिन्नराः ॥

स्वर्गे कल्पशतं स्थित्वा मुक्तसंसारवासनाः ।

मुक्तिं च प्रतिपद्यन्ते नाऽत्र कार्या विचारणा॥

અર્થાત્ ત્યારે લોકના સ્વામી શ્રી સ્વામિનારાયણ પ્રભુના દર્શન કરવાવાળા મનુષ્યોને યમપુરીમાં જવું પડતુ નથી. તે લોકો સો કલ્પ સુધિસ્વર્ગમાં સુખ રૂપે રહી સંસાર વાસના રહિત થઇ મહામુક્તિને પામેલ છે. (પદમપુરાણ ઉત્તરખંડ/ ૬/ ૧૭૬/૪૮-૫૦)

(૮) दत्तात्रेयः कृत युगे तेत्रा यांरघुनन्दनः

द्वापरे वासुदेवः स्यात् कलौस्वामी वृषात्मजः ॥

સતયુગમાં દત્તાત્રેય ભગવાન ત્રેતાયુગમાં રામચંદ્રજી ભગવાન દ્વાપર માં વસુદેવના પુત્ર વાસુદેવ શ્રી કૃષ્ણ અને કલીયુમાં સ્વામી અર્થાત્ સ્વામિનાાયણ અવતાર લેશે. (બ્રહ્માંડપુરાણ/ આ શ્લોકનું પ્રમાણ આચાર્યભગવત પ્રસાદજીએ પણ ભક્ત રંજની ટીકમાં આપેલું છે જુઓ ૧૦/૫૦/૧૦ ભાગવત ભક્ત રંજની ટીકા)

(૯) श्रृणुनारायणक्षेत्रं जलाद्धस्त चतुष्टयम् ।

अत्र नारायणः स्वामी नान्यः स्वामीकदाचन ॥

અર્થાત્ સાંભળો નદી, સરોવર આદિ જલના કિનારાની ચાર ચાર હાથની ભૂમિ શ્રીનારાયણક્ષેત્ર કહેવાય છે તેના સ્વામી સ્વામિનારાયણ છે, અન્ય કોઇ પણ ક્યારેય પણ તેના સ્વામી નથી. (બ્રહ્મવૈતર્ત/કૃષ્ણ જન્મ/૭૮/૪૦)

(૧૦) स्वामी नारायणोऽस्मा कमास्ते श्री वेंकटाचले

कदाचिद्धयमारुह्य हंस शुक्ल मनोजवम् ॥

શ્રી વંકટાદ્રિ પર્વતવાળી ભારત ભૂમિમાં ભવિષ્ય સમયમાં હંસસમાન શુક્લ (પરમ હંસ સમાન પાવન) મન સમાન વેગવાળા (કામદેવને ભગાડનારા) અશ્વ પર બિરાજમાન થઇ અમારા સ્વામિનારાયણ ભગવાન વિચરતા હશે. (સ્કંદ પુરણા/ વૈષ્ણવખંડ/ વેંકટાદ્રિમાહાત્મ્ય/અ.૭/શ્લો-૯)

**સંશોધક**- વિ. વેદાંતાચાર્ય - પુરાણેતિહાસાચાર્ય
એમ.એ. ફીલોશોફી શાસ્ત્રી-રાકેશ
(નારાયણ મૂનિદેવ સત્સંગ મંડળ
સૂરત, રામપરા, સ્વામિનારાયણ મંદિર)
મો. નં. ૯૩૨૭૬-૧૪૦૮૩